# પ્રવીણ સાગર

રચનાર

રાજકોટના સ્વ. રાજકુમાર મહેરામણજી



પ્રવીણ પુસ્તક ભંડાર

મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ

રાજકોટ. ૩૬૦૦૦૧ ફોન. ૩૨૪૬૦

# પ્રસ્તાવના.

કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં ઘણો પ્રસિદ્ધ, ભાટચારણોના મુખમાં રમતો, પ્રેમીઓને આનંદ આપતો, કાવ્યવિનોદીઓને નવનવા માર્ગ દર્શાવતો, રાજા રજવાડાને રંજન કરતો-સર્વ લોકપ્રિય થઈ પડેલો **પ્રવીણ-સાગર** નામનો, મિશ્ર હિંદી કાવ્ય ગ્રંથ, વિક્રમ સંવત ૧૮૩૮ ના શ્રાવણ સુદિ પંચમી ને મંગળવારે, રાજકોટના જાડેજા રાજકુમાર શ્રી **મહેરામણજી**એ, પોતાના ૭ મિત્રોની વિવિધ પ્રકારની સહાયતાથી રચવો શરુ કર્યો હતો. તે ગ્રંથની બે જૂદી જૂદી રીતની ૮૪ લહેરો જાણવામાં આવેલી છે. તેનું બારીકીથી નિરીક્ષણ કરતાં, મજકુર રાજકુમાર શ્રી **મહેરામણજી**એ તે ગ્રંથ સંપૂર્ણ કર્યો હતો કે નહિ, એ વાત નિશ્ચિત થઈ શકતી નથી.

પ્રવીણ-સાગરની લોકપ્રિયતા.

કચ્છ અને કાઠિયાવાડના ઘણા રાજાઓ, જાગીરદારો અને અમીરોનાં ખાનગી પુસ્તકસંગ્રહોમાં, **પ્રવીણ-સાગર**ના જે હસ્તલિખિત ચોપડાઓ જોવામાં આવે છે, તેમાં માત્ર ૬૦ લહેરો જ સંપૂર્ણ થયલી જણાય છે. ઇડરના રાજપુસ્તકાલયમાં પણ એવી ૬૦ લહેરોવાળી હસ્તલિખિત પ્રત હતી. તે ઉપરથી ત્યાંના કાવ્યપ્રેમી રાઠોડ મહારાજા શ્રીએ, તે સાઠ લહેર મૂળ, પોતાના દરબારી શિલા પ્રેસમાં, સંવત્ ૧૯૨૩ (ઇ. સ. ૧૮૬૭)માં છપાવી પ્રસિદ્ધ કરી હતી.

ઇડરની આવૃત્તિ.

**પ્રવીણ-સાગર** કાવ્યગ્રંથની કવિતાની અપૂર્વતા, ગ્રંથની વસ્તુસંકળના, રસિકતા, તેમાં સમાવેલો સાહિત્યનો અદ્વિતીય સમુદ્ર, અને વર્ણવેલા લોકોપયોગી વિષયોથી, તે ગ્રંથ પૂરેપૂરો વાંચવાની ઘણા રસિક અને કાવ્યવિનોદી ગૃહસ્થોને ઉત્કંઠા થઈ. તેપરથી રાજકોટના રહીશ અને ત્યાંના રાજ્યાશ્રિત રા. હરિશંકર પ્રાણજીવન, જેઓ એક વખત ધ્રાંગધ્રા રાજના દીવાનપદપર હતા, તેમણે આ ગ્રંથ પૂરો છપાવી પ્રસિદ્ધ કરવાની ઇચ્છા કરી. પરંતુ તેમા બે મુશ્કેલીઓ નડીઃ-(૧) એ ગ્રંથની ૮૪ લહેરો કહેવામાં આવતી હતી, તેમાંની માત્ર ૬૦ લહેરો જ લભ્ય હતી, તો બાકીની ૨૪ લહેરો ક્યાંથી મેળવવી? અને (૨) બીજી મુશ્કેલી એ હતી કે, આ ગ્રંથ અતિ રસિક છતાં, કેટલીક જગાએ તેમાંની કવિતા ક્લિષ્ટ છે; તેમાં પણ ચિત્રકાવ્ય અને અનેકાર્થિકાવ્ય, જેમાં પૂર્વના સિદ્ધાંતિ શાસ્ત્રકારોએ, કવિને કેટલીક ક્લિષ્ટતાની છૂટ આપેલી છે, તે છૂટનો આ ગ્રંથકારે બહોળો ઉપયોગ કર્યો છે; એટલું જ નહિ પણ ગ્રંથ વ્રજભાષાનો છતાં તેમાં કચ્છ કાઠિયાવાડના પ્રાંતિક શબ્દો પણ ઘુસાડી

સટીક આવૃત્તિનો ઇતિહાસ.

દેવામાં આવ્યા છે; અને અર્થ કરતાં શબ્દાલંકારપર વિશેષ ધ્યાન આપ્યું છે: એવાં એવાં કારણોને લીધે સમગ્ર ગ્રંથનો કેટલોક ભાગ ટીકા વગર, કાવ્યવિલાસી ચતુરજનોને પણ સમજવો મુશ્કેલ પડે છે, એ મુશ્કેલી કેમ દૂર કરવી. આ બે અડચણો દૂર કરવાને મજકુર રા. હરિશંકર પ્રાણજીવન અને તેમના ભાઈ શાસ્ત્રી ચતુર્ભુજ પ્રાણજીવને, અર્થ–અલંકારાદિ સમજવાને સારો પ્રયાસ કર્યો. પ્રવીણ-સાગરની ૬૦ પછીની લહેરો શોધવા માંડી. શોધ કરતાં ૬૦ ને બદલે ૭૨ લહેરનો એક હસ્તલિખિત ચોપડો, તેમને રાજકોટની પાસેના ગવરીદડ દરબાર જાડેજા શ્રી પ્રતાપસિંહ ભેરુજીના પુસ્તકાલયમાંથી મળી આવ્યો. વિદ્યાવિલાસી સજ્જન ઠાકોરે, તે પ્રત, છપાવવામાં મદદ કર્તા થઈ પડે એ માટે, ઘણી ખુશીથી આપી દીધી. એટલે પહેલી મુશ્કેલીમાંથી અર્દ્ધ ભાગ કમી થતાં મજકુર પ્રગટ કરવા ઇચ્છનારાઓનો ઉત્સાહ વધ્યો.

ટીકાકાર બારોટ રણમલ.

બીજી મુશ્કેલી દૂર કરવામાં રાજકોટના રહીશ બારોટ કવિ રણમલ અદાભાઈએ તેમને વચન આપ્યું; અર્થાત્ પોતાની શક્તિ, જ્ઞાન અને સહાયતાનો વિચાર કર્યા વગર, તેમણે પ્રવીણ–સાગર જેવા મહાન્ અને કઠિન ગ્રંથની ટીકા (ગુજરાતી અર્થ) કરી આપવાનું માથે લીધું. એટલુંજ નહિ, પણ છેલ્લી ૭૩ થી ૮૪ પર્યંતની ૧૨ લહેરો જે અલભ્ય હતી, તે પણ નવી બનાવી ગ્રંથ સંપૂર્ણ કરી આપવા કબૂલત આપી. તેપરથી શાસ્ત્રી ચતુર્ભુજ પ્રાણજીવને પોતાના "કાઠિયાવાડ પ્રિન્ટીંગ પ્રેસ"માં એ ગ્રંથ છપાવવો શરુ કર્યો.

બારોટ રણમલ અદાભાઇ ટીકા લખતા અને શાસ્ત્રીજી તે તપાસીને પોતાના પ્રેસમાં છાપતા હતા. આ કામ ૪૮ લહેર સુધી ઠીક ઠીક ચાલ્યું, પણ તે પછીની "હેરોના અર્થ કરવા બારોટજીને મુશ્કેલ પડ્યા. તેપરથી જે જે છંદો ટીકાકારને સમજાયા નહોતા, તેનો સંગ્રહ કરી, તેની ૨૦૦ ચોપડીઓ છપાવી કચ્છ, કાઠીયાવાડ, મારવાડ, મુંબઈ વગેરે સ્થળે, ભાષાજ્ઞ વિદ્વાનોને, તેની એકેક નકલ, અર્થ લખી મોકલવા માટે મોકલી આપી. પણ કોઈ જગાએથી તેનો મનમાનતો અર્થ લખાઈ આવ્યો નહિ, તેથી ગ્રંથ છપાવવાનું કામ અટકી પડ્યું.

ટીકાકાર કવીશ્વર દલપતરામ

એ અરસામાં ગ્રંથ પ્રકાશક શાસ્ત્રીજી ચતુર્ભુજ કાંઈ કામ પ્રસંગે અમદાવાદ જતાં, ત્યાં સ્વર્ગસ્થ કવીશ્વર શ્રી દલપતરામ ડાહ્યાભાઇને સહજ મળવા ગયા. વાંચનમાળાની શાળોપયોગી સરળ કવિતાઓ જોવાથી વ્રજભાષાના વિદ્વાનોને એવો ફાંકો રહેતો હતો કે, દલપતરામ તો ગુજરાતી ભાષામાં રાસડા અને 'બેઠો માળો બાંધવા' જેવી બાળચેષ્ટાની કવિતાઓ જોડનાર છે, તેને તે વળી હિંદી ભાષાનું જ્ઞાન શું! આવાજ ખ્યાલથી શાસ્ત્રીજીએ સંશયની ૨૦૦ પ્રતો, હિન્દી જાણનાર દેશના જૂદા જૂદા

૨૦૦ વિદ્વાનોને, અર્થ કરવા મોકલેલી, તેમાં પણ દલપતરામને ગણ્યા નહોતા. એ જ વિચારથી શાસ્ત્રીજીએ સ્વયં તો કવીશ્વરજી પાસે પોતાની મુશ્કેલીઓની કશી વાત કરી નહિ. કવીશ્વરની મુલાકાત થતાં, અનેક આડીતેડી વાતો થઈ, પણ કવીશ્વરે જ પ્રવીણ–સાગર જેવો મહાન્ ગ્રંથ સટીક છપાવવા માટે તેમને અભિનંદન આપ્યું ત્યારે, સહજ તેમણે ખરા રૂપમાં પોતાની મુશ્કેલીઓ જણાવી. કવીશ્વરજીએ તેમને કહ્યું કે, "જે છંદોનો અર્થ તમારા ટીકાકારને સમજાતો નથી, અને દેશાવરોમાંથી પણ સંતોષકારક અર્થ લખાઈ આવ્યો નથી, તેવા જે કઠિન છંદો હોય તે થોડા મને બતાવો. જો મારાથી બનશે તો હું તેનો અર્થ કરી આપીશ." આ શબ્દોથી શાસ્ત્રીજીનાં મનમાં કાંઇક આશા ઉત્પન્ન થઈ. તેમણે લહેર ૫૯ મીનો ૧૨ મો સવૈયો

"ध्वांतबिना अति कुंभकुं संकट, धीरज कैसे शिखंडिज कीजें?"

અને એ જ લેહેરનો દુહો ૨૮ મો

"घट राखे पानी ढरे, रहे सु एक रती न!<br>घट फूटे पानी रहे? कारन कोन प्रबीन?"

ઇત્યાદિ કેટલાક છંદો બતાવ્યા. કવીશ્વરજીએ તે વિચારવા માટે પોતાની પાસે રાખ્યા અને શાસ્ત્રીજીને બીજે દિવસે મળવા કહ્યું. બીજા દિવસની મુલાકાત વખતે કવીશ્વરજીએ તે બધા છંદોના અર્થ લખી રાખેલા હતા, તે શાસ્ત્રીજીને બતાવ્યા. શાસ્ત્રી ચતુર્ભુજ બહુ પ્રસન્ન થયા ને બાકીની ૪૮ પછીની લહેરોની ટીકા કરી આપવા માટે તેમને વિનતિ કરી. તે તેમણે સ્વીકારી. ત્યારે ફરી બીજી મુશ્કેલી બતાવી કે, '૭૩ થી ૮૪ સૂધીની લહેરો, ઘણી શોધ કરવા છતાં પણ, હાથ લાગી નથી, માટે તે ગ્રંથનો પૂર્વાપરનો સંબંધ સમજીને નવી કરવાની છે, કે જેથી ગ્રંથ સંપૂર્ણ થાય. આ અમારું આરંભેલું કામ જો આપ પરિપૂર્ણ કરી આપો તો રૂ ૧૦૦૦ આપને હું રોકડા આપીશ!' કવિએ તે માગણી પણ કબૂલ કરી અને વિશેષમાં ગ્રંથની ૨૫ નકલો મળવાને કહ્યું. તે પછીથી એ ગ્રંથ છપાવવાનું કામ કવીશ્વરજીની સગવડ માટે રાજકોટને બદલે અમદાવાદમાં ચાલ્યું. કવિએ પોતાનું આપેલું વચન અક્ષરે અક્ષર પાળ્યું, અને શાસ્ત્રીજીએ કવિના કામ અને તેમની અદ્ભુત શક્તિ તથા વિદ્વત્તાથી પ્રસન્ન થઇને તેમને રૂપિયા ૧૦૦૦ અને ૨૫ પ્રતો ઉપરાંત, રૂા. ૫૦૦ શાલ પાઘડીના તરીકે વધારે આપ્યા હતા! પોતાના કામની કદર થવાથી કવીશ્વરજી પણ પ્રસન્ન થયા. તાત્પર્ય કે પ્રવીણ–સાગરની છેલ્લી ૧૨ લહેરો જેનાપર કાવ્ય પ્રેમીજનો અતિ ફિદા થાય છે, તે મૂળ ગ્રંથકારની નહિ, પણ

૭૩ થી ૮૪ સુધીની લહેરો રચનાર કોણ?

દેવામાં આવ્યા છે; અને અર્થ કરતાં શબ્દાલંકારપર વિશેષ ધ્યાન આપ્યું છે: એવાં એવાં કારણોને લીધે સમગ્ર ગ્રંથનો કેટલોક ભાગ ટીકા વગર, કાવ્યવિલાસી ચતુરજનોને પણ સમજવો મુશ્કેલ પડે છે, એ મુશ્કેલી કેમ દૂર કરવી. આ બે અડચણો દૂર કરવાને મજકુર રા. **હરિશંકર પ્રાણજીવન** અને તેમના ભાઈ શાસ્ત્રી **ચતુર્ભુજ પ્રાણજીવને**, અર્થ–અલંકારાદિ સમજવાને સારો પ્રયાસ કર્યો. **પ્રવીણ-સાગરની** ૬૦ પછીની લહેરો શોધવા માંડી. શોધ કરતાં ૬૦ નેબદલે ૭૨ લહેરનો એક હસ્તલિખિત ચોપડો, તેમને **રાજકોટની** પાસેના ગવરીદડ દરબાર **જાડેજા શ્રી પ્રતાપસિહ મેરુજીના** પુસ્તકાલયમાંથી મળી આવ્યો. વિદ્યાવિલાસી સજ્જન ઠાકોરે, તે પ્રત, છપાવવામાં મદદ કર્તા થઈ પડે એ માટે, ઘણી ખુશીથી આપી દીધી. એટલે પહેલી મુશ્કેલીમાંથી અર્દ્ધ ભાગ કમી થતાં મજકુર પ્રગટ કરવા ઇચ્છનારાઓનો ઉત્સાહ વધ્યો.

બીજી મુશ્કેલી દૂર કરવામાં રાજકોટના રહીશ બારોટ કવિ **રણમલ અદાભાઈએ** તેમને વચન આપ્યું; અર્થાત્ પોતાની શક્તિ, જ્ઞાન અને સહાયતાનો વિચાર કર્યા વગર, તેમણે **પ્રવીણ–સાગર** જેવા મહાન્ અને કઠિન ગ્રંથની ટીકા (ગુજરાતી અર્થ) કરી આપવાનું માથે લીધું. એટલુંજ નહિ, પણ છેલ્લી ૭૩ થી ૮૪ પર્યંતની ૧૨ લહેરો જે અલભ્ય હતી, તે પણ નવી બનાવી ગ્રંથ સંપૂર્ણ કરી આપવા કબૂલત આપી. તેપરથી શાસ્ત્રી **ચતુર્ભુજ પ્રાણજીવને** પોતાના "કાઠિયાવાડ પ્રિન્ટીંગ પ્રેસ"માં એ ગ્રંથ છપાવવો શરુ કર્યો.

ટીકાકાર બારોટ રણમલ.

બારોટ **રણમલ અદાભાઇ** ટીકા લખતા અને શાસ્ત્રીજી તે તપાસીને પોતાના પ્રેસમાં છાપતા હતા. આ કામ ૪૮ લહેર સૂધી ઠીક ઠીક ચાલ્યું, પણ તે પછીની લહેરોના અર્થ કરવા બારોટજીને મુશ્કેલ પડ્યા. તેપરથી જે જે છંદો ટીકાકારને સમજાયા નહોતા, તેનો સંગ્રહ કરી, તેની ૨૦૦ ચોપડીઓ છપાવી કચ્છ, કાઠીયાવાડ, મારવાડ, મુંબઈ વગેરે સ્થળે, ભાષાજ્ઞ વિદ્વાનોને, તેની એકેક નકલ, અર્થ લખી મોકલવા માટે મોકલી આપી. પણ કોઈ જગાએથી તેનો મનમાનતો અર્થ લખાઈ આવ્યો નહિ, તેથી ગ્રંથ છપાવવાનું કામ અટકી પડ્યું.

એ અરસામાં ગ્રંથ પ્રકાશક શાસ્ત્રીજી **ચતુર્ભુજ** કાંઈ કામ પ્રસંગે અમદાવાદ જતાં, ત્યાં સ્વર્ગસ્થ કવીશ્વર શ્રી દલપતરામ ડાહ્યાભાઇને સહજ મળવા ગયા. વાંચનમાળાની શાળોપયોગી સરળ કવિતાઓ જોવાથી વ્રજભાષાના વિદ્વાનોને એવો ફાંકો રહેતો હતો કે, દલપતરામ તો ગુજરાતી ભાષામાં રાસડા અને 'બેઠો માળો બાંધવા' જેવી બાળચેષ્ટાની કવિતાઓ જોડનાર છે, તેને તે વળી હિંદી ભાષાનું જ્ઞાન શું! આવાજ ખ્યાલથી શાસ્ત્રીજીએ સંશયની ૨૦૦ પ્રતો, હિન્દી જાણનાર દેશના જૂદા જૂદા

ટીકાકાર કવીશ્વર દલપતરામ

૨૦૦ વિદ્વાનોને, અર્થ કરવા મોકલેલી, તેમાં પણ દલપતરામને ગણ્યા નહોતા. એ જ વિચારથી શાસ્ત્રીજીએ સ્વયં તો કવીશ્વરજી પાસે પોતાની મુશ્કેલીઓની કશી વાત કરી નહિ. કવીશ્વરની મુલાકાત થતાં, અનેક આડીતેડી વાતો થઈ, પણ કવીશ્વરે જ **પ્રવીણ–સાગર** જેવો મહાન્ ગ્રંથ સટીક છપાવવા માટે તેમને અભિનંદન આપ્યું ત્યારે, સહજ તેમણે ખરા રૂપમાં પોતાની મુશ્કેલીઓ જણાવી. કવીશ્વરજીએ તેમને કહ્યું કે, "જે છંદોનો અર્થ તમારા ટીકાકારને સમજાતો નથી, અને દેશાવરોમાંથી પણ સંતોષકારક અર્થ લખાઈ આવ્યો નથી, તેવા જે કઠિન છંદો હોય તે થોડા મને બતાવો. જો મારાથી બનશે તો હું તેનો અર્થ કરી આપીશ." આ શબ્દોથી શાસ્ત્રીજીનાં મનમાં કાંઇક આશા ઉત્પન્ન થઈ. તેમણે લહેર ૫૯ મીનો ૧૨ મો સવૈયો

"ध्वांतत्रिना अति कुंभकुं संकट, धीरज कैसे शिखंडिज कीजें?"

અને એ જ લેહેરનો દુહો ૨૮ મો

"घट राखे पानी ढरे, रहे सु एक रती न!
घट फूटे पानी रहे? कारन कोन प्रबीन?"

ઇત્યાદિ કેટલાક છંદો બતાવ્યા. કવીશ્વરજીએ તે વિચારવા માટે પોતાની પાસે રાખ્યા અને શાસ્ત્રીજીને બીજે દિવસે મળવા કહ્યું. બીજા દિવસની મુલાકાત વખતે કવીશ્વરજીએ તે બધા છંદોના અર્થ લખી રાખેલા હતા, તે શાસ્ત્રીજીને બતાવ્યા. શાસ્ત્રી ચતુર્ભુજ બહુ પ્રસન્ન થયા ને બાકીની ૪૮ પછીની લહેરોની ટીકા કરી આપવા માટે તેમને વિનતિ કરી. તે તેમણે સ્વીકારી. ત્યારે ફરી બીજી મુશ્કેલી બતાવી કે, '૭૩ થી ૮૪ સૂધીની લહેરો, ઘણી શોધ કરવા છતાં પણ, હાથ લાગી નથી, માટે તે ગ્રંથનો પૂર્વાપરનો સંબંધ સમજીને નવી કરવાની છે, કે જેથી ગ્રંથ સંપૂર્ણ થાય. આ અમારું આરંભેલું કામ જો આપ પરિપૂર્ણ કરી આપો તો રુ ૧૦૦૦ આપને હું રોકડા આપીશ!' કવિએ તે માગણી પણ કબૂલ કરી અને વિશેષમાં ગ્રંથની ૨૫ નકલો મળવાને કહ્યું. તે પછીથી એ ગ્રંથ છપાવવાનું કામ કવીશ્વરજીની સગવડ માટે રાજકોટને બદલે અમદાવાદમાં ચાલ્યું. કવિએ પોતાનું આપેલું વચન અક્ષરે અક્ષર પાળ્યું, અને શાસ્ત્રીજીએ કવિના કામ અને તેમની અદ્ભુત શક્તિ તથા વિદ્વત્તાથી પ્રસન્ન થઇને તેમને રૂપિયા ૧૦૦૦ અને ૨૫ પ્રતો ઉપરાંત, રૂા. ૫૦૦ શાલ પાઘડીના તરીકે વધારે આપ્યા હતા! પોતાના કામની કદર થવાથી કવીશ્વરજી પણ પ્રસન્ન થયા. તાત્પર્ય કે **પ્રવીણ–સાગર**ની છેલ્લી ૧૨ લહેરો જેનાપર કાવ્ય પ્રેમીજનો અતિ ફિદા થાય છે, તે મૂળ ગ્રંથકારની નહિ, પણ

૭૩ થી ૮૪ સુધીની લહેરો રચનાર કોણ?

આપણા ગુજરાતના મિલ્ટન કવીશ્વર શ્રી દલપતરામજીની છે.* આ રહસ્ય જાણવાથી કયો કાવ્યપ્રેમી ગુર્જર વિદ્વાન્ આનંદ નહિ પામે ? અર્થાત્ **પ્રવીણ–સાગર**ને, વાચકવૃંદ સમીપ સંપૂર્ણ આકારમાં લાવવાનો ખરો યશ, ગુજરાતના એ મહાકવિરાજનેજ ઘટે છે, બીજાઓને નહિ જ.

ભાષા.

**પ્રવીણ–સાગર**નો ગ્રંથ અપૂર્વ રચનાવાળો છે, એમ તો વિદ્વાનોને માન્ય કર્યા વિના ચાલતું નથી; પરંતુ તેમાંની કવિતા શબ્દાલંકારથી વિશેષરૂપે અલંકૃત હોતાં, તેમાં ક્લિષ્ટતાની ઝાંખી થાય છે: એટલું જ નહિ પણ કેટલેક સ્થળે તેમાં કચ્છી અને કાઠિયાવાડી ભાષાના પ્રાંતિક શબ્દોનો ઉપયોગ છૂટથી કરેલો દેખાય છે. અર્થાત મહાકવિઓ ગોસ્વામી તુળસીદાસ, ભક્ત શિરોમણિ સૂરદાસજી વગેરે વ્રજભાષાના મહાન્ કવિઓ અને આચાર્યોના જેવી તેની ભાષા શુદ્ધ નથી ! તેથી આ **પ્રવીણ–સાગર**ની ભાષા તથા રચના માટે તેની એક નકલ ગોકુળ,

---

૭૩ થી ૮૪ મી લહેર.

* રા. ઈચ્છારામની રોજનીશીમાથી, આ પ્રમાણે અમને ઉતરાવ્યું છે કે, સંવત ૧૯૪૮ ના ફાલ્ગુણ, ઈ. સ. ૧૮૯૨ માં હું * * * કાર્ય પ્રસંગે વડતાલ ગયો હતો. ત્યાં કવીશ્વરની મુલાકાત થઈ હતી. તે પ્રસંગની આ પ્રમાણે નોંધ છે. "કવીશ્વર એક ગાદી ઉપર તકીયાને અઢેલી વિચારગ્રસ્ત બેઠા હતા અને સહજાનંદ સ્વામીનું જીવનચરિત્ર એક બાળા પાસે લખાવતા હતા. તેમની મુખમુદ્રા સાધારણ પ્રસન્ન હતી. * * * હું પાસે જઈ બેઠો અને સાધુએ મારું નામ પૂછ્યું. કવીશ્વર, મારું નામ સાંભળી, લખવાનું પડતું મૂકાવી, વાતચિત કરવા લાગ્યા. * * * * છેવટે મેં પૂછ્યું કે, **પ્રવીણ–સાગર**ની છેલ્લી લહેરો, લોકો કહે છે કે, **મહેરામણજી** રચિત નથી, તે સત્ય છે? **મહેરામણજી** રચિત નથી, તો તે (પ્રકટ થયલા ગ્રન્થમાં) ક્યાંથી આવી? કવીશ્વરે કહ્યુ, છેવટની ૧૨ લહેરો મે ગોઠવી આપી છે. એમાંના કેટલાંક કવિત ને સવૈયા બીજાઓની કૃતિ છે. મહીકાંઠામાં જ્યારે હું નોકરીમાં હતો ને ફાર્બસ સાહેબ સાથે ફરતો હતો, ત્યારે ભાટોને મોઢેથી સાંભળેલા, અને ભાટો, એ કવિતો ને સવૈયાઓ **પ્રવીણ–સાગર**માંના છે એમ કહેતા, તે ઉપરથી તે કવિત સવૈયા ગોઠવી ૧૨ લહેરો પૂરી કરી છે. એમાં દુહા આદિ મારા બનાવેલા છે. સઘળુ મારું નથી. કેટલુંક જૂનું છે અને કેટલુંક નવું છે. તે પછી એ કીસ્સાની સત્યતા માટે મેં પૂછ્યું. * * * *"

તેમાં જુનું કેટલું છે.

**પ્રવીણ–સાગર**ની ૭૩ થી ૮૪ લહેરમાં **પ્રવીણ–સાગર**ના કર્તાના જ સવૈયા તથા કવિતો નીચે પ્રમાણે જણાવવામાં આવે છે, અને તે કવીશ્વર દલપતરામની કૃતિ નથી એમ ખાત્રીપૂર્વક છે. લહેર ૭૩ સવૈયા–૧–૩–૪ અને કવિત–૨–૫–૧૭–૧૮–૧૯–૨૨. લહેર ૭૪–સવૈયો ૨૩ અને કવિત–૨૫. લહેર ૭૫–સવૈયા–૩–૧૦–૧૫, અને કવિત ૯–૧૪. લહેર ૭૬–સવૈયો ૧૧, અને કવિત–૨–૧૯ લહેર ૭૭–કવિત–૯. લહેર ૮૦–સવૈયો–૯. લહેર ૮૩–સવૈયા ૨. એ સવૈયા અને કવિત **પ્રવીણ–સાગર** છપાયા પૂર્વે ભાટોના મ્હોડાથી સાંભળ્યા છે, અને તુટક તુટક લખેલા જૂના ચોપડાઓમાંથી મળી આવે છે. (ઈચ્છારામની નોંધ. મંદુના ભાટે પણ આ હકીકત કહી છે.)

મથુરાં, અને વૃંદાવનના ગોસાંઇજી મહારાજો, જેઓ વ્રજભાષાના આચાર્યો મનાય છે, તેમના અભિપ્રાય માટે તથા કાશીના પંડિતો પ્રતિ, મોકલવામાં આવી હતી. વ્રજવાસી ગોસાંઇજી મહારાજોએ, ગ્રંથ તપાસીને એવી મતલબનો અભિપ્રાય આપ્યો હતો કે 'ગ્રંથની સંકળના અને કાવ્યરચના અદ્વિતીય તથા અતિ રસિક છે; તેમ છતાં તે ગ્રંથની ભાષાને વ્રજભાષાનું નામ આપી શકાય એમ નથી, કેમકે તેમાં કચ્છી અને ગુજરાતી ભાષાના ઘણા શબ્દોનો છૂટથી ઉપયોગ થયેલો છે, કે જેનો અર્થ કોઈ સંસ્કૃત કિંવા વ્રજભાષાના કોશને આધારે પણ, વ્રજભાષા જાણનાર વિદ્વાનથી કરી શકાય તેમ નથી. તેથી એ ગ્રંથ વ્રજભાષાનો છે, એમ અમારાથી 'પ્રમાણપત્ર' (સર્ટિફિકેટ) આપી શકાય નહિ.' તાત્પર્ય કે આવો ઉત્તમ રસીક ગ્રન્થ સંકર વ્રજભાષામાં રચાયલો છે. કાશીના પંડિતોએ તો મનુષ્યપ્રેમની એ ગ્રન્થમાં રચના છે, એમ જણાવી તેનો બીલકુલ અનાદર જ કીધો હતો, અને તે જ કારણથી, ઉત્તર હિંદુસ્તાનમાં એ ગ્રન્થની પ્રતિષ્ઠા થઈ નથી.

**ગ્રંથના પાત્રો.**

આ ગ્રંથ રચાવાનું કારણ અને તેમાંનાં પાત્રો વિષેનું સારરૂપ મુખ્ય વિવેચન કરવાની બહુ આવશ્યકતા છે. ઘણાકો આ ગ્રન્થને સત્યકલ્પના મિશ્રિત કહે છે; કેટલાકો તેની રચના માત્ર કાલ્પનિક જ ગણે છે. એમાં સત્ય શું છે ને કેટલું છે, તે માટે અદ્યાપિપર્યંત કોઈ પણ વિદ્વાને શોધ કીધો નથી. ગુજરાત કાઠીયાવાડના ભાટ અને ચારણો, **પ્રવીણ-સાગર**ના કવિત સવૈયા ઘણા પ્રેમ અને છૂટથી સંભળાવે છે, ત્યારે આ ગ્રન્થના પાત્ર સંબંધી અનેક પ્રકારની રસભરિત વાતો સંભળાવી, શ્રોતાના રસમાં વૃદ્ધિ કરે છે-તન્મય કરે છે. પણ એમાં સત્ય કેટલું છે, તે શોધવું મુશ્કેલ છે. આ ગ્રંથના પાત્રોનાં નામો, તેમના ખરા નામોના શુદ્ધ પર્યાયરૂપ છે. જેમ, આ ગ્રંથના નાયક **સાગર** અથવા **રસસાગર** તે **રાજકોટ**ના રાજકુમાર શ્રી **મહેરામણજી** પોતે છે; મેરામણ એટલે સમુદ્ર-સાગર એ કાઠિયાવાડમાં અતિ પરિચિત શબ્દ છે. **પ્રવીણ** અથવા **કલા-પ્રવીણ**, જે આ ગ્રંથની નાયિકા છે, તે **લીંબડી**-જેનું આ ગ્રંથમાં **મંચ્છાપુરી** એવું કલ્પિત નામ, સત્યને કાંઇક છૂપાવવાનો યત્ન કરવા માટે, આપેલું છે-ની **ઝાલી** રાજકુમારી **સુજાનબા** કહેવાય છે. 'સુજાન' શબ્દનો શુદ્ધ પર્યાય 'પ્રવીણ' કરવામા આવ્યો છે. એ રીતે નાયક નાયિકાના નામોનું યથાર્થ સમ્મિલન કરીને આ ગ્રંથનું નામ, **સુજાન-મહેરામણ** ને બદલે **પ્રવીણ-સાગર** રાખવામાં આવ્યું છે. આ ગ્રંથના ઉપનાયક નાયિકા કવિ **ભારતીનંદ** અને **બ્રહ્મકુમારી કુસુમાવલી** છે. તે પણ તેમના નામોના ખરા પર્યાય છે. કવિ **ભારતીનંદ** તરીકે આ ગ્રંથમાં બતાવેલા પાત્ર જ્ઞાતે ચારણ હતા અને તેમનું ખરું નામ દેવીદાન(જી) હતું કુસુમાવલી તે **લીંબડી**ના રાજગુરુ-પુરોહિતની પુત્રી

હતી, જેણે ઠેઠ સુધી સુજાનબાની સખીનું કામ બજાવ્યું છે. તેનું ખરું નામ ફૂલકુંવર અથવા ફૂલબાઈ હતું. તે સિવાય કવિ રવિજોત તે સૂરજમલ્લ, ઇત્યાદિ ખરા નામોના પર્યાય, પાત્રોનાં નામ તરીકે આપેલાં છે. પરંતુ ગામોનાં નામો પર્યાયરૂપે આપેલાં નથી! તે તો કેવળ કલ્પિત જ રાખ્યાં છે; કેમકે તે ખરા અર્થના નામો આપવાથી સત્ય તરત માલમ પડી જતાં, રજવાડાની મર્યાદા પ્રમાણે લીંબડીવાળાને સીધું અપમાન લાગવા સંભવ હતો. તેમ છતાં આ ગ્રંથમાં જૂદે જૂદે સ્થળે જૂદા જૂદા સ્થળોનું જે અંતર, દિશાઓ અને બીજી હકીકતો આપવામાં આવી છે, તેથી હાલના રાજકોટ અને લીંબડી શહેરોનું અનુમાન સહજ બાંધી શકાય છે.*

**સાગર-પ્રવીણનું પ્રેમબંધન.**

આ ગ્રંથના નાયક અને નાયિકાના પ્રેમસમ્બન્ધમાં અને તેમણે ગાળેલા જીવન, તથા છેવટે આવેલા પરિણામ વિષે જૂદા જૂદા વિદ્વાનો જૂદી જૂદી હકીકત કહે છે. તેમાંથી સત્ય શું છે, તે અમે નિશ્ચયપૂર્વક જાણવા-જણાવવાને શક્તિમાન્ થઈ શક્યા નથી. તોપણ જે ભિન્ન ભિન્ન હકીકત અમારા જાણવા અને સાંભળવામાં આવી છે, તે અત્ર

**લીંબડી દરબાર.**

* પ્રવીણ-સાગર ગ્રંથ છપાવવાની જાહેરાત, 'ગુજરાતી' છાપખાનાના સૂચીપત્રમાં આપવામાં આવી હતી. તેમાં લખવામાં આવ્યું હતું કે, પ્રવીણ તે લીંબડીની સુજાનબા અને સાગર તે રાજકોટના મહેરામણજી. — ઉપરથી લીંબડીના ઠાકોર શ્રી જશવતસિંહજીએ, "કૌતકમાળા અને બોધવચન" ના કર્તા, લીંબડીના વકીલ, મી૦ ગણેશજી જેઠાભાઇ, તથા ભાવનગર એજંસીવાળા મી૦ અચાર્ય, ઈચ્છારામભાઇ પાસે આવ્યા હતા. મી૦ ગણેશજીએ જણાવ્યું કે, આ લેખ લીંબડી દરબારને મોટું અપમાન કરનારો છે, માટે તમારા સૂચીપત્રમાંથી કાઢી નાંખો; કેમકે લીંબડી દરબારના રાજકુટુંબમાં કે ભાયાત કુટુંબમાં સુજાનબા નામની કોઇ કુંવરી જ નહતી, તો પછી મહેરામણજી સાથનો તેનો પ્રેમ-સબંધ શો? રા. ઈચ્છારામે જણાવ્યું કે, લીંબડી દરબારને કે તેના ભાયાતોને અપમાન આપવાની મારી કલ્પના પણ થઇ નથી, પરંતુ જો એ કથન અસત્ય હોય તો તમે તમારે નામે 'ગુજરાતી' પત્રમાં ખુલાસો કરો; મારું લખેલું હું પાછું ખેંચી લઇશ. પરંતુ પ્રવીણ-સાગર અપ્રતિમ ગ્રંથ છે. તેમાં સત્યતા કેટલી છે, તેની સાહિત્ય ઉપાસકોએ શોધખોળ કરી પ્રકાશમાં લાવવી જ જોઇએ, અને ઠાકોર સાહેબ વિદ્વાન્ છે, તેઓએ તેમાં મદદ કરવી જોઇએ. જો લીંબડીના રાજકુટુંબમાં સુજાન નામની કોઇ કુંવરી જન્મી હોય તો તેમાં એ દરબારને અભિમાન લેવા જેવું છે કે તેમના કુટુંબમાં એક એવી પતિવ્રતા થઇ છે કે જેના ગુણ ગુર્જર પ્રજાગણ ગાય છે. મી૦ ગણેશજીએ તો એમ જ હઠ લીધી કે मूलं नास्ति कुतः शाखा। જો મૂલ જ નથી તો પછી ડાળ પાંખડાની કથા શી! લીંબડીના રાજકુટુંબમાં સુજાનબા નામની કુંવરી થઇ નથી, તો બીજી વાત શી! વધુમાં તેઓએ જણાવ્યું કે, જો તમારે આખું વંશવૃક્ષ જોવું હોય તો તે પણ બતાવીશ. રા. ઇચ્છારામનું કહેવું એવું થયું કે, જે સત્ય હોય તે મોકલી આપો, હું પ્રકટ કરીશ. પણ આજની ઘડી સુધી, કોઇ પણ પ્રકારનો તેનો ખુલાસો મળ્યો નથી.

આપીને તેપરથી સત્યરૂપ સાર શોધી કાઢવાને અમે સુજ્ઞ વાચકવૃંદને સોંપીશું કે, જેપરથી કોઈ વિદ્વાન્ આ બાબતમાં વિશેષ શોધ કરીને પ્રકાશ પાડી શકે.

કહે છે કે કાઠિયાવાડના રાજ્યોપર મરાઠાઓ વારંવાર ચઢી આવતા અને પોતાના ઉપરિપણાની પેશકશી અથવા ખંડણી વસુલ કરતા. આવે એક પ્રસંગે રાજકોટના ઠાકોર લાખાજીરાજ ઉપર ચઢેલી પેશકશી વસૂલ કરવાને, મરાઠા સરદાર લશ્કર સહિત ચઢી આવેલા હતા. ચઢેલી રકમ રાજકોટના ઠાકોર આપી શકે તેમ ન હોતું, તેથી મરાઠાઓએ તેમના કુંવર મહેરામણજી (આ ગ્રંથના કર્ત્તા, જેની ઉમર તે વખતે ૧૫ થી ૧૮ વર્ષની હતી તે)ને ઓળમાં* લીધા. પણ લીંબડીના ઠાકોર, જે કુંવર મહેરામણજીના મામા થતા હતા, તેમણે લહેણી રકમ માટે, ચોક્કસ મુદત માટે જામીન થઇને, કુંવરને મરાઠાઓ સાથે ન જવા દેતાં, પોતા પાસે લીંબડીમાં રાખ્યા. ત્યાં કેટલી મુદત રહેવું થયું તે નક્કી નથી. કોઈ કહે છે કે, ૨૨ માસ ને કોઈ કહે છે કે ૧૮ માસ. તથાપિ જેટલો વસવાટ થયો, તેમાં આ ગ્રંથની નાયિકા સુજાનબા (જે તેમની મામાની પુત્રી થાય તે)ની સાથે દૃષ્ટિમેળાપ તથા સ્નેહબંધ બંધાયો; અને તે પવિત્ર સ્નેહબંધ જીવનપર્યંત નિભાવવામાં આવ્યો, જેનું વર્ણન કાંઇક રૂપાંતરથી આ ગ્રંથની લહેર ૧૪ મીમાં કરવામાં આવ્યું છે.

સુજાનબા અને મહેરામણજીનો જે સ્નેહ સંબંધ થયો, તે અયોગ્ય સ્થાને ન હોતો. બન્ને રૂપ, ગુણ, યૌવન વગેરેમાં એક બીજાને સંપૂર્ણ રીતે યોગ્ય હતાં અને જો એમના માતા પિતાએ એમને પરણાવ્યાં હોત તો એ જોડું જગતમાં દાખલો લેવા જોગ થાત અને તેમ થવામાં ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે કશો બાધ પણ ન હોતો. પરંતુ તેમાં જે એક વાત મુખ્ય રીતે આડી આવતી તે એજ હતી કે, રાજકુમારી સુજાનબા અથવા પ્રવીણનું સગપણ કચ્છમાં રાવના કુમાર જોડે થયેલું હતું. ક્ષત્રિયોમાં થયેલું સગપણ બિલકુલ તૂટી શકતું નથી અને તૂટે તો તેમાંથી લડાઈ થવાનો સંભવ જાગે, એ જ કારણથી પ્રવીણને કુમારિકાવ્રત લેવાની જરૂર પડી હતી. તે વિષે આ ગ્રંથમાં વિસ્તારથી વર્ણવેલું છે.

સુજાનનું સગપણ કચ્છના કુંવર સાથે હતું.

આ ગ્રંથની લહેર ૧૧ મીમાં પ્રવીણ કુમારીનું સગપણ સિંધ દેશના કૂરાબાદ શહેરના રાજાના કુમાર રંગરાવ જોડે થયાનું વર્ણન કરવામાં આવ્યું છે. તે નામો પણ કાંઇક અર્થસૂચક છે. કચ્છ એ સિંધની સાથે બહુ નિકટ સંબંધ ધરાવનારો પડોશી દેશ છે. સિંધ અને કચ્છની ભાષા લગભગ એક જ છે, તેમ

* ચોક્કસ શરત કે લહેણું વગેરે વસૂલ થતાં લગી ચોક્કસ ઉપયોગી માણસને શરત પૂર્ણ થતાં લગીજ પોતાના કબજામાં રાખે છે, તેને "ઓળમાં લીધો" એમ કહેવાય છે અથવા "બાન" લીધા પણ કહેવાય છે.

કચ્છના રાજકર્તા જાડેજાઓએ, સિંધનાં 'નગરસમૈ' નામે શહેરથી આવી, કચ્છનું રાજ વસાવ્યું છે. એક સૈકા પહેલાંના કચ્છના રજપૂત સિપાઇઓ અને ક્ષત્રિયોના પહેરવેશ જોતાં, ગુજરાતીઓ અને કાઠિયાવાડીઓ તેમને સિંધી જ કહે, એ સ્વાભાવિક છે. તેજ કારણથી કચ્છના જાડેજા રાજાએ જ્યારે જેઠવાઓનો ધુમલી નામે કિલ્લો જિત્યો અને તે દેશને લૂટ્યો, ત્યારે ત્યાંના લેખકોએ તેમને સિંધી અથવા સિંધના રાજાજ કહ્યા છે. વળી શહેરનું નામ ક્રૂરાબાદ લખ્યું છે. "ક્રૂર" એટલે "નિર્દય" તેણે આબાદ કરેલું–વસાવેલું. હાલારના જાડેજા ભાયાતો જેમના પૂર્વજ જામરાવળને કચ્છમાંથી હાંકી કહાડનાર કચ્છના પહેલા રાવ શ્રી ખેંગારજીને, જામરાવળના વંશનો એકાદ જાડેજો "ક્રૂર" એવું વિશેષણ આપે તો તેના પક્ષે તે અયોગ્ય નથી અને એવા એક ક્રૂર પુરુષે વસાવેલું તે "ક્રૂરાબાદ" તે હાલનું કચ્છનું પાયતખ્ત ભુજ સમજવું, જે નગર કચ્છના રાવ શ્રી ખેંગારજી પહેલાએ (સંવત ૧૬૦૫માં) વસાવ્યું છે. ત્યાંના રાજકુમાર રંગરાવ તે મહારાવ શ્રી લખપતજી (કુંવરપદે) હોવા જોઇએ, એમ યોગ્ય અનુમાન થઈ શકે છે. કેમકે સિંધમાં એ સમયે કોઈ હિંદુ રાજા હતોજ નહિ: જે હતા તે મુસલમાન મીરો હતા. આ ગ્રંથમાં જે શશિધર પુરોહિત મોકલવાનું લખ્યું છે, તે મુસલમાન રાજાઓ માટે કોઈ રીતે સંભવિત નથી.

ઇડરના ભાયાત સાથે લગ્ન થયું હતું?

રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ, "ગુજરાતી"ના તંત્રીને ત્યાં આશરે આઠેક વર્ષપર ભાવનગર તાબે શિહોરનો એક ભાટ આવ્યો હતો. પ્રવીણ અને સાગરનો વૃત્તાંત જાણવાની તેમની ઇચ્છા ઉત્કટ છે. તેમના પૂછવાથી તે ભાટે એમ જણાવ્યું હતું કે, "રાજકુમારી સુજાનબા અથવા પ્રવીણનું સગપણ અને પાછળથી લગ્ન, ઈડરના એક ભાયાત સાથે થયેલું હતું. ત્યાં જવા બાદ પણ મહેરામણજી અને સુજાનબાનો ગુપ્ત પત્રવ્યવહાર ચા[illegible]તા હતો. એકવાર (સંધ્યાકાળે) સુજાનબા, પોતાના પ્રેમપાત્ર સ્નેહીના પત્રો ઈસ્કોત્રીમાંથી કાઢી વાંચતી હતી, તેવામાં સુજાનબાનો પતિ આવી પહોચ્યો. કારણવશાત્ સુજાનબાને પોતાના રાજપતિ સાથે નિખાલસ પ્રેમ હતો, બીજો સંબંધ નહિ હતો. સુજાનબા, જે પત્ર વાંચતી હતી અને તેમાંના કવિત સવૈયા ગાતી હતી, તે પત્ર તેના પતિએ જોયો નહતો, પણ સુજાનબા શંકિત બની, પત્રને દાબી દઈ, પત્ર પકડાઈ જવાના ભયથી, પ્રાણ કરતાં પ્રતિષ્ઠા પ્રિય ગણી સુજાનબાએ રાજમહેલમાંની અગાશીમાંથી પડતું મૂકી આપઘાત કર્યો હતો."* વિશેષમાં તે ભાટે કહ્યું હતું કે, "સુજાનબાના અકસ્માત્ પડતું મૂકી આપઘાત કરવાથી, તેનો પતિ ભાયાત બહુ ખિન્ન થયો અને સદા ઉદાસીન રહેતો હતો. એક પ્રસંગે

* રા. ઇચ્છારામની રોજનીશીમાંથી.

તે, પોતાની પ્યારીના વસ્ત્રાલંકાર તપાસતો હતો, તેમાંથી કાગળનો એક થોકડો મળી આવ્યો! તેમાંથી **સુજાનબાએ**, **મહેરામણજીને** લખેલા પત્રો—કવિત સવૈયા વગેરેનો સંગ્રહ મળ્યો અને પોતાની પ્યારીને આત્મઘાત કરવાનું કારણ સમજાયું. **સુજાનબા** પરણી હતી, તથાપિ ઈડરના ભાયાતની ઉદારબુદ્ધિને યોગે, લૌકિકદષ્ટિએ પતિ પત્નિ હતાં, પરંતુ આચાર વ્યવહારમાં નિષ્કામ અને કોઈ પણ પ્રકારના સંબંધ-રહિત વર્તતાં હતાં. પોતાની પત્નીના એક પતિવ્રતપણાથી સંતોષ પામી, તેના પ્રિયતમે યત્કિંચિત્ પણ અસુયા રાખ્યા વગર, **સુજાનબા** અને **મહેરામણજીના** સર્વે પત્રો, **મહેરામણજી** ઉપર **રાજકોટ** મોકલી આપ્યા; અને તેમાંના કવિતો તથા સવૈયાઓને છૂટા પાડી, વસ્તુસંકળના યથાવિધિ ગોઠવી પૂરતી કરી, **મહેરામણજીએ** પાછળથી **પ્રવીણ સાગર** રચ્યો—રચાવ્યો છે."*

પરંતુ આ હકીકતને બીજા કોઇ પૂરાવાથી ટેકો મળતો નથી. ઈડરના **રાઠોડ** રાજાઓને "રાવ"નો ખિતાબ હતો અને ત્યાંના રાજપુસ્તકાલયમાંથી ૬૦ લહેરનો **પ્રવીણ સાગરનો** ચોપડો જડ્યો હતો. એ સિવાય બીજી કોઈ બાબત **પ્રવીણની** સાથે સંબંધ ધરાવનારી જણાતી નથી; અને **ઈડરના** દરબારમાંથી **પ્રવીણ સાગરની** ૬૦ લહેરોની જે પ્રત મળી હતી, તે તો કચ્છના મહારાવ શ્રી **દેશળજી** (બીજા)નાં રાજકુમારી **ચાંદાબા** ઉર્ફે **બાઇસાહેબબા**, જે ઈડર પરણેલાં હતાં, તેઓ પોતા સાથે લઈ ગયાં હતાં. તે સિવાય ઈડરના સંબધનું બીજું કાંઈ કારણ જણાતું નથી. અર્થાત્ **પ્રવીણનાં** લગ્ન **ઈડરમાં** થયેલાં હતાં, એ વાત અસંભવિત નથી, પણ અસત્ય ભાસે છે. તે વાત સ્વીકારવાથી આ ગ્રંથની નાયિકાના વિશુદ્ધ ચરિત્રમાં એક મહાન્ દૂષણ આવી જાય અને તેમ થાય તો આવા મહાન્ ગ્રંથની રચનામાં જે સહજ કલ્પના મિશ્રિત નાયક નાયિકાનું સત્યચરિત્ર વર્ણવવામાં આવ્યું છે, તે બધું નિરર્થક થાય. માટે જે આ ગ્રંથમાં વર્ણવેલું છે, તેજ વર્ણન સત્ય અથવા સત્યથી સંકળાયલું છે, એમ માનવું વધારે ઉચિત છે.

દોઢ વર્ષ પછી મરાઠાઓની લહેણી રકમ વસૂલ થઇ અને કુંવર **મહેરામણજી** પાછા પોતાના બાપ પાસે આવ્યા. પરંતુ તેમના **લીંબડીના**
વસવાટ પ્રસંગે **સુજાનબા** સાથે તેમનો દષ્ટિમેલાપ થયો હતો, પ્રેમબંધનો ઇતિહાસ.
અને તેમની ચતુરાઈ વગેરેનું વર્ણન **સુજાનબાએ** દાસીઓ
અને સખીઓદ્વારા સાંભળ્યું હતું, તેથી તેમના હૃદયમાં **મહેરામણજી** પ્રત્યે નૈસર્ગિક પ્રેમભાવ ઉત્પન્ન થયો હતો; અથવા ગ્રંથકારના શબ્દોમાં કહીએ તો "પ્રેમનું બીજારોપણ થયું હતું." પાછળથી **સુજાનબા** ઉમર લાયક થતાં તેમની શ્રેષ્ઠ બુદ્ધિએ કવિતા કરવા તરફ વલણ પકડ્યું હતું. ગ્રન્થકાર કહે છે કે,

* ઇચ્છારામની-રોજનાશીમાંથી.

प्रेम बीज परबीन उर, दंपित त्रया सुधूर;
जोबन घन बरसत फुनि, उदये कवित अँकूर. लहेर १४

પ્રથમ રસસાગરનું મુખદર્શન (આ ગ્રન્થમાં વર્ણવ્યા પ્રમાણે, શિકારની સ્વારી પ્રસંગે અથવા ખરી રીતે તેઓ. મરાઠાના બાન તરીકે લીંબડીમાં રહ્યા હતા ત્યારથી, પ્રવીણના અંતઃકરણમાં પ્રેમનું બીજારોપણ થયું હતું અને તે કુળની લાજરૂપ ધૂળથી ઢંકાઇ રહેલું હતું; તેના ઉપર યૌવનરૂપ વરસાદ વરસવાથી તે પ્રેમબીજના ત્રણ કવિત ( कटिफेंट छोरनमें, भ्रकुटि मरोरनमें) ઇત્યાદિરૂપે અંકુરિત થયાં; અને તેમાંથી જે મધુર અને સુગંધીયુક્ત ફળ ફુલવાળું વૃક્ષ થયું, તેનું વર્ણન આ ગ્રંથમાં વિસ્તારથી કરેલું છે. ઉપલી, એક તરફની હકીકત છે. બીજી તરફની હકીકત જૂદા જ પ્રકારની છે. શિહોરના જે ભાટ પાસેથી ઇચ્છારામ દેશાઇને પ્રવીણ અને સાગરની જે હકીકત મળી છે, તે આ પ્રમાણે છે. "બાનમાં ગયેલા મહેરામણજી લીંબડીમાં રહ્યા હતા, ત્યારે એક સમયે શિકારે જવાને સ્વારીએ ચઢ્યા. તેમની સ્વારી હાથી ઉપર હતી. સ્વારીના ડંકા સાંભળી, સુજાનબાની સખી કુસુમાવલિ ઝરૂખામાં જોવાને આવી. મહેરામણજીના શિકારી દેખાવથી છક થઈ અને તેણે કુંવરીને તે કહ્યું. કુંવરી પડદામાં બેઠે સ્વારી જોતી હતી. ધીરે ધીરે ચાલતી સ્વારીના મહેરામણજીનો હાથી કુંવરીના ઝરુખા આગળ આવ્યો, અને ચકમાંથી કુંવરનું રૂપ જોઈ, કુંવરીનો તેના ઉપર પ્રેમ બેઠો. એ વેળાની સ્થિતિનું વર્ણન સવૈયામાં દર્શાવ્યું છેઃ—चिकसु ऊठाय लखी कुसुम अंगे लई. (લહેર ૧૪ નો સવૈયો ૨૨ મો) કુંવરનું મ્હા જોવાને કુંવરી ચકને ખેંચી લઈ, પ્રિય સખી કુસુમાવલિને આગળ કરી, તેની પીઠે ધૂપાઇને ઉભી રહી. સુજાને મહેરામણને જોયો. એ સવૈયામાં એમ જણાવ્યું છે કે, મહેરામણજીની તેના ઉપર નજર પડી હતી, પણ તે સત્ય નથી. ઘણો સમય સૂધી મહેરામણજી, સુજાનબાને ઓળખતો પણ નહતો. એ ઓળખાણ, ભારતીનન્દ કવિ–દેવીદાનને કુસુમાવલિ–ફુલબાઈ સાથે મેલાપ થયા પછી થઈ હતી. અરસપરસનો પત્રવ્યવહાર ચાલુ થયો–પ્રેમના છન્દો મોકલવા લાગ્યા અને એક કે બે વખતે, લીંબડીમાં જે જૂનો કોઠો છે, ત્યાં કુસુમાવલિદ્વારા ઉભયને મળવાનું થયું હતું. * * *" વગેરે. શિહોરના ભાટે કહેલી ઉપર્યુક્ત કથામાં કેટલું સત્ય છે, તે આજે કહી શકાતું નથી. ભાટોની વાતોમાં ઘણા ટકા ચઢી જાય છે. છતાં સશંકિત હૃદયે કહી શકીએ કે, સુજાનબાને મહેરામણજીને મળવાનો–સ્વમુખે વાર્તાલાપ કરવાનો અને હૃદયભાર ખાલી કરવાનો પ્રસંગ આવ્યો હશે.

હવે ગ્રન્થનો વાસ્તવિક કર્ત્તા કોણ છે અને તેણે તે ગ્રન્થ સંપૂર્ણ લખ્યો છે કે નહિ, તે વિષેનો વિચાર કરીએ. આ ગ્રન્થના કર્ત્તા તરીકે જાડેજા કુમાર શ્રી **મહેરામણજી**ને જણાવવામાં આવ્યા છે, પણ રાજકુમારી **સુજાનબા**ની પણ તેમાં કેટલીક કવિતા છે.

રચના કોની.

જે કવિત છંદોમાં **સાગર**નું સંબોધનરૂપે નામ આપેલું છે, તે **પ્રવીણ** (**સુજાનબા**)ના રચેલાં અને જેમાં **પ્રવીણ**નું સંબોધનમાં નામ આપેલું છે, તે કવિત છંદો **સાગર** (**મહેરામણજી**)ના રચેલાં માનવામાં અથવા કહેવામાં આવે છે, અને તે વાત ઘણેક અંશે સત્ય માનવા જોગ પણ છે. તથાપિ આ ગ્રન્થની સંકલના અને કાવ્યરચનામાં એક સારા પ્રાસાદિક સમર્થ કવિનો હાથ છે અને તે કવિ આ ગ્રન્થમાં કહેલા **ભારતીનંદ** અથવા **દેવીદાનજી** જ છે. (જુઓ પૂરવણી.) જો કે **મહેરામણજી** અને **સુજાનબા** ઘણાં ચતુર અને સુઘડ હતાં, પરંતુ તેમનામાં મુદ્દલ કવિતા કરવાની શક્તિ નહોતી, એમ કહેવાનો અમારો હેતુ નથી, તોપણ તે નાયક નાયિકાની કવિતા ઉપર પણ કવિ **ભારતીનંદ**ના સુધારાની પીછી ફરેલી હોવી જોઇયે જ, એમ અમે માનિયે છીએ.

આજ સુધીમાં જે જે ગ્રન્થો રાજાઓ કિંવા ધનાઢ્ય અને સત્તાવાન્ પુરુષો અથવા સ્ત્રીઓને નામે રચાયલાં જણાવવામાં આવે છે, તે સઘળા તેમના રચેલા છે, એમ ખાત્રીથી કહી શકાય નહિ. સરસ્વતી દેવી જો કે જગતમાં સર્વોપરિ સત્તા ધરાવનાર છે, તોપણ ઘણીવાર તેને લક્ષ્મીને બારણે ભીખ માગવા જવું પડે છે, અર્થાત્ સરસ્વતીના ઉપાસકો-કવિઓ અને વિદ્વાનો, રાજાઓ અને ધનાઢ્યોના ઓશિયાળા રહે છે. તેથી ઘણીવાર તેઓ તેવા રાજાઓ કિંવા સરદારોને નામે, પૈસા અથવા એવા જ પ્રકારની બીજી લાલચને કારણે, ગ્રન્થો રચી આપે છે. આના ઘણા દાખલા મળી શકે તેમ છે. અર્થાત્ **પ્રવીણ-સાગર** ગ્રન્થની રચનામાં કુમાર **શ્રી મહેરામણજી**ને, કવિ **ભારતીનંદ**ની સમ્પૂર્ણ સહાયતા હતી, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. તેમ ખુદ ગ્રન્થમાં પણ "સાત મિત્રોએ મળીને આ **પ્રવીણ સાગર** ગ્રન્થ કર્યો છે," એમ લખવામાં આવ્યું છે, તે વાત પણ અમારા અનુમાનને પુષ્ટિકારક છે.

હવે આ ગ્રન્થ કુમાર **શ્રી મહેરામણજી** અને તેના મિત્રોએ સંપૂર્ણ કર્યો છે કે નહિ, એ સવાલને જરા તપાસીએ. **પ્રવીણ-સાગર** ગ્રન્થની ૬૦ લહેરો તૈયાર થવા બાદ કાવ્યાભિલાષી જનોના તે જાણવામાં આવ્યો. તેની કવિતા ઘણી ઉત્તમ પ્રકારની હોવાથી જે જે યાચક કવિ લોકો, **મહેરામણજી** પાસે આવતા, તે લોકો તેમાંનાં કવિત છંદોની નકલો ઉતારી, તે કંઠે કરતા અને રાજસભાઓમાં બોલતા અને ગ્રન્થની

૭૨ લહેરનો ગ્રન્થ.

પ્રશંસા કરતા. તેથી કવિતાની અપૂર્વતા જોઈ, ઘણા રાજા રાણા, સરદારો અને અમીરોએ તે ૬૦ લહેરોની નકલો કરાવવાને લહિયાઓને, કુમાર **મહેરામણજી** પાસે મોકલ્યા. તે દરમ્યાન ગ્રન્થની રચના આગળ ચાલતી રહી હતી. તે પછીની ૭૨ મી લહેર સુધીનો ગ્રન્થ તૈયાર થવા બાદ તે વખતના ગવરીદડના **જાડેજા** ઠાકોરે તેની નકલ ઉતરાવી; પણ ગ્રન્થની સંપૂર્ણ ૮૪ લહેરો રચાયા પછીની કોઈ પ્રત કોઈ પણ સ્થળે જોવામાં આવી નથી.

સંપૂર્ણનો નાશ.

કેટલાક વિદ્વાન્ લોકોનું કહેવું છે કે, **પ્રવીણ–સાગર**ની ૮૪ લહેરો કુમાર શ્રી **મહેરામણજી** અને તેમના સહાયકોએ તૈયાર કરીને ગ્રન્થ સંપૂર્ણ કર્યો હતો ને તેની બે નકલો જ માત્ર ઉતરાઈ તૈયાર થઈ હતી. તેમાંની એક નકલ **લીંબડી**માં કુંવરી શ્રી **સુજાનબા** પાસે અને એક નકલ કુમાર શ્રી **મહેરામણજી** પાસે જ હતી. દરમ્યાન **લીંબડી**ના ઠાકોરને આ ગ્રન્થ વિષેની માહિતી મળતાં, તેમણે **સુજાનબા** પાસેની પ્રતનો નાશ કરાવ્યો અને રાજકોટના **જાડેજા** ઠાકોર, જે તેમના સંબંધી અને સ્નેહી થતા હતા, તેમની પાસે ખાસ માણસો મોકલીને કહેવરાવ્યું કે–" અમે તમારા ઉપર ઉપકાર કર્યો, તે બદલ તમારા કુંવરે અમારા ઘરની ફજેતી કરી, એ સ્નેહ સંબંધની રીતિને છાજતું ન જ ગણાય. માટે એ ગ્રન્થનો અમારા સમક્ષ નાશ કરો, નહિ તો આપણો સ્નેહ સંબંધ જળવાશે નહિ !" આ સંદેશાનો અમલ ન થાય તો એ બંને નાનાં રાજ્યો વચ્ચે ટંટો થવાનો સંભવ હતો, તેથી **રાજકોટ**ના ઠાકોર શ્રી **બાવાજી** ઉર્ફે **લાખાજી**એ, **પ્રવીણ–સાગર**ની ૮૪ લહેરોવાળી સંપૂર્ણ પ્રતનો નાશ કરાવ્યો અને **લીંબડી**થી આવેલા ઠાકોરના માણસોને સંતોષ્યા. આમ થવાથી જે ૮૪ લહેરોવાળી બે જ પ્રતો લખાઈ હતી, તેનો નાશ થતાં, માત્ર ૭૨ લહેરોવાળી એક જ પ્રત ગવરીદડના ઠાકોર પાસે રહી અને બીજે સ્થળે માત્ર ૬૦ લહેરોવાળી પ્રતો જ રહી ગઈ. બીજા કેટલાકનું માનવું એમ છે કે, "**પ્રવીણ–સાગર**ની ૭૨ લહેરો રચાવા પછી કુમાર શ્રી **મહેરામણજી** ભરયુવાન્ વયમાં–કુંવરપદે જ, પોતાના પિતાની હયાતીમાં–સ્વર્ગવાસી થયા અને ગ્રન્થ અધૂરો રહ્યો !" આ કથનને ખરું માનિયે તો એ આશંકા થાય છે કે, જો ૭૨ લહેરો રચાવા પછી **મહેરામણજી** સ્વર્ગવાસી થયા હોય અને ઉપર લખેલી **લીંબડી** અને **રાજકોટ**ના ઠાકોરો વચ્ચેની ખટપટ ઉત્પન્ન ન થઈ હોય તો, ગવરીદડને બદલે **રાજકોટ** દરબારના પુસ્તકાલયમાંથી તે ૭૨ લહેરો જડવી જ જોઇએ; પણ તેમ બન્યું નથી. એ પરથી પહેલું અનુમાન વધારે બંધબેસતું જણાય છે.

ક્યામાં અતિશયોક્તિ છે!

બીજી હકીકત એમ કહેવામાં આવે છે કે, કુમાર શ્રી **મહેરામણજી** એશઆરામને લીધે, તેમના ભાગ્યવશાત્ ગાદીએ બેસવા પહેલાં નાની વયમાં કૈલાસવાસ પામ્યા હતા, પણ કુંવરી **સુજાનબા**એ લાંબુ આયુષ્ય

ભોગવ્યું હતું. કચ્છના કવિ જીવરામ અજરામર ગોર જણાવે છે કે, કચ્છના રાજકવિ અને મહારાવ શ્રી દેશળજી (બીજા)ના પહેલા વિદ્યાગુરુ કવિ કેશવજી વાઘજી રાજગુરુ, જેમને કામદાર મહેતા લક્ષ્મીદાસ વલ્લભજીએ, પોતાના મનની બીકથી મહારાવશ્રીની બાળવયમાં દેશવટો આપ્યો હતો, તે જ્યારે લીંબડી ગયા ત્યારે (સં. ૧૮૯૫ ના અરસામાં), કુંવરી શ્રી સુજાનબાની મુલાકાત લીધી હતી. તે વખતે કુંવરીશ્રીની ઉમર ૭૫ થી ૮૦ વર્ષની જણાતી હતી. તેમણે તે વૃદ્ધ રાજકુંવરીને એમ પૂછ્યું કે; "પ્રવીણ-સાગરની રચનામાં કાંઈ સત્યતા છે ખરી?" ત્યારે તેમણે ઉત્તર આપ્યું કે, "જેટલું વર્ણવવામાં આવ્યું છે, તેટલું બધું સત્ય નથી!" આ ઉત્તરથી કવિને સંતોષ થયો. રહસ્ય એ નિકળી શકે કે, જે પ્રકારના પ્રેમનું વર્ણન ઉક્ત ગ્રન્થમાં વર્ણવાયું છે, તેવો સમ્બન્ધ તો નહતો, પણ પ્રેમસમ્બન્ધ તો હતો જ. છતાં અમે માનીએ છીએ કે, કુંવરીનું ઉપર્યુક્ત વાક્ય વાકૂછળ જેવું છે! અથવા શર્મને લીધે અથવા રજવાડી મોભ્ભાને લીધે મહેતા લક્ષ્મીદાસને એવું ઉત્તર કાં ન આપ્યું હોય? મહેતા લક્ષ્મીદાસે પોતાના વિદ્વાન્ મિત્રોને જે વાત કરેલી, તેપરથી જણાય છે કે, સુજાનબા કાવ્યશાસ્ત્રનું સારું જ્ઞાન ધરાવતાં હતાં અને કવિઓની કવિતાથી પ્રસન્ન થઈ યોગ્ય ઇનામ પણ આપતાં હતાં અને તેમણે પોતાનું કુમારિકા તરીકેનું જીવન વિદ્યાવિનોદમાં જ ગાળ્યું હતું.

અમારા જાણવામાં આવ્યું છે કે, લીંબડીના આગલા ઠાકોર સાહેબ જશવતસિંગજી, જે એક ઉદાર અને વિદ્યાસંપન્ન ઠાકોર હતા, તેઓ, આ ગ્રન્થ પ્રત્યે, પ્રથમ હકીકતના અજાણપણામાં, ઘણો પ્રેમ ધરાવતા હતા. પણ પાછળથી હકીકત જાણ્યા પછી, જેમ કહેવામાં આવે છે તેમ, અણગમો ધરાવતા થયા હતા. કેમકે તેઓ આ ગ્રન્થને પોતાના કુળની નામોશીરૂપ માનતા હતા! પણ એ વિચાર ભૂલ ભરેલો છે; કેમકે સુજાનબા જેવી વિદ્વાન્, ચતુરસુજાણ અને વિશુદ્ધ ચરિત્રવાળી સતી કુંવરી, કે જેણે પોતાના પવિત્ર પ્રેમની ખાતર આખી જિંદગી કૌમારાવસ્થાને અર્પણ કરી હતી, તે તો તેના પિતાના કુળને અલંકારરૂપ જ ગણાય. પરંતુ શોચનીય જ છે કે, આવી વિદ્વાન્ અને કાવ્યકર્ત્રી મહિલાઓ માટે તેમની હયાતીમાં તેમના સ્વસુર અને પિયર પક્ષવાળા અણગમો જ બતાવે છે. તેનું પ્રત્યક્ષ ઉદાહરણ, ઉદેપુરના મહારાણાઓની કુળવધૂ મીરાંબાઈ છે, કે જેના પ્રાણ લેવા સૂધીના પ્રયત્નો કરવામાં આવ્યા હતા! પરંતુ આજ એ જ મીરાંબાઈનાં યશોગાન તેમના વંશજો તથા આખો દેશ કરે છે-તે પ્રભાતના પહોરની નામ સ્મરણીય છે. તેમ લીંબડીના હાલના નામદાર ઠાકોર સાહેબ ઘણા ઉદાર દિલના અને વિદ્યાવિનોદી છે. તેઓ આ બાબતના શોધક વિદ્વાનોને આ ગ્રન્થના સંબંધે હકીકત જાણવામાં સહાયતા આપી શકે તેમ છે.

સુજાન માનપાત્ર છે.

કેમકે અમે, ઉપર ગ્રન્થના નાયક નાયિકા સંબંધે તથા ગ્રન્થ રચના સંબંધે જે હકીકત આપી છે, તેમાંની ઘણી ખરી કર્ણોપકરણી છે તથા કેટલીક હકીકત ઉપરથી કરેલાં અનુમાનો છે. પરંતુ તે સમગ્ર બાબતો વિષે પરિપૂર્ણ શોધ થઇને મજબૂત પૂરાવાઓ સાથેનું સત્ય (સાધનોની ગેરહાજરીને લીધે) બહાર આવ્યું નથી, અને તેથી તે દેશમાં રાજદરબારોમાં લાગવગ ધરાવનાર કોઈ અનુભવી ઇતિહાસજ્ઞ વિદ્વાન્ શ્રમ લઇને દસ્તાવેજી પૂરાવા યા ઇતિહાસના સાધનોથી સત્ય સિદ્ધ કરે નહિ, ત્યાંસુધી તેનાપર પૂરતો પ્રકાશ પડવાનો સંભવ જ નથી.

---

"ગુજરાતી" પત્રના તંત્રી ઇચ્છારામભાઇને **પ્રવીણ–સાગર**નો ઘણા વરસ થયા નાદ લાગેલો છે. ગુજરાતના ભાટ ચારણો એમની પાસે આવે છે, તેમને **પ્રવીણ** અને **સાગર** સમ્બન્ધી ઘણા પ્રશ્નો કરે છે. જૂદા જૂદા ભાટ ચારણોને મુખેથી **પ્રવીણ–સાગર**ના કવિત સવૈયાઓ સાંભળી તે ઉપર ઉહાપોહ કરે છે; અને જે અર્થો ભાટ ચારણો કરે છે તેની મૌજ લે છે. રાજકોટની રા. હરિશંકરની આવૃત્તિએ સાહિત્યની મોટી સેવા બજાવી છે; અને તેનો આ આવૃત્તિમાં છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો છે; તે માટે તેમનો આભાર માનવો જોઇએ. એ આવૃત્તિએ ઘણું જ્ઞાન આપ્યું છે; છતાં તેમાં કંહીક કંહીક દોષ રહી ગયા છે, તે સુધારી સસ્તી કિમતની આવૃત્તિ કાઢવાની ઇચ્છા તેમનો થઈ. તેમના કહેવાથી જણાય છે કે, પ્રથમ તેઓએ કવિ સવિતાનારાયણની સલાહ લીધી. કવિ સવિતાનારાયણે થયેલા અર્થમાં કેટલાક દોષો બતાવ્યા. ઇચ્છારામ ભાઇએ હિદુસ્તાની જાણનારા એક માણસને નવીન પ્રકારે ભાષાંતર કરવાનું સોંપ્યું. તેણે થોડુંક ભાષાંતર કીધું. પછી પડતું રહ્યું. ત્યાર પછી બીજાને સોંપ્યું ને તેણે પણ પડતું મૂકયું અને છેવટે કચ્છના પ્રસિદ્ધ વિદ્વાન્ રાજગુરુ કવિ જીવરામ અજરામર ગોરને હસ્તે એ સમ્પૂર્ણ કરાવ્યું છે. કવિરાજ જીવરામે ગ્રન્થના સંશોધનમાં પણ અમને સારી મદદ આપી છે.

ગ્રન્થ છાપવાની શરુઆત થતાં વચ્ચે વચ્ચે અનેક પ્રકારની અડચણો આવવાથી પ્રસિદ્ધ થવામાં પુષ્કળ વિલંબ લાગ્યો છે અને જે ઇચ્છાથી ઇચ્છારામભાઇએ નવીન ભાષાન્તર કરાવવાની હોંસ રાખી હતી, તે તેમની ઇચ્છા પૂર્ણ થઈ નથી, એમ તેઓ માને છે. આ ગ્રન્થની બે જૂદી જૂદી આવૃત્તિઓ પ્રગટ થઈ છે. એક રાજકોટવાસી હરિશંકરની અને બીજી શિહોરવાસી ગોવિંદ ગીલાભાઇની રા. હરિશંકરે કરાવેલી ટીકા પૂર્ણાંશે તો નહિ, પણ બહુ અંશે, ઉત્તમ છે; અને સાધાર છે. મી૦ ગોવિદની પ્રતમાં કેટલાક કવિત સવૈયા વિશેષ છે. તે સવૈયા કવિત બીજી પ્રતોમાં મળતા નથી, પણ ભાટોને મોંઢે બોલાતા સાંભળ્યા છે. કદાચ મૂળ પ્રતમાંથી, કોઈ કારણે પડ્યા હોય, એમ માની લઈ તે પણ

આ ગ્રન્થમાં દાખલ કરવામાં આવ્યા છે; પરંતુ તે ઠાકોર શ્રી **મહેરામણજી** અને તેના મિત્રોએ બનાવેલા છે કે નહિ, તે માટે સંશયજ સર્વ તરફથી બતાવવામાં આવે છે. આ ગ્રન્થ છપાવવામાં પુષ્કળ કાળજી રાખ્યા છતાં પણ પ્રૂફ સુધારવાના અથવા બીજા કારણથી કોઈ કોઈ જગાએ દૃષ્ટિદોષ રહી ગયા હશે જ; તેને માટે અમને ગ્લાનિ થાય છે. પરંતુ ગુજરાતી કે હિંદુસ્તાની વિદ્વાન્ વાંચનારાઓ એ દોષો દર્શાવવાની અમને કૃપા કરશે તો બીજી આવૃત્તિ સમયે તે ઉપર ધ્યાન આપવામાં આવશે.

જે જે વિદ્વાનોએ આ ગ્રન્થ તૈયાર કરવામાં અમને સાહ્યતા આપી છે, તેઓનો-ખાસ કરીને મી૦ **મણિલાલ છબારામ** તથા કચ્છના રાજગુરુ કવિરાજ **જીવરામ અજરામર ગોરનો** સપ્રેમ આભાર માનીએ છીએ. **इति शुभम्.**

મુંબઈ, "ગુજરાતી" કાર્યાલય.
ખ્રિસ્તાબ્દ નવું વર્ષ-૧૯૧૧

**સંશોધક.**

# પૂરવાણી.

જે સાત મિત્રોએ મળીને પ્રવીણ સાગર ગ્રંથની રચના કરી છે, તે સાત મિત્રો કોણ કોણ હતા, તે સંબંધમાં ઉના દેલવાડાના રહીશ કથાનક ઓધવજી ગીગા આ પ્રમાણે જણાવે છેઃ—ભારતીનંદ બાવો (રાજકોટનો રહીશ), જીવનવિજય પૂજ (જૈન—રાજકોટના પરાંના એક અપાસરામાં રહેતો હતો), જેસો લાંગાવદરો (રાજકોટના દરબારનો દશોદી ચારણ), પુરોહિત અદાગરજી, સોનાર લાલાજી (ઉત્તર હિંદનો રહેનારો ને જાતનો પુરભિયો, પણ જડત કામમાં કાબેલ, તેથી સોનારને નામે ઓળખાતો), સોદાગર શેખ રહીમ (ઘોડાનો મોટો વેપારી અને પરીક્ષક) અને કુંવર શ્રી મહેરામણજી.

સાત મિત્રો.

પ્રવીણ—સાગરની ૭૭ મી લહેરના કવિત અંક ૯ માં જે નામો આપેલાં છે, તેમાં શિવગણ વિચિત્રાનંદ તે મહેરામણજી; ભારતીનંદ તે ઉક્ત બાવો; રવિજ્યોત તે દશોદી ચારણ; વિરભદ્ર તે પૂજ; સત્રસાલ તે પુરોહિત અદાગરજી; રત્નપ્રતાપ તે સોનાર લાલાજી; દ્રષ્ટકેતુ તે મુસલમાન સોદાગર, એ પ્રમાણે જણાય છે.

સોનાર લાલાજી સંગીતમાં ઉસ્તાદ હતો, પુરોહિત અદાગરજી વિનોદી હતો અને સોદાગર શેખ રહિમ સિંધનો રહેવાસી અને ઘોડા આદિની પરીક્ષામાં એક્કો ગણાતો હતો. ભારતીનંદ અને પૂજ સારા કવિ હતા. સોદાગર શેખ રહીમ ફારસીનો ઉસ્તાદ હતો, તેથી તે ફારસીમાંથી લેલી મજનુન, યુસફ ઝુલીખાન, શીરીન ફરહાદ, અમીર હમઝા વગેરેની વાતો એવી ફક્કડ રીતે કહેતો કે, કુંવર મહેરામણજી અને બીજાઓ હમેશા તેના ઉપર પ્રસન્ન રહેતા હતા. પ્રવીણ—સાગરની ૮૪ મી લહેરના ૧૩ મા દોહરામાં "કીસ્સા લેલી મજનુનકા, બાર્તા ઔર અનેક" એમ લખવામાં આવ્યું છે, તે ઉપરથી એવું અનુમાન કહાડવામાં આવ્યું છે કે, પ્રવીણ સાગર, એ કીસ્સાઓને આધારે લખવામાં આવ્યો છે; પરંતુ જે ભાટ ચારણો પાસેથી મે હકીકતો મેળવી છે, તે ઉપરથી એ જ અનુમાનને સાધાર ગણી શકાતુ નથી. માત્ર તે કીસ્સાઓ સાંભળીને નવીન વસ્તુસંકલના કરવામાં આવી હોય તો એ અસંભવિત નથી.

પ્રવીણ—સાગરમાં સંગીતના જે ભેદો દર્શાવવામાં આવ્યા છે, એ બધી કૃતિ સોનાર લાલાજીની સંભવે છે; કેમકે લાલાજીનો કંઠ મધુરો હોવાથી સવૈયા અને કવિતો તે રાગરાગણીમાં ગાતો હતો, તેથી મહેરામણજીની તેના ઉપર બહુ કૃપા હતી.

જીવનવિજય પૂજના સંબંધમાં નીચે પ્રમાણેની વાત કથાનક ઓધવજી ગીગાભાઇએ કહી સંભળાવી હતી:—

મહેરામણજી નિત્ય ખાનગી દરબાર ભરી, પોતાના મિત્રો જોડે બેસી વિનોદ કરતા હતા. પૂજ જીવનવિજય ફાંકડો હતો અને પોશાક પણ છેલાણીના જેવો પહેરતો હતો. તેની મૂછ ખાસ ઘાટીલી જીવનવિજય પૂજ. હતી. તેના ઉપર તે હંમેશા હાથ ફેરવ્યાં કરતો હતો. એ મહેરામણજીને પસંદ પડતું નહિ. પૂજનું ચારિત્ર્ય ઉત્તમ હતું, છતાં એક દિવસ તેની ફક્કડાઈ જોઈ મહેરામણજીએ ટચકો માર્યો કે, "કેમ યતિ! તમે તો હવે ખૂબ સહેલ કરવા માંડી? દહાડે દહાડે તમારી જુવાની ખીલતી જાય છે. કહો ન કહો, કોઈ લફરા સાથે તમારાં લગ્ન લાગ્યાં છે!" આ શબ્દોથી પૂજને ઘણું ખોટું લાગ્યું. તેણે કહ્યું, "મહારાજ! અમે તો યતિ તે યતિ જ! અમારું દૂષણ કોઈ કહાડી શકે એમ નથી. અમે તો યતિ તે યતિ જ! પણ તમારું લફરું તો જગજાહેર છે!" મહેરામણજીએ કહ્યું કે, "તમે યતિ નથી, તે હું છ મહિનામાં સાબીત કરીશ." "ઠીક છે મહારાજ! સાબીત કરવા જતાં ફસાઈ ન પડતા!"

આમ બે મિત્રો વચ્ચે હોડ લાગી. નિત્ય યતિ મહેરામણજીના દરબારમાં આવે ને મહેરામણજી તેને કહે—"કેમ યતિ!" એટલે જીવનવિજય પૂજ મૂછપર તાવ દઈ, ખરી ટેડાઇથી અને સંપૂર્ણ ગર્વભરી રીતે જવાબ દે કે, "હા, મહારાજ! અમે યતિ તે યતિ જ!" એ શબ્દ સાંભળી મહેરામણજીને રુંવે રુંવે આગ લાગતી. યતિને ફસાવી પાડવાના મહેરામણજીએ અનેક રીતે ગુપ્ત ઘાટ ઘડવા માંડ્યા. એમ કહેવામાં આવે છે કે, રાજકોટની કોઈ બે વિખ્યાત નાયકાને પણ યતિને ફસાવવા માટે મોકલી હતી; પરન્તુ જે દિવસથી મહેરામણજી સાથે જીવનવિજયને હોડ લાગી, તે દિવસથી તે બહુ સાવધ રહેતો, પોતાના ઉપાસરામાં છ વાગ્યા પૂર્વે દાખલ થતો, સઘળાં દ્વાર બંધ કરી, દિવા વગર બેસી રહેતો, રાત્રીના ગમે તેવા કારણસર બહાર નીકળતો ન હતો. નિત્ય મહેરામણજી યતિ સંબોધનથી તેનાપર કટાક્ષ કરતા અને ગર્વથી જીવનવિજય મૂછપર હાથ દઈ તેવોને તેવો જ જવાબ દેતો. યતિ જિતી જાય અને હું હારી જાઉં, એથી તેમને ખેદ થતો અને તેને લીધે મહેરામણજીનું શરીર દુબલું પડી ગયું. યતિને કેમ ફસાવવો અને તેનો ટેક કેમ મૂકાવવો, એની ચિંતામાં તે સદા દીલગીર ને દીલગીર રહેતા! જ્યારે નાયકાઓ યતિને ફસાવવા ગઈ, ત્યારે યતિએ તેમને શરમાવીને પાછી કાઢી, તે દિવસથી મહેરામણજી વધારે ને વધારે ચિન્તાતુર થતા ગયા.

એક દિવસ પોતાના ઓરડાના એક ખૂણાના કોચ ઉપર મહેરામણજી ચિન્તાગ્રસ્ત બેઠા હતા, એટલામાં દરબારની રાઘી ખવાસણની અતિ ખુબસુરત દીકરી,

ઓરડામાં કોઈ નથી એમ ધારી બારીએ આવી ઉભી રહી. ક્ષણ પછી તેની દૃષ્ટિ મ્હેરામણજીપર પડી, એટલે ગભરાઇને તે નહાસી ગઈ. પણ નાસતાં નાસતાં તેની નજર કુંવર સાહેબપર પડી, તો તેને જણાયું કે બાપુ દુબલા થઈ ગયા છે! ખવાસણની દિકરી સંપૂર્ણ લાવણ્યમયી, ખીલતી જુવાનીના નયનબાણ મારવામાં સંપૂર્ણ નિપૂણ, નૈસર્ગિક કામકળામાં કુશલ દેખાતી પણ અજ્ઞાત પેરે વર્તતી અને સામાનું હૃદય પારખવામાં ચતુર હતી. તેને વિચાર થયો કે, બાપુ આટલા બધા ચિન્તાગ્રસ્ત કેમ છે અને દુબલા કેમ પડી ગયા છે. ધીમેસથી તે પાછી ફરી, મ્હેરામણજી પાસે આવી ઉભી રહી. મ્હેરામણજી તેને પુત્રીતુલ્ય ગણતા હતા. ખવાસણની દીકરી, જે નાનપણથી જ દરબારમાં રહેલી હતી, તે વિવેકથી બોલી; "બાપુ! તમને શી ચિંતા છે? તમે આવા દુબલા કેમ પડી ગયા છો? "લાલી! (જે તે છોકરીનું નામ હતું, તેને સંબોધીને મ્હેરામણજીએ કહ્યું) "બેટા! મારી ચિંતા કોઈ ટાળી શકે તેમ નથી." પછી લાલી ખવાસણના આગ્રહથી મ્હેરામણજીએ જીવનવિજય યતિ સાથે જે હોડ બાંધી હતી, તેની સંપૂર્ણ હકીકત કહી સંભળાવી. લાલીએ કહ્યું; "બાપુ! તમારા પ્રતાપથી જીવનવિજય તો શું, પણ મોટા મુનિવરને પણ હું ચળાવી શકીશ. એ કામ કરવાની તમે મને આજ્ઞા આપો." મ્હેરામણજીએ કહ્યું; "તું મારી દીકરી બરાબર છે અને તને જો કંઈ લાંચ્છન લાગે તો મને મૃત્યુ બરાબર ઘા છે!" "નવોઢાના નેણથી કોણ ન વિંધાય?" લાલીએ કહ્યું. "બાપુ! તમે બેફીકર રહો. તમારા નામને જરા પણ લાંચ્છન લાગે તેવું હું કરીશ નહિ. લાંચ્છન લાગે તેવું હશે તો હું ફરીથી તમને મારું મ્હોંડુ નહી બતાવીશ." આમ કેટલીક વાતચિત થયા પછી, લાલીની માંગણી મ્હેરામણજીએ કબુલ કીધી. લાલીની માંગણી પ્રમાણે કેટલાંક દાસ દાસી અને વાહન આપ્યાં. થોડા દહાડા પછી લાલી રાજકોટ છોડી ચાલી ગઈ. મ્હેરામણજી અને જીવનવિજય યતિ વચ્ચેનો સંવાદ તો નિત્યનો ચાલુ જ હતો.

પાંચ દશ દિવસ વીત્યા બાદ એક રાત્રીના પૂજ જીવનવિજય પોતાના ઉપાસરામાં બેસી જીનસ્તવન કરતો હતો. રાત્રીના દશેક બજ્યા હતા, એવામાં માફામાં બેઠેલી લાલી અને પાંચ સાત નોકર ચાકર જીવનવિજયના ઉપાસરા આગળ આવી ઉભા રહ્યા. નોકરોએ ઉપાસરાનું બારણું ઠોક્યું. જીવનવિજયે અંદરથી પૂછ્યું કે, "આટલી મોડી રાતે કોણ છે?" તરત લાલીએ માફામાંથી ઉતરી પડી કહ્યું, "પૂજ ગુરુ! હું સરધારની [illegible]દરબાની દાસી છું. આજે હું પાર્શ્વનાથનાં દર્શન કરવાં ભૂલી ગઈ છું, કૃપા કરી દેરાસર ઉઘાડો અને મને પ્રભુનાં દર્શન કરાવો!" પૂજને સંદેહ થયો કે, આમાં કંઈ કપટ તો ન હોય? તેણે ગુસ્સાથી કહ્યું કે, "સવારે આવો. રાત્રિનાં દર્શન ન હોય. દેવને જગાડવાનું મહાપાતિક છે." લાલીએ

કહ્યું; "પૂજ ભગવાન્! મારું ચાતુર્માસનું વ્રત ભંગ થાય છે. એક ક્ષણભર મને પ્રભુનાં દર્શન કરાવો. આજે અષ્ટમી છે, તે દર્શન ન કરાવો તો મારા વ્રતનો ભંગ થશે!"* આ પ્રમાણે **લાલી**ની કેટલીક આજીજીથી પૂજ જરા ડગ્યા. ક્ષણભર વિચાર કીધો કે, જે હો તે હો–દર્શન કરીને ચાલ્યું જશે. દેરાસરનાં દ્વાર ઉઘાડ્યાં અને જેવું **લાલી**નું મુખ પૂજે જોયું કે તેના હૃદયમાં ગુપ્ત આઘાત થયો. **લાલી** એક તિક્ષ્ણ નેણબાણ મારી દેહરામાં દાખલ થઈ, જીન ભગવાનનું સ્તવન કર્યું અને ભગવાન્ સમીપ સોએક રૂપીઆની ભેટ મૂકી; અગર તગર મૂકયા; ઉંચામાં ઉંચી સુગંધીઓવાળી અગરબત્તિઓ સળગાવી અને દેવને સુગંધીદાર પુષ્પોની માળા ધરાવી. એક બાજુએ રંભા જેવી રમણી, બીજી બાજુએ ધનનો ઢગલો. કોણ ન ચલિત થાય? કોનું મન હાથ રહે? **લાલી**ને શુદ્ધ શ્રદ્ધાળુ જોઈ કંઈક વાત કરવાની પૂજને ઇચ્છા થઈ. "બા! તમે આટલી મોડી રાતે ક્યાંથી આવ્યાં?" "પૂજ્ય ગુરુદેવ! આજ આખો દિવસ હું એવી કામમાં રોકાઈ ગઈ કે, ભગવાનનાં દર્શન જ ભૂલી ગઈ: હું **આબુ**એ યાત્રા ગઈ હતી અને ત્યાંથી ચારેક દિવસ થયાં અહિ આવી છું. મારો નિત્યનિયમ છે, કે ભગવાનનાં દર્શન કરવાં અને કોઈ યતિ હોય તેને પ્રસાદ કરાવી, ફુલ નહિ તો ફુલની પાંખડી ભેટ આપી, પછી ભોજન કરવું. મારું એક કાર્ય પૂર્ણ થયું અને બીજું જો પૂર્ણ ન થાય તો મારા વિવાહ થવાના છે, તેમાં વિઘ્ન કદાચ આવે એવી મને શંકા થયા કરે છે. અત્યારે કોઈ યતિ સુક્કા મેવાનો એક જ ગ્રાસ લે તો મારા મનના મનોરથ સિદ્ધ થાય. આ મારું જર ઝવેર તેને ભેટ આપી દઉં એમ મને થાય છે!" યતિને વિશેષ સંદેહ તો થયો, પણ **લાલી**ને કોઈ દિવસ જોયેલી ન હોવાથી અને હમણાં તેની સ્વરૂપસ્થિતિ બદલાયલી હોવાથી, જેવો સંદેહ થયો તેવો જ મટી ગયો. યતિએ સુક્કા ફળ ફલાદિ પ્રાશન કરવાની, દયાને લીધે હા પાડી. તુરત **લાલી**એ કેટલીક સોના મહોર ભેટ ધરી દીધી અને પછી માફામાંથી પોતાની સાથે લાવેલા સુક્કા મેવાની એક થાળી પૂરી, યતિને ભોજન કરાવવા બેઠી. ધીમે ધીમે તેણે મધુર કંઠથી સ્તવન કરવા માંડ્યું. એકાંતસ્થલ, સૌંદર્યસંપન્ન રમણીનું દર્શન, મધુરી વાણી અને હૃદયભેદક હાવભાવ જોતાં યતિનું મન ડગ્યું. તેના મોમાંથી યતિની મર્યાદા બહારના બે ચાર શબ્દો નીકળી પડ્યા. આશીર્વાદ નિમિત્તે **લાલી**ના મસ્તકપર હાથ મૂકયો અને પછી તેના ગળાપર હાથ પડ્યો. પણ એટલા સમયમાં જે મેવા યતિએ પ્રાશન કીધો હતો, તેમાં સખ્ત કેફ હોવાથી, તે **લાલી**ના ખોળામાં માથું મૂકીને સૂતો. યતિને કંઈ ભાન રહ્યું નહિ, એટલે **લાલી**એ પોતાની પાસેની ઝીણી

---

* મૂળ બોલાયલા શબ્દો, કથાનકે જિનવાણીમાં કહ્યા હતા, પણ મારી સ્મૃતિમાં તે ન રહ્યા હોવાથી મારા શબ્દમાં લખ્યું છે.

છરીથી યતિની એક બાજુની મુછ કાપી કાઢી; અને તેને પોતાના લૂગડાના છેડામાં બાંધી લીધી. અગરબત્તિની રાખથી યતિના કપાલને પીળી મૂકયું અને ઝટપટ દ્વાર બંધ કરી તે ચાલી ગઈ.

મહેરામણજીને તો સંપૂર્ણ ચિંતા હતી કે ભલી ભલી નર્તકીઓ, જે બીજાઓનાં હૃદય ચૂર્ણ કરવામાં ચતુર, તે પૂજથી છક્કડ ખાઇને પાછી ફરી, ત્યાં લાલીનું ગજુ નથી. લાલી પરાજય પામે અને યતિ મુછપર તાવ દઈ, પ્રભાતમાં આવી, એમ કહે કે 'અમે તો યતિ તે યતિ જ!' અથવા લાલીની લજ્જા જાય, તો મહેરામણજી પોતાને મરવું એ બહેતર સમજતા હતા. લાલી પાછી આવી નહિ ત્યાં સૂધી મહેરામણજીને ભૂખ અને ઉંઘ હરામ હતી. તે ચિંતામાં જ બેઠા રહેતા. તેવામાં મધરાત પછી માફાનો ગડગડાટ સંભળાયો. લાલી પ્રસન્નવદને માફામાંથી ઉતરી ને તેને જોતાં જ મહેરામણજીને ધીરજ આવી. ખવાસણની દીકરી પગે પડી અને પોતાના પાલવના છેડામાંથી યતિની મુછના એક બાજુના વાળ મૂકી, સર્વ હકીકત નિવેદન કરી. જીવતદાન મળ્યું હોય એમ મહેરામણજીને લાગ્યું. તુરત તેણે પોતાના પાંચે મિત્રોને તેડાવી મંગાવ્યા, સર્વ હકીકત તેમને કહી અને પ્રભાતમાં યતિ કેવે વેશે આવે છે, તેની આતુરતાથી વાટ જોતા છએ મિત્રો વિનોદ કરતા બેઠા.

હવે બીજી બાજુએ જીવનવિજય પૂજની શી અવસ્થા થઈ તે જોઇએ. પાછલી રાતના જ્યારે તેની કેફ ઉતરી ત્યારે તે જાગ્રત થયો અને જ્યાં મોં ઉપર હાથ ફેરવવા જાય છે કે ત્યાં એક બાજુની મુછ કપાઈ ગયેલી જોઈ. તત્ક્ષણે તેને મહેરામણજીના કપટનું ભાન થયું અને પોતાની નિર્બળતા માટે પસ્તાવા લાગ્યો. પણ પોતાનું વ્રત ભંગ થયું નથી, એટલાથી તેણે સંતોષ માની લીધો. પ્રભાત થતાં કુંવર સાહેબ તેડવા મોકલશે અને આ વેશમાં કેમ જવાશે, તેની તેને ચિંતા થવા લાગી. જીવનવિજય પૂજ દૃઢ મનનો અને યુક્તિબાજ નર હતો. એ સમયે તેણે એક ગીત રચ્યું. પછી નાપિકને બોલાવી બીજી બાજુની મુછ મુંડાવી નાંખી. પછી બે શરણાઇવાળાઓને અને ઢોલવાળાઓને બોલાવ્યા અને પોતાના એક મિત્રનો મ્યાનો મંગાવ્યો. એટલામાં મહેરામણજીનું તેડું આવ્યું. હજી સૂધી મહેરામણજીના મનમાં શંકા હતી કે, રખેને લાલી છેતરાઈ હોય અને તેના કહેવાથી આપણે છેતરાયા હોઇએ, તેથી પૂજના મુખદર્શનની તેને ઉત્કટ ઇચ્છા હતી. પૂજ સ્નાન કરી નિત્યકર્મ આટોપી લે, તેટલામાં તો ઉપરાઉપરી પાંચ સાત તેડાં થયાં. પૂજ તો સઘળો ચમત્કાર સમજી ગયો હતો. તે તૈયાર થઈ મ્યાનામાં બેસી આગળ ઢોલ શરણાઈ વગડાવતો અને ફુંકાવતો દરબારગઢ તરફ ચાલ્યો. પૂજને વાજતે ગાજતે આવતો સાંભળી મહેરામણજીનું કાળજું ધડકવા લાગ્યું. નિશ્ચયપૂર્વક તે માનવા લાગ્યા કે, 'પૂજ તો યતિ તે યતિ જ'

રહ્યો! પૂજે પણ એવી તાલતલાવટ કરી હતી કે, બારીએથી મહેરામણજી કે મિત્ર-મંડળમાંનું કોઈ એનું મો જોય તો દેખાય નહિ. જ્યારે પૂજ કુંવરસાહેબ પાસે આવ્યો, ત્યારે કુંવર મહેરામણજીએ કહ્યું, "કેમ યતિ!" હંમેશા પૂજ મુછપર હાથ મુકી ઉત્તર દેતો હતો, પણ આજે મુછ નહતી, તો હાથ ક્યાં ફેરવે? છતાં પૂર્વની જ ટેડાઇથી હાથ મુખ લગી લાવીને કહ્યું; "હા, મહારાજ! અમે તો યતિ તે યતિ જ!" અને પછી નીચેનું ગીત, જે કાઠીયાવાડી દુહામાં ગાઈ શકાય છે તે બોલ્યો;—

## गीत.

पंथा घायबो खगेश, जोरे उठाहवो पबे पान;
खीजीयो पनांग नखत, घायबो खतंग;
धोम-जाल नायबो, जगायबो ब्यालधीश;
ऐसो हे एक हटायबो, मरदां अनंग. १
वेहबो चोधारखंडा, ब्रेहमंदा लेवी बाथ;
शोकबद्र सेहबो, के लेहवो दधीको शोष;
कहबो कनंकीरेण, माहशूरधीर, ऐसो देहबो मनोज. २
चाखवो हलाहल झेर, नांखवो रेवंता सामो,
नराजंत्र भाखबो, बीराणमंत्र नाम;
क्रोधवंत अहीतणी तेणे, धाखबो मणीने काजे;
तो कामनी भेटीया थकी राखवोही काम. ३

---

अठासी हजार ऋषि, तेणे ब्रह्मचार कीनो आगे;
धरे अवतार ते तो करे नारी भ्रम;
एमाथी वहे सारधार, वाकुं सलामों हजारवार;
जीते पारावार, सोही दुसरो परम. ४

ભાવાર્થ—ખગેશ—ગરુડની પેઠે સપાટાભેર પંથ કાપે એવી ઉડવાની શક્તિ હોય; અથવા પબે પાન એટલે મેરુ પર્વત, પાન—પાંદડાપેરે ઉઠાવી શકે એવો જોરાવર હોય; અથવા પાંખવાળો એરુ (સર્પ) અને વંશડંશી સર્પ ખીજવી, તેમાંથી અચ્છત બચી શકે; અથવા અગ્નિજ્વાળામાં સ્નાન કરી શકે; અથવા વ્યાલાધીશ—સર્પનો

રાજા શેષનાગ, તેને પુછડેથી ઝંઝેરી તેમાંથી સુરક્ષિત રહી શકે; પણ મરદનો મરદ એવો અનંગ જે કામદેવ, જે અશરીરી છે, છતાં તેને જિતવો કઠિણ છે.* ૧

ચોધારા ખાંડા–તરવારની ધારની સજ્યા બનાવી, તે ઉપર સુઈ રહેવું જેવું મુસ્કેલ છે; ગ્રેહ–આકાશમંડળને બાથમાં લેવું જેવું મુસ્કેલ છે; સમુદ્રના ભયંકર મોજા સહન કરવા જેમ મુસ્કેલ છે; મુનિ અગસ્તની પેઠે દધી–સાગરને શોષી શકવો જેમ મુસ્કેલ છે; આ પૃથ્વીની ધૂળના કણ ગણવા જેમ મુસ્કેલ છે, તેમ ભલે શૂરો અને ધીરો હોય તોપણ, મનોજ, જે કામ, તે જિતવો મુસ્કેલ છે.† ૨

હલાહલ ઝેર ચાખી જીવતા રહી શકાય; શત્રુના કટાટોપ સામે રેવંત–ઘોડો દોડાવી અક્ષત રહી શકાય; નરા મંત્ર–સામાના મનની વાત જાણવાનો મંત્ર–જાણી, મૌન ધરી શકાય; વીરાણુ મંત્ર–ભગવાન્ શંકરનો બીજ મંત્ર સાધી શકાય; ક્રોધાંધ નાગનો મણિ લેઈ નાસી શકાય; પણ કામવિહ્વલ–કામનિ–સર્વાંગ સુન્દરી પાસે આવી હોય, તેને ભેટ્યા પછી કામના બાણમાંથી બચવું કઠિણ છે.‡ ૩

પૂર્વે અઠ્યાસી હજાર ઋષિ મુનિઓએ ઘરસંસાર માંડ્યો હતો; અને અવતારી પુરુષો પણ નારીના સંગમાં રહ્યા છે; તેથી, કામના બાણમાંથી–સ્ત્રીઓ સાથના વહેવારમાંથી–જે અચ્છત પસાર થાય એવો બે હાથવાળો મનુષ્ય, બીજો પરમ કહેતાં પરમેશ્વર છે; તેને મારી હજારો હજારવાર સલામ–પ્રણામ છે.

એ ગીત સાંભળી **મહેરામણજી** અને તેના બીજા પાંચ મિત્રો પ્રથમ ખૂબ હસ્યા અને પછી **પૂજને** મોટી શાબાસી આપી હતી. **પ્રવીણ–સાગરમાં** જેમ **ભારતીનન્દ** બાવાના કવિત સવૈયા છે, તેમ **પૂજના** બનાવેલાં પણ કવિત સવૈયા દાખલ થયલાં છે. (ઇચ્છારામની નોંધમાંથી.)

---

* એક જાતના સર્પ થાય છે તે જો ડંશે છે તો ડંશનારાનો જ નહિ, પણ તે ડંશેલાના શ્વાસોચ્છ્વાસથી તેનો વંશવેલો પણ નાશ પામે છે. † એવી દંતકથા છે, કે સિંધમાં આવેલી હિંગળાજ માતાની પડોશમાંના દરિયામાંથી સમયે સમયે ચન્દ્રકંપ નામનો મોજો ઉછળે છે. તે મોજો ઉછળવા પૂર્વે ઘોર ઝંઝાટ થાય છે; પછી મોજો બહાર પડે છે, તે ગોળ ઘુમરી ખાતો ખાતો આકાશ સાથે મળી સ્થંભરૂપ બની ઠેઠ આકાશમાં પેસી જાય છે. એ મોજાના સપાટામાં આવેલો મનુષ્ય કે પ્રાણી કદી પણ બચી શકતું નથી. ‡ મણિધર નાગને માટે એવી દંતકથા છે કે જે જંગલમાં તે રહે છે, ત્યાંથી મધરાતના બહાર ફરવા નીકળે છે. એ મણિધર કોઇ ઝાડ કે ઓથા નીચે પોતાનો મણિ મૂકી તેનો જ્યાં સૂધી પ્રકાશ પડે છે, ત્યાં સૂધી ચારો ચરવા જાય છે.

# પૂરવણી ૨ જી.

પ્રસ્તાવના લખાઈ, છપાઇએ ગઈ, ગ્રંથ બહાર પાડવાનો જ વિલંબ હતો, તેટલામાં, ગયા જાનેવારીની ર૩ મીએ, રાજકોટના વકીલ રા૦ રા૦ હરજીવન ભગવાનજી શુકલ અને લીંબડીના રેવન્યુ ઓફીસર રા૦ મેઘાભાઈ, ઇચ્છારામ સૂર્યરામ દેશાઇની પાસે, "ગુજરાતી" પત્રની આફીસમાં આવ્યા. તેઓએ સુજાણબા અને મહેરામણજી સંબંધે કેટલીક વાતચિત કીધી અને જણાવ્યું કે, સુજાણબા લીંબડીની રાજકુંવરી હતી, એ વાતમાં કોઈ પણ પ્રકારનો આધાર નથી. ઇચ્છારામભાઇએ જણાવ્યું કે, સત્ય હકીકત હોય તે મને લખી મોકલો, અને તે હું આ પ્રસ્તાવનામાં દાખલ કરાવીશ, છતાં પ્રવીણસાગર ગ્રંથમાં સુજાણનું જે ચરિત્ર વર્ણવેલું છે, તે કોઈ પણ પ્રકારે લીંબડીના રાજવંશને દોષ આપે તેવું નથી, પરંતુ તેના યશમાં વધારો કરે તેવું છે. મી૦ શુકલે પ્રતિઉત્તરમાં જણાવ્યું કે એ સત્ય છે, પણ રાજવાડી રીવાજો કંઈ વિચિત્ર છે. આપણી દૃષ્ટિમાં જે નિર્મળ–કલંક રહીત જણાય તેને રાજવાડામાં કલંક ગણે. સુજાણનું ચરિત્ર નિષ્કલંકી છે, તથાપિ રાજવાડામાં તેથી લીંબડી દરબારની અપકીર્તિ થવાનો ભય રહે છે. મી૦ ઇચ્છારામે, મી૦ શુકલને કહ્યું કે, તમારા જેવા પુરુષ આવો વિચાર ધરાવે છે એ આશ્ચર્ય છે! મી૦ શુકલે ઉત્તર આપ્યું કે, હું મારા વિચારની વાતો કરતો નથી, પણ રાજવાડાના વિચાર દર્શાવું છું. કાઠીયાવાડના રાજવાડાની લાગણીઓ જુદાજ પ્રકારની હોય છે; તે તમે ક્યાં જાણતા નથી? એમ કેટલીક બીજી વાતચિત થયા પછી એમ ઠર્યું કે, જે સત્ય હકીકત હોય તે તા૦ ર૬ મી ફેબ્રુવારી સૂધીમાં મી૦ શુકલ, ઇચ્છારામભાઈપર લખી મોકલે અને તે હકીકત આ પુસ્તક સાથે પ્રગટ કરાવવાની તેઓએ કબુલાત આપી. તે સરત પ્રમાણે રા૦ શુકલ અને રા૦ મેઘાભાઇએ જે બે પત્રો મોકલ્યાં છે, તે હું નીચે આપું છું.

"આપને મુંબઈમા મળ્યા બાદ હુ અલાહબાદ ગયો હતો. ત્યાંથી અહીં આવ્યા પછી
"અત્યાર સૂધી હું મારી દીકરીના લગ્નકાર્યમાં રોકાયો હતો, તેથી લીંબડીએ જઇને પ્રવીણ
"સાગરની નાયકા પ્રવીણ સંબંધેની લોકવાયકા બાબતમાં જાતે તપાસ કરી શકયો નથી.
"પરંતુ મારી સાથે આપને મળવા આવેલા રાણાશ્રી મેઘાભાઇ રતનસિંહ જે એક લીંબડીના
"ભાયાત છે તથા લીંબડી સ્વસ્થાનના રેવન્યુ કારભારી છે, તેમણે આ બાબતમાં આપ

"ઉપરનો સાથેનો કાગળ મારી મારફત મોકલી આપ્યો છે. તેથી સદરહુ કાગળ હું આપ
"તરફ રવાના કરું છું અને આશા રાખું છઉં કે, આપ તત્સંબંધે યોગ્ય કરશો. એજ વિનતિ."

રાજકોટ તા૦ ૨૩-૨-૧૧. લી. સેવક,

**હરજીવન ભગવાનજી શુકલ.**

---

"વિનતિ કે આપના તરફથી પ્રવીણસાગર ગ્રંથના સંબંધમાં લખવામાં આવે છે કે,
"પ્રવીણ તે લીંબડીના રાજ્યના કુંવરી સુજાણબા સબંધમાં તે ગ્રંથ લખાયેલ છે. પરંતુ
"લીંબડીના રાજ્યમાં આજ સૂધીમાં સુજાણબા નામના કુંવરી થયાં જ નથી. તે બાબત હું
"ખાત્રીલાયક તપાસ કરી જણાવું છું, એટલુંજ નહીં પણ તે પ્રવીણસાગર ગ્રંથની પ્રથમની
"રીવ્યુ સુમારે ચાળીશ વરસ ઉપર બુદ્ધિપ્રકાશમાં મરહુમ કવિ દલપતરામે લખી છે, તેમાં
"તે હકીકત ખોટી ને કલ્પિત જણાવેલી છે. તે તદ્દન ખરું હઈ મારા કહેવાને પુષ્ટિ આપે
"છે. તેથી આપનું તે હકીકત સુધારવા માટે ધ્યાન ખેંચવા વિનતિ કરું છું, તો આશા છે
"કે આપ તે બાબત ઘટીત કરશો. એજ વિનતિ. લીંબડી તા૦ ૧૫-૨-૧૧.

"હરજીવનભાઈ શુકલ સાહેબ, બી. એ., એલએલ. બી. સાહેબ, રાજકોટની મારફતે.

"તા૦ ૧૮-૨-૧૧. **"મેઘાભાઈ રતનસિંહ,**

"લીંબડી ભાયાત અને રેવેન્યુ કારભારી સ્વસ્થાન મજકુર."

એ પછી મી૦ શુકલનું ત્રિજું પત્ર ગઈ તા૦ ૩૦ મીએ લખેલું રા૦ ઇચ્છારામને મળ્યું છે, જે આ પ્રમાણે છે:-

"રાજકોટ, તા૦ ૩૦-૩-૧૧.

"પ્રવીણ-સાગર" ગ્રંથનાં નાયક નાયકા સંબંધે ચાલતી દંતકથા ખોટી છે એ બાબ-
"તમાં મેં આપને ગયા માસમાં લીંબડી સ્વસ્થાનના રેવન્યુ કારભારીનો કાગળ મોકલ્યો હતો.

"હમણાં મારું ધ્યાન "બુદ્ધિપ્રકાશ"ના ઇ૦ સ૦ ૧૮૭૦ ના સપટેંબર તથા અકટો-
"બરના અંકો તરફ ખેંચવામાં આવ્યું છે. તે અંકોમાં સ્વર્ગસ્થ કવિ દલપતરામ ડાહ્યાભાઇએ
""પ્રવીણ સાગર" ગ્રંથનું વિવેચન કર્યું છે, તેમાંથી ઉક્ત દંતકથાના ખોટાપણા વિષે નીચેનો
"ફકરો ટાંકી બતાવવાની રજા લઉં છું:—

"કેટલાએક લોકો એવી કલ્પના કરે છે કે સુજાણબા નામે કોઇ રાજાની કુંવરી હતી;
"તે સાથે તે મહેરામણજીને એટલે કે ગ્રંથકર્તાને પ્રીતિ થઈ હતી, તે ઉપર આ ગ્રંથ
"રચેલો છે; પણ તે વાત **જુઠી લાગે છે, કેમકે તે ગ્રન્થમાં કોઈ ઠેકાણે એવું સ્પષ્ટ**
"**જણાતું નથી.** વળી છેલીવારે લખ્યું છે કે વિયોગના દુઃખથી રસસાગર બાવો થઇ રાખ

"ચોળીને ભીખ માગવા નીકળ્યો. એવી વાત પોતાના વિષે કોઇ રાજા લખે નહિ, કેમકે
"તે વહેમી હોય છે."

"પ્રવીણ-સાગર" વિષેની કવિ દલપતરામની માહિતી બીજાઓના કરતાં વિશેષ
"હતી, તેથી તેઓના ઉપર લખ્યા અભિપ્રાયને પ્રમાણ તરીકે સ્વીકારવો જોઇએ.

"કાઠીઆવાડ ગેઝેટીઅરમાં કર્નલ વોટસન સાહેબ ફક્ત એટલું જ લખે છે કે (જુઓ
"પા. ૬૩૩)

"મેરામણજી કવિ તરીકે પ્રસિદ્ધ છે. પ્રવીણસાગર નામનો ગ્રંથ તેણે ઇ. સ. ૧૭૮૨ માં
"રચ્યો. એ વખતે તેને મરાઠા સૈન્યે જમા ભરવાની જામીન તરીકે લીંબડીમાં રોકયા હતા.
"મેરામણજી ઇ. સ. ૧૭૯૪ ની આખરે પોતાના પિતાની હયાતીમાં રણમલજી નામના
"નાની ઉમરના કુંવરને મૂકીને ગુજરી ગયા."

"ઉપર પ્રમાણે મેરામણજીનું લીંબડીમાં આવવું તથા રહેવું મરાઠાઓએ તેમના ઉપર
"જામીન તરીકે પાડેલી ફરજને લીધે હતું. પરંતુ શૃંગારરસના કાવ્યનો કર્ત્તા પોતાના કાવ્યનો
"પોતે જ નાયક અને તેની કોઈ પ્રિયતમા તેની નાયકા હોવી જોઇએ એવી અસત્ય કલ્પના
"ઉપરથી પ્રચલિત દંતકથા ઉભી થઈ હોય એમ જણાય છે; અને જ્યારે સુજાણબા નામે
"લીંબડી રાજ્યમાં તે અરસામાં કોઇ કુંવરી જ થઈ નથી એમ રાજ્યનો જવાબદાર અધિ-
"કારી જાહેર કરે છે, ત્યારે ચાલતી દંતકથાનું અસત્યપણું પ્રસિદ્ધિમાં મૂકવાની આપણી ફરજ છે.

"હું આશા રાખું છું કે આપના છાપખાનામાંથી બહાર પડવાની "પ્રવીણ-સાગર"ની
"નવી આવૃત્તિમાં ઉપરની ખરી હકીકત વાંચકવૃંદ આગળ આપ રજુ કરવા મહેરબાની
"કરશો. એ વિનંતિ.

લી૦ સેવક **હરજીવન ભગવાનજી શુકલ**ના સલામ.

ઉપલા ત્રણે પત્રોપરથી સાહિત્યવિલાસી જનો શા નિર્ણયપર આવે છે, તે તાત્કાલમાં હું કહી શકતો નથી. તકરારી મુદ્દા ત્રણ છે. (૧) સુજાણબા નામની કોઈ કુંવરી લીંબડીના રાજકુલમાં કે ભાયાત વંશમાં હતી કે નહિ? (૨) મહેરામણજી અને સુજાણબા વચ્ચે નિર્મળ પ્રેમ સંબંધ હતો કે નહિ? (૩) જો સુજાણબા અને મહેરામણજી વચ્ચે કોઈ પણ પ્રકારનો પ્રેમસંબંધ ન હોતો, અને લીંબડીના રાજકુલમાં સુજાણબા નામક કોઈ કુંવરી જન્મી જ ન હતી, તો કુલ કાઠીઆવાડમાં જે વાતો ચાલે છે અને ભાટ ચારણો પોતાની વાતોના ટેકામાં કેટલાક આધારો આપે છે, તેનું કારણ શું? ત્રીજા કાગળમાં મિ૦ શુકલ ૧૮૭૦ નો "બુદ્ધિ પ્રકાશ"નો હવાલો આપે છે. એ ઠીક છે. ઈડર રાજ્ય તરફથી "પ્રવીણ સાગર"ની ૬૪ લહેરવાળી આવૃત્તિ શીલા છાપવાળી બહાર પાડવામાં આવી તેનાપર વિવેચન કરતાં, કવિએ એ અભિપ્રાય આપ્યો છે, જે મારી દૃષ્ટિ

બહાર ન હતો. કવિ દલપતરામ સારા કવિ હતા, પણ કાઠીયાવાડના કેટલાક દર-બારોના આશ્રીત હતા એ વાત છેક જ ભુલી જવાવી ન જોઇએ; અને મી૦ શુકલે ઇચ્છારામ ભાઇને મ્હોડે જે કહ્યું છે કે 'રાજવાડાની લાગણીઓ જુદાજ પ્રકારની હોય છે,' તેથી કવિ દલપતરામ અજ્ઞાત ન હતા. બીજું કવિ દલપતરામે જાતી તપાસ કીધી હતી એવું એમાં યત્કિંચિત પણ નથી, પણ તેઓ લખે છે કે "તે વાત જુઠી લાગે છે." તેમણે પણ સાંભળેલું જ અને અનુમાનથી લખ્યું છે. કર્નલ વાટસન ઇતિહાસનો લેખક છે, ચરિત્ર નિરૂપક નથી. માટે ઉપલા ત્રણ મુદ્દાના ખુલાસા મળવા અથવા મેળવવાની ખાસ જરૂર છે. એ કાર્ય રા૦ શુકલ કરે અથવા કાઠીઆવાડનો કોઈ પણ સાહિત્યવિલાસી સાક્ષર કરે તો તે બહુ ઉપયોગી સાહિત્ય સેવા કરેલી ગણાશે. इति शुभम्.

રામનવમી,<br>શાકે ૧૮૩૩. }

સંશોધક.

# શ્રી પ્રવીનસાગરની અનુક્રમણિકા.

# પ્રકાશકનું નિવેદન

અનેરા આનંદ સાથે 'પ્રવીણ-સાગર' પ્રકાશીત કરતા અત્યંત હર્ષ થાય છે. ઘણા વર્ષથી માનસપટ પર છવાયેલ આ સ્વપ્નીલ વાત સાકાર થાય છે..... સ્વાભાવિક રીતે જ તેનો આનંદ હોય જ.

ગરવી ગુજરાતી ભાષામાં અનેક ગ્રંથરત્નો રચાયેલા છે. ભૂતકાળમાં સમર્થ વિદ્વાનોએ આ રચનાઓ કરેલી છે..... પરંતુ સમય જતા ઘણા મહાન ગ્રંથો અપ્રાપ્ય બન્યા છે. વર્ષોના વર્ષો સુધી જિજ્ઞાસુઓને જોવા પણ મળતા નથી. એવા ઉત્તમોત્તમ મહાન ગ્રંથોમાં 'પ્રવીણ સાગર' મણિ સમાન ગ્રંથ છે. આ ગ્રંથમણિની અનેક વિશેષતાઓ છે. આ ગ્રંથ અદ્‌ભૂત્ત છે, અપૂર્વ છે, નવરસનો સાગર છલકાય છે, સંગીત અને કલાના ક્ષેત્રે મુકુટ સમાન છે. જેમાં નાટક, નૃત્ય અને વાદ્યના રસિયાઓના મન ડોલી ઊઠે તેવું રસદર્શન આ ગ્રંથમાં છે. જિજ્ઞાસુઓ આ ગ્રંથ વાંચીને, માણીને ધન્યતા અનુભવે તેવો અદ્‌ભુત આ ગ્રંથ છે. માનવ જીવનના દિવ્ય અને અલૌકિક પ્રેમની આ રસગાથા છે. ગુજરાતી સાહિત્યમાં આ ગ્રંથનું નિરૂપણ કોઈ વિરલ સમયે થયું છે. દશેક વર્ષ પહેલા આ મહાન ગ્રંથ જોવા મળ્યો..... ખરીદવા માટે ખૂબ જ પ્રયાસો કર્યા પરંતુ ક્યાંય ન મળે..... સારી એવી રકમ આપતા પણ ગ્રંથ ન મેળવી શક્યો. મનમાં રંજ પણ થયો..... પરંતુ નિરર્થક.

મનમાં આ વાત સંઘરીને રાખી હતી કે યોગ્ય સમયે આ ગ્રંથ પ્રકાશિત કરવો. આજે જ્યારે પ્રકાશિત થાય છે ત્યારે મનમાં તેનો ભારે ઉમંગ છે. આ પ્રકાશન વ્યાપારી દ્રષ્ટિએ કર્યું જ નથી. પરંતુ આવા મહાન ગ્રંથને ગુજરાતની પ્રજા ઓળખે. જિજ્ઞાસુઓ સહેલાઈથી મેળવી શકે. ભાવિ પેઢી આવા વારસાથી પરિચિત રહે તેવા ઉત્તમ વિચાર સાથે આ પ્રકાશન કર્યું છે.

બજારમાં વેચાતા બીજા પુસ્તકોની જેમ ચપોચપ નકલો નહિ વેચાય તેવું સ્પષ્ટપણે જાણતા હોવા છતા ખૂબ જ નિષ્ઠા સાથે આ ગ્રંથ પ્રગટ કર્યો છે.

આ ગ્રંથ કોઈપણ જાતના ફેરફાર વગર ખૂબજ ખર્ચાળ એવી ઓફસેટ પધ્ધતિથી પ્રિન્ટીંગ કરેલ છે.

'પ્રવીણ પ્રકાશન' પ્રકાશન ક્ષેત્રે સક્રિય રીતે છેલ્લાં ૯ વર્ષથી કાર્યરત છે. આ વ્યવસાય તરફ જોવાની અમારી દ્રષ્ટિ તદ્દન અલગ જ છે, જે અમે કરેલા સંખ્યાબંધ પ્રકાશનો તરફ દ્રષ્ટિપાત કરતા દેખાઈ આવશે. જે પુસ્તકોનું પ્રકાશન કોઈ ન કરે તેવા અપ્રાપ્ય સંખ્યાબંધ પુસ્તકો પ્રકાશિત કર્યા છે. ૧૯૮૧માં ઈચ્છારામ સૂર્યરામ દેસાઈનો અદ્‌ભુત ગ્રંથ

'ચંન્દ્રકાંત'ના પ્રકાશનથી આરંભ કર્યો. ૨૦૦૦ પાનાંનાં ત્રણ ગ્રંથો ત્યારે છેલ્લાં ૧૫ વર્ષથી અપ્રાપ્ય હતા. ત્યારબાદ રાજવિ કવિ કલાપીનું અદ્‌ભૂત સર્જન 'કલાપીનો કેકારવ' પણ પંદરેક વર્ષથી મળતો ન હતો. કાવ્યનું પુસ્તક હોવાથી વેચાણ ન મળે તે સ્પષ્ટ હતું..... પરંતુ વર્તમાન પેઢી આવા પુસ્તકોથી વંચિત રહે તે ન ગમે તેવી વાત હતી, તે ગ્રંથ પ્રકાશિત કર્યો. બીજે વર્ષે અમૃતલાલ સુંદરજી પઢિયાર કૃત 'સ્વર્ગ'ના ત્રણ પુસ્તકો ઘણા વર્ષો બાદ પ્રકાશિત કર્યા.

ગુજરાતી ભાષાનો મહાન જ્ઞાનકોષ 'ભગવદ્‌ગોમંડળ' છેલ્લા ૩૫ વર્ષથી અપ્રાપ્ય હતો. આ કાર્ય ખૂબ જ મોટું અને ભારે જોખમવાળું હતું..... ખાનગી પ્રકાશક માટે લગભગ અશક્ય કહેવાય તેવું કામ હતું..... આ મહાનગ્રંથોની ભારે અસર મગજ પર સવાર હતી તેથી સમગ્ર અસ્તિત્વના ભોગે પણ આ કાર્ય કરવું તેવો નિર્ણય કર્યો, ગજા બહારનું કામ, લાખ્ખો રૂપિયાનું રોકાણ અને આ મહાન કાર્ય માટે આર્થિક સ્થિતિ ખૂબ જ પાતળી, મનમાં દ્રઢ નિશ્ચય કે ગમે તે ભોગે આ કામ કરવું જ. એને માટે જે સહન કરવું પડે તે કરીને પણ આ મહાન ગ્રંથો પ્રકાશિત કરવા જ. બસ પછી તો બધું ભૂલીને કામ શરૂ કર્યું. માત્ર ૭ મહિનાનાં ટૂંકા સમયમાં 'ભગવદ્‌ગોમંડલ'ના ૯ મહાન ગ્રંથો, મોટી સાઈઝના ૧૦,૦૦૦ જેટલાં પાનાઓ ધરાવતો આ વિશાળ જ્ઞાનભંડાર સને ૧૯૮૭માં પ્રકાશિત કર્યો. ગુજરાતની જનતાએ ભારે ઉમળકાભેર આવકાર આપ્યો. જીવનમાં યાદગાર કાર્ય કર્યાનો પરમ સંતોષ થયો.

આ મહાન કાર્ય પછી અપ્રાપ્ય સંખ્યાબંધ પુસ્તકો પ્રકાશિત કર્યા. પ્રેમચંદજીના ૧૮ પુસ્તકો ગુજરાતીમાં એકસાથે 'પ્રેમચંદ ગ્રંથાવલિ' રૂપે પ્રગટ કર્યા. ટાગોરના મહાન પુસ્તકોનો સંપૂર્ણ સેટ ૧૪ પુસ્તક રૂપે પ્રકાશિત કર્યા. ત્યારબાદ પ્રસિદ્ધ લેખક શરદબાબુ કે જેના પુસ્તકોનો પૂરો સેટ ઘણા જ વર્ષથી અપ્રાપ્ય હતો તે ૨૦ પુસ્તકોને શરદ ગ્રંથાવલિ રૂપે પ્રકાશિત કર્યા. ગુજરાતના પ્રસિદ્ધ લેખક પીતાંબર પટેલના પુસ્તકો ઘણા વર્ષોથી અપ્રાપ્ય હતા તે ૧૮ પુસ્તકો વાર્તાસંગ્રહો સાથે ગયા વર્ષે પ્રકાશિત કર્યા. આ ઉપરાંત અનેક અપ્રાપ્ય પુસ્તકો જેવાં કે કર્મકાંડનો મહાન ગ્રંથ 'ધર્મસિંધુ' અનેક પુરાણો, ધાર્મિક ગ્રંથો અને સંખ્યાબંધ નવી દ્રષ્ટિવાળા પુસ્તકો પ્રવીણ પ્રકાશને કર્યા છે. ગુજરાતી પ્રકાશકોમાં અને પુસ્તકોની દુનિયામાં વિરલ કહી શકાય તેવી પ્રકાશન ક્ષેત્રે વિક્રમ સર્જક કામગીરી બજાવી છે.

પ્રવીણ પ્રકાશન પોતાની આગવી દ્રષ્ટિ પ્રમાણે આ દિશામાં હજીપણ કાર્યરત રહેશે. ગુજરાતી ભાષાના અનેક અપ્રાપ્ય ગ્રંથો આગામી વર્ષોમાં ક્રમશઃ પ્રગટ થતા રહેશે અને સાથે તદ્દન નવી જ દિશા અને નવા વિષયો પરના સંખ્યાબંધ પુસ્તકો પણ ભવિષ્યમાં થશે. પરમકૃપાળુ પરમાત્મા પાસે એટલી નમ્ર પ્રાર્થના કે જ્ઞાન અને વિદ્યાના આ પવિત્ર ક્ષેત્રમાં ઉત્તમોત્તમ કામગીરી કરવાની પ્રેરણા અને શક્તિ આપે એ જ અભ્યર્થના.

ઓગષ્ટ - ૧૯૯૧

ગોપાલ એમ. પટેલ

अथ

# श्री प्रवीनसागर.

## લહેર ૧ લી.

### દેવ સ્તુતિ.

#### गणपतिवंदन-मंगळाचरण-दुहो.

बरन करन अशरन शरन, वंदन अरुन शरीर ।
चंदधरन बारन वदन, हरन शरन जन भीर ॥ १ ॥

ગ્રંથની નિર્વિઘ્ન પરિસમાપ્તિ અર્થે ગ્રંથના પ્રારંભમાં ગણપતિવંદન મંગળાચરણ કરેલું છે. આશીર્વાદાત્મક, નમસ્કારાત્મક અને વસ્તુનિર્દેશાત્મક, એમ ત્રણ પ્રકારે મંગળાચરણ કરવાનો પ્રાચીન સંપ્રદાય છે. આ મંગળ નમસ્કારાત્મક છે.

**અર્થ**—બરનકરન એટલે અક્ષર કરનાર અર્થાત્ લેખક*, અશરણશરણ એટલે આશ્રયરહિતને આશ્રય આપનાર, બંદનઅરુણ શરીર=ચંદન-સિંદુરથી,

* ગણપતિ મોટા લેખક હતા. પુરાણોમાં એમના જેવા પ્રવીણ લેખક કોઈ ગણાયા નથી. એવી એક કથા છે કે—જ્યારે વ્યાસભગવાને મહાભારત લખવા માંડયું ત્યારે ગણપતિને તે લખવા બોલાવ્યા હતા. ગણપતિએ કહ્યુ કે-' હુ લખું તો ખરો, પણ મારી કલમ અટકવી જોઇએ નહિ: જો કલમ અટકે તો હુ આગળ લખું નહિ.' વ્યાસમહારાજે કહ્યુ કે-'તે વાત મારે માન્ય છે, પરંતુ તમારે સમજ્યા વગર લખવું નહિ.' ગણપતિએ તે માન્ય રાખ્યું અને લખવા બેઠા. પછી જ્યારે ગણપતિની કલમ ઉતાવળી ચાલે, ત્યારે વ્યાસજી કઠિન અને કૂટ શ્લોક બનાવે એટલે ગણપતિ તે સમજવા માટે અટકે અને વ્યાસ તે વિલંબનો લાભ લઇ આગળ શ્લોક બનાવે. આ રીતે મહાભારત ગણપતિએ લખેલું છે. અઢારે પર્વમાં કેટલા એવા કૂટ શ્લોક છે, અને તે ઉક્ત કથાને ઉદ્દેશી લખાયલા મનાય છે.

અરુણ-લાલ થયેલું છે શરીર જેનું એવા, ચંદ્રને ધારણ કરનાર અને શરણે આવનાર માણસની ભીડ ભાગનાર, વારણવદન એવા ગણપતિને અમારૂં વંદન-નમસ્કાર છે.

આ દુહાનો અર્થ શંકરપ્રત્યે પણ ઘટે છે અને તે નીચે પ્રમાણે છે:-બરન કરન એટલે વર્ણ, જે અક્ષર, તેને ઉત્પન્ન કરનાર. અક્ષરો શંકરના ડમરુ નામક વાદ્યમાંથી ઉત્પન્ન થયેલા છે એમ માનવામાં આવે છે. વ્યાકરણશાસ્ત્રનાં પ્રથમ સૂત્રો 'माहेश्वरसूत्र' કહેવાય છે અને તેને માટે આ પ્રમાણેનો એક શ્લોક છે કે- नृत्यावसाने नटराजराजो ननाद ढक्का नवपंचवारं, उद्धर्तुकामः सनकादिसिद्धानेतद्विमर्शे शिवसूत्रजालम् ઇત્યાદિ અક્ષરને ઉત્પન્ન કરનાર, અશરણને શરણ આપનાર, બંદન અરુણ શરીર એટલે દેવલોકના વદન કરવાથી-કુંમકુંમ ચંદનાદિ ચઢાવવાથી જેમનું શરીર અરુણ એટલે લાલ થયેલું છે એવા, ચંદ્રને ધારણ કરનાર, બારણબદન, વારણ જે હાથી, તેના ચર્મથી બદન-શરીરને ઢાંકનાર. શંકર હાથીનું ચામડું પહેરે છે તેથી-कृत्तिवासा ઇત્યાદિ કાલિદાસ. કવિ કૃતનાન્દીમાં પણ તેમને ઉપમાઓ આપેલી છે. શરનજન ભીર હરન એટલે શરણે આવેલા માણસની ભીડ ભાગનાર અથવા હરનશરણ જન ભીર એટલે શરણે ન આવનારને ભય ઉત્પન્ન કરનાર હરને અમારા નમસ્કાર છે. ૧

આ દુહામાં 'જાતિ સ્વભાવ' નામનો અલંકાર છે એટલુંજ નહિ, પરંતુ તેમાંના દ્વિઅર્થી શબ્દોવડે થતા બે અર્થને લીધે 'શ્લેષ નામે અલંકાર પણ થાય છે.

## सवैया.

शैलसुतासुत सिंधुर आनन, संकट गंज सदाशिव नंदा ।
एकरदी सुरदी बरदी भर, बंदन भाल विराजित चंदा ॥
मूखक रुढ प्ररुढ महातम, *गायक गूढ गिरागुन वृंदा ।
नायक देव महासिधि दायक, पायक पच्छ विनायक वंदा ॥ २ ॥

**અર્થ**-શૈલ-હિમાલય, તેની સુતા પાર્વતી, તેના પુત્ર તે ગણપતિ, સિંદુર-આનન-ગજાનન, સકટગંજ-સંકટને હરનાર, સદાશિવના પુત્ર, એક દંતવાળા, સુંદર દાંતવાળા, વરદાન આપનારમાં ઉત્તમ-શ્રેષ્ઠ એવા, બંદનભાલ-સિંદુરથી ચર્ચાયલા ભાલ ઉપર પડેલી ચંદ્રાથી શોભતા, મૂષકવાહન, મોટા માહાત્મ્યવાળા, ગૂઢગિરા એટલે ગુપ્ત વિદ્યા, અર્થાત્ વેદના ગુણના સમૂહનું ગાન કરનાર-સામવેદનું ગાન કરનારા, દેવલોકના નાયક, મોટી સિદ્ધિઓના દેનાર, દુઃખના દળનાર અને સુખના સમૂહને આપનાર એવા ગણપતિને અમે વંદન કરીએ છીએ. ૨

* અત્ર આ પ્રમાણે એક પાઠાંતર છે.-पायका पच्छ विनायकवदा.

## दुहो.

बरन उक्ति जुत एकरद, नितप्रति करहु नवीन ।
बुधि दीजें बरनन बने, सागर कथा प्रवीन ॥ ३ ॥

**અર્થ**–હે એકરદ ! એકદંતવાળા ગણપતિ ! પ્રતિદિવસ નવીનતા ઉત્પન્ન કરનારી અને ઉક્તિવાળી બરન–બાની–વાણી, અને બુદ્ધિ આપજો કે જેથી પ્રવીણ સાગરની કથાનું મનોહર વર્ણન થાય. ૩

કર્ત્તા ઉત્તમ રસવાળી વાણી માગે છે. જેમાંથી પ્રતિવાચકને પ્રતિવારે નવનવો રસ ઉત્પન્ન થાય તેજ મનોહર વાણી કહેવાય છે. પૂર્વના કવિઓએ પણ એવી વાણીવાળાં કાવ્યનેજ શ્રેષ્ઠ માન્યું છે અને કહ્યું છે કે, दिनेदिनेयन्नवतामुपैतितदेवरूपंरमणीयतायाः આવી વાણીની કર્ત્તાએ ઇચ્છા કરી છે તે આગળ સાર્થક થઇ છે.

## शारदास्तुति–दुहो.

वीन लीन बरदायिनी, बानि बरन बिस्तार ।
दीन मान सरसायिनी, जनसरनौ बिधितार ॥ ४ ॥

## अश्वगति प्रबंध.

સેતરંજની રમતમાં જેમ ઘોડો અઢીઘર ચાલે છે, તેમ આ દુહો વંચાય છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| १ वी | २० न | ३ ली | २२ न | ५ ब | २४ र | ७ दा | २६ यि | ९ नी |
| १० वा | २९ नि | १२ ब | ३१ र | १४ न | ३३ वि | १६ स | ३५ ता | १८ र |
| १९ दी | २ न | २१ मा | ४ न | २३ स | ६ र | २५ सा | ८ यि | २७ नी |
| २८ ज | ११ नि | ३० स | १३ र | ३२ नौ | १५ बि | ३४ धि | १७ ता | ३६ र |

## त्रिपदी चित्रभेद.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| वी | ली | ब | दा | नी | स | न | व | वा |
| न | न | र | यि | र | ता | त्रि | र | न |
| दी | मा | स | सा | नी | ध | नौ | स | ज |

## द्विपदी गोमुत्रिका चित्रभेद.

| वी | न | ली | न | व | र | द | यि | नी | बा | नि | व | र | न | बि | स | ता | र |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| दी | न | मा | न | स | र | ता | यि | नि | ज | न | स | र | नौ | वि | धा | ता | र |

**અર્થ**-બીન નામના વાદિત્રમાં લીન રહેનાર, અર્થાત્ વિણાધારી સરસ્વતિ દેવિ ! આપ બાનિ અને વારણ જે વાણી અને અક્ષરના નિત્ય સંબંધનો વિસ્તાર છે, તેનું વરદાન આપનારાં છો અને દીનમાનસ-દીનમનવાળાને-ઉદાસિનને-રસાયણની માફક ઉત્સાહી કરનાર છો, વાણી એટલે કવિતા ઉદાસિનને ઉત્સાહી બનાવનાર છે. અથવા દીનમાન એટલે ઓછા માનવાળાને સરસાયિની ચઢાવનારાં છો અથવા દીનને સહાય કરનારાં છો તથા શરણે આવેલા માણસોને વિધિથી સંસાર પાર ઉતારનારાં છો, માટે અમને પણ આ પ્રવીન સાગરની પાર ઉતારજો. ૪

### सवैया.

बेद पुरान बतावन पावन, गावन बीन बजावनहारी ।
पत्र मराल मृणाल चखीं, सुदयालहि बाल विचच्छन नारी ॥
व्यापक विश्व जनी जस जापक, कापक ताप रसा रिझवारी ।
शंकर सुरसुके बरदायिनि, कीजे कृपा अति बालकुमारी ॥ ५ ॥

**અર્થ**-પાવન-પવિત્ર-વેદપુરાણ બનાવનારાં, બીન બજાવી ગાન કરનારાં, હંસવાહિની, કમળના જેવાં નેત્રવાળાં, ઘણીદયાવાળાં, બાળા, સ્ત્રી જાતમાં વિચક્ષણ-ચતુર, વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલાં, જગત્ જેના જશ ગાય છે એવાં, ત્રિવિધ તાપને ટાળનારાં અને લોકને પ્રસન્ન કરે એવો રસના-જીભ-માં રસ-વાણી-નાં આપનારાં, શંકર અને દેવલોક આદિને પણ વરઆપનાર, હે બાલકુમારિ બ્રહ્મપુત્રી શારદા દેવિ ! અમારા ઉપર કૃપા કરો. ૫.

### श्लोक

सरस्वातेनमस्तुभ्यंयाविद्यावरदायिनी ।
क्रियतेत्वत्प्रसादेनप्रवीणसागरोमया ॥ ६ ॥

અર્થ-વિદ્યા અને વરદાન આપનારી જે સરસ્વતી દેવી છે તેમને હું નમસ્કાર કરૂં છું અને હે દેવિ ! તમારા પ્રસાદથી મારાથી આ પ્રવીનસાગર નામનો ગ્રંથ લખાય છે. ૬

## भुजंगप्रयात.

ॐकार प्रेमं प्रभा नाद बिंदा, जयो मातुरा चातुरा भेद छंदा ।
गिरा ग्यान गोतीत गूढं गनानी, जयो पार विस्तारता वेद बानी ॥
महा मोहिनी सोहिनी मोह माया, जयो जंत्रनी मंत्र तंत्रं उपाया ।
गुनाकार ज्योती निराकार गत्ती, जयो बोधना सोधना सारसत्ती ॥
दशं द्वादशं षोडशं चत्र शष्ठी, जयो भिन्न रूपी कला पार दृष्टी ।
वदे जोग बादं मुनिंद्रं बिचारा, जयो धारना कारना ध्यान धारा ॥
निरत्ती सुरत्ती प्रकृत्ती परेशा, जयो मंडलाकार मध्ये प्रवेशा ।
सबं व्यापितं थापितं वीज बाला, जयोही प्रणवं यथा मंत्र माला ॥
महा मंगला रूप माहेश सिद्धी, जयो वैष्णवी ईंदिरा नेह निद्धी ।
सदा ब्रह्म सावित्री सत्ता सुहानी, जयो भारती सारती बाक बानी ॥
ऋषीराज आराधना ग्यान गुढा, जयो गायका नायका हंस रूढा ।
बिपंचीरता पुस्तकं श्वेत वासा, जयो बुद्धि दातार अंकं विकासा ॥
सुरी आसुरी किन्नरी पाय सेवे, जयो दृष्टीसें शारदा सिद्धि देवे ।
कुमारी कला पुरना कामधेना, जयो चंद्रबिंबा रती रूप मेना ॥
हसंती लसंती गले हार मुक्ति, जयो कंज धारा दया सिंधु दुत्ती ।
कृपा किजियें दिजिये सुप्रगन्धा, जयो चिंत चिंतामनी चारु कन्या ॥
कलप्पं लता इच्छितं सोइ पाऊ, प्रबीनं कथा सागरकी बनाऊ ।
रसन्ना मनं बास कीजें तिहारो, जुकत्ति उकत्ति सबेहीं सुधारो ॥
पुरा प्रेमको पार कोउ न पावें, तिहारे प्रसादें यथा बुद्धि गावें ॥७॥

**અર્થ**—ૐકારરૂપ, પ્રેમરૂપ, શોભારૂપ, બિંદુરૂપ, ચાતુરીવાળાં, માતૃકારૂપ, છંદના ભેદરૂપ એટલે ઋગ્, યજુ, સામ અને અથર્વરૂપ, વાણીરૂપ, જ્ઞાનરૂપ, ઈંદ્રિ-ગોથી અગ્રાહ્યરૂપ, ગુપ્તરૂપ, જ્ઞાનીરૂપ, વેદવાણીનો પાર પામવા—વિસ્તાર કરનાર સરસ્વતિ, તમારો જય થાઓ. મોહનીરૂપ, મોહ ઉત્પન્ન કરવામાં માયારૂપ, મંત્ર, જંત્ર અને તંત્રને ઉત્પન્ન કરનાર હે દેવિ! તમારો જય થાઓ. તમે સાકાર ભાસો છો, પણ નિરાકાર છો; જ્ઞાનવડે શુદ્ધ કરનાર સરસ્વતિ! તમારો જય થાઓ. તમે દશ મહા વિદ્યા, કાલી, તારા, ષોડશી, ભુવનેશ્વરી, ભૈરવી, છિન્નમસ્તા, ધૂમાવતી, બગલા, માતંગી, કમલારૂપ દ્વાદશરૂપ છો. ષોડશ ઉપચારે કરી પૂજવાયોગ્ય, ચોસઠ યોગણીરૂપે અનેક રૂપ ધારણ કરનાર, ચોસઠ કળામાં દ્રષ્ટિવાળાં એવાં હે સરસ્વતિ! તમારો જય થાઓ. મોટા મુનિયો

યોગની ચર્ચા કરી તમારોજ વિચાર કરે છે; અને એકાગ્ર ચિત્તવૃત્તિનું ચર્ચા કારણરૂપ, ધ્યાનને ધારણ કરનાર, સ્મૃતિમાં તત્પર, પ્રકૃતિ અને પરમેશ્વરરૂપે મંડળાકાર જગતૂમાં પ્રવેશ કરનાર છો, તમારો જય થાઓ. વ્યાપકરૂપ, અને સર્વને સૃજનાર બીજકરૂપ, બાળારૂપ, ૐકારરૂપ, મંત્રની માળારૂપ છો. તમારો જય થાઓ. મંગલારૂપ, પાર્વતીરૂપ, યોગીનિઓમાં માહેશ્વરીરૂપ, અષ્ટસિદ્ધિરૂપ, નારાયણની શક્તિ લક્ષ્મીરૂપ, પ્રેમના ભંડારરૂપ, બ્રહ્મા અને સાવિત્રીની શક્તિને શોભાવનાર, વાકય અને વાણીના સારને આપનાર હે દેવિ ! તમારો જય થાઓ. ગુહ્ય જ્ઞાનને જાણનાર ઋષિઓ જેની આરાધના કરે છે, હંસ વાહની, ગાંધર્વ આદિક ગાયન કરનારમાં મુખ્ય એવાં સરસ્વતિ, તમારો જય થાઓ. વીણાપર પ્રીતિવાળાં, પુસ્તક ધારી અને શ્વેતામ્બર ધારણ કરનારાં, બુદ્ધિપ્રદાતા, આંકનો વિસ્તાર કરનાર, તમારો જય થાઓ. દેવાંગનાઓ, અસુરની સ્ત્રીઓ અને કિન્નરિયો જેનું પાદપૂજન કરે છે એવાં, ને દ્રષ્ટિથી અષ્ટસિદ્ધિને આપે છે એવી શારદા! તમારો જય થાઓ. કુમારિ ! કળામાં પરિપૂર્ણ કરવામાં કામધેનુ જેવાં, અને ચંદ્રબિંબ સરખાં કાન્તિવાળાં અને કામદેવ ને રતિ જેવાં સ્વરૂપવાન, તમારો જય થાઓ. હસતા મુખવાળાં, ગળામાં મોતીના હારથી શોભીતા કમળને ધારણ કરનારાં, દયાના બીજા સમુદ્ર જેવાં, તમારો જય થાઓ. કૃપા કરીને (મને) સુબુદ્ધિ આપો. હે ચિત્તની ચિંતામણી ચારૂ કન્યા! કલ્પલતારૂપ હે સરસ્વતિ! હું તમારી પાસેથી એજ ઇચ્છું છું કે પ્રવીણ સાગરની કથાનો ગ્રંથ બનાવવા, તેમાં યુક્તિ જુક્તિ વડે સર્વે સુધારો. અહા! પ્રેમનો પાર કોઇ પામતા નથી, છતાં તમારા પ્રસાદથી યથાબુદ્ધિ પ્રમાણે હું આ પ્રેમનું ગાન કરૂં છું. ૭

## शंकर स्तुति–दुहो.

वाम उमा अमला जटा, उर कर उरुग अनूप ।
शीश शशी चरची भसम, जय जय शंकर रूप ॥ ८ ॥

**અર્થ**–ડાબી બાજુએ પાર્વતીજી, જટામાં અમલા એવાં ગંગાજી, હાથ અને છાતી ઉપર ઉરગ–સાપ, મસ્તક ઉપર શશી અને શરીરે ભસ્મ ધારણ કરનારા શંકર ! તમારો જય થાવ. ૮

## झुलना छंद.

अंत्र अरधंग भंग शिर गंगधर, अंग सित मृंग अन जंग त्रागें ।
मारके मार गर मार घर मार घर, पारक्रन हार संसार आगें ॥

कंद सुख द्वंद दुःख वृंद हर चंदजुत, वाहन नंदी शिषि बिंदु भागें ।
माल गल मुंड बिनकाल प्रतिपाल जन, आल गजखाल सिर रंग रागें ॥९॥

**અર્થ**-જગતનાં માતુશ્રી અંબા, જેનાં અર્ધાંગના છે અને લીલાગર ભાંગને પીનારા, માથામાં ગંગાજીને ધારણ કરનારા, ગૌર શરીરવાળા, ભૃંગ સહિત ડાક ડમરૂને બજાવનારા, કામદેવને બાળનારા, ગળામાં ઝેર અને ઉત્તમમાળા ધારણ કરનારા, સેવક જનોને સંસારસાગરથી પાર ઉતારનારા, સુખના મૂળ, જન્મમરણાદિક દુઃખના સમૂહને હરનારા, ચંદ્રને ધારણ કરનારા, નંદીપર સ્વારી કરનારા, તિલકસ્થાને અગ્નિનેત્ર ધારણ કરનારા, રૂંઢમાળા પહેરનારા, મૃત્યુ રહિત ભક્તજનને પાળનારા, હાથીનું લીલું ચામડું ઓઢનારા અને રાગના રંગમાં નિમગ્ન થયેલા એવા શ્રી શંકર-મહાદેવ છે. (૯)

## गतागत सोरठो.

मसान बनहे बास, रेभसमनतनअतिरची ।
मुदाअहिंनगुनदास, तिलकधूमाशिरसुरसरी ॥ १० ॥

**અર્થ**-સ્મશાન અને જંગલમાં જેનો નિવાસ છે, શરીરે અતિ ભસ્મ લગાવેલી છે, હર્ષથી સર્પો અને ગણો જેના દાસ થઇ રહ્યા છે, તથા તિલક-સ્થાને ત્રીજા અગ્નિનેત્રનો ધૂમાડો છે, અને માથાપર ગંગાજી વિરાજે છે એવા શંકર સર્વનું કલ્યાણ કરો.

ગતાગત એટલે ઉલટો સુલટો વાંચવાથી જે જૂદો જૂદો અર્થ થાય તે. આ સોરઠો ઉલટો વાંચતાં શ્રી કૃષ્ણચંદ્રનું વર્ણન થાય છે. તે આ પ્રમાણેઃ-

ગંગા જેવી ઉજ્વળ કાન્તિવાળી, મધુવનમાં ક્રીડા કરતી, સદાય ગુણ વિનાની માળાને છાતીપર ધારણ કરનારી, અર્થાત્ શ્રી કૃષ્ણના આલિંગનથી જેની છાતીપર વૈજયંતીનાં ચિહ્ન થયેલાં છે એવી ગોપિયો, શરીરપર ચીર ઓઢયા વિના, વિભ્રમમાં પડી, વનમાં શ્રી કૃષ્ણને શોધે છે, પરંતુ ક્રોધ ભરેલા ઘનસ્યામ તે વનમાં નથી-અદ્રશ્ય થઇ ગયા છે.

ગંગા જેવી ઉજ્વલ કાંતિવાળી, મીઠા સ્વરે ગાનારી, અસુત્ર માળા પેહેરનારી શ્રી કૃષ્ણના આલિંગનથી વૈજયંતીની માળાનાં ચિહ્નવાળી, નિત્ય વિહાર કરનારી ગોપિયોમાં ઘણા કાળ કામદેવને બહાને રહેલા ઘનસ્યામ તે વનમાં નથી. ૧૦

## कुंज विहार वर्णन. कबित्त.

कुंज कुंज पुंज पुंज मकरंद के सुरंज ।
उडत सुगुंज गुंज रंज रंज रहे भृंग ॥

कुंद कुंद अटकी करत सदागति गति ।
परिभृत उच्चरत सुनत जगे अनंग ॥
गहरि गहरि यमुनाकी लहरि सुं ।
सुमन सरोज आन छये हे रंग रंग ॥
श्यामा श्याम हिंडोरहि गावत हिंडोरा बैठे ।
जटित जराव नंग भुखनशु अंग अग ॥११॥

**અર્થ**--પ્રસન્ન થયેલા ભ્રમરોનાં ટોળાં ગુંજારવ કરતાં કરતાં દરેકે દરેક કુંજ-લતા મંડપ ઉપર ઉડી રહ્યાં છે, સદાગતિ-પવન, કુંદ-મોગરો અથવા ડોલર પુષ્પ સાથે અથડાઇને મંદ મંદ વહન કરી રહ્યો છે, પરભૃત-કોકિલા પંચમ રાગ ઉચ્ચારી, વનમાં કામદેવને જાગ્રત કરી રહી છે અને યમુના નદીની ગહ્વરોમાં રંગ બેરંગી કમળો અને પુષ્પો ખીલી રહ્યાં છે, તે વખતે શ્યામા એવી રાધિકાજી અને શ્યામ એવા શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્મા, રત્નના અલંકાર ધારણ કરી, સુંદર હિંડોળા ઉપર બેસીને 'હિંદોળ' રાગનું ગાન કરી રહ્યા છે.* ૧૧

### चतुर्देव स्तुति यथासंख्या–दुहो.

मुषक हंस व्रषराज खग, इनहींपें असवार;
गणपति शारद हर हरी, चारहु मंगल चार ॥ १२ ॥

**અર્થ**-ઉંદર, હંસ, બળદ, અને ગરૂડ-એઓના ઉપર અસવારી કરનાર ગણપતિ, શારદા, મહાદેવ, અને વિષ્ણુ, એ ચારે દેવ મંગળરૂપ હોઇ કલ્યાણ કરનારા છે. ૧૨

---

* અત્ર એક સંસ્કૃત ક્ષેપક અન્ય પ્રતમાં આપેલો છે જેને અત્ર ઉપેક્ષવો ઘટિત નથી:

**अलंकार आरोहावरोह-श्लोक.**

विहंगोवाहनंयस्यात्रिकचायस्यभूषणम् ।
तद्भार्यासालपादेवीसादेवीवरदास्तुमे ॥

અર્થ-વિહંગ જેતું વાહન છે. ત્રિકચા-તેજ જેતુ ભૂષણ છે ગાન કરનાર તેની ભાર્યા દેવી અમને વરદાન આપો. અથવા-વિ વિનતાનંદ ગરૂડ જેનું વાહન છે એવા વિષ્ણુ, હં હંસ જેનું વાહન છે એવા બ્રહ્મા અને ગો નંદી જેનું વાહન છે એવા શંકર અને સાવિત્રી, લક્ષ્મી તથા પાર્વતી તેમની સ્ત્રીઓ, એ દેવીઓ અમોને વરદાન આપો.

## आरोहावरोह यथासंख्या—सवैयो.

मूष मराल व्रषं खग आसन, पीत तुचं सित रक्त पटंजन।
दावसु तंत्रि पिनाक छडीकर, बंस त्रिशुल सुपोथि गुनीमनि ॥
बंदन चंदन भूति मृगमंद, क्रीट जटा कबेरी इभ कुंभनि।
ईशंजु शारद ईश ब्रजेशंजु, आदिहु मंगल चार किये इन ॥ १६ ॥

**અર્થ**—ઉંદર, હંસ, બળદ અને ગરૂડ એ ચાર જેનાં વાહન છે એવા ગણેશ, શારદા, શિવ અને શ્રી કૃષ્ણ; તથા પિતામ્બર, ગજચર્મ, શ્વેત અને લાલ એવાં જેનાં વસ્ત્ર છે એવા શ્રી કૃષ્ણ, શિવ, સરસ્વતિ અને ગણેશ; તથા ફરશી, વીણા પિનાક–ધનુષ અને ફૂલની છડી એ જેમણે કરમાં ધારણ કરેલાં છે એવા ગણપતિ, શારદા, શંકર, અને શ્રીકૃષ્ણ; તથા વાંસળી, ત્રિશૂલ, પુસ્તક અને માળા એ જેમના કરમાં છે એવા શ્રી કૃષ્ણ, શિવ, શારદા અને ગણેશ; સિંદૂર, ચંદન, ભસ્મ અને કસ્તૂરી અંગ ઉપર ધારણ કરનાર ગણપતિ, શારદા, શિવ, અને શ્રી કૃષ્ણ; મુકુટ, જટા, વેણી, અને ગજમસ્તક, ધારણ કરનાર શ્રી કૃષ્ણ, શંકર, શારદા, અને ગણપતિ; એ ચારે દેવતાનું ગ્રંથને નિર્વિઘ્ન પુરો કરવા માટે પ્રથમ મંગલાચરણ કરી તે ચારેની સ્તુતિ કરીએ છીએ. ૧૬

## चोपाई.

संवत अष्टादश परजंत, तीस आठ साला बरतंत ।
सावन सुदि पंचमि कुजवारं, कियो ग्रंथको मंगलचारं ॥ १७ ॥

**અર્થ**—વિક્રમાર્ક સંવત ૧૮૩૮ ના શ્રાવણ શુદ ૫ ને મંગળવારે આ રસિક ગ્રંથનો આરંભ કરી તેનું મંગળાચરણ કર્યું છે. ૧૭

## दुहा.

रामकृष्ण गुरु पद हृदे, धरि करि कहों सुग्रंथ।
पायो जिन परसादतें, सुगम शारदा पंथ ॥ १८ ॥

**અર્થ**—વિદ્યાગુરૂ રામકૃષ્ણ અથવા રામચંદ્રજી, તેમજ ભગવાન શ્રી કૃષ્ણ અને ગુરૂના ચરણ કમળને પ્રતાપે આ શુભ ગ્રંથ કહુ છું; જેના પ્રસાદથી મને આ સુગમ એવો શારદાપંથ પ્રાપ્ત થયો છે. ૧૮

## गाथा.

श्री गुरुनाथ प्रसादे, किय चत्र देव मंगलाचरनं।
प्रेम प्रकाशन ग्रंथे, प्रथम प्रवीन सागरो लहरं ॥ १९ ॥

**અર્થ**-શ્રી ગુરૂનાથના પ્રસાદથી ચારે દેવની સ્તુતિવાળું મંગળાચરણ કરી, પ્રવીણ સાગર નામના પ્રેમ પ્રકાશક ગ્રંથમાં પહેલી લહેર સંપૂર્ણ કરી. ૧૯

इति श्रीप्रवीनसागरे देवस्तुति नामनी प्रथम लहेरनी रसपूर्णा टीकानो प्रथम तरंगः ॥

# લહેર ૨ જી.

## નવરસ પ્રેમ નિરૂપણ.

### ब्रह्मास्तुति-दुहो.

जिहि किनी सब सृष्टिकों, प्रेम नेम परमान ।
तिहि बेधा बरनन करौ, ग्रंथ पंथ गति जान ॥ १ ॥

**અર્થ**-જેણે આ સઘળા જગતને પ્રેમની રીત જાણવાને ઉત્પન્ન કર્યું છે તે બ્રહ્માને ગ્રંથના, પંથમાં ગતિ કરવાને માટે પ્રારંભમાં વર્ણવ્યા છે. ૧

### सोरठो.

चतुर बेदको जान, मैं बरन्यो यह चतुरमुख ।
धरत चतुरमुख ध्यान, सोय चतुरमुख होयहें ॥ २ ॥

**અર્થ**-ચારે વેદને જાણનાર ચારમુખવાળા બ્રહ્માને આ પ્રમાણે વર્ણવીને, જે પુરૂષ તેમનું ધ્યાન ધરે છે તે પણ ચતુર્મુખ-વિદ્વાન્ થાય છે. ૨

### छप्पय.

चतुर बेद उच्चरन, चतुर सिर मुकट बिराजे ।
चतुर चतुर जिहि नैन, चतुर खग वाहन छाजे ॥
चतुर बरनके जनक, चतुर जुग जोहि बनावन ।
चतुर कोन दिसि चतुर, चतुर जुगजुगहि षं भगन ॥
कर बरह दैन पंकज तनुज. अरुन रंग अंबुज लियें ।
कवि मूकमती विदुषजु करन, बरन रचन बुधि दीजियें. ॥ ३ ॥

**અર્થ**–ચારે વેદનો ઉચ્ચાર કરનાર, જેનાં ચારે મસ્તક ઉપર ચાર મુકુટ વિરાજે છે; જેને આઠ નેત્ર છે, ચતુર હંસનું જેને વાહન છે, જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર આદિ ચારે વર્ણને ઉત્પન્ન કરનાર. તથા સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ, એ ચાર યુગને યુક્તિથી રચનાર, તેમજ અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય અને ઇશાન એ ચાર ખુણા; પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચાર દિશાઓ; તથા ચારે યુગને વિષે ગગન અને તારાગણને ઉત્પન્ન કરનાર, વરદાનને આપનાર, વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા; લાલ રંગવાળા, કમળ ધારણ કરનાર, મુંગાને–મંદ બુદ્ધિવાળાને–કવિત્વ શક્તિ આપી પંડિત બનાવનાર, તથા અક્ષરોના રચનાર છે તે બ્રહ્મા, અમને કવિતા કરવાની બુદ્ધિ આપો. ૩

### दुहा.

ब्रह्मा विष्णु महेशसो, रसमय रसिक नवीन ।
तबहि विरंची सृष्टिकों, सो नव रसमय कीन ॥ ४ ॥

**અર્થ**–કવિ રસમય જગતની ઉત્પત્તિનું વર્ણન કરતાં જણાવે છે કે, બ્રહ્મા, વિષ્ણુ અને શંકર નવનવા રસના રસિક છે તેથી વિરંચી એવા બ્રહ્માએ આ સૃષ્ટિને નવ રસમય બનાવી છે, (૧) શૃંગાર, (૨) હાસ્ય, (૩) કરુણ, (૪) રૂદ્ર, (૫) વીર, (૬) ભય, (૭) બિભત્સ, (૮) અદ્ભુત (૯) શાંત અને વાત્સલ્ય દશમો રસ ગણાય છે. નવરસ દુહો આ પ્રમાણેઃ–

है शृंगार अरु हास्य रस, करुना रुद्र अरु वीर ।
भय बिभत्स अद्भुत भये, शांतसु सुभग शरीर ॥

### नवरसमय जगत्–छप्पय. 40894

के शिंगारमय लीन, केइ कृत हास्य कुतूहल ।
के करुनामय जान, केइ रस रुद्र मयी बल ॥
केइ वीर मय धीर, केइ नर धरत भयानक ।
के बिभत्स मय चित्त, केइ अद्भुतमय कौतुक ॥
ज्ञानी सुसंत जंन शांत–मय, इक इक रस सबकों लगन ।
सुर असुर नाग नर लोक जिय, सब जग नव रस-मय मगन ॥ ५ ॥

**અર્થ**-ગ્રંથકાર નવરસમય જગત વર્ણવતાં કવે છે કે–કોઇ શૃંગારરસમાં તલ્લીન રહે છે, કોઇ હાસ્યરસમાં આશ્ચર્ય પામે છે, કોઇ કરૂણારસમય હોય છે, કોઇ રૌદ્ર રસમય છે, કોઇ ધીર પુરૂષો વીરરસથી ભરપૂર હોય છે; અને કોઇ ભયાનક રસને પસંદ કરે છે. કેટલાકનાં ચિત્ત બિભત્સ રસમય છે, અને

કોઇ અદ્ભૂતરસમાં કૌતુહલ રાખેછે. જ્ઞાની તથા સાધુ પુરૂષો શાંતરસ પસંદ કરે છે. આ જગત્‌માં સર્વ કોઈ એક એક રસ પ્રત્યે પ્રીતિ રાખે છે ને સુર, અસુર, નાગ, અને મનુષ્ય આદિ આખું વિશ્વ નવરસમાં લીન થયેલું છે. ૫

## नवरसभेद–भ्रमरावलि छंद.

बरने गुन देव प्रभा सुरसं मिलनं, तुम जानहुंगे रस रीत सबैं कलनं।
प्रथमं रस श्याम सिगार उभे बरनें, रति कारन देव कन्हाइ कहें भरने॥
रस हास्य प्रकाश सुश्वेत गनें त्रिगुने, उनकारन-हसिय वामन देव सुने।
करुना रस रंग कपोत समान कह्यो, यम देवसु नायक कारन शोक लह्यो॥
अरुन रस रौद्र प्रभा कवितासु कहे, उन कारन क्रोध सदाशिवजु सुरहे।
रस वीरसु चारि प्रकारन हेम दुति, कहिये सुर इंद्र सुकारन चाह वृती॥
असितं रुचिहेजु भयानक येह रसें, भय कारन कालमु ताहिकु देवलसे।
छबि बीभच्छ नील कहे रससों चतुरें, तिहि कारन निंदित हे महाकाल सुरें॥
अदभूत कह्यो रस पीत प्रभा तनहें, विस्मय कहि कारन काम सुरं इनहें।
रस शांत सुचंद्र कला बरनं करियं, मन मोद सोकारन देव कहे हरियं॥६॥

**અર્થ**–હવે નવે રસના રંગ, ગુણ એટલે કારણ, દેવ, શોભા, અને રસનું પરસ્પર મળવું વગેરેનું વર્ણન કરીશું. તેથી રસિક પુરૂષને સર્વ રસની મનોહર રીત જાણવામાં આવશે. શૃંગાર શ્યામ છે અને 'સંયોગ શૃંગાર' તથા 'વિપ્રલંભ શૃંગાર' એવા તેના બે ભેદ છે; તેનું મૂળ કારણ રતિ એટલે પ્રીતિ છે, તેના દેવ શ્રીકૃષ્ણ ભગવાન છે. બીજો હાસ્ય રસનો રંગ શ્વેત છે ને તેનું મૂળ કારણ હસવું છે દેવતા વામન છે, તેના ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ ત્રણ પ્રકાર છે. ત્રીજો કરૂણારસ છે. તે કપોત વર્ણનો દેવતા જળ છે, એનો સ્થાઇભાવ શોક છે. ચોથો રૌદ્રરસ છે. તેનો રંગ લાલ છે, કારણ અથવા સ્થાઇભાવ ક્રોધ છે, અને દેવતા શંકર છે. પાંચમા વીરરસનો રંગ સુવર્ણ જેવો છે, કારણ ઉત્સાહ છે, દેવતા ઇંદ્ર છે અને તે યુદ્ધવીર, દાનવીર, દયાવીર, ધર્મવીર એવા ચાર પ્રકારનો છે. છઠ્ઠો ભયાનકરસ છે. તે શ્યામ રંગનો છે, કારણ ભય છે, અને દેવતા યમ છે. સાતમો બિભત્સરસ છે. તેનો રંગ નીલો છે. કારણ જુગુપ્સા છે અને દેવતા મહાકાળ છે. આઠમો અદ્ભૂતરસ તેનો રંગ પીળો છે. કારણ વિસ્મય છે અને દેવતા કામદેવ છે. નવમો શાંતરસ છે તેનો રંગ ચંદ્રમાના જેવો છે કારણ પરમાનંદ અથવા નિર્વેદ એટલે વૈરાગ્ય છે અને દેવતા શ્રીહરિ છે. ૬

## रसोत्पत्तिना भेद.

रससों रसकी उत्पत्ति कही कबिहीं, गुन ताय बनाय जनाय दियें सब्रहीं।
बरनंत सिंगारहु तें रस हास्य बनें, करुनाहितें रुद्र उदे सुकवि सुगिनें ॥
अद्भूतसें बीरसु बीरहींमें उपजें, रस शांत भयानक बीभच्छ मध्य भजें ॥७॥

**અર્થ**–એક બીજાને મળતા રસથી રસની ઉત્પત્તિ રસજ્ઞ કવિયોએ વર્ણવી છે; તેના ગુણ ઉપર બતાવી દીધા છે. શૃંગારથી હાસ્યરસ બને છે, કરૂણારસથી રૌદ્રરસનો ઉદય છે, અદ્દભૂત રસથી વીરરસની ઉત્પત્તિ થાય છે, અને બિભત્સ રસથી શાંત અને ભયાનકરસ પેદા થાય છે. ૭

## चार जातनी वृत्तिओ.

कहियेजु प्रमान वृत्ति चत्रके गुनये, रस तीनहु तीन मिले अभिधान भये।
करुना अरु हास्य सिंगार मिलें जितहीं, वृत्ति कौसिकि नाम बतावतहे तितहीं॥
रस वीर सु अद्भुत हास्य जुरे जब्रतें, उन भारति वृत्ति सुनाम भयो तब्रतें।
भय बीभच्छ रुद्र इतेरस आन जुरें, यह वृत्तिसु आरभटी प्रगटी उवरें॥
अदभूत सुबीरहि रुद्र जबें समता, यह सात्विकि वृत्ति भइ सुकहे कविता॥ ८॥

**અર્થ**–ચાર જાતની રસવૃત્તિ છે. ચાર વૃત્તિઓના ગુણનું પ્રમાણ કહે છે. ત્રણ ત્રણ રસ એકઠા મળવાથી જૂદાં જૂદાં નામ અપાય છે. કરૂણા, હાસ્ય, અને શૃંગાર એ ત્રણ રસથી કૌશિકી વૃત્તિ થાય છે; વીર, અદ્દભૂત ને હાસ્ય મળે ત્યારે ભારતીવૃત્તિ થાય છે; ભયાનક, બિભત્સ અને રૌદ્ર રસ મળે ત્યારે આરભટી વૃત્તિ થઈ એમ કહેવામાં આવે છે; અદ્દભૂત, વીર અને રૌદ્ર, મળે ત્યારે સાત્વિકિવૃત્તિ થઇ એમ માનવામાં આવે છે. ૮

## रसना दोषो अथवा पांच प्रकारना अनरसो.

रसमें रस मिश्रित दो अरु तीन कहें; अनुमानत दूषन पंचप्रमान यह।
मधि बीभच्छ बीर सिंगार सुकाव्य कियो, करुना मिलि रौद्र तबें प्रत्यनीक भयो
मिलि दंपति दोय जितें लपटें कपटें, कहे नीरस ताय सयान भरें निपटें।
बरने कछु भोगमें शोगहुकी उकती, कविताइके भावमें वीरस ए जुगती॥
अनुकूल इकें प्रतिकूल इकें जब्रहीं, विदुषं सुरसं दुःसंधान कहे तबहीं।
बिन चाहत सो कविता बरने रसकों, पटु दूषन पात्रक दुष्ट कहे तिसको॥ ९॥

**અર્થ**–રસદોષ પાંચ પ્રકારના છેઃ–પ્રત્યનીક, નીરસ, વીરસ, દુઃસંધાન અને પાત્રદુષ્ટ તેનાં નામ છે. બિભત્સરસમાં વીર અને શૃંગારરસ ભેળવી કોઇ

કવિતા કરે અથવા કરૂણારસમાં રૌદ્રરસ મેળવે તો તે પ્રત્યનીક દોષ થાય છે. સ્ત્રી પુરૂષ બન્ને એક બીજાના હૃદયમાં કપટ રાખી બહારથી પ્રેમ બતાવી આલિંગનાદિક કરે, તેને પ્રજ્ઞ પુરૂષો પ્રકાશ રીતે નીરસ માને છે. ભોગ એટલે કામ ક્રીડાની વખતે કાંઇ શોકની વાતનું વર્ણન કરે ત્યારે તે કવિતાના ભાવમાં વિરસ દોપ થયો કહેવાય છે. એક અનુકૂલ અને બીજો પ્રતિકૂળ એમ બે મળે તેને વિદ્વાન્ અને રસિક પુરૂષો દુઃસંધાન દોપ કહે છે. રસની ઇચ્છા ન હોવા છતાં રસિક કવિ તેનું વર્ણન કરે તેને ચતુર પુરૂષો પાત્રદુષ્ટ દોપ કહે છે. ૯

## रसनी शत्रुता अथवा विरोधी रस.

कहिये निजमे रसकेंमें रसजो अरिहें, सुकवी यह काव्य प्रमान नहीं करिहें।
रिपु भावसों बीभच्छ और सिंगार सदा, भनि वीर भयानक दोउ मिले दुखदा॥
करुना अरु हास्यमें बैर सदाइ रहें, मति सागर नागर सोय कबें न कहें।
रस रंगसु कारन देव वृती बरनी, रससों रस दोष अरु अरिताइ-भनी ॥ १० ॥

અર્થ–પરસ્પર વિરોધરસ એકબીજાના શત્રુ કહેવાય છે. વિરોધી રસ જેમાં આવે તેવી કવિતાને સારા કવિયો પ્રમાણ તરીકે ગણતાં નથી. બિભત્સ અને શૃંગાર રસને હમેશાં શત્રુભાવ છે; તથા વીર અને ભયાનક રસને શત્રુભાવ હોવાથી એકઠા મળે તો દુઃખદાયક થાય છે. કરૂણા અને હાસ્યરસમાં હમેશાં વૈરભાવ હોય છે તેથી સમુદ્ર જેવી વિશાળ બુદ્ધિવાળા ચતુર પુરૂષો તેવી દોપવાળી કવિતા કરતા નથી. એવી રીતે નવે રસના રંગ, મૂળ, કારણ, દેવ અને વૃત્તિ વર્ણવી, તથા રસની મિત્રતા, રસદોપ અને રસની શત્રુતાનું પણ વર્ણન કર્યું. ૧૦

## शृंगारभेद. दुहा.

नव रसमें सिंगार बर, सो हें उभय प्रकार;
इक संयोग वियोग पुनि, द्वै सिंगार निरधार ॥ ११ ॥
नाहि संयोग सिंगारमें, प्रेमहुकों कछु नेम;
दंपति हिये वियोगमें, रहे अखंडित प्रेम ॥ १२ ॥

અર્થ–નવેરસમાં શૃંગારરસ સર્વોત્તમ છે, તે બે પ્રકારનો છેઃ–એક સંયોગશૃંગાર અને બીજો વિયોગશૃંગાર. સંયોગશૃંગારમાં પ્રેમનો નિયમ બરાબર જેવો જોઇએ તેવો નથી, પરંતુ વિયોગશૃંગારમાં તો સ્ત્રી પુરૂષના હૃદયમાં પરસ્પર અખંડ પ્રેમ વ્યાપી રહે છે. ૧૧-૧૨

## प्रेमनेमनिरूपणभेद. उल्लेखालंकार-कवित्त.

सुघर संयोगी जन चातुकी पियुष धार।
विरहि बिबेकी रंभा घनसार मानीहैं॥
मुकता सिकत जोगी मनमें छिपाय राख्यो।
बिना भेद चाहें अहि कालकूट बानीहैं॥
सागर या प्रेमस्वांत उरमे अजानहूंके।
पंकजके कोश मध्य पर्‍यो बुंद पानीहैं॥
देखो यह बारहूंकों जेसो गेह तेसी देह।
जेसी देह तेसो गुन प्रगट निसानीहैं॥ १३॥

**અર્થ**–ચાતકી જેમ વર્ષાદની ધારાને ધારણ કરે છે, તેમ સુઘડ સંયોગીજન પ્રેમને રાખે છે: જેમ શ્વાતિ નક્ષત્રનાં જલબિંદુથી થયેલાં મોતીને છીપ ધારણ કરે છે, તેમ વિવેકી એવા મોટા યોગી પુરૂષો, પ્રેમને ધારણ કરે છે. શ્વાતિ બિંદુ સર્પના મુખમાં પડી જેમ ઝેર થાય છે, તેમ કોઇ સર્પ જેવા નીચ અને દુષ્ટ માણસ, જે પ્રેમના નિયમને જાણતા નથી તેમના મનમાં, પ્રેમ, ઝેરરૂપે થાય છે. સાગરમાં પડેલા શ્વાતિના બિંદુરૂપી પ્રેમ, અજાણ્યા માણસના મનમાં કમળકોશમાં પડેલા પાણીના ટીપા જેવોછે–એટલે થોડી વાર રહીને નીચે ખરી પડે છે–વધારે વાર ટકી શકતો નથી. માટે જુઓ, આ શ્વાતિના જળને જેવું સ્થાનક મળે છે, તેવું શરીર ધારણ કરે છે; અને જેવું શરીર તેવોજ ગુણ આવે છે. પ્રેમને પણ ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ માર્ગ છે. જેમકે, સયોગી અને ચાતક; વિરહી તથા કદલી, છીપ અને યોગી એ ઉત્તમ છે; શ્વાતિબિંદુ અને સર્પ તે અધમ છે, અને અજાણ્યા મનુષ્ય તથા કમલકોશ મધ્યમ છે. કવિતામાં પ્રેમના ત્રણ માર્ગ દર્શાવ્યા છે: સંયોગી અને ચાતક અને વિયોગી અને કેળ તેમાં સંયોગી કરતાં વિયોગીમાં પ્રેમ વિશેષ જણાવ્યો છે. ચાતકના ગળાના છિદ્રથી, વર્ષાદના પડતાં પણ ઘણુંજ થોડું જળ તે ગ્રહણ કરી શકે છે અને કેળ અનંત પાણીનું ગ્રહણ કરી પાણીમય થઇ રહી, હર્ષથી ફળ ઉત્પન્ન કરે છે. ચાતક જેવા સંયોગી કરતાં કેળ જેવા યોગી વિશેષ પ્રેમાધીન હોય છે. ૧૩

### दुहो.

प्रेम तत्त्व सत्ता सकल, फेल रहीं संसार।
प्रेम सधे सोई लहें, परम जोतिको पार॥ १४॥

અર્થ—સંસારમાં સર્વમાં પ્રેમ પ્રસરી રહેલો છે અને કવિઓ તો એમ માને છે કે પ્રેમને પીછાણ્યો તેને પરમ જ્યોતિ પ્રાપ્ત થઇ. બ્રહ્માનંદના જેવોજ કાવ્યાનંદ મનાય છે. કાવ્યનો આનંદ પણ અપરંપાર છે. ૧૪

## सवैया.

जोग सध्यो अष्टांग कहाहे कहा, भयो वेद पुरानहि वांचे ।
तीरथ ब्रत्त कियोतो कहाहे कहा, गुन गान निरंतर नाचे ॥
देवन सेव करीतो कहा अरु, मंत्र अराध्यो कहा मन काचे ।
सागर नागर ताइ वृथा सब, प्रेम प्रतीत परी वह साचे ॥१५॥

અર્થ—આઠ પ્રકારના યોગને સાધે તેથી શું ? વેદપુરાણ વાંચવાથી પણ શું ? તીર્થ યાત્રા વ્રત નિયમ કર્યાં તેથી પણ શું ? તેમજ ગુણ ગાઇ નિરંતર નૃત્ય કરવાથી પણ શું ? દેવસેવાથી પણ શું ? અને કાચે મને મંત્ર આરાધના કરે તેથી બી શું ? સાગર કવિરાજ કહે છે કે, એ સર્વ ચતુરાઇ, એક પ્રેમ વિના વૃથા છે. પ્રેમની જેમને પ્રતીત છે એજ ખરા સત્યને જાણે છે. અર્થાત્ પ્રેમ સમજ્યા છે તેજ તર્યા છે. ૧૫

## दुहो.

प्रथम महा कवि जो भये, रचे प्रेम रस ग्रंथ ।
परि प्रकाश काहुन कह्यो, प्रेम नेमको पंथ ॥ १६ ॥

અર્થ—પૂર્વે થયેલા મહા કવિઓએ પ્રેમ રસના અનેક ગ્રંથો રચ્યાછે, પરંતુ પ્રેમના નિયમનો પંથ કોઇ કવિએ પરિપૂર્ણ દર્શાવ્યો નથી—પ્રેમનો માર્ગ જુદોજ છે. ૧૬

## तोटक छंद.

शिव शेष गनंपति बानि गही, अगमं उकती निगमं सुकही ।
सनकादिक अंगिरसं सविता, शुक नारदसें उशना कविता ॥
भृगु बालमि शृंगि बशिष्ठ कवी, ऋषिराज रची बहु भांति नवी ।
इंनहीं विध शंकर दत्त भये, पुनि गोरख ग्रंथ रचे सुनये ॥
कुल वल्लभ कीन अनेक कथा; किय काव्य सुरामहिनंद यथा ।
अमरादिकके सुर भाप कहि, पुनी केउ कवी व्रज भाप ग्रही ॥
तुलसी अरु सूर कबीर कये, कवि केशव आदि अनेक भये ।
उन पूरन प्रेमसु ग्रंथ किये, परिप्रच्छन भेद छिपाय दिये ॥

परकास महंत कहंत नहीं, सब जान गये मनके मनहीं ।
घट पूरन प्रेम हले न डूले, हम तुच्छ भरे उमटंत छले ।
उन कारन बुद्धि यथा कहियें, सुरता कछु चूक परी सहियें ॥ १७ ॥

**અર્થ**-શિવ, શેષ અને ગણપતિ એ વાણીને લક્ષ્યમાં રાખી, વેદાદિ, કે જેની ગમ ન પડે તેવી યુક્તિથી અનેક ગ્રંથોને રચ્યા છે, સનકાદિક, અંગિરા, સૂર્ય, શુકદેવ, નારદ, શુક્રાચાર્ય, ભૃગુ, વાલ્મિક, શૃંગી, વસિષ્ઠ, ઇત્યાદિ કવિયો તથા ઋષિમુનિયોયે, ઘણા ઘણા પ્રકારે. અનેક વિષયથી ભરપૂર ગ્રંથો કર્યા છે, શંકર અને દત્તગુરુ થઇ ગયા છે, વળી તે પછી ગોરખે પણ સારા સારા નવા ગ્રંથોને બનાવ્યા છે, વલ્લભકુળના ગુસાંઇઓએ ઘણા પ્રકારની કથાઓ રચી છે, રામાનંદ સ્વામીએ પોતાની મતિપ્રમાણે કાવ્ય રચ્યાં છે, કેટલાક જણાઓએ અમરાદિ સુર ભાષા કહી-તે પછીના કેટલાક કવિઓએ વ્રજભાષા ગ્રહણ કરી. તુલસીદાસ, સુરદાસ, કબીર, કેશવ એવા અનેક કવિઓ થઇ ગયા, એમણે પૂર્ણ પ્રેમથી, સારા ગ્રંથો બનાવ્યા છે, પરંતુ રહસ્ય કથ્યું નહિ. કારણ કે મોટા જ્ઞાનીજનો-મહતો-પ્રકટ કહેતા નથી, પણ મનની અંદરજ સમજી રહે છે. પાણીથી સંપૂર્ણ રીતે ભરેલો ઘડો હાલતો કે છલકાતો નથી, એવી રીતે આગળ થઇ ગયેલા અનેક ઋષિમુનિઓ, પ્રેમથી પૂર્ણ હતા, તેમનો પ્રેમ અચળ હતો તેથી તે ડગ્યા કે છલકાયા નથી, પણ હું તો મંદમતિ-અધૂરા ઘટની માફક, છલકાઇ ગયલો ગણાઇશ, એટલા માટે મારી બુદ્ધિ પ્રમાણે મે આ કાવ્ય કર્યું છે તેમાં જો ભૂલ હોય તો ક્ષમા કરજો. ૧૭

## દુહો.

घट बढ पद गुरु लघु बरन, उकति जुकातिको भेद ।
मिंत सोधि सुध कीजियें, कवि मत करहु निषेद ॥
प्रेम पंथ अति अगमहें, निगम सराहत जाहि ।
सुरत नितरसें सोधबो, सुगम न जानो ताहि ॥ १८ ॥

**અર્થ**-આ ગ્રંથમાં ઓછાં વધતાં પદ, ગુરૂ અને લઘુ, ઉક્તિ અને તેના ભેદોને અજ્ઞાનતાથી વિપરીત લખ્યા હોય તો તે શુદ્ધ કરજો, પણ નિષેધ કરશો માં. પ્રેમપંથ આત અગમ્ય છે તેની કોઇને ગમ પડે તેમ નથી, અને જેનો મહિમા વેદ પણ ગાય છે તેવા પ્રેમને, સાવધ થઇ, ધ્યાનથી, તેમાં લીન થઇ જોશો તો સર્વ તત્ત્વ જણાશે, નહીં તો નહીં, કારણ કે તત્ત્વ કંઇ પડ્યું જ મળે તેમ નથી. ૧૮

## सवैया.

अंब्ररतें अति ऊंचि वहे अरु; ऊंडि रसातलहूतें अथारी ।
तूहिनके गिरसें अति सीतल; पावकसें अति जारन हारी ॥
मारहुतें कटु मीठि सुधाहुतें; झीनि अनुतें सुमेरतें भारी ।
जानत जान अजान न मानत; सागर बात सनेहकि न्यारी ॥१९॥

**અર્થ**–પ્રેમની વાત આકાશથી ઉચી અને રસાતળથી ઉંડી વહે છે કે જેનો પાર પામી શકાય નહિ. તે બરફના પહાડ કરતાં ઘણીજ શીતળ છે અને અગ્નિથી વધારે દાહક છે, હળાહળ વિષથી પણ કડવી, અર્થાત્ કારી છે, અમૃતથી વધારે મધુર છે, અણુથી ઝીણી અને મેરૂ પર્વતથી ભારે છે, તેને જાણનારા જ જાણે છે, અજાણ્યા જાણતા નથી. સ્નેહની વાત સાગર કહે છે કે, ન્યારીજ છે. આ સવૈયામાં ભેદકાતિશયોક્તિ અલંકાર છે. ૧૯

## दुहो.

नासत भासतहें जगत, सोधे सकल बिबेक ।
प्रेम प्रकासत जास मन, आसत प्रगट अनेक ॥ २० ॥

**અર્થ**–સઘળા વિવેકથી એટલે તત્ત્વવિચારથી, મનન કરનારાઓને, આ જગત–સંસાર, નાશવાન લાગે છે, પરંતુ તેઓ પણ માન્ય રાખે છે કે, આનંદ સ્વરૂપ અવિનાશી અને અનિત્ય છે. જેના મનમાં પ્રેમનો પ્રકાશ થયેલો છે તેને આ જગત બ્રહ્મરૂપે–આનંદરૂપે વિદ્યમાન–નિત્ય જણાય છે. તેમજ પ્રેમ મરતો નથી, પણ સદાકાળ જીવતો અને અમર છે. ૨૦

## सवैया.

वेद किताब अरूझ रहे सब, ओर वृती बरतंत सनेही ।
देह दशा परकों परखे वह, बेपरवाह फिरंत बिदेही ॥
पार लहेतो लहे परिब्रह्मकों, शेष महेश न पावत जेही ।
सागर नासत भासतहे जग, प्रेम प्रकासत आसत येही ॥ २१ ॥

**અર્થ**–વેદ અને કિતાબ (કુરાન)માં, સર્વે લોકો મગ્ન થઇ રહ્યા છે પરંતુ પણ પ્રેમીની વૃત્તિ સહુથી ભિન્ન છે. તેની દેહની દશાને બીજો કોણ પારખી શકે? કેમકે તે પ્રેમમાં વિદેહી એટલે શરીરનું પણ ભાન ભુલીને, બેપરવા થઇ રહે છે. પ્રેમી મહાત્માઓ, પરબ્રહ્મના પારને પામે તો પામે, કે જેનો પાર પ

અને શંકર જેવા પણ પામતા નથી. સાગર કહે છે કે,–આ જગત નાશવાન છે, પણ જેને પ્રેમનો પ્રકાશ થયો છે તેને પ્રેમમય પરબ્રહ્મ સત્ય જણાય છે. અત્રે જાતિસ્વભાવ અલંકાર છે. ૨૧

**दुहो.**

याहीकी जाने जुगति, बिबिध भेद बिस्तार ।
रसिक राधिका कृष्णको, बरनौं कछुक बिहार ॥ २२ ॥

**અર્થ**–પ્રેમની યુક્તિ પ્રયુક્તિઓ અને તેના નાના પ્રકારના ભેદને જાણનારાં, પ્રેમનાં રસિલાં એવાં રાધિકાજી અને શ્રી કૃષ્ણ પરમાત્માનો, પ્રેમ વિહાર આ ગ્રંથમાં કંઈક વર્ણવું છું. ૨૨

**गाथा.**

ग्रंथागम गति गहियं, ब्रह्मा स्तुती भेद रस भाषं ।
परथम प्रेम प्रसंगे, द्वितिय प्रबीनसागरो ल्हरं ॥ २३ ॥

**અર્થ**–ગ્રંથાગમની ગતિ જણાવી, બ્રહ્માની સ્તુતિ કરી, પ્રથમ પ્રેમ પ્રસંગના રસના ભેદ જણાવ્યા અને પ્રવિણ સાગરની બીજી લહેર પુરી કરી. ૨૩

इति श्रीप्रवीनसागरे प्रेमनिरूपण नामनी द्वितीय ल्हेरनी रसपूर्णा टीकानो द्वितीय तरंगः ॥

# લહેર ૩ જી.

## શ્રી રાધાકૃષ્ણ યુગલ સ્વરૂપ.

**दुहो.**

व्रजमें राधाकृष्णजू, रच्यो सुरस सिंगार ।
सोब्रनन अब करतहौं, जाहि जपत संसार ॥ १ ॥
रमन राधिका कृष्णको, प्रेम सहित संयोग ।
सो उरमें रहियें सदा, जाहि जपत तिहु लोग ॥ २ ॥

**અર્થ**-વ્રજ-વૃંદાવનમાં જે રાધિકાજી અને શ્રી કૃષ્ણ પરમાત્માએ સુરસ શૃંગાર રસથી વિહાર કર્યા હતા અને જેમને સઘળા સંસારના લોક જપે છે તેમનું હવે વર્ણન કરૂં છું. શ્રી રાધાકૃષ્ણનો સપ્રેમ સંયોગ શૃંગાર અને તેનાં વિવિધ રમણ નિરંતર હૃદયમાં રાખીને, જેમને લોક સદા ભજે છે એવાં એ યુગલરૂપનું વર્ણન કરૂં છું. ૧-૨

### कबित्त.

दोउ नेनां नेन रूप देखत अघात नाहीं ।
दोउ मन मेल मानौं एक मन कीनेहैं ॥
आसन सुखासनपें आनंद उमंग राजें ।
जैसें रतीनाथ रती प्रेम मद पीनेहैं ॥
आनन दुहूकी शोभा बरनी नजात कहु ।
ताकी छबी देषें शशी भान छबि हीनेहैं ॥
नंद नंदे सागर सुनागर प्रबीन राधे ।
वृंदावन कुंजमें सिंगार रस भीनेहैं ॥ ३ ॥

**અર્થ**-શ્રીરાધાકૃષ્ણ બન્ને જણ એક બીજાનાં નેત્રથી એક બીજાનું રૂપ જોતાં તૃપ્તિ પામતાં નથી, તેમજ બન્ને જણે પરસ્પર એવુંજ મન મેળવી દીધું છે કે જાણે બંનેનું એકજ મન હોય જેમાં પ્રેમરૂપી મદિરા પીઇને રતિ-કામ-ઉમંગી હર્ષભેર બને છે,-તેમ પલંગપર કામ ક્રીડાના આસનમાં ખુશીથી બેઠાં બેઠાં ઉમંગથી અનુરાગીને આનંદિત કરે છે, તેવાં તે બંનેના મનોહર મુખની શોભા વર્ણવી શકાતી નથી; કેમકે તેમના મુખની શોભા જોતાં ચંદ્ર અને સૂર્ય કાંતિમાં નિસ્તેજ લાગે છે. એવા સુંદર અને ચતુર શ્રીકૃષ્ણ અને સર્વ કલામાં પ્રવિણ રાધાજી, વૃંદાવનના લતામંડપમાં, શૃંગાર રસથી ભીંજાયેલાં વિહાર કરે છે. જાતિસ્વભાવઅલંકાર. ૩

### सवैया.

मोर किरीट लसें बर राधेकें, राधेकें शीश प्रसून मनीकों ।
जातजको मद स्याम के भालमें, स्यामिनी भाल जरावको टीकों ॥
कानन कुंडल कान्ह बिराजत, कान्ह प्रिया तरुना अतिनीकों ।
अंकमें सोहे मयंक मुखी मनौं, बारदमें शशि सारदहीकों ॥ ४ ॥

**અર્થ**-રાધાવર શ્રીકૃષ્ણના શિરપર મોર મુકુટ દીપે છે અને રાધિકાજીની વેણીમાં મણિનો ચાક શોભે છે. શ્યામસુંદર જે શ્રીકૃષ્ણ ચંદ્રના કપાળમાં

બાતજમદ-કહેતાં કસ્તૂરીનું તિલક શોભે છે, અને સ્વામિનીજી જે રાધાજી, તેમના કપાળમાં જડિત્ર ટીલડી શોભે છે. શ્રી કૃષ્ણના કાનમાં કુંડલ બિરાજે છે અને રાધાના કાનમાં શોભાયમાન તરૌના નામનું ઝુમણું શોભે છે. એવાં ચંદ્રમુખી જે રાધાજી, તે શ્રીકૃષ્ણના ખોળામાં બેઠેલાં છે તે જાણે મેઘની કાળી ઘટામાં, શરદ ઋતુનો ચંદ્ર હોય એ પ્રમાણે શોભે છે. ઉત્પ્રેક્ષાલંકાર ૪

## कवित्त.

राधे मुख चंद ताकों चाहत चकोर जैसें ।
नयन सरोज ताको चाहत अलीन ज्यौं ॥
अधर पियूष ताकों चाहत फनिंद जैसें ।
सघन सुकेश ताकों चाहत शशिन ज्यौं ॥
कर्क कनरद ताकों चाहत सुकीर जैसें ।
कुच हेम कुंभ ताकों चाहत क्रपीन ज्यौं ॥
राजी सुरसरी ताकों चाहत भगीरथ ज्यौं ।
त्रिबलि त्रिवेनी सो प्रबीन चाहे मीन ज्यौं ॥ ५ ॥

**અર્થ**-રાધિકાના મુખરૂપી ચંદ્ર છે, તેને શ્રી કૃષ્ણ ચકોરની પેઠે ચહાય છે, તેનાં નેત્રરૂપી કમળ છે તેને ભમરાની પેઠે ચહાય છે, અને તેના અધર (હોઠ)માં અમૃત છે તેને સર્પની પેઠે ચહાય છે, તેના કેશરૂપી મેઘ છે તેને મોરની પેઠે ચહાય છે, દાંતરૂપી દાડિમના દાણા છે તેને પોપટની પેઠે ચહાય છે, સ્તનરૂપી સોનાના કલશ છે તેને લોભીની માફક ચહાય છે, રોમરાજી (રોમાવળિ) રૂપી ગંગા છે, તેને રાજા ભગીરથની પેઠે ચહાય છે, ત્રિવલિરૂપી ત્રિવેણી છે તેને માછલાંની પેઠે ચતુર એવા શ્રીકૃષ્ણ ચંદ્ર ચહાય છે. ૫

## सवैया.

कुंज गली बन जैबो तज्यौ अरु, बेठ रहे गिरिसें गिरधारी ।
नेननिकी छबि बक्र निहारबो, सोगति नेननिसें भइ न्यारी ॥
टढो किरीट खुली अलके सोहे, आपनसें सब सूधी बिसारी ।
औरनसें मुसके नहिं मोहन, कीनिं गली ब्रषभान दुलारी ॥६॥

**અર્થ**-એક સમે, સખી રાધાજીને કહે છે કે "વૃંદાવનની કુંજ ગલીઓમાં જવું આવવું તજી દઇને, તારા ચિંતવનમાં સ્થિર થઇ, ગિરીની માફક ગિરધારી બેશી રહે છે; અને જે નેત્ર કટાક્ષની શોભા, વાંકું જોવામાં હતી, તે ગતિ તો નેત્રથી જુદીજ થઇ છે! અને જે માથાપર વાંકો મુકુટ મુકીને છૂટા કેશ રાખતા

હતા તે તો સર્વે વિસારી મુકી છે અને જે, બીજી અનેક સ્ત્રીઓના ચાળા કરતા તે હવે બીજી કોઇ સ્ત્રી સાથે જરા મુખ પણ મલકાવતા નથી, માટે હે વૃષભાનદુલારી! તેં એ શ્રીકૃષ્ણને એટલા બધા તારે વશ કરી રાખ્યા એ બહુજ સારૂં કર્યું." ૬

## कवित्त.

केश भोंहें तम चाप व्याल शशी मध्य भृंग ।
चीतवें तुरंग बह्यो खग जैसें पूरहें ॥
नेन अरु नासा कंज चंप कली मीर कीर ।
सुर माधुरोसो किधों कोकिला मयूर हें ॥
अधर रद वलिन कुंद कली सूधा दारौ ।
ग्रीवा सों कपोत किधों कंचनकी चूरहें ॥
कुच कटी करी हरी हरी शृंग हरी जुरी ।
राधाजू प्रवीन माधा मिलबो जरूरहें ॥ ७ ॥

**અર્થ**–શ્રીકૃષ્ણ ચંદ્રની દૂતિ, રાધિકાજીનું રૂપ વર્ણવતાં કહે છે કેઃ–રાધિકાજીના કેશ કાળા છે, ધનુષ જેવી ભ્રૃકુટી છે, શશીમાં સર્પ અને ભ્રમર હોય તેવો ગૌર મુખ ઉપર ચોટલો છે, જેનું મન વેગવાન અશ્વ અને પક્ષી જેવું ચપળ છે, નેત્ર કમળ જેવાં છે, નાસા ચંપાની કળી જેવી છે, નેત્રની ચંચળતા મીન જેવી છે અને નાકની નમનતા પોપટના જેવી છે; જેનો સુર કોયલ, અને મયૂરના જેવો મધુર છે, અધર અને દંત સુધા તથા કુંદકળીના જેવા છે, અધરમાં અમૃત અને દંતમાં દાડિમ કળીની તાદશ્યતા છે, કંચનની ચુર હાથમાં છે, કપોતના જેવી જેની ગરદન છે, કુચ કુંભસ્થળ જેવા અને કટી સિંહના જેવી છે. એવાં સુંદર રાધિકાને મળવાની, હે માધવ! તમારે જરૂર છે. સંખ્યા પરિમાણાલંકાર. ૭

## कवित्त.

कंजसे अरुन रंग पाय म्रदु नीके अती ।
हंस गती जेसी गति मंद देखी मोहिये ॥
सिंह कटी जेसी कटी बीन सुभ प्रभा मान ।
करी कुंभसें कठोर कुच वर दोहियें ॥
अंब्र नव पल्लवसें कोमल अधर पान ।
मीन जेसे चपल द्रग जावक निचोहियें ॥

बेनी बिषधर जेसी जाहिकी सरल श्याम ।
ऐसी राधे राधेनाथजूके उर सोहियें ॥ ८ ॥

**અર્થ**-વળી એક સખી બીજી સખીને રાધિકાજીનું વર્ણન કહી સંભળાવી, કૃષ્ણને ઉત્સુક બનાવે છે. સખી સખીને કહે છે કે, કમળજેવા લાલ અને ઘણાજ કોમળ જેના મનોહર પગ છે અને જેની હંસના જેવી ધીમી ચાલ જોઇ મોહ પામીયે છીએ, જેની સુંદર શોભાયમાન સિંહની કટી જેવી પાતળી કમ્મર છે, તથા જેના હાથીના કુંભસ્થળ જેવા કઠિન બે છાતીપર મનોહર સ્તન છે; જેના આંબાના નવાંકુર જેવા કોમળ અને લાલ અધર અને હાથની હથેળીઓ છે, જેનાં મીન જેવાં ચપળ ને અળતામાં બોળી નીચોવેલાં હોય તેવાં લાલ નેત્ર છે અને જેનો સર્પ જેવો સિદ્ધો તથા શ્યામ ચોટલો છે, એવાં જે રાધાજી તે શ્રીકૃષ્ણજીના ખોળામાં શોભે છે. અલકાર પૂર્ણોપમા છે. ૮

## समस्याभेद–सवैया.

एक भई विपरीत गती यह पैं, दधि कंजके मध्य समानौ ।
हालमकौं बिनु अंग चुगे शुक, इंदुषतें छिंतिपें ठहिरानौ ॥
अंबुजके बिकसे उलटे तिमि, द्वंदतें अंबु धुनींसें बहानौ ।
लोचन रक्तकि बानि कपोत रटे, बिन आस्य अहींसें बंधानौ ॥९॥

**અર્થ**-એક વિપરીત વાત બની ગઇ છે-દુધનો સમુદ્ર કમળમાં સમાઈ ગયો, અંગવિનાનો પોપટ દાડમ ખાય છે; ચંદ્રમા આકાશથી પૃથ્વીપર આવીને રહ્યો છે, કમળના ખીલવાથી બે માંછલાં ઉલટી આવ્યાં અને તે બંનેથી નદીની પેઠે પાણી વેહેવા લાગ્યું; વિના મુખના સર્પથી બંધાયેલ કપોત કોયલની વાણી બોલે છે. એમ સખી સખી પાસે નાયિકાના રૂપનાં વખાણ કરી નાયકને સભળાવી મોહ પમાડે છે. દધિ સમુદ્ર–સ્તન હસ્ત કમળમાં સમાયો, દંતરૂપી દાડમ કળીઓને, નાસિકારૂપી શુક ચુંબન કરે છે અને રાધાનો મુખરૂપી ચદ્ર, પૃથ્વીપર આવ્યો છે, આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં છે અને મુખ રહિત સર્પ તે વેણી તેનાથી આવૃત કપોતના જેવો કઠ-કોકિલના જેવી વાણી ઉચ્ચરે છે. ૯

## सवैया.

सेज बिनोद समै अलि चूकिकें, ब्रामसें श्याम कछूक गये बद ।
भोंह चढाय रही सतराय, दुहूं द्रग आय बहे मनुं बारद ॥

मानहि मान प्रवीन प्रिया तव, जांन अजांन भये मदिरामद ।
लाल बिहाल बिलोकि सुबाल, किये तिहि काल रसाल रदच्छद ॥१०॥

**અર્થ**-પુનઃ સખી સખી પ્રત્યે કહે છે કે, "હે સખિ! આનંદની વખતે મશ્કરીમાં ભુલથી રાધાજીને શ્રી ઘનશ્યામે કાંઇક કઠોર વચન કહ્યું, તે સાંભળી રાધાજી ભ્રકુટિ ચડાવી ક્રોધિત થઇ જઇ, બંને નેત્રમાંથી જાણે વર્ષાદ આવી વર્ષતો હોય એમ આંસુ વહેવા લાગ્યાં. એ જોઇ શ્યામસુંદરે જાણ્યું કે, રાધાને રિસ ચડી અને તે મનાશે નહિ, એમ માની, પોતાની ભુલ છુપાવવા, તેજ વખતે શ્રીકૃષ્ણ, જેમ મદિરા પીને દીવાના થયા હોય તેમ, જાણી જોઇને ભ્રમિત થયા. ઘનશ્યામને એહાલ જોઇ, રાધાજીએ મનમાં વિચાર્યું કે, મને જે કઠોર વચન કહ્યું તે જાણીને નહીં, પણ મત્તતામાં કહ્યું છે, એમ જાણી, તેમનીપર પ્રેમ લાવી, તેના રસમય અધરનું ચુંબન કર્યું. ૧૦

## दुहो.

मुकर गेह चिहु दिस जटे, कीनीं जोत उद्योत ।
बिना नेहसौं बारि त्तिच, दीपक जरिवो होत ॥ ११ ॥

**અર્થ**-કાચના ગૃહમાં કરેલા દીપકનું તખ્તાઓમાં પ્રતિબિંબ પડવાથી, સર્વત્ર જાણે સ્નેહવગરના દિવાઓ પાણીમાં બળતા હોય તેમ જણાતું હતું. ૧૧

## कवित्त.

बेठी वृषभान सुता साजिकें सिंगार सार ।
सिषन सुघार रस वात करबो करे ॥
सौंहन खवाय लाख सोह मे दिया अनंत ।
बनी ठनी उठी पंथ पैंड परबो करे ॥
नंदलाल वेग लाइ लाखन उपाय करी ।
देखीयेजु साम डग मग भरबो करे ॥
म्रहिके क्रिवार ठाडी होरही नवोढा नारि ।
बिना नेह बारी बीच दीप जरिवो करे ॥ १२ ॥

**અર્થ**-દૂતિ પાછી આવીને શ્રી કૃષ્ણને કહે છે કે,-વ્રપભાન સુતા રાધાજી શૃંગાર સજી કેશ સુધારી પટીયાં પાડી, બેઠી બેઠી રસની વાતો કરતી હતી, અથવા શ્રેષ્ઠ શૃંગાર સજીને વ્રપભાન સુતા રાધાજી બેઠી હતી ત્યાં જઇને અનેક શિખામણથી ભરેલી રસનીજ વાતો કરે એવી

રસમય કરી લાખો સોગન દઈ આપની પાસે આવવા વિનતિ કરી; ત્યારે તે શોભામાં અનંત દીવા જેવી કાંતિવાળી બણીઠણીને ઉઠી ને રસ્તે પગલાં ભરવા લાગી. એમ લાખો ઉપાય કરી જલદી લાવી છું. હે ઘનશ્યામ! તમો જુવો કે તે માર્ગમાં કેમ પગલાં ભરે છે? એમ કહી બન્ને ઉભાં થઇ જુવે છે તો તે નવોઢા રાધાજી, સંકેતગૃહના દ્વારમાં આવી ઉભી થઇ રહી છે-તે જાણે તેલ વિના બારણામાં દીવો બળતો હોય એમ શોભે છે અર્થાત્, કામાગ્નિથી બળે છે તેને જલદી મળી શાંત કરો. આપ માર્ગમાં કેમ પગલાં ભરતા ચાલો છો તે જોવા સારૂ સંકેત ગૃહના દ્વારમાં તમારી વાટ જોતી નવોઢા ઉભી થઇ રહી છે; તે જાણે તેલ વિનાનો દીવો બળતો હોય એવી શોભે છે. ૧૨

## कवित्त.

बिछुवा अनोट पाय जेहर जराव जरी ।
नूपुर झनंक पाय घुघरि घनी घूरे ॥
कटि छुद्रघंटिका कीसोरीके बिराजमान ।
सोहत हमेल हार चौकी हियमैं परे ॥
कंठ कंठमाल औ रसाल बालहिकों राजे ।
बिंदु भाल लाल मुख प्रभा शशीकी हरे ॥
चिर ओढे राधे शीश फूल नंग जोत होत ।
बीना नेह वारी बीच दीप जारिवो करे ॥ १३ ॥

પગની આંગળીઓમાં વિછિયા છે, અંગુઠામાં અણવટ છે, પગમાં જડાવ ઝાંઝર-લગર પેહેર્યાં છે, તેની ઘણી ઘુઘરીઓનો ઝણકાર થાય છે, એ કિશોર વયવાળી રાધાજીએ કમ્મરમા કટિમેખલા ધારણ કરેલી છે, ગળામાં હાર શોભે છે, તેની વચમાં ચૌકી (ચકતુ) છે, તે છાતીપર પડી છે, રસિક બાળાના કંઠમાં કંઠમાળ શોભે છે, જડિત અને કપાળમાં લાલ બીંનકી કરી છે, તેનું સુંદર મુખ ચદ્રની શોભાને હરે છે, તથા મનોહર ચીર ઓઢેલું છે, રાધાજીએ માથાપર રત્નનો ચાક ધારણ કરેલો છે તેના નંગની જ્યોતિની કાંતિરૂપી ઝધઝધાટ તે તેલવિનાના દીવા જેવો છે. ૧૩

## सवैया.

सांझ समे हुलसे मन आवत, गाइन संग वने गिरधारी ।
डीठ परचो वृषमान सुता मुख, धायके आय चढीजु अटारी ॥
गेल गहे ग्रहकारहुनकी ग्रह, नंदकि गेल रही ढिग न्यारी ।
ले लकुरी अधरान वजावत, बेंनसु धेनकी हाकन हारी ॥ १४ ॥

**અર્થ**-સાંઝ સમયે મનમાં ઘણા હર્ષથી બણીઠણી શ્રી કૃષ્ણ ગાયોની સાથે વ્રજમાં આવતા હતા, તેને જોવા માટે, દોડીને મેડી ઉપર ચડી જઇ, ગોખમાં મુખ કાઢી ઉભેલાં વૃષભાનસુતા રાધિકાનું મુખ જોતાંજ, મોહ પામી, વિભ્રમ પામેલા શ્રી કૃષ્ણ, પાસેની નંદરાયજીની ગલી તો એક બાજુએજ રહી ગઈ અને બીજાના ઘરની ગલી તરફ જવા લાગ્યા તથા હૈયાસુના થઇ લાકડીને વાંસળી ધારી, અધર ઉપર મુકી, બજાવવા લાગ્યા, તથા બંશીને લાકડી ધારી, ગાયો હાંકવા લાગ્યા. આમાં નાયકનો વિભ્રમ હોવાથી અત્ર ભ્રમાલંકાર નામનો અલંકાર થયો છે. ૧૪

## दुहो-तोटक-कुंडलिया.

गने वृषा कन उडगननि, पारावार किलोल ।
बृच्छहिं भार अढारके, कनक सैल सम तोल ॥
के तोल करे गिरधातनकों, कोउ पार लहे बृछ पातनकों ।
दधि बाज उडग्गन बुंद गनै, हरिको गुन सो न सबैं बरनै ॥ १५ ॥

**અર્થ**-વર્ષાદનાં બિંદુ, આકાશના તારા, સમુદ્રના મોજા, અઢાર ભાર વનસ્પતિનાં પાંદડાં, એ સર્વની સંખ્યા, તથા મેરૂ પર્વતનો તોલ, એ સર્વ કરી શકાય તેમ નથી, તથાપિ કોઇ સપ્ત ધાતુવાળા મેરૂ પર્વતનો તોલ કરી શકે, કોઇ વૃક્ષનાં પાંદડાંની સંખ્યાનો પણ પાર પામી શકે, તથા કોઇ સમુદ્ર જળના મોજા, આકાશના તારા અને વર્ષાદનાં બુંદને ગણી શકે, તોપણ તે હરિના ગુણોને વર્ણવી શકે નહીં. ૧૫

## कवित.

बेननकी बागेस्वरीं नेंननकी एन वधू ।
मेननकी एन सुख देनकी चिंतामनी ॥
ताननकी सिंधु अभिमाननी जुधेश वधू ।
अंग अंग सोहें दुति चंचलाई दामिनी ॥
गोननकी हंस मुख जोंननकी चंद अंस ।
टोननकी कारनसु देखियेजुं कामिनी ॥
सुनो नंद नंद प्रभा कहांधों वताय कहीं ।
भाये न नीहारे व्रह भवजूकी भामिनि ॥ १६ ॥

**અર્થ**-એમ રાધાની દૂતિ શ્રી કૃષ્ણને કહે છે. કે, વચન બોલવામાં સરસ્વતી જેવી, આંખોની ચપળતા અને નમણાઇમાં મૃગલી તથા કામદેવના

સ્થાનક જેવી, સુખ આપવામાં ચિંતામણિ જેવી, અભિમાન ધરાવવામાં દુર્યોધન જેવી, પ્રત્યેક અંગની કાંતિમાં શોભાયમાન તથા ચંચળતાઇમાં વિધિ જેવી, ચાલવામાં હંસ જેવી, મુખાકૃતિમાં ચંદ્રની કળા જેવી, જોવામાં જાણે મોહનમંત્રના કારણ જેવી, કામિની કહેતાં રાધાજી શોભાયમાન છે. હે નંદના નંદન! હું તેની શોભા કેવી રીતે વર્ણવું? કેમકે જો એકવાર તેને નિહાળીને કોઇ જુવે તો તેને શ્રીશંકરની સ્ત્રી પાર્વતી પણ ધ્યાનમાં ઉતરે નહીં. ઉલ્લેખ અલંકાર ૧૬

## सवैया.

साज सिगार चढीहें झरोंखन, ठाढिहें भानु सुता सुषदाई ।
हारनके दबि भारनसें कुच, दोउन पाइ मनों लघुताई ॥
चूरन भार उतारि मनौं, मनमथ्थन हथ्थ किये सुघटाई ।
सोहतहे त्रिवली सुमनौं, कचके लचके कटि हे दरकाई ॥ १७ ॥

**અર્થ**–રાધાજી સોળે શૃંગાર સજી ઝરૂખામાં ઉભેલાં છે, તેમણે કોટમાં પહેરેલા મુકતા હારના ભારથી દબાઇને બને સ્તનો જાણે કોમળપણું પામ્યાં હોય એવાં દીસે છે, ચૂડીઓના ભારથી લચેલા તેમના બે હાથ તો જાણે અનંગદેવે સંઘેડે ચડાવી, સુંદર ઘાટવાળા બનાવેલા હોય એવા જણાય છે, વળી તેમના સુંદર પાતળા પેટપર પડેલા ત્રણ વાટા-ત્રિવલી–શોભે છે તે જાણે કેશના ભારથી પાતળી કમ્મર લચકાઇને ફાટી ત્રણ તડ પડી હોય એમ જણાય છે. આ સવૈયામાં વર્ણવાયલી ઉપમાઓ ઉત્પ્રેક્ષાલંકારમાં જાય છે. ૧૭

## अभिसारिका सवैया.

करि मंजन अंजन नील निचोलन, भूषन भूषन भूषितहें तनमें ।
अंधियारि निशा अलि संग लिये, ब्रजराजहुपे जुचली बनमें ॥
दुतिदामिनि देखी सिखी हुलसें, मुख चंद प्रकास चकोरनमें ।
सूनि नूपुर बाल मराल धसें, सु लगीहें कुलाहल कुंजनमें ॥१८॥

**અર્થ**–એક સમે રાધાજીએ સ્નાન કરી આંખમાં કાજળ સારી, નિલાંબર તથા ચોળી પહેરી, સર્વે અંગ ઘરેણાથી શણગારી, શોભાયમાન થઇ અંધારી રાતની વખતે, સખીને સાથે લઇને, વ્રજરાજ જે શ્રી કૃષ્ણ, તેને મળવા સારૂ વન પ્રતિગમન–અભિસરણ કર્યું, તે વખતે તેની વીજળીના જેવી કાંતિ જોઇને મોર હર્ષ પામ્યા, ચંદ્ર જેવા શોભિતા મુખનો પ્રકાશ જોઇને ચકોર પક્ષીનાં ટોળાં સામે આવ્યાં, એટલુજ નહિ, પણ પગમાં પહેરેલાં તેનાં ઝાંઝરને

ઝમકાર સાંભળીને હસનાં બચ્ચાં દોડી આવ્યાં તેથી કરી આખા વનમાં કુંજે કુંજે કોલાહલ થઇ રહ્યો. રાધિકાજીનો આ મનોહર અભિસાર છે. મોર, ચકોર અને હંસથી ભ્રાંતિમાન અલંકાર થયો છે. ૧૮

## सवैया.

शेष महेश मुनेश सुकेशसें, ध्यान हमेशहि तो गुन गावे ।
ब्रह्म सनंक सनात भृगू, बगदालिभ नारद स्वप्न न आवे ॥
बालमि श्रृंगिय शक्र शशी रवि, बासर रेंन तु चित्तमें लावे ।
येंसिय आठ तेतीस नवं अरु, द्वैदस पार अग्यारन पावे ॥१९॥

**અર્થ**–શેષ, મહેશ, મુનીશ્વર અને શુકદેવજી જેવા પણ નિરંતર ધ્યાન પૂર્વક તમારા ગુણાનુવાદ કરે છે, બ્રહ્મા, સનક, સનાતન, ભૃગુ, બગદાલિભ, અને નારદ સ્વપ્નમાં આવતા નથી, વાલ્મીકિ, શૃંગી, ઇંદ્ર, ચંદ્ર, અને સૂર્ય સરખા રાત્રિ દિવસ તમારા ચિંતવનને ચિત્તમાં ધારે છે, અને અઠ્યાશી હજાર-ઋષિ, તેત્રીશ કરોડ દેવતા, નવ યોગેશ્વર, બાર સૂર્ય, અગીયાર રૂદ્ર, આદિ તમારા ગુણનો પાર પામી શકતા નથી. અત્ર જાતિસ્વભાવ અલંકાર છે. ૧૯

## दुहो.

हरि गुनसो सागर भर्यो, कवि कपोतकीं चंच ।
पियंत न खूटे प्रेम पय, यातें बरन्यो रंच ॥ २० ॥

**અર્થ**–હરિના ગુણનો સાગર ભરેલો છે તેમાંથી કવિ પોતે તો આ ગુણ વર્ણન કરી માત્ર એક ચાંચજ ભરે છે. હરિગુણનું પ્રેમરૂપી જલ, પીવાથી ખૂટતું નથી, માટેજ અત્ર તેનું સંક્ષેપથી વર્ણન કરાયું છે. ૨૦

## कवित्त.

छारसम काया सब माया धूम छाया जेसी ।
तमो गुन तजरे तूं तजि देवो गारीको ॥
तजिदे बडाई तूं आदर अनादर तज ।
तज शोक मोह चिंता झूठ नेह नारीको ॥
तप जप दान पुन्य बिनाकिये बेठ रह्यो ।
जानत न तेरे सिर दंड दंड धारीको ॥
अहो मन मूढ तोसों कहा कहूं बेर बेर ।
राखरे भरौंसो एक कुंजके बिहारीको ॥ २१ ॥

**અર્થ**-કવિ પોતાના મનને ઉદ્દેશી કહે છે કે, 'હે મન ! આ શરીર રાખની પેઠે નાશવાન્ છે, તેનો ભરોસો નથી. આ સઘળી મમતા અને મોહમાયા, ધૂમાડા તથા છાંયા જેવી મિથ્યા છે, માટે, હે મન ! તું તમોગુણ તજી, અપશબ્દનો ત્યાગ કરી, તેમજ મોટાઈ, આદર, અનાદર, શોક, મોહ અને ચિંતા વગેરે દુર્ગુણો તજી દે અને સ્ત્રીઓના ખોટા સ્નેહને અંતરમાંથી કાઢી નાંખ; તપ, જપ, દાન, પુણ્ય, કર્યા વિના તું નિરાંતથી બેશી રહે છે, પણ ખબર નથી કે તારા માથા ઉપર દંડ ધરનાર યમરાજાનો દંડ પડશે. હે મૂઢ મન ! તને વારે વારે શું કહું ? હવે તો એક કુંજના વિહારી શ્રી કૃષ્ણનો ભરોંસો રાખ. કે જેથી તારૂં કલ્યાણ થાય. ૨૧

## दुहा.

पार नपावत शेषसें, सहस उभैं जिहि रस्न ।
प्रेमहुंसें परसन रहो, रसिक राधिका कृष्ण ॥ २२ ॥

**અર્થ**-હે રાધાકૃષ્ણ ! જેને બે હજાર રસના છે તે શેષ પણ તમારા ગુણનું વર્ણન કરતાં પાર પામી શકતો નથી, તો પછી હું અલ્પ મતિ કેવી રીતે તમારા ગુણ ગાઈ શકું ? માટે આપ યુગલ સ્વરૂપ પ્રેમથીજ મારા ઉપર પ્રસન્ન રહો. ૨૨

## गाथा.

मुक्ति जुक्ति वर दाता, रसमय रूप राधिका कृष्णं ।
बरनन प्रेम प्रकासे, तृतीय प्रबीन सागरो लहरं ॥ २३ ॥

**અર્થ**-મુક્તિ, યુક્તિ, વરદાન આપનાર તથા રસમય જેનું રૂપ છે એવા રાધાકૃષ્ણના પ્રેમના પ્રકાશનું વર્ણન કરતાં, આ પ્રવીણસાગર ગ્રથની ત્રીજી લહેર પૂર્ણ થઈ. ૨૩

इति श्रीप्रवीनसागरे श्रीराधिकाकृष्ण युगलस्वरूप वर्णन नामनी तृतीय लहेरनी रसपूर्णा टीकानो तृतीय तरंगः ॥

# લહેર ૪ થી.

## શિવરાત્રીનો મહોત્સવ.

### सरस्वती वर्नन-सवैया.

श्रीहरिकी पतनी सविता सुत ता रिपुकौं जिन बाहन कीने ।
शंकरकी पतनी तिन बाहन, ता भ्रषको पति भालमें दीनैं ॥
द्रुहिनकी पतनी तनुजा सब, केत गये कवि सो सुनिलीनैं ।
तुंहि है आदि जुगादि उपावन, तुं द्रग नेंक सबैं जग भीनें ॥ १ ॥

**અર્થ**-શ્રી હરિ જે ભગવાન્ વિષ્ણુ, તેની સ્ત્રી લક્ષ્મીજી, તેને ઉત્પન્ન કરનાર જે સમુદ્ર, તેનાં સુત જે મોતી, તેનો અરિ-ચરનાર જે હંસ, તેનું જેણે વાહન કર્યું છે એવાં જે સરસ્વતી, તેણે, શંકરની સ્ત્રી પાર્વતીના વાહન સિંહનું ભક્ષ જે મૃગ, તેના પતિ ચંદ્રને કપાળમાં ધારણ કર્યો છે, એટલે ચાંદલો કર્યો છે, એવાં સરસ્વતી, બ્રહ્માની સ્ત્રી સાવિત્રીથી ઉત્પન્ન થયાં છે એમ કવિયો કહી ગયા છે. હે સરસ્વતી ! તમે આદિ છો, ચારે યુગાદિકને પણ તમેજ ઉપજાવો છો, અને તમારીજ પ્રસાદ દૃષ્ટિથી બધું જગત્ લીલાલહેર-મય લાગે છે. ૧

### ग्रंथबीज-सोरठा.

यह विधि भयो सुग्रंथ, जानो जाननहार सब ।
विरह प्रेम दोउ मंथ, बन बन ज्यौं ज्वाला बढत ॥ २ ॥

**અર્થ**-જેમ વનને વિશે અન્યોન્ય પરસ્પર વાંસ ઘસાવાથી અગ્નિ પેદા થઈ ઝાળ વધે છે; તેમ વિયોગ અને પ્રેમનું માંહોમાંહે મંથન થવાથી, આ ઉત્તમ ગ્રંથની ઉત્પત્તિ થઈ છે. તે પ્રેમને માત્ર જ્ઞાત માણસો જ જાણે છે. ૨

## કૈલાસ પર્વતની શોભા

### सोरठा.

बढयो प्रेम बिस्तार, कहुं ताको निर्माण करी ।
उच्चरत शिव उचार, प्रथम कथा कैलासकी ॥ ३ ॥

**અર્થ**-જેવી રીતે પ્રેમનો વિસ્તાર વધ્યો તેનું નિર્માણ કરીને, શિવરાત્રિના ઉત્સવ કરવાની જે વાતચીત, શિવ અને પાર્વતી વચ્ચે થઇ, ત્યાંથી આરંભીને, પ્રથમ કૈલાસની કથા કહું છું. પ્રથમ રાધાકૃષ્ણનો વિહાર વર્ણવાનો હેતુ હતો, પરંતુ ગ્રંથકાર અત્ર પોતાના ઉપરજ આખા ગ્રંથની ઘટના કરતાં, પૌરાણિક કથા પ્રસંગ જેવો પ્રસંગ આણી, વિપ્રલંભ શૃંગારનું કાવ્ય કરવાપ્રતિ વળે છે. ૩

## प्रमानिका.

अखंड धाम ईशरं, रजंत रज्जतं गिरं ।
महेश्वरं बिराजितं, सुराजनीतं साजितं; ॥
धरंत जोग ध्यानियं, उभे दशा समानियं ।
प्रियासु पारबत्तियं, जटेश जोग गत्तियं ॥
रमंत रीझ रत्तियं, जुगादि आदि जत्तियं ।
हरम्य रम्य सोहितं, द्रुहीनसें बिमोहितं ॥
दरी अनेक श्रंगियं, रजंत रंग रंगियं ।
झरं झरंत निर्झरं, सलील स्रोत सुभ्भरं ॥
नदी अल्लक्क नद्दियं बहंत घोष सद्दियं ।
पशू गजेंद्र आदियं, बदे म्रगेंद्र नादियं ॥
अढार भार झुल्लियं, अनंत बाग फुल्लियं ।
प्रसन भार झुम्मितं, मधुसु तंतु चुंबितं ॥
सुरंज कुंज लुट्टियं, पिकं मयूर रट्टियं ।
ब्रछ सुबेलि बुट्टियं, बिकास बास लुट्टियं ॥
सुबास सीत धीरियं, सदा बहे समीरियं ।
मराल सारसं सरं, कलीतकंठ उच्चरं ॥
मुनींद्र जोग सद्धियं, बिलोक मोद बद्धियं ।
गिरं गिरं सुरं प्रभा, सुजच्छ किंनरं सभा ॥
गिरा उचार गायका, अनेक नृत्य नायका ।
अगा अगापगा मगं, कृतं कुलाहलं खगं ॥
लखंत इंश्वरं पुरं, ग्रहं ग्रहं पुरंदरं ॥ ४ ॥

**અર્થ**-જેમાં નિરંતર ઇશ્વરનું ધામ છે એવો રૂપા જેવો રમ્ય કૈલાસ પર્વત શોભે છે. ત્યાં શ્રી મહાદેવ બિરાજે છે, ને ત્યાં સારી રાજનીતિ ચાલે

છે. જે યોગનું સમાધીથી ધ્યાન ધરે છે, જેને માન અપમાન બંને સમાન છે, જેની પ્રિયા પાર્વતી છે, જે જટાને ધરનાર છે, યોગ વિદ્યાના ઇશ્વર છે, પ્રસન્ન થઇને પ્રીતિથી પાર્વતી સાથે વિહાર કરનારા છે, જગતના આદિ કારણ છે, યતિ રૂપ છે, એવા શંકર જ્યાં બિરાજે છે. તેવી કૈલાસગિરિમાં મનોહર મેડીઓ શોભે છે. જે જોવાથી બ્રહ્મા જેવા પણ મોહિત થાય છે. ત્યાં અનેક ગુફાઓ અને રંગ રંગનાં શિખરો ઝળહળે છે. જ્યાં પાણીના ઝરણ ઝરીને નદીઓ, પ્રવાહરૂપે વહે છે, જ્યાં કંઇક ધરા ભર્યા છે, જ્યાંથી નંદા અને અલકનંદા નામની નદીઓના પ્રવાહ ધુધવાટ કરતા ચાલે છે, જ્યાં હાથી આદિક અનેક જનાવરો નિર્ભયતાથી વસે છે તથા જેમાં સિંહો ગર્જના કરે છે, જ્યાં અઢાર ભાર વનસ્પતિ ઝુકી રહી છે, અને જેમાં અગણિત બાગ બગીચાઓ ખીલી રહ્યા છે, ફૂલોના ભારથી ડાળિયો નમી ગઇ છે, ભમરાઓ ફૂલના તંતુને રસ પીવા ચુંબન કરે છે, કુંજોમાંથી સુગંધમય રજકણો પવનને લીધે ઉડી ચારે તરફ ફેલાઈ રહી છે, જ્યાં કોયલ તથા મયુર, મધુર સ્વરથી ટહુકારે છે, જેમાં વૃક્ષવેલ અને નાના ફુલઝાડ પ્રફુલ્લિત થવાથી, તેના સુગંધની પરિમળ ફેલાઇ રહી છે, જ્યાં શીત, મંદ અને સુગંધમય એવા ત્રણ પ્રકારનો પવન નિરંતર વાયા કરે છે, જ્યાં હંસ અને સારસ પક્ષીઓ, સુંદર કંઠથી મધુર વાણીથી આલાપ કરે છે, જ્યા મ્હોટા મુનિયો યોગ સાધે છે, અને જેના દર્શનથી આનંદ વધે છે, એવા કૈલાસના દરેક શિખરપર, કાંતિવાળા દેવ, યક્ષ અને કિંનરોની સભાઓ છે. ત્યાં ગવૈયા વાણીનો ઉચ્ચાર કરી ગાય છે, અનેક અપ્સરાઓ નૃત્ય કરી રહી છે અને પર્વતમાંથી નીકળેલી નદીઓના કિનારાપર પક્ષીઓ કોલાહલ શબ્દ કરે છે, એવું શંકરનું નગર કૈલાસપર છે. તે નગરમાં ઘેર ઘેર ઇંદ્ર જેવા શિવગણો શોભે છે. ૪

## પાર્વતીજીની પ્રાર્થના.

### છપ્પય.

महाराज माहेश. वाग कैलास विराजैं ।
उमगा आप समीप. गान गंधर्व कुल साजैं ॥
चारन किन्नर जच्छ. भूत प्रेतादि भयंकर ।
के विराज तिन सभा. केउ कर जोरित किंकर ॥
करि विनय अरज कीनी तहां, महमाया माहेश प्रत ।
महाराज महाराज्ञी निकट, यह पच्छन कीनें महत ॥ १ ॥

**અર્થ**-એક વખતે કૈલાસ પર્વત ઉપર શંકર બાગમાં સભા ભરી વચ્ચમાં આવી બિરાજ્યા હતા, સાથે ઉમયાજી પણ હતાં. તેમની સામે ગંધર્વગણો આવી ગાન કરતા હતા, ચારન, કિન્નર, યક્ષ, ભૂત, અને પ્રેતાદિક ભયંકર આકૃતિવાળા કેટલાક ગણો સભાની વચ્ચમાં બેઠા હતા ને કેટલાક નોકરો હાથ જોડીને ઉભા હતા. તે સમયે દેવી પાર્વતીજીએ, વિનયતાથી વિનંતિ કરી કે, હે પ્રભો! મહારાત્રી શિવરાત્રીનો દિવસ નજીક આવ્યો છે, માટે મહોત્સવ કરવાની તૈયારી કરવી જોઇએ. ૫

## दुहा.

महाराज इक मास प्रति, आवहिंगी महा रैंन ।
बडो महोच्छव कीजियें, सबै बढे सुख चेंन ॥
हरि बेधा सुर असुर नग, किन्नर जच्छ मुनिंद ।
सिंधु नाग दंपति सबै, मिलेंतो महत अनंद ॥
तब हरजू मनहरष भये, उमा अरज सुनि लीन ।
सर्वगती नामा सुगन, उन प्रति आयस दीन ॥६—८॥

**અર્થ**-હે પ્રભો! એક માસ ગયા પછી, આવતા માસમાં મહારાત્રી આવશે, તેનો મ્હોટો ઉત્સવ કરો કે જેથી સર્વના મનમાં આનંદ થાય. ભગવાન વિષ્ણુ, બ્રહ્મા, દેવ, અસુર, પર્વત, કિન્નર, મુનિયો, સમુદ્રો, અને નાગો, એ સર્વે સ્ત્રીઓ સહિત જો અત્ર આવી મળે તો પૂર્ણ આનંદ થાય. ૭ ઉમયાજીની અરજ સાંભળી, શ્રી શંકરે મનમાં અતિ હર્ષિત થઇ, સર્વગતિ નામના ઉત્તમ ગણને બોલાવીને. તેને સર્વ દેવતાઓને આમંત્રણ કરવાને આજ્ઞા કરી. ૬-૮

## छंद मौक्तिकदाम.

सदाशिव आयसके परमान, म्रडा मुखकी उर धारि सुबांन ।
किये स्रवगत्ति बिदाय सुदूत, गयो चलि एक पुरी पुर हूत ॥
गयो चलि एक महा सिंध नग्र, सबें कही बात श्रियंपति अग्र ।
गयो इक ब्रह्म पुरी गन तास. कही प्रति द्रुहिन बात प्रकास ॥
गयो इक नग्र जहां दुर नाद. कह्यो उन श्रीमुखको समवाद ।
गयो इक जंम धरंम सुधाम. लह्यो उन ईश बुलावन नाम ॥
गयो इक सिंधु अपंपति थान, कह्यो उनसें हरको फुरमान ।
गयो इक नाग पुरी निरधार, कह्यो सब आदिसु अन्त बिचार ॥

गयो इक राज जहां नगराज, कह्यो उन शंभु महोच्छव साज ।
गयो इक जच्छसु किन्नर बास, कह्यो महराज बुलावन पास ॥
सबैं वह आयसकों उर धार, मिले महराजजुके दरबार ।
म्रजादिक सेव सबोंहि संभार, करैं गन षोडशही उपचार ॥
करी बिनता बिनता प्रति सेव, महोच्छव रीत रची महदेव ॥ ९ ॥

**અર્થ**–શ્રી શંભુની આજ્ઞા પ્રમાણે તથા પાર્વતીજીના મુખની મનોહર વાણી મનમાં ધારીને, સર્વગતિ નામના ગણે, દેવતાઓને બોલાવવા બીજા દૂતોને મોકલ્યા. તેમાંનો એક દૂત ઇંદ્રપુરીમાં ગયો, એક દૂત વૈકુંઠમાં ગયો ને શ્રી લક્ષ્મીપતિ પાસે શિવરાત્રિના ઉત્સવની વાત કહી; એક દૂત બ્રહ્મ-પુરીમાં ગયો અને બ્રહ્મા પાસે મહોત્સવની વાત કરી શીવજીની આજ્ઞા જણાવી; એક દૂત રાક્ષસોના રાજનગરમાં ગયો અને તેમને શિવ પાર્વતીનો સંવાદ કહ્યો; એક દૂત યમરાજની ધર્મપુરીમાં ગયો અને ત્યાં શિવરાત્રિના ઉત્સવ ઉપર શંકરે બોલાવ્યા છે એમ કહ્યું; એક દૂત સમુદ્રમાં વરૂણ પાસે ગયો ને તેમને આમત્રણ કર્યું: એક દૂત પાતાળમાં નાગલોકમાં ગયો અને તેઓને આદિથી અંત સૂધી, ઉત્સવ સંબંધી વિચાર કહી સભળાવ્યો; એક દૂત પર્વતના રાજા હિમાલયના નગરમાં ગયો અને તેમને શંકરના મહોત્સવની વાત કહી સંભળાવી; એક દૂત કિન્નર અને યક્ષની રાજધાનીમાં ગયો અને તેમને શંકરનો વિચાર જણાવ્યો.

એ પ્રમાણે સર્વે દેવગણોમાં આમંત્રણ કર્યા પછી, તે સર્વે દેવગણોએ શંકરની આજ્ઞા મનમાં ધારીને, કૈલાસ પર્વત ઉપર શિવના દરબારમાં, સર્વે દેવગણો આવી ભેળા થયા. તેઓ સર્વેની મર્યાદાપૂર્વક સભાળ રાખીને, સોળ પ્રકારના ઉપચારથી, શિવગણો સર્વેની પૂજા કરવા લાગ્યા; તેમજ ગણોની સ્ત્રીઓએ. આવેલા દેવતાઓની સ્ત્રીઓની પૂજા કરી. એ રીતે મહોત્સવનો પ્રારંભ થયો. ૯

## કૈલાસપર દેવસમાજ.

दुहो.

आये पुर कैलास सब, दंपति देव अनेक ।
सेव करत शिव जन सकल, एक एक प्रति एक ॥ १० ॥
ग्यान कथा चरचा चले, राग रंग सुविलास ।
आयो तब उच्छव दिवस, सब मन मोद प्रकास ॥ ११ ॥

सांज समय शिवजू सभा, रची तालके रोध ।
तहां सुर मिलि बैठैं सबैं, रजत छांह निग्रोध ॥ १२ ॥

**અર્થ**—કૈલાસપુરીમાં સ્ત્રીઓ સહિત આવેલા દેવોના સત્કારાર્થે પ્રતિ દેવની સન્મુખ એક એક શિવગણ અને દરેક દેવાંગના પાસે અકેકી શિવ ગણ-પત્ની હાજર રહી. એ પ્રમાણે પુજન કરવા લાગ્યાં. એવી રીતે કૈલાસ પર મળેલા સર્વે સુર સમુદાયમાં, કેટલેક ઠેકાણે જ્ઞાન સબંધી ચર્ચા ચાલે છે, કેટલેક ઠેકાણે રાગરંગ એટલે ગાવા બજાવવાનો સંગીત નૃત્યાદિ વિનોદ થાય છે. એમ હમેશાં આનદમય દિવસો વીતે છે. તે દરમિયાનમાં મહાશિવરાત્રીના ઉત્સવનો દિવસ આવ્યો, જેથી સકળ સમાજના ઉરમાં આનંદનો પ્રકાશ થયો. મહારાત્રીને સાંજ સમયે મહાદેવજીએ, સરોવરને કિનારે, વડના છાયા છે તે ઠેકાણે, સભા રચી ત્યારે દેવ, કિન્નર, યક્ષાદિ સર્વ લોક, ઘટિત સ્થાનકે નમન મર્યાદાથી સભામાં બિરાજ્યા. ૧૦–૧૧–૧૨

**छप्पय.**

एक और गिरि शृंग, एक दिसि गंग गहर गति ।
एक और बन बाग, एक रस ताल उच्छरति ॥
बट समीप प्रासाद, उठत नल अंबु चत्र दिस ।
सीत मंद अरु सुरभि, स्वसन गति करत इच्छ बस ॥
सब भिन्न भिन्न सिंगार धरि, तित शंकर कीनी सभा ।
बरनाव करत कैसें बने, परम देव अकलित प्रभा ॥ १३ ॥

**અર્થ**—એક બાજુએ કૈલાસ પર્વતનાં શિખરો ઝઝુમી રહ્યા છે અને એક બાજુએ ગંગાજીનો પ્રવાહ ગંભિરતાથી વહે છે; એક તરફ વન અને ઉપ-વન–બગીચા શોભી રહ્યા છે, અને એક બાજુએ સરોવરનું સુંદર કંચનમય પાણી પવનથી તરંગિત થઇ રહ્યું છે; વડની પાસે સુંદર દેવમંદિરના આંગણામાં ફુવારાનું જળ ચારે તરફ ઉડે છે, અને શીળી, મંદ તથા સુગંધમય એમ ત્રણ પ્રકારની પવનની લહરો ઇચ્છા પ્રમાણે વાય છે. તે ઠેકાણે, શંકરે, મનોહર સભા રચી છે, તેમાં જૂદા જૂદા હીરા, માણેક, પન્નાના શૃગાર સજીને સર્વે દેવો આવી બેઠા છે. તેનું વર્ણન અવર્ણનિય છે, શકરની સભાની કલ્પામાં ન આવે તેવી અકળીત શોભા બની રહી છે. ૧૩

**छप्पय.**

इश बिष्नु बिधि इंद्र चंद्र दिनयर्यंद धर्म यम ।
अगपति अहिपति अंनंत, आपपति आप अनुक्रम ॥

निकषासुत सुधनंद, केऊ रुषिराज बिराजें।
धरें छत्र छहगीर, ठोर ठोरन प्रति छाजें॥
सामीप धरे शिव गन सकल, हुकम प्रति हाजिर रहै।
गंधर्व सुगान नृति नायका, कोन तास उपमा कहैं॥ १४॥

**અર્થ**–ઇશ, વિષ્ણુ, બ્રહ્મા, ઇંદ્ર, ચંદ્ર, દીનકર-સૂર્ય, ધર્મ, યમરાજ, પર્વતાધિપતિ હિમાલય, નાગેંદ્ર તક્ષક અને શેષ, જળપતિ વરૂણદેવ, સાતે સમુદ્ર, નિકષાના પુત્ર સર્વે રાક્ષસો, ધનપતિ કુબેર, વળી કેટલાક મહા મુનિવરો, પોતપોતાના દરજ્જા પ્રમાણે આવી બેઠેલા છે. તેઓના શિરપર ધરાયલા છત્ર ને ઉડતાં ચમ્મરો ઠેકાણે ઠેકાણે છવાઇ રહ્યાં છે, આજ્ઞા ઉઠાવવાને શિવદૂતો-ગણો મર્યાદથી સામે ઉભા રહ્યા છે, ગંધર્વો ગાયન ગાઇ રહ્યા છે, નાયકાઓ નૃત્ય કરી રહી છે; એવા પ્રકારથી કૈલાસ ઉપર દિવ્ય સમાજ ભરાયો છે, તેની ઉપમા કોણ કહી શકે? ૧૪

## दुहा.

उत आभा सुर गान गति, झुकत बाग बन कुंज।
यह कछुयक बरनन करौं, रव विहंग मधु गुंज॥ १५॥

**અર્થ**–એ પ્રકારે મળેલા દિવ્ય સમાજની શોભા કેવી બની છે કે— દેવતાઓ ગધર્વના ગાયનની ગતિમાં લીન થએલા છે, અને બાગ બગીચા તથા વન વૃક્ષો અને કુંજોમાં લતાઓ નવપલ્લવ થઇ રહી છે. ત્યાં અનેક પ્રકારના પક્ષીઓ મધુર સ્વરે બોલે છે. અને ભમરાઓ ગુંજારવ કરે છે જેનું સાહેજ વર્ણન કરીએ છીએ. ૧૫

## सभामंडप वर्नन. भुजंगप्रयात.

बसंता गमं कुंजके पुंज फुल्ले, झुके मंजुलं मंजरी भ्रंग झुल्ले।
मधू माधवी चंपकं अंब मोरं, कली केतकी कुंद फंदा झकोरं॥
हरी उमरी बेलि खिले हजारि, तुरा जाहि जासुल्ल तैसी तजारी।
तरं केसरं ब्रच्छ नालं तमालं, लता नागबेली चमेली सुलालं॥
जुहि निंब अन्नार नारिंग जंभं, थली बकुली निर्मली रंभ थंभं।
बदें चातुकी कोकिला मोर बांनी, प्रसारे फुहारे झरे पात पानि॥
लता बाग नीठं मरं लेर लागे, भरे नीर पुरं समीरं त्रिभागं।
चकं चक्तकं सारसं कोक बृंदं, मधू मंडिय कंज केऊ कुमदं॥

झिली दद्दरं मद्द नद्दं झनक्के, तरं मंजरं नीर के तीर तक्के ।
नए रंगसें चित्र थंभा नवीनौ, तहां राजितं देव दीवान कीनौ ॥
समाजं कला गान संगीत साधै, उभै मेक ग्रामं सुरं लोक आधैं ।
म्रदंगानके द्वादशं कीन मोरें, तंत्री आदिदे तार वज्जे टकोरें ॥
चत्रं पंच दोही जुकत्ती उचारें, सतं मुच्छेना तीन बीद्या त्रितारें ।
षटं पंच रागं त्रिया राग षट्टं, दुअं चत्र अठ्ठं ध्रुवा लाग दट्टं ॥
अदोसं दसं तार आलाप अठ्ठं, सधें गानके तान चोबीस सठ्ठं ।
अरोही सुरोही सुचाही असत्तं, मुगानं दशं अष्ट तालं समस्तं ॥
खरे भ्रत्य खासे सभा खास खेलं, करे प्रेम बत्तं कथा काम केलं ॥ १६ ॥

**અર્થ**—વસંત ઋતુ બેસવાથી કુંજનો સમૂહ પ્રફુલ્લિત થઇ રહ્યો છે; નમેલી સુંદર મંજરીપર સુગંધ લેવા આવી બેઠેલા ભમરાઓ ગુંજારવ કરે છે; મધુમાધવી, ચંપો, ને આમ્રવલ્લી ખીલી રહ્યાં છે; કેવડો ને ડોલરનાં ફૂલના ગુચ્છાઓ, પવનના સપાટાથી ઝૂલી રહ્યા છે; ને ચંદન, ઉમરો, વેલિ અને ગુલજાર ખીલી રહ્યાં છે તેમજ વળી ગલતુરા, જાઇ, જાસૂદ, તજારો, કેસર, તાડ, તમાલ, લતા, નાગરવેલ, ચમેલી, ગુલ્લાલા, જુઇ, લીંમડો, દાડિમ, નારંગી, જંબીર, સ્થલ કમલ, બકુલ, નિર્મળી અને કેળવૃક્ષના સ્થભો આદિક, અને ફૂલ ફળો સહિત વૃક્ષો પણ, પૂર્ણ રીતે શોભી રહ્યાં છે;તેમાં વધારો કરવાને ચાતક, કોયલ, મોર વગેરે અનેક પક્ષીઓ મધુરી વાણીથી બોલી આનંદ ઉપજાવે છે: અને ફુવારાનું પાણી ઉડી આસપાસનાં ઝાડોને પલાળી મુકે છે તેથી વૃક્ષોનાં પાંનડાંમાંથી પાણી ઝરે છે, તે અતિ શોભાને આપે છે. લતામંડપ તથા બગીચાની પાસેજ સરોવરનાં પાણીનાં મોજાં કાંઠે આવી અફળાય છે; નગરના લોકો પાણી ભરે છે; તેમજ શીત, મંદ અને સુગંધમય એવાં ત્રણે ભાગે સરખો પવન વાય છે; બગલા, બતક, સારસ અને ચકવા પક્ષીઓનાં વૃન્દો શોભે છે; ભમરાઓ કમળપર મધુરસ પીવા લાગ્યા છે, તેમજ વળી કેટલાક કુમુદ પુષ્પપર બેઠા છે; તમરાં અને દેડકા મદમસ્ત બની, ઝણઝણાટ નાદ કરે છે; ઝાડની શાખાઓ, મંજુરીના ભારથી નમીને જળ સ્પર્શ કરી રહી છે અને જ્યાં સભામંડપમાં વિધ વિધ પ્રકારના રંગથી ચિત્રેલા નવીન સ્તભ શોભે છે, એવી રમણીય જગોએ, દેવ સમાજ મળેલો હતો. તે દેવ સભામાં સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે ગાયનની ધુન મચી રહી હતી. ત્રણ ગ્રામ, અને લોક એટલે ૧૪ થી અર્ધ સ્વરો સાથે ગાયન થઇ રહ્યું હતું. બાર

પ્રકારના મોહોરાથી મૃદંગ વીણા આદિ વાજીંત્ર વાગી રહ્યાં હતાં. સુંદરીના તાલ ટંકોરીથી મધુર ચાર ને પાંચ (નવ ને બે) એટલે અગીયાર યુક્તિઓથી એકવીશ મુર્ચ્છનાનો થઇ રહી હતી. ત્રીશ રાગિણી અને ૭ રાગ, ચોસઠ કળા સહિત, દશ પ્રકારના દોષ રહિત, આઠ પ્રકારના આલાપ સાથે, ચોરાશી પ્રકારના તાનથી, સ્વરના આરોહ અવરોહથી, અઢાર પ્રકારના તાળ સાથે, સુંદર ગાયન ચાલી રહ્યું હતું. સમાજમાં સારા સારા, ખાસ કામને માટે, શિવગણો મર્યાદાથી ઉભા હતા ને સર્વે દેવગણો પ્રેમની વાતોમાં કામ ક્રીડાની ચર્ચા ચલાવી ચલાવી વિનોદ કરતા હતા. ૧૬

## दुहो.

और बाग शिवको सभा, उमा औरही बाग ।
एक एक हूंतें सरस, नृत्य भेद रस राग ॥ १७ ॥

**અર્થ**—એક શિવનો બાગ, અને બીજો ઉમાનો બાગ હતો. એ બાગ એકબીજાથી ચઢીયાતા હતા અને તેમાં નાના ભેદવાળાં રસ અને રાગયુક્ત નૃત્ય થઇ રહ્યાં હતાં. ૧૭

## सोरठा.

आप आप रस रीत, बाग बाग प्रति देव चय ।
नृत्य भेद संगीत, ठोर ठोर प्रति देखियत ॥ १८ ॥

**અર્થ**—દેવલોકની તે સભામાં આપ આપના રસ પ્રમાણે સંગીતના ભેદથી નૃત્ય થઇ રહ્યું હતું અને ઠેક ઠેકાણે તેના વિધ વિધ ભેદ બતાવવામાં આવતા હતા. ૧૮

## उत्सव वर्णन. मोतीदाम छंद.

जहां जहां धात धरा भृत शृंग, जहां तहां बोलत बृच्छ बिहंग ।
जहां तहां भूत पिशाचन झुंड, जहां तहां होम हुताशन कुंड ॥
जहां तहां छंद उच्चार ब्रतीत, जहां तहां अप्सर गीत संगीत ।
जहां तहां नृत्य मिले त्रिदिवेश, जहां तहां मंत्र उच्चार महेश ॥
जहां तहां आपहि आप समान, जतां तहां सोहैं सभा सुभ थान ।
जहां तहां डोलत देव बिमान, जहां तहां गंध्रव साधत गान ॥
जहां तहां बाजत बीन म्रदंग, जहां तहां किन्नर चंग उपंग ।
जहां तहां तांमुरि सिंगि पिनाक, जहां तहां डोरु बजै डफ डाक ॥

जहां तहां कंबु सुझल्लर नद्द, जहां तहां नोबत पंचस सब्बद्द ।
जहां तहां पूजन पंच प्रकार, जहां तहां षोडसही उपचार ॥
जहां तहां बृंद बधू बिबुधेश, जहां तहां किन्नर जच्छ सुवेस ।
जहां तहां आसुरि नागनि नग्य, सुपूजित त्रंबक अंबिक जग्य ॥ १९ ॥

**અર્થ**–કૈલાસ પર્વત ઉપર ઠેકઠેકાણે સોના રૂપાદિક ધાતુનાં શિખરો, ઠેકઠેકાણે વૃક્ષોપર પક્ષીઓ, જ્યાં ત્યાં ભૂત તથા પિશાચનાં ટોળાં તથા ઠેકઠેકાણે હોમ હવન કરવાના કુંડોમાં અગ્નિ થયા હતા, ઠેકઠેકાણે વ્રતધારી બ્રાહ્મણોના વેદોચ્ચાર થતા હતા. વળી ઠેકઠેકાણે અપ્સરાઓ સંગીત શાસ્ત્ર પ્રમાણેનાં ગાન કરતી હતી ને ઠેકઠેકાણે દેવતાઓના સમૂહ, તથા જ્યાં ત્યાં શંકરના મંત્રનો ધ્વની થઇ રહ્યો હતો. ઠેકઠેકાણે દેવની સાથે દેવ, નાગની સાથે નાગ, એમ સરખે સરખા મળી બેઠા હતા. એ પ્રમાણે જગે જગ સભાઓ અને સુંદર સ્થળો શોભી રહ્યાં હતાં. વળી ઠેકઠેકાણે દેવ વિમાનો ડોલી રહ્યાં હતાં, જગેજગ ગધર્વો સંગીતાદિ ગાયનની સાધના–ઉપાસના કરી રહ્યા હતા. વળી ઠેકાણે ઠેકાણે વીણા અને મૃદંગ વાગી રહ્યાં હતાં. ઠેકઠેકાણે કિન્નરો ચંગ અને ઉપગ નામનાં વાદ્ય વગાડી રહ્યા હતા, તેમજ ઠેકઠેકાણે વાંસળી, શૃંગી અને પીનાક નામનાં વાજાંના ઘોર નાદ થઇ રહ્યા હતા. ઠેકઠેકાણે ડાક, ડમરૂ, તથા ડફ વાગતાં હતાં. ને ઠેકઠેકાણે શખ તથા ઝાલરના નાદ થતા હતા અને ઠેકઠેકાણે નગારાં તથા પચ વાજાના શબ્દ ગડગડી રહ્યા હતા. પાંચ પ્રકારે મહાપુજા–ષોડ્શોપચાર પૂજાનું કામ ચાલતાં, ઠેકઠેકાણે દેવાંગનાઓ તથા દેવોનો સમુહ કિન્નર અને સુંદર વેશવાળા યક્ષો, પ્રસન્ન થઇ ઉભેલા હતા. તેમજ ઠેકઠેકાણે અસુરની સ્ત્રીઓ, નાગણો, પર્વતની સ્ત્રીઓ વિગેરે મળીને શિવ પાર્વતીની પૂજા કરતાં હતાં. ૧૯

## दुहो.

डोर नटी क्रमचार* गति, सारु कीर मन रंज ।
गान तान कुवलयहुपै, करत किलालप गुंज ॥ २० ॥

**અર્થ**–નટની સ્ત્રીની ગતિ જેમ દોર ઉપર છે, તેમ અનુક્રમે ચાર જણા ગતિ કરે છે, મેના અને પોપટનું ધ્યાન સર્વેને રાજી કરવામાં છે, ગવૈયાનું ધ્યાન તાન એટલે સપ્ત સ્વરોના આલાપમાં છે અને ભમરાઓનું ધ્યાન કમળપર ગુંજારવ કરવામાં છે. અર્થાત્ દોર ઉપર નટની સ્ત્રીઓ હેરતમાં નાખે એવા અજાયબ ખેલો કરી બતાવે છે, ક્રમચાર મલ્લ ઘણા દાવપેચ ખેલી કસરત અને કુસ્તી કરી બતાવે છે, મેનાં પોપટ આદિ પક્ષીઓ પોતાના મધુર સ્વરથી સર્વના આનંદમાં વધારો કરે છે, તથા ગવૈયાઓ મધુર કંઠથી ગાઇ પોતાના સાજના

ટપાથી સર્વ સમાજમાં આનંદ આનંદ વર્ત્તાવી રહ્યા છે, તથા ભમરાઓ કમળપર ચારે તરફ ગુંઉઉ ગુન્જારવ કરે છે. ક્રમચાર એટલે મલ્લ. भैंसा मेढा भूपती, कुक्कड ने क्रमचार । लाडायाथी पाछा लटे, तो नर पंचे नादार ॥ २०

## दुहा.

धूम धाम दिशि दिशि लगी, मह निशि जाग्रन होत ।
चहुं दिस लगी चिराक मनु, अर्क कोटि उद्योत ॥ २१ ॥
तबहि हर्षि गन गनवधु, हर हजूरमह लीन ।
आज निशा हाजर रहन, निज मुख आयस दीन ॥ २२ ॥

**અર્થ**-શિવરાત્રિનું સર્વે મળી જાગરણ કરે છે, તેથી તમામ દિશાએ ધામધૂમ મચી રહી છે, અને ચારે દિશાઓ તરફ દીવા કરેલા છે, તે જાણે કરોડો સૂર્ય સાથે ઉગ્યા હોય એમ શોભે છે. તે વખતે શંકરે રાજી થઇને, સર્વે ગણો અને તેમની સ્ત્રીઓને હજુરમાં બોલાવી કહ્યું કે, આજની રાત સર્વે અત્ર હાજર રહેજો-એમ પોતે આજ્ઞા કરી. ૨૧-૨

## शापप्रसंग-दुहा.

एक भृत्य हर महत हित, नाम विचित्रानंद ।
उत आवन चूक्यो सुरत, उभें भई मति मंद ॥ २३ ॥
चित्रकला त्रिय हेत रति, मगन भयो मदपान ।
बस बिलास चूक्यो सुरत, हर हजूरकी जांन ॥ २४ ॥

**અર્થ**-જે નિરંતર શંકરનો હિતચિંતક અને તેમની કૃપાથી મોટી પદવીને પામેલો એક વિચિત્રાનદ નામનો ગણ અને તેની સ્ત્રી, બંને કામવશ હોવાથી મંદ બુદ્ધિનાં થઇ સભામાં આવવાને શ્રી શંકરે આપેલા હુકમની યાદ ભુલી ગયાં. તે પોતાની અતિ વ્હાલી ચિત્રકળા નામની સ્ત્રીના પ્યારમાં લુબ્ધ બની, મદ્યપાન કરી, રતિ વિલાસમાં આનંદિત થયો અને એમ ભોગને વશ થવાથી શકરની સભામાં આવવાનુ ભુલી ગયો. ૨૩-૨૪

## छप्पय.

उहीं वखतमहि उग्र, याद उनहींकौं कीनौं ।
करि किंकर दिशि दृष्टि, नांउ विचित्रानंद लीनौ ॥
उनहींमें रिपुभाव, उतें विकटानंद ठाढे ।
सुनत ईश उच्चार, मोद मनमें अति बाढे ॥

अनुमान समय कीनी अरज, महाराज वह है नहीं।
तिय चित्रकला रतिसें रसिक, मगन महारस मेंनहीं॥ २५ ॥

**અર્થ**–તે સમયે તેના દુર્ભાગ્યને લીધે, શંકરે તેનેજ યાદ કર્યો, અને જે બાજુએ સેવકજનો હાજર હતા તે તરફ નજર કરીને, વિચિત્રાનંદનું નામ લીધું. વિકટાનંદ નામનો ગણ પાસે હતો તેને વિચિત્રાનંદ સાથે વૈરભાવ હોવાથી, શંકરનું વચન સાંભળી, મનમાં ઘણોજ રાજી થયો અને બરાબર સમય છે, એમ ધારી કહ્યું કે, હે મહારાજ ! એ વિચિત્રાનંદ આવ્યો નથી. તે પોતાની સ્ત્રી ચિત્રકળાની સાથે કામક્રીડામાં સંતુષ્ટ થઇ ઘેર રહેલો છે. ૨૫

## दुहा.

बिकटानंदकी बांनि सुनि, कछुक छोह मन धार ।
सुनत सभा सामीप जन, करचो ईश उच्चार ॥ २६ ॥
उनकौं आजहिंकी निशा, सुख संयोग सनेह ।
प्रातहुतें बहु काल लगि, पहैं ब्रहैं दुःख देह ॥ २७ ॥

**અર્થ**–વિકટાનંદનું બોલવું સાંભળી, મનમાં સહેજ ક્રોધ આણી, સભા સમક્ષ સર્વે સાંભળે તેમ, શંકર આ પ્રમાણે બોલ્યા: "એ બને જણાની આજનીજ રાત સુખ, સંયોગ અને સ્નેહમાં જશે; પરંતુ પ્રાતઃકાળથી, ઘણા કાળ સૂધી તેઓ પોતાના દેહે વિરહ વેદનાને ભોગવશે." ૨૬–૨૭

## चोपाई.

सुनत एक शिवकी मुख बानि, सभा सकल करुना मन आनि ।
महादेव मनमैं मुरझाये, कहा प्रसंग बिकटानंद लाये ॥
बिकटानंद मोद मन बाढचो, सहज आपको कारज साध्यो ।
एक एक प्रति उचरत बानी, जित तित उकती आपकी जानी ॥
उमा दासि पुण्पावति प्यारी, चित्रकलासैं अति हितकारी ।
वह सुनि वात महा दुःख पाई, चित्रकलाके निलय सिधाई ॥
जाय झरोखनके तट टेरी, एहो भटु अरज सुन मेरी ।
चित्रकला बानी सुनि बोली, अंदर लई देहरी खोली ॥२८॥

**અર્થ**–શંકરના મુખથી ભયકર શાપની વાણી સાંભળીને, સર્વે સભાના અંતરમાં દયા ઉપજી અને મોટા મોટા દેવો મનમાં મુઝવાઇ કહેવા લાગ્યા કે, આ વખતે વિકટાનદે કેવો પ્રસંગ આણ્યો છે? પરંતુ વિકટાનંદ મનમાં હર્ષિત

ટપાથી સર્વ સમાજમાં આનંદ આનંદ વર્ત્તાવી રહ્યા છે, તથા ભમરાઓ કમળપર ચારે તરફ ગુંઉઉ ગુન્જારવ કરે છે. ક્રમચાર એટલે મલ્લ. भैसा मेढा भूपती, कुकड ने क्रमचार । लाडायाथी पाछा लटे, तो नर पंचे नादार ॥ २०

## दुहा.

धूम धाम दिशि दिशि लगी, मह निशि जाग्रन होत ।
च़हुं दिस लगी चिराक मनु, अर्क कोटि उद्योत ॥ २१ ॥
तबहि हर्षि गन गनवधु, हर हजूरमह लीन ।
आज निशा हाजर रहन, निज मुख आयस दीन ॥ २२ ॥

**અર્થ**-શિવરાત્રિનું સર્વે મળી જાગરણ કરે છે, તેથી તમામ દિશાએ ધામધૂમ મચી રહી છે, અને ચારે દિશાઓ તરફ દીવા કરેલા છે, તે જાણે કરોડો સૂર્ય સાથે ઉગ્યા હોય એમ શોભે છે. તે વખતે શંકરે રાજી થઇને, સર્વે ગણો અને તેમની સ્ત્રીઓને હજુરમાં બોલાવી કહ્યું કે, આજની રાત સર્વે અત્ર હાજર રહેજો-એમ પોતે આજ્ઞા કરી. ૨૧- ૨

## शापप्रसंग-दुहा.

एक भृत्य हर महत हित, नाम विचित्रानंद ।
उत आवन चूक्यो सुरत, उमें भई मति मंद ॥ २३ ॥
चित्रकला त्रिय हेत रति, मगन भयो मदपान ।
बस बिलास चूक्यो सुरत, हर हजूरकी जांन ॥ २४ ॥

**અર્થ**-જે નિરંતર શંકરનો હિતચિંતક અને તેમની કૃપાથી મોટી પદ-વીને પામેલો એક વિચિત્રાનંદ નામનો ગણ અને તેની સ્ત્રી, બને કામવશ હોવાથી મંદ બુદ્ધિનાં થઇ સભામાં આવવાને શ્રી શંકરે આપેલા હુકમની યાદ ભુલી ગયાં. તે પોતાની અતિ વ્હાલી ચિત્રકળા નામની સ્ત્રીના પ્યારમાં લુબ્ધ બની, મદ્યપાન કરી, રતિ વિલાસમાં આનંદિત થયો અને એમ ભોગને વશ થવાથી શંકરની સભામાં આવવાનુ ભુલી ગયો. ૨૩-૨૪

## छप्पय.

उहीं वखतमहि उग्र, याद उनहीकौं कीनौ ।
करि किंकर दिशि दृष्टि, नांउ विचित्रानंद लीनौ ॥
उनहीसें रिपुभाव, उतें विकटानंद ठाढे ।
सुनत ईश उच्चार, मोद मंनमै अति बाढे ॥

अनुमान समय कीनी अरज, महाराज वह है नही।
तिय चित्रकला रतिसें रसिक, मगन महारस मेंनहीं ॥ २९ ॥

**અર્થ**-તે સમયે તેના દુર્ભાગ્યને લીધે, શંકરે તેનેજ યાદ કર્યો, અને જે બાજુએ સેવકજનો હાજર હતા તે તરફ નજર કરીને, વિચિત્રાનંદનું નામ લીધું. વિકટાનંદ નામનો ગણ પાસે હતો તેને વિચિત્રાનંદ સાથે વૈરભાવ હોવાથી, શંકરનું વચન સાંભળી, મનમાં ઘણોજ રાજી થયો અને બરાબર સમય છે, એમ ધારી કહ્યું કે, હે મહારાજ ! એ વિચિત્રાનંદ આવ્યો નથી. તે પોતાની સ્ત્રી ચિત્રકળાની સાથે કામક્રીડામાં સંતુષ્ટ થઇ ઘેર રહેલો છે. ૨૫

## दुहा.

बिकटानंदकी बांनि सुनि, कछुक छोह मन धार ।
सुनत सभा सामीप जन, करचो ईश उच्चार ॥ २६ ॥
उनकौं आजहिकी निशा, सुख संयोग सनेह ।
प्रातहुतें बहु काल लगि, पहैं ब्रहैं दुःख देह ॥ २७ ॥

**અર્થ**-વિકટાનંદનું બોલવું સાંભળી, મનમાં સહેજ ક્રોધ આણી, સભા સમક્ષ સર્વે સાંભળે તેમ, શંકર આ પ્રમાણે બોલ્યા: "એ બંને જણાની આજ-નીજ રાત સુખ, સંયોગ અને સ્નેહમાં જશે; પરંતુ પ્રાતઃકાળથી, ઘણા કાળ સૂધી તેઓ પોતાના દેહે વિરહ વેદનાને ભોગવશે." ૨૬-૨૭

## चोपाई.

सुनत एक शिवकी मुख बानि, सभा सकल करुना मन आनि ।
महादेव मनमैं मुरझाये, कहा प्रसंग बिकटानंद लाये ॥
बिकटानंद मोद मन बाढचो, सहज आपको कारज साध्यो ।
एक एक प्रति उचरत बानी, जित तित उकती श्रापकी जानी ॥
उमा दासि पुष्पावति प्यारी, चित्रकलासैं अति हितकारी ।
वह सुनि वात महा दुःख पाई, चित्रकलाके निलय सिधाई ॥
जाय झरोखनके तट टेरी, एहो भटु अरज सुन मेरी ।
चित्रकला बानी सुनि बोली, अंदर लई देहरी खोली ॥२८॥

**અર્થ**-શંકરના મુખથી ભયંકર શાપની વાણી સાંભળીને, સર્વે સભાના અંત-રમાં દયા ઉપજી અને મોટા મોટા દેવો મનમાં મુઝવાઇ કહેવા લાગ્યા કે, આ વખતે વિકટાનંદે કેવો પ્રસંગ આણ્યો છે? પરતુ વિકટાનંદ મનમાં હર્ષિત

થયો, કેમકે તેણે પોતાનું ધારેલું કામ સિદ્ધ કર્યું હતું. સર્વ ઠેકાણે શાપની વાત જાહેર થઇ ગઇ. તે સમયે મહામાયા શ્રી પાર્વતીજીની ઘણીજ વ્હાલી, પુષ્પાવતી નામે એક કિંકરી, જે ચિત્રકળાની સહિયર થતી હતી તે, આ વાત સાંભળી, દુઃખ પામી ચિત્રકલાને ઘેર ગઇ. ગોખ નીચે જઇ તે બોલી કે– 'કામક્રિડામાં લીન સખિ! દ્વાર ઉઘાડ!' પ્રિય સખીનું વચન સાંભળી ચિત્રકળા એકદમ ઉઠી અને દ્વાર ઉઘાડી પુષ્પાવતીને અંદર બોલાવી. ૨૮

## सोरठो

चित्रकला पति दोय, बिबश बारुनी रस बने ।
बूझन लागे सोय, कहांसु आये आप इत ॥ २९ ॥

**અર્થ**–ચિત્રકળા અને તેનો પતિ વિચિત્રાનદ બેઉ જણાં આ વખતે મદ્યપાનથી પરાધીન હતાં. તે પુષ્પાવતીને પૂછવા લાગ્યાં કે, તમે ક્યાંથી અને કેમ આવ્યાં? ૨૯

## उद्धोर छंद.

पुष्पावती बोलन चाइ, एते बीच गल गहिराइ ।
नैनां बार लागी धार, कीनी नीठही उच्चार ॥
दीनो ईश उच्छव याद, भाष्यो श्रापको संबाद ।
लागी बांनि चेरी कान, भूमी परैं ज्यौं बिनु प्रान ॥
होय सचेत बूझ्यो फेर, बहु पछिताय तिनही बेर ॥ ३० ॥

**અર્થ**–પુષ્પાવતી બોલવા ઇચ્છતી હતી, પરંતુ બોલતાં બોલતાં તેનો કંઠ રુંધાઇ ગયો અને આંખોમાં આંસુનાં પુર આવી જવાથી, તેનાથી કંઇ પણ બોલાયું નહિ. ઘણી મહેનતે ધીરેથી તેણે શંકરના ઉત્સવનું સ્મરણ આપી, તેમને શાપ થયાની વાત કહી, તેનાં વચન સાંભળી પ્રાણ ન હોય તેમ તેઓ ધરણી ઉપર ઢળી પડયાં અને ઘણી વારે મૂર્છા વળી ત્યારે પશ્ચાત્તાપ કરતાં કરતાં તેમણે પુનઃ પુષ્પાવતીને તે હકીકત પુછી. ૩૦

## दुहो.

सुर दंपति यौं उच्चरत, सुन पुष्पावति सोय ।
श्रीशंकरको श्राप हुव, क्यौंसु निवारन होय ॥ ३१ ॥

**અર્થ**–તે દેવદંપતી બોલ્યાં કે, 'હે પુષ્પાવતિ! થવાનું હતું તે થયું, પરંતુ બોલ કે, શ્રી શંકરનો શાપ કોનાથી નિવારણ થઇ શકશે?' ૩૧

## दुहा.

तब पुष्पावति यौं कहत, औरन लक्ष्छू उपाय ।
मिटैं आपकों ताप सब, उमा आराधो जाय ॥ ३२ ॥
गये तहां गन गन बधू, जहां कपर्दी नारि ।
पद बंदन करिकें प्रथम, अस्तुति करी उचारि ॥ ३३ ॥

**અર્થ**–ઉત્તરમાં પુષ્પાવતી બોલી કે, 'એનો બીજો કોઇ ઉપાય નથી, પરંતુ ઉમિયાજી પાસે જઇ, તેમને આરાધી પ્રસન્ન કરો તોજ તમારા શાપનો સર્વ સંતાપ મટે.' પછી શંકરની સ્ત્રી ઉમિયાજી સભા ભરી બેઠાં હતાં ત્યાં, વિચિત્રાનંદ તથા તેની સ્ત્રી ચિત્રકળા ગયાં, અને પ્રથમ ચરણારવિંદનું વંદન કરી નમ્રપણે સ્તુતિ કરવા લાગ્યાં. ૩૨–૩૩

## उमास्तुति–सवैया.

सोइ बडो सबतें जगमैं नर, उग्र अद्रिष्ट उहि जग पाय ।
बाक्य बिसारद नारदसो शुक, बारदके पति देखि सराह्य ॥
जो सुलतानि जहैं मनमें तो, सोई छनमैं सुलतान कहाय ।
व्हैं भ्रतपें जगमातु क्रुपा जुत, तेरि कटाच्छ हुमायुकी छांय ॥ ३४ ॥

**અર્થ**–હે જગન્ માતા ઉમયાજી ! આ જગતમાં સર્વથી શ્રેષ્ઠ તમારાં કૃપાયુક્ત કટાક્ષ જેનાપર છે તેજ જન મહાભાગ્યશાળી ગણાય છે; અને વાક્ય રચનામાં પંડિત એવા નારદ, શુક, મેઘના પતિ ઇંદ્ર વિગેરે પણ તમારાં ગુણનું ગાન કરે છે; વળી તમારા સેવક જો મનમાં સુલતાની ઇચ્છે તો તે તેજ ક્ષણે તેઓ સુલતાન કહેવાય. હે જગદંબા ! અમો દીન સેવકપર તમો કૃપા કરો, કારણ તમારી કૃપાનાં કટાક્ષ, *હુમાયુ પક્ષીની છાયા જેવાં મંગળ ફળ આપનારાં છે. ૩૪

---

* હુમાયુ આ એક અજબ જાતનું પક્ષી અર્વાચીન સાહિત્યમાં વર્ણવાયું છે. યૂરપના 'ફિનિક્ષ'ની માફક એના સંબંધે એમ કહેવાય છે કે, તે અગ્નિમાં પડી બળી મરે છે અને સ્વાતિનાં જળબિંદુ પડતાં પુનઃ ઉત્પન્ન થાય છે. હુમાયુનાં નરમાદા યુગ્મે હોય છે એટલે કે, નરને એક પગ, એક પાંખ અને માદાને એક પગ અને એક પાંખ. પાર્શ્વમાં આંકડો હોય છે તેથી તેઓ સંયુક્ત રહી, બે પગે ફરે છે અને સંયુક્ત રહી, બે પાંખથી ઉડે છે. પ્રાચીન સાહિત્યના 'કલ્પવૃક્ષ'-ની માફક એના સબંધે વળી એમ પણ માનવામાં આવે છે કે, જે માણસના ઉપર 'હુમાયુ'ની છાયા પડે તે માણસ ત્રણ ઘડી, ત્રણ પ્રહર અથવા ત્રણ દિવસમાં રાજા થાય.

दुहा–मात सुद्रष्टि प्रतापतें, मिटें जु अघ दुख ओघ ।
सुख संपाति धृति संपजैं, आपें बचन अमोघ ॥ ३५ ॥
अमपें श्री महाराज हर, कही श्रापकी बान ।
माता तुमपें होतहें, मुसकलही आसान ॥ ३६ ॥

અર્થ–હે માજી, તમારી કૃપાદૃષ્ટિના પ્રતાપથી, પાપ અને દુઃખના મહા મોટા ઓઘ હોય તે પણ ટળે છે, તેમજ સમૃદ્ધિ અને ધીરજ પ્રાપ્ત થાય છે, કારણ કે ફળદાયક વચન પોતાની મેળે પ્રાપ્ત થાય છે. હે દેવિ! અમારા ઉપર મહારાજ શ્રી શંકરે જે શાપની વાણી કહી છે, તે હે માતુશ્રી! મટવી મુશ્કેલ તો છે, પણ આપનાથી કંઇક ઓછી થઇ શકશે. ૩૫–૩૬

## उमाउक्ति–सोरठा.

तमसैं भइ जु चुक, अचल चले नहिं हर बचन ।
करिहौं अरज अचूक, मैं तुम कारन जायकें ॥ ३७ ॥

અર્થ–ઉમિયાજી કહે છે કે—તમારાથી જે ભૂલ થઇ છે, અને તેથી જે શાપ પામ્યાં છો, તે શંકરનાં વચન કોઇથી મિથ્યા થાય તેવાં નથી, તોપણ તમારે વાસ્તે હું ઇશ પાસે જઇ વિનંતિ કરીશ. ૩૭

छप्पय–सुनि गन दंपति करज, उमा करुना चित लाये ।
सुख आसन आरोहि, जीहां हर तीहां सिधाये ॥
करी अरज कर जोर, आपकों एह न उचित ।
भलो बुरो निज दास, कहो कितियक इनकी मत ॥
यह चूक दंड लायक तऊ, सुनहु बिनय; असरन सरन ।
भव एक मनुज विरहा भुगति, फिर प्रापति व्हैं तुम चरन ॥३८॥

અર્થ–શિવગણ વિચિત્રાનંદ તથા તેની સ્ત્રીની શોકયુક્ત પ્રાર્થના ધ્યાનમાં લઇ, પાર્વતીજી પોતાના મનમાં દયા લાવી, સુખાસને આરૂઢ થઇ, શંકર જ્યાં સભા ભરી બેઠા હતા ત્યાં ગયાં, અને કરજોડી પ્રાર્થના કરીને કહ્યું કે–'હે મહારાજ! સહેજ દોષ માટે આ દંપતીને આપે શાપ દીધો તે આપને ઉચિત નથી, કેમકે એ ગમે તેવાં પણ આપનાં સેવક છે. વળી એમની બુદ્ધિ કેટલી? એમણે ચૂક કરી તેથી દંડને પાત્ર છે; તોપણ અશરણના શરણ! મારાં દીન અને નમ્ર વચન સાંભળો. એક ભવ સુધી મનુષ્ય લોકમાં વિયોગનું દુઃખ ભોગવી ફરી તમારા ચરણકમળને વિશે આવે, એમ કૃપા કરી શાપનું નિવારણ કરવું ઘટિત છે.' ૩૮

दुहो–तुम फुरमायो काल बहु, सो अब करियैं माफ ।
याको सुच्छम कालमैं, होय निवारन श्राप ॥ ३९ ॥

**અર્થ**–'હે મહારાજ! આપે એને ઘણા કાળ પર્યંત વિયોગ દુઃખ ભોગવવાનું કહ્યું છે, તે હવે કૃપા કરીને ક્ષમા કરો, તથા એનો થોડા વખતમાં શાપ નિવારણ થાય એવી કૃપા કરો.' ૩૯

## शापनिवारण–दुहो.

उमया करुनामय निरखि, हरप भयो तिहु नैंन ।
आवैगे तुम ल्यायेतें, यौं हर जंपे बैंन ॥ ४० ॥

**અર્થ**–આવી રીતે ઉમિયાજીને કરુણામય દેખી, ત્રણ નેત્રવાળા શંકરને અતિ હર્ષ ઉપજ્યો અને બોલ્યા કે, 'હે પાર્વતીજી! તમારા આવવાથી, ઇચ્છા પ્રમાણે તેઓ અત્રે આવશે.' ૪૦

## चोपाइ.

श्री उमया निज थानक आये, सकल कथा गनकौं समुझाये ।
बीती निशा प्रात दरसाये, सकल सुरासुर धाम सिधाये ॥
गन गनप्रिय सुर देहसु छंडे, मनुजे लोक अवतारसु मंडे ।
पुष्पावती प्रेम तस बंधी, मनुज देह उन संग निमंधी ॥ ४१ ॥

**અર્થ**–એવી રીતે શ્રી શંકર પાસે પ્રાર્થના કરી, શાપનું નિવારણ કરી, પાર્વતીજી પોતાને સ્થાનકે આવ્યાં તથા શિવ સભામાં બનેલી સર્વે વાત ગણને કહી સંભળાવી. રાત વીતિ ગઇ અને સવાર થયું એટલે દેવ અને દાનવો સર્વે પોતપોતાને સ્થાનકે ગયા, અને શાપ પામેલા ગણ તથા તેની સ્ત્રી, બન્ને જણે દેવ શરીર છોડી, મનુષ્ય લોકમાં અવતાર લીધો. તે વખતે પુષ્પાવતી પ્રિયસખીના પ્રેમમાં બંધાઇ હતી તેથી. તેણે પણ તેની સાથે ભૂલોકમાં મનુષ્યદેહ ધારણ કર્યો. ૪૧

## स्नेहजडाव–सवैया.

भ्रंग पतंग कुरंग भुजंगम, कंज शिखा सुर पुंगिन लैहैं ।
मोर पपीह चकोर सुपंकज, घोर त्रुपा शशि सुर चहैहैं ॥
हारन मीन मराल जुराफहि, काष्ठ जलं मग जोरि जुरैहैं ।
देहकु छेह देहं इतनें परि, नेहकुं छेह प्रवीन न दैहैं ॥ ४२ ॥

**અર્થ**-ભ્રમર, પતંગ-પતંગીયું, કુરંગ અને સાપ અનુક્રમે, કમળ, દીપક, રાગ અને મોરલીમાં તદાકાર થઇ પ્રાણ છોડે છે, પણ તેનો નાશ કરતાં નથી. ભ્રમરના સ્નેહ જડાવનું વર્ણન કરતાં વારંવાર કવાય છે, કઠણ વાંસને કાપી નાંખનાર ભ્રમર,કમળમાં કેદી થઇ પ્રાણ આપે છે, પરંતુ તેની પાંખડીઓને કાપી બહાર નીકળતો નથી. વળી મયૂર, બપૈયો, ચકોર અને કમળ અનુક્રમે ગર્જન, મેઘ, ચંદ્ર અને સૂર્યમાં અનુરક્ત રહે છે, તથા હારલ* મત્સ્ય, હંસ અને જુરાફ† અનુક્રમે કાષ્ટ, જલ, માનસરોવર અને જોડીમાં અનુરક્ત રહી તેનાથી જુદાં પડતાં મરી જાય છે. આ સઘળાં પ્રાણીઓ સ્નેહ જડાવથી એવાં જડાયલાં રહે છે કે, દેહને છેહ દે છે, પરંતુ સ્નેહને છેહ દઇ શકતાં નથી. ૪૨

**दुहा**-पशु पंछी सब प्रेम बस, तजत आपको प्रान ।
धिक तिंहि बिछुरे ना मरें, तजी देह यह जान ॥ ४३ ॥

**અર્થ**-પશુ પંખી પણ આ પ્રમાણે પ્રેમને વશ થઇ, એક બીજાથી વિખુટાં પડતાં મરી જાય છે, તો જે માણસો ધાડ પ્રીતિ કર્યા પછી વિખુટાં પડીને જીવે છે, તેમના જીવતરને ધિક્કાર છે. ૪૩

---

* હારલ પક્ષીનું બચ્ચું મોટું થઇ પોતાના માળામાંથી ઉડે છે ત્યારે માળામાંથી લાકડાંનો એક કટકો પગમાં લેઇ ઉડે છે અને તે કટકાને પોતાની આખી જીંદગાની સુધી છોડતું નથી. કંઇ અકસ્માતથી કદી તે લાકડાનો કટકો ભરાઇ રહે છે તો તેથી તડફડીને મરે છે, પણ લીધેલા લાકડાનો ત્યાગ કરતું નથી.

† જુરાફ પક્ષીનું જોડું એક બીજા સાથે જોડાયલુંજ હોય છે. નર માદાના એકેક પગ સાથે મડાંગાંઠ પડેલી હોય છે. તેઓ અડધો દિવસ પોતાનો ચારો શોધવામાં ગુજારે છે અને બાકીનો અડધો દિવસ કાષ્ઠ એકઠાં કરવામાં ગુજારે છે. આ પ્રમાણે બાર વર્ષલગી લાકડાં એકઠાં કરે છે, છેવટે બારે વર્ષે તેમને કામની ઇચ્છા થાય છે તેથી એકઠાં કરેલાં લાકડાં ઉપર કામવિકારના જોરથી વિખૂટાં પડે છે અને વિર્યથી ખલીત થાય છે. પછી એક બીજાથી છુટાં થયેલાં બને પક્ષી, જૂદાઇને માટે ખેદથી ઝુરે છે અને છેવટ તેઓ મરવાની ઇચ્છા કરે છે, તેટલામાં કુદરતથી, તેમના વિર્યના ચમત્કારથી, લાકડાંમા એકદમ અગ્નિ પ્રકટે છે-અને તેથી વિયોગ દુઃખમાં ઝુરતું જોડું તેમાં બળી ભસ્મ થઇ જાય છે. પછી એ થયેલી રાખનો ઢગ ત્યાંજ જામી જાય છે અને બારે વર્ષે તેમાથી બીજું જુરાફ જોડું-બચ્ચાં નિકળે છે. ઇશ્વરીલિલા કંઇ અલૌકિકજ છે! આવી દંતકથા ચાલે છે અને જોડું પણ તેમાંજ જોવાય છે. આ પખીની વાર્ત્તા હુમાયુ અને સારસની કહેતી સાથે મિશ્ર થયેલી છે. સારસ પક્ષી જોડીથી જુદું પડતાં માથું પટકીને મરી જાય છે, એ વાત સત્ય છે અને જુરાફ કૃત્રિમ પક્ષી છે.

**ગાથા.**

उच्छव हर कैलासं, दंपति मिलन सुरा सुर बृंदं ।
गन शंकर मुख श्रापं, चत्र प्रवीन सागरो लहरं ॥ ४४ ॥

**અર્થ**-શંકરનો કૈલાસમાં ઉત્સવ, તેમાં સુર અસુર વગેરે દેવતાઓનો સ્ત્રીઓ સહિત મેળો, વિચિત્રાનંદને થએલા શંકરના શાપવાળી પ્રવીણસાગરની ચોથી લહેર પૂરી થઈ. ૪૪

इति श्रीप्रवीनसागरे कैलास उत्सव नामनी चतुर्थ लहेरनी रसपूर्णा टीकानो चतुर्थ तरंगः ॥

# લહેર ૫ મી.

## પ્રેમનાં નામ.*

### प्रेमनां नाम-छप्पय.

स्नेह राग अनुराग, रक्त अरक्त आशक्त ।
प्रीत लगन मन मिलन, प्रनय लय साच कहत हित ॥
चितबंधन इक चित्त, निरंतर ध्यान बिनांतर ।
सुखद अरू संतोष, प्रगट दोय चाह परस्पर ॥
मेलाप मेल मन मान पुनि, उभै एक अरुझन अहिट ।
बंधान अनूसंधान इह, प्रेम नाम जानहुं प्रगट ॥ १ ॥

**અર્થ**-સ્નેહ, રાગ, અનુરાગ, રક્તિ, અરક્તિ, આશક્તિ, પ્રીતિ, લગન, મનમિલન, પ્રણય, લય, સાચ, હિત, ચિત્તબંધન એકચિત્ત, નિરંતરધ્યાન, બિનઅંતર, સુખદ, સંતોષ, પરસ્પર ચાહના, મિલાપ, મેળ, મનમાન. બન્નેની ઐક્યતા, અરઝન, અહિટ, બંધાણ, અનુસંધાન, એ પ્રેમનાં પ્રસિદ્ધ નામ છે. ૧

* સંસ્કૃત તથા હિંદી ભાષામાં આ પ્રમાણે પ્રેમનાં નામ છેઃ-

अनुरक्ति, अनुरति, अनुरंजन, रति, हार्द, प्रियता, रमति, चेतोभू, रक्तता, विभाव, संराम.

प्यार, छोह, मरोह, लाग, मोह, माया, भाव, दुलार, लाड, नेह, ઇત્યાદિ.

## दुहा.

अलंकार संगीत रस, हाव भाव छंद होय ।
याको अनुक्रम ना ग्रह्यो, समय कहेहें सोय ॥ २ ॥
कथाजु प्रेम प्रसंगकी, जथाजोग सब्र बात ।
ज्यौं धर गिरि नद निर्झरन, सागर सबें समात ॥ ३ ॥

**અર્થ**—આ ગ્રંથમાં અલંકાર, સંગીત, રસ, હાવભાવ અને છંદનો અનુક્રમ રાખ્યો નથી, પરતુ કથાના ક્રમે, જ્યાં જે જોઇએ ત્યાં તેનું વર્ણન કરેલું છે. પૃથ્વી, પર્વત, નદ અને નદીઓ, એ સર્વે આખરે સમુદ્રમાં મળે છે, તેમ, આ ગ્રંથમાં, પ્રેમ પ્રસંગની કથામાં જેવું જોઇએ તેવા પ્રસંગે, અલંકાર, રસ, સગિત વગેરેનું વર્ણન કર્યું છે. ૨-૩

## सवैया.

रंग मिल्यो वह रूप भयो रहें, पैं सबहींभे कहावत पानी ।
भारति भेद अनेक भये पारि, अंक उचार अकारकि बानी ॥
मत्तहि मत्त लगैं मुनि सोधत, बोध सबें करतार कहानी ।
भूषन भाव दशा रस भाषत सागर, त्यौंहि सनेह समानी ॥ ४ ॥

**અર્થ**—જેમ પાણીમાં વિવિધ પ્રકારના રંગનું મિશ્રણ થવાથી પાણી પોતાનું અસલરૂપ બદલી, રંગરૂપ થાય છે, છતાં સર્વે પાણીજ કહેવાય છે-કંઇ રંગ કહેવાતો નથી. જેમ વાણીના અનેક ભેદ થાય છે, પરંતુ તે એકજ અકારના ઉચ્ચારથી સર્વે અક્ષરનું ઉચ્ચારણ થાય છે; જેમ ઘણા ભિન્ન ભિન્ન મતથી ઋષિ મુનિયો શોધન કરે છે, પણ તે સઘળાના જૂદા જૂદા મતોમાં, સ્રષ્ટા સંબંધીજ બોધ હોય છે; તેમ અલંકાર, સ્થાયિ, સંચારી, સાત્વિકાદિક ભાવ, દશ દિશા, અને નવરસ—એ સર્વે એક સ્નેહમાંજ સમાય છે. અત્ર દૃષ્ટાંતાલકાર છે. ૪

# ભૂગોળ વર્ણન.

## ચૌદ લોક વર્ણન.

### मरहट्ठ छंद.

सब जगकी धरनी, वह कवि बरनी, हे शकती आधार ।
तिनपै बाराहं, सब इल साहं, वडरदहें बिस्तार ॥
उनही पर कच्छं, धरिय सुलच्छं, पीठहुके परमान ।
उन ऊरध लग्गं, श्वेत पनग्गं, शेष सहस फन जान ॥

पहिले पातालं. बासुकि व्यालं, सुजकहि राजसुहात ।
तिनपैं दूजो दल कहत रसातल, राजें कवचनिवात ॥
तृतियें सु महातल. कद्रु सुतन कुल, काली अधिपति तास ।
कहि तुर्य तलातल, बसत असुरकुल, मय दानव सुनिवास ॥
सुतलं सुभ भनियं, पंचम गनियं, नृपति जहां बलिराज ।
बितुलं सुबिसेषं, षष्ठम लेखं, शिव हटकेश्वर साज ॥
अतलं सप्तम कहि, बलिदानव रहि, राज करत शुभ रूप ।
अठमं भनि भूरं, मनुज सपुरं, वैवस्वत मनु भुप ॥
नवमं भुवरं भनि, जहां शिवके गन, बरिभद्र मनिभद्र ।
दशनं सुर लोकं, सकल असोकं, सुर संजुत रहे इंद्र ॥
महरं अग्यारम, साजति संयम, राजत ऋषिय अनेक ।
जनलोक सुबारम, जिह ब्रह्मचारम, साजत सकल बिबेक ॥
तप लोक त्रयोदश, बानपुरष बस, नर नारी धरि नेह ।
सतलोक निनासी, बसत सन्यासी, लोक चतुर्दश एह ॥
तिनके पर धाता, जगत बिख्याता, सृष्टि उपावन हार ।
तिन पर हर धामं, अति अभिरामं, सकल लोक संहार ॥
पुनि बिष्नू थानं, पद निरवानं, पोषन सृष्टि प्रमान ।
तिनपर परि-ब्रह्मं, निगम अगम्मं, पावत कोइ सुजान ॥ ९ ॥

**અર્થ**—આખા જગતને ધારણ કરનાર જે પૃથ્વી તે એક મહાન્ શક્તિને આધારે રહી છે, એમ કવિયો વર્ણવી ગયા છે, અને તે શક્તિપર, મોટા વિશાળ દાંતવાળા વારાહરૂપ ઈશ્વિર, પૃથ્વીને ધરી રહ્યા છે. તે વારાહરૂપ ઉપર કાચઓ ધ્યાન ધરીને પીઠ પસારી રહ્યો છે, કાચબા ઉપર શ્વેત વર્ણવાળો હજાર ફેણાને ધારણ કરનાર ફણીધર–શેષનાગ છે; તે શેષનાગ ઉપરના પહેલા પડને પાતાલ કહે છે અને તેમાં નાગલોકની વસ્તી છે. ત્યાં વાસુકી નામે નાગ રાજ્ય કરે છે. તેના બીજા પડને રસાતલ કહે છે. એ રસાતલ નિવાત, કવચ, આદિ અનેક દૈત્યોથી વસેલું છે. તેના ત્રીજા દળને મહાતલ કહે છે. તેમાં કદ્રુના પુત્ર અનેક ફેણવાળા સર્પ રહે છે અને ત્યાં કાલી નામે સર્પ રહે છે, જે સર્વેનો અધિપતિ છે. તેપર ચોથુ પડ તલાતલ કરીને છે, જેમાં અસુરનાં અનેક કુળ વસેલાં છે અને ત્યાં દૈત્ય દાનવનો ઇંદ્ર, મય દાનવ રાજ કરે છે. પાંચમુ પડ સુતલ કરીને છે, જ્યાં વિરોચનનો પુત્ર

બળિરાજા રાજ કરે છે. તે ઉપર છઠ્ઠું વિતલ કરીને પડ છે, તેમાં હાટકેશ્વર નામે શંકર રહે છે. સાતમું પડ અતલ કરીને છે, તેમાં બળિ દાનવ સારી રીતે રાજ્ય કરે છે. એ સાત પાતાલ ઉપર આઠમું ભુર લોક છે અને તે મનુષ્યાદિ પ્રાણીથી ભરેલું છે. ત્યાંના ભૂપનું નામ વૈવસ્વત મનુ છે. તેના ઉપર નવમુ ભુવર લોક છે, જ્યાં વીરભદ્ર અને મણિભદ્ર આદિક શિવના ગણો વસે છે. તેના ઉપર દસમું સુરલોક છે, તે શોક રહિત છે ને તેમાં સર્વે દેવતા સહિત ઇંદ્ર રહે છે. તેના ઉપર અગ્યારમુ મહર્લોક છે, તેમાં સંયમ એટલે મન વસ્ય કરનાર અનેક ઋષિયો રહે છે. તેના ઉપર બારમું જનલોક છે, તેમાં સર્વ વિવેકને જાણનાર અને બ્રહ્મચર્ય વ્રત પાળનારા વસે છે. તેના ઉપર તપ લોક છે, જ્યાં ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર વાનપ્રસ્થ સ્ત્રી પુરૂષો સ્નેહ ધરીને રહે છે. તેના ઉપર ચૌદમુ સત્ય લોક છે, તેમાં મહા ત્યાગી એવા સંન્યાસીઓ વસે છે. એ ચૌદ લોકપર બ્રહ્મલોક છે, તેમાં સૃષ્ટિના ઉત્પન્ન કરનાર પ્રખ્યાત એવા બ્રહ્મા રહે છે. તે ઉપર શિવલોક છે અને તે અતિ શોભાયમાન છે, ત્યાં સર્વનો સંહાર કરનાર મહા રૂદ્ર શંકર રહે છે. એ પછી વિષ્ણુલોક છે, જ્યાં સૃષ્ટિના પોષણરૂપ ભગવાન વિષ્ણુનું ધામ છે. તેના ઉપર વેદથી પણ જાણી ન શકાય એવા ચિદાત્મા પરબ્રહ્મ વ્યાપી રહ્યા છે. એ બ્રહ્મને કોઇક મહાન્ પુરૂપજ પામે છે. ૫

**दुहो**–चौद लोकको यह कह्यो, सुच्छम भेद विचार ।
भूर लोकको सकल अत्र, कहूं बात बिस्तार ॥ ६ ॥

**અર્થ**–એ પ્રમાણે ચૌદ લોકના ભેદનો ટુંકામાં વિચાર કહ્યો, પણ હવે ભૂર લોકની વાત વિસ્તારીને કહું છું. ૬

**छप्पय**–प्रथी कोटि पंचास, जगत जोजन सब जानहु ।
मध्य मेरु मंडान, प्रगट तिहि कहूं प्रमानहु ॥
जोजन लच्छ सुजान, यहें दीरघ धर ऊपर ।
वाके शृंग त्रिशेष, बसत गंध्रव सुर क्निन्नर ॥
बत्तीस सहस जोजन प्रथुल, सप्त धातु गिर राज शिर ।
सोरह-हजार जोजन सकल, प्रथुल धरा परि एह पर ॥७॥

**અર્થ**–પૃથ્વીનો પચાસ કરોડ યોજનનો વિસ્તાર છે એમ સર્વે જગતે જાણવું. તે મધ્યે મંડાણ મેરૂ પર્વતનું પ્રત્યક્ષ પ્રમાણ કહું છું. તે પૃથ્વીથી એક લાખ યોજન ઉંચો છે, તેનાં અનેક શિખરોપર ગંધર્વ, દેવ અને કિન્નર વગેરે રહે છે, તેની છેલ્લી પહોળાઇનો વિસ્તાર બત્રીશ હજાર યોજનનો

છે, અને તેના શરીરમાંથી સોના રૂપાદિ સાતે ધાતુઓ નિકળે છે, તથા સોળ હજાર યોજનને પૃથ્વી ઉપર, તેના મૂળને વિસ્તાર છે. ૭

**दुहो**—मध्य मेरु आवर्त्तहैं, इक इक द्वीप संमद ।
जिहि प्रमान अभिधानजुत, कह्यो सु कहें कविंद ॥ ८ ॥

**અર્થ**—મધ્યે મેરૂ પર્વત અને ફરતા ચારે તરફ એકેકો દ્વીપ તથા સમુદ્ર વિંટાયલા છે, જેનું નામ સાથેનું પ્રમાણ વગેરે આગળના જે કવિયો કથી ગયા છે તે પ્રમાણે કહું છું. ૮

### દ્વીપ-સમુદ્રવર્ણન.

**मनहर**—लख एक जोजन जंबुद्वीप सुजानियें ।
पुनि द्विगुन तापर क्षार सिंधु बखानियें ॥
पलवक्ष द्वीप सुद्विगुन, मान बिचारियें ।
रसइक्षु सागर द्वीगुनं फिर धारियें ॥
कुशद्वीप जोजन द्वीगुनं, सुप्रमानसें ।
दधि बारुनी तिन द्विगुन, भाषत बांनसें ॥
कहि क्रौंच द्वीप सुताहि, द्वीगु लच्छहें ।
घृत सिंधु तापर द्वीगुनं परतच्छहें ॥
गुन शाक द्वीप सुफेर, द्वीगुन जोजनं ।
अकुपार दधि तापार, जोजन द्वीगुनं ॥
द्विगुनो सुतातें द्वीप, शालमली कहे ।
पुनि द्विगुन तासें मान, क्षीर समंदहे ॥
पुनि द्विगुन तिनसें द्वीप, पुष्कर सो कह्यो ।
शुध नीर सिंधु प्रमान, द्वीगुन हीं रह्यो ॥
तिन ऊपरें मरियाद, गिरि आवर्त्तहें ।
फिर आदरस धर हेंम, आभा धर्त्तहें ॥
दिगपाल गज ता ऊपरे ठाढें रहें ।
तिन पार कोउ नांलहें, आगें शून्यहें ॥ ९ ॥

**અર્થ**—આ જંબુદ્વીપના વિસ્તારનુ પ્રમાણ એક લાખ યોજન છે અને તેની ચોતરફ ફરતો, તેથી બમણા વિસ્તારવાળો ક્ષાર સમુદ્ર વિંટાઇ વળ્યો છે; એ ક્ષાર સમુદ્રથી બમણા વિસ્તારવાળો પ્લક્ષદ્વિપ છે; પ્લક્ષદ્વિપને ફરતો તેનાથી

બમણા માનવાળો ઇક્ષુરસનો સમુદ્ર આવી રહ્યો છે; તે ઇક્ષુરસ સમુદ્રથી વળી બમણા યોજનનું પ્રમાણ કુશદ્વીપનું જાણવું; કુશ દ્વીપથી બમણો અને ફરતો વારૂણી (દારૂનો) સમુદ્ર છે એમ પંડિતો કહે છે; એ વારૂણી સમુદ્રથી બમણા લક્ષયોજનના વિસ્તારવાળો ક્રોંચદ્વિપ છે; તે ક્રોંચદ્વિપથી બમણો ઘૃત (ઘીનો) સમુદ્ર પ્રસિદ્ધ છે; તે ઘૃત સમુદ્રથી બમણા યોજનના વિસ્તાર વાળો શાકદ્વીપને ગણી લેવો; તે શાકદ્વીપથી બમણા યોજનવાળો દધિ (દહીંનો) સમુદ્ર છે; તેનાથી બમણો શાલ્મલીદ્વિપ છે; વળી તેનાથી બમણ માનવાળો ક્ષીર (દૂધ) નો સમુદ્ર છે અને તેનાથી બમણો પુષ્કરદ્વિપ છે: તે પુષ્કર દ્વિપથી બમણા પ્રમાણનો શુદ્ધ નીર સમુદ્ર (મીઠા જળનો) છે. તેની ફરતો લોકાલોક નામે પર્વત વિટાઇ રહ્યો છે; તેની પેલી તરફ સોનાની શોભાને ધારણ કરનાર કાચ જેવી નિર્મળ પૃથ્વી છે; તે ઉપર, પૃથ્વીના છેડાઓ થોભીને દિશાઓના દશ હાથી ઉભા છે, તેની પછી શૂન્ય છે. તેનો પાર કોઇ લઇ શકતું નથી. આ વર્ણન 'વિષ્ણુ પુરાણમાંથી' લેવામાં આવેલું છે અને તે આ પ્રમાણેઃ-

जंबुप्लक्षाह्वयो द्वीपौ शाल्मलीश्चापरो द्विज ।
कुशः क्रौंचस्तथा शाकः पुष्करश्चैव सप्तम ॥ ४ ॥
एतेद्वीपाः समुद्रैस्तु सप्त सप्तभिरावृता ।
लावणेक्षु सुरासर्पिदधिदुग्धजलैः समम् ॥ ५ ॥

विष्णु पुराण. अंश २० अ० २०

## દિગ્હસ્તિનાં નામ.

दुहा—ऐराबत पुंडरीक पुनि, वामन कुमुद सु नीक ।
अंजन पुष्पसुदंत कहि, सार्वभौम सुप्रतीक ॥ १० ॥
अभ्रमु कपिला पिंगला, अनूपमा सु प्रमान ।
ताम्रकर्नि शुभ्रदंति कहि, वाम अंजना जान ॥ ११ ॥
अंत द्वीपके खंड द्वै, इक इक पंच प्रमान ।
आदि जंबु नव खंड इह, कहु ताके अभिधान ॥ १२ ॥

**અર્થ**—ઐરાવત, પુંડરીક, વામન, કુમુદઅંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક એ પ્રમાણે અષ્ટ દિગ્ગજો, પૃથ્વીના ખૂણાઓ ઉપર છે. ૧૦. અષ્ટ દિગ્ગજોની આઠ સ્ત્રીયોનાં નામઃ—અભ્રમુ, કપિલા, પિંગલા, અનુપમા, તામ્રકર્ણિ, શુભ્રદંતિકા, વામના અને અંજના, એ આઠ દિગ્પાળની આઠ સ્ત્રીઓ છે. ૧૧. છેલ્લા કહેલા પુષ્કર નામના દ્વીપના બે ખંડ-ભાગ છે; બાકીના પાંચ દ્વીપોમાં પાંચપાંચ ખંડો છે. પ્રથમના જંબુદ્વીપના નવ ખંડ છે. ૧૨

### જંબુદ્વીપના નવ ખંડ.

**दुहो**–मेराब्रत जंबू सुमीध, हे अठ कुल गिरि बास ।
वाहीतें अंतर परचो, नव खंड भये प्रकाश ॥ १३ ॥

**અર્થ**–જંબુદ્વીપ ઉપર મેરુ પર્વત આવેલો છે અને બીજા કુલ પર્વતો આઠ છે. એ પર્વતોના અંતરથી વહચાયલા જંબુદ્વીપના નવ ખંડ છે. ૧૩

**छप्पय**–मध्य इलावृत खंड, केतु मालह पूरवपर ।
हिरनकुरु अरु रम्य, तीत एही दिश उत्तर ॥
भद्रखंड बारुनी, भरत किन्नर हरि दच्छन ।
नवह खंड दिशि नाम, भेद यह कहत बिचच्छन ॥
तिन मध्य मुख्य जानहुं भरत, जहां सकल शुभहें जुगत ।
धन धान्य मान सनमान जुत, भोग जोग अरु हरि भगत ॥ १४ ॥

**અર્થ**–જંબુદ્વીપમાં ઇલાવૃત્ત નામનો ખંડ છે, તેની પૂર્વ બાજુએ કેતુ-માલ ખંડ છે, તેની ઉત્તર દિશાએ હિરણ્ય, કુરૂ અને રમ્ય એ ત્રણ ખંડો છે, તેની પશ્ચિમ તરફ ભદ્રાશ્વ નામે ખંડ છે, દક્ષિણે ભરત, કિન્નર અને હરિ એ ત્રણ ખંડો છે. એ રીતે નવે ખંડ, તેની દિશા અને નામ વગેરે ભેદ ડાહ્યા પુરૂષો કહે છે. આ નવેમાં ભરતખંડ મુખ્ય છે, જેમાં સર્વ જગત્ કરતાં સર્વ પ્રકારની ચીજો વખાણવા લાયક છે. તેમાં ધન, ધાન્ય, માન, સન્માન, ભોગ, યોગ અને શ્રી હરિના ભક્તો રહે છે. ૧૪

**गाथा**–संज्ञा प्रेमसु संख्या, चतुर्दश लोकंनाम अधिपतियं ।
द्वीप खंड परमानं, पंच प्रबीनसागरो लहरं ॥ १५ ॥

**અર્થ**–પ્રેમનાં નામ, સંખ્યા, ચૌદ લોકનાં નામ તથા તેના અધિપતિઓ, દ્વીપના નવખંડો તથા તેનું પ્રમાણ, ઇત્યાદિનું જેમાં વર્ણન કરેલું છે એવી આ પ્રવીણસાગરની પાંચમી લહેર પૂરી થઇ. ૧૫

इति श्रीप्रवीनसागरे भूगोळ वर्णन नामनी पंचम लहेरनी रसपूर्णा टीकानो पंचम तरंगः ॥

# લહેર ૬ ઠ્ઠી.

## કથા પ્રારંભ.

दुहो—अब प्रवीन सागर कथा, धुरतें कहत बनाय ।
देश नगर पितु तास कुल, सो सब देत सुनाय ॥ १ ॥

**અર્થ**-હવે પ્રવીણ સાગરની કથા પ્રથમથી વિસ્તારપૂર્વક રચીને કહું છું, અને દેશ, નગર, તથા તેનું કુળ, એ સઘળું વર્ણવું છું. ૧

### સોરઠનો રાજા પ્રદીપ.

**छंद चंचला**—चत्रशष्ठि संख्य देश, भर्त्तखंड मध्य पेख ।
बानि बेष देखतं, सुराष्ट्र देशहें बिशेष ॥
निद्धि रिद्धिको सुधाम, हे तहां जु नेह नग्र ।
मान दान जान लच्छ, सुख्खहें तिहां समग्र ॥
बारहें सहस्त्र गाम, साम नामतें अबिह ।
कोश सातसें प्रमान, खग्ग बान आन कीह ॥
फोज एक लाखहें, हजार बीस पंच फेर ।
जोध जुध मंडिकें, उदंड शत्रु कीध जेर ॥
भोम काज आय आय, सेवहें अनेक भूप ।
या बिधि प्रदीप भूप, चंद्र बंशमें अनूप ॥
एक सत्त मत्त सो, उपंत द्वारपें गयंद ।
मेघ ज्यौं गजंतहें, सहस्त्र दुंदभी अमंद ॥
देश देश देशपात्त, शत्रु सो सदा डरंत ।
राम राजसो उमंग, राज नीतसे करंत ॥ २ ॥

**અર્થ**-ભરતખંડમાં ચોસઠ દેશ છે. એ દરેક દેશની ભાષા, પહેરવેશ, રૂઢી, વિવેક અને સભ્યતા આદિ ગુણો તપાસતાં, સૌરાષ્ટ્ર દેશ, અન્ય દેશો કરતાં સર્વોપરી છે. વળી તે નિધિ કહેતાં ખજાનાથી અને રિદ્ધિ સમૃદ્ધિથી ભરપુર છે. ત્યાંના રાજા પ્રદીપની રાજધાની, નેહનગર નામે મોટું પ્રખ્યાત શેહેર

શોભે છે. તેની અંદર પુણ્યદાન ને જ્ઞાન સંપાદન કરવાને વિવિધ પ્રકારની શાળાઓ, દ્રવ્યોપાર્જના માટે વ્યાપારની સારી સગવડ વગેરે અનેક પ્રકારના સુખ છે. રાજસત્તા બાર હજાર ગામ ઉપર ગાજે છે અને ત્યાંની રૈયત, આ પરાક્રમી રાજાના તેજથી, નીડર અને આનંદથી રહે છે. વળી તે પ્રતાપી રાજાએ પોતાની આણ, રાજ્યની આસપાસ સાતસે ગાઉ સુધી, બાહુબળ તથા સમશેરથી પ્રવર્તાવી છે. તેના સૈન્યદળની સંખ્યા એક લાખ અને પચીસ હજારની છે, અને તેણે શૂરવીર યોદ્ધાઓના શુરાતનથી, સંગ્રામો કરી, મદોન્મત્ત શત્રુઓને મારી હઠાવ્યા છે, એટલુંજ નહિ પણ તેની ખીજમતમાં વાંટાના પડેલા વાંધાનો ન્યાય મેળવવા વાસ્તે, દેશ પ્રદેશના અનેક રાજાઓ આવી પગરજ સેવે છે. એવા પ્રકારની ચતુર્વિધ સમૃદ્ધિયુક્ત આ ગુણજ્ઞ, ચંદ્રવંશ શિરોમણી પ્રદીપ રાજા પ્રખ્યાત છે. જેના સભામડપ પાસે મોટા અને વિકાળ મદઝર એકસો હાથીના ગર્જનથી, આસપાસનું આખું મેદાન ગાજી રહ્યું છે. વળી દુંદભી વગેરે હજારો વાજીંત્ર હમેશાં વાગ્યાં કરે છે, ને તેના નાદથી અનેક દેશના રાજા અને વેરીઓ નિત્ય ડરતા રહે છે. એ પ્રમાણે ભગવાન્ રામચંદ્રજીની પેઠે, અખંડિત રાજનીતિથી તે રાજા પોતાનું રાજ્ય ચલાવે છે. ૨

**दुहो**—यह प्रदीप जगमें प्रसिध, इहि बिधि राज अखंड ।
मंडे सुजस महि मंडले, दंडे पिशुनउ दंड ॥ ३ ॥
सो प्रदीप नृप गृह उदित, कुल मंडन सुकुमार ।
जोइ बिचित्रानंद भो, हर किंकर अवतार ॥ ४ ॥

**અર્થ**-જગત્ વિખ્યાતપણાથી, રાજા પ્રદીપ, નિર્ભય અને અખંડિત રીતે રાજ્ય કરે છે, જેની ખ્યાતિ ભૂમંડળને વિશે ફેલાઇ રહી છે, તેમજ આ રાજા, ખળ, ચાડિયા અને ઠગારાઓને શિક્ષા કરી દંડે છે. ૩. શ્રાપિત શિવગણ વિચિત્રાનંદ, અવતાર લઇને, આ પ્રદીપ, રાજાના કુળમાં દીવારૂપ કુવરરૂપે ઉદય થયો. ૪.

**छप्पय**—उदे होत नृप नंद, उदित आनंद सकल उर ।
बजत दुंदुभी द्वार, सजत सिंगार ललन पुर ॥
गृह गृह मंगल चार, छंद बंदिन त्रिस्तारत ।
पाय दान सनमान, शद्ध जय जय उच्चारत ॥
दुज बेद भेद संगीत नृत, ठोर ठोर सोभत सभा ।
ध्वज धाम धाम कंचन्न कलश, पुर पुरंद मानहुं प्रभा ॥ ५ ॥

**અર્થ**–રાજાને ત્યાં કુવરનો જન્મ થવાથી, સર્વના હૃદયમાં આનંદ વ્યાપી રહ્યો, અને રાજદ્વારે તથા શહેરમાં નોબત અને દુંદુભીના નાદ થઇ રહ્યા તેથી કરી પુરવાસી લલનાઓ–સ્ત્રીઓ, વિધવિધ પ્રકારના શૃંગાર સજવા લાગી તથા ઘેર ઘેર મગળ ગીત ગવાવા લાગ્યાં, ને બંદીજનો તથા ભાટ ચારણો કવિતા કરી કીર્તિ ગાવાથી, રાજાએ આપેલાં દાન અને આદરસત્કારથી જય જય શબ્દનો ઉચ્ચાર થવા લાગ્યો. તે વેળાએ બ્રાહ્મણો વેદ ભણે છે, નાયિકાઓ સંગીતના ભેદ પ્રમાણે નૃત્ય તથા ગાયન કરે છે, એમ ઠેકાણે ઠેકાણે સભાઓ શોભી રહી છે; તેમજ ઘેર ઘેર ધ્વજા પતાકા સાથે સુવર્ણના કલશ ઝળકી રહ્યા છે. આવી રીતના ઉત્સવથી શેહેર જાણે ઇંદ્રની રાજધાની હોય એમ શોભે છે. ૫

**दुहो**–वाही समय प्रदीप नृप, उर उमंग अति लाय ।
कही गनक मनहंस प्रति, जातक ग्रहसु बनाय ॥ ६ ॥

**અર્થ**–તે સમે રાજા **પ્રદીપ**. ઉરને વિશે અતિ હર્ષ લાવી, **મનહંસ** નામના જોશીને, કુમારની જન્મકુંડળી બનાવી લાવવાની આજ્ઞા કરી. ૬

**सोरठा**–भूत भविष चित लाय, ग्रह निर्नय कीनो गनक ।
सो नृप सनमुख आय, बैंठें तुब्र बूझत बिभू ॥ ७ ॥

**અર્થ**–ભૂત અને ભવિષ્યનો ચિત્તમાં વિચાર કરીને, જોશી મહારાજે ગ્રહનો નિર્ણય કર્યો, પછી રાજાએ જોશીને પૂછ્યું. ૭

**चोपाई**–अहो गनक मनहंस प्रबीने, जन्मकुडली तुम ग्रह कीने ।
कछु प्रकाश करिकें बिस्तारो, जो बुझें सो अनुक्रम धारो ॥
राशि स्वामि गृह कोन कहावो, उच्च नींच अभिधान जतावो ।
मित्र शत्रु ग्रह भेदसु कैसें, क्रूर सौम्य कहो खेचर जैसें ॥
केंद्र त्रिकोन उपचय ए कोहें, भेद दृष्टि भाषो तुम जोहें ।
द्वादश भाव कहा कहा देखें, जिन अदृष्ट जातक अवरेखें ॥
किहि थानक परे ग्रह कोहें, ताको सुफल बताओ जोहें ।
भिन्न भिन्न एतो समुझावो, फुनि इनाम ले निलय सिधावों ॥ ८ ॥

**અર્થ**–જ્યોતિષ–ગણિત શાસ્ત્રમાં પ્રવીણ એવા હે **મનહંસ** જોશી! તમે જે જન્મકુંડળી કરી લાવ્યા છો તેનો જે પુછીએ તેનો ખુલાસો કેટલોએક વિસ્તારથી અનુક્રમે આપો. રાશીના સ્વામી કયા કયા ગ્રહ છે? અને તેમાં ઉચ્ચ નીચ કેવી રીતે છે તે જણાવો, તથા પરસ્પર ગ્રહોમાં એક બીજા

સાથે શત્રુ, મિત્રતાનો ભેદ તથા ક્રૂર અને સૌમ્ય હોય તે બતાવો! વળી તે કેંદ્ર, ત્રિકોણ અને એ કેમ થાય છે? વળી દ્રષ્ટિનો જે ભેદ હોય તે સાથે બાર ભાવમાં શું શું દેખે છે, કે જેથી જાતક શાસ્ત્ર, અદ્રષ્ટની પરીક્ષા કરે છે? કહો, કયે સ્થાનકે ક્યા ગ્રહો છે? અને તેનું જે ફળ હોય તે, જૂદી જૂદી રીતે બતલાવો, પછી ઇનામ લઇ ઘેર પધારો. ૮

दुहो–तव पंडित यौं उच्चरिय, यह मत गनित समंद ।
कहौं उक्ति संच्छेप करि, चित दे सुनो नरिंद ॥ ९ ॥

**અર્થ**–ત્યારે પંડિત એમ બોલ્યા કે, આ ગણિત શાસ્ત્રનો મત અપાર છે, તેનો વિસ્તાર કરે પાર આવે તેમ નથી, માટે તે સંક્ષેપથી કહું છું, તે હે નૃપ શિરોમણિ! ધ્યાનપૂર્વક સાંભળો. ૯

## જાતક ફળ.

छप्पय–मेष भोम वृष शुक्र, मिथुन बुध कर्क चंद्र भानि ।
सिंह रवी बुध कन्य, तुलाको स्वामि शुक्र गनि ॥
वृश्चिक कुज धन गुरू, मकर अरु कुंभ शनी कहि ।
मीन स्वामि सुरगुरू, राशि स्वामी इह बिधि लहि ॥
शुभ काज समय करि[illegible]त खमंध, ग्रहनाथक गति बल लहें ।
बुधजन बिचार यह बिधि सबें, कबि जातक प्रश्न सुकहें. ॥ १० ॥

**અર્થ**–મેષ રાશીનો સ્વામી મંગળ, વૃષભનો શુક્ર, મિથુનનો સ્વામિ બુધ, કર્કનો ચંદ્ર, સિંહનો સૂર્ય, કન્યાનો બુધ, તુળાનો સ્વામિ શુક્ર, વૃશ્ચિકનો મંગળ, ધનનો ગુરૂ, મકર તથા કુંભ રાશીનો સ્વામિ શની અને મીન રાશીનો સુરગુરૂ કહેતાં બૃહસ્પતિ સ્વામિ છે. રાશીઓના અધિપતિનું યોગ્ય રીતે એ પ્રમાણે ગ્રહણ કરીને, સારાં કામ અને સંબંધ કરતી વખત, ગ્રહનું સ્થાન તથા તેની ગતિ પ્રમાણે, બળ ગૃહણ કરે છે, એવી રીતે વિદ્વાન્ જનોનો વિચાર છે, તે સર્વ શાસ્ત્રમાં છે, તે કવિરાજે, પ્રશ્ન કરવાથી નૃપને જાતક સંબંધે કહ્યું. ૧૦

## ઉચ્ચ નીચ ગ્રહનું ફળ.

तोमरछंद–रवि मेष उंच सु जान, शशि वृष सु उंच पिछान ।
धरनंद मकर सु उंच, बुध कन्य दीरघ सुच्च ॥
गुर कर्क उंच कहंत, भृगु मीन उंच रहंत ।
तुल मंद उंच बिचारि, तमराज मिथुन सुनारि ॥

ग्रह नीच कहें अब तेह, जंपे सु जोतिष जेह ।
तुल तरनि नीच सुजोय, अलि नीच निशिकर होय ॥
करकें सुभोम असिद्ध, गत मति बुध निषिद्ध ।
मकरें अमरगुरु नीच, भृगु नीच कन्या बीच ॥
गत नीच मेष सुमद, धनको सुनीच निशिंद ॥ ११ ॥

**અર્થ**—સૂર્ય મેષ રાશીનો ઉચ્ચ જાણવો, ચંદ્ર વૃષભનો, મંગળ મકરનો, બુધ કન્યાનો, ગુરૂ કર્ક રાશીનો, શુક્ર મીનનો, શનિ તુલાનો, ને રાહુ મિથુન તથા કન્યા રાશીનો હોય તો ઉચ્ચ જાણવો. જ્યોતિષ શાસ્ત્રમાં જે ગ્રહો નીચના કહે છે તે આ છેઃ—સૂર્ય તુળા રાશીનો, ચદ્ર વૃશ્ચિકનો, મંગળ કર્કનો, બુધ મીનનો, ગુરૂ મકરનો, શુક્ર કન્યાનો, શનૈશ્ચર મેષનો અને રાહુ ધનરાશીનો હોય તો તે નીચ જાણવો. ૧૧

## મિત્ર શત્રુ ભેદ.

दुहा—शशि मंगल गुरु तीन ए, रविके जानहु मित्र ।
शुक्र शनैश्चर सूरके, सदा कहतहें शत्रु ॥ १२ ॥
दिनकर बुध द्वै चंद्रके, मित्र कहें सब कोय ।
सब ग्रह और समानहें, कोउ शत्रु नहि होय ॥ १३ ॥
सुरगुरु सूर सु सोम त्रय, कुजके मित्र कहाय ।
वैरभाव बुध एकसें, कहे जानक कविराय ॥ १४ ॥
दिनकर भार्गव बुध सुहृद, शत्रुभाव शशि जान ।
औरें समता भाव सब, यहें गनक अनुमान ॥ १५ ॥
मंगल हंस हिमांशु त्रय, सखा शिखंडिज एह ।
उशना बुध अरिहें उभैं, सदा हीन फल देह ॥ १६ ॥
शशिसुत शनि प्रिय शुक्रके, सरस भावकों देत ।
देव निशाकरसें सदा, याकों रहत अहेत ॥ १७ ॥
असुर पुरोहित बुधहुसें, मंदसु वल्लभ भाव :
रवि शशि कुज रिपु तीनहें, कहे जातक कविराव ॥ १८ ॥
रवि मंगल शनि राहु यह, क्रुर कहावत चत्र ।
शशि सुरगुरु बुध शुक्र ए, सौम्य सुजानहु मित्र ॥ १९ ॥

**અર્થ**—હવે શશિ કહેતાં ચંદ્રમા, મંગળ અને ગુરૂ એ ત્રણ સૂર્યના મિત્ર જાણવા, શુક્ર તથા શની એ સદા શત્રુ જાણવા, સૂર્ય તથા બુધ એ બે ચં-

હને સર્વ કોઇ ચંદ્રના મિત્ર કહે છે તથા બાકીના ગ્રહો તેને સમાન છે-તેમને કોઇ શત્રુ નથી. સુરગુરૂ કહેતાં બૃહસ્પતિ, સૂર્ય તથા ચંદ્ર, એ ત્રણ મંગળના મિત્ર કહેવાય છે, ફક્ત તેને બુધની સાથેજ વૈરભાવ છે, એ પ્રમાણે જાતક શાસ્ત્રીઓ કહે છે. સૂર્ય અને શુક્ર એ બે બુધના મિત્ર છે અને ચંદ્રની સાથે શત્રુભાવ છે, બાકીના બધા ગ્રહો સાથે સમાનભાવ છે, એ પ્રમાણે જ્યોતિષ જાણનારાઓનું અનુમાન છે. મંગળ, સૂર્ય, તથા ચંદ્ર એ ત્રણે બૃહસ્પતિના સખા કહેતાં મિત્ર છે, ને શુક્ર અને બુધ શત્રુ છે-તે સદા હીણા ફળને આપે છે. ચંદ્રમાનો પુત્ર બુધ અને શનિ, એ શુક્રના મિત્ર છે, તે સરસ ફળને આપનાર છે, ને સૂર્ય અને નિશાકર કહેતાં ચંદ્ર સાથે તેને સદા વૈરભાવ છે. શુક્ર અને બુધ જોડે શનૈશ્ચર સખાભાવ ધરાવે છે ને સૂર્ય, ચંદ્ર અને મંગળ રિપુભાવ રાખે છે. જાતક શાસ્ત્રીઓ કહે છે કે, સૂર્ય, મંગળ, શનિ અને રાહુ એટલા ક્રૂર ગ્રહો કહેવાય છે, તેમજ ચંદ્ર, બૃહસ્પતિ, બુધ અને શુક્રને સૌમ્ય ગ્રહો જાણવા. ૧૨-૧૯

## કેંદ્રાદિ સ્થાનના ભાવ.

**सोरठा.**—केंद्र भुवन यह जान, प्रथम बेद सप्तम सुदश ।
सौम्य उच्च निज थान, सो सुखदा क्रूरा दुखद ॥ २० ॥
कहें त्रिकोन सुतास, नवम और पंचम उभैं ।
शुभ तहां सौम्य निवास, क्रूर अशुभ थानक इते ॥ २१ ॥
त्रय षट अरु अग्यार, यह उपचय अभिधान गृह ।
क्रूर सु ग्रह उंच सार, सौम्य अशुभ थानक यहें ॥ २२ ॥

**અર્થ**—પેહેલા, ચોથા, સાતમા અને દશમા એ ચારને કેદ્ર ભુવન જાણવાં. સૌમ્ય ગ્રહો પોતાના સ્થાનને વિશે ઉચ્ચના રહ્યા હોય તો તે સુખકર છે, તેમજ ક્રૂર ગ્રહો ભુવનમાં હોય તો તે દુઃખદાયક નિવડે છે. નવમા અને પાંચમા સ્થાનને ત્રિકોણ ભુવન કહે છે, ત્યાં સૌમ્ય ગ્રહો હોય તો શુભ અને ક્રૂર ગ્રહો હોય તો અશુભ છે. ત્રીજા, છઠ્ઠા અને અગ્યારમાં સ્થાનકને ઉપચય ભુવન કહે છે, તે ભુવનને વિશે ક્રૂર ગ્રહો ઉચ્ચના થઇને રહ્યા હોય તો શુભ અને સૌમ્ય ગ્રહો પણ જો ઉચ્ચના થઇને રહ્યા હોય તો અશુભ ફળ આપનાર છે. ૨૦-૨૨

## દૃષ્ટિ ભેદ.

**छप्पय**—तृतिय दशम द्वै भौन, शनी संपूरन देखहिं ।
और सु खग इहि थान, पंच त्रिश्वा सब पेखहिं ॥

थिर नव पंचम ताय, लखे पूरन गुरुअंमर ।
इहि थानक ग्रह अवर, चरन द्वय दृष्टि तास सर ॥
चत्र अरु अष्ट थानक इते, लोहितांग पूरन लखें ।
इहि ठोर अवर ग्रह चर्न त्रय, देखत सो दैवी दखें ॥ २३ ॥

અર્થ–ત્રીજા અને દશમા એ બે ભુવનને શની બધી રીતે દેખે, અને બીજા બધા ગ્રહો તે સ્થાનને પાંચ વિશ્વા જુવે છે. નવમા તથા પાંચમાને ગુરૂ સંપૂર્ણ રીતે જુવે તથા બાકીના બીજા ગ્રહો તેને બે પાયા દેખે છે, ચોથા અને આઠમા સ્થાનને મંગળ પૂર્ણ રીતે દેખે છે, ને બીજા અન્ય ગ્રહો તેને ત્રણ પાયા દેખે છે. એ પ્રમાણે કુશળ ભવિષ્ય જાણનારાઓ જણાવે છે. ૨૩

## ગ્રહનાં બાર ભુવન.

## सुभग छंद.

प्रथमं सु यह थान, तनु प्रकृति परमान; सुख दुःख अनुसंधान, बृनरूप पहिचान ।
द्वितियं भुवन भेद, धन वृद्धि परिछेद; निज कुटुंब सुख देख, अभिप्राय यह जान ॥
त्रितियं सुकहि धाम, उन सहज अभिराम;
पुनि पराक्रम ताम, किंकर सु प्रति काम ।
चातुरे ग्रह मात्र, गृह ग्राम पदचात्र; कृषि कर्म जन यत्र, अवलोकि आराम ॥
पंचमहि आगार बुधि पुत्र बिस्तार; शुभ शास्त्र सुबिचार, बिधि मंत्र लखि मर्म ।
गृह षष्टमें केत, रिपु रोग फले देत; मातुलह पख हेत, कहि क्रूरता कर्म ॥
सपतालये जात, बिनता गमन बात; बानिज्यगत आत, अवलोकबो एह ।
यह अष्टमे बास, उन छिद्र परकास; शस्त्रादि दुख तास, कह कष्टहें देह ॥
नोम निलय भाग, धर्म शील बैराग; तप तीर्थ जप जाग, एतो करो लच्छ ।
दशमें सदन एह, निज कर्म पितु देह; नृप द्वारको नेह, व्यापार परिच्छ ॥
आसपद दश एक, इभ अश्व कितेक; सुखपाल सु बिबेक, मनि अंबर निहार ।
दशमं दश सु दोय, व्यय दंड बिधि जोय; कहे बंध कछु होय, निरबंध निरधार

અર્થ–પ્રથમ ભુવનને તનુ ભુવન કહે છે, તેમાં સુખ દુઃખાદિ શરીરના રૂપ રંગ સાથે, ગુણ, પ્રકૃતિ, સાહસપણું, ઉમ્મર, વગેરે જણાય છે. બીજાનું ધનભુવન એવું નામ છે. એ બીજા ભુવનમાં ધનલાભ તથા હાણ

અને પોતાના કુટુંબ તરફનું શું શું સુખ દુઃખ મળશે તે જોવાય છે. ત્રીજાનું સહજ ભુવન એવું નામ છે. તેમાં પરાક્રમ, ચાકરાદિ સહોદરનું સુખ જોવાય છે. ચોથાને માતૃભુવન કહે છે. એ ભુવનમાં ઘર, ગામ, ગરાસ અને ખેતીવાડી તથા ચતુષ્પદાદિ કેવા છે તે જણાય છે. પાંચમા ભુવનનું સંતાન ભુવન એવું નામ છે. તેમાં વિદ્યા, પોતાની હુંશીઆરી, નમ્રપણું, વિવેક, પુત્રોત્પત્તિ, તેમજ મંત્રવિધિ જોવાય છે. છઠ્ઠાને રિપુ ભુવન કહે છે. તેમાં શત્રુ અને રોગની ઉત્પત્તિ, મોશાળ તરફની પ્રીતિ, દુષ્ટપણું વગેરે દેખાય છે. સાતમા ભુવનને મયાભુવન કરી કહે છે, તેમાં સ્ત્રીગમન, વેપારમાંલાભ તથા અલાભ, વગેરે જણાય છે. આઠમા સ્થાનકને છિદ્ર ભુવન કહે છે. તેમાં શરીરપ્રત્યે શું શું સંકટ અને વેદના આવી પડશે તે, આયુષ્ય, બળ, શસ્ત્રાદિ ત્રાસ, ધાત, ને છિદ્રાદિ બાબત જણાય છે. નવમા ભુવનને ભાગ્ય ભુવન કહે છે. તેમાં જપ તપ, શીલ, વૈરાગ્ય, યજ્ઞ, તીર્થ વગેરે ધર્મની બાબત જણાય છે. દશમાને કર્મભુવન કહે છે. તેમાં રાજદ્વારથી માન-અપમાન, રાજાની પ્રીતિ, વેપારમાં લાભ, પિતાશ્રીનું સુખ એ વગેરે દેખાય છે. અગ્યારમા સ્થાનકને લાભ ભુવન કહે છે. તેમાં હાથી, ઘોડા, સુખપાલ, મણિ-માણેકાદિ વસ્ત્ર આભૂષણની પ્રાપ્તિ જણાય છે. બારમા સ્થાનકને વ્યય ભુવન કહે છે. અને તેમાં બધી પ્રકારની વ્યય-હાનિ જોવામાં આવે છે. ૨૪

**दुहो**—महाराज यह जानियें, सुत उतपति झष रास ।
जो जो थानक ग्रह परे, कहो सु गनक प्रकाश ॥ २५ ॥

**અર્થ**-હે મહારાજાધિરાજ! આપના કુંવરની ઉત્પત્તિ (જનમ) મીન રાશીમાં થઇ છે. પછી રાજાએ કહ્યું કે હે મનહંસ જોષિ! એ તો ખરૂં, પણ જે જે ભુવનમાં ગ્રહો રહ્યા છે, તે કયા કેવાં ફળ આપનાર છે, તે પ્રકટ કરીને કહો. ૨૫

**छप्पय**—प्रथम शुक्र पहिचान, पंचमें चंद्र अंगिरस ।
राहु षष्टमें रहत, सुर बुध नोंमहुके बस ॥
दशमें कुज [illegible]रधार, मंद एकादश आये ।
द्वादश केतु कहंत, गनक खेचर सुद्रढाये ॥
केंदर त्रिकोन उपचय किते, सौम्य क्रूर सु दश ग्रहें ।
स्वगृह नीच उच्च ग्रह सहृद लखि, सो प्रकाश प्रापति कहें ॥ २६ ॥

આ છપ્પા ઉપરથી નીકળતી કુંડળી આ પ્રમાણે છે.




**અર્થ**–પ્રથમ ભુવનમાં શુક્ર, પાંચમા ભુવનમાં ચંદ્ર અને બૃહસ્પતિ છે, રાહુ છઠ્ઠે છે, સૂર્ય તથા બુધ નવમા ભુવને રહ્યા છે, દશમા ભુવનને વિષે મંગળ છે, શનિ અગ્યારમે આવ્યો છે તથા બારમે કેતુ છે, એ પ્રમાણે જોશીએ બારે ગ્રહોનો નિર્ણય કર્યો છે. કેંદ્ર, ત્રિકોણ, અને ઉપચય, એવા કેટલા ગ્રહો છે? તેમજ સૌમ્ય, ક્રૂર, અને શુભના આપનારા કેટલા છે? નીચ ઉચ્ચ અને મિત્ર કયા છે તથા તે પ્રકટ રીતે કયા ફળને આપનારા છે તે કહો. ૨૬

## ફલાદેશ.

### भुजंगप्रयात.

बसें आदि थानं भृगू त्ता प्रसंगं, रतीनाथ रूपं गती गौर अंगं ।
महा बीर बाहू बली नाद रत्तं, उदारं सुशीलं प्रिया प्रेम मत्तं ॥
रहे पंचमे सोम ताके प्रमाने, सु मेधा सु बृत्ती सबै शास्त्र जाने ।
नवीनं क्रता भारती भेद तंत्रं, सदा इष्ट ऊपासनी बेद मंत्रं ॥
फुनी पंचमे ए प्रभावं सुजीवं, दशांचत्र बीद्या अभ्यासी सदीवं ।
गुनालंकृतं दीन बंधू सु दाता, सुखी सततं भोमि भुक्ता सु ख्याता ॥
षटं थान राहु परे येह रीतं, चढें शत्रु जीतं रु आपें अजीतं ।
प्रतापं उदे प्राक्रमे होत सिद्धी, दिनांहीं दिनां राज रिद्धी सु वृद्धी ॥
रवी नौम भावें महा भाग्यकारी, वृतं तीरथं देव देवोपचारी ।
अनूरागसें वृद्ध बैराग वंतं, बढे बोधके सोध तापं तपंतं ॥
शशीसूनु नोमें बसे एह गत्ती, सुख्याता उदे अद्रष्टं धर्म मत्ती ।
परंब्रह्म सोधंत बोधं सु सतं, तपं तीरथं जोग वृत्ती चहंतं ॥
दशम्मे कुजं ता फलं ये प्रकृती, शुभं राजजोगं वहें चक्रवृत्ती ।
सुखं साजको भोग तासों कहावे, करे जास अभ्यास सोई उपावे ॥
स्थितं मंद एकादशे सो उपासी, उरं अंतरं भाव लावे उदासी ।
उदासी बढंतें पराक्रम धारे, पराक्रम्मकों छोरि बोधं बिचारे ॥

गयो द्वादशं केतु ताके सु जोगं, जुरावें कहु प्रेम तासें बियोगं ।
मनं व्याकुलं कष्टकारी सूघारे, यहें नो ग्रहं भेद भिन्नं बिचारें ॥२७॥

**અર્થ**–મનહંસ જ્યોતિષી કહે છે કે, હે ભૂપતે! આદિ ભુવનને વિષે શુક્ર બિરાજે છે, તેણે કરીને રાજકુમાર કામદેવના જેવો રૂપાળો, શરીરે ગૌર કાન્તિ-વાન, બાહુબળમાં એક્કો અને પરાક્રમી તથા શૂરવીર, સંગીતનો શોખી, ઉદાર, અને સુશીલ તથા પ્રિયાના પ્રેમમાં મત્ત રહેશે. પાંચમા ભુવનમાં ચંદ્રમા છે, તેથી મહાબુદ્ધિશાળી, સારી નિષ્ઠાવાળો, સર્વ શાસ્ત્ર જાણનાર અને નવિન કૃતિથી કાવ્યને રચનાર, તેમ સદા વેદોક્ત મંત્રદ્વારા ઇષ્ટની ઉપાસના કરવાવાળો થશે. પાંચમે સુરગુરૂ છે, તેનો પ્રભાવ એવો છે કે સદ્‌ગુણરૂપી અલંકારવાન, ચૌદ વિદ્યા ગુણજાણ, દીન પ્રત્યે બંધુભાવ રાખનાર, પરોપકારી, દાતાર સદા સુખવાન અને ખ્યાતિસાથે પૃથ્વીપતિ થશે. છઠ્ઠા સ્થાનકે રાહુ આવ્યો છે, તેથી લડાઇમાં શત્રુઓને જીતી, પોતે અજીત રહેશે, ને પ્રતાપવાન પરાક્રમી થઈ દિવસે દિવસે રાજ્યભડારમાં વૃદ્ધિ કરશે. નવમે સૂર્ય છે, તે ઘણોજ ઉત્કૃષ્ટ હોવાથી વૃત્ત, તીર્થ અને દેવાર્ચન કરનાર, શ્રદ્ધાથી વૈરાગ્યમાં મન લગાડનાર, ગુહ્ય જ્ઞાનનો ઉપદેશ મળવાથી, તપને તપવાવાળો તપસ્વિ થશે. શશી કહેતાં ચંદ્રમાનો પુત્ર બુધ નવમે બિરાજે છે, તેથી જ્ઞાની, ભાગ્યવાન, ધર્મ પ્રત્યે પ્રીતિ રાખનાર, તથા પરમાત્માનું શોધન કરવાથી સત્ય વસ્તુને ઓળખનાર થશે; ને તપ, તીર્થ, યોગવૃત્તિ ઉપર ચાહના રાખશે. દશંમા ભુવને મંગળ છે તે રાજ્યયોગને વિષે અતિ ઉત્તમ છે, અને તેથી ચક્રવૃત્તિ થઈ, સર્વ સુખ પદાર્થનો ભોક્તા થશે, તેમજ જે જે વિદ્યામાં મન લગાડશે તે તે વિદ્યાને સિદ્ધ કરશે. અગિયારમે શનૈશ્ચર છે, તેથી ઉપાસનાવાળો થશે, પણ પોતાના સુકોમળ અંતરને વિશે ઉદાસીન ભાવ આણશે, પણ ઉદાસીનભાવ છતાં પરાક્રમ કરશે, ને પરાક્રમને મુકી મહાજ્ઞાનના બોધને ચિત્તમાં લેશે. બારમે ભુવને કેતુનો પ્રસગ છે તેનો પ્રભાવ એવા છે કે, તે કોઇનાથી વિયોગ કરાવી ઝુરાવશે; ને વિયોગની પિડાથી બ્યાકુળ થઇ કષ્ટને મનમાં ધરશે. એ પ્રકારે નવે ગ્રહોનાં ફળ છે. ૨૭

**दुहो**–यहें अनूक्रम राज सुनि. जन्मकुंडली भेव ।
दिये बसन मनि माल हय, बिदा किये दुजदेव ॥ २८ ॥

**અર્થ**–એ રીતે એકપછી એક જન્મકુંડળીના ભેદ સાંભળી. પ્રદીપ નૃપે, તે બ્રહ્મદેવને ઘોડા વગેરે મણિમાલાદિ આભૂષણો, ઇત્યાદિ પોશાક નિવાજી વિદાય કર્યા. ૨૮

गाथा–जन पद नग्र सुनामं, भूप प्रदीप अयन उत्पत्ती ।
सुच्छम गनक प्रकारं, षष्ठ प्रवीन सागरो लहरं ॥ २९ ॥

**અર્થ**–દેશ તથા નગ્રનું નામ, રાજા પ્રદીપને ઘેર કુંવરની ઉત્પત્તિ અને કંઇક જ્યોતિષશાસ્ત્રના પ્રકારવાળી આ પ્રવીણસાગરની છઠ્ઠી લેહેર પૂરી થઈ. ૨૯

इति श्रीप्रवीनसागरे कथा प्रारंभ नामनी षष्ठम लहेरनी रसपूर्णा टीकानो षष्ठम तरंगः ॥

# લહેર ૭ મી.

## નાયિકા જન્મ–કળા પ્રવીણ.

दुहो–श्राप परें म्रत लोक भो, चित्रकला अवतार ।
संज्ञा देश नरेश पुर, कहौं सु कछु विस्तार ॥ १ ॥

**અર્થ**–શ્રી શંકરના શ્રાપથી ચિત્રકળાનો પણ આ મૃત લોકમાં અવતાર થયો તેનું નામાભિધાન, દેશ, શહેર અને ત્યાંના મહિપતિનું થોડું વર્ણન હવે કહું છું. ૧

### छंद पद्धरी.

चत्र शष्टि भरत, जनपद प्रमान; उन संधि देश, लघु लघु सु आन ।
दीपंत सरस, गुज्जर सुदेश; बरनं सु बसें, चत्र बिबिध बेश ॥
भुअ धान दान, सन्मान भोग; जग प्रसिद्ध सुजस, जहां भक्ति जोग ।
ऐसें समाज, गूज्जर अनूप, राजंत तहां, सहि पुहवि रूप ॥
मनछापुरी सु, तिहि देश मद्धि; सुख अचल भोम, रति रिद्धि सिद्धि ।
राजान राज, राजंत तित्ति; नामं सु नीतपालं नृपत्ति ॥
सूरज्ज बंश, कुलमें सुरेश; नामंत शीश, अनिशह नरेश ।
नव खंड सुजश, किय अरि नमाय; अनुसरहि शरन पटत्रीस आय ॥
इक सहस कोस, गिरदी अमल्ल; उन सत्रसहस, पुरहें अदल्ल ।
लख दोय बाज, परस्सर लगंत; पयदल असंख, आयस पुलंत ॥

सत दोय करी, मद मत्त सोय; सुखपाल और, रथ सहस दोय ।
बिबि सहस द्वार, दुंदुभि बजंत; पचरंग निसान, दो सहस पंत ॥
पुनि ओर किते, बाजंत पुर; सोरह हजार, बनित सूर ।
यह नीतपाल, इहि बिधि प्रताप; अरि लीन जीते, अनजीत आप ॥
राजंत मनंछापुरीय राज, सोहंत नगर, सुरपुर समाज ।
बनि सहर पास, चिहु ओर बाग; फल फूल झूल, रहे मनहु फाग ॥
तरु तरु सुभृंग, झंकार तथ्थ; सुर पिक अनेक, सहकार सथ्थ ।
कइ ताल सरित, बापी सुकूप; पनिहार घाट, घट जातरूप ॥
परचंड मंड, जहां सुर प्रसाद; वह मिलन व्योम, मनु लगो बाद ।
सुचि विप्र तहां, जुर करत सेव; भाषंत अमित, श्रुति बेद भेव ॥
ओपें प्रकार, गिर सम उतंग; भेंभीत शत्रु, निज पुर अभंग ।
बह सो भ्रषन, तिन बुरज बान; पेखंत प्रशुन, छूटै सुप्रान ॥
जुजती सु सहर, चौसर बजार; चालिआत बनिज, जन दिसहि चार ।
लख कोटि अरब, धन होत लेख; व्यापार भारभीर सु बिशेष ॥
निज राजमहल, सोहत अनूप; रुचिसें जु रच्ये, विधि धरनि रूप ।
कलश सुहेम, ता शशी केत; द्युति देवराज, ग्रह प्रभा देत ॥
विच राज महल, भामनि बिशेष; दुरि जातरूप, सुर ललन देख ।
परसिद्ध जगत, मधि नीतपाल; बिलसंत राज, सुख अति विसाल ॥२॥

**અર્થ**-આ **ભ**રતખંડમાં મુખ્ય ચોસઠ દેશ છે અને તેની સરહદને લગતા બીજા ન્હાના ન્હાના ઘણા દેશો છે. તેમાં **ગુજરાત** દેશ ઘણો ફળદ્રુપ તથા દીપાયમાન છે. ત્યાં ઘણું કરીને વિવિધ જાતના લોકો વાસો કરી રહેલા છે. ધાન્ય (અનાજ) દાન, સમાન-સારી રીતે થાય છે, તેમજ સર્વે પ્રજા અનેક વૈભવ ભોગવે છે. એવી રીતે જેનો સુજશ જગતને વિશે વિખ્યાત છે, જ્યાં ભક્તિ સહિત પરબ્રહ્મનું ૩ે પ્રકારે આરાધન થાય છે, તેવા ગુર્જર દેશની પ્રજા અનુપમ અને સુખી છે. તેમાં **મ**નચ્છાપુરી નામનું મ્હોટું શહેર આખા જગતનું તેજ રૂપ હોયની શું ? તેમ દેશના મધ્ય પ્રદેશમાં શોભાને આપે છે. ત્યાં જેનો કાલાન્તરે પણ નાશ નથી એવું અચળ સુખ, વિધ-વિધ પ્રકારના ભોગ, વિલાસ, અને સમૃદ્ધિથી ભરેલાં છે. ત્યાં સૂર્યવંશી, અતિ શ્રેષ્ઠ, નૃપશિરોમણી, **ની**તિપાળ રાજા રાજ કરે છે. જેને ઘણા રાજાઓ હમેશાં મસ્તક નમાવે છે, નવે ખંડમાં શત્રુઓને પરાજય પમાડી પોતાની કીર્ત

ફેલાવી છે, ને છત્રીશ કુળના રાજવશીઓ શરણે આવી હુકમને અનુસરે છે. એક હજાર કોસની ગીરદમાં તેનો અમલ છે. તે સત્તર હજાર ગામ સાથે તેની સત્તા હેઠળ સૈન્યદળમાં પાખરિયા બે લાખ ઘોડેસ્વાર છે અને અસંખ્ય પેદલ, આજ્ઞામાં વર્ત્તે છે. બસે મદોન્મત્ત હાથીઓ છે, સુખપાલની સાથે બે હજાર રથ ઝુકી રહ્યા છે, બે હજાર દુંદુભી રાજદ્વારે વાગે છે અને રંગ બેરંગી તેટલાંજ નિશાન હારબંધ ફરકે છે. એ સિવાય ઘણાં વાજીંત્રો શહેરમાં વાગી રહ્યાં છે. બાણથી યુક્ત સોળ હજાર યોદ્ધાઓ તેના સૈન્યમાં શોભે છે. એવા પૃથ્વીપર મહા પ્રતાપી નીતિપાળ નરેંદ્ર, અરિ કહેતાં શત્રુને જીતીને પોતે શૂરાતનથી અજીત કેહેવાયો છે. એ રાજાની મનચ્છાપુરી નગરી, ઇંદ્રપુરીની પેઠે અતિ શોભે છે. શેહેરની પાસે ચોતરફ બાગ બની રહ્યા છે, જ્યાં ફળ ફૂળ અને લતાઓ લચી રહ્યાં છે,–તે જાણે વસત રતુ ખીલી રહી હોયની શું? એમ દેખાય છે. વૃક્ષે વૃક્ષે ભમરાઓ ગુંજારવના ઝણકાર કરે છે, આંબાપર બેઠેલી અનેક કોયલો મધુર સ્વરથી ટઉકા કરે છે, કંઇક તળાવ, નદીઓ વાવ્ય અને પાણીથી ભરેલા કૂવાઓના પનઘટ ઉપર, સ્ત્રીઓ ચકચકિત કનક, કળશથી જતી આવતી જણાય છે. ત્યાં ઉચ્યાં પ્રચંડ દેવાલયો ગગન સાથે વાત કરવાને, અન્યોન્ય વાદ કરતાં હોય નહીં શું, તેમ જણાય છે. ત્યાં શુદ્ધ બ્રાહ્મણો દેવપુજા અનેક ભેદથી શ્રુતિ અને વેદોક્ત મંત્રદ્વારા હાથ જોડી સ્તુતિ કરી રહ્યા છે ને પહાડ સરખો ઉચો નગરને કોટ શોભે છે. એવા અભંગ નગ્રથી શત્રુઓ ભયભિત થઇ ડરે છે. બળવાનોને નાશ કરનાર અનેક તીણાં બાણો તેના બુરજો ઉપર આવી રહેલાં છે જેને દેખતાંજ ચુગલોના પ્રાણ છૂટી જાય છે. યુક્તિ પ્રમાણે ચોઘટની પેઠ, તે નગ્રને ચોસરી બજાર છે, જ્યાં ચોતરફના વેપારીઓ આવી, લાખો. કરોડો અને અબ્જોની આપ લે કરે છે. તે બજારમાં વેપારની ધમાલ ચાલવાથી લોકોની ભારે ગીરદી મચી રહી છે, રાજમેહેલો અનુપમ ઓપી રહ્યા છે. તે મેહેલમાં જાણે વિધિએ સ્વેચ્છાએ સકલ પૃથ્વીનું રૂપ આણી મૂકયું ના હોય તેમ જણાય છે. વળી મેહેલના શિખરો ઉપર કેટલાક કનક કળશ ચળકે છે, તે બીજુ દેવરાજ કહેતાં ઇંદ્રના ઘરની શોભા ના હોય , તેવી શોભાને આપે છે. વળી વચ્ચે પનનારી સ્ત્રીઓનું રૂપ જોઇને, દેવાંગનાઓ લજ્જા પામી સતાઇ જાય છે. આ પ્રમાણે જગતૃવિખ્યાત નીતિપાળ રાજા અનેક પ્રકારના અતિ સુખમાં રાજ્યભોગવે છે. ૨

दुहो–नीतपाल वह गृह सुता. चित्रकला मव लीन ।
नीलकंठ पंडित सु तिहि. जन्मकुंडली कीन ॥ २ ॥




અર્થ-નીતિપાળ રાજાને ઘેર ચિત્રકળા કુંવરીએ જન્મ લીધો તેની નીલકંઠ પંડિતે જન્મકુડળી કરી, જે આ પ્રમાણે છે:- ૩

सोरठा-यह ग्रह भाव बनाय, नीलकंठ नृपपें गये ।
नीतपाल द्रग लाय, बोलें ग्रह फल बरलियें ॥ ४ ॥

અર્થ-એ રીતે ગ્રહ તથા તેના ભાવ બનાવી, નીલકંઠ પંડિત મહારાજ શ્રી નીતિપાલ પાસે ગયા, તે વખતે કુંડલી જોઇ નૃપેદ્ર નીતિપાલે કહ્યું કે, હે પંડિત! તમે જે જન્મકુડળી કરી આણી છે તેના ફળનું વર્ણન કરો. ૪

### ફલભાવ.

छप्पय-कर्क लगन तनु भुवन, तहां सुरगुरु अधिकारिय ।
तुल चातुर शनि बसत, षटम धन केतु बिचारिय ॥
मकर सपत कुज शुक्र. मीन नवमें ब्रुध मानहु ।
मेष दशम गृह भानु, ब्रषभ शशि ग्यारम थानहुं ॥
द्वादशें मिथुन राहू रहत, जिहि जिहि जैस फल दहें ।
निश्चय निहारि जातक जुगति. करि उदार सो सो कहें ॥ ५ ॥

અર્થ-જ્યોતિષી કહે છે, હે રાજન્! કર્ક લગ્ન છે, અને તનુ કહેતાં શરીરભુવનનો અધિકારી બ્રહસ્પતિ છે. શની તૂળાનો ચોથા ભુવનને વિશે પડેલો છે, અને છઠ્ઠા ભુવનને વિશે કેતુ ધનનો, સાતમે મંગળ અને શુક્ર મકરના છે; નવમા ભુવનમાં બુધ મીનનો થઈ રહ્યો છે, વળી દશમા ગ્રહને વિષે સૂર્ય મેશનો પડયો છે, વૃષભ રાશીનો ચદ્ર અગ્યારમા ભુવને રહ્યો છે, બારમા સ્થાને રાહુ મિથુનનો રહ્યો છે. એ ગ્રહ જેવું જેવું ફળ આપે તે જાતક શાસ્ત્રની યુક્તિથી નિશ્ચય કરી ઉદારપણે, નીલકંઠ પડિત નૃપ પાસે બેશી કહે છે. ૫

### નીલકંઠોક્ત ગ્રહ લગ્ન ભાવ ફલ.

छप्पय-प्रथम देवगुरु गते, चंद्र आनन ब्रन कुंदन ।
एन नेन शुक श्रान, करक रद कोकिल कूंजन ॥

तन कोमल दल कमल, बेनि बिषधर कटि केहर ।
अरु रंभा नख नीक, अरुन पद रसन अधर कर ॥
करता सुकाव्य संगीत रस, सुबुधि शील सीतल प्रकृति ।
रतिराज रीत कोविद सुरस, गुरु सुभाव मन हंस गति ॥ ६ ॥

**અર્થ**-પ્રથમ ભુવન વિષે દેવગુરૂ કહેતાં બૃહસ્પતિ આવી રહ્યા છે તેથી એ કન્યાનું મુખ ચદ્રમાના મુખ જેવું, રંગ કુંદન જેવો, આંખો મૃગના જેવી, નમેલું પોપટની ચાંચ જેવું નાક, દાંત તો દાડમની કળીઓ જેવા અને કોકીલાના જેવો મધુર સ્વર, કમળ-દળ જેવું અંગ, મહા વિકરાળ વિષધર જે શેષનાગ તેના જેવો કાળો ભમ્મર ચોટલો અને કેશરીના જેવી તો જેની કમર, કદળી-સ્થંભ જેવી સાથળો, હીરા જેવા નખ અને પગનાં તળાં, જીભ, અધર કહેતાં હોઠ અને હાથ એના લાલ છે. એ સિવાય સુંદર કાવ્યને રચવાવાળી, સંગીતમાં કુશળ, બુદ્ધિવાન, સીતળ પ્રકૃતિ સાથે સુશીળ, કામક્રીડામાં માહીતગાર, નવ રસના ભેદને જાણવાવાળી, સ્વભાવે ઉદાર અને ગતિ તો જેની હંસના જેવી છે એ પ્રકારે, મહારાજ આપની રાજકન્યા સુરત્ન થશે. ૬

## छंद त्रोटक.

चतुरं सुबसें, खग मंद जिहीं, अति उन्नत थान हरम्य तिहीं ।
उन ग्राम घनें, बन बाग लता, सबसें अरुची, मन व्याकुलता ॥
षटमैं ग्रह केतु जिहीं रहतं; अति चातुरताइ उदार चितं ।
तन व्याधि नव्यापत तास यथा; भय आतुर मानसि आधि बिथा ॥
भ्रगु सप्तम थानक जास रहें, अति चातुरता पति तास कहें ।
वह दंपतिको, मन एक सदा; सुख होय लखें, अलखें दुखदा ॥
सपतं ग्रहमें, पुनि भोम रहे; मन कंत मिलें, तन नां मिलिहें ।
बिरहा तन तापस आतुरता; सुरतं न प्रियं, सुरता सुरता ॥
नवमें शशि सूनु सु शीलवती; तप तीरथ सेवित पुन्य मती ।
गुनवान सुमंत्र संगीत पढें; रति संमृति देव न सेव बढें ॥
दशमें रवि उच्च ग्रहे गतिहें; परताप बडो, दिनहीं प्रतिहें ।
बिबिधं वह राज सुनीत लहें; क्रम कीरति योग बिशेष कहें ॥
दश एकम जास शशी सुबसें; रतनांबर ईम अनेक असें ।
बुधि दीन दयाल कमी न धनं; सुचिता रुचि प्रेम प्रकास मनं ॥

बसि द्वादश राहु रह्यो जिनकौं; अनुराग बिराग बढें तिनकौं ।
भयभीत सु चित्त नहीं थिरता; ग्रह ए फल जातक उच्चरता ॥ ७ ॥

**અર્થ**-ચોથા સ્થાનને વિશે જેને શનિ પડયો હોય તેને ઘણા મ્હોટા અને રમણિય મહેલ, ગામ, ધન, બાગબગીચા આદિ અનેક સુખસાધન મળે ખરાં, પરંતુ તે બધા સાથે અરૂચી તથા મનથી વ્યગ્રપણું ઉપજે. છઠ્ઠા સ્થાને જેને કેતુ હોય તે ઘણો વિચિક્ષણ, ઉદાર મન, શરીરે કોઇ દિવસ દુઃખી થાય નહીં, પરંતુ મનમાં ભય, આતુરતા તથા ચિત્ત હમેશાં ખાલી ચરચર બળ્યા કરે. શુક્ર જેને સાતમે ભુવને રહ્યો હોય તો તે સ્ત્રીને ડાહ્યો અને ચતુર સ્વામિ મળે; વળી તે દંપતી-સ્ત્રી પુરૂષનું નિરંતર એક મન રહે તથા એક એકને દીઠે આનંદ માને અને વિયોગમાં દુઃખને અનુભવે. સાતમા ભુવનને વિશે જો મગળ હોય તો મનનો માણ્યો સ્વામિ મળે, પણ એક બીજાના તનથી મેળાપ થાય નહિ-વિયોગજ રહે, અને તે વિયોગ-વિરહ દુઃખના બળાપાથી, અધીરાપણું-આતુરતા રહે, ને પોતાના શરીરની ખુબસુરતી ઉપર પણ અપ્રિયતા રહે-તેનો તિરસ્કાર કરે ને પોતાના સુખનો બધો ભંડાર ખુટી ગયો હોયની શું, એમ માને, અને પોતાની બધી સુરતા-લેહ-રતિ રાગમાંજ રમણ કરે. નવમા સ્થાનકે શશીસુત બુધ હોય તો તે સ્ત્રી શીલવાળી-પતિવૃતા, તપ તીર્થ કરનારી, બુદ્ધિએ પુનેશ્વરી, ગુણવાન, સારી મતીવાળી અને સંગીત વિદ્યાને જાણનારી તથા દેવાર્ચન કરવામાં અ-ધિક અધિક પ્રીતિ અંતઃકરણથી કરે; દશમા ભુવને સૂર્ય ઉચ્ચનો પડયો હોય તો તેથી તે મહા પ્રતાપવાન થાય અને તેથી તેની કીર્તિ દહાડે દહાડે અ-ધિકાધિક વધે, અનેક પ્રકારની રાજ ખટપટની રીતિ-નીતિને જાણે, વળી તે ક્રમે કીર્તિવાન તથા યોગને જાણુવાવાળી થાય. અગિયારમા સ્થાનકને વિશે જેને ચંદ્ર રહ્યો હોય તો તે રત્નાદિથી જડીત અમ્મર-આભૂષણો, હાથી તથા અનેક ઘોડા પામે. એ સિંવાય બુદ્ધિવાન, દીન જનો પ્રત્યે દાતાર, કશી કમિના નહિ એવી અખૂટ સ્મૃદ્ધિવાન્ લક્ષ્મીવંતી થાય, સારાપણા ઉપર રૂચી અને મનમાં પ્રેમનો પ્રકાશ થાય અને બારમે જેને રાહુ રહ્યો હોય તેને પ્રેમ અને વૈરાગ્ય વધે, હમેશાં ભયભીત ચિત્ત સાથે ધીરજ વગરની-અસ્થિર મન વાળી થાય. એવી રીતે જાતક શાસ્ત્ર, ગ્રહોનાં ફળને કહે છે. ૭

**दुहो**-मित्र द्दष्टिको परस्त्रियें, उच्च नीच सम हेत ।
जाहीकौं जैसी लगन, सो तैसो फल देत ॥ ८ ॥

**અર્થ**-(જોતિષપક્ષે) મિત્રદ્દષ્ટિ ઉચ્ચ, નીચ, સમ ઉપરથી જાણવું કે જેનું જેવું લગ્ન તે તેવાં ફળને આપે છે. ૮

(મિત્ર પક્ષે) ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ પ્રકારના મિત્ર થાય છે, તેથી પ્રસંગ પડે જેવો જે મિત્ર હોય તેવું તે કામ કરે છે એટલા માટે મિત્રની દ્રષ્ટિ જોઇને પારખું કરિયે કે આ મિત્રની મ્હારાપર ઉત્તમ દૃષ્ટિ એટલે પ્રીતિ છે, કે મધ્યમ પ્રીતિ છે, કે અધમ પ્રીતિ છે. જેવી જેની પ્રીતિ હોય તેવું તે ફળ આપે, અર્થાત્ પ્રસંગ પડે જેવો સ્નેહ હોય તેવું તે કામ કરે. ૮

सोरठा—नीलकंठ खग थान, कहे सुफल जाने सबै।
यह मंगल दुखदान, कहा करैं इश्वर अगम ॥ ९ ॥

**અર્થ**—રાજા કહે છે કે, **નીલકંઠ** પંડિત! તમે જે ગ્રહોના ફળને કહ્યાં તેથી વાકેફ થયા, પણ જે સાતમા ભુવનને વિશે મંગળ પડ્યો છે તે અતિ દુઃખદાયક જણાય છે; પરંતુ ઉપાય શો? ઇશ્વરની ગતિ અગમ્ય છે—તેની કોઇને ગમ પડતી નથી. ૯

दुहो—इतनी कहि कीने बिदा, दुजन दान बहु दीन।
नाम सुभग नृपनें दियो, कुवरी कलाप्रबीन ॥ १० ॥

**અર્થ**—એટલું કહી બ્રાહ્મણને બહુ દાન આપી વિદાય કર્યા બાદ, રાજાએ પોતાની મરજીથી કલાપ્રવીણ એવું કુવરીનું નામ પાડ્યું, પણ જન્મ સમે ચંદ્ર વૃષભ રાશિનો છે, તે ઉપરથી પાડ્યું હોત તો, 'બ, વ, ઊ,' એ અક્ષર ઉપર નામ આવત. ૧૦

### કુસુમાવલિનો જન્મ.

दुहा—ता पुरमें द्विज रहतहैं, चतुरानन अभिधान।
ग्रह हय गय फंदन अरथ, राजद्वार सनमान ॥ ११ ॥
आगेंहीं उमया भ्रता, पुष्पावती सु नाम।
सो कुसुमावलि भइ सुता, वह चतुरानन धाम ॥ १२ ॥

**અર્થ**-તેજ પુરમાં એક બ્રાહ્મણ રહે છે, જેનું નામ **ચતુરાનન** કરીને છે. તેને ઘેર ઘોડા, હાથી, રથ, ઇત્યાદિ ઘણો પૈસો છે, તેનું રાજદ્વારમાં પણ સારૂં સન્માન છે. અગાઉ **મહાકાળ** ભગવાન શ્રી **શંકરની** અર્ધાંગના ઉમિયાજીની કિંકરી પુષ્પાવતી નામે વર્ણવી ગયા છીએ, તે આ ચતુર બ્રાહ્મણને ઘેર, કુસુમાવલિ નામની કન્યા થઇ અવતરી. ૧૧-૧૨

## કલાપ્રવીણ બાલ ચરિત્ર બર્નન.

### छंद उद्धोर.

शिशुता बैंसमें परबीन, ललना सरस आभा लीन ॥
बासर रेन बाढत गात, मानहु जल बढें जलजात ।
बानी बाल मुख तुतरंत, कोकिल कलभ कल उजरंत ॥
तनया मिलत जूथ नरेश, समता शील कूल बय बेश ।
गावत बाग बीच सूजाय, खेलत ताल नूपूर लाय ॥
मानहू हंस शूक पिक सार, लाठो एक बेर उचार ।
कर तन लटक जूथ कूमारि, मानहुं कनक कुंज बयारि ॥
फूलन गेंद मारस हेत, फरकी मीनकी गति लेत ।
ऐसी रीत खेल अनंत, कीजत जोइ चाहें चंत ॥
तब कछू समजी नृप जान, दीनो पढनको फूरमान ।
लागे गूरु पढावन हेत, मूखसें बरन निकसे लेत ॥
छत विधि संम्रती अभिधान, काव्य सू नीति शास्त्र सूबान ।
साहित जातकं संगीत, श्रूति पाढि कोक जानी रीत ॥ १३ ॥

**અર્થ**—ન્હાની વયમાંજ પ્રવીણ વિલાસવતી થઇને મનોહર શોભા ધારણ કરતી હતી, અને તેને જોતાં જાણે શાન્ત ચંદ્રિકામાં ન્હાતાં હોય, અમૃત સરોવરમાં ડુબકી મારતાં હોય, શીતળ આનંદની વૃત્તિમાં ફરતાં હોય, એમ આનંદ આપતી હતી. સરોવરમાં ઉગેલું જળજાત કહેતાં કમળ, તે સરોવરનાં પાણીમાં વધારો થવાથી વધે છે, તેમ કળાપ્રવીણનું શરીર રાત દિવસ વધવા લાગ્યું. તે બાળપણાંને લીધે મુખથી કાલું કાલું બોલે છે તે જાણે કોકીલાનું બાળ મધુર સ્વરથી બોલતું હોય. તે શું તેમ જણાય છે. તે પોતાના સરખા સ્વભાવવાળી, શીલવાન, કુળવાન, સરખે સરખી ઉમ્મર અને સુંદર વેશવાળી રાજકુમારીયોની ટોળીમાં મળી બાગ વચ્ચે જઇ આલાપથી ગાય છે તથા સાથે નેપુરના રણકારો કરી ખેલે છે, તે જાણે હંસ, પોપટ, કોયલ વગેરે પક્ષીઓનાં ટોળાં એકે વખતે પાસેનાં આમ્રવૃક્ષ ઉપર ઘણાજ માધુર્યથી એકીજ વખતે કલવલ–સ્વરોચ્ચારણ કરતાં ના હોય, તેમ લાગે છે. વળી તે કુમારીઓ નીચી નમી, કેડથી લળી લળી ગાતી વખતે સામસામી છટાથી લટકા કરે છે–તે જાણે વનમાંની લતાઓ વાયરાથી લચી જતી હોય, તેમ જણાય છે. વળી વ્હાલથી એક બીજાને રમતાં પર-

સ્પર ફુલના દડા મારે છે, તે વેળા બચાવ વાસ્તે ફરકીને જાણે પાણીમાંની માછલી સરી જતી હોય નહિ શું, તેવા પ્રકારે અનંત વિધિથી સરકી—છટકી જાય છે. આ પ્રકારે મનવાંચ્છિત અનેક પ્રકારની રમત ગમત કરે છે. કંઇક મુદતે કુંવરીને યોગ્ય સમજી રાજા નીતિપાલે ભણવાની આજ્ઞા કરી. વિદ્યાગુરૂ ઘણા ઉમળકાથી ભણાવવા લાગ્યા, ગુરૂમુખથી નિકળતા શબ્દો ઝીલી લેતી હોય તેવી રીતે, કુંવરી, વ્રતવિધિ, ધર્મશાસ્ત્ર, કાવ્ય, નીતિ, સાહિત્ય અને સંગીત શાસ્ત્ર, જ્યોતિષ વિદ્યા, વેદ—પુરાણ, કોકશાસ્ત્ર વગેરે શીખી સકળવિદ્યા પારંગત બની. ૧૩

दुहा—संग सहेली सब पढी, कूसुमावालि तिहि साथ ।
कौंन प्रबीन प्रबनसी, काव्य करन समराथ ॥ १४ ॥
तब नृप दूज दच्छा दई, भई कूमारि बय संध ।
नीतपाल निज मन मूदित, सोधन लगे समंध ॥ १५ ॥

અર્થ—કુંવરી કલાપ્રવીણની સાથે કુસુમાવળી સહિત સર્વ સાહેલીઓ ભણીયો ખરી, પણ કાવ્ય રચવામાં કળાપ્રવીણની બરોબરી બીજી કોઈ સમર્થ થઈ શકે? મતલબ કે—કોઇજ નહીં. એ પ્રકારે કુંવરીને શિરોમણી થયેલી જોઇ વિદ્યાગુરૂ બ્રાહ્મણને દક્ષિણા આપી સંતોષ્યા. પછી નીતિપાલ રાજાએ કુંવરીને સંબંધ લાયક જોઈ, મનમાં અતિ હર્ષ લાવી તેના સમોવડીઆ પતિની ખોળ કરવા માંડી. ૧૪-૧૫

गाथा—मनछापूरी प्रसंगं, राज सु नीतपाल रजधानी ।
उद्भव कलाप्रबीने, सप्त प्रबीन सागरो लहरं ॥ १६ ॥

અર્થ—મંચ્છાપુરીના પ્રસંગવાળી, નીતિપાલ રાજા અને તેની રાજધાનીનું વર્ણન, કળાપ્રવીણના જન્મચરિત્ર યુક્ત પ્રવીણસાગર ગ્રંથની સાતમી લહેર સંપૂર્ણ થઈ. ૧૬

इति श्रीप्रवीनसागरे कलाप्रवीण उद्भव नामनी सप्तमी लहेरनी रसपूर्णा टीकानो सप्तम स्तरंगः ॥

# લહેર ૮ મી.

## રસ સાગરનું ચરિત્ર.

दुहा—नृप प्रदीप आतमज्ज तस, ग्रह्यो न गनक प्रमान ।
सोधि सुभग दीनौ सुतिहि, रससागर अभिधान ॥ १ ॥
बढत बेस दिन दिन बढें, रूप सुमति रति रंग ।
चढत सु शशि सागर लहर, यों रससागर अंग ॥ २ ॥

**અર્થ**—અહીં, બીજી તરફ, મહારાજા પ્રદીપે, પોતાના કુંવરનું નામ જોશીના કહેવાને પ્રમાણ ન ગણી, સારૂં લાગે તેવું, રસસાગર એવું પાડ્યું. દિવસે દિવસે ચંદ્રમાની કળા અને તરગ-લેહેરો વધતી જાય છે તેમ રસસાગરની ઉમ્મર, રૂપ, સારી મતિ, રતિરંગ આદિ વધવા લાગ્યાં. ૧-૨

सोरठा—सप्त बरष हुअ संध, पंडित ढिग बेठे पढन ।
जो गुरु कहत प्रबंध, सो सहसा सीखत सबें ॥ ३ ॥

**અર્થ**—કુંવર સાત વર્ષનો થયો એટલે પંડિતની પાસે બેશી ભણવા લાગ્યો. વિદ્યાગુરૂ જે જે પ્રબંધ કહે છે તે સઘળો તે સહજમાં શીખી લે છે. ૩

छप्पय—प्रथम बरन पहिचान, अंक मत्ता सु अनूक्रम ।
पिंगल छंद प्रमान, अमर व्याकर्न सम्रृति ध्रम ॥
पंच काव्य षट शास्त्र, राजनीती सब्र जानी ।
गनक भेद साहित्य, समुझ संगीत सुबानी ॥
पुनि कोक कला अनुमान पढि, भिन्न बेद भेद सुग्रहें ।
महाराज रीझ मनहंस, दुज द्वादश पुर दच्छा दहें ॥ ४ ॥

**અર્થ**—પ્રથમ અક્ષરોની જાતનું જ્ઞાન થયા પછી, અનુક્રમે ગણિતાદિ અંકનો અભ્યાસ કર્યો, પિંગળના છંદોનાં પ્રમાણ, અમર ઇત્યાદિકોશ, વ્યાકરણ, મનુસ્મૃતિ આદિક ધર્મ શાસ્ત્ર, રઘુવંશ, માઘ, કુમાર, કિરાત અને નૈષધ, એ પંચ કાવ્ય, વેદાંત, ન્યાય, સાંખ્ય, મિમાંસા, પાતંજલ આદિ છ શાસ્ત્ર, રાજનીતિની સઘળી રીતો, જ્યોતિષભેદ, સાહિત્ય અને સંગીત શાસ્ત્ર પણ જાણી લીધું. વળી કોકશાસ્ત્રની કળાને જાણી, વેદના નોખા નોખા ભેદોનું જ્ઞાન મેળવ્યું. આવી રીતના કુંવરના અભ્યાસથી. મનહસ પંડિત ઉપર પ્રસન્ન થઇ, પ્રદીપ રાજાએ તેમને બાર ગામ દક્ષણામાં આપ્યાં. ૪

दुहा–भ्रमरा वृत सुदिगर भ्रमन, कुस्ती गति क्रमचार ।
अपर उडावन तन सुमन, कीने राज कुमार ॥ ५ ॥
बांक बनैटी अरु पटा, धनुविद्या सब साध ।
बाज फिरावन राज बिधि, आखेटक आराध ॥ ६ ॥

અર્થ–ચક્રદંડ પીલવા, મુદ્દગર ફેરવવાં, કુસ્તી રમવી, મલ્લના દાવપેચ કરવા, ફુલ સરખા પોતાના નાજુક શરીરથી ઉલટપુલટ ગુલાંટ ખાવી, એ વગેરે સઘલી જાતની અગકસરતમાં રાજકુંવર માહિતગાર થયો. લેજમ. બલાંટી. પટ્ટા ખેલવા અને બાણુ વિદ્યાવગેરે કળાને સાધ્ય કરી લઇ, ઇ. ફેરવવાની રીત, રાજ્ય પ્રકરણી વિષય અને શીકારના ભેદોને પણ જાણી લીધા. ૫–૬

सोरठा–राज नीतकी रीत, रससागर जानें सबें ।
सोय कहों करि प्रीत, सुच्छम भेद सु संग्रहें ॥ ७ ॥

અર્થ–કુમાર રસસાગર સઘળી રાજનીતિ જાણે છે તે સૂક્ષ્મ રીતે ઘણા સ્નેહથી કહી સંભળાવું છું. ૭

## રાજનીતિ.

### छंद रोला.

राजनीतकी रीत, एह रससागर जानें ।
करि मज्जन नित प्रीत, देव सेवा अनुमानें ॥
हय गय शाला देखि, अस्त्र विद्या आराधन ।
आरोहे आरूढ, बाग बन नग्र निहारन ॥
कोट खंध कैबांन; शिलहखाना सु निहारें ।
किंकर निज निज थान, सावधान सु संभारें ॥
प्रजा अरज पहिचान, तास तकसीर सुधारत ।
जिहि जिहि जैसो दोष, दंड तैसो तिहि डारत ॥
मान बात संग्रहें, जूठ परतीत न आवें ।
चुगल चोर हुन्नरी, समयके लिये निभावें ॥
निज अमीर उमराउ, पुरानें मान न खंडे ।
दीन दुजन प्रतिपाल, गुनगारी ग्रह दंडे ॥

पुनि प्रधान दीवान, मान दिन दिन सु बढावें ।
सरजोर सु उथ्थपें, हुकुम हाजर सु द्दढावें ॥
कविकी मति वत दान, सूर सममान सदाहीं ।
करे हुकुम हित काम, रीझ पावतहें वाहीं ॥
सेंन पुरानो अटल, नयो समया सर राखें ।
वेध सु कारिय वेध, हेत हित कारिय दाखें ॥
कबहु होत पल कठिन, तबहुं हिम्मत नहि छंडे ।
आप त्रिकट आगमें. ईश त्रिसवास सु मंडे ॥
सेवक सामि सु धर्म, पटो दूनो सोइ पावें ।
द्रोहि धर्म जो होत, ताहिको मूल मिटावें ॥
निज पैदास निहार, पश्ह भाग सु तिहि कीजें ।
एक भरत भंडार, दान पुन एक सु दीजें ॥
तीन सेंन प्रति खरच, एककी एह द्रढाई ।
राज काज पर गाह, बाज गज राज खवाई ॥
नित प्रति चातुर संग, मूढ सांमीप न आनें ।
भूखन बसन सु धार, सभा रिचवो निज जानें ॥
राग रंग रीझबो, रीझ जैसी तैसो दत ।
कामनि बिबिध बिलास. कोक चारित्रनकी गत ॥
आखेटक अभ्यास, कैफ करवो कोही दिन ।
मित्र हेत अरि दहन, खटक बिसरे न कबी मन ॥ ८ ॥

**અર્થ**–રાજનીતિની રીત એક રસસાગરજ જાણે છે. અર્થાત્ એ વિષયમાં કુમાર સર્વ પ્રકારે કુશળ છે. દરરોજ પ્રભાતમાં વ્હેલા ઉઠી સુગંધીમય તેલ ફુલેલ ચોળી, ગંગોદકથી નાહી, શુદ્ધપણે વિધિથી દેવાર્ચન કરે છે. બાદ નાના પ્રકારના વસ્ત્રાલંકારને સજી, અંગરક્ષકો સાથે ગજ તથા અશ્વશાળાને જોઇ. અસ્ત્ર એટલે તીર વગેરે દૂરથી ફેંકવાનાં હથિયારોની વિદ્યા સાધે છે–નિશાન પાડતાં શીખે છે, પછી રત્ન જડિત સુવર્ણ અને જવાહીરના સાજથી શણુગારેલા પંચકલ્યાણી નામના ઘોડા ઉપર સ્વાર થઇ, બાગ બગીચા અને વન તથા ઉપવને ફરી, ત્યાંથી કિલ્લો, કોઠાર, ખાઇ, શસ્ત્રશાળાનાં મામ હથિયારો જોઇને. કિંકર કહેતાં અનુચરો ને પહેરેગીરો પોતાના સ્થાને સાવધપણે નોકરી કરે છે કે નહીં, તે તપાસી, પછી રાજસિંહાસને બિરાજી, પ્રજાની

અરજ સાંભળે છે, ગુન્હેગારોના દોષ સુધારે છે તથા તકસીર પ્રમાણે દંડ કરે છે. તે સત્ય વચનને ગ્રહણ કરે છે અને અસત્યનો વિશ્વાસ કરતા નથી. ચોર, ચાડીયા અને હુન્નરી લોકો, સમય ઉપર કામ આવે માટે તેમને રાજ્યમાં નીભાવે છે, પોતાના અમીર, ઉમરાઓ, તથા જુના સજ્જનોનું માનભંગ થવા દેતા નથી, ગરીબ બ્રાહ્મણોનું પાલન કરે છે, ગુન્હેગારોને કેદ નાંખે છે, પ્રધાન આદિ નોકરોના માનમાં વધારો કરી, દિવસે દિવસે ઉંચી પાયરીએ ચઢાવે છે, શિરજોર માણસને ઉથાપી દૂર કરે છે તથા હુકમ પ્રમાણે વર્ત્તવાને સર્વને ઉત્તેજીત કરે છે. તે વળી, કાવ્યને બનાવનાર કવિયોને તેમની યોગ્યતા પ્રમાણે બક્ષિસ આપે છે, શૂરવીરોનું હમેશાં સન્માન કરે છે ને હુકુમ પ્રમાણે વર્તી, સારૂં કામ કરનાર ભારે ઇનામને મેળવે છે. લશ્કરમાં પ્રસંગો પ્રસંગ નવાં માણસોની ભરતી કરી તેમને યુદ્ધકળા શીખવે છે. વેધીસુ વેધ અને પ્રીતિવાન સાથે પ્રીત કરે છે. દૈવ ગતિયે કોઇ વખત કઠણ સમય આવી જતાં તે હિમ્મત હારી બેસતા નથી. તે મહા સંકટને વખતે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી ધૈર્યતાથી કામ લે છે. સેવ્યસેવક ધર્મ પ્રમાણે વર્ત્તનારા બમણો પગાર પામે છે, પણ ધર્મદ્રોહી માણસોને તો જડમૂળથી ઉખેડી નાંખે છે. પોતાની ઉપજ તપાસી તેના છ ભાગ કરી, એક ભાગ રાજભંડારમાં, એક ભાગ પુણ્યદાનમાં, ત્રણ ભાગ લશ્કર પાછળ ખરચી, બાકીના એક ભાગમાં ઘોડા હાથીનું જીવન ચલાવી રાજ્ય ખર્ચ કરે છે. તે હમેશાં ચતુર જનોનોજ સંગ કરે છે, મૂઢને સામો પણ આવવા દેતો નથી. તે નિત્ય પ્રત્યે નવા નવા વસ્ત્રાલંકાર ધારણ કરે છે, તથા રાજસભા રચવામાં પોતે હાજર રહે છે, રાગ રંગથી રંજીત થઇ યોગ્યતા પ્રમાણે તેમને બક્ષિસ આપે છે. તે કામનીઓના વિધ વિધ વિલાસને તથા કોકના ભેદને સારી પેઠે જાણે છે. શીકાર ખેલવાના કામમાં ઉત્તમ રીતનો તને અનુભવ છે, તથા કેફને નિંદ્ય જાણી, કોઇક દિવસે તે કરે છે. તે મિત્રને રંજન કરવાનું અને શત્રુને બાળવાનું કદી ભુલતાજ નથી. ૮

दुहा–भेद यहें जानें सबें, रससागर सुकुमार ।
नृप प्रदीप धरि हें सदा, राज काजको भार ॥ ९ ॥
यातें कुमर न काज कछु, मनव्रत सुख बिलसंत ।
कुल बय सम रजपूत कवि, आव्रुत रहत अनंत ॥ १० ॥

અર્થ–આ પ્રકારે સઘળા ભેદને રસસાગર કુમાર જાણે છે, છતાં રાજ્યતંત્રનો તમામ ભાર પ્રદીપ રાજાએ પોતા ઉપર રાખ્યો છે. એથી કુંવરને કંઇજ કામ નથી અને તેથી ફક્ત મનવાંચ્છિત વિલાસને ભોગવે છે.

કુંવર નિરંતર પોતાના સમોવડીઆ અનેક કુલીન રાજપુત્રો અને કાવ્યને રચવાવાળાથી વિંટાયલો રહે છે. ૯-૧૦

**गाथा**—सागर मित हितकारी, भारतिनंद कबि रविजोतं ।
वीरभद्र सत्रसालं, रतंन्प्रतापं कुमार उमराहं ॥ ११ ॥

**અર્થ**—કુંવર સાગરના હિતકારી મિત્રોમાં, ભારતીનંદ, રવિજ્યોતં કવિ, વીરભદ્ર, સત્રસાળ, રત્નપ્રતાપ અને ઉમરાહ કુંવર છે. ૧૧

**छप्पय**—सतरंजादिक खेल, कब्रहुं गुन ग्रंथ बंचावें ।
सुरापान कब्र मगन, कब्रहुं संगीत नचावें ॥
कब्रहुं भगल मल कब्रहुं, कब्रहुं नट देखत साधन ।
देत रीझवत दान, बसन धन भूषन वाहन ॥
आखेट करत कब्रहू अरन, प्राति उदान उतरत मुदित ।
रस रंग राग नित नित नये, दिन दिन बिहरत यह जुगत ॥ १२ ॥

**અર્થ**—તેઓ સેતરંજ, ચોપટ બાજી આદિ ખેલની કોઈ કોઈ વખત રમત રમે છે, અને કોઇ વખત ગુણવાળા ગ્રંથો વંચાવી સાંભળે છે, કોઇક સમયે મદિરા પી ખુશ રહે છે અને કોઇ વખત સંગીત શાસ્ત્ર પ્રમાણે નાયિકાઓને નચાવે છે, કોઇ વખત પાડાઓની કુસ્તી અને મલ્લયુદ્ધ જોય છે, કોઈ વખતે નટના ખેલ જોઇ પ્રસન્ન થઇ તેમને બેસવાને વાહન, દ્રવ્ય અને આભૂષણો આપે છે અને કોઇ સમયે શીકારે જાય છે ત્યારે પોતાના ક્રીડા વનમાં ઉતરી, ક્રીડા કરી આનંદ પામે છે. એવી રીતે હમેશાં નવા નવા રાગ રંગ અને ગમત રમતમાં પ્રતિદિન વિહાર કરે છે. ૧૨

**गाथा**—द्विज विद्या उपदेशं, राजनीत बरनन संछेपं ।
रससागर सुचरित्रं, अष्ट प्रवीन सागरो लहरं ॥ १३ ॥

**અર્થ**—બ્રાહ્મણની વિદ્યાનો ઉપદેશ, રાજનીતિનું સંક્ષિપ્ત વર્ણન તથા રાજકુમાર રસસાગરના ચરિત્રયુક્ત આ પ્રવીણસાગરની આઠમી લહેર પૂરી થઈ. ૧૩

इति श्रीप्रवीनसागरे कथा प्रारंभ नामनी अष्टम लहेरनी रसपूर्णा टीकानो अष्टमस्तरंगः ॥

# લહેર ૯ મી.

## મૃગયા પ્રસંગ.

**दुहो**–रससागर इहि विधि रहत, अति आनंद बिलास ।
भयो बेस द्वादश वरष, आयो चातुर मास ॥ १ ॥

**અર્થ**–રસસાગર એ પ્રમાણે અતિ આનંદ સાથે વિલાસમાં રહે છે. વખત જતાં કુંવરની વય બાર વર્ષની થઇ તે સમયે ચોમાસાના દિવસ આવ્યા. ૧

**छप्पय**–रससागर इक समय, मिंत मिल सौध बिराजत ।
मेघराग गुनि गात, गहर धुनि अंबर गाजत ॥
सुरापान महिं मगन, याद आखेटक आयो ।
पंच सहस असवार, प्रति कुमर हुकम कहायो ॥
सजि सिलह सुभट पख्खर तुरिय, बोले भ्रघ नोबत वजी ।
पैंदल हजार पचहु लियें, दश सहस सैंना सजी ॥ २ ॥

**અર્થ**–એક સમયે રસસાગર કુમાર મિત્રોની સાથે રાજભુવનનાં બીરાજ્યા છે, તે વખતે વારાંગનાઓ મેઘરાગ ગાય છે, જેથી આકાશમાં ગેહેરા અવાજથી મેઘગર્જન થાય છે. મદિરાપાનથી મત્ત થયેલા છે, તેવામાં શીકારની વાત યાદ આવી કે તરતજ પાંચ હજાર સ્વારોને તૈયાર રહેવા કુંવરે હુકમ કહાવ્યો–જે સાંભળી સુભટો આયુદ્ધ સજી, સર્વે સાજ સજીત ઘોડા ઉપર સ્વાર થયા અને ચોપદારો નેકી પોકારવા લાગ્યા તથા નગારાં વાગવા માંડયાં. પાંચ હજાર પગે ચાલનાં પાયદળને પણ સાથે લીધું એ પ્રમાણે દશ હજાર શૂરવીરોની સેના સજ થઈ. ૨

**दुहो**–दश गय पंच हजार हय. पैंदल पंच हजार ।
रससागर महराजकौं, चढचो सु सहज सिकार ॥ ३ ॥

**અર્થ**–દશ હાથી, પાંચ હજાર ઘોડા, પાંચ હજાર પગથી ચાલનારૂં દળ, એ પ્રમાણે મહારાજ રસસાગરનું લશ્કર સહજ શિકાર માટે ચઢયું. ૩

### छंद पद्धरी.

सागर कुमार साजित सिकार, लीनी सु फोज दश सहस ।
नोबत सुनाद छूटे निसांन, दुज्जन सु त्रास दिशहू

बाजत तूर भेरी बिशाल, कैवांन बांन केते कमाल।
सागोश स्वान चीते सुसंग, बेहरि सुबाज जुररा बिहंग ॥
लगरा सुझगर तूरमचि लीन, कूही सुबास कर बासकीन।
शकरा नृपान मीरहु सिकार, दल मिलित आय दरबार द्वार ॥
महाराज चढत लीनी सलाम, धुनि सुनि लखंत जन धाम धाम।
उच्चार पग्ग नीशान अग्रं, निकसें सुमध्य दिन बहिर नग्र ॥
तिहि किन्न मुकाम सरितासु तीर, बन्नात मोंमपोसी सबीर।
द्वैसतह संग बानिज दुकान, परिपूर साथ सह खान पान ॥ ४ ॥

**અર્થ**–કુમાર રસસાગર એવી રીતે દસ હજાર ફોજ સહિત શિકાર સારૂ તૈયાર થયા છે, નોબતના નાદ થવા લાગ્યા છે અને નિશાંન છૂટી રહ્યાં છે, તેથી દિશાઓનાં ખળ માણસો ત્રાસ પામી ગયાં. તૂરી અને સરણાઇઓના ઘોર નાદ થઇ રહ્યા છે, કેટલાક બાણ ફેંકવામાં પ્રવિણ શૂરવીરો, પ્રથમથીજ સજ થઇ ઉભા છે, સાગોશ, કુતરા, ચિત્તા, બેહેરી, બાજ તથા જુરરા ઇત્યાદિ પશુ પક્ષીઓ, વળી લગર, ઝગતુરમચી, કુહી, બાજઆદિ પક્ષીઓનાં આંજરાં, કેટલાકના કરને વિશે ઝુકી રહેલાં છે, ને કંઇક ઉમરાવો હાથ ઉપર શકરા બેસાડી શિકારે આવે છે. એ પ્રમાણે ચતુરંગી દળ રાજ્ય દરબારે આવ્યું. મહારાજ ચઢયા. તુરત સૈનિકોની સલામ થઇ. વાજીત્રોના ધ્વનિ સાંભળી નગરવાસીઓ ઘેરે ઘેર બારીએ-અટારીએ ચઢી, મહારાજ શ્રીને નીરખે છે. પછી ચોપદારોની નેકીના પોકારો સહિત રંગ બેરંગી વાવટાઓ મોખરે રખાવી, કુમાર રસસાગર પોતે મંદ મંદ ચાલથી, મધ્યાહ્નકાળે નગરી બહાર નીકળી, સરિતાના તટપર મુકામ કર્યો. બનાતી મોમપોશી તંબુ લગાવી દીધા. સાથે બસેં વેપારી વાણિયાની દુકાનો હતી તેથી આખા લશ્કરને ખાવા પીવાની સઘળી વસ્તુઓ પૂર્ણપણે મળી આવતી હતી. ૪

**दुहा**–शुध पख मास अषाढ शुभ, तिथि सप्तमि बुधवार।
अमरजोग अभिजित नखत. सागर चढें सिकार ॥ ५ ॥
किय मुकाम सरिता सुतट, बिच महराज सबीर।
घन बरसत सरसत तरल, मुख दरसत न मिहीर ॥ ६ ॥

**અર્થ**-શુભ અષાઢ માસની સુદિ પક્ષની સપ્તમી ને બુધવારે, અમૃત જોગમાં અભિજીત નક્ષત્રના શુભ મૂહુર્ત્તમાં, રસસાગર કુવર શિકારે ચઢયા. સરિતાના શુભ તટ ઉપર સર્વ સૈન્યની મધ્યોમધ્ય મહારાજનો તંબૂ ખેચી-

મુકામ કર્યો હતો, તે સમયે વરસાદ વરસે છે, પવનના સુસવાટાની જોડે વિધુતના ચમત્કારા થઇ રહ્યા છે અને વાદળાંની ધાટી ઘટાથી સૂર્ય દેખાતો નથી, એવું અંધકાર હોવાને લીધે, એક બીજાનાં મુખ પણ સૂઝતાં નથી. ૫-૬

**વરસાદનું વર્ણન.**

**छंद हारक**—घोर घटन जोर पटन मोर अटनपें रटें ।
चातुक धुनि झिल्लव गन भेक सरनकें तटें ॥
गाज गहर बीज सहर सीत लहर मारुतं ।
नील धरन शैल हरन बेल तरन आवृतं ॥
चाप सुरन पंच्च बरन अंबर–मनि छाहियं ।
दंपति हित चाहत चित ब्रैति ब्रिपति लाहियं ॥
बूढ दरस बूंद बरस श्रात भर सु छहियं ।
राज कुमर साथ सुघर तास अवसर चल्हियं ॥ ७ ॥

**અર્થ**—મેઘાડંમર છવાઇ, ધમઘોર બની મૂશળધારે વરસાદ વરસે છે તેણે કરી, પાસેના વનમાં મોર ટુહુકાર કરી રહ્યા છે, ચાતક, તમરાં વગેરે પક્ષીઓની સરોવર તીરે, ચારે તરફ ધુન મચી રહી છે, તેમજ દેડકાંનો સમૂહ ડેડુંડેડું કરે છે, વરસાદની ભારે ગાજવીજ જોડે વીજળી ચમકારા કરી દોડી રહી છે, પવનની ઠંડી લહેરો આવે છે, જમીન લીલોતરીથી છવાઇ ગઇ છે–તે જાણે કોઇ નવયૌવના સ્ત્રીએ અંગે લીલી સાડી સજી હોય નહિંશું તેવી શોભાને આપે છે, પાણીના ઝરા ખળખળ વહ્યા જાય છે, સુંદર વેલીઓ વૃક્ષો ઉપર ચારે તરફ વિંટાઇ રહીયો છે–તેથી જાણે લતા મંડપજ છવાઇ રહ્યો હોય નહિંશું તેમ જણાય છે પંચરંગી ખેંચેલું ઇન્દ્ર–ધનુષ છે, ને આકાશમાં છવાયલી વાદળાંની ઘટાને લીધે આકાશ મણી–સૂર્ય ઢંકાઇ ગયો છે. આવા રૂડા સમયને વિશે, દપતી–સંયોગી સ્ત્રી પુરૂષો–પ્રીતિથી એક બીજાને ચિત્તમાં ચાહે છે, પણ વિયોગી જનો તો દુઃખનેજ અનુભવે છે. બૂઢ નામના લાલ રંગના જંતુઓ દેખાય છે. વરસાદનાં બુંદ વરસવાથી નદીઓ ચારે કાંઠે પાણીથી ભરપુર બની છલકાતી પાણીની છોળો દેખાય છે. આવા સમયે રાજકુમાર રસસાગર–ચતુર અને સુઘડ પુરૂષો સાથે શીકારે ચાલ્યો. ૭

**दुहा**—घन बरषत गत "जगत–चख", छित छहियत तम ब्रंद ।
नरपति निज मित मिल सकल, हितवत करत अनंद ॥ ८ ॥
निशिकर सुत बासर ब्रितित, सुरगुरु तमी ब्रतंत ।
गत सुजाम परि गुन धरी, शिवा सु सुर उचरंत ॥ ९ ॥

सुर उत्तर ईशान बिच, फुनि दच्छन चित धार ।
म्रे रससागर सुकवि प्रति, वजत सुकन बिचार ॥ १० ॥

**અર્થ**–વરસાદ વરસે છે તેણે કરી, જગત્ ચક્ષુ સૂર્ય ભગવાન છવાઇ જવાથી ચારે દિશામાં દેખાતા નથી અને ચારે દિશાએ ઘોર અંધારૂ પથરાઇ ગયુ છે. આવા સમયને વિષે નૃપતિ પોતાના સઘળા મિત્રો સાથે મળી મનવાન્છિત આનંદ ભોગવે છે. બુધવારનો દિવસ વહી ગયો, ગુરૂવારની રાત થઇ, એક પહોર ઉપર ત્રણ ઘટિકા રાત્રી ગયા કેડે શિવા એટલે શિયાળની માદા શિયાળવી, સારા સ્વરથી બોલવા લાગી. તે શબ્દ ઉત્તર અને ઇશાન દિશાની વચ્ચે થયો, તેટલામાં વળી દક્ષિણ દિશામાં સંભળાયો. એ શબ્દો સાંભળીને મહારાજ રસસાગર, પોતાના વિખ્યાત કવિયોને શુકન સબંધી વિચાર પુછવા લાગ્યા. ૮–૧૦

**दुहा**–अहो सुकवि रविजोत तुम, जानत राज वसंत ।
पशु पंछी आगम उकति, कहो सु यह बरतंत ॥ ११ ॥
अष्ट दिशा पति पाहुने, अंत्र दिशा सु निकेत ।
ज्वाला आदि अठ भेद कहि, कहा कहा फल देत ॥ १२ ॥

**અર્થ**–અહો રવિજયોત કવિરાજ, તમે વસંત આદિ શુકનના ભાવને જાણો છો, વાસ્તે તે પશુ પંખીઆદિની ભવિષ્ય વાણીના ભેદની વાત કહો. આઠ દિશાનાં પતિના ઘર, નિરંતર જે જે દિશામાં રહે છે તે, જ્વાલા અંતરદિશા આદિ આઠ ભેદ શું શું ફળને આંપે છે તે પણ કહો. ૧૧–૧૨

## શુકનભેદ.

**दुहो**–करनहार किरतार सो, कहनहार कहि देत ।
तुम बूझत ते ते कहौं, प्रश्न अनुक्रम लेत ॥ १३ ॥

**અર્થ**–કવિયે કહ્યું કે, આપે પુછેલા પ્રશ્નના અનુક્રમે ઉત્તર દઉ છું; પરંતુ કરતા હરતા તો પરબ્રહ્મ પરમાત્મા છે. ૧૩

**छप्पय**–पूरव रबि क्रषिवान, अगनि शशि क्षत्रिबंधु रहि ।
दच्छन कुज नृप जान, बूध नैरुत बानिक कहि ॥
पच्छिम सुरगुरु बिप्र, वावि भार्गव आसुरपति ।
मंद शबर उत्तरह, ईश ईशानकोंन थिति ॥
आदित्य निशादिन आप ग्रह, अनु दिन इक इक घर खसें ।
शंकर अडोल औरे सबें, पुनि आदित निज ग्रह बसें ॥ १४ ॥

**અર્થ**–હે દેવ ! પૂર્વ દિશાને વિશે ખેતીકાર ખેડુતનું ઘર છે, વાસ્તે તે દિશાનો સ્વામી તે કહેવાય છે ને રવિવારને દિવસે તે ત્યાં રહે છે. અગ્નિકોણમાં ક્ષત્રિયનું ઘર અને તે સોમવારે ત્યાં રહે છે. દક્ષિણ દિશાને વિશે રાજાનું ઘર છે અને તે મગળવારે ત્યાં રહે છે. નૈઋત્યકોણમાં વણિકનું ઘર છે, તે બુધવારે ત્યાં રહે છે પશ્ચિમ દિશામાં બ્રાહ્મણનું ઘર છે તે ગુરૂવારે ત્યાં રહે છે. વાવ્યકોણમાં અસુર-પતિનું ઘર છે, તે શુક્રવારે ત્યાં રહે છે. ઉત્તર દિશામાં ભિલ્લનું ઘર છે, તે શનીવારે ત્યાં રહે છે. ઇશાન કોણને વિશે ઇશ **શંકર** રહે છે. રવિવારે રાત દિવસ ખેડુ પોતાને ઘેર રહે છે અને પછી અનુક્રમે દરરોજ અકેક ઘર ખસ્યા કરે છે. એ પ્રમાણે ફક્ત **શંકર**ના સ્થાન સિવાય બધાંય ઘર બદલી-ફરીવળી, રવિવારે પાછો પોતાને ઘેર આવી રહે છે. ૧૪

## પ્રાહુણ ભેદ.

પ્રાહુણભેદ સમજવાનું કોષ્ટક આ પ્રમાણે છેઃ–

| दिशाओं-नां नाम. | पूर्व | अग्नि | दक्षिण | नैऋत्य | पश्चिम | वाव्य | उत्तर | ईशान |
|---|---|---|---|---|---|---|---|---|
| कोना कोना घर | खेडुनुं घर | रजपूतनुं घर | राजानुं घर | वैश्यनुं घर | ब्राह्मणनुं घर | शाहनुं घर | भिल्लनुं घर | महादेवनुं घर |
| रवीवार | खेडु | ब्राह्मण | रजपूत | पादशाह | राजा | भिल्ल | वैश्य | ० |
| सोमवार | ब्राह्मण | रजपूत | पादशाह | राजा | भिल्ल | वैश्य | खेडु | ० |
| मंगळवार | क्षत्रि | पादशाह | राजा | भिल्ल | वैश्य | खेडु | ब्राह्मण | ० |
| बुधवार | पादशाह | राजा | भिल्ल | वैश्य | खेडु | ब्राह्मण | रजपूत | ० |
| गुरुवार | राजा | भिल्ल | वैश्य | खेडु | ब्राह्मण | रजपूत | पादशाह | ० |
| शुक्रवार | भिल्ल | वैश्य | खेडु | ब्राह्मण | रजपूत | पादशाह | राजा | ० |
| शनिवार | वैश्य | खेडु | ब्राह्मण | रजपूत | पादशाह | राजा | भिल्ल | ० |

[દાખલા તરીકે, ભિલ્લ રવીવારે પોતાને ઘેરથી એટલે ઉત્તર દિશાથી ચાલીને વાવ્યમાં પાદશાહને ત્યાં પ્રાહુણ આવે, ને રવીવારે ફાલ્ગુ બોલે, ત્યારે શુકન જોનારે પાદશાહના દરબારના ગુણ પ્રમાણે ફળ જાણવું, ને ભિલ્લના ગુણ કેવા છે તેને તે પ્રમાણે ફળ જાણવું.]

**दुहा**–कृषिकर्त्ता भ्रत नृप बनिक, दुज असुरेश निशाध ।
ज्यौं सु जगत बिबहार हे, त्यौं बीरज घटि बाघ ॥ १५ ॥
चलत पंथ गति पाहुने, थानक थानकि जान ।
छल बल जीत अजीत यह, जानो परखि पयान ॥ १६ ॥

**અર્થ**–કૃષિ કર્ત્તા ખેડુત, રજપૂત, રાજા, વાણિયો, બ્રાહ્મણ, અસુરપતિ, ભિલ્લ, એમનો જે પ્રમાણે જગતમાં વ્યવહાર છે તેવી રીતે તેઓના ફળને જાણવું–અર્થાત્ પાત્ર પરત્વે ફળ સમજવું. રસ્તે ચાલવાની ગતિ પ્રમાણે ચાલતાં જે ઘર આવે, તે સ્થાનક, તેનો સ્વામિ તપાસી, છળ, બળ, જીત, હાર વગેરે પરીક્ષા કરી જાણવાં. ૧૫–૧૬

## દિશાંતર સ્થાનભાવ.

**छप्पय**–उदित अगनि बिच अगनि, अगनि दच्छन बिच कूपह ।
दछ नैरुत बिच वापि, नईरुत पच्छिम बागह ॥
पच्छ बाव्य मधि काठ, बाव्य उत्तर लच्छी वद ।
उत्तर ईश रनथंभ, ईश पूरब सोनित नद ॥
अगनी सु कूप रन नद अशुभ, बापि भाव सम जानिये ।
उपबनह काठ लच्छी सुभग, ज्वाल भेद अनुमानिये ॥ १७ ॥

**અર્થ**–પૂર્વ દિશા તથા અગ્નિકોણની વચ્ચે અગ્નિકુંડ, અગ્નિ તથા દક્ષિણ દિશાની વચ્ચે કૂવો, દક્ષિણ દિશા તથા નૈઋત્ય કોણની વચ્ચે વાવ, નૈઋત તથા પશ્ચિમ દિશાની વચ્ચે બાગ, પશ્ચિમ તથા વાવ્યકોણની વચ્ચે કાષ્ટ, વાવ્ય તથા ઉત્તર દિશાની વચ્ચે લક્ષ્મી, ઉત્તર તથા ઇશાનની વચ્ચે રણસ્થંભ, ઇશાન તથા પૂર્વ દિશાની વચ્ચે લોહીની નદી છે, અગ્નિ, કૂવો રણસ્તંભ તથા લોહીની નદી અશુભ છે; વાવનો ભાવ સમાન છે; ઉપવન–બાગ, કાષ્ટ, અને લક્ષ્મી તે શુભ છે. એ પ્રમાણે જવાળાદિ ભેદનું અનુમાન જાણવું. ૧૭

**छप्पय**–सुर उदित इक जाम, ज्वाल पूरब दिशा जानहु ।
अगे अगनि प्रति धूम, छांह दच्छन अनुमानहु ॥
नैरुत धर निरधार, अस्त महिं पंक कहावे ।
बाव्य बसत जलबंब, भसम उत्तर पारि आवे ॥
अंगार बसे ईशान तब, प्रहर प्रहर भुगता दिशा ।
चलि नीत रीत निज ग्रह रहे, बीतत इक दिन इक निशा ॥ १८ ॥

**અર્થ**-સૂરજનો ઉદય થયા પછી એક પહોર સુધી જ્વાળા પૂર્વ દિશામાં અગ્નિ કોણમાં ધુમાડો, દક્ષિણમાં છાયા નૈઋત્યમાં પૃથ્વી, પશ્ચિમમાં ગારો, વાવ્ય દિશામાં જળનો બંબ, ઉત્તર દિશામાં ભસ્મ અને ઇશાન કોણમાં અગારા જાણવા. એવી રીતે તે દરેક પહોર-એક દહાડો અને એક રાત (આઠે પહોર) ફરી ફરી બીજે દહાડે સવારના પોત પોતાને ઘેર આવે છે. ૧૮

**छप्पय**-ज्वाल अगनि भय अशुभ, धूम मनकों मुरझावें ।
छांह निफल क्रत काम, धरा आनंद उपावें ॥
कीच कुशल षारि कष्ट, जलह सीतल सुखकारी ।
भलो विभती भाव, अतिहि संकट अंगारी ॥
मधि आदि अंत अनुमान कर, भलो बुरो फल भाव गहे ।
चितह विचार चातुर धरी, सुकन भेद कोविद सु कहे ॥ १९ ॥

**અર્થ**-અગ્નિની જ્વાળા ભય આદિ અશુભ કરતા છે, ધૂમાડો મનને મુઝવે છે, છાયા હાથ ધરેલાં કામમાં નિષ્ફળતા પમાડે છે અને ધરા કહેતાં પૃથ્વી આનંદ ઉપજાવનાર છે, કીચ-ગારો કુશળતા આપે છે, પણ અંતે દુઃખકર છે; જળ-પાણી, ધીમે ઠડાઇથી કામ કરે, પણ સુખરાશી છે, વિભૂતિ-ભસ્મનો ભાવ ઘણોજ ઉત્કૃષ્ટ છે ને અંગારા ઘણાજ સંકટ કરનાર છે. એ સર્વે આદિ, મધ્ય અને અંતનું અનુમાન કરી તે પ્રમાણે સારા ખોટા ફળના ભાવને ગ્રહે છે. ચિત્તમાં વિચાર કરી શુકન ભેદની ચર્ચા-સુકવિયે કરી. ૧૯

**दुहो**-सुकन सिंधु संछेप करि, कह्यो सुमति अनुसार ।
अबजो आपकों भयें, ताको कहौं बिचार ॥ २० ॥

**અર્થ**-એ શુકન શાસ્ત્રનો ભેદ સિંધુ સમાન વિશાળ છે, તેમાંથી સંક્ષેપે યથામતિ કહી સંભળાવ્યો, પણ હવે આપને જે શુકન થયા છે, તેનો વિચાર કહું છું. ૨૦

### શુકનભાવ.

**छप्पय**-शिवा सु सुर रनथंभ, कहूं आहव उपजावें ।
छांह धुम्रके मध्य, निफल जुध मन मुरझावें ॥
फुनि दच्छन उच्चार, नृपति गृह साह सिधावें ।
जलह तहां वह जोग, रार हानि रीझ उपावें ॥
मनुंहार मान उनकी सुफिर, आप सराहोगे वहें ।
चत्र घरी जोग अनुराग चित्त, कहुं लगहें सुकनी कहें ॥ २१ ॥

**અર્થ**-શિયાળનો સુ શબ્દ રણથભને વિષે થયો તે લડાઇનો ભાવ ઉપજાવે છે, છાયા અને ધૂમાડાની મધ્યે શબ્દ થયો તે અમથી નકામી લડાઇ થાય અને તેથી મનની અંદર મુઝાવું પડે, વળી દક્ષિણ દિશામાં જે ઉચ્ચાર થયો ત્યાં રાજાને ઘેર વણિક પ્રાહુણો ગયો છે તેથી ત્યાં જળનો જોગ છે, તેથી કરી ટંટાને મારી હઠાવી આનંદ ઉપજાવશે. વળી સાથે તે સામા થયલા રાજાના સત્કારને સ્વીકારી તેમના સ્થાનકે આપ પધારશો. આ ચાર ઘડીના શુભ શુકનના જોગથી એમ માલમ પડે છે કે, ત્યાં આપને મનને ગમતું થશે એમ શુકનશાસ્ત્ર કહે છે. ૨૧

**गाथा**-आखेटक सुप्रयानं, पावस गहन पंथ गिरि गहियं ।
सुकन मेद अनुसारं, नवम प्रवीन सागरो लहरं ॥ २२ ॥

**અર્થ**-શિકારે જવાનું પ્રયાણ, વર્ષા ઋતુનું વર્ણન, જગલ અને પહાડને પંથે ચાલતાં થયેલા શુકનના ભેદવાળી આ પ્રવીણ સાગર ગ્રથની નવમી લહેર સપૂર્ણ થઇ. ૨૨

इति श्रीप्रवीनसागरे मृगया प्रसंग नामनी नवमी लहेरनी रसपूर्णा टीकानो नवमस्तरंगः ॥

# લહેર ૧૦ મો.

## મૃગયા ખેલન.

**दुहा**-उभे प्रहर चरचा चली, कियो शयन सुख साज ।
निशि वीति आनंद भर, उठे प्रात महाराज ॥ १ ॥
खान पान करिकें चढें, गिर झंगर पथ लीन ।
इत प्रतना महराज उत, इंद्र आडंबर कीन ॥ २ ॥

**અર્થ**-એ પ્રમાણે બે પહોર લગી વાત વિનોદ થઇ રહ્યા પછી, સુખશય્યામાં મહારાજ પોઢયા ને રાત વિતતાં પ્રાતકાળમાં મહારાજ આનદભેર ઉઠયા. પછી ખાન પાન કરી સર્વેએ મૃગ ખોળવા પહાડવાળા ઘાટા

જંગલનો માર્ગ સાધ્યો, તે સમે જેમ અહીં મહારાજ રસસાગરની ફોજ ચડી-તેજ પ્રમાણે આકાશમાં ઇંદ્રે પણ આડંબર કર્યો-અર્થાત્ આકાશમાં વર્ષાદ ચડી આવ્યો. ૧

## ફોજ અને વર્ષા એકત્ર ભાવ વર્ણન, દૃષ્ટાંતાલંકાર.

### છંદ ચોબોલા.

सागरकी जु चडीहें चमूं इत, त्यों उत इंद्रघटा प्रसारी ।
सूरनके कर शेल सकत्तिय, त्यों उत कौंधत हे बिजुरी ॥
बाजत आनक नाद इतें, उतकों घनघोर बजें गहरी ।
तूर बजे सहनाइ इतें, सु उतें धुनि मोरनिकी उचरी ॥
मंद गयंद चले इतकों, उत बृंद सु श्याम मिले बदरा ।
घोर सु पाखर घंटनकी, इत त्यौं उत सोर करे ददरा ॥
गावतहें गुनि राग इतैं, उत राव उपावन झल्लबकी ।
राज कुमार इतैं रकतांबर, त्यौं उत भा नव पल्लवकी ॥
बैंरख ओर निसान इतैं, उत देव धनू छबिकों जु धरे ।
बानि बदंत नकीब इतैं, उत चातुक त्यों ललकार करे ॥
शात्रव दस्यू इतैं दुरगें, उत मंद पतंग मयूख करी ।
सेंन इतैं रससागरको, सूरराज उतैं मनू होड परी ॥ २ ॥

અર્થ-આંહી એટલે પૃથ્વીપર સાગરની ફોજ ચઢી તેમ ત્યાં કો ં આકાશમાં ઇંદ્રઘટા છવાઇ રહી છે, અહિ શૂરવીરોના કરોમાં ભાલા ઇત્યાદિ શક્તિયો ચળકાટ મારે છે, તેમ આકાશમાં વીજળીના ચમકારા ઝબકી રહ્યા છે, આહિ જેમ દુદુંભિના નાદ થઇ રહ્યા છે, તેમ આકાશમાં મેઘના ગડગડાટ સાથે ભારે ગર્જના થઇ રહી છે, અહિં જેમ તુર અને સરણાઇયો વાગી રહીયો છે, તેમ આકાશમાં, ઉંચા પર્વત અને વૃક્ષોપર બેઠેલા મોર, શબ્દની ધૂન મચાવી રહ્યા છે, અહિ જેમ મદમંદ ગતિથી હાથીયો ચાલે છે, તેમ આકાશમાં કાળાં વાદળનાં વૃંદ ચઢી આવી એકઠાં મળે છે, અહિં જેમ ઘંટ તથા પાખરના ઘોર નાદ થઇ રહ્યા છે, તેમ ત્યાં-વન અને ઉપવનમાં તમરાંનો સોરબકોર ચાલી રહ્યો છે, અહિ જેમ રાજકુમારે રક્તાંમ્બર ધારણ કરી લીધાં છે, તે પ્રમાણે ત્યાં નવ પલ્લવરૂપી રક્તાશ ઝળકી રહી છે અહિં જેમ આરબોની બૈરખે ધ્વજા [ વિશેષ ] અને નિશાન [ ધ્વજભેદ ] ધારણ કર્યા છે તેમ આકાશમાં પણ રંગ બેરંગીન ઇંદ્ર ચાપ ખેંચાયું છે, અહિં જેમ ચોપદારો નેકી પોકારી.

રહ્યા છે, તેજ પ્રમાણે ત્યાં બપૈયા પક્ષી લલકાર કરી રહ્યા છે, અહિં દળના ધસવાથી દુશ્મનો છુપાઇ પેઠા છે, તેમ ત્યાં આકાશમાં સૂર્ય કીરણોને મંદ ઝાંખાં કરી નાખ્યાં છે. એ પ્રમાણે જાણે પૃથ્વીમાં મહારાજ રસસાગરને અને આકાશમાં સુરરાજના સૈન્યને એક બીજા જોડે સરત પડી ના હોય તેમ દેખાવ થઇ રહ્યો છે. ૩

## વર્ષા વર્ણન.

**दुहो**—बन बनांत पख्खर बनी, घन कन पटा समाज ।
झन झनांत खग घंट सूर, गिरि पावस गजराज ॥ ४ ॥

**અર્થ**—જેનીપર વનરાજી રૂપી બનાતની (લીલી) ઝૂલ આવી રહી છે; વરસાદની જે ધારા તે પટારૂપી સાજ છે; ઘટ અને પક્ષીઓના ઝણઝણાટ રૂપી ઘોર શબ્દ થાય છે તેવો વર્ષાઋતુનો પર્વતરૂપી હાથી દેખાય છે. ૪

## રૂપકાલંકાર.

## कवित.

बग पंत दंत क्रत चपला कपोल चित्र, "धारा–धर" सुंड दंड मद बूंद बरषात ।
झल्लव झनंक लोह लंगर खनंक पाय, प्रबल समीर झर लागी फूतकार बात ॥
गजरव घन गाज सारसी पपीहा सूर, सूर धनू रंग रंग कसन कसेहें गात ।
बद्दर गयंद वृंद दद्दरन मोर सोर, घूघ्घरन घोर चहूंओर घंट घननात ॥५॥

**અર્થ**—તેનાં દાંતની કાન્તિ તે તો જાણે બગલાની પંક્તિ ના હોય તેમ કપોળ ચિત્ર જેવું લાગે છે, વિજળીના ચમકારા દેખાય છે, મેઘની મૂશળ ધારારૂપ સૂંઢ અને વરસાદનાં આછાં બુંદરૂપી મદ ઝરે છે, પગના લોઢાના લંગરના રણકા તે તો જાણે તમરાંનો ઘોર રણકાર હોય તેમ સંભળાય છે, સુંઢમાંના ફુતકાર તે જાણે વાયુથી વરસતી મેઘની ઝડીરૂપી છે, વરસાદની ગર્જનાના ગડગડાટરૂપી ચીસ, તથા શબ્દનો અવાજ તે જાણે સારસ અને બપૈયાનો સુર હોય એમ લાગે છે. પચરંગી આકાશમાં ખેંચાયલા ઇંદ્ર ચાપરૂપી રંગ બેરંગીન પટાથી અંગ કસ્યાં છે, એવા વાદળાંરૂપી હાથીઓના વૃંદને, દેડકાં તથા મોરના સોરરૂપી ઘુઘરમાળો અને ઘંટનો ચારે તરફ નાદ થઇ રહ્યો છે. ૫

**दुहो**—रहें बरषत बरषे रहत, करत बलाहक छंद ।
सागर चालि गिरिवर गहे, जहां पशू पंछी वृंद ॥ ६ ॥

**અર્થ**—ક્ષણમાં ઝરમર ઝરમર વરસે છે, જરીકમાં રહી જાય છે, પાછો વરસે છે, એ પ્રમાણે વરસાદે ક્રીડા મચાવી છે, તેવા સમયમાં સાગરકુમાર, જ્યાં પશુ પક્ષીઓનાં જુથ વસે છે એવા ગિરિવર કહેતાં મોટા પહાડ તરફ ચાલ્યો.

## शीकार वर्णन.

छंद छबी–आये सुराज, आखेट साज, गिरवर उतंग ।
जल स्रवत शृंग, झर झरनि झार, धुनि बार धार ॥
धुनि बार धार, बहु भांति बृच्छ, बन बेल गुच्छ ।
निज निज सु नीड, खग करत क्रीड, सरवर बिसेक ॥
सरिता अनेक, वाराह बाग, मृग जाग जाग ।
वृक भाह बृंद, कपि करत छंद, सामर सु जूह ॥
शशके समूह, पशु भांत भांत, बरनें न जात ।
गीरदी पहाड, शत कोस झाड, हरिताई देख ॥
रीझे विशेष, सर तीर आय, विधकर बुलाय ।
आयसा दीन, दश फोज कीन, खेलें पहार ॥
बीथी विचार, आपाप संग, रस रीझ रंग ।
बह गहन मांझ, दरसाई सांझ, सब लैं सिकार ॥
कीनी गुंजार, महराज तांम, दीनें इनाम ।
वह ताल तीर, कीने सत्रीर, निज मिसल ठोर ॥
उमराओ ओर, पट मित बास, महराज पास ॥ ७ ॥

**અર્થ**–એવી રીતે શીકારના સાજ સાથે મહારાજ રસસાગર પહાડમાં આવ્યા. તે ગિરિવર–પહાડ ઘણો ઉંચો છે. જ્યાં પાણીના ઝરાઓમાંથી નિર્મળ પાણી ખળખળ વહે છે અને તે વહેળાનો ખળખળ શબ્દ વારેવારે કાનને વિશે સંભળાય છે, જ્યાં વિધવિધ પ્રકારનાં અસંખ્ય વૃક્ષો અને વન વેલા તથા ફૂલ ગુચ્છાઓ લચી રહ્યાં છે, પક્ષીઓ પોતપોતાના માળાઓમાં ક્રીડા–આનંદ કરે છે, જ્યાં સરોવર તથા અનેક નદીઓ છે, વળી જગે જગે વરાહ, વાઘ, મૃગ, અને રીછનાં જુથ, તેમજ વાંદરાં કલોલથી કૂદાકૂદ કરી રહ્યાં છે, સાબર તથા સસલાં વગેરેનાં ટોળાં અને જેનું વર્ણન થઇ શકે નહિ એવાં અનેક ભાતભાતનાં પશુઓ સુખરૂપે એ પહાડમાં વસે છે. પહાડની ગિરદમાં સો કોસ સુધી પુષ્કળ વૃક્ષની ઝાડી છે. એવી રીતે પહાડની મહત્તા જેઇ. મહારાજ રસસાગર ઘણા રાજી થયા. પછી સરોવર તીરે આવી શીકારીઓને બોલાવી, ફોજના દશ વિભાગ કરી પહાડમાં શીકાર ખેલવાના હુકમ કર્યો. આપસ આપસમાં, મિત્રોથી રંગરસ સાથે સ્વચ્છંદે રીઝથી શીકાર ખેલતાં, જંગલમાંજ સાંજ પડી. એટલે સર્વ કુમાર હજૂર

આવી કુરનસ બજાવી. મહારાજે સર્વેને ઇનામ આપી રાજી કર્યા. શીકારીઓએ પછી તે તળાવનેજ કાંઠે દેરા તંબૂ તાણી પડાવ કર્યો. બીજા ઉમરાવો પોત પોતાના રહેઠાણે રહ્યા, પણ છ મિત્રોનો મુકામ તો મહારાજાની પાસેજ રાખ્યો. ૭

**दुहो**–सांझ भई सदसी रची, हेरत विपिन बहार ।
सागर द्वै कविसें कह्यो, बरनो कवित सिकार ॥ ८ ॥

**અર્થ**–સાંઝ પડી એટલે સભા રચી બેઠા અને જંગલની બહાર નિહાળતાં, મહારાજ રસસાગરે, બન્ને કવિયોને કહ્યું કે, કવિતામાં શીકારનું બ્યાન વર્ણવી બતાવો. ૮

## શીકારભેદ.

### कवित्त.

प्रथम धराकों निरधारियें कुरंग रूख, मुरकों जरूर करि डारियें सुमारमें ।
छंडियें चपलताई खंडियें न सुरताकों, रीझियें सुथिर आन दीजियें सु तारमें ॥
जानीयें सु मारुत पिछांनीयें षटोंहीं ऋउत, एन नेन आयुधकों ल्याय एक लारमें ।
स्राधककों तारबो जु मारबो हरन हेर, इतनो विचारवो तो फीरबो सिकारमें॥९॥

**અર્થ**–ભારતીનંદ કવિ કહે છે કે, પ્રથમ જમીન, હરણ અને ઝાડ એ ચિત્તમાં નક્કી કરી, શીકારની સહેલાઇને પારખી, પછી તે ઘેરી આણેલાં હરણનાં ટોળાંને હુશીયારીથી ગોળી કિંવા તીરની પણછની એક તારમાં (સીધી લીટીમાં) આણી, એક નજર અને સ્થીરતાથી રહી, પશુઓને નજીક આવવા દેવાં તથા છયે ઋતુને લક્ષમાં રાખી, પવન કેવો વાય છે તે વિચારી, આંખ અને હથીયારને એક હારમાં આણી, સાધકને યુક્તિથી બચાવી, હરણને માંરવું;–એટલી આવડત હોય તો શીકારમાં ફરવું. ૯

## શ્લેષાલંકાર.

### कवित्त.

आवन मिलावनको प्रथम बिचार भेद, जावन फिरावनको दाओ भूमि लखियें ।
छरितु समे सुधार थिरता निहार थान, अंबर समारवो दुराय देह अखियें ॥
सुरता लगाइयें नलाइयें सु आतुरता, संकित सुबाससें समीरहु न नंखियें ।
हब्बन दब्रावनको पाय अनुमान पंथ, सागर सिकारके समाजकों परखीयें। १०।

**અર્થ**–રવિજ્યોત કવિ કહે છે કે, જનાવરને આવવા તથા મેળવવાના ભેદનો પ્રથમ વિચાર કરવો તથા તે જંગલમાં હરવા ફરવાનો લાગ ફાવશે કે કેમ, તે

જોવું; તથા ૭ ઋતુમાંની ચાલતી ઋતુને લક્ષમાં લઇ, સ્થિરતાવાળી જગ્યા જોઇ પહેરેલાં લૂગડાંને શરીરે કસી, ચુપકીદીથી, વિના આતુરતાએ, તેમ એકજ નજરથી નિર્માણ કરી રાખેલી જગોએ ભરાઈ બેસવું અને પવન સરખો પણ ખાવો નહીં તથા દાબવા દબાવવાના રસ્તાનું અનુમાન કરવું, એ પ્રમાણે-હે રસસાગર કુમાર ! શીકાર સંબંધી સર્વ સામગ્રીને પારખવી.

આનો બીજો અર્થ આ પ્રમાણે છે;-"પ્રિયા મિલન ઉપાય અથા, ઉપપતિ નાયક." પોતાની પ્યારી અહિં શા ઉપાયથી આવે, તેનો મિલાપ કોણ કરાવે, ઇત્યાદિ અનેક ભેદનો પ્રથમ વિચાર કરવો; એટલે માલણ, મણિહારને મેળવનાર દૂતિયો કિંવા કુંટણીઓને મળવું; અને જ્યાં પ્યારીને મળવાનો સંકેત કરવો હોય તે સ્થળે બીન હરકતે કેમ જવાશે તથા પાછું શી રીતે અવાશે ને પોતાને લાગ ફાવે તેવી જગ્યા જોઇ કરવો, વળી છએ ઋતુનો સમય મનમાં ધારીને જ્યાં સ્થિરતા પામીએ એવું સ્થાનક જોઇ કરવો, તથા પ્યારી પ્રસન્ન થાય તેમ સારાં વસ્ત્ર સુધારીને પહેરવાં, સંકેત સ્થળમાં કોઇ ન જુવે તેમ શરીર સંતાડીને બેસવું તથા પ્યારીને મળી સંગ કરતાં ઉતાવળ કરવી નહીં. વળી તે સંકેત સ્થળમાં કામ ક્રીડાથી થાકયા છતાં પણ, વસ્ત્રથી પવન નાંખી સંચળ કરવો નહીં, અર્થાત્ છાનું રહેવું. વળી તે રસ્તે જતાં આપણે કોઇથી દબાઇયે કે આપણને કોઇ દબાવે તેનો પ્રથમ વિચાર કરવો; કેમકે શીકારે જઇએ ત્યારે જનાવર આપણને મારે નહીં, પણ આપણ તેને મારીએ એટલી સામગ્રી સાથે તૈયાર રાખવી પડે છે. તેમજ હે સાગર ! પ્રિયાને મળવામાં પણ જાણવું. ૧૦

**दुहो**—यहें समग्र सिकारकों, कवि तुम कह्यो प्रमान ।
भेद किते अभिधान जुत, बिध बिध कहौं विधान ॥ ११ ॥

**અર્થ**—રસસાગર મહારાજ કહે છે કે, આ સઘળા શીકારના પ્રમાણને હે કવિરાજ ! તમે કહ્યા, પણ તેના નામ સાથે કેટલા ભેદ છે તે જુદી જુદી રીતે કહો. ૧૧

**दुहो**—बनचर खेचर बेधके, द्वादश भेद सिकार ।
महाराज जानत सबें, फुनि हम कहें प्रकार ॥ १२ ॥

**અર્થ**—કવિ કહે છે કે, વનચર કહેતાં વનમાં ફરનારાં જનાવર તથા આકાશમાં ઉડતાં પક્ષીઓના શીકારના બાર ભેદ છે, તે બધાને મહારાજ, આપ જાણો છો તોપણ હું તેના પ્રકારને (પૂછવાથી) કહું છું. ૧૨

### સ્થલચર દ્વાદશ શિકાર ભેદ.

दुहो—घेर गाड गाडि सु कहि, नीड डोर अरु फंद ।
मूल डाब पशु पंख बिधि, घंट बेग यह छंद ॥ १३ ॥

અર્થ—ઘેર, ગાડ, ગાડી, નીડ, ડોર, ફંદ, મૂળ, ડાબ, પશુ, પંખ, ઘંટ અને વેગ, એ બાર શીકારના ભેદ છે. ૧૩

छंद मल्लिका—आप थान एन हेर, बाज बा कुजाक घेर ।
अस्त्र दाउसें हनंत, घेर तासकों कहंत ॥
नीर तीर खोदि बेध, बैंठ रेत राहबंघ ।
पांवतं पशू प्रहार, गाड तासको बिचार ॥
बेधकं गढी सुबास, दाव देख लाय पास ।
बेधितं बिशास धार, गाडियं यहै प्रकार ॥
आवतं पशू द्रढाय, बृच्छ बेधकं चढाय ।
छांह आय अस्त्र छेद, एह नीडको सु भेद ॥
नीलं बृच्छ डार हाथ, साधकं बधीक साथ ।
नीठ कीनं बेध बान, एह डोरको प्रमान ॥
कच्छ चारके निकास, आगमं प्रसार पास ।
पीठसें करंत छंद, बंध होत एह फंद ॥
बेध बृच्छ मूल धार, साधकं हर्के सिकार ।
दृष्टि चोरि मारि लेत, एह मूलको सु हेत ॥
जानि आवनं निरंत्र, कीन काठ जोरि तंत्र ।
आय सो पशू दबंत, डाबको यहें बृतंत ॥
साधकं सु दाव लाय, आखटी पशू लगाय ।
वाहिकौ गृहंत जाय, सो कहें पशू उपाय ॥
बेधकं बिहंग ठानि, आदि बाज पंख आंनि ।
वेडितं गृहे सु तास, पंख भेद ए प्रकास ॥
रैंन दीप तंत्र कीन, साधकं सु बीन लीन ।
नाद रीझ जंत आय, घंट सो हनंत ताय ॥
जातहें पशू सु भाज, पीठपें कहंत बाज ।
पांचकें करंत घाव, एह बेगको सुभाव ॥ १४ ॥

અર્થ—જે પોતાના સ્થાનક (ઉભા હોય ત્યાં)થી હરણને, બાજ અથવા કુતરાની મદદથી ઘેરી, અસ્ત્ર દાવથી હણે છે, તેનું નામ ઘેર શીકાર છે. પાણીવાળી જગાની તીરે, ખાઇ ખોદી, પશુ જે રસ્તેથી પાણી પીવા આવતાં હોય તે રસ્તાને રોકી, પશુને પાણી પીતાં મારે છે તેને ગાડ શીકાર કહે છે. શીકારી ફરતો ગઢ બાંધી, રાહ જોઇ બેશી રહે અને બીજી તરફથી સાથીતો દાવ જોઇ પ્રાણીને પાસે આણે છે ને પછી લલચાવી વિશ્વાસથી મારે છે, એ ગાડી નામના શીકારનો ભેદ છે. આવતા પશુને ધીરજ દઇ મારનાર ને વૃક્ષે ચડાવી છાંયે બેસવા આવેલા પશુને હથિયારથી છેદે છે તે નીડ નામના શીકારનો ભેદ છે. સાથીતની સહાયતાથી ઝાડની લીલાં પાંનડાં-વાળી ડાળી હાથમાં ઝાલી, પશુને પાસે આણી, બાણથી ભેદી જે હણે છે તે ડોર નામે શીકારનો ભેદ છે. પાણી અને ચારવાળા રહેઠાણમાં, આગમચથી જાળ પાથરી, આસપાસથી પશુઓને ઘેરી, ચોતરફથી હોહો કરી તે જાળમાં ફસાવી મારે છે તે ફંદ નામના શીકારનો ભેદ છે. વેધક વૃક્ષના થડમાં છૂપાઇ રહી, સાથીતે હાંકી આણેલા પશુને સરત ચુકાવી હણે છે, એ મૂળ નામના શીકારનો પ્રકાર છે. પશુઓને નિરંતર આવવા જવાની જગોએ એક લાક-ડાનું યંત્ર ગોઠવી રાખી, યંત્રમાં સપડાયલું જાનવર કચરાઇ મરે તે ડાબ નામનો શીકાર છે. દાવ સાધી, શીકારી, પાળેલા ચિત્તા વગેરે જાનવર પુઠ પાછળ દોડાવી પકડી લઇ જાય તે પશુ નામે શીકારનો ભેદ છે. બાજ વગેરે શીકારી પક્ષીઓને, બીજાં ઉડતાં પક્ષીઓ જોઇ, તે ઉપર છોડી પકડી મંગાવે, તે પંખ નામે શીકારનો પ્રકાર છે. રાત્રીને વિશે, દીપ-તંત્ર કરી, સાધક, બીન નામના વાધને વગાડે અને તેના નાદથી મોહિત થઇ આવેલા જંતુઓને મારે તેને ઘંટ શીકાર કહે છે. દોડી જતા પશુ પછવાડે સ્વાર થઇ, દોડથી તેને પકડી ઘા કરી મારે એ વેગ નામના શીકારનો સ્વભાવ છે. ૧૪

## ચતુર્વિધિ જલચર શીકાર.

दुहा—त्रिनसी शस्त्र सु बेध कहें, फंद त्रिनान सु भेद ।
चार प्रकार सु जानियें, जल चरके परछेद ॥ १५ ॥
सोर प्रकार सिकारकें, कविनें कहें बनाय ।
महाराज रीझें सु मन, खेल खुशी चित लाय ॥ १६ ॥
महाराज कहि मिंत प्रति, यह गिरि गहन अपार ।
इक इक दिन एकेक त्रिध, खेलैं सोर सिकार ॥ १७ ॥

यह द्रढाव कारिकें लगें, राग रंग सु बिलास।
सुरापान पीवन लगें जगे चिराक प्रकास ॥ १८ ॥
अति सुखसें बीती सु निश, प्रगटी प्रभा पतंग।
बन बन प्रति बाहनि बही, तर तर मृगित तुरंग ॥ १९ ॥

**અર્થ**–હવે ચાર પ્રકારના જલચરનો શીકાર કેમ થાય છે તે કહિયે છિયે. બનસી (કાંટો), શસ્ત્ર વેધ, જાળ અને બીનાન, એ પ્રમાણે પાણીમાં રહેતા જીવોને મારવોના ચાર પ્રકાર છે.

સોળ પ્રકારના શીકારના ભેદનું વર્ણન કવિયોએ કહ્યું તેથી શીકાર રમવાનું મનમાં આણી, મહારાજ રસસાગર અતિ ખુશાલ થયા. પછી મિત્રો પ્રત્યે મહારાજે કહ્યું કે, આ પહાડનો વિસ્તાર ઘણોજ મોટો છે, માટે એક દિવસે એક એ પ્રમાણે જે શીકારના સોળ પ્રકાર છે તેને રમીએ. આ પ્રમાણેનો ઠરાવ કરીને રાગ રંગ એટલે ગાનતાનના વિનોદ સાથે, મદીરા પીવા લાગ્યા, એ વખતે સાંઝ પડવાથી ચારે તરફ દીવા બત્તીઓ પ્રગટી, તેથી અજવાળાનો પ્રકાશ થયો. ઘણા આનંદ અને સુખમાં રાત વીતિ અને પ્રભાતમાં સૂર્ય ભગવાનની કાંતિ ઉદય થઇ. વને વને ફોજે વહેવા માંડયું અને તરૂવરે તરૂવરે મૃગિત ઘોડાઓ શોધવા લાગ્યા. ૧૫–૧૯

**छंद चुलीय**–नग नग मग मग मृग मृगित, झरनपगा पग पग सु निहारत।
आयस जो महाराजकी, सोय प्रकार सबें पशू मारत ॥
ओरे जंतु अनेकमें, बाघ बराह भाल बृक गाजत।
जोध मरत मारत किते, बीर हाक आनक धुनि बाजत ॥
कसब करत जोई बिसम, सो महराज इनामहि पावत।
अगहन क्रौंच दरी गहन, ताहि कुजाक सु खोधत आवत ॥
दिन प्रति खेलत ए जुगति, निश शुभ ठोर मुकाम जमावत।
पंन्नह दिन बीते रमत, नीतपाल हद नीठ सु जावत ॥ २० ॥

**અર્થ**–શીકારીઓ પહાડે પહાડે અને જગે જગે હરણાંને ઢુંઢે છે, નીરઝરણાં અને તેવીજ પાણીવાળી જગોએ પશુ પક્ષીનાં પગલાં નિહાળતાં ફરે છે અને મહારાજાની આજ્ઞા પ્રમાણે સર્વ જણાઓ પશુને હણે છે. બીજા અનેક પ્રાણીઓમાં વાઘ, સૂવર, રીંછ આદી ગાજે છે. કંઇક યોદ્ધાઓ પશુને મારે છે અને પોતે મરે છે, કેટલાક શૂરવીરો મોટા શબ્દથી હાંકો મારે છે, સાથે નગારાંની ધુન લાગી રહી છે. એવી રીતે આ સંકટમય જગાની અંદર કેટલાકો જે શીકારમાં પોતાના કિસબની બહાદુરી બતાવે

છે તે મહારાજા શ્રી કુંવરરાજ કનેથી બક્ષીસ-ઇનામ પામે છે. અગહન ગુફાઓ, કોતર અને ઝાડીમાં ફરી વળી શીકારી કુતરાઓ શીકારને શોધી આવે છે, એવી રીતે દિન પ્રત્યે દિન, યુક્તિથી શીકાર ખેલે છે અને સાંઝે સારા રેહઠાણમાં મુકામ કરે છે. એ પ્રકારથી શીકાર રમતાં પંદર દિવસ વહી ગયા અને આગળ ચાલતાં ચાલતાં ફોજ, **નીતિ**પાળ નામના રાજાની સરહદ ઉપર આવી પહોંચી. ૨૦

**सोरठा**—नीत प्रति हास बिलास, आखेटी आये करत ।
नीतपाल हद पास, कीय मुकाम सु आयकें ॥ २१ ॥
पीछे रहे प्रसार, गिरिवर शतकोसी गिरद ।
इक द्वै कोस उजार, नीतपाल आगें अमल ॥ २२ ॥
पन्नद्रह कियें प्रकार, रमन बेग भेद सु रह्यो ।
खेलन प्रात बिचार, फुनि चाहत पीछें फिरें ॥ २३ ॥

**અર્થ**—એવી રીતે નિત્ય દિવસ, હાસ્ય વિનોદ કરતાં કરતાં આખેટીએ-શીકારીઓએ **નીતિ**પાલ રાજાની સરહદ નજીક આવી મુકામ કર્યો. પ્રથમ વર્ણેલો સો કોસની ગીરદમાં પથરાયલો પર્વત પછાડી રહ્યો અને એક બે ગાઉ આગળ, જ્યાં **નીતિ**પાલ રાજાનો અમલ છે ત્યાં લગી આવી પહોંચ્યા. શીકારના પંદર પ્રકાર તો રમ્યા, પણ સોળમો, વેગ નામનો ભેદ ખેલવો રહ્યો હતો, તે પ્રાતઃકાળમાં ખેલી પાછા ફરવાનો તેઓએ નિર્ણય કર્યો હતો. ૨૧-૨૩

**गाथा**—चढी चमूं बरानावं, गिरिवर गहन प्रभा परकाशं ।
सोरह भेद सिकारं, दशह प्रबीन सागरो लहरं ॥ २४ ॥

**અર્થ**—ચઢેલા દળનું વર્ણન, પર્વત, ગહન જંગલની શોભાનો પ્રકાશ, શીકારના સોળ ભેદ એ સંબંધી પ્રવીણસાગર ગ્રંથની દશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૪

इति श्रीप्रवीनसागरे मृगयाखेलन नामनी दशम लहेरनी रसपूर्णा टीकानो दशमस्तरंग ॥

# લહેર ૧૧ મી.

## સામુદ્રિકચર્ચા.

**छप्पय**—जनपद सिंध नरेश, सहर क्रुरा सु बाह वर ।
तरनतेज अभिधान, आंन दशचत्र सहस पुर ॥
उभै लच्छ अस चढत, बढत इतमांम दिनहु दिन ।
गज रथ अरु सुखपाल, माल काहू न कमी तिन ॥
दुरजन दबंत जिनके डरन, करन सु कवि दानी कहत ।
जगती सुमध्य फेल्यो सुजस, इंद्र ओर आभा लहत ॥ १ ॥

**અર્થ**—સિંધ નામના દેશમાં ક્રૂરાબાદ નામનું નગર છે. તેમાં **તરણતેજ** નામે રાજા રાજ્ય કરે છે. ચૌદ હજાર પુર ઉપર તેની આણ ફરે છે. તેના સૈન્યમાં બે લાખ અસ્વાર છે, અને તેની કીર્તિ દિનપ્રતિદિન વધતી જાય છે. તેને ગજ, રથ, સુખપાલ, કશાની કમીના નથી. દુર્જન તેનાથી ભય પામે છે. તે કર્ણ જેવો દાતાર હોવાથી કવિઓ તેને દાની કહે છે. તેનો યશ આખા જગતમાં પ્રસરેલો છે અને તેની શોભા ઇંદ્રના જેવી છે. ૧

**दुहो**—कुमर सुघर ताकों कहत, रंगराव अभिधान ।
सूर सु शील उदार अति, बिद्या लहन बिधान ॥ २ ॥
सोय कुमर बय संध हुय, तरनतेज सु निहार ।
सोधन करे सबंधको, यह बिचार चित धार ॥ ३ ॥
राज सु बोलिय राजगुरु, शशिधर नाम सु नाय ।
सोधन कुमर सबंधकी, बात सु कही बनाय ॥ ४ ॥

**અર્થ**—આ કીર્તિમાન રાજાને એક રંગરાવ નામે કુંવર છે. તે સુઘડ, શૂરવીર, ઉદાર મનવાળો, ચતુર અને વિદ્યામાં ઘણો કુશળ છે. રાજકુમાર ઉમ્મરે આવેલો જોઇ, મહારાજા તેના વિવાહ સબંધી મનમા વિચાર કરવા લાગ્યા. અને **શશીધર** નામના રાજગુરૂને બોલાવી, કુંવરના સબંધ બાબત ખોળ કરવાની વાત જણાવી. ૨-૪

**छप्पय**—शशिधर प्रति महराज, यह बानी उच्चारीय ।
कुमर भये बय संध, करो सबंध निहारीय ॥
मरुत ढुंढ अरु हिंदु मेद मालम प्रति जाओ ।
गुज्जर धर सोरठ, सोधि नातो सु बनाओ ॥
सामर्थ्य राज सामांन कुल, सम बय रूप सु ठानींयें ।
आगम सु भेद जानंत तुम, सामुद्रिक अनुमानीयें ॥ ५ ॥

**અર્થ**—શશીધર રાજગુરૂને મહારાજે આ પ્રમાણે કહ્યું:-કુંવર હવે ઉમ્મર લાયક થયા છે, માટે સઘળી બાબતની તપાસ કરી, રૂડે ઠેકાણે સંબંધ કરી આવો. તમે, **મા**રવાડ, ઢુંઢ, હિંદુસ્તાન, **મે**વાડ અને **મા**ળવા આદિ દેશ પ્રતિ જાઓ, ગુજરાત અને **સૌ**રાષ્ટ્ર દેશમાં જઇ યોગ્યતા જોઇ સગપણ કરો; સગાઇ ત્યાં કરો કે જે સામર્થ્યમાં, કુળમાં, રાજ્યમાં આપણી બરોબરનો હોય. તેમ કન્યાની ઉમ્મર, તથા સ્વરૂપ તપાસી ભવિષ્ય ભેદના તમે તો જ્ઞાતા છો, પરંતુ સામુદ્રિક લક્ષણો ધ્યાનમાં લઇ, સંબંધ કરજો. ૫

**उद्धोरछंद**—शशिधर चले आयस पाय, यह सामान दीनो राय ।
दश दुंदभिय दश निसांसे, पेंदल पंज सत अनुमान ॥
हय फुनि साथ एक हजार द्वै गजराज दीने लार ।
चेरी अंतरंग सुदोय, चक्र द्वैं सु बाज सजोय ॥
द्वै सुखपाल लीनी साथ, द्वै लख खरच दीनो हाथ ।
यह इतमांन साथ सु दीन, विदा राजगुरको कीन ॥ ६ ॥

**અર્થ**—રાજાની આજ્ઞા પામી, **શશિધર**-રાજગુરૂ, કુંવરના સંબંધની ખોળ વાસ્તે જવા તૈયાર થયા. તેને રાજાએ આ પ્રમાણે સામાન આપ્યો હતો. દશ દુંદુભી, દશ નિશાન, પાંચસે પાયદળ, એક હજાર ઘોડેસ્વારો, બે મોટા હાથી, કન્યા જોવા માટે જનાનખાનાંની બે ચેટીઓ, ઘોડા જોતરેલા બે રથ, બે પાલખી તથા બે લાખ દામખરચી માટે આપી, રાજગુરૂને વિદાય કર્યા. ૬

**दुहो**—ओर ठोर इक द्वै निरखि, आये गुज्जर देश ।
बहु सनमान दियो सु तिहि, नीतहिपाल नरेश ॥ ७ ॥
नृप बूझ्यो शशिधर सु प्रति, तरनतेज आनंद ।
आप सिधारतहो कहां, कैसो मतो नरेंद ॥ ८ ॥
शशिधर कहि नृप सुत सुघर, कन्या सोधन काज ।
एहि बात पर आपलों, हम पठये महराज ॥ ९ ॥

**અર્થ**–એક બે ઠેકાણાં જોઇ રાજગુરૂ ગુજરાત દેશમાં **આવ્યા**. ત્યાં તેમનો **નીતિ**પાલ રાજાએ બહુ રીતે આદરસત્કાર કર્યો. **નીતિ**પાલ રાજાએ **શશી**ધરને **તર**ણુતેજ મહારાજના આનંદ સમાચાર પૂછ્યા, અને આપ ક્યાં જાઓછો? તમારા રાજાજીનો શો વિચાર છે? વગેરે જાણવા માગ્યું. તેના ઉત્તરમાં રાજગુરૂએ કહ્યું કેઃ–અમારા નૃપ શિરોમણિ **તર**ણુતેજ મહારાજના રાજકુંવર ઘણા સુઘડ અને બુદ્ધિશાળી છે. તેમને માટે કન્યા શોધવા નીકળ્યો છું, આપની પાસે મને મોકલ્યો છે. ૭–૯

**ચોપાઈ**–तुम सबंध सोधनकों आये, उचरत बात भेद हम पाये ।
सामुद्रिक सु भेद तुम पाओ, यह संछेप हमें समुझाओ ॥
दीरघ हस्व देह शुभ केते, सुच्छम ऊंच कहो शुभ जेते ।
रक्त सु प्रथुल कहो शुभ जोही, शुभ गंभीर बताओ सोही ॥
कहा जामात्र लछ अपलच्छन, कन्या सुभग कहा कहा दूषन ।
सकल भेद तुम जांननहारें, हम उमेद सुन बेकी धारें ॥ १० ॥

**અર્થ**–**નીતિ**પાલ રાજાએ કહ્યું મહારાજ! રાજકુમારના સંબંધ માટે આવ્યા છો તે વાત અમે જાણી પણ તમે વરકન્યાના જે સામુદ્રિક ભેદ જાણતા હો તે સંક્ષેપે સમજાવો. શરીરના ભાગો–તેમાં લાંબા તથા ટુંકામાં ક્યા ઉત્તમ છે, તેમ સૂક્ષ્મ અને ઉચ્ચાંશ જે સારા હોય તે પણ કહો. તેમજ લાલ તથા પહોળા અને ગંભીર તથા સારા જે હોય તે કહો. જમાઇમાં કયાં કયાં લક્ષણ અને અપલક્ષણ કહેવાય? કન્યાના ગુણ અને દુષણ કોનાં કહેવાં? એ બધા ભેદથી તમે જ્ઞાતા છો, માટે તે સાંભળવાની હમને ઉમેદ છે. ૧૦

**દુહો**–सामुद्रिक मुनि बर उकति, पार न पावत कोय ।
तुम बूझ्यो सो मति यथा, कहौ अनुक्रम सोय ॥ ११ ॥

**અર્થ**–એ પ્રમાણે પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં **શશી**ધર રાજગુરૂ કહે છે કે, સામુદ્રિક વિદ્યા, જે સમુદ્ર મુનિની સર્વોત્તમ વાણી છે, તેનો કોઇ પાર પામતું નથી, તોપણ તમે પુછ્યું ત્યારે મારી બુદ્ધિ પ્રમાણે કહું છું. ૧૧

### અંગભેદ.

**દુહો**–पंच्च दीर्घ रस्वह चतुर. पंच्च सूक्ष्म षट ऊंच्च ।
सप्त रक्त त्रय विस्तरग्न, त्रय गंभीर ममुच्च ॥ १२ ॥

**અર્થ**–પાંચ દીર્ઘ લાંબા, ચાર ટુંકાં. પાંચ સૂક્ષ્મ. છ ઉંચા, સાત લાલ, ત્રણ વિસ્તારવાળા–પહોળા, અને ત્રણ ગંભીર. એ વિભાગોને ઉત્તમ માનેલા છે. ૧૨

## विजोह छंद.

जानुनी द्वैकरं, नेंन नासा बरं, अंत्र ऊरं उभं. पंच दीर्घं शुभं ।
ग्रीवही प्रज्जनं, जानियें जंघनं, प्रष्ठ रस्वं सुहें, च्यार एही लहें ॥
पर्वयं अंगुली, केश रद्दावली, नख चर्माबरं, पंच तुच्छं नरं ।
कक्ष वक्षो जियं, कुक्ष कंधं कियं, घ्रान लिल्लाटहें, छै शुभं ऊंचहें ॥
पानि पाद् चख्खं; तालू जिन्हा नखं, आधुरं आरनं, सात श्रेष्ठं जनं ।
भाल ऊरं लखें, मुर्द्धनी मानुषे, तीन बिस्तारितं, सो शुभं कारितं ॥
श्रोन नाभी गनं, शद्ध उच्चारनं, तीन गंभीर हें, रम्य लच्छं कहें ॥१३॥

**અર્થ**–ઘુટણ, બે હાથ, આંખ, નાક અને સ્તનનું અંતર–છાતી વચ્ચેનો ભાગ એ પાંચ લાંબાં હોય તે ઉત્તમ. ડોક, પ્રજન (ગુહ્યાંગ), ઝાંઘ અને પુઠ એ ચાર ટુકાં હોય તે સારાં. આંગળીઓનાં પર્વ–છેડા, કેશ–માંથાના વાળ, દાંતની હાર, નખ તથા ચામડી એ પાંચ નર્મ–પાતળાં હોય તે સારાં ને કાખ, સ્તન, પેટ, ખભા, નાક અને લલાટ એ છ ઉચાં હોય તે શુભ જાણવાં. હથેળી, પગનાં તળાં, ચક્ષુ, તાળવું, જીભ, નખ અને અધર એ સાત લાલ હોય તે શ્રેષ્ઠ જાણવાં. અને કપાળ, ઉર અને માથું એ ત્રણ વિસ્તીર્ણ હોય તે ઉત્તમ ગણાય છે. તથા કાન, નાભી અને ઉચ્ચાર એ ત્રણ ગંભીર હોય તે ભાગ્યશાળી લક્ષણ કહેવાય છે. ૧૩

### જમાઈનાં લક્ષણ.

## मंथान छंद.

आपें बिद्या बंत, सूरापनो चिंत, ख्याता शुभं देश, तारुन्यता बेश ।
शीलं गुनं सार, रूपं शुभं धार, माधुरता बानि, शुद्धं कुलं जांनि ॥
दीनं दया कार, सोहे सु आचार, भोगं सर्वे भोग, काया बिन रोग ।
द्दढं मती कीन, पापा रती हीन, जानें निजं रीत, सारं करे प्रीत ॥
सत्यं सु भाखेत, इष्टं उपासंन, आपें सु उद्दार, जामात्र सोसार ॥१४॥

**અર્થ**–પોતે વિદ્યાવંત, ચિત્તને વિશે શૂરપણું, ઘણા દેશમાં ખ્યાતિ, જુવાન, શીલ સ્વભાવ તથા ગુણીયલ, અતિ રૂપાળો, માધુર્ય ભરેલી વાણીવાળો, ઉત્તમ કુળવાન, દીનજનો પ્રત્યે દયાવાળો, સદાચારી, સર્વ ભોગને ભોગવનાર, શરીરે નિરોગી, દ્રઢ મતિવાળો, પાપ ઉપર જેને રતિ કહેતાં પ્રીતિ નથી, પોતાની સર્વ પ્રકારની વ્યાવહારીક રીતિને જાણનાર, ઉત્તમ મિત્રો જોડે સંબધવાળો, સત્ય અને ખરૂં બોલનાર, ઇષ્ટદેવની આરાધના કરનાર અને જાતે ઉદાર, એ લક્ષણવાળો જમાઇ ઉત્તમ છે. ૧૪

**छंद तिलका**—मलिनं वसनं, न मया सुमनं, वय जास वृद्धा ।
अघकार अधा, कुल हीन वही, तन रोग जिहीं ॥
अरु खंड दशा, सु अचार भ्रशा, रति हीन भवं ।
नित मिंत नवं, मन पीशुनता, क्रम हीन क्रता ॥
अदतार सदा, कुपथे स मुदा, दुर आकरती ।
गुन चोर गती, पुरषं परखें, बिन खोट लखें ॥ १५ ॥

**અર્થ**—મલીન લુગડાંવાળો, મનને વિષે માયા નથી, જેની વૃદ્ધ અવસ્થા છે, પાપ કર્મમાં અધા છે, કુળ હીણુ છે, શરીરે રોગી છે, નબળી સ્થિતિવાળો છે, સારા આચારથી ભ્રષ્ટ છે, પ્રીતિહીણુ ભવવાળો, રોજ રોજ નવનવા મિત્રો કરનાર, ચુગલીખોર, અયોગ્ય–હિણું કામ કરનાર, સદાયે અ દાતાર, કુ પંથને વિશે મગ્ન રહેનાર, બેડોળ દેખાવવાળો અને ગુણચોર, આટલા દૂષણુવાળાને જમાઇ કરવો નહિ, પણ ઉત્તમ પુરૂષને પારખી જમાઇ કરવો. ૧૫

## કન્યાનાં લક્ષણ.

**छंद शंखनारी**—तनं हेम रंगं, रुची केश भ्रंगं, प्रभा एन नेनं ।
मुखं चंद्ररेनं, तिलं फूल नासा, सरोजं सु बासा ॥
शुकं–नीय दंतं, रसा रक्त क्रंतं, छबी सुक्त जैसें ।
शुभं श्रोन ऐसे, पिकं भाष बानी, दरं ग्रीव जांनी ॥
शुभा ओठ बिंबा, हनुं पक्क अंबा, उरं छीन आभं ।
गती गूड नाभं, कटी तुच्छ आरी, नितंब प्रसारी ॥
बरं रंभ जंघं, सु पिंडी निषंगं, पदं पान रक्तं ।
सु रेखा सु वृत्तं, तन छीनं न मंसं, गति ईभ हंसं ॥
तुछं नीद्र हांसी, सु शीलं प्रकासी, सुकुम्मार ताई ।
मनो कंज छाई, यहे लच्छ कन्या, लिखे सु प्रगन्या ॥ १६ ॥

**અર્થ**—હવે કન્યાનાં શુભ લક્ષણ ને દૂષણ કહીએ છિયે. સુવર્ણના જેવો જે કન્યાના શરીરનો રગ છે, માથાના વાળ ભમરાના જેવા કાળા અને કાંતિદાર છે, મૃગનયણી અર્થાત્ મૃગના નેત્ર જેવી જેની આંખોની પ્રભા છે, મુખ તો પુર્ણિમાના ચદ્ર જેવું વિશાળ શોભાદાર છે, તલ ફુલ શરીખું જેતું નમેલુ નાક છે, કમળના જેવી જેના શરીરને વિશે સુવાસ છે, દાડમની કળીઓ જેવા જેના ચળકતા દાંત છે, લાલ જીભ છે, છીપના જેવા જેના શુભ કાન છે, કોકીલાના જેવી માધુર્ય ભરેલી જેની

વાણી છે, શખાકૃતિ ડોક છે, લાલચોળ જેના અધર કહેતાં હોઠ છે, પાકી ગળગળિત થયેલી આંબાકેરી જેવી જેની હડપચી છે, નાજુક અને કઠિણ સ્તન છે, જેની નાભી ગંભીર છે, કટી જેની પાતળી અને વાંકી છે, જે મિતાહારી છે વિસ્તારથી પ્રસરેલાં ભારે જેનાં નિતંબ છે, કદળી સ્તંભ જેવી સુંદર ઝાંઘ છે, બાણના ભાથા જેવી જેની પીંડીયો છે, જેની પગની તળીઓ તથા હાથની હથેલીઓ લાલ છે, પગ તથા હાથમાં સારી રેખા પસરેલી છે, અતિ પાતળી નહીં, જે માંસથી અતિ રૂષ્ટપુષ્ટ–જાડી પણ નહિ તેમ પાતળી પણ નથી, હાથણી તથા હંસના જેવી જેની ચાલ છે, સ્મીત હાસ્ય કરે છે, નિદ્રા–ઉંઘ થોડી છે, શીલ સ્વભાવને દેખાડનારી છે, તથા જે પ્રફુલ્લિત થયેલા કમળ વદનના જેવી સુકોમળ છે, એ લક્ષણવાળી કન્યાને વિદ્વાનો શ્રેષ્ઠ કહે છે. ૧૬

### કન્યાનાં દૂષણ.

**छंद मालती**–कराल कु वेशं, सु पिंगल केशं, द्रगं फुनि पिंग ।
सुजाक्रति अंग, अती विसतार, क्रशांग निहार ॥
अधूर सु दंत, असीत सु क्रतं, प्रथू जिहि कंध ।
मधू वृष गंध, घनी धुंधवान, वदे अति बान ॥
सुप्राक्रति कांन, प्रथू लघु घ्रांन, चलं गति चिंत ।
तनं विषमंत, क्रांगुलि ओर, रसन्न कठोर ॥
क्रता नित रोष, डरे नहि दोप, सदा चित लोल ।
उनंत कपोल, अती जिहि निद्र, कछू तन छिद्र ॥
अधूर सकंप, नही मन जंप, कठोर सु बार ।
हसंत अपार, पदंगुठ अंत, त्रजंन्य बढंत ॥
त्रजन्य हिहेर, बढे मध्य फेर, अनामिक जाय ।
धरा न छुआय, भ्रुवा प्रथु रूप, कपोलन कूप ॥
बढें वृप जोग, कछू तन रोग, बढ्यो धरि अंग ।
कुशील कुरंग, त्रपा जिहि छीन, कन्या वह हीन ॥ १७ ॥

અર્થ–મોટા વિકરાળ અને ખરાબ જેનો વેશ છે, પીળાશ પડતા વાળ છે, આંખો પણ પીળચટી છે, અંગ ખજોલ્યા કરે છે, જે અતિ વિસ્તારવાળી પ્રચંડ તથા કૃશ અંગવાળી છે, હોઠ, દાંત અને જીભ એ કાળાં છે. જાડી અને પહોળી જેની આંખો છે. દારૂના જેવી જેના શરીરની દુર્વાસના છે, ઘણી ક્ષુધા–ભૂખવાળી છે, અતિ બોલનારી છે, સુપડાની આકૃતિ જેવા

ન છે, પહોળું અને નાનું નાક છે, ચિત્ત તથા ચાલ ચપળ છે, બેડોલ જેનું શરીર છે, હાથની આંગળીઓ તથા જીભ જેની કઠોર છે, જે નિરંતર રોષવાળી-રોષ કરતાં ડરતી કે ડગતી નથી, ચિત્ત જેનું સદાયે ભમતું છે, જેના ઉંચા ગાલ છે, અતિ ઉંઘ, શરીરમાં કોઇ પ્રકારનું છીદ્ર, તથા ક્રોધને લીધે કાંપતા જેના હોઠ છે, જેના મનમાં જરાએ જંપ નથી, તેમજ કઠોર વાળ છે, ખડખડાટ હસનારી, જેની પગના અંગોઠાની બરોબર તર્જની આંગળી વધેલી છે, તર્જનીને વચલી પણ વધેલી છે, ને જેની અનામિકા જમીનને લાગતી નથી, જેના ભ્રમર જાડા ને પહોલા છે, જેના ગાલપર ખાડા પડી જાય છે, વૃદ્ધ ઉમરમાં જે નાની દેખાય એવું કઠોરીયું અને રોગીષ્ટ જેનું શરીર છે, શરીરના અવયવો જેના નાના મોટા છે, નઠોર સ્વભાવ છે તથા શરીરનો રંગ જેનો ખરાબ છે, તેમ જેને શરમ કે લાજ ઓછી છે, એ લક્ષણવાળી કન્યાને હીણી માનવી. ૧૭

**दुहो**—सामुद्रिक जनता सुभग, गुन ओगुन जामात्र ।
कन्या गुन दूषन कह, नृप गुरु परखि सुपात्र ॥ १८ ॥
नीतपाल मनुहार करि, रखे दिवस दस बीस ।
रंगराउ प्रति करि मतो, किय कन्या बकसीस ॥ १९ ॥

**અર્થ**—સામુદ્રીકને જાણવાવાળા **શશીધર** પંડિતે, જમાઇના ગુણ અવગુણ તથા કન્યાના ગુણ દોષને કહ્યા, જેથી રાજગુરૂના સુપાત્રપણાની રાજાએ પરીક્ષા કરી. એ પછી રાજા **નીતિપાળે**, દસવીસ દહાડા આગ્રહ કરીને રાજ-ગુરૂ **શશીધર** પંડિતને પોતાને ત્યાં રાખ્યા, પછી કુંવર **રંગરાવ** જોડે સલાહ કરી, કન્યા અર્પણ કરી અર્થાત્ વિવાહ કીધો. ૧૮-૧૯.



**छप्पय**-बजे द्वार दुंदभी, माल गृह गृहे प्रति बंदन ।
राज समाज सुरचित, चुआ केसर अरु चंदन ॥
नृत्य भेद संगीत, नीतपाल सु जस गावत ।
बनि बनि तरुनि समूह, कलापरवीन बधावत ॥
विप्रह उचार वेदह धुनी, अनि जन सह आनंद अति ।
आगम अदृष्ट अंकन उदैं, बह कन्या दरसैं दुचिति ॥ २० ॥

**અર્થ**—એ વર્તમાન જાણતાંજ રાજદ્વારમાં દુંદુભિ વાગવા લાગ્યાં તથા ઘેર ૨ ઘર પ્રત્યે લોકોએ શુભ ગણાતાં તોરણ અને ફુલની માળાઓ બાંધી. પછી રાજાએ મ્હોટો દરબાર ભરી કચેરી કરી, સર્વેને ચુવા ચંદન કેસર આદિનાં છાંટણાં છાંટયાં, સભામાં સંગીત શાસ્ત્ર પ્રમાણે ગાન તાન તથા

નાચ થયો ને નીતિપાળ રાજાના સુયશ ગવાયા. સ્ત્રીયો પણ વસ્ત્ર આભૂષણથી બનીઠની કળાપ્રવીણને વધાવવા લાગી. બ્રાહ્મણો વેદધ્વનીનું ઉચ્ચારણ કરી રહ્યા, અને બીજા સર્વ કોઇ પુરવાસીઓ અતિ આનંદમાં મગ્ન થયાં, છતાં, ભવિષ્ય–અદ્રષ્ટના આંકનો પ્રકાશ થયાથી કન્યા ઉદાસીન જણાઈ. ૨૦

**सोरठा**–दुचिती कला प्रबीन, सकुचितसी मनसें कहें ।
कहा करम गति हीन, यह सबंध सविता दीयो ॥ २१ ॥

**અર્થ**–એ રીતે ઉદાસી કળાપ્રવીણ મનમાં સંકોચ પામીને તે પોતાના મનને કહેવા લાગી કે, "હા દૈવ! કર્મની ગતિ કેવી હીણ છે? વિધાતાએ શા આંક આંકયા હશે કે, જેના પ્રભાવે કરી, પિતાશ્રીએ વગર વિચારે આવો અયોગ્ય સંબંધ જોડયો!" ૨૧

**छप्पय**–शशिधर प्रति महराज, बाज बकसीस बीस किय ।
उभैं सुखासन सुभग, उभैं रथ ईभ उभैं दिय ॥
उभैं जोर निज बसन, बलय कुंडल मनि मालह ।
शीशपेच शीरपाउ, कनक उपबीत दुसालह ॥
पहेराव ओर जन जन सुप्रति, वत इतमाम सबें दीये ।
लखि पत्र तरुनतेजह सु प्रति, राज गुरुह बिद्या कीये ॥ २२ ॥

**અર્થ**–પછી શશીધર રાજગુરૂને રાજાએ ઉત્તમ વીશ ઘોડા આપી, તે સાથે ઘણીજ બેમુલી કીમતી બે પાલખીયો, બે રથ અને બે હાથી આપ્યા, તથા પોતાનાં પહેરવાનાં કીમતી લુગડાંની બે જોડ, કડાં, કુંડલ, મણીમાળ, શિરપેચ, સોનાની જનોઇ, સાલ તથા દુશાલા ઇત્યાદિ ઘણી જાતનાં પારિતોષિક આપી, રાજગુરૂને પ્રસન્ન કર્યા. એટલુંજ નહિ, પણ રાજગુરૂ સાથે આવેલાં બીજાં સર્વ જનોને તેમની યોગ્યતા પ્રમાણે ઘણી અમૂલ્ય વસ્તુઓ ઇનામમાં આપી, તરણતેજ મહારાજ ઉપર એક પત્ર લખી, રાજગુરૂને વિદાય કર્યા. ૨૨

**गाथा**–तरनतेज इतमामं, सबंध जोग सामुद्रिक भेदं ।
एकादश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ २३ ॥

**અર્થ**–તરણતેજ મહારાજાએ રાજગુરૂની સાથે મોકલેલાં પારિતોષિક, તથા વિવાહ કરવાના વખતે થયલી સામુદ્રિક ભેદની ચર્ચા ઇત્યાદિ વૃત્તાંતવાળી પ્રવીણ સાગરની અગીઆરમી લહેર પૂરી થઇ. ૨૩

इति श्रीप्रवीनसागरे सामुद्रिक भेद नामनी एकादश लहेरनी रसपूर्णा टीकानो एकादशस्तरंगः ॥

# લહેર ૧૨ મી.

## વૈભવ અને સૈન્ય વર્ણન.

**दुहो**–सेल करन सैंना सजी, नीतपाल नर नाह ।
गय हय रथ पैदल चले, यह चतुरंग अथाह ॥ १ ॥

**અર્થ**–પછી નરના નાથ એવા **નીતિપાલ** રાજાએ, સેલ કરવા માટે પોતાની સેના તૈયાર કરી, અને હુકમ થતાંજ, હય, ગજ, રથ અને પાયદળવાળી ચતુરંગિણી સેનાએ પ્રયાણ કરવા માંડયું. ૧

**छप्पय**–बजि निसांन बहु ब्रिध, गजह शिर दरक अश्व गनि ।
मनहु सघनके महन, धरा नभ गजत चंड धुनि ॥
फुनि पताक फहरात, मनहु पचरंग जरी चक ।
सुर क्रनाल सहनाय, होत नक्कीब गहक हक ॥
पख्खरित बाज गज यौं पुलत, मनु अढार खोयन मलिय ।
करि चाह नृपति स्हेलांन, कजि चतुरंगी सेना चलीय ॥ २ ॥

**અર્થ**–વિવિધ પ્રકારથી શણગારેલા હાથી ઘોડાઓ ઉપર નિશાન અને ડંકા વગેરે દુંદુભી અનેક પ્રકારથી ગડગડી રહ્યાં, તે જાણે વર્ષા ઋતુના મોટા મેઘનાદથી પૃથ્વી અને આકાશ ગાજી ઉઠયાં હોય તેવી રીતે તે મહાગંભીર નાદ લાગતા હતા. ધ્વજાપતાકા ફરફરી રહી છે, તે જાણે જરીના પચરંગી સુશોભીત ચક કે પડદા હોય તે પ્રકારે દેખાતું હતું, કર્નાલ નામના વાઘનાં તથા સરણાઇના શોર થયા, તેમજ ચોબદારની ગંભીર હાલકોનો નાદ થયો, ઘણા પ્રકારના સાજથી સણગારેલા ઘોડા અને હાથીઓ ડોલતા ગંભીરતાઇથી ચાલવા લાગ્યા, તે જાણે અઢાર અક્ષૌહિણી સેના ભેગી થઇ ના હોયનીશું! તેમ જણાતું હતું. એ પ્રમાણે **નીતિપાળ** મહારાજાએ સ્હેલઘાએ જવાને કરેલી ઇચ્છા માટે ચતુરંગી સેના પ્રયાણ કરવા લાગી. ૨

### ગજવર્ણન.

**दुहो**–गिरि उतंग सम अंग गनि, भा घन बद्दर भत्त ।
साज सहित अहिराव सम, हले सु जुथ्थ हसत्त ॥ ३ ॥

**અર્થ**-મહા મોટા ગગનમાં ગાજતા ઉત્તંગ-પહાડના જેવા અંગથી તથા આકાશમાં મેઘ-વાદળના જેવી જેણે કાન્તિ ધારણ કરી છે, એવા સાજથી ઇન્દ્રના ઐરાવત હાથી જેવા હાથીઓનો સમૂહ ચાલવા માંડ્યો. ૩

**हनुफाल छंद**—मद मसत हस्ति चलंत, घन ब्रसत बद्दर कंत ।
शिर लसत वंदन शूल, जरकसित ढंपित झूल ॥
पुनि घसत लंगर पाय, गिर धसत ठोकर लाय ।
निज डसत शुंडा दंड, तन असित अति परचंड ॥
मद झरत झरनी समान, अरि डरत देखि उतान ।
घन घुरत घंटन घोर, तन करत कज्जर खोर ॥
शिर जरित कंजन साज, गडर्ग भरत उचरत गाज ।
शिर कुंभि सरीय सु चंग, मद लुबध गुंजित भृंग ॥
सित दिपत इभ मुख दंत, मनु प्रभा घन बक पंत ।
शिर भलक अंकुश ऊप, नभ झलक चपला रूप ॥
कुंतार करत बखान, डग भरत ताम धरान ॥ ४ ॥

**અર્થ**-મદથી મત્ત બનેલા મોટા હાથીઓ ચાલી રહ્યા, તે વર્ષા ઋતુના વરસતા વરસાદમાં આમથી તેમ દોડતી વાદળાંની ગતિ હોય, તેમ દેખાવા લાગ્યું, જેનાં મસ્તકોને વિશે સિંદુરથી ચીતરેલાં ચીત્રો હતાં. તેના જરકસી ઝુલ્લોથી ઢંકાએલા પગ જોડે લંઘર તણાય છે, જેની ઠોકર લાગવાથી પર્વતો ધસી પડે છે, તેના સૂંઢ-દંડને પોતાનાજ મોંમાં ઘાલીને ડસે છે, તેનાં શરીર કાળાં અને મહા પ્રચંડ છે. નીરઝરણાંની પેઠે જેનો મદ ઝરી રહ્યો છે, તથા જેના શરીરની ઉંચાઈ અને મોટાઈ જોઇને શત્રુઓ ભય પામે છે. ઘંટાના મહા ઘોર શબ્દો થઈ રહ્યા છે. જેને શરીરે કાજળની ખોળ છે, જેની પીઠપર રત્નાદિકથી જડિત સોનાની અંબાડી, હોદ્દા વગેરે શોભે છે, એવા તે હાથીઓ પગના કદમ ભરી ભરી ચાલે છે. તે પગલાના અવાજ ગાજે છે. તેમના કુંભસ્થળને વિશે સુનેરી કલગીઓ શોભી રહી છે. મદના લોભી સુગંધને લીધે ભમરાઓ ચારે તરફ ગુંજારવ કરે છે, ઘનઘોર થયેલા વરસાદની અંધારી કાળી ઘટામાં જાણે બગ પક્તિ બેઠી ના હોય, તેવી રીતે જેના સફેદ દંત દીપી રહ્યા છે. માથા ઉપર ભાલા અને અંકુશો છે, તે જાણે નભને વિશે વીજળી ચમકારા કરી રહી ના હોય તેમ જણાય છે. માવત જેમ જેમ તેનાં વખાણ કરે છે તેમ તેમ પૃથ્વી ઉપર હાથીઓ ડગ ભરે છે. ૪

**छप्पय**—इक गज नृप आरूढ, नाम दिय ताम मुकट मनि ।
भद्र जाती शोभंत, कनक हीरा मय भूषन ॥
मेघाडंबर छत्र, चौंर जिहुंओर बिराजत ।
मनहुं राज राजंत, सूर उदयागिरि उदित ॥
आरोह अवर उमराउ गज, के बंदीजन बिरद पढि ।
सोहंत भूप दळ रूप शुभ, मनु सुर जुत सुरराज चढि ॥ ५ ॥

**અર્થ**—એક હાથી ઉપર રાજાધિરાજ મહારાજા શ્રી બિરાજ્યા છે, તે હાથીનું નામ મુકુટમણી આપેલું હતું. તે ઘણી ઉચી જાતનો હતો. તેને હીરા માણેકથી જડિત કનક ઘરેણાં પહેરાવેલાં હતાં, તેપર મેઘાડંબર છત્ર ધરેલું હતું અને આસપાસ ચમ્મર ઢળી રહ્યાં હતાં. આવા હાથી ઉપર બેઠેલા મહારાજા એવા દેખાતા હતા કે જાણે ઉદયાચળ ઉપર સૂર્યનો ઉદય થયો હોય! અન્ય ઉમરાવો બીજા હાથીઓ ઉપર ચડયા હતા, ને ભાટ ચારણાદિ બંદીજનો મહારાજાના યશ ગાઇ રહ્યા હતા. એવી રીતે રાજાના દળનું રૂપ એવું તો શોભતું હતું કે જાણે સુરરાજ ઇંદ્ર પોતાની દેવતાઈ સેના સાથે ચઢયા હોય. આ ઉત્પ્રેક્ષાલંકાર છે. ૫

**અશ્વવર્ણન.**

**छंद मुक्तदाम**—तरक्कि चल्लीय जूथ तुरंग, फरक्कित पारत फेंट करंग ।
झलक्कत साज लगे नजगाह, छलक्कत आपहुकी लखि छांह ॥
लटक्कत सेंन करंत लगाम, सटक्कत सांम संभारत तांम ।
चमक्कत अंग सु रंग सु चंग, अनी दपटंत अफारत अंग ॥
वहें मनु छूटत नाउक बान, कियो सहगोसहुकी छबि कान ।
ढलक्कत स्वल्ल छटा उर ढल्ल, कुमारिय गोंनित कंध न कल्ल ॥
धकें गजराज प्रकार धसंत, दरप्पनके प्रतिबिंब डरंत ।
चहूं दिश चक्कित बीज चमंक, घरे घन घूघर हेम घमंक ॥
बने नवरंग सु अंग बिधांन, मनी जट हाटक पीठ पलांन ।
बनांत सु के मखतूल बिराज, समारितहें जर तारज साज ॥
पढे कितनेइ सु कोतल पंत, चमू कितनेइ सु बीर चढंत ।
प्रथीपति ता मधि नीतसुपाल, मनू सुरराज सुरावृत माल ॥ ६ ॥

**અર્થ**—જ્યારે તરકી ચાલથી ઘોડાઓનાં જુથ ચાલ્યાં, તેની હડફેટમાં આવતાં હરણો પડવા લાગ્યાં, નજગાહ—નેજા ઝળકવા લાગ્યાં, પોતાની

### છત્રીશ વાજાં ને છત્રીશ આયુધો.

**छप्पय**—मंडल बीन रबाब, अनोप तंबूर उपंगह।
बर बसु सुरद पिनाक, कुमायच्च पुंग सुरंगह ॥
बंसी पारिगहैं बांस, कानुटक ताल सुपिंगी।
तूर भेर सहनाय, पाव रनसंग दर सिंगी ॥
करनाट पनव आनक मुरंज, डफ सुडाक डमरू सजे।
जलतरंग झंझ मंजीर मिलि, षटह त्रीश बाजित्र बजे ॥ १०॥

**અર્થ**—મંડળ, બીન (જંતર), રબાબ, અનોપ, તંબુર, ઉપંગ, બર, બસુ, સુરદ, પિનાક, કુમાયચ્ચ, પુંગી, સારંગી, બંસી, પરગાહ, બાંસ, કાનુટક, તાલ, પિંગી, રણતુર, ભેરી, સરણાઇ, પાવો, રણસીંગ, શંખ, શિંગી, કરનાટ, પણવ, આનક, મુરંજ. ડફ, ડાક, ડમરૂ, જલતરંગ, ઝાંઝ અને મજીરા એ પ્રકારે છત્રીશ જાતનાં વાજીંત્ર તે સમમાં વાગી રહ્યાં છે. ૧૦

**छप्पय**—चक्र शूल धनु वज्र, बांन कैबांन तुफंगह।
फरसु कटारह छुरा, सेल खेटक गद खंगह ॥
तोमर पाश भुशंड, बांक संजर जंबू लठ।
जंत्र सु अंकुश भाल, हलह मुशल खग बर बठ ॥
जंजाल जरह गुपति गुरज, दाव पटा पिस्तोल लिय।
आयुध पडांग षट त्रीश जुत, नीतपाल सेना चलिय ॥ ११ ॥

**અર્થ**—ચક્ર, ત્રિશૂલ, ધનુષ, વજ્ર, બાણ, કૈવાન, તુફંગ, ફરશી, કટાર, છરા, સેલ, ખેટક, ગદા, શાંગ, તોમર, પાશ, ભુશંડી, બાંક, ખંજર, જંબુર, લઠ, જંત્ર, અંકુશ, ભાલું, હળ, મુસલ, ખાંડું, બર, બઠ, જંજાલ, જરહ, ગુપ્તી, ગુરંજ, દાવ, પટા, પિસ્તોલ, એ વિધિએ આયુધો, અંગને વિશે ધારણ કરી, મહારાજા નીતિપાળની સેના ચાલતી હતી. ૧૧

### સેના વર્ણન.

**छंद सेहेल**—यही रीतसें नीतपालं चढें, बिरद्दा वली बान बंदी पढें।
षटं त्रीश बंसावली खत्रियं, चले आसुरं चंड चारित्रयं ॥
षटं त्रीश आयुधं अंग सजे, बिषमं षटं त्रीश नादं बजे।
बितुंडं प्रचंडं सु पंथं बहे, परावंध वीरं सु वाजं ग्रहे ॥
रथं संचरं कीन आरोहितं, सुखंपाल फुंदा जरी सोहितं।
भयंकर द्रक्कं भरे भारियं, कित बान कवान कटारियं।
बहे पायकं व्यूह केतं बनें. इनें इक्कं जोजनं जाय तंनें ॥ १२ ॥

**અર્થ**-એ પ્રમાણે **નીતિપાળ** રાજા ચઢયા ત્યાં બંદીજનોએ બિરદાવળી ગાવા માંડી ને છત્રીશ વંશના ક્ષત્રીઓ તથા મહા ચરિત્રને કરવાવાળા અસુરો પણ ચઢયા. એક તરફ રણ વિશે છયે અંગને વિશે છત્રીશ પ્રકારનાં શસ્ત્ર સજી શૂરવીરો શોભે છે, અને બીજી તરફ મહાબિહામણાં છત્રીશ પ્રકારના, ઘોર અને શૂરનાદથી વાજાં વાગી રહ્યાં છે ને વિકાળ ગજેંદ્ર રસ્તે જવા લાગ્યા. પલાણેલા કોતલ ઘોડાઓને કંઇક વીરોએ પકડયા છે, ને કંઇક રથમાં બેશી ચાલે છે, તથા કેટલાક જરી ઝુમતાંથી શણગારેલા સુખપાલોમાં શોભે છે. એમાંના કોઇમાં બાણ, કોકબાણ, કટારી વગેરે ભયંકર હથિયારોનો ભાર ભર્યો છે, ને કઇક પગે ચાલતા સિપાઇઓ વહ્યા જાય છે. એ રીતે ચાલતાં સૈન્યે, એક જોજન જઇ, તંબૂ તાણી પડાવ નાંખ્યો. ૧૨

## સૈન્ય ગણના.

**छप्पय**–असी सहस अस चढिय, सवा अनुमान सहत सत ।
सहस डोल सुखपाल, लच्छ निकासित कुजाक भ्रत ॥
सुतर पंच अध सहस, बेद सत आतस बानहुं ।
बिबि सहस्र बाजित्र, दस सहस बनीज दुकानहुं ॥
निज सहर छंडि जोजन निकसि, द्वादश कोश मुकाम किय ।
सहलान नीतपाल्ह सहज, दुर्ज्जन गिरि गहवर दुरिय ॥ १३ ॥

**અર્થ**–એ સેનામાં હજાર ઘોડાઓ, સુમારે સવાસો હાથી, એક હજાર રથ અને સુખપાલ, સફેત પોશાક પહેરેલા લાખ સિપાઈ, અઢી હજાર ઉંટ, ચારસો દારૂખાનું છોડનાર, બે હજાર વાજીત્ર વજાડનાર, દશ હજાર વાણિયાની દુકાનો હતી. એ પ્રમાણે પોતાનું શહેર છોડી, એક યોજન ઉપર વિસામો લઈ, બારગાઉ જઇ રાજાએ મુકામ કર્યો. મોજ માટે રાજા **નીતિપાળ** નીકળેલો સાંભળી, દુર્જનો તો ગિરિગુફાઓ તથા જંગલમા સતાઈજ ગયા. ૧૩

## નીતિપાલનુ વર્ણન.

**छप्पय**–राज नीत रत्तु बीर. मरम साहस लंकेशर ।
प्रजा पालन प्रथुराज, गुनह गंभीर सु सागर ॥
मघवा रमन मनोज. नचल आहव मेरू नग ।
रिपु काटन भुज राम, जगत नाप तेज "नयनजग". ॥
माहेश रीझं चक्रमन सुमन गग नीर निरमल सुगति ।
सुर गुरू सयान आगम अगम. नीतपाल्ह गोहं नृपति ॥ १४ ॥

**અર્થ**–એ ગનના મ' ૧ન: ર્યુગ- ન્યા ગજનીતિન, આગ્નમાં લંકે-

શ કહેતાં દશમાથાના રાવણ જેવા, પ્રજાનું લાલનપાલન કરવામાં ભીડ પૃથુરાજ જેવા, ગુણમાં સાગર જેવા ગંભિર, વિહારને વિશે ઈંદ્ર જેવા, સંગ્રામને વિશે મેરૂ પર્વત જેવા અચળ, રિપુ હણવામાં ફરસુરામ જેવા, જગત્‌માં સૂર્યના જેવું જેનું તેજ છે એવા શંકર જેવા, ગંગાના પાણી જેવી જેની નિર્મળ ગતિ છે, બૃહસ્પતિ જેવા શાણા, અને ધારણા શક્તિમાં ધર્મરાજા જેવા નૃપેન્દ્ર નીતિપાળ શોભે છે. ૧૪

**सोरठा**—नीतपाल सहलान, करत करत आये तितें ।
रस सागर जिहि थान, किय मुकाम आखेट करि ॥ १९ ॥
दुहुं दल इक दिन आय, अष्ट कोश अंतर परें ।
तहं लगि कछू न तांहि, एक एकहूकी खबर ॥ १६ ॥

**અર્થ**—નીતિપાળ રાજા એ પ્રકારથી સ્હેલ કરતાં કરતાં જ્યાં રસસાગરે શીકાર કરી પડાવ કરેલો હતો ત્યાં આવ્યા. બંને દળે એકે દિવસે આવી આઠ ગાઉના અંતરે પડાવ નાંખ્યો ત્યાં લગી કોઈ કોઇને ખબર પડી નહિ. ૧૫-૧૬

**गाथा**—नीतपाल सहलानं, चत्र अंग बर्नन चतुरंगनि ।
नादायुध अभिधानं, द्विदश प्रवीन सागरो लहरं ॥ १७ ॥

**અર્થ**—રાજા નીતિપાળની સ્હેલઘા સેના તથા તેના ચારે અંગનું વર્ણન, વાજીત્ર અને આયુધોનાં નામ આદિ પ્રસંગવાળી પ્રવીણસાગર ગ્રંથની બારમી લહેર પૂરી થઈ.

इति श्रीप्रवीनसागरे वैभव अने सैन्य वर्णन नामनी बारमी लहेरनी
रसपूर्णा टीकानो द्वादशस्तरंगः ॥

# લહેર ૧૩ મી.

## સંગ્રામ પ્રસંગ.

दूहा—दुहुं जामनि मुक्खर चिंतित, भयो उदय नभ भान ।
कुन कग्न‍ंके अंतनम, दुहु दल बजे निशांन ॥ १ ॥

नीतपाल बामी मिसल, चली निकट कंतार ।
सागरकी अग्रिम चमू, सोधत जिहां सिकार ॥ २ ॥

**અર્થ**-બન્ને રાજાઓના લશ્કરની રાત્રી સુખમાં વીતી ગઈ. આકાશમાં સૂર્યનો ઉદય થયો, ત્યારે અરણ્યને વિશે કુચ કરવાને સૈન્યોમાં નગારાં વાગવા લાગ્યાં. રાજેન્દ્ર **નીતિપાળનાં** સૈન્યની ડાબી બાજુએ એક ટુકડી હારબંધ ચાલી, તે જ્યાં **રસસાગરની** ફોજની મોખરાની ટુકડી શીકારની શોધ કરે છે તેની પાસે આવી પહોંચી. ૧-૨

**छप्पय**-नीतपाल दश सहस, चली बांई चतुरंगन ।
रससागर सु हरोल, सहस उभ सोधत आरन ॥
भयो जोग भाराथ, रह्यो अंतर अध जोजन ।
आखेटीके अग्र, उठे बातज कोलह बन ॥
हक्के सु बीर ता पुंठि हय, कुंत असुग हनियत किते ।
सहलांन दिशा सनमुख सजे, आयुध मुख उबरे तिते ॥ ३ ॥

**અર્થ**-એ રીતે રાજા **નીતિપાળનાં** દસ હજાર માણસની ચતુરંગીણી સેનાની એક ટુકડી ડાબી દિશાએ, જ્યાં **રસસાગરના** બે હજાર ઘોડેસ્વારો આગળથી આવી અરણ્યમાં શીકારની ખોળ કરે છે ત્યાં આવી પહોંચી. બંને રાજાઓ વચ્ચે હજુ બે ગાઉનો અતર છે એવામાં બંન્યો લશ્કરની ટુકડીઓમાં ભયકર દેખાવ થયો. શીકારને શોધતા, શીકારીઓ આગળ અરણ્યવાશી હરણ, સુવર વગેરે અનેક પશુઓ નાશભાગ કરવા લાગ્યાં, જેમની પાછળ બહાદુર શીકારીઓ ઘોડાઓને મારી મુકી, ભાલા અને બાણથી હણવા લાગ્યા. એ પ્રમાણે શીકારીઓનાં હથિયારોના પજામાથી છટકી નાઠેલાં પશુઓ સ્હેલ વાસ્તે આવેલા **નીતિપાળ** રાજાની ફોજ ભણી નાઠાં. ૩

**छंद मुक्तदाम.**

हरोलिय लीन बनंचर हक्कि, धरा गिरि बाज खुरान धमक्कि ।
तरव्वर तूटत फेंट तुरंग, कुराहन क्रौंच धसंत कुरंग ॥
किते लगि कटक जात दुकूल, फुनी रतु राज रचे मनु फूल ।
वहे नद निर्झर बाट उबाट, न खेंचत सिंधव सूर निराट ॥
सु संचर पंत रहंत समग्र, असंसत पंच भये तिहि अग्र ।
दरी अंतराय परी नहि दीठ, निकंसित जाय सहेलीय नीठ ॥ ४ ॥

**અર્થ**-હરોલના શીકારીઓએ ઠામ ઠામ વનચર પશુઓને ચારે તરફથી

હાંકી, શીકાર વાસ્તે તેમની પાછળ પોતાના ઘોડાઓ ઝોકાવી મુક્યા તે સમયે, પુર જોરથી દોડતા ઘોડાઓની ખરીઓના પડઘાથી આખું જંગલ અને પહાડ ગાજી રહ્યાં! એવી રીતે પુર સપાટે દોડતા ઘોડાઓની ફેટથી, વૃક્ષનાં વૃક્ષો તુટી પડવા લાગ્યાં, ક્રૌંચ તથા હરણનાં ટોળાંઓ પર્વત અને ખોમાં સંતાવા ધસી ચાલ્યાં, તેમની પુંઠે થએલામાં કઇકનાં એરંગી લુગડાં કાંટામાં ભરાવા લાગ્યાં-તે જાણે ઋતુરાજ કહેતાં વસંતઋતુએ રચેલાં ફુલ ખીલી રહ્યાં હોય તેવો ભાસ આપવા લાગ્યાં. નદી અને પાણીના ઝરાઓ જ્યાં ત્યાં સ્વેચ્છાએ વેહે છે, શીકારે નીકળેલા શીકારીઓ પણ વાટ કે કુવાટ ન જોતાં સુસવાટાભેર તમામ ઘોડેસ્વારો એકઠા મળી, હારબંધ થઇ ગયા; પાંચસે ઘોડેસ્વારો આગળ થયા, પણ ચાલતાં માર્ગ વચ્ચે એક કોતર આડું આવ્યું તેથી સ્હેલાણીનું સૈન્ય જોવામાં આવ્યું નહીં. અને શીકારી સ્વારો, સૈન્યની ટુકડી પાસે જઇ ચડ્યા. ૪

**दुहा**—सहलानी सात्रव समुझि, वाज उठाहिय वीर ।
त्रिरद हाक बज्जीय त्रिपम, गज्जीय नाद गहीर ॥ ५ ॥
आखेटी खेचें सु अस, निरखि फोज सेहेलांन ।
सेहेलांनी सनमुख वहे, नवरंग खुले निसांन ॥ ६ ॥

**અર્થ**—સ્હેલાણીના માણસોએ તેમને દુષ્મન સમજી ચમકી ગયા ને સાવચેત થઇ તેમની સામે પોતાના ઘોડા ચલાવ્યા, ત્યાં તો વીર યોદ્ધાઓની વીરહાકની ચોતરફ ગંભીર હાલકો થવા લાગી. શીકારીઓએ તો સ્હેલાણીની ફોજ જોઇને ઘોડાઓ ખેંચી રાખ્યા, પણ સ્હેલાણીઓ તો નવરંગી નીશાન ખુલ્લાં કરી સન્મુખ દોડી આવ્યા. ૫-૬

**छंद हनूंफाळ**—नद गहर वज्जिय नीठ, दुहुं दल सु मिलियत दीठ ।
उत उठिय आतस जग्य, "जट-धर" सु चख मनु जग्य ॥
उम वहिय वृंद असत्र, नभ गिरत मानु नखत्र ।
तित वहिय त्रंवक तूर, सनमुख सु मिलियत सूर ॥
परसेल पंजर पार, बिल निकस मनु अहि वार ।
वपुं वहत अति किरवान, मनु तडित पतन समान ॥
भये रोप वाथ भिरंत, मद पीयत मनु मदमंत ॥ ७ ॥

**અર્થ**—બંને લશ્કરના શૂરવીર યોદ્ધાઓ, એક એકને જોતાંજ, શૂરનાદથી વાજીત્ર વાગવા લાગ્યાં. તુરત આતશબાજી છુટી-તે જાણે જટાધારી શંકરે કામદેવને ભસ્મીભૂત કરવાને ત્રીજું નેત્ર ઉઘાડ્યું હોય તેમ લાગ્યું.

બન્ને સૈન્યના શૂરવીરો સામાસામાં શસ્ત્રો વાપરે છે તે જાણે નભ મંડળમાંથી તારા ખરતા હોય તેમ થઇ રહ્યું. ત્રંબાળુ અને રણતુરના નાદથી ગર્જના થઇ રહી, અને યુદ્ધ સામંતો સામસામે મળી, તિક્ષ્ણ ખંજરના પ્રહાર કરવા લાગ્યા, ને તેમણે પહેરેલાં કવચભેદી આરપાર નીકળવા લાગ્યાં-તે દેખાવ જાણે રાફડારૂપી શરીરના છીદ્રમાંથી ભુજંગો બહાર આવ્યા હોય તેમ દેખાતું હતું. શરીર ઉપર તરવારોની રણઝીક પડી રહી છે, તે તેજી તરવારોના સૂર્યના તેજથી થતા ચમકારા જાણે વીજળીઓ થતી હોયની શું તેમ જણાતું હતું. મહાક્રોધથી વિકરાળ તથા ખુની દેખાતા રણધીરો, મદમત્ત હસ્તિની માફક લડવા લાગ્યા. ૭

**दुहा**—परे सु सागर भट सितर, भयो खरो भाराथ ।
सेहेलांनी परसत सवा, मुरेजु सागर साथ ॥ ८ ॥
तज्यो खेत निज भट निराख, किय रससागर क्रुद्ध ।
चले सु तुरी उठाय तव, जोधे क्ररनकों जुद्ध ॥ ९ ॥

**અર્થ**-આ પ્રમાણે જાણે મહાભારતમાં વર્ણવેલું યુદ્ધ મચી રહ્યું, એમાં **સાગર**ના સીત્તેર રણવીરો હણાયા અને સ્હેલાણી લશ્કરના ધસારાથી **સાગર**નાં માણસો રણક્ષેત્ર છોડી પાછાં હટ્યાં. પોતાના વિરો રણક્ષેત્ર છોડી નાસતા જોઇ, **રસસાગરે** મહાક્રોધ કર્યો અને તેજ વખતે પોતાનો ઘોડો મોખરે આણી સીપાઇઓ સહિત સામો ધસ્યો. ૮-૯

## छंद पद्धरी.

करि होश चलिय सागर कुमार, मिलि मुच्छ ओंह जपि मार मार ।
ललकार सकल जोधार लीन, कोपे सुभट सुर सिंधु कीन ॥
जोधार अंग धारे जरद्द, निहसे सु ताम निसांन नद्द ।
चख बीर अरुन मुख उदित चंड, पावक पहार मानहु प्रचंड ॥
संचरे लरन आखाड सिद्ध, उलट्यौं सु मनहु परलैं उदद्ध ।
हिंसार बाज हुअ बीर हक्क, इल धूर पूर ढंके अरक्क ॥
सु मिले फेर दोउ दल समान, मनु सुर सुरारि सागर मथान ।
ग्रिद्धनी व्योम सुर करत गाढ, उडि बक सु पंत मनु घन अषाढ ॥
रन सेन उभय अहरीय रार, धुरजटी उठे मनु छोाह धार ।
चिहुं ओर करत चिल्लान चीस, रव कीन मनहु सिंगी गिरीस ॥

आराब लगी आतस सु आग, जटधार मनों बाडवा जाग।
बीरान तीर नावक सु बान, सलभ चिनंग केंधों क्रसान॥
सूरांन सेल घट नाट साल, त्रिबि ओर ईस सलकत व्याल।
घर घर परंत सर सार धार, छिति क्रोध सिद्ध गोला पछार॥
जोधार अंग धारे जरद्द, भव जट अनेक भये बीरभद्द।
केते कटार तन पार कीन, दुलहनि दरीच कर मनहुं दीन॥
महि परि उठंत केते कबंध, धर पहर दोय लग्गे सु धंध।
जुरियत अनेक नभ देवयान, मिसियंत अछर बर चिंतमान॥
उमया सु पत्र रत पूर आर, हर प्रोहे सीस केते सुहार।
भुअ परे बाज पदमी भुशंड, परभा पहार अजगर प्रचंड॥
बीरान डाक डमरू बजंत, भूतं पिशाच जोगनि भ्रषंत।
सत्रिकादि पंष पोषित समूह, जयकार हुव सागरह जूह॥१०॥

**અર્થ**—અતિ રોષે ભરાઇ **સાગર** કુમાર દુશ્મન સામે ચાલ્યો, તે વેળા તેની મુછના વાળ ઉભા થઇ ભ્રકુટીને મળ્યા અને મુખે "મારો મારો" ઉચ્ચાર કરી, ગર્જનાથી સઘળા યોદ્ધાઓ સહિત, કાળરૂપ બની ગયો. શૂરાઓએ સિંધુરાગ લલકાર્યો. સર્વે યોદ્ધાઓએ શરીરપર બખતર પહેર્યાં. નગારાંના નાદ થવા લાગ્યા. ઘણા ક્રોધથી સૈનિકોની આંખો તથા મ્હો વિકાળ થઇ ગયાં, તે જાણે મહા પર્વત ઉપર અગ્ની સળગતો હોય એમ દેખાવા લાગ્યું. અખાડામાં દાવપેચને સિદ્ધ કરેલા યોદ્ધાઓ સંગ્રામમાં દોડતા અને ઠેકતા જવા લાગ્યા, તે જાણે પ્રલયકાળ સમયનો સમુદ્ર, મહાપ્રલય કરવાને ઉલટયો હોય તેમ દેખાયું. ઘોડાઓના ખુંખારા અને યોદ્ધાઓના મુખથી વિરહાકો થવા લાગી. આવી રીતે ઉલટેલા સૈન્યપુરથી આકાશ ધૂળમય બની રહ્યું અને સૂર્ય ઢંકાઇ ગયો. બંને સૈન્ય ફરીને એકઠાં મળ્યાં તે જાણે સમુદ્રમથનાર્થે દેવ તથા દાનવો એકઠા થયા હોય એમ જણાયું. ગીધ વગેરે માંસાહારી પક્ષીઓના ગાઢ શોર થવા લાગ્યા, તે જાણે અષાઢ મહિનાના વરસાદમાં બગલાની પંક્તિ ઉડતી હોય તેમ શોભવા લાગ્યા; રણક્ષેત્રમાં બન્ને દળ એકઠાં મળી, સામસામે એકએકને હણવા લાગ્યાં, તે જાણે ક્ષોભ ધરીને ત્રિપુરારી ઉઠયા હોય તેમ જણાયું; સમળીઓની ચીસો જોઇ ગિરિજાપતિયે જાણે શિંગી નાદ કર્યો હોય તેમ જણાયું, આરબની આતસબાજી સળગી તે તો જાણે સૃષ્ટિના પ્રલયકાળનો રૂદ્ર દેખાવ આપતો હોય, અથવા વડવાનળ અગ્નિ સળગી ઉઠયો હોય તેમ દેખાયું; વીરોનાં તીર અને

બાણાવળીઓનાં બાણ છૂટતાં તે જાણે મુસવાટાબંધ પર્વતની ખોમાંથી તીડોનો રાફડો ઉલટયો હોય તેમ ઉડવા લાગ્યાં. દેવતાના તણખા ઝરતા હોય એ પ્રકારે સુભટોનાં શરીરરૂપી નાટકશાળામાંથી ભાલાં આરપાર નીકળતાં હતાં; જાણે શંકરની બન્યો તરફથી સર્પ સળકી જતા હોય તેમ જણાયું. શસ્ત્રોની ઝીણી ધારથી કંઇક યોદ્ધાઓનાં મસ્તકો ભોંય ઉપર પડવા લાગ્યાં તે જાણે ક્રોધાતુર બની સિદ્ધ પુરૂષો, પૃથ્વીમાં ગોળા પછાડતા ના હોય; અને શિવજીની જટામાંથી અનેક વીરભદ્ર પ્રગટી નાસતા હોય તેમ જણાતું હતું. કવચ અને આયુધવાળા વીર દોડતા હતા તે જાણે કંઇક કટારો અંગને છેદી સોસરી નીકળી તે જાણે પરણવા બેઠેલી કન્યાએ અંતરપટમાંથી હાથ બહાર કાઢયો હોય તેમ લાગતું હતું. કેટલાંક મસ્તક વગરનાં ધડ ભીરૂને મારવા જવા લાગ્યાં. આ પ્રકારે બે પહોર સુધી પૃથ્વી ઉપર લડાઈ મચી રહી. તે જોવા સારૂ ગગન મડળની અંદર અદ્ધર અનેક દેવતાઓ વિમાનમાં બેશી જોવાને ટોળે મળ્યા હતા, તેમજ ઇચ્છાવરની આશાએ ઘણીક અપ્સરાઓ ટોળે મળી. ભવાનીનો સિંહ રક્ત પી તૃપ્ત થયો અને શિવજી પણ પોતાની મુડમાળામાં ઘણાંક માથાં પરોવવા મંડી પડયા. પૃથ્વીઉપર ઘોડા, હાથી વગેરે અનેક પશુઓ પડેલાં છે તેનો દેખાવ પહાડ અને અજગર પડયા નહિ હોય તેના જેવો થઈ પડયો. માંસ ભક્ષ કરવા આવેલ વીરોનાં ડાક અને ડમરૂ વાગવા લાંગ્યાં, તે પ્રમાણે ભૂત, પ્રેત, પીશાચ અને જોગણીઓ રૂધિર તથા માંસનું ભક્ષણ કરવા મંડી પડી છે, તેમ સમળીઓ વિગેરે માંસહારી પક્ષીઓના સમુહને દીવાળીનો દિવસ થઈ રહ્યો છે! લડાઇને વિશે રસસાગરના લશ્કરે જય મેળવ્યો. ૧૦

**दुहा**–सहस सूर अध सहस अस, चमर बंघ नृप च्यार ।
हुओ पंच्र सिंधुर परत, रससागर जयकार ॥ ११ ॥

**અર્થ**–એક હજાર શૂરવીરો, પાંચસે ઘોડા, ચમરબંધી ચાર રાજાઓ અને પાંચ હાથી નાશ પામ્યા. પણ છેવટે કુમારનો જય વર્તાયો. ૧૧

**छप्पय**–सूर उभैं अध सहस, सहस अनुमान बाज सज ।
सेनापति नृप सप्त, गिरे द्वादश आहव गज ॥
बाम चमू भई बिकल, रारि हारित छंडयो रन ।
बान सुखासन बरह, जीत लीनें सागर जन ॥
बाजित्र नाद बिध बिध बजे महाराज सागर मुदित ।
रस बीर रुद्र बीरन रचे, दुति मुख द्वादश रवि उदित ॥ १२ ॥

**અર્થ**–અઢી હજાર શૂરવીર, એક હજાર ઘોડા, સેનાપતિ સાથે સાત

રાજા અને બાર હાથી એ રીતે સંગ્રામમાં પડવાથી, ડાબી બાજુ તરફનું લશ્કર ભયભીત થઈ હારખાઈ રણભૂમી તજી પાછું હઠયું. આ પ્રમાણે દુશ્મનનો પરાજય જોઇ, તેઓનાં ધનુષ, બાણ, વગેરે હથિયારો, હાથી, ઘોડા સુખપાલાદિ વાહન, દારૂગોળા, પૈસો ઇત્યાદિ સર્વ વસ્તુઓ, કુમાર **રસસાગરના** માણસોએ હાથ કરી લીધી ને સેનમાં મધુરાં વાજીત્ર વાગવા લાગ્યાં. આવી રીતના પોતાના જયથી મહારાજા **સાગર** ઘણાજ પ્રસન્ન થયા. શૂરવીરોએ રૂદ્ર અને વીર રસ રચી, જીત મેળવી તેથી રાજા અને યોદ્ધાઓનાં મુખ ઉપર, બારે સૂર્ય ઉગ્યા હોય એવી કાંતિ ઝળકવા લાગી. ૧૨

दुहा—खेत छंडि सेहेली खसे, इक गिरि अंतर जाय ।
सुतर चलाये राज प्रति, रन बीती कहिताय ॥ १३ ॥
सुतरी नीतसुपाल प्रति, बीतत कह्यो बिचार ।
महाराज भरि रोश मनु, धरी अगनी घ्रत धार ॥ १४ ॥

**અર્થ**—રણભૂમિ મુકી સ્હેલાણી લશ્કર પાછું હઠયું અને એક પહાડના અંતરાય નીચે તળેટીમાં જઇ ભરાયું. પછી રણક્ષેત્રમાં બનેલો બનાવ **નીતિપાળ** રાજાને કેહેવા સારૂ સાંઢણીપર સ્વારને મોકલ્યો, તેણે બનેલી તમામ હકીકત **નીતિપાળ** રાજાને કહી સંભાળાવી. સાંઢણીના સ્વારે, **નીતિપાળ** રાજાને લડાઇની સર્વ બીના કહી, તેથી અગ્નિકુંડમાં જેમ ઘીની ધાર પડવાથી અગ્નિની ઝાળ વધે, તેમ **નીતિપાળ** રાજાને ભારે ક્રોધ ઉપજ્યો. ૧૩-૧૪

## ઉત્પ્રેક્ષાલંકાર.

छप्पय—जंभ शीश धरवजर, धखे सुरपरि जालंधर ।
ध्रुअ किन्नर रुप धरे, हुये मनमथ्य दहन हर ॥
शिर काश्यपु "नर=सिंह", भीम कौरव शिर भारथ ।
कै रघु शिर लंकेश, शीश शिशुपाल जदू सथ ॥
सुतरी पुकार नरनाह सुनि, धरिय कोप कर मुच्छ धरि ।
जोगनीमाल्ल ज्वाल्ला जगिय, पावक मनु खांडीव परि ॥ १५ ॥

**અર્થ**—જેમ જંભાસુરના ઉપર વજ્રધારીએ, દેવતાઓ ઉપર જાલંધરે, કિન્નરના ઉપર ધ્રુવે, રતિનાથને બાળવા શંકરે, હિરણ્યકશ્યપ ઉપર નૃસિંહે, મહાભારતની લડાઇમાં કૌરવના ઉપર **ભીમસેને**, લંકેશ રાવણના ઉપર રઘુવીરે, કે શિશુપાળ ઉપર યાદવો ધસ્યા હોય, તેમ રાજા **નીતિપાળે**, સાંઢણી સ્વારનો પુકાર સાંભળી, મહા ક્રોધાતુર થઈ, મુછ ઉપર હાથ મુક્યો તથા આંખ

રોષને લીધે તેની ભ્રકુટીમાંથી જોગણીના જેવી જ્વાળા નિકળવા માંડી, તે જાણે ખાંડવવન ઉપર અગ્નિ ઝાળ સળગી ઉઠી હોય તેમ દેખાવા લાગ્યું. ૧૫

**दुहो**–सागरके सनमुख तबें, रुष पलटी महाराज।
दिश दिश हाक हकीब हुअ, आनक बिषम अवाज ॥ १६ ॥

**અર્થ**–જ્યારે સાગરની સામે **નીતિપાળ** મહારાજાએ નજર ફેરવી તે વખતે, દિશાયે દિશાયે નકી પોકારનારની નકીની હાલકો થઇ રહી અને તરેહવાર શબ્દથી દુંદુભી વાગવા લાગ્યાં. ૧૬

### એકાવલિ અલંકાર.

**छप्पय**–दिश दिश हाक नकीब, हाक हाक नोबत गज।
नोबत नोबाति तूर, तूर तूरन छुट्टी धज ॥
धज धज प्रति मिलि फोज, फोज फोजन गज चल्लीय।
गज गज परि गज पती, पतिहि प्रति छत्र सु झल्लीय ॥
छत्र छत्र प्रति चमर छबि, उपमा घन दामनि बढीय।
अनेक इंद्र किधो उदधि, नीतपाल बाहनि चढीय ॥ १७ ॥

**અર્થ**–એ પ્રમાણે દિશાઓને વિશે નકીઓની હાલકો થવા માંડી; અને હાકે હાકે નોબત ગાજવા લાગી, નોબતે નોબતે રણતૂર વાગવા માંડયાં, ફોજે ફોજે હાથીઓ ચાલવા લાગ્યા, હાથીએ હાથીએ ઉમરાવો આવી બેઠા તથા તે દરેક સરદારને માથે છત્ર ધરાયાં, છત્રે છત્રે ચમર ઢોળવા માંડયાં. તે વખતની એવી શોભા થઈ રહી છે કે, જાણે વરસાદની કાળી ઘટામાં વીજળીયો ચમકતી હોય! એવી રીતે મહારાજ **નીતિપાળની** ફોજ સંગ્રામ માટે ચડી, તે જાણે, અનેક ઇંદ્રો સાથે ઉલટયા હોય કે સાગર ઉલટયો હોય તેવી શોભા જણાવવા લાગી. ૧૭

**छंद कंद**–धरं नीतपालं चमू उड्डियं धूर, समीरं चढ्यो पत्ररद्दी प्रभा सूर।
धरा धुज्जीयं सैल धोंसान धोंकार, भुअंगं मनो कच्छ कोलं तज्यो भार ॥
गजं बाज धक्कं गिरं झंगरं गाह, रसा सोधनं कीन मानौं प्रथूराह।
वहंतं सरीता सरं सोषितं बार, अगरतं लियो मानहो ओर ओतार ॥
थपें किंकरं उथ्थपें केरि मंथान, जग्यो फेर मानौं रघूबीर राजान ॥ १८ ॥

**અર્થ**–આ પ્રમાણે **નીતિપાળ** રાજાની ફોજ સંગ્રામે ચઢી, જેના ભારે ખચરવટાથી જમીન ઉપરની ધૂળની ગીરદ ઉડી તે જાણે **સૂર્યના તેજને** ઢાંકવાને ધૂળના વાહનપર બેશી પવન રાજ ચડયો હોય, તેમ અંધકાર દેખાવા

લાગ્યો; નગારાના ધમકારાથી પહાડ અને પૃથ્વી કાંપવા લાગ્યાં-તે જાણે આ પૃથ્વીને ધારણ કરનાર શેષ, કાચબો, અને વરાહે પીઠપરનો ભાર તજી દીધો ના હોય એમ લાગવા માંડયું; ઘોડા તથા હાથીઓને પહાડ અને જંગલમાંથી ધકેલી મૂક્યાં તે જાણે પૃથ્વીની શોધ વાસ્તે, પૃથુરાજ નીકળ્યો ન હોય; અને લશ્કર-સૈન્ય વહેવા લાગ્યું તેથી પ્રવાહવાળી નદીઓ તથા તળાવનાં પાણી સોસાઇ ગયાં તે જાણે અગસ્ત્ય મુનીએ પાછો મનુષ અવતાર લીધો ન હોય તેમ જણાવ્યું. તે પોતાના નોકરોને થાપે છે ને શત્રુને ઉથાપે છે તે જાણે રામચંદ્ર પ્રકટ થયા હોય તેમ જણાતું હતું. ૧૮

**भुजंग प्रयात**–प्रथी नाथ जुद्धं चले नीतपालं, जरैंपोस जो धारलीनें सु जालं ।
धरें पख्खरं पीठ गज्जं सु धज्जं, विषंमं षटं त्रीश नादं सु बज्जं ॥
तुरंगानके अग्र छूटे पताखा, भुजा दंड धारी उचारंत भाषा ।
गजं बाज फोजं छबी छांह गीरं, हुओ मंडलं ओर अंत्रं महीरं ॥
चमू नाथ ईभं चहुं ओर चोरं, भ्रमंतं भुशंडीनके कुंभ भोरं ।
बहें फंदनं पायकं बाज़ वृंदं, मिसल्लं मिसल्लं सुछल्ले समंदं ॥
किते पंच सद्दी दुरद्दी कमालं, मनों गाज कादंबनी मेघ मालं ।
परे पख्खरं कुंजरं सोभ पंती, दरी तुंग केंधों दिगंपाल दंती ॥
तुरंगं सनाही चढें साहि तेगं, बसू खंड मानों बहे चंड बेगं ।
भयंकार छाये नभं अग्र भाला, जगींहें किधों वाडवा अंत ज्वाला ॥
सुभट्टं सु कोदंड टंकार सज्जे, भये पारथं भारथं जूथ भज्जे ।
अरात्रा किते आतसी कीन अग्रं, महा बीर धीरं सु सेना समग्रं ॥
अरंन्नो प्रलैं काल फोजं उलट्टी, जुगं अंत केंधों कियो रोष जट्टी ॥१९॥

**અર્થ**–રાજા નીતિપાળ યુદ્ધ વાસ્તે ચાલ્યા તે વખતે જરીયાની વસ્ત્રો પહેરી, અંગપર સુવર્ણનું સાવ બખતર પહેરી લીધું, સુભટોએ હાથીઓની ઉપર પાખર નાખી, વાવટાઓ હાથમાં લીધા, ને છત્રીશ પ્રકારનાં વાજીંત્રોના નાદ થવા લાગ્યા. પછી ઘોડેસ્વાર સૈનિકોની સુંદર ધજાઓ ઉડવા લાગી હાથમાંના ભયંકર દંડો પછાડી સુભટો આવેશથી ગર્જના કરવા લાગ્યા, હાથી, ઘોડા, અને માથે છત્ર ધરાયેલી ફોજ જતી હતી તે જાણે પૃથ્વી અને આકાશની મધ્યમાં બીજું નવુંજ સૂર્ય મંડલ બન્યું હોય તેમ શોભવા લાગી. મુખ્ય સામંતોના હાથીઓ ઉપર ચમ્મર ઢોળાવા લાગ્યાં, હાથીનાં કુંભસ્થળ ઉપર ભમરાઓ ભમી રહ્યા, વ્યુહચક્ર રીતે રથ, પાયદળ અને ઘોડેસ્વારની ટુકડીઓ ચાલીને જાણે સમુદ્ર છળી ઉભરાઇ જતો હોય તેમ જણાતું હતું,

હાથીઓના શિર ઉપર પંચ શબ્દી અવાજ થઇ રહ્યા તે જાણે વાદળાંની ઘોર ઘટામાં ગર્જના થતી ના હોય, દિશાઓના દિગ્પાળના હાથીઓ હોય તેમ પાખર નાંખેલા હાથીઓ શોભતા હતા, ને નાગી તરવારોને ધારણ કરેલા ઘોડેસ્વારોની ફોજ ચઢી તે પૃથ્વીપરના પવનનો સુસવાટ, અગર તો ગરૂડની પેઠે અધરૂ ઉડતા હોય. એમ દેખાયું; આકાશને વિશે ભયંકર તથા તેજસ્વી ભાલાની પણછો છવાઇ રહી, તેથી એમ જણાયું છે કે જાણે વડવાગ્નિની ઝાળો પ્રગટી હોય, કંઇક સુભટો ધનુષ્યના ટંકાર કરી રહ્યા તે જાણે અર્જુનાદિ વીરો કુરૂક્ષેત્રની ભારતની લડાઇમાં ટંકાર કરી રહ્યા હોય; તેમ લાગતું હતું. કેટલાક આરબો વગેરેને તોપો ઇત્યાદિ આતસીઓને મોખરે રાખી, રણધીર શૂરાઓથી ભરપૂર સૈન્યદળ, પ્રલય વખતના સમુદ્ર સમ ઉલટયું–તે જાણે જગતનો પ્રલયકાળ આવ્યો હોય અથવા મહારૂદ્રે રોષ ધર્યો હોય એમ જણાવા લાગ્યું. ૧૯

**दुहा**—नीतपाल इहि बिधि चले, दुहु दल भयो निहार ।
इष्ट मंत्र निज उच्चरिय, रन ठाढे जितवार ॥ २० ॥
गुन गहीर कवि राज तब, जिहि गज़ बंध प्रमान ।
मन बूझन धार्यों मतो, बदी बिरदकी बान ॥ २१ ॥

**અર્થ**–નીતિપાળ રાજા સૈન્ય લેઇ ચાલ્યા ત્યાં બંને ફોજની એક બીજા ઉપર દૃષ્ટિ પડતાંજ, રણને વિશે હમેશાં જેમણે વિજય મેળવ્યો છે એવા વીજયી વીરો, ઇષ્ટ મંત્રનો જાપ જપી, રણક્ષેત્રમાં આવી ઉભા રહ્યા. તે સમે રાજ્ય આશ્રીત અને જેને હાથી તથા ચોપદાર ઇનામમાં મળ્યાં છે એવા ગુણગહીર નામના કવિરાજે, ભૂપાળ પાસે જઇ વિનયથી નીચે પ્રમાણે પ્રશંસા કરી. ૨૦–૨૧

## નીતિપાળ બિરદાવલી.

### छंदछबी.

राजान राज, महिमंड माज, खल दल बिपंड, दंडन उदंड ।
बर दैंत बंस, हिंदुआन हंस, सेना समंद, कैवान कंद ॥
षटत्रीस क्षत्र, छांह गौर छत्र, मरदं सुमेर, जुध सत्र जेर ।
उरबी सु इंद, महिमा अमंद, भव अंश भूप, "रज=धान" रूप ॥
कोपित कृशान, जाहर जहान, "जग=चख" उजाल, पोहो नीतपाल ॥२२॥

**અર્થ**–રાજાઓના રાજા, મહારાજાધિરાજ, મહીમંડળના મર્યાદારૂપ, ખળ અને દુષ્ટ જનોને વિખેરનારા, છાકેલાને શિક્ષા કરનારા, કુળને શોભાવ-

**અર્થ**-રાજાનું લશ્કર તો હતું ત્યાંનું ત્યાંજ રહ્યું, અને કવિ મહારાજાને સલામ કરી, પોતા સાથે પાંચસો ઘોડેસ્વાર લઇ, કંચનની અંબાડી જેની પીઠપર છે એવા પોતાના હાથી ઉપર આરૂઢ થઇ, રસસાગરની સેના ભણી ચાલ્યો. રાજકુમારને મળવાને આવે છે, એવા સમાચાર કહેવા વાસ્તે પ્રથમથી સાંઢણી સ્વાર મોકલી, ખબર કહેવડાવી. એ સમાચાર મળતાંજ કુમાર રસસાગર, ચાર ડગલાં આગળ ચાલી, મર્યાદાથી યથાઘટિત કવિરાજનું સન્માન કરી મળ્યા. ૨૭

**સોરઠા**-बितत बात बृतंत, कबि बूझ्यो सागर कह्यो ।
तब पिछताये चित, परी उभै पहिचांन जब ॥ २८ ॥
आशु होय असबार, कबि सु चले पहिचान करि ।
कही सकल बिसतार, नीतपाल नृपसें कथा ॥ २९ ॥

**અર્થ**-વિતેલી વાતનો વૃત્તાંત કવિએ પૂછ્યો અને કુમાર **સાગરે** કહ્યો એટલે તો એક બીજાને ઓળખાણ થઇ, જેથી ઘણો ખેદ કરવા લાગ્યા. કવિ, **રસસાગર** સાથે પિછાન કરી, પાછા જલદી સ્વાર થઇ, **નીતિપાળ** રાજા પાસે આવી સર્વે વાત વિસ્તારથી કહી સંભળાવી. ૨૮-૨૯

**छप्पय**-नीतपाल सुनि बात, भयो मन मन्यु सु हीनो ।
बिरचंद्र परधान, बोलि दीवान सु कीनो ॥
मिले महत उमराउ, एह परमान कियो सब ।
आहव भयो अचित, कछू तकसी नही तवर ॥
बाहनि तूच्छ शिशुता सु बय, अभय दान उन दीजियें ।
समंध आप उन आदि लखि, मिल मनुहार सु कीजियें ॥ ३० ॥

**અર્થ**-રાજા **નીતિપાળ** સર્વ વાત સાંભળી, શીતળ થઇ ગયા અને **વીરચંદ્ર** નામના પ્રધાનને બોલાવી, તેજ ઠેકાણે પોતાના સામંતો, સેનાપતિઓ વિગેરે મોટા મોટા અમીર ઉમરાવો ભેગા થયા ત્યારે તે સર્વેએ ઠરાવ કર્યો કે, આ બનાવ અજાણતાંજ બન્યો છે-એમાં કોઇની કાંઇ કસુર નથી, કેમકે સૈન્ય પણ બહુજ થોડું છે, વળી વય પણ નાની છે માટે એને અભયદાન આપવું જોઇએ; કારણ કે, આપણી અને એની વચ્ચે જુનો સબંધ છે, વાસ્તે તેની સાથે હેતથી સારી રીતે મનુહાર કરી પરોણાગત કરવી. ૩૦

## चोपाई.

नीतपाल सब अरज सु मानी, मनसु बात मिलवे की ठानी ।
दरकबाहकों आयस दीनी, कलह जुरनकी बरजन कीनी ॥

गुनगहीर कब्बि प्रथम पठाये, रससागर प्राते मिलन कहाये ।
चाह मिलन जुग सेंन मुचल्लीय, पारवार मानहुं छिति छल्लीय ॥३१॥

**અર્થ**—ઉમરાવોની અરજ સાંભળી, કુમાર રસસાગરને મળવાનો મનસુબો નીતિપાલ રાજાએ કર્યો અને ચોપદારને કલહ બંધ કરવા આજ્ઞા કરતાંની સાથેજ ગુણગહીર કવિને રસસાગર પાસે મોકલી મળવાને કહાવ્યું, તેથી મળવાની ઇચ્છા કરી, બન્નો સૈન્ય-દળ ચાલ્યાં તે જાણે મર્યાદા મુકી પૃથ્વી ઉપર સમુદ્ર ઉછળી ચાલ્યો હોય એમ દેખાવા લાગ્યુ. ૩૧

## मुक्तदाम छंद.

उभैं दल त्रंबक बज्जीय तूर, सिलैधर वृंद सु बंधीय सूर ।
उभैं नृप कुंजरपें असवार, निसांन नकीबन अग्र किनार ॥
उभैं दिश बंदिन छंद उचार, बराब्रत गान बजावन सार ।
उभैं महिनाथं चमूं गति मंद, दुती भइ छीन मिलंत दिनंद ॥
उभैं बिच बंधित पाट बितान, बने जरतार बनांत बिछांन ।
उभैं नरनाह मिले तित आंन, पुरातन नीत म्रजाद प्रमांन ॥
उभैं इक आसन एक उछीर, बिराजित इंद्र मनो जुग बीर ।
उभैं उमराउ सभा किय आय, गुनी बिरदावत गांनक गाय ॥
उभैं हित बात करंत अनंत, चढे रन सो पिछतावत चिंत ।
उभैं मनुहार पियंत अमल्ल, खरी भइ रीझ मिटयो मन षल्ल ॥
उभैं किय तत्र मिसल्ल मुकाम, विरोचन सोम कुली दश त्राम ॥३२॥

**અર્થ**—બન્નો સૈન્ય-દળમાં ત્રંબાળુ, રણતૂર, નગારાં વિગેરે વાગવા લાગ્યાં. શસ્ત્રધારી સામતોના સમૂહો આગળ થયા. બન્નો રાજા હાથીની ઉપર સ્વાર થયા. તેમની આગળ નીશાન અને ચોપદારોની હાર બંધાઇ. બન્નો તરફ ભાટ, ચારણ ને કવિ મોટે મોટેથી કવિતા ગાઇ જશ બોલવા લાગ્યા. બંને લશ્કરમાં વાજાં વાગી રહ્યાં, અને બને ભૂપતિયોની ફોજ મંદ ગતિથી ચાલવાથી ધૂળની ગીરદ ઉડવાને લીધે, ભગવાન સૂર્યનારાયણની કાંતિ મંદ થઇ ગઇ. બન્નો દળ વચ્ચે કનાત અને તમ્બૂ તાણી ચાદની બાંધી સિંહાસનો નંખાયાં તથા જરીયાની તેમજ રંગ બેરંગી બનાતનાં બિછાનાં પથરાયાં. બંને નૃપ, પુરાતન રાજ્ય રીત પ્રમાણે આવી મર્યાદાથી મળ્યા અને એકજ ગાદી તકીયે બેઠા—તે જાણે બે ઇંદ્ર એક આસને બીરાજ્યા હોય એમ શોભતું હતું. બને બાજુના ઉમરાવોની સમાજ એકઠી થઇ. ત્યાં ગુણી ચારણાદિ બંદીજનો કીર્તિ

બોલવા લાગ્યા તથા ગવૈયાઓ ગાયન કરવા લાગ્યા. પછી એક બીજા જોડે ઘણા સ્નેહથી વાતો કરતાં લડાઇ માટે પસ્તાવો કરવા લાગ્યા, ને પછી પરસ્પર મનુહારથી અમલના રેઢીયા કસુંબા પીધા. એ રીતે બંને રાજવંશીઓ ઘણા રાજી થયા અને મનનો રોષ જતો રહ્યો. એ પ્રમાણે રાજાઓએ દરબાર ભરી મુકામ કર્યો છે તેમાં, સૂર્યવંશી નીતિપાળ રાજા તથા ચંદ્રવંશી કુમાર રસસાગર, અનુક્રમે જમણી ડાબી બાજુએ બીરાજ્યા હતા. ૩૨

**दुहो**—नीतपाल सागर नृपति, रीझ भई मिटि रोष ।
उठि सवीर निज निज गये, उर सु तज्यो अपसोस ॥ ३३ ॥

**અર્થ**—રાજા **નીતિપાળ** તથા **સાગર** કુમારને રોષ મટી પ્રીત બંધાઇ ત્યાર-પછી અંતરમાંથી અફસોસ કાઢી નાખી, રજા લઇ પોતપોતાના સ્થાનકે ગયા. ૩૩

**गाथा**—रससागर सु हरोलं, बामी मिसल नीतपालं नृप ।
आहव मिलन उपावं, त्रिदश प्रबीनसागरो लहरं ॥ ३४ ॥

**અર્થ**—રસસાગરના લસ્કરના હરોલી લસ્કરને અને **નીતિપાળ** રાજાના ડાબી બાજુના લસ્કરને ભેગાં મળતાં યુદ્ધ થયું, પછી મિલાપ થયો, ઇત્યાદિ હકીકતવાળી પ્રવીણ સાગર ગ્રંથની તેરમી લેહેર સંપૂર્ણ થઇ. ૩૪

इतिं श्रीप्रवीनसागरे संग्राम प्रसंग नामनी तेरमी लहेरनी रसपूर्णा टीकानो त्रयोदशस्तरंगः ॥

# લહેર ૧૪ મો.

## મનુહાર પ્રસંગ.

**छप्पय**—दिशि दिशि तनित बितान, गान नाटक गुन सज्जे ।
जित तित जगित चिराक त्रिविध बाजित्र सु बज्जे ॥
महाराज जुग मुदित, उदित आनंद सु जन जन ।
बीत्यो तर्मा बृतांत. दुती प्रगटी नभ दिनमन ॥
शीशह सबीर कुंदन, कलश, जर निसांन रममी जुगति ।
सोहत मुकाम मानहु सहस, द्वारामति देवाळ दुति ॥ १ ॥

**અર્થ**-દિશાએ દિશાએ 'વિતાન-બિછવા' ખેંચેલા છે નાટકના ખેલ થઇ રહ્યા છે, દીવાઓનો ઝગઝગાટ પ્રકાશી રહ્યો છે, ખાલ, તાર અને ફુંક એમ ત્રણ પ્રકારનાં વાજા વાગે છે (ખાલ એટલે નગારાં, ઢોલ, પખાજ વગેરે; તાર એટલે સતાર, સારંગી, વીણા તમ્બુર વગેરે અને ફુક એટલે રણતુર, સરણાઇ, નફેરી, બંશી ભુંગળ વગેરે), બંને રાજાઓ ઘણાજ હર્ષિત થયા છે તથા જન જન પ્રત્યે આનંદ ઉદય થઇ રહ્યો છે. એ વિધિયે રાતનું વૃત્તાંત ખલાસ થતાં, સૂર્યનારાયણનાં કિરણો ઉદય થયાં તે, મહાતેજ-વાળા તંબુપરના સોનાના કલશ તથા જરીનાં નીશાનો ઉપર પ્રસરવાથી, બંને લશ્કરના પડાવનું સ્થળ એવું શોભવા લાગ્યું કે, જાણે દ્વારીકાપુરીનાં હજારો દેવાલયો ચળકતાં હોય! ૧

**दुहो**-रेन पंच उतहीं रहे, नीतपाल मनि न्योत ।
निज मिज्लस सागर सु मिले, कीयो बिदाको न्योत ॥ २ ॥

**અર્થ**-પાંચ રાત્રી સુધી **નીતિપાળ** રાજાએ આમંત્રણ કરવાથી તેટલો વખત ત્યાંજ રહ્યા બાદ, **સાગર** કુમારે પોતાની મીજલસને મળી પોતાની નગરી તરફ જવાનો નિર્ણય કર્યો. ૨

**छप्पय**-देव उदित दुंदभी, सेन शशिवंस कराये ।
नीतपाल सुनि नाद, आप सागर प्रति आये ॥
हित अति करि मनुहार, कोउ बिध बिदा न कीने ।
बातन रीझ बनाय, मनंछा पुरलों लीने ॥
उत रेंन अहर उतही रहे, दूजे दिन नोबत बजी ।
नृप नीतपाल सागर सहित, कूच करन सेना सजी ॥ ३ ॥

**અર્થ**-સૂર્ય નારાયણનો આકાશમાં ઉદય થતાં, કુચ કરવા માટે કુમારે લશ્કરમાં નગારાં વગડાવ્યાં, તેનો નાદ સાંભળીને **નીતિ**પાળ રાજા, કુમાર **સાગરની** પાસે આવ્યા અને ઘણા સ્નેહથી આગ્રહ કરી રોકયા-કોઇ પણ પ્રકારથી જવાની વિદાયગીરી આપી નહીં, પણ આનંદની વાતો કરી રાજકુમારને ખુશ કરી, **મં**ચ્છાપુરી લેઇ જવાનો નિશ્ચય કર્યો. પછી તે દહાડો રાત ત્યાં રહી બીજે દિવસે સજ થવાને લશ્કરમાં નોબત વગડાવી ને **નીતિ**પાળ રાજાએ **સાગર** સહિત કુચ કરવાને સેનાની તૈયાર કરી. ૩

**तोटक छंद.**

रससागर नीत सुपाल मिले, मनईछ पुरी वृतमं सु चले ।
वसुधा परि वाहनि वृंद वहे, छबि अंबर अबुंद आन छहे ॥

गहरी धुनि आनक नाद घनें, प्रतना पति सामज शीश बनें ।
कितने बन बीर अखेट करें, प्रति जोजन जाय मुकाम परें ॥
तित साजतहे दोहुँ भूप सभा, नित नाटक होत पुरंद्र प्रभा ।
दश द्वादश द्योस चले जबही, अघ जोजन इंछ पुरी तबही ॥
उत सेंन उभें सु सबीर गढे, भ्रत पट्टन पेंषि बधाइ बढें ।
नृप द्वार सुजाय बधाइ कही, मुनि लोग पुरं हरखे सबही ॥ ४ ॥

**અર્થ**-રસસાગર કુમાર તથા **નીતિપાળ** રાજા સેના સહિત **ઇંચ્છા**-પુરી જવાને નિકળ્યા. પૃથ્વી ઉપર અનેક લશ્કરનાં વૃંદ ચાલે છે, તે જાણે નભમાં એકઠી થઇને મેઘની ઘટા છવાઈ રહી હોય એમ દેખાય છે. ઘણા ઘોર શબ્દથી નગારાં વાગી રહ્યાં છે, સેનાપતિયો હાથી ઉપર બિરાજ્યા છે, કોઈ વીર વનને વિશે શીકાર કરે છે એવી રીતે એક જોજન ગયા પછી, બંને ભુપતિયોએ મુકામ કર્યો, ત્યાં બંને રાજાની સભા ભરાઈ છે, ને નાટકના ખેલ થઈ રહ્યા છે, તેથી જાણે ઇંદ્રની સભા બની હોય તેમ લાગે છે. એ પ્રમાણે દશ બારદિવસ ચાલતાં **ઇંચ્છા**પુરી બે ગાઉ રહી, એટલે બંને સૈનિકોએ ઉતરી પડાવ કર્યો-નગર પાસે આવ્યાથી વધામણી વાસ્તે એક અનુચરને રાજદ્વારમાં મોકલ્યો. તેણે મહારાજાના આવવાની વધામણી કહી, જે સાંભળી ગામમાં સર્વે લોકો અતિ હર્ષિત થયા. ૪

**दुहा**–सुनि वधाइ हरखित सकल, गृह गृह मंगल चार ।
ठोर ठोर दुंदभि बजे, सजि मंडन नर नार ॥ ५ ॥
नीतपाल पाटित कुमर, रुद्रसेंन अभिधान ।
सोय जहन नृप सांमुहें, किय किंकर फुरमान ॥ ६ ॥

**અર્થ**-વધામણી સાંભળી સકળ પ્રજા ખુશી થઇ, ઘેર ઘેર આનંદ વર્તાવા લાગ્યો, ઠેકાણે ઠેકાણે દુદુભી વાગવા માંડયાં અને નરનારીઓ ભાત ભાતના શણગારને સજવા લાગ્યાં, ને **નીતિ**પાળ રાજાના પાટવી કુમાર **રૂદ્ર**સેને રાજાની સામે તેડવા જવાને સેના સજ કરવાને આજ્ઞા આપી. ૫–૬

**छप्पय**–कुमर चढे रुद्रसेंन, तूर भेरी आनक बज ।
निज समान उमराउ, कुमर दस बीस चढे गज ॥
सोर सहस असवार, पंच्च पैंदल सहस्त्र लिय ।
दिनकर अंसु बितीत, जाय प्रतना प्रवेश किय ॥

कीने सबीर नृपसें निकट, नीतपाल बंदन सुकरि ।
फुनि रससागरसें मीले, उर विशेष आनंद भरि ॥ ७ ॥

**અર્થ**-રૂદ્રસેન કુમાર પિતાની સામે જવા ચઢયો ત્યારે રણતુર, ઢોલ શરણાઇ વગેર અનેક વાજીત્ર વાગવા લાગ્યાં. તે પોતાની સમાન વયના, ઉમરાવોના દશ બાર કુંવરો સહિત હાથી ઉપર સ્વાર થયો. સોળ હજાર સ્વાર, સાથે, પાંચ હજાર પેદળ લઇ સૂર્ય કિરણ આથમતી વખતે, કુમાર રૂદ્રસેન પિતાની સેનામાં ગયો ને રાજાની પડોસમાંજ તંબૂ તણાવી, પોતાના પૂજ્ય પિ-તાશ્રી નીતિપાળને વંદન કરી, પછી પરમાનંદ ધરી, રસસાગરને જઇ મળ્યા. ૭

दुहा-निशि बीती नाटक रचत, भइ मयूख नभ भान ।
पुर प्रसाद दरसाइ दुति, मनहुं लंक सुर थान ॥ ८ ॥
पुर जन नृप आगम उमगि, राह निहारत नेंन ।
सेष मुहूरत सहसकर, चले सु चढि गुन सेंन ॥ ९ ॥

**અર્થ**-નાટકની રમત જોવામાં રાત્રી ખુશ રૂપ વીતિ ગઇ અને આ-કાશમાં સૂર્યે ઉદય પામીને કીરણ વિસ્તાર્યાં તે વખતે, શહેરની મેડીઓ અને દેવાલયો, સુરસ્થાન ઇંદ્રપુરી હોય સોનાની લંકા હોય એમ શોભવા લાગ્યા. નૃપતિના આવવાના સમાચાર સાંભળી, હર્ષિત પુરવાસીઓ આં-ખોથી મહારાજાની આવવાની રાહ જુવે છે; સૂર્ય નારાયણના આથમતા પહેલાં છેલ્લાં મુહુર્ત્તમાં ત્રણે સૈન્ય દળો ચઢી ચાલ્યાં. ૮-૯

## छंद पद्धरी.

दिन लगन शेष दल चलिय साज, बाजित्र नाद धर गगन गाज ।
उपवन सु बृच्छ फूले अनंत, बीथी सु कुंज बाह्नि बहंत ॥
कलिकंठ कीर पिक चक्र मोर, बिकसित प्रसून सारंग सोर ।
सर भर सलील श्रोता सु कूह, सारस सिचान जलचर समूह ॥
एसें चरित्र निरखत महीप, सेना सु सहर आवत समीप ।
नृप आगमं सु जन हरख धार, निकसे सु नग्र दरकार द्वार ॥
नर नारि निकसि सांमे चलंत, मानहुं प्रकार विपु दल मलंत ।
बाहनी व्योम नृप उदित चंद, सनमुख्ख प्रमार कैंधो समंद ॥
पुर द्वार नीठ फहरे निशान, दुति देव मंद मंद भइ समय दान ।
दुज कवि अनेक उच्चरें असीम, उमराउ सीस नामे सु ईश ॥

कैबांन कोट कीनी सलाम, कीनो प्रवेश पुर द्वार ताम।
हर सेन बाम मधि नीतपाल, सागर सु दच्छ आरूढ व्याल॥
वाजंत्र घोर गानंक्र गान, बंदि ब्रदाव लठधार वान।
नर नार नग्र उमडे उछाह, बंधे सु मोद व्रक राह राह॥
प्रति चौंक चौंक सारथिक साज, अक्षत अबीर उडि अरुन राज।
हरितं सुदूब हरिता धरंत, प्रासाद पुष्प वृष्टी परंत॥
जित तित सुदीप माला प्रकास, मानो सहस्र कर सत उजास।
बनिता बिसेष साजे सिंगार, झांखे दरीच दामनि उजार॥
साहा नमंत शिर हाट हाट, हाटक हमेल चिक्र झुक्कित पाट।
रजधान राज प्रबिसत प्रकार, किंकर सलाम कीनी गुजार॥१०॥

**અર્થ**—દહાડાના આખર લગણમાં સર્વે દળ તૈયાર થઇ ચાલ્યું. તે વખતે થયેલો વાજીંત્રોનો નાદ, પૃથ્વીથી આકાશ સુધી ગાજી રહ્યો હતો. બાગ બગીચાઓ વગેરે ઉપવનનાં અનેક વૃક્ષો પ્રકાશિત થઇ રહ્યાં છે, ગલીઓમાંથી લશ્કર ચાલ્યું જાય છે, બપૈયા, પોપટ, કોયલ, ચકવા, મોર, આદિ પક્ષીઓ મધુર સ્વરથી બોલી રહ્યાં છે, પૂર્ણપણે વિકસેલાં ફુલોની પાછળ ભમરાઓ ગુંજારવ કરી રહ્યા છે, પાણી ભરેલાં સરોવર, તળાવ, નદીયો, કુવા વગેરે જળાશયોના તીરે સારસ, સીંચારાં આદિ જળચર પ્રાણીના સમુહ બેઠેલો છે; એવી અનેક લીલાઓ બંને નૃપો નીરખતા નીરખતા, સૈન્ય દળ સહિત પુર પાસે આવ્યા. રાજાના આવવાની ખબર સાંભળી પુરવાસીઓ અતિ ઉત્સાહથી પુરના કિલ્લા બહાર આવ્યાં, એટલુંજ નહીં, પણ મહારાજને જોવાની ઇચ્છામાં હર્ષઘેલા બની ઘણાં સ્ત્રી પુરૂષો સામે ચાલ્યા—તે જાણે સામેથી બીજું મોટું દળ આવતું હોય તેમ દેખાય છે—વળી સેનારૂપી નભમંડળમાં રાજારૂપી ચંદ્રનો પ્રકાશ થવાથી, સામે ભેટવાને આવતા માણસોના સમુદાયરૂપી સમુદ્ર છલકાઇને આવતો હોયની શું તેમ શોભે છે. પુરના દરવાજા બહાર નીશાન ઉડે છે, સૂર્યનું તેજ મંદ થઇ ગયું છે અને સમેદાન એટલે મસાલો પ્રગટાઇ છે. તે વખતે ઘણા બ્રાહ્મણો, કવિયો આશીર્વાદ દેવા લાગ્યા, ને અમીરાદિ સામંતોએ પોતાના ઇશ જેવા રાજાને નીચાવળી મસ્તક નમાવ્યાં, ને કોટના રખેવાળોએ સલામ ભરી! રાજા નગરના દરવાજામાં આવ્યા તે સમયે કુમાર રૂદ્રસેન ડાબી બાજુએ, વચમાં નીતિપાળ અને જમણી બાજુએ રસસાગર એવી રીતે ત્રણે જણ હાથી ઉપર બેઠા હતા. એ વાજીંત્રોના સુંદર શબ્દો થઇ રહ્યા છે, ગણીકાઓ ગાયન કરે છે, બંદીજનો બિરદાવળી બોલે છે અને

ચોપદારો નકી પોકારે છે; નગરનાં સર્વે સ્ત્રી પુરૂષોના મનમાં ઉત્સાહ ઉછળી આવ્યો છે અને જેથી રાજમાર્ગમાં ઠેકાણે ઠેકાણે ફુલના હાર તોરણો, તથા વાવટાઓ બંધાયાં છે. બજારે બજારે સુંદર રંગથી સાથીયા પુરાયા છે તથા જગે જગે ચોખા, અબીલ ગુલાલ ઉડવાથી આખો રસ્તો લાલ થઇ રહ્યો છે, તેમજ લીલી દુર્વાવાળી જમીન તો જાણે દુર્વારૂપી પૃથ્વીએ લીલારંગની સુંદર સાડી પહેરી લીધી હોય-તેમ લાગે છે. આખે રસ્તે, ઉચી મેડીઓ અને અટારીઓ ઉપરથી-નૃપને વધાવવા ફુલનો વરસાદ વરસે છે, જગોએ જગોએ હાંડીઓ, ઝુમ્મરો, દીપમાળો સળગી રહ્યાં છે, રોષની તો જાણે સો સૂર્ય સાથે ઉગ્યા હોય તેવું તેજ આપે છે. ઘણી રૂપવાન સ્ત્રીઓ તરેહ તરેહના શૃંગાર સજી બારી બારણે પડદા-ચક નાખી જુવે છે, દુકાને દુકાને શાહુકારો મહારાજાને નીચાવળી નમન-પ્રણામ કરે છે, કંચનવણી હમેલ અને રત્ન જડિત્ર સુવર્ણના હાર ઝુકી રહ્યા છે, એમ રાજ મહેલમાં જતાં મેહેલના કિંકરોએ આવી મસ્તક નમાવ્યું ૧૦

**छप्पय**—राज निकट आराम, नाम नवरंग बाग जिहि ।
रससागर जुत सेन, कीन सुमुकाम ठोर तिहि ॥
संग रहे रुद्र सेन, त्रिबिध मनुहार बणायत ।
बाग मैहेल सुभ थान, तहां कीनी सु बिछायत ॥
नृप नीतपाल सूधे चले, पंच उलंघित देहरी ।
गज तजि दिवान कीनों तहां, चली बधाइ सु चेहरी ॥ ११ ॥

**અર્થ**—રાજમહેલ નજીક નવરંગ નામનો જે બાગ છે તેની અંદર પોતાના લશ્કર સહિત રસસાગરે મુકામ કર્યો, ને ત્યાં તે કુંવર રૂદ્રસેન સાથે મળી, અનેક પ્રકારની મીજલસો અને રંગ ભોગવે છે. બાગમાં એક સુંદર મેહેલ હતો તે ઠેકાણે ઉત્તમ જરી કપડાંથી બીછાયત કરાવી, રસસાગરને ઉતારો આપી નીતિપાળ રાજા સીધા ચાલ્યા અને પાંચ દહેરીઓ વટાવી, હાથીએથી ઉતરી, દિવાનખાનામાં જઇ બેઠા. તે જોઇ દાસી અંતઃપુરમાં વધાઇ દેવા દોડી. ૧૧

**दुहो**—अंदर द्वार उछाह हुय, सजे सु मंडन नार ।
दीपमाल दिश दिश जगी, गायक गान उचार ॥ १२ ॥

**અર્થ**—મહારાજ પધાર્યાની વધામણી સાંભળી, અંતઃપુરમાં પરમાનંદ થઇ રહ્યો, ને તેજ વખતે રાણીઓએ તરેહ તરેહનાં વસ્ત્રાભુષણોથી અંગે સોળ શણગાર સજ્યા, દિશાયે દિશાયે દીપમાલા પ્રગટી, તથા ગાયન કરનાર સ્ત્રીઓ ગાવા લાગી. ૧૨

**छप्पय**—महल सोर महाराज, सोर सोरह दासी जुर ।
चली बधावन राय, अतिहि आनंद लीय उर ॥
केसर अतर गुलाब, चुआ चंदन लीने कर ।
उडत अबीर गुलाल, थार मुकता फलके भर ।
बिध बिध प्रसून धारे प्रथक, मंगल गावत मंद गती ।
सिंगार सारे वृप सोर वय, आइ जहां राजे नृपति ॥ १३ ॥

**અર્થ**—મહારાજ **નીતિ**પાળને સોળ રાણીઓ અને તેમને રહેવાના સોળ મહેલ છે. તે દરેક મહેલથી સોળ સોળ દાસીઓ ટોળે મળી, મનમાં ઘણો હર્ષ ધરી, મહારાજાને વધાવાને ચાલી. તેમણે કેસર, અત્તર, ગુલાબ, ચુવા અને ચંદનનાં કંચનનાં નકશીદાર પાત્રો હાથમાં ધારણ કર્યાં છે, તેમજ અબીલ ગુલાલ તથા વધાવા વાસ્તે મોતીથી ભરેલા કનક થાળ, ભાતભાતનાં ફુલોથી ભરેલી અનેક છાબો લઇ ધીરે ધીરે મગળ ગીતો ગાતીઓ ચાલે છે. તે દાસીઓ કેવી છે કે, જેમણે સોળ શૃંગાર અંગપર પહેરી લીધા છે, તથા જેમની ઉમ્મર પણ સોળ સોળ વર્ષની જ છે. એવી ભરજોબનના મદથી માતી રૂમઝુમ ઝનકાર કરતી, તે સ્ત્રીઓ, જ્યાં મહારાજા **નીતિ**પાળ બીરાજ્યા છે ત્યાં આવી. ૧૩

**दुहा**—अरचे चरचे ईश प्रति, सुमन हार पहिराय ।
निराजन घन सार किय, शशिगोती सु बधाय ॥ १४ ॥
किंकर निज कीनी बिदा, उर अति बढ्यो उमंग ।
महाराज प्रापित महल, वहें सहेली संग ॥ १५ ॥
खांन पांन सय्या सहित, करि सागर मनुहार ।
रुद्रसेंन आयस लई, गये सु निज आगार ॥ १६ ॥
आमिषादि नित नित असन, बहु व्यंजन पकवान ।
अस्त उदै कल परत नहिं, अति आनंद उद्यान ॥ १७ ॥
सुरादि विधि बिधि अमल, बिधि बिधि गान उचार ।
आमंत्रन बिधि बिधि नये, बिधि बिधि नितं मनुहार ॥ १८ ॥

**અર્થ**—તેઓએ મહારાજાની વિધિએ પુજા કરી, ચંદન ચરચ્યું, ફુલના હાર ગજરા પેહેરાવ્યા, કપુરથી આરતી ઉતારી, મોતીથી વધાવ્યા. આ પ્રકારે **નીતિ**પાળના મન તરંગમાં મહા ઉમંગની છોળો ઉછળવા લાગી અને તેથી પોતાના તમામ અનુચરોને રજા આપી, પોતે, આવેલી દાસીઓ સાથે મહેલમાં ગયા.

ખાનપાન અને સુવાને પલંગાદિ વગેરેની જોઇતી તમામ વસ્તુઓ પુરી પાડી, રસસાગરની સારી રીતે મનુહાર કરી, પછી આજ્ઞા માગી રૂદ્રસેન કુંવર, પોતાના મહેલે પધાર્યા. રસસાગરને નિરતર માંસ, અનેક પ્રકારનાં શાક, ભાત ભાતનાં પકવાન વિગેરે ભોજનથી તથા મનગમતી સહેલ મળવાથી સૂર્યના ઉદય અસ્તની પણ ગમ રહેતી નથી. મદિરા અફીણ વિગેરે અનેક જાતની કેફથી, સમય સમયની રાગ રાગણી ગાયનથી, રોજ રોજ પ્રત્યે નવનવાં આમંત્રણથી તથા નવ નવા પ્રકારના ખાનપાન વાળી મીજલસોથી, રસસાગરને સુખ ચેનમાં રાખ્યા. ૧૪-૧૮

**छप्पय**—नीतपाल मनुहार, सरस रससागर मानी ।
सागर की जु सयांन, नीतपालादि बखानी ॥
पख इक गयो प्रमान, अरज बिदाकी कीनी ।
नीठ नीठ कारि नीत, पाल आयस तब लीनी ॥
एकेक दान द्विज कवि दीये, उर उछाह आति अति बढे ।
बाजे निशांन उदित अरुन, सेन सु रससागर चढे ॥ १९ ॥

**અર્થ**—**નીતિપાળ** રાજાની પરોણાગત માન્ય કરી, કુમાર **રસસાગર**નું ડહાપણ, વિનય, વિવેક તથા શૂરાતન આદિ જોઇ, **નીતિપાળ** રાજા આદિ સર્વે અમીર ઉમરાવોએ તેનાં ઘણાં વખાણ કર્યાં. એ પ્રમાણે સુખ ભોગમાં એક પખવાડીયું વહી ગયું. પછી **સાગરે** પોતાને પુર-ઘેર જવાની અરજ કરી અને ઘણીજ ઉતાવળ કરી ત્યારે, મહા મહેનતે **નીતિપાળ** રાજાએ તેને વિદાયગરી આપી. તેથી અંતરમાં અતિ આનંદિત બની, દરેક બ્રાહ્મણ તથા કવિયોને બોલાવી, તેમના દરજ્જા પ્રમાણે દાન આપ્યાં. પ્રાતઃસમયે સૂર્ય નારાયણનો પ્રકાશ થયો ત્યારે રસસાગર કુમારના લશ્કરની અંદર, કુચનાં નગારાં વાગવા લાગ્યાં અને તેજ વખતે કુમાર સહિત તમામ સેના સ્વદેશ જવાને તૈયાર થઇ. ૧૯

## मुक्तदाम छंद.

चढे रससागरजू गजराज, सज्यो सतकुंभ सु कुंभिय साज ।
सुरंगिय पाग सु शीश लसंत, तुरा लर मोतनकी सु झुकंत ॥
कलंगिय पच्छ हमाउ सु कीन, नव ग्रह शीश सु पेच मनीन ।
कनंक गुलीक सु कुंडल कान, मनूं मुख बिंब सु भान बिहान ॥
झगा कसमीर सु रंगित झीन, भर्यो जर चंदन अत्तर भीन ।
मनी जट चोकिय मोतन माल, सुशोभित सोसनियं सु दुशाल ॥

बिराजत नील मनी 'भुज-बंध', शुभं बल नीक जटे "कर-संध" ।
बनी मनि मुद्रिक पल्लव बीच, मनो नखतावलि रेंन मरीच ॥
रह्यो कटि फेंट गुलाबिय रंग, सुनेरिय मीन कटार सु संग ।
भऱ्यो जर तार सु नील तमान, कसी असि चाप उभै कर बान ॥
कुलावन बीच झुकंत निषंग, उदे मनु कोटिहि कोटि अनंग ।
नकीबन हाक बजंत निशान, भयो दल कूच सु उद्दित भान ॥
महेलन नीठ चले महराज, परी उनकाननि नाद अवाज ।
विलोकन ब्रह्म सुता परबीन, झरोखन आय दुहू द्रग दीन ॥२०॥

**અર્થ**-સોનાની રત્ન જડાવ અબાડી જેની પીઠપર છે એવા હાથીઓમાંના ઉત્તમ હાથીપર, કુમાર **રસસાગર** સ્વાર થયા, તે ઘડીએ સુંદર રગની પેચદાર પાઘડી મસ્તકઉપર ધારણ કરી હતી. તેમાં મોતીની સરો અને અમુલ્ય રત્નોના ઝુમતાવાળા તોરા ઝુકે છે, પાગ મધ્યે હુમાયુ પક્ષીનાં સુંદર પીછાંની કલગી ધારણ કરેલી છે, તેમજ તારામડળમાં ચળકતા મહા તેજોમય નવ ગ્રહો જેવા મણિરત્ન માણેકોથી જડીત્ર શીરપેચ ઝળહળી રહ્યો છે, કાનમાં સુવર્ણનાં મોતીઓથી ભરેલાં લોલક લળકી રહ્યાં છે, અને અંગે ધરેલા અન્ય અલકારોથી, **કુમાર સાગર**નું ગોળ મુખ, જાણે પ્રભાતના સૂર્યબિંબ સરીખુ હોય, એમ શોભે છે. કેશરી રગનો નકસીથી ભરપુર તથા જરીના નાનાવિધ બુટ્ટાદાર, ચદન અને અત્તરનાં છાંટણાંથી ભીંજાયેલો જામો, પેહેર્યો છે, મણીમય મુલ્યવાન ચોકીદાર હાર તથા મુકતાફળ મોતીની માળા ગળામાં શોભે છે, ખભા ઉપર સુંદર રંગીન દુશાલો નાખેલો છે, કરમાં લીલા મણીથી સોહાતાં સુંદર બાજુ-બધ, પહોંચી, નવઘરૂ, તથા હીરાજડીત્ર સોનાનાં કડાં પહેરેલાં છે, હાથની દશે આંગળીઓએ મણીમય વીંટીઓ શોભે છે,-તે જાણે રાત્રીને વખતે નભ વિશે નક્ષત્રોનાં કીરણો ચળકતાં હોય તેવી લાગે છે. સોનેરી અને વળી મીનાકારીથી ભરેલા મ્યાનવાળી કટાર તથા ગુલાબી રગનો સુદર દુપટ્ટો કમ્મર ઉપર લપેટેલો છે, જરીના તારથી ભરેલી લીલા રગની, તમામ સોનેરી મુઠવાળી તરવાર કમ્મરે બાંધી છે, બેઉ હાથમાં ધનુષ તથા વાંસાપર બાણથી ભરેલા ભાથો શોભે છે,-તે સમે **સાગર** જાણે કરોડો **રતિનાથ** કહેતાં **કામદેવ** પ્રગટ થયા હોય એવા લાગે છે. ચોપદારો નેકી પોકારે છે, નગારાં વાગી રહ્યાં છે, એમ સૂર્ય ઉગે, તમામ સૈન્યદળ કુચ કરીને નીકળ્યુ. એવા દમામથી રાજકુ-માર સ્વારી સાથે રાજમેહેલ પાસેની ગલીને રસ્તે થઇ જાય છે, તે સમયના

અનેક વાજીંત્રાનો નાદ સાંભળી, કળાપ્રવિણ અને કુસુમાવલી ગોખમાં આવી સ્વારીને જોવા લાગી ને સાગરને સેન સહિત બન્ને જણીઓએ નિરખ્યા. ૨૦

## કળાપ્રવિણ રૂપ વર્ણન-જાતિસ્વભાવાલંકાર.

### કવિત્ત.

उदित मिहीर वाल मंजित गुलाब नीर, फिरोमी सु चीर धर्‍यो छेंहरे किनार जर।
विछुआ मंजी पाय किंकिनि शरीर मध्य, मोती मनिहार हीर भुजबंध चूर कर॥
बेसर सु कीर नासा काशमीर खोर विंद, लोलक घुमी रजंत कबरी कुसुम लर।
नेंन तीर नाग रेख बीर पान बीर देत, सुनत गहीर धुनि धीर न सकीसु त्तर॥२१॥

**અર્થ**-સૂર્યોદય થયા પછી કળાપ્રવિણે ગુલાબ જળથી નાહી, જરીયલ કિનારી વાળું પિરોજા રંગનું ચિર પહેર્યું, તેની પગની આંગળીએ વિછવા અને પગે મજીર-ઝાંઝર પહેર્યાં હતાં, કટી ઉપર કિંકિની-કટીમેખલા, ધારણ કરી, મોતી અને હીરાના હાર પહેરી, પ્રકોષ્ટ ઉપર બાજુબંધ ધારણ કર્યો હતો. કરમાં ચુડીયો અને પોપટના જેવા નમણા નાકમાં નકવેસર-વાળી ધારણ કરી, કાશ્મિરમાં ઉત્પન્ન થતા કેસરની આડ કરી, લાલ કુમકુમની બિંદી કરી, કાનમાં હીરાનાં લોલક પહેર્યાં અને કબરી-વેણીએ પુષ્પ ગુંથ્યાં ને તીરછાં નયનમાં અંજન કર્યું, એટલે સાહેલીએ આવી પાનબીડી આપી, તે લઇ ઝરૂખે ઉભી રહી છે, તેવામાં વાજાનો અવાજ સાંભળી તેની ધીરજ રહી શકી નહીં. ૨૧

### તારામૈત્રક.

### પૂર્ણોપમાલંકાર.

उठीहे चमंकि पाय धरनि धमंकि धरे, जेहर झमंकी मन आतुर अती भई।
उर अकुलाय धाय चढीहे झरोख जाय, चिकसु उठाय लखी कुसुम अगें लई॥
सागर चलंत मग जुरत दुहुन द्रग अटाकी घटानमें छटान ज्यौं छिपैं गई।
दोउ बन प्रेम बान लगे ज्यों लगे निशांन पें अयान तनत्रान छेदन भगे दई॥२२॥

**અર્થ**-વાજાના નાદથી ચમકીને કળાપ્રવિણ ધમક, ધમક. પૃથ્વી ઉપર ચાલવા લાગી, ઝાંઝરનો ઝમકાર થઇ રહ્યો, ચિતમાં ઘણી આતુર બની ગઇ, અકળાઇ ગઇ, છેવટે તે વેગથી દોડી ગઇ ઝરૂંખે ચડી, ચકને ખેચી લઇ, પ્રિય-સખી કુસુમાવલીને આગળ કરી, રસસાગરને જોયો. રસ્તે ચાલતાં સાગરની નજર પણ અટારીએ ઉભેલી કળાપ્રવિણ ઉપર પડી. બન્નેની દૃષ્ટિ એકમેક થતાંજ, વાદળાંની ઘટામાં જેમ વીજળી છુપાઇ જાય, તેમ કળાપ્રવિણ મેડીમાં સંતાઇ ગઇ, પરંતુ જેમ તાકેલા નીશાન ઉપર બાણ વાગે છે, તેવી રીતે બન્નેનાં

મનમાં એક બીજાનાં પ્રેમ બાણ વાગ્યાં, અને અણજાણતાં વાગેલો તીર પણ જેમ કવચ ભેદી નાંખે છે, તેમ નાયક નાયિકાનાં હૃદય પ્રેમબાણથી ભેદાઇ ગયાં. ૨૨

### પ્રેમરંગ.

**सवैया**–सागर जात गयंद चढे सु, प्रबीन झरोख चढी उमगी ।
दुर कियो चिक दीठ जुरी जुग, रीझ भई भरि लाज भगी ॥
दामनि ज्यौं सु दमंक गई चित, दोउनके सु चमंक लगी ।
होत नही बिरहानल उद्दित, प्रेम जरीक जगी चिनगी ॥ २३ ॥

**અર્થ**–કુમાર **સાગર** જેમ ગજેદ્ર ઉપર ચડી રસ્તે જાય છે, તેમ મહા ઉમંગ તથા આતુરતાવાળી કળાપ્રવિણ ઝરૂખે ચઢેલી છે, ને તે ચક દૂર કરી જોવા લાગી ત્યાં તો બંનેની દૃષ્ટિ એકમેક થતાં–અતિ પ્રસન્ન થયેલી કુમારી કળાપ્રવિણ કાંઇક લાજની મારી ઠમકતી પાછી હઠી, ને વીજળી જેમ ચમકીને વાદળમાં છુપાઇ જાય તેમ કળાપ્રવિણ શરમાઇ સંતાઇ ગઇ. પણ બન્નેના ચિત્તમાં ચમક લાગી ગઇ. જો કે, વિરહાગ્નિ તેનો ઉદય થયો નહિ, પણ બેઉના મનમાં સહેજ પ્રેમની ચીનગારી સલગી. ૨૩

**दुहा**–धन संबत रितु मास पख, धन सु उदे दिन कीन ।
जाम घरी पल धन लग्यो, सागर प्रेम प्रबीन ॥ २४ ॥
बैठि बाल बीछोंन परि, मन फुनि चितवन चात ।
रससागर मग गमन किय, झांखी चख उरझात ॥ २५ ॥

**અર્થ**–કવિ કહે છે કે, તે સંવત, ઋતુ, માસ, પક્ષ, તેમ ઉગેલા દિવસને ધન્ય છે; વળી પોહોર, ઘડી અને પળને પણ ધન્ય છે કે, જેમાં **સાગર** અને **પ્ર**વિણને પ્રેમ લાગ્યો. એવી રીતે કળાપ્રવિણ પાછી હઠી ગઇ ને સુંદર બીછાવેલા ભરકચીના ગાલીચા ઉપર બેઠી, પણ તેના ચિત્તને કંઇ ગોઠયું નહિ, વારંવાર તેનું ને તેનુ ધ્યાન કરવા લાગી. રસસાગર જે રસ્તે ગયા તે રસ્તાને ઘણી વખત સૂધી નિહાળી નિહાળીને જોવા લાગી. ૪૪–૨૫

**छप्पय**–रससागर मग जात, हरम्य हरम्यनि प्रति हेरत ।
वह मुख निरखन चहत, कंध फुनि पाछें फेरत ॥
प्रापत भये बजार, साह शिर नमत जितै तित ।
निकसे नग्र बहीर, चटक लागी न मटत चित ॥

दोऊ लखंत दुचिते भये, बय किसोर कहत न बनें ।
एकेक चाह लागी सु उर, मुरझावत निज निज मनें ॥ २६ ॥

**અર્થ**-રસસાગરને માર્ગે જતાં, અનુક્રમે ઉચે ઉચે માળે ચડી, કળાપ્રવિણ જોવા લાગી, તેમ તેમ ચંદ્રમુખી કળાપ્રવિણનું મુખારાવિંદ જોવાની અભિલાષાએ, **રસસાગર** પણ પાછો ફરી ફરી જોવા લાગ્યો; એવી સ્થીતિ અનુભવતો તે બજારમાં આવ્યો ત્યાં હાટે હાટે શેઠ શાહુકારો શિર નમાવતા હતા. એમ કરતાં નગરની બહાર નિકળ્યા, પણ ચિત્તમાં જે ચટક લાગી તે દૂર થઇ નહિ. એ પ્રમાણે પરસ્પર એક બીજાને જોવાથી વિવ્હળ તથા બેચેન થયાં, છતાં નાની ઉમ્મર હોવાથી, કોઇને કાંઇ કહેવાયું નહીં-એક બીજાને હૃદયમાં મોહ ઉપજ્યો છે તેણે કરી મનમાંજ મુઝાવા લાગ્યાં. ૨૬

## ઉત્પ્રેક્ષાલંકાર.

**गाथा**-प्रेम रह्यो परछन्नं, गुन औषधि मंत्र अंकह मुनि ।
मानहु ईसमें अनलं, जल सुचिताइ वेद परिब्रह्मं ॥ २७ ॥
प्रेम बीज उर पहियं, रहियं लाज पांसु लपटायो ।
जोबन घन वरखंतं, बृच्छ अमोल ऊगहे आगें ॥ २८ ॥

**અર્થ**-ઔષધમાં જેમ ગુપ્ત ગુણ રહ્યો છે, મંત્રમાં મુનિ છંદ રહ્યા છે. **મ**હાદેવના ત્રીજા નેત્રમાં અગ્નિ રહ્યો છે, પાણીમાં પવિત્રપણુ રહેલું છે, વેદમાં પરબ્રહ્મ રહ્યા છે, તેમ કળાપ્રવિણ અને **સાગર**ના મનમાં ગુપ્ત પ્રેમ વાસ કરી રહ્યો. હૃદયરૂપી પૃથ્વીમાં પ્રેમરૂપી બીજ પડયું અને તે લાજરૂપી ખાતરમાં લપટાઇ રહ્યું, તે જ્યારે જોબનરૂપી વરસાદ વરસશે ત્યારે તેમાંથી અનુપમ વૃક્ષ ઉગશે. ૨૭-૨૮

## चंद्रावला.

चले सु सागर सेंन, मनंछा नग्रसें; नीतपाल तारीफ, रसनकी अग्रसें ।
सूर बंस हद छंडि, गये सु पहारमें; सागर चूके सुरत, लगे सु सिकारमें ॥
दिवस चले दस बीस; मुकाम मुकामसें; उतरे आय उदान, निकट निज धामसें ।
बहें सु किंकर नग्र, बधाई जा करी; ठोर ठोर उच्छाह, उमग लागी झरी ॥२९॥

**અર્થ**-પછી **સાગર**નું સૈન્ય મંચ્છાપુરીમાંથી ચાલ્યું. જીહ્વાગ્રે **નીતિપાલ** રાજાની તારીફ કરતું કરતું **સૂર્યવંશી** રાજાની હદ છોડી, એક પહાડી જગાએ જઇ પહોચ્યું. કુમાર **રસસાગર** ત્યાં કળાપ્રવિણની પ્રેમ સ્મૃતિને વિસારે મુકી

શિકારે ગયા. એક પછી એક મુકામો કરતાં દસ વીસ દિવસે પોતાના પુર સમીપે આવી પહોંચી, પોતાના બાગમાં મુકામ કર્યો ત્યારે નોકરોએ શહેરમાં જઇ વધામણી કહી, જેથી આખા પુરની અંદર ઠેકાણે ઠેકાણે ઉચ્છવ અને ઉમગની ઝડી મચી રહી. ૨૯

## પુર પ્રવેશ.

**छप्पय**–सांझ समे चढि सैंन, तूर दुंदभि धुनि बज्जिय ।
राग रंग गुन गान, होत पूरह प्रवेश किय ॥
अटन अटन जन चढे, सुमनको घन बरषावत ।
चंदन केसर चरचि, माननी मंगळ गावत ॥
निज द्वार नीठ उमराउ सब, शीश नामि गृह गृह बहे ।
सागर प्रदीप बंदे चरन, कहि बितीत महिलन गये ॥ ३० ॥

**અર્થ**–સાંઝ સમયે સૈન્ય ચડયું ને રણતૂર, દુંદભી ઇત્યાદિ વાજીત્રો વાગવા લાગ્યાં. પછી રાગ રંગ અને ગાન તાનથી કુમારે શહેરમાં પ્રવેશ કર્યો. તે સમે બારી બારીએ અને ઝરૂખે ઝરૂખે ચડીને, લોકો **સાગરને** વધાવવા ફુલની વૃષ્ટિ કરવા લાગ્યા, કેસર ચદન ચરચીને સ્ત્રીયો મંગળ ગીતો ગાવા લાગી. જ્યારે રાજદ્વાર પાસે આવ્યાં ત્યારે તમામ અમીર ઉમરાવો આજ્ઞા લઇ, નીચા વળી સલામ કરી, પોત પોતાને ઘેર જવા લાગ્યા. પછી, કુમાર **રસસાગર** પોતાના પિતાશ્રી **પ્રદીપ** રાજાનાં ચરણનું વંદન કરી, બનેલી સઘળી બીના કહી, મહેલમાં ગયો. ૩૦

**गाथा**–मिलन नृपति मनुहारं, जुग द्रग जुरत प्रेम उतपन्नं ।
नेह सु नग्र सपंतं, चउद प्रवीन सागरो लहरं ॥ ३१ ॥

**અર્થ**–રાજા **નીતિપાળ** અને **રસસાગરનો** સમાગમ, **નીતિપાળ** રાજાની મનુહાર, કળાપ્રવિણ અને **રસસાગર** બન્નેની એક દૃષ્ટિ થવાથી પ્રથમ પ્રેમનું ઉત્પન્ન થવું, ત્યાંથી **નેહનગરમાં** આવવું, આદિ વૃત્તાંતવાળી **પ્રવિણ સાગરની** આ ચૌદમી લહેર સંપૂર્ણ થઇ. ૩૧

इति श्रीप्रवीनसागरे मनुहारप्रसंग नामनी चौदमी लहेरनी रसपूर्णा
टीकानो चतुर्दशस्तरंग ॥

# લહેર ૧૫ મી.

## રસસાગરનો વિવાહ.

**सोरठा**-रससागर महराज, भई त्रयोदश बरष बय ।
नृप प्रदीप सुख साज, किय अद्दर उद-वाहको ॥ १ ॥

**અર્થ**-કુમાર રસસાગરની તેર વર્ષની વય થતાં, મહારાજા પ્રદીપે સુખ સાજ-પ્રસન્નતાથી તેના વિવાહની તૈયારી કરી. ૧

**छप्पय**-मुलक 'मेद-पुर' मुदित, नाथ संग्रामसेन जिहि ।
तास सुता सुभ लच्छ, आव्हयें 'चंद्र-कला' तिहि ॥
शोधि शील कुल रूप, तहां संबंध द्रढायो ।
शुद्ध मुहूरत धारि, लगन द्रुज साथ पठायो ॥
लीनो बधाय मुकता फलन, भौंन भौंन उच्छव भये ।
कीने बिदाय द्रुज देवको, मनि कुंदन भूषन दये ॥ २ ॥

**અર્થ**-મેવાડ મુલકમાં **મુદિતપૂર** નામનું એક શેહેર છે ત્યાં **સંગ્રામસેન** નામે રાજા રાજ્ય કરે છે.-તેને શુભ લક્ષણવાળી **ચંદ્રકળા** નામે એક કન્યા છે. તેનું શીલ, ઉત્તમ કુળ અને સ્વરૂપ ઇત્યાદિ જોઇ, તેની સાથે રસસાગરના વિવાહનો વિચાર કર્યો. **સંગ્રામસેન** રાજાએ શુભ મુહૂર્ત્ત જોવરાવી, લગ્ન પત્રિકા બ્રાહ્મણ-સાથે મોકલી. તે લગ્નપડીને મોતીથી વધાવી લઇ, પુરમાં કુંવરના લગ્ન લીધાની વાત જાહેર કરી ને ઘેર ઘેર ઉત્સવ કરાવ્યો. પછી લગ્ન લાવનાર બ્રાહ્મણને મણી કુંદન યુક્ત સુવર્ણના અલંકાર અને પોશાક વગેરે પારિતોષિક આપી વિદાય કર્યો. ૨

### લગ્નભેદ.

**छप्पय**-कुलिक बिष्टि उतपात, मृत्यु कानक यमघंटह ।
लतायोग गृहबेध, बैध्रतार्गल बतिपातह ॥
अष्ट षष्टमें इंदु, क्रांति=साम्य सु गलांत गन ।
रिक्ता दग्धा तिथ्य, प्रथम संक्रांतिहुको दिन ॥
नक्षत्र गृहन छंडे हयन, अष्टादश अवयोग लखि ।
उदवाह समय सागर गनक, यहें लग्न लीनों परखि ॥ ३ ॥

**અર્થ**-કુલિક, વિષ્ટિ, ઉત્પાત, મૃત્યું, કાનક, યમઘંટ, લતાયોગ, ગૃહ વેધ, વૈધ્રત, એકાર્ગળ, વ્યતિપાત, આઠમે તથા છઠે ચંદ્ર, ક્રાંતિસામ્ય, ગલ્લાંત-રિક્તા તથા દગ્ધાતિથિ, સંક્રાંતિનો પહેલો દિવસ અને તે વર્ષમાં ગ્રહણે ભો-ગવેલું નક્ષત્ર, એ અઢાર અવયોગને દૂર કરી, **સાગરના** વિવાહનું લગ્ન જોશીએ નિરધાર્યું હતું. ૩

**दुहा**-सोम सूर माधव शुकल, दशमि देव गुरुवार ।
स्वातिभ गोध्रुलिक् समें, कियो लग्न निरधार ॥ ४ ॥
उभय ठोर उच्छव रच्यो, उर उदवाह सु धार ।
पूजे हेरंबी प्रथम, बिघन बिनासन हार ॥ ५ ॥

**અર્થ**-ઉતરાયણના સૂર્ય, વૈશાખ મહિનાના શુકલ પક્ષની દશમ અને ગુરૂવારને દિવસે, સ્વાતિ નક્ષત્રમાં, ગોધુલિક એટલે ગોરજ લગ્નનો નિશ્ચય હતો. એ વિવાહનો વિચાર કરી બન્નો ઠેકાણે લગ્ન ઉત્સવ રચાયો અને પ્રથમ સમારંભ-માં વિઘ્નહર એવા ગણપતિનું પુજન કરવા માંડયું. ૪-૫

## ગણપતિ પૂજન.

### जयमंगलछंद.

गुनं वृंदं गनेशं, सुही वंदं सुरेशं, प्रथू दुंदी प्रचंडं, बुधी दाता बितुंडं
करी कुंभं बिशालं, रदं मेकं रसालं, बन्यो भालं सु चंदं, चढ्यो बिंदू सु वंदं
अनूरागं दुकूलं, कुनैं दामं प्रफूलं, हरं सूनु हरंबे, उरं मोदं सु अंबे
खनंके सं अरूढं, गिरागम्यं सुगूढं, सुधी बुद्धी सु ईशं, गना मुख्यं गिरीशं
ब्रिघन्नंही बिदारं, अनंतं धी उदारं, शुभं आदेश सामी, नमो तुभ्यं नमामी ॥६॥

**અર્થ**-ગુણના વૃંદ-ભંડાર એવા ગણપતિ, કે-જેનું ઈંદ્રાદિ દેવો પણ પુજન કરે છે, પહોળું અને મોટું જેનું પેટ છે, બુદ્ધિના આપનાર છે, લાંબી સુંઢવાળા અથવા બેતુંડવાળા છે, વિશાળ કુંભસ્થળવાળા છે, જેણે હાથીનું મસ્તક ધારણ કરેલું છે, સુંદર અને રસાળ એક દાંત છે, જેણે કપાળમાં ચંદ્રને ધારણ કર્યો છે, લલાટમાં તિલકને ઠેકાણે સિંદુર ચર્ચેલું છે, લાલ રંગનાં રેશમી વસ્ત્ર પેહેરેલાં છે, વિકસેલ લાલ કરેણના ફુલોના હાર જેણે ધારણ કરેલા છે, **શંકર** અને **પાર્વતિ**ના પુત્ર છે, માતાના મનમાં હર્ષ ઉપજાવનાર છે, ઉંદર ઉપર બેસનાર છે, ગુઢવાણીના ભણનાર છે, સીદ્ધિ બુદ્ધિના ઇશ છે, **ગીરજા** પતિ **શંકર**ના ગણોમાં મુખ્ય છે, ને જે વિઘ્નહર, અપાર બુદ્ધિવાળા ઉદાર અને શુભ આદેશના કરનારા છે, એવા ગણપતિ, આપને ષોડશોપચારે કરી નમન

दुहो—रसमय रससागर कुमर, 'चंद्र—कला' छबि लीन ।
गनपति पूज सु 'मदन—फल', कौतुक बंधन कीन ॥ ७ ॥

**અર્થ**—ચંદ્રકળાની છબીમાં લીન થયેલા રસિક રસસાગર કુમારે, ગણપતિની પુજા કરી, મગળ સૂત્રની સાથે મિંઢળ બાંધ્યું. ૭

चर्चरी छंद—होय ठोर गनेश पूजित, नील मंदप छाहितं ।
देश देश आमंत्र कीने, भूप दिशि दिशि आहितं ॥
गान गायक तान साधत, भेद बाजिस बाजितं ।
कंचनी नित नृत्य कारित, राज मंडल साजितं ॥
धाम धामनि कुंभ हाटक, पाट तार 'पता—खियं ।
बेद भेद सु बीप्र पाठित, कीरती कवि भाषियं ॥
दूब हारित द्वार द्वारन, ''बंद—माले'' सु बद्धियं ।
'रक्त—राज' अबीर ऊडत, सारथीक म् सद्धियं ॥
काशमीर कपूर अत्तर, चूआ चंदन लाहितं ।
बास भूषन साज दंपति, बाम मंगल गाहितं ॥
खान पान अनेक आसव, चित्त सह आनंदहे ।
पांडुके बलिराय अध्वर, सत्र ए रवु इंदहें ॥ ८ ॥

**અર્થ**—આ પ્રમાણે બને ઠેકાણે ગણેશ પૂજન થઇ રહ્યું છે, લીલા મંડપો રોપાયા છે, દેશે દેશે કંકોતરીઓ મોકલી, આમંત્રણ કરાયાં છે, તેથી ઘણા દેશોના ભૂપતિયો આમંત્રણને માન આપી, લગ્નમંડપમાં આવ્યા છે, ત્યાં ગવૈયા વિવિધની રાગરાગણીથી ગાન કરે છે અને તેમાં નરઘાં સારગી આદિ સુર પુરે છે-એવી રીતે ઘણા ભેદથી વાજીંત્રો વાગી રહ્યાં છે, નાયકાઓ નિરંતર નાચ રગ કરે છે, દેશદેશથી આવેલા રાજવંશીઓનાં મડળો શોભી રહ્યાં છે, અને આખા પુરમાં ઘેર ઘેર કનક-કળશ તથા રેશમી પતાકા ઝળકી રહ્યાં છે! જુદા જુદા વેદના ભેદથી બ્રાહ્મણો વેદ ધ્વનિ કરી રહ્યા છે, કવિયો જશ બોલે છે, લીલી દુર્વા અને તોરણ ઘરેઘરના દરેક બારણે બાંધ્યાં છે, લાલ રંગી ગુલાલ અને અબીલ ઉડી રહ્યાં છે, રંગબેરંગથી સાથીઆ પુરાયા છે, કેસર, કપૂર, અત્તર, ચુવા, ચદન શરીરે ચોળ્યાં છે તથા સુશોભિત રંગરંગનાં વસ્ત્ર આભુપણો તથા નાનાવિધ માણેક મોતીના જડાવદાર અલંકારોથી પુરવાસી નર નારીઓએ શૃંગાર સજ્યા છે, માનનીઓ મંગળ ગીત ગાય છે, અને અનેક પ્રકારનાં ખાનપાનથી સર્વના મનમાં અતિ આનંદ

વ્યાપી રહ્યો છે, તેથી આ વિવાહ જાણે પાંડવનો કે બલિરાજાનો કે રઘુકુળના ઈંદ્રનો યજ્ઞ ના હોય એવી શોભા આપે છે. ૮

दुहो–नेह नग्र अरु 'मुदित–पुर', इहि बिधि भयो उछाह ।
इतें बरायत सज भई, उतें निहारत राह ॥ ९ ॥

**અર્થ**–નેહનગર અને મુદિતપુરમાં, એ રીતે ઉત્સાહ થઇ રહ્યો છે. નેહનગરથી જાન તૈયાર થઇ, તેમ મુદિતપુરમાં જાનની વાટ જોવા લાગી. ૯

## જાન વર્ણન.

## बरायति छंद.

शतं सु द्वादशं सजे सु दंतियं, असं सु पंच लच्छ पंत पंतियं ।
सिबीक फंदनं सहस्र पंचियं, लखं सु साथ पंच पैदलं कियं ॥
धजं दशं सहस्र बीस नादियं, कविंद सोरही हजार हालियं ।
उभै हजार बिप्र बेद बायका, हजार चार गायका सु नायका ॥
कनंक बाज साज जोध कुंजरं, कसुंब केसरी जरी पटंबरं ।
मनी सु मानिकं सु पन्न मुत्तियं, अलंकृतं अनेक देह दुत्तियं ॥
अखंड राग रंगके उछाहसें, परे न जात रात द्योस राहसें ।
यहें सु रीत होत हास्य छंदियं, चले बरात बृंद मंद मंदियं ॥
करे कलोल नौलराज नीतियं, चलंत राह बीच मास बीतियं ।
'मुदीत–नग्र' नीठ देहरे दिये, बधाइ पत्र पैंकदे अंठों किये ॥१०॥

**અર્થ**-રસસાગરની બરાતમાં શણગારેલા બારસે હાથીઓ હતા, પાંચ લાખ ઘોડાની પાયગા ચાલતી હતી; પાંચ હજાર રથ તથા પાલખીયો હતી, તેમ પાંચ લાખ પેદળ સાથે લીધું હતું; તે સાથે દશ હજાર ધજા, વીશ હજાર વાજીત્રો અને સોળ હજાર કવિયો જોડે હતા. વળી બે હજાર વેદ ભણનારા બ્રાહ્મણ, ચાર હજાર ગાયન કરનાર ગવૈયા અને નાયિકાઓ પણ સાથે છે; સોનાનાં ઘરેણાંથી શણગારેલા ઘોડા, યોદ્ધા અને હાથીઓ પણ જાનમાં છે. કસુંબલ અને કેસરીયા રંગથી રંગેલાં જરીનાં સુંદર વસ્ત્રો, મણી, માણેક, મોતી આદિ ઘરેણાં પહેરેલા જાનૈયાઓની શરીરાકૃતિ મહા તેજસ્વી દેખાય છે. હમેશાં રાગ રંગની મોજમાં જાન રસ્તે વહી જાય છે. એવી રીતના મહા ઉમંગથી રાત્રિ દિવસની પણ તેમને ગમ રહી નથી. ઠઠા મશ્કરી અને હાસ્ય વિનોદથી થતી ગમ્મત રમતને લીધે, જાનનાં

માણસો ઘણીજ ધીમી ગતિએ ચાલે છે, ને પ્રતિદિવસ નવીન રીતે રાજનીતિથી કલ્લોલ કરે છે એમ આનંદમાં ને આનંદમાં ચાલતાં એક મહિનો રસ્તામાં વીતિ ગયો. પછી મુદિતપુર પાસે આવી પડાવ કરી, વધાઇપત્રે આપી એક સ્વારને વેવાઇને ઘેર મોકલ્યો. ૧૦

छप्पय—रससागर मुबरात, मास इक पंथ बहाये ।
'मुदित–पुरी' दरसेत, सौध धज कलश लखाये ॥
कीनो तहां मुकाम, रह्यो अंतर जुग जोजन ।
बहे बधाई हार, पत्र कुंकुम दीने तिन ॥
पहुंचें सु पैंक मुदितह पुरि, राजद्वार पत्र सु दिये ।
संग्रामसेन मन मोद भरि, पायक गज नायक किये ॥ ११ ॥

અર્થ–રસસાગરની જાન રસ્તે ચાલતાં એક મહિને મુદિતપુર નજદિક આવી પહોંચી. મુદિતપુરના મેહેલની ધજા અને કળશ દેખાયાં, એટલે ત્યાંજ બે યોજન અંતરે મુકામ કરી, વધામણી લેઈ જનાર સાથે, કંકુ કેસરે છાંટેલો લગનપટો મોકલ્યો. તે લઇ દૂત મુદિતપુર ગયા ને રાજદ્વારે જઈ વધામણી પત્ર આપ્યો. તરતજ સંગ્રામસેન રાજાએ, મનમાં હર્ષ ધરી પત્ર લાવનાર પાળાને હાથી બક્ષીસ આપી ગજનાયક કર્યો. ૧૧

दुहा—मुदितनग्र जन मन मुदित, जित तित भये उछाह ।
भूप अनूज रनजीत तिहि, आप बुलाये राह ॥ १२ ॥
कह्यो सु नीठ बरात अब, जोजन जुगल मुकाम ।
आप सिधारें सामुहें, आवत अपने धाम ॥ १३ ॥

અર્થ–જાન આવી તેથી મુદિતનગરનાં રહેવાસીઓ મનમાં હર્ષ પામ્યા, જ્યાં ત્યાં ઉત્સવ થઇ રહ્યો. તે વખતે રાજાએ પોતાના નાના ભાઇ રણજીતસિંહને હજુરમાં બોલાવ્યા, અને કહ્યું કે, જાન હવે બે જોજન ઉપર આવી છે, માટે આપ તેનું સામૈયું કરવા સારૂં સામા જાઓ, કેમકે તે જાન આપણે ઘેર આવે છે. ૧૨–૧૩

छप्पय—चढे राज रनजीत, चढे द्वै सत गज नायक ।
एक नियुत असवार, नियुत अनुमान सु पायक ॥
तुर भेर करनाल, पवन आनक धुनि बज्जे ।
केसर जरी कसूंब, बसन भूषन तन सज्जे ॥

छांहगिर छत्र छायो सु नभ, उडि गुलाल आसव छकित ।
रवि सेस जाम रहे जा मिले, राजत राज प्रदीप जित ॥ १४ ॥

**અર્થ**–રાજાની આજ્ઞા સાંભળી, રણજીતસિંહ પોતાની સાથે બસે હાથી, દશ લાખ ઘોડેસ્વાર અને આશરે દશ લાખ પેદળ લેઇને ચાલ્યા. રણતૂર, ભેરી, કરનાલ, પણવ, નગારાં વિગેરે વાજીંત્રો વાગવા લાગ્યાં, યુદ્ધાઓએ કેસરી તથા કસુંબી જરીનાં વસ્ત્ર અને નાનાવિધના અલંકારો શરીરે પહેરી લીધા, છત્રધારીઓનાં છત્રથી આકાશ છવાઇ રહ્યું, ગુલાલ ઉડવા લાગ્યું, સુરાપાનથી છકેલા સેના વીર સાથે સૂર્ય આથમતાં, પાછલો પહોર દિવસ બાકી રહ્યો તે વખતે, જ્યાં પ્રદીપ રાજા હતો ત્યાં જઇ તેને મળ્યા. ૧૪

**दुहो**–उर सु उभैं आनंद भरि, नृप प्रदीप रनजीत ।
रैंन नृत्य संगीत रत, चलैं उदित आदीत ॥ १५ ॥

**અર્થ**–પ્રદીપરાજા તથા રણજીતસિંહ બન્ને જણા મનમાં આનંદ પામી નૃત્ય અને ગાનતાનની ગમ્મતમાં રાત્રિ ગુજારી, પ્રાતઃકાળે, સૂર્ય ઉગતાં, મુદિતપુર તરફ ચાલ્યા. ૧૫

## छंद पद्धरी.

होय मिले चढि सेन चले अनुरागसें,सांझ भये लगि नीठ बिलं त्रित बागसें,
पंच घरी दिन पच्छ रहे फुनि चल्लियं,मानहुं सात समुंद छभा भर छल्लियं,
अंतर जोजन आध चले जन नग्रसें, मानु घटा नवरंग उडित अग्रसें,
बाजत नाद अनेक गुनी जन गाइतं, ऊडि गुलाल अबीर धरा नभ छाइतं॥१६॥

**અર્થ**–સ્નેહથી બંને સૈન્ય હળીમળી ચાલ્યાં ને સાંઝ પડતાં મુદીતપુર પાસેના બાગમાં આવી ઉતારો કર્યો અને પાછલો પાંચ ઘડી દિવસ રહ્યો તે વખતે પાછા ચાલ્યાં, તે જાણે સાતે સમુદ્ર ઉછળ્યા હોય તેમ જણાયું. જાંન નગરથી બે ગાઉ છેટે આવી એટલે પુરવાસી સર્વ માણસ સામે આવ્યા, તે–જાણે મેઘની નવરંગ ઘટા મોખરે ચડી આવી હોય તેમ લાગ્યું. વિધવિધના વાજીંત્રના નાદ થયા અને ગુણીજનો ઉપર તે વખતે ઉડતા અબીલ ગુલાલથી પૃથ્વી તથા આકાશ છવાઇ રહ્યું. ૧૬

**छप्पय**–नग्र द्वारके नीठ, बाग संग्रामसेंन शुभ ।
बन अनंत बिच महल, कुंज गिरदी जोजन उभ ॥
झुकित फूल फल वृंद, भ्रंग भूले मधु गुंजत ।
चौंक चौंक जल जंत्र, कीर केकी पिक कुंजत ॥

दीनो बरात बासह तहां, उभे नियुत अंदर रहे ।
अनि जन सबीर उपबन गिरद, मिसल देख सबही दहे ॥ १७ ॥

અર્થ-પુરના દરવાજા પાસે સંગ્રામસેનનો સુંદર બાગ હતો. તેની ભારે મહત્તાને લીધે તેને 'અનંત વન' કહેતા હતાં. તેમાં એક શોભાયમાન મહેલ હતો, તેની ફરતી બે જોજન સુધી ઉત્તમ વૃક્ષોના કુંજની ગિરદ ફેલાઈ રહી હતી. તેમાં ફળ ફૂલનો ભારે જથો ઝુકી રહ્યો હતો તેથી સુવાસનાના લોભી ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા. ચોકે ચોકે પાણીના ફુવારા ઉડી રહ્યા હતા. પોપટ, મોર અને કોયલ કલોલ કરી રહ્યાં હતાં. એવા રમણીક બાગમાં જાનને જાનીવાસો આપ્યો. બે લાખ માણસ બાગની અંદર રહ્યાં તથા બાકીનાં માણસોને, બાગની બહાર, ઉપવનમાં તાણેલા તંબૂઓમાં સગવડ કરી આપી ઉતારા આપ્યા. ૧૭

दुहो-उपबन बास बरात किय, सुर घरी गुन सेश ।
बिंद सैंन तीसह सहस, कीनो सहर प्रवेश ॥ १८ ॥

અર્થ-ઉપવનમાં જાને વાસ કર્યો તે પછી, જ્યારે ત્રણ ઘડી દિવસ શેષ રહ્યો ત્યારે, ત્રીશ હજાર સેના સહિત વરરાજાએ શેહેરમાં પ્રવેશ કર્યો. ૧૮

## छंद मनहंस.

रससागरं बनि बिंद पट्टन चल्लियं, सम शील कुल बयवेष मिंत सुमल्लियं
शत कुंभियं शत कुंभ साज सु साजितं, तिहि शीश राज कुमार शत सू बिराजितं
रचि काशमीर दुकूल जरकस बुट्टियं, चरचे सू अत्र गुलाब माधुर छुट्टियं
सिरपेच कुलह सू रंग तोरम झुक्कियं, मनिहार मुत्तिय माल दूलरि चूक्कियं
कर मुद्रिका भुजबंध कंकन सोहितं, मनु कोटि इंद्र अनंग आभा मोहितं
छबि छांह गीर सू छत्र चामर छाजितं, भुज अग्र बाजित नाद घन धुनि गाजितं
अस बीस सैस सू तास कीजत आबृतं, दश सैस पैंदल साथ गानक गावतं
लठधार बोलत बानि अग्र पताखियं, नृत भेद रूपा रूप बंदिन भाषियं
पुर पोर कीन प्रवेश मंगल मालियं, जुरि माननी निरखें झरोखन जालियं
हट लेत बनिक सलाम सौध दिवालियं, उडि व्योम छाय अबीर पोप गुलालियं
चकडोल गोखन गाय मंगल नारियं, इहि रीत बिंद सूपंत राज दुवारियं ॥१९॥

અર્થ-રસસાગર, વરરાજા બની શહેર તરફ ચાલ્યા, ત્યારે પોતાના સરખા સ્વભાવ, ઉમ્મર, કુળ અને વેશવાળા સર્વે મિત્રો સાથે હતા. સો

હાથીઓને સોનાની અંબાડીવાળા સાજથી શણગાર્યા હતા, જેની પીઠ ઉપર સો રાજકુમારો બિરાજ્યા હતા. તેઓએ કેસરથી રંગેલ જરીના બુટાવાળાં વસ્ત્ર પેહેર્યા હતા ને તેમને શરીરે ચોખ્ખાં અત્તર ગુલાબ જળની સુવાસના છૂટી રહી. શિરપેચ કલગી અને સુંદર રંગદાર તોરા માથાપર ઝુકી રહ્યા. કઠે મણીના હાર, બેલસી મોતીની માળા, તથા પ્રકોષ્ટે બાજુબંધ હતા, તથા જડાવ કડાં અને આંગળીઓએ વિંટીઓ પહેરી હતી. ચોમેર છત્રધારીનાં છત્ર અને ચમ્મરની શોભા થઈ રહી. ધજાની આગળ વાજીત્રોના નાદ, મેઘની ગંભીર ગર્જના પેઠે ગાજી રહ્યા છે. વરરાજાને વીશ હજાર ઘોડેસ્વારો ઘેરીને ચાલે છે, દસ હજાર પેદલ સાથે ગવૈયા ગાન કરે છે, પતાકાની આગળ ચોપદારો નકી પુકારે, નાયકાઓ દશરૂપકના ભેદ પ્રમાણે નૃત્ય કરે છે, બંદિજનો છંદ રૂપક બોલવા મંડયા, એ પ્રમાણે શેહેરના દરવાજામાં પ્રવેશ કર્યો ત્યાં મગળમાળા લઈ વધાવા સારૂ ટોળે મળેલી સ્ત્રીયો ઝરોખા અને જાળીયોમાંથી વરરાજાને જોવા માંડી, હાટડે બેઠેલા શાહુકારો નમન કરવા લાગ્યા, અબીલ, ગુલાલ અને ફુલથી આકાશ છવાઇ ગયું ને રથમાં તેમજ ગોખમાં બેઠેલી સ્ત્રીયો મંગળગીત ગાવા લાગી. ૧૯

**दुहो**—राजद्वारहींसें निकट, अटा सघन अभिधान ।
लघू बराती बास किय, बहु मनुहार सुमान ॥ २० ॥

**અર્થ**—રાજદ્વાર પાસે **સઘન** નામની એક અટા-હવેલી હતી. તેની અંદર ઘણા આદરથી જાને ઉતારો લીધો. ૨૦

**छप्पय**—लघु बरात तह बसित, बाज बाहन दुलहा किय ।
राजकुमार सत संग, उभैं शत पासवान लिय ॥
सहस आध सहचरी, सकल आयुध सजि लीनें ।
दुज पंडित दश बीश, गमन मंडप दिश कीनें ॥
नृत्य भेद रूपा रचित, गानक साधे गान गत ।
बत्तिस सुकवि बोलें विरद, राजद्वार प्रबिसंत तित ॥ २१ ॥

**અર્થ**—આ નાની જાન ત્યાં રહી. પછી તોરણે જવાને વરરાજાએ ઘોડા ઉપર સ્વારી કરી. તે વખતે તેની સાથે સો રાજકુમાર, બસે હજુરી તથા બધાં આયુદ્ધ સજેલી પાંચસે દાસીઓ અને દશ વીશ પંડિત બ્રાહ્મણો હતા, તે સાથે વરરાજા મંડપ ભણી ચાલ્યા. નાયકાઓ દશ રૂપકના ભેદ પ્રમાણે નૃત્ય કરે ગવૈયા શાસ્ત્રની રીત પ્રમાણે ગાન કરે છે ને હોંશિયાર બત્રીશ કવિયો બિરદ બોલી રહ્યા છે. એવી રીતે વરરાજાએ રાજદ્વારમાં પ્રવેશ કર્યો. ૨૧

**सोरठा**—रससागर सु नरेश, बंदन बंदन माल किय ।
मंडप करत प्रवेश, स्वश्रु परिच्छन कीन तहां ॥ २२ ॥

**અર્થ**—રસસાગર વરરાજાને તોરણનું વંદન કરી, મંડપમાં પ્રવેશ કરતાં, સાસુએ અંતરપટ ધરી પોંખી લીધા. ૨૨

## पद्धरी छंद.

पुन्याह कीन पंडित उचार, संग्राम दुलह चट चरन धार ।
मधुपर्क छुद्र दधि आज्य लीन, ग्रहि ग्रह्य सूत्र बंदन सु कीन ॥ २३ ॥

**અર્થ**—પંડિતો સ્વસ્તિવાચન ઉચ્ચારવા લાગ્યા અને સંગ્રામસેને આપેલા દર્ભની ચટાઇપર વરરાજાએ પોતાનો પગ મુક્યો એટલે મધ, દહીં, ઘીએ, મધુપર્ક કરી, ગ્રહસૂત્રની વિધિ પ્રમાણે ગ્રહણ કરીને, વંદન કર્યું. ૨૩

## मुक्तदाम छंद.

घटें चत्र कुंभिय हाटक जान, जरी कउसेय तनें सु बितान ।
रची 'रंग–भूम' सु अंगन राट, प्रवालिय खंभ पटीर कपाट ॥
सुनेंरिय पंचहु रंग सुधार, दिवालन चित्र रची चित्रकार ।
मिले तहां राज बधूनके बृंद, मनों चहुं ओर प्रकाशित चंद ॥
रहे मनि मुत्तिय भूषन झूल, जरी नवरंग सु अंग दुकुल ।
झरोखन अंगन मंगल गाय, रच्यो नुम रंभ महोच्छव आय ॥
तहां अति दुलह अद्दर कींन, जराव सु चोकिय आसन दीन ।
बुलावन पंडित आयस पाय, सहेलिय चंद्रकला प्रति जाय ॥
किय पधरावनको सु विचार, सजे तन भिन्नहु भिन्न सिंगार ॥ २४ ॥

**અર્થ**—ચૉરીના ચારે ખુણે કનકકુંભ તથા કળશ બાંધ્યા હતા, મંડપમાં જરી તથા રેશમી ચંદની છાઇ હતી, ને મહેલના આંગણામાં રંગભૂમી રચાઇ હતી. પછી પ્રવાળાંના થાંભલા અને સુખડનાં કમાડવાળા મંડપમાં, રાજવધુઓનાં વૃંદ ટોળે મળ્યાં. સોનેરી તથા પાંચે રંગનાં સુધારીને, ચિતારાઓએ ભીતોપર ચિત્રો ચિતર્યાં–તે જાણે ચારે તરફ ચંદ્ર પ્રકાશ થયા હોય એવી શોભા થઇ રહી હતી. મણી મોતીની ઝુલવાળાં આભૂષણો તથા જરીનાં નવરંગી વસ્ત્ર સૌનાં સુંદર અંગો અંગ ઉપર શોભી રહ્યાં હતાં. નાનાવિધ શણગાર સજી માનિનીઓ રાજમહેલને આંગણે અને ઝરૂખે બેશી મંગળગીતો ગાતી–તે જાણે રંભાએ આવી મહા ઉત્સવ રચ્યો ના હોય તેમ જણાતું હતું.

વરરાજાનો ઘણો આદર કરી, જડાવ બાજઠનું આસન આપ્યું. બાદ પંડિત પાસેથી બોલાવવાની આજ્ઞા પામેલી સાહેલીઓ ચંદ્રકળા પાસે ગઇ અને મંડપમાં કન્યા પધરાવવાનો શુભ વિચાર કર્યો, એટલે ચંદ્રકળાએ શરીરે વિવિધ પ્રકારના શણગાર સજ્યા. ૨૪

**मालिद्दा छंद.**

अंग ऊबटं सुरंज, माधवी सलील मंज; चैल आरद्रं उतार, धौत बासने सुधार.
अंग पौंछितं अनूप, केसपास उग्र धूप; नेह लाय ग्रंथि बेन, नीरजं प्रसून श्रेन.
गंधसार धारलीन, केसरं त्रिपुंड कीन; लेंग 'लाल-पाट' लार, दाउदी प्रसन तार.
केसरी उढोन सार, तार छेहरे किनार; नील कंचुकी कसंत, कंज सारके लसंत.
जावकं रचे सुपाय, बीछुआ अनोट लाय; चेहरं मंजीर बंध, किंकनी कटी सु संध.
नीक हार मुक्तमाल, चोकियं पनें सुलाल, दूलरी बिराज बाम, कंठ कंठ पोत शाम
बेसरं बिरबाज नास, श्रोनत्रोंनको बिलास; अंगदं भुजा सु दंड, कंगनं बलै सुमंड.
पीच पोंचियं सुसाज, मुद्रि अंगुरी बिराज; पूनरं भवं सु पान, लाल बुटिका रचान.
भाल मानु आध चंद, धारितं जराव बिंद; बंदनी कसी बनाय, सीस फूल नीठ लाय.
बेंनिं बेंनिबंध ग्राय, सो छुए छवांन जाय; आननं तमोर रंग बंदनं भर्यो सु मंग.
भिन्ना भिन्न आनि केक, भूषनं धरे अनेक; नेन नाग रेख धार, लैं दिठोन दीन नार.
मुक्र आननं निहार, लाजमें गडी सु बार; साथकी कुमार आय, साहिकें लही उठाय,
गौंन कीन मंद मंद, ज्यौं छक्यो झुकै गयंद.

**અર્થ**–તેણે પોતાને અંગે સુંદર તથા સુગંધમય પીઠી ચોળીને, મધુમાધવીએ બેહેકતા પાણીથી સ્નાન કરી, ભીનાં વસ્ત્ર ઉતારી ધોયેલું, કોરૂં વસ્ત્ર પેહેરી, અનોપમ અંગ લુછી, માથાના છૂટા કેસને અગરનો ધૂપ દઇ, ફુલેલ તેલ ઘાલી, વેણી ગુંથી તથા તેમાં કમળ અને ફુલોની લટો પરોવી, છાતીપર મળીયાગીરી ચંદન ચર્ચી, કપાળમાં કેસરની ત્રીપુંડ્ આડ કરી, સોનેરી કસબથી દાઉદી ફુલના બુટા ભરેલ લાલ અતલસનો, ઘણા ઘેરવાળો ઘાઘરો પેહેર્યો, તથા કેસરથી રંગેલી ઓઢણી ઓઢી લીધી, કે જેના છેડા તથા કિનાર, સોનેરી તારથી ભરેલાં હતાં, કન્યાએ કમળના તંતુ જેવી લીલા રંગની કંચુકી કસીને પેહેરી, અળતાથી રંગેલા પગની આંગળીઓએ વીંછીયા, અંગુઠામાં અણુવટ અને પગમાં જેહેર તથા લંઘર પેહેરી, ઘુઘરીઓવાળી કટીમેખલા ધારણ કરી, સુંદર હીરાનો અનુપમ હાર અને મોતીની માળા કંઠે ધારણ કરી–તેમાં લાલ પાનાદાર ચોકીઓ હતી. કપોત સરખા ગળામાં બેલરયનો

હાર અને સોનાની કંઠી પહેરી તથા નાકે વાળી અને કાનમાં તૂરીની ઝાલ્યો પહેરી દીધી, ભુજ દંડપર બાજુબંધ, હાથમાં ચુડો અને કંકણ, પોહોંચાએ પોહોંચી અને કરાંગુલીએ વીંટીઓ પહેરી. તેના નખ તથા હથેલીઓ મેદીની લાલ બુટીઓથી રંગેલાં હતાં. કપાળ તો જાણે અર્ધ ચંદ્ર હોય તેમ શોભતું હતું. તે પર જડાવ ચાલ્લો કર્યો હતો. જેની ઉપર બિંદી, કરી માથે શિશફુલ પહેર્યું હતુ. વેણીને છેડે બાંધેલો વેણીભૂષણ એટલે ગોફણો પગની પેણીએ અડતો હતો. પાનની બીડી ચાવવાથી તેના મુખપર તંબોળનો રંગ લાગ્યો હતો. સેંથામાં સિંદુર ભર્યો હતો, એમ ભિન્ન ભિન્ન અનેક જાતનાં ઘરેણાં પહેર્યાં હતાં. આંખમાં કાજળની બારીક રેખા, તેમ ગાલપર કાન પાસે કાજળનું ટપકું કર્યું હતું. પછી દર્પણમાં મુખ જોઇ કન્યા લાજમાં ડુબી ગઇ. પાસેની કુમારીઓ આવી રાજકન્યાને ઝાલી, ઉઠાડી, મંદ મંદ ગતિથી કુવરીને ચલાવવા લાગી–તે જાણે છકેલી હાથણી ઝુકી આવતી હોય નહિ શું તેમ શોભવા લાગી. ૨૫

**छप्पय**–सही पंच शत संग, शील कुल बेस बराबर।
भूषन बसन बनाय, साहि लीनी दुलही कर ॥
सहस उभै सहचरी, खमां मुख खमां उचारत।
केसर अत्तर गुलाब, चुआ चंदन घन धारत ॥
जित तित झनंक जेहर लगी, पिक धुनि मंगल गाहितं।
मानहुं अनेक उद्दित अरक, दुलहनि मंडप आहितं ॥ २६ ॥

**અર્થ**–સ્વભાવ, કુળ, પોશાક અને વયમાં બરોબર એવી પાંચસો સાહેલીઓએ વસ્ત્રાભૂષણ વિગેરે પેહેરાવીને, કન્યાનો હાથ ઝાલી તેને ચલાવી, અને બે હજાર દાસીઓ મોઢેથી "ખમાં ખમાં ઉચ્ચારવા લાગી ને કેસર, ચંદન, અત્તર, ગુલાબજળ. ચુવા અને ઘનસારાદિ સૌભાગ્ય દ્રવ્યનાં પાત્ર લેઇ ચાલી, તેમનાં ઝાંઝર અને લગરનો ઝણેણાટ થઇ રહ્યો પછી સર્વે કોયલના સરખા સુંદર સ્વરથી મંગળ ગીત ગાવા લાગી. એ પ્રમાણે રાજકન્યા લગ્ન મંડપમાં આવ્યાં તેથી જાણે સૂર્યનો ઉદય થયો હોય એમ દીસવા લાગ્યું. ૨૬

**छंद पद्धरी.**

चत्र कुंभि गमन कन्या सु कीन, दुलहा सुमुख आसन सु दीन।
अन्योन्य गंध चर्चित अपार, पहिराय कंठ पर सून हार ॥
दुज वदि प्रयोग कन्या सुदान, मेलाप पान कीनो सुपान।
चत्रवींस तंतु चत्र कर विसाल, आरोप कीन मंगल सुमाल ॥

एकेक ग्रंथि बंधे सुबास, गावंत नारि पख उभय हास ।
चतु रस्त्र स्थंदिलं निगम चार, कीने सु पंच भुव संसकार ॥
वन्ही सु बेद मंत्रन दृढाय, गृह्योक्त मंत्र आहूति लाय ।
दंपति उठाय कर कर सुधार, लाजा सुहोम कीनो प्रकार ॥
मंगल सु चत्र स्थंदिल भ्रमंत, कन्या सु बाम किय दच्छ कंत ।
पूजे सु सप्तपदि छोय पाय, कसार नार भोजन कराय ॥
उच्छिष्ट भुक्त बंध्यो सु बिंद, उरमें बिशेष बाढ्यो अनंद ।
दंपती देव स्वस्तीक धार, आशिषा बेद कीनो उच्चार ॥
आशिषा कीन अभिषेक तांम, सागर सु दीन दश दुजन ग्राम ।
सौभाग्यवती प्रोक्षे अशीषं, हेरंब अंब नामे सु शीश ॥ २७ ॥

**અર્થ**–કન્યા ચોરીમાં આવી એટલે વરરાજાની સન્મુખ આસન આપ્યું, પછી વરકન્યા પરસ્પર એટલે વર તરફથી કન્યાને અને કન્યા તરફથી વરને ખુશબોદાર અપાર ચંદન અને બહેકતા ફુલોના હાર પહેરાવવામાં આવ્યા. બ્રાહ્મણોએ પ્રયોગ બોલી કન્યાદાનનો સંકલ્પ કરી, વરકન્યાનો હસ્તમેળાપ કરાવ્યો. પછી ચોવીસ તંતુની ચાર હાથ લાંબી મંગળમાળા, વરકન્યાને પેહેરાવી અને અકેકના વસ્ત્રના છેડા ગાંઠયા, વરવધુ તરફની સ્ત્રીઓ હસવું આવે એવાં ગીતો ગાવા લાગી, બ્રાહ્મણોએ વેદવિધિ પ્રમાણે ચોરસ સ્થંદિલ ઉપર પંચ ભુ–સંસ્કાર કર્યા, ને અગ્નિની વેદ મંત્રવડે સ્થાપના કરી ગૃહ્યસૂત્રના મંત્ર પ્રમાણે આહુતીઓ આપી. પછી વરકન્યાને ઉભાં કરી વરના હાથમાં કન્યાનો હાથ મુકાવી તેવડે લાજાહોમનો વિધિ કરાવ્યો, અને સ્થંદિલે ચાર મંગળ ફેરા ફેરવી, ડાબી તરફ કન્યા અને જમણી તરફ વરરાજાને બેસાર્યાં, ત્યાર પછી કન્યાના પગને અડી વરરાએ સપ્તપદીનું ઉલ્લંઘન કીધું, પછી કન્યાએ વરને કંસારનું ભોજન કરાવ્યું અને ઉચ્છિષ્ટ રહેલો કંસાર વરે કન્યાને ખવરાવ્યો. વરકન્યાના હૃદયમાં ઘણોજ આનંદ થયો. પછી ચાર સૌભાગ્યવતિ સ્ત્રીઓએ કંન્યાના હાથમાં કંકુવાળા અક્ષતથી સાથીયો પુરી, શિવ પાર્વતી, બ્રહ્મા સાવિત્રી, કૃષ્ણ રૂકમણી, ઇંદ્ર ઇંદ્રાણી–એમ ચારનાં નામ લઇ તેમને સૌભાગ્ય આપ્યું ને બ્રાહ્મણોએ કંકુના ચાંલ્લા કરી વેદ મંત્રવડે અભિષેક કરી આશીર્વાદ દીધો, એટલે કુમાર **સાગરે** દશ ગામ બ્રાહ્મણોને દક્ષિણામાં આપ્યાં. સૌભાગ્યવતી સ્ત્રીઓએ આશીષ દઇને વધાવ્યા પછી, વરકન્યાએ ગણપતિ તથા ગોત્રદેવીને સ્તુતિપૂર્વક શીશ નમાવ્યું. ૨૭

**दुहा**–शीष अंब हेरंब नय, उर आनंद बिशेश ।
रत्न महल सज्या रचित, दंपति कियो प्रवेश ॥ २८ ॥

અર્થ-સ્ત્રી પુરૂષ બંનેએ દેવી તથા ગણપતિને વંદનસહ મસ્તક નમાવી, મનમાં અતિ હર્ષ ધરી રત્ન જડિત્ર મહેલની અંદર, જ્યાં સુખશય્યા રચેલી હતી ત્યાં પ્રવેશ કર્યો. ૨૮

गाथा–रस सागर उदवाहं, मुहुरत शुद्ध दोष अभिधानं।
पानी ग्रहन प्रसंगं, तथ प्रविन सागरो लहरं ॥ २९ ॥

અર્થ-રસસાગરનો વિવાહ, લગ્નનું શુદ્ધ મુહૂર્ત્ત, દોષનાં નામ અને વર-કન્યાનો હસ્તમિલાપ સંબંધી પ્રવિણ સાગર ગ્રંથની પન્દરમી લહેર સંપૂર્ણ થઇ. ૨૯

इति श्रीप्रवीनसागरे रससागरनो विवाह नामनी पंदरमी लहेरनी रसपूर्णा टीकानो पंचदशस्तरंगः ॥

## લહેર ૧૬ મી.

### કામવિહાર.

दुहो–दंपति महल प्रवेश करि, गये बरातीबास।
लागे द्वार झरोंख खुलि, चेरि गिरद अवास ॥ १ ॥

અર્થ-એ રીતે બંને સ્ત્રી પુરૂષે મેહેલમાં પ્રવેશ કર્યો ને અંતઃપુરનાં માણસો જાનીવાસે ગયાં અને દાસીઓએ ઝરોખાનાં તમામ કમાડ ખુલ્લાં કરી અથવા ગોખનાં કમાડ ખુલ્લાં મુકી, દ્વારનાં બારણાં બંધ કરી, અવાસને ચારે તરફ ઘેરી લીધો, અર્થાત્ ચોકી કરવાને ગોઠવાઇ ગઇ. ૧

#### શયન ગ્રહ વર્ણન.

मंदाक्रांता सेजं सोहें, धवल वसनं, गंग फेनं समानं ॥
छाये फूलं, ललित मलिका, पाट फुंदे कसानं।
श्रीखंडादी, मृगमद जुतं, छंडितं कासमीरं ॥
सोंधा अत्रं, अगर धुपितं. माधवीकं उसीरं।

पूंगी लोंगं, निकट धरितं, बालुका नागबेली ॥
जातीपत्रं, फलसु सुभगं, पुष्प चंपा चमेली ।
वारी कुंभं, जडित पनिका, दाम द्वारं कपूरं ॥
पंखा पाटं, सुरभि अनिलं, दीप जोती सु भूरं ।
सौधं हेमं, मुकर जटितं, कारितं चित्र कारी ॥
ठोरं ठोरं, चिकन बिछितं, गेंदुकं हेम तारी ।
नाना खेलं, जित तित रचे. गायका गान साधे ॥
त्रीयं प्रियं, सकुचि मुदितं, मेन मंत्रं अराधे ॥ २ ॥

**અર્થ**–સયન ગૃહમાં, પલંગપર ગંગાના ફીણ જેવો ઉજવળ ઓછાડ પાથરી, તે ઉપર સુગંધીમય મલ્લિકાનાં સુંદર ફુલો પથરાવ્યાં હતાં, ફુમતાવાળા સેજબંધથી સેજકસી ચંદન, કસ્તુરી અને કેસર છાંટયાં હતાં, ચુવા, અત્તર, અગરનો ધુપ, મદિરા અને સુગંધી વાળા મહેકી રહ્યાં હતાં, સોપારી, લવીંગ, ઇલાયચી, નાગરવેલિનાં પાન, જાવંત્રી, જાયફળ, તમાલપત્ર વગેરે મુખવાસના પદાર્થ અને ચંપા, ચમેલી વગેરે સુગંધીદાર પુષ્પો વેર્યાં હતાં. ત્યાં રત્ન જડિત સોનાના કળશ પાણીથી ભરી મુકયા છે, ફુલના હાર અને કપુરથી બારણાં શણગાર્યાં છે–જેમાંથી સુગંધીવાળો પવન આવે છે, તેવા સુંદર પંખા રાખ્યા છે, ને ઉત્તમ પ્રકારના દીવાથી ઝગઝગતો પ્રકાશ થઇ રહ્યો છે. સુવર્ણ જેવી કાંતિવાળા રાજમેહેલમાં, ચારે તરફ ચિતારાએ ચિત્રેલા કાચના તકતા શોભી રહ્યા હતા, ગલીચા અને જરીયાન તકીયા–ગાલમસુરીયાં ગોઠવી દીધાં હતાં, મેહેલની બહાર નાચ આદિ ખેલ થઇ રહ્યા હતા ને નાયકાઓ ગાયન કરવા લાગી હતી, આવા રળિયામણા મેહેલની અંદર સ્ત્રી પુરૂષ બંને જણ લાજ અને હર્ષ યુક્ત થઇ, કામમંત્રનું આરાધન કરવા મંડ્યાં. ૨

**सोरठा**–बिध बिध कीन बिलास, पहरायत सहचरि प्रसन ।
उमडित हंस उजास, उठे दुलह प्रमुदित बदन ॥ ३ ॥
सागर जाय समाज, किय बंदन गुरुजन जनक ।
नृप प्रदीप महराज, इंद्र दान आरंभ किय ॥ ४ ॥

**અર્થ**–સ્ત્રી પુરૂષે વિવિધ પ્રકારનો વિલાસ કર્યો તેથી અંતઃપુરની ચોકી કરનાર સખીઓ પ્રસન્ન થઇ અને સવાર થતાં સૂર્યનો પ્રકાશ થવાથી હસ્તે વદને, વરરાજા ઉંઘમાંથી જાગી ઉઠયા. પછી **સાગર** કુમારે જાનીવાસે જઇ, પોતાના મંડળમાંના ગુરૂજન તથા પિતાને નમસ્કાર કર્યા. **પ્રદીપ** મહારાજાએ ઇંદ્રદાન દેવાનું શરૂ કર્યું. ૩–૪

## छंद सारंग.

राजं प्रदीपं समाजं तहां कीन, संग्रामसेनं बुलाये सथं लीन ।
केते मिले देश देशं महीपाल, केते कविंदं दुजं गानकं जाल ॥
चेलंतंही हेम हीरा मनी माल, दीने रथं बाज गज्जं सुखंपाल ।
कीनो कविंदेश मुख्खं जयकार, लीनी बिदा मास मानी मनूहार ॥५॥

અર્થ–પ્રદીપ રાજાએ દરબાર ભર્યો અને સંગ્રામસેનને બોલાવી સાથે રાખ્યા. તે મેળામાં દેશેદેશના કેટલાએક રાજાઓ આવી બિરાજ્યા હતા, ને કેટલાએક કવીશ્વરો, બ્રાહ્મણો અને ગવૈયા હતા, તેઓને શાલ, દુશાલાદિ વસ્ત્ર, સુવર્ણુન ઘરેણાં, હીરા, માણેક અને મોતીની માળાઓ, તેમજ રથ, ઘોડા. હાથી અને પાલખીઓ વગેરેનાં દાન આપી તૃપ્ત કર્યા, તેથી પ્રસન્ન થઇ કવીશ્વરો પ્રદીપ મહારાજનો જયકાર બોલ્યા, પછી સંગ્રામસેનના આગ્રહથી એક માસ સુધી પરોણાગત કબૂલ કરીને રહ્યા. પછી પ્રદીપ મહારાજાએ પોતાના રાજ્યમાં જવાની આજ્ઞા લીધી. ૫

छप्पय–रससागर सुबरात, मुदितपुर मास बिलंबित ।
नीठह नीठ बिदाय, दिन संग्रामसेन तित ॥
हय गय फंदन शिबिक, शकट कुंदन सु रजतभर ।
महत रत्न मणि मुक्त, जडित भूषन सुबसनजर ॥
दुहिता अमाति दुज कवि दिये, पारबिरह अपार किय ।
इक द्वै मुक्काम निज संग चलि, बर बरात बिद्या सुदिय ॥ ६ ॥

અર્થ–રસસાગર રાજકુમારની જાન મુદિતપુરમાં એક મહિના સુધી રહી, તે પછી ઘણાં આગ્રહે, સંગ્રામસેને મરજી વિરુદ્ધ જવાની રજા આપી અને ?રીયાવરમાં પોતાની કુંવરીને ઘોડા, હાથી, રથ, પાલખી સોના રૂપાથી ભરેલાં ગાડાં, મહત રત્નો, મણી, મોતી અને જડાવ ઘરેણાં તથા જરીનાં વસ્ત્ર આપ્યાં. બ્રાહ્મણ, કારભારી તથા એક કવિ અને દાસીઓ આપી. એ રીતે અપાર કરિયાવર કરી કુંવરીને વળાવવા સારૂ સંગ્રામસેન રાજાએ એક બે મજલા સુધી સાથે જઇ વર તથા જાનને વિદાય કીધી. ૬

चोपाइ–निज पुर नृप संग्राम सिधाये, बर बरात संचरे सु पलाय ।
मंद मंद चलि आये सुदेशं, नेहनग्र मधि किनो प्रवेशं ॥
मंगलीक गृह गृह प्रति साधे, अति हुलास पुरजन मन बाधे ।
मंगल गुनी मांनुन गावे, दुलहा दुलहनि महल सिधावे ॥ ७ ॥

**અર્થ**-સંગ્રામસેન રાજા પાછા ફર્યા. વરરાજા તથા સઘળી જાને પોતાના દેશ તરફ ચાલવા માંડ્યું. ધીરે ધીરે સ્વદેશ આવી નેહનગરમાં પ્રવેશ કર્યો તે વેળા નગરમાં ઘેરઘેર મંગળ આનંદ વરતાયો-નગરના સર્વ લોકોનાં મન અતિ હર્ષયુક્ત જણાવા લાગ્યાં અને ગવૈયા તથા સ્ત્રીઓ મંગળ ગીત ગાવા લાગી, એવી રીતે વરકન્યા મહેલે પધાર્યાં. ૭

**दुहो**-चंद्रकला गति कोक बिध, आलिंगन उर धार ।
चुंबन भेद सु बंध बर, दंपति करत बिहार ॥ ८ ॥

**અર્થ**-ચંદ્રકળા એટલે ચંદ્રની ચઢતી ઉતરતી ગતિ પ્રમાણે, કામદેવનાં રેહાણ અને કોકશાસ્ત્રની રીતિ પ્રમાણે આલિંગનના ભેદ મનમાં સમજીને ચુંબન તથા આસનના પ્રકાર ધારણ કરી, સ્ત્રી પુરૂષ બંને સુખ ભોગવવા લાગ્યાં. ૮

### ચંદ્ર કળા.

### अपरांतिका छंद.

कोकली कला भेदसों कहे, मैन चंद्रिका अंग जो रहे ।
कृष्ण पक्ष प्रतीपदा प्रतं, काम कामनीं शीश वासितं ॥
दूज लोयने त्रीतिया धरे, चोथ गल्लिय सु पंचमी गरे ।
कुक्ष षष्टमी सप्तमी स्तने, अष्टमी कटें नौमि नाभिने ॥
श्रोणियं दशे ऊरु ग्यारसी, जंघ द्वादसी गुलफ त्रीदसी ।
चत्रहीदशं पाय पृष्टके, मंदही तिथी पा अंगुष्टके ॥
वाम अंगमें मैन सु यौ द्रढे, शुक्ल पक्षसें दक्षकों चढें ।
जोहिं ऊतरें त्यों चढे तनं, शीशलों गयें मास पुरनं ॥ ९ ॥

**અર્થ**-ચંદ્રની કળાઓ જેમ ચઢ ઉતર થાય છે તેમ કામનીના અંગમાં કામકળા ચઢ ઉતર થાય છે. કૃષ્ણ પ્રતિપદાએ કામકળા મસ્તકમાં, બીજે વામાક્ષિમાં, ત્રીજે અધરમાં, ચોથે કપોળમાં, પાંચમે ગળે, છઠ્ઠે પાર્શ્વમાં, સપ્તમીએ સ્તને, અષ્ટમીએ કટિએ, નવમીએ નાભીએ, દશમીએ વામનિતંબે, એકાદશિએ શ્રોણીએ, દ્વાદશીએ ઉરુમાં, ત્રયોદશીએ ઘુંટીએ, ચતુર્દશીએ પદપૃષ્ટે અને અમાવાસ્યાએ, વામપદાંગુષ્ટે રહે છે. એજ પ્રમાણે શુકલ પક્ષમાં યથાક્રમે દક્ષિણ પાર્શ્વાંગોમાં ઉર્ધ્વ ગતિ કરે છે. ૯

### महालक्ष्मी छंद.

आठ रीत सु आलिंगनं, सोय संछेप कीनो ग्रनं ।
चंद्रबिंबा नवं नागरं, संग रीझे रससागरं ॥

एक पायं सु चंपे पगें, दूसरो दूसरेसें लगें ।
प्रीय बाला भुजासें गृहे, वृक्षरूढा सु तासें कहे ॥
कंठ लागे प्रिया प्रीयसें, हे लटकी रही हीयसें ।
प्रेम बाढें उभे जानियें, सो लतावेष्टितं ठानियें ॥
श्रोंन बैठें प्रियाके पती, ओठ चुंबे सु बठे रती ।
केस छूटे प्रिया प्री ग्रहे, जाघनं तास संज्ञा दहे ॥
नेंन मूदें त्रिया पीयके, संग लावे कुचं हीयके ।
रीझ रीतं सु बेठंतहे, विजुकं तास भाषंतहे ॥
दोउ सोहें बिहारं बतं, हीगसें हीय लावे हितं ।
दंपती चिंत लावे मुदें, एह ऊरूपगूढं उदें ॥
रीझहीसें लपट्टे उभं, मंत बातं उचारे शुभं ।
श्रोह हांसी चखं चंचलं, सोय जानी तिलंतंदुलं ॥
पान पानं उरंसें उरें, जंघाजंघ उभैंही जुरे ।
एक गत्ती उभैंही लही, छीरनीरं सु भाषें वही ॥
भाल भालं कपोलं जुरें, पानि कंठं उरंसें उरें ।
बीर देवंत एक इकें, संगना सोय लालाटिकें ॥ १० ॥

**અર્થ**–હવે સંક્ષેપથી અષ્ટાવિધાલિંગન ભેદ વર્ણન કરીશું. એ ભેદો પ્રમાણે, ચન્દ્રબિંબા, નવોઢા, નાગરી ચન્દ્રકળા સંગે રસસાગર રમતો રીઝે છે. પદેપદ સ્પર્શી દ્વીતીય પદેપદ આશ્રિત કરી, બાહુથી બાળાનું ગ્રહણ થાય તે 'વૃક્ષારૂઢ;' પ્રિયના કંઠ ગ્રહથી તેને આશ્રયી રહે અને પ્રેમની ઉભયને વૃત્તિ થાય તે 'લતાવેષ્ટિત,' પ્રિયાની શ્રોણીનો આશ્રય કરી ઓષ્ટપાન કરી પ્રીતિ વધારી, કેસ ગ્રંથી શિથિલ કરે તે 'જાઘન,' આનંદ ભરિત નયનથી હૃદય સ્પર્શ કરી, મોદ ધરે તે 'બીજક,' અન્યોઅન્ય આનંદામોદમાં પડી દંપતી વિનોદે તે 'ઉપગૂઢ,' મંદ મંદ કામ મંત્ર કરતાં ચક્ષુ ચાતુર્ય કરે તે 'તિલતંદુલ,' પદેપદ ને ઉરેઉર સર્વાંગ પરસ્પર શરણ થઇ રહે તે 'ક્ષિરનીર,' ભાલેભાલ કપોળ સ્પર્શ કરી તાંબુલ ગ્રહણ કરે તે 'લાલાટિક' આલિંગન કહેવાય છે. ૧૦

## छंद सारबती.

लाय मुखं तियके मुखसें, चुंबन जोर करंत लसें ।
छोह तिया पिय मोद लहें, सोय मिता अभिधान कहें ॥

त्रीयं प्रिय मुख मेल करें, चुंबन देत जु रीझ भरें ।
कंप सु बाल जधूर कृतं, सो अभिधान कहे फुरतं ॥
मूंदत नेंन तिया पियके, आपुनके वहि रीत टके ।
ओठ सुकंत धरें रसना, सो अवघ्रष्ट कहे संगना ॥
जोर करे तिय कंत ग्रहे, चुंबन ले प्रतिकूल दहे ।
नेम बिनां हर कोय तनें, भ्रांति प्रबीन बहें बरनें ॥
पान तिया पिय ओठ ग्रहे, चुंबनकी रस रीत लहे ।
दंपति मोह वढंत चितें, पीडित नाम वहे कहतें ॥
आपुसमें अरसं, परसं, लेत दुहू रस रीझ बसं ।
एकहीएक जुरे अधुरं, संपुट एह कहे चतुरं ॥
चुंबन कंत करे मुखसें, आधुर ओर रसन्न प्रसें ।
दंत लगे त्रिय नृत्यकरे, मोलि वहें अभिधान धरे ॥ ११ ॥

**અર્થ**–હવે ચુબનના જે સાત પ્રકાર છે તે કહે છે. અન્યોન્યના મુખ અન્યોન્ય પાસે લાવી, ઇચ્છાવિરૂધ્ધ જે ચુબન કરે ને તેથી તેના કરતાં રંજન થાય તે 'મિતા,' અન્યોન્યના મુખ અન્યોન્ય પાસે લાવી રીઝથી ચુંબન કરાવે ને પ્રેમથી જે અધર સ્ફુરાવે તે 'સ્ફુરિત,' આનંદિત નેત્રથી નિરખી રસનાથી અધર સ્પર્શ કરે તે 'અવઘૃષ્ટ,' પ્રતિકૂલતા છતાં સાપેક્ષ અસ્થાન મુખ સ્પર્શ તે 'ભ્રાંતિ,' તાંબુલ મિષે અધરદંશ તે 'પીડિત,' અન્યોન્યાધરસ્પર્શથી પ્રમોદ કરે તે 'સંપુટ,' અધરદશ થતાં આનંદ મગ્ન થઇ ચતુરા નૃત્ય કરે તેનું નામ 'મૌલિ,' ૧૧

सोरठा–हाव भाव रस रीत, दंपति रति बिलसें सदा ।
सोय कहो करि प्रीत, नाम सुगुनी संछेप करि ॥ १२ ॥

**અર્થ**–રસની રીત પ્રમાણે હાવભાવથી રસસાગર નિરંતર રતિ વિલાસ કરે છે, તે પ્રીતિવડે હાવભાવનાં નામ તથા તેના ગુણ સંક્ષેપે કહું છું. ૧૨

## હાવભાવ નિરૂપણ.

### પદનીલ છંદ.

आनन बोल बिलोकन मध्य जनाबतहें ।
सो मन धारित बात बिचिछन पावतहें ॥

ताय कहे भाव सुपंच प्रकार कहें ।
सोय कहो बिसतार सु सुच्छम पंथ गहें ॥
एक बिभाव सु हे अनुभाव सु ओरहि हे ।
स्थाइय सात्विक यों बिभिचारिय जान लहे ॥
पंचहु भावके लच्छन भेद यहें बरनें ।
तासबिभाव कहंत जिहो रस रीत बनें ॥
दोय कहे तिन भेद अलंबन उद्दिपनं ।
रम्य कछूक निहार धरे चिशटा सु मनं ।
भाव बिभाव उदीत अनूकरनं जु करें ॥
ताय कहें अनुभाव सु दंपति प्रेम भरें ॥
स्थाइ नवं रति हांसिय क्रोध सु शोक तदा ।
ओर उछाह भय निंदित बिस्मित जान मुदा ॥
सात्विक स्तंभ सु स्वेदं रुमं सुरभंग कहे ।
कंप बिरंग असू सु प्रले अठ जान ग्रहे ॥
त्रीश त्रयोदश भेद यहें बिभचारि भजें ।
नेम बिना नवहू रस भेदनमें उपजें ॥
आदि निर्बेद सु ग्लानि शंका अरु आलसहें ।
दैन्य सु संमृति मोह धृती चपलाइ वहें ॥
ब्रीड मदं श्रम चिंत कहे हरखं गरवं ।
नीदसु नींद बिषाद अवेग जडं सरवं ॥
स्वप्न प्रबोध विवाद अरू उतकंठ गनें ।
आपसमार मती उग्रता पुनि त्रासं भनें ॥
व्याध अरू उनमाद भयं तरकं गरनं ।
नाम तथा गुन ए बिभिचारिय त्रीस गनं ॥ १२ ॥

**અર્થ**-બોલીને અથવા દ્રષ્ટિથી મનમાં ધારી રાખેલી વાત જણાવે તથા તે મનમાં ધારેલી વાતને ચતુર પુરૂષ સમજી લે, તેને રસભાવ કહે છે. રસભાવ પાંચ પ્રકારના છે. હાવ ભાવનો સૂક્ષ્મ માર્ગ વિસ્તારથી કહેવામાં આવે છે. વિભાવ, અનુભાવ, સ્થાયી, સાત્વિક અને વ્યભિચારી એ પાંચે ભાવનાં લક્ષણ તથા ભેદની વ્યાખ્યા આ પ્રમાણે છેઃ-જેથી રસની રીત પેદા થાય તેને વિભાવ કહે છે; તે વિભાવના આલંબન અને ઉદ્દિપન એમ

એ પ્રકાર કહ્યા છે. કંઇ ખુશી ઉપજાવનાર રમણીય વસ્તુને નિહાળી, મનમાં ચેષ્ટા આણે તથા વિભાવ ભાવને યોગ્ય રીતે તે જણાવી આપે, તેને અનુભાવ કહે છે; એથી દંપતી પ્રેમમાં લીન થાય છે. સ્થાયી ભાવના નવ ભેદ આ પ્રમાણે છેઃ–રતિ, હાસ્ય, ક્રોધ, શોક, ઉત્સાહ, ભય, નિંદા, વિસ્મય, અને મોદ. સાત્વિક ભાવના આઠ ભેદ છે; સ્તંભ, સ્વેદ, રોમ, સ્વરભંગ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુ, અને પ્રલય. વ્યભિચારી ભાવના તેત્રીશ ભેદ છે; અને તે નિયમ વિના નવે રસના ભેદોમાં ઉપજે છે, તેના ભેદ આ પ્રમાણે છેઃ–નિર્વેદ, ગ્લાની–નિરબળતા, ઉદાસીનતા, ફિકાશ, વિગેરે. શંકા, આલસ્ય, દૈન્ય, સ્મૃતિ, મોહ, ધૃતિ, ચપળતા, વ્રીડા, મદ, શ્રમ, ચિંતા, હર્ષ, ગર્વ, નિદ્રા, નિંદા, વિષાદ, આવેગ, જડતા, સ્વપ્ન, પ્રબોધ, વિવાદ, ઉત્કંઠા, અપસ્માર, મતિ, ઉગ્રતા, ત્રાસ, વ્યાધી, ઉન્માદ, ભય, વિતર્ક, અને મરણ. આ પ્રમાણે વ્યભિચારી ભાવના ૩૩ પ્રકાર છે. ૧૩

## હાવ નિરૂપણ.

## चर्चरी छंद.

दंपतिय सिंगार प्रगटीत तास अंगसु भावहें ।
सोय भाव बिचार सोधतं अष्टदश बिधि हावहें ॥
प्रीयको सो भेष धारें चिंत प्रेम प्रकाशहें ।
वाहिको अनुकर्न साधे हाव लीला तास हें ॥
मिंत चाह सनेह बाढित नौतमं गति आनबो ।
हावमें परबीन धारत सो बिलासहि जानबो ॥
तुच्छ भूषन अंग धारत शोभ होत बिशेषहे ।
संहिता मत शोधि साहित हाव बिच्छित सो कहे ॥
हास चाल बिलोक बोलन. जास रीत जथा कृता ।
सोय हाव ललीत सोहितं रूप रंग सु सोहिता ॥
अंग भूषन बास उलटे बेन उलटे उद्यमं ।
प्रेमके भर रीत बदले सोय हावहि विभ्रमं ॥
बोल समय न बोल साकियत लाज ब्यूढ बिचारियें ।
तासके परभावसें वह हाव विहराति धारियें ॥
मिंत मिल अपमान करियत चिंत धारत हासको ।
हाव एही बिबोक कहियत छोभ बाढत तासको ॥

दंत नख छत मर्द्द आरति मंद सुख दुख मानियें ।
तासके अनुकर्न सोई हाव कुटमित जानियें ॥
क्रोध श्रम भय हर्ष गर्वित कंप स्मित अभिलाषितं ।
ऊपजन इकबेर हाव सु किलहकिंचित भाषितं ॥
मिंत दरशन चित चाहत बात धरत न कानहें ।
चातुरी कर हाव कहियतें सो मुटायत जानहें ॥
जूनपन आनंद उपजित चिंत प्रेम प्रकाशितं ।
बाल कारन बिना हसियत हाव कहियत हासितं ॥
बाम भरि आनंद बेंठत निज समीप सु मिंतहे ।
चोंकि उठियत बिना कारन चकित हाव कहंतहे ॥
रूप ओर सूहाग जोबन गर्व कामनि धारितं ।
ताहिको बिस्तार बर्नंत हाव मद सू उचारितं ॥
कंत बिछुरत बिरह व्यापित चल विचल तन चितहे ।
आरती उपचार शोधन हाव तपन कहंतहे ॥
रीझ मनबत बसन भूषन रीझवत नव खेलहें ।
रीझवत पियसंग बसवो कहें हाव सू केलहें ॥
रूप सूंदर सूभग भूषन बास सूभग बनावकें ।
प्रीय लगन उतकंठ लागी गुन कुतूहल हावके ॥
आध तन सिंगार साजित आभरन अध सोहितं ।
हाव सोय त्रिछेप कहियत चकित इत उत जोहितं ॥
स्याम संग सुजान कामि बात निकसित कोयहें ।
जान होय अजान बूझत हाव मुग्धित सोयहें ॥ १४ ॥

**અર્થ**—દંપતીમાં શૃંગાર ઉદય પામ્યાથી, તે સ્ત્રી પુરૂષના શરીરનાં લક્ષણ તથા સ્વભાવ, ઉપરના ભાવ વિચારપૂર્વક શોધતાં, અઢાર પ્રકારના હાવ જણાય છે. પોતાના પ્રિય પતિના જેવો વેશ ધારે, એટલે સ્વામીનાં વસ્ત્રાભૂષણ પહેરી, જે સ્ત્રી પુરૂષના જેવો વેશ લે તથા મનમાં પ્રેમનો પ્રકાશ થવાથી પતિની ક્રિયાનું અનુકરણ કરે તે "લીલા હાવ" કહેવાય છે. સ્વામીની મમતાથી પ્રીતિ વધે અને શરીરની નૌતમ-કાંઇ ઓરજ પ્રકારની ગતિ દેખાય તેને હાવના પ્રવિણ પુરૂષો "વિલાસ" નામે હાવ કહે છે. થોડા અલંકાર પેહેરવાથી જેનું અંગ વિશેષ સુંદર જણાય, તેને સાહિત્ય શાસ્ત્રના મતે શોધનારા "વિ-

ચ્છિત” હાવ કહે છે. હસવા, ચાલવા, જોવા અને બોલવાથી જેની રીત ઘટારથ જણાય અને સોહામણા રૂપરંગથી સુંદર દેખાય તે “ લલિત ” હાવ કહેવાય છે. અંગે વસ્ત્રાલંકાર એક એકથી ઉલટા પેહેરે, વિચિત્ર વાણી વદે અને પ્રેમમાં તલ્લીન હોવાને લીધે રીતિ પણ બદલાઇ જાય, તેને “ વિભ્રમ” નામે હાવ કહે છે. લાજની મારી વિચારમાં ને વિચારમા પતિ સાથે બોલવાના સમયે જે સ્ત્રીથી બોલી શકાતું નથી તે તેની પ્રભાને લીધે તેને “વિહૃત” હાવ કહે છે. સ્ત્રી પોતાના પતિનું મનમાં હાસ્ય ધરી, અપમાન કરે અને તેથી કરી પતિ ક્ષોભ પામે તે “બિબ્બોક” નામે હાવ કહેવાય છે. પતિએ દીધેલા દંતધાવ, નખ, અને મર્દનની પીડાથી મનમાં હસે, પણ ઉપલક સહેજ દુઃખ જણાવી જે સ્ત્રી ખાલી રોષ કરે, તેને “ કુમિત ” નામનો હાવ કહે છે. ક્રોધ, શ્રમ, ભય, હર્ષ, ગર્વ, કંપ, સ્મિત, અને અભિલાષ એટલાં જ્યાં એકી વખતે ઉપજે, તેને “ કિલકિંચિત ” નામે હાવ ઉપજ્યો એમ કહે છે. જે સ્ત્રી ચિત્તને વિશે પોતાના પતિના દર્શનની ચાહના કરે અને ચતુરાઇથી પ્રિયના વખાણની વાતો કાને ન ધરે, તેને “મોટાયિત” હાવ કહે છે. યૌવનને લીધે આનંદ પ્રગટયાથી ચિત્તમાં પ્રેમનો ઉદય થાય અને વગર કારણે સ્ત્રી હસે, તે “ હાસિત ” હાવ કહેવાય છે. સ્ત્રી અતિ હુંપ ભરી પોતાનો પ્રિય નાથ જ્યાં હોય ત્યાં સામી જઇ બેસે અને વગર કારણે ચોંકી ઉઠે, તેને “ ચકિત ” નામે હાવ કહે છે. સ્વરૂપ, સૌભાગ્ય અને જોબનથી ગર્વ ધરી, તેનું વિસ્તારથી વર્ણન કરે, તે “ મદ ” હાવ કહેવાય છે. સ્વામીના વિયોગને લીધે વિરહાગ્નિ પ્રગટવાથી જેનું તન, મન, આકુળ વ્યાકુળ થાય છે અને કોઇ પ્રકારે ચેન પડે નહિ, ને તે પીડા ટાળવાને આતુરતાથી ઉપાય ખોળતી હોય તેને “ તપન ” હાવ કહે છે. જે સ્ત્રી ખુશીથી પોતાની ઇચ્છાનુસાર વસ્ત્રાલંકાર પેહેરે, તેમજ ખુશી પ્રમાણે નવા નવા ખેલ કરે, અને ઇચ્છા પ્રમાણે પોતાના પ્રાણ પતિની સાથે વશીને વિહાર કરે, તેને “ કેલી ” હાવ કહે છે. અતિ સુંદર સ્વરૂપવાળી સ્ત્રી, સુંદર વસ્ત્રાભૂષણ પેહેરી, બની ઠણીને પોતાના પતિને નિરખવાની ઉત્કંઠા કરે તે ગુણ, “કુતુહલ” નામે હાવનો છે. અર્ધા શરીરે શણગાર સજ્યો હોય અને ઘરેણાં પણ અધુરાં ધરી, ચકિત થએલી જે સ્ત્રી આમ તેમ જુવે, તે “ વિક્ષેપ ” નામે હાવ કહેવાય છે. પ્રાણ પ્રતિની પાસે નિકળેલી કોઇ વાતથી જાણીતી છતાં, નથી જાણતી એમ કરી પૂછે, તેને ‘મુગ્ધિત’ હાવ કહે છે. ૧૪

दुहो—उदाहरन अरु ग्रंथ त्रिधि, कहें ग्रंथ त्रढिंजान ।
याहीतें संछेप करि, दीनो भेद जनाय ॥ १५ ॥

**અર્થ**-એ રીતે બીજા ઉદાહરણ તથા લક્ષણોની વિધિ કહેવાથી ગ્રંથ વધી જાય એ માટે સંક્ષેપે કરીનેજ આ સર્પ ભેદ બતાવ્યા. ૧૫

### ઋતુ વર્ણન.

**दुहो**-षट् रितु प्रति भूषन बसन, नये नये नित हेत ।
रूप दुलह दुलहनि नये, नये नये सुख लेत ॥ १६ ॥

**અર્થ**-નીતિમાન્, ને બુદ્ધિમાન્, સ્ત્રી પુરૂષો, ૭ ઋતુમાં, નવાં નવાં ઘરેણાં તથા નવાં નવાં વસ્ત્ર પેહેરીને, નવા નવા હેતે હમેશાં મળીને વર વધુ નવાં નવાં રૂપ કરીને નવાં નવાં સુખ લે છે. ૧૬

### ગ્રીષ્મ વિહાર.

**दुहो**-चेल गुलाबी केसरी, सब सीतल उपचार ।
मुक्ता मंडन बाग बसि, ग्रीषम करत बिहार ॥ १७ ॥

**અર્થ**-ડાહ્યા ને સુજાણ દંપતિ, ગુલાબી તથા કેસરી રંગનાં વસ્ત્ર ધારણ કરી, ચંદન, સુગંધી, વાળો ને કપુર વિગેરે સઘળા શીતળ ઉપચાર કરી, મોતીનાં ઘરેણાં પેહેરી, બગીચામાં રહીને ઉન્હાળાના દિવસમાં ક્રિડા કરે છે. ૧૭

**छप्पय**-बिपन कुंज बाटिका, फिरत जलजंत्र फुहारन ।
छबि शीतल तरु छांय, बिबिध जल केल बिहारन ॥
बोहो घनसार गुलाभ, मलय कसमीर बिलेपन ।
शुभ केसरमय बसन, तास भूषन मुक्ता तन ॥
पेखंत चंद्र सीतल पवन, सुमन सेज गजरा सुमत ।
बिलसे बिलास निसदिन बिबिध, रससागर ग्रीषम सुरत ॥ १८ ॥

**અર્થ**-તેમજ વન, ઝાડની કુંજો અને વાડીયોમાં ફરવું, ફરતાં ફરતાં પાણીના ફુવ્વારાઓનો બ્હાર લેવો, ઝાડની શીતળ છાયાતળે રહેવું, અનેક પ્રકારના જલ ક્રીડાના વિહાર કરવા, કપૂર, ગુલાબ, મળયાગિરી, ચંદન અને કેસર વિગેરેના લેપ કરવા, કેસરથી રંગેલાં સુંદર વસ્ત્ર ને તેવાંજ સુંદર મોતીનાં ઘરેણાં પેહેરવાં, રાતની વખતે ચંદ્રમાને જોવો, ઠંડા પવનની લહેરોનું સેવન કરવું, ઉત્તમ ફુલના ગજરા પહેરી, ફુલનીજ સેજમાં સુવું, એ ગ્રીષ્મ કાલની મૌજ છે. એવી રીતે ગ્રીષ્મ ઋતુમાં રસસાગર રાત દિવસ અનેક પ્રકારે વિહાર કરવા લાગ્યા. ૧૮

### વર્ષા વિહાર.

**दुहो**-सुही कसूंबी पट सकल, नीक जटित सिंगतर ।
अटा घटा निरखन नवल, बरषा करत बिहार ॥ १९ ॥

**અર્થ**-જ્યારે વર્ષા ઋતુ આવી ત્યારે, લાલ કસુંબી રંગનાં શોભીતાં બધાં વસ્ત્ર પહેરી, હીરાજડાવ ઘરેણાં સજી, અને મેડીની આગાશીમાં જઈ, આકાશમાં ચડેલા મેઘની નવલ ઘટાને જોવી; એ વર્ષા ઋતુનો વિહાર છે. ૧૯

**छप्पय**-ऊंच बसत शुभ अटा, घटा प्रगटित घनमें छबि ।
निरखत गोख निकेत, सु घर गिरि हरित भये सबि ॥
मिलि दंपति मनुहार, प्यार करि अति मद पावत ।
भाव कवित सुर भेद, गुनी मल्हार सु गावत ॥
सोहंत कसूंमल पट सुही, कौतुक श्रावन त्रीज कृत ।
बिलसे बिलास निसादिन बिबिध, रससागर वरषा सु रत ॥ २० ॥

**અર્થ**-તેજ પ્રમાણે ઉચી અને શોભાયમાન મેડીમાં રહીને, મેઘ મંડળમાં છવાયલી ઘટાની શોભાને મેહેલના ગોખમાં બેશીને ચારે તરફ જુવે છે, તો જમીન અને સઘળા પાહાડો લીલા જણાય છે; તે સમે ત્યાં સ્ત્રી પુરૂષનું જોડું મળીને પરસ્પર ઘણો પ્યાર કરીને, આગ્રહથી મદિરા પાય છે; ભાવ, કવિત્ત, અને સ્વરના ભેદે કરી ગુણીજનો જેની પાસે મલ્લાર રાગથી ગાયન કરે છે, કસુંબી રંગનાં લાલ વસ્ત્ર શોભે છે, અને શ્રાવણ વદ ત્રીજ [કજલી] ને દિવસે, કૌતુક કરનાર રસસાગર, વર્ષાઋતુમાં અનેક પ્રકારે રાત દિવસ વિલાસ કરે છે. ૨૦

## શરદ વિહાર.

**दुहो**-अंबर जरी सु सोसनी, पना सु भूषन धार ।
चंद्रोदय जल कमल छबि, शरद सु करत बिहार ॥ २१ ॥

**અર્થ**-સોસની રંગથી રંગેલાં જરીનાં વસ્ત્ર તથા પાનાથી જડેલાં ઘરેણાં ધરીને, ચંદ્રના પ્રકાશથી પાણીમાં ખીલેલી કમળની છબીને અથવા ચંદ્રનો ઉદય, જળ અને કમળની શોભાને જોવી એ શરદઋતુનો વિહાર છે. ૨૧.

**छप्पय**-मंदिर दीपक माल, बाल दीपक माला बनी ।
चहत चंद्र चंद्रिका, तिया पति जरह बसन तनी ॥
कर कर कमल कुमोद, प्रेम धरि दुर्गा पूजीत ।
अति उज्वल आगार, उमडि सुख अनंत अरूजीत ॥
तटनीं तडाग तट विमल तहां, क्रीडा जल मंजन करत ।
बिलसे बिलास निसादिन बिबिध, रससागर यह शरद रत ॥ २२ ॥

અત્તર અને સુગંધીવાળાં તેલ હાથે લગાવે, ગોદમાં રાખેલા અબીલ ગુ-લાલની ફાંટો ન ડરતાં એક બીજા ઉપર દોટ ભરી ભરીને ઇધર તિધર નાખે, મોઢેથી વસંત રાગ ગાઇને ફાગ બોલે, મૃદંગ, ડફ, વીણા વગેરે ઘણાંક વાજાં વાગે અને સર્વે નીતિમાં રહી લજ્યારહિત થયેલાં શોભે એ વસંત વિહાર છે ને એવી રીતે વસંત ઋતુમાં રસસાગર રાજકુમાર અનેક પ્રકારે રાત દિવસ વિહાર કરે છે. ૨૮

**गाथा**—कोक कला अनुमानं, बर्नन भाव हाव सु बिलासं ।
पट रुतु कृत सु बिहारं, सोर प्रबीनसागरो लहरं ॥ २९ ॥

**અર્થ**—કોક શાસ્ત્રની રીતથી ચંદ્રકળા પ્રમાણે કામદેવનું સ્થાન, હાવ-ભાવના પ્રકાર તથા **સાગર** કુમારે ૬ ઋતુમાં કરેલો વિહાર, એ વૃત્તાંતવાળી પ્રવિણ સાગરની સોળમી લેહેર પૂરી થઈ. ૨૯

इति श्रीप्रवीनसागरे कामविहार नामनी सोळमी लहेरनी रसपूर्णा
टीकानो षोडशस्तरंगः ॥

# લહેર ૧૭ મી.

## સંગીત ભેદ.

### ચોપાઇ.

शुभ जनपद पंजाब जहांहें, पुर लाहोर मुलतान तहांहे ।
गायन तहां अनंत रहावें, सब संगीत रीत गृह गावें ॥
मुख्य चातुकी कोकिला दोई, सोर अठार बरष वय सोई ।
रंम्य स्वरूप लहन रस ग्रंथा, जानन भेद नायका पंथा ॥
राग रागनी रूप प्रवीना, साज बजावन मुरज सु वीना ।
गूढ भेद जानन गुन गाथा, काव्य नवीन करन समराथा॥
वह गायन दिन एक बिचारी, जनपद सहल करनकी धारी ॥ १ ॥

**અર્થ**-પંજાબ નામે મનોહર દેશમાં લાહોર અને મુલતાન શેહેર છે. તે શેહેરમાં ગાયન કરનાર ગવૈયા બજવૈયા અને નાયકાઓ રહે છે,- તેઓ સંગીતની સઘળી રીતિ પ્રમાણે રાગના ઘરમાં ગાઇ જાણે છે. તેમાં ચાતુકી અને કોકિલા નામની બે વારાઙ્ગનાઓથી તો આડો આંક છે. એકની સોળ અને બીજીની અઢાર વર્ષની ઉમ્મર છે. તે બન્ને અતિ સ્વરૂપવાન, રસના સઘળા ગ્રંથોને જાણનારીઓ, નાયકા ભેદનાપંથની પારાંગત, રાગ રાગણીઓનાં રૂપને ઓળખવામાં અને ગાવામાં કુશળ, બજાવવાના સાજમાં મુરજ, વીણા વિગેરે અનેક વાદ્ય બજાવનારીઓ, ગુઢાર્થ ભેદ અને ગુણવાળી ગાથાઓને જાણનારીઓ, નવિન, નવિન કવિતા કરવામાં સમર્થ તે નાયકાઓએ એક દિવસ વિચાર કરીને બીજા દેશોમાં મોજ કરવા જવાની ઇચ્છા કરી. ૧

**दुहो**-कछू तास अरथ न कमी, दिय गुरुजन गृह भार ।
गायन देशाटन चली, देखन राजदुहार ॥ २ ॥

**અર્થ**-તેમને કોઇ રીતે દ્રવ્યની કમીના ન હોતી પરતુ ફક્ત રાજદ્વાર જોવા માટે ઘરનો ભાર પોતાના વડીલોને સોપી પોતે પરદેશમાં ચાલી ગઇ. ૨

**छप्पय**-हय जोरित चकडोल, एक मंदोलिका सु बर ।
पंच सुतर सामान, दश सु दासी सकटी सर ॥
असी साठ असवार, आठ पंचासक पायक ।
नटवा अरु नायका, और दस बीसक गायक ॥
जेहर जराव अंबर जरी, बिध बिध बाजित संग लिय ।
कोकिला चातुकी नाम जिहि, राज सहल गायन चलिय ॥ ३ ॥

**અર્થ**-ઘોડા જોડેલ એક રથ, એક ઉમદા પાલખી, સામાન ઉપાડવાને પાંચ ઉંટ, દશ દાસીઓ, પાંચ ગાડીઓ, સાઠ સ્વાર, પચાસ સાઠ પ્યાદા, નટ, વારાઙ્ગનાઓ અને બીજા દશવીશ ગવૈયા; ઝાંઝર, લગર અને બીજાં જડિત ઘરેણાં તથા જરીનાં વસ્ત્ર, આદિ નાનાવિધ સરંજામ સાથે લઇ તે કોકિલા તથા ચાતુકી જેનાં નામ છે એવી બે નાયકાઓ રાજદ્વારની સહેલ કરવા ચાલી. ૩

## चोपाई.

चलत त्वरित करी मेधा मनमें, कोउ न गान करत तिय जनमे ।
रसन रीति नृप नरन कहावत, परजनान गति कोउ न पावत ॥

याते राज तियन मह गावें, तोत हकीक खबर दील पावें ।
अस बिचारी चित चोकंस भारी, गान तियन मही कीजन धारी ॥४॥

**અર્થ**–રસ્તે જતાં મનમાં બુદ્ધિ પુરઃસર વિચાર કર્યો કે, સ્ત્રીઓમાં કોઇ ગાન કરતું નથી, રસની રીતિઓ રાજાઓની સન્મુખજ કવાય છે પણ જનાનામાં તે બાબત કોઇ જાણતું નથી; માટે આપણે રાજ સ્ત્રીઓમાં ગાન કરવું કે જેથી જનાનાની હકીકત જાણવામાં આવે, મનમાં આવો ચોકસ વિચાર કરીને તેમણે પછી રાજ સ્ત્રીઓ સન્મુખ ગાન કરવાનો આરંભ કર્યો. ૪

**दुहा**–जावे राजदुहार प्रति, गावे बीच जनान ।
पावे मोज अद्रष्टवत, फुनि उठि चलें बिहान ॥ ५ ॥
फिरत आइ गुर्ज्जर धरा, पुरी मनंछा थान ।
खान पान सनमान किय, नीतपाल राजान ॥ ६ ॥

**અર્થ**–રાજદરબારમાં જાય ત્યાં અંતઃપુરમાંજ ગાનકરે અને ગાયનથી રીઝી ભાગ્યપ્રમાણે બક્ષિસ મળે તે લેઇ વળી સવારે ઉઠી તેઓ બીજી રાજધાની તરફ ચાલવા માંડતી. એમ કરતાં કરતાં ગુર્જ્જર દેશમાં મચ્છાપુર નામે શહેરમાં આવી. ત્યાં નીતિપાળ રાજા હતા તેમણે તે નાયકાઓનું ખાનપાનાદિથી ઘણું સન્માન કર્યું. ૫–૬

## दोधक छंद.

गायन थान इकंत जमायो, खानहि पान सबें सुख पायो ।
सांझ सु राजदुवार सिधाई, द्वार प्रवेशन आयस पाई ॥
जाय जनानहिमें सिर नाई, बीन म्रदंग मिलाय सु गाई ।
गायन भेद संगीत सु लीनो, गान प्रमान सबें तिय कीनो ॥
रीझ प्रवीनकला उर आई, सासन श्री महराज मगाई ।
रीझ प्रमान इनाम सु दीनो, गायनको सु टिकावहि कीनो ॥ ७ ॥

**અર્થ**–ગાયન કરનારીઓએ એકાંત જોઇ ત્યાં મુકામ કર્યો અને ખાનપાન વિગેરેથી ઘણું સુખ પામી સાંજ થઇ એટલે રાજમંદિરે ગઈ. બાદ અંદર જવાની રજા મેળવીને અંતઃપુરમાં જઇ રાણીઓને વંદન કર્યું, પછી વીણા તથા મૃદંગનો સ્વર મેળવીને ગાયન કરવા લાગી. તેઓએ ગાયનમાં સંગીત શાસ્ત્રનો ભેદ લીધો તેથી બધી રાણીઓએ તેમનું ગાયન પ્રમાણ કર્યું. કળા-પ્રવીણના મનમાં ઘણી ખુશી ઉપજી, પછી મહારાજાની મંજુરી મગાવીને ખુશી પ્રમાણે ઇનામ આપ્યું તથા તે નાયકાઓને થોડી મુદત વધારે રહેવા કહ્યું. ૭

**दुहो**–नित प्रति राजकुमारि मिल, सुने जु गायन गान ।
इक दिन कलाप्रवीन जूं, बूझ्यो यहें विधान ॥ ८ ॥

**અર્થ**–એ પ્રમાણે નિત નિત રાજકન્યા તે નાયકાઓનું ગાયન સાંભળે. એક દિવસે કળાપ્રવીણે આ પ્રમાણે ગાયન સંબંધી તેમને ભેદ પુછયો. ૮

**સંગીત ભેદ.**

**छप्पय**–कहा सप्त सुर नाम, कौंन अनुमान पिछानें ।
कहा मुर्छना ग्राम, सुरसु केते मिलि जानें ॥
क्यौं सु भये षट राग, कौंन रागनी राग प्रति ।
कौंन तास सुत सुता, रंग रूप सु कैसी गति ॥
सब मिल सुरूप केते प्रथक, केते ताल लगाइयें ।
कोकिला चातुकी भिन्न करि, एते भेद बताइयें ॥ ९ ॥

**અર્થ**–સાત સ્વરનાં નામ કયાં છે, તથા કિયા અનુમાનથી તેઓ ઓળખાય છે? મુર્છના અને ગ્રામ કેટલાં છે? કેટલા સ્વરો એક બીજામાં મળી જાય છે, તેમ કોનાથી ૭ રાગની ઉત્પત્તિ, અને તે તથા કયા કયા રાગ પ્રત્યે કયી કયી રાગણીઓ થાય છે. તેઓના દીકરા તથા દીકરીઓ શું? વળી તેમના રંગ રૂપની ગતિ કેવી છે? સઘળાં મળીને કેટલાં રૂપ છે અને તેઓને પૃથક્ રીતે કેટલા તાલ લગાડાય છે તે વિસ્તારથી મને કહો. ૯

**दुहो**–अहो प्रवीन संगीत दधि, पेर न पावत पार ।
जो बूझे सो मतियथा, कहों भेद विस्तार ॥ १० ॥

**અર્થ**–હે કલાપ્રવીણ, સંગીત વિદ્યા સમુદ્ર જેવી વિશાળ છે માટે કોઇ તેના પારને પામતું નથી; પરંતુ આપે જે ભેદ પૂછયા તે યથામતિ કહીએ. ૧૦

**સ્વરભેદ.**

**चंद्रायणा.**

षर्ज रिषभ गंधार सु मध्यम जानियें, पंचम धैवत और निषाद बखानियें ।
स रि ग म प ध नी सप्त सप्त सुर अंकहें, तीन ग्राम मूर्छना बीस एकं कहें ॥ ११ ॥

**અર્થ**–પડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ પ્રમાણે સાત સ્વર છે. **સા રી ગ મ પ ધ ની** એ સાતે સાત સ્વરોનાં સ્વરૂપ છે; ગ્રામ ત્રણ અને મુર્છના એકવીશ છે. ૧૧

**ગ્રામ નિરૂપણ.**

**दुहो**–नाभि कंठ कपालिका, यहें धाम निरधार ।
यह अभिधान सु जानियें, मंद मध्य अरु तार ॥ १२ ॥

**અર્થ**-નાભી, કંઠ, કપાળ એ ગ્રામનાં સ્થાન છે; એ ત્રણે સ્થળ મંદ, મધ્ય અને તાર નામથી ઓળખાય છે. ૧૨

### સાત સ્વર.

**छप्पय**-त्रिरहि व्रान सुर षर्ज, रिषभ चातुकी उचारन ।
अंगुचार गंधार, मध्य कुरची कल धारन ॥
पंचम कोकिल शद्ध, व्राज धुनि धैवत जानें ।
घन गर्जन सु निषाद, सप्त सुर भेद बखानें ॥
षट सुर फिरंत षंडव वहें, पंच सु ओडव धारियें ।
स्वर सप्त सोय पूरन कहे, रागन धाम बिचारियें ॥ १३ ॥

**અર્થ**-મોરની વાણી જેવો ષડ્જનો સુર, બપૈયાના ઉચ્ચાર જેવો ઋષભનો સુર, ગાંધારનો બકરના ઉચ્ચાર જેવો, કુરચીના ઉચ્ચાર જેવો મધ્યમનો, પચમનો કોયલની વાણી જેવો, ધૈવતનો ઘોડાના શબ્દ જેવો અને વર્સાદની ગર્જના જેવો નિષાદનો સુર છે. જે ગાયનમાં છ સ્વરો ફરે તેને ખાંડવ કહે છે; પાચ સ્વરો આવે તો ઓડવ કહે છે, અને જેમાં સાતે સ્વરો આવે તેને પૂર્ણ કહે છે. હવે રાગના ધામનો વિચાર કરીએ. ૧૩

### રાગની ઉત્પત્તિનો ભેદ.

**छप्पय**-भेंरों हरतें भयो, मालकोसह विष्नू मुख ।
ब्रह्म गात हिंडोल, हुवो दीपक दिनमनि रुप ॥
शेषहुतें श्रीराग, मेघ गाजत अकास हुव ।
एक एक प्रति राग, पंच रागनी, प्रगट भुव ॥
सुत पंच पंच प्रति रागनीं, पंच पंच पुत्री कहें ।
विस्तार बढ्यो संबंधसें, तीन लोक फैल्यो वहें ॥ १४ ॥

અર્થ-હરથી ભૈરવી રાગની ઉત્પત્તિ, વિષ્ણુમુખથી માલકોશની, બ્રહ્માના શરીરમાંથી હિંડોર રાગની, સૂર્યના તેજથી દીપકની ઉત્પત્તિ, શેષથી શ્રી રાગની અને આકાશમાં ગાજતા મેઘથી મલ્લારરાગની ઉત્પત્તિ થાય છે. હવે એક એક રાગથી પાંચ પાંચ રાગણીઓ થાય છે, તે દરેક રાગણીને પાંચ પાંચ પુત્ર તથા પાંચ પાચ પુત્રિયો થયેલી છે, એવી રીતના સંબંધથી એટલો બધો વિસ્તાર વધ્યો છે કે, જે ત્રણે લોકમાં ફેલાઈ રહ્યો છે. ૧૪

**दुहा**-चरने रूप मचीनके, तत्रो बहुत विस्तार ।
कहें प्रचीन पट रागके, रागनि युक्त उदार ॥ १५ ॥

**અર્થ**—જો બધા રાગના રૂપનું વર્ણન કરીએ તો ગ્રંથનો બહુ વિસ્તાર થઇ જાય, વાસ્તે રાગણીઓયુક્ત ૭ રાગનો જ વિસ્તાર કરીએ છીએ. ૧૫

## ભૈરવ રાગના ભેદ.

**ચોપાઈ**—भैंहों राग भैरवी नारी, बैरारी माधवी बिचारी ।
सिंधू बंगाली सु कहावे, यहें रीत संगीत बतावे ॥ १६ ॥

**અર્થ**—ભૈરવ રાગને પાંચ સ્ત્રીઓ છે; એક ભૈરવી, બીજી વેરાડી, ત્રીજી માધવી, ચોથી સિંધુ અને પાંચમી બંગાલી, અને તે સંગીત શાસ્ત્રમાં પ્રખ્યાત છે. ૧૬

## पदनील छंद.

शंकर सो जु सरूप हिमंकर भाल दहे, अंबक तीन जटा मधि देवधुनी सु बहे ।
अंबर सेत अही भुज मुंडन माल गरें, भैरव आसनं सिद्ध मृगं तुचपें जु करें ॥
सोहत गौर सरूप सुपेत सु पाट लसें, श्वेत उढोन उरोजन कंचुकि लाल कसें ।
चंपककी उर माल बजावत ताल करं, भैरवि शंकर थान उचारत बानि हरं ॥
कंकन कंचन पान सु कंचुकि श्वेत हिये, नागनिके छबि केस सु अंग बिखेर दिये ।
देव प्रसूनन गुच्छ सु रीझ धर्यो श्रवने, चाहतहे पिय संग बिरारिय सो बरने ॥
अंजित नेंन परीभृत बेन सु हेम तना, पीत निचोल पिया मुख चुंबतहे ललना ।
कंठ भुजा धरि रीझतहें छिन मध्य हसे, ए मधुमाधवि साम समीप सदा बिलसे ॥
अंबर आरुन रूप बिसाल त्रिसूल लिये, पूजतहे शिव थान खरी कर कंज कीये ।
क्रोध भरी मनमें बिरहानल अंग दहें, हेरतहे पति पंथ सु सिंधवि तास कहें ॥
भाल दिये मृगसार बिभूत सु अंग धरें, शीश जटा शुभ मूरति लीन त्रिशूल करें ।
केसर रंग उढोन सु मंदहि मंद हसे, एह बंगालनि बाल सदा बन कुंज बसे ॥ १७॥

**અર્થ**—સ્વરૂપ જેનું શંકરના જેવું છે, ચંદ્રમાને જેણે કપાળ વચ્ચે ધરેલો છે; ત્રણ નેત્ર અને જટામાંથી ગંગા વહે છે; શ્વેતાંબર પહેરેલાં છે; કરે સર્પ અને કંઠમાં જેણે મુંડમાળા પહેરેલી છે,—એવો ભૈરવ રાગ મૃગચર્મ ઉપર સિદ્ધાસન કરીને બેસે છે. જે ગૌર વર્ણથી શોભે છે; શરીરે ધોળાં વસ્ત્ર તથા ધોળી ઓઢણી ઓઢે છે; સ્તન ઉપર લાલ રંગની કચુકી કસેલી છે; ચંપાના પુષ્પની માળા ગળામાં પેહેરેલી છે તથા હાથેવતી તાલ વગાડે છે; એ પ્રમાણે ભૈરવી રાગણી મહાદેવજીના સ્થાનમાં "હર હર" એવી વાણીનું ઉચ્ચારણ કરે છે. સોનાનાં કંકણ હાથે પેહેરેલાં છે; અને શ્વેત કંચુકી છાતી ઉપર ધારણ કરી છે; સર્પણી સરખા છૂટા કેશ રાખીને શરીર ઉપર વિખારે

લા છે; પારિજાતકના ફુલના ગુચ્છા હર્ષવડે કાને પહેરેલા છે, તથા પ્રિયતમના સંગને ઇચ્છે છે, એ વેરાડી રાગણીનું વર્ણન જાણવું. અંજન વડે જેણે આંખે આંજી છે; કોયલ જેવી મધુરી વાણી બોલે છે; સોના જેવું કાન્તિમય શરીર છ, પીળાં વસ્ત્રને ધારણ કર્યાં છે, તથા પ્રિયતમના મુખનું ચુંબન કરે છે અને ગળે હાથ નાંખી રીઝથી જરા જરામાં હસે છે; એવી મધુમાધવી નામની રાગણી હમેશાં પોતાના પતિકને વિલાસ કરે છે. અંગે લાલ વસ્ત્ર પેહેરેલાં છે; સુંદર જેવું રૂપ છે; હાથમાં ત્રિશૂળ છે; શિવજીના મંદિરમાં ઉભી ઉભી કમળ લઇ હાથ પસારી પૂજા કરે છે; ચિત્તમાં રોશ આણી વિરહાગ્નિથી અગને બાળે છે અને વારંવાર પતિના આવવાની રાહ જુવે છે, એ સિંધવી નામે રાગણી કહેવાય છે. કપાળમાં કસ્તુરીનુ તિલક કરી શરીરે ભસ્મ ધારણ કરેલી છે; મસ્તક ઉપર જટા રાખેલી છે; જોયામાં ખુબસુરત દેખાય છે; હાથમાં ત્રિશૂળ ઝાલેલુ છે; કેસરીયા રગની ઓઢણી ઓઢીને મંદ મંદ હસે છે; એ બંગાલી નામે રાગણી બાળસ્વરૂપથી નિરતર વનકુંજે વસે છે. ૧૭

## માલકોશની રાગણીઓ.

### चोपाइ.

मालकोसहूकी यह बाला, टोडी गोडी रूप रसाला।
फुनि गुनकलि खभायति नारी, कुकुभ युक्त पांचो हितकारी ॥ १८ ॥

**અર્થ**—અતિ સ્વરૂપવાન ટોડી, ગોડી, ગુનકલી, ખંભાતી. અને કુકુભ એ પાંચ રાગણીઓ માલકોશ રાગની હીતકારી સ્ત્રીયો છે. ૧૮

## રાગણી સ્વરૂપ.

### चामर छंद.

सेत बास धारितं सुरूप श्याम रंगहे, सीप सून कंठ हार बार जूथ संगहे।
शीश चूड पानमें छरी सु बास धारितं, चातुरी बिलास मालकोश सौं बिचारितं ॥
कंज नेन कीजितं कटाछ कुंजमें खरी, सेत सारि श्याम कंचुकी सुं बान माधुरी।
खोरहे कपूर बीन नाद एन रीझही, काम रंग अंग भीन टोडी रागनी कही ॥
कोकिला सु बानि बाम सांम अंगियां हिये, पान नाद अंत्र मोर श्रोंन तीरपें कीये।
सेत बाम चंद्रिका उजास आस्य जानियें, बागमें बिराज बाल गोरिका बखानियें ॥
बासहे मलीन दीरघ उसास डारितं, छीन अंग नेंन नीर अंगियां भिगारितं।
बार खोलि बेठितं कदंब शीश डारिहें, एहरीत जानियें गुनंकली सु नारिहें ॥
नेंन एनके समान कोकिला सु बानहें, चातुरी भरी जु भेद भाषितं सु तांनहें।
सोहितं कमूंब बास हसकी ग्रहें गनी, चंद्र आननं प्रकाश मोयहे खभायती ॥

कंतके बिलाससें उजागरंग नेनमें, तूट हार बार छूट तूतरंत बेनमें।
कंचुकी दरार खाइ बांहकी बलैं छनी, एंड भार अंग मोरितं कुकुम्भ रागनी १९॥

**અર્થ**–અંગે ધોળાં વસ્ત્ર પેહેરેલાં છે; સ્વરૂપવાન પણ જેના શરીરનો રંગ કાળો છે; ગળામાં મોતીની માળા છે અને પાંચ સ્ત્રીઓ સાથે છે; માથે મુકટ અને હાથમાં સુગધીદાર ફુલની છડી છે; એમ વિલાસમાં ચતુર એવો માલકોશ રાગ છે. કમળ જેવી આંખોથી કટાક્ષ કરતી કુંજમાં ઉભી છે; શ્વેત સાડી ઓઢે છે અને છાતીએ સ્યામ કંચુકી પહેરી છે; વાણી જેની મધુર છે; કપુરનો લેપ અગે ચરચેલો છે; વીણા વગાડે છે તેના નાદથી હરણોને રીઝાવે છે; એવી પ્રગટેલા કામના રંગથી અંગે ભીજાએલી ટોડી રાગણી છે. કોયલની વાણી જેવી મધુરવાણીવાળી, સ્તન ઉપર કાળી કંચુકી વાળી, નાદ નામનું વાદ્ય જેના હાથમાં છે અને આંબાના મોરનું ઝુમણુ કાને લટકાવેલ છે; શ્વેતામ્બર પેહેરેલાં છે; ચદ્રબિંબ જેવું તો જેનુ મુખ છે; એવી બાગમાં વસતી બાળરૂપ વખાણાતી ગોડી નામની રાગણી છે, જેનાં વસ્ત્ર મેલાં છે; લાંબા અને ઉડા નિસાસા નાખે છે; જેનુ શરીર વિરહાગ્નિને લીધે કૃશ થઈ ગયુ છે. આંખમાંથી ઝરેલા આંસુના પાણીથી ઉર ઉપરની પેહેરેલી કચુકી પળલેલી છે તથા ખુલ્લા અને છૂટા કેશ વિખેરી બેઠેલી છે; કદંબ વૃક્ષની ડાળ જેના ઉપર આવી રહી છે; એવી ગુનકલી રાગણી છે. મૃગના જેવાં જેનાં નેત્ર છે, કોયલના જેવી મધુરી જેવી વાણી છે; ચાતુરીથી ભરપૂર જે સુદર વચન બોલે છે, અગે કસુંબી રગથી રગેલાં વસ્ત્ર પહેરે છે; હંસની ગતિ જેવી જેની ચાલ છે અને જેના મ્હોડાની કાન્તિ શરદ પૂનમના પ્રકાશિત ચદ્રબિંબ જેવી તેજસ્વી છે, એવા લક્ષણવાળી ખમાચી રાગણી છે. સ્વામી સાથે ભોગ વિલાસ કરવાથી આખી રાત્રિના ઉજાગરાનો રગ જેની આંખમાં ખીલી રહ્યો છે; કંઠમાંનો મુક્તા હાર તુટી ગયો છે; જેના વાળ છૂટી–વિખરાઇ ગયા છે; બોલતાં બોલતા તોતળાય છે; હાથે પહેરેલી ચુડીઓમાં ચિર પડી ગઇ છે: જેની કચુકીની બાંય છણાઇ ગઇ છે ને આળસને લીધે પાની ઉપર ભાર દઇને અગ મચકોડે છે; એવા લક્ષણવાળી કકુભ નામની રાગણી છે. ૧૯

## હિંડોરની રાગણીઓ.

### चोपाइ.

रामकली देसाख सु बामा, ललिता अरु बिलावली नामा।
पटमंजरी पंचमी नारी, ए हिंडोरकि आग्या कारी॥ २०॥

**અર્થ**-રામકલી, દેશાખ, લલિતા, બિલાવલી, અને પટમંજરી એ પાંચે રાગણીઓ હિંડોર રાગની આજ્ઞાકારી સ્ત્રીઓ છે. ૨૦

## રાગણી સ્વરૂપ.

### चर्च्चरी छंद.

सीसपें मनि मुकुट सोहित पीत बास सो हावही ।
अंग हेम अनंग उपमा मंद मंद सु गावही ॥
हाटकी हिंडोरना परि नारि देत सु झोलहें ।
अंग अंग सिंगार साजित राग यह हिंडोलहें ॥
नील अंग दुकूल दीपत पीत रंग सु अंगहे ।
एनसार सु भाल चर्चित जटित भूषन नंगहे ॥
सामको मन मोहि लीजत हाव भाव सु गायकें ।
रागनी यह परखि लीजें रामकलिय बनायकें ॥
मूरती सु प्रचंड सोहत बीर रसमय बालिका ।
साम चीर सनेह पतिसें हार हिय मनि मालिका ॥
आनितें पति जान न दहत मधुर बानीं भाषहें ।
अंग अंग अनंग प्रगटित रागनी देसाखहें ॥
गौर अंग पुहूप गुननी सजत सोर सिंगारहें ।
झीन बास दमंक दामनि मुख सुधाकर सारहें ॥
कंज नेनन अंजि काजर अधर बीर बखानियें ।
हासयुक्तविलास हेरत ललित रागनि जानियें ॥
आप बन संकेत राजित राह देखत मिंतकी ।
लाल चीर सु नील कंचुकि देह दामन क्रंतकी ॥
साज अंग सिंगार आभ्रन ध्यान वह लागी रहें ।
मेन व्यापित अंग अकुलित बिलावल तासें कहें ॥
फूल माला मृगजि उरमें विरह व्यापित अंगमें ।
प्री विजोग विहाल सेजन रेंन दिन यह रंगमें ॥
खान पानन बसन भूषन नां सुहावें सहचरी ।
छीन होत छिनां छिनां प्रति रागनी पटमंजरी ॥ २१ ॥

**અર્થ**-માથે મણિથી જડેલો મુગટ તથા અંગે પીળાં વસ્ત્ર પેહેરેલાં

છે; સોના જેવી જેના અંગની કાંતિ છે, વળી જેને કામદેવની ઉપમા અ-પાય છે; ધીમે ધીમે ગાય છે, સોનાના હીંડોળા ઉપર બેઠેલો છે અને જેની ??ીઓ પ્રેમથી હિંચકા નાંખી ઝુલાવે છે, પ્રત્યેક અંગે શણગાર સજેલા છે ?વો હિંડોલ રાગ છે. જેણે શ્યામ રંગનાં વસ્ત્ર પેહેર્યાં છે; પીળું અને સુંદર શરીર છે; કપાળમાં જેણે કસ્તુરીનું તિલક કર્યું છે અને નંગ જડાવ ઘરેણાં પેહેર્યાં છે; હાવ ભાવ અને ગાયનથી પ્રિય સ્વામિના ચિત્તનું મોહ ઉપજાવી હરણ કરે છે; એ શણગારે રામકલી રાગણી જાણવી. જેની આકૃતિ ઘણી મોટી છે–પણ શોભાયમાન દેખાય છે; જેનું રસમય બાળ સ્વરૂપ છે; અંગે કાળા રંગની સાડી પહેરેલી છે, પતિથી ઘણું ચહવાય છે; કંઠમાં ફુલના હાર અને મણીની માળા પેહેરી છે તથા બીજી કોઇ અન્ય નાયકા પાસે સ્વામીને જવા દેતી નથી; માધુર્યયુક્ત વાણી બોલે છે; જેના પ્રત્યેક, અંગ અંગને વિશે કામદેવ પ્રગટ થયેલો છે; એવી દેશાખ રાગણી છે. ગૌરવર્ણી જેની કાયા છે; પોયણીના ફુલની માળા પેહેરેલી છે તથા જેણે અંગે સોળ શણ-ગાર સજેલા છે, અંગે પેહેરેલાં ઝીણાં વસ્ત્રની અંદર જાણે વિજળી ચમકતી હોય તેમ દેહ પ્રભા દેખાય છે; ચંદ્રમાના જેવું અતિ સુંદર જેનું મુખ છે; કમળ જેવી અણીઆળી આંખોમાં કાજળ સાર્યું છે; જેના હોઠ બિંબાકૃતિ લાલ છે; હાસ્યયુક્ત વિલાસથી જે જુવે છે એવી લલિત રાગણી છે. વનની લતામાં કરેલા સંકેત સ્થળે રહીને પોતાના પ્રિય મિત્રની વાટ જુવે છે; લાલ ચીર તથા શ્યામ રંગની કંચુકી પેહેરેલી છે, જેની કાયા વીજળીના જેવી ચમકતી છે; અંગે સોળ શૃંગાર અને દ્વાદશ ઘરેણાં ધરીને પ્રિય પતિ-ના ધ્યાનમાં સઘળી વૃત્તિ રાખે છે; રતિનાથના વ્યાપવાથી અંગ અકળાઇ ગયું છે એવી ચેષ્ટાવાળી બિલાવળ રાગણી જાણવી. જેણે હ્રદયપર ફુલની માળા અને કસ્તુરી ધારણ કરેલ છે; અંગે વિરહ વ્યાપેલો છે; પ્રિયતમના વિયોગથી પલંગમાં બેહાલ રીતે પડેલી છે; તથા રાત દિવસ વિયોગના રંગમાં અલસા રહે છે; વિયોગ દુઃખને લીધે ખાન પાન ઘરેણાં જેને પેહેરવાં ગ-મતાં નથી તેમ સહેવાતાં નથી અને ક્ષણે ક્ષણે સુકાતી જાય છે; એવી પટ-મંજરી નામે રાગણી છે. ૨૧

## દીપકની રાગણીઓ.

**चोपाई**–देसी ओर कमोद कहावें, नट केदार दार गुन गावें ।
बहुरि कांनरा रूप बिसाला, यहें पंच दीपककी बाला ॥२२॥

**અર્થ**–દેશી, કમોદ, નટ, કેદાર અને કાનરા એ પાંચ ઘણા રૂપવાળી દીપક રાગની જુવાન સ્ત્રી રાગણીઓ છે. ૨૨

## રાગણી સ્વરૂપ.

हारक छंद–सोहत गज पीठ परन आवृत गन कामनी ।
आरुन तन लाल बसन माल मुकतकी बनी ॥
बेस सुभग केस खुलित गावत सुभ बानियें ।
कुंजन मधि गुंज मधुप दीपक यह जानियें ॥
नील बसन गौर सुतन सोवत पतिपें खरी ।
आभ्रन तन पानि बिजन चाह रमनकी भरी ॥
रूप रसिक गावन पिक प्रीतम मन मोहनी ।
जोबन मत रीझत चित देसि कहत रागनी ॥
कुंदन तन सारि अरुन सेत बरन कंचुकी ।
कूजन पिक गुंजन मधु कुंजन बनमें झुकी ॥
काम दहत मिंत चहत शोच रहतहें घनीं ।
व्याकुल मित राह लखित कैयत सु कुमोदनी ॥
प्रि मनहर चिंत चतुर केसर बर अंगहें ।
हंस गमन भूषन तन चैल अरुन रंगहें ॥
पीठ दुरद पानि धरत जूथ सखिनके लहें ।
नाटिक गति साधित नित रागनि नट सो कहें ॥
गंग जटन कूह लटन भेख सु मुनि धारितं ।
रूप सुभग पंकज द्रग ऐ उपवित डारितं ॥
भूति चढित ग्यान गढित मंत्र पढित सारहें ।
कानन मधि आनन शशि सोहित सु किदारहें ॥
शार्म बरन रिष्ट करन सेत बसन सोहितं ।
इभ रदन बाम धरन अंबरमनि पूजितं ॥
खोर मलय भाल रचित माल सुमन केहरा ।
आंगन मधि खरी लसित ललन हसित कांनरा ॥ २३ ॥

અર્થ–હાથીની પીઠ ઉપર બેઠેલો તથા સ્ત્રીઓના વૃન્દથી વિંટાએલો શરીરે તેમ કપડે રક્તવર્ણનો, ગળામાં મોતીની માળા વાળો, સુંદર પોશાક પેહેરી કેશ જેણે ખુલ્લા મુક્યા છે એવો, ઘણી સુંદર વાણીથી કુંજલતામાં ભમરો ગુંજારવ કરતો હોય તેમ ગાનાર દીપકરાગ જાણવો. પહેરેલાં વસ્ત્ર

જેનાં લીલાં છે, અને શરીરે ગૌરવર્ણી છે, સૂતેલા પતિની પાસે ઉભી છે, અંગે ઘરેણાં ધારણ કરેલાં છે, તથા હાથમાં લીધેલા વીંઝણાવાળી રમણ કરવાની ઇચ્છાવાળી રૂપે મનોહર, કોયલના જેવા મધુર અવાજથી ગાયન કરનારી, પ્રિયતમના મનને મોહ લગાડનારી, જોબનથી છકેલી અને હમેશાં પ્રસંન એવી દેશી નામે રાગણી છે. કુંદન જેવું જેનું શરીર છે; લાલ સાડી અને શ્વેત કંચુકી પહેરેલાં છે; કોયલના જેવા સુંદર બોલથી ભમરાની પેઠે ગુંજાર કરતી વનની કુંજોમાં ઝૂકી રહી છે; કામના બળાપાથી પ્રિયતમને ચાહતી તથા ઘણી સોચનાથી વિહ્વળ બનેલી પ્રિય મિત્રની રાહ જોનારી કુમોદની નામે રાગણી જાણવી; પ્રિયતમનું મન હરનારી, ચિત્તમાં ચતુર અને કેસર સરીખું જેનું અંગ છે, ચાલવાની ગતિ જેની હંસના જેવી છે, શરીરે ઘરેણાં અને લાલ રંગનાં વસ્ત્ર પેહેરેલાં છે; હાથીની પીઠ ઉપર હાથ ધરેલો છે, જોડે સખીઓનાં જુથ્થ લીધેલાં છે તથા નિરંતર નાટચ શાસ્ત્રને સાધે છે; તેને નટ નામની રાગણી કહે છે. જટામાં ગંગાને રાખે છે, કેશની વાંકી લટો શરીર ઉપર લટકી રહી છે, મુનિના જેવો જેણે વેશ ધારણ કર્યો છે, વળી સોહામણું જેનું સ્વરૂપ છે, કમળ જેવાં જેનાં નેત્ર છે, કોટે સાપની જનોઇ નાખેલી છે, શરીરે ભસ્મ ચોળી જ્ઞાનમાં ગર્ક થઇ ઉત્તમ મંત્રને ભણે છે એવી અને વનમાં બેઠેલી ચંદ્ર જેવા શોભાયમાન મુખવાળી કેદાર નામે રાગણી છે. કૃષ્ણવર્ણ જેનું શરીર છે, હાથમાં ખડ્ગ છે, પહેરેલાં ધોળાં વસ્ત્ર શોભે છે, ડાબા હાથમાં હાથીનો દાંત રાખીને અંબરમણિ–સૂર્યનારાયણની પૂજા કરે છે, કપાળમાં મલયાગિરી ચંદન ચરચેલું છે, તથા પુષ્પ અને કેવડાની માળા જેણે પહેરી છે; આંગણાંમાં ઉભી રહી શોભાયમાન જે છટાથી હસે છે એવાં લક્ષણવાળી કાનરા નામની રાગણી છે. ૨૩

**શ્રીરાગની રાગણીઓ.**

**चोपाई**–मालसरी मारू शुभ नामा, धन्यासरी वसंत सु बामा ।
आसावरी युक्त यह जानी, श्री रागके पंच मनमानी ॥ २४ ॥

**અર્થ**–માલસરી, મારૂ, ધનાસરી, વસંત અને આશાવરી એ પાંચ રાગણીઓ શ્રી રાગની વહાલી સ્ત્રીયો છે. ૨૪

**રાગણી સ્વરૂપ.**

**नाराच छंद.**--मनोजके समान रूप बीन लीन पानहें ।
फटीक माल कंठ धार माधुरी सु बानहें ॥
सरोज एक पानमें संगीत भेद गावहीं ।
बिराजमान कुंज बीच श्रीय सो कहावहीं ॥

रसाल बृच्छ छांहमें रहंत बैठ बालिका ।
अनूप रूप पानिले धरंत पान आलिका ॥
अरून बास ओर पीत रंग अंगिया रहें ।
बिछोह कंतपें हसंत मालश्री वहें कहें ॥
बिराजितं संकेत ठोर सारियं लसें जरी ।
धरे प्रसून भूषनं अनंग रंगसें भरी ॥
सखी लखंत रीझ रीझ चुंबनं कियो चहें ।
सु बास साजितं किते सु मारु रागनी कहें ॥
बिजोग मिंत लीन छीन छीन अंग व्हैंगही ।
उसास लेत आप अंसुआनकी धुनी बही ॥
बिराज मोरश्री तरें बिलास आसकी भरी ।
न कोउ एक आपही उदानमें धनासरी ॥
मधूप गुंज आसपास साम अंग सोहितं ।
मयूर पिच्छ अंब मोर पानि मिंत मोहितं ॥
बिलास हाव भावके हुलास चिंत चाहनीं ।
सुपेत बास कासमीर खोरि सो बसंतनी ॥
बिराज बाग बृच्छ छांह सामही सरीरहें ।
लपेट अंग नागनी सुपेत रंग चीरहें ॥
प्रसून हार धारितं पटीर भालमें भरी ।
सुरंज कुंज आसपास रागनीं असावरी ॥ २९ ॥

**અર્થ**–કામદેવની સમાન અતિ સુંદર જેનું રૂપ છે, તથા હાથમાં જેણે વીણા ઝાલેલી છે, સ્ફટિક મણીની માળા કંઠમાં ધારણ કરેલી છે, જેની વાણી મધુર છે, એક હાથમાં કમળ ઝાલીને સંગીતના ભેદથી ગાયન કરે છે, એવો, અને કુંજ વચ્ચે બીરાજેલો તેને શ્રીરાગ સોહે છે. જે બાળા રસાલ આંબાના ઝાડની છાયા નીચે બેઠેલી છે, અનુપમ રૂપવાળી અને પ્રિય સખીના હાથ ઉપર જેણે પોતાનો હાથ ધરેલો છે, શરીરે લાલ રંગનાં વસ્ત્ર અને પીળા રંગની કચુંકી પેહેરી છે, પતિથી વિયોગ છતાં હાસ્ય કરે છે,–તેને માલસરી નામની રાગણી કહે છે. જે સંકેત સ્થળે બેઠેલી છે, અને જેણે પેહેરેલી જરીની સાડી ઘણી શોભે છે, ફુલના અલંકારો જેણે પહેર્યા છે અને કામ રંગથી ભરેલી એવી રીઝી રીઝીને સખીને નિહાળે છે, તેમજ ચુંબન

કરવાને ઇચ્છે છે; અંગે કેટલાંક સુંદર વસ્ત્ર પહેરેલાં છે,-તેને માર રાગણી કહી છે. પ્રિય પતિના વિયોગથી અંગે જે ઘણી દુબળી થઇ ગઇ છે, પોતે નિસાસા મુકે છે, વળી જાણે નદી વેહેતી હોય નહિ! તેમ આંખોમાંથી આંસુની ધારા વહી જાય છે, ઓલસરીના ઝાડ નીચે વિલાસ રમવાની આશાભરી જે બીરાજેલી છે, અને જ્યાં કોઇ નથી એવા બગીચામાં પોતે એકલીજ છે તેને ધનાશ્રી નામની રાગણી કહે છે. જેની આસપાસ ભમરાઓ ગુંજારવ કરે છે, જેનું શ્યામ અંગ ઘણુંજ શોભે છે, મોરનાં પીછાં અને આંબાનો મોર જેણે હાથમાં લીધેલ છે, મિત્રને મોહ ઉપજાવી ઉપજાવી મનને હરનારી હાવભાવ યુક્ત વિલાસના ઉલાસને ચિત્તમાં ચ્હાતી, ધોળાં લુગડાં વાળી અને અંગે કેસરનો લેપ કરનારી શુભ લક્ષણવાળી વસંત નામે રાગણી છે. બાગમાં વૃક્ષની શીતળ છાયાતળે બીરાજેલી તથા જેના શરીરનો વર્ણ શ્યામ છે, શરીરને ફરતી નાગણી લપેટી હોય તેવું સાવ ધોળું ચીર પેહેરેલું છે, કંઠમાં ફુલના હાર ધારણ કરેલા છે, કપાળમાં મલયાગિરી ચંદન ચર્ચ્યું છે-અર્થાત્ અર્ચા કરી છે, જેની આસપાસ કુંજની સોરભ બ્હેકી રહી છે એવી આશાવરી નામની રાગણી છે. ૨૫

### મેઘરાગની રાગણીઓ.

**चोपाई**-टंक मलार गूजरी नारी, फुनि भूपाली अति हितकारी।
देसकार जुत पंच गनाई, मेघ रागहूके मन भाई ॥ २६ ॥

**અર્થ**-ટંક, મલાર, ગુર્જરી, ભૂપાળી, અને દેશકાર એ પાંચ હિતકારક રાગણીયો મેઘરાગની મનગમતી સ્ત્રીઓ છે. ૨૬

### રાગણી સ્વરૂપ.

### मनहंस छंद.

धरि छत्र राजत बीर मंडल साजहीं, विपु पीत साम मुखारविंद बिराजहीं।
सिर चूड पानि कृपान खोलतहीं रहें, महा बीर बाहु बलिष्ट मेघ वहे कहें ॥
बिछुरंत प्रीतम अंग बिलखी बालहें, रचि पोप सेज उसास लेत बिसालहें।
अनि बाल देखत नीठ बोल लहंतहें, नव रंग धरित दुकूल टंक कहंतहें ॥
म्रग नेन कोकिल बेन गौर सु रंगहें, भरि नेन बिलखित बाल बिछुरत संगहें।
तन छीन बास मलीन बीन सु धारहें, निज मिंतकी करमाल सोय मलारहें ॥
दस दोय आभ्रन अंग सोर सिंगारहें, तनु कंचुकी छवि पीत आरुन सारहें।
पर सेज बिलखित बाम छीन कटी खरी, कर ताल गांन रसाल बाल सु गूजरी ॥

सित बास सेत सिंगार आनन चंदहें, तनु गौर माधवि खोर उर आनंदहें ।
निज मिंत कारन पानि पोपन मालिहें, निरखंत राह सुनाह यह भूपालिहें ॥
तन हेम रंग रसाल मोतिन हारहें, मुख चंदकी अनुहार चित सिंगारहें ।
किय खोर चंदन भाल मंद सु हासनिं, यह देसकार फहंत कंत बिलासनीं ॥२७॥

**અર્થ**-જેને માથે છત્ર ધરેલું છે એવો, શૂરવીરોના મડળમાં બેઠેલો જેનું શરીર પીળું અને મુખારવિંદ શ્યામ છે, જેને માથે મુગટ અને હાથમાં ખુલ્લી તરવાર શોભે છે, મહાશૂરવીર છે, તેમજ જેના હાથ ઘણા બળીઆ છે તેને મેઘ રાગ કહે છે. પ્રિયતમના વિયોગથી અંગે દિલગીરી ધરી ખેદ પામતી, સુંદર પુષ્પની સેજ રચીને તે ઉપર લાંબા લાંબા નિસાસા મુકતી બીજી સખીઓને જોઇ પોતાની પાસે તેમને બોલાવતી, શરીરે જેણે નવરંગી તરેહનાં વસ્ત્ર પેહેરેલાં છે એવી ટક નામની રાગણી છે. જેની મૃગના જેવી આંખો કોયલના જેવી મધુરી વાણી અને ગોરૂં જેનું શરીર છે, આંખો આંસુથી ભરેલી છે, તેમજ વિખૂટા પડેલા પતિને લીધે દિલગીરી જેણે ધારણ કરેલી છે, શરીર દુર્બળ, મેલાં વસ્ત્ર તથા હાથમાં વીણા ધારણ કરેલી છે, પોતાના પ્રિય પતિના નામની હાથમાં માળા લેઇ તેનો જાપ જપતી મલાર નામની રાગણી છે જેણે શરીરે બાર આભરણ અને સોળ શણગાર સજેલા છે, પીળા રંગની કચુકી તથા લાલ સાડી પેહેરી છે, પાતળી કમરવાળી જે બાળા, વિયોગને લીધે પલગ ઉપર દુઃખ માનીને એકદમ ઉભી થઇ, હાથમાં તાલ લેઇ રસિક ગાયન ગાયે છે, તે ગુર્જરી નામની રાગણી કહેવાય છે. ધોળાં લુગડાં અને સફેત મોતી વિગેરેનાં ઘરેણાં જેણે પેહેરેલાં છે, ચંદ્રમા સરીખુ સુંદર મુખ છે, વળી ગોરા શરીરે મધુમાધવીનો લેપ કરી, મનમાં આનદિત રહે છે, પોતાના મિત્રને વાસ્તે હાથમાં જેણે ફુલની માળા લીધેલી છે એવી જે બાળા, પોતાના પ્રિયની રાહ જોયા કરે છે-તે લક્ષણવતી ભૂપાળી નામે રાગણી કહેવાય છે. સુંદર અને સુવર્ણમય શરીર છે તથા કંઠમાં મોતીનો હાર પેહેરેલો છે, મુખ રૂપી ચંદ્રને બરાબર શોભાવે એવાં ઘરેણાં પહેર્યાં છે, તેમ કપાળમાં ચંદન લગાવી મંદ મંદ હસે છે, એવી દેશકાર નામની રાગણી, પોતાના પતિને વિલાસથી ખુશી ઉપજાવે છે. ૨૭

दुहो-तीस रागनीं राग षट, गावत गुनी बनाय ।
तब्र दस दोष बचावहीं, सो अब कहें सुनाय ॥ २८ ॥

**અર્થ**-એવી રીતે ત્રીસ રાગણી અને છ રાગ ગુણીજનો બનાવીને ગાય છે, ત્યારે દશ પ્રકારના દોષને બચાવે છે. તે દશ દોષને હવે કહી સભળાવીયે. ૨૮

### દશદોષ.

छप्पय–प्रथम काकसुर काल, तालहीनहु सुरभंगह ।
भ्रू मुख ग्रीव डुलंत, ओर फूनि डोलत अंगह ॥
सुर भेद न जानंत, ओर सुर ग्रहत कपालहि ।
समय बिना संगीत, राग उपजें न रसालहि ॥
दश दोष राग संगीत मत, गावत गुनीं बचावहीं ।
श्रोता प्रबीन तब सुख लहें, मंगन मोज सु पावही ॥ २९ ॥

**અર્થ**–પહેલો 'કાકસ્વર' એટલે કાગડાના જેવો સ્વર કાઢવો તે; બીજો 'તાલહીન' એટલે તાલ વિના બેતાલ ગાવું તેઃ ત્રીજો 'સ્વરભંગ' એટલે ગાવામાં સ્વર તૂટે અગર તરડાઇ જાય તે; ચોથો ભમર ડોલાવવી; પાંચમો મુખ ડોલાવવું; છઠ્ઠો ગળું ડોલાવવું; સાતમો કોઇ અંગ ડોલાવવું; આઠમો સ્વરનો ભેદ ન જાણવો; નવમો કપાળી સ્વર કાઢવો; દસમો 'સમય' વિના ગાવું–કે જેથી રસમય રાગ ઉપજે નહીં. આ રીતે સંગીત શાસ્ત્રના મતને જાણનારા ગુણવાન જનોએ દશ દોષ ત્યજી ગાવું, હે કલાપ્રવિણ! ચતુર સાંભળનારને સુખ ઉપજે છે તેમ ગાયક પણ સારી મોજને પામે છે. ૨૯

### સંગીત કળા ભેદ.

## छंद पद्धरी.

सुचि अग्र कमल दक बेध काल, बरनंत ताय छिन बुधि बिसाल ।
वसु छिन मिलंत इक लव वदंत, लव अष्ट एक काष्टा कहंत ॥
काष्टा सु अष्ट एकहि निमेष, आठहु निमेष इक कला लेख ।
द्वै कला एक त्रुट्टी बखानि, द्वै त्रुटिक एक अनु तास जानि ॥
अनु द्वै मिलंत द्रुत एक होय, जुग द्रुत जुरंत लघु कहत सोय ।
लघु द्वै मिलंत गुरु कहें तास, त्रै लघु पुलीत कीनो प्रकास ॥
लघु चत्र चत्रमुख कहत ताय, संगीत काल बरनें बनाय ॥३०॥

**અર્થ**–સોયની અણીથી કમળદળ વિંધતાં જેટલો વખત લાગે, તેને વિશાળ બુદ્ધિવાળા ક્ષણ કહે છે; આઠ ક્ષણ એકઠી મળવાથી જે કાળ થાય તેને એક લવ કહે છે; આઠ લવને એક કાષ્ઠા કહે છે; આઠ કાષ્ઠાથી એક નિમિષ થાય છે; આઠ નિમિષની એક કળા થાય છે, બે કળાની એક ત્રૂટી; એવી બે ત્રૂટી મળે તેને એક અણું કહે છે; બે અણું મળવાથી એક દ્રુત બને છે; બે દ્રુતને એક લઘુ કહે છે; બે લઘુ મળવાથી ગુરૂ કહેવાય

છે; ત્રણ લઘુને એક પ્લુત કહે છે અને ચાર લઘુને એક ચતુર્મુખ કહે છે-એમ સગીતને કાળ જાણવો. ૩૦

### सिंह छंद.

अनु उद्भव मारुत चंद्र पती, द्रुत भो जल शंकरकी जु रती ।
द्रुतही जु विराम वही सु गती, प्रगटे घन मारुत कंद जती ॥
लघु पावक तें भये देवि कला, लघुराम जऽग्नि सु जीवबला ।
गुरु अंबर व्है पति शेष तिनें, प्लुत भोम हरी हर ब्रह्म गिनें ॥
मुख चत्र बिधी भये स्वामिविधी, यह भेद उचारतहें प्रसिधी ॥३१॥

**અર્થ**-અણુની ઉત્પત્તિ પવનમાંથી છે ને તેનો પતિ ચંદ્રમા છે; જળથી દ્રુતની ઉત્પતિ થયેલી છે અને તેના સ્વામી શંકર છે; દ્રુત વિરામની વરસાદના પવનથી ઉત્પત્તિ છે અને તેના દેવતા કાર્તિકસ્વામી છે; અગ્નિથી લઘુની ઉત્પત્તિ અને તેના દેવતા દેવી છે; પાણીથી લઘુ વિરામની ઉત્પત્તિ અને તેનો સ્વામિ અગ્નિ છે; ગુરૂની આકાશથી ઉત્પત્તિ ને સ્વામી શેષ છે; પૃથ્વીથી પ્લુતની ઉત્પત્તિ અને હરી હર બ્રહ્મા-એ રીતે ત્રણ તેના દેવતા છે. બ્રહ્માથી ચતુર્મુખ થયા છે, તેમ તેના સ્વામી પણ બ્રહ્મા છે. એ રીતે સર્વ ભેદનો વિચાર પ્રસિદ્ધ છે. ૩૧

**दुहा**—छिन सु आदि त्रुटि अंतलो, या मधि सुच्छम रूप ।
ताको उचरन होत नहि, वातें रहे बिलूप ॥ ३२ ॥
अनू आदिदें रूप जो, ताकी होत उचार ।
उनकी संज्ञाकों कहें, जंतु शद्ब बिस्तार ॥ ३३ ॥

**અર્થ**-ક્ષણથી આરંભીને ત્રુટીના અંત સુધીમાં સુક્ષ્મરૂપ રહેલાં છે, જેનો ઉચ્ચાર થતો નથી, તેથી તે ગુપ્ત રહે છે. અણુ આદિ જેટલાં રૂપ છે, તેમના ઉચ્ચાર થાય છે, પણ તેની સંજ્ઞા સમજવા સારૂ, કયા જંતુઓના સ્વર કેવા છે તેના ઉચ્ચાર કહું છું. ૩૨-૩૩

### જંતુશબ્દ સંખ્યા.

**छप्पय**—अनु तीतर उच्चार, चटक द्रुत बानी जानो ।
द्रुत विराम बक शद्ब, चक्रवाकह लघु ठानो ॥
लघु बिराम पिक बोल, गुरू वायस बानी रुख ।
कुर्कुट प्लूत कहंत, बजन केकी चत्रहमुख ॥
यह बिधि उच्चार बरनें सकल, तिहि मिल ताल कहें गुनीं ।
अनेक भेद तालन भये, सो प्रवीन ग्रंथन सुनी ॥ ३४ ॥

**અર્થ**-તેતરના જેવો અણુનો ઉચ્ચાર છે; દ્રુતની, ચકલીના જેવી વાણી જાણવી. બગલાના જેવો દ્રુતવિરામનો ઉચ્ચાર છે; ચકવાના જેવો લઘુનો ઉચ્ચાર છે; લઘુવિરામનો બોલ કોયલના જેવો મધુર છે; તેમ ગુરૂની વાણી કાગડાના જેવી છટાવાળી છે; કુકડાના જેવો પ્લુતનો ઉચ્ચાર કહ્યો છે; અને ચતુર્મુખની વાણી જેવી મોરની બોલી છે. એ પ્રમાણે સઘળાનો ઉચ્ચાર વર્ણવ્યો છે. સર્વ ઉચ્ચાર મળવાથી જે યતિ બને તેને ગુણીજનો તાલ કહે છે. એ તાલના ઘણા ભેદ છે, તે હે કલાપ્રવિણ! તમે સંગીત વિદ્યાના ગ્રંથથી સાંભળ્યા હશે. ૩૪

**दुहो**-अनु आदिक उच्चार गति, आवृत ताल अनंत ।
सोर मुख्य संगीतमें, तिहि अभिधान कहंत ॥ ३५ ॥

**અર્થ**-અણુ આદિના ઉચ્ચારની ગતિની આવૃત્તિથી અનેક તાલ કહ્યા છે, પરંતુ સંગીત શાસ્ત્રમાં મુખ્ય સોળ તાલ કહેલા છે, તેઓનાં નામ આ પ્રમાણે છે:-

### તાલ અને કાલ.

**छप्पय**-एकताल लघुशेष, जेतलज्ञह त्यौंरा कहि ।
सूर माम अरु झंप, प्रीतमठ जयमंगल वहि ॥
ब्रह्म लच्छमी भेद, कनकमेरु मिश्रहबृत ।
कुंभ सु रायभयंक, ओर पाताल कुंडलन ॥
यह सोर ताल आदिक कहे, गान नाद नाटिक सु गत ।
बिश्राम तास चत्र काल कहें, समहि विषम आगत अतित ॥ ३६ ॥

**અર્થ**-એકતાલ, લઘુશેષ, જેતલજ્ઞ, ત્યૌરા, સૂર, સામ, ઝંપ, પ્રીતમઠ, જયમંગલ, બ્રહ્મ, લક્ષ્મી, કનકમેરૂ, મિશ્રહવૃત, કુંભ, રાયભયંક, અને પાતાલ-કુંડલ-એ સોળ તાલ મુખ્ય છે. ગાવામાં, બજાવવામાં અને નાટકની ગતિમાં વિશ્રામ વાસ્તે ચાર કાળ છે: તે સમ, વિષમ, આગમ અને અતીત કહેવાય છે. ૩૬

**दुहो**-यह गायन संगीत गति, सुच्छम कही सुनाय ।
तिहिं प्रबीन सनमान किय, भूषन बसन बनाय ॥ ३७ ॥

**અર્થ**-આ સંગીત શાસ્ત્રની ગતિ સંક્ષેપમાં ગાયનકાર કોકિલા અને ચાતુરી નામની નાયકાઓએ કહી સંભળાવી, ત્યારે કલાપ્રવિણે તેમનું ઘણું સન્માન કરીને ઘરેણાં તથા વસ્ત્રાદિક પોશાક ભેટ આપ્યો. ૩૭

**गाथा**-गायन कला प्रबीनं, चरचा राग रागनी भेदं ।
ताल काल अनुमानं, सत्र प्रबीन सागरो लहरं ॥ ३८ ॥

અર્થ-કલાપ્રવિણની પાસે નાયકાઓએ કરેલી રાગ રાગણીઓના ભેદની ચર્ચા, તાલ તથા કાળ અને તેઓના અનુમાન સંબંધી, પ્રવિણસાગરની આ સત્તરમી લહેર પૂરી થઇ. ૩૮

इति श्री प्रवीनसागरे संगीत भेद नामनी सत्तरमी लहेरनी
रसपूर्णा टीकानो सप्तदशस्तरंगः ॥

# લહેર ૧૮ મી.

## નાટક, નૃત્ય વાદ્યભેદ.

दुहो-एक समें एकंत प्रति, बैठें कलाप्रवीन ।
चिंत चढी सागर सुबी, कीने कवित नवीन ॥ १ ॥

અર્થ-એક સમે એકાંત સ્થળમાં કલાપ્રવિણ બેઠી હતી તે વખતે રાજકુમાર રસસાગરની છબી ચિત્તમાં ખડી થવાથી, તેણે આ પ્રમાણે ત્રણ નવીન કવિત બનાવ્યાં. ૧

### કળાપ્રવીણે કરેલાં ત્રણ કવિત.

#### कवित.

कटि फेंट छोरनमें, भ्रकुटी मरोरनमें, सीश पेंच तोरनमें, अति उरझायकें ।
मंद मंद हांसनमें, बरुनी विलासनमें, आनन उजासनमें, चकचोंध छायकें ॥
मोती मनि मालनमें, सोसनी दुसालनमें, चिकुटीके तालनमें, चेटक लगायकें ।
प्रेम बान देगयो,न जानियें किते गयो,सु पंथी मन लेगयो,झरोंखे द्रग लायकें॥२

અર્થ-કટીએ લપેટેલા સુન્દર ફેંટાના લટકતા છેડાઓમાં, ભૃકુટીની ટેડાઇમાં, અને શિરપેચના લટકતા તોરામાં ફસાવીને, રે સ્મિત હાસ્યમાં, પાંપણના વિલાસમાં અને મનહર મ્હોંઢાના તેજમાં આંજી નાંખીને, મોતી અને મણીઓની માળામાં, સોસની રંગના દુશાલામાં અને ચપટીના તાલમાં ચેટક લગાડીને, પ્રેમરૂપી બાણ મારી ગયો, અને વળી હું જાણતી નથી કે, તે કયાં જતો રહ્યો ! પણ તે રઢિયાળો મુસાફર ઝરૂખામાં નજર નાંખીને મારૂં મન હરી ગયો છે. ૨

## ઉપમા. कवित.

सुगंध समीर जैसें, हंस बार छीर जैसें, भू जल मिहीर जैसें, मयूषी चढायकें ।
पारद कुमारि जैसें, हरी स्वांत धार जैसें, अंम्र एनसार जैसें, धूम उरझायकें ॥
उक्ती एकदंत जैसें, शुद्ध बोध संत जैसें, मित बात मिंत जैसें, सेंनन जनायकें ।
प्रेम बान देगयो,न जानियें किते गयो,सु पंथी मन लेगयो, झरोंखे द्रग लायकें॥ ३

**અર્થ**–સુગંધીને જેમ પવન, પાણીમાંના દૂધને જેમ હંસ, પૃથ્વી ઉપરના પાણીને જેમ હજારો કિરણોવાળો સૂર્ય, પારાને જેમ કુંવારી સ્ત્રી,* સ્વાતિના બુંદને જેમ બપૈયો, અમરના ધૂમાડાને ચુંચવીને જેમ કસ્તુરી, મહા કવિયોની વાણીને જેમ ગણપતિ, આત્મજ્ઞાનના ઉપદેશને જેમ સંત અને મિત્રે સાનમાં જણાવેલી વાતને જેમ મિત્ર, તેમ તે પ્રેમબાણ મારીને જતો રહ્યો, છતાં હું જાણતી નથી કે, તે ક્યાં ગયો છે! તે ચિત્તનો ચોર મુસાફર ઝરૂખામાં નજર નાંખીને મારૂં મન હરી ગયો છે. ૩

## कवित.

अही खगराज जैसें, चिरियां सु बाज जैसें,केहरी सु गाज जैसें, प्रांन निकसायकें।
जलचर झषाह जैसें, मीन मीनहाह जैसें, कीर पंखग्राह जैसें, फंद उरझायकें ॥
भागीरथ गंग जैसे, घंटिक कुरंग जैसें, कुहिया कुलंग जैसें, भूतल भ्रमायकें ।
प्रेम बान देगयो,न जानियें किते गयो.सु पंथी मन लेगयो,झरोंखे द्रग लायकें ॥४

**અર્થ**–સાપને જેમ ગરૂડ, પક્ષીને જેમ બાજ, કેસરીના પ્રાણને જેમ મેઘની ગર્જના, પાણીઓમાં વસતા જંતુઓને જેમ મગરમચ્છ, માછલાંને જેમ માછીમાર, અને પોપટને જેમ પંખગ્રાહ શિકારી ફંદમાં ફસાવીને, ગંગાને જેમ ભગીરથ રાજા, હરણને જેમ ઘંટાવળ શિકારી અને કુહી જેમ કાકાકવ્વાને જમીનમાં ફેરવીને લઇ જાય છે, તેમ તે પ્રેમનું બાણ મારીને જતો રહ્યો, પણ હું નથી જાણતી કે તે મારા ઉરમાં ખુંપી ગયેલો ચતુર મુસાફર, કયાં ગયો? તેમ ઝરૂખામાં નજર નાખીને મારૂં મન તે હરી ગયો છે. ૪

दुहा–प्रेम बीज परबीन उर, ढंपित त्रपा सु धूर ।
जोबन घन बरसत फुंहीं, उदये कवित अंकूर ॥ ९ ॥

* એવી દંતકથા ચાલે છે કે પારાના કૂવા હોય છે, તેમાંથી પારો બહાર કાઢવા માટે ઘણા ચપળ અશ્વપર બેસી તે કૂવા નજીક જાય છે ને તે કૂવામાં મોઢું ઘાલે છે, કે તેને પકડવા પારો બહાર નિકળી આવે છે ને તેની પૂઠે પડે છે.

छिन बिसरत उर चढत छिन, वह रससागर ध्यान ।
एक समय आमंत्रि अलि, कीनो कुमरि दिवांन ॥ ६ ॥

**અર્થ**-આગળ જોયા પ્રમાણે કુમાર રસસાગરની છબીને ઝરૂખામાં રહી જોયાથી, કલાપ્રવિણના હૃદયમાં જે પ્રેમરૂપી બીજ પડ્યું હતું તથા લાજ રૂપી ધૂળમાં ઢંકાઇ ગઇ હતી તેની ઉપર હવે જોબન રૂપી વરસાદ વરસવાથી, તેમાંથી ઉપર કહેલાં ત્રણ કવિત રૂપી અંકુર ઉઠયા. એ રીતે રસસાગરનું ધ્યાન કલાપ્રવિણ ક્ષણમાં વિસરે છે અને ક્ષણમાં પાછું ચિત્તમાં લાવે છે, તેમ છતાં એક સમયે પોતાની વ્હાલી સહીયરોને આમંત્રણ કરી કુંવરીએ તેમની સભા રચી. ૫-૬

### કલાપ્રવીણ વર્ણન.

### पद्धरीछंद.

दिस दिस दरीच सतखन दिवाल, शारद उमंड मनु मेघ माल ।
चांदनी चोक रचि चित्रकार, श्रीखंड साख खोलित दुहार ॥
प्रति द्वार द्वार दरियच उसीर, पट झींन भीन माधवी नीर ।
सुखरा सु खंभ सोभा लसंत. कंचन लिखाव कंगुरन कंत ॥
आंगन अनूप छबि फटिक बंध, मारुत सु मंद सीतल सुगंध ।
जरकस दिवाल गीरी झुकंत, कुंदन सु पाट आसन उनंत ॥
बिध बिध बिचित्र गेलम बिछाय. उत बाल जूथ बैठें सो आय ।
सिंहासनं सु कुमरी प्रबीन, सहचरी गिरद सांमांन लीन ॥
कर कासमीर कुमकुम गुलाब, अरगजा अंत्र मृगसार डाब ।
किंहि कर कपूर चंदन बिजन, माधवी कुंद चंपक प्रसून ॥
फलजाय जायपत्री सुजांन, त्रिकुटी लवंग पूंगी सु पांन ।
मनिजटित शीश परबीन छत्र, जुग पासवांन ठाढी सु तत्र ॥
कर चमर लीन सहिबिध सयांन, बोलंत आस आशिषा बांन ।
सब राय कुमरि कुल बय समांन, शुभ रूप बास भूषन बिधांन ॥
केसर कसूंब कौसेय चेल, सित असित नील जरकसित बेल ।
भूषन सु नीक मानिक जारेत्र, पीरोज मर्क पानें बिचित्र ॥
किय दीपदान हिलवी हजार, प्रति द्वार द्वार किंगुर किनार ।
राजंत राज मंडल कुमार, उपमा सुरी सु सुर पति अगार ॥

चंचला कुंड मंडलीय चंद, चांडनी चक्र मोहनीय फंद ।
ललना बिचित्र आभा लसंत, कैलास कुंज फूलित बसंत ॥
गायका उमै साधंत गान, नायका नाटकी भेद आन ॥ ७ ॥

**અર્થ**-દિશાએ દિશાએ દ્વાર અને સંકડો ખંડવાળા મેહેલની દિવાલો ઉભી છે, તે જાણે શરદના મેઘની સફેત ઘટાઓ ચડી હોય એમ દિસે છે. ચોકમાં ઘણી જાતનાં ચિત્રાવાળી ચાંદની બાંધેલી છે, મલયાગીરી ચંદનની બારશાખોવાળાં કમાડ ખુલ્લાં મુકેલાં છે અને તે દરેક બારણે, શીતળ તથા સુગંધમય વાળાની ટટીઓ નાંખેલી છે, જેની ઉપર ઝીણાં મધુમાધવીના સુગંધીદાર પાણીથી પલાળેલાં લુગડા નાંખેલાં છે, વચ્ચે સુખડના સુંદર નકસીદાર થાંભલા દીપી રહ્યા છે ને તેના બારીક કાંગરા સુવર્ણ જેવા દેખાવ આપે છે, સ્ફાટિકથી બાંધેલી આગણાની છબી અનુપમ દેખાય છે, ત્યાં મંદ, શીતળ અને સુગંધમય સ્વચ્છ પવનની લહેરો આવે છે, ચકચકીત સોના રૂપાની દીવાલગરીઓ જ્યાં ઝુકી રહી છે, ચોકમાં સોનાની પાટ તથા ઉચાં સિહાસનો ગોઠવેલાં છે, વળી વિધ વિધ ચિત્રારૂપી બેરંગી ગલીચા બીછાવેલા છે તે ઉપર આવીને બાળાઓનાં જુથ્થ તથા સિંહાસન ઉપર કુંવરી કલાપ્રવિણ બીરાજ્યાં. સહચરીઓ ભાત ભાતની સામગ્રી લઇને કલાપ્રવિણની ચારે તરફ વિટાઇને ઉભી રહીઓ ત્યાં કોઇના હાથમાં કેસર, કોઇએ ચંદન, કોઇએ ગુલાબજળથી ભરેલી ગુલાબદાની, કોઇએ અત્તર, અગરજા અને કસ્તુરી, કોઇએ કર્પુરાદિનાં પાત્ર અને વીંઝણા લીધા, કોઇના હાથમાં મધુમાધવી, ડોલર અને ચંપાનાં પુષ્પો આવી રહેલાં છે; કેટલીએકના હાથમાં જાયફળ, જાવંત્રી, એલચી, લવિંગ, સોપારી અને પાનના ડાબલા શોભે છે. રાજકુમારી કલાપ્રવીણને માથે મણિજડીત્ર છત્ર ધરેલું છે, હાથમાં ચમર લઇને બે દાસીઓ રાજકુમારીને પવન ઢોળે છે, તથા 'ખમાં ખમાં' એમ મુખેથી આશીશ બોલે છે, ત્યાં ભેગી મળેલી સઘળી રાજકુમારીઓનું કુળ અને ઉમ્મર સમાન છે, તથા શોભાયમાન સુંદર લુગડાં અને ઘરેણાં પહેર્યાં છે, જેથી કરી તે કોમળાંગીઓનાં સુંદર શરીર વધારે દીપે છે. કેસરી, કસુંબી, રેશમી, શ્વેત, કાળાં, લીલાં, જરીના, વેલદાર વસ્ત્ર તથા અમુલ્ય માણેક, મણી અને પીરોજા રંગના મરકત અને પાનાથી જડેલાં ઘણી જાતનાં ઘરેણાં પેહેરેલાં છે; હજારો હાંડીઓ અને દીવાબત્તીઓનાં ગ્લાસનાં ઝુમરો બારણે બારણે અને કાંગરાના કીનારા ઉપર ઝગાહળી રહેતાં તે વખતનું કુંવરીનું મંડળ એવું શોભી રહ્યું કે જાણે ઈંદ્રના ભુવનમા દેવાંગનાઓ બેઠેલી હોય ! વિજળીઓનું કુંડાળું અથવા ચંદ્રનું મડળ હોય એવી ઉપમાને લીધે ચાંદની

ચોકમાં તે બેઠેલું મંડળ જાણે જગતૂને મોહ ઉપજાવવા ફંદ રચ્યો હોય નહિ એવી રીતે લલનાઓની વિચિત્ર પ્રકારની કાંતિ શોભવા લાગી. એવી રીતના તે સમાજનો દેખાવ, જાણે વસંતુ ઋતુમાં કૈલાસ ઉપરનો બાગ ખીલી રહ્યો હોય તેમ શોભી રહ્યો. કોકીલા અને ચાતુકીએ અનેક ભેદથી ત્યાં ગાયન કરવા માંડયું. ૭

**छप्पय**–राज सुता आव्रर्त, कला परबीन बिराजे ।
नृत्य भेद नाटकी, बीन, मरदंग सु वाजे ॥
छये रंग रति पुंज, मधुप गुंजत सुबास बस ।
हिलव कुंभ भरि पात्र, सर्बे अच्चवत आसव रस ॥
हुल्लास कला परबीन हुअ, नेह नवल हिय लाय हित ।
गायन बुलाय लीने निकट, शिष्य भेद भंषे कबित ॥ ८ ॥

**અર્થ**–એમ રાજસુતાઓથી વિટાએલી કલાપ્રવિણ બીરાજેલી છે અને તે વખતે નાટકના ભેદથી નૃત્ય થઇ રહ્યું છે, વીણા અને મૃદંગ સુંદર અવાજથી વાગે છે, જેના યોગે ત્યાં ભારે રંગ છવાઇ રહ્યો છે! સુગંધીમય પદાર્થોની સુવાસનાથી ભમરાઓ ગુંજારવ કરી રહ્યા છે, આવા અતિ આનંદજનક સમયે સર્વ રાજકુમારીઓ કાચના સીસામાંથી પાત્ર ભરી ભરી મધુરસનું પાન કરે છે. તે વખતે રસસાગર રાજકુમાર ઉપર બંધાયલા નવા સ્નેહને ચિત્તમાં સ્મરી, અતિ ઉમંગ પામેલી કલાપ્રવિણ, પ્યારથી, ગાયન કરનાર કોકીલા અને ચાતુકી નાયકાઓને પાસે બોલાવીને, ગુરૂ જેમ શિષ્યને શીખવે, તેમ ભાવથી પોતાનાં રચેલાં ત્રણ કવિત શીખવવા લાગી. ૮

## चोपाइ.

कलाप्रबीन कबित्त सिखाये, गायन राग रूप ग्रहि गाये ।
फेर प्रबीनकला यह, गायन बोली प्रश्न यह बूझी ॥
किते महोर मरदंग सु बज्जे, जापरि नृत्य नाटिका सज्जें ।
जो नायका नृत्य गति लावे, कौन भेद अभिधांन कहावें ॥ ९ ॥

**અર્થ**–કલાપ્રવિણે કવિત્ત શીખવ્યાં તેને નાયકાઓએ રાગના રૂપમાં આણીને ગાયાં. પછી ફરીને કલાપ્રવિણને ભેદ પૂછવાની વાત સૂઝવાથી ગાયનકાર નાયકાઓને બોલાવી તેણે ભેદની વાત પૂછી. મૃદંગ કેટલા મ્હોરાથી વાગે છે કે જેથી નાટકકારો નૃત્ય કરે છે? વળી જે નાયકાઓ નાચવાની ગતિયોને જાણે છે તેના કયા ભેદ અને શાં નામ છે? ૯

### મૃદંગ વગાડવાની રીત.

दुहो–गज संजम हनमंत अरु, चत्र मलार जुत जांन ।
अठ द्वादश अठ अठ उकति, बाजत महोर भिधांन ॥ १० ॥

**અર્થ**–ગજ, સજમ, હનુમંત અને ચત્રમલાર સાથે મૃદગના ચાર ભેદ છે. એમાં પણ આઠ ગજના, બાર સજમના, આઠ હનુમંતના અને આઠ ચત્રમલારના મોહોરાથી મૃદગ વાગે છે. ૧૦

### નાટકના ભેદ.

छप्पय–आद्यक्षरा कवाट, गतागत भेद सु जानें ।
सर्वतोसुमुख जमक, ओर अमृत गति आनें ॥
सिंहाविलोकन पर्न, भेद नव समह द्रुत भनि ।
तान मांन द्वै भेद, खंड नव भेद ओर गनि ॥
गति भेद जुक्त चत्रदश भये, नाटिक लावत नृत्यहें ।
परबीन भेद औरें प्रथक, तुम जानत कहा हम कहें ॥ ११ ॥

**અર્થ**–હવે નાટકના ભેદ સુણો ! આદ્યક્ષર, કવાટ, ગતાગત, સર્વતોમુખ, જમક, અમૃતગતિ, સિંહાવિલોકન, પર્ન, નવસમહ, દ્રુત, તાન, માન, ખંડનવ અને ગતિભેદ, મળીને ચૌદ છે ને તે પ્રમાણે નાટક કરવાવાળો ચૌદ ભેદને નૃત્યમાં આણે છે, તેમ હે કલાપ્રવિણ ! બીજા પણ પૃથક્ પૃથક્ ભેદો છે તેને તમે જાણો છો, વાસ્તે અમે શું કહિયે ?

दुहा–बूझे कला प्रबीनजू, कहे सु गायन लच्छ ।
नाटिकसाला नृत्य महि, किये भेद परतच्छ ॥ १२ ॥
वह समयो बीतो सुभग, नाटक करत बिहांन ।
उठि कुमारि निज ग्रह गई, दिये रीझवत दांन ॥ १३ ॥
गायन कला प्रबीनजु, इहि बिध करत हुलास ।
हय फंदन भूवन बकासि, बिदा कीय षट मास ॥ १४ ॥

**અર્થ**–કલાપ્રવિણ જે જે પૂછે છે તે તે લક્ષસહિત નાયકાઓ કહે છે ને નાટકશાળામાં નૃત્ય કરી પ્રત્યક્ષ રીતે ઉપરના ભેદ કરી બતાવ્યા. એવી રીતે નાટકની રમત ગમ્મતના આનંદમાં વખત વીતિ ગયો. પછી રીઝવત મુજબ ઇનામ આપી, રાજકુમારી પોતાના મેહેલમાં ગઇ. કોકિલા અને ચાતુરી નાયકાઓ અને રાજકુમારી કલાપ્રવિણ એ પ્રકારે આનદ વિલાસ કરે છે એમ પ્રતિરોજ નૃત્ય અને સંગીતના ભેદની ચર્ચામાં છ માસ વિતી ગયા.

એટલે નાયકાઓને ઘોડા, રથ અને ઘણા અલંકારો ઇનામમાં બક્ષીસ આપી, વિદાયગરી આપી. ૧૨-૧૪

**गाथा**–मंडलि कला प्रबीने, नाटिक भेद मुरज गति मोहोरं ।
अष्टादश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ १९ ॥

**અર્થ**–કલાપ્રવિણની મંડળીનું વર્ણન, નાટકના ભેદ અને મૃદંગના મોહોરાની ચર્ચાવાળી પ્રવિણસાગર ગ્રંથની અઢારમી લહેર પુરી થઇ. ૧૫

इति श्री प्रवीनसागरे नाटक नृत्य वाद्यभेद नामनी अढारमी लहेरनी रसपूर्णा टीकानो अष्टदशस्तरंगः ॥

# લહેર ૧૯ મી.

## નેહનગરમાં નેહ ચર્ચા.

**दुहो**–कलाप्रबीन इनाम दिय, गायन विद्या कीन ।
सोय चली सोरठ धर, नेहनग्र पथ लीन ॥ १ ॥

**અર્થ**–કોકિલા તથા ચાતુરી નાયકાઓને ઇનામ આપી કલાપ્રવીણે વિદાયગરી આપી, પછી તે બન્ને જણીઓએ સોરઠ દેશની ભૂમિ તરફ નેહનગરનો માર્ગ લીધો. ૧

**छप्पय**–चलत द्योस दस बीस, नेहनग्रह पुर पुग्गिय ।
अटा सोध एकंत, ठोर तिहि अवमोचन किय ॥
नाम धाम निरधार, कारबारी सु कहायो ।
खांन पांन सामांन, राजद्वारहुसें आयो ॥
प्रविसंत राज संध्या समय, गांन करत संगीत गत ।
रीझे सु राग चंद्रहकला, गायन कीन विलंब तित ॥ २ ॥

**અર્થ**–દશવીશ દિવસની મજલ કીધા પછી તેઓ નેહનગરમાં આવ્યાં ને તેમણે એકાંત મેડી શોધી ઉતારો કર્યો. પછી પોતાનાં નામ, ઠામ, વગેરે સમાચાર રાજ્ય કારભારીને લખી મોકલ્યા, એટલે રાજ્યદ્વારથી ખાવા પીવાની સર્વે

વસ્તુઓ આવી. તે કાર્યથી પરવારી સાયકાળે રાજદ્વારમાં જઇ, અંતઃપુરમાં સંગીત શાસ્ત્રની રીત પ્રમાણે ગાયન કર્યું, તેથી મહારાણી ચંદ્રકળા, તે નાયકાણીઓ ઉપર ઘણાં પ્રસન્ન થયાં, બાદ તેમને ત્યાં રહેવાને ફરમાવ્યું. ૨

**दुहो**–राज बधू रीझें सकल, गायन गांन सु तांन ।
चंद्रकला सु सराह किय, सुनी सु सागर कांन ॥ ३ ॥

**અર્થ**-નાયકાઓના ગાનતાનથી રાજવધૂઓ રાજી થઇ, એટલુંજ નહીં, પણ ચંદ્રકળાએ રસસાગર આગળ તેનાં વખાણ કર્યાં. ૩

**छप्पय**–रितु बसंत मधु मास, चंद्र पूरन परकासित ।
सोध भोमि तीसरी, कीन चांदनी बिछाइत ॥
रससागर शशिकला, सकल आभूषन साजें ।
कादंबरि अचवंत, बडे उच्छाह बिराजें ॥
दस बीस पासवान सु प्रथक, निजरबेग ठाढी रही ।
महराज चित गायन चढी, उन प्रति पठवनकी कही ॥ ४ ॥

**અર્થ**–વસંત ઋતુ હતી, ચૈત્ર માસના શુકલપક્ષની પુર્ણિમાની રાત્રિ હતી, ચંદ્રમા પૂર્ણ પ્રકાશી રહ્યો હતો, તે સમે, મહેલને ત્રિજે માળે, પાથરેલા ગાલીચાપર સફેદ ચાંદની બીછાવી, એટલે કુમાર રસસાગર અને ચંદ્રકળા, સર્વે અલંકાર પેહેરીને મદિરાનું પાન કરતાં, કરતાં અતિ ઉત્સાહથી ત્યાં આવી બીરાજ્યાં, ને દસવીશ પાસે રહેનારી દાસીઓ હજુરમાં ઉભી રહી. તે સમે મહારાજાને નાયકાઓ યાદ આવી, તેથી તેને બોલાવી લાવવાનો હુકમ ફરમાવ્યો. ૪

**दुहा**–लहि आयस चेरी चली, आई गायन थान ।
कहि कोकिला चातुकी, ईश बुलावन बान ॥ ५ ॥
हुकुम पाय गायन उभै, चली सु चेरी संग ।
उनकी उभै सु किंकरी, लीनें बीन म्रदंग ॥ ६ ॥

**અર્થ**–આજ્ઞા લઇ દાસી ચાલી અને નાયકાઓને ઉતારે આવી, કોકિલા તથા ચાતુકીને કહ્યું કે, તમને મહારાજાએ બોલાવ્યાં છે. રાજહુકમ સાંભળી બન્ને ગુણિકાઓ દાસીની સાથે ચાલી અને તેમની કિંકરીઓ વિણા અને મૃદંગ લઇને સાથે ચાલી નીકળી. ૫–૬

## छंद पद्धरी.

गायका आइ महराज धांम, तीसरी भूमि लीनी सलांम ।
बैठी सु राज सासना लीन, सुर तार कीन मरदंग बीन ॥

संगीत रीत समये प्रमांन, रागनी राग गाये सुतांन ।
महराज कीन आयसा राग, बोलो बसंत जंगल बिहाग ॥
कानरा शुद्ध गाओ सु फेर, कहि पासवांन गायका टेर ।
बह घरी एह समयो ब्रतंत, तरु तरु भये सु थिर जीव जंत ॥
आयो सु चंद आधे अकास, चांदनी जोति चहुंदिश प्रकास ।
दूसरे प्रहर बरीयार बग्य, तीसरे जांम पहिरात जग्य ॥
निशिचर परंद साधंत सोर, बिधु बिंब हेर उलटे चकोर ।
मधु मुरझि कंज कुमुदनि घिकास, सीतल समीर मिलयत सु बास ॥
नभ सौध सटा उज्वल लखंत, घनसार सघन मानहु ब्रषंत ।
श्रीखंड किधौं पैं दधि फुहार, कैलास श्रंग गंगा सु धार ॥
महराज मुदित मद मद्यपांन, समयो पिछांन गायन सयान ।
बाजित चढाय नृप करि सलांम, सातमें सुरह तीसरे ग्रांम ॥
आलाप बीन मरदंग गाज, अच्छर उचार सुरपति समाज ।
आयस प्रमांन रागनी गाय, महराज कुमर लीनें रिझाय ॥ ७ ॥

**અર્થ**–તુરતજ તે બંને વારાંગનાઓ માહારાજાના મેહેલમાં આવી, ત્રીજે માળે, જ્યાં મહારાજા શ્રી બિરાજ્યા હતા ત્યાં, સલામ મજરો કરી, મહારાજાની આજ્ઞા લઇને બેઠી. પછી મૃદંગ અને સારંગીના સૂર મેળવ્યા ને સંગીતની રીત પ્રમાણે સમયને અનુસરી તાન ટપ્પા સહિત રાગરાગણીથી ગાયન સંભળાવ્યાં. તે ગાન સાંભળી, મહારાજાએ વસંત, જંગલો અને બીહાગ રાગ અને તે પછી શુદ્ધ કાનરો ગાવાને, દાસી મારફત કહેવરાવ્યું. તે ઘડીએ એવો સમય હતો કે, ઝાડે ઝાડે પક્ષીઓ સ્થિર થઇ બેઠેલાં હતાં, ચંદ્ર પણ અરધે આકાશે એટલે માથે આવી પહોંચ્યો હતો, ચારે તરફની દિશાએ ચાંદનીનો પ્રકાશ પ્રસર્યો હતો, એટલામાં બીજા પહોરની ઘડીયાળ વાગી, જેથી ચોકી પરનો પેહેરેગિર જાગી ઉઠ્યો, રાત્રીમાં ફરનારાં પશુ પક્ષીઓ, સોરબકોર કરવા લાગ્યાં, ચંદ્રબિમ્બને નેહથી જોઇને ચકોર પક્ષી ઉડવા લાગ્યાં, અને સૂર્ય વિકાશી કમળ, ભમરા સહિત બીડાઇને કરમાઇ ગયાં તથા ચંદ્રવિકાશી કમળ જે પોયણાં–તે પ્રફુલ્લિત થયાં. સુગંધયુક્ત શીતળ પવન વાવા લાગ્યો, આકાશમાં લાગેલા ઉચા રાજમેહેલની ઉજ્વળ શોભાનો દેખાવ, જાણે મેઘમંડળમાંથી કપૂરનો વરસાદ વર્સાવતો હોય, કે ચંદનના પર્વત હોય અગર ક્ષીર સમુદ્રના ઉજ્વળ ફૂવારા ઉડતા હોય, કે કૈલાસમાંથી ગંગાની ધારા પડતી હોય એવો દેખાતો હતો. મહારાજા પણ મદ્યપાનની કેફમાં ચકચુર બની મગ્ન હતા.

તે સમયને જાણી એટલે વખત વર્તી–ચતુર નાયકાઓએ વાજિત્ર સજ કરી, સૂર સાથે સૂર મેળવી, મહારાજાને સલામ કરી સાતમા સૂરને ત્રીજા ગ્રામમાં આલાપીને, વીણા અને મૃદંગ બજાવ્યાં,–તે જાણે અપ્સરાઓ ઈંદ્રરાજાના સમાજમાં ગાયન કરતી ન હોય, તેમ લાગ્યું. એમ આજ્ઞા પ્રમાણે રાગરાગણીઓ ગાઇ મહારાજને રીઝાવી લીધા. ૭

दुहो–गायो कबित बसंतमे, विष्नु पद सु बिहाग ।
गायन निज बानी सु महि, गायो जंगल राग ॥ ८ ॥

અર્થ–ગુણિકાઓએ વસંત રાગમાં કવિત ગાઇને વિષ્ણુ પદથી બિહાગ રાગ ગાયો, પછી પોતાની સ્વભાષા (પંજાબી)માં જંગલો રાગ ગાયો. ૮

**कवित्त.**

तरु नवपल्लवके, कलम कलीन करि । लेखक अनंग गति, मधुकर साजकी ॥
माधवी प्रसन मोर, किंशुकन सही कीनी । रजम करंद दीनीं, सुकन समाजकी ॥
कोकिला सुकीर मोर, बाचंत बर्न भेद । मिलहु मिलहु जन, बिरही अवाजकी ॥
चलीयें प्रबीन पोन, त्रिविध बराती लायो। बाती सुनियें जु आई, पातीरितुराजकी॥

અર્થ–વૃક્ષના નવા પાનરૂપી કાગળમાં કમળની કળીરૂપી કલમ ભરીને, કામદેવરૂપી લખનારે ભમરારૂપી અક્ષરો લખવાની સામગ્રી કરી. માધવીનાં ફૂલ, આંબાનો મોર, અને કેસુડાંરૂપી શાઇ કરી, ભમરારૂપ અક્ષરો લખ્યા, ને તેને સુકવવા માટે પરાગરૂપી રજ ઉપર નાંખી. તે કોયલ, પોપટ તથા મોર અક્ષર ભેદને જાહેર રીતે વાંચે છે. તે એવી રીતે કે, હે વિયોગી જનો! મળો, મળો. વળી કહે છે કે, હે ચતુર જનો! જોવા ચાલો, ચાલો. વળી આ શીત, મંદ, અને સુગંધ એવા ત્રણ પ્રકારના પવનરૂપી જાનૈયાઓ, વસંત ઋતુની લગ્નપત્રિકા લઇ આવ્યા છે તેની વાતને સાંભળો. ૯

दुहो–सुरभी चारत बन सुन्यो, नारायन मुख नाम ।
सो वसुरीसें बावरो, कीनो गोकुल गाम ॥ १० ॥

અર્થ–વનમાં ગાયો ચારતાં નારાયણ (કૃષ્ણ) મુખથી જે નામ બંસીમાં સાંભળ્યું, તે બંસીથી ગોકુળ બાવરૂં થઇ ગયું. ૧૦

**વિનોદોક્તિ.**

काना तेरी कछुयक मुरलीमें कारन ।
ब्रंदाबनमें मधुर बजाई शरद चंद उजियारन ॥

श्रवन सुनत ब्रिनता सुधि भूली द्रग भरि आये वारन ।
ब्रज सिगरोई भयोहे बावरो धुनिमें लगीहे धारन ।
सागर एह सनेह भरींहें राधे राधे उचारन ॥ ११ ॥

**અર્થ**-હે કૃષ્ણ! તારી મોરલીમાં કંઇક કામણ રહેલું છે, વૃંદાવનમાં શરદઋતુના ચંદ્રના પ્રકાશમાં મધુર અવાજથી જે મોરલી બજાવી તેનો સ્વર સાંભળતાંજ, વૃજની સ્ત્રીઓ શુદ્ધબુદ્ધ ભુલી ગઇ, તેમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, એટલુંજ નહીં, પણ બધું વૃજ બાવરૂં બની, સઉની ધારણા શક્તિ, મોરલીના ધ્વનિમાંજ ગુમ થઇ ગઇ તે અને એ સ્નેહસાગરથી ભરેલી છે તથા "રાધા રાધા" એમ ઉચ્ચારે છે; અથવા હે **સાગર**! એ સ્નેહમાં ભરેલી છે અને "રાધા રાધા" એમ ઉચ્ચાર કરે છે. ૧૧

**पद**—बो मितनूं बोहोराइ अंखीयां ॥
दरसदा दारू प्याला पाया तादिनसें तलखीया ।
पल बिछुरनसें कल न परतहे श्रावन श्रार वरषीयां ॥
निसदिन डोलतहें जु दिवानी नेहदा जादू नखीयां ।
सागर एह सजन बिन देखें जनम जनमदी दुःखीयां ॥ १२ ॥

**અર્થ**-મિત્રે મારી આંખો બ્હેકાવી દીધી, કાન્તિ રૂપી દારૂનો પ્યાલો પાયો તે દિવસથી મારૂં મન તલસ્યા કરે છે અને વિયોગ મને એક પળ પણ કળ પડવા દેતો નથી-અર્થાત્ ચેન પડતું નથી; આંખોમાંથી શ્રાવણ માસના વર્ષાદની માફક આંસુની ધારા વર્ષી જાય છે, નેહરૂપી ભુરકી નાખવાથી અહરનીશ બ્હાવરી ફર્યા કરૂં છે, વાસ્તે હે **સાગર**! સજ્જનને દેખ્યા વિના જન્મ જન્મની દુ:ખીયારી છે. ૧૨

**चोपाई**—गायन तीन भेद यह गाये, महाराज रीझे मन पाये ।
कलाप्रवीन कवित जो कीनें, शुद्ध कानरामें बह लीनें ॥ १३ ॥

**અર્થ**-વારાંગનાએ આ ત્રણ ભેદ ગાયા, તેથી મહારાજ મનમાં અતિ રીઝ પામ્યા. તે પછી ઉલટથી કલાપ્રવિણે જે કવિત બનાવ્યાં હતાં તેને શુદ્ધ કાનરા રાગમાં આણીને નાયકાએએ ગાવા માંડ્યાં. ૧૩

### राग कानडो.

कति फेंट छोरनमें, भकुटी मरोरनमें, सीश पेच तोरनमे, अति उरझायके ।
मंद मंद हासनमे, बरुनी विलासनमे, आनन उजासनमे, चकचोंध छायके ॥
मोती मनि मालनमे, सोमनी दुसालनमे, चिकुटीके तालनमे, चेटक लगायकें ।
प्रेम बान देगयो, न जानिये किते गयो, मुपंथी मन लेगयो, झरोखे द्रग लायके ॥

सुगध समीर जैसे, हंस वार छीर जैसे, भू जल मिहीर जैसे, मयूषी चढायके ।
पारद कुमारि जैसे, हरी स्वात धार जैसे, अंम्र एनसार जैसे, धूम उरझायके ॥
उक्ती एकदंत जैसे, शुद्ध बोध सत जैसे, मित बात मित जैसे, सेनन जनायके ।
प्रेम बान देगयो, न जानिये किते गयो, सु पंथी मन लेगयो, झरोखे द्रग लायके ॥
अही खगराज जैसे, चिरिया सु बाज जैसे, केहरी सु गाज जैसे, प्रान निकसायके ।
जलचर झषाह जैसे, मीन मीनहाह जैसे, कीर पंखग्राह जैसे, फंद उरझायके ॥
भागीरथ गंग जैसे, घटिक कुरंग जैसे, कुहिया कुलंग जैसे, भूतल भ्रमायके ।
प्रेम बान देगयो, न जानिये किते गयो, सु पंथी मन लेगयो, झरोखे द्रग लायके ॥

दुहा–रससागर सुनियत कवित, संमृति भई पुरांन ।
मनछापुरी मलीन मधि, बहैं झरोखा ध्यान ॥ १४ ॥
सागर सहचरिसें कही, गायन बूझो जाय ।
यहें कविन को ग्रंथके, किहिं बानी कहं पाय ॥ १५ ॥

**અર્થ**–આ કવિત સાંભળતાંજ રસસાગરને જૂની વાત યાદ આવી તથા મચ્છાપુરીની રાજગલીમા જોયેલા ઝરૂખાનું ધ્યાન થઇ આવ્યું. દાસીને રસસાગરે કહ્યુ કે, જા જઇને ગાનારીઓને પુછ, કે આ કવિત કયા ગ્રથનાં છે? કોનાં બનાવેલા છે? તથા તમને ક્યાંથી મળ્યાં? ૧૪-૧૫

## उधोर छंद.

चेरी चली आयस पाय, बूझी गायकाप्रति जाय ।
गायनकों भयो उछाह, चरचा चित बाढी चाह ॥
भ्रत्या प्रत्य भंखी भास, श्रीमुख नीठ आवन आस ।
जो महराज बूझें बात, बरनी दूरसें नहि जात ।
सासन नीठकी हम पाय, दीजें बात भेद बताय ॥
किंकरि बूझि सागर फेर, लीनी नीठ गायन टेर ।
ठाढी बंदि करपुट कीन, बैठन राज सासन दीन ॥
श्रीमुख कही गायन प्रत्त, भंखो कोंन भेद कवित्त ॥ १६ ॥

**અર્થ**–આજ્ઞા પામીને દાસીએ, ગાયનકાર વારાંગના પાસે જઇ પુછ્યું, ત્યારે તેથી તે ગાનારીઓને અતિ હર્ષ થયો અને મનમાં એ સંબંધી ચર્ચા કરવાની ઇન્તેજારી વધી. પછી પુછવાને આવેલી દાસી પ્રત્યે બોલી કે, અમારે હજુરની પાસે આવવાની આશા છે, કારણ કે જે વાત મહારાજ પૂછાવે છે તે આવી રીતે બીજાને કહી શકાય તેમ નથી, વાસ્તે અમને પાસે આવવાની જો રજા મળે તો તે વાતનો ભેદ બતાવીએ. એટલું સાંભળી,

.ાસી ફરીને મહારાજાને પુછી, નાયકાઓને હજુર પાસે લેઇ ગઇ. ત્યાં પ્રાર્થ-ા કરી, હાથજોડી તે નાયકાઓ મહારાજા સન્મુખ ઉભી રહી ને જ્યારે મહા-રાજાએ બેસવાની આજ્ઞા આપી ત્યારે બેઠી. પછી શ્રી મુખથી નાયકાઓને કહ્યું કે, આ કવિતનો શો ભેદ છે તે કહો. ૧૬.

**छप्पय**–हम लहोर महि रहत, चाह चलिय देशाटन ।
आइ मनंछापुरी, नीतपालह नरिंद जिन ॥
तास सुता सु किसोर, कलापरबीन नाम जिहि ।
हम अनुकंपा कीन, मास षट किय बिलंब तिहि ॥
चातुरी भेद जाने सकल, रूप राशि उतही रहें ।
महाराज आप बूझे कवित, उन सिखाय उनही कहें ॥ १७ ॥

**અર્થ**–અમે **લાહોર**માં રહીએ છીએ, મનમાં દેશાટનની ઇચ્છા થવાથી મુસાફરીએ નીકળ્યાં છીએ, અને ફરતાં ફરતાં **નીતિ**પાળ રાજા રાજ્ય કરે છે તે **મં**ચ્છાપુર શહેરમાં આવ્યાં. તે રાજાની રાજકન્યા કિશોર વયની અને સ્વરૂપવાન છે, તેનું નામ કલાપ્રવિણ છે, તેણે હમારા ઉપર મેહેરબાની કરી ૭ મહીના સુધી અમને રાખ્યાં. કન્યા ચતુરાઇના સકળ ભેદને જાણે છે, એટલુંજ નહીં પણ સર્વે રૂપનો સમૂહ તેમાંજ વસી રહ્યો છે. હે મહારાજ! આપ જે કવિત માટે પુછો છો તે અમને એણે શીખવ્યાં છે, તેમ બનાવ્યાં છે પણ એણેજ. ૧૭

**दुहो**–सागर यह बानी सुनत, संम्रृति लगि सु हेर ।
उदैं प्रेम अकूर भो, कबित गवाये फेर ॥ १८ ॥

**અર્થ**–રસસાગરને આ વાત સાંભળતાંજ જોએલી કલાપ્રવિણની સ્મૃતિ થઇ આવી, તેથી પ્રેમના અંકુરનો ઉદય થયો અને કવિતને ફરીને ગવરાવ્યાં. ૧૮

**गाथा**–नेहनग्र संपत्तो, गायन सौध सागरं चर्चा ।
ओगनीस अभियानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ १९ ॥

**અર્થ**–નાયકાઓનું **ને**હનગરમાં આવવું, મહારાજાના મીલાપની સાથે મેહેલમાં થએલી ચર્ચા, એ વૃત્તાંતવાળી **પ્રવિણસાગ**રની ઓગણીસમી લહેર પૂર્ણ થઇ. ૧૯

इति श्री प्रवीनसागरे नेह नगरमां नेह चर्चा नाम्नी ओगणीसमी लहेरनी रसपूर्णा टीकानो एकोनवीशस्तरंगः ॥

# લહેર ૨૦ મી.

## જ્ઞાન ચર્ચા.

**सोरठा**—रससागर बह बात, बूझत फेर असाध उर ।
जनपद पुर कुल जात, कहो प्रवीन अभिधान कहा ॥ १ ॥

**અર્થ**—રસસાગર તે વાત પુછે છે ખરો, પણ પૂર્વની સ્મૃતિ થઇ આવવાથી ચિત્તની સ્થિરતા રહી શકી નહીં, તેથી ફરીને પુછે છે કે, તેનો દેશ કીયો, શહેર કીયું, કુળ કીયુ કેઇ જાત અને તેનાં બીજાં નામ શાં છે તે કહો. ૧

**कवित**—द्रग भौंन बांन मिल, गुन ग्राम आदि रूप ।
द्वीप परे द्वुज राज, भूमि अनुमान करि ॥
राग भूत भूमि बांन, बान वसुधा मिलाव ।
लोग जुज युगमनि, स्थानक निवास परि ॥
द्वीप द्रग द्वीपवनि, द्वीप यूग वेद रूप ।
परम पवित्र वंश, उदय प्रभा धरी ॥
गिरि गंगा पंथ भूत, समय समीर बीन ।
तत्व ईशशीश ब्रह्म, अंक संगना उचरी ॥ २ ॥

**અર્થ**—આ કવિતમાં ગૂઢ અર્થમાં અંતર્લાપિકા રહેલો છે, જેને સમજવાને અક્ષરના નવ વર્ગ અને બારાખડી ઉપર લક્ષ આપી જોતાં, નીચે પ્રમાણે અર્થ કરી શકાય છેઃ—

દ્રગ=બે, એટલે અક્ષરના બીજા વર્ગના, ભૌન એટલે ત્રીજા અક્ષર=**ગ** સાથે બારાખડીનું પંચમરૂપ એટલે વરડુ મળવાથી 'ગુ' થાય. ગુણ=ત્રીજાવર્ગના ગ્રામ=ત્રીજા અક્ષર **જ** ને આદિરૂપ મળતાં 'જ' અને દ્વીપ=સાતમા વર્ગના પર=બીજા અક્ષર **ર** ને દ્વિજ=પહેલું રૂપ મળતાં ર થયો અને ત્રણના સયોગથી 'ગુજર' શબ્દ થયો, જે નામનો દેશ નાયિકાની જન્મ ભૂમિ જાણવો.

રાગ=છઠ્ઠા વર્ગના, ભૂત=પંચમ વર્ણ **મ**ને ભૂમિ=પ્રથમ રૂપ લાગવાથી 'મ'. બાણ=પચમ વર્ગના તેજ વર્ણને આદિ માત્રા લાગવાથી **ન**, અને

લોક=ત્રીજા વર્ગના, ભુજ=બીજા વર્ણ છ ને યુગ્મ બીજી માત્રા કાનો લાગવાથી **છા** અર્થાત્ **'મનછા'** શબ્દ થયો, જે નામના નગરમાં નાયિકા રહે છે, એમ જાણવું.

દ્વીપ=સાતમા વર્ગના, દ્દગ=બીજા અક્ષરને દ્વીપવતી-પહેલી માત્રા લાગવાથી **ર** થયો, એજ વર્ગના યુગ-ચોથા અક્ષરને વેદ=બારાખડીની ચોથી માત્રા લાગવાથી **વી** થયું એટલે **'રવી'** કે, જે વંશમાં તે ઉત્પન્ન થયેલી છે.

ગીરી=આઠમા વર્ગના, ગંગાપથ=ત્રીજા અક્ષરને ભૂત-બારાખડીની પાંચમી માત્રા લાગતાં **'સુ'** થયું, સમય=ત્રીજા વર્ગના, સમીર=ત્રીજા અક્ષરને બીન=બીજી માત્ર કાનો લાગતાં **'જા'** થયો અને તત્વ=પંચમ વર્ગના ઇશશિશ=પાંચમા અક્ષરને પહેલી આદિ માત્રા લાગવાથી **ન** થયો. એ ત્રણ અક્ષર મળીને **'સુજાન'** શબ્દ થયો, તે નાયિકાનું નામ જાણવું.

આ કવિતમાં સમાયલા ગૂઢ અંતર્લાપિકા ઉપરથી એવો અર્થ નીકળે છે કે, ગુજરાતમાં મંચ્છાપુરીમાં સૂર્યવશમાં ઉત્પન્ન થયેલી અને 'સુજાનબા' એવે નામે આ ગ્રથની નાયિકા હતી.

गूढोक्ती गायन सुनत, भये सु सिंधु सयांन ।
गरव नरव तामांहि उलटि, पायो गनित त्रिधांन ॥ ३ ॥

**અર્થ**-નાયકાઓની ગૂઢ ઉક્તિવાળું કવિત સાંભળી, **સિંધુ સાગર**, શયાના થયા એટલે નિદ્રાળુતા હતી તે મટીને સુદ્ધ આવી, અને તે કવિતનો ભેદ સમજવા, ગર્વ અને નર્વ એ બે શબ્દોને ઉલટા કરીને એટલે વર્ગ અને વર્ણ તથા માત્રાની ગણુતરીની વિગતથી ગૂઢ ઉક્તિવાળા કવિતનો અર્થ સમજી લીધો. ૩

**दुहा**—सागर गायनसें कही, मन तरंग भरि मैंन ।
अंग अंग बरनन करहु, जैसो देख्यो नैंन ॥ ४ ॥
गायन कर्त्ता काव्यकी, तोटक छंद बनाय ।
बरनन कलाप्रवीनको, सागर दियो सुनाय ॥ ५ ॥

**અર્થ**-પૂર્વાનુરાગ પ્રગટવાથી અને કામદેવના તરગથી મન ભરાઇ ગયું એટલે રસસાગરે નાયકાઓને કહ્યુ કે, કલાપ્રવીણના અગે અગના સર્વે અવયવોનું જેવું તમે આંખે જોયું હોય તેવું નખશીખ સુધી વર્ણન કરો. નાયકાઓ કાવ્ય કરતી હતી તેથી તોટક છંદ રચી કલાપ્રવિણના અંગનું વર્ણન મહારાજા રસસાગરને નીચે પ્રમાણે કહી સંભળાવ્યું. ૪-૫

## કળાપ્રવાણના પ્રત્યંગનું વર્ણન.

### तोटक.

गुनरंभव पानिप की प्रभुता, बजरं परि मानिक की छबिता ।
पद पल्लव नीरव चंप कली, हरि केसर कुंकुमकी हदली ॥ ६ ॥
उपमा चरनं अरनं बरनं, कमलं कि जपा तरनं करनं ।
दुति राजत ताढिग एडिनकी, मनु नारिंग गेंदकुजं मनिकी ॥ ७ ॥
छबि द्वै मुखा मति मोहि छकी, रुचि मारसु न्याय हिमं रथकी ।
रतिकी गति पिंदुरि मेंजुरुकी, झलकें मनमथ्थ निषंग झुकी ॥ ८ ॥
गहरी गति जानुसु गंथनकी, मथनी उलटी मन मथ्थनकी ।
जुग जानु करी कर हेम जुटी, उपमा फुनि भानुफला उलटी ॥ ९ ॥
बरनी न नितंब बनी बरकी, सुखमा तट रूप भरे सरकी ।
कटि लंक मनो मृगराज कस्यो, ललितं नव अंकुर जानि लस्यो ॥१०॥
नव नाभि सु नीरज कोश बनी, गति मैंन शिकारनकी गडनी ।
अहि बेल दलं छबि ऊदरकी, त्रिवली रस तीन तरंगनकी ॥११॥
उरुरुप सिवारनसी अवली, निरखें गुन श्याम चिटी नवली ।
रस रीझ भरे दुहु पाखरवा, परियांनके हाटक के परवा ॥१२॥
बिबि काम बटासे उरोज बनें, तिहुंनेंन निशांन सबीर तनें ।
परि राजत सांम सुरंग प्रभा, सतकुंभके श्रृंग मधूप सभा ॥१३॥
कलधौत उरं कुच नीकटवा, नवरंग मनोज मही नटवा ।
भवनं सुर पास कला भुजकी, कमलं नल दंड तिमिध्वजकी ॥१४॥
मगटी कर कंजनकी परमं, सुबयार करं श्रुतिके शरमं ।
सरसी अँगुरी नख बाढ सजे, रसनोदन मांनिकखौर रजे ॥१५॥
पुनि पीठ सु रंभ शिशू पतवा, चतुराइ अनंग पटी चितवा ।
तरुनी गल ग्रीव कपोतनकी, गति कंबु सुराहि अनंगनकी ॥१६॥
चिबुकं ठहि ठोडिय मेचककी, तरुराज फलं अलि सूंनु तकी ।
अरुनं छबि राजतहें अधुरं, शिशु पल्लव किदुरकै सुखरं ॥१७॥
दुतिहें रसना गन दंतनमें, कुवलै दल हालिमेक कनमें ।
कबहों मुखमंद सु बानि कहें, रव कोकिल हीनप पाय रहे ॥१८॥

हुलसें कबहू तब मंद हसे, कुसुमावलि चंद कला बिकसें ।
तबकं जुत बाम कपोल लसें, मधुमाधवी लेंन मधूप धसें ॥१९॥
ललितं मुख नाशिक ओप लली, कहि कीरसु दीपक चंप कली ।
चख चंचलता श्रुति कौंन चलें, मृग खंज तिमी मधु कंज मलें ॥२०॥
बरुनी पल भ्रोंह बिशेष बनें, तरवार तरंग धनू अतने ।
अति सोहित भाल शशी त्रितियं, कुवलें दल कातरि खंड कियं ॥२१॥
शशि गोतन सीप हरी श्रवनं, भव खंडन दाव धुनिभवनं ।
चिहुरं मनमथ्थ खुले चमरी, कर ग्रंथित केबलसी कबरी ॥२२॥
परवा मनि नील विहंग पटी, फनि आल धरें मनि धार फटी ।
चिकुरं रुचि नेह भरे चलके, जमुना मरकंत प्रभा झलके ॥२३॥
झमकें फुंद घूघरवा सु झबे, छपदी नव गुंजत कंज छबे ।
गुन लाल प्रसून सु बेंन गही, बिच रोदसी भूमि त्रिबेंनि बही ॥२४॥
बिध रुद्र निबंध कसी कबरी, रुचि पीत चढे मकरी चकरी ।
शिर-फूल जराव जऱ्यो सरस्यो, दरबी मनि बिंब फनी दरश्यो ॥२५॥
भति याहि सु बंदन मंग भऱ्यो, मुरखी रवि गो तममें प्रसऱ्यो ।
ललना अलकावलि यों लटके, झुकि पुंछ अही शिशुवा झटके ॥२६॥
खुटिलांनाकि राजन ओप खरी, कुसमं गुछ अंकुश काम करी ।
झलवा मलवा पलवा दलवा, दलवा अलिवा किलवा झुलवा ॥२७॥
करनं हरनं जरनं तरनं, तरनं तरनं अरनं करनं ।
श्रवनं सुमनं भवनं सुतनं, शशि श्रृंग किये मालिका सुमनं ॥२८॥
बँदनी नँग संजत खेंच बँधी, शशि शीश नवंग्रह पंत सँधी ।
जलजात लरी बिंद लाल जटे, दरबी डुरिकें कुज चंद चटे ॥२९॥
चरची अरचा किय केसरकी, रससागर नाउ सुरंगुरुकी ।
बिंदवा छबि लाल जँगाल बढी, चुनियां ढिग नील पतंग चढी ॥३०॥
चख नागसु नाग नये बचवा, चमकी मुखदोतनकी रचवा ।
मनि नील सु नासनमें मुरवा, धुनि चाहत देखि लटें भुरवा ॥३१॥
मुकता मनि बेसरसें मिलकें, भृगुसूनु शशी शशिमें भलकें ।
रद राजत रेखनकी रसमी, मनु कुंदकली शिशुपीत भ्रमी ॥३२॥

अरुनाइ अनोप तमोर असी, धुनि प्रेम हिये मुख लैंर धसी ।
दुति राजत नाग दिठौंन दियो, करता लवले रसराज कियो ॥३३॥
हरवा मुकता मनिमाल हिये, अमरं धुनि धार हजार किये ।
दुलरी दुति चोंकिनकी दमके, चपला घन हेम गिरं चमके ॥३४॥
भुजबंद दुहू सु जराव भजें, सुख आसन मैंन महीप सजे ।
चिकुही गुजरी कँगनी झु चुरी, रद कुंजर रंमभरी कँगुरी ॥३५॥
पहुंची मुंदरी अंगुरी परसें, दुति छत्र मनोभवकी दरसें ।
मिहदी नख पानन मोह मनं. गहिरें दल पंकज बूढ गनं ॥३६॥
कटिसें रसना रब यों निकसे, बरदावन वंदन मैंन बसें ।
लखि नीविनके फुदना लटके, चकरी कर कामहुतें छटकें ॥३७॥
रव नेपुर पायल घूघरवा, बजती ध्वनि जेहरकी बिछुवा ।
मधुबाल मुराल सु लालमुनी, गुन गावत कंद्रप केजु गुनी ॥३८॥
अंगुरीसु अनोट रहे अटके, चरितं गुन भांखतहें चटके ।
दुगनी दुति जावक पाय दये, छवि कंज सुफूल जसूल छये ॥३९॥
गजराज मुरालनकी गति की, मधि लंगर चातुरकी मतिकी ।
विविधं नवरंग दुकूल बनें, गुनसो रसना नहि जातगने ॥४०॥
तदपी मतिके अनुसार सबे, जब आयस आपकि पायतबे;
प्रति अंग कही छवी दीठ परी, किरतार प्रवीन करिसु करी॥४१॥

**અર્થ**–નાયિકા કલાપ્રવિણની કાંતિ કેવી છે તેનું સર્વાંગ સુંદર વર્ણન, કવિ–આ કાવ્યના કર્ત્તા **મહેરામણજી** કરે છે, જે પોતાની પ્યારી સુજાનબાને યથાર્થ લાગું પડે છે, એમ કેટલાક ભાટો લોકો કહે છે. એ કળાપ્રવીણના પગના નખની કાંતિની શોભા, હીરા ઉપર રાખેલા માણેકની છબિ જેવી છે, તેના પગની આંગળીઓ કમળ અથવા ચંપાની કળીઓ જેવી છે, તે આંગળાઓની કાંતિએ કેસર તથા કુંકુમની શોભાની હદને હરી લીધી હોય તેવી અનુપમતા છે. પગના રાતા રંગને કમળ, કિંવા જાસુસ કે ઉગતા સૂરજનાં કિરણોની ઉપમા આપીયે એવા છે: પગ પાસેની પેનિયોની કાંતિ તો જાણે નારંગી, કિંવા દડો અથવા મંગળ મણિ હોય નહિ તેવી છે. તેની એ ઘૂંટિયો જોઇને મારી મતિ મોહ પામી છકી ગઈ, કેમકે તેની શોભા કામદેવના સોનાના રથના પૈંડાના માણા જેવી છે; તેમ

કામની સ્ત્રી રતિ તેની ગતિની શોભાને રોકનાર તેની પીડીઓ તો, કામદેવના ઝુકેલા ભાથા જેવી છે. તેના ઘુંટણની ઢાંકણીઓની ગંભીરતા ઉલટાવેલી કામદેવની ઝેરણ [રવાઇ]ના અગ્ર ભાગ જેવી છે, અને સોનેથી જડેલી હાથીની સુંઢ જેવી તેની બે સાથળ, ઉલટેલી કેળ જેવી દેદિપ્યમાન દેખાય છે. અતિ શ્રેષ્ટ નિતંબની શોભા વર્ણવી શકાય એવી નથી, તોપણ તે, શોભારૂપ પાણીથી ભરપુર તળાવના કિનારા સમાન છે. તેની પાતળી કમ્મરનો લાંક કશાયેલા સિંહ જેવો છે; અને તે જાણે સુંદર નવાંકુર લળકતાં હોય નહિ એવો દેખાય છે. તેની ગંભીર નાભિ, નવા કમળના કોશ જેવી છે, તેના પેટની આકૃતિ નાગરવેલના પાન જેવી છે, અને તે ઉપર રહેલી ત્રિવલ્લી પાણીની ત્રણ લહેરો જેવી છે. તેના પેટ ઉપર સેવાળ જેવી રોમરાજી, કાળો દોરો અથવા નવી કાળી કીડિયોની હાર હોય તેવી છે, અને રસ રિઝથી ભરપુર તેનાં બે બાજુનાં પડખાં, પરિયોની સોનાની પાંખ જેવાં છે. તેનાં બે સ્તન, કામદેવના ખેલવાના બે કુંદક જેવાં છે અથવા ત્રણ નેત્રવાળા શંકરના નિશાન રૂપ કામદેવે તાણેલા તંબુ જેવા છે, તે સ્તન ઉપર રહેલી કાળી દીંટડીની શોભા એવી છે કે, તે જાણે સોનાના પર્વતના શિખર ઉપર લોભાયમાન ભ્રમરો બેઠા હોય એમ શોભે છે. તેના સ્તનની આસપાસનો સોના જેવો ઝળકતો છાતીનો ભાગ, કામદેવરૂપી નટને નાચવાની રંગભૂમિ જેવો છે, અને તેના ભુજની શોભા દેવના પાશ જેવી થઇ છે, કિંવા કમળના નાળ જેવી અથવા કામદેવના દંડ જેવી શોભે છે. તેના હસ્ત કમળની હથેળીની શોભા એવી છે કે, જાણે શ્રુતિકેશ વિષ્ણું તેને પવન કરવાનો, રમા એટલે લક્ષ્મીનો પંખો હોય, તેવી છે, અને કામદેવના બાણ જેવી આંગળીઓ છે, સજેલી ધાર જેવા નખ છે, તથા હથેલીમાં મેદીનો લેપ કરેલો છે તે માણેકની શોભાની પ્રેરણા કરાવે છે. અથવા (બીજો અર્થ) કામદેવના બાણ જેવી આંગળીઓને નખરૂપી ધાર સજેલી છે, અને તે નખપર મેદી છે તે જાણે માણેકની શોભાની પ્રેરણા કરતી હોય નહિ એવી દેખાય છે.

તેની પીઠ, સુંદર કેળના ઉલટા પત્ર જેવી છે, અથવા કામદેવની ચતુરાઇના ચિત્રો ચિતરવાની પાટી હોય તેવી છે. નવયૌવના કળાપ્રવિણનું ગળું કપોતના જેવું છે, તેમ તેની નમણાઇ શંખ અથવા કામદેવની સરાઇ જેવી છે. તેની ડાઢી ઉપર કરેલું કાળું ત્રાજવું, પાકેલા આંબાના ફળ ઉપર નાજુક ભંમર જેવું શોભે છે. લાલ હોઠની શોભા એવી છે કે, જાણે વૃક્ષનાં નવાં કુંપળિયાં કે પાકેલા ટિંડોરાં ન હોય તેવી મનોહર છે. ચળકતા દાંતના સમુદાયમાં રહેલી તેની જીભની કાંતિ પાકેલા દાડમના કણમાં રાખેલા કમળના લાલ

પત્ર જેવી છે, મુખથી ધીમે ધીમે વચન બોલે છે, ત્યારે કોયલનો સ્વર પણ તેનાથી લીન થઈ રહે છે. તે હુલ્લાસ પામે છે ત્યારે જરાકજ હસે છે, જે જાણે ફુલની પંક્તિ અથવા ચંદ્રની કળા પ્રકાશ પામી હોય એમ દેખાય છે. તેના ડાબા ગાલ ઉપર રહેલું ત્રાજવું એવું શોભે છે કે, જાણે મધુમાધવીનો સુગંધ લેવા ભમરો બેઠો ન હોય? તે બાળાના મનોહર મુખ ઉપર રહેલું નાક, પોપટની ચાંચ, કિંવા દીવો અથવા ચંપાની કળી જેવું શોભે છે, અને આંખોની ચપળતા કાનના ખુણા તરફ ચાલે છે, તે ગુણ તથા આકારથી મૃગ, ખજનપક્ષી, માછલું, ભમરો અને કમળના રૂપને દળી નાખે છે. તેની પાંપણ, પલક અને ભ્રકુટિ વધારે શોભાયમાન બનેલાં છે, તે અનુક્રમે ખુલ્લી તરવાર, જળતરંગ અને કામદેવના ધનુષ જેવાં શોભે છે. ત્રીજના ચદ્ર જેવું અતિ શોભાયમાન તેનું કપાળ તો જાણે કમળના પત્રને અર્ધ ચંદ્રાકારે કાતરીને કટકો કર્યો હોય નહિ એવું દેખાય છે. મોતીની છીપના માનને હરીને અન્ય કાનની શોભાને જગતમાં ખડન કરવાનો દાવ લેતા હોય એવા તેના ધ્વનિભવન એટલે કાન છે. તેના છુટા કેશ, કામદેવની ચમરી જેવા શોભે છે, અને હાથે ગુંથેલી વેણી, કંબલ નામના સર્પ જેવી છે. મરકતમણિ અને કાળી ચળકતી પક્ષીની પાંખ જેવી તેની ઓળીને પાડેલી કેશપાટી છે, તે જાણે સર્પે પહોળી કરીને મણિપર ધરેલ ફણ હોય એવી શોભે છે, તેમ તેના મનોહર કેશ, ફુલેલ તેલથી ભરેલા ચળકે છે તે જાણે, જળની-કિવા મરકતમણિની શોભા જ હોય નહિ? તેની વેણીમાં ગુંથેલા ફુમકાવાળા ગોફણાની ઘૂઘરીઓ ઝમઝમ વાગે છે, તે જાણે નવીન ભમરાઓ ગુંજારવ ન કરતા હોય, તેમ શોભે છે.

**બીજો અર્થ**-(અથવા તેના ઘૂઘરવા એટલે લટકતા કેશના ઝબા-જે ગોફણો તેમાં ગુંથેલાં ફુમકાં અને ઝુમણાની ઘૂઘરીઓ વાગે છે, તે જાણે કમળપર નવીન ભમરાઓ ગુંજારવ કરતા હોય નહિ તેમ શોભે છે.)

રેશમના લાલ દોરા અને શ્વેત ફુલથી તેની વેણી ગુંથેલી છે, તે જાણે પૃથ્વી અને આકાશ વચ્ચેની જમીનપર ત્રિવેણી નામની નદી વહેતી હોય એમ દેખાય છે. (આ ઠેકાણે લાલ દોરારૂપી સરસ્વતી નદી, શ્વેત ફુલરૂપી ગંગા નદી અને શ્યામવાળ રૂપી યમુના નદી, એમ ત્રણેના સંયોગથી ત્રિવેણી નામની નદી કલ્પી છે.) રૂદ્રપાશની રચનાની રીત પ્રમાણે કેશને કશીને બાંધેલા છે, તેની શોભા જાણે પીત એટલે ચંદનપર ચઢીને કરોલિયે ચકરી એટલે લાળનો ગોળ પાશ અથવા જાળ બનાવેલો હોય નહિ શું, તેમ શોભે છે. માથા ઉપર જડાવ શીશફુલ ધારણ કરેલું છે, તેમાં ચોટલાનું પ્રતિબિમ્બ પડે છે તે જાણે ફણ ઉપર રહેલા મણિમાં સર્પનું પ્રતિબિમ્બ દેખાતું હોય તેમ

દીપે છે. તેના સેથામાં સિંદૂર એવી ભાતથી ભર્યો છે કે, જાણે સૂર્યનાં લાલ કિરણ અંધારામાં પ્રસર્યાં હોય! વળી સુંદરી કહેતાં કળાપ્રવિણના વાંકા વળેલા વાળની લટો લટકે છે તે જાણે, સર્પનાં બચ્ચાં નમીને પુંછડાં ઝાટકતાં હોય તેમ દીસે છે. તેના કાનમાં ખુટિલા નામના ઘરેણાની કાંતિ એવી શોભે છે કે, જાણે ફૂલના ગુચ્છા અથવા કામદેવના હાથીને અંકુશ હોય તેવાં દેખાય છે. કાનમાં પેહેરેલી ઝાલ હીલે છે તે જાણે પલકના દળને મળવા આવતી હોય નહિ તેવી લાગે છે. દલવા-હેમનાં જડાવ પાંદડાં-કાનમાં પેહેર્યાં છે, તેને કમળ-દળ એટલે પાંખડી જાણીને અલિવા-આંખોની કાળી કીકીરૂપી ભમરાઓ,કિલવા ઝુમી રહ્યા છે-(**ચોથા પાદનો બીજો અર્થ**-અલિવા તેની સખિયો,[1] દલવા=તેના સમૂહ,[2] કિલવા=તેનાં વખાણ,[3] ઝુલવા=તેની ઝુલ એટલે ઝુલઝુલી-કાનમાં પેહેરવાનાં પાંદડાં,[4] અર્થાત્ કાનમા પેહેરવાનાં હેમનાં જડાવ પાંદડાનાં વખાણ તેની સખિયોનો સમૂહ કરે છે.) કાનમાં સોનાના જડાવ તરૌના પેહેર્યા છે, તે જાણે તરૂણ સૂર્યનાં લાલ કિરણ હોય તેવાં શોભે છે, અને ભુવન જે જળ, તેના સુતન, કમળના જેવા કાનમાં શ્રવનસુમન-કર્ણફુલ પેહેરેલાં છે, તે જાણે ઉલટા અર્દ્ધ ચંદ્રાકાર કપાળરૂપી ચંદ્રના શૃંગપર-લમણારૂપી બે ખુણા ઉપર-મોગરાનાંફુલ રાખ્યાં હોય એમ શોભે છે. કપાળ ઉપર રત્ન જડિત દામણી ખેચીને બાંધેલી છે, તે જાણે કપાળરૂપી ચંદ્રમાના માથાપર નવે ગ્રહો હાર કાઢીને રહ્યા હોય એવા દેખાય છે. વળી કપાળમાં મોતીની શરથી બાંધેલા લાલમણિ જડેલો ચાંદલો એવો શોભે છે કે, જાણે શરરૂપી સર્પ સંતાઇને કપાળરૂપી ચંદ્ર મધ્યે લાલ મણિરૂપી રહેલા મંગળને ચુખતો ના હોય તેમ લાગે છે. પૂજા કરીને કપાળમાં કેસરની આડ કરેલી છે, જે જાણે રસના સમુદ્રમાં બૃહસ્પતિનું વાહાણ હોય એમ દેખાય છે, (બૃહસ્પતિનો રંગ પીળો છે અને કેસરનો રગ પણ પીળો છે, તેમજ વાહાણના પડખાનો ભાગ અને કપાળનો આકાર સરખો છે, તેથી કપાળ પ્રમાણે કરેલી આડના રંગ તથા આકારપરથી, બૃહસ્પતિના વાહાણની ઉપમા આપી છે.) તેના કપાળપર કરેલો કકુનો લાલ ચાંદલો અને જંગાલની લીલી ટીલડીની શોભા એવી વધી છે કે, જાણે લાલ ચાંદલારૂપી ચુનીની પાસે લીલા રગનો પતંગ ચડયો હોય, એમ દેખાય છે. તેની આંખોમાં આંજેલા કાજળની બારીક રેખાઓ એવી છે કે, જાણે સર્પના નવા કણા હોય. ડોળાનો ચમકાટ આગિયા જીવડાના પ્રકાશ જેવી રચના કરે છે, અને તેના સુંદર નાકમાં નીલમણિરૂપી મેઘે લટરૂપી ધારા મુકેલી જોઇને મોર ટહુકાર કરવાને ચાહાય છે. તેના નાકની નથમાં મોતી અને મણિ બંને એવાં શોભે છે કે, જાણે મુખરૂપી ચંદ્રમધ્યે મોતીરૂપી શુક્ર તથા

સ્વેત મણિરૂપી ચંદ્ર, મુખરૂપી ચંદ્રમધ્યે હોય, એમ ઝળકે છે. તેના દાંતમાં જડેલી સોનાની રેખા, ડોલરની કળી ઉપર પીળી ભમરીનું બચ્ચું બેઠું હોય તેવી શોભે છે, ને ચાવેલા પાનબીડાની મનોહર રતાશ એવી છે કે, જાણે હૃદયમાં રહેલ પ્રેમરૂપી નદીની લહેર મુખ સૂધી ઉછળી આવી હોય એમ દીસે છે. (કવિ–કુલ સંપ્રદાયની રીત પ્રામણે પ્રેમનો રંગ લાલ છે તેથી પ્રેમરૂપી નદીનું જળ હોઠ ઉપર આવી રહ્યું હોય એમ દેખાય છે.) કાનપાસે જરાક કાજળનો મસો કરેલો છે તેની પ્રભા એવી શોભે છે કે, જાણે જગત્‌કર્ત્તાએ પોતાનો લવ માત્ર યશ લઇને રસરાજ શૃંગાર રસને બનાવ્યો હોય. તેણે છાતીપર મોતીના હાર અને મણિની માળાઓ ધારણ કરેલી છે, તે જાણે ગંગા નદીએ હજાર ધારાઓ કરી હોય; બેલરની માળાની પ્રભા અને તેમાં રહેલી ચૌકીની કાંતિ ઝળહળે છે, તે જાણે સોનાના પર્વત ઉપર ઘણી વીજળીઓ ચમકતી હોય, ને સ્તનરૂપી સોનાના પર્વત ઉપર કાળા કુચાગ્રરૂપી ઘન અથવા કાળી કાંચળીરૂપી ઘન ઉપર મોતીની માળા અને ચૌકીરૂપી વીજળી ચમકે છે. બંને ભુજાએ બાંધેલા જડાવ બાજુબંધ એવા શોભે છે કે, જાણે કામદેવરૂપી રાજાએ બેસવા માટે સુખપાલ બનાવેલી હોય, તેના હાથમાં પેહેરેલ ચિકની એટલે સુંદર ઓપેલી ગુજરી, કંકણ અને ચૂડીયો છે, તે અનુક્રમે ચૂડીઓ હાથી દાંતની, કકણ રંગ ભરેલાં તથા ગૂજરી કાંગરાવાળી શોભે છે. તેના હાથના કાંડામાં પોહોંચી અને આંગળીમાં અક્ષર કોતરેલા ઢાલવાળી વીંટી પેહેરી છે તેની છબી કામદેવના છત્ર જેવી દેખાય છે, અને તેની બંને હાથની હથેળિયોમાં તથા નખપર મેંદીના માનને મોહ.કરે એવી જૂદી જૂદી બીંદીઓ કરેલી છે, તે જાણે ઘેરા રંગના કમળના પત્રપર ચોમાસામાં થતા ઇંદ્રગોપના સમૂહ પાસ પાસે બેઠા હોય તેમ શોભે છે. તેની કમ્મરે પેહેરેલી સુવર્ણ મેખલામાંથી મનોહર શબ્દ એવા નીકળે છે કે, જાણે કામદેવને બરદાવવાને બંદીજનો વસ્યા હોય ને તેના ઘાઘરાની નાડીનાં ફુમતાં લટકે છે તે જોઇને મને તો એમ લાગે છે કે જાણે કામદેવના હાથમાંથી ચકરડી તો છટકતી નહિ હોય? કામદેવ જેમ ચકરડી ફેરવતો હોય તેમ નાડીરૂપી દોરીથી ફુમતાંરૂપી ચકરડી બાંધીને હાથમાંથી વેહેતી મુકે, તેમ લાગે છે.

તેના પગમાં પેહેરેલ પાયલા અને નેપૂરની ઘૂઘરીઓના અવાજ તથા જેહર અને આંગળીઓનાં વિછિયા વાગી શબ્દ કરે છે, તે જાણે ભમરાઓનાં બચ્ચાં ગુંજારવ કરતાં હોય અથવા હંસનાં બચ્ચાં તથા લાલમુનિયાં નામનાં પક્ષીને ગુનીજનો (લાયક) કામદેવના ગુણ ગાતાં હોય તેમ લાગે છે. તેના પગના અંગુઠામાં રહેલાં મનોહર અણવટ અથડાઇને અવાજ કરે છે તે જાણે ચટક

(ચકલ્યાં) પક્ષીરૂપી બંદીજનો તેનાં ચરિત્ર અને ગુણનાં વખાણ કરતાં હોય એમ લાગે છે; તેમ તેના પગને તળે અળતો લગાવ્યો છે તેથી તે બમણી કાંતિ ધરે છે અને તેની શોભા જાણે લાલ કમળ અને જાસ્વંતના ફુલ બિછાવ્યાં હોય તેવી ઓપે છે. તેની ચાલવાની છટા મોટા હાથી જેવી મંદ અને હસ જેવી મનોહર છે, તે ચતુર પુરૂષોની બુદ્ધિને બાંધનાર જાણે લંગર (સાંકળ) હોય એમ મોહ ઉપજાવે છે; સાથે અનેક પ્રકારનાં નવા નવા રંગનાં રેશમી વસ્ત્રો પેહેર્યાં છે,–જેના અનંત ગુણ અમારી જીભથી ગણી શકાય એમ નથી. અમારી બુદ્ધિ પ્રમાણે, સર્વે સ્વરૂપ જ્યારે આપનો હુકમ પામ્યાં ત્યારે દરેક અંગની છબી જેવી અમારી નજરે પડી તેવી કહી બતાવી, પરંતુ જગકર્ત્તાએ એક કળાપ્રવિણને બનાવી તેજ બનાવી છે,–અર્થાત્ તેના જેવી આ દુનિયામાં બીજી કોઇ સ્ત્રી નથી. ૬–૪૧

**दुहो**–नखतें सिख सिखतें सु नख, आभा कही बनाय ।
तऊ प्रबीन नबीन छबि, बर्नी न बरनी जाय ॥ ४२ ॥

**અર્થ**–નખથી શીખ સૂધી શરીરના અવયવની ને શીખથી નખ સૂધી ઘરેણાની શોભા બતાવી, તોપણ પ્રવિણની નવી છબી જેવી બનેલી છે, તેવી યથાર્થ વર્ણી જાય એવી નથી. ૪૨

### અભિલાષ દશા.

**सोरठा**–सुनत श्रवन प्रति अंग, अंग अंग प्रगटें अनंग ।
भई सुमन गति भृंग, बिनां बाग बिकसित कुसुम ॥ ४ ३ ॥
उदयो प्रेम पतंग, सुख समूह सकुचित कुमुद ।
भयो मुदित मन भृंग, बिरह कुज प्रफुलित लता ॥ ४४ ॥
उमडी घटा सनेह, धीर जवासा तरु सुक्यो ।
बिरहा सर सु भरेह, मिंत सुरत छूटे पटा ॥ ४५ ॥
मग मग या गति लीन, डग डग ला लागत खरी ।
लगनी अगनि प्रबीन, जल थल प्रति जगमग रही ॥ ४६ ॥
अमर कोश दधि प्रान, बिरह ज्वाल पावक जरें ।
सुरति धूम अनुमान, मृगमद मिलित प्रबीन तन ॥ ४७ ॥

**અર્થ**–એમ કળાપ્રવિણના પ્રત્યેક અંગની શોભાનું વર્ણન સાંભળીને, મહારાજાના અંગે અંગમાં કામ વ્યાપી રહ્યો અને જેમ ફુલનો રસ પીવાને ભમરો ઉત્સુક થાય, તેમ બાગવિનાના પ્રફુલિત થયેલા કળાપ્રવિણ રૂપી ફુલનો રસ પીવાને સાગરરૂપી ભ્રમર ઉત્કંઠિત થયો. પ્રેમરૂપી સૂર્ય ઉગ્યો તેથી સુખના

સમયકાળરૂપી પોયણીનાં કમળ કરમાઇ જાય છે એમ વિરહરૂપી કુંજલતા મંડપ ઉપર પ્રફુલ્લિત થએલી વેલ જોઇને મનરૂપી ભમરો હર્ષિત થયો. ને સ્નેહરૂપી મેઘની ઘટા ચઢવાથી ધીરજરૂપી જવાસા સુકાઇ ગયા, વિરહરૂપી તળાવ ભરાઇ ગયું અને મિત્રની સુરતરૂપી પટા એટલે ઝરા છુટયા, અર્થાત્ પાણી વહેવા લાગ્યાં. નાયકાઓએ કરેલું વર્ણન સાંભળીને દરેક માર્ગનું ભાન ભૂલી રસસાગર એક ગતિમાં લીન થઇ ગયો તેથી તેને ડગલે ડગલે વિરહની આગ લાગવા માંડી, એટલુંજ નહિ પણ પ્રવિણની પ્રીતિરૂપી આગ જળથળ પ્રત્યે પડી એટલે સર્વ સ્થળે જગમગી રહી, અર્થાત્ પ્રગટ દેખાવા લાગી. સાગરના પ્રાણરૂપી અમરનો ભંડાર વિરહરૂપી અગ્નિની ઝાળથી બળવા લાગ્યો, તેથી તેની સુરતિરૂપી ધૂમાડો પ્રવિણના શરીરરૂપી કસ્તુરી તરફ ચાલ્યો. ૪૩-૪૭

**सवैया**—लोह करीच फिरें तितहीं, जित ग्राव चमंकनकी फुरता ।
अंमर कोशको धूंम तितैहीं, जितैंहि मृगंमदकी दुरता ॥
पुंगीको नाद बजें जिताहि, तित पंनग आननकी मुरता ।
यों परबीन सुनें प्रति अंग, भ्रमें तित सागरकी सुरत ॥ ४८ ॥

**અર્થ**—જે તરફ ચમકનો પથ્થર હોય તે તરફ લોઢાનો સોયો ફરે છે, જ્યાં ગુપ્ત રહેલી કસ્તુરી હોય ત્યાંજ અમરકોશનો ધૂમાડો જાય છે, જ્યાં મોરલીનો નાદ થતો હોય ત્યાંજ સર્પ ફણ માંડીને નાચે છે, તેમ સાંભળેલા કળાપ્રવિણના પ્રત્યેક અંગમાં રસસાગરની સુરત ફર્યા કરે છે. ૪૮

**दुहा**—राज कुमर रीझे सु तित, दान मान दिय ताय ।
गायन निज थानक गई, सागर प्रनय जनाय ॥ ४९ ॥

**અર્થ**—કળાપ્રવિણના અંગે અંગનું વખાણ સાંભળીને, નાયકાઓ ઉપર માહારાજ ખુશી થયા અને તેમનો ત્યાંજ સારો સત્કાર કરી ઇનામ આપ્યું, જે લઇને સાગર ઉપર ઘણોજ પ્રેમ જણાવી નાયકાઓ પોતાને ઉતારે ગઇ. ૪૯

**गाथा**—गायन राज समीपें, बर्नन किय प्रबीन प्रत्यंगं ।
सागर दशा तदंते, बीश प्रबीन सागरों लहरं ॥ ५० ॥

**અર્થ**—નાયકાઓએ મહારાજાની પાસે કરેલું કળાપ્રવિણના અંગે અંગનું વર્ણન સાંભળ્યા પછી મહારાજાની બનેલી હાલત યુક્ત પ્રવીણ સાગરની વીશમી લહેર પૂરી થઇ. ૫૦

इती श्रीप्रवीनसागरे गानचर्चा नामनी वीशमी लहेरनी रसपूर्णा टीकानो विंशस्तरंगः ॥

# લહેર ૨૧ મો.

## રસસાગરનો મોહ.

दुहा—इन नेनन आनन्न वहैं, कब देखहुं किरतार ।
एसें रससागर निशा, बीती करत बिचार ॥ १ ॥
भयो भोर मिंत सु मिले, करें कुतोहल बात ।
रससागर औरें दशा, जानी काहु न जात ॥ २ ॥

**અર્થ**—સરજનહાર પરમેશ્વર !! આ આંખોથી તે મુખ હું કયારે જોઇશ ! એમ વિચાર કરતાં કરતાં રસસાગરની રાત વીતી ગઇ, સવાર થયું, સઘળા મિત્રો આવી મળ્યા અને વિનોદ કરવા લાગ્યા, પરંતુ રાજકુમાર રસસાગરની તો વિચિત્ર દશા થઇ ગઇ હતી તે કોઇથી જાણી શકાઇ નહીં. ૧–૨

**झूलना.**

देहको देहरा चिंतके तख्तमें, इस्कके देवकी जोत जागी ।
प्रान पूजा करे नेंन पानी भरे, कांन ध्यानी कथा आन तागी ॥
स्वास पंखा ठह्यो बुद्धि बीरा गह्या, जीह तंत्री लह्यो भेद रागी ।
मित्र मंत्रं भजें तंत्र फंदं तजें, एक प्रबीनसें टेक लागी ॥ ३ ॥

**અર્થ**—દેહરૂપી દેવાલયમાં, ચિત્તરૂપી તખ્ત ઉપર, ઇસ્કરૂપી દેવની જોત પ્રગટી છે. તે દેવની, પ્રાણરૂપી પુજારો પૂજા કરે છે, આંખોરૂપી પનીહારી પાણી ભરી લાવે છે, કાનરૂપી સિદ્ધ બીજી કથાઓને છોડી ધ્યાન ધરે છે, શ્વાસરૂપી પંખો ચાલે છે, બુદ્ધિએ બીડાં ઝાલ્યાં છે અને જીભરૂપી વીણા, મિત્રના મંત્રનો જાપ જપે છે. એ પ્રકારે એક પ્રવિણનીજ લેહ લાગી છે. ૩

दुहो—भूलिगये चित गति सुरति, भूषन बसन शरीर ।
मनमें बसी प्रबीन छबि, बढी बिरहकी पीर ॥ ४ ॥

**અર્થ**—રસસાગર, પોતાના મનની ગતિ અને પોતાની સુરતને ભૂલી ગયા એટલુંજ નહિ, પણ શરીરે લુગડાં ઘરેણાં પહેરવાનુંએ વીસરી ગયા, ફક્ત મનમાં એક પ્રવિણની છબી વસી છે તેથી વિયોગની પીડા વધી ગઇ છે. ૪

## સ્મરણાનુભાવ, सवैया.

गंध्रव गान प्रबीन उचारत, बीन प्रबीन बजावत रागी ।
भाषत भाष प्रबीन सु भेदन, मिंत प्रबीन सुरा मद दागी ॥
गायन बानि प्रबीन कथा सु, प्रबीन सुनी तबसें रति जागी ।
सागर चिंत प्रबीन चढे सु, प्रबीन प्रबीन वहैं जक लागी ॥ ५ ॥

**અર્થ**–તે ગાંધર્વની પેઠે ગાય છે, તેમાં **પ્રવિણ**નોજ ઉચ્ચાર કરે છે; પ્રીતિથી બીન વગાડે છે તેમાં પણ "પ્રવિણ પ્રવિણ" એ નામનેજ બજાવે છે; વાત કરે છે તેમાં પણ **પ્રવિણ**નાજ ભેદનાં વચન બોલે છે અને દારૂ પીતાં પીતાં પણ પ્રિય મિત્ર **પ્રવિણ**નાજ પ્રેમમાં અંકિત થયેલા અથવા દાઝેલા છે; એવી રીતે ગાવા બોલવામાં **પ્રવિણ**નીજ કથા કરે છે. જ્યારથી કળાપ્રવિણનું વર્ણન સાંભળ્યું છે ત્યારથી પ્રીતિ જાગી છે, એમ **સાગર**ના મનમાં **પ્રવિણ**જ વસવાથી એટલે સ્મરણ થવાથી, અરે **પ્રવિણ**! અરે **પ્રવિણ**! એમ ઝંખના લાગી રહી છે. ૫

## चोपाइ.

महाराज प्रच्छन मुरझावें, बात भेद कहुपें न बतावें ।
मिंत पाए चितकी जु उदासी, बोलन लगें कुतोहल हांसी ॥
मंद मंद प्रतिउत्तर बोलें, वहैं ध्यान महाराज न डोलें ।
आन काहू आयस नहि सूझे, बेमरजाद होय को बूझें ॥
यौं बासर दश पंच बिहाये, मित बात बूझन अकुलाये ।
समय एह बूझनकी ठांनी, बोले सुहृद राज प्रति बानि ॥ ६ ॥

**અર્થ**–મહારાજા રસસાગર, મનમાં ને મનમા મુઝાયા કરે છે, પણ કોઇને વાતનો ભેદ આપતા નથી, પરંતુ મિત્રો, કુંવરના ચિત્તની ઉદાસી જાણી ગયા અને તેમને પ્રસન્ન કરવા હાસ્ય વિનોદનાં વચન બોલી, વાતો ચલાવવા લાગ્યા,–ત્યારે તેઓની સાથે ધીમે ધીમે બોલવા લાગ્યા પરંતુ મહારાજા પ્રથમના લાગેલા ધ્યાનને ચુકતા નથી, તેથી કોઇને તેની ગમ પડતી નથી. વળી બેમરજાદ થઇ પૂછી પણ કોણ શકે? એમ મુઝવણમાં પાંચ દશ દિવસ વહી ગયા, ત્યાં તો મિત્રો વાત પૂછવાને અધીરા બની ગયા, તેથી એકાંત વખતે આ વાત પૂછવાનો ઠરાવ કરી, મહારાજા પાસે તેઓ આ પ્રમાણે વચન બોલ્યા. ૬

दुहो–मित अरज महाराज किय, बाग बिलोकन बान ।
　　महाराज मंदोल चढि, कियो गमन उद्यान ॥ ७ ॥

**અર્થ**-મિત્રોએ મહારાજને બાગ જોવાની વિનતી કરી, તે મંજુર રાખીને પાલખીમાં બિરાજી પોતે બગીચા તરફ પધાર્યા. ૭

**બાગવર્ણન.**

**छप्पय**-बीतत अहर बसंत, ब्रच्छ बीरुध बिलंब किय ।
कोमल किसलय झुकित, सुमन बन बन प्रति फुल्लिय ॥
बोलत बिबिध बिहंग, भृंग गुंजार करत तित ।
सीत मंद मधु स्वसन, जुकति जलजंत्र उच्छरित ॥
आमंति मंत्र महाराज प्रति, एकंतिक आसन रच्चिय ।
पटुता उचारि बानी प्रथक, यहें बिनय महराज किय ॥ ८ ॥

**અર્થ**-વસંત ઋતુના દિવસ વીતી ગયા છે, વૃક્ષ ઉપર વેલીઓ વિંટાઇ વળી છે, નવાં અંકુરિત કોમળ પાંદડાં ઝુકી રહ્યાં છે, વને વને પુષ્પો ખીલી રહ્યાં છે, વિવિધ જાતનાં પક્ષીઓ સુંદર વાણી બોલી રહ્યાં છે, ઠેક ઠેકાણે ભમરાઓ ગુંજારવ કરી રહ્યા છે, શીતળ અને સુગંધીમય મધુર પવન મંદ ગતિથી વાય છે, વળી પાણી ઉછાળતા અનેક ફુવારા ઉડી રહ્યા છે! આવી મનોરંજક જગાએ, એકાંત સ્થળે, બિછાયત કરી, મહારાજાને ગુપ્ત વાત પુછવાને મિત્રોએ આમંત્રણ કર્યું. કુંવર રસસાગર ત્યાં બિરાજ્યા એટલે પ્રથક્ પૃથક્ રીતે આ મુજબ મિત્રોએ વિનય કર્યો. ૮

**दुहा**-कारि अभिवंदन जोरि कर, कियो छमापन क्रोध ।
सासन श्री महराज ग्राहि, बूझी मनकी शोध ॥ ९ ॥

**અર્થ**-મિત્રોએ પ્રથમ બે હાથ જોડી, વંદન કરી, ક્રોધ ન કરવા ક્ષમા ઇચ્છી–મહારાજાની આજ્ઞા લેઇને મનમાં રહેલી ગુપ્ત વાર્તા પુછી. ૯

**दुहा**-कहा भयो कित चित गयो, किही जगत दिन रेंन ।
पल पल प्रति लीनह प्रभा, कहा नयो चित चेंन ॥ १० ॥
नीठ नीठ बूझत कही, गायन उक्ति उदार ।
वहें कवित वर्नन यहें, उर आसय बिस्तार ॥ ११ ॥

**અર્થ**-મિત્રો કહે છે કે:-હે મહારાજ! આપને આ શું થયું અને આપનું ચિત્ત ક્યાં ગયું? તમે રાત દિવસ કોનું રટણ કરો છો? પળે પળે તમારી પ્રભા મંદ થતી જાય છે, માટે આપના ચિત્તમાં નવું ચેટક શું થયું છે? એમ વારે વારે પુછવાથી, મહારાજાએ ધીરે ધીરે નાયકાઓએ કહેલાં કવિત્ત તથા તેઓએ કરેલું પ્રવિણનું નખશીખ વર્ણન તથા પોતાના મનનો આશય, વિસ્તારથી કહી બતાવ્યો. ૧૦-૧૧

**सोरठो**–देखित श्री महाराज, दुचिते बिरहानल दुखित ।
आधि मिटावन काज, यहै मिंत उच्चार किय ॥ १२ ॥

**અર્થ**–એમ મહારાજાને વિરહ વેદનાથી દુ:ખી અને બેચેન જોઈ, તે વ્યાધીને મટાડવા સારૂ મિત્રો આ પ્રમાણે બોલ્યા. ૧૨

### પત્ર લેખનું સૂચન.

**छप्पय**–महाराज यह बात, सत्य हमतो नहि मानैं ।
कुमरी वय सु किसोर, कवित कैसें करि जानैं ॥
कलाधार गायका, रीझ रावरी सुपाई ।
चरचा भेद चलंत, उक्ति समये सिर लाई ॥
मानैं न आप अनुमान यह, पाती लिख सु पठाइयें ।
परिहैं प्रतीत प्रतिउत्तरन, मन न कछू मुरझाइयें ॥ १३ ॥

**અર્થ**–હે મહારાજ! અમે તો એ વાત સાચી માનતા નથી, કારણ કે કુંવરીની ઉમ્મર ન્હાની છે તેથી કવિત શી રીતે રચી જાણે? પણ એ તો કળાને જાણનાર પેલી નાયકાઓએ આપને ખુશી થએલા જોઈ, ઈનામની આશાએ, આ વાતના ભેદની ચર્ચા ચાલતાં, લાગ વિચારીને, ખોટી ઉક્તિ કહી છે. વાસ્તે તે આપ ન માનતાં, એ સબંધમાં એટલું અનુમાન કરવું જોઇએ કે, આપણે એક પત્ર લખી ત્યાં મોકલીએ, તેનો પ્રત્યુત્તર આવવાથી પ્રતીતિ પડશે, એટલા માટે એ બાબત મનમા આપ જરાએ મુઝાશો નહીં. ૧૩

**सोरठा**–निज उर कर निरधार, मिंत उकति सागर सुनें ।
आये सु राज दुहार, सभा बिसर्जन बाग किय ॥ १४ ॥
बीतत अहर कितेक, पाती लखी प्रबीन प्रति ।
बानी अहट बिवेक, छंद सु मुत्तियदाम करि ॥ १५ ॥
निज सु अनुग निरखंत, भायो भारतिनंद कवि ।
बिषम सु सरनि बहंत, सबें बात समराथ वह ॥ १६ ॥

**અર્થ**–મિત્રોનાં વચન સાંભળી, તેમ વર્ત્તવાને પોતાના મનમાં રસસાગરે નિશ્ચય કર્યો. પછી સભા વિસર્જન કરી, રાજદ્વારે પધાર્યા. કેટલાએક દિવસ વિત્યા પછી મહારાજાએ વિવેકપૂર્વક સુંદર વાણીમા મોતિદામ છંદ રચી, પ્રવીણ પ્રત્યે મોકલવા એક પત્ર લખ્યો. બાદ પોતાના મિત્રો ઉપર નજર ફેરવતાં પાસે બેઠેલા ભારતીનંદ કવિ ગમ્યા, કારણ કે એ કઠણ માર્ગે જઈ શકે એવા તેમજ સઘળી બાબતમાં સમર્થ હતા. ૧૪–૧૬

## ભારતીનંદનું વર્ણન.

**छप्पय**–करता काव्य नवीन, नाद बीनादि बजावन ।
राज भेद रिझवंत, रीत संगीत सु गावन ॥
लावन उक्ति अनेक, टेक धारित विवेक मन ।
षट भाषा षट शास्त्र, वेद परबीन पुरानन ॥
नाना प्रकार परपंच कर, बीर धीर गंभीर मति ।
साहस उदार सरसति प्रसंन, जासु समय तैसी प्रकृति ॥ १७ ॥

**અર્થ**–નવીન કાવ્યને કરનાર, વિણાદિ વાદ્યને વગાડનાર, રાજભેદથી ખુશી કરનાર, સંગીતની રીતી પ્રમાણે ગાનાર, યુક્તિપૂર્વક અનેક વાતો બજાવનાર, ટેકીલા, તેમજ વિવેકી, ૭ ભાષા અને ૭ શાસ્ત્ર યુક્ત સઘળા વેદ તથા પુરાણમાં પ્રવિણ, નાના પ્રકારના પ્રપંચને રચનાર, ધીર, ગંભીર મતિવાળા, ઉદાર અને જેને સરસ્વતી પ્રસન્ન છે, જે સાહસીક છે, તેમજ વખત હોય તે પ્રમાણે પ્રકૃતિ રાખનાર ભારતીનંદ કવિ હતા. ૧૭

तासु बुलाय इकंत, चिंत आसय उच्चारी ।
जनपद पुर नृप माम, बात सबही बिस्तारी ॥
कुमरी कलाप्रवीन, नाम कहि पत्र दियो कर ।
प्रच्छन पठवन भेद, ओर लावन प्रतिउत्तर ॥
केते उपाय फुने फुनि प्रथक, कवि सुनियत सागर कये ।
भारतीनंद मनमें मुदित, प्रति पयांन रंहस भये ॥ १८ ॥

**અર્થ**–પછી ભારતીનદ કવિને એકાંતમાં બોલાવી રસસાગરે પોતાના મનનો આશય કહ્યો, અને જ્યાં મોકલવાના હતા તે દેશ, શેહેર, રાજાનું નામ વિગેરે સર્વે વાત વિસ્તારથી કહી, અને કહ્યું કે, તે રાજાની કળાપ્રવિણ નામની કુવરી છે તેને આ પત્ર આપવો છે. પત્ર ગુપ્ત રીતે પોહોચાડવો અને પ્રતિઉત્તર લાવવાના ભેદ–તેમ બીજા કેટલાએક જુદા જુદા ઉપાયો વારંવાર કવિને મહારાજે કહી સભળાવ્યા. ત્યારે ભારતીનંદ કવિ મનમાં હર્ષ પામીને જલદીથી ચાલવાને તૈયાર થયા. ૧૮

दुहो–करि वंदन महाराजकों, पत्र लियो सिर धार ।
हय गय सिबिक सबीर सजि, तुरत होत तहियार ॥ १९ ॥

**અર્થ**-પછી કવિએ મહારાજાને વદન કરી પત્ર માથે ચડાવી લીધો, અને ઘોડા, હાથી, પાલખી, તંબૂ વિગેરે સામગ્રી સજી, તરત જવાને તૈયાર થયા. ૧૯

**गाथा**–सागर प्रथम सु बिरहा, चरचा मित्र पत्र पठवन बिधि ।
एकबीस अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ २० ॥

**અર્થ**–પ્રથમ **સાગર**ની વિરહ દશા અને પછી મિત્રોએ કરેલી ચર્ચા ને ત્યાર પછી પત્ર મોકલવાની હકીકત જેમાં છે, એવી **પ્રવિણસાગર**ની એકવીશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૦

इतिं श्रीप्रवीनसागर रससागरना मोह नामनी एकविशमी लहेरनी रसपूर्णा टीकानो एकविंशस्तरंगः ॥

---

# લહેર ૨૨ મી.

---

## ભારતીનંદ મંચ્છાપુરીમાં.

**दुहो**–शत कुजाक अस शत उभै, इक इभ सित्रिक समान ।
राय हुकम कबिराय किय, पुरी मनंछ पयांन ॥ १ ॥

**અર્થ**–સો સિપાઇ, બસેં ઘોડા, એક હાથી, એક પાલખી એમ સામગ્રી સાથે આપીને, મહારાજે કવિરાજને **મંચ્છાપુરી** જવાનો હુકમ આપ્યો. ૧

**सोरठो**–निशि दिन हास बिलास, कर्त्त बृंद कबिको चलिय ।
बहै वर्त्म प्रति मास, पुग्गिय मनइछह पुरी ॥ २ ॥

**અર્થ**–રાત દિવસ હાસ્યવિનોદની ગમત કરતાં કવિ, અને તેની સાથેનાં માણસો ચાલ્યાં. ચાલતે ચાલતે રસ્તામાં એક માસ થયો ત્યારે **મંચ્છાપુરી**એ પહોચ્યાં. ૨

**छप्पय**–बन उपबन आवर्त्त, सुभर सीतल सरिता सर ।
गिरद कुंज बिच दुर्ग, अटा उमडित तिहि ऊपर ॥
कनक कुंभ सिर केतु, झुकित जर जवनि झरोखन ।
द्वार द्वार दुंदभी, मनहु गर्जित घटा सु घन ॥
द्वाराधिपाल सासन सु मग, पुरह पोर परवेश किय ।
देवस्त 'समे-दानह' उदित, एकंतिक ग्रह उत्तरिय ॥ ३ ॥

**અર્થ**–શહેરની ચારે તરફ વીંટાયેલાં વન અને ઉપવનોમાં સુંદર ઠંડા પાણીથી ભરેલાં નદી અને તળાવો છે. તે સ્થળે વૃક્ષોની ઘટામાં કિલ્લો મનોહર દેખાય છે. કિલ્લાની અંદર અતિ ઉંચી મેડિયો આવી રહી છે, ને તે મેડિયોપર સોનાના કળશ શોભે છે ને તે કળશપર ધજાઓ ફરકે છે. મેડિયોના ગોખમાં બાંધેલા જરીના પડદા ઝુકી રહ્યા છે. વળી દરેક મંદિરને બારણે નગારાં વાગે છે,–તે જાણે વાદળાંઓમાં મેઘ ગર્જના કરતો હોય એમ દેખાય છે. આવા મનોહર શહેરના દરવાજા પાસે આવી, દ્વારપાળના ઉપરીની રજા લઈ, નગરની પોળમાં પ્રવેશ કર્યો. તે સમે સૂર્ય અસ્ત પામ્યો અને મસાલો પ્રગટાઈ ત્યારે કવિએ, કોઈ એકાંત સ્થળે જઈ ત્યાં ઉતારો કર્યો. ૩

**दुहो**–इत रहिना कहिना न कहुं मतो दुरावन काज ।
सोदागर बांने सु कवि, लगे खरीदन बाज ॥ ४ ॥
बाज बिलोकतहें सु कवि, बिध बिध करत बिचार ।
साहित्य मत सोधत सखी, पाती पठवन धार ॥ ५ ॥

**અર્થ**–અત્ર રહેવું પણ કોઇને કહેવું નહીં, કારણ કે આપણો વિચાર ગુપ્ત રાખવાનો છે, એમ વિચારી સોદાગરને બ્હાને કવિરાજ ઘોડા ખરીદવા લાગ્યા. કવિયે સોદાગરને બ્હાને ગામમાં ફરીને ઘોડા જોવા માંડ્યા, પરતુ મનમાં અનેક પ્રકારના વિચારો કરે છે. સાહિત્ય શાસ્ત્રના મત પ્રમાણે એટલે નાયિકા ભેદના ગ્રંથોમાં જે ચાર પ્રકારની સખીઓ અને અનેક પ્રકારની દૂતીઓ કહેલી છે, તેવી કોઈ સખી મળે તો પત્ર મોકલી શકાય; એમ ધારીને તેવી કોઈ દૂતિને તે શોધે છે. ૪–૫

## सवैया.

धाइ जनी अरु नाइ नटी, सु परोसनि राज प्रवेसनि हेरें ।
चूरुहि हेरि सुनारि बराइनि, मालनि सिल्लपिमें मन फेरें ॥
ब्रह्मसुता पटवानि चितेरनि, रामजनी सु सन्यासिनि टेरें ।
बाजके व्याज सु राजकी शासन, सोधें सखी काज निवेरें ॥ ६ ॥

**અર્થ**–ધાવ્ય, દાસી, હજામડી, નટડી અને પાડોસણ વિગેરે જે રાજદરબારમાં જતી આવતી હોય તેવી સ્ત્રીયોને તેણે શોધવા માંડી. વળી મણિયારી (બગડીઓ વેચનારી) સોનારણ, તંબોલણ, માલણ અને શિલ્પની એટલે ભરત વિગેરે ભરી જાણનારી સ્ત્રિયોમાં મન ફેરવી જોવા માંડ્યું, તથા બ્રાહ્મણી, પટવાની સ્ત્રી, ચિતારણ, જનાનામાં ગાવા નાચવા જનારી નાયકાઓ, તેમજ

સંન્યાસિની એટલે આર્યા (જૈનમાં સાધુ થયેલી સ્ત્રી), બાવી આદિ તરફ નજર કરવા માંડી, એવી રીતે ઘોડા ખરીદવાને બ્હાને, ગામમાં ફરીને મહારાજની આજ્ઞા પ્રમાણે, પત્ર પહોચાડવાનું કામ કરી આપે એવી સખી–દૂતિની તેણે શોધ કરવા માંડી. ૬

**छप्पय**–लए बाज दस वीस, भए दस द्वादसही दिन ।
पठवन पत्र प्रबीन, मतो सोधत नितही मन ॥
गुनगहीर कवि सूनु, उक्तिबर नाम कहाये ।
सोय सहर निरखंत, गली उनहीं चढि आये ॥
बूझंत तास सु कवि सुनें, नाम धाम निरधार किये ।
परसे सु आय सिबिका सु तजि, उन आसन सनमान दिय ॥ ७ ॥

**અર્થ**–**ભા**રતીનંદ કવિયે દશવીશ ઘોડા ખરીદ કરવામાં તો દસબાર દિવસ થઈ ગયા, તોપણ કાંઈ ફાવ્યા નહીં, તેથી લાચાર થઈ મનમાં હમેશાં કળાપ્રવિણને પત્ર પહોચાડવાની યુક્તિયો શોધવા લાગ્યા. ગામના ગુણગભીર કવિના પુત્ર ઉક્તિવર નામે એક સમે શહેરમાં ફરવા નીકળેલા હતા તે નગર ચર્ચા જોતા જોતા જ્યાં **ભા**રતીનંદ કવિવર ઉતર્યા હતા તે ગલીમાં આવી ચડયા ને પડપુછ કરતાં માલુમ પડયું કે, **ને**હનગરનિવાસી **ભા**રતીનંદ કવિ અહિયાં ઉતર્યા છે એટલે, પાલખીમાંથી ઉતરીને કવિ શિરોમણી **ભા**રતીનંદને આવી મલ્યા. પછી કવિ **ભા**રતીનંદે પણ તેમનું ઘણું સન્માન કરી આસન આપીને બેસાર્યા. ૭

**दुहा**–बूझ्यौं तितही उक्तिबर, भारतिनंद सु भेव ।
कहो सिधारत आप कित, कछु कारन कहि सेव ॥ ८ ॥
उत्तर भारतिनंद दिय, किहि सेवन कछु काज ।
बाज खरीदन पठ्ठहिय, रससागर महाराज ॥ ९ ॥
कही भारतीनंद कवि, बाज खरीदन बान ।
बूझ्यो तब फुनि उक्तिवर, परखन अश्व प्रमान ॥ १० ॥

**અર્થ**–ઉક્તિવર કવિયે **ભા**રતીનંદ કવિને ભેદ પૂછયો કે, આપ ક્યાં સિધારો છો? કઇ કારણ વાસ્તે કે નોકરી માટે જાઓ છો? **ભા**રતીનંદે ઉત્તર આપ્યો કે, કઇ નોકરી બજાવવાને માટે આવ્યા છીયે, અને તે એ છે કે, ઘોડાની ખરીદ કરવાને મહારાજા **ર**સસાગરે અમને મોકલ્યા છે. **ભા**રતીનંદ કવિએ ઘોડા ખરીદ કરવાની વાત કહી ત્યારે, ફરીથી ઉક્તિવરે ઘોડાની પરીક્ષાનું પ્રમાણ સહિત લક્ષણ પુછયું. ૮–૧૦

## અશ્વપરીક્ષા પ્રકરણ.

### चंद्रावला छंद.

उत्तम मध्यम नीच, कनिष्ट कहाइयें, किहिं जनपद उतपन्न, शुद्ध सु बताइयें ।
द्विज छत्री अरु बैश, शुद्र क्यौं जानियें, क्योंसु भये उतपन्न, आदि अनुमानियें ॥
अंग रंगकी खोटि. किती बिधकी कहें, भ्रमरिकानके भेद, अशुभ को अंगहे ।
सुभग रंग शुभ भृंग, किते तन लेखीयें, सदा व्याधि अभिधान, सु कोंन परेखीयें ११

**અર્થ**–ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ ઘોડા કોને કહીએ? તેમજ કયા દેશમાં પેદા થએલા ઘોડા સરસ કહેવાય છે? બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવી ઘોડાની જાતિ કેમ જાણીએ? તેમ તેઓ કોનાથી ઉત્પન્ન થયા છે તે જાણવાનું અનુમાન શું તે કહો? વળી શરીરના રંગની ખોડ કેટલી છે? ભમરીઓના ભેદવાળાં કયાં અંગ અશુભ ગણાય છે? શરીરમાં કયા રંગ તથા કયી ભમરી હોય તે અંગ ઉત્તમ ગણાય? અશ્વ રોગનાં નામ તથા તેની પરીક્ષા કેમ કરવી તે પણ કહો? ૧૧

**दुहो**–शालिहोत्र ऋषिराज कृत, अश्वन भेद अपार ।
जो बूझत तुम उक्तिवर, कहुं संछेप उदार ॥ १२ ॥

**અર્થ**–ભારતીનંદ કવિ કહે છે કે, શાલિહોત્ર નામે ઋષિરાજના કરેલા ગ્રંથમાં ઘોડાની પરીક્ષાના ઘણા ભેદ છે, પણ હે ઉક્તિવર કવિ! તમે જે મને પૂછ્યું તે વિશે ટૂંકામાં હું કહું તે સાંભળો. ૧૨

### ઘોડાની જાત.

**छप्पय**–त्राज तुलान तुषार, यहै उत्तम जानो सहि ।
गोगक अरु केआन, पट्टहारी मध्यम कहि ॥
राजसलथ सामजा, उत्तरा नीच कहावें ।
सिंधुपार सावरा, गोहोर कानिष्ट वतावें ॥
चत्र जाति भेद द्वादश भए, अम्य जनपद मिश्रित रहें ।
कीजें परेख लीजें सु हय, शालिहोत्र ऐसै कहें ॥ १३ ॥

**અર્થ**–બાજ, તુલાન અને તુખાર એ ઘોડાની ત્રણ જાતી ઉત્તમ જાણવી; ગોગક, કેકાન અને પટ્ટિહારી એ ત્રણ જાતિ મધ્યમ કહી છે ને રાજસલથ, સામજા અને ઉત્તરા એ ત્રણ જાતિ નીચ કહેવાય છે તથા સિંધુપાર, સાવરા અને ગોહોર એ ત્રણ જાતિ કનિષ્ટ બતાવી છે; એવી રીતે ચાર જાતિના બાર ભેદ થયા, અને તેમાં બીજા દેશના મળીને મિશ્રિત હોય છે, માટે શાલિહોત્રમાં કહે છે કે, તેમાંથી પરીક્ષા કરી ઘોડા ખરીદવા. ૧૩

## ઘોડાની ચાર વર્ણ.

**छप्पय**—जल उद्भव द्विज पुष्प, गंध मंगल असवारी ।
अग्नि क्षात्रि तन अगर, कलह चढियत जयकारी ॥
मरुत वैस घृत गंध, सहज गमनं सुखदाई ।
भूमि शूद्र मधु मकर, यहैं आखेट उपाई ॥
मुख बोर ब्रह्म पानी पियत, खुर लगाय खत्री लहे ।
खेचंत बार वैसह अधुर, शूद्र सदा डरपत रहैं ॥ १४ ॥

**અર્થ**—જળમાંથી જેનો ઉદ્ભવ છે તે બ્રાહ્મણ જાતિનો ઘોડો જાણવો, અને તેના શરીરની સોરમ ફુલના જેવી સુવાસનાવાળી હોય છે. તે ઘોડો માંગલિક કાર્યમાં સ્વારી કરવાથી શ્રેષ્ટ ફળને આપે છે. અગ્નિમાંથી જેની ઉત્પત્તિ હોય તે ક્ષત્રિય જાતિનો ઘોડો જાણવો, અને તેના શરીરનો અગરના જેવો સુગંધ હોય છે, તેપર લડાઈમાં ચડવાથી વિજય મળે છે. પવનમાંથી જેની ઉત્પત્તિ હોય તે વૈશ્ય જાતિનો ઘોડો જાણવો, અને તેના શરીરનો ઘીના જેવો વાસ હોય છે. તે સહેજ કામમાં સ્વારી કરવાથી સુખ આપે છે. જમીનમાંથી જેની ઉત્પત્તિ હોય તે શુદ્ર જાતિનો ઘોડો જાણવો, અને તેના શરીરનો મગરમચ્છના જેવો વાસ હોય છે. તે શિકારમાં ઉત્તમ ફળ આપે છે.

## પાણી પીવાની ટેવ.

બ્રાહ્મણ જાતિનો ઘોડો મ્હોડું બોળીને પાણી પીએ છે, ક્ષત્રિય જાતિનો ઘોડો ખરી લગાડીને પાણી પીએ છે, વૈશ્ય જાતિનો ઘોડો હોઠવતે ખેચીને પાણી પીએ છે, અને શુદ્ર જાતિનો ઘોડો હમેશાં પાણી પીતાં ડરતો રહે છે. ૧૪

## ઘોડાની ૧૧ ખોડ.

### हाकली छंद.

करनं तीन त्रीकरन कहें, त्रिकराली रद त्रिषम वहें ।
जिहि दंता वढि घटि बरनें, रद भंगा तिहि हय सु भनें ॥
अहि आकार घरनि निरखें, अहि मूसल्य तुरंग परखें ।
फरकें अंग सु अशुभ सदा, अधकेशं इत उत दुखदा ॥
जिहि कंठ बृष सम कुमरा, सुरगी तास सु अतिहि बुरा ।
थन सो बाज कहत थनही, यह एकंड बृषन इकही ॥
उरधा पूंछ असव चमरी, यह एकादश प्रकृति बूरी ॥ १५ ॥

**અર્થ**–ત્રણ કાનવાળા ઘોડાને ત્રિકર્ણ કહે છે, વિક્રાળ દાંતવાળાને વિષમ કહે છે, જેના દાંત વધતા ઘટતા હોય તેને રદભંગ ઘોડો કહે છે, જેના શરીરમાં સર્પનો આકાર હોય તેને અહિ કહે છે, અને જે જમીન સામું જોઈ રહે તેને મુશલ્ય કહે છે. વળી જે અશ્વનું અંગ હમેશાં ફરકયા કરે તે અશુભ ગણાય છે, જે અશ્વને આગળ પાછળ અરધા કેસ હોય તે દુઃખદાયક છે. જેને કંઠે બળદ જેવી કાળી કામળી હોય તે સુરગી ઘોડાની જાત ઘણીજ ખરાબ કહેવાય છે, જેને આંચળ હોય તેને થનહી કહે છે, એક વૃષણવાળાને એકાંડ કહે છે, અને જેનું પુંછડું ઉચું રહેતું હોય તેને ચમરી કહે છે. એ પ્રમાણે વર્ણવેલી અગીયારે જાત બુરી સમજવી. ૧૫

## ઘોડાના રંગ પ્રમાણે ભેદ.

**रोला छंद**--श्वेत रंग चत्र पाय, शाम जमदूत सु आंखें ।
भस्म रंग तन रसन, सोय भस्मी सहि भाखें ॥
एक रंग अनि रंग बिंदु पुष्पाक्ष कहावें ।
सर्व रंग मिल बिंदु, सोय मिश्रांग बतावें ॥
असित तालु जिहि सोय,कृष्ण तालु लखि लीजें ।
सेत रंग मुख शाम, काल मुख सोय कहीजें ॥
ओर रंग दाहिनौ, पाय इक सेत सु मूशल ।
ओर रंगमें जंघ, शाम सो कहे अमंगल ॥
आन रंगमें लाल, टीक सो अरुनंजन कहि ।
आनि रंगमें टीक, शाम सो कालंजन वहि ॥
आन रंग सित टीक, सेत अंजनी सु जानों ।
एन टीक अनि रंग, पद्मअंजनि बखानों ॥
श्वेत तिलक बिच अंत्र, तिलकतूटह वह ठाने ।
बांय दाय अधरंग, आनि अध अंगी माने ॥
ओर रंग चत्र पाय, सेत कंचुकी कहत तिहि ।
ओर रंग वह मगट, डोर शीशतें पुंछ जिहि ॥
अरुन रंग सित बिंदु, पुहुप कच्छी बह धारे ।
एक रंग आरुनी ताय, तमार सु बिचारे ॥
आनि रंग इक सेत, अत्रनासा सो दूतहि ।
बाज अंगमें रंग, खोट उन ईश यहैं कहि ॥ १६ ॥

**અર્થ**- જે ઘોડાના શરીરને રંગ શ્વેત હોય ને ચારે પગે કાળો હોય તેને જમદૂત કહે છે; જીભને અને શરીરને રંગ રાખ જેવો હોય તેને ભસ્મી કહે છે; જેના આખા શરીરને રંગ એકજ હોય અને બીજા રંગનું તેમાં ટપકું હોય તેને પુષ્પાક્ષ કહે છે; જેના અંગે સર્વ રંગવાળાં બિંદુ હોય તેને મિશ્રાંગ કહે છે; જેના તાળવાને રંગ કાળો હોય તેને કૃષ્ણતાળુ કહે છે શરીરને રંગ ધોળો અને મુખને રંગ જેને કાળો હોય તેને કાળમુખ કહે છે; જેના શરીરને રંગ જુદી ગમે તે જાતને હોય અને ફક્ત એક જમણા પગને રંગ સફેત હોય તેને મુશળ કહે છે; શરીરને રંગ ગમે તેવો છતાં એક જાંઘનોજ રંગ કાળો હોય તો તે અમગળ કહેવાય છે; શરીરને રંગ બીજો ગમે તે હોય અને લાલ રંગનુ કપાળમાં તિલક જેને હોય તેને અરૂણાંજન કહે છે; અંગને રંગ જુદો ગમે તેવો હોય પણ કાળા રંગનું તિલક હોય તો તેને કાળાંજન કહે છે; અંગને રંગ ગમે તેવો જુદો છતાં શ્વેત તિલક હોય તેને શ્વેતાંજન જાણી લેવો; શરીરને રંગ બીજો ગમે તેવો છતાં કપાળના તિલકને રંગ કાળીયાર મૃગના જેવો હોય તેને પદ્માંજન કહે છે; ધોળુ ટીલું હોય પણ વચ્ચે અંતર હોય તેને તિલક-તુટ કહે છે; જેની બને બાજુએ રંગ હોય તેને અર્ધાંગી કહે છે; શરીરને રંગ જેને જુદો છતાં ચાર પગને શ્વેત રંગ હોય તેને કંચુકી કહે છે; અંગને રંગ બીજો ગમે તેવો છતાં માથાથી તે પુંછડા સુધી ડોર હોય તેને મગટ કહે છે; શરીરને રંગ લાલ છતાં ધોળુ ટપકું હોય તેને પહોક કચ્છી કહે છે; જેના અંગને રંગ લાલજ હોય તેને તામ્ર કહે છે; ને જેના શરીરને બીજો ગમે તેવો રંગ છતા એક નાકની ડાંડીને સફેત રંગ હોય તેને દૂત કહે છે, એમ ઘોડાના અંગરંગ વિગેરેથી **શા**લિહોત્રમાં ઓગણીશ ભેદ બતાવેલા છે. ૧૬

## અશુભ ભમરીઓ.

**छप्पय**—हृदय कर्ण कटि नाभि, कपोलह बाम कहीजें ।
कुक्ष पांसु फुनि भाल, त्रिबलि नीचै लखि लीजें ॥
जंघ पुच्छ परि गुह्य, पुच्छ ढंपित गूदह गनि ।
कुकुदि पृष्ट कुरपेर, पादु उदरंतरही भनि ॥
कक्षांत ओर आधुर अगर, बीश भ्रमर अशुमा कहें ।
अनुमान खोटि एती सु तजि, लहन हार सिंधव लहें ॥ १७ ॥

**અર્થ**—છાતીએ, કાને, કેડે, નાભિયે, ડાબે કપાળે (જડબે), કુખે, પડખે, કપાળે, ત્રિવલીની નીચે, જાંગે, પુછડાં ઉપર, ગુહ્ય ઇંદ્રીએ, પુંછડાથી

ઢંકાએલી ગુદા ઇંદ્રીએ, કકુદીએ, વાંસે, આગલા પગને ગોઠણે, પગે, પેટ વચ્ચે, કાખની વાંસે અને હોઠની પાસે; એ વીશ ઠેકાણેના ભમરા અશુભ ગણાય છે. અનુમાનથી એટલી ખોડ તજીને ઘોડા લેવા. ૧૭

### શુભ રંગના ઘોડા.

### पद्धरी छंद.

तन पीत सेत पद नील नेंन, यह चक्रवाक अस श्रेष्ट चेंन ।
वपु जंबु रंग पद चंद्र सेत, यह मल्लिकाक्ष फल सुभग देत ॥
सेतंग मध्य सब रंग चित्र, यह सामकर्न सबसें पवित्र ।
अन्य रंग पाय मुख सेत होय, भाषंत पंचकल्यान सोय ॥
मुख भाल पुच्छ पद हृद सु क्रंत, सित अष्ट अष्ट मंगल कहंत ।
शुभ पंच रंग एही प्रमान, नृप आसनीक सोधे सयान ॥१८॥

**અર્થ**-શરીર પીળું, ધોળા પગ અને નીલી આંખો હોય તે ચક્રવાક ઘોડો અતિ શ્રેષ્ટ લક્ષણવાળો ગણાય છે; અંગનો રંગ જાંબુ જેવો અને પગ ચંદ્ર પેઠે ધોળો હોય તે મલિકાક્ષ અશ્વ ઉત્તમ ફળને આપે છે; અંગ ધોળું અને તેમાં બીજા ઘણા રંગનાં ચિન્હ હોય તે શ્યામકર્ણ ઘોડાની જાતિ બીજી બધી કરતાં પવિત્ર ગણાય છે; અંગનો રંગ ગમે તેવો જુદો છતાં પગ તથા મુખ ઉજળું હોય તેને પચકલ્યાણી કહે છે; ને મુખ, કપાળ, પુંછડું, પગ અને હૃદય અર્થાત્ છાતી એમ આઠ અંગ સફેત હોય તેને અષ્ટમંગળ કહે છે. એ સુંદર પાંચ રગના પ્રમાણ કરેલા પાંચ પ્રકારના ઘોડા રાજાને બેસવા યોગ્ય ગણી વિચિક્ષણ પુરૂષો શોધીને ખરીદે છે. ૧૮

### શુભ ભમરીઓ.

**छप्पय**—भाल शुद्ध त्रय सुभग, सुभग शशि कला भाल महि ।
शुद्ध कंठ त्रय सुभग, कंठ इक चिंतामनि कहि ॥
कंध परत त्रय सुभग, सुभग दक्षह कपोल पर ।
श्रवनमूलपें सुभग, सुभग सोहत त्रिवली सर ॥
फुनि तालु सेत मध्यह सुभग, यह नव भृंग निहारीयें ।
तजि असुभ भेद शुभ संग्रहें, वाज खरीद बिचारीये ॥ १९ ॥

**અર્થ**-જેના કપાળમાં ત્રણ ભમરા હોય તે ઉત્તમ ઘોડાનું લક્ષણ છે, ચંદ્રની કળા જેવા ઉજ્વળ તિલકસ્થાને ભમરાનું ચિન્હ હોય તો શુભ છે, કંઠે જેને ત્રણ ભમરા હોય તે ઉત્તમ છે, વળી કંઠ ઉપર એકજ ભમરા-

ના ચિન્હવાળો ઘોડો પણ શ્રેષ્ટ ગણાય છે અને તેને ચિંતામણિ કરીને કહે છે. કાંધ ઉપર ત્રણ ભમરા પડ્યા હોય તો તે શુભ છે. જે ઘોડાના જમણા જડબા ઉપર ભમરો પડેલો હોય તે શ્રેષ્ટ ગણાય છે, તેમજ કાન પાસે ભમરો હોય તે પણ શ્રેષ્ટ છે. જેની ત્રિવલી ઉપર ભમરો હોય તે પણ સારો સમજવો, અને તાળવામાં સફેદ ભમરો પડેલો હોય તો તે અતિ ઉત્તમ ગણાય છે. એ રીતે નવ ઠેકાણે ભમરા જોઇને, અશુભ લક્ષણવાળા ઘોડાને તજી, ઉત્તમ લક્ષણવાળાનો સંગ્રહ કરવો, એમ ઘોડા ખરીદ કરતી વખતે વિચાર કરવો. ૧૯

**दुहा**—नाभि कंठ गल नासिका, पाय चत्र पर होय ।
भाल भ्रमरिका तीन सुध, जयमंगल कहे सोय ॥ २० ॥
ऐसें भेद अनेकहें, अश्व शुभा शुभ लच्छ ।
तामहि तत्व सु संग्रहे, कहि दीने परतच्छ ॥ २१ ॥

**અર્થ**—નાભિ, કંઠ, ગાલ, નાક અને ચાર પગ ઉપર, તેમજ કપાળમાં જેને ત્રણ ભમરા હોય તે અશ્વ ઘણો શુદ્ધ ગણાય છે અને તે ઘોડાને જયમંગળ કરીને કહે છે. એવા ઘોડાના અનેક શુભ અશુભ લક્ષણના ભેદ છે, તેમાંથી સાર સાર ગ્રહણ કરીને, તમોને પ્રત્યક્ષ રીતે આટલા કહી બતાવ્યા. ૨૦-૨૧

## અશ્વ વ્યાધિ.

**दुहो**—बोहोंतर व्याधि सु बाज वपु, आनहि आन निदान ।
विक्रय लहत बिचारवो, सो द्वादश अभिधान ॥ २२ ॥

**અર્થ**—ઘોડાના શરીરે બોહોતેર પ્રકારે વ્યાધિ થાય છે, તેનાં જૂદાં જૂદાં કારણ છે, પરંતુ ઘોડા ખરીદનારે તેના મુખ્ય બાર રોગ જાણવા જોઇએ, જેનાં નામ નીચે પ્રમાણે છે. ૨૨

## चोपाई.

पेट—कीट पखशल—कहाई, लोही—लघू पित्त अरु बाई ।
कम खुराक सत पुरषी धांसा, आंसू झरन वार—चल नासा ॥
भाल शूल पुनि मुख—जल धारा, व्याधि बिलोकि खरीदन हारा ॥२३॥

**અર્થ**—પેટમાં જીવડા, પડખામાં શૂળ, મુતરમાં લોહી જતું હોય, પિત અને વાઇનો વિકાર, ખોરાક કમી ખાતો હોય, શરીરે ખુજલી હોય, ધાંસો હોય, આંસુ ઝરતાં હોય, નાકેથી પાણી ઝરતું હોય, કપાળમાં શૂળ હોય અને મ્હોઢેથી લાળ ઝરતી હોય તે ઘોડો વ્યાધિગ્રસ્ત જાણવો, અને ખરીદનારે તેની તપાસ કરવી. ૨૩

दुहो—भारतिनंद सु कवि कही, बिधी परेखन बाह ।
उर अति रीझे उक्तिवर, निज मुख कीन सराह ॥ २४ ॥

અર્થ—ભારતીનંદ કવિએ ઘોડા પારખવાનો વિધિ બનાવ્યો તેથી કવિ ઉક્તિવર મનમાં ઘણા ખુશી થયા, અને સ્વમુખે ભારતીનંદનાં વખાણ કરવા લાગ્યા. ૨૪

ગાથા—कविमनंछापुरि गमनं, चरचा अरचा उभय अश्व भेद बिधी ।
उभय बिंश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ २५ ॥

અર્થ—ભારતીનંદ કવિનું મંચ્છાપુરીમાં જવું, ત્યાં ઉક્તિવર કવિ સાથે થએલો મીલાપ તથા ઘોડાનાં લક્ષણ, શુભાશુભ ભેદ કથન નામે પ્રવીણ સાગર ગ્રંથની બાવીશમી લહેર પુરી થઇ. ૨૫

इति श्री प्रबींनसागरे भारतीनंद मंच्छापुरीमां नामनी बावीसमी लहेरनी रसपूर्णा टीकानो द्वाविंशस्तरंगः ॥

# લહેર ૨૩ મી.

## સંન્યાસ ભેદ.

छप्पय—किते राज संतान, किते अन्तःपुर भाषत ।
किते द्वार देहुरी, किते अंदर पहिरायत ॥
राज सभा कब रचें, कबें परसंत बिदेसी ।
कुमर पास को रहें, कौन अंतर परबेसी ॥
एते सु भेद कवि उक्तिवर, भिन्न भिन्न भंखो तुमें ।
परसवे नीतपालह नृपति, हें उमेद हियमें हमें ॥ १ ॥

અર્થ—ઘોડાની પરીક્ષા સંબંધી ચર્ચા થઇ રહ્યા પછી, કવિ ભારતીનંદે, ઉક્તિવર કવિને પૂછ્યું કેઃ—તમારા રાજાને સંતાન (છોકરાં) કેટલાં છે? જનાનખાનામાં રાણીઓ કેટલી છે? અને દરબારમાં દરવાજા તથા દોઢિયો

કેટલી છે? તેમજ રાજમેહેલની અંદર પેહેરા ભરનાર સિપાઇઓ કેટલા છે? મહારાજ પોતે કચેરી કયારે કરે છે? તેમ પરદેશીયોને આવી મળવું હોય તો તે કયારે મળી શકે છે? વળી મહારાજના કુંવર પાસે કોણ કોણ રહે છે? અંત:પુરમાં જવા આવવાની છુટ કોને છે? એટલા ભેદ, હે ઉક્તિવર કવિ! તમો જૂદી જૂદી રીતે વિસ્તારથી કહો,–કારણ કે **નીતિપાળ** રાજાને મળવાની મને ઘણીજ ઉમેદ છે. ૧

## पद्धरी छंद.

भारतीनंद बूझी सु मोय, संछेप बात बरनों सु सोय ।
नृप नीतिपाल औतार इंद, माहेश मोज सेना समंद ॥
नरइंद सोर उदवाहि नार, पुनि पासवानि नृत्तिक अपार ।
नंदनी एक नृप एक नंद, दुजराज बिंब दीपति दिनंद ॥
सुत नाम रुद्रसेनह रसाल, बर रूप कला परबीन बाल ।
दरबार द्वार देहुरी सात, शत पंच पंच पायक रहात ॥
परकार राज गिरदी प्रमान, थित सहस पंच प्रति थान थान ।
रवि द्योस राज सदसी रचंत, बासी बिदेस तिहि दिन प्रसंत ॥
उमराओ वृंद आवें अमात, नायका नृत्य गायका गात ।
छबि छांहगीर नंग जटित छत्र, चिहुं दिशा पासवान सु बिचत्र ॥
बोलंत बिरद सु कवी सु बान, जेष्टीसुधार निज थान थान ।
दिन चत्र घरी मंडल रचंत, जामनी जाम अध वीश्रजंत ॥
देहुरी सात लंघित भुआल, वहें कोन पुरुष अभिधान बाल ।
ता अंत्र फेर देहुरी तीन, पहिरात राज किकरी कीन ।
उनहीं सु शस्त्र बंधे अखंड, पहिराव पुंस मूरति प्रचंड ॥ २ ॥

**અર્થ**–ઉક્તિવર કવિ, **ભારતીનંદ** કવિને કહે છે કે, હે કવિરાજ! આપે જે વાત મને પુછી તેનું ટૂકામાં વર્ણન કરૂં છું તે સાંભળો. **નીતિપાળ** રાજા ઈંદ્રના અવતાર છે, દેવોમાં **શંકર** જેવા દાતાર છે; તેની ફોજ સમુદ્રના જેવી વિશાળ છે. તે મનુષ્યના ઈંદ્રિ જેવા **નીતિપાળ**રાજાને પરણેતર સોળ રાણીઓ છે, સિવાય હજુરે રહેનારી અને નૃત્યકાર નાયકાઓનો તો પારજ નથી. રાજાને એક કુંવરી અને એક કુંવર છે, તે ચંદ્ર અને સૂર્ય બિંબ જેવાં કાન્તિવાળાં છે. કુંવરનું નામ **રૂદ્રસેન** છે અને સ્વરૂપવાન કુંવરીનું નામ કળાપ્રવિણ છે. રાજદરબારને સાત દરવાજા તથા સાત દેવડીઓ છે,

તે દરેક દેવડીએ પાંચસેં પાંચસે સિપાઇઓ પેહરો ભરે છે, ને રાજગઢને ફરતા દરેક થાણે પાંચ પાંચ હજાર યોદ્ધાઓ રક્ષા કરે છે. રવિવારને દિવસે મહારાજા સભા ભરે છે, જે દિવસે વિદેશીઓની મુલાકાત લે છે, તે સભામાં અનેક ઉમરાઓ અને પ્રધાન આવી બેસે છે, નાયકાઓ નૃત્ય કરે છે તથા ગવૈયાઓ ગાયન કરે છે. મહારાજા ઉપર તે વખતે રત્ન જડિત્ર છત્ર શોભે છે, તેમજ સઘળી દિશાઓમાં હજુરી માણસો અદબથી ઉભા રહે છે, કવિજનો છંદ–કવિતથી બીરદાવળી બોલે છે, છડીદારો હાથમાં સુંદર હીરા માણેક જડાવ સુવર્ણની છડીઓ ઝાલી પોત પોતાની જગાએ ઉભા રહે છે. બપોર પછી ચાર ઘડી દિવસ શેષ હોય ત્યારથી સભા ભરાય છે તે અર્ધ પ્રહર રાત્રિ વિત્યા પછી વિસર્જન થાય છે. એવો બળવાન નામધારી પુરૂષ કોણ કહે છે કે રાજદરબારની સાત દેવડીઓને પસાર કરી શકે? અર્થાત્ એક નાના બાળકથી પણ અંદર જઇ શકાય તેમ નથી. તેની અંદર, વળી બીજી ત્રણ ચોકીઓ છે, જ્યાં રાજ–કિંકરીઓ ચોકી કરે છે, અને તેઓ કાયમ હથિયારબંધ રહે છે. તેઓ પુરૂષના જેવો પોષાક પેહેરે છે, તેથી તેઓ બળવાન અને ભયંકર દેખાય છે. ૨

दुहो—रुद्रसेन महाराज निज, महल्लन करत बिहार ।
आवृत निज सम शत उभय, कवि उमराओ कुमार ॥ ३ ॥

અર્થ—રૂદ્રસેન કુંવર પોતાના જેવા પોતાના ઉમરાઓ અને કવિઓના બસેં કુંવરોથી વિંટાએલો રહી પોતાના મેહેલમાં ક્રીડા કરે છે. ૩

चोपाई—कुंअरी कलाप्रवीन कहावे, राज सुता आवर्त्त रहावे ।
शील रूप कुल बेस सहेली, चाल जथ जांबुनद बेली ॥
क्रीडत बाग एकान्त अटारी, कहि हजूर एक बालकुमारी ।
एती बात उक्तिवर भाखी, भारतिनंद हृदय उर राखी ॥ ४ ॥

અર્થ—કુંવરી જે કળાપ્રવિણ કહેવાય છે તે, રાજકન્યાઓની નિરંતર સેહાનગીરી રહે છે તે તે સ્વભાવે, રૂપ, કુળ ને પોષાકમાં સરખા સરખી એવી સાહેલીઓને પોતાની સંગે રાખે છે. વળી તે જાણે સમુદ્રનાં સોનાની વેલી જેવી શોભે છે. તે બાગ અને એકાંત મેડીમાં ક્રીડા કરે છે. તેની હજુરમાં એક બાળ કુંવરી રહે છે. ઉક્તિવંત કહેતાં આ વાત, ભારતીનંદ કવિએ પોતાના હૃદયમાં રાખી. ૪

दुहो—राज रीत अनुमान किय, पन्नगन पाइ पार ।
भारतिनंद आनंदमो, सुनियत जगकुमार ॥ ५ ॥

**અર્થ**—પછી રાજરીત ઉપરથી અનુમાન કરી જોતાં ખાત્રી થઇ કે, રાજદરબારના પારને સૂર્ય પણ પામી શકે તેમ નથી, પરંતુ **ભારતીનંદ** કવિ "કુંવરી કળાપ્રવિણની હજુરમાં બ્રહ્મ પુત્રી રહે છે." એવું જાણી પ્રસન્ન થયા. ૫

चतुरानन निहचें किये, कुसुमावलि अभिधान ।
एतेमें उठि उक्तिवर, आयस लई पयान ॥ ६ ॥

**અર્થ**—ચતુરાનન, તેમજ તેની પુત્રી કુસુમાવળીનાં નામ, **ભારતીનંદ** કવિએ પોતાના મનમાં યાદ કરી રાખ્યાં. પછી ઉક્તિવર કવિયે જવાની આજ્ઞા લીધી. ૬

**छप्पय**—वही रेंन बरतंत, चित्त कविराज मतो किय ।
अनुग मित्र आमात, अवहमोचन सिच्छा दिय ॥
कह्यो सिद्ध परछंन, बसत तित भो हम जावन ।
सोय जोग आयसा, होय व्हैगो इत आवन ॥
इतनी उचारि आराम किय, अंत जाम निश उठि शयन ।
निज साज मतेवत संग लिय, एकाकी किनो गयन ॥ ७ ॥

**અર્થ**—રાત પડી એટલે કવિરાજે પોતાના ચિત્તમાં નિશ્ચય કરી, પોતાના નોકરો, મિત્રો તથા પ્રધાન મંડળને બોલાવી શિખામણ દઈ કહ્યું કે, એક મહાત્મા છાની જગોએ રહે છે ત્યાં મારે જવાનું થશે, અને ત્યાંથી તે સિદ્ધ જ્યારે આજ્ઞા દેશે ત્યારે મારૂં પાછું આવવું થશે, માટે તમે કોઇ મારી શોધ કરશો નહિ. એટલું કહી પોતે સુખાસને આરામ કર્યો અને પાછલી પહોર રાત બાકી રહી ત્યારે શયનથી જાગી ઉઠી, જોઇતો સાજ સાથે લઇને એકાએક ચાલી નીકળ્યા. ૭

## मुक्तदामछंद.

उठे निश जाम रहे कविराज, लियो निज संग मतेवत साज ।
प्रकार सु खोलित रच्छक द्वार, गये इक कोस इकंत उजार ॥
महा सरिता जल मंजिय अंग, रच्यो नखसीख त्रिभूतिय रंग ।
त्रिपुंड्र सु केसर चंदन बिंद, दिये उर मध्य बढ्यो सु अनद ॥
अच्छादन अंबर ओर कुपीन, करं मधि दंड कमंडलु लीन ।
कस्यो कटिबंध सु मेखल धार, लई कर सिंगिय किन्नरि लार ॥
उचारत तार सु अंचल हाथ, मनो नवसें निकसे इक नाथ ।
धरे अवतंसन एन अजीन, चले पुर कंन्यक होय अचीन ॥

प्रवेशन प्रात कियो पुर ताम, गली चतुरानन बूझिय धाम ।
सु पुग्गिय बूझत बूझत पोर, उतैं द्विज मंडल हैं चहुंओर ॥
दियो द्रुज आसन तापस बंद, उचारित जोग सु आशिष छंद ।
तबैं चतुरानन बूझिय बात, रहो कित आप कितें लगि जात ॥ ८ ॥

અર્થ–જ્યારે એક પહોર રાત બાકી રહી ત્યારે કવિરાજ ઉઠયા અને પોતાને જોઇયે તેટલો સાજ સાથે લીધો, બાદ દરવાજાના રક્ષકે દરવાજો ઉઘાડયો એટલે શહેર બહાર એક ગાઉ ઉપર એકાંત સ્થળે, જ્યાં ઉઝડ જગો હતી ત્યાં જઇ, પાસે જે મ્હોટી નદી વહેતી હતી તેમાં જળથી ન્હાઇને શરીરે નખથી તે શિખ સૂધી ભસ્મ લગાવી, કપાળમાં કેસરના ચંદનનું ત્રિપુંડ્ર અને સિંદૂરની બિંદી કરી, જેથી પોતાના મનમાં અતિ આનંદ વધી ગયો. પાસે ઓઢવાને એક ચાદર રાખી અને શરીરે કોપિન પેહેરી, હાથમાં દંડ તથા કમંડળ લીધાં, દર્ભની કટિબંધ કસી–કટિમેખળા ધારણ કરી, હાથમાં શીંગી, સારંગી અને અંચોળો રાખી, ૐકારનો ઉચ્ચાર કરવા લાગ્યા ને નવ નાથમાંના એક નાથ પ્રસિદ્ધ થઇ નીકલ્યા હોય તેમ ઠાઠ મચાવ્યો. કાનમાં કુંડળ પેહેરી, મૃગચર્મ ધારણ કરી, કોઈ જાણે નહિ એમ નિશ્ચિંત થઇ અવધૂતનો વેષ લઈ, જંગલમાંથી કન્યારાશિ જે પ્રવિણ તેના શહેર તરફ ચાલ્યા; અને પ્રભાતમાં પુરમાં પ્રવેશ કર્યો. બાદ ચતુરાનન બ્રાહ્મણની ગલિ તથા તેનું ઘર પૂછવા લાગ્યા, અને તેમ પૂછતાં પૂછતાં તેની પોળમાં પહોચ્યા. આ-સપાસ બધે બ્રાહ્મણોનાં મંડળ હતાં તેથી તેમણે અવધૂતને વંદન કરી આસન આપ્યું, જેથી જોગીએ વેદમંત્ર બોલી આશિર્વાદ દીધો. ચતુરાનન વિનયથી તે સિદ્ધને પુછવા લાગ્યો કે, હે મહારાજ ! આપ કયાં રહો છો અને કયાંથી પધારો છો? ૮

दुहो–रहें ब्रह्मकी सृष्टिमें, चहें ब्रह्मको स्थान ।
कहाजानें कित जाइगें, प्रेरनहार प्रधान ॥ ९ ॥

અર્થ–સિદ્ધે ઉત્તર દીધો કે, બ્રહ્મની સૃષ્ટીમાં રહીએ છીયે તેમ બ્રહ્મના પદને ચ્હાઇએ છીએ, કોણ જાણે કે કયાં જઇશું? કારણ કે પ્રેરણા કર-વાવાળા પરમાત્મા છે. ૯

दुहो–आमना सु मठ संप्रदा, पद अरु क्षेत्र प्रकाश ।
देव देवि आचार्यको, तिर्थ किते संन्यास ॥ १० ॥

અર્થ–ચતુરાનને સંન્યાસીને પ્રશ્ન પૂછયો કે, સન્યાસીના આમ્નાય, મઠ અને તેનાં નામ શું છે? સંપ્રદાયની શી રીત છે તે તથા પદ અને

ક્ષેત્રને કહો. દેવ, દેવી આચાર્ય કોણ છે અને તીર્થ કેટલાં છે તે, હે સંન્યાસી, તમે અનુક્રમે કહો. ૧૦

**छप्पय**—पश्चिमामना प्रथम, मठह शारदा उचारे ।
कीटवार संप्रदा, तीर्थ आश्रम पद धारे ॥
क्षेत्र तास द्वारिका, देव सिद्धेश्वर आरय ।
देवि भद्र कालिका, ब्रह्म विष्णु आचारय ॥
गोमती गंग तीरथ सु तिहि, एसें इष्ट उपाइयें ।
संन्यास कहे द्विजवर सुनो, सहि विधि सिद्धि सु पाइयें ॥ ११ ॥

**અર્થ**-સિદ્ધ કહે છે કે, પ્રથમ પશ્ચિમ આમ્નાય અને તેનો શારદા મઠ, કીટવાર સંપ્રદાય, અને તે મઠના શિષ્યો તીર્થ અને આશ્રમપદને ધારણ કરે છે, તેનું ક્ષેત્ર દ્વારીકાં છે તથા દેવ સિદ્ધેશ્વર છે, દેવી ભદ્રાકાળી, બ્રહ્મા અને વિષ્ણુ આચાર્ય છે, તહીં ગોમતી ગગાનુ તીર્થ છે, સન્યાસી કહે છે કે, હે દ્રીજવર! સાંભળો, એ વિધિએ જો ઇષ્ટદેવની ઉપાસના કરીએ તો સારી સિદ્ધિને પામીએ. ૧૧

द्वितिय पूर्व आमना, भोग गोवर्धन मठ भनि ।
भोगवार संप्रदा, उनह पद बन अरु आरनि ॥
तिहि पुरुषोत्तम क्षेत्र, देवता जयन्नाथ तित ।
विमल शक्ति बलभद्र, पद्म आचारय भाषित ॥
तीरथ महोदधी तित महत, एसें इष्ट उपाइयें ।
संन्यास कहे द्विजवर सुनो, सहि बिधि सिद्धिसु पाइयें ॥१२॥

**અર્થ**-બીજો પૂર્વ આમ્નાય છે તેનો મઠ ગોવર્ધન કહેવાય છે, ભોગવાર સંપ્રદાય છે અને એ મઠના શિષ્યો વન અને આરણ્યપદને ધારણ કરે છે. તેમનું પુરૂષોત્તમ એવા નામનું ક્ષેત્ર અને દેવતા જગન્નાથ છે, દેવી વિમળ અને બળભદ્ર તથા પદ્માચાર્ય આચાર્ય કહેવાય છે, તથા મહોદધિનું મોટું તીર્થ છે. સન્યાસી કહે છે કે, હે દ્વિજવર! સાંભળો, એ વિધિએ જો ઇષ્ટદેવની ઉપાસના કરીએ તો ઉત્તમ સિદ્ધિ પામીએ. ૧૨

उत्तरामना त्रितिय, तास जोयसी मठह वद ।
अनंद वार संप्रदा, गिरी सागर पर्वत पद ॥
क्षेत्र बद्रिका श्रमह, तहां दैवत नारायन ।
पूरन गिरि मात्रिका, मल्लिकानंद नाथ भन ॥

तीरिथ नियंत भाषंत तित, एसें इष्ट उपाइयें ।
संन्यास कहे द्विजवर सुनो, सहि बिधि सिद्धि सु पाइयें ॥ १३ ॥

**અર્થ**–ત્રીજો ઉત્તર આમ્નાય છે તેનો જોશી મઠ કહ્યો છે, આનંદવાર સંપ્રદાય અને તે મઠના શિષ્યો ગિરિ, સાગર અને પર્વતપદને ધારણ કરે છે, ક્ષેત્ર બદ્રિકાશ્રમ છે અને ત્યાં નારાયણ દેવતા છે, પૂર્ણગિરિ દેવી અને મલ્લિકાનંદનાથ આચાર્ય છે તથા ત્યાં નિયતા તીર્થ છે. સન્યાસી કહે છે કે, હે દ્વિજવર! સાંભળો, એવી રીતે જો સર્વ વિધિયુક્ત ઇષ્ટદેવની ઉપાસના કરીએ તો, મહાશ્રેષ્ટ સિદ્ધિને પામીએ. ૧૩

तुर्य दच्छिनामना, तहां सिंगेरि मठ सुखद ।
भूरिवार संप्रदा, पुरी भारति सरसति पद ॥
शुभ रामेश्वर क्षेत्र, देव वाराह बसत जित ।
कामाक्षा मात्रिका, नाथ शृंगी तापस तित ॥
भद्रेति तीर्थ राजे तहां, एसें इष्ट उपाइयें ।
संन्यास कहे द्विजवर सुनो, सहि बिधि सिद्धि सु पाइयें ॥ १४ ॥

**અર્થ**–ચોથો દક્ષિણ આમ્નાય છે તેનો સુખદ શૃંગેરી મઠ છે. ભુરીવાર સંપ્રદાય છે, તે મઠના શિષ્યો પુરી, ભારતી અને સરસ્વતી એવા પદને ધારણ કરે છે. રામેશ્વરનું શુભક્ષેત્ર છે, અને ત્યાં વારાહ દેવતા વસે છે. દેવી કામાક્ષી છે, શંગીનાથ નામે તપસ્વી આચાર્ય છે, ત્યાં ભદ્રતીર્થ છે. સંન્યાસી કહે છે કે, હે દ્વિજવર! સાંભળો, એવી રીતે જો વિધિથી ઇષ્ટની ઉપાસના કરીએ તો મહા સિદ્ધિ પામીએ. ૧૪

पंचम उर्ध्वामना, तहां मठ मेरु कहावे ।
देहकाशि संप्रदा, ज्ञान पद ताय बतावे ॥
कहे क्षेत्र कैलास, तत्र देवता निरंजन ।
माया देवी तहां, ईश्वरह आचारय इन ॥
तीरथ सु मनह सरवर तहां, एसें इष्ट उपाइयें ।
संन्यास कहे द्विजवर सुनो, सहि विधि सिद्धि सु पाइयें ॥ १५ ॥

**અર્થ**–પાંચમો ઉર્ધ્વામ્નાય છે. તેનો મેરૂ નામે મઠ કહેવાય છે, દેહકારી સંપ્રદાય છે અને તે મઠના શિષ્યોનું, જ્ઞાન એવું પદ બતાવે છે. કૈલાસ નામનું ક્ષેત્ર છે અને નિરંજન દેવતા છે. ત્યાં મહામાયા દેવી છે અને ઇશ્વર આચાર્ય છે. તે ઠેકાણે માનસરોવર નામનુ તીર્થ છે. સંન્યાસી કહે છે કે, હે

દ્વિજવર! સાંભળો, એવી રીતે જો વિધિ સાથે ઇષ્ટની આરાધના કરીએ તો ઉત્તમ સિદ્ધિ પામીએ. ૧૫

षष्टम अध आमना, परम आत्मा मठ मानो ।
पर संतोष संप्रदा, जोग एकें पद जानें ॥
मनहसरोवर क्षेत्र, देव प्रमहंसा ताही ।
मनसा देवी तत्र, नाथ चेतना वहांही ॥
त्रिकुटी कहंत तीरथ तहां, एसें इष्ट उपाइये ।
संन्यास कहे द्विजवर सुनो, सहि बिधि सिद्धि सु पाइयें ॥ १६ ॥

**અર્થ**—છઠ્ઠો અધો આમ્નાય છે, તેનો પરમાત્મા એવે નામે મઠ માનેલો છે, પરમ સંતોષ સંપ્રદાયનુ નામ છે. તે મઠના શીષ્યો જોગ એવા એક પદને ધારે છે, મનહ સરોવર ક્ષેત્ર છે. પરમહંસ દેવતા છે, મનસા દેવી છે ચેતનાનાથ આચાર્ય છે, ને ત્રિકુટી (ઇડા, પિંગળા, સુષુમ્ણા નામનુ) તીર્થ છે. સંન્યાસી કહે છે કે, હે દ્વિજવર! સાભળો, એવી રીતે જો સર્વ વિધિ-યુક્ત ઇષ્ટ ઉપાસના કરીએ તો મહા સિદ્ધિને પામીએ. ૧૬

**सोरठा**—बरनी सह बिस्तार, संन्यासी संन्यास बिधि ।
पूजन पंच प्रकार, द्विज कीनो शुभ लच्छ लखि ॥ १७ ॥
उत्तम अशन कराय, पुनि पूंगीफल पान दिय ।
आसन दियो जमाय, द्वारांदर एकंत ग्रह ॥ १८ ॥

**અર્થ**—એ રીતે સંન્યાસી પદની સર્વ વિધિ, નામધારી સંન્યાસીએ વિસ્તારીને કહી, જેથી તેનાં ઉત્તમ લક્ષણ જોઈ, પરમ સંતોષને પામેલા ચતુરાનન બ્રાહ્મણે તેનું પાચ પ્રકારના ઉપચારે કરી પૂજન કર્યું. પછી ઉત્તમ અન્નનું ભોજન કરાવીને, પાન, સોપારી વિગેરે મુખવાસ આપ્યો અને પોતાના મકાનમાં એકાંત જગોએ આસન કરી આપ્યું. ૧૭-૧૮

**गाथा**—कवि संन्यास स्वरूपं, जोगामना चत्रमुख चर्चा ।
त्रयहविंश अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ १९ ॥

**અર્થ**—કવિએ લીધેલું સન્યાસીનુ રૂપ. ચતુરાનન બ્રાહ્મણ સાથે થએલી યોગાશ્રમ આદિ સબંધી ચરચાયુક્ત આ પ્રવીણસાગર ગ્રથની ત્રેવીશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૩

इति श्रीप्रवीनसागरे संन्यास भेद नामनी त्रेवीसमी लहेरनी रसपूर्णा टीकानो त्रयोविंशस्तरंगः ॥

तीरथ नियंत भाषंत तित, एसें इष्ट उपाइयें।
संन्यास कहे द्विजवर सुनो, सहि बिधि सिद्धि सुपाइयें ॥ १३ ॥

**અર્થ**–ત્રીજો ઉત્તર આમ્નાય છે તેનો જોશી મઠ કહ્યો છે, આનંદવાર સંપ્રદાય અને તે મઠના શિષ્યો ગિરિ, સાગર અને પર્વતપદને ધારણ કરે છે, ક્ષેત્ર બદ્રિકાશ્રમ છે અને ત્યાં નારાયણ દેવતા છે, પૂર્ણગિરિ દેવી અને મલ્લિકાનંદનાથ આચાર્ય છે તથા ત્યાં નિયતના તીર્થ છે. સન્યાસી કહે છે કે, હે દ્વિજવર! સાંભળો, એવી રીતે જો સર્વ વિધિયુક્ત ઇષ્ટદેવની ઉપાસના કરીએ તો, મહાશ્રેષ્ટ સિદ્ધિને પામીએ. ૧૩

तुर्य दच्छिनामना, तहां सिगेरि मठ सुखद।
भूरिवार संप्रदा, पुरी भाराति सरसाति पद ॥
शुम रामेश्वर क्षेत्र, देव वाराह बसत जित।
कामाक्षा मात्रिका, नाथ शृंगी तापस तित ॥
भद्रेति तीर्थ राजे तहां, एसें इष्ट उपाइयें।
संन्यास कहे द्विजवर सुनो, सहि बिधि सिद्धि सु पाइयें ॥ १४ ॥

**અર્થ**–ચોથો દક્ષિણ આમ્નાય છે તેનો સુખદ શૃંગેરી મઠ છે. ભુરીવાર સંપ્રદાય છે, તે મઠના શિષ્યો પુરી, ભારતી અને સરસ્વતી એવા પદને ધારણ કરે છે. રામેશ્વરનું શુભક્ષેત્ર છે, અને ત્યાં વારાહ દેવતા વસે છે. દેવી કામાક્ષી છે, શંગીનાથ નામે તપસ્વી આચાર્ય છે, ત્યાં ભદ્રતીર્થ છે. સંન્યાસી કહે છે કે, હે દ્વિજવર! સાંભળો, એવી રીતે જો વિધિથી ઇષ્ટની ઉપાસના કરીએ તો મહા સિદ્ધિ પામીએ. ૧૪

पंचम उर्ध्वामना, तहां मठ मेरु कहावे।
देहकाशि संप्रदा, ज्ञान पद ताय बतावे ॥
कहे क्षेत्र कैलास, तत्र देवता निरंजन।
माया देवी तहां, ईश्वरह आचारय इन ॥
तीरथ सु मनह सरवर तहां, एसें इष्ट उपाइयें।
संन्यास कहे द्विजवर सुनो, सहि विधि सिद्धि सु पाइयें ॥ १५ ॥

**અર્થ**–પાંચમો ઉર્ધ્વામ્નાય છે. તેનો મેરૂ નામે મઠ કહેવાય છે, દેહકાશી સંપ્રદાય છે અને તે મઠના શિષ્યોનું, જ્ઞાન એવું પદ બતાવે છે. કૈલાસ નામનું ક્ષેત્ર છે અને નિરંજન દેવતા છે. ત્યાં મહામાયા દેવી છે અને ઇશ્વર આચાર્ય છે. તે ઠેકાણે માનસરોવર નામનુ તીર્થ છે. સંન્યાસી કહે છે કે, હે

દ્વિજવર! સાંભળો, એવી રીતે જો વિધિ સાથે ઇષ્ટની આરાધના કરીએ તો ઉત્તમ સિદ્ધિ પામીએ. ૧૫

षष्टम अथ आमना, परम आत्मा मठ मानो ।
पर संतोष संप्रदा, जोग एकें पद जानें ॥
मनहसरोवर क्षेत्र, देव प्रमहंसा ताही ।
मनसा देवी तत्र, नाथ चेतना वहांही ॥
त्रिकुटी कहंत तीरथ तहां, एसें इष्ट उपाइये ।
संन्यास कहे द्विजवर सुनो, सहि बिधि सिद्धि सु पाइयें ॥ १६ ॥

**અર્થ**–છઠ્ઠો એવો આમ્નાય છે, તેનો પરમાત્મા એવે નામે મઠ માનેલો છે, પરમ સંતોપ સપ્રદાયનુ નામ છે, તે મઠના શીષ્યો જોગ એવા એક પદને ધારે છે, મનહ સરોવર ક્ષેત્ર છે, પરમહસ દેવતા છે, મનસા દેવી છે ચેતનાનાથ આચાર્ય છે, ને ત્રિકુટી (ઇડા, પિંગળા, સુષુમ્ણા નામનું) તીર્થ છે. સંન્યાસી કહે છે કે, હે દ્વિજવર! સાભળો, એવી રીતે જો સર્વ વિધિ-યુક્ત ઇષ્ટ ઉપાસના કરીએ તો મહા સિદ્ધિને પામીએ. ૧૬

**सोरठा**–बरनी सह बिस्तार, संन्यासी संन्यास बिधि ।
पूजन पंच प्रकार, द्विज कीनो शुभ लच्छ लखि ॥ १७ ॥
उत्तम अशन कराय, पुनि पूंगीफल पान दिय ।
आसन दियो जमाय, द्वारांदर एकंत ग्रह ॥ १८ ॥

**અર્થ**–એ રીતે સંન્યાસી પદની સર્વ વિધિ, નામધારી સંન્યાસીએ વિસ્તારીને કહી, જેથી તેનાં ઉત્તમ લક્ષણ જોઈ, પરમ સતોપને પામેલા ચતુરાનન બ્રાહ્મણે તેનું પાંચ પ્રકારના ઉપચારે કરી પૂજન કર્યું. પછી ઉત્તમ અન્નનું ભોજન કરાવીને, પાન, સોપારી વિગેરે મુખવાસ આપ્યો અને પોતાના મકાનમાં એકાંત જગોએ આસન કરી આપ્યું. ૧૭–૧૮

**गाथा**–कवि संन्यास स्वरूपं, जोगामना चत्रमुख चर्चा ।
त्रयहविंश अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ १९ ॥

**અર્થ**–કવિએ લીધેલું સન્યાસીનુ રૂપ, ચતુરાનન બ્રાહ્મણ સાથે થએલી યોગાશ્રમ આદિ સબંધી ચરચાયુક્ત આ પ્રવીણસાગર ગ્રથની ત્રેવીશમી લહેર સપૂર્ણ થઇ. ૨૩

इति श्रीप्रवीनसागरे संन्यास भेद नामनी त्रेवीसमी लहेरनी रसपूर्णा टीकानो त्रयोविंशस्तरंगः ॥

# લહેર ૨૪ મી.

## પ્રેમ ભેદ.

### ચોપાઈ.

उत आसन संन्यास जमायो, उन दिन बीत प्रात पुनि आयो ।
प्रनव पढंत गुनवती फेरे, कुसुमावलि संचर चख हेरे ॥ १ ॥

**અર્થ**—સન્યાસીએ એકાંતમાં આસન જમાવ્યું. તે દિવસ વિત્યો, બીજા દિવસનું પ્રભાત થયું. તે સમે સંન્યાસી ૐકાર મંત્ર ભણીને માળા ફેરવે છે, તથા ચંચળ આંખોથી કુસુમાવલીની વાટ જુવે છે. ૧

**दुहा**—एतेमें कुसुमावलि, आयस लई प्रबीन ।
फंदन चाढि ग्रह गमन किय, संग कुजाक सु लीन ॥ २ ॥
रथ कुजाक रहे देहुरी, निज ग्रह गई कुमार ।
अशन कीन उठियत लष्यो, उन संन्यास अगाह ॥ ३ ॥

**અર્થ**—એટલામાં કુસુમાવલી, પ્રવિણની આજ્ઞા લઇ રથમાં બેશી, સાથે રખવાળને લેઇ, ઘર તરફ ચાલી. રથ અને સિપાઇઓ દેવડીએ રહ્યા અને કુસુમાવલિ પોતાના ઘરમાં ગઇ. ત્યાં જમીને ઉઠી ત્યારે તેણે ખાલી ઘરમાં ઉતરેલા સન્યાસીને જોયો. ૨–૩

**सोरठा**—ब्रह्मनि जोगि निहार, पुच्छिय निज परिवार प्रति ।
उन सह कही उचार, ईश रूप संन्यास इत ॥ ४ ॥
गई सु वंदन ताय, उर विशेष आनंद भरि ।
संन्यासी सुख पाय, रूप हेर निज मन रहे ॥ ५ ॥
उन पद वंदन कीन. उन छंदन आशिष दई ।
भव रिपु तापस भीन, कुसुम सु चली प्रबीन प्रति ॥ ६ ॥

**અર્થ**—બ્રહ્મકુમારીએ જોગીને જોઇ પોતાના ઘરનાં માણસને પૂછવા લાગી કે, આ કોણ છે? ત્યારે તેમણે જવાબ આપ્યો કે, અહીં ઇશ્વરરૂપ સન્યાસી પધાર્યા છે. ઇશ્વર જેવા સન્યાસી ઉતર્યા છે એ સાંભળી, મનમાં

અતિ હર્ષ ધરીને, તે સન્યાસીને વંદન કરવા ગઇ, તેથી સંન્યાસી પણ કુસુમાવલીનું સ્વરૂપ જોઇ સુખ પામી પોતાના મનમાં પ્રસન્ન થયો. બ્રહ્મકુમારી કુસુમાવલીએ સન્યાસીના પગનું વંદન કર્યું એટલે સ્વામિયે વેદમંત્રવડે આશિર્વાદ આપ્યો. પછી કામદેવના રસથી તપસ્વી ભીંજાઇ રહ્યા અને કુસુમાવલી કળાપ્રવીણ ભણી ચાલી. ૪-૬

**चोपाइ**-इहि विधि ब्रह्मसुता नित आवे, अशन विसर्ज जोगि प्रति जावे।
बंदन करि नृप द्वार सिधावे, तापस समय इकंत न पावे ॥
बात बृतंत कोंन प्रति बूझे, आप चिंत संन्यास अरूझे ।
बासर यौं चत्र पंच बिहाये, तापस एह मतो मन लाये ॥
अहर ब्रह्म चरचाह उपावे, आध निशा आसन प्रति जावे ।
होत एकंत आपको जबही, किंनारि तार तार करि तबही ॥
बिजयः मगन सप्त सुर साधे, मनहु गान गंधर्व आराधे ।
जागत लोग श्रोन सुर लग्गे, दंपति बिरह जोग मन जग्गें ॥
दिन द्वै च्यार एह बिध कीनो, सुनबेहार सराहन लीनो ॥ ७ ॥

**અર્થ**-એ પ્રમાણે બ્રહ્મબાળા નિરંતર પોતાને ઘેર આવીને જમી રહ્યા પછી, જોગીની પાસે આવી અને પ્રણામ કરી, રાજદ્વાર તરફ જાય છે પણ સંન્યાસીને એકાંતનો વખત આવતો નથી, તેથી પુછવાની હકીકત કોને પુછે? એવી ચિંતાથી સંન્યાસી મનમાં મુઝાવા લાગ્યા. એમ ચાર પાંચ દિવસ ચાલ્યા ગયા પછી મનમાં નક્કી કરી એવી રીતે ચાલવા માંડયુ કે, દિવસે બ્રહ્મમંડળમાં બેસી બ્રહ્મસંબંધીજ ચર્ચા ચલાવે, ને પછી સાંજના અર્ધ રાત્રી વિત્યા પછી પોતાના આસને આવી, પોતાને જ્યારે એકાંત મળે ત્યારે કીન્નરી (સારંગી)ના તાર ચડાવી. વિજયાના રંગમાં મગ્ન થઈ, સાત સ્વર સાધીને, ગાયન કરવા માંડ્યું-તે જાણે કોઇ ગંધર્વ ગાયનથી પ્રાર્થના કરતો હોય નહિ તેવું લાગતું હતું, તેના મધુર સ્વર સાંભળવાથી પાસેનાં લોકો જાગી ઉઠતા હતા. અને તેથી કરી સંયોગી સ્ત્રી પુરુષને કામ અને વિયોગી દંપતીને વિરહ જાગતો હતો. એવી રીતે બે ચાર દિવસ ગાયન કર્યું, એટલામાં સાંભળનારાઓ રાત દિવસ તેમની વાહવા કરવા લાગ્યા. ૭

**सोरठा**-व्है सराहन श्रोंन. परी कुमारि कुसुमावली ।
रही निशा क्रिज भोंन, शासन मंगि प्रबीन प्रति ॥ ८ ॥
आध निशा अनुमान, सोए सकल समीप जन ।
कुसुम संन्यासी थान, गई सु घंट कुरंग गति ॥ ९ ॥

लगे संन्यासी हेर, आसन आच्छादन करन ।
कही कुसुम तिहि बेर, नाद सुनन उर चाह अति ॥ १० ॥

**અર્થ**-લોકોએ કરેલાં સંન્યાસીના ગાયનનાં વખાણ, બ્રહ્મકુમારી કુસુમાવલીને કાને પડયાં તેથી રાત્રીએ પ્રવિણની રજા લઇ તે પોતાને ઘેર રહી. અનુમાને અરધી રાત વિતી અને પાસેનાં સઉજણ સુઇ ગયાં એટલે નિત નિયમ પ્રમાણે સન્યાસીએ ગાવા બજાવવાનો આરંભ કર્યો; તે સાંભળી જેમ રાગમાં મોહ પામેલી હરણી, ઘંટાવળીના નાદ તરફ થેકી જાય છે, તેમ કુસુમાવલી સન્યાસીના સ્થાનકે દોડી ગઇ. સંન્યાસી, કુસુમાવલીને પોતાની પાસે આવતી જોઇ, આસનને આચ્છાદન કરવા લાગ્યા-એટલે આસન ગ્રહનાં કમાડ બંધ કરવા લાગ્યા. ત્યારે કુસુમાવલીએ કહ્યું કે, મહારાજ! આપનું ગાયન સાંભળવાની મારા મનમાં અતિ ચાહના છે, અને તેટલાજ માટે હું અત્રે આવી છું. ૮-૧૦

**ગાથા**-सुनहो ब्रह्मकुमारी, हम गुरु कीय आयसा एही ।
नन अन्य प्रत्य सुनावे, आसन नित्य गाय एकाकी ॥ ११ ॥

**અર્થ**-ત્યારે સંન્યાસી બોલ્યા કે, હે બ્રહ્મકુમારી! સાંભળો, અમારા ગુરૂએ એવી આજ્ઞા આપી છે કે, ગાયન અન્ય જણને સંભળાવવું નહીં; પોતાના આસન ઉપર બેશીને એકલાએજ ગાવું. ૧૧

**दुहा**-आडंबर संन्यास करी, फिर पिछताये चित ।
मिलें न फिर पीछीं फिरे, एसो समय इकंत ॥ १२ ॥
बोले फिरि आओ इतें, बैठो ब्रह्म कुमार ।
तुम चाहे तो हम करें, इक द्वै तान उचार ॥ १३ ॥
घरि एक बात बनायकें, पाइ चिंत परतीत ।
किंनरि ग्रहि लहि समय सुर, गायो भेद संगीत ॥ १४ ॥

**અર્થ**-એવી રીતે સન્યાસીએ આડંબર તો કર્યું, પણ પછી મનમાં પસ્તાવા લાગ્યા કે, જો કુસુમાવલી ફરીને જશે તો પછી આવશે નહીં અને આવો એકાંતનો વખત પણ ફરીને મળશે નહીં. એમ વિચાર કરી સ્વામી ફરીને બોલ્યા કે, હે કુસુમાવલી! આવો અને અહીં બેસો, અને જો તમારી ચાહના હોય તો હું એક બે પદ ગાઉ તે સાંભળો. એમ કુસુમાવલી સાથે એક ઘડી વાતો કરી, તેના ઉરમાં વિશ્વાસ આણીને, હાથમાં સારંગી લઇ સમય સુર આલાપી સંગીત શાસ્ત્રના ભેદ પ્રમાણે ગાવા માંડયું. ૧૨-૧૪

## पद्धरीछंद.

संन्यास भेद संगीत गाय, सुर सप्त भेद किंनरि बजाय ।
समयो वृतंत चिंतमें लाय, दो च्यार राग रागनि उपाय ॥
ब्रह्मनी रीझ उलटी अपार, पर्वनी रेन मनु पारवार ।
जानी सु रीझ जोगेंद्र चित्त, परबीन कीन लीने कबित्त ॥
कानरे मध्य गाये सु भीन, परखे कुमारि परबीन कीन ।
संन्यास प्रत्य बूझी बनाय, एही कबित्त कोनसें पाय ॥
संन्यास फेर भंषी सु बात, हमनें बनाय वह हमें गात ।
ब्रह्मनी कहे क्यौं कहे आप, तापसी वितथ भंषे प्रलाप ॥
आगें कबित्त हम सुने एह, तुम कहो हमे कीने सु तेह ।
मुनिराज बानि बोले वहोर, तुम सुने वहें होयगे ओर ॥
हमने बनाय या कवित तीन, याही कबित्त या दशा दीन ।
ब्रत्तीत रहे पुनि मौन धार, ब्रह्मनी चिंत बाढ्यो बिचार ॥ १५ ॥

**અર્થ**–સંન્યાસી સંગીત ભેદ પ્રમાણે ગાય છે તથા સપ્ત સ્વરના ભેદથી કિન્નરી બજાવે છે; 'આજનો ખરો સમય છે' એમ મનમાં આણી, બેચાર રાગ રાગણીયો ગાઇ, એટલે તો કુસુમાવલી મહુ રાજી થઇ ગઇ અને પુર્ણિમાની રાત્રે જાણે સમુદ્ર ઉલટયો હોય એમ હર્ષયુક્ત દેખાવા લાગી. કુસુમાવલીને મનમાં ખુશી થએલી જોઇ, સ્વામિએ કલાપ્રવિણનાં બનાવેલાં ત્રણ કવિત, કાનરા રાગમાં ગાયાં. જે સાંભળતાં જ કુસુમાવલીએ ત્રણે કવિત પ્રવિણનાં બનાવેલાં છે તે પારખી, સંન્યાસીને પૂછ્યું કે, આ કવિત કોનાં બનાવેલાં છે અને તે તમને કોની પાસેથી મળ્યાં? ત્યારે સંન્યાસી ફરીને બોલ્યા કે, એ કવિત અમે બનાવ્યાં છે અને અમેજ ગાઇએ છીએ. ત્યારે બ્રહ્મકન્યા બોલી કે, આપ એમ કેમ કહો છો–તાપસ થઇને આવું જુઠું બોલો છો ? કારણકે અગાઉ એ પદો અમે સાંભળેલાં છે અને તમે કહો છો કે એ અમે કર્યાં છે!! ત્યારે મુનિરાજ ફરીથી બોલ્યા કે, તમે જે કવિત સાંભળ્યાં હશે તે બીજાં હશે, આ ત્રણ કવિત તો અમારાં બનાવેલાં છે તથા આ કવિતેજ અમને આવી દશા આપી છે. એટલું કહી મુનિરાજ મૌન રહ્યા, પણ કુસુમાવલી તો મોટા વિચાર વમળમાં પડી. ૧૫

**सोरठा**–ब्रह्मनी मन उरझाय, पुनि बूझ्यो संन्यास प्रति ।
कैसें कहो सुनाय, दशा जोग कबितन दई ॥ १६ ॥

स्मित भंष्यो संन्यास, कहा काम इन बात तुम ।
यहै बडो इतिहास, पढै सु जाने प्रेम बिधि ॥ १७ ॥
भंख्यो ब्रह्म कुमार, कहो प्रेम इतिहास कहा ।
कोन कबित्त बिचार, मोसों मोय सुनाइयें ॥ १८ ॥

**અર્થ**–કુસુમાવલી મનમાં મુંઝાવાથી ફરીને સંન્યાસીને પૂછવા લાગી કે, આ કવિતે આપને જોગીની દશા કેવી રીતે આપી છે, તે ભેદને કહી સંભળાવો. સંન્યાસીએ જરા હસીને કહ્યું કે, તમારે એ વાતનું શું કામ છે? એ મોટો ઇતિહાસ છે,–જે પ્રેમની વિધિ ભણ્યું હોય તેજ જાણે. કુસુમાવલી બોલી કે, પ્રેમ અને ઇતિહાસ શું છે? કવિતનો શો વિચાર છે? તમને મારા શપથ છે, મને તે સંભળાવો. ૧૬–૧૮

**छप्पय**–पूनर भइ प्रतीत, जोग आनंद मन जग्यो ।
कथा कहन अभिलाख, बचन ब्रह्मनि प्रति मग्यो ॥
खाली शद्ब न जाय, जोइ मग्गों सो दीजे ।
प्रेम पुरानन भेद, कबहु परकास न कीजें ॥
द्रढ मन उदार अति द्विज सुता, प्रति ब्रतीत बकस्यो बचन ।
चित चाह भरी बरसंत बह, बूझन लगी सु छनहु छन ॥१९॥

**અર્થ**–બરોબર વિશ્વાસ આપ્યો ત્યારે જોગીના મનમાં આનંદ ઉત્પન્ન થયો અને વીતક વાત કહેવાના અભિલાષથી, જોગીએ બ્રહ્મકુમારી કુસુમાવલી પાસે વચન માગ્યું કે, મારો સવાલ ખાલી જાય નહીં, તેમ જે હું માગું તે તમારે આપવું પડશે, અને જુના પ્રેમનો ભેદ કયારે પણ કોઇને કહેવો નહીં. પછી દ્દઢ અને અતિ ઉદાર મનવાળી બ્રહ્મકુમારીએ સંન્યાસીની વાતને પાળવાનું વચન આપ્યું, પછી ચિત્તમાં વૃત્તાંત સાંભળવાની અતિ ઉલટવાળી કુસુમાવલી, ક્ષણે ક્ષણે યોગીને પૂછવા લાગી. ૧૯

**सोरठा**–ब्रती कह्यो बरतंत, सो सब द्विजदुहिता सुन्यो ।
आखेटकके अंत, गायन गति सागर दशा ॥ २० ॥
यहै प्रेम इतिहास, मंत्र बीज अच्छर यहें ।
यहै भेद संन्यास, यह कवितन दीनी दशा ॥ २१ ॥
सधे सु पार समाध, प्रेम उभय अच्छर यहें ।
या माहि सिद्धि अगाध, वेधादिक बरने सबें ॥ २२ ॥

बात भेद विस्तार. संन्यासी भंष्यो सबें।
वाला ब्रह्म बिचार, मौंन गह्यो बिस्मय सु मन ॥ २३ ॥

**અર્થ**-શિકારને અંતે મંચ્છાપુરીમાં બન્નોની નજરનું એકઠું થવું, નાયકાઓનો મીલાપ તથા તેમણે ગાયેલાં કવિત સાંભળવાથી સાગરની બેહાલ થએલી દશા, વિગેરે વૃત્તાંત જોગીએ કહ્યું, તે સર્વે બ્રહ્મપુત્રી કુસુમાવલીએ સાંભળ્યું. સર્વે વાત કહ્યા પછી જોગીએ કહ્યું કે, એજ પ્રેમનો ઇતિહાસ છે, તેમ મંત્ર બીજના અક્ષર પણ એજ છે, સંન્યાસ ગ્રહણ કરવાનો ભેદ પણ એજ છે. એ રીતે આ કવિત્તેજ આવી દશા કરી છે. આ પ્રેમ શબ્દના બે અક્ષરને જે સાધે છે તેજ સમાધીના પારને પામે છે. એમાં (એ બે અક્ષરમાંજ) ઉંડી સિદ્ધિ રહેલી છે તેથી બ્રહ્માદિ સર્વે તેને ગાય છે. વાતના ભેદનો વિસ્તાર જે સંન્યાસીએ સઘળો કહ્યો તે સાંભળી, કુસુમાવલી વિચારમાં પડી ગઇ અને મૌનપણું ધારીને મનમાં વિસ્મય પામવા લાગી. ૨૦-૨૩

**ગાથા**-कुसुमावलि संन्यासी, चरचा प्रेम भेद परकासं।
चत्रबीस अभिधानं पूने प्रबीन सागरो लहरं ॥ २४ ॥

**અર્થ**-કુસુમાવલી અને સંન્યાસી સાથે થયલી પ્રેમના પ્રકાશની ચર્ચાવાળી પ્રવિનસાગર ગ્રંથની આ ચોવીસમી લહેર સંપુર્ણ થઇ. ૨૪

इति श्री प्रवीनसागरे प्रेम भेद नामनीं चोवीशमी लहेरनी रसपूर्णा टीकानो चतुर्विंशस्तरंगः ॥

## લહેર ૨૫ મી.

### નાયિકા ભેદ.

**दोहा**-कुसम प्रति संन्यासि कहे, कैसे कला प्रबीन।
जा कारन सागर हुकम, यहै दशा हम कीन ॥ १ ॥
हस्तिनि शंखिनि चित्रिनि, सृष्टा सृष्टि सु कीन।
इनही समय सरूप गुन, पद्मिनि कला प्रबीन ॥ २ ॥

**અર્થ**-પછી કુસુમાવલી પ્રત્યે સન્યાસીએ કહ્યું કે, કળાપ્રવિણ કેવાં છે કે જેને વાસ્તે મહારાજ શ્રી રસસાગરના હુકમથી અમારી આવી સ્થીતિ કરવી પડી છે, જ્યારે સૃષ્ટા એટલે બ્રહ્માએ, સૃષ્ટિની અંદર હસ્તિની, શંખિની અને ચિત્રિણી જાતની સ્ત્રીઓ બનાવી, ત્યારે આ વખતમાં સ્વરૂપમાં અને ગુણમાં તો એક કળાપ્રવીણનેજ પદ્મિની બનાવેલાં છે. ૧-૨

**दुहो**—साहित्यके सब भेद तुम, जानत ब्रह्म कुमार ।
लच्छन नायक नायका, या तें कहो उदार ॥ ३ ॥

**અર્થ**-સન્યાસીએ કહ્યું કે, હે બ્રહ્મકુમારી! સાહિત્યના સર્વે ભેદને તમે જાણો છો, માટે નાયકાનાં સર્વે લક્ષણો ઉદારતાથી કહો. ૩

**दुहो**—अनुकूलह दच्छन प्रथम, शठ अरु धृष्ट विचार ।
चारहु गुन तनकी प्रकृति, सुच्छम कहुं उदार ॥ ४ ॥

**અર્થ**-અનુકૂળ, દક્ષ, શઠ, અને ધ્રષ્ટ એ ચાર નાયક છે, એ ચારેના ગુણ તથા તેની પ્રકૃતિને હવે સક્ષેપમાં કહું છું. ૪

**અનુકૂલ નાયક.**

**छप्पय**—सदा शांत शुभ बदन, बास शुभ कच तन कोमल ।
सुच्छमांग तुछ भोग, ह्रस्व कर पद रद ऊज्वल ॥
निद्रा तुच्छ प्रमाद, तुच्छ आहार जघन्य जिन ।
अमल बास रुचि उकति, मंद मृदुता जुत भाषन ॥
सहजाहि सुगंध संगीत रुचि, बीर धीर सु उदार मन ।
पूरन सु प्रेम एकें पतानि, अनुहुकूल लच्छन सु इन ॥ ५ ॥

**અર્થ**-નિરતર સ્વભાવે શાંત અને શુભ મુખવાળો શરીરની સુંદર વાસનાવાળો કેશ અને શરીરે કોમળ, નાજુક પ્રકૃતિવાળો, ભોગ થોડો, હાથ પગ ટુંકા, સફેત દાંત, અલ્પ નિદ્રા અને આળસ રહિત, આહાર થોડો, ગુહ્યેદ્રિ સૂક્ષ્મ, સ્વચ્છ વસ્ત્ર ઉપર રૂચી, વાણી ધીમી અને કોમળતા ભરેલું ભાષણ, સેજસૈયાને વિશે અત્તરાદિ સુગંધમય વસ્તુઓ અને સગીત ઉપર રૂચી, વીરપણું તથા રણે ધૈર્યતા, મનથી ઉદાર અને પોતાનીજ એક પત્નિ ઉપર પૂર્ણ પ્રેમ, એ સર્વે અનુકૂળ નાયકનાં લક્ષણ છે. ૫

**દક્ષ નાયક.**

**छप्पय**—शुभ लच्छन सु उदार, सदा शुचि चित्र आसकत ।
शीलवान सु सुरूप समय ज्ञाता सु काव्य क्रत ॥

काम कला परबीन, रीझ रीझवन बिधि जाने ।
प्रीत रीत खंडे न, सार संगीत वखाने ॥
पटुता उचार समता सहज, मानिनिके नित मन हरन ।
पूरन प्रताप प्रमुदित बदन, यह दच्छनके अनुकरन ॥ ६ ॥

**અર્થ**–ઉત્તમ લક્ષણવાળો, ઉદાર મનવાળો, સદા પવિત્ર, ચિત્ર ઉપર પ્રીતિવાળો, શીલવાન, સુંદર સ્વરૂપવાળો, સમયને ઓળખનાર, ઉત્તમ કાવ્ય કરનાર, કામ કળામાં મશહુર, રીઝ રીઝવવાની વિધિથી જાણીતો, પ્રીતિની રીતિનું ખંડન કરે નહીં એવો, સંગીત શાસ્ત્રના સારને વખાણનાર, ચતુરાઇથી બોલનાર, સ્વભાવથી સર્વ સ્ત્રીયોમાં એક સરખી પ્રીતિ રાખનાર, અને સદા માનનીના મનનું હરણ કરનાર, પૂર્ણ પ્રતાપવાન, હસતા મુખવાળો હોય એ દક્ષ નાયક જાણવો. ૬

## શઠ નાયક ભેદ.

**छप्पय**–मुख सु मिष्ट हृदि कपट, अडर अपराधि सदाही ।
स्थूल भुजा उर प्रथुल, श्रोनि बड तन कठुराही ॥
कूर्मोदर द्रग चपल, क्रूर देही लज्जा तनु ।
लंपट काम सु केल, अतिहि आतुर मर्कट मनु ॥
साचही समान क्रूरहि कहें, निज स्वारथ नितही चहें ।
अति हानि बृद्ध अनुमाननह, शठ सूजान तासें कहें ॥ ७ ॥

**અર્થ**–મુખે સારૂં ને મીઠું બોલે, પણ હૃદયમાં કપટ રાખનાર, મનમાં પ્રભુનો ડર ન રાખતાં સદા અપરાધને કરનાર, હાથ ઘણા જાડા અને છાતી વિસ્તારવાળી, કમ્મરની નીચેના પાછલા બન્ને ભાગ મોટા, અંગ કઠોર, કાચબાની પીઠ જેવું પેટ, ચપળ આંખો, શરીરનો દેખાવ ક્રૂર, લાજ થોડી, કામ ક્રીડામાં અતિ લંપટ–તે જાણે વાંદરો હોય નહિ એવો આતુર, સાચાની પેઠે જુઠું બોલે અને હમેશાં પોતાના સ્વાર્થનેજ ઇચ્છે, જેને નફા નુકશાન અને વધારાનું કાંઈ અનુમાન નથી, એવાં લક્ષણવાળાને ચતુર પુરૂષો શઠ કહે છે. ૭

## ધૃષ્ટ નાયક ભેદ.

**छप्पय**–स्थूल केश शिर बदन, फटित द्रग चल हेरन चित ।
कंध बाहु हृस्व दीर्घ, श्रोन दीरघ पद सोहित ॥
क्रोध निद्र सालसा, कपट पीशुनं अधिकारी ।
निडर दंभि निर्लज्ज, भोगको आतुर भारी ॥
कृतघनी दोष शंक न धरे, अविश्वास उर मानियें ।
प्रीतकी रीत जानें नहीं, बहुभुक धृष्ट वखानियें ॥ ८ ॥

**અર્થ**-વાળ, માથું અને મુખ જાડાં હોય, ફાટેલી આંખો હોય, દૃષ્ટિ તથા મન જેનું ચંચળ હોય, ગરદન ટુંકી હોય અને હાથ નાના, કમ્મરની નીચેના પાછલા બે ભાગ મોટા, લાંબા પગ, ઘણોજ ક્રોધી, અતિ ઉંઘણશી, આળસુ, કપટી અને પિશુનતા-ચાડિયાપણું કરનાર, કોઇનો જેને ડર નથી, દાંભીક, લાજ વગરનો, વિકારમાં ઘણોજ આતુર, કૃતઘ્ની, ખરાબ કાર્ય કરતાં પરમેશ્વરની પણ બીક ન રાખે તેવો, ને જેના મનમાં કોઇનો વિશ્વાસ નહીં, પ્રીતિની રીતને ન જાણનારો, તેમજ આહાર પણ ઘણો, એ લક્ષણવાળા પુરૂષને ધૃષ્ટ નાયક કહે છે. ૮

## નાયિકા ભેદ.

**दुहो**-पद्मिनी चित्रिनी शंखिनी, ओर हस्तिनी बाल ।
मुख्य भेद यह तियनके, बरनन बुद्धि बिशाल ॥ ९ ॥

**અર્થ**-પદ્મિનિ, ચિત્રિણી, શંખિની અને હસ્તિની એમ સ્ત્રીઓના મુખ્ય ભેદને વિશાળ બુદ્ધિવાળા વિદ્વાનો વર્ણવે છે. ૯

**छप्पय**-चंद्रानन तन कनक, नेंन मृग कोकिल भाषन ।
कटि केहरि गल कंबु, कंज कर पद शुक नासन ॥
रंभोरु कच उरग, अधर सुरख रद हालम ।
गति मराल कुच पीन, छीन निद्रा स्मित भुक कम ॥
सहजहि सुबास सुमती म्रदुल, अति उदार पूजा सकति ।
पूरन सु प्रेम ब्रीडा सु शुचि, प्रथम एह पद्मिनी प्रक्रति ॥ १० ॥

**અર્થ**-જેનું મુખ ચંદ્રના જેવું, સોના જેવુ શરીર, મૃગીના જેવી ચપળ આંખો, કોયલના જેવું સુંદર અને મધુર ભાષણ, જેની કમ્મર કેસરી સિંહના જેવી પાતળી, ગળું શંખના જેવું, કમળ જેવા હાથ અને પગ, પોપટના જેવું નમણું નાક, કેળના થડ જેવી સાથળો, કાળા સર્પ જેવા કેશ, (પરવાળા જેવા) લાલ હોઠ, દાડમની પેશીઓ જેવા ચળકતા દાંત, હંસના જેવી હીંડછા, મોટાં સ્તન, થોડી નિદ્રા, તેમજ હસવું અને ખાવું પણ થોડું, શરીર સુગંધવાળું, સદ્બુદ્ધિ, કોમળ સ્વભાવ, અતિ ઉદાર, ઇશ્વિર પૂજન ઉપર પ્રીતિ, સંપૂર્ણ પ્રેમને જાણનારી, લજ્જાવાળી અને પવિત્ર, એવી રીતે પ્રથમ પદ્મિની સ્ત્રીની પ્રકૃતિનાં લક્ષણ કહ્યાં. ૧૦

## ચિત્રિણી.

**छप्पय**-चपल द्रष्टि चित अचल, कंज नेनी रुचि केसर ।
श्याम केश गज गमन, भ्रंग भ्रुअ भाष मयुर बर ॥

काव्य शील्प संगीत, चित्र रीझे सु रीझावे ।
प्रेम नेम परबीन, चिंत चातुरी उपावे ॥
नन ह्रस्व दीर्घ प्रथुल न कृशा, कोप तुच्छ अंबर अमल ।
तुच्छ सु प्रमाद सुकुमार शुभ, यह चित्रिनि लच्छन सकल ॥ ११ ॥

**અર્થ**-જેની દૃષ્ટિ ચપળ હોય, દૃઢ ચિત્ત હોય, કમળ જેવી આંખોવાળી, કેસરના વર્ણ જેવી કાન્તિ, શ્યામ અને સુંદર કેશ, હાથણીના જેવી ચાલવાની ગતિ, ભ્રમરા જેવી ભ્રૃગુટી, મોરના જેવું શ્રેષ્ટ બોલવું, કાવ્ય, શીલ્પ, સંગીત અને ચિત્રના કામથી રીજી તથા તેમાં પોતાની સુંદર કારીગરીથી અન્યને પણ ખુશી ઉપજાવે, વળી પ્રેમના નિયમમાં પ્રવીણ, ચિત્તથી ચતુરાઇ બતલાવનારી, શરીરે ટુંકી નહિ, તેમ લાંબી પણ નહિ, તેમ પહોળી અને દુબળી પણ નહિ, ક્રોધ થોડો, નિર્મળ વસ્ત્ર, અર્થાત્ બધી રીતે સરખી હોય, પ્રમાદ તુચ્છ અને અતિ કોમળ ગુણાંગ, એ સઘળાં ચિત્રિણી સ્ત્રીનાં લક્ષણ છે. ૧૧

**શંખિની.**

**छप्पय**-बाहु द्रीर्घ कृश शीश, पाय कुच दीर्घ तपत कर ।
तन दीरघ तनु रीस, वक्र चाले वसुधा पर ॥
स्थूल घ्रान भ्रू अधर, ह्रस्व अंगुलि नंम्रत गल ।
रति अतृप्त त्रप हीन, भुक्त बहु क्रूर प्रकृति कल ॥
गज मद सुगंध कटि मुख प्रथुल, विव्हल मदन बिलास महि ।
कपटी कुशील पीसुन सदा, केश पिंग शंखिनि सु कहि ॥ १२ ॥

**અર્થ**-હાથ લાંબા, નાનું માથું, પગ અને સ્તન લાંબાં, હાથ ઉષ્ણ, શરીરે ઉંચી, અતિ રીશાળવી, ધરતી ઉપર વાંકી ચાલનાર, પહોળું નાક, ભ્રગુટી અને હોઠ જાડા, નાની આંગળીઓ, નમેલું ગળું, રતિ ભોગની ભુખી, લાજ વગરની, બહુ ખાનારી, ક્રુર પ્રકૃતિની, હાથીના મદ જેવી શરીરની વાસવાળી, કમ્મર અને મુખ અતિ વિશાળ, વિષય વિલાસમાં વિવ્હળ, કપટી, ખરાબ સ્વભાવવાળી, હમેશાં ચાડી કરનારી, અને પિત કેશવાળી સ્ત્રી શંખિનિ જાણવી. ૧૨

**હસ્તિની.**

**छप्पय**-स्थूल अंग बहु छुधा, लोम तिच्छन पिंगल चख ।
गंधक गंध कुशील, कुटिल बानी भाषत मुख ॥
रोषवान स्वर रुक्ष, काम केली अत्रप्त नित ।
बदत म्रषा बिन त्रपा, दुष्ट दुमनी सदा रहत ॥

अरु चित कुरंग कुच शिथल अति, प्रीत रीत जाने नही ।
अंकुश म्रजाद माने न कछु, हस्तिनि हस्तिनि सम कही ॥ १३ ॥

**અર્થ**–જે અંગે હૃષ્ટપુષ્ટ છે, બહુ ભુખાળવી છે, તિક્ષ્ણ રૂવાંવાળી, પીળચટી આંખોવાળી, ગંધકના જેવી શરીરની વાસવાળી, સ્વભાવે ફુવડ, વાંકુ બોલનારી, અતિ રોષવી, લુખા સ્વરવાળી, હમેશાં કામવાસનામાં અતૃપ્ત, જૂઠા બોલી, લાજ વિનાની, સ્વભાવે દુષ્ટા, પતિથી બેદિલ રહેનાર એટલે પતિ સાથે મન નહિ મેળવનારી, હરણના જેવું ચપળ મન, સ્તન અતિ નરમ, પ્રીતિની રીત નહિ જાણનારી, કુળની મર્યાદા–અંકુશને નહિ ઇચ્છનારી, એવાં લક્ષણવાળી સ્ત્રી હસ્તિની જાતિની જાણવી. ૧૩

**दुहो**–चहु विध नायक नायका, बरने भेद बनाय ।
रीझ भीज मनमें रहे, सन्यासी सु सराय ॥ १४ ॥

**અર્થ**–એ પ્રમાણે ચાર પ્રકારના નાયક અને નાયિકાઓના ભેદ કહ્યા, તેથી મનમાં ખુશી થઇને હાસ્યરસથી મગ્ન થઇ સન્યાસીજી, કુસુમાવલિનાં વખાણ કરવા લાગ્યા. ૧૪

**दुहा**–जिहि एती लय प्रेमकी, रससागर सु कुमार ।
सो केते जाने सकल, त्रिया भेद बिस्तार ॥ १५ ॥
सोय कहो संछेप करि, नायकानके लच्छ ।
सुनन चाह हमकों वहे, तुम बानी परतच्छ ॥ १६ ॥

**અર્થ**–પછી કુસુમાવલીએ સંન્યાસીને કહ્યું કે, જેને એટલી બધી પ્રેમની લેહ લાગેલી છે, તે સર્વ મળીને કેટલી જાતના સ્ત્રીના ભેદને જાણે છે તે, સંક્ષેપથી નાયકાઓનાં લક્ષણને કહો, તમારી સુંદર વાણીથી તે અમને સાંભળવાની ઇચ્છા છે. ૧૫–૧૬

**सोरठा**–सो कछु कही न जाय, रससागर जाने जिती ।
ब्रह्माने कहों बनाय, सब संछेप सु नायका ॥ १७ ॥

**અર્થ**–સન્યાસી કહે છે કે, રાજકુમાર રસસાગર જેટલી નાયકાઓના ભેદને જાણે છે તે સર્વ વર્ણિ જવાય તેમ નથી, તોપણ હે બ્રહ્મકુમારી! સંક્ષેપમાં સઘળી નાયકાઓનાં લક્ષણ કહું છું, તે સાંભળો. ૧૭

## નાયિકા ભેદ.

**क्रोडाछंद**–जुग्ती उकत्ती पटं भाषमें नायका जो बरत्ती ।
कियो भेद संछेप जैसी हमे चित्त वृत्ती प्रकृत्ती ॥

तुमें जानहो मिंतके चित्तकी चातुरी ए प्रमानी ।
करी आपकी आयसाके प्रसादं विधानी ज्युवानी॥ १८ ॥

**અર્થ**-યુક્તિપૂર્વક વચનોથી છએ ભાષામાં જે નાયિકાઓ કહેલી છે તેના કેટલાક ભેદ-હું જેવી મારા મનની વૃત્તિ અને સ્વભાવ છે તે પ્રમાણે-ટુંકામાં, આપના પ્રસાદથી,જે શાસ્ત્રોક્ત રીત પ્રમાણે વર્ણીને કહુંછું, તેથી તમે જાણશો કે, મિત્રના ચિત્તની ચતુરાઈ કેવી છે. ૧૮

स्वकीया तिया आपके शामके रंग रत्ती सदाही ।
प्रकीया प्रिया प्रीतके मिंतसें नीत लाधे मुदाही ॥
सामान्या वधू प्रेमके नेमहीनी लपट्टी कपट्टी ।
त्रयं भेदमें नार उच्चार सो वेद भेदं प्रगट्टी ॥ १९ ॥

**અર્થ**-જે સ્ત્રી પોતાના પતિમાંજ પ્રસન્ન રહીને હમેશાં તેનાપર પૂર્ણ પ્રેમ રાખે તે સ્વકીયા નાયિકા; જે સ્ત્રી પતિ શીવાય બીજા પર પ્રીતિવાળી છે ને તે સાથે હમેશાં હર્ષ જણાવે તે પરકીયા; જે સ્ત્રી પ્રેમના નિયમથી રહિત છતાં પણ પૈસા માટે કપટથી લપટી રહે, તે સામાન્ય નાયિકા. આ જે ત્રણ ભેદ નાયિકાઓના કહ્યા છે તેના વળી ચાર ભેદ છે. ૧૯

### પદ્મિની આદિનાં લક્ષણ

**क्रीडाछंद**-कही पद्मनी पद्मभा हेमवेली नवीनं प्रबीनं ।
यहे चित्रनी मिंतके चित्तकी प्रीत संगीत लीनं ॥
वहे शंखिनी भंखनी झूठ प्रेमं प्रमानं न जाने ।
अरू हस्तिनी मस्तनी गत्तधी प्रेम बत्ती न माने ॥ २० ॥

**અર્થ**-જે સ્ત્રી કમળની પ્રભાને ધારણ કરનારી અને નવીન સોનાની વેલ જેવી કાન્તિવાળી તથા બધી રીતે પ્રવીણ હોય તે પદ્મિની; જે સ્ત્રી પોતાના પતિની પ્રીતિમાં તથા ગાયનમાં લીન હોય તે ચિત્રિણી; જે સ્ત્રી જૂઠા બોલી હોય અને પ્રેમના પ્રમાણને ન જાણતી હોય ને શંખિની; અને જે સ્ત્રી મદથી છકેલી, બુદ્ધિ વિનાની અને પ્રેમની વાતને ન માને તે હસ્તિની જાણવી ૨૦

### નાયિકાના ૭૨ ભેદ.

**क्रीडाछंद**-अवस्था कही तीनकी तीनसो वेद भेदं उकत्ती ।
मुगद्धा कथा काम ग्याता अग्यात सुरत्ती नमत्ती ॥
मध्या कामिनी काम रु लाज दोउ समानं प्रमाने ।
सदा प्रौढसो मीतके चित्तकी रीझ खीजं पिछाने ॥ २१ ॥

**અર્થ**-પ્રથમ સ્વકીયાદિ ત્રણ નાયિકાએ કહી અને તેના વળી પદ્મિન્યાદિ ચાર ભેદ કહ્યા-તેના પણ અવસ્થાએ કરીને મુગ્ધાદિ ત્રણ ત્રણ ભેદ છે. પદ્મિન્યાદિ ચાર નાયિકાને સ્વકીયાદિ ત્રણે ગુણિયે તો બાર ભેદ થાય અને તે બારને મુગ્ધાદિ ત્રણે ગુણિયે તો છત્રીશ ભેદ થાય, એ મુગ્ધા નાયિકાના બે ભેદ છે, તેમાં જે અંગમાં આવેલું જોબન અને કામક્રીડાની વાતને જાણે તે જ્ઞાતયૌવના અને જે કામક્રીડામાં ન સમજે, તેમ બુદ્ધિ પણ કમ હોય એટલે જેનામાં બાળકપણું હોય તે અજ્ઞાનયૌવના, જે સ્ત્રીમાં કામ અને લાજ બન્ને સરખાં હોય તે મધ્યા નાયિકા; ને જે સ્ત્રી પોતાના પ્રીતમની રીઝ અને ખીઝ ઇસારાથી જાણી જાય, તે પ્રૌઢા નાયિકા જાણવી. ૨૧

### મુગ્ધાના ૪ ભેદ.

**क्रीडाछंद**-नवल्लवधू बालकी नीतही नीत द्यूती बढंती ।
नवंजोबना कामिनी काम सीढी चढंती पढंती ॥
अनंगानवं वाल रुयालं त्रसंती रसालं विशालं ।
लजाप्रायरत्ती चरंत्ती लजंती भजंती सु लालं ॥ २२ ॥

**અર્થ**-જે સ્ત્રીના અંગની કાંતિ દિનદિન પ્રત્યે વધતી જતી હોય તે "નવવધૂ મુગ્ધા નાયિકા." જે સ્ત્રીના અંગનું બાલ્ય જઈ યૌવન પ્રવેશ કરે અને કામક્રીડાની રીતને શીખતી શીખતી કામદેવની નીશરણીપર ચડવા માંડે-કામક્રીડામાં પ્રવર્ત્ત થાય તે "નવયૌવના" મુગ્ધા નાયિકા છે; જે સ્ત્રી બાળકની પેઠે ખેલતી હોય ને ઘણીજ રસીલી હોય, પરંતુ કામક્રીડાથી ત્રાસ પામે તે "નવલઅનંગા" મુગ્ધા નાયિકા છે ને જે સ્ત્રીનો પતિ સુરતારંભ કરે તારે લાજથી, શરમાઇ જાય અથવા છટકી જવાના ઉપાય કરે તે "લજ્યાપ્રાય" મુગ્ધા નાયિકા જાણવી. ૨૨

### મધ્યાના ૪ ભેદ.

**क्रीडाछंद**-अरूढा यहे जोबना अंग कामं बिकासे प्रकासे ।
बचंनाप्रगल्भा उरानो निकासे बिलासे ज्यु हासे ॥
मनोभावनी वाम कामंकला चंचलासी उजासी ।
विचित्रारती भेद रत्ती सुमत्ती जुवंती प्रकाशी ॥ २३ ॥

**અર્થ**-જે સ્ત્રીના અંગમાં જોબન અને કામ પરિપૂર્ણ રીતે પ્રકાશ પામ્યાં હોય તે "અરૂઢયૌવના" મધ્યા નાયિકા, જે સ્ત્રી પોતાના પ્રીતમને હાસ્યવિલાસમાં ઠપકો આપે તે "પ્રગલ્ભવચના" મધ્યા નાયિકા; જે સ્ત્રી કામક્રીડામાં વીજળીના જેવી ચપળ અને હુશિયાર હોય તે "મનોભાવની" એટલે

"પ્રાદુર્ભૂતમનોભવા" મધ્યા નાયિકા; ને જે સ્ત્રી કામક્રીડાની અનેક રીત, બુદ્ધિથી પ્રકાશ કરે તે "સુરતવિચિત્રા" મધ્યા નાયિકા જાણવી. ૨૩

### પ્રૌઢાના ૪ ભેદ.

समस्तं रसंकोविदा ामतके चिंतकी चाह पूरे ।
विचित्रा लली मोहनीकी कला लालको चित्त चूरे ॥
अक्रामीत जो मितकों कीर ज्यों हाथ लावे बुलावे ।
लुभद्धापती लाजकी श्यामसें वाम शंका न लावें ॥ २४ ॥

**અર્થ**–જે સ્ત્રી પોતાના પ્રીયતમના ચિત્તની ઇચ્છા પૂરી કરે તે "સમસ્તરસકોવિદા" પ્રૌઢા નાયિકા; જે સ્ત્રી મોહ ઉપજાવનારી કળાથી પોતાના પતિનું મન હરી તે "વિચિત્રલલી" અથવા "વિચિત્રવિભ્રમા" પ્રૌઢા નાયિકા; જે સ્ત્રી પોતાના પતિને મન, વચન અને કર્મથી પોપટની માફક પોતાની હાથેલીમાં રમાડે અર્થાત્ પતિને જે પોતાને સ્વાધીન કરી લે તે "આક્રમિતા" પ્રૌઢા નાયિકા; ને જે સ્ત્રી સર્વથી લજ્જા છોડી નિઃશંકપણે પોતાના પતિ સાથે તન્મય થઈ રહે તે "લુબ્ધાપતિ" પ્રૌઢા નાયિકા જાણવી. ૨૪

### ધીરાધીરા નાયિકા.

कियें द्वादशं भेद त्रै भेदके द्वादशं त्रै बखानी ।
अधीरा पती दोषसें रोषसें क्रूर भाखंत बानी ॥
सुधारा त्रिया आपके श्यामसें रोस बत्ती न बोले ।
समं धीरता कंतपें भेदसें बात त्रोले न खोले ॥ २९ ॥

**અર્થ**–આ પ્રમાણે મુગ્ધાના ચાર ભેદ અને મધ્યા, પ્રૌઢાના ભેદ મળીને કુલ બાર ભેદ થયા. તેને સ્વકીયાદિ ત્રણ ભેદે ગુણિયે તો છત્રીશ થાય છે. જે સ્ત્રી પોતાના પતિનો દોષ જોઇ ક્રોધથી કઠોર વચન કહે તે "અધીરા," જે સ્ત્રી પોતાના પતિનો દોષ જાણ્યા છતાં પણ ક્રોધ ન કરે ને કઠોર વચન પણ ન કહે તે "ધીરા" નાયિકા; ને જે સ્ત્રી પોતાના પતિનો દોષ જોઇને મર્મ વચનમાંજ જણાવે, પણ તે ખુલ્લું ન કહે તે "ધીરાધીરા" નાયકા જાણવી. ૨૫

चत्रं बीश अंकुर बाला बरंनी स्युग्याता कबिता ।
वसू अष्ट त्रै दोय कीनी त्रयं लच्छनं संजुगत्ता ॥
सुआधीन ले आदि आद्यं स्वयंदूतिका मानि वामा ।
अनूढा कह्यी गर्विता भिन्न भिन्न सबे आदि नामा ॥ २६ ॥

**અર્થ**–વળી કાવ્ય જાણનારા કવિઓએ બીજી ચોવીશ જાતિની નાયકાઓ વરણવેલી છે. તે એકઃ–વસુ એટલે ૮, અષ્ટ એટલે ૮, ત્રૈ એટલે ૩

હોય એટલે ૨ અને ત્રયં એટલે ૩ મળીને કુલ ચોવીશ લક્ષણુ સહિત નાયકાઓ કહેલી છે. તેની વીગતઃ–"સ્વાધિનપતિકાદિ" આઠ; "સ્વયંતિકાદિ*" માની લીધેલી આઠ; "ને અનૂઢા ગર્વિતાદિક" જૂદા જૂદા નામની આઠ મલી, સર્વે મળીને ચોવીશ થાય છે. ૨૬

## સ્વાધીનપતિકાદિ નાયિકા.

सुआधीनपत्तीक जाके गुनंसे बध्योहे ज्यु श्यामं ।
उतंकंठिता शोचितं चिंतमें मिंतक्यों नाय धामं ॥
सज्या वासिकं सेज साजे बिराजे पिया पंथ हेरे ।
अभिसंधिता आदि माने न पाछें चहें प्रीय नेरे ॥ २७ ॥

**અર્થ**–જે સ્ત્રીના ગુણથી પતિ બધાયેલો હોય તે "સ્વાધિનપતિકા" નાયકા; અને પ્રીયતમ હજી ઘેર કેમ ન આવ્યા એમ કહીને જે સ્ત્રી પોતાના મનમાં શોચ કર્યા કરે તે "ઉત્કંઠિતા" નાયકા; જે સ્ત્રી શય્યા બિછાવીને પોતાના પતિની વાટ જોતી બેસે તે "વાસકસજ્યા" નાયિકા; જે સ્ત્રી રિસ કરી બેસે ને પતિ આવી મનાવે તોયે બોલે નહિ ને જ્યારે પતિ જાય ત્યારે પસ્તાય ને કહે કે, હવે કોઇ મારા પતિને મારી પાસે લાવો તે "અભિસંધિતા" એટલે "કલહાંતરિકા" નાયકા જાણવી. ૨૭

## ખંડિતાદિ નાયિકા.

खरी खंडिता प्रेम खंडे पती ओर संगी बिलोके ।
बियोगी पती प्रोषिता मेन नाराच छत्ती सु झोके ॥
विप्रं लब्धिका एह संकेतमें प्रीय नाये रिसायें ।
अभिसारिका साजि सिंगार श्यामं सु जाये-रिझायें ॥ २८ ॥

**અર્થ**–જે સ્ત્રી બીજી સ્ત્રી પાસે ગયેલા પોતાના પતિને જોઇને પ્રેમનું ખંડન કરે તે "ખંડિતા" નાયકા; જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય અને તેથી કામ છાતીમાં બાણુ મારતો હોય, અર્થાત્ પતિના વિયોગથી કામની પીડાથી દુઃખી હોય તે "પ્રોષિતપતિકા" નાયકા; ને જે સ્ત્રી પોતાનો પ્રિય

* આ છદમાં સ્વયદૂતિકાને ઠેકાણે વચનવિદગ્ધા અને સમસ્યાવધૂને ઠેકાણે ક્રિયા વિદગ્ધા જોઇએ. કેમકે–તે નીચે લક્ષિતાગૂપ્તાદિ પરકીયાના ભેદ ક્રમ પ્રમાણે બતાવેલા છે. તેમજ લક્ષણે પણ વચનવિદગ્ધા અને ક્રિયાવિદગ્ધાના છે. તેમ છતાં વળી છદ ૨૦ મામાં 'ક્રિયા ચતુરા' અને 'મોહની' એવી બે નવી નાયકાઓ આપી છે અને તેનાં લક્ષણો ક્રિયાચતુરા એટલે ક્રિયાવિદગ્ધા અને મોહની એટલે વચનવિદગ્ધાના જેવાં આપ્યા છે.

સંકેત સ્થળે ન આવવાથી રિસાય તે "વિપ્રલબ્ધા" નાયકા; જે સ્ત્રી જાતજાતના શૃંગાર સજી પતિ પાસે જઇને તેને આનદ પમાડે તે "અભિસારિકા" જાણવી. ૨૮

स्वयं दूतिका दूत बानी पियासें अराधे सु साधे ।
समस्या वधू प्रीछवे औरही ठौरको दाव बांधे ॥
दुरावे सखी लक्षिता प्रच्छनं मिंतसें चित्त लावे ।
रतीकी गती कोकहु अंगमें चेन आवे लखावे ॥ २९ ॥

**અર્થ**–જે સ્ત્રી પોતાના વલ્લભને દૂતિના જેવાં વચનથી એટલે પોતે પોતાની મેળેજ દુતત્વપણું કરી પ્રીતમને સમજાવી, મળીને પોતાનું કામ સાધે તે "સ્વયંદૂતિકા" નાયિકા; જે સ્ત્રી કાંઇ બીજું સમજાવે અને બીજે ઠેકાણે જવાનો દાવપેચ લગાવે એટલે બીજા કોઇ ન જાણે તેવી કાંઇ ક્રિયા સમસ્યાથી કરીને પોતાના પ્રીતમને સમજાવે તે "સમસ્યાવધૂ" નાયકા; જે સ્ત્રી સખીનાથી છાની રીતે મિત્ર સાથે મન લગાડે, ને તે વાત તથા કોકશાસ્ત્રની રીતે રતિક્રીડા કરેલી હોય તે છાની રાખે, પણ તેની સખી ચિન્હ ઉપરથી સર્વે જાણી જાય તે "લક્ષિતા" નાયકા જાણવી. ૨૯

गुपत्ता रती गोप जाने बिधाने सुमाने शयाने ।
कुलट्टा पटाछूट वामं सु कामं विलासं बखानें ॥
मुदित्ता सुरत्ता वृती जानियें आगमं प्री उमंगे ।
विनासे अनूशेन संकेत जावे न पावे न रंगे ॥ ३० ॥

**અર્થ**–જે સ્ત્રી પોતે કરેલી રતિને ગુપ્ત રાખવાની રીત જાણે તેને ડાહ્યા માણસો "રતિગૂપ્તા" નાયકા માને છે; જે સ્ત્રી છૂટે પાલવે, નિર્લજપણે કામવિલાસને વખાણ્યા કરે તે "કુલટા" નાયકા; જે સ્ત્રી પોતાના પતિનું આવવું જાણીને હવે કામક્રીડા થશે એમ જાણી આનંદ પામે તે "મુદિતા" નાયકા; જે સ્ત્રી સંકેત સ્થળે જાય અને ત્યાં તે સ્થળનો નાસ થયો જુવે અથવા પોતાનો પ્રીતમ ત્યાં ન મળે તે "અનુશયના" નાયકા જાણવી. ૩૦

*अनूढात्रिया जाहिको व्याह कीनो न सोही कुमारी ।
स्वयं दूतिकादी कही अष्ट नारी चिंतमें बिचारी ॥

---

* ઉઢા અને અનૂઢા એવા પરકીયાના બે ભેદ છે. તેમાં આ ગ્રંથકારે અનૂઢા એકજ કેમ લીધી? એમ કોઇ શંકા કરે તો તેનું ઉત્તર એ છે કે–પરણેલી જેટલી નાયકાઓ છે તે તમામ ઉઢા છે; પરતુ અનૂઢા એટલે કુમારીનુ વર્ણન ક્યાંઇ આ છદમાં નથી માટે અત્રે લીધી છે.

प्रियं सापराधं लखे माननी त्रै विधं मान धारे ।
कघूमान सो सामनी सामसें ख्यालहीमें निवारे ॥ ३१ ॥

**અર્થ**-જે સ્ત્રીના વિવાહ કરેલા ન હોય ને કુંવારી હોય તે "અનુઢા" નાયકા કહેવાય છે. એ રીતે સ્વયંદૂતિકા આદિક આઠ નાયકાઓ ચિત્તમાં વિચારીને કહી. અપરાધવાળા પતિને જોઇને સ્ત્રીઓ ત્રણ પ્રકારનું નામ ધારે છે તેથી તેનાં ત્રણ જૂદાં જુદાં નામ પડેલાં છે, તે આ પ્રમાણે કે:-જે સ્ત્રી પોતાના પતિને બીજી સ્ત્રી પાસે જોઇને માન ધરે ને તે માન પાછું પોતાના પ્રિય સાથે સેહેજ ખ્યાલમાં છોડી દે તે "લઘુમાનવતી" નાયકા જાણવી. ૩૧

कही मध्यसो क्रोध छूटे पती बोध कथ्थे प्रचंडे ।
गुरू माननी मान घट्टे न बोले सु बानी बिखंडे ॥
चले भोर प्रानेशकी नायका पर्वसंता बखानी ।
लखै मिंतको चेन त्री औरसों अन्य संभोग जानी ॥ ३२ ॥

**અર્થ**-જે સ્ત્રી પોતાના પતિના મુખથી બીજી સ્ત્રીનાં વખાણ સાંભળીને પ્રચંડ માન ધરે ને પાછું તે માન જ્યારે પતિ સારી રીતે બોધ કરે ત્યારે તજે તે "મધ્યામાનવતી;" જે સ્ત્રી પોતાના પતિના શરીરમાં બીજી સ્ત્રી પાસે જઇ આવ્યાનાં ચિન્હ જોઇને માન ધરે ને પાછું તે માન પોતાનો પતિ જ્યારે ન ઘટે એવી દિનતાથી ઘણી રીતે આજીજીની સાથે સમજાવે તેથી ધીરે ધીરે માનને છોડે તે "ગુરૂમાનવતી" નાયકા; જે સ્ત્રી સવારેજ પોતાનો પતિ પરદેશ જનાર છે એમ જાણીને ખેદ પામે તે "પ્રવત્સપતિકા" નાયકા; ને જે સ્ત્રી બીજી સ્ત્રી પાસે જઇ આવેલા પોતાના પતિનાં ચિન્હ જોઇને ખેદ પામે તે "અન્ય સંભોગ દુઃખિતા" નાયકા જાણવી. ૩૨

## ગર્વિતાદિ નાયિકા.

ग्रहे रूपके गूनसें गर्वसो गर्विता भाव तीनं ।
मती सागरं काव्यके भावमें बाल कथ्थी प्रवीनं ॥
निजं रूपके गर्वसो रूप गर्वापती बात खंडे ।
द्विती प्रेम गर्वा पतीसें रतीसें भरी रार मंडे ॥ ३३ ॥
त्रिती कामगर्वा सबेही गुरु लोगकी लाज तज्जे ।
त्रिनाहीं समे कामसें श्यामिनी श्यामको संग भज्जे ॥
पटं चत्रते नायका ए सबे तीन रुपं त्रिचारे ।
त्रिया त्रैगुनी ताय विस्तारिकें द्वै गुनी द्वै सु धारे ॥ ३४ ॥

અર્થ—જે સ્ત્રી પોતાના રૂપથી અથવા ગુણથી ગર્વ ધારણ કરે તે "ગર્વિતા" નાયકા કહેવાય છે. તેના વળી ત્રણ ભેદ છે. સમુદ્ર જેવી બુદ્ધિવાળા કવિએએ કવિતાના ભાવમાં જે ચતુર સ્ત્રીયો કહી છે તે આ પ્રમાણે છે:—જે સ્ત્રી પોતાના રૂપના ગર્વથી પતિની વાતને ખંડન કરે તે "રૂપગર્વિતા" નાયકા; જે સ્ત્રી પોતાના પતિના ભર પ્રેમથી ગર્વ ધરીને જેની તેની સાથે લડે તે "પ્રેમ ગર્વિતા" નાયકા. ને જે સ્ત્રી પોતાના સઘળા કુટુંબના લોકોની લાજ તજીને સમય વિના કામાતુર થઇ પતિનો સંગ કરે તે "કામગર્વિતા" નાયકા છે. એવી રીતે કહેલી સ્વાધિનપતિકાથી ગર્વિતા સુધીની ચોવીશ નાયકાઓનાં ઉત્તમાદિક ત્રણ રૂપ વિચારમાં લઈ, અર્થાત્ ત્રણ ગણી કરીને, પછી તેને દિવ્યાદિકથી ત્રણ ગણી કરીને, ક્રિયા ચતુરાદિકથી બમણી કરવી, પછી તેને જેષ્ટાદિક બે ભેદે બમણી કરવી. ૩૩–૩૪

## ઉત્તમાદિ નાયિકા.

उतमं अपंमान जोरे तुछोरे सदाही सहल्ले ।
लघू दोषतें मध्यमा मान साधे प्रनामं बिचल्ले ॥
यहीं अद्धमा बारही बार रुठे न छूटे कपट्टं ।
यहींसें जुदी तीन वामा बिचारे शयाने निपट्टं ॥ ३५ ॥
दिवा नायका सो पतीसें सदा रीझ रंगं निभावे ।
दिवादिव्य सो मिंतकी रीझसें चित्त लावे न लावे ॥
अदिव्या सदा प्रेमके नेमहीसें ज्यु हीनी जुबत्ती ।
इती रीतकी सागरं चित जानी सु आनी जुकत्ती ॥ ३६ ॥

અર્થ—જે સ્ત્રી પોતાના પતિએ અપમાન કર્યું હોય તો પણ મનમાંથી રોષ છોડીને હમેશાં સરલ ચાલે તે "ઉત્તમ" નાયકા છે. જે સ્ત્રી પતિના થોડા દોષથી માન કરે, પણ પાછી પરિણામે માન તજી દે તે "મધ્યમ" નાયકા; ને જે સ્ત્રી પતિનો દોષ જોઇને વારે વારે રિસાય અને કપટ ન મૂકે તે "અધમ" નાયકા છે. એ ત્રણ નાયકાઓથી જુદી બીજી ત્રણ નાયકાઓ ઘણા શાણા વિદ્વાનો કહે છે. જે સ્ત્રી પોતાના પતિના સ્નેહને હમેશાં સારી રીતે નભાવે તે "દિવ્યા" નાયકા; જે સ્ત્રી પોતાના પાતના પ્રેમમાં મન લાવે અથવા ન લાવે એટલે પતિ પ્રેમ કરે તો પોતે પ્રેમ કરે—નાહ તો નહિ કરે તે "દિવ્યાદિવ્ય" નાયકા; ને જે સ્ત્રી હમેશાં પતિના પ્રેમના નિયમથી હીન હોય તે "અદિવ્ય" નાયકા છે. એટલી રીતથી મહારાજા રસસાગરે પોતાના મનમાં જાણેલી નાયકાઓ, મે યુક્તિમાં લાવીને કહી છે. ૩૫–૩૬

चतुरं क्रिया मर्ममें सेनसें मैन चेनं जनावे ।
द्विती नायका मोहनी बानिमें बांति भेदं बनावे ॥
दुहूमें पतीकों अती वल्लभा जानियें सोइ जेष्टा ॥
कछू न्यूनहे वल्लभा नायका सो कहीजें कनिष्टा ॥ ३७ ॥

**અર્થ**-જે સ્ત્રી કાંઇક ક્રિયા કરીને અથવા મર્મમાં, કિંવા શાનમાં, કામનાં ચેન પોતાના પતિને જણાવે તે "ક્રિયાચતુરા" નાયકા છે. જે સ્ત્રી વાતની વાતમાં પોતાનો મતલબ પતિને જણાવે એટલે બીજા સાથે વાતો કરતાં પાસે ઉભેલા પ્રીતમને સમઝાવે અને અન્ય કોઈ જાણે નહીં તે "મોહની" નાયકા છે; અને એક પતિને બે સ્ત્રીયો હોય, તેમાંની જે સ્ત્રી પતિને વધારે વાહાલી હોય તે "જેષ્ટા" નાયકા જાણવી, અને કાંઇક ઓછી વાહાલી હોય તે "કનિષ્ટા" નાયકા કહિ છે. ૩૭

इती नायका देव बानी व्रजं भाषमें साख बोले ।
तिहींकों लही सार या आजही आपकी पास खोले ॥
सवे नायका साथ मीलायवेमें वहे भेद जे ते ।
कहूं बाहिकी फेर संख्या लियो चित्तमें सर्व ते ते ॥ ३८ ॥

**અર્થ**-એ રીતે એટલી નાયકાઓની સંસ્કૃત અને વ્રજ ભાષાના ગ્રંથો સાક્ષી પૂરે છે. તેનો સાર લઇને આજ આ આપની પાસે ભેદ ખોલ્યો છે. તે સર્વે નાયકાઓને સાથે એકઠી મેળવવાથી જેટલા ભેદ થાય છે તેટલા સર્વ ભેદની ફરીને સંખ્યા કહું છું તે સર્વે મનમાં સમઝી લ્યો. ૩૮

त्रिया त्रैगुनीं चत्र भेदं करी त्रैगुनी तांय लीजे ।
किये द्वादशं भेद त्री भेदकों त्रैगुने चौगुनीजे ॥
चत्रं विशके त्रैगुनी त्रैगुनी द्वै गुनी द्वै ज्यु लीनी ।
लख एक छासी सहस्त्रं छसें और चौवीश कीनीं ॥ ३९ ॥

**અર્થ**-સ્વકીયાદિક ત્રણ સ્ત્રીયો ગણીને, તેને પદ્મિન્યાદિક ચાર ભેદે ગુણીને, તેને મુગ્ધાદિ ત્રણ ગણી કરી લઇએ, એટલે "૩૬" થાય છે. પછી નવલવધૂ આદિક બાર ભેદ તથા ધીરાદિ મધ્યાના ત્રણ ભેદ મેળવતાં "૧૫" થાય, તેને સ્વકીયાદિ ત્રણ ભેદે ગુણતાં "૪૫" થાય, તેને પદ્મિન્યાદિ ભેદથી ચારગણી કરિયે એટલે "૧૮૦" થાય, તેમાં પ્રથમ કહેલી સ્વકીયાદિ "૩૬" મેળવિએ એટલે "૨૧૬" થાય, તેને સ્વાધિન પતિકાથી ગર્વિતા સૂધીના ચોવીશ ભેદે ગુણતાં "૫૧૮૪" થાય, તેને ઉત્તમાદિ ત્રણ ભેદે ગુણતાં "૪૬૬૫૬ થાય, તેને ક્રિયા ચતુરાદિ બે ભેદે ગુણતાં "૯૩૩૧૨" થાય, તેને જેષ્ટાદિ બે

ભેદે ગુણતાં "૧૮૬૬૨૪" એક લાખ છાશી હજાર છસો અને ચોવીશ નાયકાઓ થાય છે. ૩૯

**दुहा**–लाख एक छासी सहस, छसें ओर चोवीश ।
इते भेद बनितानके, लहत हमारे ईश ॥ ४० ॥
कवि भंषत रीझे कुसुम, बहुर लगे बतरान ।
अचरिजसी धारत उभय, इक इक समुझि सयान ॥ ४१ ॥

**અર્થ**–એક લાખ છાશી હજાર છસે ને ચોવીશ, એટલા ભેદ નાયકાઓના અમારા સ્વામિ રસસાગર જાણે છે. કવિનું આ બોલવું સાંભળીને, કુસુમાવલિ રાજી થઇ અને વળી વાતો કરવા લાગી તથા દરેકનું પરસ્પર ડાહાપણ જોઇને બન્ને જણ આશ્ચર્ય પામ્યાં. ૪૦-૪૧

**गाथा**–कुसुमावलि संन्यासं, चरचा प्रथक नायका भेदं ।
पंचविंश अभिधानं, पूर्न प्रवीनसागरो लहरं ॥ ४२ ॥

**અર્થ**–કુસુમાવલી અને સન્યાસીને પૃથક થયેલી નાયકા ભેદની ચરચા સંબંધી પ્રવિણસાગર ગ્રથની પચીશમી લહેર સંપૂર્ણ થઇ. ૪૨

इति श्रीप्रवीनसागर नायिका भेद नामनी पचीशमी लहेरनी रसपूर्णा टीकानो पंचविंशस्तरंगः ॥

# લહેર ૨૬ મી.

## પત્ર દાન.

**दुहा**–एक एकहुकी प्रकृति, उभै सराहन कीन ।
संन्यासी सागर पती, कर कुसुमावलि दीन ॥ १ ॥

**અર્થ**–સંન્યાસી અને કુસુમાવલીએ, અન્યોન્ય એક બીજાની પ્રકૃતિનાં વખાણ કર્યાં, ત્યારપછી સંન્યાસીએ રસસાગરનો પત્ર કુસુમાવલીને આપ્યો. ૧

**चोपाई**–यहैं बात संन्यास उचारी, पाइ हमे परतीत तुम्हारी ।
रससागर सु पत्र लखिदीनो, सोय आपके हाजर कीनो ॥

पहोंचे यह परबीनकलापें, पुनि प्रति उत्र लिखें वह आपें ।
यहें आप प्रतिउत्तर दीजें, नहि तो बचन झूठ कहि लीजे ॥
कुसुमावली कही संन्यासी, तुमतो दई हमनकों फांसी ।
राज द्वार क्यों उत्तर लीजे, बचन झूठ कैसें भंखीजे ॥
पुनि ब्रह्मनि मन निश्चय धार्यो, प्रति संन्यास उत्र उच्चार्यो ।
दिन दशपंच रहो इन ठाउं, प्रान तजौं या उत्तर लाउं ॥ २ ॥

**અર્થ**-સંન્યાસીએ કહ્યું કે, તમારી હવે અમને પ્રતીત પડી છે માટે રસસાગરે મને પત્ર લખી આપ્યો છે તે હું આપને આપું છું હવે તે કાગળ કળાપ્રવિણને પહોંચાડો અને તેનો પ્રત્યુત્તર પોતે લખી આપે એવી રીતે જવાબ લાવો, અગર નહીં તો મે જૂઠું વચન આપ્યું છે એમ કહો. કુસુમાવલી સંન્યાસીને કહેવા લાગી કે, તમે તો મને ફાંશી આપી, કેમકે રાજદ્વારથી ઉત્તર કેમ લેઇ શકાય? તેમ આપેલું વચન પણ જૂઠું છે એમ કેમ કહેવાય? પછી બ્રહ્મપુત્રી કુસુમાવલીએ મનમાં નિશ્ચય કરીને, સંન્યાસીને ઉત્તર આપ્યો કે, પાંચ દશ દિવસ આપ અત્ર રહો અને તે અરસામાં હું પ્રાણ તજીશ કે ઉત્તર આણી આપીશ. ૨

**दुहा**—उभ श्रोता वक्ता उभय, बानी उभय बिशेश ।
अन्यो अन्येकेक प्रति, उभय कीन आदेश ॥ ३ ॥
उभय रूप गुन सम उभय, उभय बराबर बेश ।
अन्यो अन्येकेक प्रति, उभय कीन आदेश ॥ ४ ॥
उभय नम्र उन्नत उभय, कुल गुरुताईभेश ।
अन्यो अन्येकेक प्रति, उभय कीन आदेश ॥ ५ ॥
धीर दई पाती लई, किनो ग्रह प्रवेश ।
अन्यो अन्येकेक प्रति, उभय कीन आदेश ॥ ६ ॥

**અર્થ**-બન્ને જણ સાંભળનારાં અને બન્ને જણ કહેનારાં, તેમજ બન્ને જણની નિર્મળ વાણીથી, કુસુમાવલી અને સંન્યાસીયે, પરસ્પર જૂદાં પડતી વખતે એક બીજાને પ્રણામ કર્યાં. બન્ને જણ રૂપ અને ગુણમાં સમાન છે, તેમ વેશમાં પણ બરાબર છે. એવાં સંન્યાસી અને બ્રહ્મસુતા કુસુમાવલીએ, બંને છૂટાં થતાં અન્યો અન્યે એક બીજાને પ્રણામ કર્યા. બન્ને નમ્રતામાં, કુળમાં અને મોટાઇમાં, તેમજ વેશમાં સરખાં છે-એવાં સંન્યાસી અને કુસુમાવલીએ જૂદાં પડતાં અન્યોઅન્ય પ્રણામ કર્યા. પછી બ્રહ્મબાળાએ સ્વા-

મિને ધીરજ દઇ, પત્ર લઇને પોતાના ઘરમાં જતાં-વિખૂટાં થતાં એક બીજાને બન્ને જણે પ્રણામ કર્યા. ૩-૬

**सोरठा**-निश अध गई निहारि, उभ अत्रप्त बात न उठे ।
निज ग्रह गई सुनारि, संन्यासी आसन शयन ॥ ७ ॥
सब निश शोच विचार, कीनो ब्रह्म कुमारिका ।
प्रात चलत दरबार, संन्यासी बंदन कियो ॥ ८ ॥
बंदित कही कुमारि, महाराज माया अगम ।
आशिष जोगि उच्चारि, कही मनंछा तुम सफल ॥ ९ ॥

**અર્થ**-બન્ને જણ વાતોથી ધરાતાં નથી અને ઉઠતાં પણ નથી, એમ કરતાં કરતાં અરધી રાત વહી ગઈ તેથી છેવટે કુસુમાવલી ઉઠીને પોતાના ઘરમાં ગઇ અને સંન્યાસીએ આસન ઉપર શયન કર્યું. આખી રાત બ્રહ્મકુમારીએ શોચ અને વિચાર કર્યા કર્યો. પછી સવારમાં રાજદરબારે જતાં સંન્યાસીને વંદન કર્યું. સ્વામિને પ્રણામ કરતાં બ્રહ્મબાળાએ કહ્યું કે, મહારાજ! આપની માયા તો અગમ્ય છે! તે સાંભળી યોગીએ આશિષ દઇ કહ્યું કે, તમારી મનકામના સફલ થજો. ૭-૯

## मुक्तदाम छंद.

चली चाढि फंदन ब्रह्म कुमार, दिनंकर उद्य गई दरबार ।
पहोंचिय जत्र कलापरबीन, दुहू कर खोलि सु आशिष दीन ॥
सुता नृप बंदन कीन बुलाय, निजासन ब्रह्मति बैठित आय ।
करे नित ख्याल खुशी सु रसाल, रही ग्रहिमोंन वही दिन बाल ॥
भई निश बीतगयो दीन ताप; सहेलिय ऊठि चली ग्रह आप ।
कलापरबीन दुजी मुख देख; कछू दुचित्ती यह कीन परेख ॥
झरोखन आप बिराजित जाय; लई तह बिप्रनि नीठ बूलाय ।
कलापरबीन सु बूझिय बात; कहो किहि भेद अरूझत जात ॥
तबें दुज बाल सु उत्तर दीन; कछू नहि आज सु मादक कीन ।
प्रबीन सु माजुम लीन मगाय; लियो निज ब्रह्मनिकों जु लिवाय ॥
दुजी मगवाई सु आसव बोलि; लयो कर लिंकारि कुंभ सु खोलि ।
सुता नृप पात्र दिवाए सु पंच; उभैं भइ आनन मादिक रंच ॥१०॥

**અર્થ**-સ્વામિની આજ્ઞા થતાં, રથમાં બેશી બ્રહ્મકુમારી, સૂર્ય ઉગતાં રાજદરબારમાં ગઈ, અને જ્યાં કળાપ્રવીણ છે ત્યાં પહોંચીને બે હાથ ખુલ્લા

કરી આશિષ આપી, એટલે રાજસુતાએ વદન કરી પાસે બોલાવી; પછી પોતાના આસને જઈ કુસુમાવલી બેઠી તે હમેશાં જેમ ખુશી ઉપજાવવા રસિક ખ્યાલ કરતી હતી, પરંતુ આજે તો તે કેવળ મૌન ધરી રહી છે. એવી રીતે વખત ગુજરતાં દિવસનો તાપ મટી ગયો અને રાત્રી થઈ. સર્વ સહીયરો ઉઠીને રજા લઈ પોતપોતાને ઘેર ગઇ. ત્યારે કળાપ્રવિણ કુસુમાવલીનું મુખ જોઇને મનમાં કહેવા લાગી કે, આજે કુસુમાવલી કંઇક સોચિત જણાય છે. પછી અટારીએ જઈ બેઠી, ને ત્યાં કુસુમાવલીને બોલાવી. કળાપ્રવીણ પુછવા લાગી કે, પ્રિય સખી! કુસુમાવલી! આજે શા ભેદથી તમે અમુઝાઓ છો? કુસુમાવલીએ ઉત્તર આપ્યો કે, કંઈ નહિ, એ તો મે આજ કાંઇ નીસો કર્યો નથી તેથી એમ લાગે છે. પ્રવીણે માજમ મંગાવી પોતાના હાથથી તે કુસુમાવલીને ખવરાવ્યો. કુસુમાવલીએ મદિરાનો શીશો મંગાવી દાસી પાસે તે ખુલ્લો કરાવી, પાંચ ભરપુર પ્યાલા રાજકુમારી કળાપ્રવીણને દેવરાવ્યા, તેથી બંને જણીઓ મદમત્ત ખુશ ખુશાલ થઈ. ૧૦

## चोपाई.

जाम वितीत जामनी होई, सहचरि आयस दई सु सोई ।
कुसुमावलि एकंत परेखें, कही प्रवीन चांदनि देखें ॥
उठि जन दोउ चांदनी आयें, इक द्वै तान ब्रह्मनि गायें ।
उर हुल्लास हुओ अति जबही, बोली ब्रह्म कुमरिप्रति तबही ॥ ११ ॥

**અર્થ**-એક પહોર રાત ગયા પછી દાસીઓને રજા આપવાથી તે સૂઈ ગઇ. કુસુમાવલી વાટજ જોઈ રહી હતી કે, એકાંત ક્યારે મળે? એટલામાં તો કળાપ્રવીણે કહ્યું કે, ચાલ સખી અગાશીમાં જઈ ચાંદની જોઇએ. પછી બન્ને જણીઓ ઉઠિને ચાંદનીમાં આવી બેઠી અને કુસુમાવલીએ એક બે ગાયનના ખ્યાલ ગાયા એટલે કળાપ્રવીણના મનમાં આનદ થયો. પછી કુસુમાવલી બોલી. ૧૧

छप्पय—एक सर्वरी सुपन, भयो सो कह्यो न जाई ।
बहुत बात विस्तार, हानिके मध्य हसाई ॥
यह सुरत परबीन, बात बूझनकों लग्गी ।
ब्रह्मनि मोह बढाय, वचन दोऊ यह मग्गी ॥
सुनि सुपन क्रोध कीजें नही, अरज प्रत्युत्तर दीजियें ।
निधि निधि विवेक कहतहि बनें, सुपन सु भेद सुनीजियें ॥ १२ ॥

**અર્થ**—કુસુમાવલી બોલી કે, પ્રિય સખી! પ્રવિણ! મને રાત્રિયે સ્વપ્ન થયું અને તેની લીલા કહી જાય તેમ નથી, કેમકે તે વાત બહુ લાંબી હોવાથી પુરી કહી શકાય તેવી નથી. વળી તે સ્વપ્નમાં એક દુઃખ અને બીજું હસવું છે. એ વાત સાંભળી કળાપ્રવીણ આતુર થઈ પૂછવા લાગી, ત્યારે કુસુમાવલીએ સ્વપ્નની વાતનો મહિમા વધારી, બોલવાની ચતુરાઈથી કળાપ્રવિણને એટલી અધીરી કરી મુકી કે, તેના મોહનો પાર રહ્યો નહિ! આતુર પ્રવિણ પાસેથી બે વચન માગી લીધાં, તે એકે, સ્વપ્નની વાત સાંભળી ક્રોધ કરવો નહીં, તેમ અરજ સાંભળી તેનો ઉત્તર આપવો; એમ કરો તો વાત કહેવાનું બને અને તમે પણ સ્વપ્નના ભેદને સાંભળો. ૧૨

**दुहो**—बात सुनन उर चाह बहु, बकसे बचन प्रबोन।
कुसुमावलि प्रति नृप कुमरि, कहो कहो जक लीन ॥ १३ ॥

**અર્થ**—વાત સાંભળવાના કૌતુકવાળી કળાપ્રવિણે, કુસુમાવલીના માગ્યા પ્રમાણે બે વચન આપ્યાં, પછી કુસુમાવલી પ્રત્યે રાજકુમારીએ "હવે કહો, હવે કહો" એમ કહી આગ્રહથી પુછવા માંડ્યુ. ૧૩

### સ્વપ્ન કથન.

### पद्धरीछंद.

आयो सु सुपन निश एह आज, आखेट आये वह महाराज।
गाजत निशान साजत गयंद, निकसे झरोख नीचें नरिंद ॥
निज कुमर एह साथी न सथ्थ, चांदनी आय आकाश पथ्थ।
कौमुदी चंद पूरन प्रकाश, राजंत आप इत मुदित आस ॥
उटि आप तासु मनुहार कीन, आघे उछीर आसन सु दीन।
बतरानलगे उभ उर हुलास, नन पासवान हम एक पास ॥
शिंगार बास दुहु मम सरूप, भामनी काम कामनी भूप।
जर चेल चित्र मनि मुक्त माल, राधिका कृष्न आभा रसाल ॥
मुसकात बात तुम करत मंद, उर बढत हमें त्यों त्यों अनंद।
चंदन चढाय सौगंध लाय, तुम पात्र दीन मैरेय ताय ॥
आपको पात्र उन दीन फेर, हसि अति हुलास आनन सु हेर।
एकेक भयो उर अति सनेह, मानहु घटा श्रव सुधा मेह ॥
तुम भऱ्यो पात्र दूसरि बार, हमि कह्यो आप हमसें निहार।
हांहां गुलाबदानी मगाय, महराज अंग छिरकौ जु आय ॥

तुम लगे बहुर बतियां उमग्य, हांहां सु लांउ कहि गई जग्य ।
एही सुपन्न कारन सु कोन, मुसक्काय ग्रहे ब्रह्मनी मोन ॥१४॥

**અર્થ**–કુસુમાવલીએ સ્વપ્નની વાત કહેવા માંડી કે, આજ રાત્રીએ એવું સ્વપ્ન આવ્યું કે, જાણે પેલા સિકારે આવેલા મહારાજ ફરીને વાજતે ગાજતે તથા ઘણી તરેહની શણગારેલી હાથી ઉપરની અંબાડીમાં બેશીને આપણા આ ઝરોખા નીચે થઇને નિકળ્યા છે. તે રાજકુમાર એકલા, પોતે, માણસવિના, અજવાળિયામાં આકાશ માર્ગે આપણા મેહેલમાં આવ્યા. તે વખતે ચંદ્રની ચાંદનીનો પરીપૂર્ણ પ્રકાશ થયો હતો, તેથી આપ હર્ષિત વદનથી અહીં બેઠાં હતાં તેઓ આવ્યા એટલે આપે ઉઠીને તેમને સત્કારથી અને અર્ધા બિછાનાપર ઓસીકા તરફ બેસાર્યા; પછી બન્ને જણ મોજથી વાતો કરવા લાગ્યાં–જે વખતે પાસે દાસ દાસી કોઇ હતાં નહિ–ફક્ત એક હુંજ પાસે હતી. અગે સજેલા શૃંગારે, વસ્ત્ર આભૂષણે, તેમ સ્વરૂપમાં સરખે સરખાં બન્ને જણ હતાં તે જાણે રતિ ને કામદેવ હોય નહિ શું એવું જોડું દેખાતું હતું. જરીનાં વસ્ત્ર તથા જાત જાતનાં મણિ મોતીની માળાઓ કંઠે પહેરેલી હતી, અને તે વખતની શોભા જોતાં જાણે સુંદર રાધાકૃષ્ણજ જુગલ જોડે બેઠાં હોય નહિ? વળી તે સમયે તમે બંને જણ મંદમંદ વાતો કરતાં તથા વચ્ચે સ્મિત હાસ્ય કરતાં હતાં,–જે જોઇ મારા મનમાં વધારે વધારે આનંદ ઉપજતો હતો. તમે તેમને ચંદન ચરચી, સુગંધી તેલ–ફુલેલ અત્તર લગાવી, મદિરાનું પાત્ર ભરી આપ્યું; તેમ તેમણે પણ પાત્ર ભરી આપને આપ્યું. એમ કરતાં પરસ્પર એક એકને અતિ સ્નેહ થયો, તેજાણે મેઘની ઘટામાંથી અમૃતનો વરસાદ વરસતો હોય નહિ તેવું હતું. તમે બીજીવાર પાત્ર ભર્યું અને મારા સામું જોઇ હસીને બોલ્યાં કે, કુસુમાવળી! ગુલાબદાની મંગાવો કે હું મહારાજ ઉપર ગુલાબજળ છાંટું; એમ કહી તમે ઘણા ઉમંગથી વાતો કરવા લાગ્યાં. બાદ મેં કહ્યું કે, હાંહાં! લાવી આપું છું! એમ કહેતાંજ આંખ ઉઘડી ગઇ, અર્થાત્ જાગી ઉઠી! પ્રિયસખિ! આવું સ્વપ્ન કેમ આવ્યું હશે? એમ કહી કુસુમાવલી મૌન રહી. ૧૪

**दुहो**–कहा सुपन कारन कहा, कहा उकति यह कौन ।
सुमने गुच्छ मुसकाय कछु, कुसुम सु हन्यो प्रवीन ॥ १५ ॥

**અર્થ**–આ તે સ્વપ્ન કેવું? તેમ તેનું કારણ શું? આ તે તે કેવી વાત કરી? એમ કહી જરા તરડાઇને ફુલનો દડો કળાપ્રવીણે, કુસુમાવલીને માર્યો. ૧૫

## चोपाई.

कुसुम प्रवीन प्रकृति कछु जानी, बोलनलागि कुमरी प्रति बानी ।
राज वंश ब्रह्मको नहि मारे, हम तो सुपन सत्य करिडारे ॥

द्विज दधीच सुर कारज कीनो, द्विज अगस्त कोपि दधि पीनो ।
द्विज मिलाय रुक्मिनी हरि दोइ, द्विज सु दीन जानो मत कोई ॥
द्विज वश मंत्र मंत्र वश देवा, एहि बिध सृष्टि करत द्विज सेवा ।
यातें बचन सत्य द्विज मानो, द्विज सु देव मानव जिन जानो ॥१६॥

**અર્થ**–કુસુમાવલી, કળાપ્રવીણની કંઇક પ્રકૃતી જાણી ગઇ ને વળી રાજકુંવરીને કેહેવા લાગી કે, રાજવંશી તો બ્રાહ્મણને મારે નહીં ! અમે તો બ્રાહ્મણ છીયે માટે ખોટાં સ્વપ્નાંને પણ સાચું કરવું હોય તો કરી નાખિયે, કેમકે જુવો આગળના બ્રાહ્મણો! દધીચિ ઋષિએ પોતાના અંગનાં અસ્થિ આપીને દેવતાઓનું કામ કર્યું હતું, અગસ્ત્ય મુનિયે સમુદ્ર પીધો હતો. વળી બ્રાહ્મણે શ્રીકૃષ્ણ તથા રૂક્મિણીને મેળવી આપ્યાં હતાં. વાસ્તે કોઇએ બ્રાહ્મણને દીન જાણવા નહીં. બ્રાહ્મણને વશ મંત્ર અને મંત્રને વશ દેવ છે, માટે સૃષ્ટી બ્રાહ્મણની સેવા કરે છે, તેથી બ્રાહ્મણનાં વચન સાચાંજ જાણવાં. બ્રાહ્મણ છે તે મનુષ્ય નથી, પણ દેવ છે. ૧૬

**ગાથા**–ब्रह्मनि बात प्रबीनं, सुनियत धार अंतरंग सखी ।
कारन करन प्रकाशं, बोलिय प्रति विवेक जुत बानी ॥ १७ ॥
येडित भरित उसासं, बोलत मंद मंद यह बानी ।
उन उत कित इत आवहि पावहि जिहि अद्रष्टमहि जैसो ॥१८॥

**અર્થ**–કળાપ્રવીણ, કુમુમાવલીની વાત સાંભળીને તેને અંતરંગિની સખી ધારીને ખરૂં કારણ પ્રકટ કરવાને, તેની પ્રત્યે વિવેકયુક્ત વાણીથી કહેવા લાગી. પ્રથમ અંગ મરડી–આળસ ખાઈ–ઉંડો નિસાસો મુકી, ધીમે ધીમે તે વચન બોલી:– હે, સખી ! એ ક્યાંના રેહેનાર રાજવંશી, અહીં ક્યાંથી આવે અને મને મળે! આપણે તો જે આપણા અદૃષ્ટમાં લખ્યું હશે તે ભોગવીશું. ૧૭–૧૮

**सोरठा**–एक अंगवत नारि, संग रहत निश दिन सदा ।
आशय लई निहार, कुसुम सु कलाप्रबीन मन ॥ १९ ॥
फुनि तब कही प्रकाश, वहे आप जोरी बिहद ।
हे न कछू परिहास, उन पत्रायो आप प्रति ॥ २० ॥
तुरत त्रपा नजिदीन, चित प्रबीन भई चटपटी ।
'लावलाव' जक लीन, कुसुम वहें पाती कहां ॥ २१ ॥

**અર્થ**–એકજ અંગધારીની પેઠે બન્ને જણીઓ નિરંતર રાત દિવસ એક સંગે રહે છે, તેથી કુસુમાવલીએ, કળાપ્રવીણના-અંતઃકરણનો અભિપ્રાય

જાણી લીધો. ત્યાર પછી કુસુમાવલીએ ખુલ્લે ખુલ્લું કહ્યું કે, હે! કળાપ્રવીણ એ રાજવંશી આપની બરોબર જોડ છે. એ હું કાંઈ મશ્કરી કરતી નથી, પણ તેનો આપનીપર પત્ર આવ્યો છે (તેથી જાણું છું.) એ વાત સાંભળતાંજ લાજ તજી ચિત્તમાં ચટપટી લાગવાથી આતુર બનેલી પ્રવીણ બોલી કે, કુસુમાવલી! એ પત્ર ક્યાં છે? 'લાવ લાવ!' એમ જિકર કરવા લાગી. ૧૯-૨૦-૨૧

बाती कही बनाय, आखेटक संन्यासलों ।
कुसुम प्रतीत सुपाय, पाती दई प्रबीन प्रति ॥ २२ ॥

**અર્થ**-કુસુમાવલીને વિશ્વાસ આવ્યો ત્યારે, રસસાગર સિકારે આવ્યા હતા ત્યાંથી તે છેક સંન્યાસીને મોકલ્યા ત્યાં સૂધીની સઘળી વાત વિસ્તારીને તેણે કહી સંભળાવી, બાદ કળાપ્રવીણને પત્ર આપ્યો. ૨૨

**गाथा**-पाती लई प्रबीनं, उर आनंद उदास उमंगिय ।
खोलित कसन सु ग्रंथी, बंद बिदार बाचने लग्गिय ॥ २३ ॥

**અર્થ**-કાગળ લેતાંજ, કળાપ્રવીણના ઉરમાં ઉદાસી અને આનંદ ઉછળી આવ્યાં. પછી તે થેલી ઉપર બાંધેલી રેશમની દોરીની ગાંઠ ખોલી, સઘળા બંધ વિદારી પત્ર વાંચવા લાગી. ૨૩

## રસસાગરનો પત્ર.

**सोरठा**-अहो! श्रि मिंत प्रबीन, बरन भेद ग्रहि बांचियें ।
लिख्यो जु पत्र नवीन, छंद सु मुक्तियदाम करि ॥ २४ ॥

**અર્થ**-અહો, શ્રી મિત્ર પ્રવીણ! આ પત્રના વરણ કહેતાં અક્ષરના ભેદ ગ્રહી વાંચજો, જે મૌક્તિકદામ છંદમાં કરી લખ્યો છે. ૨૪

## मौक्तिकदाम छंद.

स्वसांतिय श्री 'मनइंछित-थान'; बसें तहं जाननहार बिधान ।
सदा उर अंतर एकहु रंग; उभे गति जाननहार अनंग ॥
त्रिहू गुन त्रीबिध जाननहार; करे चत्र वेद सु भेद बिचार ।
लहें रति चारिहु भेद बहीर; रती इत पंच व्रती तुक धीर ॥
पढे फुनि पंच कवित्त सु काव्य; सधे रस मिश्रित पंच सु भाव्य ।
षटे रस शासतरं षट बानि; अलिंगन रीत षटो रितु जानि ॥
सतो सुर लीन संगीतन जुक्त; सतं मत संस्कृतं सु विभक्त ।
अठो गुन सात्विक आठ प्रकार; त्रियानकि आठ दशा बिसतार ॥

नवं रस थाइ कला नव लीन; नवं बिधि ब्याकरनं ग्रह भीन ।
दशा दश हाव दशं दश थान; दश महा पूजन काव्य प्रमान ॥
दुहू दश आभरनं अनुमान; दशं दुहु अंक जुतं अभिधान ।
विद्या दश चत्रनकी रति रीत; ध्रुवा दश चत्रन भेद संगीत ॥
दशं अरु पंच सु मेंन निवास; कथा अनुमान समास प्रकास ।
षटं दश आनन भूषन अंग, दशं षट गान कलान अनंग ॥
अठं दश भिन्न सु बात पुरान, दशं अठ ताल विधान सु गान ।
दुहू दश एक सु मूर्छना गात, दशं उकती दश दोय बनात ॥
षटं दश दोय दुहानकि जात, गुनं दश दोय सु लच्छन बात ।
उभे दश द्वादश संचर एक, अठं दश द्वे गुन राग बिवेक ॥
शतं दश दोय कलान सु भेद, दशं अठ आसंन कोक सु बेद ।
अलंक्रत आठ दशं दश नाम, बढे अति अच्छरके बिशराम ॥
गने गनती गुन छंद अपार, पढे नहि पार लहे मुखचार ।
सबें उपमा शुभसी छबि लीन, इते गुन लायक मिंत प्रबीन ॥
सदा चिरंजीव रहो बह मित्र, लिख्यो रससागरनें यह पत्र ।
सबे रसके तुम सज्जन धाम, सु बंचहुं जे कमलापति नाम ॥
इतें निज नेहसे मोद अनंत, लिखो निजके सु मया करि मिंत ।
बढें पतियां लखि प्रेम प्रकाश, घटें उमड्यो मनु भाव उदास ॥
बिचारहु फेर हकीकति भाष, तुमें मुख देखनको अभिलाष ।
घरी धन जो मुख देखहु आप, मिटे तनके बिरहानल ताप ॥
कबें किरतार करे दिन एह, घटा बरषें चढि अंमृत मेह ।
सदा मन ध्यान न चूकत सोय, जबे मिलहो तब आनंद होय ॥
कहा लिखियें बिसतार बिशेष, इतेमहि जानहुंगें अबिशेष ।
इते फुरमान लखो फुरमास, सबे विधिहें हमको बिशवास ॥
मनंतर अंत्र न राखिये एह, हमें तुम चाहत दीठ सनेह ।
न लेखियें लखक दोप जरूर, लखो प्रति उत्तर पत्र जरूर ॥
एके पर आठ सु संमत लेखि, वहे ब्रष तीनरु वंश बिशेषि ।
सितं पख ओर मधू शुभ मास, भयो पारे पूरन चंद्र प्रकाश ॥

गुरूग्रह बीत गई निश आध, लिख्यो यह पत्र सु मित्र अराध ।
नमाउन प्रेम प्रकार प्रतीत, बिचारहु फेर सवैयन रीत ॥२५॥

**અર્થ**-સ્વસ્તિ શ્રી કલ્યાણકારક અને શોભાયમાન મંચ્છાપુર કે જ્યાં સર્વ રીતને જાણનારા લોક વસે છે; જેના મનમાં હમેશાં એકજ રંગ છે ને કામદેવની રજ, તમ ને સાત્વિક એ ત્રણે ગતિને જાણે છે; ત્રણ ગુણ અને ત્રણ પ્રકારની વેદવિધી-કર્મ-ઉપાસના ને જ્ઞાનને જાણનારા છે; ચાર વેદના ભેદનો વિચાર કરનારા છે; બાહ્ય ભેદને અવલોકનારા છે; ઉતાનકારિ પાંચ વેદના પ્રકારના સુરતને સમજનારા છે; વળી પાંચ પ્રકારની કવિતા અને રઘુવંશ આદિક પાંચ કાવ્યના ભણેલા છે; તેમ રસ સહિત વિભાવાદિ પાંચ ભાવને સાધનારા છે; સ્વાદના ૭ રસ, તથા ૭ શાસ્ત્ર, અને ૭ ભાષાને જાણનારા છે; આલિંગન કરવાની રીતિને તથા ૭ ઋતુઓના ઉપચારને સમજનારા છે; વળી સંગીત શાસ્ત્રની જુક્તિથી સાતે સ્વરને પારખનારા, સંસ્કૃતમાં રહેલી સાતે વિભક્તિના મતને જાણનાર, આઠ ગણ અને આઠે સાત્વિક ભાવને જાણનાર, ક્રિયાની આઠ દશાને વિસ્તારનાર, નવ રસ તથા રતિ-હાસ્ય વગેરે સ્થાયી ભાવની કળાને જાણનાર, નવ વિધનાં વ્યાકરણને તથા નવે ગ્રહોનાં ભિન્ન રૂપને સમજનાર, અભિલાષાદિ વિયોગની દશ દશા, લિલા વિલાસાદિ સંયોગના હાવ, અને દશ દિશાઓનાં સ્થાનકને જાણનાર, દશ મહા વિદ્યાનું પૂજન કરનાર, દશ પ્રકારે કાવ્ય પ્રમાણને જાણનાર, બાર પ્રકારથી ઘરેણાં પેહેરી જાણનાર, બાર અંક યુક્ત એટલે બાર અક્ષરવાળી બારાક્ષરી પ્રમાણે નામને જાણનાર એટલે લઘુગુરૂના નિયમ પ્રમાણે શુદ્ધ શબ્દને ઓળખનાર, ચૌદ વિદ્યા, ચૌદ રતિ ક્રીડાની રીત, તથા ધ્રુપદ આદિ સગીત શાસ્ત્રના ચૌદ ભેદને જાણનાર, શરીરમાં કામદેવને રેહેવાના પદર ચઢ-ઉતર ઠેકાણાંને પારખનાર, સર્વ પ્રકારની કથાનુ અનુમાન અને સમાસની રીતને જાણનાર, અગમાં સોળ પ્રકારના સોળ શૃગારની રીત તથા ગાયન સબધી સોળ પ્રકારની કામકળાને જાણનાર, અઢાર પુરાણની ભિન્ન ભિન્ન વાર્ત્તાને તથા ગાયનના અઢાર તાલની રીતિને ઓળખનાર, અને ગાયનની એકવીશ પ્રકારની મૂર્છનાથી વાકેફ, બાવીશ પ્રકારની ઉક્તિથી બાપણ કરનાર, છવીશ દુહાની જાતને જાણનાર અને બત્રીશ લક્ષણ તથા તેત્રીશ પ્રકારે સચારી ભાવથી માહીતગાર. તેમ રાગણીયો સહિત છત્રીશ પ્રકારના રાગને વિવેકથી જાણનાર, બોતેર પ્રકારની કળાના ભેદને જાણનાર, કોક શાસ્ત્રમાં જણાવેલાં ચોરાશી જાતનાં આસનને કરી જાણનાર, એકસો આઠ અલકારને સમજનાર, વધતા ઓછા અક્ષરના વિશ્રામને પિછાણનાર, મેરૂ, મર્કટી, પતાકા આદિ અપાર

છંદોની ગણત્રી કરનાર છે, કે જેને જાણતાં ચાર મુખવાળા બ્રહ્મા પણ પાર પામતા નથી–એવી સર્વ સુભ ઉપમાયુક્ત સુંદર છબીલી, એટલા ગુણલાયક મિત્ર પ્રવીણ! સદા ચીરંજીવ રહો. સર્વ રસના ધામરૂપ હે મિત્ર કળાપ્રવીણ! આ પત્ર લખનાર રસસાગરના તમને સર્વ સૃષ્ટિના આધારરૂપ જય જય ! કમળા પતિ કહેતાં જય શ્રી કૃષ્ણ વાંચજો, અહીં આપના નેહથી ઘણો આનંદ છે, અને મિત્ર! આપનાં આનંદનો પત્ર મેહેરબાની કરીને લખશો; પત્ર લખવાથી પ્રેમનો પ્રકાશ વધે છે; તેમ મનમાં ઉપજેલી ઉદાસીનતા ઘટે છે; વળી કાગળથી હકીકતનો વિચાર જાણવામાં આવે છે. મને એક તમારૂં મુખ જોવાની અભિલાષા છે અને જ્યારે હું તમારૂં મુખ જોઇશ, તેજ ઘડીને અહો ભાગ્ય ગણીશ. વળી ત્યારેજ મારા શરીરનો વિરહાગ્નિનો તાપ મટશે ! એવો દિવસ પરમેશ્વર ક્યારે મેળવશે ? વાદળાંની ઘટા ચડીને અમૃતનો મેહ ક્યારે વરશે ? હમેશાં મારૂં મન તમારૂં ધ્યાન ચુકતું નથી,વાસ્તે જ્યારે મળશો ત્યારેજ આનંદ થશે. વિસ્તારીને વધારે વધારે શું લખીયે ? વાસ્તે આટલેથી થોડું લખ્યું ઘણું કરી–સર્વ બાબત જાણી લેશો. અત્ર કાંઇ અમારા જેવી ફરમાશ હોય તો લખીને ફરમાવશો, બાકી અમારે તો સર્વ રીતે તમારો વિશ્વાસ છે. તમે મનની અંદર કાંઇ પણ અંતર રાખશો નહીં અમે તમને સ્નેહથી જોવાને ચાહીએ છીએ. કાગળમાં કંઇ દોષ હોય તો મનમાં આણશો નહી, અને પત્રનો ઉત્તર જરૂર લખશો. એક ઉપર આઠ એટલે અઢાર; વંશ એટલે રાજવંશ–જે છત્રીશ છે, તેમાં ત્રણ વધારવાથી ઓગણચાળીશ થાય છે; અર્થાત્ સંવત ૧૮૩૯ ના ચૈત્ર માસની શુક્લ પક્ષમાં ૧૫ ને દિવસે પરિપૂર્ણ ચંદ્ર પ્રકાશ થયો. તે દિવસે ગુરૂવાર હોવાથી ગુરૂવારની અરધી રાત વિતિ ગઇ તે વખતે, પ્રિય વયસ્યા ! આપને આરાધીને આ પત્ર લખ્યો છે, જે વાંચી આ જોડાયેલા પ્રેમને સદા નીભાવશો એવી આપની પ્રતીત છે, અને વળી નીચે લખેલા સવૈયાને વિગતેથી વિચારશો. ૨૫

**सवैया**–रंगहि रंग रह्यो मिलकें अति, मंजतहीं चटकी नहि छूटे ।
मेद कछू न परे परसें कर, पात प्रसून खरे नहि ख्रूटे ॥
भाजन फूटगयो जु इते पर, टूक भयेहें तितीबिधि तूटे ।
ऐसें प्रबीन बसे उर भीतर, जैसे बनाय बिलोरमें बूटे ॥ २६ ॥

**અર્થ**–જેમ કાચનાં નાના પ્રકારનાં રંગદાર વાસણ સાથે, તેમાં કાઢેલા ચિત્રનો રંગ એવો તો સુદૃઢ મળીને રહે છે કે, તેને માંજવાથી એક ચટકી પણ છૂટતી નથી, તેમજ તેના ઉપર કરેલા હાથના સ્પર્શથી જરાએ ભેદ પડતો નથી, અને તે બિલોરના પાત્ર ઉપર ચિત્રેલી પાતરાંવાળી ડાંખળીઓ

કે ફુલ, ખરતાં કે ખુટતાં પણ નથી, પણ જો તે વાસણ ફુટીને તેના કટકા થઈ જાય તો તે ચિત્રના પણ તેટલાજ કટકા થાય છે; એમ હે **પ્રવીણ!** જેમ બિલોરી કાચના વાસણમાં ચિત્રેલી બુટ્ટીઓ વસી રહે છે, તેમ અમારા અંતર-ભીંતરમાં તમે વસી રહ્યાં છો. ૨૬

बंध परेच जुदे पिंजरा दोउ, एककु एक घरी बिसरे ना ।
ओसर वोट खुलें कबही तब, अंगाहि अंग निहारत नेनां ॥
आपसमें बतरानलगे तब, जानत म्हेर बिरंचिकों हेनां ।
देखो प्रवीन बिहंगमकी गति, कीर कहांको कहांकि हे मेनां॥ २७ ॥

**અર્થ**–હે **પ્રવીણ**! જુદા જુદા પાંજરામાં એ પક્ષીઓ બંધ પડે છે, છતાં એક એકને ઘડી વિસારતાં નથી અને કોઇક વખતે તેગનો ઓસર ખુલે છે, તેવાંજ આંખોથી અંગે અંગને નિહાળ્યા કરે છે, ને પરસ્પર વાતો કરે છે; ત્યારે જાણે છે કે, વિરંચી બ્રહ્માને પણ કૃપા નથી. માટે હે **પ્રવીણ**! એ પક્ષીઓની ગતિ કેવી છે? રે ક્યાંનો પોપટ અને ક્યાની મેના? ૨૭

धाम अराम रह्यो करिकें तहं, मिंत मिल्यो तो चल्यो तजि तीरें ।
कोमल कुंजनको बसिया, रसिया व्है उड्यो सुख छांड शरीरें ॥
बाज बहे तो गहे गति बाजकी, धीर बहे तो ग्रहे गति धीरें ।
कोटि उपाय करे बिछुरें नहि, प्रेम प्रबीन सुगंध समीरें ॥२८॥

**અર્થ**–હે કળાપ્રવીણ સુગંધ, બગીચામાં નિરાંતે ઘર કરીને રહી છે, પણ જો કદિ મિત્ર પવન મળ્યો તો તે બગીચાના તીરને તજીને ચાલી જાય છે, વળી તે કોમળ કુંજલી વસનાર છતાં રસિલી થઇને શરીરના સુખને છાંડી ઉડી નિકળે છે, અને ને મિત્ર પવન જો કદિ બાજની ગતિ ધારણ કરીને ઉતાવળે વહે છે તો પોતે પણ તેજ માફક ઉતાવળી ગતિને પકડે છે, તેમ જો તે મંદ ગતિયે વહે છે તો પોતે પણ તેવી ગતિને ધારણ કરે છે. એ બેને (સુગંધ અને પવનને) જુદા પાડવા સારૂ કરોડો ઉપાય કરો, તોપણ તે એક એકથી વિખેરી-જૂદા પડે નહીં; હે પ્રવીણ! સુગંધને પવન સાથે જેવો પ્રેમ લાગેલો છે, તેવોજ અમારે પણ તમારી સાથે પ્રેમ લાગ્યો છે. ૨૮

पावसमें मन मोद लिये जिमि. पान किये द्विरदी मदिराके ।
ज्यौं ज्यौं घटा बरसे सरसें, तन सूकत मूकगए गदराके ॥
आठहु माम निसास रहे अरु, गाजत गाज उठे बदराके ।
एमे यहें गुजरान अहो निश, देखो प्रबीन मने ददराके ॥ २९ ॥

**અર્થ**–વળી હાથીઓ જેમ મદિરાના પાનથી મદમાં મહાલે છે, જેમ વર્ષા-દમાં દેડકાંઓ આનદીત થાય છે, ને જેમ જેમ એક રસથી સરસ વરસાદની ઝડીઓ વરસે છે તેમ તેમ દેડકાં સજીવન થઈ વધતાં જાય છે; ને જેમ રોગથી શરીર સૂકાઈ જાય, તેમ વર્ષાદ સૂકાવાથી એટલે ચોમાસું મટવાથી તે પણ સૂકાઈ જાય છે; અને આઠ મહિના સુધી શ્વાસ વગર રહે છે, પણ વાદળાંની ગાજવીજ થતાંજ પાછાં ગાજી ઉઠે છે, એવી રીતે અહર્નિશ તેઓનું ગુજરાન થાય છે, હે **પ્રવીણ**! એમનો સ્નેહ જુઓ, અર્થાત્ અમારી પણ તેવીજ ગતિ છે. ૨૯

भीत भयो चित चित्र लख्यो तन, निंदत नीरज नंद दगारो ।
अंग जरे मुरझायपरे पुनि, चाहत चंच अंगारको चारो ॥
सूर प्रभा प्रगट्यौं तो कहा सब, लागतहे जू हलाहल खारो ।
देखो प्रबीन चकोरके नैंनन, चंद गयो तो भयो अंधियारो ॥३०॥

**અર્થ**–મનમાં ભયભીત થઈ આળખેલા જેવો શરીરે સ્તબ્ધ બની ગયો ને કમળમાંથી જેની ઉત્પત્તિ છે, એટલે **નંદ** કહેતાં **બ્રહ્મા** દગાખોર છે એમ તેની નિંદા કરે છે, શરીરે બળે છે, વળતી મુરછાઇને પૃથ્વી ઉપર પડે છે–છતાં ફરી ફરીને ચાંચથી અંગારાના ચારાને ચાહે છે, ને બીજાને પ્રિય એવો સૂર્યનો પ્રકાશ થયો, તેમાં ચકોરને શું? એને તો સર્વ હળાહળ જેવું છે! માટે હે **પ્રવીણ**! ચકોરની આંખોને તો ચંદ્રમા ગયો એટલે અંધારૂંજ થયું. એજ માફક અમારી તમારી વચ્ચે પણ સમજવું. ૩૦

**दुहा**–आठ तीन पर पंच कर, तीन तीन पर दोय ।
पंच पंच कर एक सो, निशदिन जंपत सोय ॥ ३१ ॥
पंच सवैया द्वै दुहा, वीश छंद अनुमान ।
लिख्यो जू पत्र प्रबीनपें, सागर रसिक विधान ॥ ३२ ॥

**અર્થ**–આઠમા વર્ગના ત્રીજા વર્ણની એટલે **સ**ની પાચમી માત્રા કરવી એટલે **सु** થયું, ત્રીજા વર્ગના ત્રીજા વર્ણ ઉપર બીજી માત્રા એટલે **जा** પાંચમા વર્ગના પાંચમા વર્ણની એટલે **न**ની પેહેલી માત્રા કરવી એટલે **न** થયો અને એ ત્રણે અક્ષરથી જે નામ થયુ તે **सुजान** તેનો હુ અહર્નિશ જપ કરૂં છું.-પાંચ સવૈયા, બે દુહા અને વીશેક છંદ, એ પ્રમાણે રસીક પુરૂષોની રીત પ્રમાણે, રસીક **રસસાગરે** કળાપ્રવીણ ઉપર પત્ર લખ્યો હતો. ૩૧–૩૨

* ચકોર પખી કાગડાના જેવડું થાય છે અને તે બળતા–ધગધગ–ચીકતા અંગારાને ખાઈ જાય છે. અંગારા ખાય તેજ ચકોર એવી તેની પરીક્ષા છે આ પંખી બંગાળ તરફ ઘણાં થાય છે.

गाथा–कुसुम सु कला प्रबीने, चरचा प्रथम पत्र बंचन बिधि ।
षट्विंश अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ ३३ ॥

અર્થ–કુસુમાવલી અને કળાપ્રવીણની ચર્ચા અને પ્રથમ પત્ર વાંચન સંબંધી પ્રવીણસાગર ગ્રંથની છવીશમી લહેર સમાપ્ત થઈ. ૩૩

इति श्री प्रवीनसागरे पत्र दान नामनी छवीसमी लहेरनी रसपूर्णा टीकानो षष्टविंशस्तरंगः ॥

# લહેર ૨૭ મી.

## આતુરાવસ્થા.

सोरठा–सागर पत्र प्रवीन, बंचतही बदली दशा ।
मनहुं छीन जल मीन, तिहीबेर तलफन लगी ॥ १ ॥

અર્થ–કુમાર રસસાગરનો પત્ર વાંચતાંજ–કળાપ્રવીણની દશા બદલાઈ ગઈ. પાણી વિના જેમ માંછલી તરફડે તેમ તે વખતે તરફડવા લાગી. ૧

चोपाई–खोलत बीर बांचनें लग्गी, रोंम रोंम बिरहानल जग्गी ।
बरन बरन सर छाती पारा, जाने प्रेम जाननेहारा ॥
पहुचें एक पंचती आरा, उमडें नेन आसाढी धारा ।
पूरन छंद बाचने लग्गे, प्रान पतंग दीप ज्यौं दग्गे ॥
अंथ इति पत्र बांचने पाई, एतेमें तनकी सुधि नाई ।
कुसुमावलि पाती कर लेवे, हिय द्रढकी हिम्मति फिर देवे ॥
मागे फिर सचेतव्हे पाती, अति उसास भरि आवे छाती ।
इहि बिधि पाती पूरन कीनी, कलाप्रबीन मूर्छना लीनी ॥
कुसुमावलि मनमें पछतानी, ऐसिहि बात अमें नहि जानी ।
क उपचार करन मन लागी, मुहुरत गए मूर्छना भागी ॥
फिर फिर बात बूझने लागे, कुसुमावलि मतेकों मागें ॥ २ ॥

**અર્થ**-તે બિડેલો કાગળ ફોડીને વાંચવા લાગી કે, રોમે રોમે વિરહાનળ પ્રગટ્યો, અને અક્ષરે અક્ષરે કામ બાણુ, છાતી ભેદી સોંસરાં ઉતરવા લાગ્યાં. એ પીડાને તો એક પ્રેમને જાણનાર પુરૂષજ જાણે! એમ પત્ર વાંચતાં વાંચતાં તે એક પંક્તિના છેડા સુધી પહોંચી, ત્યાં તો અષાડ માસના વરસાદની માફક આંખોમાંથી આંસુની ધારા વેહવા લાગી. જેમ જેમ છંદને વાંચવા લાગી તેમ તેમ પતગિયું દીવામાં ઝુકાવી બળે, તેમ પ્રાણરૂપી પતંગ પ્રેમ દીવામાં બળવા લાગ્યું! પહેલેથી તે છેડા સુધી કાગળ વાંચ્યો એટલે તો શરીરની શુદ્ધબુદ્ધ જતી રહી-અર્થાત્ બેભાન થઈ ગઈ! ત્યારે કુસુમાવલીએ કાગળ પાછો લઈ લીધો અને પ્રવીણને મન દ્રઢ રાખવાની ફરી ફરીને હિમ્મત આપવા લાગી. એમ કરતાં પાછી જ્યારે કુવરી સચેત થઇ ને કાગળ માગી વાંચવાને જાય છે, ત્યાં તો પાછી અતિ નિશાસાથી છાતી ભરાઇ ગઇ. એમ કરતાં કરતાં કાગળ પૂરો વાંચ્યો કે, તરતજ કળાપ્રવીણને મૂર્છા આવી. આવી સ્થીતિ જોઇ કુસુમાવલી મનમાં પસ્તાઈ કહેવા લાગી કે, આવી વાત પ્રથમ જાણી નહીં, નહિ તો કાગળનો ભેદ ખુલ્લો કરત નહીં; એમ કહીને ઘણાક ઉપચારો કરવા લાગી. એવા ઉપાય કરતાં બે ઘડી વીતિ ગઈ. જ્યારે મૂર્છા વળી ત્યારે તે પાછી, ફરી ફરીને તેને તે વાત પુછવા લાગી, તે વેળાએ કુસુમાવલીએ તેનું ખંડન કરવા માંડયું. ૨

## भुजंग छंद.

टुटे बंधमें लोककी लाज टुटी, छुटे बीरमें चिंतकी धीर छूटी ।
गुलाबी किये नेंन नेनोमें पानी, भरीआइ छत्ती सु बोले न बानी ॥
दिवानी भई चांदनी बीच डोलें, उदासी लई पान लावे कपोलें ।
पसीना भयो रोमकी रोचि जग्गे, वही मितका चिंतमें ध्यान लग्गें ॥
उसासा भरे श्वासके संग ज्वाला, भई चंद्रकी चंद्रिका ज्वाल माला ।
मनो अंग दाहे परी दाह जग्गा, कटे घाउके ऊपरें लोन लग्गा ॥
सखी हाथसें पत्र ले फेर बंचे, दुऊ नेनसें नीर धारा न खंचे ॥३॥

**અર્થ**-કાગળ ઉપરના બંધ તુટયા કે તેની સાથેજ લોકની લાજ તુટી ગઈ; કાગળને છોડવા સાથે જરામાં મનની ધીરજ છૂટી ગઈ. પછી રોઈ રોઇને રતાશ પડતી ગુલાબી રંગ જેવી કરેલી આંખોમાંથી આંસુ રૂપી પાણીની ધારા વહેવા લાગી, છાતી ભરાઈ આવવાથી, તે એક વચન પણ બોલી શકી નહિ અને દીવાની બનીને ચદ્રની ચાંદનીમાં ડોલવા લાગી ને ઉદાસી ધરીને હાથ લમણે મુકી વિચાર કરે છે, અંગે પરસેવો વળી ગયો છે, રૂંવાડાં

ઉભાં થવાથી તેની કાંતિ તીક્ષ્ણ થઇ છે, તથા પ્રિયનું ધ્યાન મનમાં લાગી ગયું છે; ઉંચા નીચા નિસાસા ભરવાથી શ્વાસની સાથે ઝાળો ઉઠી છે અને ચંદ્રનું અમૃત જેવું શીતળ અજવાળું પણ અગ્નિની ઝાળોના સમુહ જેવું થઈ અંગ બળે છે તે જાણે દાવાનળ અગ્નિ સળગી ઉઠયો હોય નહિ શું, અથવા દેખાય છે કે, જાણે કપાયેલા ઘા ઉપર મીઠું લાગ્યું હોય ની શું તેમ થાય છે. વિરહ દુઃખ સહન કરતાં, પ્રિય સખીના હાથમાંથી પત્ર લેઇને પાછી વાંચે છે, ને બન્નો આંખોમાંથી ચાલતી આંસુની ધારા તો ખચાતીજ નથી. ૩

दुहा–कुसुमावलि पटुताइ करि, बहु समुझावत बाल ।
त्यों सु प्रेम बाढे बिरह, आज्य अगिन मिलि ज्वाल ॥ ४ ॥
नीठ नीठ आनी सयन, उर सु द्रढाई धीर ।
बिंद याद नींद न लगी, जुरी प्रात बहु बीर ॥ ५ ॥

**અર્થ**–કુસુમાવલી બહુ બહુ ચતુરાઈ કરીને પ્રવીણને સમજાવે છે, તેમ તેમ વિરહવેદના અને પ્રેમ, અગ્નિમાં ઘી મળવાથી ઝાળ વધતી જાય છે તેવી રીતે વધતી જાય છે. કુસુમાવલીએ માંડ માંડ શય્યાપર લાવીને તેના મનને ધીરજ આપી સુવારી, પણ પ્રવીણને પ્રિયતમના સ્મરણને લીધે નિંદ્રા આવી નહીં. એટલામાં સવાર થયું ત્યારે ઘણી સખીઓ એકઠી થઈ. ૪–૫

चोपाई–दिनकर उदित सहेली आई, सोउ न कलाप्रबीन सुहाई ।
कुमरी कछू उदास लखाई, सोई चतुर सहेलिन पाई ॥
षुसी खेल बिध बिधके मंडे, उन उदास भावहू न छंडे ।
दिन प्रति दिन यहतरें बिहावे, चरचा वही रेंनकुं चलावे ॥
ब्रह्मनि वह बातको बिमारे, राज सुता छिन छीन संभारे ॥ ६ ॥

**અર્થ**–સૂર્ય ઉગતાં સવે સાહેલીઓ આવી, પણ કળાપ્રવીણને તે ગમ્યું નહીં. રાજકુંવરી આજ કાંઈ ઉદાસી દેખાય છે એમ ચતુર સાહેલીઓ ચેતી ગઈ, તેથી તેને ખુશી કરવા સારૂ ઘણા પ્રકારના ખુશીના ખેલ કરવા લાગી, તોપણ કુંવરીએ ઉદાસીનો ભાવ તજ્યો નહીં. એમ દહાડો રાત ઉદાસીમાં ને ઉદાસીમાં ગુજારે છે તથા રાત્રિને વખતે તે સંબંધી ચર્ચા ચલાવે છે–બ્રહ્મકુમારી એ વાતને વિસરાવે છે, પણ રાજકુંવરી ક્ષણે ક્ષણે એની એજ વાત સંભારે છે. ૬

छप्पय–पूरन कलाप्रबीन, प्रेम उर मध्य सु आयो ।
तबे कीन दिन तीन, चितमें एह द्रढायो ॥

मरना व्हैत कबूल, ओरहीसें नहि बरना ।
उमया ईश अराधि. गुजर पत्रहिपर करना ॥
एती उलंव बात जु कहें, कुल म्रजाद अपवाद जन ।
कौमार बिरद धारन मतो, निज निश्चै कीनो स्वमन ॥ ७ ॥

**અર્થ**–કળાપ્રવીણ જ્યારે હૃદયમાં પૂર્ણ પ્રેમથી ભરપૂર થઈ, ત્યારે ત્રણ દિવસ લગી તર્ક કરીને, ચિત્ત સાથે એવો દૃઢ નિશ્ચય કર્યો કે, મરવા સુધી કબૂલ, બીજા અન્ય પુરૂષ સાથે લગ્ન કરવું નહીં, માત્ર શિવ પાર્વતીને આરાધી કેવળ એક મનના માણ્યા માહારાજ શ્રીના પત્ર ઉપરજ દિવસ ગુજારવા. એથી જો લોકો, કુલ મર્યાદાનુ ઉલઘન કર્યાની ઉલટી વાત કહેશે–તો કૌમારવ્રત ધારણ કરવુ! એવો પોતાના મન સાથે પ્રવીણે નિશ્ચય કર્યો. ૭

**दुहो**–यों धारत दिनकर अहर, भई सांझ शशि भोर ।
कुमरी नीतपाल सु प्रति, कही अरज करजोर ॥ ८ ॥

**અર્થ**–આમ વિચાર કરતાં કરતાં રવિવારની સાંઝ પડી અને શશીના દિવસનું–સોમવારનુ–પ્રભાત થયું. ત્યારે કુંવરીએ બે કરજોડીને પોતાના પિતા **નીતિ**પાળ રાજાને અરજ કરી કે–૮

**छप्पय**–महाराज निज बाग, उमा माहेश सुहावे ।
उन मानतके लिये, प्रात शशि दिन सु सिधावे ॥
व्रद्ध बाल नर नारि. सहर सिगरोई आवे ।
खान पान सामान, सबें सिरकार पठावे ॥
नृप नीतपाल कुमरी अरज, सुनियत वह मानी सबें ।
धरि आस तास आयस दई, पुर पुकार भंषी तबें ॥ ९ ॥

**અર્થ**–વ્હાલા પિતાજી! આપણા બાગમાં ઉમા માહેશનું મંદિર છે, તેમની મે માનેલી માનતાને લીધે, આજે શશી દિવસ કહેતાં સોમવારનો દિવસ છે તેથી આપ કહો તો ત્યા જઇએ, એટલુંજ નહિ પણ સાથે શેહેરનાં વૃદ્ધ,–બાળક-નર-નારી વિગેરે સર્વ લોક આવે અને તેમને ખાવા પીવાને સર્વ વસ્તુ સરકાર પુરી પાડે. આવી કુવરીની અરજ સાંભળી, નૃપ શિરોમણી **નીતિ**પાલ રાજાએ, તે વાત કબૂલ કરી અને પુત્રીને ધીરજ આપી તેની આશા પુરી પાડવાની આજ્ઞા આપી ને પછી આખા શેહેરમાં તે પ્રમાણે ઢંઢેરો પીટાવ્યો. ૯

**छप्पय**–निश बिति शशि भोर, नाद नृप द्वार सु बज्जे ।
पुरजन मंडन धारि. सबें शिव थानक सज्जे ॥

चक्री अरु मंदोल, सुरत गज बाज सु पैदल ।
इहि विधि बरन अठार, आय इश्वर थानक चल ॥
सामान खान पानहि सकल, दिय अमात जन जन सुप्रति ।
उच्छव अनंत जन मन मुदित, ठोर ठोर संगीत गति ॥ १०

**અર્થ**–સોમવારનો પ્રાતઃકાળ થયો ત્યારે રાજદ્વારમાં વાજાંનો નાદ થવા માંડયો, પુરવાસીઓ નાના પ્રકારનાં વસ્ત્રાભૂષણો અંગ ઉપર ધારણ કરી રાજાના બાગમાં શિવ મંદિરે જવા લાગ્યાં. તે વખતે રથ, પાલખી, ઊંટ, હાથી, ઘોડા અને પગે ચાલતા સિપાઈ સાથે મહારાજા નીતિપાળ અને અરાઢે વર્ણના લોકો બાગમા ઇશ્વરસ્થાનક તરફ ચાલી આવ્યાં. ખાનપાનાદિ સકળ સામાન રાજાના કારભારીઓએ દરેક જણને પહોંચાડયો. આવા રળિયામણા ઉત્સવથી સર્વના મનમાં અતિ આનંદ થયો. ત્યાં ગાયન અને વાજીંત્રો વાગી રહ્યાં. ૧૦

## झंपताळछंद.

बागमें नीतपालं नृपत्ती रजे; नाद बाजित्रके भिन्न भिन्नं बजे ।
केउ बाजी गरं रंग बाजी नटा; नायका नृत्य साधंत केऊ पटा ॥
गायका गान साधंत केऊ कला; कुंजमें गुंज माधूप छूटे नला ।
मानुषं सोर झिंगोर केऊ खगा; माननी जूथ गावंत केऊ जगा ॥
आपके आप सामान केऊ सभा; मानहो उच्छवं इंद्र पाई प्रभा ।
राज पुत्री जरी नंग सिंगारियं; हेम तारी सु पाटंबरं धारियं ॥
अंग आभासनी कंचनं बेलियं; संग लीनी शतंपंच साहेलियं ।
मंद गत्ती सबें मंगलं गावही; ऊमया ईश थानंकपे आवही ॥११॥

**અર્થ**–બાગમાં નૃપતિ નીતિપાલ બીરાજેલા છે, ત્યાં ભિન્ન ભિન્ન રીતનાં ઘણાંક વાંજીત્રો વાગે છે, કોઇક ઠેકાણે બાજીગરો ઘણા રંગથી રમત કરે છે, કોઇક નટ–ખેલાડીઓ હેરત પમાડે તેવા ખેલ કરે છે, કોઇક ઠેકાણે નાયકાઓ નૃત્ય કરી રહી છે અને કોઇક જગોએ અખાડા કરી, પહેલવાનો કુસ્તી ખેલે છે, વળી કોઈ કોઈ ઠેકાણે ગવૈયાઓ સાત સ્વરને તાલમાં આણી ગાયન કરે છે; તેમ બીજીગમ કુંજલતા મંડપની ઘટામાં ભમરાઓ ગુંજારવ કરી રહ્યા છે, પાણીના નળમાંથી ફુવારા છૂટી રહ્યા છે. બાગમાં કોઇક ઠેકાણે હંસ, વિગેરે પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં છે, વળી કોઈ ઠેકાણે માનવતીઓનાં વૃન્દ ટોળે મળીને ગીતો ગાય છે, તેમં કેટલીક સમવયની સાહેલીઓ ભેગી થઇ વિનોદ કરે છે, તેથી એમજ જણાય છે કે, જાણે આ ઉત્સવ ઇંદ્રાદિ

દેવોની પ્રભા હોય ? રાજપુત્રીએ આ જરી અને અનેક નંગથી જડિત ઘરેણાં તથા સોનાના કસબની કોરવાળું પાલવદાર સોનેરી પિતાંબર પહેર્યું છે તેથી તેના શરીરની શોભા જાણે સોનાની વેલ હોય એમ શોભે છે. પાંચસે સાહેલીઓ લેઇ કળાપ્રવીણ, મંદ ગતિથી મગળ ગીતો ગાતાં ઉમાઇશના સ્થાનકે આવ્યા. ૧૧

**छप्पय**–समर शशि सारगं, जिष्नु धन्वंतरि शंकर ।
तिलक रूढ आयुद्ध, नाद बाहन ओरे सर ॥
कमल एनचख शंख, चाप तोतामुख इंदू ।
कांति सुघट अरु कुटिल, गोल ऊझकेसे म्रदू ॥
तिय पान नेन ग्रीवा गनो, भ्रकुटी नासा भाल भनि ।
एती प्रबीन आभा लिये, बाल बाग निकसी सु बनि ॥ १२ ॥

**અર્થ**–કામદેવનુ બાણ જે કમળ, તેના જેવા કોમળ હાથ, ચંદ્રમાનું વાહન જે મૃગ તેના નેત્ર જેવાં ચપળ નેત્ર, કૃષ્ણનું નાદ કરવાનું વાદ્ય જે શંખ તેના જેવું ગળું, અર્જુનનું આયુધ જે ગાંડીવ ધનુષ તેના જેવી વાંકી ભ્રકુટી, ધન્વંતરીના વાહન પોપટની ચાંચ સરખુ નમણુ નાક, શંકરનું તિલક જે ચંદ્ર તેની કાંતિ જેવું તેજસ્વી કપાળ, એમ છએ અગે, ઉપરની કાન્તિને ધારણ કરેલી એવી તે બાળારૂપ પ્રવીણ, સુંદર શણગારથી સજી–બની ઠણીને બગીચામાંથી નિકળી. ૧૨

## मुक्तिदामछंद.

सदा शिव मंजन गौरि कराय; चरच्चत चंदन केसर चाय ।
चढाइय पुष्प सु बिल्लव पत्र; गुलाल सु ओर अबीर विचित्र ॥
कियो तित धूप सु दीपक माल; फला रगके नइवेद रसाल ।
त्रिकुट्टिय लोंग सु पुंगिय पान; धर्यो मुखवास अनेक बिधान ॥
कनंकन थार कपूर सु लीन; करी उत आरति बाल प्रबीन ।
परी भवनाथ भवानिय पाय; करी तहं अस्तुति छंद बनाय ॥१३॥

**અર્થ**–સદાશિવ જે શકર તેમને ગૌરી સહિત, વિધિપૂર્વક સ્નાન કરાવી કેસરનુ ચદન ચરચ્યું. પછી પુષ્પ અને બીલીપત્ર ચડાવ્યા, તથા વિચિત્ર રંગના ગુલાલ–અબીલ ચડાવી, ધૂપ કરીને દીપમાળા પ્રગટાવી, પછી રસાળ ફળ અને સ્વાદીષ્ટ નૈવેદ્ય ધર્યુ, જે પછી ઇલાયચી–લવિંગ–સોપારી–પાન વિગેરે અનેક રીતે મુખવાસ અર્પણ કર્યો. પછી સોનાના થાળમાં કપૂર સળ-

ગાવી કળાપ્રવીણે, **શ્રીશંકર**ની આરતી ઉતારી, પછી **મહાદેવ** તથા **પાર્વતી**ને પગે પડી, છંદ બનાવી આમ સ્તુતિ કરવા લાગી. ૧૩

### શંકરસ્તુતિ.

### तोमरछंद.

जय जय जटा मधि गंग, जय जय कबरि उत्तमंग ।
जय जय विभूति विलास, जय जय सुगंध प्रकास ॥
जय जय सो चंद्रा भाल, जय जय त्रिपुंड्र रसाल ।
जय जय सु नेंन ज्वलिंद, जय जय सु बंदन ब्रिंद ॥
जय जय मुंडन माल, जय जय सु मुक्त रसाल ।
जय जय अही तन धार, जय जय प्रसूनन हार ॥
जय जय गरल गल संध, जय जय कपोत स बंध ।
जय जय सु नग्न शरीर, जय जय पितांबर चीर ॥
जय जय सु भ्ररुखन भंग, जय जय सुरा मद संग ।
जय जय वपू विकराल, जय जय सरूप बिशाल ॥
जय जय सु नंदी नाथ, जय जय मृगेंद्र सु साथ ।
जय जय सु गुनजुत दास, जय जय सु जोगोनि पास ॥
जय जय सु संकट गंज, जय जय जनारति भंज ।
जय जय उमा अध अंग, जय जय सदा शिव संग ॥
जय जय भवा भव भूप, जय जय सु प्रेम सरूप ।
इतनी सु अस्तुति कीन, बंदे चरन परबीन ॥ १४ ॥

**અર્થ**-જટામાં ગંગા ધરનાર, હે **સદાશિવ**! અને મસ્તક ઉપર કેશપાશ ધરનાર હે **ઉમાદેવી**! તમારો જય થાઓ. વિભૂતિ લેપન કરનાર હે **મહાદેવ**! અને સુગંધીને ચર્ચનાર હે **પાર્વતિ** તમારો જય થાઓ. કપાળમાં ચંદ્રને ધરનાર હે **શંકર**! અને સુંદર ત્રિપુંડ્રની આડ કરનાર હે **ઉમિયાજી**! તમારો જય થાઓ. જ્વાળા સમાન લાલ નેત્રવાળા હે **ભોળાનાથ**! અને સીંદુરની બિંદી કરનાર હે **શ્રીદેવિ**! તમારો જય થાઓ. ગળામા મસ્તકોની મુંડ-માળાને ધરનાર હે ભગવાન્ **મહારુદ્ર**! અને કંઠમા મોતીની માળા પેહેરનાર હે **પાર્વતી**-જી! તમારો જય થાઓ. શરીરે સર્પ ધરનાર હે **શંકર**! અને ફુલના હાર ધરનારાં હે **પાર્વતી**,! તમારો જય થાઓ. ગળામાં હળાહળ વિખ ધરનાર હે **નીલકંઠ**! અને કંઠે હોલાની ઉપમાનો છે સંબંધ જેને એવાં-અથવા તો કપો-

તનું બીજું નામ સૂત્રકંઠ–અર્થાત્ જેણે મંગળસૂત્ર કંઠે ધારણ કરેલું છે એવાં હે **જગદંબા**! તમારો જય થાઓ. નગ્ન સ્વરૂપવાળા હે **ભૂતનાથ**! અને અંગે પીળાં વસ્ત્ર પહેરેલાં છે એવાં હે ઈશ્વરિ! તમારો જય થાઓ. ભાંગને પીનાર હે **અચલેશ્વર**! અને મદિરાનું પાન કરનાર હે **યોગમાયા**! તમારો જય થાઓ. વિક્રાળ શરીરવાળા: **વિરૂપાક્ષ**! અત્યંત અને સુંદર રૂપવાળાં હે **ત્રિપુરેશ્વરિ**! તમારો જય થાઓ. **નંદી**–પોઠીયા ઉપર બેસનાર હે **નંદીનાથ**! અને સિંહ ઉપર બેસનાર હે **વાઘેશ્વરિ**! તમારો જય થાઓ. ભૂતાદિ ગણને પાસે રાખનાર હે **મૃત્યુંજય**! અને જોગણીઓથી વિંટાયલાં હે **ગિરિજે**! તમારો જય થાઓ. સંકટનાં ભાંગનાર હે **દુઃખહરા**! અને શરણે આવેલાં લોકોની પીડાને હરનારાં હે **જગદંબા**! તમારો જય થાઓ. અર્ધા અંગમાં **ઉમિયાને** ધારણ કરનાર હે **શિવજી**! તથા અર્ધા અગમાં **મહાદેવને** રાખનારાં હે **વિશ્વેશ્વરિ**! તમારો જય થાઓ. જન્મધારી અને અજન્માના રાજા હે **શંકર**! અને પૂર્ણ પ્રેમરૂપ હે **ભવાનિ**! તમારો જય થાઓ. આ પ્રમાણે અન્યોન્યનું સાદૃશ્ય કરતાં, અનન્ય મૂર્તિરૂપ **પાર્વતી** અને પરમેશ્વરના ચરણમાં, કળાપ્રવીણે વંદન કર્યું. ૧૪

**गाथा**–बंदे चरन प्रबीनं, उमया ईश प्रति यह मंगीयं ।
अलधारा जल नंखिय, भंखिय ब्रिरद कुमारिका रहनं ॥ १५ ॥

**અર્થ**–એવી રીતે ચરણમાં નમન કરી કળાપ્રવીણે **શિવ પાર્વતી** પાસે વરદાન માગ્યુ કે, મારૂં કુમારવ્રત કાયમ રહે અને તે આપ નિભાવો. આમ બોલી હાથમાં લીધેલું પાણી જળધારામાં નાખી, કળાપ્રવીણે કુમારિકાવ્રત લીધું. ૧૫

**दुहो**–शिक्षा देत सहेलियन; बरजे रही न नार ।
सोय बात नृपनें सुनी; हुओ सु हाहाकार ॥ १६ ॥

**અર્થ**–સાહેલીઓએ નિયમ લીધા અગાઉ અતિશય શિખામણ આપી અને ધણીએ વારી–પણ કળાપ્રવીણ કોઇની વારી રહી નહીં અને કુમારવ્રત રૂપી પણ લીધુ એ વાત **નીતિપાળ** મહારાજે સાંભળી ત્યારે સઉ હાહાકાર કરવા લાગ્યાં. ૧૬

**चोपाई**–नृपे निकट आमात बुलाये; कुमरी बरजन काज पठाये ।
बोले आय कुमरि प्रती बानी; एह कहा उर अंदर ठानी ॥
कुमरी कही होय सो होई; एह बात बरजो मत कोई ।
उमया ईश एह ब्रिद दीनो; शीश चढाय हमे सो लीनो ॥
प्रान समान राखिहौं मेरे; उठो अमात जाओ निज डेरे ॥ १७ ॥

**અર્થ**-પછી રાજાએ કારભારીઓને બોલાવી, કુંવરીએ લીધેલ વ્રત તજાવવા માટે તેને સમજાવવાને મોકલ્યા. તેઓ કુંવરી પાસે આવીને નમ્ર વાણીથી કહેવા લાગ્યા કે, બેહન ! આપે આ શો વિચાર કર્યો ? કુંવરીએ કહ્યું કે, જે થનારૂં હતું તે થયું, હવે એ વાતને તજાવાનું કોઇએ કાંઇ બોલવું નહીં, મને ઉમિયા અને ઇશ્વરે એજ વ્રત દીધું છે, તેમ મેં તે માથે ચડાવી લીધું છે. વળી તેને પ્રાણસમાન ગણીને રાખીશ, માટે હે કારભારીઓ ! તમો ઉઠો અને સૌએ સૌસૌને ઘેર જાઓ. ૧૭

**दुहा**—अति अमात बरजी तऊ, मानि न राज कुमारि ।
उठि अमात नृपपें गये, कही बात बिस्तारि ॥ १८ ॥
सरजी बरजी ना मिटे, कही येहि छितिपाल ।
करम रेख अतिही कठिन; सृष्टा लिखी सु भाल ॥ १९ ॥

**અર્થ**-કારભારિયોએ એ બાબત ઘણું ઘણું કહ્યું, પણ રાજકુંવરીએ તે વાત માની નહીં. પછી કારભારીઓ ઉઠીને રાજા પાસે ગયા, ને ત્યાં બનેલી સઘળી વાત વિસ્તારીને કહી. **નીતિ**પાળ મહારાજ તે સાંભળીને બોલ્યા કે, જે કાળે જે વાત થવાની હોય છે, તે વાત કોઇ કાળે કોઇથી મિથ્યા થતી નથી. પરંતુ **બ્રહ્મા**એ અમારા કર્મમાં કઠોર રેખા લખી છે કે, **અમારે** આ કુંવરીનું કૌમારવ્રત જોવું પડશે ! ૧૮–૧૯

**छप्पय**—नीतपाल तिहि काल, गान नाटक बरजाये ।
कीनो सहर प्रवेश, दुचित सब जन दरसाये ॥
आवत भयो अनंद, इसी दरसाइ उदासी ।
बन सु चलत रघुवीर, मनहुं मन अवध सु बासी ॥
इहि रीत सदन आये सकल, गान न नाटक नाद गति ।
प्रविशत प्रवीन निज महल प्रति, उर सनेह प्रगटंत अति ॥ २० ॥

**અર્થ**-**નીતિ**પાળ મહારાજે તેજ વખતે ગાયન તથા નાટક બંધ કરાવ્યાં, પછી પોતે શેહેરમાં પ્રવેશ કર્યો, તેથી સકળ સમાજ ઉદાસ જણાયો. બાગમાં આવતાં જે પ્રમાણે આનંદ ઝામ્યો હતો તેજ પ્રમાણે પાછાં જતાં ઉદાસી દેખાવા લાગી. કૈકેયીને આપેલાં વચનથી **શ્રી** રઘુવીર વનમાં ચાલી નિકળ્યા, તે પછી **અયોધ્યાવાસીઓ** મનમાં શોક ધરીને પાછાં **અયોધ્યા**માં ગયાં હતાં–એ પ્રમાણે આખું મંડળ કોઇ પણ ગાયન કે નાટકાદિ ખેલ સિવાય મુંગે મોંડે ઘેર આવ્યું. કળાપ્રવીણ પણ પોતાના મેહેલમાં ગયાં, ત્યાં તેમને તો મનમાં અતિશય સ્નેહ પ્રગટયો. ૨૦

दुहो–सही गई निज निज महल, रही कुसुम इक पास ।
गइ जाम जामनि तबे, कही एह परकास ॥ २१ ॥

**અર્થ**-સાહેલીઓ પોત પોતાને ઘેર ગઇ ફક્ત એક કુસુમાવલીજ પાસે રહી. પછી એક પહોર રાત ગઇ, ત્યારે આ પ્રમાણે કુસુમાવલીએ પ્રકાશ રીતે કહ્યું. ૨૧

**गाथा**–कुमरी कला प्रबीनं, यह उपाय कीन कहा आपें ।
मम चित एह उदासी, क्यों दिन बिषम बीतिहे आगें ॥ २२ ॥
कुसुम मु प्रत्य प्रबीनं, कही अब कहा करंत हसाई ।
प्रजरन लगे पहारं, अंजुली नीर बूझहे वन्ही ॥ २३ ॥
कुसुमसु कलाप्रबीनकी, सुनी जु बात सयांन ।
धीर धरन मन द्रढ करन, बदी बिरदकी बान ॥ २४ ॥

**અર્થ** હે રાજકુંવરી કળાપ્રવીણ! આપે આ શો વિચાર કર્યો? મારૂં ચિત્ત એથી ઉદાસીમાં ગરક થઇ ગયું છે અને ચિંતા થાય છે કે, અતિ વિષમ દિવસો તમે કેમ કાઢી શકશો? પછી **પ્ર**વીણે, કુસુમાવલી પ્રત્યે કહ્યું કે, પ્રિય બેહેન! હવે મશ્કરી શું કરો છો? આખો પહાડ જ્યાં બળવા લાગ્યો ત્યાં એક અંજલી પાણી શું અગ્નિ ઓલાવશે! કુસુમાવલી ધીરજ ભરેલી **પ્ર**વીણની વાત સાંભળીને, ધીરતાથી દ્રઢ મન રખાવવા આ પ્રમાણે વખાણનાં વચન બોલી. ૨૨–૨૪

## कंदछंद.

भलो सूत्रधारा रच्यो खेल ब्रह्मंड; ब्रत धार खंडा अनी सेलके दंड ।
यही रीत आपें कियो प्रेमको पान; सुनी नांहि ऐसी हमें आजलों कान ॥
बिना भोगहि जोग सिद्धी करामात; न हूइ न होवे यही ओरसें बात ।
मनंछा सदा पूरिहे आपकी ईश, यहें सत्य जानो हमें ब्रह्म आशीष ॥२५॥

**અર્થ**-ઇશ્વરરૂપી સુત્રધારે આ બ્રહ્માંડનો સરસ ખેલ રચ્યો છે, તેમાં આવું કઠણ વ્રત ધરવું તે તરવારની ધાર કે બરછીની અણી ઉપર ચડવા જેવું છે. એ પ્રમાણે આપે પ્રેમનું પાન કર્યુ, એ કાંઇ નાની સુની વાત નથી! આવા અતિ દુર્ઘટ વ્રતવાળી કોઇ સ્ત્રી નજરે જોઇ તો નથી શું, પણ કાને સાંભળીએ નથી, અને તમે તો વગર ભોગે, જોગની કરામત સિદ્ધ કરો છો! કેમકે આવી વાત કોઇથી થઇ નથી અને થશે પણ નહીં; માટે હે બ્હેન! આપની વાચ્છના પરમ કૃપાળુ ઇશ્વર હમેશાં પૂરશે, એમ હે પ્રિય પ્રવીણ! સત્ય માનજો-એવી અમારી બ્રાહ્મણની આશીષ છે. ૨૫

**गाथा**–कलाप्रबीन सु कुसुमे, चरचा प्रेम नेम परसंग ।
सप्तविंश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ २६ ॥

**અર્થ**–કળાપ્રવીણ અને કુસુમાવલીએ કરેલી પ્રેમની ચર્ચા અને કૌમારવ્રત ગ્રહણ સંબંધી પ્રવીણસાગર ગ્રંથની સત્તાવીશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૬

इति श्रीप्रवीनसागरे आतुरावस्था नामनी सत्तावीशमी लहेरनी रसपूर्णा टीकानो सप्तविंशस्तरंगः ॥

# લહેર ૨૮ મી.

## પ્રેમની પીડા અને પ્રત્યુત્તર.

**सोरठा**–कही कुसुम तिहि बार, वह जोगी अबलों इतें ।
ताको करो विचार, पत्रोत्तर पावे कहा ॥ १ ॥
सुनी सु ब्रह्मनी भाष, रीझे कला प्रवीनजू ।
तन गहनो पोषाक, कियो बकस कुसुमावली ॥ २ ॥
द्वादश आभ्रन धार, नौतम कलाप्रवीनजू ।
सजे सोर सिंगार, उर सु दशा अभिसार ग्रहि ॥ ३ ॥

**અર્થ**–પછી કુસુમાવલીએ તે વખતે કહ્યું કે, પેલા યોગેશ્વર હજી સુધી અહીં છે તેનો કાંઇ વિચાર કરો–તેને પત્રનો શો ઉત્તર દેવો છે? આ પ્રમાણેની કુસુમાવલીની વાણી સાંભળીને, કળાપ્રવીણ અતિ રાજી થયાં–તે એટલે સુધી કે અંગે પેહેરેલો મૂલ્યવાન પોશાક કુસુમાવલીને બક્ષિસ કર્યો. પછી તેણે મનમાં અભિસારિકાની દશા ગ્રહીને, નવાં અને ઉત્તમ બાર પ્રકારથી અંગે ઘરેણાં પહેરી, સોળ પ્રકારનો શૃગાર સજ્યો. ૧–૩

### લઘુ નારાચ છંદ.

फुलेल अंग रंजियं, गुलाब नीर मंजियं ।
बनाय केश पट्टियं, सिंदूर माग थट्टियं ॥

ललार आड केसरी, गुलाल बिंदुली करी ।
सरोज नेंन अंजनं, चढाय चित्र चंदनं ॥
समीप धूप लाहियं, सुबास ले चढाहियं ।
दिये सु पान मेंदियं, सु पाय जाबकं कियं ॥
उभे दशं सु आभ्रनं, सिंगार षोडशं तनं ।
समार मंग मुत्तियं, प्रसून शीश जुत्तियं ॥
जराव बिंदुली जरी, बिराजमान बेसरी ।
तरोंन श्रोंन झुक्कियं, हमेल हार चुक्कियं ॥
मनी सु पोंचियं जरी, अनूप मुद्र अंगुरी ।
चुरी भुजान कंगनं, रसाल किंकनी धुनं ॥
बजंत पाय जेहरं, अनोट बीछुवा सुरं ।
दुकूल रंग रंगके, सिंगार सार अंगके ॥
बिराजमान चुक्कियं, समीप आरसी लियं ।
निदार अंग आपसें, जरी मनोज तापसें ॥
लगो सु ध्यान मिंतगें, बिचार लाय चिंतमें ।
सिंगारकों उतारियं, पितांबरं सु धारियं ॥
कियो सरूप जोगनी, बिभूत अंगसें बनी ।
करे सु रुद्र मालिका, लषंत नेंन लालिका ॥
लपेट बेंनि शीशसें, लगी समाधि ईशसें ।
लिलार आध चंदवा, बन्यो सु लाल बिंदुवा ॥
दुसाल लाल रंगसें, लपेट आध अंगसें ।
सरोज आसनं किये, बिदेह साधनं लिये ॥
बन्यो सरूप बालिका, मनो कनंक कालिका ।
मगाय फेर आरसी, सरूप देखिके हसी ॥ ४ ॥

**અર્થ**-અંગે ફૂલેલ તેલ મર્દન કરી ગુલાબજળથી સ્નાન કર્યું; બાદ ઉત્તમ પ્રકારે કેશ ઓળી-પટીયાં પાડી-સેથામાં સિંદુર ભર્યું, કપાળમાં કેસરની આડ કરી-ગુલાલની બિંદિ કરી, કમળ જેવી આખોમાં કાજળ સારી, અગે ચદનનો લેપ કર્યો; પાસે ધૂપ સળગાવી તેની સુવાસનાને અંગમાં લીધી, પછી નાજુક હાથની હથળીએ મેદી મુકી, પગને તળીએ અળતા-

નો રંગ લગાવ્યો. એમ બાર પ્રકારે આભરણ પહેરી, શરીરે સોળ શણગાર સજ્યા. સેંથો સમારી–તે ઉપર મોતીની સરો બાંધી, માથે ફુલના ગજરા બાંધ્યા; કપાળમાં જડાવ ટીકો ચોડયો, નાકમાં વાળી પેહેરી, કાનમાં સોનાની જડાવ ઝાલ્યો અને ગળામાં ચોકીવાળો હમેલહાર (કાંઠલો) પેહેર્યો, હાથે પાણિદાર પહોંચીયો ધરી, દસે આંગળીઓએ અનુપમ વિંટીઓ ઘાલી, હાથે ચુડીઓ તથા કંકણ પહેરી, સુંદર અવાજવાળી કટિમેખળા કમ્મરે પહેરી, પગે ઘાલેલાં ઝેહેર અને અણુવટ વિછીયાનો ઝણેણાટ થઇ રહ્યો. પછી નાના પ્રકારનાં રંગ બેરંગી વસ્ત્ર પેહેરી–અંગે સઘળા શણગાર સજ્યા; પછી ઉત્તમ નકશીદાર બાજઠ ઉપર બેસી, પાસે આરસી લઇને પોતાનું રૂપ નીહાળવા લાગી–એટલે તો કામના તાપથી શરીરે બળવા લાગી અને પોતાનું ધ્યાન મિત્રમાં લાગ્યું તેથી, ચિત્ત સાથે વિચાર લાવીને, સજેલા સર્વે શણગાર ઉતારી, ફક્ત પિતાંબર અંગ ઉપર ધરી લીધું; અને જોગણી જેવું સ્વરૂપ કરીને, અંગે વિભૂતિ લગાવી, હાથમાં રૂદ્રાક્ષની માળા લઇ, લાલચોળ આંખ્યોથી ટગમગ જોવા લાગી. પછી છૂટી કેશની વેણીને માથે લપેટી એક શંકરમાં સમાધી લગાવી. તે વખતે લલાટમાંનો અર્ધો લાલ ચાંલ્લો, અર્ધચંદ્ર જેવો દીસવા લાગ્યો. તેણે લાલ રંગનો દુસાલો અર્ધે શરીરે લપેટી પદ્માસનવાળી, વિદેહ સાધન લીધુ. તે વેળાએ બાળારૂપ પ્રવીણનું એવું સ્વરૂપ બન્યું, કે, જાણે સોના જેવા અંગવાળી કાળિકા હોય ! વળતી આરશી મગાવી પોતાનું રૂપ જોઇને તે હસી. ૪

**गाथा**–राज सुता तिहिबेरं, कलम धार पत्र कर लीनो ।
सागर प्रत्य सनेहं, लखिय भेद छंद मधुभारं ॥ ५ ॥

**અર્થ**–તે વખતે રાજસુતાએ કલમ ધરી, પત્ર હાથમાં લીધો, અને પરિપૂર્ણ સ્નેહથી–મધુભાર છંદમાં–મહારાજા રસસાગર ઉપર પત્ર લખવા માંડ્યો. ૫

**दुहा**–प्रनय पत्र पूरन कियो, शुभ सौगंध चढाय ।
कसन बंध दीनो कुसुम, जरी सु थेली लाय ॥ ६ ॥
तादिनसें परवीनजू, यह व्रद ग्रह्यो अनूप ।
आद्य निशा सिंगार करि, तजि कृत जोगनि रूप ॥ ७ ॥

**અર્થ**–ઘણા પ્રેમથી પત્ર પૂરો કરી, તે ઉપર ઉત્તમ સુગંધી ચડાવી, જરીની થેલીમાં ઘાલી, ઉપર રેશમની દોરી બાંધી, કુસુમાવલીને તે પત્ર આપ્યો. તે દહાડાથી પ્રવીણે એવું વ્રત ગ્રહણ કર્યું કે, પહેલી રાતમાં શણગાર સજી, પછીથી તે તજીને જોગણી રૂપ ધારણ કરવું. ૬–૭

### તન્મયતા.

**छप्पय**–सजत रैंन सिंगार, दशा अभिसार सु लावे ।
सोय बिसर्ज्जन करत, रूप जोगनी बनावे ॥
देव सेव जप करत, आदि निश योंहि बितावहि ।
कुमरी प्रेम कबित्त, करंत ब्रह्मनिहि सिखावहि ॥
विप्रनी गाय बह बीन ग्रहि, चत्र घरी निशि क्रत शयन ।
लौकीक काज दिनप्रति करे, निश नित प्रति उपचार इन ॥ ८ ॥

**અર્થ**–રાત પડે એટલે શૃગાર સજીને તે અભિસાર કરે છે એટલે અભિસારિકા નાયકા, જેમ પ્રીતમને મળવા જતી હોય તેવી દશા લાવે છે. તે પછી તે સજેલા શૃંગાર ઉતારીને જોગણીનું રૂપ ધારણ કરી, દેવ સેવા તથા જપ કરી, પ્રથમની રાત એ પ્રમાણે વિતાડે છે. પાછલી રાતે કળાપ્રવીણ પ્રેમનાં કવિત બનાવીને, બ્રહ્મકુમારીને શીખવે છે, ને કુસુમાવલી તે હાથમાં વિણા લઇને ગાય છે, બાદ ચાર ઘડી સૂવે છે. લૌકીક કામ દિવસે કરે છે અને રાત્રે તો હમેશાં ઉપર પ્રમાણેજ ઉપચાર આદરે છે. ૮

**सोरठा**–नित प्रति यह गुजरान, धार्यो कलाप्रबीनजू ।
प्रगटित बिंब बिहांन, कुसुम पत्र जुत किय बिदा ॥ ९ ॥
ब्रह्मनि गइ निज बास, अशन कीन उतही रही ।
शयन समय संन्यास, पास गई प्रमुदित वदन ॥ १० ॥
बूझ्यो सकल बिबेक, संन्यासी कुसुम सु कह्यो ।
तत्रैं सराही टेक, कुमरी कला प्रबीनकी ॥ ११ ॥
निशि एकंत निहार, पत्र दियो परबीनको ।
संन्यासी शिर धार, लीनो कुमरि सलाम करि ॥ १२ ॥

**અર્થ**–કળાપ્રવીણે હમેશાં એ પ્રમાણે કાળ ક્રમણ કરવાનુ ધાર્યું છે, એટલામાં સૂર્યબિંબ પ્રગટતાં, કુસુમાવલીને પત્ર સાથે વિદાય કરી. પછી બ્રહ્મકન્યા પોતાને ઘેર ગઈ, અને ભોજન કરી ઘેરજ રહી. પછી સૂવાની વખતે પ્રમુદિત વદનથી, સંન્યાસી પાસે ગઈ, ત્યારે સંન્યાસીએ વિવેકની સાથે સર્વ હકીકત પૂછી અને તે કુસુમાવલીએ અથેતિ કહી. પ્રવીણની કુમારવ્રતની ટેકનાં, સન્યાસીરૂપ કવિરાજે ઘણાં વખાણ કર્યાં. રાત્રે એકાંત જોઇ, કુંવરી કળાપ્રવીણનો, મહારાજા રસસાગર ઉપરનો પત્ર સંન્યાસીને આપ્યો, એટલે સંન્યાસીએ, કુમારિકાને સલામ કરી માથે ચડાવ્યો. ૯-૧૨

**दुहो**–संन्यासी रीझे सुरत, कवित आशिषा कीन ।
पाती नाम प्रबीन लिख, कुसुमावलि कर दीन ॥ १३ ॥

**અર્થ**–સંન્યાસીએ અતિ પ્રસન્ન થઇ–રાજકન્યાને આશિષ દેવાસારૂ આતુરતાથી એક કવિત કરી–તે ઉપર **પ્ર**વીણનું નામ આણી, તે પત્રિકા કુસુમાવલીના હાથમાં આપી. ૧૩

**छप्पय**–चन्द्र बदन जग रचहि, रसा जबलगि अनंत गहि ।
हर उमया अध बसहि, जीव जबलों सुधा श्रवहि ॥
बरन भारती करहि, पवन जब लगि गवनं खहि ।
रमन रमा हरि रसहि, बीन जबलों नारद लहि ॥
नग नाक अचल नीरद छलहि, तरनि तेज जबलगि तपुहि ।
हिल्लोर गंग जल तब लगहि, चिरह जीव परबीन तुहि ॥ १४ ॥

જ્યાં સુધી બ્રહ્મા આ જગતની રચના કરે, શેષ નાગ પૃથ્વીને ધારણ કરે, **શંકર**ના અર્ધાંગે **પાર્વતી**જી રહે, ચંદ્રનાં કિરણોમાંથી અમૃત ઝરે, જ્યાં સુધી સરસ્વતી વર્ણ, શબ્દ અને વિદ્યાથી વિશ્વમાં રહે, પવન વહન થયા કરે, **વિષ્ણુ** અને **લક્ષ્મી**નું જોડું વિદ્યમાન રહે, **નારદ** વિણા ધારણ કરે, સ્વર્ગ અને પર્વ અચળ રહે, સમુદ્રમાં ભરતી ઓટ થયા કરે, સૂર્યનારાયણ તપે, અને જ્યાં સુધી ગંગાની લહરીઓ ચાલ્યા કરે ત્યાં સુધી હે **પ્ર**વીણ! તમે ચિરંજીવી રહો. ૧૪

**दुहा**–विधि विषधर हर शशि गिरा, मरुत विष्णु मुनि बीन ।
दिव दधि रवि जल गंग लगि, चिरह जीव परबीन ॥ १५ ॥
संन्यासी श्रमभो सफल, कुसुम सु विद्या लीन ।
अवमोचन प्रति आदि निशि, उठि निज गमन सु कीन ॥ १६ ॥
साज बदल सोये सयन, भये उठे परभात ।
नेहनग्र पीछे फिरन, आयस कही अमात ॥ १७ ॥

**અર્થ**–બ્રહ્મા, **શેષ**, **મહાદેવ**, **ચંદ્રમા**, **સરસ્વતી**, **વાયુ**, **વિષ્ણુ**, **નારદ**મુનિની વીણા, **સ્વર્ગ**, **સમુદ્ર**, **સૂર્ય**, ને ગંગાજળ કાયમ રહે ત્યાં સુધી હે **પ્ર**વીણ! તમે ચિરંજીવ રહો. **સન્યાસી**નો સર્વ શ્રમ સફળ થયો તેથી કુસુમાવલીને મળી તેણે વિદાયગીરી લીધી અને ત્યાંથી પહેલી રાતેજ આસન ઉઠાવી પોતાના ઉતારા તરફ ગમન કર્યું. ઉતારે જઇ, વેશ બદલીને શયન કર્યું અને પ્રભાત થયું એટલે ઉઠી પરવારી **નેહ**નગર જવાની તયારી કરવાને, કારભારી માણસોને આજ્ઞા કરી. ૧૫–૧૭

**छप्पय**–साज बाज गजरात, शिबिका पैंदल सब सज्जिय ।
अतिहि भयो आनंद, नाद नीसांन सु बज्जिय ॥
नेहनग्रकी दिसा, चिंत हरखंत गमन किय ।
बहत राह दिन किते, भये निज नग्र सु पुग्गिय ॥
प्रबिशंत सदन निज जन मिले, बीती निशा बिशेष सुख ।
उतकंठ लगी उरमें यहें, कब लषिहों महाराज मुख ॥ १८ ॥

**અર્થ**–ઘોડા અને હાથીને સજ્જ કરી, પાલખી અને પાળા પણ તૈયાર કર્યા. સર્વના મનમાં અતિશય આનંદ થયો કે નગારાં વગાડવા લાગ્યાં. બાદ પ્રસન્ન મને નેહનગરની દિશા તરફ ચાલ્યા. એમ ચાલતાં કેટલેક દિવસે પોતાને નગરે પહોચ્યા, અને ઘેર જઇ પોતાના પરિવારને મળ્યા. એમ આખી રાત વિશેષ સુખમા કાઢી, પણ કવિના મનમાં એ ઉત્કઠા હતી કે, મહારાજાનુ મુખ ક્યારે જોઇશ! ૧૮

**गाथा**–प्रेम दशा परबीनं सागर पत्र लिखन प्रति उत्तरं ।
अष्टविंश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ १९ ॥

**અર્થ**–પ્રવીણની પ્રેમ દશા, અને સાગરના કાગળનો પ્રત્યુત્તર વાળી પ્રવીણસાગર ગ્રંથની અઠ્ઠાવીશમી લહેર પુરી થઇ. ૧૯

इति श्री प्रवीनसागरे प्रेमपत्रिकाप्रत्युत्तर नामनी अठावीशमी लहेरनी रसपूर्णा टीकानो अष्टविंशस्तरंगः ॥

# લહેર ૨૯ મી.

## પ્રત્યુતર પ્રકાશ.

**दोहा**–सूर उदित सुकवी चले, गये सु राजदुहार ।
सह आवर्त्तन जुत सभा, सागर मिले कुमार ॥ १ ॥
छिन छिन प्रति सुकवि बदन, हेरतहे महाराज ।
मुदित जान उर सुख उदित, कियो बिसर्ज समाज ॥ २ ॥

गये अटा एकंत चढि, बूझ्यो कुमर बिधान ।
कही बात बिस्तार कवि, पाती पठवन बांन ॥ ३ ॥
कलाप्रबीन सराह करि, उर अनंद अति लाय ।
सुकवि ऊठ कुंनस करी, पाती पांम धराय ॥ ४ ॥
श्रीसागर महाराजजू, निधि गुन अचल नरिंद ।
पत्र उकति जुत बाचियें, मधूभार यह छंद ॥ ५ ॥

**અર્થ**-ભગવાન, **સૂર્ય**નારાયણ ઉગતાંજ કવિરાજ રાજદ્વાર ભણી ચાલ્યા. સભા સહિત રાજકુમાર **રસસાગર** બેઠા છે તેને મળ્યા. મહારાજ **રસસાગર** ક્ષણે ક્ષણે કવિના મુખ સામું જોયા કરે છે [તે એવા હેતુથી કે-જે કામે કવિને મોકલ્યા હતા તે કામ ફતેહ કરી આવ્યા હશે કે નહિ.] એટલામાં કવિનું મુખ હર્ષિત જાણી, મનમા સુખ ઉપજ્યું, [ને ધાર્યું કે કામ ફતેહ કરી આવ્યા છે, એમ માની વિશેષ હકીકત પુછવા] સભા બરખાસ્ત કરી. સભા વિસર્જન કરી, એક એકાંત મેડી ઉપર કવિ **ભારતીનંદને** લઇ જઇ, કુમારે તેને સર્વ હકીકત પુછી, એટલે સઘળી અથેતિ કાગળ પહોચાડવા સબંધની વિસ્તાર પૂર્વ બિના કહી, મનમાં અતિશય હર્ષ ધરીને, પ્રથમ તો કવિયે કળાપ્રવીણનાં વખાણ કર્યા, ત્યાર બાદ **પ્રવીણ**નો લખેલો પત્ર, કુમાર **રસસાગર**ને સલામ કરી, હાથમાં આપ્યો. ને કહ્યું કે, ગુણના ભંડાર, મનના અચલ, મનુષ્યોના ઇંદ્રિ, સદા શોભાયમાન શ્રી **રસસાગર** મહારાજ! કૃપા કરી આ મધુભાર છંદમાં યુક્તિપૂર્વક લખેલો પત્ર વાંચો. ૧-૫

## પ્રવીણે લખેલો પત્ર.

### मधुभार छंद.

स्वस्तिश्री गांउ, नेहनग्र नांउ, गुनके निधांन, पूजहि प्रमान ।
आपसें आप, दिनकर प्रताप; बंदगी बांन, परम समान ॥
अविचलहि बाच, संनेह साच; गंगा पवित्र, सब शुभ चरीत्र ।
दीनन दयाल, बानी रसाल; गुन मुक्त माल, गौ विप्र पाल ॥
पुनके जिहाज, कवि कुल निवाज; जसके समाज, मंत्रह सकाज ।
बुधिके निधान, गुरुवे गुमान; अंमृतह नेंन, सुख इष्ट देन ॥
गनपति गरूर, निश बंश नूर; मन मित्र रंज, अरि अमर गंज ।
सागर गंभीर, मेना मधीर; अतिहीं उदार, भू ग्रहन भार ॥

गुरु गुन अनंत, करतार चिंत, त्रिय हरन धूप, मनमथ सरूप ।
निरबल अधार, सरनं सधार; निज देव बंद, आनंद कंद ॥
औषधी मेह, पोषन सनेह; चातुरह चिंत, बनके बसंत ।
सुख देंन दूर, घनज्यों मयूर; बिनपरां पच्छ, पंछियां बृच्छ ॥
चकोर चंद, चातुकी बुंद; मधुकर सु बास, मनके निवास ।
मन मीन बार, अहि गंधसार; अंबरक्तनेंन, मृग नाद बेंन ॥
संनेह एक, राखंत टेक; शिव शक्ति दोय, मानंत सोय ।
तिहु लोक मांहि, सबहि सराहि; चारहू बेद, जानंत भेद ॥
पंच तत्व अंग, जानत सरंग; षट लहन भाष. चातुर सलाष ।
सातहू द्वीप, इसके अधीप; अठ कुल उलंग, महिमा उतंग ॥
नव रसहि सार, जानन विचार; दश दिगहपाल, जशके हमाल ।
विद्या विधान, चौदह सयांन; अठ दश पुरान, जानन प्रमान ॥
सब कला सार, जाने विचार; गुन सकल श्रष्ट, सब हरन कष्ट ।
एसें अनंत, उपमा लहंत; हिंदवान माज, श्री महाराज ॥
सागर सनेह, चिरजीव देह; लखियत प्रबीन, अरजी सु कीन ।
बाचिये रस्न, राधिका कृष्ण; रावरे नेंन, अति मोद चेंन ॥
आपको पत्र, शिर कियो छत्र; बांचो बनाय. उर लाय लाय ।
करि लिख्यो भेद, पसरन उमेद; देखत तरंग, उलटयो उमंग ॥
कीट ज्यों भ्रंग. गति भई अंग; इनही प्रमान, उरहमें ध्यान ।
चाहना चित, मिलबो सु मिंत, जिव्हान आप, गुन गाए आप ॥
अभिलाष कांन, कब सुनहु बांन; भुज यों सु भाय, परसों जु पाय ।
द्रग देख आप, व्हेंगे नीपाप; रावरो रंग, रमि रह्यो अंग ॥
हियमें हजूर, जानो जरूर; राखवी टेक, दिन दिन बिशेक ।
तुम मया मिंत, धारियें चित; कछु अंत्र भेद, कीजें निषेद ॥
फुरमास होय, फुरमाय मोय; इत सबें. आप, फेल्यों प्रताप ।
हंमेश पत्र, लिखियें विचित्रः संवत अठार, चालीश धार ॥
वैशाख मास, पून्यो प्रकास; शिर आय सोम, निश आध भोम ।
मदनें सराप, तकसीर माप; फिर दशा चित्त, जानों कवित्त ॥ ६ ॥

**અર્થ**—સ્વસ્તી શ્રી નેહનગર નામે નગર નિવાસી, ગુણના ભંડાર, પૂજવા

યોગ્ય, પોતાના પ્રતાપથી પ્રખ્યાત, સાગરરૂપ-દિનકર-સૂર્યના જેવા પ્રતાપવાન, આરાધના કરવા યોગ્ય, બહુજ કીર્તિવાન, પરપરમ જેવાં-ઈશ્વિર જેવા, અચળ બોલવાવાળા, સ્નેહના સાચા-સ્નેહને સાચવનારા, ગંગા જેવા પવિત્ર, સર્વે ઉત્તમ ચરિત્રોને કરવાવાળા, દીન જનો પ્રત્યે દયાવાળા, રસિક વાણીવાળા, સદ્‌ગુણ રૂપી મોતીની માળા જેવા, ગાય અને બ્રાહ્મણને પાળવાવાળા, પુણ્યના નાવ જેવા, કવિયોના કુળ ઉપર નવાજનાર, યશના સમુદાય રૂપ, વિચારપૂર્વક કામ કરનાર, બુદ્ધિના ભંડાર, મહતાનું ગુમાન ધરનાર, અમૃત સરખી શીતળ દૃષ્ટિવાળા, ઇચ્છિત સુખ દેનારા, ગણપતિ જેવા ગર્વિષ્ટ, પોતાનાં કુળમાં ભૂષણ રૂપ, મિત્રોને મનથી રાજી રાખનાર, વેરીઓને લડાઇમાં હંફાવનાર, રંજ ખેચાવનારા, સમુદ્ર જેવા ગભીર-મોટા મનવાળા, સેનાને ધૈર્ય આપનાર-લડાઇમાં ધીરજવાન, ઘણાજ ઉદાર, પૃથ્વીના ભારને ગ્રહણ કરનાર, ઘણાજ ગંભીર ગુણોવાળા, કિરતારનું ચિતવન કરનાર, સ્ત્રીયોના તાપને હરનાર-સમાવનાર, કામદેવ જેવા સ્વરૂપવાન, નિર્બલના આધારરૂપ, શરણે આવેલાનું રક્ષણ કરનાર, પોતાના ઇષ્ટદેવને વંદન કરનાર, આનંદના મૂળ રૂપ, જેમ ઔષધીઓનું વરસાદ પોષણ કરે છે, તેમ સ્નેહનું પોષણ કરનાર, ચિત્તમાં ચતુરાઇથી ભરેલા, વનને વસંતઋતુ જેવા, મેઘ જેમ મોરને સુખદાયક છે, તેમ દૂરથી પણ સુખ દેવાવાળા, પાંખ વગરનાં પ્રાણીઓને પાંખ રૂપ, પક્ષીઓને વૃક્ષ જેવા આશ્રય આપનાર, અને જેમ ચકોરને ચંદ્ર, બપૈયાને સ્વાતિના બુંદ, ભમરાઓને સુગંધી, તેમ મારા મનનું સ્થાન-તેમજ વળી મારા મનરૂપી માછલીને જળ જેવા, સર્પોને ગંધસાર સરીખા, રક્તનયણી કોયલને આંબાના વૃક્ષ જેવા વ્હાલા, મૃગલીઓને નાદમાં તલ્લીન કરનાર વીણા રૂપ, એકજ સ્નેહના ટેકને રાખવાવાળા, શિવ-શક્તિ એ બન્નેને માનનારા, ત્રણે લોકમાં જેના યશ ગવાય છે એવા, ચારે વેદના ભેદને જાણવાવાળા, પાંચે તત્વોને ગુણ તથા રગ સહિત જાણનાર, પુરૂષોમાં ચતુર, છ ભાષાઓથી માહીતગાર-નિપુણ, સાતે દ્વીપના ઇશ્વર, આઠ કુળ પર્વતોને ઉલધીને જેનો મહિમા ઘણોજ ઉચો વધી ગયો છે એવા, અને નવે રસના સારને વિચારપૂર્વક જાણવાવાળા, દશે દિગપાળો જેના યશને ઉચ્ચ પાડનાર બનેલા છે-અર્થાત્ દશે દિશાઓના અત સૂધી તમારો યશ ફેલાયો છે, ચૌદ વિદ્યાનાં વિદ્વાનોથી યુક્ત, અઢારે પુરાણોના પ્રમાણોને જાણનાર, સઘળી કળાઓના સાર તથા વિચારોના જ્ઞાતા, સર્વ શ્રેષ્ટ ગુણ સંપન્ન, સઘળાં કષ્ટને હરનાર, એવી અનંત ઉપમાઓથી અલંકૃત, હિદુઓની મર્યાદા રૂપ, શ્રી મહારાજાધિરાજ સ્નેહના સાગરરૂપ, મહારાજા રસસાગરજી તમ દેહથી સર્વદા ચિરંજીવ રહો. બાદ નમન સાથે આ અરજી કળાપ્રવીણે લખી

છે; તે જીભથી વાંચતાં પ્રથમ શ્રી રાધાકૃષ્ણ વાંચજો. હે મહારાજ! આપનાં નેન તો અમોને અતિ મોહની સાથે ચેન ઉપજાવનારાં છે, ને આપનો જે પત્ર આવ્યો તેને માથે ચડાવી, છત્ર રૂપે રાખ્યો છે, અને તે બનાવને વારે વારે મનમાં લાવીને વાંચ્યો છે, ને તેજ પ્રમાણે ભેદે કરી ઉત્તર લખ્યો છે તે કૃપા કરી સ્વીકારશો. આપના સ્પર્શની ઉમેદવાર આ દાસીને તો નદીયોના તરંગની પેઠે આપને મળવાનો ઉમંગ વધ્યો છે; અને જેમ પ્રેમનો કાંટો વાગવાથી ભમરા પછવાડે કીડાની ગતિ થાય છે,-તેમજ આ અંગની ગતિ થઇ ગઇ છે! એજ પ્રમાણે આ હૃદયમાં આપનું ધ્યાન લાગી રહ્યું છે. હે ચિત્તના ચાહનાવાળા મિત્ર! આપને મળવાનીજ અભિલાષા છે, અમારી જીભ તો કેવળ આપના ગુણના ગાયનનોજ જાપ જપે છે, તેમ આ કાન તો એવી અભિલાષા કરે છે કે આપના મુખથી સ્ત્રવેલી વાણી કયારે સાંભળશું! તેમજ બન્ને હાથ તો એવો ભાવ બતાવે છે કે, આપણે મહારાજાના પગનો સ્પર્શ કયારે કરીએ, વળી આંખો પણ એમ ચાહના કર્યા કરે છે કે, આપનાં દર્શન કરી કયારે અમો નિષ્પાપ થઇશું? તેમ હે મિત્ર! આપનો રંગ તો અમારા અગમાં સર્વત્ર રગાઇ રહ્યો છે, ને વળી હે નામવર હજૂર! આપ અમારા હૃદયમાં અહરનીશ હાજર રહ્યા છો, તે નક્કી જાણજો. એક ટેક રાખવી અને તે દિવસે દિવસે વધારવી. હે મારા પરમ મિત્ર! ચિત્તમાં કૃપા ધરજો ને કાંઇ અતર ભેદ હોય તો તે નિષેધ કરશો એટલે કાઢી નાખશો. વળી અમ સરખી જે ફરમાસ હોય તે કૃપા કરીને ફરમાવશો. અહીં સઘળે આપનો પ્રતાપ ફેલાઇ રહ્યો છે, હમેશાં કુશળ પત્ર લખજો. સંવત ૧૮૪૦ નાં વૈશાક માસની પુનમને મંગળવારની અર્ધ રાત્રીએ-માથે ચંદ્ર આવ્યો ત્યારે-કામદેવરૂપી મદિરાના કેફથી ચકચૂર અવસ્થામાં આ પત્ર લખ્યો છે, માટે કાંઇ તકસીર હોય તે માફ કરશો, અને ફરીને અમારા ચિત્તની દશા આ કવિત ઉપરથી પુરી રીતે જાણી લેજો. ૬

### હૃદયભાવ.

**कवित्त**-मानहूतें जोत भारी, भारी कामहूतें कारी।
कारी-गरहूतें न्यारी, प्यारीहें चतुर नर॥
बेदतें अभेद बानी, बानीमें न आवे ध्यानी।
ध्यानीसें पुरानी जानी, नाहि न अमरपर॥
फेलरही अंग अंग, अंगहू न जाने रंग।
रंगकी तरंग जसें, गंग हर शीर झर॥

ચોગ્ય, પોતાના પ્રતાપથી પ્રખ્યાત, સાગરરૂપ-દિનકર-સૂર્યના જેવા પ્રતાપવાન, આરાધના કરવા ચોગ્ય, બહુજ કીર્તિવાન, પરપરમ જેવાં-ઈશ્વિર જેવા, અચળ બોલવાવાળા, સ્નેહના સાચા-સ્નેહને સાચવનારા, ગંગા જેવા પવિત્ર, સર્વે ઉત્તમ ચરિત્રોને કરવાવાળા, દીન જનો પ્રત્યે દયાવાળા, રસિક વાણીવાળા, સદ્‌ગુણ રૂપી મોતીની માળા જેવા, ગાય અને બ્રાહ્મણને પાળવાવાળા, પુણ્યના નાવ જેવા, કવિયોના કુળ ઉપર નવાજનાર, યશના સમુદાય રૂપ, વિચારપૂર્વક કામ કરનાર, બુદ્ધિના ભંડાર, મહતાનું ગુમાન ધરનાર, અમૃત સરખી શીતળ દૃષ્ટિવાળા, ઇચ્છિત સુખ દેનારા, ગણપતિ જેવા ગર્વિષ્ટ, પોતાનાં કુળમાં ભૂષણ રૂપ, મિત્રોને મનથી રાજી રાખનાર, વેરીઓને લડાઇમાં હંફાવનાર, રંજ ખેચાવનારા, સમુદ્ર જેવા ગભીર-મોટા મનવાળા, સેનાને ધૈર્ય આપનાર-લડાઇમાં ધીરજવાન, ઘણાજ ઉદાર, પૃથ્વીના ભારને ગ્રહણ કરનાર, ઘણાજ ગંભીર ગુણોવાળા, કિરતારનું ચિતવન કરનાર, સ્ત્રીયોના તાપને હરનાર-સમાવનાર, કામદેવ જેવા સ્વરૂપવાન, નિર્બલના આધારરૂપ, શરણે આવેલાનું રક્ષણ કરનાર, પોતાના ઇષ્ટદેવને વદન કરનાર, આનંદના મૂળ રૂપ, જેમ ઔષધીઓનું વરસાદ પોષણ કરે છે, તેમ સ્નેહનું પોષણ કરનાર, ચિત્તમાં ચતુરાઇથી ભરેલા, વનને વસંતઋતુ જેવા, મેઘ જેમ મોરને સુખદાયક છે, તેમ દૂરથી પણ સુખ દેવાવાળા, પાંખ વગરનાં પ્રાણીઓને પાંખ રૂપ, પક્ષીઓને વૃક્ષ જેવા આશ્રય આપનાર, અને જેમ ચકોરને ચંદ્ર, બપૈયાને સ્વાતિના બુંદ, ભમરાઓને સુગધી, તેમ મારા મનનું સ્થાન-તેમજ વળી મારા મનરૂપી માછલીને જળ જેવા, સર્પાને ગંધસાર સરીખા, રક્ત નયણી કોયલને આંબાના વૃક્ષ જેવા વ્હાલા, મૃગલીઓને નાદમાં તલ્લીન કરનાર વીણા રૂપ, એકજ સ્નેહના ટેકને રાખવાવાળા, શિવ-શક્તિ એ બન્નેને માનનારા, ત્રણે લોકમાં જેના યશ ગવાય છે એવા, ચારે વેદના ભેદને જાણવાવાળા, પાંચે તત્વોને ગુણ તથા રગ સહિત જાણનાર, પુરૂષોમાં ચતુર, છ ભાષાઓથી માહીતગાર-નિપુણ, સાતે દ્વીપના ઇશ્વર, આઠ કુળ પર્વતોને ઉલંઘીને જેનો મહિમા ઘણોજ ઉચો વધી ગયો છે એવા, અને નવે રસના સારને વિચારપૂર્વક જાણવાવાળા, દશે દિગપાળો જેના યશને ઉ પાડનાર બનેલા છે-અર્થાત્ દશે દિશાઓના અત સૂધી તમારો યશ ફેલાયો છે, ચૌદ વિદ્યાનાં વિદ્વાનોથી યુક્ત, અઢારે પુરાણોના પ્રમાણોને જાણનાર, સઘળી કળાઓના સાર તથા વિચારોના જ્ઞાતા, સર્વ શ્રેષ્ટ ગુણ સંપન્ન, સઘળાં કષ્ટને હરનાર, એવી અનંત ઉપમાઓથી અલંકૃત, હિંદુઓની મર્યાદા રૂપ, શ્રી મહારાજાધિરાજ સ્નેહના સાગરરૂપ, મહારાજા રસસાગરજી તમ દેહથી સર્વદા ચિરંજીવ રહો. બાદ નમન સાથે આ અરજી કળાપ્રવીણે લખી

છે, તે જીભથી વાંચતાં પ્રથમ શ્રી રાધાકૃષ્ણ વાંચજો. હે મહારાજ! આપનાં નેન તો અમોને અતિ મોદની સાથે ચેન ઉપજાવનારાં છે, ને આપનો જે પત્ર આવ્યો તેને માથે ચડાવી, છત્ર રૂપે રાખ્યો છે. અને તે બનાવને વારે વારે મનમાં લાવીને વાંચ્યો છે, ને તેજ પ્રમાણે ભેદે કરી ઉત્તર લખ્યો છે તે કૃપા કરી સ્વીકારશો. આપના સ્પર્શની ઉમેદવાર આ દાસીને તો નદીયોના તરંગની પેડે આપને મળવાનો ઉમંગ વધ્યો છે; અને જેમ પ્રેમનો કાંટો વાગવાથી ભમરા પછવાડે કીડાની ગતિ થાય છે,–તેમજ આ અંગની ગતિ થઇ ગઇ છે! એજ પ્રમાણે આ હૃદયમાં આપનું ધ્યાન લાગી રહ્યું છે. હે ચિત્તના ચાહનાવાળા મિત્ર! આપને મળવાનીજ અભિલાષા છે, અમારી જીભ તો કેવળ આપના ગુણના ગાયનનોજ જાપ જપે છે, તેમ આ કાન તો એવી અભિલાષા કરે છે કે આપના મુખથી સ્ત્રવેલી વાણી કયારે સાંભળશું! તેમજ બન્ને હાથ તો એવો ભાવ બતાવે છે કે, આપણે મહારાજાના પગનો સ્પર્શ કયારે કરીએ, વળી આંખો પણ એમ ચાહના કર્યા કરે છે કે, આપનાં દર્શન કરી કયારે અમો નિષ્પાપ થઇશું? તેમ હે મિત્ર! આપનો રંગ તો અમારા અંગમાં સર્વત્ર રગાઇ રહ્યો છે, ને વળી હે નામવર હજૂર! આપ અમારા હૃદયમાં અહરનીશ હાજર રહ્યા છો, તે નક્કી જાણજો. એક ટેક રાખવી અને તે દિવસે દિવસે વધારવી. હે મારા પરમ મિત્ર! ચિત્તમાં કૃપા ધરજો ને કાંઇ અતર ભેદ હોય તો તે નિષેધ કરશો એટલે કાઢી નાખશો. વળી અમ સરખી જે ફરમાસ હોય તે કૃપા કરીને ફરમાવશો. અહીં સઘળે આપનો પ્રતાપ ફેલાઇ રહ્યો છે, હમેશાં કુશળ પત્ર લખજો. સવત ૧૮૪૦ નાં વૈશાક માસની પુનમને મંગળવારની અર્ધ રાત્રીએ–માથે ચંદ્ર આવ્યો ત્યારે–કામદેવરૂપી મદિરાના કેફથી ચકચૂર અવસ્થામાં આ પત્ર લખ્યો છે, માટે કાંઇ તકસીર હોય તે માફ કરશો, અને ફરીને અમારા ચિત્તની દશા આ કવિત ઉપરથી પુરી રીતે જાણી લેજો. ૬

હૃદયભાવ.

कवित्त–मानहूतें जोत भारी, भारी कामहूतें कारी।
कारी-गरहूतें न्यारी, प्यारीहें चतुर नर॥
बेदतें अभेद बानी, बानीमें न आवे ध्यानी।
ध्यानीसें पुरानी जानी, नाहि न अमरपर॥
फेलरहीं अंग अंग, अंगहू न जाने रंग।
रंगकी तरंग जसें, गंग हर शीर झर॥

યોગ્ય, પોતાના પ્રતાપથી પ્રખ્યાત, સાગરરૂપ–દિનકર–સૂર્યના જેવા પ્રતાપવાન, આરાધના કરવા યોગ્ય, બહુજ કીર્તિવાન, પરપરમ જેવાં–ઈશ્વિર જેવા, અચળ બોલવાવાળા, સ્નેહના સાચા–સ્નેહને સાચવનારા, ગંગા જેવા પવિત્ર, સર્વે ઉત્તમ ચરિત્રોને કરવાવાળા, દીન જનો પ્રત્યે દયાવાળા, રસિક વાણીવાળા, સદ્‌ગુણ રૂપી મોતીની માળા જેવા, ગાય અને બ્રાહ્મણને પાળવાવાળા, પુણ્યના નાવ જેવા, કવિયોના કુળ ઉપર નવાજનાર, યશના સમુદાય રૂપ, વિચારપૂર્વક કામ કરનાર, બુદ્ધિના ભંડાર, મહતાનું ગુમાન ધરનાર, અમૃત સરખી શીતળ દૃષ્ટિવાળા, ઇચ્છિત સુખ દેનારા, ગણપતિ જેવા ગર્વિષ્ટ, પોતાના કુળમાં ભૂષણ રૂપ, મિત્રોને મનથી રાજી રાખનાર, વેરીઓને લડાઇમાં હંફાવનાર, રંજ ખેચાવનારા, સમુદ્ર જેવા ગભીર–મોટા મનવાળા, સેનાને ધૈર્ય આપનાર–લડાઇમાં ધીરજવાન, ઘણાજ ઉદાર, પૃથ્વીના ભારને ગ્રહણ કરનાર, ઘણાજ ગંભીર ગુણોવાળા, કિરતારનું ચિંતવન કરનાર, સ્ત્રીયોના તાપને હરનાર–સમાવનાર, કામદેવ જેવા સ્વરૂપવાન, નિર્બલના આધારરૂપ, શરણે આવેલાનું રક્ષણ કરનાર, પોતાના ઇષ્ટદેવને વંદન કરનાર, આનંદના મૂળ રૂપ, જેમ ઔષધીઓનું વરસાદ પોષણ કરે છે, તેમ સ્નેહનું પોષણ કરનાર, ચિત્તમાં ચતુરાઇથી ભરેલા, વનને વસંતઋતુ જેવા, મેઘ જેમ મોરને સુખદાયક છે, તેમ દૂરથી પણ સુખ દેવાવાળા, પાંખ વગરનાં પ્રાણીઓને પાંખ રૂપ, પક્ષીઓને વૃક્ષ જેવા આશ્રય આપનાર, અને જેમ ચકોરને ચંદ્ર, બપૈયાને સ્વાતિના બુંદ, ભમરાઓને સુગંધી, તેમ મારા મનનું સ્થાન–તેમજ વળી મારા મનરૂપી માછલીને જળ જેવા, સર્પોને ગંધસાર સરીખા, રક્ત નયણી કોયલને આંબાના વૃક્ષ જેવા વ્હાલા, મૃગલીઓને નાદમાં તલ્લીન કરનાર વીણા રૂપ, એકજ સ્નેહના ટેકને રાખવાવાળા, શિવ–શક્તિ એ બન્નેને માનનારા, ત્રણે લોકમાં જેના યશ ગવાય છે એવા, ચારે વેદના ભેદને જાણવાવાળા, પાંચે તત્વોને ગુણ તથા રગ સહિત જાણનાર, પુરૂષોમાં ચતુર, છ ભાષાઓથી માહીતગાર–નિપુણ, સાતે દ્વીપના ઇશ્વર, આઠ કુળ પર્વતોને ઉલઘીને જેનો મહિમા ઘણોજ ઉંચો વધી ગયો છે એવા, અને નવે રસના સારને વિચારપૂર્વક જાણવાવાળા, દશે દિગપાળો જેના યશને ઉગ્ર પાડનાર બનેલા છે–અર્થાત્ દશે દિશાઓના અંત સૂધી તમારો યશ ફેલાયો છે, ચૌદ વિદ્યાનાં વિદ્વાનોથી યુક્ત, અઢારે પુરાણોના પ્રમાણોને જાણનાર, સઘળી કળાઓના સાર તથા વિચારોના જ્ઞાતા, સર્વ શ્રેષ્ટ ગુણ સંપન્ન, સઘળાં કષ્ટને હરનાર, એવી અનંત ઉપમાઓથી અલંકૃત, હિંદુઓની મર્યાદા રૂપ, શ્રી મહારાજાધિરાજ સ્નેહના સાગરરૂપ, મહારાજા રસસાગરજી તમ દેહથી સર્વદા ચિરંજીવ રહો. બાદ નમન સાથે આ અરજી કળાપ્રવીણે લખી

છે; તે જીભથી વાંચતાં પ્રથમ શ્રી રાધાકૃષ્ણ વાંચજો. હે મહારાજ! આપનાં નેન તો અમોને અતિ મોદની સાથે ચેન ઉપજાવનારાં છે, ને આપનો જે પત્ર આવ્યો તેને માથે ચડાવી, છત્ર રૂપે રાખ્યો છે, અને તે બનાવને વારે વારે મનમાં લાવીને વાંચ્યો છે, ને તેજ પ્રમાણે ભેદે કરી ઉત્તર લખ્યો છે તે કૃપા કરી સ્વીકારશો. આપના સ્પર્શની ઉમેદવાર આ દાસીને તો નદીયોના તરંગની પેઠે આપને મળવાનો ઉમંગ વધ્યો છે; અને જેમ પ્રેમનો કાંટો વાગવાથી ભમરા પછવાડે કીડાની ગતિ થાય છે,–તેમજ આ અગની ગતિ થઇ ગઇ છે! એજ પ્રમાણે આ હૃદયમાં આપનું ધ્યાન લાગી રહ્યું છે. હે ચિત્તના ચાહનાવાળા મિત્ર! આપને મળવાનીજ અભિલાષા છે, અમારી જીભ તો કેવળ આપના ગુણના ગાયનનોજ જાપ જપે છે, તેમ આ કાન તો એવી અભિલાષા કરે છે કે આપના મુખથી સ્રવેલી વાણી કયારે સાંભળશું! તેમજ બન્ને હાથ તો એવો ભાવ બતાવે છે કે, આપણે મહારાજાના પગનો સ્પર્શ કયારે કરીએ, વળી આંખો પણ એમ ચાહના કર્યા કરે છે કે, આપનાં દર્શન કરી કયારે અમો નિષ્પાપ થઇશું? તેમ હે મિત્ર! આપનો રંગ તો અમારા અંગમાં સર્વત્ર રંગાઇ રહ્યો છે, ને વળી હે નામવર હજૂર! આપ અમારા હૃદયમાં અહરનીશ હાજર રહ્યા છો, તે નક્કી જાણજો. એક ટેક રાખવી અને તે દિવસે દિવસે વધારવી. હે મારા પરમ મિત્ર! ચિત્તમાં કૃપા ધરજો ને કાંઇ અંતર ભેદ હોય તો તે નિષેધ કરશો એટલે કાઢી નાખશો. વળી અમ સરખી જે ફરમાસ હોય તે કૃપા કરીને ફરમાવશો. અહીં સઘળે આપનો પ્રતાપ ફેલાઇ રહ્યો છે, હમેશાં કુશળ પત્ર લખજો. સંવત ૧૮૪૦ નાં વૈશાક માસની પુનમને મંગળવારની અર્ધ રાત્રીએ–માથે ચંદ્ર આવ્યો ત્યારે–કામદેવરૂપી મદિરાના કેફથી ચકચૂર અવસ્થામાં આ પત્ર લખ્યો છે, માટે કાંઇ તકસીર હોય તે માફ કરશો, અને ફરીને અમારા ચિત્તની દશા આ કવિત ઉપરથી પુરી રીતે જાણી લેજો. ૬

### હૃદયભાવ.

**कवित्त**–मानहूतें जोत भारी, भारी कामहूतें कारी।
कारी-गरहूतें न्यारी, प्यारीहें चतुर नर॥
बेदतें अभेद बानी, बानीमें न आवे ध्यानी।
ध्यानीसें पुरानी जानी, नाहि न अमरपर॥
फेलरही अंग अंग, अंगहू न जाने रंग।
रंगकी तरंग जसें, गंग हर शीर झर॥

पौंन पानीहूं न पावे, पावे सो स्वरूप गावे।
गावें गुन सागर हमेश चाह उर भर ॥ ७ ॥

**અર્થ**-સૂર્યથી પણ જેની જ્યોત અતિ ભારે ઉજ્વળ છે, કામદેવથી અતિ કાળી છે અને કારીગરથી ન્યારી છે, તોપણ તે ચતુર પુરૂષોને પ્રેમની જોતિ પ્રિય છે, વેદથી અભેદ જેની વાણી છે, વળી તેનું ધ્યાન વાણીમાં આવતું નથી, તેમજ તે ધ્યાનથી પણ આગળની છે. તે દેવતાઓના સ્વર્ગમાં પણ નથી, છતાં શરીરના દરેક અંગમાં ફેલાઇ રહી છે, પણ અંગ તેના રંગને જાણતું નથી, તે રંગની તરંગો-લેહેરો-**શંકરના** શિર ઉપરથી ઝરતી ગંગાની પેઠે સ્રવે છે, તેનો ભેદ પવન અને પાણી પણ પામી શકતાં નથી, પણ જે પામે છે તે સ્વરૂપને ગાયા કરે છે, તેમ હે **સાગર**! અમે પણ નિરંતર ઉરને વિશે ઘણીજ ચાહનાથી, આપના પ્રેમના ગુણનું ગાન કર્યા કરીએ છીએ. ૧૦

## સ્નેહરેંટ.

### सवैया.

सागर रावरे कागदको इत, ज्यों ज्यों लगो अरहंट फरेबो।
त्यों त्यों हमें अखियांन अहो निश, बारकी धार घरी ज्यों ढरेबो ॥
ज्यों ज्यों प्रवाह बहें असुआनको,त्यों त्यों त्रिहा हिय होज भरेबो।
ज्यों ज्यों सुरंज सनेह चढे मधि. त्यों त्यों जिया निंबुवा उछरेंबो ॥ ८ ॥

**અર્થ**-હે **સાગર**! આપના કાગળનો અહીં, જેમ જેમ રેંટ ફરે છે, તેમ તેમ અમે આંખોમાંથી અહરનિશ-ઘટમાળમાંથી જેમ પાણીની ધારા ઝરે-તેમ આંસુની ધારા ઢાળીએ છીએ, અને જેમ જેમ આંસુનો પ્રવાહ વહે છે, તેમ તેમ હૃદયરૂપી હોજમાં, વિરહ એકઠો થાય છે. તે મધ્યે જેમ જેમ સ્નેહ સુરજ ચડે છે, તેમ તેમ જીવ રૂપી લીંબુ ઉછરે છે. ૮

### सवैया.

गोमन व्योमन द्धोम उठे धगि, रोंमन रोंमनसें जगि जारे।
गात सिरात नही दिन राति सो, वातन जात कछू त्रिसतारे ॥
भीतर चीतर मित रह्यो सु प्रतीतन थीत रह्यो जिय द्वारे।
नागरताइ कहा करिये चितकी तुम सागर जाननहारे ॥ ९ ॥

**અર્થ**-વિરહાગ્નિની આંચને લીધે પૃથ્વી અને આકાશ જ્યારે તપી ઉઠે છે ત્યારે સળગીને રોમ રોમને સાલે છે રે! રે! દિનરાત ગાત્ર તો ઠંડું **થતુંજ**

નથી, તે વાત કાંઇ વિસ્તારે વિસ્તારી જતી નથી,-પણ હૃદયની અંદર મિત્રે ચિત્રાઈ રહ્યા છે, તેની પ્રતીતિને લીધે જીવ બારણે સ્થીર થઇ રહ્યો છે, ત્યાં ચતુરાઇ શું કરીએ ? હે **સાગર** ! તમો ચિત્તની વાતને જાણવાવાળા છો. ૯

## મનની સ્થિતિ.

### सवैया.

सागर सिंधु सनेहको नाउ, परयो रस भौंरकरयो तहं घेरो ।
देखतहे जितही तितही जल, झार पहार पुलीन न हेरो ॥
काम कमान चढाय इतें पर, चोट चलावत आवत नेरो ।
ऊडत बूडत बैंठत बेधत, काग कुवाको भयो मन मेरो ॥१०॥

**અર્થ**-સાગરરૂપી સમુદ્ર છે, તેમાં સ્નેહ રૂપી નાવ પડયું છે, ત્યાં રસરૂપી ભમરીઓએ ઘેરો ઘાલ્યો છે, જ્યાં જુવે છે ત્યાં બધે જળ જળાજ જણાય છે, પહાડ કે કિનારો નથી, તેમાં વળી કામદેવે તે ઉપર પોતાનું ચાંપ ચઢાવ્યું છે અને દાવ મારીને પાસે આવે છે, તે ઉડતાં બુડે છે અને બેસતાં વધે છે, એમ વાહાણના થભ ઉપર બેઠેલા કાગડાની પેઠે, હે **સાગર** ! મારા મનની ગતિ થઇ રહી છે. ૧૦

### सवैया.

सायत सोधतहें मिलबो, पढबो गुन पंडित मेंन अखारें ।
द्योस निशा जुज पत्र घरी, बिरहांनके अंक हमेश बिचारें ॥
नेंननके जल कुंभ भरें धुनि, ध्यान बिधानकि टेक सुधारें ।
प्रेमको जंत्र नली सुरता मधि, सागर मिंत नछत्र निहारें ॥११॥

**અર્થ**-તમને મળવાના સમયને શોધીએ છીએ અને તે ગુણ, મનમયરૂપી પડિતના અખાડામાં ભણીએ છીએ. ત્યાં રાત દિવસ, જુજવાં પત્ર અને ઘડી ઘડીએ વિરહાનળના અકને હમેશ વિચારીને, મનન કરી છીએ, આંખોરૂપી પાણીના ઘડાને ભરીએ છીએ. તેમ ધૂનના ધ્યાનમાં વિધાનની ટેકને સમારીએ છીએ, અને વળી પ્રેમના યંત્રમા સુરતારૂપી નળીમાંથી, **સાગર** મિત્ર નક્ષત્રને નિહાળીએ છીએ. ૧૧

दुहा-प्रेम ब्रच्छ पल्लव परसि, लाला बिरह अपार ।
मन लूता तंता सुरति, निश दिन करत बिहार ॥ १२ ॥
चोसर मांडें चितकी, सुरत फिरावें सार ।
पासो ढारें प्रेमको, जीते जीतनहार ॥ १३ ॥

बांचत पत्र प्रबीनको, रससागर तिहिबेर ।
तन मनकी जैसी दशा, बनी सु बरनों फेर ॥ १४ ॥

**અર્થ**-પ્રેમ રૂપી ઝાડનાં પાંદડાંને સ્પર્શી, વિરહરૂપી અપાર લાળને મનરૂપી કરોળિયો, પ્રીતિથી તાંતણો કાઢીને, રાત દિવસ તેમાં વિહ કરે છે. તે, આ ચિત્તની ચોસરબાજી માંડીને, તેમાં સુરતારૂપી સોગઠાં ફેરવે પ્રેમરૂપી પાસો ઢાળે છે, પણ તેમાં જે જીતવાવાળો હોય તેજ જીતે છે.

એવો પ્રવીણનો પત્ર વાંચે છે તે સમયે રસસાગરના તનમનની જે દશા બની તેને પણ ફરીને વર્ણવું છું. ૧૪

## हनुफाल छंद.

थेली लखी जरतार, मन दढ हुवा वहि बार ।
खोली सु कसनें ग्रंथ, प्रगटी कला मनमंथ ॥
सुतबोह लागी घ्रांन, लागो झरोंखा ध्यांन ।
करमें जु खाली बीर, मिटिगई मनकी धीर ॥
शिरनांम बांचत संग, बदल्यो बदनको रंग ।
ज्यों ज्यों पलेटत हांस, त्यों त्यों उलट ऊसास ॥
ज्यों ज्यों बंचे तुक छंद, उर बढत सुख आनंद ।
उपमा सु बंचत भीन, मन तुच्छ जल ज्यौं मीन ॥
बंची हकीकत तार, दो नेंन जलकी धार ।
तबकी दशाकी बात, मुखसें कही नहि जात ॥
बाहुरेसें दरसाय, कवि रहें मन मुरझाय ॥ १५ ॥

**અર્થ**-જરીયાની થેલી જોઇ તેવારે તો, તેનુ મન દઢ થયું, પણ કસન ગાંઠને છોડી એટલે તો રોમે રોમે કામદેવે પોતાની કળા પ્રગટાવી દીધી. કાગળમ નાખેલ સુગંધ નાકે આવતાંજ ઝરૂખાનું ધ્યાન લાગ્યું, ને હાથથી જ્યાં પ ખોલે છે, ત્યાં તો મનની ધીરજ જ જતી રહી, શિરનામુ વાંચતાં બદનન રંગ બદલાઇ ગયો. જેમ જેમ કાગળની ગડ વાંચીને પલટાવે છે, તેમ તેમ શ્વા ઊલટે છે. અને જેમ જેમ છંદની ટુંકો વાચે છે તેમ તેમ ઉરમાં સુખ અ આનંદ વધે છે. ભિન્ન ભિન્ન સુંદર ઉપમાઓ વાંચતા તુચ્છ અર્થાત્ થોડા પ ણીનું માછલુ તરફડિયા માર્યા કરે, તેમ તેનું મન તરસવા લાગ્યું છે. કાગ ળની હકીકત વાંચી ત્યાં તો તેના બન્નો નેત્રમાથી આસુંની ધારા વહેવા લાગી તે વખતની મહારાજાની દશાની વાત તો મોઢેથી કહી જતી નથી, અ મહારાજ બાહુક જેવા દર્શાયા તેથી કવિ મનમાં મુઝાઈ ગયા. ૧૫

**दोहा**–कही सुकवि महाराजकों, सुरत रखें इक ठोर ।
एती सुनत सचेत व्हें, बूझन लगे बहोर ॥ १६ ॥

**અર્થ**–પછી કવિએ રસસાગરને કહ્યું કે, હે મહારાજ! મનની સુરતા એક ઠેકાણે રાખો! એટલું સાંભળતાંજ સચેત થઇને તે ફરીને વૃત્તાંત પુછવા લાગ્યા. ૧૬

**सोरठा**–ऐसें सुकवि सुनाय, रससागर बोले बचन ।
बरनो सकल बनाय, कैसें कलाप्रबीनकी ॥ १७ ॥

**અર્થ**–એમ કવિરાજને સંભળાવીને, રસસાગર બોલ્યા કે, કળાપ્રવીણની હકીકત કેવી છે, તે સર્વે વિસ્તારીને કહો. ૧૭

**छप्पय**–लिख्यो पत्र महाराज, सोय यहि बिधि पहुंचायो ।
बांचत कलाप्रबीन, चिंतमें मतो द्रढायो ॥
जाय उमा हर थांन, आप लीनो कुमार व्रत ।
सती संत अरु सूर, कोउ करिहे न असी गत ॥
वय तुच्छ आप पटुता बडी, कह इक रसन सराहियें ।
शोधंत आंन यहि सम तिया, सृष्टा सृष्टि न पाइयें ॥ १८ ॥

**અર્થ**–પછી કવિ કહે છે કે, હે મહારાજ! આપે પત્ર લખ્યો તે એ રીતે ભારે પ્રપંચની યુક્તિ વડે પહોંચાડયો, જે વાંચતાં કળાપ્રવીણે મનમાં દૃઢપણું ધર્યું, પછી શિવ પાર્વતીના સ્થાને જઇને, તેણે કુમારવ્રત લીધું, સતી, સંત અગર શુરવીર કોઇએ એવી ગતિ કરી નથી. નાની ઉમ્મર છતાં, જેની મોટી ચતુરાઇને એક જીભેથી શું વખાણીએ? કેમકે શોધતાં એના જેવી બીજી સ્ત્રી સૃષ્ટિમાં મળે તેમ નથી. ૧૮

**सोरठा**–सागर सुकवि उजार, सुनी पत्र बंच्यो प्रथम ।
ऐसी आशय धार, चत्र प्रहर चरचा चली ॥ १९ ॥

**અર્થ**–કવિનું એવું બોલવું સાંભળીને, પ્રથમ કાગળ વાંચ્યો અને તેના આશય સંબંધી ચાર પહોર સુધી ચર્ચા ચાલી. ૧૯

**छप्पय**–रससागर तिहि समय, एह आशय उर धारी ।
क्रत दिन प्रति निज काज, शयन एकंत अटारी ॥
मिलेजु सिगरे मिंत, एह चरचा ऊपावें ।
कबित सवैया छंद, बिरहकी दशा बनावें ॥
पठवें सु पत्र परबीन प्रति, मास मास धार्यो बिरद ।
उंन पत्र फेर आवे इतें, बढे प्रेम दुहु हद बिहर ॥ २० ॥

**અર્થ**—મહારાજા રસસાગરે તે વખતે મનમાં એવો આશય ધાર્યો કે, દિવસે તો પોતાનું કામ કરવું, પણ સૂવાની વખતે એકાંત મેડી ઉપર બધા મિત્રોએ એકઠા મળી, એ સબંધી ચર્ચાની વાર્ત્તા ચલાવવી, અને કવિત સવૈયા તથા છંદમાં વિરહની દશા વર્ણવીને, તેનો પત્ર દર મહિને મહિને, પ્રવીણ તરફ મોકલાવવો. બાદ તેનો જવાબ ફરી ફરીને આવે એમ થતાં બન્નેમાં બેહદ પ્રેમ વધતો જશે. ૨૦

**ગાથા**—पत्र सु कला प्रवीनं, दिये सुकवि सागर वंचत विधि ।
उनहत्रीश अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ २१ ॥

**અર્થ**—પ્રવીણનો પત્ર કવિયે આપ્યો ને સાગરે વાંચ્યો, તત્સબંધી પ્રવીણ સાગર ગ્રંથની ઓગણત્રીસમી લેહેર પુરી થઈ. ૨૧

इति श्री प्रवीनसागरे प्रत्युत्तरवांचन नामनी ओगणत्रीशमी लहेरनी
रसपूर्णा टीकानो एकोनत्रिंशस्तरंगः ॥

# લહેર ૩૦ મી.

## મંચ્છાપુરી ગમન

**દુહો**—सागर कला प्रवीनकों, लगो एक चित ध्यांन ।
बिरह दशा बरनत सदा, पाती पर गुजरांन ॥ १ ॥

**અર્થ**—સાગર અને કળાપ્રવીણ બનેને ચિત્તમાં એકજ ધ્યાન લાગી રહ્યું છે, તેથી કરી સદાય વિરહ દશાને વર્ણી, ફક્ત કાગળ દ્વારા પ્રેમવ્યવહાર ચલાવે છે. ૧

**છપ્પય**—ऐसें अहर कितेके, वहें चरचा बिस्तारत ।
कब मिलहों किरतार, यहें दोऊ उर धारत ॥
शोच शोच महराज, एह सुकबी प्रति बूझी ।
बिना मिलन परबी, उरह मति मोहि अरूझी ॥
अभिलाष लगो मनमें सु अति, मनछापुर कीजें गमन ।
चितमें बिचार धार्यो मतो, कोऊ बिध देखें बदन ॥ २ ॥

**અર્થ**–એમ કેટલાક દિવસ ચર્ચા કરતાં વહી ગયા અને હે પરમેશ્વર! અમે ક્યારે મળશું? એમ બન્ને જણ પોતપોતાના મનમાં ચિંતવે છે. એવી રીતે મનમાં શોચના કરી કરીને મહારાજે કવિને કહ્યું કે, પ્રવીણને મળ્યા વિના મારા મનની મતિ મુંઝાઇ ગઇ છે, અને મને એ અભિલાષ થયો છે કે, આપણે મંચ્છાપુર તરફ જઇએ, કેમકે મે મનમાં વિચાર કરીને નક્કી કર્યું છે કે, ત્યાં જઇને કોઇ રીતે પ્રવીણનું મુખ જોવું. ૨

दुहा—कही सुकवि महाराज प्रति, जो चित धारत सोय ।
सातो मिंत सिधाइयें, ओरें खबरि न होय ॥ ३ ॥

**અર્થ**–એ વાત સાંભળીને, કવિયે મહારાજને કહ્યું કે, જે વિચાર આપે મનમાં કર્યો છે, તે પ્રમાણે સાતે મિત્રો જઇએ અને તેની બીજા કોઇને ખબર ન થાય તેમ કરીએ. ૩

## चोपाई.

बात यहें महाराज बिचारी; मनछापुरी गमनकी धारी ।
निज हजूर किंकर फुरमावें; हमें इष्ट साधनकों जावें ॥
पीछेफिरें तहांलों कोइ; हें यह इत यह जाने सोई ।
महल आवनें मतो मिटायो; ओरहिको सब काज बतायो ॥
खबरदार यह कोउ न पावे; पावत इष्ट सिद्धि नहि आवे ।
बंदबस्त ऐसी बिध कीने; सातो मित बुलाय सु लीने ॥
संग मतेवत साज सवारी; आध निशा कीनी असवारी ।
प्रच्छन भेद काहु नहि चीनी; कोउ गांउं पहिचांन न दीनी ॥
बहत गहन मनछापुर आये; आय बाग अवमोच्च द्रढाये ।
किय मंजन निज बास उतारे; फिरंग पोस सातो जन धारे ॥ ४ ॥

**અર્થ**–એ વાત મહારાજાએ વિચારીને, મંચ્છાપુરીએ જવાનું નક્કી કર્યું, પોતાની પાસે હમેશના રહેનાર હજુરીઓને ફરમાવ્યું કે, અમો ઇષ્ટની ઉપાસના વાસ્તે જઇએ છીએ, અને ત્યાંથી પાછા આવીએ ત્હાં લગણ, લોક એમજ જાણે કે, મહારાજા તો અહીંજ છે, [તેમ વર્તવું]. સૌને મેહેલે આવવાનું બંધ કરવું, તેમ બીજાઓને બીજું કામ બતાવી કહ્યું કે, ખબરદાર! આ વાત કોઇ જાણે નહી, ને જો જાણશે તો ઇષ્ટસિદ્ધિ થશે નહીં. એવી રીતે બદોબસ્ત કરી સાતે મિત્રોને બોલાવી લીધા અને મરજી પ્રમાણે સર્વ વસ્તુઓ સગાથે લઇ, અર્ધી રાતે ચાલ્યા. એ ગુપ્ત ભેદ કોઇ જાણી શક્યુ નહી, માર્ગમાં, ગામમાં પણ કોઇ ઠેકાણે

ઓળખાણ પડવા દીધી નહીં. એમ ગહન મુસાફરી કરતાં કરતાં મંચ્છાપુરીમાં આવી, ત્યાંના એક બાગમાં મુકામ નાખ્યો. પછી પોતાનાં વસ્ત્ર ઉતારી ન્હાયા બાદ, સાતે જણાએ શીરંગીનો પોષાક ધર્યો. ૪

दुहा–ग्रांनो धरचो तबीबको, सहर नजरमें लाय ।
बनी जु छबि महाराजकी, सो बिध कहों बनाय ॥ ९ ॥

**અર્થ**–શેહેર ધ્યાનમાં લાવીને એટલે શેહેરની નજદીક આવીને, વિલાયતી પોશાક પેહેરી–અગ્રેજ દાક્તર બની ગયા, તે વખતે મહારાજના અંગની શોભા જે બની તે વિધિપૂર્વક વર્ણવીને કહું છું. ૫

**ડાક્તરનો વેશ.**

**तोटक.**

महराज तबीब प्रपंच किया; यह साज फिरंगि नमून लिया ।
त्रिकटी शिरताज जराव धरी; कुरती जरतार बनात करी ॥
पिसतोल धरी दोउ कंमरमें, नवरंग छडी सु लई करमें ।
कुसुमावलि राह मुकांम धरचो, कुरसी पर आसन आप करचो ॥
लषि पंथिक रूप निहार हसे, भयें प्रात सु ब्रह्मसुता निकसे ।
चकडोर लगे उत दीठ करी, कवि देखतही पहिचांन परी ॥
चरचांनलगी रथ खेंच तहां, तुम कोंन कहांलो बसंत कहां ।
तब उत्तर एह फिरंग दिया, हमनें सहलांन बिदेश किया ॥
इतसें बहु दूर बिलात रहें, हमकों सब लोग तबीब कहे ।
मन बेदरकार इलाज़ करें, दरदी न रहे हम दीठ परें ॥
समुझी इतनें महि ब्रह्म सुता, यहतो वह कारन कीन मता ।
तुम आय भले कहि मंद हसें, दरदी यह सेर अनेक बसें ॥
इतनी कहि आप ग्रहें उतरी, अध जीभि उठी दरबार फिरी ॥ ६ ॥

**અર્થ**–મહારાજાએ (વિલાયતી) તબીબ (ડાક્તર)નો પ્રપચ–વેશ–કર્યો ત્યારેં આ પ્રમાણે ફિરંગી નમૂનાના જેવો વેષ સજી લીધો:–માથાપર ત્રણ-ગોશા (ત્રણ હાંસવાળી) જડાવ ટોપી ધરી, કસબથી ભરેલ બનાતનો કબજો-કોટ–"પાટલૂન', વિગેરે પેહેરી લીધાં; કમ્મરની બન્ને બાજૂએ બે પિસ્તોલ ધારણ કરી, બાદ નવા રંગથી રંગેલો અથવા નવરંગની લાકડી-સોટી–હાથમાં રાખી. પછી સાતે મિત્રોએ કુસુમાવળીને દરબારમાંથી ઘેર અને ઘેરથી દરબારમાં જવા આવવાનો જે રસ્તો હતો તે રસ્તાપર મુકામ કર્યો. અને

ત્યાં મહારાજ પોતે ખુરશીપર બેઠા. ને વખતે તે રસ્તે જે જે કોઇ નિકળતા તે, તેમનું રૂપ નવાઇ જેવો ફિરંગીનો વેશ જોઇને હસતા હતા. (એક પ્રસંગે) સવાર થયું ત્હારે બ્રહ્મ સુતા જે કુસુમાવળી-તે રથમાં બેશીને ઘેર જવાને સાં થઇને નિકળી. તેણે રથમાં બેઠાં બેઠાં દાક્તર તરફ નજર કરી તો ત્યાં કવિને જોયા એટલે તુરત ઓળખાણ પડી કે ઓયરે! આ તો કવિ! સન્યાસીને વેશે મહારે ત્હાં આવી પત્ર આપી ગયો હતો તેજ, તેજ! પછી રથને ઉભો રખાવીને ત્હાં જઇ તેઓની સાથે વાતો કરવા લાગી કે તમે કોણ છો? ક્હાં સુધી જશો? અને ક્હાં રહો છે? ત્યારે ફિરંગી બનેલા મહારાજાએ ઉત્તર આપ્યો કે: અમો જૂદા જૂદા દેશ જોવાની ઇચ્છાથી પરદેશમાં સેહેલ કરવા નિકળ્યા છીએ, આંહીથી ઘણે છેટે વિલાયત દેશ છે ત્હાં રહીયે છીએ, ને અમને સર્વ લોકો તબીબ-વૈદ્ય કહે છે: અમો મનમાં કોઇની ગરજ એટલે આશા ન રાખતાં; રોગીઓના ઉપાય કરીયે છીએ,-અમારી નજરે પડેલા દરદીનું કોઇ દર્દ રહેતું નથી. એટલી વાતમાં તો કુસુમાવળી સમજી ગઇ કે આ તો એજ! કારણ કળાપ્રવીણને મળવા માટે વિચાર કરેલો જણાય છે. એમ મનમાં જાણીને બોલી કે. "તમે ભલે આવ્યા" એવું કહી જરા તરા હશીને બોલી કે, આ શહેરમાં અનેક દરદીઓ વસે છે એટલું કહીને પોતાને ઘેર જઇ ઉતરી, ને તે (ઉતાવળથી) અરધું જમી ન જમી કરી, ફરીને પાછી દરબાર તરફ ચાલી. ૬

**दुहा**—कुसुम फिरी दरबार प्रति, आइ जहां बैदान।
फुनि उत रहि चरचा लगी, बूझ्यो एह बिधांन ॥ ७ ॥
अहो बैद बांनी सुनो, साध्य मिटें सब व्याधि।
कहो सु कैसें के समें, ऐसी होय असाध्य ॥ ८ ॥

**અર્થ**—કુસુમાવળી ઘેરથી દરબારે જવા નીકળી અને જ્યાં વૈદ્યો હતા ત્યાં આવીને વળી પાછી ચરચા કરવા લાગી. તેમાં આ રીતે પુછ્યું. અહો વૈદ્યરાજ! જરા વાત સાંભળો:-જેના ઉપાય થઇ શકે એવા સરવે સેહેલા રોગ તો મટી શકે, પરંતુ જેનો ઉપાય ન થઇ શકે એવા અસાધ્ય રોગ વિશે જે હું કહેવા ચાહું છઉં તે કેમ કરીને અને કયે સમે મટે તે કહો. ૮

## सवैया.

ऐंयत बैयत चार दृगैं अरहंट ज्यों बोरत ढारते गागर।
रोवत जोवत सह दशों दिश, देखत लेखत रावरे कागर ॥

झूरत सूरतकों न विलोकत, कंपत झंप सहेलिय लागर ।
हेर निसान निदान निबेरहु, व्याधि सधें क्यों असाधि ए सागर ॥ ९ ॥

**અર્થ**–જેમ રેટે બાંધેલી ગાગરો પાણીથી ભરાય છે, ને ઢલવાય છે તેમ આંખોમાં આંસુ આવી ભરાય છે અને ઢલવાય છે, તે દસે દિશાઓ જોયા કરે છે અને રોયા કરે છે. આપના કાગળો જુવે છે ને તેનો પ્રત્યુત્તર લખે છે, તે હમેશાં જુરે છે, તેમ પોતાની સુરત સામું જોતી નથી, કંપે છે, પણ ચમકી ઉઠી છે, સખિયોને ગળે બાઝી પડે છે. હે **સાગર**! એ પ્રમાણે લક્ષણ જોઇને, રોગના કારણનો નિર્ણય કરો, કે આ રોગ તે સાધ્ય છે કે અસાધ્ય છે. ૯

**दुहा**–ब्रह्मनि बांनि तबीब सुनि, यह प्रति उत्तरक़ीन ।
पाती लिखी प्रबीनपें, साध्य यंत्र कहि दीन ॥ १० ॥

**અર્થ**–કુસુમાવળીની વાત સાંભળીને વૈદ્યરાજે જવાબ આપ્યો કે આ સાધ્ય યંત્ર છે–તે દરદીના હાથમાં આપશો એટલે તુરત રોગ મટી જશે એમ કહીને કળાપ્રવીણપર એક પત્ર લખી આપ્યો. ૧૦

**दुहा**–अहो मित परबीनजू, आय बिदेसी बैद ।
कवित सवैयनको लहो, भिन्न भिन्न सब भेद ॥ ११ ॥

**અર્થ**-હે, પ્રિય મિત્ર કળાપ્રવીણ! અમે વિદેશી વૈદ્ય અત્રે આવેલા છિયે માટે કાગળમાં લખેલ કવિત્ત સવૈયાના ભિન્ન ભિન્ન ભેદનો વિચાર કરો. ૧૧

**छप्पय**–सूर उदित तब कहा, दर्द चकवा नहि भागें ।
दीप कियो तब कहा, नेंन खद्योत न लागें ॥
चंद कौमुदी कहा, दर्श देख्यो न चकोरा ।
कमल प्रफुल्लित कहा, बास लोभित नहि भोंरा ॥
घन गाज गाज बरष्यो कहा, चाह न पूरत चातकी ।
परबीन प्रेम जानंत यों, प्यास न बूझत बातकी ॥ १२ ॥

**અર્થ**–ચકવા ચકવીના વિયોગનુ દુઃખ ન ફિટયું તો સૂર્ય ઉગ્યો તેથી પણ શુ? જો પતંગીયાની આંખ ન દેખાયો તો દીવો પ્રગટયો તેથી પણ શુ? જો ચકોર પક્ષીને દર્શન ન થયા તો ચંદ્રની ચંદ્રિકા છટકી તો પણ શું? જો સુગધના લોભી ભમરા પાસે આવ્યા નહીં તો તે કમળ પ્રફુલ્લિત થયું તેથી પણ શું? જો ચાતક પક્ષીની ચાહના પુરી પડી નહિ તો વર્ષાદ ગાજી ગાજીને વર્ષ્યો તો પણ શું! તેમ પ્રિય મિત્ર કળાપ્રવીણ! તમે પ્રેમને જાણો છો, માટે એમ વાતો કરવાથી કંઇ તૃષા બુઝાતી નથી. ૧૨

## सवैया.

मिंत बिचार करो चितमे यह, कैसें भयोहे हमें इत ऐबो ।
एकहुं द्वेक दिना चत्र पंचमे, अंत परेगों उतें फिरिजैबो ॥
जांननहार अजांन भये कहे, ज्यों त्यों करो इकवेर मिलैबो ।
आज़ त्रपा न उलंघो प्रबीनपें, पाछें दुहून घनों पछितैबो ॥१३॥

**અર્થ**-પ્રિય મિત્રવર! એ બાબતનો મનમાં વિચાર કરો કે હમારૂં અહિ આવવું કેમ થયુ છે, રે એક બે કે પછી ચાર પાંચ દિવસે વિખુટા થઇ અંતે પાછું જવું પડશે, માટે તમો જાણવાવાળાં છતાં, અજાણ કેમ થાઓ છો? વાસ્તે હવે તો ગમે તેમ કરીને પણ એક વાર મેળાપ થાય એમ કરો. જો આજ લાજનુ ઉલઘન નહિ કરો તો પછી, હે પ્રવીણ! પાછળથી બન્નેને ઘણું પસ્તાવું પડશે. ૧૩

**छप्पय**- ज्वाल बुझावत जलह, जलह जारत क्यों बूझे ।
तिमिर निवारत सूर, सूर तमक्रम कह सूझे ॥
गरल उतारत सुधा, सुधा मारत को बारे ।
तपत मिटावत चंद, चंद तपताहि को टारे ॥
घनमाल जिवावतहे जगत, क्यों जीवें घन व्हें विमुख ।
परबीन मित सुख दाय तूम, दुखदायक सरज्यों न सूख ॥ १४ ॥

**અર્થ**-અગ્નિની જવાળાને પાણી બુઝાવે છે પણ જ્યારે પાણીજ બાળે ત્યારે તે જ્વાળા કેમ બુઝાય? અંધારાનું સૂર્ય નિવારણ કરે છે અર્થાત્ મટાડે છે, પણ જ્યારે સૂર્યજ અંધારૂં કરે તો પછી કેમ સુઝે? ઝેરને અમૃત ઉતારે છે, પણ અમૃતજ જ્યારે મારે ત્યાં કોણ વારી શકે? તાપને મટાડી ચંદ્ર ઠંડક કરે છે, પણ જ્યારે ચદ્રજ તપે તો પછી તે તાપને કોણ ટાળનાર છે? મેઘ મંડળ આ જગતૂને જીવાડે છે; પણ જ્યારે મેઘજ ન વર્ષે તો પછી જગત કેમ જીવે? માટે હે પ્રવીણ મિત્ર! તમો તો સુખદાયક છતાં, તમેજ જ્યારે દુઃખ આપશો તો તો અમારે એમજ સમજવુ કે, એ અમારા પ્રારબ્ધમાંજ સુખ લખેલું નથી. ૧૪

## सवैया

कीजें बिचार कहा मिलवे माहि, कामरि भारि बने अति भीजें ।
भींजरहे मन एकहुं रंग, तिहि प्रति छेह कहीं पर दीजें ॥

दीजे नहीं दरसंन इति भये तो बिरही सु कहां लग जीजें ।
जीजें सोई गिनतीमें नहीं दिन, मिंत प्रबीन मेहेर् न कीजें ॥१५॥

**અર્થ**–મળવામાં વિચાર શું કર્યા કરો છો? જાણતાં નથી કે, આંસુની પડતી ધારાથી જેમ જેમ કામળી ભીંજાતી જાય છે, તેમ તેમ અતિ ભારે થતી જાય છે! અમો મનમાં એકજ રંગથી ભીંજાઇ રહ્યા છીએ, તે ઉપરે શા વાસ્તે છેહ દો છો? આટલું થયા છતાં એટલે અમો અહીં આવ્યા છતાં, જો દર્શન દેશો નહીં તો અમો વિયોગી ક્યાં સુધી જીવશું? અને હાલ જે તમોને મળ્યાવિના જીવિયે છીએ તે ગણુતરીમાં ગણ્યા જેવા દિવસ નથી કેમકે મુવા જેવા જીવિયે છીએ, માટે હે કળાપ્રવીણ! હજુ સુધી કેમ દયા કરતાં નથી? ૧૫

**छप्पय**--गंग न्हाय हर परसि, पाप न वट्यो तब न वट्यो ।
गये धनंतर द्वार, रोग न मिट्यो तब न मिट्यो ॥
प्रगटे सूर प्रताप, तिमिर न गयो तब न गयो ।
ईश लिये उपदेश, ज्ञान न भयो तब न भयो ॥
शुकदेव व्यास मुनियत कथा, भ्रम न तग्यो तब ना तग्यो ।
परबीन मिंत आयें सुपुर, दुख न भग्यो तब ना भग्यो ॥ १६ ॥

**અર્થ**–ગંગામાં ન્હાયા અને વિશ્વનાથનો સ્પર્શ કર્યો છતાં પાપ ન ઘટ્યું તો પછી, નજ ઘટ્યું એમ જાણવું; ધનુર્વૈદ્ય ધન્વંતરીને દ્વાર ગયા છતાં રોગ ન મટ્યો તો એમજ જાણવું કે, તે મટવાનો નથી; સૂર્યનો પ્રતાપ ઉદે થયો ને અંધારૂં ન ગયું તો પછી, નજ ગયુ એમ જાણવું; વળી શંકરથી ઉપદેશ લીધો અને જ્ઞાન થયુ નહીં તો પછી નજ થયું એમ સમજવું; વળી શુકદેવ તથા વ્યાસ જેવા મુનિવરથી કથા સાંભળી અને ભ્રમણા ન ભાગી તો પછી નજ ભાગી એ નિશ્ચે! તેમ હે મિત્ર પ્રવીણ! અમે તમારા પુરમાં આવ્યા અને દુઃખ ન ગયુ તો પછી નજ ગયુ એમજ જાણવું તો. ૧૬

सवैया.

बातन घात भईहें इते पर, घात अनंग रची क्यों निवारो ।
अंबरलों घर ज्वाल उठी जर, तापर पाय कहां निरवारो ॥
कोश पचाशक पांच भये डग, पांच भये डग कोश हजारो ।
यादिन सुद्ध करो न प्रबीनजु, कौंनहुं पें फिरयाद पुकारो ॥१७॥

**અર્થ**-મૂળ તો આ વાતજ ઘાતરૂપે નિવડી છે અને તે ઉપર કામદેવે ઘાત રચી છે તેને હવે કેમ નિવારી શકું? આકાશથી પૃથ્વી સુધી ઝાળ સળગી ઉઠી છે તો તે પગ ક્યાં મુકું? આવતાં તો પચાસ ગાઉનું અંતર પાંચ ડગલાં જેવું જણાયું, પણ હવે તો પાંચ ડગલાં હજારો ગાઉ જેટલે છેટે થઇ પડ્યાં છે; માટે મિત્ર પ્રવીણ! જો આપ આવા દુર્ઘટ દિવસમાં અમને યાદ નહિ કરો, એટલે અમને નહિ માનો તો પછી અમે કોની પાસે જઇને ફરિયાદ કરીશું? ૧૭

### सवैया.

आस्य बिलोकन आश हमें बिस, बास बडो सु निराश धरो नां ।
अंमृतकी जु भरी अखियां उनही, अखियां विष बुंद भरो नां ॥
प्रांन समांन कियोहे हमें वह, बोत दिनां को सने बिसरो नां ।
पैंर खरेंकरजोर अहो निश, तासें प्रवीन मरोर करो नां ॥१८॥

**અર્થ**-તમારા મુખરૂપી દર્શનની અમને મોટી આશા, તેમજ વિશ્વાસ છે તો હવે નિરાશ કરશો નહીં; અમૃતથી જે આંખો ભરેલી છે તે આંખોમાં વિખનાં બુંદ ભરો નહિ; અને હમને પ્રાણ સમાન કરીને રાખ્યા છે, તો તે ઘણા દિવસનો સ્નેહ હવે વિસારશો નહીં-એમ અહરનીશ હાથ જોડીને ઉભા છીએ, માટે હે પ્રવીણ! તેથી મરોર-કટાક્ષ કરો મા ૧૮

### सवैया.

नेंनन नीरनको झरबो भरबो, अति सास उदास उसासी ।
बात कहा उरझी सुरझेन रहे, मुरझाय बिदेशके बासी ॥
छूटहिगी न छूटेबो करो कह, कंठ परीहे सनेहकी फांसी ।
मिंत प्रबीन भई सु भई अब, हेतहुकी न करो तुम हांसी ॥१९॥

**અર્થ**-નેત્રથી આંસુનું ઝરવું, ઉદાસીથી અતિ ભારે ઉસાસા ભરવા છતાં હજુ પણ વાત શું ગુંચવાઇ રહી છે કે કંઇ સુઝ પડતી નથી! તેથી તો આ દૂર દેશાવરમાં રહેવાવાળો અને તમારા દર્શનનો અભિલાષી વિદેશી જન મુંઝાઇ રહ્યો છે. આ સ્નેહરૂપી ફાંશી ગળામાં પડેલી છે, તે કોઇ કાળે છોડી છૂટવાની નથી, પછી તમે શું કરશો? માટે હે મિત્ર પ્રવીણ! જે બનવાની તે તો બની, હવે તો આપ હેતની ફજેતી કરો નહીં. ૧૯

### सवैया.

बात बिछोहनकी तुम जांनत, ऐसो सवाद यहें सियरा ।
ओसर नीठ न्यबों न बिसारहु, बोत दिनाको लगो नियरा ॥

आप बडे न बिचारतहो, मिलबेंकों हमें तलफें जियरा ।
मिंत प्रबीन मेहेर न आवत, कैसें कठोर कियो हियरा ॥२०॥

**અર્થ**–વિયોગનાં દુઃખની વાતનાં તમો જાણવાવાળાં છો કે આવો શીતળ સ્વાદ એમાં રહેલો છે, માટે ઘણી મહેનતે આ અવસર આવ્યો છે તેને વિસારશો નહીં. ઘણા દિવસની પ્રીત લાગી છે, છતાં આપ મહાન થઇને તે વિચારતાં નથી, પણ તે માટે અમારો જીવ મળવાને તલસે છે, તો હે મિત્ર પ્રવીણ! તમોને હજીએ દયા આવતી નથી? એવું કઠોર હૈયું કેમ કરી બેઠાં છો! ૨૦

### सवैया.

राम गये बनबास इते पर, भाग गतीसें सती संग तागें ।
संकट भाग भयो नल राय, इतें पर भ्राति दमंतिथ लागें ॥
पांडव भाग बेहाल किये जु, इतेपर कैयनकी गति जागें ।
मिंत प्रबीन जु देश विदेशहुं, भाग चलेंहें दुहू डग आगें ॥२१॥

**અર્થ**–એક તો **રા**મને વનવાસ જવું પડયું, તેમાં અધૂરામાં પુરૂં ભાગ્યની ગતિથી સુવર્ણનો મૃગ થયાને લીધે સતી **સી**તાનો વિજોગ પડયો; ભાગ્યની પ્રશંસાથી **ન**ળરાજાને સંકટના ભોગ થવું પડયું, તેમાં વળી દમયંતી ઉપર ભ્રાંતિ ઉપજી; **પાં**ડવોને ભાગ્યે બેહાલ કર્યા છતાં તે ઉપર વળી **દ્રો**પદી વાસ્તે **કૈ**યાકીચકના કૃત્યનું સંકટ આવી લાગ્યું. માટે મિત્ર **પ્ર**વીણ! દેશ કે વિદેશમાં ભાગ્ય તો બે ડગલાં આગળનું આગળજ સમજવું. ૨૧

**दुहा**–नीर तीर तलफत परचो, धीर न धरियत मीन ।
निकट तऊ पलहें बिकट, परसे बिनां प्रबीन ॥ २२ ॥
ग्रीषम गिर लागे जरन, सरवर निकट पुलीन ।
बूझेगो कैसें बिपिन, परसें बिनां प्रबीन ॥ २३ ॥
निकट जडी मुहरा धरें, काम भुजंग डस कीन ।
विष व्याप्यो उतरत नहीं, परसे बिनां प्रबीन ॥ २४ ॥
भोजन लाये थार भर, कर पकवांन नवीन ।
तऊ छुधा भाजत नहीं, परसे बिनां प्रबीन ॥ २५ ॥
केसर चंदन कुमकुमा, भरे कठोरे तींन ।
अंग रंग लागत नहीं, परसे बिनां प्रबीन ॥ २६ ॥

प्यालेभर धरियत निकट, सुरा सरस अति कीन ।
तऊ केफ आवत नहीं, परसे बिना प्रबीन ॥ २७ ॥
अंमृतको भाजन निकट, भर्यो धर्यो नहि पीन ।
यों दखत अमर न भये, परसें बिनां प्रबीन ॥ २८ ॥
गंगा जमुना सरसती, लहर त्रिवेनी लीन ।
निकट गये पातक रहे, परसे बिनां प्रबीन ॥ २९ ॥
श्रीमंडल बीना मुरज, धरे सकल रस भींन ।
मधुरे स्वर बाजत नहीं, परसे बिनां प्रबीन ॥ ३० ॥
लोह पुंज इतकों धर्यो, इत पारसमनि दीन ।
सो कंचन कैसें बनें, परसे बिनां प्रबीन ॥ ३१ ॥

**અર્થ**-જળાશયની તીરે પડયું પડયું તરફડે છે-એવી ગતિવાળું તે માછલું ધીરજ ધરતું નથી, જો કે પાણી તો પાસેજ છે; એમ મિત્ર **પ્રવીણ**! પાણીના સ્પર્શ શિવાયના તે માછલાને એક મહા વિકટરૂપ થઇ પડે છે. ગ્રીષ્મ કાળના તાપના દિવસમાં પર્વત બળવા લાગ્યા, તેની પાસે પાણીથી ભરેલું સરોવર તો છે, પણ પ્રિય **પ્રવીણ**! પાણીના સ્પર્શ વગર તે શી રીતે ઓલાશે? જેને કામરૂપી સર્પે ડંસ દીધો છે, પાસે વિષનિવારણ બુદ્ધિ અને મોહોરા છે-પણ મિત્ર **પ્રવીણ**! સ્પર્શ કર્યા વિના કઇ વિષ ઉતરે? નવ નવાં પકવાન બનાવી-થાળ ભરીને-તે મહા સ્વાદિષ્ટ ભોજન પાસે મૂકયું છે, પણ મિત્ર **પ્રવીણ**! સ્પર્શ કર્યા શિવાય તેને જોઇને કંઈ ભૂખ ભાગે? કેસર, ચંદન અને કુમકુમના એમ ત્રણ કટોરા ભરેલા છે, પણ મિત્ર **પ્રવીણ**! સ્પર્શ કર્યા સિવાય તે કટોરાં માંહેલો રગ ઉડીને કંઇ અંગને લાગવાનો છે? અતિ ઉત્તમ બનાવેલા મદિરાથી ભરેલા પ્યાલા પાસે રાખ્યા છે, પણ મિત્ર **પ્રવીણ**! તેને હાથે ઝાલી પીધા શિવાય કંઇ કેફ આવે? અમૃતથી ભરેલા પાત્ર પાસે મુકયા છે, પણ પીધુ નથી, તો મિત્ર **પ્રવીણ**! તેને ઉઠાવી પિધા વગર કંઇ અમર થવાય છે? ગંગા, યમુનાં અને સરસ્વતિ એમ ત્રિવેણી કહેતાં ત્રણે નદીઓનાં પાણીની લેહેરો ચાલી જાય છે, પણ મિત્ર **પ્રવીણ**! તેના પ્રવાહમાં ન્હાયા શિવાય પાતક જાય છે? શ્રીમંડળ, વીણા, મુરજ વિગેરે ઉત્તમ રસથી ભીંજાયલાં વાજિત્રો પાસે ધરેલાં છે, પણ હે મિત્ર **પ્રવીણ**! તેને હાથે ઝાલી વગાડ્યા વિના મધુર અવાજથી વાગશેજ નહિ. એક બાજુ લોઢાનો પુંજ-ઓઘ ધરી રાખેલો છે, ને બીજી

બાજુએ પારસમણી છે, પણ હે મિત્ર પ્રવીણ! તે લોઢા સાથે પારસમણીનો સ્પર્શ કર્યા વિના સોનું કેમ થાય? ૨૨-૩૧

## સવૈયા. હંસપ્રતિ ઉક્તિ.

मोतिनकी सिकता जल शीतल, पंकज नील सिते पित आरन ।
कंचनकी तहलीर करी नवरंग, जरी मनिबंध कीनारन ॥
झार अठारहु भार प्रफुल्लित, बात त्रभेद् झकोरत डारन ।
हंस छुधातुर आतुर डोलत, मित प्रबीन कहो किहि कारन ॥३२॥

અર્થ-ખાવાને જ્યાં મોતીની વેળુ છે, પીવાને જ્યાં શીતળ જળ છે, કાળાં-ધોળાં-પીળાં ને રાતાં એમ અનેક જાતનાં કમળો છે, સોનાની પાળ બાંધી, રંગ બેરંગી મણીઓથી જેના કિનારા જડેલા છે, જેમાં અઢારભાર વનસ્પતિનાં ઝાડો પ્રફુલ્લિત થઈ રહ્યાં છે, અને શીત-મંદ ને સુગંધમય એમ ત્રણ પ્રકારનો વાયરો ડાળીયોને ઝુલાવી રહ્યો છે, જ્યાં હંસ, ખાવાને આતુર બની ઠેર ઠેર ડોલતા ફરે છે, હે મિત્ર પ્રવીણ! કહો, તે શા વાસ્તે? ૩૨

सोरठा-सरवर मांन पुलीन, शीतल जल मुगता चुगन ।
कारन कहा प्रबीन, प्यास छुधा हंसा मरत ॥ ३३ ॥
डसे बिरह अहि शांम, रोंम रोंम लागी लहर ।
धरियत होय अरांम, मोहरे अधर प्रबीन मुख ॥ ३४ ॥

અર્થ-ફરવાને માનસરોવરનો કિનારો છે, પીવાને શીતળ જળ છે; તે કારણ શું-હે મિત્ર પ્રવીણ! તે કહો જોઈએ વારૂ! વિરહરૂપી કાળો નાગ કરડેલો છે, જેનું ઝેર રોમે રોમે વ્યાપી ગયું છે, પણ જો પ્રિય મિત્ર પ્રવિણના મુખના હોઠરૂપ અમૃતમય મહો ધરે તોજ આરામ થાય. ૩૩-૩૪

### મનની દશા.

हे मन भयो बिहाल, बिन मिलयत परबीनजू ।
जिय बिरहानल जाल, बूझेगी देखे बदन ॥ ३५ ॥
बीच दरीचन धाय, गोख झरोखनमें अटा ।
बदन न देख्यो जाय, हेर हेर हारे नयन ॥ ३६ ॥

અર્થ-પ્રિય પ્રવીણને મળ્યા વગર આ મન બેહાલ થઈ ગયું છે, અંતરમાં વિરહરૂપી દાવાનળની ઝાળો સળગી ઉઠી છે-તે જ્યારે પ્રવીણનાં વદન જોશે ત્યારેજ બૂઝાશે. ડેલિયે, ગોખે, જાળિયે અને અગાસી વિગેરે સર્વ

સ્થળે જોઇ જોઇને અમારાં નેત્રો હારી ગયાં-તો પણ કોઈ સ્થળમાં આપનું મુખ જોવાયું નહિ. ૩૫-૩૬

**ગૂઢ ઉક્તિ.**

तीजो कीजे चिंत, रस गिनती परबीन कारे ।
मिलन बिचारहु मिंत, दूजो व्हेंहे प्रेमको ॥ ३७ ॥
कीनी कुसुम बिदाय, एती लिख पाती दई ।
सो प्रवीन प्रति जाय, मौन ग्रही मनमें मुदित ॥ ३८ ॥

**અર્થ**-હે પ્રિય મિત્ર પ્રવીણ! નવરસની અનુક્રમે ગણતરી કરતાં ત્રીજો રસ જે કરૂણા તે મનમાં ધરીને એટલે દયા લાવીને, હે મિત્ર! મળવાનું વિચારો, નહીં તો પ્રેમનો બીજો રસ જે હાસ્યરસ તે થશે, અર્થાત્ પ્રેમની મશ્કરી થશે.

એવી રીતે પત્ર લખી અને તે કુસુમાવળીને આપી કળાપ્રવીણ પાસે મોકલી. તે મનમાં હર્ષ ધરીને પ્રવીણની પાસે આવી બોલ્યા વગર ઉભી રહી. ૩૭-૩૮

**गाथा**-सागर गमन बिदेशं, बर्नन तबीब रूप बरनावं ।
पठवन पत्र प्रबीनं, त्रिंश प्रबीन सागरो लहरं ॥ ३९ ॥

**અર્થ**-સાગરનુ પ્રદેશ જવું, તેમ ધરેલા ફિરંગી ડાક્તરના વેશનું વર્ણન તથા પ્રવીણપર પત્ર લખી મોકલ્યો તે સંબંધી હકીકત જેમાં છે-એવી પ્રવીણ સાગર ગ્રંથની ત્રીશમી લેહેર પુરી થઈ. ૩૯

इति श्री प्रबीनसागरे मंच्छापुरी गमन नामनी त्रीशमी लहेरनी रसपूर्णा टीकानो त्रिंशतिस्तरंगः ॥

# લહેર ૩૧ મી.

## નાડી ભેદ.

**दुहा**-नेंन भोंह मुसकित बदन, ब्रह्मनि बैठी आय ।
बदन वधाईके लियें, अति मनमें अकुलाय ॥ १ ॥

पर इकंत ओसर नहीं, भटू भीर चहुं ओर ।
कुमरी चित चंचल परखि, कही चित किहि ठोर ॥ २ ॥

**અર્થ**-નેત્ર-ભ્રૂકુટિ અને મુખ મલકાવતી કુસુમાવલી કળાપ્રવીણ પાસે આવીને મુખથી જલદી સુખદાયક વધામણી આપવા માટે, મનમાં અતિશય અકળાવા લાગી. પણ એકાંતનો અવસર નહોતો; ચારે તરફ સખિયોની ભીડ હતી તેથી તે બોલી નહી. પણ રાજકન્યા કુસુમાવલીનું ચપળ મન જોઇ સમજી ગઇ ને બોલી કે, હે કુસુમાવલિ! તારૂં મન આજ કયે ઠેકાણે[ભમે] છે? ૧-૨

## चोपाई.

आज कहा ओरसी लषावें, कछु प्रतीत जाननें न पावें ।
मंद मुसकि ब्रह्मनी कहाया, एकें नजर तमासा आया ॥
कुमरी कहे कोंनसा तमासा, जासें अति आवतहें हांसा ।
विप्रनी कहे बिलात रहाये, सोय फिरंग सहरमें आये ॥
उनकी लखी ओर पोसाखा, हांसी होय सुनत उन भाषा ।
एती कही ओर नहिं खोलें, ख्याल रमूज पुसी फिर बोलें ॥
बीतत अहर निशा दरसाई, सब सहियां निज भवन सिधाई ।
कलाप्रबीन इकंत जु कीनी, ब्रह्मनि बैद बधाई दीनी ॥ ३ ॥

**અર્થ**-કળાપ્રવીણે કુસુમાવલીને કહ્યું કે, આજનો દેખાવ તો કાંઇ ઓર-રજ તરેહનો દેખાય છે? તેનું કારણ કાંઇ કળવામાં આવતું નથી. એટલે સ્મિત હાસ્યથી તે બ્રહ્મબાળા બોલી કે, આજ એક તમાસો નજરે આવ્યો છે. કળાપ્રવીણે પૂછ્યું કે, એવો કેવો તમાસો છે કે, જેથી ઘણું હસવું આવે છે! ત્યારે તે બ્રહ્મકન્યા બોલી કે, વિલાયતમાં રહેતા ફિરંગી આપણા શેહેરમાં આવેલા છે, તેનો આપણાથી ઓર પોષાક અને જૂદી ભાષા સાંભળીને હસવું આવે છે. એટલું બોલી છૂપો ભેદ બોલ્યો નહીં અને ઘણી રમુજની સાથે ખ્યાલની વાતો કરવા લાગી. એમ કરતાં કરતાં દિવસ વિતિ ગયો ને રાત પડી: બધી સાહેલીઓ પોત પોતાને ઘેર ગઇ. પછી કળાપ્રવીણ સાથે એકાંત કરીને કુસુમાવલીએ વૈદવાળી વધામણી આપી. ૩

**दुहा**-कुमारि बधाई बैद सुनि, हरषित चित अपार ।
करि बिनती ब्रह्मनि बहुरि, पाती दई निकार ॥ ४ ॥
ओर दोर मनको भयो, पाती बंच प्रबीन ।
तन गहनो पोषाक जुत, ब्रह्मनि बकसन कीन ॥ ५ ॥

निस नितवत आराध कर, चरचा लगी फिरंग ।
वहें रूप बरनन करत, निशि बीती यहि रंग ॥ ६ ॥

**અર્થ**–રાજકન્યા વૈદ્યની વધામણી સાંભળીને મનમાં ઘણોજ હર્ષ પામી, પછી વંદન કરીને બ્રહ્મસુતાએ વૈદ્યનો પત્ર કાઢી આપ્યો. તે પત્ર વાંચતાં પ્રવીણના મનનો કંઇ ઓરજ તરેહનો ભાવ થઇ ગયો, ને એટલે સુધી કે શરીર ઉપરનો, અલંકાર સહિત સઘળો પોષાક કુસુમાવલીને ભેટ કર્યો. પછી રાત્રીએ નિત નિયમ–આરાધન કર્યા કેડે, ફિરંગીની ચરચા ચાલી ને તે ફિરંગીનાં રૂપનું વર્ણન કરતાં એજ રંગમાં રાત્રિ વીતી ગઇ. ૪–૬

**सोरठा**–प्रगटन लगो प्रभात, लाल रेख अंबर लगी ।
शशि आभा न सुहात, छिन छिन तन दुति तारिका ॥ ७ ॥

**અર્થ**–પ્રભાતનો ઉદય થવા લાગ્યો, તો સૂર્યનાં કિરણોની લાલ રેખાઓ આકાશમાં ફેલાવા લાગી, ને ચંદ્રની શોભા મંદ પડવા માંડી, તારાઓનું તેજ ક્ષણે ક્ષણે ક્ષીણ થવા લાગ્યું. ૭

### પ્રભાત વર્ણન.

**चोपाई**–मंद मंद आभा दरसाये, तरनि तेज तारिका घटाये ।
बांनि बृच्छ चिरियांन उचारी, अंबर महि उलटी उजियारी ॥
बाग बाग प्रति बन सु बिकासे, सर सर कमल पुंज परकासे ।
चकवा दंपति मिंत मिलानें, दीप मंद मंदह दरसानें ॥
चिंत बिछोह चकोरा दग्गे, कुंज भृंग गुंजारव लग्गे ।
निशिचर निज मनमें मुरझाये, दिनचर चित अनंत सुख पाये ॥
ठोर ठोर रवि बिंब प्रसारी, आशा दुति आरुनि निहारी ।
चरचा चलत बखत यह आया, बाला बिरह अंग प्रगटाया ॥
मता मित मिलबेका ठांना, किय प्रबीन दरदीका बांना ॥ ८ ॥

**અર્થ**–ચંદ્રની કાંતિ ધીમે ધીમે મંદ જણાવા લાગી, સૂર્યનાં તેજ આગળ તારાઓનું તેજ ઘટવા લાગ્યુ, વૃક્ષોપર બેઠેલાં પક્ષીઓ બોલવા લાગ્યાં: આકાશમાં પ્રકાશ થયો. બાગ–બગીચા, વન–ઉપવનો પ્રકાશિત થયાં, સરોવરે સરોવરે કમળના સમૂહો ખીલી ઉઠયા, ચકવા ચકવીનાં જોડાં ઇષ્ટ મિત્ર સૂર્યને જોઇ આનંદમગ્ન થયાં, દિવાનું તેજ મંદ થવા લાગ્યું, તેમજ ચંદ્રમાના વિયોગનું દુઃખ ચકોર પક્ષીના મનમાં ઉત્પન્ન થયું; કુંજની લતાઓમાં ભમરાઓ ગુંજારવ કરવા–ગણગણવા લાગ્યા, રાત્રીમાં ફરનારાં

પ્રાણીઓ પોતાના મનમાં મુઝાવા લાગ્યાં, દિવસે ફરનારાં પ્રાણીઓ ચિત્તમાં ઘણાંજ રળિયાત થયાં. જ્યાં ત્યાં સૂર્યબિમ્બનું અજવાળું ફેલાઇ રહ્યું, જેથી દિશાઓની લાલાશ પડતી કાંતિ દેખાવા લાગી. એમ ચર્ચા ચાલતાં આ (પ્રભાતનો) વખત આવ્યો એટલે તે બાળારૂપ રાજકુંવરીએ, અંગમાં વિરહ પ્રગટાવ્યો અને મનમાં મિત્રને મળવાનું ઠરાવીને પ્રવીણે દરદીનું બાનું કર્યું. ૮

**सोरठा**—मिंत मिलन उरधार, दरदी कींन प्रवीजू ।
कीनी कुसुम पुकार, आसपास ओरें नहीं ॥ ९ ॥

**અર્થ**—મનમાં મિત્રને મળવાનું ધારીને કળાપ્રવીણને દરદી ઠરાવી, આસપાસ કોઇ નથી એમ જાણી કુસુમાવલીએ પોકાર કર્યો. ૯

**पद्धरी छंद. मिथ्या दर्द.**

बेहोस होत रायां कुमार, कुसुमावली सु कीनी पुकार ।
आये मिले सु जन्नान लोग, कोऊ निदांन पावे न रोग ॥
महाराज आप देखनें आय, निज बैद मान करिकें बुलाय ।
मिलि राज बैद परखे चरित्र, बाला सरूप देखें बिचित्र ॥
नसकों निहार दरदी न पाय, आपके जांन ओषध खवाय ।
ज्यों ज्यों करंत ओषध उपाय, त्यों त्यों बिसेष व्याधी जनाय ॥
हारे सु बैद लग्गी नकार, बाला करंत तलफन अपार ।
महाराज विप्र आयसा दीन, जप जाप होम आराध कीन ॥
लहे केउ नीम दीने सुदांन, भइ सांझ तोउ बोले न बांन ॥ १० ॥

**અર્થ**—રાજકુમારી દર્દી થતાં, કુસુમાવલીએ બૂમ મારી, જે સાંભળીને અંતઃપુરનાં માણસો ધાઇ આવ્યાં, પરંતુ કોઇ રોગના નિદાનને પારખી શકતું નહિ. છેવટે મહારાજા નીતિપાળ પોતે કુંવરીને જોવા સારૂ પધાર્યા, ને કુંવરીની વિકલ હાલત જોઇ, પોતાના વૈદ્યોને સન્માન કરી બોલાવ્યા. રાજવૈદ્યો મળીને રોગની પરીક્ષા કરી, પ્રકૃતિ જુવે છે, તેમ તેમ પ્રવીણનું વિચિત્ર રૂપ જણાયું. પછી નાડી તપાસી પણ દરદને પારખી શક્યા નહીં. છેવટે માંડ માંડ જાણીતાં ઔષધ ખવરાવવા લાગ્યા. પણ જેમ જેમ ઓષડ કરે છે, તેમ તેમ વધારે વ્યાધિ જણાય છે. આખરે વૈદ્યો થાકયા, પણ ટીકી લાગી નહીં—રાજબાળા તો ઝુરવાજ લાગી. આવી ભયાનક સ્થીતિ જોઇ, મહારાજાએ બ્રાહ્મણોને આજ્ઞા આપી, જપ, જાપ, હોમ, આરાધન કરાવ્યું, કંઇક બાધાઓ લીધી, દાન આપ્યાં, પણ સાંજ થયા છતાં, રાજકન્યા એક બોલ બોલી નહિ. ૧૦

## सवैयो.

हें न निसांन नसांनमें जाहर, बैद कहां परखे वपुरे ।
लोग अजांन निदांन निहारत, दांन बिधांन बिथा न हरे ॥
मंत्र न जंत्र न तंत्र न भेद, कितेइ करंत कछू न टरे ।
सागर मिंत मिलें न तबें लगि, कोनहु आय सहाय करे ॥११॥

**અર્થ**-નાડિયોમાં કાંઇ નિદાન જણાયું નહીં ત્યાં બાપડા વૈદ શું પારખી શકે? અજાણ લોકો રોગનું કારણ તપાસે છે પણ જાણતાં નથી, રે! દાન, પુણ્ય કોઇ વ્યાધિને હરે તેમ નથી; મંત્ર નહિ, જંત્ર નહીં, તંત્રના ભેદે નહિ, એમ કોઇનાથી તે દુઃખ ટળતું નથી! જ્યાંલગી **સાગર** મિત્ર મળે નહીં ત્યાં સુધી કોણ આવીને સહાય કરે? ૧૧

दुहा-सांझ भई एसें दरद, कोउ निदांन न पाय ।
कोटिहु किये इलाजपें, समें न आंन उपाय ॥ १२ ॥
बानी मंद प्रबीन सो, कुसुमहि दियो सुनाय ।
लोग सबें करुना लगे, मन महीप मुरझाय ॥ १३ ॥

**અર્થ**-એ દુઃખમાં ને દુઃખમાં સાંજ થઇ, પણ કોઇ દરદના નિદાનને પામ્યું નહીં. કરોડો ઉપાયો કર્યા, પણ સઘળા વ્યર્થ ગયાઃ પીડા અન્ય ઉપાયથી શમતી નથી. સર્વે જણાં કરૂણામય થઇ ગયાં, ખુદ મહારાજા પણ મનમાં મુંઝાવા લાગ્યા, તે વખતે **પ્રવીણે** મંદ વાણીથી કુસુમાવલીને આ પ્રમાણે કહ્યું. ૧૨-૧૩

## सवैयो. વિભાવનાલંકાર.

काहेकों चंदन अंग लगावत, काहेकों नीर गुलाबको डारो ।
काहेकों फूलन हार धरावत, काहेकों ले घनसार बिगारो ॥
काहेकों सीत बयार बिजोनत, ए न बिंथा उपचार हमारो ।
जंगम जोगी जती दुज बूझहु, हे कोउ मिंत मिलावन हारो ॥१४॥

**અર્થ**-શું કરવાને શરીરે ચંદન લગાડો છો અને શામાટે ગુલાબજળ છાંટો છો? શા વાસ્તે ફુલના હાર પહેરાવો છો, અને અમસ્થુ ઘનસાર-ચંદન લગાડીને શા વાસ્તે બગાડો છો? અરે! શું કરવાને ઠંડો પવન નાંખો છો? એ સર્વ ઉપચારો આ દરદ મટાડવાને નકામા છે, પણ જંગમ, જોગી, જતી, બ્રાહ્મણ વગેરેને પૂછો કે-છે કોઇ મિત્રને મેળવવાવાળો? ૧૪

## વ્યાધિ દશા વર્ણન.

### कवित्त.

लाय लाय चंदन गुलाब चरचाय आली, अंग अंग लागत अनेक भांत लाय लाय।
जाय जाय नसन निहारत निदांन जांन, जांनहू न परे बिथा प्रांन भयो जाय जाय॥
पाय पाय हारे पथ गुरुजन घेर घेर, पाय घरी धीर धरे ऐसो न उपाय पाय।
हाय हाय हेतूजन करत निराश भरे, आश भरे सागर ब्रेहेंनि मुख हाय हाय॥ १५॥

**અર્થ**—લાવી લાવીને સાહેલીઓ ચંદન ચર્ચે છે ને ગુલાબજળ છાંટે છે, તેમ તેમ અંગે અંગે ઘણા પ્રકારની લાય લાગે છે. રોગનું મૂળ પારખવાને જઈ જઈને વૈદ્યો નાડિયો નિહાળે છે—છતાં પ્રાણ તો જાઉ જાઉ કરે છે, માત પિતાદિક ગુરૂજનો પ્રવીણને ઘેરી ઘેરીને ઓસડ પાઈ પાઈને હારી ગયાં, પરંતુ પા ઘડી ધીરજ ધરે એવો ઉપાય મળ્યો નહીં, તેથી સ્નેહીઓ નિરાશ થઈને "હાય હાય-ઓય ઓય" કરે છે, ને આશા ભરેલા સાગર તથા વિયોગિની પ્રવીણ મુખથી "હાય હાય-ઓય ઓય" કરે છે. ૧૫

**दुहो**—कुमरि बात सुनियत कुसुम, सहियन दई सुनाय।
हमें ब्रह्म कैसें कहें, बैद बिलाती आय॥ १६॥

**અર્થ**—કુંવરીની વાત સાંભળતાં કુસુમાવલીએ બધી સાહેલીઓને સંભળાવી દીધું કે, અમે બ્રાહ્મણોથી કેમ કહેવાય,—નહિતર વિલાયતી વૈદ્ય આવેલા છે. ૧૬

**सोरठा**—सोई सुनी जनांन, सहियन प्रति चरचा चलत।
कहि पठयो फुरमांन, बैद बुलावन राय प्रति॥ १७॥
सुनत राय सब बात, हित दुहिता आतुर हुवे।
आयस दई अमात, बैद बिलाती लाउ इत॥ १८॥

**અર્થ**—એમ સહિયરોમાં ચાલતી ચર્ચા અંતઃપુરની રાણીઓએ સાંભળી એટલે વિલાયતી વૈદ્યને બોલાવવા માટે, મહારાજા શ્રીની હજુરમાં કહેવરાવી મોકલ્યું. આ સર્વ વાત સાંભળીને મહારાજા પોતાની કુવરીના હિતને વાસ્તે આતુર થયા, અને કારભારીને વિલાયતી વૈદ્ય અહિં બોલાવી લાવવાને આજ્ઞા આપી. ૧૭-૧૮

### વિલાયતી વૈદ્યને તેડું.

**छप्पय**—आयस पाय अमात, बैद थांनक प्रति आये।
बरनी बात जनाय, कही महराज बुलाये॥

तब यह कह्यो तबीब, दरद देखतें मिटावें ।
पें व्हें बे मरजाद, राज द्वारमें न आवें ॥
बहु दूर विलातहुमें बसें, सहल देश निरखें सबें ।
नस बिना–व्याध जानन परे, क्यों निदांन कीजें तबें? ॥ १९ ॥

**અર્થ**–કારભારી, મહારાજાની આજ્ઞા પામી, વૈદ્યના ઉતારા પ્રત્યે આવ્યા, ને બનેલી સઘળી વાત જણાવી. મહારાજા આપને બોલાવે છે, એમ કહ્યું. ત્યારે તે વિલાયતી દાક્તરે કહ્યું કે, એ દરદના શા ભાર છે–એને દેખતાં વાતજ મટાડી દઇએ! પણ ત્યાં બોઝલને લીધે બેમર્યાદ થાય માટે હમો રાજદ્વારમાં તો નહિ આવિયે–અમો ઘણે દૂર વિલાયતમાં વસીએ છઇએ, પણ સઘળા દેશ જોવાને વાસ્તે અમો તો ફક્ત સહેલવાએ નીકળ્યા છીએ. હે કામદાર સાહેબ! નાડી જોયાવિના રોગની શી રીતે ખબર પડે. અને તે ન બતાવે ત્યાં શું ઓપડ કરીએ? ૧૯

## मौक्तिकदामछंद.

अमायत कीन अर्ती मनुंहार, चले उठि बैद मुराज दुहार ।
गयें जहां राजतहे महराज, कियो सनमांन उचें करताज ॥
समीपसु बैठहि बैद अमात, तबें महराज सु बूझिय बात ।
कहो नव नारिन नाम सु कोंन, पितं कफ बात गती कह भोंन ॥
किती गति होत त्रिदोष बिचार, इती बिधि बैद कहो बिसतार ॥२०॥

**અર્થ**–પછી કામદારે ઘણા સન્માનથી સાથે આવવા અરજ કરી, ત્યારે ઉઠીને વૈદરાજ રાજદ્વાર ભણી ચાલ્યા. તેઓ જ્યાં મહારાજા નીતિપાળ બિરાજ્યા હતા ત્યાં ગયા, માંથેથી ટોપી ઉંચી કરી મહારાજને સલામ કરી; પછી રાજાની સમીપમાં વૈદ્ય અને કારભારી જઇ બેઠા. ત્યાં મહારાજાએ વૈદ્યને પુછ્યું કે વૈદરાજ! કહો, નવ નાડીઓનાં નામ કયાં કયાં છે? વળી પિત્ત, વાત અને કફની ગતિ તથા તેનાં કયાં ઠેકાણાં છે? કેટલી ગતિએ ત્રિદો" વિચાર ઉપજે છે? એટલી વિધિ વિસ્તારીને, હે વૈદરાજ! કહો. ૨૦

## નવનાડીની પરીક્ષા.

**गाथा**–सुनि छिति पाल सु बयनं, तब तबीब दीन प्रति उत्तर ।
बैदक बिधि सु अनंतं, बरनहुं भेद आ" जो बुझिय ॥ २१ ॥
स्नायू हिंसा धमनी, धारनि धरा तुकी जांनहु ।
वायुकि स्थिरा बिचारहुं, जीवज्ञा सु ˙ाडि नव एही ॥ २२ ॥

**અર્થ**–મહારાજા શ્રીના પશ્નો સાંભળીને વૈદ્યે ગંભીરતાથી ઉત્તર દીધું કે, હે રાજન! વૈદક શાસ્ત્રની વિધિ અનંત છે, પણ આપે જે ભેદ પુછ્યો તેને યથાક્રમે વર્ણવું છું. સ્નાયુ, હિંસા, ધમની, ધારનિ, ધરા, તંતુકી, વાયુકી, સ્થિરા, અને જીવજ્ઞા એમ નવ નાડીઓ કહી છે. ૨૧–૨૨

**दुहो**–पांनि मूल अंगुष्ठके, वहत त्रिधाम सु नार ।
आदि अंत पित बातहे, मध्य सु कफ निरधार ॥ २३ ॥

**અર્થ**–હાથના અંગુઠાના મૂળમાં ત્રણે ઘરમાં નાડી વહ્યા કરે છે, તેમાં આદિ કહેતાં પ્રથમ ઘરમાં નાડ ચાલતી હોય તો પિત્ત, છેલ્લા ઘરમાં ચાલતી હોય તો વાયુ, તેમ વચ્ચેના ઘરમાં ચાલતી હોય તો કફ એમ નક્કી સમજવું. ૨૩

**सोरठा**–यहें त्रिदोष बिधांन, वहत चत्र गति भेद यह ।
इन आदांन निदांन, कर चिकत्स भेषज करहु ॥ २४ ॥

**અર્થ**–આ પ્રમાણે ત્રિદોષનાં વિધાન છેઃ આ ત્રણ ભેદથી નાડી ચાલે છે, પણ જ્યારે ચોથી ગતિના ભેદથી ત્રણે ઘરમાં ચાલવા માંડે, ત્યારે ત્રિદોષ ઉત્પન્ન થાય છે, એમ આદાન અને નિદાન તથા ચિકિત્સાએ કરીને વૈદું કરીએ છીએ. ૨૪

## નાડીના ભેદ.

### सवैया.

बायस भेक कुलंग गती पित, थांनक आद उनें निधारें ।
मोर मराल कपोत कहे कफ, मध्य निवास वनाय बिचारें ॥
नाग जलो गति होय जबें तव, मारुत भाषत अंत अगारें ।
तीतर लाव बटेर वहे गति, तीनहु ठोर त्रिदोष निहारें ॥ २५ ॥

**અર્થ**–કાગડાની, દેડકાની અને કુલિંગની ગતિથી નાડી ચાલતી હોય ત્યારે પિત્તની ઉત્પત્તિ, અને તે વખતે નાડી પહેલા ઘરમાં વહે છે; મોરની, હંસની અને કપોતની ગતિથી ચાલે, ત્યારે કફની ઉત્પત્તિ અને તેમાં નાડી વચ્ચેના ઘરમાં રહી ચાલે છે; સર્પની અને જળોની ગતિએ વહેતી હોય ત્યારે વાયુની ઉત્પત્તિ અને તે વખતે નાડી છેલ્લા ઘરમાં વહે છે; તેતરની, લાવની અને બટેરની ગતિએ નાડી ત્રણે ઘરમાં ચાલતી હોય ત્યારે ત્રિદોષ સમજવો–એમ મોટા વૈદ્યો કહે છે. ૨૫

**दुहा**–चपला पित्त सु मंद कफ, वात वक्र गति होय ।
ओर ठोर गति ओर ग्रहि, कहें त्रिदोषी सोय ॥ २६ ॥

नाडी भेद तबीबलें, भाषे भिन्न सु भींन ।
नीतपाल मन व्हैं मुदित, अंदर आयस दीन ॥ २७ ॥

**અર્થ**-પિત્તની ચપળ, કફની ધીમી અને વાયુની વાંકી ગતિથી નાડી હોય અને બાજા ઘરમાં બીજી ગતિથી ચાલે તે ઠેકાણે ત્રિદોષી કહેવાય છે. ભિન્ન ભિન્ન ભેદો લઇને તે ફિરંગી વૈદે નાડીના ભેદ કહ્યા, તેથી મનમાં નીતિપાળ રાજા મુદિત થઇ અંતઃપુરમાં જવાની આજ્ઞા આપી. ૨૬-૨૭

**हनुंफाल छंद.**

आमात उठि बैंदांन, नृप द्वार कीन पयांन ।
देहुरी लंघित सात, पुनि किंकरी पहिरात ॥
बैंठाय बैंद दुहार, इक गई अंदर नार ।
नृप नार बुझ्झिय जाय, इत फिरंग आयस पाय ॥
उन कही आवे दोय, तीसरो संग न कोय ।
उन बैद भंखी जाय, जन दोउ अंदर आय ॥
कीनो सु बैद पयांन, सुकवी ग्रह्यो सामांन ।
फिर लंघि देहुरि तीन, परबेस अंदर कीन ॥
किंकरी सामीं आय, ले चली सौध बुलाय ॥ २८ ॥

**અર્થ**-કારભારી અને વૈદ્યે રાજાની આજ્ઞા થતાં ત્યાંથી ઉઠીને રાજદ્વાર ભણી ચાલવા માંડ્યું. તેઓ સાત દેવડીઓ વટાવીને આવ્યા અને જ્યાં સ્ત્રીયોનો પેહેરો હતો ત્યાં ગયા. વૈદને બારણે બેસારીને એક સ્ત્રી મહેલમાં ગઇ અને અંદર જઇ મહારાણીને કહ્યું કે, અહીં ફિરંગી વૈદ્ય આવ્યા છે અને અંદર આવવાની આજ્ઞા માગે છે. ત્યારે ઉત્તર આપ્યું કે, બે સિવાય ત્રિજો કોઇ આવે નહીં. કિંકરીએ પહેરાપર આવીને આજ્ઞા પ્રમાણે વરધી આપી એટલે વૈદ્યરાજ તથા જોડે સામાન લઇને ભારતીનંદ કવિ ચાલ્યા. તેઓએ પાછી ત્રણ દેવડીઓ વટાવીને અંદર પ્રવેશ કર્યો, એટલે એક કિંકરી સામે આવીને તેઓને સાથે લેઇ મેહેલમાં ચાલી. ૨૮

**गाथा**-व्याधी सु कलाप्रवीनं, नाडी भेद बैद प्रविशन विधि ।
एकात्रिंश अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ २९ ॥

**અર્થ**-કળાપ્રવીણનો વ્યાધી, નાડી ભેદ, વૈદ્યરાજ મેહેલમાં ગયા, આદિ વિધિયુક્ત પ્રવીણસાગરની એકત્રીશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૯

इति श्रीप्रवीनसागरे आतुरावस्था नामनी एकत्रीशमी लहेरनी रसपूर्णा टीकानो एकत्रिंशस्तरंगः ॥

# લહેર ૩૨ મી.

## કલાપ્રવીણની ચિકિત્સા.

सोरठा—वैद सु अंदर जाय, निरखित राज दुहार छबि ।
सो सुरपुर समुदाय, कैलासकि वैकुंठ विधि ॥ १ ॥

અર્થ—વૈદ્યે અંદર જઇને રાજમેહેલની શોભા નીરખી, ત્યાં એવી રળિયામણી છબી જોવામાં આવી કે, જાણે તે સ્વર્ગનો સમુદાય હોય કે કૈલાસ કે વૈકુંઠ કે પછી બ્રહ્મલોક હોય ?

आय सु चेरी संग, जहां वृंद बैठे बधू ।
उत लैं नाम फिरंग, कुसुम सुनाई कुमरि प्रति ॥ २ ॥

અર્થ—મહેલની શોભાને જોતા જોતા વૈદ્ય અને તેનો સાથી, સુઘડ દાસીની જોડે જ્યાં રાજવધૂઓનાં વૃંદ બેઠેલાં છે ત્યાં આવ્યા એટલે તેમનું (ફિરંગી) એવું નામ કુસુમાવલીએ રાજકુંવરી પ્રત્યે લીધું. ૨

**मनिमालछंद.**

आये इत वैद अवाज कहें, बाला बिखरे तन साज चहें ।
ब्रह्मी रुष नेंन उघार लखी, नेंनांमहि ब्रह्मसुता परखी ॥
अंका भरि सेज बिठाय दही, एते कछु साज सम्हार लही ।
सिंगार खसे सु सजे न सजे, वैदांन समीप सु आय रजे ॥
बैठी उत राज तरूनि सभा, देखंत तबीब कुमारि प्रभा ।
झीनें पटमें छबि कामनिकी, मानों दरसे दुति दामनिकी ॥
टूटी लर मोतिय शीश झरे, मांनों पयकी घन धार धरे ।
छूटी लट सो उर आय रही, मानों हर नागनि चक्र लही ॥
ज्यों ज्यों बेंदी छबि भोंह चढें, त्यों त्यों उपमा सु अनेक बढें ।
ऐसें सिगरेइ सिंगार खसे, मानो ललना रति अंत लसें ॥
शोभा लखिकें मन रीझ रहें, देखें कर लाउ तबीब कहे ।
दीनो कर वैद नसा परखें, टेढी करि भोंह त्रिया निरखें ॥

एकें इक दीठ मिलंत जबें, लीनो बधु सात्विक भाव तबें ।
चंदा मुख बिंब चढी अरूनी, लाली गुल नेंन भरी बरुनी ॥
राजी उलटी कर कंप लहें, भूलो शुधि बैंद बिलोकि रहें ।
ब्रह्मी कहि बैद सह्मारि दशा, कीजें उपचार निदांन नसा ॥
बैदांन इतेमाहि जांन लहि, चेरे करसें निज थेलि ग्रही ।
सीसा मदका सु निकास लिया, नोरंग चुआ उन नाम किया ॥
प्याला भर एक सु आप पिया, दूजा भरि राज कुमारि दिया ।
नासा स्वर खैचत सीवि करें, बैदा मिस्र बैंदन चिंत हरें ॥
बीरी कहि चूरन पांन दही, एते महि बाल सह्मार लही । ३ ।

**અર્થ**-અહિ "વૈદ્ય આવ્યા" એવો અવાજ કર્યો, જે સાંભળતાંજ કળાપ્રવીણ, શરીર ઉપરના વિખરાઇ ગયેલા શણુગારને સમારવાની ઇચ્છા કરવા લાગી કે, તુરત બ્રહ્મકન્યા તે આંખના અણસારામાં તરત સમજી ગઇ. પછી સ્હેજવારમાં રાજકન્યાને બાથમાં લેઇ, ઓઠીંગણ મુકી સુખસજ્યા ઉપર બેસાર્યાં. એટલા વખતમાં કંઇક સાજ સમારી તથા કેટલોક શૃંગાર સમાર્યો, ન સમાર્યો ત્યાં તો વૈદરાજ સામે આવી ઉભા રહ્યા; રાજવધૂઓની મંડળી બેઠેલી છે, વૈદરાજ કુવરી-કળાપ્રવીણની શોભા નિહાળે છે, તો ઝીણાં વસ્ત્રમાં કામનીરૂપ કળાપ્રવીણની છબી એવી શોભે છે કે, જાણે આકાશમાં વીજળી ઝબકતી હોય? માથા ઉપરથી તુટેલી લટોમાંથી મોતી ઝરે છે તે જાણે દુધના મેઘની ધાર પડતી હોય? અને છુટેલી એક લટ છાતીએ-સ્તને આવી વિંટાઇ રહી છે તે જાણે મહાદેવજીએ ધરેલું નાગણીનું ચક્ર હોય! જેમ જેમ કપાળ ઉપરની બેદી સહિત ભૃકુટિ ચડાવે છે, તેમ તેની શોભા અને ઉપમા અનેક પ્રકારે વધતી જાય છે. એ વિધિયે શરીરના શણગાર ખસી ગયા છે, તેથી લલનારૂપ પ્રવીણ એવી લાગે છે કે, જાણે સંભોગને અંતે રતિદેવી શોભતી હોય નહિ એવી પ્રભા જોઇને, તેનું મન ખુશાલીમાં ગરકાવ થઇ ગયુ. આનંદિત થયેલા એવા તે વૈદ્યે કહ્યું કે, "હાથ લાવો-નાડી જોઇએ!" તરત રાજદુલારીએ વૈદ્યના હાથમાં હાથ આપ્યો. વૈદ્ય પોતાના હાથમાં પ્રવીણનો હાથ લઇને નાડી પર-ખવા લાગ્યા અને કળાપ્રવીણ તો ભૃકુટીની કમાન વાંકડી કરી વૈદ્યનું મુખ નિરખ્યા કરે છે. એક બીજાની નજરે નજર મળી એટલે સ્ત્રીએ સાત્વિક ભાવ ધર્યો-તે એવી રીતે કે ચંદ્ર જેવું શ્વેત મુખ, પાકેલા ધીલોડા જેવી રતાશ-ગુલાબના પુલના જેવી લાલાશ અને કમળ જેવી આંખોની પાંપણો જળથી ભરાઇ આવી-એટલુંજ નહીં પણ રોમાવલિ ઉભી થઇ ગઇ;

હાથે કંપારી છુટી. બીજી ગમ વૈદ્ય પણ પોતાના શરીરની શુદ્ધબુદ્ધ ભુલી, પ્રવીણ સામું સ્તબ્ધ થઇ જોઇ રહ્યા, તે જાણી તેમને કુસુમાવલીએ કહ્યું કે, હે વૈદ્યરાજ! બરાબર દશા સંભાળીને નાડી પારખી, મનન કરીને પછી ઉપાય કરો કે જેથી અમારી લાડીલીને આરામ થાય. એટલું કહેતાં વૈદ્ય ચેતી-ચિત્તને વશ્ય રાખી, ચેલા પાસથી દવાની થેલી લેઇને, તેમાંથી મદ્યનો શિશો કાઢી લીધો ને તેનું "નવરંગ સુવો છે" એમ નામ આપી, તેમાંથી એક પ્યાલો ભરીને પોતે પીધો, રાજ્યદ્વારમાં કોઇ પણ ઔષધ રાજ સંતાનને આપતાં પહેલાં વૈદ્યે તેનું પાન કરવું પડે છે; અને પછી બીજો પ્યાલો રાજકુંવરીને આપ્યો. તે નાકના સ્વરને ખેચી કુંવરી કળાપ્રવીણ સીસકારા સાથે પીઇ ગયાં, આમ વૈદ્યના મિસથી વૈદ્યનું પ્રવીણે ચિત્ત હરી લીધું! પછી "આ ચુરણ છે" એમ કહી વૈદ્યે પ્રથમ રીતિ પ્રમાણે એક પાનની બીડી પોતે ખાઇ, બીજી પ્રવીણને આપી, જે ખાતાંવેત રાજલાડીલીને અસાધ્ય મટીને સાધ્ય થઇ ગઇ. ૩

## સવૈયા- શ્લેષાલંકાર.

बेंननमें सब बात जनावत, नेंननमें सनिपात सो आवें ।
सीत घरीक घरीक उठे जर, फेर घरी मुरजी तन तावें ॥
साधन ओर अराधन ओर, "न=नारि" निहारि सबें सुध पावें ।
बैदनकों सब भेद परिच्छ, न–आयुष बैद प्रबीन मिलावें ॥ ४ ॥

**અર્થ**–(પ્રથમ અર્થ) વૈદ્યે કહ્યું કે, જે દરદીને પૂછતાં વચનમાં વધારે વાત જણાવે, અને તેના નેત્રમાં જોતાં સન્નીપાત છે એવું નજરે આવે; વળી ઘડીકમાં શરીર ટંડું થઇ જાય ને ઘડીકમાં તપી ઉઠે, તેમ વળી ઘડીકમાં મુંઝાઇને શરીરમાં સંતાપ પામે–એવા દરદીના રોગનું સાધન જૂદાજ પ્રકારનું છે, તેમ આરાધન પણ જૂદાજ પ્રકારનું છે; તેમજ એની નાડ જોવાથી દર-દની સર્વે ખબર પડતી નથી. બધા વૈદ્યોને આ રોગના સર્વ ભેદની પરીક્ષા નથી પણ તેનું આયુષ્ય હોય તોજ તે હુશિયાર વૈદ્યને મેળવી આપે.

**(બીજો અર્થ)** કળાપ્રવીણ એક વચનમાં પ્રેમની બધી વાત જણાવી આપે છે, અને તેના નેત્રમાં તો સનિ (સ્નેહ) પાત (પડેલો) છે તે જણાઇ આવે છે. ઘડીકમાં (મિત્રનો મેળાપ થવાથી ટંડી થાય છે-અને ઘડીકમાં વિયોગ થશે એવી ચિંતાથી) તપી ઉઠે છે, તેમજ વળી ઘડીકમાં મુંઝાય છે ને સંતાપ પામે છે. તેને જોઇને આસપાસની સ્ત્રીઓ જુદા પ્રકા-રનાં સાધન અને આરાધન કરે છે–પણ તેના રોગને કોઇ જાણી શકતાં નથી. વળી વૈદ્યોનો સર્વ ભેદ જાણનાર આ વૈદ્ય, પ્રવીણના આયુષ્યેજ મેળવી

આપ્યા છે-અથવા સર્વ વૈદ્યોના ભેદને જાણુનાર આ વૈદ્યે પ્રવીણુને આયુ મેળવી આપ્યું છે. ૪

### કળાપ્રવીણુની દશા.

### सवैया.

द्रग लोलनसें अध खोल लखें, कर टेक कपोल दियें न दियें ।
कस कंचुककी कसकांन लगी, मुखसें सिसकार कियें न कियें ॥
भ्रुव कोंननसें फरकांन लगी मुख, काहुको नाम लियें न लियें ।
झझिकात प्रबीनाकि बात मनो कही, वोइ करें सुनिबो करियें ॥ ५ ॥

**અર્થ**-પ્રવીણુ, અરધ ખોલેલા ચપળ નેત્રોવડે જોયા કરે છે, હાથનો ટેકો ગાલ ઉપર દે છે અને નથી દેતી, કંચુકીના કસોને ખેચવા લાગી છે, અને મુખથી સીસકારો લે છે અને નથી પણુ લેતી, ભૃકુટીના ખુણાને ફરકાવે છે, તેમ મુખેથી કોઇનુ નામ લેછે ને નથી લેતી, ઘડિયે ઘડિયે ઝબકી ઉઠે છે તથા રસ મુકીને એવી તો વાતો કરે છે કે, જાણે તે કહ્યાજ કરે ને આપણે સાંભળ્યાજ કરીએ. ૫

### પ્રવીણુનાં નેત્રનું વર્ણન.

**सवैया**-रूप भरी रस रंग कटाछन, नाओक क्रंन सरं नखियां ।
माधवि आरुनता रदकी, हदकी मधुमत्तनकी झखियां ॥
खंजन गंजन मीन प्रभानह, रंजन कंजनकी पखियां ।
मिंत प्रबीन यहे मृगकी, अखियांसें अधीक लसे अंखियां ॥ ६ ॥

**અર્થ**-રૂપ, રંગ તથા રસથી ભરેલી અને ધનુષધારીએ કાન સુધી ખેચીને નાખેલ બાણુ જેવાં વેગવાળાં કટાક્ષ જેવી, મદિરાની રતાશ તથા હાથીદાંતની ઉજ્વળતાની હદને હરનારી, ભમરાઓની કાળાશને ઝાંખી કરનારી, ખંજન પક્ષીની શોભાને ગભરાવનારી તેમ માછલાની ચપળતાને હરનારી અને કમળની પાંખડીઓને રાજી કરનારી એવી હે પ્રિય મિત્ર પ્રવીણુ! આ મૃગની આંખોથી તમારી મનોહર આંખો અધિક શોભે છે. ૬

### પ્રવીણુની વાણીનું વર્ણન.

### सवैया.

चंचलता चख कोंन चमंकित, खोर झुकें बरुनी तिरछांनी ।
भोर कपोल मसें उससें रसकें, चसकें ससकें मुसकांनी ॥
रेख रदच्छदकी झलके, चलके रद रत्त रसा दर सांनी ।
कोकिलकी कलकी हलकी हलकी, मुनि मिंत प्रबीनकी बानी ॥ ७ ॥

**અર્થ**-આંખોના ખુણામાં ચપળતા ચમકે છે અને કાજળની રેખા સહિત વાંકી વળેલી પાપણો શોભે છે, તથા બન્ને ભમરો કપોલ તરફ ધસી આવે છે; અને તેના મુખના સિત્કારા તથા મંદ હાસ્ય અધિક રસના સ્વાદને વધારે છે; તેમ હોઠની રેખા ઝળકે છે. વળી દાંત સહિત લાલ જીભ દેખાઇને ચમકે છે. એવા મનોહર મુખમાંથી નીકળેલી પ્રિય મિત્ર કળા-પ્રવીણની વાણી, કોયલના મધુર અવાજની હલકથી પણ હલકી લાગે છે. ૭

**सवैया.**

बोलतही सरसात हितू मन, बेंनमें मोर महा सुख दांनी ।
जेबरनी सुरता रतिकी यह, ते पुतरीमें परें सब जांनी ॥
भेद कितेइ किते सुर बंदन, जोइ कहे यह टेक निसांनि ।
तांन त्रिधांन गुमांन भरीअत, बीन किधो परबीनकी बांनी ॥ ८ ॥

**અર્થ**-બોલતાંજ જનનાં મન ખુશી થાય છે; તે વચનમાં તો મોરની પેઠે મહા સુખ દેવાવાળી છે, તથા જેટલી કામદેવની સ્ત્રી રતિની સુરત ક્રીડાની ચતુરાઇ વર્ણવેલી છે-તે સર્વે આ પ્રવીણની આંખની પુતળીમાં માલમ પડે છે; અને કેટલાક ભેદવાળા અને કેટલાક સ્વરના ઉચ્ચાર વખાણવા યોગ્ય જોઇને **સાગર** કહે છે કે, આ સર્વે ટેકની નિશાની છે, એટલુંજ નહીં પણ તાન, વિધાન તથા ગુમાનની ભરેલી વાણી છે કે, પ્રિય મિત્ર પ્રવીણની વાણી છે?

**શ્લેષાર્થ**-જેમાં સાતે સ્વર બોલે છે એવાં તુંબડાં છે તથા વાણીમાં તો મયૂર પક્ષી જેવી સુખદાયક છે; વળી જેણે આ સ્ત્રીના સુર, તાળ, વરણવી વિસ્તાર્યા છે તે સર્વે આ કાષ્ઠની પુતળીરૂપ વીણામાં માલુમ પડે છે, અને કેટલીક વગાડવાની ગતિ વગેરે ભેદ તથા કેટલાક ઉચા નીચા સ્વર કરવાના બદન-પડદા છે તેને જોઇને કહે છે કે, આ નખલો મારી તાર બજાવવાના ટેકની નિશાની છે-એવા અનેક તાનના વિધાનવાળી ગુમાનોથી ભરેલી ચતુરની વાણી છે કે, આ તે વીણા છે? ૮

**सोरठा**-होय सचेत कुमारि, बूझन लगी त्रधूंन प्रति ।
ओठमु आंनन धार, कहीसु इतें फिरंगि को ॥ ९ ॥
कीनी कुसुम उचार, कुमरी खमां खमां सुकहि ।
लीनी भलें सलार, आपे भई असाध गति ॥ १० ॥
सो कीनों आसांन, आए वहें फिरंग इत ।
दीजें इन सनमांन, कहा त्रजाद सु कीजीयें ॥ ११ ॥

**અર્થ**-પછી રાજકુંવરીએ સાવધ થઇને તથા હોઠને દબાવીને, પાસેની સ્ત્રિયોને પૂછવા લાગી કે, અહિ આ ફિરંગી કેવા? ત્યારે કુંવરીને, “ખમા ખમા” એમ કુસુમાવલીએ માનદાયક વચન ઉચ્ચારીને કહ્યું કે, બેન સાહેબ! શા કારણથી આપ અસાધ્ય થઇ ગયાં હતાં તેની આ વૈદ્યે ભલી રીતે સંભાળ લીધી અને તેણે કરીનેજ આપ સાધ્ય થયાં, તે ઘણુંજ સારૂં થયું. આ ફિરંગી વૈદ્ય આપણે મહેલે આવ્યા એજ એમણે આપણા ઉપર ઘણી કૃપા કરી છે, તેથી એમને સન્માન દ્યો-એમની આગળ મર્યાદા ના હોય! ૯-૧૧

## चोपाई.

कला प्रबीन कुमरि सुधि लीनी, अनुग बधाइ राज प्रति दीनी ।
महाराज मन दुचिते भज्जे, देहुरि पंच शब्दिय बज्जे ॥
अति आनंद सहर जन पाये, कैंउ कुमरी उपायन लाये ।
हुकुम राज मंत्री प्रति दीनों, भलो निदांन फिरंगि न कीनों ॥
कुंडल बलय बसन ले जाओ, बैदन प्रति इनांम बकसाओ ।
यह अमांत सुनि अंदर आये, बकसन बैंद साज सब लाये ॥
बानी यह प्रति बैंद कहाई, यह इनांम महराज पठाई ।१२।

**અર્થ**-રાજકુંવરી કળાપ્રવીણ જ્યારે ઠીક થયાં ત્યારે, અનુચરે મહારાજાને વધામણી આપી, જે સાંભળી મહારાજાના મનની ચિંતા ટળી રળીયાત થયા; રાજદ્વારે પંચ શબ્દથી વાજીત્ર વાગવા લાગ્યાં-આખા શેહેરમાં આનંદ આનંદ વરતાઇ રહ્યો, અને તેની ખુશાલીમાં રાજકુંવરી સારૂ ભેટો લઇ લઇને પુરજનો આવવા લાગ્યાં. એવા ઉલ્લાસથી મહારાજાએ મંત્રી પ્રત્યે હુકમ કીધો કે, ફિરંગી વૈદ્યે ઘણો સરસ ઉપચાર કર્યો, જેથી કુંવરીને સુખ થયું, વાસ્તે કુંડળ-કડાં-અને ઉત્તમ વસ્ત્ર વૈદ્યને ઇનામ આપો. રાજઆજ્ઞા સાંભળી કારભારી ઇનામ આપવાની બધી વસ્તુઓ લઇને અંદર આવ્યા, બાદ નમ્ર વાણીથી વૈદ્યને કહ્યું કે, આ પારિતોષિક મહારાજાએ આપને વાસ્તે મોકલ્યું છે તે સ્વીકારો ૧૨

**सोरठा**-हम इनांम नहि लेत, कृपा ईश काहु न कमी ।
पर उपकारन हेत, सहज देश निकसे सहल ॥ १३ ॥
लीनो नहि ईनांम, बोत बिनय मंत्री करी ।
गये अमायत धांम, सासन मंग महीपकी ॥ १४ ॥
बैठे उतें फिरंग, चिंत न उठबेकों चलें ।
नेंन निहारत अंग, उर उमंग अतिही भरे ॥ १५ ॥

कीनी कुसुमन सैंन, लोक लाजहूके लियें ।
बीती जाम जु रैंन, तब तबीब लीनी बिदा ॥ १६ ॥

**અર્થ**-વૈદ્યે કહ્યું કે:-અમે કંઇ પારિતોષિક લેતા નથી, હમારે ઇશ્વરની કૃપાથી કોઇ વાતની કમીના નથી, અમો તો પરોપકાર વાસ્તેજ સહજ દેશાંતરની સહેલે નિકળ્યા છીએ. મંત્રીએ ઘણો વિનય કર્યો, પણ વૈદ્યે તે લીધું નહીં. પછી કારભારીએ મહારાજ પાસે આવી સઘળી વાત કહી, બાદ રાજેન્દ્ર શ્રીની આજ્ઞા લઇ વૈદ્ય પોતાને ઘેર જવા તયાર થયા, પણ વેશધારી ફિરંગીનું મન ત્યાંથી ઉઠવાને ચાલતું નથી, ને હૃદયમાં અતિશય ઉમંગભેર કળાપ્રવીણનું અંગ ટગર ટગર જોયા કરે છે. પછી કુસુમાવલીએ લોકની લાજને લીધે સાન કરી એટલે એક પહોર રાત ગઇ એટલે વૈદ્યે વિદાયગીરી લીધી. ૧૩-૧૬

**छप्पय**-तब तबीब निज थांन, आय मित्रन प्रति भंखिय ।
तुम प्रताप तारुनी, व्याधि मुसकिल असांन किय ॥
नृप इनांम पठ्यो, सोय हमहू नहि लीनों ।
सुख सुरता मन प्रांन, उलट उंनहीकों दीनों ॥
बिध बिध बनाय बातन करीं, वह चरचा सबही निशा ।
परभात मतो करि मिंत मिल, अबें गमन कीजें दिशा ॥ १७ ॥

**અર્થ**-તે તક વટાવી, વૈદ્યરાજ પોતાને મુકામે આવી, મિત્રો પ્રત્યે કહેવા લાગ્યા કે, તમારા પ્રતાપથી નવયૌવના કળાપ્રવીણનો મહા રોગ મટાડી, તેમનીપર ઉપકાર કર્યો છે, અને રાજાએ પારિતોષિક મોકલાવ્યું તે તો અમે લીધું નહીં-પણ ઉલટું સુખ, શુદ્ધિ, મન અને પ્રાણ એમને દીધું છે. એવી ઘણા પ્રકારે વાતો કરી, આખી રાત ચર્ચામાં કાઢી. પ્રભાતમાં મિત્રોએ મળીને એવો મનસૂબો કર્યો કે હવે આપણી દિશા તરફ ચાલીએ. ૧૭

**दुहो**-मुरझाये सागर सुमन, परी भनक वह कांन ।
बनें न फिर मिलबो अबें, धार्यो मिंत पयांन ॥ १८ ॥

**અર્થ**-સવારે ચાલવું એવો ભણકારો કાને પડ્યો ત્યારે **સાગર** મનમાં મુંઝાઇ ગયા, અને મનમાં જાણ્યું કે, મિત્રોએ તો જવાનું પ્રયાણ કર્યું તેથી હવે ફરીને મળવાનુ બનશે નહીં. ૧૮

**सबैया.**

चलबो यह कांन भनंक परी, तबतें अंखियांन भरे जलबो ।
जलबो बिरहानल पावकसें, जिय नावक बांन लगो सलबो ॥

सलबो हिय होत प्रबीन मिटनें, बनो नहिं फेर घरी मिलबो ।
मिलबो मिलबो मुखहीतें गयोहे भयोहें अबे चलबो चलबो ॥१९॥

**અર્થ**–ચાલવું એવો કાને ભણકારો પડ્યો ત્યારથીજ નેત્રમાં પાણી ભરાયાં અને વિરહાગ્નિના તાપથી બળવા માંડ્યું તથા કાળજામાં લાગેલા બાણની પેઠે સાલવા લાગ્યું. વળી જે સાલ હૃદયમાં સાલે છે તે, હે પ્રિયમિત્ર પ્રવીણ! મટ્યું નહીં–કેમકે ફરીને એક ઘડી પણ મળવાનું બન્યું નહીં અને મળવું મળવું એ તો મુખેથી ગયું, પણ હવે તો ઉલટું ચાલવું ચાલવું થયું છે. ૧૯

## જાતિ સ્વભાવ અલંકાર.

**छप्पय**–तबें मिंत महराज. करी कर जोर अरज यह ।
आप गये रजधांन, निशा पहिचांन परी नह ॥
अब रहत थिर इतें, काहु जो जांनन पावें ।
नफा न कछु इन बात, गुनेगारह ठहरावें ॥
महराज कहो इतहीं रहें. यहें सु बात बिचारियें ।
मिलबो बनें न इहि फेर अब, नेहनग्र पथ धारियें ॥ २० ॥

**અર્થ**-સાગરને ઉદાસ જોયા એટલે મિત્રોએ મહારાજને હાથ જોડીને આમ અરજ કરી કે, આપ રાજધાનીમાં પેઠા તે વખતે રાત્રી હોવાથી, ઓળખ પડી નહીં, પણ હવે અહિયાં સ્થિતિ કરીને રહીશું અને કોઇ આપણો ભેદ જાણી જશે તો પછી એ વાતમાં કાંઇ ફાયદો નથી પણ ઉલટા ગુન્હેગાર ઠરીશું; માટે મહારાજ! કહો તો અહીં રહીએ! હવે એનો ફરીને મેળાપ થવાનો નથી માટે, નેહનગરનો રસ્તો પકડિયે. ૨૦

**दुहो**–यही बात कर प्रात उठि, कियो गमन दिस बास ।
सागर कलाप्रबीन दुहु, उरमें लई उदास ॥ २१ ॥

**અર્થ**–એ પ્રમાણે વાત્ત કરી, પ્રાતઃકાળમાં વહેલા ઉઠીને પોતાના નિવાસ ભણી ચાલતી પકડી, પરંતુ વિયોગને લીધે સાગર અને પ્રવીણ એ બન્ને જણાં મનમાં ઉદાસ થયાં. ૨૧

## સૂર્યોદય વર્ણન.

### सवैया.

प्रात उदें प्रगट्यों रवि बिंब, किधों कैलासपति द्रग ज्वालहि ।
पत्र तजें बिंकसोहें पलास, उसास जह्यातें धराधर ब्यालहि ॥

पोंनसें तुंग उड्यो गिरिराज, कीधों मुचकंद जगावत कालहि ।
रक्त भरयो सु झरयो सु लसें जनु, जोगिनि कालि भुजामें कपालहि ॥२२॥

**અર્થ**–પ્રભાત થતાં સૂર્યનાં કિરણો પ્રગટયાં, તેથી એવો ભાસ થયો કે જાણે તે સૂર્યનું બિંબ છે કે પછી કૈલાસ પતિ **શંકર**નાં ત્રીજાં નેત્રની ઝાળ છે! ખરી ગયેલાં પાંદડાંવાળો સુંદર કેસુડાંથી ભરેલો ખાખરો ખીલી રહ્યો છે કે, ધરા કહેતાં પૃથ્વીને ધરનાર **શેષનાગ** બગાસું ખાઇને ઉચ્છ્વાસ નાંખે છે, તેની આ ઝાળ હશે? કે પછી વાયુના ભારે ઝપાટાથી કોઇ પર્વતનું શિખર ઉડે છે કે, **મુચકંદ** રાજાને કાળ જગાડે છે! કે લોહીથી ભરેલું અને છલકતું જોગણીરૂપ **કાલિકા**ના હાથમાં ખપ્પર છે? ૨૨

## चोपाई.

यहि बिधि उदय प्रभाकर कीनों, नेहनग्र पथ सागर लीनों ।
उत प्रबीन उनकी सुधि पाये; दोऊ मन बिशेष दुख लाये ॥
जारत बिरह ज्वाल तन जग्गी; ठोकर मनहु व्याल तन लग्गी ।
कुसुम मित उत इत समुझावें; पें न धीर कोऊ बिधि पावे ॥
आगे आनंद होंन मन धारी; पैं मिल मिल बिरह दून बिस्तारी ।
खांन पांन भूषन रुचि छंडे; मदन भेद बिस्तारन मंडे ।
उनके चिंत भेद वह जांनें; बिरही बिना बदंत न मांने ॥२३॥

**અર્થ**–એ પ્રમાણે સૂરજે પ્રકાશ કર્યો, ત્યારે **રસસાગરે નેહનગર**નો માર્ગ લીધો, તે ખબર **પ્રવીણ**ને મળી તેથી **પ્રવીણ** અને **સાગર** બન્ને જણ પોત-પોતાના મનમાં ઘણું દુઃખ પામ્યાં, અને બાળનારી વિરહાગ્નિની ઝાળ શરીરે જાગી ઉઠી, તેથી જાણે શરીરમાં સર્પની ઠોકર લાગી હોય, એ રીતે બંને જગોએ દુઃખરૂપ થઇ પડયું. પછી **પ્રવીણ**ને **કુસુમાવલી** અને અહિં **સા-ગર**ને મિત્રો સમજાવી દીલાસો આપે છે, પણ કોઇ ઉપાયથી ધીરજ ધરતાં નથી. મનમાં એમ હતું કે આનંદ થશે, પરંતુ મળવાથી તો ઉલટી રોમ રોમ વિરહની ધુન લાગી, તેથી ખાન, પાન અને અલકાર આદિ શણગાર ધરવાંની ઇચ્છા છોડીને બન્ને જણ મદન ભેદનો વિસ્તાર કરવા લાગ્યાં. એઓના ચિત્તનો ભેદ એઓ પોતેજ જાણે, અર્થાત્ જેઓએ વિરહ વેદનાને અનુભવી નથી, તેમના આગળ કહિયે તો તે માને નહીં. ૨૩

**सवैया**–पानिके जंतु कहा पहिचांनत, ग्रीषमके तपकी गरदीकी ।
केसरकी करिहें कह किंमत, हे न परीख जहां हरदीकी ॥

कायरकों न कछू परिहें कल, सूरनकों सुधि हे मरदीकी।
बे दरदी न प्रवीन लहें कछु, जांनहिगो दरदी दरदीकी ॥२४॥

**અર્થ**-પાણીના જંતુઓ ગ્રિષ્મ ઋતુના તાપની ઝડીને શું જાણે ? જ્યાં હળદીની કીંમત નથી તેઓ કેસરની શું પરીક્ષા કરી શકે? લડાઈના મેદાનમાં કાયરને કાંઇ બહાદુરીની કળ પડેજ નહીં, એની તો શૂર પુરૂષોનેજ શુદ્ધિ હોય છે. હે **પ્રવીણ**! બેદરદી દરદીના દુ:ખને લહેજ નહીં-એ તો દરદીજ દરદીના દરદને જાણશે. ૨૪

**दोहा**-समुझावें सागर सु प्रति, मिलिमिलि राह सु मित।
सुख जानत दुखमो प्रगट, धीर न धरियत चित ॥ २५ ॥
वहत राह बहु दिन भये. लंघ बिदेश सु देश।
जिहि बिधि कीनो गमन त्यों, किय निज धांम प्रवेश ॥ २६ ॥

**અર્થ**-આમ મહારાજ **રસસાગરની** વ્યાકુળ હાલત થઈ પડવાથી મિત્રો એકઠા મળી મળીને વારે વારે સમજાવે છે; પણ સુખ જાણતાં દુ.ખ પ્રગટયું તેણે કરી મન ધારણ રાખી શકતું નથી. પોતાને શહેરે જતાં રસ્તે બહુ દિવસ વહી ગયા. દેશ પરદેશને ઉલ્લંઘતા ઉલ્લંઘતા, જે રીતે ચુપકીદીથી, જતાં ગમન કર્યું હતું, તેજ પ્રમાણે પોતાના મેહેલમાં પ્રવેશ કર્યો. ૨૫-૨૬

**गाथा**-बैंद कला परबीनं, चरचा नेहनग्र सागर गति।
उभैं त्रिंश अभिधानं, पुर्न प्रबीन सागरो लहरं ॥ २७ ॥

**અર્થ**-કળાપ્રવીણનુ વૈદુ, ઉતારે થયેલી ચર્ચા, પછી મિત્રો સહિત મહારાજા **રસસાગરનું નેહનગર** ભણી પધારવું એ વૃત્તાંતવાળી **પ્રવીણસાગર** ગ્રંથની બત્રીશમી લેહેર સંપૂર્ણ થઈ. ૨૭

इति श्री प्रवीनसागरे प्रेमपत्रिकाप्रत्युत्तर नामनी बत्रीशमी लहेरनी
रसपूर्णा टीकानो द्वत्रिंशस्तरंग: ॥

# લહેર ૩૩ મી.

## વિયોગાવસ્થા.

**दुहो**–इतकों रससागर कुमर, उतकों कलाप्रबीन ।
मिलि बिछुरत बाढ्यो सुदुख, बिरह दशा तब लीन ॥ १ ॥

**અર્થ**–અહી રસસાગર કુમાર અને ત્યાં કળાપ્રવીણ બન્ને એકઠાં થઈ, પછી જૂદાં પડવાથી વિયોગનું દુઃખ થયું, તેથી વિરહ દશાને ધારણ કરી છે. ૧

### વિપ્રલંભ શૃંગાર ભેદ.

**छप्पय**–बिछुरत प्रीतम उभैं, होत तिहि ठोर जो रसहि ।
बिप्रलंब सिंगार, तास बरनंत सु कवि कहि ॥
भेद चत्र तिहि भिन्न, पूर्न अनुराग कहीजें ।
करुना मान प्रबास, यहें चारो लिख लीजें ॥
गुन भेद रूप ताकें सु गहि, बहुर दशा दश बिस्तरत ।
करि भिन्न भिन्न ताकी कला, बिरह बिथा बर्नन करत ॥ २ ॥

**અર્થ**–મળેલાં સ્ત્રી પુરૂષ અથવા બે મિત્રો જૂદા પડે, તે ઠેકાણે જે રસ ઉત્પન્ન થાય છે તેને વિપ્રલંભ શૃંગાર કહીને કવિયો વર્ણવે છે. તેના ચાર ભેદ છેઃ–
પૂર્વાનુરાગ, કરૂણ, માન અને ચોથો પ્રવાસ વિપ્રલંભ; તેમના ગુણ, ભેદ અને રૂપને ગ્રહીને પછી દશ રીતિની દશાને વિસ્તારે છે, તેમ ભિન્ન ભિન્ન કળા કરીને વિરહ દશાનું વર્ણન કરીએ છીએ. ૨

**छंद पद्धरी**–

देखंत प्रेम दंपातिहि सोय; बिछुरंत तदन परकास होय ।
बिनु लखें प्रांन तलफे अताग; एही सु भेद पूर्बानुराग ॥
आपको जास मिलरह्यो रंग; जोगांन जोग दुख तास अंग ।
लिख मिंत दशा शोचंत चित; ताहि सो बिरह करुना कहंत ॥
मिंतको मिंत पावें जु दोष; पावंत चिंत आवेंजु रोष ।
कछु रार होत बिछुरे सु आंन; बिन मिलें कष्ट वह विरह मांन ॥

परदेश मिंत कीनो पयांन; मिटिगई ओध पुगे न थांन ।
एकेक चिंत बाढे उदास; तासें कहंत बिरहा प्रवास ॥
बिन मिलें शोच बाढंत चिंत; दश दशा होत ब्रह सो बदंत ॥ ३ ॥

**અર્થ**–જે સ્ત્રી પુરૂષમાં એક બીજાને પરસ્પર જોયાથી પ્રેમ બંધાયો હોય તે વિખૂટાં પડતાં પ્રકાશ થાય અને પ્રિયને વગર જુવે જીવ અથાગ ઝુરે, એ પૂર્વાનુરાગ નામે વિપ્રલંભનો ભેદ છે; પોતાનો પ્રેમ જેથી સુદૃઢ રહ્યો હોય અને અદૃષ્ટના જોગે તેના શરીરે દુ:ખ થાય તેને લીધે, પ્રિયની દશા જોઈ મનમાં ચિંતા કરે, તેને કરૂણ નામે વિપ્રલંભ કહે છે; મિત્રથી થયેલા દોષને મિત્ર જાણે અને જે જાણતાંજ મનમાં રોષ આણે, તેથી તકરાર થતાં છૂટાં પડે પણ એક બીજાને વગર મળે ઘણુ દુ:ખ ખમે, એ માન વિપ્રલંભ; મિત્ર પરદેશ ગયા હોય અને અવધિ વીતિ ગયા છતા ઘેર પહોંચ્યા ન હોય તથા તેણે કરી એક બીજાના મનમાં ઉદાસી વર્ત્તે, તેને પ્રવાસ વિપ્રલંભ કહે છે. હવે મિત્રને મળ્યા વગર મનમાં ખેદ વર્તતો જાગ અને તેની જૂદાઈને લીધે દશ સ્થિતિ થાય છે તેને વિરહ કહે છે. ૩

**दुहो**–विप्रलंब सिगारके, कहे चार परकार ।
होत दशा दश बिन मिलें, सो अब कहों उदार ॥ ४ ॥

**અર્થ**–એ પ્રમાણે વિપ્રલંભ શૃંગારના ચાર ભેદ કહ્યા, પણ મેલાપ વગર જે દશ પ્રકારની દશા ઉપજે છે તેને હવે વિસ્તારશું. ૪

**गाथा**–अभिलाष सु चिंतायं, गुनह कथन संमृति उद्वेगं ।
फुनि प्रलाप उन्मादं, जडता व्याधि मरन यह जानहु ॥ ५ ॥

**અર્થ**–અભિલાષા, ચિંતા, ગુણકથન, સ્મૃતિ, ઉદ્વેગ, પ્રલાપ. ઉન્માદ, જડતા, વ્યાધિ અને મરણ, એ દશ વિયોગીની દશા જાણવી. ૫

### દસ દશા.

### मौक्तिकदाम.

मिलें मन नेंनन बेनन रंग; चहें मिलबो चित दंपति अंग ।
इकें इक बाढतजात सनेह; कही अभिलाष दशा ब्रह एह ॥
किहीबिध मिंत मिलें उत जाय; इतें मिलहें कब मित सु आय ।
यहें निश द्योस बिचारत चित; चिंता ब्रह चातुर तास कहंत ॥
जहा गुन मित सु चित गनंत; अलंकृत ओर सरूप अनंत ।
भयो मनमथ्थ सुमार बिशेष; यहें बिरहा गुन कथ्थन लेप ॥

बिना प्रिय और कछु न सुहाय, सबैं ग्रह काज दिये बिसराय।
लगी मिलियें मिलियें यह बांन, दशा बिरहा वह संमृति जांन ॥
सबैं सुखदायक जो उपचार, वहैं दुख दैंन लगे सु अपार।
लगो मन मिंत सु मिंतहि ध्यांन, दशा उदबेग ब्रहा सु बखांन ॥
रहे मन भोंर समान भ्रमंत, तनं मनसें परताप तपंत।
बहो बिधि बानि बदें प्रिय पच्छ, यहैं परलाप दशा ब्रह लच्छ ॥
तराक्कित ऊठ चलें सु बिशेप, चितें रहें चक्रित आंनन देख।
हसें फुनि रोय करंत बिबाद, यहे बिरहा सु दशा उनमाद ॥
गई सुधि बुद्धि सु भूलि सयांन, भयो सुख दुःख सु दोय समांन।
लगी प्रियसें सुरता अवछेद, दशा बिरहा जडता यह भेद ॥
तपें तन दीरघ लेत उसांस, झरे जलं नेंनन होय निरास।
बढे दिनही दिनही मन आधि, दशा बिरहांन कहें यह व्याधि ॥
छलं बलके उपचार करंत, बनें नहि क्यों न मिलें दोउ मिंत।
बढें पारि पूरन प्रेम प्रमांन, बने तब शेष दशा सु बिधांन ॥ ६ ॥

**અર્થ**-અન્યોન્ય સ્નેહને લીધે મન, આંખો અને વાણીનો જેમનો રંગ મળી ગયો હોય, અને જે સ્ત્રી પુરૂષ મનમાં એક બીજાને અંગથી મળવાને ઇચ્છતાં હોય, જેમનો મળવા માટે સ્નેહ વધતો જતો હોય તેને વિરહની **અભિલાપ** દશા કહે છે. કયે પ્રકારે મિત્રને જઈ મળું, અથવા અહીં આવી મિત્ર ક્યારે મળશે, એ પ્રકારે જે રાત દિવસ મનમાં ચિંતવન કર્યા કરે, તેને ચતુર જનો વિરહની **ચિંતા** નામની દશા કહે છે. જે ચિત્તમાં મિત્રના ગુણ લણ્યા કરે અને તેના વસ્ત્રાલંકારની શોભા તથા સ્વરૂપનું વર્ણન કર્યા કરે, તેથી જે મનને મથનાર કામદેવ વધારે ઉત્પન્ન થાય એને વિરહની **ગુણકથન** નામની દશા કહે છે. જ્યારે પ્રિય મિત્ર યાદ આવે, ત્યારે બીજું કાંઈ ગમે નહિ ને ઘરનું સકળ કાર્ય ભૂલી જઈ, મળીએ તોજ ઠીક, એવી જેની પ્રકૃતિ થઇ જાય, તેને વિરહની **સ્મૃતિ** નામની દશા જાણવી. જે સર્વ રીતે સુખદાયક ઉપચારો છે, તેજ ઉપચારો અપાર દુઃખદાયક લાગે અને હૃદયની અંદર પ્રિતમ ને પ્રિતમનુંજ ધ્યાન લાગી રહે, તે વિરહની **ઉદ્વેગ** નામની દશા જાણવી. ભમરાની પેઠે જેનું મન ભમતું રહે, અને તન મનથી જૂદો જે જીવ તે પણ તલસી ઉઠે તથા ઘણી રીતે પ્રિયતમના પક્ષની વાણી બોલ્યા કરે, એ વિરહની **પ્રલાપ** દશાનું લક્ષણ

છે. શંકાથી ઉઠી ચાલવા માંડે અને મન ભ્રમિત રહે તથા મુખ સામું જોઇયે તો હસે ને વળી રડે, તેમ કયારેક વાદ કરવા લાગે એવી જે સ્થિતિ તે વિરહની ઉન્માદ દશા જાણવી. પ્રિય મિત્રમાં અખંડ ધ્યાન લાગવાથી શુદ્ધિ બુદ્ધિ અને શાણપણ જતું રહી, તેથી સુખદુઃખ બન્ને સરખાં થાય, એટલે સુખ દુઃખની ખબર રહે નહીં, એવી જે સ્થિતિ એને વિરહની **જડતા** નામની દશા કહે છે. વિરહથી અંગ તપે અને લાંબા નિશ્વાસ લે, વળી આંખોમાંથી આંસુની ધારા ચાલ્યા કરે, તેમજ નિરાશા થઇ જાય ને દિવસે દિવસે મનનુ દુઃખ વધતું જાય—એને વિરહની **વ્યાધિ** નામની દશા કહેલી છે. છળબળના ઘણાક યત્નો કરવા છતાં પણ કોઇ પ્રકારે બન્ને મિત્રોને મળવાનું બને નહીં, તથા મનમાં પ્રેમનું પરીપૂર્ણ પ્રમાણુ વધી પડે અને તેથી કરીને જે અનાયાસે મરણ થાય, તેને **મરણ** નામની વિરહની છેલ્લી દશા જાણવી. ૬

**गाथा**—उत कुसुम परवीनं, माहाराज मित इत चरचा ।
कीनी काव्य नवीनं, जो जो दशा होय सब बरनें ॥ ७ ॥

**અર્થ**—એક તરફ કુસુમાવલી અને કળાપ્રવીણ અને બીજી તરફ મહારાજા **રસસાગર** તથા મિત્રો વચ્ચેની ચર્ચામાં જે જે દશા ઉપજે છે, તે સર્વે નવિન કવિતામાં હવે વર્ણવીએ છીએ. ૭

### सवैया.

राज मंहा अभिलाष बिराजत, चिंतहे राजकुमार बिचच्छन ।
संमृति ओर उद्वेग वजीर, अमीर दुहू जडता गुन कथ्थन ॥
हे हकमी उनमाद प्रलापहि, व्याधरु शेष निआउ चुकावन ।
सागर शाह सनेहकी आयस, यातन नग्र दुहाई फिरी इन ॥ ८ ॥

**અર્થ**—અભિલાષરૂપી મહારાજા ગાદી ઉપર બિરાજે છે, **ચિંતા**રૂપી અતિ વિચિક્ષણ **રાજકુમાર** છે, **સ્મૃતિ** અને **ઉદ્વેગ** એ બે પ્રધાનો છે, **જડતા** અને **ગુણકથન** રૂપ બે અમીરો છે, **ઉન્માદ** અને **પ્રલાપ** એ બે હાકેમો થાય છે, **વ્યાધિ** તથા **મરણ** ન્યાય ચુકવનાર ન્યાયાધિશ થયા છે, એવી શરીરરૂપી નગરીમાં, હે મિત્ર **સાગર**! સ્નેહરૂપી હાકેમની દુહાઇ પ્રવર્તે છે. ૮

### सवैया. રૂપકાલંકાર.

सागर सूर प्रभा प्रगटी अरु, नेह मरीच निरंतर जागें ।
कांम अनोपम ओप करें इत, आतसके चसमें चख लागें ॥

बिना प्रिय और कछु न सुहाय, सबें ग्रह काज दिये बिसराय।
लगी मिलियें मिलियें यह बांन, दशा बिरहा वह संमृति जांन॥
सबें सुखदायक जो उपचार, वहें दुख देंन लगे सु अपार।
लगो मन मिंत सु मिंतहि ध्यांन, दशा उदबेग ब्रहा सु बखांन॥
रहे मन भोंर समान भ्रमंत, तनं मनसें परताप तपंत।
बहो बिधि बानि बदें प्रिय पच्छ, यहें परलाप दशा ब्रह लच्छ॥
तराक्कित ऊठ चलें सु बिशेष, चितें रहें चक्कित आंनन देख।
हसें फुनि रोय करंत बिबाद, यहे बिरहा सु दशा उनमाद॥
गई सुधि बुद्धि सु भूलि सयांन, भयो सुख दुःख सु दोय समांन।
लगी प्रियसें सुरता अवछेद, दशा बिरहा जडता यह भेद॥
तपें तन दीरघ लेत उसांस, झरे जलं नेंनन होय निरास।
बढे दिनही दिनही मन आधि, दशा बिरहांन कहें यह व्याधि॥
छलं बलके उपचार करंत, बनें नहि क्यों न मिलें दोउ मिंत।
बढें परि पूरन प्रेम प्रमांन, बने तब शेष दशा सु बिधांन॥ ६॥

**અર્થ**—અન્યોન્ય સ્નેહને લીધે મન, આંખો અને વાણીનો જેમનો રંગ મળી ગયો હોય, અને જે સ્ત્રી પુરૂષ મનમાં એક બીજાને અંગથી મળવાને ઇચ્છતાં હોય, જેમનો મળવા માટે સ્નેહ વધતો જતો હોય તેને વિરહની **અભિલાપ** દશા કહે છે. કયે પ્રકારે મિત્રને જઇ મળું, અથવા અહીં આવી મિત્ર ક્યારે મળશે, એ પ્રકારે જે રાત દિવસ મનમાં ચિંતવન કર્યા કરે, તેને ચતુર જનો વિરહની **ચિંતા** નામની દશા કહે છે. જે ચિત્તમાં મિત્રના ગુણ લખ્યા કરે અને તેના વસ્ત્રાલંકારની શોભા તથા સ્વરૂપનું વર્ણન કર્યા કરે, તેથી જે મનને મથનાર કામદેવ વધારે ઉત્પન્ન થાય એને વિરહની **ગુણકથન** નામની દશા કહે છે. જ્યારે પ્રિય મિત્ર યાદ આવે, ત્યારે બીજું કાંઈ ગમે નહિ ને ઘરનું સકળ કાર્ય ભૂલી જઇ, મળીએ તોજ ઠીક, એવી જેની પ્રકૃતિ થઇ જાય, તેને વિરહની **સ્મૃતિ** નામની દશા જાણવી. જે સર્વ રીતે સુખદાયક ઉપચારો છે, તેજ ઉપચારો અપાર દુઃખદાયક લાગે અને હૃદયની અંદર પ્રિતમ ને પ્રિતમનુંજ ધ્યાન લાગી રહે, તે વિરહની **ઉદ્વેગ** નામની દશા જાણવી. ભમરાની પેઠે જેનું મન ભમતું રહે, અને તન મનથી જૂદો જે જીવ તે પણ તલસી ઉઠે તથા ઘણી રીતે પ્રિયતમના પક્ષની વાણી બોલ્યા કરે, એ વિરહની **પ્રલાપ** દશાનું લક્ષણ

રાખવાથી મેનાનું મન બાળ્યા કરે છે, તેમ કામદેવ હમેશાં મને મહા દુઃખમાં બાળ્યા કરે છે, તેથી કરીને **સાગર** પાસે નથી તે મને તો શાંત કરશે. ૧૧

## सवैया.

बाल ब्रहांन बिहाल बिलोकित, कीवे इलाज सखी सब दोरी ।
एक गुलाब लियो छिरकावन, चंदनकी इक ल्याइ कटोरी ॥
फूलन हार इकें पहिरावत, एकहु "दांन–समीर" गह्योरी ।
सागर एकहिबेर सबें वह फोरत, ढोरत तोर मरोरी ॥१२॥

**અર્થ**–વિરહથી કાયર થયેલી તે બાળાને જોઇને, તેની આસપાસની સર્વ સખીઓ દોડી આવી, એકે શીતળતા માટે ગુલાબજળ આણ્યું, એક સખી ચંદનથી ભરેલી કટોરી લઇ આવી, એક સુગંધમય ફુલોના હાર પેહેરાવા લાગી, અને એકે શીતળ પવન ઢોળવા સારૂ હાથમાં વીંઝણો લીધો; પણ હે **સાગર** ! **પ્ર**વીણે એ સર્વ એકજ વારે ફોડી–ઢોળી–તોડીને મરડી નાખ્યાં. ૧૨

## सवैया. અતિશયોક્તિ.

नेननसें असुबा उमहे सो गलीन भई बरषाकी तरंगन ।
बारहु मास रहे ऋतु ग्रीषम, आयत सास परोसनि अंगन ॥
जेहर सो रसनां दोहरी भई, पल्लवकी मुंदरी भई कंगन ।
सागर छेद भये छतीयां सर, तोउ भरें मनमथ्थ निषंगन ॥१३॥

**અર્થ**–નેત્રમાંથી આંસુઓ ઉભરાઇને ચાલે છે, પરંતુ તેથી તે ચોમાસાની નદી બની નથી; કેમકે એનો ઉનો શ્વાસોચ્છ્વાસ, પાડોશણના આંગણાં સૂધી આવે છે–તેને ત્યાં બારે માસ ગ્રીષ્મ ઋતુજ રહે છે. પગમાં પેહેરવાનાં લગર તો કટિમેખળાથી બમણાં મોટાં થયાં છે, તેમજ આંગળીઓમાં પેહેરવાની વિંટિયો હાથમાં પેહેરવાનાં કંકણ જેવડી થઇ છે, અને હે **સાગર** ! કામદેવ તો હજી પોતાના ભાથામાં બાણ ભરે છે, પણ **પ્ર**વીણની છાતીમાં તો પેહેલાંથીજ છેદ પડી ગયાં છે ! ૧૩

## सवैया.

याजिय कुंड रच्यो हियमें तहं, इंधन [illegible]
बीच धरे बिरहा बिशवानर, नेंन स्त्रवा
होमतहे सुखकी करि आहुति, धीरज [illegible]
प्यारे प्रबीन प्रबीन पढें श्रुति, नांमके

ताकि परी रुपहें घटमें, प्रतिबिंबित प्रांन महा दुख दागें ।
काहु बिचार न बुझें अबें यह, जारत जोबनको बन आगें ॥ ९ ॥

**અર્થ**—**સાગર**રૂપી સૂર્યની પ્રભા એટલે કાંતિ પ્રગટી તથા પ્રકાશ પામીને હમેશાં સ્નેહ રૂપી કિરણો તેજના અબારથી જાગ્રત થયાં, તેમ જેને કામદેવે અનુપમ રીતે આપેલાં એવાં આંખોરૂપી અગ્નિમાં તે કિરણો તિવ્ર લાગ્યાં, તેની ચિગારી હૃદયરૂપી ઘટમાં પડી, અને તે પ્રતિબિંબ પડવાથી પ્રાણ મોટા દુઃખથી બળવા લાગ્યો, તે ઓલાવવવાને કોઇ વિચાર સૂઝતો નથી, પણ ઉલટું આગળ જતાં જોબનરૂપી વનને અગ્નિ બાળે છે. ૯

**कवित्त.**

उर पुर बेठो जारि, ज्वलन नमाय लीनों; नेंन गढ टेढो जल, नलन डुबायोहें ।
सुख साज राजकों, बिखेरिके बिदाय दीनें; मन मजमूंन ग्वालियर लें चढायोहें ॥
प्रान तख्त बेठो आय, दुखके दिवांन जुत; बिरहा बिकट सूबा, अमल जमायोहें ।
सागर वियोगी खंड, दंडन प्रचंड रूप; मदन पठायो शाह, प्रेम दल आयोहें. १०

**અર્થ**—વિરહ રૂપી સૂબો હૃદય રૂપી શેહેરમાં પેઠો અને તેને પરિતાપ રૂપી અગ્નિથી બાળીને કબજે કર્યું, નેત્રરૂપી વાંકા ગઢને આંસુના પ્રવાહ રૂપી પાણીના નળથી બોળી કાઢયો, સુખ રૂપ સામગ્રી અથવા રાજ સમાજને વિખેરીને સૌને કાઢી મુકયાં, તથા મનરૂપી મજમુદારને તો **ગ્વાલિયર**ના કિલ્લામાં પરહેજ કીધો—એટલે ગ્વાલિયર જેવા મજબૂત કિલ્લામાં તેને ગોંધી રાખ્યો છે; સંતોષ ન પામતાં દુઃખ રૂપી દીવાનને સાથે લઇને, પ્રાણરૂપી કામ, તખ્ત ઉપર આવી બેઠો. એવા તે વિરહરૂપી વિકટ સુબાએ બધે પોતાનો અમલ જમાવી દીધો; એમ હે મિત્ર **સાગર**! વિયોગીના દેશનો દંડ કરવાને મહા વિકરાળ મદનરૂપી શાહે મોકલેલા પ્રેમનું દળ—લશ્કર મનમાં આવ્યું છે. ૧૦

**सवैया. દૃષ્ટાંતાલંકાર.**

नेंननसें जब नेन लगे तबसें, बह नेंनन चाहत नेंनां ।
रेंन कहूं अंसुवा बरजे दिन, रेंन वहे छिनही विसरेंनां ॥
मेन महा दुखमें नित तावत, ज्यों ढिग मंजर पंजर मेंनां ।
हें न कछू सुख चेंन हिये ब्रह, जाग रहे अरु सागर हेनां ॥ ११ ॥

**અર્થ**—નેત્રને નેત્રો ચાહે છે, અને કંઇક રાત તો આંસુઓને રોકે છે, પણ કદી રોકયાં રહેતાં નથી, પણ રાત દિવસ વહ્યા કરે છે. વળી એક ક્ષણ પણ એ નેત્રને આ નેત્ર વિસારતાં નથી. જેમ મેનાના પાંજરા પાસે બિલાડીને

રાખવાથી મેનાનું મન બાળ્યા કરે છે, તેમ કામદેવ હમેશાં મને મહા દુઃખમાં બાળ્યા કરે છે, તેથી કરીને **સાગર** પાસે નથી તે મને તો શાંત કરશે. ૧૧

## सवैया.

बाल ब्रहांन बिहाल बिलोकित, कीवे इलाज सखी सब दोरी ।
एक गुलाब लियो छिरकावन, चंदनकी इक ल्याइ कटोरी ॥
फूलन हार इकें पहिरावत, एकहु "दांन–समीर" गह्योरी ।
सागर एकहिबेर सबें वह फोरत, ढोरत तोर मरोरी ॥१२॥

**અર્થ**–વિરહથી કાયર થયેલી તે બાળાને જોઇને, તેની આસપાસની સર્વ સખીઓ દોડી આવી, એકે શીતળતા માટે ગુલાબજળ આણ્યું, એક સખી ચંદનથી ભરેલી કટોરી લઇ આવી. એક સુગંધમય ફુલોના હાર પેહેરાવા લાગી, અને એકે શીતળ પવન ઢોળવા સારૂ હાથમાં વીંઝણો લીધો; પણ હે **સાગર** ! **પ્રવીણે** એ સર્વ એકજ વારે ફોડી–ઢોળી–તોડીને મરડી નાખ્યાં. ૧૨

## सवैया. અતિશયોક્તિ.

नेननसें असुवा उमहे सो गलीन भई बरषाकी तरंगन ।
बारहु मास रहे ऋतु ग्रीषम, आयत सास परोसनि अंगन ॥
जेहर सो रसनां दोहरी भई, पल्लवकी मुंदरी भई कंगन ।
सागर छेद भये छतीयां सर, तोउ भरें मनमथ्थ निषंगन ॥१३॥

**અર્થ**–નેત્રમાંથી આંસુઓ ઉભરાઇને ચાલે છે, પરંતુ તેથી તે ચોમાસાની નદી બની નથી; કેમકે એનો ઉનો શ્વાસોચ્છ્વાસ, પાડોશણના આંગણાં સૂધી આવે છે–તેને ત્યાં બારે માસ ગ્રીષ્મ ઋતુજ રહે છે. પગમાં પેહેરવાનાં લંગર તો કટિમેખળાથી બમણાં મોટાં થયાં છે, તેમજ આંગળીઓમાં પેહેરવાની વિંટિયો હાથમાં પેહેરવાનાં કંકણ જેવડી થઇ છે, અને હે **સાગર**! કામદેવ તો હજી પોતાના ભાથામાં બાણ ભરે છે, પણ **પ્રવીણ**ની છાતીમાં તો પેહેલાંથીજ છેદ પડી ગયાં છે! ૧૩

## सवैया.

याजिय कुंड रच्यो हियमें तहं. इंधन अस्ति सु आंन ठहेहें ।
बीच धरे बिरहा बिशवानर. नेंन स्त्रवा घृत धार बहेहें ॥
होमतहे सुखकी करि आहुति, धीरज श्रीफल मध्य दहेहें ।
प्यारे प्रबीन प्रबीन पढें श्रुति, नांमके मंत्र निरंत्र ग्रहेहें ॥१४॥

**અર્થ**-આ જીવે તો પોતાના હૃદયમાં યજ્ઞનો કુંડ રચ્યો છે, તેમાં લાકડાંને ઠેકાણે હાડરૂપી સર્પણ લાવીને નાંખ્યું છે, તેને સળગાવવાને વચમાં વિરહરૂપી અગ્નિ મુકયો છે, આંખોરૂપી શરવામાંથી આંસુરૂપી ઘીની ધારાઓ ચાલ્યા કરે છે, અને સુખની આહૂતી તેમાં હોમે છે, ધીરજરૂપી પૂર્ણાહુતિનું શ્રીફળ તે મધ્યે અગ્નિમાં બાળે છે, ને "હે પ્યારી પ્રવીણ! પ્રવીણ!" એ નામની શ્રુતિના મંત્રનો નિરંતર જાપ જપે છે. ૧૪

## सवैया.

प्रेमको बीज धर्यो हियमें वह, लाजकी पांसु दबाय दुरायें ।
नेंन घटा बरसें जबही, तबही जलके परसें दरसायें ॥
पत्र सखी प्रसरें गुन भेद, किते अभिलाष प्रसून लगायें ।
चाहत चिंतसु आवनके फल, प्यारे प्रबीन कहो कब पायें ॥१५॥

**અર્થ**-હૃદયરૂપી ખેતરમાં, પ્રેમરૂપી બીજ વાવીને, તેને લાજરૂપી ખાતરથી ઢાંકયું હતું, તેમાં જ્યારે નેત્રરૂપ મેઘની ઘટા વરસવા લાગી ત્યારે, તેના પાણીના સ્પર્શથી પ્રેમ વૃક્ષ ઉગી નીકળ્યું, તેમાં ગુણભેદરૂપ ડાળિઓ અને પાંદડાં પ્રગટયાં, ને તેને કેટલાંક અભિલાષરૂપ ફુલ લાગ્યાં, હવે તો ચિત્ત કેવળ આવવાનીજ આશા રાખી રહ્યું છે, માટે હે. પ્રિય પ્રવીણ! કહો કે, એ ફળ હવે કયારે પામશું? ૧૫

## सवैया. અસંગતિ અલંકાર.

अंब अताग निबान भरे ब्रह, संमृति तंत्र संवार धरें ।
ब्रीडको मंच बध्यो गुनके गुन, बैल बिचार फिरेबो करें ॥
कांतिकि माल कसी बरुनि ग्रह, नेंत घरी सु भरें उबरें ।
अंग उधांन प्रबीन रच्यो जिय, प्रेम प्रसूंन लता प्रसरें ॥१६॥

**અર્થ**-વિરહરૂપી અથાગ કે જેનો તાગ-છેડો નથી, એવું પાણીતું નવાણ-સરોવર ભર્યું છે, જ્યાં સ્મૃતિ રૂપ યત્ર, સંભાળથી ગોઠવ્યો છે, તથા જે લાજનો રેટ, મંચ ગુણરૂપી દોરથી બાંધી રાખ્યો છે, જેને વિચારરૂપી બળદ ફેરવ્યા કરે છે; તે રેટથી માંડીને ફાળકાની માળ બાંધેલી છે, તે વડે ગ્રહણ કરેલી નેત્ર રૂપી ઘડાઓ ભરાય છે અને ઠલવાય છે, એમ આ જીવે, અંગરૂપી બગીચો રચ્યો છે, તેમાં પ્રેમ રૂપી પુષ્પલતા પ્રસરી જાય છે. ૧૬

## सवैया. વિભાવના લંકાર.

सेपल बीच भरेइ रहो सु परेइ रहो प्रसरे तन सारें ।
कंठ कपोल झरेइ रहो सु भरेइ रहो नव चास भिंगारें ॥

बुंदनसें बिखरेइ रहो सु ढरेंइ रहो बरुनीं-मग ढोरे ।
नेंनन नीर खरेइ तवें जब, नाम तिहारो प्रबीन उचारे ॥ १७ ॥

**અર્થ**-હે **પ્રવીણ**! તમે પોતે જ પલકની વચમાં ભર્યાં રહ્યા છો, અને આખા શરીરમાં ફેલાઇને પડ્યાં રહો છો, તેમ કંઠ ઉપર તથા કપોલ ઉપર ઝર્યાં કરે છે, વળી નવાં વસ્ત્ર ભીંજવીને ભર્યાંજ કરે છે, અને જળ બુંદની પેઠે વિખરાઇ રહે છે, તથા પાંપણના રસ્તાને ઢાળે ઢળ્યાંજ કરે છે; માટે હે **પ્રવીણ**! જ્યારે તમારૂં નામ ઉચારે છે, ત્યારે તેની આંખમાંથી આંસુ ખરે છે, મતલબ કેઃ-જેનું નામ લઇ બોલાવિયે તે આવી હાજર થાય છે, તેમજ તમારૂં નામ લે છે ત્યારે આંખમાંથી આંસુ ખરે છે, તે ઉપરથીજ જણાય છે કે, તમેજ આંસુરૂપે તેની આંખમાં રહ્યાં છો. ૧૭

## सवैया.

शोच बिचार बढेइ रहें सु पढेइ रहेंहे नजिम निदानें ।
आंनन तेज अढेइ रहें सु द्रढेइ रहें बैबस्वत जानें ॥
प्रेम प्रतीत दृढेइ रहें सु गढेइ रहें बिरहा तन प्रांनें ।
चिंत प्रबीन चढेइ रहें सु गढेइ रहें मनमथ्थ निसांनें ॥ १८ ॥

**અર્થ**-શોચના વિચાર વધ્યા કરે છે, જોશીઓ તેના નિદાનને ભણ્યા-કરે છે, તે પણ તનનું તેજ અવટાયુંજ રહે છે; વળી જીવ લેવાને **યમ**-રાજા તો તૈયારજ થઇ રહે છે, અને પ્રેમની પ્રતીતિ વધારે વધારે સુદૃઢ થતી જાય છે, શરીર તથા પ્રાણમાં વિરહ ભરાયાજ કરે છે, ચિત્તમાં **પ્રવીણ**! **પ્રવીણજ**! ચઢયાં રહે છે, તેમ રતિનાથનું નિશાન પણ મનમાં રોપાયું જ રહે છે. ૧૮

## सवैया.

नेंनन नींद कछू करबो अरु, पावकहीं जरबो मनको ।
सास उसासनको भरबो पुनि, शोच सदा करबो दिनको ॥
नेंनन नीर प्रबा झरबो फिर, चाहतहें मरबो तनको ।
प्यारे प्रबीन बिचार करो यह, कोंन खता बिरही जनकों ॥ १९ ॥

**અર્થ**-નેત્રોમાં નિદ્રા તો ભરાય, પણ અગ્નિથી મનને બાળ્યાજ કરવું, લાંબા લાંબા નિસાસા નાંખવા, આખો દિવસ નિરંતર શોચના-દિલગીરી ક-ર્યાંજ કરવી, નેત્રમાંથી આંસુ રૂપી પાણીનો પ્રવાહ ઝરાવ્યા જ કરવો તથા શરીર તજવાનું પણ ચ્હાવું, તો પ્રિય મિત્ર **પ્રવીણ**! વિચાર કરો કે, આમાં

વિરહી જનની કંઇ ભૂલ હશે. કે જેથી કરી હમેશાં આવી દશા ભોગવવી પડે છે? ૧૯

### सवैया. સદેહ સંકર.

प्रेम सुरंज उठे हियमें तिनसें जु चुआंन लगे बरुनी बन ।
मिंत्रको तंत्र कियो घटमें वह, जंत्रसें कैंधो बहेहें सुरा कन ॥
प्रांन सनेही वही द्रग किंकर कैंधो गुलाब लगे छिरकावन ।
कैसि भई गति सो न परें कल, प्यारे प्रबीन बिनां इन आंखन ॥२०॥

**અર્થ**-પ્રેમરૂપી ફુવારો આ હૃદયમાં ઉછળ્યા કરે છે, તેણે કરીને પાંપણોમાંથી જળ વહેવા લાગ્યું; મિત્રરૂપી તંત્ર ઘટમાં કર્યો છે, જેમાંથી સુરાના કણ વહે છે, કે પ્રાણ સ્નેહીને આ આંખરૂપી ચાકરો ગુલાબજળ છાંટવા લાગ્યા છે! એક પ્રાણ સમાણી પ્રવીણ વિના, આ નેત્રની કેવી સ્થિતિ થઇ છે, તેની કાંઇ ખબર પડતી નથી. ૨૦

### सवैया.

स्वासकि डोर प्रबीन तनें अरु, आंसुन नेह लगावत आरें ।
चिंतकी सांन फिरान लगी बह, आसिककी किरवांन उजारें ॥
काट कुटील खरेंबो करेहें, झरेबो करें बिरहा चिन गारें ।
वाहन प्रांन बियोगिनपे नित, आयुध मार खराद समारें ॥ २१ ॥

**અર્થ**-શ્વાસની દોરીને પ્રવીણે ખેંચી અને આંસુરૂપી તેલ આરામાં લગાવ્યું-તેથી ચિત્તરૂપી સરાણ ફરવા લાગી, તે ઇશકરૂપ તલવારને ઉજારે છે, જેમાંથી કુટીલ કાટ ખરતો કરે છે, અને વિરહ રૂપી ચીનગારીઓ ઝર્યા કરે છે; એ પ્રમાણે તે વિયોગીના પ્રાણને હણવા સારૂં, હમેશાં કામદેવ રૂપી સરાણ હથિયાર સજે છે. ૨૧.

### सवैया.

चोक कशिपुत नायकसे अरु, अच्छत नेंन कटाछ उडावें ।
बंदन जावक्र बिंद करे सितकारकि फूकसें मूठ चलावें ॥
हारकि संकरसें जु हनें हिय, पायलके दुहु डाक बजावें ।
भूत धस्यो ब्रिरहा घट भीतर, मिंत प्रवीन मिले तो समावें ॥२२॥

**અથ**-ચાચરપર પાથરેલું બિછાનુ તણાવીને બાંધે-એટલે સૌની નજર ખીલે, અને પછી નેત્રના કટાક્ષ રૂપ અક્ષત ઉછાળે, બાદ સિંદુરના તથા અળતાના લાલ ચાંલ્લા કરે, સીત્કારરૂપ ફુંકથી મૂઠ મારે અને હારની સાંક-

ળથી અંતઃકરણને હણે, પગનાં ઝાંઝર રૂપી ડાક વગાડે, એવા ઉપાયને યોજનાર મિત્ર પ્રવીણરૂપ ભુવો મળે, ત્યારેજ આ વિરહરૂપી ભૂત મનમાં પેઠું છે તે સમાય. ૨૨

## सवैया.

मेंन सुनार दुकांन रच्यो तन, धीरज सास धुआं उमटें ।
ज्यों ज्यों लगें बिरहानल ज्वाल त्यों, कंचन नेह प्रभा प्रगटें ॥
शांम तुला रति लाल धरें मधि, नेंन कसी सु बढें न घटें ।
प्यारे प्रबीन परच्छन हार, बनावत भेद मनी सु जटें ॥२३॥

**અર્થ**-કામદેવરૂપી સોનારે આ તનરૂપી દુકાનની રચના રચી છે, જેમાંથી ધીરજરૂપી ધુણી, શ્વાસને રસ્તે થઇ બહાર આવે છે; જેમ જેમ વિરહાનળની અગ્નિની જવાળા લાગે છે, તેમ તેમ સ્નેહરૂપી સોનાની કાંતિ અગ્નિમાં તવાઇને શુદ્ધ દેખાય છે, બે કીકીઓરૂપ કાંટામાં રતિરૂપ લાલ ચણોઠી મુકીને, સરખાવી જોતાં અથવા આંખોરૂપી કસોટીમાં કશી જોતાં, ન ઘટે કે ન વધે, હે પ્યારિ પ્રવીણ! એમ તે સોની, ભેદરૂપ મણીઓથી જડિત્ર હાર બનાવે છે. ૨૩

## सवैया.

एक समें किरतार करें यह, उत्तरसें इक जोगिनि आवें ।
दंड करें नृप खंडनके शिर, आय त्रियांनाकि आंन फिरावें ॥
जाय सदा जिय चाहतहें हम, पच्छम ताय पटोदे पठावें ।
कंठ भुजा धरिकें भरि आसव, तादिन आय प्रबीन पिआवें ॥२४॥

**અર્થ**-એક સમે કિરતારે જાણે એવો બનાવ બનાવ્યો કે, ઉત્તરમાંથી એક જોગણી આવી તે આખા ખંડના નૃપને માથે દંડ કરે, પછી સ્રીઓનાં થાણાં બેસારી, સ્રીઓનીજ આણ ફેરવે, તેમ જેને હમેશાં અમારો જીવ ઇચ્છે છે, તેને જ પશ્ચિમ તરફનો પટ્ટો આપીને મોકલાવે, તો હે પ્રિય મિત્ર પ્રવીણ! તે દિવસે આવીને, કંઠમાં હાથ ધરીને મદિરાનું પાત્ર ભરી, પાન કરાવે. ૨૪

## ઉત્પ્રેક્ષાલંકાર.

**सोरठो**-ज्यों ज्यों संभ्रांति होत, त्यों त्यों अति बिरहा बढें ।
मांनहु दीप उदोत, पूरन नेह प्रबीन जू ॥ २५ ॥

**અર્થ**-હે પ્રવીણ! હવે તો જેમ જેમ તમારી સ્મૃતિ થાય છે, તેમ તેમ વિરહવેદના ઘણીજ વધતી જાય છે, તે જાણે પરિપૂર્ણ ભરેલા તેલથી દીવાનો પ્રકાશ વધતો જતો હોય તેમ જણાય છે. ૨૫

सवैया.

ज्वाल बनीं बिरहा बडवानल, आंसुन लेर लगी प्रसरें ।
धीरज बेट डुबावनकों, मकरध्वज मीन कलोल करें ॥
नाउ मनोरथके न चलें मग, नेहकि भोंर अरूझ परें ।
प्यारे प्रबीन बीनां तन सागर, सागरकी समताजु धरें ॥ २६ ॥

**અર્થ**-વિરહની પીડા તો વડવાનળ અગ્નિની જ્વાળા સમાન બની છે, આંસુ રૂપી લહેરો આવી આવીને પસરે છે, હવે ધીરજના દ્વીપને ડુબાવવાને કામદેવરૂપ મગરમચ્છ યત્ન કરે છે, અને સ્નેહરૂપી ભમરી આડી આવવાથી મનોરથરૂપ નાવ જરાએ ચાલતું નથી; માટે એક પ્યારી પ્રવીણ વિના, મહારાજા રસસાગરનું શરીર, સમુદ્રની સમતાને ધરે છે. ૨૬

પ્રતિકાલંકાર.

**गाथा**-रेरे धिषणा मंदो, चंदो किय बंदन सरभरियं ।
एयं कला चलायं, दिन दिन कला बढ्ढियं अबला ॥ २७ ॥

**અર્થ**-રે રે! મદ બુદ્ધિવાળા કવિયો! ચંદ્રને સ્ત્રીના મુખ જેવો કહ્યો એજ તમારૂં વિરૂદ્ધપણું છે, કેમકે ચંદ્રની કળા ચલ હોવાથી પ્રતિ દિવસે ઘટતી જાય છે, પણ સ્ત્રી-મુખની કળા તો દિવસે દિવસે વધતી જાય છે. ૨૭

**दुहो**-ऐसेंही चरचा चलत, दिन बीतत दुहु ठोर ।
पत्र लिखत एकेक प्रति, बढ्यो बिरहको दोर ॥ २८ ॥

**અર્થ**-એવી ચર્ચા ચલાવી બંને ઠેકાણે વિયોગી દંપતી દિવસ ગુજારે છે તેમાં અકેકપર પત્ર લખી મોકલવાથી વિરહનો વેગ વધી પડયો છે. ૨૮

**गाथा**-सागर कलाप्रबीनं, व्यापित बिरह दशा बर्नन विधि ।
त्रयं त्रिश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ २९ ॥

**અર્થ**-રસસાગર તથા કળાપ્રવીણને વ્યાપેલી વિરહ દશાના વર્ણનયુક્ત પ્રવીણસાગર ગ્રંથની તેત્રીસમી લહેર સંપૂર્ણ થઇ. ૨૯

इति श्रीप्रवीनसागरे वियोगावस्था नामनी तेत्रीशमी लहेरनी रसपूर्णा टीकानो त्रयात्रिंशस्तरंगः ॥

# લહેર ૩૪ મી.

## ઉપાલંભ ભેદ

दुहा–पाती प्रेम एकेक प्रति, आवतहे इहि रीत ।
करत शोच चितमें किते, बासर भये बितीत ॥ १ ॥
रेंन द्योस नेंन न लगे, हें न कछू सुख चेंन ।
मेंन भरे बिछुरें दुहू, लगे उपालंभ देंन ॥ २ ॥

**અર્થ**–એ પ્રમાણે નિરંતર એક બીજા ઉપર સ્નેહના પત્રો આવે છે, તે વાંચી મનમાં શોક કર્યા કરે છે. એવી રીતે કેટલાક દિવસો વીતિ ગયા. રાત દિવસ આંખો મળતી નથી, કેમકે કામથી ભરેલાં બેઉ જણ, જૂદાં પડી ગયાં છે, તેથી પરમેશ્વરને ઉપાલંભ દે છે. ૧–૨

**सवैया.**

देह जुदाइ करीतो कहा मन, एह जुदो न कबें परिहें ।
नेंननसें तसमीर जो सागर हें जु, लखी सु नहीं टरिहें ॥
ध्यांन लगो वह बानिकको सोई, अंगके संग लगो जरिहें ।
क्योंरे गुमांन करे किरतार अबें, करि कोप कहा करिहें ॥ ३ ॥

**અર્થ**–પ્રવીણ કર્ત્તાને ઉદ્દેશી ઉપાલંભ દે છે કે–દેહની જુદાઇ કરી તેથી શું! પણ આ મન કદી જૂદું પડશે નહીં; અને આ નેત્રવડે જે પ્રાણપ્રિય સાગરની છબી નિરખી છે, તે કોઇ કાળે ટાળી ટળવાની નથી! વળી એ બાનિકનું ધ્યાન લાગ્યું છે તે તો આ અંગની સાથે જડી રાખેલું હોવાથી, અંગની સાથેજ બળશે, વાસ્તે હે પરમેશ્વર! શામાટે ગર્વ કરે છે?–હવે તું કોપ કરીને વધારે શું કરીશ? ૩

**પરિકરાંકુરાલંકાર.**

कवित्त–सागर अताग सो न, चातुरहू तिरचो जाय ।
मरें पार परचो जाय, ताछिनहूं मरियें ॥
मेरहूको फेर बिनां, पायहू न परचो जाय ।
गरें लाग गिरचो जाय, गिरहूतें गरियें ॥

पर बिन पंछीहूते, नभहू न चढ्यो जाय ।
नभनको नेचो पाय, नभहूतें परियें ॥
पति पति जपि जपि, तपि तपि हारयो तन ।
किरतार टार, अंक फेरेहू न करियें ॥ ४ ॥

**અર્થ**–સમુદ્રનો વિસ્તાર અથાગ છે, જે ચતુર હોય તેનાથી પણ તે તર્યો જાય એમ નથી. તેમ જો મરવાથી પણ પાર પમાતું હોત તો તેજ ક્ષણે મરત. મેરૂ પર્વતના ઘેરને પગવિના ફરાય નહીં, ને જો લાગ ન મળે તો ઉપરથી પડીયે; પાંખ વિનાના પંખીથી આકાશે ચઢયું જાય નહીં, પણ જો નભનો અંત–પાર પામીએ તો આકાશથી પડીયે; વળી "પતિ! પતિ!" એમ જપી જપીને અને તપી તપીને, શરીર થાકી–હારી ગયું, નહિ તો કિરતારના લખેલા આંક ટાળીને બીજા શા માટે ન કરિયે? હે કિરતાર! હવે તો નશીબમાં લખેલા વિયોગના આંક ટાળી નાખ, અને ફરીથી કોઇવાર એવા આંક લખીશ નહીં. ૪

दुहो–हरता करता कहतहें, सोउ न साच बिचार ।
नेंन नीर अजहुं न मिटें, बिरही कहा बिहार ॥ ५ ॥

**અર્થ**–સર્વ કોઇ ઇશ્વરને કર્ત્તા હર્ત્તા કહે છે તે સાચો વિચાર નથી, કેમકે તે હર્ત્તા છે તો અમારી આંખોમાંથી વહેતું નીર હજુ સુધી કેમ હર્યું નહીં! ને કર્ત્તા છે તો આ વિરહીનો વિયોગ ટાળીને વિહાર સંયોગ કેમ કરાવતો નથી? ૫

## ઇન્દ્રને ઉપાલંભ.

### सवैया.

हे मतिमंद पुरंदर ये अबला पर आज कहा बल बंध्यो ।
ना बिरही बिरही कबहू बिरही जनको सुरसें उर बंध्यो ॥
ना ढिग सागर मिंत अली तब, या दिनमें सुख ऐसो निबंध्यो ।
कांम कमांन गही इतनें पर, चातुक बांन कमांनहि संध्यो ॥ ६ ॥

**અર્થ**–હે મંદ મતિના ઇંદ્ર! આ એક અબળા ઉપર આજ આટલું બધું શું બળ અજમાવે છે! તું વિરહી નથી, તને કોઇ દિવસ વિરહનો અગ્નિ પ્રગટ્યો હોય એમ જણાતું નથી, શાથી કે, વિરહી જનનો તો રસ સાથેજ પ્રાણ બાંધ્યો છે! અલી પ્રિયે! જ્યાં લગી મારી પાસે મિત્ર સાગર નથી, ત્યાં સુધી, આ કર્મમાં આવું સુખ લખેલું છે, એટલા ઉપર તો વળી કામદેવે કમાન ઝાલી, ત્યાં તો બપૈયે તે કમાનમાં વાણીરૂપી તીર સાંધ્યું!! ૬.

### ચંદ્રને ઉપાલંભ.

### सवैया.

दधि कोक सरोजन शोक निधांन–मधूकरकों मुरझावतहें ।
दरदी तनकी मनकी बतियां, सो उलूकको मिंत न पावतहें ॥
कछु शंक बिनां धर कोंन धरें, हर कंकनसो शिर आवतहें ।
बिरही जनकी बिनती सुनिकें शशिकों न कोऊ समुझावतहें ॥ ७ ॥

**અર્થ**–સમુદ્ર, હરણ અને કમળને શોકના ઓધ, ભમરાઓને મુંઝાવનાર, તેમ આ દરદીનાં તન અને મનની વાતને તો ઉલુક–ઘુવડ મિત્ર જાણતોજ નથી અને વળી જરાય સંદેહ વિના કોઇનો ભય ધરતો નથી, અને શિવના ભસ્મકંકણ જેવો બાળનાર થઇને માથાપર આવે છે, પણ અમારી વિરહી–દીનની વિનતી સાંભળીને, ચંદ્રમાને પણ કોઇ સમજાવતું નથી. ૭

### પર્યાસ્તાપન્હુતિ.

### सवैया.

हें न सुधा शशि पुंज हलाहल, बूझहुं चक्क पुकार करेंगो ।
देखतहीं दुखदायक तूं यह, कंज सबें बिधि साख भरेंगो ॥
लाजत हे न इते पर आवत, साज कला कहा मोहि करेंगो ।
सागर मिंत मिलेंगे तबें लग, तेरो रिपू द्रगतें न टरेंगो ॥ ८ ॥

**અર્થ**–હે ચંદ્રમા! લોકો કહે છે કે, તારામાં અમૃત છે, પણ તેમ નથી–તું તો કેવળ હળાહળ વિષનો રાશી છે–જો ચકવો તે વિશે પોકારી કહે છે. દેખીતોજ તું તો દુ:ખદાયક છે, જેની આ કમળ સાક્ષી પુરે છે, રે તું મારી ઉપર આવતાં લાજતો નથી ! અલ્યા વધારે વધારે કળા સજીને મને તું શું કરીશ ? હું જાણુંજ છું કે, પ્રિય મિત્ર સાગરના મળવા સુધી તારો રિપુ જે રાહુ–સાગરનો રસ્તો–મારી આંખોમાંથી દૂર થશે નહીં. ૮

### બ્રહ્માને ઉપાલંભ.

### कवित्त.

करेहे अनीत कछु, परेहे न ब्रह्म कल डरेहे न चिंत अंत, करताको राजहें ।
जोई जोई आवे मन, सोई सोई लीजें कर; कोई दिन ओइ संग, दरदी अवाजहें ॥
सागर प्रबीन कोक, शोककी न जानतहें;कोकनद ंद तोय, तोककी नवाजहें ।
मानरे अजांन तेरो, काल न रहेगो मांन;जाहिर जहांन,आनदांन तेरी आजहें.९

અર્થ—આટલી અનીતિ કરે છે છતાં હે બ્રહ્મા! તને તેની કંઇ ગમ પડતી નથી? તું ચિત્તમાં જરાએ બ્હીતો નથી, પણ જાણ કે, અંતે જગતકર્ત્તાનુંજ રાજ છે! જે જે મનમાં આવે તે તે કરી લે, કોઈ દિવસે તારા ઉપરીની પાસે દરદીની અરજ જશે; **સાગર** અને **પ્રવીણ** એવાં જે હરણ હરણી, તેના શોકની પીડાને તું જાણતોજ નથી; માટે હે રાતા કમળના નંદન બ્રહ્મા! તને તો થોડા કાળની બક્ષીસ છે, વાસ્તે રે! અજાણ! જરા માન! કારણ—કાલે તારૂં માન પણ રહેશે નહીં, આ જાહેર દુનિયાંમાં તારી આણ ને દાણ આજ જ છે! ૯

दुहो—चतुर नहींरे चतुरमुख, नहीं प्रेम पहिचांन ।
सागर मिंत चकोर शशि, ताय न मिलबे आंन ॥ १० ॥

અર્થ—નહિ નહિ, ચાર મુખવાળા બ્રહ્મા! તું ચતુર નથી—એટલુંજ નહિ પણ તને પ્રેમની પણ પિછાન નથી, જો એમ તું ન માનતો હોય તો, પ્રિય **સાગર**રૂપ ચંદ્ર અને **પ્રવીણ** રૂપ ચકોરને આણીને મેળવી આપે નહીં? ૧૦

## सवैया.

मूरति हे मनकी मनमें, लगनीं अगनीं झरके तपनेंमें ।
माल लियें मुख नांम उचारत, बासर बीततहें जपनेंमें ॥
या तनको मिलबोइ मिट्यो अरु, बातनको मिलबो सपनेंमें ।
ब्रह्म बडो इसकीमें अजांन बियोग, ले भाल लिख्यो अपनेंमें ॥११॥

અર્થ—મૂર્તિ તો મનની મનમાંજ છે અને લગની તો ઝરતા અગ્નિના તપવામાંજ છે, હાથમાં માળા લઇને મુખેથી નામનો ઉચ્ચાર જપ્યા કરીએ છીએ—એમ જાપ જપવામાંજ દિવસો વિતે છે, મળવું તો રહ્યું પણ સ્વપ્નમાં મળવુંય કયાં છે? માટે એમજ માલમ પડે છે કે, આ બ્રહ્માજ ઇશકમાં અજાણ જણાય છે, કેમકે હે, મનનામાણ્યા **સાગર**! તેણે આપણા કર્મમાં વિયોગ લખ્યો. ૧૧

## सवैया. ઉલ્લાસાલંકાર.

खारो कियोहे पयो-निधिकों पय, कारो कियो पिकसां अनुमांनो ।
कंटक डार गुलाब कियो अरु, चातक बारहीं मास त्रसांनों ॥
पंकको अंक कियोहे मयंकमें, आग कियोहे चकोरको खांनों ।
सागर मिंत सबें परखा करि, हंस पती हरवाहन जांनों ॥१२॥

અર્થ—સમુદ્રના જળને ખારૂં કર્યું છે, ને પ્રિય બોલનાવાળી જે કોયલ

તેને કાળી કરી, સુગંધવાળા ગુલાબની ડાળિયોમાં કાંટા કર્યા, ચાતક પક્ષીને બારે માસ તરસ્યોજ રાખ્યો, શીતળ કિરણોથી પ્રકાશી સુખ આપનાર ચંદ્રમામાં કલંક કર્યું, ચકોર પક્ષીનો ખોરાક દેવતા કર્યો તો વ્હાલા **સાગર** મિત્ર ! સર્વ રીતે પરીક્ષા કરીને હંસપતિ જે **બ્રહ્મા**, તેને **મહાદેવજીના** વાહન જેવા જાણો. ૧૨

## કામદેવને ઉપાલંભ.

### कबित्त.

घटा हें न केश बज्र, छटा हें न बेसर ये; कुच हें न अंमृतके, कुंभ धरे भर भर ।
नेंन हें न एंन येजु,कज्जर कलंक नांहि; ज्योंन हें न तन जोत, भूषन न कर कर ॥
भाल हे न इंदु लाल, बिंदु हे न ज्वाल; नेंन सुरसरीन नेंनकों, नीर बहें झर झर ।
कोंनपें चढाई आज, करीहें तिमंगलेश; नेंन इंद चंद ईश, कांपतहें थर थर ॥ १३ ॥

**અર્થ**–આ કંઇ મેઘની કાળી ઘટા નથી–એ તો કેશ છે; આ કાંઇ વજ્રની છટા નથી–એ તો નાકની બેસર છે; આતો કુચ છે–કંઇ અમૃતના કુંભ નથી; એ તો આંખો છે–કંઇ મૃગ નથી; આતો કાજળની રેખા છે–કંઇ કલંક નથી; આ તો તનની જોત છે–કંઇ તેજ નથી; એ તો ઘરેણાં છે–કંઇ કિરણો નથી, એતો કપાળ છે–કંઇ ચંદ્રમા નથી; એ તો લાલ બિંદુ છે, કંઇ આંખોની જ્વાળા નથી; આ કંઇ ગંગાજી વહેતાં નથી–એ તો આંખોમાંથી ઝરીઝરીને પાણી વેહે છે; માટે હે **ત્રિ**મંગલેશ ! આજ કોના ઉપર ચડાઇ કરી છે તે કહો ? કેમકે મારા નેત્રથી ઇંદ્ર, ચદ્ર અને **શં**કર થરથર કંપે છે. ૧૩

**सोरठा**–सरपति सुरपति हें न, नाहि मकरपति हीमकर ।
सरब गतीसरबेंन, चढ्यो कोप कर कोंनपें ॥ १४ ॥

**અર્થ**–હે સુરપતિ ! આ કંઇ સુરપતિ ઇંદ્ર નથી; હે **મ**કરપતિ ! આ કંઇ ચદ્રમા નથી; હે સર્વ ઠેકાણે ગતિ કરનાર **કા**મદેવ ! ત્યારે તું કોનાપર કોપ કરીને ચડયો છે ? ૧૪

### सवैया.

ग्रीषमके गिरिके तरके पर, दाह लगें तन एसें दहेगो ।
पावसके घनकें बनके सम, अंबक अंब्र प्रवाह बहेगो ॥
सीत हरें गति जैसी भई तुंम, आपकि आप सबेंहि सहेगो ।
जो बिरही मनकी न लहो हरि, कोंन पराइ पुकार कहेगो ॥१५॥

**અર્થ**–ગ્રીષ્મના તડકાના તાપથી ડુંગર ઉપર જેમ દવ બળે છે તેમ

આ તન બાળશે; કદિ ચાતુર માસના વર્ષાદના જળની પેઠે આંખોમાંથી આંસુનો પ્રવાહ વેહેવરાવશે; સતી સીતાના હરણથી જેવી તમારી ગતિ થઇ હતી-તેજ પ્રમાણે પોતાપર પડેલાં સંકટ પોતેજ સહેશે; માટે હે હરિ! જો વિરહીના મનની પિડા ન લહો તો પછી કોણ પારકી પિડાનો પોકાર કહેશે? ૧૫

## સ્મૃતિમાન્ અલંકાર.

### सवैया.

कच्छ भये परवेश दधी कर, भूलगये कमला हरि लाई ।
रावन दुष्ट हरी बनिता बन, प्रेमकि पीर तबेंउ न पाई ॥
विप्रके संग बहे पुर कुंदन, या दिन या दिन आ दिन आई ।
प्यारे प्रबीन प्रबीन पुकारत, क्योंन सुनों अरजी यह सोई ॥१६॥

અર્થ-કાચબા થઇને સમુદ્રમાં પેસી જે કમળાને લાવ્યા તે, હે હરી! ભૂલી ગયા? દુષ્ટ રાવણ વનવાસમાંથી સીતાને હરી ગયો-તોયે પ્રેમની પિડાને પિછાણી નહીં? વળી બ્રાહ્મણની સગે રાતોરાત કુંદનપુર એકદમ દોડી ગયા-તે દિવસ પણ તમને આવા અમારા વસમા દિવસ જોઇને યાદ ન આવ્યું કે વિરહ ભુંડો છે. હે પ્યારા પ્રવીણ! અમે તો "પ્રવીણ! પ્રવીણ" કરીએ છીએ-તોય પણ હે સ્વામિન્! આ અમારી અરજી કેમ સાંભળતા નથી? ૧૬

कवित-चकोरी ज्यों हेरि हेरि, चातुकी ज्यों टेरी टेरी ।
जगनूं ज्यों घेरी घेरी, दरदी दहतहें ॥
सूर शशि सागर समीरसें न पावे सुख ।
जाके शीश बीतत सो, सबही सहतहें ॥
जानीहे तो बोतहे, न जाने तो प्रबीनहे न ।
उलतेको पानी सो बरेदन बहतहें ॥
राज नीत रीत ऐसें, चलेगी अनीत कैसें ।
कोउ किरतारसें पुकार न कहतहें ॥ १७ ॥

અર્થ-ચકોરીની પેઠે જોઇ જોઇને, ચાતકોની પેઠે ચીસો પાડી પાડીને, પતંગિયાની પેઠે ઘેરી ઘેરીને દરદીઓ બળે છે; તેઓ સૂરજ, ચંદ્ર, સમુદ્ર, તેમ પવનથી પણ સુખ પામતાં નથી; એમ જેને માથે જે જે દુઃખ વિતે છે, તે બધાને સહન કરે છે, પણ ભરતીનું પાણી, પાણીનેજ દિવસે વહે છે. હવે તો આટલેથી જાણશો તો ઘણું છે-અને નહીં જાણો તો તે પ્રવીણ-ચતુર નથી; આવી રાજનીતિની રીતિમાં આમ અનીતિ કેવી? એટલુંએ કોઇ પરમેશ્વરને કહેતું નથી? ૧૭

### सवैया.

मिंत बिना ज्यु तपै तलफै तन, धीमर जाल गहे मनु माछे ।
ऐसि दशा न दया तुमकों ब्रज, दीनदयाल कहावत आछे ॥
बारहि बार पुकार प्रबीनज्यु, बार करो न बिचारहो पाछे ।
पापनि साप बियोगिनके हरि, व्हैगो बिछोह तुह्मे अरुलाछे ॥१८॥

**અર્થ**-માછીએ જાળમા માછલાં પકડ્યાં હોય, ને તે જળવિના તરફડે છે, તેમ મિત્ર વિના આ તન તપે છે ને તરફડે છે, એવી દયાળવી દશા થઇ, તોય તમને દયા નથી આવતી? વ્રજમાં તો ગરીબોપર સારી રીતે દયા કરનારા કહેવાઓ છો, (ને આ શું?) અમે તો વારે વારે "હે, પ્રવીણ! હે પ્રવીણ!" એ નામનું જપ કરીએ છીએ, વાસ્તે વાર કરશો નહીં-જો વાર કરશો તો પાછળથી પસ્તાવું પડશે. તેમ વિયોગીના શાપના પાપથી, હે હરી! તમારે ને લક્ષ્મીજીને વિયોગ થશે. ૧૮

### सवैया. વ્યાઘાતાલંકાર.

हे न हीतू हितकी नहि मानत, चिंतमें कोन निआओ धरचोहे ।
कैसें जबाब करेगो तहां, किरतारके दंड कछू न डरचोहे ॥
कोन गुनो तकसीर कहा, परबीन दधी संग बेर करचोहे ।
छांड मरोर अजों चतुरानन, तेरो पिता इत पाय परचोहे ॥१९॥

**અર્થ**-બ્રહ્મનો સંબોધીને કહે છે કે તુ હેતુ જાણતો નથી, છતાં હિતની વાત માનતો નથી, તો પછી તે ચિત્તમાં કેવો ન્યાય કર્યો છે? તુ કરતારના દંડથી તો ડર્યો નથી, ત્યારે ત્યા જવાબ શું આપશે? શો ગુન્હો? અને શી તકસીર છે કે, પ્રવીણ ને સાગર સાથે વૈર કર્યુ છે? હે ચાર મુખના બ્રહ્મા! હવે તારી કરડાકી છોડી દે! તારો પિતા તો અહિં આવીને મારે પગે પડયો છે. ૧૯

### सवैया.

जाय मिलीहे सुता परबीनसें भ्रात उहां बसि ध्यांन धरचोहे ।
तातको तात रहे नित नेनंन, तातके भ्रात मिलाप करचोहे ॥
तातके भ्रातके मिंत किते तह, तात रहे नित पाय परचोहे ।
रे बिधि नीच कपूत कुलच्छन! मंद मती तिनसें झगरचोहे ॥२०॥

**અર્થ**-હે બ્રહ્મા! તારી પુત્રી જે સરસ્વતિ તે તો પ્રવીણને જઇને મળી છે, અને તારો ભાઇ કમળથી જેની ઉત્પત્તિ છે, એવું જે મોતી તે તો

વાળીમાં વસી ધ્યાન ધરે છે, તારા બાપનો બાપ જે પાણી તે તો **પ્રવીણ**ના નેત્રમાં હમેશાં વહ્યા કરે છે; તારા તાતનો ભાઇ જે તારો કાકો **ચંદ્ર**મા તેણે પણ **પ્રવીણ**ના કપાળમાં ચાંલ્લારૂપે મેળાપ કર્યો છે, તારા તાતના ભાઈ **ચંદ્ર**માના મિત્ર જે **તારા**, તેમાંના કેટલાક તો **પ્રવીણ** પાસે તારાટબકી રૂપે રહ્યા છે, અને તારો પિતા કમળ તો રોજ **પ્રવીણ**ના ચર્ણમાંજ પડયો રહ્યો છે—અર્થાત્ **પ્રવીણ**ના પગજ કમળ જેવા સુકોમળ છે. અરે ! નિચ કુલક્ષણ, અને મંદમતિવાળા બ્રહ્મા ! તું એવી કોમળાંગી **પ્રવીણ** પ્રતિ કેમ વિરોધ રાખે છે. ૨૦

## सवैया.

हाजर जादु निहारत नेन या, प्रेमकि शाहि परी हिय आती ।
साह सनेह सु तख्त सिंहासन, ढारत पंग बजीर बिछाती ॥
दोरत दोउ कुजाक दशो दिश, चोर न पाय चहूमुख घाती ।
देखतही द्रग आयगयो सब, या कर मिंत प्रबीनकि पाती ॥२१॥

**અર્થ**—હજરત પુરી આ આંખો જાદુની ક્રિયાથી નશીબના લેખના લખનાર ચોરને નિહાળે છે; ત્યાં પ્રેમરૂપી શાહી હૈયામાં આવી લાગી, પગ વગર—અપંગ—મનરૂપી વજીર ત્યાં બિછાનું બિછાવે છે, એટલે સ્નેહ-રૂપી શાહ સિંહાસને આવી બેઠા; અને સંકલ્પવિકલ્પરૂપી બે સિપાઇ ચોરને પકડવાને ચોતરફ દોડવા લાગ્યા—પણ ચાર મુખનો ઘાતકી બ્રહ્મારૂપી ચોર જડયો નહીં. એમ જોત જોતામાં આ હાથમાં મિત્ર **પ્રવીણ**નો પત્ર આવી લાગ્યો, જેને દેખતાં જ સઘળું નજરે આવી ગયું. ૨૧

## सवैया.

पन्नग पाओ तबे सब पोन, पुकारतही पतियां नहि लावे ।
बीरन बांध गडो धरनी, हनुमंत प्रबीन अजों न मिलावे ॥
अंत कृपान कटो बिधिके कर, फेर न काहु बियोग बनावे ।
चाहे सो तूं कर सागररे, करतार ज्यु एक दिनां फुरमावे ॥२२॥

**અર્થ**—પોકાર કર્યા છતાં પત્ર લાવતો નથી ત્યારે પવનને કહે છે, હે સર્પ ! તમે પવનને ખાઇ જાઓ; અને હે હનુમાનજી ! હજી સુધી **પ્રવીણ**ને મેળવતા નથી માટે તેને મુસ્કે બાંધીને આ પૃથ્વીમાં દાટો; વળી હે અંતક **યમ**રાજ ! તરવારથી ઘાટના ઘડનાર બ્રહ્માના હાથ કાપો—કે ફરીને વિયોગ કરાવે નહીં ! એમ કહી મન પ્રત્યે કહે છે કેઃ—હે **સાગર** ! જો એક દિવસ પરમેશ્વર એવો હુકમ આપે કે, તને ગમે તે તું કર—તો સર્વેને યોગ્ય શિક્ષા કરવામાં ખામી રાખું નહીં. ૨૨

### सवैया.

देखनके द्रग बाउरे डोलत, प्रेमके पान भये मतवारे ।
याहि छबी सुकबी न भईहे, प्रबीन प्रबीन प्रबीन पुकारे ॥
फेर बिचार कियो हियमें तब, तेरि नही तकसीर चितारे ।
या कलमें चलमें न रीझायेहे, आद उने अरु बैर हमारे ॥ २३ ॥

**અર્થ**-પ્રેમરૂપી મદિરાના પાનથી છકેલી આંખો, ચિતારે ચિત્રી આણેલી પ્રવીણની પ્રતિમાને જોવાને વાસ્તે તલ્પી રહી છે, અને આવી છબિ તો કોઇ વખતે બનેલી નથી. માટે રસના, હે પ્રવીણ! પ્રવીણ! મિત્ર પ્રવીણ!! એમ પોકાર કર્યા કરે છે. અને મન સાથે વિચાર કર્યો-ત્યારે જણાયું કે, હે ચિતારા! એમાં તારી કસુર નથી, પણ આ કલમે મનને રિઝવ્યું છે, અર્થાત્ મને પીડા કરવામાં કામદેવને મદદ કરી રીઝવ્યો છે-તેમાં કાંઇ નવાઇ નથી; કેમકે અમારે અને એને આધ વૈર છે. ૨૩

### सवैया.

पत्र प्रबीनकि साध मरे पल, आध हिये न अराध बिसारे ।
मीन मनों जल छीन जिये तउ, दीनकि कोन पुकार बिचारे ॥
संग सदा बसिये हसिये मिलि, एसें अद्रष्ट करे न दगारे ।
आस्य उसास भरी अखियां द्रग, फेर कहूं इक बेर निहारे ॥ २४ ॥

**અર્થ**-આંખની કીકીરૂપ પ્રવીણની સાથે પત્ર વ્યવહાર તો સાધી સાધીને મુવાં, તેમ અરધી પળ પણ હૃદયમાંથી એની આરાધનાને વિસારતા નથી; ને જેમ માછલું જળ સુકાયા પછી જીવે-એ પ્રકારે અમો જીવિયે છિયે; તોપણ આ દિનના પોકારને કોણ સાંભળે? કોઇજ નહિ. હમેશાં સંગે રહીએ-મળીએ હસીએ-એવું દગાખોર અદ્દષ્ટ કરતું નથી. અંદરથી નિસાસો મુકીએ છીએ, અને આંખો જળથી ભરિયે છીએ, તેમ વળી ઇચ્છીએ છીએ કે, આ નેત્રથી ફરીને એકવાર મૃગલોચનીને ક્યારે નિરખિએ? ૨૪

**सवैया**-अंग उमंग तरंग न भो अरु, रंग न भो परजंकनको ।
बेननको रस रेन न भो अरु, चेन न भो कर कंकनको ॥
जावक नागन दाग न भो ज्यु, सुहाग न भो हरि लंकनको ।
मिंत प्रबीन मिलाप न भो तब, बंक सबे बिधि अंकनको ॥ २५ ॥

**અર્થ**-અંગમાં ઉમંગનો તરંગ આવ્યોજ નહીં, તેમ છત્ર પલંગનો રંગ પણ લાગ્યા નહીં, રાતમાં વેણુનો રસ થયો નહીં-અથવા એના નાજુક કરન,

કંકણનું ચિહ્ન આ શરીરે થયું નહી; તેમ પગે લગાવેલ, અળતાનો તથા આંખમાં સારેલા કાજળનો ઓષ્ટ ઉપર ડાગ પડયો નથી, અને સિંહના જેવી વાંકી કમ્મર તથા પાતળી લાંકવાળી પ્રવીણના સૌભાગ્યનો ભોગી હું થયો નહીં, મિત્ર પ્રવીણનો મેળાપ થયો નહીં, એ સર્વે વિધિના આંકની કસુર છે. ૨૫

## सवैया.

करेरे उनके गुनकी गुननी जिय, ध्यान हमेश वहे धररे ।
धररे उन मूरति आंखनमें, अबही तो गयो सुख बीसररे ॥
सररे उन आयस राख चढाय ज्यु, एसि करीहे बिशंभररे ।
भररे अति सास उदास भयो हिय. याद प्रबीन प्रभा कररे ॥२६॥

**અર્થ**–રે જીવ ! એના ગુણની માળા કર અને તે મારી જીવનદોરી રૂપી પ્રાણનું નિરંતર ધ્યાન ધર ! વળી એની આખી મુર્તિ સદાય આંખમાં રાખ-હવે તો મેલાપનું સુખ ભુલાઇ ગયું છે; અરેરે ! હવે તે શું કરવું ? માત્ર એજ કે, જ્યારે મારી આવીજ સ્થિતિ ઇશ્વરે કરી, ત્યારે રે જીવ ! તેની આજ્ઞા માથે ચડાવી રાખ અને ઉદાસ થયેલા હૈયામાં આવીજ સ્થિતિએ નિસાસા ભર્યા કર, અને પ્રવીણની પ્રભાનું સ્મરણ કર્યા કર. ૨૬

**दुहो**–समजा हिन राकुं मयनर, यह न लहत्त अजान ।
संकर शंकर अंकपर, कर मयंक कर बान ॥ २७ ॥

**અર્થ**–સમજ્યા વિના કામદેવના વેગના રસ્તાને એ અજાણ્યો "ચંદ્ર" જાણતો નથી, પણ વિદ્વાનો જાણે છે; જેમકે–સંકર મિશ્રિત સાથે રહેલા શંકર એટલે અગ્યાર અક્ષરો પેહેલા ચરણમાં કહ્યા છે તે "સુમજા હિન રાકુ મવનર" તેમાંથી એક લેવો ને એક પડયો મુકવો. એમ અક્ષર લેતાં "સુજાનકુવર" અને "મહિરામન" એવાં બે અગ્યાર અક્ષરનાં નામ નિકળે છે. તે અંક અક્ષરપર એટલે "સુજાનકુવર" અને "મહિરામન"પર ચંદ્રમાએ પોતાનાં કિરણોને બાણરૂપે ફેકયાં–અર્થાત્ વિરહી જનને પિડા કરે છે. ૨૭

**બીજો અર્થ**–"પ્રેમના" રસ્તાને સમજ્યા વિના [ કુ ] ખરાબ નર છે તે આટલું જાણતા નથી કે ( શં ) સુખ (કર) કરનાર અર્થાત્ સુખકર એવા મિત્રના નામના વિશેષણના અક્ષરો ઉપર કર્મના આંક કુરબાન છે. અર્થાત્ મિત્રને વાસ્તે નશીબમાં લખેલું સુખ દુઃખ ભોગવવું કબૂલ છે. ૨૭

**छप्पय**–सागर कलाप्रवीन, मिंत अरु कुसुमावलि पुनि ।
उपालंभके भेद, लगी इहि विधि चरचा धुनि ॥

वह लिख पठवत पत्र, एक एकहि प्रति आवें ।
लग्यो सु हित संधांन, ओर कछु नांहि सुहावें ॥
सुख साज काज भूले सकल, मिंत मिंत साधन लगे ।
ज्यों ज्यों बितीत होवत अहर, ज्योत प्रेम त्यों त्यों जगे ॥ २८ ॥

**અર્થ-સાગર** તથા કળાપ્રવીણ, મિત્ર અને કુસુમાવલી વચ્ચે ઇશ્વરાદિકને ઠપકો દેવાના ભેદની આ પ્રમાણે ચર્ચા ચાલી રહી છે, અને તેઓ અકેકને પત્રો લખીને મોકલે છે. એમ એક બીજાને પ્રેમનુ સંધાન લાગ્યું. તે સિવાય અન્ય બીજું કાંઈ ગમતું નથી, એટલે સુખનો સાજ તથા સર્વે કાર્ય ભૂલી ગયાં, અને એક "મિત્ર મિત્ર" એવીજ સાધના લાગી રહી. એ પ્રકારે જેમ જેમ દિવસો વીતે છે, તેમ તેમ પ્રેમની જ્યોતિ વધારે પ્રબળ થતી જાય છે. ૨૮

**गाथा**-उपालंभ अनुमानं, मिंतह चिंत उक्तिकी चरचा ।
चतुर त्रिंश अभिधानं, पूर्न प्रबीनसागरो लहरं ॥ २९ ॥

**અર્થ**-ઠપકો દેવાનું અનુમાન અને મિત્રના ચિત્તની ઉક્તિની ચર્ચા સંબંધી **પ્રવીણસાગર** ગ્રંથની ચોત્રીસમી લહેર સંપૂર્ણ થઇ. ૨૯

इति श्री प्रवीनसागरे उपालंभ भेद नामनी चोत्रीशमी लहेरनी
रसपूर्णा टीकानो त्रिचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૩૫ મી.

## શિવાલય પ્રસંગ.

**दुहो**-दिनभर दिन एई दशा, तन छिनभर सुख नांहि ।
मिलन मिंत कैसें बने, कीजे सोय उपाहि ॥ १ ॥

**અર્થ**-આખા દિવસના દિવસો શોચનીય દશામાં જતાં, શરીરે ક્ષણમાત્ર પણ સુખ ઉપજતું નથી, માટે હે મિત્ર ! આપણું મળવાનું શી રીતે બને, તે કૃપા કરી કહો, એટલે તે ઉપાય કરીએ. ૧

કંકણનું ચિહ્ન આ શરીરે થયું નહીં; તેમ પગે લગાવેલ, અળતાનો તથા આંખમાં સારેલા કાજળનો ઓષ્ટ ઉપર ડાગ પડયો નથી, અને સિંહના જેવી વાંકી કમ્મર તથા પાતળી લાંકવાળી પ્રવીણના સૌભાગ્યનો ભોગી હું થયો નહીં, મિત્ર પ્રવીણનો મેળાપ થયો નહીં, એ સર્વે વિધિના આંકની કસુર છે. ૨૫

## सवैया.

करेरे उनके गुनकी गुननी जिय, ध्यान हमेश वहे धररे ।
धररे उन मूरति आंखनमें, अबही तो गयो सुख बीसररे ॥
सररे उन आयस राख चढाय ज्यु, एसि करींहे बिशंभररे ।
भररे अति सास उदास भयो हिय. याद प्रबीन प्रभा कररे ॥२६॥

અર્થ–રે જીવ ! એના ગુણની માળા કર અને તે મારી જીવનદોરી રૂપી પ્રાણનું નિરંતર ધ્યાન ધર ! વળી એની આખી મુર્તિ સદાય આંખમાં રાખ–હવે તો મેલાપનું સુખ ભુલાઇ ગયું છે; અરેરે ! હવે તે શું કરવું ? માત્ર એજ કે, જ્યારે મારી આવીજ સ્થિતિ ઇશ્વરે કરી, ત્યારે રે જીવ ! તેની આજ્ઞા માથે ચડાવી રાખ્ય અને ઉદાસ થયેલા હૈયામાં આવીજ સ્થિતિએ નિસાસા ભર્યા કર, અને પ્રવીણની પ્રભાનું સ્મરણ કર્યા કર. ૨૬

दुहो–समजा हिन राकुं मयनर, यह न लहत्त अजान ।
संकर शंकर अंकपर, कर मयंक कर बान ॥ २७ ॥

અર્થ–સમજ્યા વિના કામદેવના વેગના રસ્તાને એ અજ્ઞાણો "ચંદ્ર" જાણતો નથી, પણ વિદ્વાનો જાણે છે; જેમકે–સંકર મિશ્રિત સાથે રહેલા શંકર એટલે અગ્યાર અક્ષરો પેહેલા ચરણમાં કહ્યા છે તે "સુમજા હિન રાકુ મયનર" તેમાંથી એક લેવો ને એક પડયો મુકવો. એમ અક્ષર લેતાં "સુજાનકુવર" અને "મહિરામન" એવાં બે અગ્યાર અક્ષરનાં નામ નિકળે છે. તે અંક અક્ષરપર એટલે "સુજાનકુવર" અને "મહિરામન"પર ચંદ્રમાએ પોતાનાં કિરણોને બાણરૂપે ફેકયાં–અર્થાત્ વિરહી જનને પિડા કરે છે. ૨૭

બીજો અર્થ–"પ્રેમના" રસ્તાને સમજ્યા વિના [ કુ ] ખરાબ નર છે તે આટલું જાણતા નથી કે (શં) સુખ (કર) કરનાર અર્થાત્ સુખકર એવા મિત્રના નામના વિશેષણના અક્ષરો ઉપર કર્મના આંક કુરબાન છે. અર્થાત મિત્રને વાસ્તે નશીબમાં લખેલું સુખ દુઃખ ભોગવવું કબૂલ છે. ૨૭

छप्पय–सागर कलाप्रवीन, मित अरु कुसुमावलि पुनि ।
उपालंभके भेद, लगी इहि विधि चरचा धुनि ॥

के पशु पंछी ब्रंद रहावें, प्रभा शिखर हर पुरकी पावें ।
रससागर मन मतो द्रढायो, फोज सिकार चढन फुरमायो ॥
सहस त्रिश हय गय पैदल सजि, कियो कूच बहु बिधि बाजित बाजि।
मंद चलत दिन किते त्रिहाये, आखेटक खेलत उत आये ॥
सर गिरि सरित सुभग दरसाये, उनहि ठोर मुकांम जमाये ।
शिल्पि सुतार उतें बुलवाये, हुकुम एह महाराज कहाये ॥
इतें एक शिव थान बनाओ, गुपत एक इत गुफा चलाओ ।
निकट तहां इक बाग बनावें. उतसें गुफा इतें चलि आवें ॥
तापर महल बाग महि कीजें, पुनि इनांम आपको लीजें ।
प्रच्छन यह महाराजसु भाखी, कारीगर अपनें मर राखी ॥
हुकुम एक मंत्री प्रति दिनों, कांम शिवालयको सरु कीनो ॥ ४ ॥

**અર્થ**–એ ઉત્તરના અર્થ વિચારીને ગમે તે રીતે પ્રવીણને મળવું એમ મનસૂબો કર્યા પછી, **રસસાગરે** પોતાના રાજ્યની સરહદઉપર એક પોતાનુંજ, "**નૈનતરંગ**" નામે ગામ હતુ, જ્યા વિશાળ એક પહાડ આવી રહેલો છે, પહાડની નજીક સુદર પાણીથી ખળખળ વહેતી એક નદી ગભીરાઇથી વહે છે, ત્યા મનોહર તળાવો આવેલાં છે અને અનેક જાતની વેલ્યોથી તે વન ઘેરાયેલુ છે, જ્યાંથી **નીતિપાળ** રાજાની સરહદ પણ નજદીક આવેલી છે, વળી તે પહાડમા ઘણાંક પશુ પક્ષીઓનાં ટોળાં સુખરૂપે વસે છે, એમ તે ગિરિરાજના શીખરની શોભા હરપુર કૈલાસની ઉપમાને યોગ્ય છે, ત્યા, મહારાજા **રસસાગરે** જવાનો નિશ્ચય કરીને પોતાની ફોજને શિકારે ચડવાને ફરમાવ્યું. વીસ હજાર ઘોડા, હાથી અને પાયદળવાળુ લશ્કર સજ થઇને ચાલ્યુ. તે વખતે ઘણીક જાતના વાજાં વાગવા લાગ્યાં. મદ મંદ ગતિથી ચાલતા માર્ગમાં કંઇક દિવસો વીતિ ગયા. એમ શિકાર ખેલતાં ખેલતાં ત્યાં આવી પહોંચ્યા. બાદ સરોવર, નદી, પહાડ અને જંગલનો મનોહર દેખાવ જોઈ, તેજ ઠેકાણે દેરા તંબૂ તાણી મુકામ જમાવ્યો, પછી કડીઆ, સુતાર વિગેરે કારીગરને બોલાવી મહારાજાએ હુકમ આપ્યો કે, અહિયાં એક શિવજીનું સ્થાનક બનાવો, અને ત્યાંથી એક ગુપ્ત સુરંગ ચલાવો તથા તેની પાસે એક બાગ રચાવો, પછી તે શિવસ્થાનકથી ગુપ્ત ખોદેલી સુરંગ આ બાગમાં નિકલે, તથા તેના દ્વાર ઉપર એક મેહેલ ચણો, અર્થાત્ મહેલેથી શિવમદિરે અને શિવમદિરથી મહેલે જવાય એ રીતે સર્વ કામ તૈયાર કરી, મનગમતું ઇનામ માગી લ્યો. આ છાની વાત મહારા-

सोरठा—सागर भरे सनेह, ऐसें लिखी प्रबिन प्रति ।
उन प्रति उत्तर एह, आयो मो बरनत अबे ॥ २ ॥

અર્થ—મહારાજ રસસાગરે ભરપુર સ્નેહવડે કળાપ્રવીણ ઉપર પત્ર લખ્યો,-તેનો પ્રવીણ તરફથી પ્રતિઉત્તર આવ્યો, જેનું અત્ર હવે વર્ણન થાય છે. ૨

दुहो—करे पुंस उपाउ को, अबला निबला अंग ।
कही बात पूरव कथा, कौवा कनक भुजंग ॥ ३ ॥

અર્થ—પ્રવીણ ઉત્તરમાં કહે છે કેઃ-પુરૂષ કોઇ ઉપાય કરી શકે, પણ સ્ત્રી તો અંગે નિર્બળ છે તે શું કરી શકે ? કાગડો, ધંતુરો અને સર્પ સંબંધી જુના વખતની એક દંતકથા તેણે કહી. પૂર્વે એક વિરહથી પીડાતી સ્ત્રી જ્યારે સ્વામિનું વિયોગ દુઃખ થતું, ત્યારે તે વિરહીણી કાગડાનું ચિત્ર કાઢી મન સાથે મન વાળતી કે, આ કાગડો વધામણી દેવા આવ્યો છે, તેથી હવે મારો સ્વામિ ઘેર આવશે. વળી જ્યારે કોયલના ટહુકાથી તેને દુઃખ થતું ત્યારે ધંતુરાનું ચિત્ર ચિત્રીને મન સાથે કહેતી કે, આંબા ઉપર વસનારી કોયલ આ ધંતુરાને દેખી નાશી જશે, જેણે કરી મારૂં દુઃખ ટળશે. તેમ જ્યારે ત્રિવિધિ પવનના તાપથી તેને પીડા થતી, ત્યારે તે સર્પનું ચિત્ર કાઢીને મન વાળતી, કે આ સર્પ પવનને ખાઇ જશે, જેથી મારી પીડાનું હરણ થશે. બિચારી અબળા આટલો ઉપાય કરી શકે, એથી વધારે શું કરે ? અથવા જ્યારે વિરહીણીને કોયલ આવી તેના જેવા સ્વર બોલીને સતાવે, ત્યારે ખિજવાઇને તેને ભય બતાવી ઉડાડી મુકવા, કાગડાનું ચિત્ર ચિતરે; કેમકે કાગડાઓ કોયલને મારે તેથી કાગડાને જોઇને કોયલ ઉડી જાય અને કામના ભયથી કનક એટલે ધંતૂરાના ફુલનું ચિત્ર ચિતરીને એમ ધારે કે, આ શંકરને જઇને ચડાવું એટલે શિવને જોઇ કામદેવ મારા અંગથી દૂર નાશી જશે. વળી પવનના ભયથી સર્પનું ચિત્ર ચિતરી એમ ધારે કે આ સર્પ પવનનું ભક્ષણ કરશે તેથી હવે પવન મારો સ્પર્શ કરી સતાવી શકશે નહીં. ઇત્યાદિ ઉપાય સ્ત્રીઓ ઘરમાં બેઠી બેઠી કરે છે, પણ પ્રિયતમને મળવાનું બનતું નથી-તે તો પુરૂષોજ કરી શકે છે. ૩

## चोपाई.

यह जुबाबको अरथ बिचार्यो, मिलन भेद महराज सुधार्यो ।
आपहिकी हदपर इक गांउ, नेंनतरंग तासको नांऊं ॥
तहं पहार परचंड बिराजें, गहिरी नीठ सरिता धुनि गाजें ।
सरवर सुभग बेल बन घेरें, नीतपालहूकी हद नेरें ॥

**નીતિ**પાલ રાજાને તેડવા વાસ્તે આપ ગુર્જર દેશ જાઓ. **પ્રવી**ણના નામનો લખેલો પત્ર કવિના હાથમાં આપ્યો, અને તેમાં આ સઘળી બીના જણાવી લખ્યું કે,-અમે આ ઉપાય મળવા સારૂં રચ્યો છે,-વાસ્તે અહિં આવીને જરૂર મળજો. બીજો એક પત્ર, **નીતિ**પાળ રાજાના જનાના ઉપર પોતાના જનાના પાસે લખાવી મોકલ્યો કે આપને મળવાની અમને ઘણી ઉત્કંઠા છે, માટે જરૂર પધારશો ! એવી રીતે મહારાજાએ, બે હાથી અને બસેં ઘોડા સાથે **ક**વિરાજને વિદાય કર્યા. ૬

**दुहो**—भारतिनंद सु गमन किय, आये मनंछित थांन ।
मिले जथा मरजाद वत, नीतपाल राजांन ॥ ७ ॥

**અર્થ**—એ રીતે કવિ **ભા**રતીનંદ ત્યાંથી નીકળીને મંછ્છાપુરીમાં આવ્યા, અને યોગ્ય રીતે વિનયથી મહારાજા **નીતિ**પાળને મળ્યા. ૭

**छप्पय**—दह्यो पत्र महाराज, कह्यो सागर मुख भाषित ।
करी अरज कविराज, नीतपालह नरेश प्रत ॥
कुमर शिवालय कियो, तास अभिशेक बिचारें ।
मेहेर करें महाराज, आप उतकों जु पधारे ॥
उनके जनांन आए उतें, उन लिख पाति यह कही ।
आपें जनांन कीजें हुकुम, मिलबें चाहतहें वही ॥ ८ ॥

**અર્થ**—**ર**સસાગરનો પત્ર ભૂપાલ શ્રી **નીતિ**પાળને આપ્યો, તેમ મ્હોંડાના સમાચાર પણ કહ્યા. પછી **ક**વિરાજ **ભા**રતીનંદે, વંદના સાથે **નીતિ**પાળ રાજાને અરજ કરી કે, મહારાજ રાજકુમાર **ર**સસાગરે એક શિવાલય કરાવ્યુ છે; તેની અંદર શિવની પ્રતિષ્ઠાનો અભિષેક કરવો ધાર્યો છે, માટે આપ જો ત્યાં પધારશો તો મોટી કૃપા થશે ! ત્યાં કુંવર શ્રીના અતઃપુરની તમામ રાણીઓ પધારેલી છે, તેઓએ પણ પત્ર લખી આપીને કહ્યું છે કે, અમારે આપ મહારાજાધિરાજનાં અંતઃપુરનિવાસી રાણીઓને મળવાની ઘણી ચાહના છે. માટે હે રાજન ! આપ જનાનાને હુકમ કરો કે, તેઓ પણ તૈયાર થાય. ૮

**दुहा**—सुकवि अरज महाराज सुनि, धार्यो मतो पयांन ।
आमायत आयस दई, साजन लगे समांन ॥ ९ ॥

**અર્થ**—એવી રીતની કવિની અરજ સાંભળીને, મહારાજાએ ત્યાં જવાનો વિચાર કરી, કારભારીને આજ્ઞા કરી, એટલે સર્વ સામાનની તૈયારી કરવા લાગ્યા. ૯

જાએ કારીગરોને કહી, જે કારીગરોએ પોતાના મનમાં રાખી. પછી તપાસને માટે એક મંત્રીને હુકમ આપ્યો કે, તારે અહીયાં રહી, કામપર દેખરેખ રાખવી. પછી શિવમંદિરનું કામ ચાલતું થયું. ૪

**छप्पय**—पुर उंन किय परबेश, उतें महाराज बिलंबिय ।
बासर किते बहंत, ईश थांनक पूरन किय ॥
निकट बाग बन गिरद, बीच महेलात बनाई ।
ईश थांनतें गुफा, आनि उनमें उमडाई ॥
कीनी दिवाल उपवन गिरद, कोट गिरद माहेशकी ।
बिप्रह बुलाय सायत सु लखि, अद्दर किय अभिषेककी ॥ ५ ॥

**અર્થ**—મહારાજે તે પછી પાસેના પુરમાં પ્રવેશ કર્યો અને ત્યાંજ રોકાયા. એમ કેટલાક દિન વિત્યા કેડે તે શિવમંદિરનું કામ પુરૂં થયું તથા પાસે વૃક્ષ-વેલ્યોની ઘટાવાળો બાગ પણ તૈયાર થયો; જેની અંદર એક સુંદર મેહેલાત રચી. તે શિવાલયથી ગુફા ખણાવીને, તેનું મ્હો મેહેલમાં આણી મૂકયું, ને બગીચાને ફરતી ચારે તરફ દિવાલ બાંધી લીધી, તેમ મહાદેવના મદિરને ફરતો કોટ બાંધ્યો. આ રીતે સર્વ રચના પૂર્ણ થવાથી, બ્રાહ્મણોને બોલાવી, ઉત્તમ મુહૂર્ત જોવરાવીને પ્રતિષ્ઠાના અભિષેકનો આરંભ કર્યો. ૫

## छंद मुक्तदाम.

बडे मुनि पंडित बेद बिचार; कियो अभिशेकहुको निरधार ।
अंते-उर आप बुलाहिय तत्र; लिखे प्रति देश न देशन पत्र ॥
किते द्विज तापस के छितिराज; बुलाहिय शंकर थान समाज ।
वहें कवि भारतिनंद बुलाय; दही उंनकों यह बात सुनाय ॥
पठावन नीतहिपाल नरेश; सिधारियें आप सु गुज्जर देश ।
दई उंन पांन पती परबीन; लखी उपचार हमें यह कीन ॥
अंते उर पत्र दियो सु लिखाय; मतो मिलिये इत आपहि आय ।
उभे गज संग उभे शत बाज; किये महाराज बिदा कविराज ॥ ६ ॥

**અર્થ**—ત્યાં મોટા મુનિવરો અને પંડિતોએ વેદના વચનથી અભિષેકનો નિર્ણય કર્યો, એટલે તરતજ મહારાજાએ પોતે રાજધાનીથી જનાનાને બોલાવી લીધો; અને દેશો દેશ પત્ર લખી, કેટલાક બ્રાહ્મણો, તપસ્વિયો અને રાજાઓને વિનયથી બોલાવ્યા, એ પ્રકારે અહી શિવજીના ઉત્સવ નિમિત્તે સમાજ રચ્યો. બાદ ભારતીનંદ કવિને બોલાવી, આ પ્રમાણે વાર્તા કહી કે,

**નીતિપાલ** રાજાને તેડવા વાસ્તે આપ ગુર્જર દેશ જાઓ. **પ્રવી**ણના નામનો લખેલો પત્ર કવિના હાથમાં આપ્યો, અને તેમાં આ સઘળી બીના જણાવી લખ્યું કે,—અમે આ ઉપાય મળવા સારૂં રચ્યો છે,—વાસ્તે અહિં આવીને જરૂર મળજો. બીજો એક પત્ર, **નીતિપાળ** રાજાના જનાના ઉપર પોતાના જનાના પાસે લખાવી મોકલ્યો કે આપને મળવાની અમને ઘણી ઉત્કંઠા છે, માટે જરૂર પધારશો ! એવી રીતે મહારાજાએ, બે હાથી અને બસેં ઘોડા સાથે કવિરાજને વિદાય કર્યા. ૬

**दुहो**—भारतिनंद सु गमन किय, आये मनंछित थांन ।
मिले जथा मरजाद वत, नीतपाल राजांन ॥ ७ ॥

**અર્થ**—એ રીતે કવિ **ભાર**તીનંદ ત્યાથી નીકળીને મંચ્છાપુરીમાં આવ્યા, અને યોગ્ય રીતે વિનયથી મહારાજા **નીતિ**પાળને મળ્યા. ૭

**छप्पय**—दह्यो पत्र महाराज, कह्यो सागर मुख भाषित ।
करी अरज कविराज, नीतपालह नरेश प्रत ॥
कुमर शिवालय कियो, तास अभिशेक विचारें ।
मेहेर करें महाराज, आप उतकों जु पधारे ॥
उनके जनांन आए उतें, उन लिख पाति यह कही ।
आपें जनांन कीजें हुकुम, मिलवें चाहतहें वही ॥ ८ ॥

**અર્થ**—**રસસાગર**નો પત્ર ભૂપાલ શ્રી **નીતિ**પાળને આપ્યો, તેમ મ્હોંડાના સમાચાર પણ કહ્યા. પછી **કવિરાજ ભાર**તીનંદે, વંદના સાથે **નીતિ**પાળ રાજાને અરજ કરી કે, મહારાજ રાજકુંમાર **રસસાગરે** એક શિવાલય કરાવ્યું છે; તેની અંદર શિવની પ્રતિષ્ઠાનો અભિષેક કરવો ધાર્યો છે, માટે આપ જો ત્યાં પધારશો તો મોટી કૃપા થશે ! ત્યાં કુંવર શ્રીના અંતઃપુરની તમામ રાણીઓ પધારેલી છે, તેઓએ પણ પત્ર લખી આપીને કહ્યું છે કે, અમારે આપ મહારાજાધિરાજનાં અંતઃપુરનિવાસી રાણીઓને મળવાની ઘણી ચાહના છે. માટે હે રાજન ! આપ જનાનાને હુકમ કરો કે, તેઓ પણ તૈયાર થાય. ૮

**दुहा**—सुकवि अरज महाराज सुनि, धारचो मतो पयांन ।
आमायत आयस दई, साजन लगे समांन ॥ ९ ॥

**અર્થ**—એવી રીતની કવિની અરજ સાંભળીને, મહારાજાએ ત્યાં જવાનો વિચાર કરી, કારભારીને આજ્ઞા કરી, એટલે સર્વ સામાનની તૈયારી કરવા લાગ્યા. ૯

पाती सुकवि प्रबीनकी. दई कुसुमके पांन ।
समाचार इनमें सही, कही बुलावन बांन ॥ १० ॥

**અર્થ**–પછી તે ચતુર કવિએ, રાજકુંવરી કળાપ્રવીણુ ઉપરનો પત્ર, કુસુમાવલીને હાથો હાથ આપીને કહ્યું કે, સમાચારમાં તો આ પત્ર છે, પણ વિશેષમાં એટલું કહેવાનું કે, ત્યાં ખસુસ પધારવાને કહેલું છે. ૧૦

**सोरठा**–सजे राज सामांन, असवारी छोटी उतें ।
आयस दीन जनांन, कुमरी कलाप्रबीन जुत ॥ ११ ॥

**અર્થ**–ત્યાં જવાને વાસ્તે મહારાજાએ નાની સરખી સ્વારીની તૈયારી કરી ને પછી અંતઃપુરમાં કહેવરાવ્યું કે, કળાપ્રવીણ સહિત સર્વે જનાનાએ શિવમંદિરે જવાને તૈયાર થવું. ૧૧

उतरे मधि आरांम, सायत द्विज शोधी सुभग ।
चले मुकांम मुकांम, सरंजाम संख्या सु यह ॥ १२ ॥

**અર્થ**–પછી બ્રાહ્મણો પાસે શુભ મુહુર્ત્ત જોવરાવીને, બગીચામાં આવી મુકામ કર્યો; ત્યાંથી સરસામાન સહિત નીચે લખેલી સંખ્યાની ફોજ, આ પ્રમાણે મુકામે મુકામ કરતી ચાલી. ૧૨

## हनुंफाल छंद.

हय दल बतीस हजार, पयदल न पावे पार ।
गज संग साठ पचास, मनु घटा भादो मास ॥
शत एक आतस संग, सज जोध सल्लह अंग ।
अधसात शत निशांन, महाराज सहज पयांन ॥
उमराउ आप जनांन. रथ एक शत अनुमांन ।
सहचरी दोय हजार. षट सहस संग बजार ॥
सुखपाल गुन शत लीन, छीतिपाल चल्लन कींन ।
करि कोस कोस मुकांम, आये सु शंकर धांम ॥ १३ ॥

**અર્થ**–સ્વારીમાં બત્રીશ હજાર ઘોડેસ્વાર, બેસુમાર પાયદળ અને પચાસ સાઠેક હાથીઓ છે–તેમની ચડાઇ જાણે ભાદરવા માસની શ્યામ મેઘઘટા ચઢી હોય નહિ શું તેવી દિસે છે. વળી એકસો ગરમ મિજાજના અને અંગે બખતર સજેલા એવા લડવૈયા સાથે લીધા છે ને સાડાત્રણસેં નિશાન છે. એવી રીતે મહારાજાના સહજ ગમનમાં આટલું સૈન્ય–દળ છે. સાથે અમીર, ઉમરાઓ અને મંત્રીઓ, તેમજ પોતાના અંતઃપુરના મળીને આશરે સોએક રથ છે, બેહજાર હુકમ ઉઠાવનાર

દાસીઓ છે, ૭ હજાર સરસામાન વેચનાર વેપારીની દુકાનો છે અને ત્રણસેં સુખપાલ છે. એટલો સાજ સાથે લેઈને મહારાજા નીતિપાળે ગમન કર્યું. પછી ગાઉએ ગાઉએ મૂકામ કરતાં કરતાં કેઠલીક મુદતે શંકરધામે આવી પહોંચ્યા. ૧૩

छप्पय—रससागर सुनि खबरि, आप साम्हें चढिआए ।
मिलें उभें महाराज, अवहमोचन करवाए ॥
खान पांन सामांन, जनह जन प्रति पहुचायो ।
अंते—उर मनुहार, अंते—उरसें पठवायो ॥
दश बीश नृपति ऐसें मिले, सब मनुहार सु पावही ।
कीनें मुकांम गिरदी किते, शंकर बीच सुहावही ॥ १४ ॥

અર્થ—નીતિપાલ રાજા આવ્યાના સમાચાર સાંભળી, કુમાર રસસાગર તેમને સન્માન સાથે લેવાને સન્મુખ ગયા. પછી બન્નો રાજાઓ ઘણા હેતથી અન્યોન્ય મળ્યા, બાદ ઉતારો કરાવી સર્વે ખાવા પીવા વિગેરે જોયતી વસ્તુઓ પહોંચાડી દીધી. તેમ રાજા નીતિપાળના અંતઃપુરની મનુહારને વાસ્તે, પોતાને જનાનેથી સર્વ સામગ્રી મોકલી દીધી. આવા દશ વિશ નૃપપતિયો, કુંવરના આમંત્રણનો આદર કરી અહિં આવી મળ્યા, તેઓ ઉત્તમ સત્કારને પામ્યા. એવી રીતે આસપાસ કેટલેક સુધી તે આવેલા નૃપપતિયોની ફોજની ટુકડીઓએ પડાવ કર્યો છે, જે પડાવની મધ્યે શંકરનું ધામ ઘણુંજ શોભવા લાગ્યું. ૧૪

## पद्धरी छंद.

दश दिशा होतहे राग रंग, बाजें रबाब बीनां म्रदंग ।
नायका नृत्य गति ठोर ठोर, मांनहु इंद्र आरंभ ओर ॥
चहुं ओर व्योम छाई सु ढल्ल, मानहुं बिमान ध्वजकी न कल्ल ।
तूरी नफेरि नीशांन नद्द, मानहू मेघमाला शबद्द ॥
घन घटा छए गज राज बृंद, बीजरी मालमें लाल बिंद ।
जरकसी जेव लग्गे निशांन, सुरराज चाप रेखा समांन ॥
हिंसार—बाज्ज ठामहू ठांम, शिव धाम बीच गिरदी मुकाम ॥ १५ ॥

અર્થ—દશે દિશાઓની અંદર રાગરંગ થઈ રહ્યો છે, રબાબ, વીણા અને મૃદંગ વિગેરેક વાગી રહ્યાં છે, ઠેકાણે ઠેકાણે નાયકાઓનો નાચ થાય છે—તે જાણે ઈંદ્રે બીજો ઉત્સવ રચ્યો હોય નહિ શું, એમ ગાનતાન અને ગમ્મત થઈ રહી છે. ચોમરદમ ચળકતી ઢાલોની વ્યોમ છવાઈ ગઈ છે તે જાણે અંતરિક્ષે દેવ વિમાનોની ધ્વજાઓ જવાઈ હોય તેમ જણાય છે. તુરી, નફેરી તથા ઢોલોના

ગણગણાટ થઇ રહ્યા છે-તે જાણે મેઘની ગર્જના થતી હોય નહિ શું તેમ દિસે છે. હાથીઓના સમુહ વાદળાંઓની ઘટા જેવા શોભે છે અને તેના કપાળમાં ચોપડેલો સિંદૂર ચળકે છે, તે જાણે વીજળીજ ચમકતી હોય તેમ દેખાય છે. જરીનાં નિશાનો લગાડયાં છે-તે એવાં તો દિપે છે કે જાણે ઇંદ્રના ધનુષની રેખા ઓપતી હોય! ઠામ ઠામ ઘોડાઓના ખાંખારા થાય છે; એવી રીતે શિવધામને વચ્ચે ઘેરીને ફરતો પડાવ નાંખ્યો છે. ૧૫

दुहो—याही तरें मुकाम छत्र, निरखत नजर जुआय ।
सो रससागर पत सुकवी, बरनन कियो बनाय ॥ १६ ॥

**અર્થ**-એવી રીતે આસપાસ પડેલા મુકામની શોભા જોતાં, જે છબી નજરે પડી તે રસસાગર પાસે ભારતીનંદ કવિયે વર્ણવીને કહી સંભળાવી. ૧૬

## शंखनारी छंद.

कहूं मल्ल खेलें, कहूं दंड पेलें; कहूं ब्रत्त बंधें, ब्रतं धार सन्धे ।
कहूं गोर बाला, रचं इंद्रजाला; कहूं पात्र नंचे, सुरा वृत्त संचे ॥
कहूं नाद बज्जे, कलावंत सज्जे; कहूं नाग हेरें, कहू बाज फेरें ।
कहूं चोक बांधें, कला शस्त्र साधें; कहूं देव सेवा, भनें बेद भेवा ॥
कहूं राज धानं, सभा शोभमानं; कहूं बांन नंखे, कवींदेश भंखे ।
कहूं कीर लावें, सु सारों पढावें; कहूं दांन मानं, धरें जोग ध्यानं ॥
धुनी ताल तीरं, भई भार भीरं ॥ १७ ॥

**અર્થ**-કવિ કહે છે કે:-કોઇ ઠેકાણે મલ્લ કુસ્તી કરે છે, કોઇ જગોએ પહેલવાનો દંડ પીલે છે, ક્યાંક દોર બાંધી તે ઉપર પોતાની ચાલાકીના ખેલ કરી ક્રિયા સાધે છે, કોઇ કોઇ ઠેકાણે નાનાં બાળકો ઇંદ્રજાળ જાદુઇ ખેલ કરી લોકોને અજાયબી ઉપજાવે છે, ક્યાંક ગણિકા નૃત્ય કરે છે, ક્યાંક વિવિધ રાગના સુરો ગવાય છે, કેટલેક ઠેકાણે નાના પ્રકારનાં વાજાં વાગી રહ્યાં છે, ક્યાક કલાવંતિના ગાયન થાય છે, કંઇક હાથીઓને જોવા સારૂ માણસો એકઠાં થયાં છે, કઇ શોખીજનો ઘોડાઓને ફેરવે છે, કોઇ કોઇ જગોએ ચોક બાંધી રણવિશે હથિયારોની કળા સાધે છે, કંઈ દેવ પૂજાઓ થઇ રહી છે, કોઇ કોઇ જગોએ પદ-ક્રમથી વેદ ભણાય છે, ક્યાંક રાજવંશીઓ સુંદર સભાઓ ભરીને બેઠેલા શોભે છે, કેટલેક ઠેકાણે હોડથી બાણાવલીઓ બાણો ફેકી રહ્યા છે. કંઈ કવિજનો કાવ્યને બોલી રહ્યા છે, કોઈ કોઇ પોપટને રમાડે છે, કોઈ મેનાને પઢાવે છે, કહીં દાન અપાય છે અને

માન દેવાય છે, વળી કોઇ કોઇ ઠેકાણે જોગીઓ ધ્યાન ધરી બેઠા છે. એવી રીતે તળાવના તીર ઉપર માણસોની ભારે ભીડ ભરાઇ રહી છે. ૧૭

**દુહો**—ठोर ठोर प्रति देखियत, इहि बिधि लगो उछाह ।
भार भीर दिश दिश भई, राह राह प्रति राह ॥ १८ ॥

**અર્થ**—જગે જગે, જ્યાં જોઇએ ત્યાં ઉપર પ્રમાણે ઉત્સાહ થઇ રહ્યો છે, અને ચોગરદમ દિશાઓને વિશે અને રસ્તે રસ્તે માણસોની ભારે ભીડ ભરાઇ રહી છે. ૧૮

**गाथा**—सागर किय शिव धामं, नीतपाल आवन उछाह बिधि।
पंचत्रिंश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ १९ ॥

**અર્થ**—સાગરે કરેલ શિવમંદિરની પ્રતિષ્ઠા ઉપર **નીતિપાળ** મહારાજના આગમનના ઉત્સાહ સંબંધી વિધિવાળી, પ્રવીણસાગર ગ્રંથની પાંત્રીશમી લહેર સંપૂર્ણ થઇ.

इति श्री प्रवीनसागरे शिवालय प्रसंग नामनी पांत्रीशमी लहेरनी रसपूर्णा टीकानो पंचत्रिंशस्तरंगः ॥

# લહેર ૩૬ મી.

## વિયોગ કથન

**छप्पय**—राज हुकुम कविराज, मनंछापुरी पठाये ।
जुत जनांन छितिपाल, बोलि शिव थांनक लाये ॥
बहत राह उत रहत, कुसुम सु कवी चरचा किय ।
सागर कलाप्रबीन, चिंत उनकी आशा लिय ॥
निश द्योस रहनहारे निकट, सोय दशा जांनत सबें ।
उंन बानि भेद संछेप बिधि, उदाहरन बरनत अबें ॥ १ ॥

**અર્થ**—રાજાએ હુકમ કરી કવિરાજને **મંચ્છાપુરી** મોકલ્યા હતા, તેઓ, ત્યાંથી અરજ કરી નૃપશિરોમણી મહારાજા **નીતિપાળને**, અંતઃપુરની રાણીઓ

સહિત શિવસ્થાને બોલાવી લાવ્યા. માર્ગે આવતાં અંચ્છાપુરીમાં વખતે વખત સાગર તથા કળાપ્રવીણ એ બંનેને ચિત્તની ચિંતવણીને અનુસરી કુસુમાવલી તથા કવિ વચ્ચે ચર્ચા ચાલી, કેમકે રાત્રી દિવસ પાસે રહેનાર હોય તેજ ઉરની સર્વે દશાને જાણે; તેથી તેની વાણીના ભેદનું સંક્ષેપે ઉદાહરણ આપીને વર્ણન કરીએ છીએ. ૧

दुहो—बार बार कहि कहि जपत, बिन परबीन बिहाल ।
प्रेम जोत हियमें जगी, लगी सुरत सब काल ॥ २ ॥

અર્થ—વારે વારે અને કહી કહીને જાપ જપે છે—તે એજ કે "बीन परबीनबिहालं" એમ તન અને મનનું બેહાલપણું થઇ, હા દૈવ ! હે પ્રવીણ! હે પ્રવીણ! એમ સ્મરણ કર્યા કરે છે; તેમજ હૃદયમાં જે પ્રેમની જ્યોત જાગી ઉઠી છે તેણે કરી નિરંતર એકજ સુરતા લાગી રહે છે. ૨

बरन चंप चख मीन मृग, रव बीना नव बाल ।
बिरहा जल वह रटत दधि, बिन परबीन बिहाल ॥ ३ ॥

અર્થ—ચંપાવર્ણો જેનો રંગ છે, માછલી અને મૃગના જેવી જેની ચપળ આંખો છે; વીણા જેવો જેનો સુર છે, એવી નવલ યૌવનવાળી બાળા જે પ્રવીણ, તેના વિરહરૂપી જળથી વહેતા અને રટણ કરતા રસસાગર, એજ ઉચ્ચારણ કરી રહ્યા છે કે, "પ્રવીણ વગર બેહાલજ !" એ વચન બોલી નિશાસા મુકે છે. ૩

## सवैया.

एन पती सविता अभिधांन सु, छंद—उचारनसें तिछकारें ।
देव प्रभा छिनदा न परें कल, आसुग सून जटी उर धारें ॥
नेंनन नेंन मिलेहें तबीसें, कबीन प्रबीन प्रबीन बिसारें ।
नेहिके जाय झरोखनसें इतनी, लिखकें अरजी कोउ डारें ॥ ४ ॥

અર્થ—મૃગના સ્વામિ જે ચંદ્રમા અને તેના પિતા સમુદ્ર, જે અર્થાત્ જેનું નામ સાગર છે, તે છંદના ઉચ્ચારનાર જે બ્રહ્મા તેને ધિક્કારે છે; વળી જેને દિવસ અને રાત્રિને વિશે જરાએ કળ પડતી નથી, એવા સાગર હમેશાં વાયુપુત્ર હનુમાનજી અને શંકરનુ ધ્યાન ઉરમાં ધારે છે; એવા હેતુથી કે કામદેવ જે પિડા કરે છે તે શંકરને હૃદયમાં જોઇને નાસી જશે અને રામને માટે જેમ સીતાની શોધ હનુમાનજી લાવ્યા હતા તેમ મારે માટે જઇને પ્રવીણની શોધ લાવશે. જ્યારથી આંખો સાથે આંખો મળી છે તે વખતથી કદી "પ્રવીણ પ્રવીણ" એ નામને વિસારતા નથી ને કહ્યા કરે

છે કે, સ્નેહી પ્રવીણના ઝરૂખામાં જઈ, આટલી અરજી લખી કોઇ નાંખે કે સાગર તમને એક ઘડી પણ વિસરતા નથી અને તમારા વિના આવા દુઃખી છે. ૪

## कवित्त.

मंजन करत प्रात, मांगत निरंजनपें; जंपत प्रबीनकों–बिलोकबो चहतहें ।
खांन पांन मान सबें, पावत प्रतिज्ञा करि, गांन आंन बांन हूंमें, गुनकों गहतहें ॥
रोंम रोंम भोम व्योम, मेंनके हुताशनहें; नेहकों न देह छेह, देहकों दहतहें ।
नरके नरिंदहें, समंदके समान मत; दूरतें हजूरके हजूर व्हें रहतहें ॥५॥

**અર્થ**–સવારમાં નહાતાં નિરંજન નિરાકાર જે પરમાત્મા તેમની પાસે પ્રવીણને મળવાનું માગે છે, તેમ જપ કરતાં પણ પ્રવીણને જોવાનું ઇચ્છે છે; ખાવામાં અને માન આદિ ભોગોને વિશે પણ પ્રવીણ સંબંધી પ્રતિજ્ઞાથી તે કાર્ય કરે છે; ગાયન અને બીજી એવી એવી ગમ્મતોમાં પણ પ્રવીણના ગુણનુંજ ગ્રહણ કરે છે, રોમે રોમે તથા ભૂમિને વિશે, તેમ આકાશમાં સર્વત્ર કામાગ્નિની હોળી પ્રગટી રહી છે, પણ નેહ–પ્રીતિને છેહ ન દેતાં, માત્ર પોતાની દેહનેજ બાળે છે; તે નરના રાજા છે, સમુદ્ર જેવા માતંગ કહેતાં ગંભીર છે, અથવા વિશાળ બુદ્ધિવાન છે; દૂર તો છે, પણ ભલે–કંઇજ નહિ! અર્થાત્ દૂરપણું નહિ માનતાં હજુરના હજુરી થઇ રહે છે. ૫

**दुहो**–कसक कसक लागत कठिन; मुसक मुसक मुख बात ।
रसिक रसिक कह कह रटत, ससिक ससिक उससात ॥ ६ ॥

**અર્થ**–આવી આવી વાતો કરવામાં અતિ દુસ્તર પીડાપર પીડા થાય છે, તોપણ "રસિક રસિક" કહી કહીને રૂવે છે અને ડસકાં ભરી ભરીને નિશાસા નાખે છે. ૬

## सवैया.

चित गुडी सो उड्योइ रहे, पकरें कर नेंननकी बर जोरी ।
नेहके चंग सदाई बजें, सुबियोगके बात लगे झक झोरी ॥
दूर रहेपें हजूर न आवत, कूरके काग सो जात न टोरी ।
तांनत नांहि त्यों जानन पांवत, प्रानको पत्र प्रबीनकि डोरी ॥ ७ ॥

**અર્થ**–નેત્રરૂપી હાથના જોરથી પકડેલો મનરૂપી પતંગ, આકાશમાં ઉડ્યાજ કરે છે, ને તેમાં પ્રીતિરૂપી ચંગ નિરંતર વાગ્યાજ કરે છે, તેમજ તેને વિયોગનો પવન લાગવાથી, ઝકઝકોળાઇ જાય છે–દૂર રહે છે–અર્થાત્ પાસે આવતો નથી, તેમ કુરરૂપી કાગડાથી ત્રોડયો પણ જતો નથી; પ્રવીણ-

રૂપી દોરી છે અને **સાગર**ના પ્રાણરૂપી પત્ર એટલે પતંગ સૂધી પહોંચાડવાનો તે તેને તાણતા નથી–અર્થાત્ શ્વાસ લેતો નથી; તેમજ તે પત્ર જવા પણ પામતો નથી–મતલબ કે પ્રાણ જતો પણ નથી. ૭

**दुहो**–नागरि नागरि जपत नित, सागर सदा उदास ।
प्रेम बूंद परबीन बिन, चातक मरत पियास ॥ ८ ॥

**અર્થ**–નાગરી, હે નાગરી! મતલબ કે હે ચતુર **પ્રવીણ**–હે **પ્રવીણ**! એમ નિરંતર જંખના કરતા **સાગર**, સદાય ઉદાસ રહે છે, ઉપરાંત **પ્રવીણ**ના પ્રેમ બુંદ વગર **સાગર**રૂપ ચાતક તરસે મરે છે. ૮

## सवैया.

सूर बिनां चक बाग बिनां पिक, बारि बिनां इकहें झख जैसें ।
हंस बिनां सर पंख बिनां पर, पत्र बिनां तरु राजत तैसें ॥
मोर बिनां घन भौंर बिनां बन, बुंद बिनां तन चातक वैसें ।
प्रेम बिनां मित बाम बिनां पत, सागर जीवत हैं मृत जैसें ॥ ९ ॥

**અર્થ**–સૂર્ય વગર ચકવો, બાગ વગર કોયલ, પાણી વગર માછલું, સરોવર વગર હંસ, પાંખ વગરનું પંખી, પાંદડા વગર ઝાડ, વર્ષાદ વગર મોર, વનલતા વગર ભમરો, સ્વાતિ નક્ષત્રના બુંદ વગરનો બપૈયો, સ્નેહ વગર મિત્ર અને પતિ વિના જેમ સ્ત્રી–તેવીજ રીતે **સાગર**નું જીવન **પ્રવીણ** વિના જીવે છે, અર્થાત્ મરવા સરખુંજ છે. ૯

## सवैया.

प्रीय पयांनकि बात सुनें, बिरहांनकी धूनि जगी तनमें ।
लोहित लोइन धार रही, धर सोधत सास उसासनमें ॥
हास बिलास तजे उनहीं छिन; मिंत्रके मंज भजे मनमें ।
सागर ध्यांन धरें चुपव्है रहि, जोगनि ज्यों गुरु लोगनमें ॥ १० ॥

**અથ**–પ્રિયના પ્રયાણની વાત સાંભળતાં વિરહાગ્નિની ધુણી તનમાં લાગી છે, ને તાપના દુ:ખે કરી આંખોમાં જે લાલાશ ચઢી આવી, તેથી લોહીની ધાર પથરાઇ રહી છે, નિશાસા ઉસાસામાં યોગિની સપ્તભૂમિકાને શોધે છે અને તમે જ્યારથી સિધાસ્યા છો તે ક્ષણથીજ હાસ્ય વિલાસ તજી બેઠી છે, તથા ચિત્તમાં [illegible]ત્રય મધુકરના મંત્રને ભજે છે–એટલુંજ નહિ, પણ જેમ જોગિણી ગુરૂનં [illegible]ાન ધરી ચુપ થઇને બેશે છે તેમ **પ્રવીણ**, **સાગર**નું ધ્યાન ધરી ચુપ [illegible] [illegible]થી રહે છે. ૧૦

### सवैया.

सागर सागरजू रसनां दुसरी, मुख मोंन लही सुलही ।
कांनन आंन न बांन सुनि बरुनीसें, धुनी जो बही सो बही ॥
गोंन कियो तुम ता छिनसें दिनही दिन व्याध नहीं सु नहीं ।
या कुलकांन रहो न रहो परि, एकहि टेक ग्रही सु ग्रही ॥ ११ ॥

અર્થ—જીભથી "સાગર! સાગર" એવુંજ નામ બોલે છે, તે શિવાય બીજું બોલવાનું જેણે મૌન લીધુ છે, તેમ કાનવડે જેણે બીજી અન્ય વાણી સાંભળી નથી આંખોથી પાંપણોમાં થઇને જે આંસુની નદી વહી છે તે વહેજ છે; તમે ગમન કર્યુ તે ક્ષણથી જે દુઃખ થયુ છે, તે દિવસે દિવસે નવું નવું અને વધતુ વધતુંજ જાય છે; આ છૂપી વેદના તે કુળમાં લાજની સાથે રહો, અગર ન રહો—પણ જે એક ટેક લીધો છે તેજ લીધો છે. ૧૧

### कवित्त.

प्रहलाद नाहर ज्यों, बेद भेद पाहर ज्यों ।
शशि जोत साहर ज्यों, लेहर हिये भरें ॥
श्रीपति जुगारद ज्यों, प्रिया कूप पारद ज्यों ।
कलिकंठ बारद ज्यों, पलहूंन बीसरें ॥
बलि सुनु शंकर ज्यों, चकोरी हिमंकर ज्यों ।
कोकन दिनंकर ज्यों, ध्यांन चितमें धरें ॥
अंतर भये प्रबीन, सागर निरंतरही ।
दरदी धनंतर ज्यों, राह देखबो करें ॥ १२ ॥

**અર્થ**—ભક્ત **પ્રલ્હાદ** જેમ નૃસિંહાવતાર ને **પાહર** એટલે **પારાશર્ય** અથવા **વ્યાસ** મુનિ જેમ વેદના ભેદને તથા સમુદ્ર જેમ ચંદ્રની જ્યોતને હૃદયમાં ધારીને તેની લહેરોને ભરે છે; તેમ **પ્રવીણ** પણ **સાગરને** મનમા ધારીને લહેરોથી ભરપૂર થાય છે. ગજેન્દ્ર જેમ **શ્રી**પતિને, **જુગારદ**—**દ્વિરદ** એટલે કુવામાંનો પારો જેમ કુમારી સ્ત્રીને અને બપૈયો જેમ મેઘને એક પળ પણ વીસારતો નથી તેજ પ્રમાણે **પ્રવીણ** યત્‌કિંન્ચિત પણ **સાગરને** ભુલતાં **નથી. બલિસુત બાણાસુર** જેમ **શંકરનું**, ચકોર જેમ ચંદ્રમાનુ અને ચકવો **જેમ સૂર્યનું** ચિત્તમાં ધ્યાન ધરે છે, તેજ રીતે **પ્રવીણ રસસાગરનું** ધ્યાન ધરે છે; **અને** વિયોગને લીધે અંતર થઇ જવાથી હમેશાં જેમ દરદી ધનવંતરી વૈદ્યની રાહ જુવે છે, તેમ **પ્રવીણ રસસાગરની** વાટ જોયા કરે છે. ૧૨

दुहो—प्रेम जहर लागी लहर, कहे दशा जिय जाय ।
व्याध सधें परबीनजू, मिले धनंतर आय ॥ १३ ॥

**અર્થ**-પ્રેમરૂપી ઝેરની શરીરે લહેર લાગવાથી એવી દશા થઇ ગઇ કે, જાણે હવડાં જીવ જશે; આવી **પ્રવીણ**ની પિડા સાધ્ય ત્યારે થાય કે, જ્યારે **સાગર**રૂપ ધનવંતરી વૈદ્ય આવી મળે! ૧૩

### सवैया.

लाल सु रेख गुलाल लगीहैं, किधों यह आतसकी चिनगारी ।
बूंद बने बरुनी जलके, पिचकारि अनीक बती ब्रह जारी ॥
कज्जर छीट परे निकटे वह, चित्र चुवाके धुआ बिसतारी ।
सागर मिंत बिनां परबीनके, नेंनन होरी रचीके दिवारी ॥१४॥

**અર્થ**-લાલ ચોળ રંગની રેખાઓ છે, તે ગુલાલ ઉડે છે કે દેવતાની ચીનગારીઓ ઝરે છે! આંખમાંનાં આંસુનાં બુંદ પાંપણોમાં ભરાઇ ઝળકે છે, તે અણિદાર છૂટતી પીચકારી છે કે, પછી પ્રગટેલી વિરહની બત્તી છે! આંખમાંની મેસ આંસુથી ભીંજાઇને તેની સાથે વહી જાય છે, તે વિચિત્ર સુવાના રેલા પડેલા છે કે, ધુમાડાના ગોટનો વિસ્તાર છે? પ્રિતમ **સાગર** વગર **પ્રવીણ**ની આંખોએ આ તે હોળી બળે છે કે પછી દિવાળી છે? ૧૪

### सवैया.

तार कढे मुख बार बिहार, करे पर तार रहे उरझ्यो तन ।
जंत्रहि मंत्रहि तंत्रहि जोग, फरे न टरे अटरे ज्यों उडग्गन ॥
द्योस भगे रु जगे निश चंद, बिलोके नगे न गने म्रतु अंगन ।
सागरसें नित लाग रह्यो सो, भयो मकरी मकरी मकरी मन ॥१५॥

**અર્થ**-કરોળિયો મુખમાંથી તાર બહાર કાઢી તે ઉપર વિહાર કરે છે, અને તે તારથી પોતાના અંગને અદ્ધર રાખે છે; તે જંત્ર, મંત્ર અને તંત્રના યોગવડે ફરતો નથી, તેમ ટળતો પણ નથી પરંતુ તારાની માફક અટૂળ થઇને રહે છે; વળી કિરણ જેમ દિવસે દેખાતાં બંધ થાય છે તથા રાત્રિયે ચંદ્રની સાથે પાછાં દેખાય છે, તેમ **પ્રવીણ**નું મન આકાશમાં ચંદ્રને જુએ છે-કંઇ અંગના મૃત્યુને ગણતું નથી; મધરી જેમ નિરંતર સાગર સાગર સાથેજ લાગી રહે છે, તેજ પ્રકારે **પ્રવીણ**નું મન પણ **રસસાગર** સાથેજ લાગી રહ્યું છે, અર્થાત્ મકરી એટલે કરોળિયો, ચંદ્ર કિરણ. અને મધરમચ્છ જેવું **પ્રવીણ**નું ચિત્ત થયું છે. ૧૫

**दुहो**—मन प्रबीन कुंदन महोर, प्रेम प्रकासे जोत ।
बिरह अगनि ज्यों ज्यों तपे, त्यों त्यों किम्मत होत ॥ १६ ॥

**અર્થ**—પ્રવીણનું મન સોનાની મહોર જેવું છે–જેમાંથી પ્રેમની જ્યોતનો પ્રકાશ થયો છે; તેથી વિરહાગ્નિ જેમ જેમ તપે છે, તેમ તેમ તેની કીમ્મત વધારે થાય છે; અર્થાત્ સોનાને અગ્નિમાં વધારે વધારે તાવવાથી વધારે વધારે કીમ્મતી થાય, તેજ પ્રમાણે પ્રવીણ પણ વિરહરૂપી અગ્નિ તાપમાં વધારે વધારે તપવાથી, વધારે વધારે પવિત્ર થાય છે. ૧૬

**दुहो**—साधम सुमिरन मिंतको, पत्रनि जंत्र बताय ।
जिय मनिधर बादी बिरह, घट घट दियो दवाय ॥ १७ ॥

**અર્થ**—વિરહરૂપી વાદીએ જીવરૂપી સર્પને, મિત્રના સ્મરણના સાધન વડે અને પત્રરૂપી જંત્ર બતાવીને ઘટરૂપી ઘડામાં દાબી રાખ્યો છે. ૧૭

**सवैया**—तीर हने अशरीर अहो निश, धीर सबेहि गमी गरमी ।
नावन खावन गावनकी सुधि, भूलि गईहे भई भरमी ॥
व्याध समावन कारन साधक, सिद्ध नजूम नमी न रमी ।
सागरज्यु बिन पाय, उपाय किये न चढेंगे अमी उरमी ॥ १८ ॥

**અર્થ**—પ્રવીણને રાત દિવસ કામદેવ તીર ભોકે છે, તેના તિક્ષ્ણ તાપથી સઘળી ધીરજ ગુમાવી છે, તેથી નાવાની, ખાવાની અને ગાવાની સુધ ભુલી જઇ, ભ્રમિત થઇ છે, એવી દુઃખદ પિડા મટાડવા માટે સાધક જે સિદ્ધ અને જોશિયો તે ગરિબાઇથી નમે છે–પણ રસસાગરને ભેટયા વગર કોઇ ઉપાય કરેથી અમૃતના તરંગ આવશે નહિ. ૧૮

### सवैया.

जाम सु बासर मासहि संवत, जात चले सु कहांलो चलेगे ।
आतस आग लगे चिनगे सु, बुझे न तबे जियही न चलेगे ॥
या असुवां बहेबोई करे सु, अबे यह बारिनिधी न छलेगे ।
टेरत बेरही बेर प्रबीनज्यु, फेर कहूं इक बेर मिलेगे ॥१९॥

**અર્થ**—કવિ કહે છે કે–પહોર, દિવસ, મહિના અને સંવત્સર ચાલ્યાં જાય છે. એટલે કુસુમાવલીએ વક્રોક્તિમાં કહ્યું કે, તે ક્યાં લગી ચાલ્યાં જશે? કવિયે કહ્યું કે–આતસની અગ્નિની ચીનગારીઓ લાગી છે. તે સાંભળી કુસુમાવલી બોલી કે, બુઝાશે નહીં તો જીવતુંજ નહીં બળે? કવિયે કહ્યું કે, તે આંસુઓ વહ્યાજ કરે છે. તે સાંભળી કુસુમાવલી બોલી કે તો હવે

**સાગર** છલકાઇ નહીં જાય? કવિયે કહ્યું કે, વારેવારે **પ્રવીણ પ્રવીણ** નામને પોકારે છે, તે સાંભળી કુસુમાવલી બોલી કે ત્યારે તો ફરીને એક વાર મળશે. ૧૯

**सवैया**–बेंन प्रबीन प्रबीन उचारत, नेंन प्रबीन बिनां न लगावें ।
रेंन प्रबीन बिनां दुख बीतत, सेंन प्रबीन बिनां न सुहावें ॥
चाह प्रबीन दशा परसें तन, राह प्रबीन सदा दरसावें ।
रोंमहि रोंम प्रबीन रहे रमि, कोउ प्रबीन प्रबीन मिलावें ॥ २० ॥

**અર્થ**–વેણથી, હે **પ્રવીણ!** એમ ઉચ્ચારે છે, અને **પ્રવીણ** વગર આંખો પણ ક્યાય લગાડતા નથી, આખી રાત્રિ **પ્રવીણ** વિના દુઃખમાં જાય છે, સુવાનુ પણ **પ્રવીણ** વિના ગમતુ નથી; આવી દશામાં શરીરે **પ્રવીણ** આવીને સદાય સ્પર્શ કરે, એવી ચાહના રાખે છે ને **પ્રવીણ**ના જ માર્ગને દર્શાવે છે! એ પ્રકારે રોમે રોમે **પ્રવીણ પ્રવીણ**જ રમી રહ્યાં છે, તો એવું કોઇ ચતુર છે કે, જે એમને **પ્રવીણ** મેળવે' ૨૦

**सोरठा**–ता दिनतें तलफंत, जा दिनतें बिछुहा भयो ।
याद न चूकत चित, रा दिनप्रति देखत रहत ॥ २१ ॥

**અર્થ**–જે દિનથી વિયોગ થયો છે તે દિનથી તલસ્યા કરે છે, તેમ ચિત્તથી જરાય યાદને ચુકતા નથી તથા પ્રતિદિન રાહ જોયા કરે છે. ૨૧

**सवैया.**

मोरकि ध्यान लगी घन घोरसें, डोरसें ध्यांन लगी नटकी ।
दीपक ध्यांन पतंग लगी, पनिहारिकि ध्यांन लगी घटकी ॥
चंदकी ध्यांन चकोर लगी, चकवांनाकि ध्यांन दिनेश टकी ।
मीन मनो जल ध्यांन सु सागर, पंथ प्रबीन रहें अटकी ॥ २२ ॥

**અર્થ**–મોરનું ધ્યાન જેમ ગાજતા મેઘની ગર્જના સાથે, નટનુ ધ્યાન દોર સાથે, પતંગીયાનું ધ્યાન દીવા સાથે, પાણીયારીનું ધ્યાન ઘડા સાથે, ચકોરનુ ધ્યાન ચંદ્રમા સાથે, ચકવાનું ધ્યાન સૂર્યની સાથે, અને માછલાનું ધ્યાન પાણી સાથે લાગી રહે છે, તેમ **સાગર**નું ધ્યાન **પ્રવીણ**ને પથે લાગી રહ્યું છે. ૨૨

**सोरठा**–इहि बिधि उभय सयांन, चलत राह चरचा भई ।
सागर तिय शिव थांन, मिलबेको धारत मतो ॥ २३ ॥

**અર્થ**–એવી રીતે બંને ચતુરજન વચ્ચે માર્ગે ચાલતાં જે ચર્ચા થઇ તે પછી, **સાગર** તથા પ્રવીણનો શિવજીના મદિરમાં મેળાપ કરાવવાને બન્ને જણે વિચાર ધાર્યો ૨૩

**गाथा**–कवि कुसुमावलि मिलनें, दंपति दशा भेद चरचायं ।
षट् त्रिंशति अभिधानं, पूर्न प्रवीनसागरो लहरं ॥ २४ ॥

**અર્થ**–કવિ તથા કુસુમાવલીના મેલાપમાં જે **સાગર** અને **પ્રવીણ**ની દશા વિષે ચરચા ચાલી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની છત્રીસમી લહેર સંપૂર્ણ થઇ ૨૪

इति श्री प्रवीनसागरे वियोगकथन नामनी छत्रीशमी लहेरनी
रसपूर्णा टीकानो षट्त्रिंशस्तरंगः ॥

# લહેર ૩૭ મી.

## પ્રતિષ્ઠા પ્રસંગ.

**दुहो**–श्रावन शुक्ल चतुर्दशी, बासर सुभग निशेश ।
दिय मुहूरत महाराज द्विज, ईश करन अभिषेक ॥ १ ॥

**અર્થ**–શ્રાવણ માસની શુદ ચૌદશ ને સોમવારને શુભ દિવસે, મહારાજા રસસાગરને બ્રાહ્મણોએ **શંકર**ની પ્રતિષ્ઠા કરવાનું મુહૂર્ત્ત આપ્યું. ૧

**छप्पय**–रससागर आयसा, बरुनि मह ब्रह्म बराये ।
बेद मंत्र जप जाप, होम हवनादि कराये ॥
पंचामृत शिव शक्ति, कियो षोडश बिधि पुजन ।
अंग देव जुत जंत्र, हुओ अभिषेक सु पूरन ॥
वह समय थांन शंकर वहें, दरसाई कैलास छबि ।
पर्वनी प्रात आए दरस, सागर जुत छितिपाल सबि ॥ २ ॥

**અર્થ**–રસસાગરની આજ્ઞાથી વરૂણીમાં બ્રાહ્મણોને વરાવ્યા, તથા વેદ મંત્રથી જપ-જાપ, હોમ-હવનાદિ કરાવ્યાં; બાદ દુધ, દહીં, સર્કરા, મધુ અને ઘૃત વડે **શિવ શક્તિ**ને પંચામૃત સ્નાન કરાવીને ષોડશ પ્રકારની વિધિ-યુક્ત પૂજન કર્યું; અને અંગના દેવતાઓ અને યંત્રના પૂજન અભિષેક ઉત્તમ રીતે પૂર્ણ થયા. તે સમયે શંકરના સ્થાનકની છબી તો જાણે સાક્ષાત કૈલા-

સજ હોય નહિ તેમ જણાવા લાગી. એવી રીતે આ પર્વણીને દહાડે પ્રાતઃકાળમાંજ શ્રી શંકરનાં દર્શનને વાસ્તે મહારાજા રસસાગર, નીતિપાળ વગેરે સર્વ રાજવંશીઓના જુથ્થ સાથે, શિવમંદિરે આવ્યા. ૨

**सोरठा**–नीतहिपाल जनांन, आवन दरस शिवालयें ।
मुनीं सु सागर कांन, उर उमडित उच्छाह अति ॥ ३ ॥
उतें सु नृपति कुमार, कही कुसुम वह आज दिन ।
सजें सकल सिंगार, उर अभिलाष दशा गहें ॥ ४ ॥

**અર્થ**–નીતિપાળ રાજાના અંતઃપુરથી સકળ રાણીમંડળ શિવમંદિરે દર્શન કરવાને આવે છે એવું કાને સાંભળવાથી, કુમાર રસસાગરના અંતઃકરણમાં અતિ ઉત્સાહ પ્રગટયો. રાજકન્યાને કુસુમાવલીએ કહ્યું કે, પેલો સંકેતનો દિવસ તે આજ છે, જેથી રાજકન્યાએ ઉરમાં અભિલાષ દશાને ધરી, શરીરપર સોળે શણગાર સજ્યા. ૩–૪

### झंपताल छंप.

कामिनी आदि सिंगार उत्तारियं, हाटकं अंग नीलांबरं धारियं ।
चोकियं चेरियं नीर धारा धरें, नारके बारसें बुंद झारा झरें ॥
ऊपमा एहि पावंतहे भामिनी, मांनहों मेघ कादंबिनी दामिनी ।
अंग अंगोछ बिच्छायतं आहियं. चंदनं चित्र सोधातनं लाहियं ॥
साम पाटं जरी कंचुकी सोहितं, मानहों ईश सन्नाह आरोहितं ।
लाल लेंगा जरंतार बुट्टा भजें, केसरी सार किंनार सारी सजें ॥
हेम आभूषनं अंग अंगं धरें, नील नीलंक मानिंक पंना जरें ।
बेसरी हार माला गरें मुत्तियं, मांनहों दीप माला बनी दुत्तियं ॥
आरसी एक बाला इतेमें लिये, अंजनं रंजनं कंज नेंनं दिये ॥ ५ ॥

**અર્થ**–કામનીએ (પ્રવીણે) પહેલાં શરીર ઉપરનો શણગાર ઉતાર્યો અને સુવર્ણ જેવા શરીરપર સુંદર લીલા રંગનુ વસ્ત્ર પેહેરી લીધું; ત્યાર બાદ બાજઠ ઉપર આવી બેઠી, એટલે સ્નાન કરાવવાને દાસીઓ, ઉષ્ણ અગોદકની ધારા કરવા લાગી. નહાતી વખતે નારી (પ્રવીણ)ના મુકેલા છૂટા કેશમાંથી પાણીનાં ટપકાં ઝરવા લાગ્યાં–તેથી કરી તે સ્ત્રી એવી ઉપમાને પામવા લાગી કે જાણે મેઘની ભારે ઘટામાં વીજળી શોભતી હોય! ન્હાઇ રહ્યા પછી અંગુછાથી અંગ લુછી, બીછાના ઉપર આવી બેઠી, બાદ ચંદન ચરચી, સોગરેલ–અત્તરાદિ સુગંધયુક્ત પદાર્થો શરીરે લગાવ્યા; કાળી જરીની

કંચુકી પહેરી લીધી-તે જાણે ઇશ્વરે કવચ પહેર્યું હોય તેમ દીપે છે. વળી જરીતારથી ભરેલો બુટ્ટાદાર અને લાલચોળ લેંગો પહેરી-કેસરી રંગની ઉત્તમ કિનારીવાળી સાડી ધારણ કરી; અંગે અંગમાં નાના પ્રકારનાં મણિ માણેકાદિથી જડાવ સોનાનાં ઘરેણાં ધારણ કર્યાં; બાદ નાકમાં વાળી ઘાલી, ગળામાં મણિ મોતીની માળા અને હાર પહેરી લીધાં, તેથી જાણે પ્રગટેલી દીપમાળા તો બુકા કરતી હોય! એ પ્રકારે **પ્ર**વીણની કાંતિ ઝળહળવા લાગી; પછી એક સ્ત્રીએ તકતો લઇને સામે ધર્યો અને બીજીએ કમળ સરખી આંખોમાં ખુશી ઉપજાવે એવું અંજન સાર્યું. ૫

**दुहो**—इतें नारि सिंगार किय. उतमागर महाराज ।
सांझ दरशा आवन सुन्यो, कीनो यहें समाज ॥ ६ ॥

**અર્થ**—આણી તરફ પ્રવીણે શણગાર ધારણ કર્યા અને પેલી તરફ મહારાજ **ર**સસાગરે સાંજે દર્શન કરવા આવનાર છે એમ સાંભળીને આ પ્રમાણે સમાજ તૈયાર કર્યો. ૬

## चोपाई.

आप ईश थांनक प्रति आये, वह निबात निर्जन करवाये ।
पहिरायत चहुओर बिठारे, सुकवि राज उद्यान सिधारे ॥
महल मध्य अवमोचन कीनों, गुफा धांम शिव पंथ सु लीनो ।
प्रच्छन दोउ ईश प्रति आये, ओर कोउ जांननें न पाये ॥
दोउ दिगंबर भेष बनाया, बर्नन तास बनाय बताया ॥ ७ ॥

**અર્થ**—હવે કુમાર પોતે **શ**કર ધામે આવ્યા અને મંદિર માણસો વગરનું કરાવ્યું. ચારે બાજુએ ચોકી પેહેરા મુકી દીધા. પછી કવિરાજ અને મહારાજા **ર**સસાગર બગીચામાં પધાર્યા, ત્યાં મહેલની વચ્ચે આવી તેને છોડી, ગુફા-સુરંગ દ્વારાએ શિવમંદિરનો માર્ગ લીધો, અર્થાત્ છુપી રીતે બન્ને જણ શિવાલયમાં આવ્યા, જેને કોઇ જાણવા પામ્યું નહીં. ત્યાં બેય જણે મૂળ વેશ બદલી દિગંબર-જોગીનો વેષ લીધો; તેનુ હવે વર્ણન કરૂં છું. ૭

**दुहो**—ईत प्रबीन सागर उतें, भूषन जोग सिगार ।
बर्नन करत बराबरी, सजे सो एकहि बार ॥ ८ ॥

**અર્થ**—અત્ર **પ્ર**વીણ અને ત્યાં **સા**ગર બંને જણાએ એકજ વખતે શૃંગાર તથા જોગને ધારણ કર્યો તેનું બરોબર વર્ણન કરીએ. ૮

## मौक्तिकदाम छंद.

इतैं रस भूषन साजत नार. उतैं महाराज सु जोग उचार ।
इतैं चिकुरांन समीप सुगंध; उतैं जट जूट लगावत बंध ॥
इतैं दिय भाल जराउका चंद; उतैं कियलाल सु बंदन बिंद ।
इतैं घन चंदन केसर अंग; उतैं भसमी सुचढें तिहि संग ॥
इतें उर हार हमेल रसाल; उतैं रुद्राक्ष कियें उर माल ।
इतैं भुजबंध सु पौंचिय धार; उतैं कर कंकन बद्रिकेदार ॥
इतैं धुनि जेरह जेव झनंक; उतैं पग लंगर लोहखनंक ।
इतैं जर अंबरको तन साज, उतैं कर चम्मर हे म्रगराज ॥
इतैं चक्कडोल प्रबीन चढंत; उतैं पदमासन जोगिद्रढंत ॥ ९ ॥

**અર્થ**-અહિયાં **પ્રવીણ** રસયુક્ત બની આભૂષણો સજે છે, ત્યાં મહારાજા **રસસાગર** યોગનો ઉચ્ચાર કરે છે; અહીં સુગંધદાર તેલ, ફુલેલ વાળમાં નાંખી ઓળીને કેશ સમારે છે; તેમ ત્યાં જટા જૂટના બંધ બાંધે છે; અહીં જેમ કપાળમાં ચાંલ્લો ધરી લીધો છે, તેજ પ્રમાણે ત્યાં પણ સિંદુરની લાલ બિંદગી કરી છે, અહી જેમ ઘનસારાદિ ચંદન અને કેસરના સુગંધીદાર લેપો અંગને વિશે થાય છે, તેજ વેળા ત્યાં પણ અંગે ભસ્મ લગાવી અવધૂત બને છે; અહીં ઉરમાં મનોહર હમેલ (કાંઠલી) અને હાર ધર્યા, તેમ ત્યાં પણ ઉર ઉપર રૂદ્રાક્ષની માળા ધરાઇ; અહીં હાથે બાજુબંધ અને પોંહોચીઓ પહેરી, તેવીજ રીતે ત્યાં પણ **બદ્રીકેદારેશ્વર** કંકણ હાથમાં ઘાલ્યું; અહીં પગમાં પહેરેલા ઝાંઝર તથા લંગરના ઝણકાર થાય છે, તેમ ત્યાં પણ પગમાં લોઢાનું લંગર ખણકવા લાગ્યું; અહીં જેમ જરીનાં વસ્ત્ર અંગે સજ્યાં, તેમ ત્યાં કાળીયારનુ મૃગચર્મ શરીરે લપેટયુ; અહીં **પ્રવીણ** રથે ચઢ્યા, તેમજ ત્યાં પણ યોગીરાજ દ્રઢ પદ્માસનવાળી બેઠા. ૯

दुहे-सागर भारति नंद दुहु, सज्यो जोग सिंगार ।
बंदन करि कीनी सु शिव, अस्तुति यहें उदार ॥ १० ॥

**અર્થ**-રસસાગર અને કવિ **ભારતીનંદ** એ બન્ને જણે, યોગીનો પોશાક પહેર્યો ને પછી **શિવજીને** વંદન કરી, ઉદાર મનથી આ પ્રમાણે **શિવની** સ્તુતિ કરી. ૧૦

## सेनिका छंद.

गंग वार जट्ट धार मंडियं, आव अंग सग लीन चंडियं ।
बाल चंद विंद लाल ज्वालियं, कंगनं भुजंग मुंड मालियं ॥

शूल पान हैं पिनाक सज्जनं, डाक डंमरू अवाज बज्जनं ।
जंग जीत नीत भंग खावनं, ख्याल प्रेत जालकों खेलावनं ॥
व्याल आल खाल लीन बासनं, केहरी बिछात कीन आसनं ।
अंगकों बिभूत रंग चाढियं, जोग भोग ध्यांन प्रान द्रढियं ॥
देव दानवं नगेश बंदनं, वंदितं कलेश वृंद कंदनं ।
कामना मनींछ पूरनं करं, जे महेश जे महेश जे हरं ॥११॥

**અર્થ**–હે પરમાત્મા! તમો કેવા છો કે, ગંગાના નીર રૂપી ઘરેણાને જટામાં ધારણ કર્યું છે, અર્ધ અંગમાં **મ**હામાયા ઉમયાજીને સાથે લીધેલાં છે, કપાળમાં બીજનો ચંદ્ર, લાલ બિંદગી ને અગ્નિની જ્વાળા ધારણ કરી છે, હાથે સર્પરૂપી કડાં, અને કંઠમાં મુંડમાળા પહેરી, કરમાં ત્રિશુળ અને સજેલું પિનાક એટલે ધનુષ લીધેલુ છે, ડાક તથા ડમરૂના અવાજ થાય છે, જગને જીતીને જે નિરંતર ભાંગ પીએ છે, મોજમાં ભુત પ્રેતાદિને રમાડે છે, હાથીના આળા ચાંમડાનું વસ્ત્ર ઓઢી લીધુ છે, કેસરીનુ ચામડું બીછાવી આસન કરેલું છે, અંગે વિભૂતિનો રંગ ચઢાવ્યો છે, અને યોગરૂપ ભોગના ધ્યાનમાં પ્રાણને દ્રઢાવ્યો છે; દેવ, દાનવ, પર્વત વિગેરે જેને નમે છે તથા તે વંદિત ભક્તોના અનેક દુ:ખનો નાશ કરવાવાળા–મનઇચ્છિત કામનાને પૂર્ણ કરનારા, હે **શં**કર! તમને જય જય છે; અને હે **હ**ર! તમારો જય થાઓ. ૧૧

**सोरठा**–त्रिग बंदन कर जोर, एती शिव आराव करि ।
बानि बदी बहोर, उमया स्तुति कीनी यहें ॥ १२ ॥

**અર્થ**-એટલી **શિ**વની નમ્રતાયુક્ત આરાધના કરી, હાથજોડીને વદન કર્યુ, અને વળી વાણી વદીને આ રીતે પાર્વતીજીની સ્તુતિ કરી. ૧૨

### શાલિની છંદ.

अंगा संगा ईश मिल्ली भवानीं, ईशं शीशं गंग धारा बहांनी ।
धाता ज्ञाता राजमो रूप रांनी, बेदं भेदं भिन्न बांनी बखांनी ॥
कंजा रंजा बैष्णवी सृष्टि व्यापी, देवा सेवा दानवं देव थापी ।
नीरा तीरा तीर्थ रूप रत्ती, सत्ता बृत्ता चित्त बृत्ति प्रकृत्ती ॥
सूरा नूरा कुंभनीमें प्रकाशी, चंदा छंदा बृच्छ बेली विकासी ।
बारा धारा बेदनीमें बृषाति, पारावारा नीर बीरा नखंती ॥
मेरा फेरा हेमराया म्रजादा, ब्रह्मा क्रैमा नीत रीता विवादा ।
भोमा व्योमा तेज नीरा समीरा, तत्ता सत्ता ग्यांन ध्यांना गहीरा ॥

तांमा वामा सात्विकी राज राया, नीचा वीचा ऊरधा मध्य माया ।
शुन्या धुन्या धारना नाम धारा, दग्गा नग्गा इंड ब्रह्मांड पारा ॥
मंत्रा जंत्रा तंत्र विद्या विलासा, धंन्या कंन्या पूरनी चिंत आसा ।
प्रेमा नेंमा कारनं रूप माता, जोगा भोगा बंदितं सिद्धि दाता ॥१३॥

**અર્થ**–હે **મહામાયા**! **શિવ** અંગમાં રહીને તું ઇશ્વરી સિદ્ધિ કહેવાય છે, ઇશ જે **શંકર**, તેના મસ્તક ઉપર બિરાજી, ગંગાદ્વારા જળધારા થઇને વહી છે, ધાતારૂપ ધારણ કરનારી, જ્ઞાતારૂપ જાણનારી, રાજસરૂપ રૂપવાન મહારાણી છે; વેદના ભેદે કરી ભિન્ન ભિન્ન વાણીવડે વખાણેલી કમળારૂપ, રંજન રૂપ અને વૈષ્ણવી રૂપ આખી સૃષ્ટીમા વ્યાપી રહી છે, દેવોએ સેવવાને તથા દાનવ કહેતાં અસુરોએ થાપેલી તું–જળરૂપ, કિનારારૂપે, તીર્થરૂપ–રતિ જેવી રૂપાળી છે, સત્તા–આવૃત્તિરૂપ, ચિત્તની વૃત્તિ તથા પ્રકૃતિરૂપ મહામાયા રૂપે છે, સૂર, નૂર, કુંભક, પ્રાણાયામમાં, અગર ઘટ ઘટમાં પ્રકાશ કરનારી છે, ચદ્ર રૂપે, છદરૂપે, તેમજ વૃક્ષ અને વેલરૂપે પ્રકાશી રહે છે, જળધારા રૂપે જમીનપર વર્ષનારી છે, સમુદ્રરૂપે પાણીની તરગોને નાખનારી છે, મેરૂરૂપ, ફેર રૂપ ને હિમાલયરૂપે મર્યાદા છે, **બ્રહ્મ**રૂપ, કર્મરૂપ, **ના**તિરૂપ, રીતિરૂપ ને વાદ તથા વિવાદરૂપ છે, પૃથ્વી, આકાશ, તેજ, નીર અને વાયુ એ પાંચ તત્વ રૂપ છે, તત્વરૂપ, શક્તિરૂપ, જ્ઞાનરૂપ, ધ્યાનરૂપ અને ગંભીરરૂપ છે, તમરૂપ, વામારૂપ અને સાત્વિકરૂપે રાજરાજેશ્વરી છે, નીચ, ઉચ અને મધ્યરૂપ મહામાયા છે, તું શુન્યરૂપ, શબ્દરૂપ, ધારણારૂપ છે–એમ અનેક નામ રૂપને ધારણ કરનારી છે; દિશારૂપ, પર્વતરૂપ, ઇંડરૂપ, **બ્રહ્માંડ**ના પારથી પારાંગત છે, મત્ર, યંત્ર અને તત્રરૂપ, વિદ્યા તથા વિલાસરૂપ છે, વળી દ્રવ્યરૂપ, કન્યારૂપ અને ચિત્તની આશાને પુરી પાડનાર છે, પ્રેમ–નેમ અને કારણરૂપે માતાછે, યોગરૂપ, ભોગરૂપ તથા વંદવાથી સિદ્ધિની દાતા છે; એવાં હે **જગદંબા**! તમને વારંવાર નમસ્કાર છે. ૧૩

**सोरठा**–इहि विधि अस्तुति कीन, शिव समीप आसन कियें ।
कर हर दांम सु लीन, ध्यान द्रढायो सिध उभय ॥ १४ ॥
कलाप्रबीन सु संग, अंते रर गुज्जर नृपति ।
अतिही मेरे उमंग, फंदन चढि कीनो गमन ॥ १५ ॥

**અર્થ**–એ પ્રમાણે સ્તુતિ કરી, શ્રી **શંકર** પાસે સિદ્ધાસન વાળ્યું બાદ રૂદ્રાક્ષની માળા હાથમાં લઇને બન્ને સિદ્ધે ધ્યાન દ્રઢાવ્યું. કળાપ્રવીણને સાથે

લઇ, ગુર્જર ભૂપાલના અંત:પુરવાસી રાણીઓએ, અતિ ભારે ઉમંગથી, રથમાં બેશી, શિવમંદિર પ્રતિ ગમન કર્યું. ૧૪-૧૫

**छप्पय**–ईश देहरी आय, गीरद कीने पहिरायत ।
उतरे राज जनांन, लगी दोहरि सु किनायत ॥
वहें देहरी तिष्ट, खबर अंदर मगवाई ।
तबे हकीकति तहां, सिद्ध दोऊकी पाई ॥
ओरनें कह्यो सो उठा इयें, तबें कुसुम बोली तहां ।
इत पाव घरी कीजे बिलम, हमें देख आवें उहां ॥ १६ ॥

**અર્થ**–શિવમંદિરે આવીને ફરતો પેહેરો મુકી દીધો, ડબલ કનાત રાખી ને મહારાજા નીતિપાળનો જનાનો એટલે રાણીઓ રથમાંથી ઉતરી. તેઓએ ત્યાં રહી, અંદરથી ખબર મંગાવી કે અંદર કોણ છે ? ખબર કાઢવાથી માલમ પડયુ કે, શિવાલયમાં બે સિદ્ધો બેઠેલા છે, તે સમયે બીજાંએ કહ્યું કે, તેમને ઉઠાડો, ત્યારે કુસુમાવળી બોલી કે, તમે બધાં અહીં ગા ઘડી થોભજો તો હું અંદર જઈ સર્વ જોઇ આવું. ૧૬

**दुहो**–कुसुम आइ शिव थांन प्रति, कीया सिद्ध दीदार ।
उर धारी हांसी उकति, बोली यहें तिहि बार ॥ १७ ॥

**અર્થ**–સર્વને દીલાસો આપી, બ્રહ્મબાળા શિવસ્થાનમાં આવી, અને સિદ્ધનાં દેદાર જોઇ તથા હૃદયમાં તેમની મશ્કરી કરવાનુ ધારી ને વખતે ઉક્તિપૂર્વક આ પ્રમાણે બોલી. ૧૭

## चोपाई.

कुसुम सिद्ध हर बंदन कीनों; फुनि जुवाब जोगी प्रति दीनों ।
नीतपाल अंतेउर आवें; कही जोगि इतसें उठ जावें ॥
तुमें रहन हम अरज सु कींनी; काहू ओर कांनहुं न दीनी ।
कहो अबें क्या मतो करेंगें; आप रहत चकडोल फिरेंगें ॥
एती सुनत जोग सिद्धाई; बदन जोति बेहोस लखाई ।
मुर्त दीठ ब्रह्मनि ठहरानीं; धारी कहा बदत यह बानीं ॥
मिलत दीठ बाला मुसकांनीं; कही जोग सिद्धि सु पिछांनीं ॥ १८ ॥

**અર્થ**–પ્રથમ તો કુસુમાવલીએ શિવ અને સિદ્ધને નમ્રતા સાથે પ્રણામ કર્યા, પછી જોગી પ્રત્યે આ પ્રમાણે બોલી કે, રાજા નીતિપાળનાં અંત:પુરથી રાણીઓ, અત્ર દર્શનાર્થે આવે છે, અને તેઓ કહે છે કે, જોગીઓ અહીંથી

ઉઠી જાય. તમારા રેહેવા વાસ્તે અમે અરજ કરી, પણ તે કોઇએ કાને ધરી નહીં, વાસ્તે કહો, હવે શું કરીશું? કદી આપ જો અત્ર રેહેશો તો તે રાણીઓના રથ પાછા જશે. એટલું સાંભળતાંજ જોગીઓની સિદ્ધાઇ શીકી પડી ગઇ તથા બદનની કાન્તિ નિસ્તેજ બની, એહોંશી જણાઇ આવી, એવી રીતે જોગીની નાસીપાસીયુક્ત સુરત જોઇને કુસુમાવલી જરા હરી ઉભી રહી અને મન સાથે વિચારવા લાગી કે, જોઇએ હવે એ શું બોલે છે? એવો વિચાર કરે છે એટલામાં તો એક બીજાની નજર ભેગી થતાંજ, કુસુમાવલી હશી પડી અને સિદ્ધને કેહેવા લાગી કે, જોઇ જોઇ હવે તમારી સિદ્ધાઇ? ૧૮

**सोरठा**–कैंधों कहत बनाय, कैंधों साची कुसुम यह ।
एतो करत उपाय, मिले न मिंत प्रबीनजू ॥ १९ ॥

**અર્થ**–જોગી કહે છે કે, હે બ્રહ્મની! તમે તે અમને બનાવો છો કે ખરી વાત કહો છો? અરે! રે! હે શિવ! આટલું આટલું કરવા છતાંય પ્રિય મિત્ર પ્રવીણ તો નજ મળ્યાં. ૧૯

## सवैया.

गायनकी अरु नायनकी नित, नेंननकी बरुनी कसबेकी ।
पांन मुरा रुचि पांनहि खांनकी, आंनन आंन बधू द्रग बेकी ॥
भूषन बास सुबास चढावन, सेज बिलास समें हसबेकी ।
जोंलों प्रबीन वियोग तबें, लगि सोह हमें सु खसें बसबेकी ॥ २० ॥

**અર્થ**–ગાયનની, ન્હાવાની, તેમ નિરંતર નેત્રની પાપણો બીડીને સુવાની રૂચીથી મદિરા પાન કરવાની, તાંબુલ પાન ખાવાની, અન્ય સ્ત્રીઓનાં મુખ જોવાની, અંગે વસ્ત્રાભુષણ આદિ અલંકારો અને સુવાસાદિકને સજવાની, તેમજ સેજ વિલાસ સમે હસવાની, જ્યાં લગી પ્રાણાત્મા પ્રવીણનો વિયોગ છે ત્યાં સુધી એ સુખથી વસવાની પણ હમારે પ્રતિજ્ઞા છે. ૨૦

## सवैया.

परबीनसें चिंत अधीन भयो यह, जाय न काहुसें भेद कहें ।
धर धीर कहांलों शरीर रहें, अशरीरके तीर परें न सहें ॥
नित आस उदास नयेइ नये, अरु बासर जात बहेइ बहें ।
बतियांको बिचार कहंत तुमें, पतियां छतियां कर हार रहें ॥ २१ ॥

**અર્થ**–પ્રવીણથી આ ચિત્ત વશ થયું છે–તે ભેદ કોઇને કહેવાય તેવો નથી; હવે તે ધીરજ ધરીને પણ શરીર કયાં સુધી રહે? અશરીર

કહેતાં શરીર વગરના રતિનાથનાં બાણ પડે છે તે સહન થતાં નથી; નિત્ય પ્રત્યે આશા અને ઉદાસી નવી નવી પ્રગટે છે તથા દીન પણ વહ્યા ને વહ્યા ચાલ્યા જાય છે, માટે આ વાતનો વિચાર તમને જ કહીએ છીએ, બાકી પત્રનો છાતીપર હાર કરીને રહીએ છીએ. ૨૧

## सवैया.

द्रोन उठावत वांन लग्यो भ्रत, ध्यांन हरी हनुमान जती ज्यों ।
एंचत बासन दुष्ट दुशासन, श्रीपति साधन पंडवती ज्यों ॥
थंभको दंभ निहारतही प्रहलादकि, राम रुपी सुरती ज्यों ।
मिंत प्रवीन प्रवीन पुकारत, जारत जे रनछोड सती ज्यों ॥ २२ ॥

**અર્થ**—દ્રોણાચળને ઉઠાવતાં ભરતજીનું બાણ વાગવાથી, હનૂમાનજીએ ધ્યાન ધરીને હરીને જેમ સમર્યા; કૌરવોની સભામાં દુષ્ટ દુશાસને ચીર ખેંચ્યાં તે વખતે પાંચાળીએ જેમ શ્રીપતિને વહારે ધાવાને સમર્યા; ધગધગતા થંભનો દંભ જોતાંજ જેમ પ્રહ્લાદજીએ રામરૂપી એકસુરતીથી શ્રી હરીને સમર્યા; અને ચ્હેમાં બળી મરતાં સતી, જેમ "જે રણછોડ! જે રણછોડ!" પોકારે છે, તેવીજ રીતે અમે પણ "પ્રવીણ પ્રવીણ" સ્મરીએ છીએ. ૨૨

**दुहा**—कही कुसुम तब मुह मुसक, धारन राज द्रढाय ।
हसबेकी भंखी हमें, अबही हाजिर आय ॥ २३ ॥
कुमरी कलाप्रबीनकी, एसी दशा ब्रतंत ।
निस दिन यह साधन लगो, मिंत मिंत अरु मिंत ॥ २४ ॥

**અર્થ**—કુસુમાવલીએ મોં મચકોડીને રાજાને ધારણા આપી કહ્યું કે, એ તો મે હસવાનું કર્યું છે? પ્રવીણ તો હમણાંજ આવી હાજર થશે. મહારાજા રસસાગરની માફકજ કળાપ્રવીણની પણ સ્થિતિ બની છે કે જેને નિશદિન મિત્ર મિત્ર અને મિત્રજ ધ્યાન લાગી રહ્યું છે. ૨૩-૨૪

**कबित्त**—मुकता प्रबालनकी, मालके समांन होत ।
चंदन चढायो सोतो, बंदनमो व्हेंह जात ॥
बिरही असुर बांनीं, लागत डरांना अति ।
बरि बरि उठें नेक, बरह बरह कहें जात ॥
घटा गहे रांनके निसांनकी अवाज सुनि ।
नेंनन हुतासनले, सरकर गहे जात ॥

सावनकी जामनिमें, दामनी पताखा देखि ।
कामनि सरूप कबें, कालिकाको लहें जात ॥ २९ ॥

**અર્થ**–વિયોગના તાપને લીધે સફેત મોતીની માળા, પરવાળાની માળાની માફક લાલ થઇ જાય છે, ચઢાવેલું ચંદન, સિંદુર જેવું રાતું થઇ જાય છે; મોરની એસુરી વાણી અતિ ડરામણી લાગે છે, તે બળી બળીને ઉઠે છે તથા બળી બળી એમ કહી જાય છે, મેઘની ઘટાનો અવાજ સાંભળી નેત્રમાં અગ્નિ લઇને, માથું હાથમા લેતી જાય છે; શ્રાવણમાસની રાત્રિમાં વીજળીરૂપી પતાકા દેખીને કામની, કાલિકાનું રૂપ ધારણ કરી જાય છે. ૨૫

સવૈયા.

आंन तिहारि तिहारि हितू मोहि, पांनिहि पांन मिलावतहें ।
चुंबन ओर अलिंगन खंडन, आपहिके सम भावतहें ॥
नांउ तिहारे सुरा भरि भाजन, पीवत ओर पिवावतहें ।
बातकी चाह लगी तुमको वह, ओरन बात बनावतहें ॥२६॥

**અર્થ**–તમારા શપથ લઇ કહું છઉં કે, જેમ તમારીજ સાથે હાથ મેળવે તેમ મારા હાથમાં હાથ મિલાવે છે, અને ચુંબન–આલિંગન તેમ નખક્ષતાદિ આપની સાથે કરવાનો ભાવ થાય છે, વળી તમારા નામથી સુરાનાં પાત્ર ભરી ભરીને પોતે પિયે છે અને અન્યને પાય છે, વળી તમારી વાતની તેને ચાહ લાગી છે, જેથી કરી બીજી અન્ય કોઇ વાત કરતી જ નથી. ૨૬

सवैया.

सेज सुही बलि नंदकि नंदनि, व्हां सपनें अनिरुद्धहि देखा ।
सांमहि सांम पुकार उठी वह, बाम बहे द्रग बारि बिशेषा ॥
मंत्रि सुता सुर दानव मानव, चित्र बनाय बताय परेखा ।
पंखनि होय मिलाय प्रबीनजू, एक सरायें सखी चित्रलेखा ॥२७॥

**અર્થ**–હવે રસસાગર કહે છે કે, એક સમે બલિનંદન **બાણાસુર**ની પુત્રી **ઓખા**, પલગમાં સુતી હતી, ત્યાં સ્વપ્નામાં **અનિરૂદ્ધ**ને દીઠા, એટલે હે સ્વામિ! હે સ્વામિ! એવો પોકાર કરતી કરતી એકદમ ઉઠી; અરે ઉઠી તો શું! પણ તેની આંખમાંથી અતિશય આંસુ જળધારા વહેવા લાગી. તે જોઇ **ઓખા**ની સહિયર કુભાંડ નામના મંત્રિની પુત્રી હતી તેણે સુર, અસુર, અને મનુષ્ય એ ત્રણે લોકને ચિત્રની અંદર ચિત્રી બતાવી, અનિરૂદ્ધને પરખી લીધો; બાદ પ-

ક્ષણીરૂપે બનીને તે ચતુરા સાથે અનિરૂદ્ધને લાવી મેળાપ કરાવ્યો. એ પ્રકારે જો તમે પ્રિયતમા પ્રવીણને લાવી મેળવી આપો તો તમને ચિત્રલેખા સખી સમાન શુભકર્ત્તા ગણીએ. ૨૭

**दुहो**–प्रेम पियाला जिन पिया, ताकों शुद्ध न बुद्ध ।
बानांसुर तनया छकी, लखी छबी अनिरुद्ध ॥ २८ ॥

**અર્થ**–પ્રેમનો પિયાલો જેણે પીધો હોય તેને શુદ્ધ કે બુદ્ધ ન રહેતાં પ્રેમમાંજ લીન રહે છે, જુવો, સ્વપ્નમાં અનિરૂદ્ધની છબિ જોઇ બાણાસુરની તનયા બાવરી બની ગઇ હતી. ૨૮

**सोरठा**–आई हमे प्रयांन. बानेहे सो करिहों सबें ।
आवे कबी जु आंन. आप न इतसें ऊठियें ॥ २९ ॥
ऐसो मतो सुनाय, कुसुमावलि पीछी फिरी ।
सो जनांन प्रति जाय, कही सु बरनन अत्र करहु ॥ ३० ॥

**અર્થ**–એ સાંભળી કુસુમાવલીએ કહ્યું, પ્રયાણ કરીને અમે આટલે સુધી આવ્યાં છીએ, તો જે બનશે તે સર્વે કરીશુંજ; જો કદિ બીજું અન્ય કોઇ આવે તોય આપ અહીંયાંથી ઉઠશો નહી. એવો વિચાર જણાવીને કુસુમાવલી પાછી વળી અને રાણીઓ પાસે જઇને આ પ્રમાણે કહ્યું. ૨૯–૩૦

**गाथा**–दंपति जोग शृंगारं, सागर कुसुम शिवालयं चर्चा ।
सप्त त्रिंश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ ३१ ॥

**અર્થ**–સ્ત્રી પુરૂષ બનેએ જે યોગ અને શણગાર સજ્યો, સાગર અને કુસુમાવલીને શિવાલયમાં થએલી ચર્ચાયુક્ત પ્રવીણસાગર ગ્રંથની સાડત્રીશમી લેહેર પૂરી થઇ. ૩૧

इति श्रीप्रबीनसागरे प्रतिष्ठा प्रसंग नामनी साडत्रीशमी लहेरनी रसपूर्णा टीकानो सप्तत्रिंशस्तरंगः ॥

# લહેર ૩૮ મી.

## મંદિરમાં મુલાકાત

**दुहा**—जाय कुसुम जनांन प्रति, ऐसें कही बनाय ।
शिव समीप जोगी उभय, सो शिवरूप लखाय ॥ १ ॥
वह आसन उठवे नहीं, केसें उठो कहाय ।
वह दरशन लायक उभें, परसन परम सदाय ॥ २ ॥
सुनत एह ब्रह्मनि बचन, उतरे बाला बृंद ।
प्रिय प्रवेश हर देहरी, उरमें भरे अनंद ॥ ३ ॥

**અર્થ**—કુસુમાવલીએ જનાંનાવાસી રાણીઓ પ્રત્યે જઇ, એવી વાત બનાવીને કહી કે, શ્રીશંકરની સમીપમાં બે જોગીઓ બેઠેલા છે તે બીજા **શિવરૂપજ** છે. તેઓ પોતાનું આસન ઉઠાવશે નહીં, તેમ ઉઠાવવાનું પણ કેવી રીતે કહેવાય? તેઓ મહાત્મા છે, એટલુંજ નહિ, પણ દર્શન કરવા લાયક છે, તેમ સ્પર્શ કરવાથી સદાય સુખદાતા જણાય છે. એવું બ્રહ્મકન્યાનું બોલવું સાંભળી, હર્ષથી રાજા નાતિપાળનાં અંતઃપુરની રાજવધૂઓ રથમાંથી ઉતરી, હૃદયમા અતિ રળિયાત થઇ, શ્રીશંકરના દેવાલયમાં ગઇ. ૧–૩

### ચામર છંદ

देहरी समीप आय, बाल बृंद उत्तरी, जेहरी झनंककी, भनंक कानमें परी ।
कोटरी दिवालके, दुहारमें प्रवेसितं; तीर मींन नीर ज्यों चहंत जोगिके चितं ॥
तारुनी समूह मंद मंद देहरे चली; मांनहो सुरी पुरी महेश पूजनें मिली ।
अंग नंगके श्रृंगार रंग रंग सारियं, दामनी प्रकाश दीपमालिका उजारियं ॥
कामनी शरीरके सुबास भ्रंग रंजितं, बागके प्रसूनको बिकास छांड गुंजितं ।
बंक नेंन राहकों बिलोकबो सु अद्दर, सिद्ध जोग ध्यानको द्रढाव फेरकें करे ॥
एक एकसें करत हांस भेद छंदियं, द्वारके समीप आय ईश शीश बंदियं ।
सिद्ध शिष्य उच्चरे सु एक एक आवनां, पूजका समांन एक ओर साथ लावनां ॥
फूल केसरं कपूर ब्रह्म बालनें लिया, आदिही प्रवीनका प्रवेश देहरे किया ॥४॥

**અર્થ**—મદિર નજીક આવી તે બાળાઓનાં વૃન્દ રથમાંથી ઉતર્યાં. તેમના પગ ઉપરના ઝાંઝરના ઝણકારની ભનક, મિત્ર સમીપે બેઠેલા યોગીરાજના કાનમાં અથડાઇ. કોટની ભીંતના બારમાં પેસતાંજ કિનારા ઉપરનું માછલું પાણીને જેમ ચ્હાય, તે પ્રકારે યોગીરૂપે રસસાગરનું ચિત્ત પાણીરૂપ પ્રવીણને ચાહવા લાગ્યું. તે જુવાન બાળાઓનાં જુથ્થ, મંદ ગતિથી દેવાલય તરફ ચાલ્યાં, તે જાણે સુરપુરની દેવાંગનાઓ ટોળે મળીને મહેશ્વરનું પૂજન કરવા મળી હોય નહિ શું, એવી શોભા થઈ રહી. અંગે અનેક રંગનાં જેમાં નંગ છે એવો શણગાર સજેલો છે; તે એવો તો પ્રકાશ આપે છે કે, જાણે વીજળીઓનો ચમકારો હોય! અથવા દીપમાળા ઉજ્વાળી—પ્રગટી હોય નહિ? એમ દેખાય છે. તેમજ આ કામનીઓના શરીરના સુવાસથી રંજન અને મોહીત થયલા ભ્રમરો, આસપાસની બાગની લતાઓમાં પ્રફુલ્લિતપણે વિકસેલાં ફુલોની સુવાસને છોડી, તે પદ્મનીઓ પાસે આવીને ગુંજારવ કરવા લાગ્યાં; અને જો તે નેત્રના કટાક્ષથી માર્ગ તરફ જોવાનું આદરે તો સિદ્ધ અને યોગીને પણ ધ્યાનથી સ્ખલન કરી—ફરીને ધ્યાનનો દ્રઢાવ કરવાની જરૂર પાડે. માંહોમાંહે, એક એકની, સ્વેચ્છાએ ઠઠા મશ્કરીના ભેદથી વિવિધ મશ્કરી કરતાં, તે કામનીઓ ઇશદ્વારપાસે આવી સ્વયંભુને શિશ નમાવી વંદન કર્યું, એટલે સિદ્ધ શિષ્યે કહ્યું કે અંદર એકે એકે આવવું, જોઇએ તો પૂજાપો ઉચકવા સારૂ બીજા એક જણને સાથે લાવવું. તે સિદ્ધનું વચન સાંભળી, કુસુમાવલીએ ઝડપથી પુષ્પ, કર્પૂર, કેસરાદિ ચંદન તથા પૂજાપાનો થાળ લઇ, આદિ કહેતાં સૌથી પ્રથમ દેહરામાં પ્રવીણનો પ્રવેશ કરાવ્યો. ૪

**सोरठो**—अंदर कियो प्रवेश, कुसुमावली प्रबीन दुहू ।
सिद्ध शिष्य आदेश, बाहिर बैठी बाल सब ॥ ५ ॥

**અર્થ**—કુસુમાવલી અને પ્રવીણે દેહેરામાં પ્રવેશ કર્યો અને બીજી સર્વે સ્ત્રિયો સિદ્ધના શિષ્યની આજ્ઞાને અનુસરી બહાર બેઠી. ૫

**गाथा**—जय जय हर उच्चरियं, उमया ईश बंदियं बाला ।
कुसुमावलि कर गहियं, सिध समीप आसन ऊन दिया ॥ ६ ॥
उर चरचा अभिलाषा, स्मित मुख फेर बंदियं सिद्ध ।
कुमारि दीठ अद्दरियं, हर गुरु लोग जोग त्रय रुप्षी ॥ ७ ॥

**અર્થ**—"જય જય હર" એવા ઉચ્ચારવડે કળાપ્રવીણે, શિવ પાર્વતીને નમ્રતાથી નમસ્કાર કર્યો; એટલે કુસુમાવલીએ પ્રવીણનો હાથ ઝાલીને, સિદ્ધની પાસે આસન આપી બેસારી. હૃદયને વિશે જેને ચર્ચા કરવાની અતિશય અ-

ભિલાષા છે, તેથી સ્મિત હાસ્યયુક્ત મુખ ફેરવી, ઉમળકાવડે તપસ્વિને પ્રણામ કર્યો, પછી રાજકન્યા એવો આદર કરવા લાગી કે, શ્રીઉમાપતિનાં પવિત્રપણે વારંવાર દર્શન કરવાં, તથા કુટુંબી-વડીલો જાણે નહીં તેમ, તેમની નજર ચુકાવી, જીવાત્મારૂપ જે સિદ્ધ-તેને જોઇ, તે સાથે ચર્ચા કરવી. ૬-૭

**सोरठा**—निरखित नार शृंगार, सिद्ध सु भंखिय शिष्य प्रति ।
बरनन शंकर नारि, सब नखतें शिखलों कहो ॥ ८ ॥
उमया उरमहि धारि, रूप सु कलाप्रबीनको ।
शिष्य सु उकति उदार, गुरु आयस बर्नन बद्यो ॥ ९ ॥

**અર્થ**—સોળે પ્રકારના સજેલા શણગારવાળી પ્રવીણને નિરખી, સિદ્ધે પોતાના ચેલા પ્રત્યે કહ્યું કે, આ પદ્મણીના શણગાર અને શ્રીશંકરની અર્ધાંગના ઉમયાજીના શૃંગારનું, નખથી શિખા પર્યંત સઘળું વર્ણન કહો. અંતરને વિશે શ્રી ઉમયાજીને ધારીને, ચેલાએ મહાન ઉક્તિથી ઉદારપણે, ગુરૂ આજ્ઞાએ વર્તી, કળાપ્રવીણના રૂપનું વર્ણન કહી બતાવ્યું. ૮-૯

हनुंफाळ छंद.

पद पीठ कंजन रंग; नख जटित कुंदन नंग ।
पिंडुरि सु मैंन निपंग; उलटी सु रंभा जंग ॥
दोऊ नितंब सु पीन; तट रूप सरके कीन ।
त्रिवली सु गंग तरंग; कटि कस्यो केहरि अंग ॥
नव नाभि नीरज धारि, राजी सु चेंटी हारि ।
कुच कलश कंचन चक्र, नारिंग बिल्लव पक्क ॥
भुज कामकी धुज दंड, कर कंज माधुर मंड ।
ग्रीवा सु कनक कपोत, पक अंब ठोडी जोत ॥
बीबीं सु ओठ प्रवाल, रसना कमल दल लाल ।
दारयो कली छबि दंत, नासिका कीर चुगंत ॥
सौबरन सिकता श्रोंन, अलकाबली अहि छोंन ।
मृग मधुप मींन सु नेंन, भ्रकुटी चढ्यो धनु मैंन ॥
छबि भाल आधक चंद, फनि छत्र बेंनि फनींद ।
सिर फुल बेंदी दीन, कजरांन रेख कीन ॥
बेसर तरोंनां मोर, मुख रंग रेख तंबोर ।
कंगनी बलथ किनार, चोकी हमेल सु हार ॥

रसना मजीर बजंत, जेहरी धुनि झनकंत ।
बिछुवा अनोंट सुधार, रुचि रीझ देखन हार ॥
नवरंग अंग दुकूल, शृंगार माला फूल ।
मुख चांद्रिका छबि रेंन; काहि कोकिला सुर बेंन ॥
उपमा अनेक सु लीन, रस रंग रेखा मीन ।
पढि प्रेम रूप रसाल, जय जय सु शंकर बाल ॥ १० ॥

**અર્થ**-જેના પગની પીઠ એટલે તળાનો રંગ કમળના જેવો લાલ છે, નખ જડાવ કુંદનનાં નંગ હોય નહિ, તેવાં ઝળકે છે. પગની પીંડીઓ કામદેવના ભાથા જેવી છે, ઉલટાવેલી કેળ જેવી જાંઘો છે, ને તેનાં બન્ને નિતંબ તળાવની પાળ જેવાં ઊંચાં અને મોટાં છે, પેટ ઉપરની ત્રિવલી ગંગાના તરંગો જેવી દીપે છે, કસાયેલા કેસરી જેવી વાંકી અને પાતળી કમ્મર છે, નાભિ પણ પાણીમાં મહાલતા નૂતન કમળ જેવી છે, પેટ ઉપરની રોમાવલી એવી શોભે છે કે જાણે કાળા રંગની કીડીઓની હાર ચાલતી હોય; અને તેનાં કઠિન તથા સુઘટ્ટ બે સ્તનો એવી ઉપમા ધરાવે છે કે જાણે સાવ કંચનના કળશ, ચકવા અગર નારંગી કે પાકેલાં બીલોડાં હોય નહિ શું તેવા લાગે છે, કામદેવની ધ્વજાના દંડ જેવા બે હાથ શોભે છે, હથેળીઓ ખીલેલા કમળ જેવી દીસે છે, આંગળીઓમાં સુંદર વીંટીયો પેહેરી છે, સોનાના કપોત સરીખી જેની છટાદાર ગરદન અને ગળુ છે, ડાઢીની શોભા પાકેલી કેરી જેવી દીસે છે, બિમ્બાકૃતિ જેવા ગોળ અને પરવાળાં જેવા લાલ જેના હોઠ છે, કમળદળ જેવી રાતી અને નાજુક જીભ છે, દંતપંક્તિ દાડમની પીશીઓની કાન્તિ ધરાવે છે, નાકરૂપી પોપટ જાણે તેને ચૂમતો હોય નહિ તેવો દેખાય છે, સોનાની છીપો જેવા કાન છે, કેશની કેટલીક લટો સર્પનાં બચ્ચાં જેવી વાંકડી શોભે છે, આંખો મૃગ, ભમરા કે માછલી માફક પળકે છે, ભૃકુટીની છટા તો જાણે કામદેવના ચઢાવેલાં ધનુષ જેવી શોભે છે, લલાટની છબી અર્ધ ચંદ્ર જેવી શોભતી છે, વેણી, રૂપ ચડાવેલા નાગના જેવી છે, માથા ઉપર શિરફુલ છે, કપાળમાં સુંદર બિંદી ધારણ કરેલી છે, આંખોમાં કાજળની રેખાઓ સારેલી છે. નાકમાં મોતીની લચકાદાર વાળી પેહેરેલી છે, કાનમાં તરોના અને આંબાના મોરની મંજરી ધારણ કરેલ છે, મુખમાં ચાવેલાં પાનની લાલ રેખાઓ અતિશય સુંદર શોભે છે, હાથમાં કંકણ અને કોરવાળી ચુડીઓ પહેરેલી છે, ગળે ચોકી, કાંઠલી તથા હીરાનો હાર દીપે છે, કટિએ

કટિમેખળાની ઘુઘરીઓ ઘમકે છે, પગમાં પહેરેલાં જેહેરનો ઝમકાર થાય છે, આંગળીઓમાંના વિંછીયા અને અણુવટનો છનકાર થાય છે–જેથી જોનારને આનંદ ઉપજાવે છે, અંગે અંગમાં નવીન રંગનાં વસ્ત્ર પેહેરેલાં છે, તેમ શૃંગારમાં નાનાવિધ સુગંધમય પુષ્પના હાર અને ગજરા ધારણ કરેલા છે, મુખની કાન્તિ ચંદ્રની ચંદની જેવી શોભા ધરાવે છે, તથા સ્વર કોકિલાના જેવો મધુર છે, ઘણીક ઉપમાઓને યોગ્ય એવી રસના રંગની રેખાઓથી ભીંજાએલી છે. એવી રીતે પ્રેમની વિદ્યા ભણેલી અને રસાળ છે રૂપ જેનું એવાં હે શંકરનાં પત્ની પાર્વતી! તમારો જય થાઓ. ૧૦

**सोरठा**–कुमरि अंग कबिराज, उमा उक्ति बर्नन कियो ।
सागर हरष समाज, पूजन लिया प्रबीनजू ॥ ११ ॥

**અર્થ**–એવી રીતે કુંવરીના અંગનું, શ્રી ઉમિયાજીની ઉક્તિથી કવિરાજે વર્ણન કર્યું. જેથી મહારાજા રસસાગર અતિશય હર્ષિત થયા. પછી પ્રવીણે પૂજાપો લીધો. ૧૧

**भुजंग प्रयात छंद.**

शिवं शीश पंचाम्रतं धार मंडे, उतें सिन्दूसें बंकद्रष्टी न छंडे ।
इतें चंदनं ईश शीशं चढावें, उतें मिंत चिंतं अनंदं बढावें ॥
इतें बिल्लवं पल्लवं शंभु धारे, उतें नेनकी सेंन नाराच डारे ।
इतें शंकरं धारितं फूल माला, उतें मोहितं जोग चारित्र बाला ॥
इतें कीन माहेश्वरं दीप धूपं, उतें हाव भावं दिखावें सरूपं ।
इतें बाम कामा गुलालं अरच्चा, उतें तापसंकों लखावें चरच्चा ॥
इतें आरती राजकन्या उतारे, उतें नेंन संन्यास अंग निहारे ।
इतें दच्छना पांन पूंगी धरावें, उतें मितकों प्रेम पानं करावें ॥
किये पूजनं ईश्वरं फेर बंदा, इतें मध्य बानी वदी ब्रह्म नंदा ।
शिवं रूप जोगेशकों हार साजो, हमें सेव कीजें तहांलों बिराजो ॥
कुमारी गरे हार सिद्धं धराया, वही ब्रह्मनी अद्दरी ब्रह्ममाया ।
करामातसें बत्त मत्ता बतावें, पढे वेदसो जानने कोंन पावें ॥
दुहूं चित्तकी जांनकें अभ्भिलाषा, वहें शिष्य ठाढोरहें द्वार शाखा ।
लगे मंदही मंद बत्ती उचारें, बडे सोरसें बेद ब्रह्मी पुकारें ॥
लगे दोउ उच्चार पीयूष धारा, मनों प्रेम लेरं लगीं पारबारा ।
कहा जानियें कोंनसी बात भंखे, मनों अम्रतंकी झरी मेघ नंखे ॥

वहें बातको भेद कोऊ नजांनें, पढें ब्रह्मनी वेद एही प्रमानें ।
घरी दोयलों एह कीनों सयांनी, इतें मांझ बोली सखी और बांनी ॥
नहीं बेदके ब्रह्मनी पार तेरे, तुमें आउ जावें हमें ईश नेरें ।
वही बानि सो दंपती कांन लागी, बिजोगा गमी अंगमें जाल जागी ॥
उसासी भरें नेंनसें बार झारा, दुरावें करें ब्रह्मनी धूप धारा ।
बिछोहें बिचारी दुहू प्रांन तज्जें, इतें बीचमें गेंब आवाज बज्जें ॥
भवा ईश आवाज एही उचारे, उभें चिंतमें वात ऐसी न धारें ।
रितू षष्ट येही जगें सिद्ध आवें, तुमैं कीजियें सोइ जोई बतावें ॥
एही बार आवाज काहू न पाई, वहे चारके चिंतमें धीर आई ।
दुहू ईश जोगीशकों बंद फेरें, उठें बाल आई जहां चोक डेरें ।१२।

**અર્થ**—એક તરફ શ્રી **શંકર**ને માથે દહીં દૂધાદિ પંચામૃતની ધાર કરે છે, બીજી તરફ સિદ્ધમાં વાંકી દૃષ્ટિ લગાડી દીધી છે તેને જરાએ તૂટવા દેતી નથી. અહિં **શિવ** મસ્તકે ચદન ચર્ચે છે, તેમ ત્યાં મિત્રના ચિત્તમાં આનંદ વધારે છે. અહીં **શંભુ**ના ઉપર બીલી પત્ર ચઢાવે છે, તેમ ત્યાં મિત્ર તરફ કટાક્ષરૂપી નારાચ છોડે છે. અહીં **શિવજી**ને નાનાવિધ પુષ્પની માળા ધરાવે છે, તેમ ત્યાં ઘણાં ચરિત્રવાળી બાળારૂપ **પ્રવીણ**, ચતુરાઇથી યોગીને મોહ પમાડે છે. અહીં શ્રી **મહેશ્વર**ને ધૂપ દીપ કરે છે, તેમ ત્યાં બીજી તરફ યોગીરૂપ મહારાજાને હાવ ભાવ તથા સ્વરૂપ જણાવે છે. અહીં **શંકર**ની અબીલ ગુલાલથી પૂજા અર્ચા કરે છે, તેમ ત્યાં તપસ્વીને ચતુરાઇની ચર્ચા દેખડાવે છે. અહીં રાજકન્યા ઉમા **મા**હેશની આર્તી ઉતારે છે, તેમ ત્યાં આંખો વડે સંન્યાસીના અંગને નિહાળે છે. અહિં જળાધારીએ દક્ષિણા અને પાન સોપારી ધરાવે છે, તેમ ત્યાં મિત્રને પ્રેમનું પાન કરાવે છે. એવી રીતે પૂજા કરી ફરીને ઇશ્વરનું વંદન કર્યું. એટલામાં બ્રહ્મનંદિની **કુસુમાવલી** બોલી કે, આ **શિવ**રૂપ યોગેશ્વરને હાર પહેરાવો, ને હું **શિવ**જીનું પુજન કરૂં ત્યાં લગી તમો ઉભાં રહો. તે પછી કુવરીએ સિદ્ધના કંઠમાં પુષ્પના હાર ધરાવ્યા, ત્યાં બ્રહ્મપુત્રીએ બ્રહ્મની માયા આદરી, તેમ યુક્તિપૂર્વક એટલે કરપલ્લવીએ કરીને વાતો કરવાનો મત બતાવે છે. પોતે અભિષેકાર્થે વેદ ભણે છે, તેણે કરી કોઇ વાત જાણવા પામતું નથી. એમ ને સ્ત્રી પુરૂષ બંનેના ચિત્તની અભિલાષા ફળી જઇ, પાસે જે શિષ્ય હતો તે ત્યાંથી આસન ઉઠાવી બારસાખ પાસે દૂર ઉભો રહ્યો; આવી રીતનો અવસર મળવાથી તે બંને જણ—**પ્રવીણ** અને **રસસાગર** મંદ મદ વાતો કરવા લાગ્યાં, તેમ **કુસુમાવલી**

ઉચા સોરથી વેદનું ઉચ્ચારણ કરવા લાગી. બાદ તે બંનેના ઉચ્ચારની વાણી અમૃતની ધારા જેવી પ્યારી દેખાવા લાગી-તે જાણે પ્રેમરૂપ અમૃતની પારાવાર લહેરો લાગી હોય નહિ શું જાણીએ કે તેઓ શી વાતો કરે છે; પણ જાણે વરસાદ અમૃતની ઝડી નાખતો-વરસાવતો હોય, તેમ લાગ્યું. એમ વાતોના ભેદને કોઇ પામ્યું નહીં; અર્થાત્ સાંભળી શકે નહીં તેવા હેતુથી, કુસુમાવલી ઉચાસ્વરે વેદની ધૂન ચલાવી, એ પ્રકારે બેઘડી સુધી, ચતુર સખીએ સહુને સ્તંભન કરી રાખ્યાં; પણ એટલામાં તો એક બીજી સખી બોલી કે, હે કુસુમાવલી! બ્રાહ્મણને વેદનો કાંઈ પાર નથી, માટે હવે તમો જો બાહેર આવો તો અમે પુજનાર્થે શ્રી શંકર પાસે અંદર જઇએ. આ વાણી તે દંપતીના કાનને અથડાતાંજ વિયોગના આવવાની અંગમાં ઝાળ જાગી ઉઠી, જેથી તે બન્ને સ્ત્રી પુરૂપ નીસાસા નાંખવા લાગ્યાં, તેમ આંસુના ચોધાર ઝરણાં ઝરવા લાગ્યાં. તેને છૂપાવવાને વાસ્તે બ્રહ્મની ધૂપ, ધારા અને સ્તુતિના પ્રપંચથી વાર લગાડે છે. આ સમયે વિયોગ પિડાને લીધે બનેય જણે પ્રાણ તજવાનુ નિરધાર્યું,-એટલામાં એક ગેબી અવાજ થયો, તે અવાજની સાથે ભવાની અને ઇશે એવી રીતનાં વચન કહ્યાં કે, તમો બનેય જણાં ચિત્તમાં એવી દુઃખદ વાર્તા લાવશો નહીં, કારણ કે છ ઋતુ ગયા કેડે, આ ઠેકાણે એક સિદ્ધ આવશે, પછી તે જે બતાવે તે પ્રમાણે તમો કરજો. આ આકાશ વાણી કોઇએ સાંભળી નહીં, પણ તેના પ્રતાપે આ ચારે જણના ચિત્તમાં ધીરતા આવી. પછી બન્ને જણ-પ્રવીણ અને કુસુમાલીએ-શંકર તેમ સિદ્ધને ફરીથી વંદનાયુક્ત નમસ્કાર કર્યો. બાદ ત્યાંથી ઉઠી બહાર ઘુમટમાં, જ્યાં અંતઃપુરવાસી, રાણીઓ બિરાજેલી છે તે ચોકમાં આવ્યાં. ૧૨

दुहो—एक मुहूरत उपजती, दंपती चरचा कीन ।
कछु बरनें संछेप करि, भारति निज मुख भीन ॥ १३ ॥

**અર્થ**-એક મુહૂર્ત્ત કહેતાં બે ઘડી લગી હૃદયમાં ઉપજેલા આનંદયુક્ત તે દંપતીએ ચર્ચા કરી, તેનુ કવિરાજ ભારતીનદે મુખથી ગાયેલી વાણીનું સંક્ષેપમાં વર્ણન કરૂં છું. ૧૩

## सवैया.

श्रोंन कछू न सुनें बतियां, जबतें बतियां रस प्रेम पिवायो ।
या रसना कछु ओर न जंपत, नांम प्रवीन प्रवीन पढायो ॥
या मन ओर न चाहतहें जबतें मन आपहिकेंसें मिलायो ।
नेंन कछू न निहारतहें जबतें. मुख चंद जेसो दरसायो ॥ १४॥

**અર્થ**–જ્યારથી વાતો કરી પ્રેમરસ પીવાડયો છે, ત્યારથી આ કાન કોઈ વાત સાંભળતા નથી; જ્યારથી પ્રવીણ પ્રવીણ એ નામ ભણાવ્યુ છે, ત્યારથી આ મન બીજા કશાની ચાહના કરતું નથી; જ્યારથી આપનું ચંદ્ર જેવુ મુખ દેખડાવ્યું છે, ત્યારથી આ આંખો અન્ય કાંઈ જોતી નથી. ૧૪

### दृष्टांतालंकार.

सीत हरी दिन एक निशाचर, लंक लई दिन ऐसोहि आयो ।
एक दिना दमयंति तजी नल, एक दिनां फिरहीं सुख पायो ॥
एक दिनां बन पांडवके अरु, एक दिनां छिति छत्र धरायो ।
शोच प्रवीन कछू न करो, किरतार यहें विधि खेल बनायो ॥१५॥

**અર્થ**–એક દિવસે રાક્ષસે **સી**તા હરી અને એક દિવસ એવો પણ આવ્યો કે, જેના યોગે શ્રી**રા**મચંદ્રે તે **રા**ક્ષસોનો પરાજય કરી **લ**ંકા લીધી. એક દિવસે **નળ** રાજાએ દમયંતીનો ત્યાગ કીધો, અને પાછો એવો પણ દિવસ આવ્યો કે **નળ** અને દમયંતી બન્નેય મળીને સુખ પામ્યાં; એક દિવસ એવો હતો કે **પાં**ડવોને વનમાં જવું પડયું, તથા વળી એવો પણ એક દિવસ આવ્યો કે શત્રુઓ સમેત પૃથ્વીને જીતી, માથે છત્ર ધરાવ્યુ. વાસ્તે હે મિત્ર **પ્ર**વીણ! કશો શોક કરશો નહીં! એ તો કિરતારે એવીજ રીતનો ખેલ રચ્યો છે. ૧૫

**दुहो**–मजनूं चतुरानन बनें, भेद लहें रस भीन ।
चतुरानन मजनूं बनें, धन दिन वहें प्रबीन ॥ १६ ॥

**અર્થ**–જો ચતુરાનન **બ્રહ્મા**, **મ**જનુ બને તો રસના ભેદોને ગ્રહણ કરે અને **બ્ર**હ્માજ **મ**જનુ બને તો હે **પ્ર**વીણ! તે દિવસ ધન્ય કહેવાય. કેમકે **મ**જનુ એ એક **લે**લી નામની સ્ત્રીનો આશક અને ખરો પ્રેમી છે, અર્થાત્ પ્રેમની રીતને તે જાણે છે. ૧૬

### सवैया.

नैन उसास हियो भर आवत, बासर ऐसें किते भरियें ।
ले फिरियाद कहां फिरियें अरु, लाय लगें सो किते लरियें ॥
जाय किधों गिरियें गिरि तुंगन, खाय किधों विषको मरियें ।
मित कछू उपचार बताइयें, अंत प्रबीन कहा करियें ॥१७॥

**અર્થ**–નિસાસાથી હૈયું અને નેત્રો ભરાઈ આવે છે, હવે તો એમને એમ આવું દુઃખ કેટલા દિવસ નિર્ગમીએ? આ બાબતની ફરિયાદ તે કયાં કરીએ? અથવા લાય લાગે ત્યારે કયાં જઇ લડીએ? શું મોટા ગિરિની તુંગ

ઉચા સોરથી વેદનું ઉચ્ચારણ કરવા લાગી. બાદ તે બંનેના ઉચ્ચારની વાણી અમૃતની ધારા જેવી પ્યારી દેખાવા લાગી–તે જાણે પ્રેમરૂપ અમૃતની પારાવાર લહેરો લાગી હોય નહિ શું જાણીએ કે તેઓ શી વાતો કરે છે; પણ જાણે વરસાદ અમૃતની ઝડી નાખતો–વરસાવતો હોય, તેમ લાગ્યું. એમ વાતોના ભેદને કોઇ પામ્યું નહીં; અર્થાત્ સાંભળી શકે નહીં તેવા હેતુથી, કુસુમાવલી ઉચાસ્વરે વેદની ધૂન ચલાવી, એ પ્રકારે બેઘડી સુધી, ચતુર સખીએ સહુને સ્તંભન કરી રાખ્યાં; પણ એટલામાં તો એક બીજી સખી બોલી કે, હે કુસુમાવલી! બ્રાહ્મણને વેદનો કાંઇ પાર નથી, માટે હવે તમો જો બાહેર આવો તો અમે પુજનાર્થે શ્રી શંકર પાસે અંદર જઇએ. આ વાણી તે દંપતીના કાનને અથડાતાંજ વિયોગના આવવાની અંગમાં ઝાળ જાગી ઉઠી, જેથી તે બન્ને સ્ત્રી પુરૂષ નીસાસા નાંખવા લાગ્યાં, તેમ આંસુના ચોધાર ઝરણાં ઝરવા લાગ્યાં. તેને છૂપાવવાને વાસ્તે બ્રહ્મની ધૂપ, ધારા અને સ્તુતિના પ્રપંચથી વાર લગાડે છે. આ સમયે વિયોગ પિડાને લીધે બનેય જણે પ્રાણ તજવાનુ નિરધાર્યું,–એટલામાં એક ગેબી અવાજ થયો, તે અવાજની સાથે ભવાની અને ઇશે એવી રીતનાં વચન કહ્યાં કે, તમો બનેય જણાં ચિત્તમાં એવી દુઃખદ વાર્તા લાવશો નહીં, કારણ કે છ ઋતુ ગયા કેડે, આ ઠેકાણે એક સિદ્ધ આવશે, પછી તે જે બતાવે તે પ્રમાણે તમો કરજો. આ આકાશ વાણી કોઇએ સાંભળી નહીં, પણ તેના પ્રતાપે આ ચારે જણના ચિત્તમાં ધીરતા આવી. પછી બન્ને જણ–પ્રવીણ અને કુસુમાલીએ–શંકર તેમ સિદ્ધને ફરીથી વંદનાયુક્ત નમસ્કાર કર્યો. બાદ ત્યાંથી ઉઠી બહાર ઘુમટમાં, જ્યાં અતઃપુરવાસી, રાણીઓ બિરાજેલી છે તે ચોકમાં આવ્યાં. ૧૨

**दुहो**–एक मुहूरत उपजती, दंपती चरचा कींन ।
कछु बरनें संछेप करि, भारति निज मुख भीन ॥ १३ ॥

**અર્થ**–એક મુહૂર્ત્ત કહેતાં બે ઘડી લગી હૃદયમાં ઉપજેલા આનંદયુક્ત તે દંપતીએ ચર્ચા કરી, તેનુ કવિરાજ ભારતીનંદે મુખથી ગાયેલી વાણીનું સંક્ષેપમાં વર્ણન કરૂં છું. ૧૩

**सवैया.**

श्रोंन कछू न सुनें बतियां, जबतें बतियां रस प्रेम पिवायो ।
या रसना कछु ओर न जंपत, नांम प्रवीन प्रवीन पढायो ॥
या मन ओर न चाहततें जबतें मन आपहिकेंस्रं मिलायो ।
नेंन कछू न निहारततें जबतें, मुख चंद जेसो दरसायो ॥१४॥

**અર્થ**—જ્યારથી વાતો કરી પ્રેમરસ પીવાડયો છે, ત્યારથી આ કાન કોઈ વાત સાંભળતા નથી; જ્યારથી પ્રવીણ પ્રવીણ એ નામ ભણાવ્યુ છે, ત્યારથી આ મન બીજા કશાની ચાહના કરતું નથી; જ્યારથી આપનું ચંદ્ર જેવું મુખ દેખડાવ્યું છે, ત્યારથી આ આંખો અન્ય કાંઈ જોતી નથી. ૧૪

**दृष्टांतालंकार.**

सीत हरी दिन एक निशाचर, लंक लई दिन ऐसोहि आयो ।
एक दिनां दमयंति तजी नल, एक दिनां फिरहीं सुख पायो ॥
एक दिनां बन पांडवके अरु, एक दिनां छिति छत्र धरायो ।
शोच प्रवीन कछू न करो, किरतार यहें बिधि खेल बनायो ॥१५॥

**અર્થ**—એક દિવસે **રાક્ષસે સીતા** હરી અને એક દિવસ એવો પણ આવ્યો કે, જેના યોગે શ્રી**રામચંદ્રે** તે **રાક્ષસોનો** પરાજય કરી **લંકા** લીધી. એક દિવસે **નળ** રાજાએ દમયંતીનો ત્યાગ કીધો, અને પાછો એવો પણ દિવસ આવ્યો કે **નળ** અને દમયંતી બન્નેય મળીને સુખ પામ્યાં; એક દિવસ એવો હતો કે **પાંડવોને** વનમાં જવું પડયું, તથા વળી એવો પણ એક દિવસ આવ્યો કે, શત્રુઓ સમેત પૃથ્વીને જીતી, માથે છત્ર ધરાવ્યું. વાસ્તે હે મિત્ર **પ્રવીણ**! કશો શોક કરશો નહી! એ તો કિરતારે એવીજ રીતનો ખેલ રચ્યો છે. ૧૫

**दुहो**—मजनूं चतुरानन बनें, भेद लहें रस भीन ।
चतुरानन मजनूं बनें, धन दिन वहें प्रबीन ॥ १६ ॥

**અર્થ**—જો ચતુરાનન **બ્રહ્મા**, **મજનુ** બને તો રસના ભેદોને ગ્રહણ કરે અને **બ્રહ્માજ મજનું** બને તો હે **પ્રવીણ**! તે દિવસ ધન્ય કહેવાય. કેમકે **મજનુ** એ એક **લેલી** નામની સ્ત્રીનો આશક અને ખરો પ્રેમી છે, અર્થાત્ પ્રેમની રીતને તે જાણે છે. ૧૬

**सवैया.**

नैन उसास हियो भर आवत, बासर ऐसें किते भरियें ।
ले फिरियाद कहां फिरियें अरु, लाय लगे सो कितें लरियें ॥
जाय किधों गिरियें गिरि तुंगन, खाय किधों बिषकों मरियें ।
मित कछू उपचार बताइयें, अंत प्रबीन कहा करियें ॥१७॥

**અર્થ**—નિસાસાથી હૈયું અને નેત્રા ભરાઈ આવે છે, હવે તો એમને એમ આવું દુઃખ કેટલા દિવસ નિર્ગમીએ? આ બાબતની ફરિયાદ તે ક્યાં કરીએ? અથવા લાય લાગે ત્યારે ક્યાં જઈ લડીએ? શું મોટા ગિરિની તુંગ

ઉપર ચડીને પડતું નાંખીએ કે ઝેર ખાઇને મરીયે? માટે હે મિત્ર! તેનો કાંઈ ઉપચાર બતલાવીએ કે છેવટે અમારે શું કરવું!! ૧૭

### सवैया.

जैसेंहि सागर-डीठ परे तुम, तेंसेहि ध्यांन हमेश रहे घर ।
गावतहों गुन गीत अहोनिश, आवतहें अखियां हियरा भर ॥
कैसी करौं किरतारकी हैं गति, नांहि मिलें को उपाय कहूं कर ।
आपके पायनकीं सो यहें बिधि, गाय बंधि ज्यौं कसायनके घर ॥१८॥

**અર્થ**-હે **સાગર**! તમો જેવા નજરે પડ્યા છો, તેવુંજ અહરનિશ ધ્યાન ધરીને રહું છું, અને આખો દિવસ આપનાજ ગુણનું ગાન ગાઉ છું. એથી કરીને આંખો અને હૈઉં ભરાઇ આવે છે, પણ કરવું શું? પરમાત્માનીજ એવી ગતિ છે કે, કોઇ ઉપાય કરેથી પણ મેળાપ થતો નથી! હું આપના પગના સોગન ખાઇને કહું છું, કે જેવી રીતે કસાઇને ઘેર ગાય બંધનમાં પડી હોય, તેવી રીતથી હું આ પ્રીતિના પાસથી બંધાયેલી છઉં. ૧૮

### सवैया.

पायन बीच जंजिर जरे तब, कोउ उपाय चलें न तियाकी ।
बात कहीं न बनें सो कहूं प्रति, हौंस रहीहे हियामें हियाकी ॥
जो पल बीततहें हमकों वह, कैसें कहों मुखसें जो कियाकी ।
सागर नागर नागर हो यह, जानतहें जगदीश जियाकी ॥१९॥

**અર્થ**-બંનેય પગની વચ્ચે લોઢાની બેડી જડે ત્યારે સ્રીનો કોઇ ઉપાય ચાલતો નથી; વળી આ વાત કોઇ પ્રત્યે કહી જાય એવીએ નથી, તેથી મનની હોંશ મનમાંની મનમાંજ સમાય છે, અને એવી દુઃખીયારી જે પળ વિતે છે તે કેવી રીતે કહું! રે! મુખથી કહી જાય એવી નથી. હે **સાગર**! તમો ચતુરના ચતુર છો, પણ આ જીવની વાત તો એક ઇશ્વરજ જાણે છે! ૧૯

### सवैया.

कोउ हनों करमे कर आयुध, केहरि व्याल करी मुख डारो ।
कोउ गिराओ गिरव्वरसें कसि, बंध महा जल मध्य डुबारो ॥
कोउ धरो चिर मुंडन ऊपर, लोहको थंभ धगायके जारो ।
सागर नां रसनासें तजौं प्रहलादके राम ज्यों नाम तिहारो ॥२०॥

**અર્થ**-કોઇ હાથમાંનાં આયુદ્ધને ખુલ્લાં કરી મારો; સિંહ, સર્પ કે હાથીના મુખમાં નાંખો, કોઇ ગિરિવર-મ્હોટા પર્વત ઉપરથી ગબડાવી

પાડો, અથવા બધ કસીને માહાજળના સમુદ્રમાં બુડાડો, કે કોઇ માથાપર ઘણીવાર ભાર ધરી રાખો, અથવા, લોઢાનો સ્તંભ ધખધખાવીને બાળો, તોય હે મિત્ર **સાગર**! આ જીભેથી જેમ **પ્રહ**લાદજીએ **રામ**નું નામ તજ્યુ નહીં, તેમ તમારા **સાગર** નામને હું તજીશ નહીં. ૨૦

**सोरठा**–चरचा यहें चलंत, बतियां फुनि ओरें बनि ।
मिले मिंत अरू मिंत, चित इकंत सुख कों चहें ॥ २१ ॥
देवर चोक प्रबीन, राजत जहं मंडल रच्यो ।
सबहू पूजन कीन, द्वे द्वे अंद्र प्रबेश किय ॥ २२ ॥
सवा जांम निशि जात, पूजन करी पीछे फिरे ।
उभ अवमोचन आत, पावत नहि आरांम छिन ॥ २३ ॥
सर्बरी गंई सयांन, ज्वाल उभय बिरहा जरत ।
नीतहि पाल बिहांन, कूच करन आयस लई ॥ २४ ॥
सबें नृपति निन थांन, प्रति संचर कीनो गमन ।
द्विज मंगन बहु दांन, समर्पीत सागर तहां ॥ २५ ॥

**અર્થ**-એમ ચર્ચા ચાલતાં બીજી ઘણીક વાતોનો પ્રસગ બન્યો. મિત્રથી મિત્ર મળ્યા તેણે કરી બંનેનાં ચિત્ત એકાંતને ચાહવા લાગ્યાં. દેવળના ચોકમાં જ્યાં મંડળ રચીને સર્વ જન બેઠાં છે ત્યાં **બ્ર**હ્મબાળા સમેત **પ્ર**વીણ આવ્યાં. પછી શ્રી **શંક**રના સ્થાનકે બબે જણીએ પ્રવેશ કરી, બધાંએ શ્રી **શિવ**જીનુ પૂજન કર્યુ. સવા પહોર રાત જતાં સર્વે પૂજનથી પરવારી પાછાં ફર્યાં. એમ તે સ્ત્રી પુરૂપ બંનેય જણ પોતાને ઉતારે આવ્યાં ખરાં, પણ એક ક્ષણ માત્ર આરામ પામતાં નથી. એ પ્રકારે તે ચતુર સ્ત્રી પુરૂપ-બનેય જણની, વિરહાગ્નિથી બળવામાંજ રાત વીતિ ગઇ. સૂર્ય ઉદય થયો. **નીતિ**પાળ રાજાએ કુચ કરવાની આજ્ઞા માગી. એ રીતે સર્વ નૃપતિયોએ પોતપોતાના સ્થાનક પ્રતિ ગમન કર્યુ, અને મહારાજા **રસ**સાગરે, બ્રાહ્મણ તથા માગણોને નાનાવિધ દાન આપી સંતોપીને વિદાય કર્યા. ૨૧-૨૫

**गाथा**–सागर कला प्रबीनें, शिव थांनक श्री मुखं चरचा ।
अष्ट त्रिंश अभिधानं, पूर्न प्रबीनसागरो लहरं ॥ २६ ॥

**અર્થ**-**સાગર** કળાપ્રવીણને **શિવ** મંદિરમાં શ્રી સુખથી થયેલી ચર્ચા-યુક્ત, **પ્ર**વીણસાગર ગ્રથની આડત્રીશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૬

इति श्री प्रवीनसागरे शिवमंदिरमां मुलाकात नामनी आडत्रीशमी
लहेरनी रसपूर्णा टीकानो अष्टत्रिंशस्तरंगः

# લહેર ૩૯ મી.

## ઋતુવર્ણન.

**दुहा**–बीतत सब निज थांन प्रति, भों पूरन अभिशेक ।
उतें रहे सिध ओध लग, रससागरहि नरेश ॥ १ ॥
इत यह तलफत मिंत बिन, त्यों उत कला प्रबीन ।
आवत एकहि एक प्रति, पख धर पत्र नबीन ॥ २ ॥
षट रितु बिरह प्रबीनजू, बरनी कवित बनाय ।
सो पाती सागर बंची, उदाहरन कहें ताय ॥ ३ ॥

**અર્થ**–શંકર પ્રતિષ્ટાનો અભિષેક પુરો થયો. સર્વ જણ પોતપોતાને સ્થાનકે ગયાં. પણ કુમાર **રસસાગર** તો સિદ્ધ આવવાની અવધ લગી ત્યાં શિવ સ્થાનકેજ રહ્યા. અહિયાં જેમ પ્રિય મિત્ર વગર મહારાજા **રસસાગર** તલસે છે, તેમ ત્યાં કળાપ્રવીણની પણ તેવીજ ગતિ થઇ છે; છતાં દરેક પખવાડીએ પખવાડીએ એક બીજા પ્રત્યે નવીન પત્રો આવે છે. કળાપ્રવીણે વિરહની છએ ઋતુ કવિતામાં બનાવીને વરણવી અને તે પત્રદ્વારા **સાગર**ને લખી મોકલી; જે પત્ર સાગરે વાંચ્યો તેનું ઉદાહરણ દઇએ. ૧–૩

**कवित**–सागर सरद सर, सरिता सलील स्त्रवें ।
सुभग समीर सीत, सरस सरस ससि ॥
हुलसत हंसी हंस, हलकें हवाई होत ।
होंस हिय हेरे हितु, हरसि हरसि हसि ॥
कमल कुमोद कुल, कलिका कला कलीत ।
कंत बिन कांमा कांम, करसि करसि कसि ॥
दादुर दबकि दोर, दामिनि दुरायें द्रुम ।
दीरघ दिखाये दल, दरसि दरसि दिसि ॥ ४ ॥

**અર્થ**-હે **સાગર**! શરદ ઋતુમાં સરોવર અને નદીઓનાં નિર્મળ પાણીના ઝરાઓ સ્ત્રવે છે, મધુર અને ઠંડા પવનની સુંદર લહેરો, મંદતાથી આવે છે, તેમ અમૃતથી ભરેલા શીતળ કિરણોયુક્ત ચંદ્ર પ્રકાશતો શોભે છે;

હંસ તથા હંસણીઓ કલ્લોલ કરી રહ્યાં છે, અને હલકથી તેઓનું આનંદદાયક અને પ્રિય બોલવું થાય છે; હોંશીલાં જનો ઉરમાં અતિશય હર્ષિત બની પરસ્પર અન્યોઅન્યને જોઇ જોઇને હસે છે; સર્વે કમળ અને પોયણાંઓ કળિયોની કળાઓવડે એક બીજા જોડે જોડાઇ ગયેલાં છે, આવા વખતે પ્રિતમના વિયોગવાળી સ્ત્રીઓને રતિનાથ શોષણ કરી કરીને દસે છે; દેડકાંનો સોર બકોર ડબકી મારી ગયો છે, અર્થાત્ બંધ પડી ગયો છે; વીજળી છપાઇ-સંતાઇ ગઇ છે; મોટાં જંગી ઝાડો અને તેમનાં પાંદડાં દેખાયાં છે, તેમજ નિર્મળતાને લીધે સર્વ દિશાએ દિશાઓ સ્વચ્છ થવા લાગી છે. ૪

## હેમંત વર્ણન.

**कवित्त**—सूर स्रवे सीत, सीतकर सो सुभाव सीत ।
सीतल समीर सब, सरित सरित सित ॥
गंगाको गहन गूढ, गौरब गुफान गहि ।
गोचर गगनचरकी, गरित गरित गत ॥
मुरझायें मीन माधवी, न मडरायें मधु ।
मंजुल मनोज मोद, मलित मलित मित ॥
लेखीयतललिता लुलीन, जो लहें न लाल ।
लहरि लगायें लाल, ललित ललित लत ॥ ९ ॥

**અર્થ**—હેમંત ઋતુમાં સૂર્ય શીતળતા પ્રસારે છે, અર્થાત્ ટાઢને ફેલાવે છે, અને ચંદ્રમા તો સ્વભાવેજ શીતળ છે, વાયુ પણ શીતળજ વહાય છે, તેમ સઘળી નદીઓ પણ શીતળ થઇ ગઇ છે, ગંગા ઉપરના જંગલની ગુઢ જગા અને પર્વતોની ગુફાઓ તરફ, પૃથ્વી તથા આકાશમાં ફરનારાં પ્રાણીઓ ઝડપથી ઝટ ઝટ ગતિ કરે છે, પાણીમાં માછલાં અમુઝાયાં કરે છે, માધવીલતા ઉપર ભમરાઓ બેસતા નથી, સુંદર કામદેવના આનંદથી મિત્રની સાથે મિત્ર પરસ્પર મળે છે (એટલે દીવાળીએ વહુનાં આણાં વળાવાથી સ્ત્રી પુરૂષો મળે છે) આવા સમયમાં જે સ્ત્રી પતિને નહિં પામે, તો-જેમ લૂમાં લીન થયેલી લતા હોય તેમ તે સ્ત્રી પોતાને માને છે, અને જેમ લતા લાયની આંચ-લહર લાગવાથી લળીને કરમાઇ જાય છે, તેમ અમે કરમાઇ ગયાં છીએ. ૫

## શિશિર વર્ણન.

**कवित्त**—जुग जांम जांमनीके, जानत बिजोगी जन ।
जरें जोग जम्यो जमी, जलहि जलहि जाहि ॥

दुगम दिशांन देख, दिन प्रति दीम देवं ।
दंपति दगेहें देह, दलहि दलहि दहि ॥
अंग अंग उठे आग, अमल अनंग ऐसें ।
अजहूं न आये इत, अलहि अलहि अहि ॥
चकवा न पूरे चाह, चातुकी चकोर चुप ।
चंचल भयोहे चिंत, चलहि चलहि चहि ॥ ६ ॥

**અર્થ**-શિશિર ઋતુની રાતના દરેક પોહોરને, વિયોગી જનો જુગ જેવો જાણે છે, અને પૃથ્વીમાં જ્યાં પાણી પાણી જામ્યું છે તેના જોગથી બળે છે; દિશાઓને દુર્ગમ એટલે ત્યાં જઈ શકાય નહીં એવી તે દેખે છે; વળી દિવસ દિવસ પ્રત્યે હીમદેવ, દંપતીના શરીરને બાળે છે, ઝાડનાં પાંદડે પાંદડાંને દહે છે, તેમજ કામદેવનો અમલ એવો છે કે, તેથી પ્રત્યેક અંગે અંગ આગ ઉઠે છે, તેમ છતાં હે સખિ! મારો ભોગી ભમરો હજી સુધી આવ્યો નહીં-રે ચકવાની ચાહના પુરી થઇ નહીં-અર્થાત્ દિવસ ટુંકો છે, તેથી તે જલદી અસ્ત થાય છે; બપૈયા અને ચકોર ચૂપ થઈ ગયાં છે અને મારૂં ચિત્ત પતિ પાસે જઉં જઉં એમ કરી રહ્યું છે. ૬

## વસંત વર્ણન.

### कवित्त.

बकुल बसंत बेल, बारब बदाम बट; बोलत बिहंग बृंद, बगन बगन बन।
माधवी मधूक मल्ली, मंजर महोर मंडि; मधु मकरंद मोद, मगन मगन मन॥
प्रमदा परस पांनी, परस प्रकाश प्रेम; पलटें परम पंथी, पगन पगन पन।
दंपति दिशोही दिश, दोरत न दुरें देह; दिन छिनदा न दोऊ, द्रगन द्रगन दन॥

**અર્થ**-વસંત ઋતુમાં મોરસરી, વાસંતિકલતા, મરૂવો, બદામ અને બટમોગરા આદિ ઝાડો પ્રફુલ્લિત થયાં છે, તેપર પક્ષીઓનાં વૃન્દે વૃન્દ, બાગે બાગે અને વને વને, સુંદર સ્વરથી બોલે છે; માધવીલતા, મલ્લિકા વગેરે વૃક્ષોની મંજરીઓ તથા આંબાના મોર ઉપર ભમરાઓ ઉડતા ઉડતા ગુંજારવ કરે છે, ને તે આ પુષ્પરસના પાનથી મનમાં ખુશી ખુશી થઈ હર્ષિત બને છે; સ્પર્શ કરવાનો પ્રેમ થઇ આવવાથી પ્રમદાના કરનો અતિ પ્યારસહિત સ્પર્શ કરવાને દેશાવર ગયેલા પથીઓ, પોતાને વતન આવવાને, એક પછી એક કદમ ઉપર કદમ ભરી, રસ્તો વટાવતા આવે છે, દિશાએ દિશાઓમાં દંપતી છચોક દોડયા કરે છે, તેમજ રાત અને દિવસે મોજમજાથી આંખો મિચીને નિદ્રા પણ લેતાં નથી. ૭

## ગ્રીષ્મ વર્ણન.

### કવિત્ત.

बन बन बिलखि, बिषधर बिहंग बड; बासर बिषम बाय, बगर बगर बर।
डंगर डिंगंबरसे, डारत डमर डार; डोलतहें डंड वारे, डगर डगर डर ॥
न लीका निदाघ नीर, नलिन नविन बन; निलय निवासी नीठ, नगर नगर नर।
समर समर सूर, सायक सरासन ले; सधत सधत साधें, सगर सगर सर।८।

**અર્થ**-ગ્રીષ્મ ઋતુના દિવસોમાં તાપને લીધે વને વનમાં ઝેરી નાગ તથા પક્ષીઓ વિલપે છે અને દિવસો ઘણા મોટા થયા છે; વિષમ વાયુ ચારે તરફ ફેલાઇ ફેલાઇને જોરથી વાય છે, વનસ્પતિ સૂકાઇ જવાથી ડુંગરા દિગંબર જેવા દેખાય છે: તેમ ઝાડની શાખાઓ, પાંદડાં વગેરેનો આડંબર તજી દે છે, દણ્ડવાળાં વૃક્ષો રસ્તે રસ્તે ભયંકર જેવાં ઝુલ્યા કરે છે, ગરમીથી જળની લીક પણ રહેતી નથી, એટલે પાણીનો પ્રવાહ તુટી જાય છે. જળ વિના કમળ પણ જણાતા નથી, અર્થાત્ સૂકાઇ ગયાં છે; અને ગામે ગામનાં માણસો ઘરમાં વસીને માંડ માંડ દિવસો કાઢે છે. તે વખતે કામદેવ તથા સૂર્ય, ધનુષ બાણ લઇને યુદ્ધ શોધતા સઘળે ઠેકાણે ઝેરી બાણ ફેંકે છે. ૮

## વર્ષા વર્ણન.

**कवित्त**-फुलन चढेहें फंद, फरकें न फूल फल।
फहेलत पोंन फूल, फहर फहर फरि ॥
गावत मयूर गन, गाढी गाढी गहें गति।
गगनकी गाज गोष, गहर गहर गरि ॥
सागर सरीत सर, सुभर सलील सब।
सुरखी तडित श्यांम, सहर सहर सरि ॥
थरर थरर कुंद, थलन थलींन थित।
थकि थकि पंथी पर, थहर थहर थरि ॥ ९ ॥

**અર્થ**-ચોમાસાના દિવસોમાં, ફુલ તથા ફળ ઉપરની જાળની પેઠે વેલા ચડી જાય છે ત્યારે ફુલ તથા ફળ ફરકી શકતાં નથી, પણ ફરીને જ્યારે પવન ફેલાય છે ત્યારે ફુલ તથા ફળ ફરર ફરર ફરકે છે, આવા સમયમાં મોરના સમૂહો ટૌકા કરી ગંભીરતાથી ગાયન કરે છે, અને ગગનમાં ગગડાટ સાથે મેઘ ગર્જના થાય છે, એટલુંજ નહીં પણ તે ઘોર ગગડાટ સાથે અઘે ખળભળાટ કરતા મેઘ વરસવા લાગે છે, તેથી હે **સાગર**! નદી, સરોવર આદિ જળાશયો, પાણીથી પાણીમય બની જાય છે, અને સુરેખ તથા ચમકારા

કરતી વિજળીઓયુક્ત કાળી ઘટા શેહેરે શેહેરે ફેલાતી જાય છે. ડોલર, પોયણી અને સ્થળ કમળો, "થરર થરર" કંપે છે, અને થાકી ગયેલા મુસાફરો વર્ષાદને લીધે થરથરીને ઉત્તમ સ્થળોમાં સ્થિર થઈ જાય છે. ૯

### શરદ વર્ણન.

**कवित्त**–शरदकी चांदनीसी, प्रगटी सुरत जोत ।
बोलत बचन तुत, रात एहींहे हिमंत ॥
शिशिरको साज सो तो रोंमको भयो समाज ।
प्रेमको प्रकाश जेसी, फूलिहे प्रभा बसंत ॥
ब्रिरह प्रलाप हियें, ग्रीषम तपत ताप ।
नेंननके आंसू नीर, ब्रषा के प्रवा बहंत ॥
षट रितु अंग अंग, आजही बनींहे मेरे ।
कोन रितु आवनकी, सागर तुम बदंत ॥ १० ॥

**અર્થ**–શરદની ચાંદનીસી સુરતની જ્યોત પ્રગટી છે, અને વચન બોલતાં જે તોતળાય છે તે હેમંત ઋતુ છે; શિરીરે રોમે રોમનો સમૂહ ખડો થઇ આવ્યો છે–તે શિશિર ઋતુની સામગ્રી બની રહી છે; પ્રેમનો પ્રકાશ તો જાણે વસંતઋતુની પ્રભા ખીલી હોય નહિ, તેમ હૈયામાં વિરહનો પ્રલાપરૂપી ગ્રીષ્મ ઋતુનો તાપ તપે છે; નેત્રમાંથી આંસુરૂપી નીર ઝરે છે તે જાણે વર્ષા ઋતુનો પ્રવાહ વહેતો હોય નહિ તેમ લાગે છે એમ હે પ્રિય મિત્ર! છ ઋતુઓ તો આજ મ્હારા અંગે અંગમાં વ્યાપી રહી છે, તો હવે હે **સાગર**! તમે કઇ ઋતુમાં આવવાના છો? ૧૦

### सवैया.

चंद भयो दरदी शरदें सु, हिमंत समीर सिखी सम लेखो ।
शीत शिशीर सबें तन तावत, दाहत कंज बसंत ब्रिसेषो ॥
ग्रीषम ताप तपे ब्रिरहा पर, बुंद वृषा अखिया अवरेखो ।
सागर एक दिनां इत आयके, नागर हिंमत किमत देखो ॥ ११ ॥

**અર્થ**–આજે શરદ ઋતુનો પ્રકાશીત ચંદ્ર તો વિરહી જનો પ્રત્યે દુઃખરૂપજ થયો છે, અને હેમંતના મધુર પવનની લહેરોને તો અગ્નિઝાળ જેવીજ સમજો; શિશિર ઋતુની ટંડાઇ તો સર્વે તનને જાણે તાવી નાંખે છે, અને વિશેપતાથી જાણો કે આ ઋતુરાજ કહેતાં, વસંતઋતુમાં કુંજલતાઓ પ્રફુલ્લિત થઇ યૌવન પામે છે. તેનો આ હૃદયરૂપી કુંજની લતાને અધિક

બાળે છે; અને હૃદયની અંદર જે વિયોગરૂપી આગ લાગે છે તેજ ગ્રીષ્મ ઋતુનો તાપ તપે છે, એથી અધિક તાપ તે કયો હોય? અને જે આ આંખોમાંથી આંસુની બુંદધારા વહે છે તેને વરસાદને વરસાવનારી વર્ષાઋતુ લેખો; હે મિત્ર **સાગર**! અહિં એક દિવસ આવીને, તમો ચતુરજન અમારી હીમ્મતની કીમ્મત જુઓ. ૧૧

## सवैया.

याहि ब्रषा बरषें असुवा शशि, शारद प्रेम प्रभा भरि आवतु ।
सोय शिशीर भ्रमें बरुनी सिय, हेंम सु जांम रही अंषियां सितु ॥
लाल बसंत प्रसूंन प्रफूल्लित, ग्रीषम जो बिरहा झर बाढतु ।
सागर मिंत पयांन कियो इन, नेंन में आंन छहि षटहू रितु ॥१२॥

**અર્થ**–આ નેત્રોમાંથી જે આંસુની બુંદધારા વર્ષે છે એજ વર્ષાઋતુ છે, અને પ્રકાશિત પ્રેમની પ્રભાના જે ઉભરા ઉઠે છે તેજ શરદ ઋતુનો ચંદ્રમા અમૃત સ્ત્રવે છે, પાંપણો થરકી થરકીને ધ્રુજે છે, એજ શિશિરઋતુની સામગ્રી છે, અને જે આંખો જામી-ઠરી જાય છે તે હેમત ઋતુ છે; વળી આ જે લાલાશ છે-તેતો વસંતઋતુનાં પ્રફુલ્લિત થએલાં પુષ્પો છે; વિરહાગ્નિની ઝાળોની જે ઝડી વધતી વધતી જાય છે, તેજ ગ્રીષ્મ ઋતુ છે; હે જીવન **સાગર**! જ્યારથી આપ પધાર્યા, અર્થાત્ દૂર થયા છો, તે વખતથીજ આ આંખોમાં છએ ઋતુઓ આવીને છવાઇ રહી છે. ૧૨

## सवैया.

हेम शिशीर बसंत सु ग्रीषम, ओर ब्रषा शरदी जु मिलायें ।
द्योस नलीन त्रपा निशि तापन, बारद ज्यों घट धीर घटायें ॥
रेंन समीर लता दिन दांमिनि, चंद्र कला ज्यों अनंग बढायें ।
मित प्रबीन प्रबीन अहो निशा, जंपताहि षट हू रितु जायें ॥१३॥

**અર્થ**–[જ્યારે પ્રવિણે પોતાની સ્થિતિ જણાવી ત્યારે હવે **સાગર** પોતાની સ્થિતિ જણાવે છે.] હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ એમ બધી ઋતુઓને મીલાવીએ છીએ, એટલે ઋતુની અનુક્રમે હેમંતનો દહાડો, શિશિરનાં કમળ, વસંતની સાંજ, ગ્રીષ્મની રાત્રિ, વર્ષાનો તાપ, અને શરદનો વરસાદ ઘટે છે; તેની પેઠે ઘટની ધીરજ ઘટાડીએ છીએ. તેજ પ્રમાણે ઋતુઓના અનુક્રમે હેમંતની રાત્રિ, શિશિરનો પવન, વસંતની લતાઓ, ગ્રીષ્મના દિવસો, વર્ષાની વીજળી અને શરદની ચંદ્રકળા વધે છે, તેમ અનંગને વધા-

રીએ છીએ. હે મિત્ર! અમારી તો અહોનિશ "હે **પ્રવીણ**! હે **પ્રવીણ**!" એમ જપવામાંજ છએ ઋતુઓ જાય છે. ૧૩

## सवैया.

चाह प्रबीन घटी न मटी, निकटी पल आवत राह चलेकी ।
फेर बनें न कहूं मिलबो तब, बात सबैं यह भाग भलेकी ॥
आंन बनें तो सहीहे नहीं तब, हौंस अहो निश पान मिलेकी ।
ऐसें रह्यो तो भयोई असूकष, बार जिया बपुरों निकलेकी ॥१४॥

**અર્થ**-મિત્ર **પ્રવીણ**ને મળવાની ચાહના તો ઘટીએ નહી અને મટીએ નહિ, અને ચાલવાની વાટની પળ તો પાસે પાસે આવે છે, ફરીને કયાંય પણ મળવાનું બને નહિ, ત્યારે તો આ સર્વે વાત ભલા ભાગ્યનીજ સમજવી જોઇએ; આવવાનું બને તો ઠીકજ છે, નહિ તો વગતી અહોનિશ પત્ર મળવાનીજ હોંશ રહેવાની, પણ હવે એમને એમજ બનશે તો પ્રાણ તો કાંપતો છેજ, પણ હવે તો બાપડા જીવનેજ શરીરમાંથી નિકળી જવાની વાર છે! ૧૪

## सवैया.

या पलही पलही तलफे तन, तोबिन तोबिनके झष जैसें ।
पंथ थके सु मनोरथके मुख, जोत मनों शशि सूर उदैसें ॥
ज्वाल कराल जगी उर भीतर, कौंलों निभाव बनें अब ऐसें ।
नीतकी रीत प्रबीन नहीं तब, क्यों करियें भरियें दिन कैसें ॥१५॥

**અર્થ**-પાણી વગર પાણીમાંનું માછલું જેમ તલસે, તેમ આ કાયા તમારા વગર દરેક પળે પળે તલસે છે, અર્થાત્ માછલું જેમ "પાણી પાણી" ઝંખે છે, તેમ અમો પણ "હે **પ્રવીણ**! હે **પ્રવીણ**!" એમ ઝંખ્યા કરીએ છીએ. હાય! મનોરથને પંથે હીંડી હીંડીને મન થાકી ગયું છે; સુખની જ્યોતિ તો એવી નિસ્તેજ બની ગઇ છે કે જાણે સૂર્યનો ઉદય થવાથી, ચંદ્રમાની કાન્તિ પાતાળમાં પેશી ગઇ હોય! અને ઉરની ભીતર મહાકરાળ જ્વાળા પ્રગટી નીકળી છે, તો હવે એવો નિભાવ કયાં લગી ચાલશે? હે **પ્રવીણ**! જ્યાં નીતિની રીતિને જાણો નહીં-ત્યાં તો પછી લાચાર, શું કરીએ? અને કેવી રીતે દિવસ ગુજારીએ? ૧૫

**कवित्त**-जांनहूकी जांन ताकों, जानत प्रबीन नांहि ।
जांनिहो प्रबीन तोपें, जांनहि गमाइयें ॥

चिंतकी न जानों मिंत, मिंतकी न जानों चिंत ।
चितकीजो जानों मिंत, ओर कहा चाहियें ॥
बेदको न लहो भेद, भेदको न लहो बेद ।
बेद भेद लहो तो, अभेद व्हैं निभाहियें ॥
देहीके सनेहीकी, न नेही बात जानंतहो ।
नेही येही जानों तांपें, देहिकों न दाहियें ॥ १६ ॥

**અર્થ**-હે પ્રવીણ! જેમાં પ્રવીણતાની જરૂર છે તેમાં પ્રવીણ છતાં તમો પ્રવીણ નથી, પણ તે જાણવાથી પ્રવીણ હો, અર્થાત્ સમય વિચારો તો તમારા ઉપર જાન કુરબાન છે! આ ચિત્તની વાતને હે મિત્ર! તમો જાણતાં નથી, તેમ મિત્રના ચિત્તને પણ જાણતાં નથી; પણ જો, હે મિત્ર! ચિત્તની બાબતને જાણો તો પછી બીજું શું જોઇએ? વેદના ભેદને-તેની મતલબ-ને લેખતાં નથી, પણ વેદ ભેદ બનેને વહો તો અભેદ બનીને નભાવીએ; જીવના સ્નેહીની વાતને હે મિત્ર! જાણતાં નથી, પણ હે સ્નેહી! જો નેહની વાતને જાણો તો તમારા ઉપર દેહને કેમ ન બાળીએ? ૧૬

### सवैया.

ध्यांन प्रबीन प्रबीन लग्यो गुन, गांन प्रबीन तजें न कबेंही ।
कोउ दिनां पल एक बन्यो सोउ. जांन नहीं गुजरी सु जबेंही ॥
होंनको कोंन मिटावनहारहे, ऐसी लहीहे निसांनि सबेंहि ।
ता दिनसें नित डोलत बाउरे, सोये सुखोये जमार सबेंही ॥१७॥

**અર્થ**-ધ્યાન પણ "પ્રવીણ પ્રવીણ"તુંજ લાગ્યું છે, અને પ્રવીણના ગુણના ગાનને તો કદી તજતા નથી, કોઇ દિવસ એક એવી પળ ગઇ નથી, કે તે પળ જ્યારે ગુજરી-વીતિ ગઇ ત્યારે, તે જાણવામાંજ આવી નહીં હોય! બનવા કાળ વસ્તુને મટાડી શકનાર કોણ છે! એવીજ બધી નિશાનીઓ રહી છે, પણ તે દિવસથી હમેશાં બહાવરાની માફક ડોલતા ફરીએ છીએ. નિદ્રા કરવામાં ગુમાવેલા વ્યર્થ સમયની પઠે અમારે પણ થયું છે. ૧૭

### सवैया.

पाहिचांन प्रबीन भई जबतें, तबतें चित प्रेम प्रभा छबि जागी ।
बढती उर आस उदास चली यह, जंपत पास बसें बडभागी ॥
निश बासर बीततहें बिकटे, निकटे न प्रिया हियहें अनुरागी ।
घन गाज इतेंपर याते जिया, ग्रह बाज कबूतरकी गति लागी ॥१८॥

**અર્થ**-હે **પ્રવીણ**! આપની જોડે જ્યારથી ઓળખાણ થયું છે ત્યારથીજ ચિત્તમાં પ્રેમના પ્રભાવની છબી જાગી છે, તથા ઉરમાં આશા અને ઉદાસી વધતી ચાલવાથી નિરંતર એમજ ઝંખના કરીએ છીએ કે પાસે રહેવાવાળાંજ બડાં ભાગ્યશાળી છે! અમારે તો રાત્ર દિવસ મહા વિકટથી વીતેછે, વળી પાસે પ્રિયા નથી, પણ હૈયું અનુરાગી બની રહેલું છે; એટલા ઉપર વળી મેઘ ગાજે છે, તેથી કરીને આ જીવની, પકડેલા કબુતરના જેવી ગતિ થઇ પડી છે. ૧૮

**दुहो**-पावस बाजीगर प्रबल, डौंरू गाज अवाज।
बिरही मन बद्लत बटा, जिय कपोत ग्रह बाज॥ १९ ॥

**અર્થ**-આ કાંઇ મેઘ નથી-એતો બળવાન બાજીગર છે; આ કાંઇ ગર્જનાનો અવાજ નથી-એતો ડમરૂ વાગે છે; આ કાંઇ વાદળની ઘટાને બદલાવતો નથી-આતો વિરહીના મનરૂપી બટ્ટાને-લંગોટાને બદલાવે છે, એટલે રાતા હોય ત્હાં પીળો અને પીળા હોય તો કાળા એમ બદલાવી બતાવે છે; આ કાંઇ બાજે કપોતને પકડેલો નથી-એતો આ જીવનેજ પકડેલો છે! ૧૯

**सवैया.**

प्रेमको प्याला पियो भरकें हम, यां सुख जांन पर्यो न तबें।
कैफकी ज्वाल जगी घट भीतर, कोटि प्रकार कियें न दबें॥
जांनहिंगो न अजांन कहें कछु, जांनत जानन हार सबें।
पथ्थ न पावहिंगें जु प्रबीन तो, कोंन उपाय करेंगे अबें॥२०॥

**અર્થ**-અમે જ્હારે પ્રેમનો પ્યાલો ભરીને પીધો, ત્યારે આ સુખની અમને જાણ પડી નહીં, પણ હવે ઘટની ભીતર જે કેફની જ્વાળા પ્રગટી છે, તે કરોડ ઉપાય કરે દબાતી નથી, અજાણ માણસ કેહેવાથી કાંઇ જાણુશે નહીં-એતો જે જાણવાવાળાં છે તેજ સર્વે જાણે છે; વાસ્તે **પ્રવીણ**રૂપી પથ્યને જો નહીં પામીએ તો હવે કોણ ઉપાય કરીશું? ૨૦

**कवित्त**-जियरा अजांन ताकों, प्रेम पहिचांन परी।
तादिनसें भई सो तो, सबें बात सहियें॥
आगमन बूझ बूझ, कियेहे नजूम कूरे।
मनकी तरंगही सों, मुरझाय रहियें॥
रेंनहीं न नींद नेंन, दिनहीं न परें चेंन।
अजहूं न मिंत मिले, कैसें कैं निबहियें॥

बार बार क्यों कहें, प्रवीनजू बिचार देखो ।
कहबेकी नहीं सो तो, कौंनहींपें कहियें ॥ २१ ॥

**અર્થ**-જે જીવ અજાણ હતો તેને પ્રેમની ઓળખ પડી; તે દહાડાથી જે બની તે સઘલી વાતોને સહન કરીએ છીએ; ભવિષ્ય પૂછી પૂછીને નજૂમીયોને પણ ખોટા કર્યા છે, હવે તો મનના સંકલ્પ વિકલ્પરૂપી તરંગોથીજ મુંઝાઇ રહીએ છીએ; રાત્રિયે નેત્રોમાં નિદ્રા આવતી નથી, તેમ દિવસે ચેન પણ પડતું નથી, આટ આટલું છતાં હજુએ મિત્ર મળ્યા નહીં, તો હવે કેવે પ્રકારે નભીએ? વારે વારે શું કહીએ? હે પ્રવીણ! વિચારી જુવો, કે જે અન્યને કેહેવા યોગ્ય નથી તે કોને કહીએ? ૨૧

**दुहा**-तन बनकी लकरी बन्यों, प्रेम सूत्रकी धार ।
बिरहाको आरा कीयें, खेंपत कांम सुतार ॥ २२ ॥
मन पंखा सुरता लठी, कसें मिंत गुन तार ।
प्रेम झुलावनहार इन, बाढे बिरह बयार ॥ २३ ॥
तन चोकी मध मन मुकुर, प्रेम कलहियां दीन ।
लखि मुख आंनन सो लहो, परसत दरस प्रवीन ॥ २४ ॥

**અર્થ**-આ તન જંગલના લાકડા પેઠે બન્યું છે, તેને પ્રેમસૂત્રની દોરી છાંટી, વિરહનું કરવત કરી, તેવડે રતિનાથરૂપી સુતાર ખેંચ્યા કરે છે, એટલે વેહરે છે. મનરૂપી પંખાને સુરતારૂપી સોટીમાં, મિત્રના ગુણરૂપી તારથી કસી, પ્રેમરૂપી ઝુલાવનહાર જેમ જેમ ઝુલાવે છે, તેમ તેમ વિરહરૂપી પવન વધારે વધારે આવે છે, અર્થાત્ ઝોકાં ખાયે જાય છે. તનરૂપી ઘટની વચ્ચે મનરૂપી કાચમાં પ્રેમરૂપી કલાઈ દઇને પછી હાથમાં ઝાલી મુખ જોઇએ છીએ, ત્યારે અંદર મિત્ર પ્રવીણનીજ છબી દર્શી આવે છે. ૨૨-૨૪

**गाथा**-षट ऋतु बर्नन भेदे, पत्र प्रवीन तासु प्रति उत्तर ।
उनचालीश अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ २५ ॥

**અર્થ**-છએ ઋતુના વર્ણનના ભેદવાળો પ્રવીણે લખેલો પત્ર અને તેનો મહારાજા શ્રી તરફનો પ્રત્યુત્તર જેમાં છે એવી પ્રવીણસાગર ગ્રંથની ઓગણચાળીશમી લેહેર સંપૂર્ણ થઈ. ૨૫

इति श्रीप्रवीनसागरे ऋतुवर्णन नामनी ओगणचालीसमी लहेरनी रसपूर्णा टीकानो एकोनचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૦ મી.

## વસંતવિરહ વર્ણન.

दुहो–ऋतु बसंत बरषा बहुर, अति बिरही दुख दाय ।
बीती दशा प्रबीन वह, सागर लिखी वनाय ॥ १ ॥

**અર્થ**–બહુ કરીને વસંત અને વર્ષા ઋતુ વિરહીજનોને અતિ દુઃખદાયક નીવડે છે. તે બે ઋતુમાં પોતાની વીતેલી દશાનું વર્ણન બનાવીને પ્રવીણે, મહારાજા રસસાગર તરફ પેત્ર મારફતે લખી મોકલ્યું. ૧

**सवैया.**

धावहिंगें मलयाचल मारुत, रावहिंगें मधु कंज लटेंगें ।
छावहिंगें नव पल्लव कुंजन, स्त्रावहिंगें सुसुरंज छटेंगें ॥
गावहिंगें जु हिंडोर गुनींजन, भावहिंगें रस रंग बटेंगें ।
लावहिंगें सगरे सुख सागर, आवहिंगें तो उदास मिटेंगें ॥ २ ॥

**અર્થ**–આ વસંત ઋતુમાં મલયાચળ તરફનો પવન ધાઈ આવીને, વાવા માંડશે, ભ્રમરો રેં યેંયેં કરી ગુંજારવ કરશે, ખીલેલાં કમળો પૃથ્વી-પર લટી જશે, અને નવાં પાંદડાઓથી લતામંડપ છવાઈ જાશે, પુષ્પરસ સ્ત્રવશે તથા ફુવારા છુટશે, ગુણીજનો હિંડોરરાગ ગાશે, મનવાંછિચ્છત રસરંગ વેહેંચાશે–એ સઘળી સુખકર વસ્તુઓ લઈ, જો પ્રાણાત્મા સાગર આવશે તોજ ઉદાસી મટશે. ૨

कवित्त–बन घन छई वेल, घन तन रच्यो खेल ।
तन मन चहें केल, मन जन ये धरहुं ॥
चर थिर मोद अंग, थिर तर फूल भ्रंग ।
तर दर नए रंग, दर दन छे करहुं ॥
झल मिल कोक पंत, मिल चल मंत मंत ।
चल दल भयो चंत, दलहुं न बीसरहुं ॥
द्रग लग रहे आप, लग मग हरो ताप ।
मग सगरे प्रलाप, सागर सदा हरहुं ॥ ३ ॥

**અર્થ**–વનમાં ઘટ્ટ વેલોના મંડપો છવાઇ રહે છે, ગગન અને શરીરમાં એક સરખો ખેલ રચ્યો છે; તેણે કરી તન અને મન રમણને ચાહ્ય છે, તે વાર્તાને હૃદયમાં ધરો ! સ્થાવર અને જંગમના જીવો, મોદથી મજાહ માણે છે, સ્થિર એવાં ઝાડોનાં પુષ્પોમાં ભમરાઓ ગુંજારવને કરતા આમ તેમ ભમે છે, નાનાં મોટાં વૃક્ષોના, જાત જાતનાં નવીન રંગનાં પાંદડાં ખીલી રહ્યાં છે; માટે આવા મહાભારત સંકટના દિવસનો નાશ કરો ! ટોળે થએલા ચકવાની હાર ઠગવા લાગી છે, તેમ ટોળે મળી મળીને દોસ્તો ચાલે છે, તેથી પીપળાના પાંદડાની માફક મન ચલિત બન્યુ છે, તો હવે દિલથી વિસારી દૂર કરશો નહિ આંખોની નજરે તો એક આપજ લાગી રહેલા છો, વાસ્તે આપજ તાપ હરો, હે **સાગર**! સર્વ માર્ગેથી તમામ પ્રલાપને સદાય હરો ! ૩

**सवैया**–कुज लतांन प्रसून भरे फुनि, भृंग पराग भरे पँखियांमें ।
कोकिल बाग सुहाग भरे अरु, फागन राग भरे सखियांमें ॥
केसर कुंभ गुलाब भरेहे, अबीर गुलाल भरे अँखियांमें ।
आस उसास उदास भरे अति, सागर बैठ रहों दुखियांमें ॥ ४ ॥

**અર્થ**–કુંજની લતાઓ પોતાનાં પ્રસુન પુષ્પોને ભરે છે, ભમરાઓ પાંખોમાં સુગધની પરાગને ભરે છે, બાગોમાં કોકિલાઓ સુહાગી રળિયામણા અવાજ ભરે છે, સખીઓ પોતાની સાહેલીઓની અંદર વસંત રાગ ભરે છે, લોકો કેસર તથા ગુલાબજળના કુંભો ભરે છે, અને આંખોમાં અબીલ ગુલાલ ભરે છે, આવા સમયે, હે **સાગર** ! આશા અને ઉદાસ્રીના નિઃસાસા ભરતાં દુઃખમાંજ અમો રહીએ છીએ. ૪

**सवैया**–अंबन अंबन कोकिल कूजित, कीर अनारनपें अवरेखो ।
द्रुमन द्रुमन बेलि चढी अरु, माधवि कूंद मधुपन पेखो ॥
शीतल पोंन सुबास मिले जितही, तित प्रेम भरें सब लेखो ।
पंथिक जाय कहो इत आउरे, सागर बाग बसंतको देखो ॥ ५ ॥

**અર્થ**–આંબે આંબે કોયલો અને અનાર વૃક્ષો ઉપર પોપટો બોલે છે તે જુઓ; દ્રુમે દ્રુમે વેલો ચઢી તથા માધવી કુંદ ઉપર ભ્રમરો ગુંજારવ કરી રહ્યા છે તે જુઓ; શીતળ અને સુવાસી પવન મંદ મંદ લહેરોથી વાય છે, તથા સઘળું પ્રેમથી ભરેલું છે એમ ગણો; હે પથીક ! **સાગર**ની કને તમો જઇને કહો કે, હે **સાગર**! અહિ આવીને જરા તમે આ વસંતનો બગીચો ખીલી રહ્યો છે તેને તો જુઓ ! ૫

## कबित्त.

उपवन अंबरमें, चंद कुंद सोहियत; कुंद अरु चंदहूमें, मयूखी लता लसंत ।
लतामें मयूखीमें, प्रकाश फूल फेल रहें; फूलमें प्रकाशमें जु, पौंन माधुरी प्रसंत ॥
माधुरी पवन मध्य, सीतता मधूप सूर; मधुसुर सीतमें, मनोज बिरहा घसंत ।
बिरहा मनोज मन, तनमें बसंत नित; तन मन सागरमें, सागर बिनां बसंत ॥६॥

**અર્થ**-બાગ અને ગગન મંડળમાં ચંદ્ર તથા ડોલર શોભે છે; ડોલર અને ચંદ્રમા ચંદ્રજ્યોતિ તથા લતાઓ દીપે છે; લતા અને ચંદ્રજ્યોતિમાં પ્રકાશ તથા ફુલો ફેલાઇ રહે છે; ફુલમાં તથા પ્રકાશમાં પવન અને માધુર્ય પથરાય છે; માધુર્ય અને પવનમાં શીતલતા તથા ભમરાના સ્વરો સંભળાય છે; ભમરાના સ્વર તથા શીતલતામાં મન્મથ અને વિરહ વસે છે, તે વિરહ અને મનોજ સદાય મન અને તનમાં વસે છે, તેમ તે તન અને મન, **સાગર**માં વસે છે, રે! રે! એજ **સાગર**વિના આ વસંત ઋતુ વસે છે. ૬

**सवैया**-कुंज लतांन प्रसून भरेहें, प्रसून पराग भरे तन भ्रंगन ।
बागन बागन अंब-महोरित, अंबन अंबन कोकिल कूजन ॥
धांमनि धांमनि कांमानि कंत, रमें कसमीर गुलाल अबीरन ।
मिंत बसंत हसंत सबें गहि, मौंन एकंत रहे बिरही जन ॥ ७ ॥

**અર્થ**-કુંજ લતાઓમાં પચરંગી ફુલો ખીલ્યાં છે, તે ફુલની પરાગને ભમરાઓ પોતાના શરીરમાં ભરે છે, બાગે બાગે આંબાઓ મોહોરાઇ રહ્યા છે, તે આંબે આંબે કોકિલાઓ ટહુકા કરે છે, ધામે ધામે કામનીઓ કંથ સાથે પરસ્પર કેસર, ગુલાલ અને અબીલથી રમે છે, હે મિત્ર! આવી વસંતઋતુમાં બધાય હસે છે. પરંતુ ફકત એક વિરહીજન મૌનગ્રહી એકાંતમાં બેસી રહે છે. ૭

**सवैया**-मंजर कुंज सुरंज छटें मधु, कोकिल कीर रटे रसबो ।
खेल गुलाल अबीरनके घन, चंदन केसरको न्रसबो ॥
अंबर सेत सुवास सुरंगित, गावत गारि सुनें हसबो ।
सागर संग वहें बड भागनि, फागन बागनमें बसबो ॥ ८ ॥

**અર્થ**-કુંજની મંજરીઓમાંથી સુરંજ ઉડીને આસપાસ સુવાસિત કરે છે; ભમરા, કોયલ અને પોપટ રસબસ વચનો બોલે છે લોકો અબિલ ગુ-લાલયુક્ત અને ચંદન ઘસી ઘસી ધોયેલા કેસરથી મેળવી એક બીજાને અંગે લગાડે છે તથા ખેલે છે; ધોળાં વસ્ત્રને અત્તરાદિ સુવાસિક પદાર્થોથી તથા ના-

નાવિધ રંગથી રંગી તથા શરીરે પહેરી ફાગ ગાય છે તથા ઠઠ્ઠા મશ્કરીયુક્ત ફાગ બોલે છે, જે સાંભળીને હસે છે, આવા સ્વેચ્છ ફાગણ માસમાં જે સ્ત્રી **સાગર**ની સાથે બાગમાં વસે છે, તેજ ભાગ્યશાળી છે. ૮

**सवैया**–बाग बिहंग बिलास भरे धुनि, कूजतहे फरही फरही ।
मोद मराल सरोज मधूकर, गुंज ग्रहें सरही सरही ॥
दंपति गारि गुमान गहें मिल, गावतहें घरही घरही ।
सागर मिंत बसंतहि चातुक, मौंन ग्रही बरही बरही ॥ ९ ॥

**અર્થ**–બાગ બગીચાઓની અંદર વિલાસ ભરેલાં પક્ષીઓ ચારે તરફ ફરી ફરીને મધુર અવાજની ધુનિ લગાવી રહ્યાં છે, હર્ષ ભર્યા હંસો જેમ તળાવે તળાવે ફરે છે તેમ ભમરાઓ તળાવે તળાવે કમળપર ગુંજારવ કરે છે, સ્ત્રી પુરૂષો ગુમાનથી ગાળો બોલવા સારૂ ભેગાં થઇ થઇને, ઘેર ઘેર ગાય છે; હે મિત્ર **સાગર**! આ વસંતમાં એક ચાતક, મોર તથા વિયોગીએ મૌન ધારણ કરેલું છે. ૯

**सवैया**–फूल गुनी उपवीत लता, मकरंदन चंदनसें चरचाये ।
कोकिल कीर मधू शिश साधन, फूंक समीरहुकी फहराये ॥
पांन लियें जल पंकजमें बिरही दुख दांन प्रयोग पढाये ।
दंपतिकों अभिशेकन सागर, मिंत बसंत महा मुनि आये ॥ १० ॥

**અર્થ**–ફુલની માળા અને વેલોની જનોઇ પહેરીને, પુષ્પરસરૂપ ચંદનથી ચર્ચાએલો, કોયલ, પોપટ અને ભમરા રૂપી શિષ્યોને સાધવા વાસ્તે પવન રૂપ ફુંકને ફેલાવતો, કમળ રૂપી હાથમાં જળ લઇને, વિયોગી જનોને માટે દુઃખદ પ્રયોગ ભણતો ભણતો, દંપતી સ્ત્રી પુરૂષ તેને અભિષેક વાસ્તે, હે મિત્ર **સાગર**! આ વસંત રૂપી મહા મુનિવર આવેલો છે. ૧૦

**सवैया**–कुंजन पात सुरंज छटे जल, फूलन झूलन मत्त मधूको ।
बागनकी परछांइ दशो दिश, रंग हरोइ भयोरहे भूको ॥
सागरजू इक आंबन ऊपर, कोकिल आँन कियोहे कुहूको ।
कामनि चिंत चमंक उठी उन, एक उसास सब बन सूको ॥ ११ ॥

**અર્થ**–કુંજનાં પાંદડાંમાંથી સુરંજની બ્હેક તથા પાણીના ફુવારા છૂટે છે, ફુલતા ઝૂલતા ગુચ્છાઓની ઉપર મત્ત મધુકરો ગુંજા ગુંજ કરતા ફરે છે, એવા આ બગીચાની દશે દિશાએ ભૂકો પડવાથી ધરતીનો રંગ લીલો થઇ

રહ્યો હોય છે; હે **સાગર**! આવા સમયે આંબા ઉપર કોયલે આવીને ટહુકો કર્યો, જે સાંભળતાંજ એક કામનીના મનમાં ચમક ઉઠી, જેના એકજ નિશાસાથી આ સઘળું વન સૂકાઈ ગયું. ૧૧

**कवित्त**–जल जंत्र झार लागे, पात पात धार लागे ।
कोकिला उचार लागे, बाग बिसतारतें ॥
बेल बृंद डार लागे, कंज बेसुमार लागे ।
त्रिविध बयार लागे, भ्रमर गुंजारतें ॥
गुनिजन लार लागे, फाग तांन तार लागे ।
लव पिचकार लागे, अंग अंग यारतें ॥
दंपति सिंगार लागे, प्रेम पाराबार लागे ।
सागर सह्मार लागे, बिरही बिचारतें ॥ १२ ॥

**અર્થ**–જળના જંત્રો એટલે ફુવારા ઝરવા લાગ્યા, તેથી પાંદડે પાદડેથી ધારા પડવા લાગી, વિશાળ બાગની અંદરથી કોયલો સુંદર ઉચ્ચાર બોલવા લાગી, વેલોના ગુચ્છાઓ વૃક્ષની ડાળે ડાળે ફેલાવા લાગ્યા, અતિશય કમળો પ્રફુલ્લવા લાગ્યાં, મંદ–સુગંધી તથા શીતળ એમ ત્રિવિધથી પવન વાવા લાગ્યો, ભમરા ગુંગુંજ કરવા લાગ્યા, ગુણીજનો ગાવા સારૂ એકઠા થવા લાગ્યા, ફાગ તથા તાનટપ્પાનું ઉચ્ચારણ થવા લાગ્યું, મિત્રોએ મિત્રોથી પરસ્પર એક એકના અંગ ઉપર રંગ ભરેલી પીચકારીયો છુટવા લાગીઓ, સ્ત્રી પુરૂષો અંગે શણગાર સજવા લાગ્યાં અને ઘણો ઘણો પ્રેમ લાગવાથી વિરહી મનુષ્યો વિચારની સાથે **સાગર**ને સંભારવા લાગ્યાં. ૧૨

**सवैया**–कुंज लता परसून प्रफुल्लित, कांम कमी न रखी न रखें ।
दंपति कोकिल भ्रंग बिहंग मही, बिरहा हरषी हरषे ॥
केसर नीर अबीर गुलालहि, या अंखियां बरषी बरषे ।
सागर मिंत बसंत दशो दिश, बोलनमें परखी परखें ॥ १३ ॥

**અર્થ**–કુંજ લતાઓમાં પુષ્પો ખીલી રહ્યાં છે ,આવા રૂડા સમયે **કામ**દેવે કશી કમીના રાખી નહિ, તેમ રાખતો પણ નથી; સ્ત્રી પુરૂષનાં જોડાં, કોકિલાઓ અને ભમરા આદિ પક્ષીઓ અને ધરતી વિરહીને દેખી હરખ્યાં અને હજીએ હરખે છે; કેસરનું પાણી–અબીલ તથા ગુલાલમાં આ નેત્રો વર્ષ્યાં છે અને વર્ષે છે; હે **સાગર** મિત્ર! આમ દશે દિશાઓને વિશે વસંત વસંત વસત છવાઈ રહ્યા છે, માટે પરીક્ષક તો બોલવામાંજ પારખી કાઢે છે. ૧૩

**सवैया**–ठोरहिं ठोर हिडोर सधैं घट, पंचमि कुंज लसंत लसंत ।
अंगन अंगन रंग रचे बन, कोकिल भ्रंग रसंत रसंत ॥
धांमनि धांमनि कांमनि कंत रमे रस खेल हसंत हसंत ।
चित निचिंत रहैं बिरही कह, मित दिगंत बसंत बसंत ॥ १४ ॥

**અર્થ**–જગાએ જગાએ હિંડોર રાગને ગાય છે, ઘટ તથા વસંત પચમીના લતા મંડપો સુંદર દેખાય છે તે દેખાય છે; આંગણે આંગણે રગ પુર્યા છે તથા વનમા કોકિલા અને ભમરો રસમય વાણીનુ રટણ કરે છે તે કરેજ છે; ધામે ધામે કથ કામનીઓ પ્યારથી રમવા, રસમય ખેલથી હસે છે તે હસેજ છે; આવા રમણિક વખતે વિરહીજનો ચિત્તને વિશે નિશ્ચીંત કેમ કરી રહી શકે? કારણ મિત્ર તો દિગાતરે જઇને વસ્યો છે તે વસ્યોજ છે. ૧૪

**सवैया**–सोर बगांन बगांन खगांन, नगांन पगांन पलाश खरेंगें ।
कुंज पतांन छतांन बितांन, व्रतांन प्रतांन प्रसून भरेंगें ॥
मंद स्वसांन निसांन ब्रहांन, सु कांमनी प्रांन दहांन करेंगें ।
चित चहंत महंत ग्रहंतर, मित बसंत कहां बिसरेंगें ॥ १५ ॥

**અર્થ**–બગીચે બગીચે ખગ પક્ષીઓનો સ્હોર થશે, પર્વતોના પગોમા અર્થાત્ તળેટીમાં પલાશ–ખાખરના વૃક્ષો ઉપરથી ચિત્તને ચમકાવનાર કેસુડાં ખરશે, લતા મંડપોની છવાયેલી છતમાં ખેચેલા ચંદરવાની વેલો પસરીને પોતાની શાખાઓમાં ફુલો ભરશે, નિશાને સમયે ધીમે ધીમે પવન વાઇને સ્ત્રીઓના પ્રાણને દહન કરવાનું કરશે, વાસ્તે આ મન, જે વિશાળ ઘરની અંદર ચાહના કરે છે, તે તીવ્ર વસંતઋતુમાં કેમ વિસરશે? ૧૫

## कवित.

भ्रंग जोति मकरंद, मंद पोंन अरविंद; कोकिला सुमन छंद, कुंद रूप छनमें ।
त्रिमलाई लहरअन, मोद बास मिंत अरु; चित फुनि नेंनहें, बसंत रितु पनमें ॥
पंकज मयंकमें, सुमन गजराजनमें; बनमेंरु बारनमें, अंबमें लतनमें ।
लोक बाग जल सिंधु, दंपति वियोगनमें; कुसुम विदेश अंग कंतमें मगनमें ।१६।

**અર્થ**–ભમરો, જ્યોતિ, મકરદ, મંદ પવન, કમળ, કોયલ, પુષ્પ, છંદ, ડોલર નિર્મળાઈ, લહર, પ્રમોદ, મિત્રવાસ. ચિત્ત, નેત્ર, કમળમા, ચદ્રમાં, ફુલમાં, હાથીમાં, વનમા, પાણીમાં, આંબામાં, વેલ્યોમાં, લોકોમાં, બાગમાં, પાણીમાં, સમુદ્રમાં, દપતીમાં, વિયોગમાં, કથમા, માર્ગમા, અર્થાત્ હે કુસુમાવલિ! વસત વખતે ભમરા કમળમા, જ્યોતિ ચદ્રમાં, સુગધ ફુલોમાં,

મંદતા હાથીમાં, પવન વનમાં, કમળ પાણીમાં, કોયલો આંબામાં, ફુલ વેલોમાં, સ્વચ્છંદ લોકોમાં, ડોલર બગીચામાં, નિર્મળતા પાણીમાં, લેહેરો સમુદ્રમાં, પ્રમોદ દંપતીમાં, મિત્ર વાસના વિયોગમાં, ચિત્ત કંથમાં અને આંખ માર્ગે, એમ અનુક્રમે પરસ્પર પ્રેમ બંધાઈ જવાથી પળે પળે તેઓમાંજ વસે છે. ૧૬

दुहो—इहि बिधि कलाप्रबीनकी, बरनी बिरह बसंत ।
कुसुम संग चरचा चली, लिखी सो सागर मिंत ॥ १७ ॥

**અર્થ**-એ પ્રમાણે કુસુમાવલી જોડે ચર્ચામાં વસંત ઋતુના વિરહનું વર્ણન કર્યું, તે પત્રમાં, કળાપ્રવીણે મિત્ર રસસાગર તરફ લખી મોકલ્યું. ૧૭

गाथा—कुमरी कलाप्रबीनं, बर्नन ब्रह बसंत रितु भेदं ।
चत्वारिश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ १८ ॥

**અર્થ**-રાજકુંવરી કળાપ્રવીણના વસંતઋતુના વિરહ ભેદયુક્ત વર્ણનવાળી, પ્રવીણસાગર ગ્રંથની ચાળીસમી લહેર પૂર્ણ થઈ. ૧૮

इति श्री प्रवीनसागरे वसंतऋतुमां विरहभेद नामनी चालीशामी लहेरनी रसपूर्णा टीकानो चत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૧ મી.

## ગ્રીષ્મ વિરહ.

दुहो—जैसी दशा प्रबीनकी, तैसी सागर चित ।
चरचा मित्र पत्रह प्रिया, बरनों बिरह बसंत ॥ १ ॥

**અર્થ**-કળાપ્રવીણની જેવી દશા થઈ છે, તેવીજ મહારાજા રસસાગરના ચિત્તની દશા બનવાથી, મિત્ર જોડે ચર્ચા કરીને, વસંતના વિરહનો જે પત્ર પ્રિયા પ્રવીણને લખી મોકલ્યો તેને હવે વર્ણવું છું. ૧

### सवैया.

थापन किनों महामुनि मंन सो, मंत्र कला सितकार पढ्योरी ।
बेद हकार अकार उचारत, व्योम धर्नी फगुवा दोउ फोरी ॥

नैंनन नीर छटें प्रगटें उमडें, जु उसास समीरन दोरी ।
कोरि प्रबीन बुझावें हमें हिय, होरिके आगमकी भई होरी ॥ २ ॥

**અર્થ**–રતિનાથરૂપી મુનિયે, હુતાશનનું સ્થાપન કર્યું, તે વખતે સિત્કારરૂપી મંત્ર બોલ્યા અને "હાય ! હાય !" એમ વેદ મંત્ર ભણી, ઉભાં થયેલાં શરીર ઉપરનાં રોમાંચરૂપ ધાણી ચણા ફોડીને, તેના ફગવા કર્યા, તથા નેત્રોમાં આંસુનાં પ્રગટ થયેલાં છાંટણાં છાંટયાં, વળી નિશાસારૂપ પવન વેગથી દોડીને ઉછળી આવ્યો, તો હે પ્યારી પ્રવીણ! આજે અમારા હૈયાની હોળીના આગમનની હોળી પ્રગટી રહી છે, તેને કોણ બોલવે ? ૨

**सवैया**–केसरके फुतकार उडावत, कोकिल नाद सु घंट बजंती ।
बेलिके बंध जरे जकरे अरु, लंगर लोह मधूकर पंती ॥
माधवि कुंदन बंदन चित्रहे, शाइ तमाल लगाइ सुहंती ।
प्यारे प्रबीन अहो हमकों ऋतु, राज भयो रति राजको दंती ॥ ३ ॥

**અર્થ**–કેસરના ફુતકાર ઉડાવે છે, કોકિલાઓના બોલ રૂપી ઘંટ વાગે છે, વેલોના જકડીને બધ બાંધી લીધા છે અને કાળા ભમરાઓની પંક્તિરૂપી લોઢાનું લંગર વાગે છે, માધવી અને ડોલરરૂપી સિંદુરનાં ચિત્રો ચિત્રેલાં છે, શરીરે તમાલરૂપી શાઈ લગાડી છે, જે ઘણીજ સોહામણી દેખાય છે, ઓહો ! હે ચતુર પ્યારી ! અમને તો આ ઋતુઓનો રાજા વસંત, તે રતિરાજ કહેતાં કામદેવના દતી–હાથી જેવો બન્યો છે. ૩

**सवैया**–जामगि कुंद कनेर लगाइहें, केसरके चिनगार गढेहें ।
माधविके परसून सो आतस. बीर मधू अस पोंन बढेहें ॥
चाप लता रु उशीर निषंगहें, पल्लवके किरवांन कढेहें ।
बेधन एंन प्रबीन वियोगिको, या ऋतु राज सिकार चढेहें ॥ ४ ॥

**અર્થ**–ડોલર અને કણેરરૂપી જામગ્રી લગાવી છે, તેમાં કેસરરૂપી ચીણગારીઓ કરેલી છે, માધવીનાં પુષ્પોનું દારૂખાનુ તથા ભમરારૂપી વીરોને લઈ વાયુરૂપી અશ્વને ઠેકાવતો આવે છે, લતારૂપી ચાપ અને વાળારૂપી ભાથા સજીને, પાંદડાંરૂપી ખુલ્લું ખડ્ગ કરમાં લીધું છે, એ પ્રકારે હે પ્રિય પ્રાણ પ્રવીણ ! તમારા વિયોગી મૃગને વેધવા, આ ઋતુરાજ વસંત સીકારે ચઢયો છે ! ૪

**सवैया**–बाग बजे बड भागिनके डफ, राग हिंडोर सजें गेहेरें ।
कोकिल कीर अली सूर साधत, धीर समीर बहें लेहेरें ॥

મંદતા હાથીમાં, પવન વનમાં, કમળ પાણીમાં, કોયલો આંબામાં, ફુલ વેલોમાં, સ્વચ્છંદ લોકોમાં, ડોલર બગીચામાં, નિર્મળતા પાણીમાં, લેહેરો સમુદ્રમાં, પ્રમોદ દંપતીમાં, મિત્ર વાસના વિયોગમાં, ચિત્ત કંથમાં અને આંખ માર્ગે, એમ અનુક્રમે. પરસ્પર પ્રેમ બંધાઈ જવાથી પળે પળે તેઓમાંજ વસે છે. ૧૬

**दुहो**—इहि बिधि कलाप्रबीनकी, बरनीं बिरह बसंत ।
कुसुम संग चरचा चली, लिखी सो सागर मिंत ॥ १७ ॥

**અર્થ**—એ પ્રમાણે કુસુમાવલી જોડે ચર્ચામાં વસંત ઋતુના વિરહનું વર્ણન કર્યું, તે પત્રમાં, કળાપ્રવીણે મિત્ર રસસાગર તરફ લખી મોકલ્યું. ૧૭

**गाथा**—कुमरी कलाप्रबीनं, बर्नन ब्रह बसंत रितु भेदं ।
चत्वारिंश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ १८ ॥

**અર્થ**—રાજકુંવરી કળાપ્રવીણના વસંતઋતુના વિરહ ભેદયુક્ત વર્ણનવાળી, પ્રવીણસાગર ગ્રથની ચાળીસમી લહેર પૂર્ણ થઈ. ૧૮

इति श्री प्रवीनसागरे वसंतऋतुमां विरहभेद नामनी चालीशमी लहेरनी रसपूर्णा टीकानो चत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૧ મી.

## ગ્રીષ્મ વિરહ.

दुहो—जैसी दशा प्रबीनकी, तैसी सागर चित ।
चरचा मित्र पत्रह प्रिया, बरनों बिरह बसंत ॥ १ ॥

**અર્થ**—કળાપ્રવીણની જેવી દશા થઈ છે, તેવીજ મહારાજા રસસાગરના ચિત્તની દશા બનવાથી, મિત્ર જોડે ચર્ચા કરીને, વસંતના વિરહનો જે પત્ર પ્રિયા પ્રવીણને લખી મોકલ્યો તેને હવે વર્ણવું છું. ૧

सवैया.

थापन किनों महामुनि मैंन सो, मंत्र कला सितकार पढ्योरी ।
वेद हकार अकार उचारत, लोम धनी फगुवा दोउ फोरी ॥

नेंनन नीर छटें प्रगटें उमडें, जु उसास समीरन दोरी ।
कोरि प्रबीन बुझावें हमें हिय, होरिके आगमकी भई होरी ॥ २ ॥

**અર્થ**-રતિનાથરૂપી મુનિયે, હુતાશનનું સ્થાપન કર્યું, તે વખતે સિત્કારરૂપી મંત્ર બોલ્યા અને "હાય ! હાય !" એમ વેદ મંત્ર ભણી, ઉભાં થયેલાં શરીર ઉપરનાં રોમાંચરૂપ ધાણી ચણા ફોડીને, તેના ફગવા કર્યા, તથા નેત્રોમાં આંસુનાં પ્રગટ થયેલાં છાંટણાં છાંટયાં, વળી નિશાસારૂપ પવન વેગથી દોડીને ઉછળી આવ્યો, તો હે પ્યારી પ્રવીણ! આજે અમારા હૈયાની હોળીના આગમનની હોળી પ્રગટી રહી છે, તેને કોણ ઓલવે? ૨

**सवैया**-केसरके फुतकार उडावत, कोकिल नाद सु घंट बजंती ।
बेलिके बंध जरे जकरे अरु, लंगर लोह मधूकर पंती ॥
माधवि कुंदन बंदन चित्रहे, शाइ तमाल लगाइ सुहंती ।
प्यारे प्रबीन अहो हमकों ऋतु, राज भयो रति राजको दंती ॥ ३ ॥

**અર્થ**-કેસરના ફુતકાર ઉડાવે છે, કોકિલાઓના બોલ રૂપી ઘંટ વાગે છે, વેલોના જકડીને બધ બાંધી લીધા છે અને કાળા ભમરાઓની પંક્તિરૂપી લોઢાનું લંઘર વાગે છે, માધવી અને ડોલરરૂપી સિંદુરનાં ચિત્રો ચિત્રેલાં છે, શરીરે તમાલરૂપી શાઈ લગાડી છે, જે ઘણીજ સોહામણી દેખાય છે, ઓહો ! હે ચતુર પ્યારી! અમને તો આ ઋતુઓનો રાજા વસંત, તે રતિરાજ કહેતાં કામદેવના દંતી-હાથી જેવો બન્યો છે. ૩

**सवैया**-जामगि कुंद कनेर लगाइहें, केसरके चिनगार गढेहें ।
माधविके परसून सो आतस. बीर मधू अस पोंन बढेहें ॥
चाप लता रु उशीर निषंगहें, पल्लवके किरवांन कढेहें ।
बेधन एंन प्रबीन वियोगिको, या ऋतु राज सिकार चढेहें ॥ ४ ॥

**અર્થ**-ડોલર અને કણેરરૂપી જામગ્રી લગાવી છે, તેમાં કેસરરૂપી ચીણગારીઓ કરેલી છે, માધવીનાં પુષ્પોનું દારૂખાનુ તથા ભમરારૂપી વીરોને લઈ વાયુરૂપી અશ્વને હેકાવતો આવે છે, લતારૂપી ચાપ અને વાળારૂપી ભાથા સજીને, પાંદડાંરૂપી ખુલ્લું ખડ્ગ કરમાં લીધું છે, એ પ્રકારે હે પ્રિય પ્રાણ પ્રવીણ! તમારા વિયોગી મૃગને વેધવા, આ ઋતુરાજ વસંત સીકારે ચઢયો છે! ૪

**सवैया**-बाग बजे बड भागिनके डफ, राग हिंडोर सजें गेहेरें ।
कोकिल कीर अली सूर साधत, धीर समीर बहें लेहेरें ॥

फूलरहें बन बेल सबें फल, झूलरहें पतवा फेहेरें ।
मिंत प्रवीन बसंत बिलोकत, क्यों बिरही न हियों हेहेरें ॥ ५ ॥

**अर्थ**–બાગ બગીચાઓની અંદર મહાન ભાગ્યશાળીઓનાં ડંફ વાગે છે, ઘેરા સ્વરથી હીંડોર રાગ ગાય છે, કોયલ, કીર–પોપટ અને ભમરો સુર આલાપે છે, ધીરી, સુવાસિક અને ઠંડી પવનની લહેરો આવે છે, વન વેલો પ્રકાશિત થઇ છે, ફળ ઝઝુમી રહ્યાં છે, તથા પાંદડાં પવનની લહેરોથી ફરર ફરર ફરકે છે; હે પ્યારી પ્રવીણ! એવા ઋતુરાજ વસંતને વિલોકવાથી વીરહીજનનું હૈયું કેમ વશ રહે? ૫

**सवैया**–अलि गुंजन कुंजन पुंजन व्हैहें, प्रभंजन कंजन व्हैं प्रसरेंगें ।
द्रग झंपत केसरकी पिचकारिन, दंपति गोद गुलाल भरेंगें ॥
चिहुंओर हिंडोरके तांननके जब, कांनन आंन भनंक परेंगें ।
अहो मिंत प्रवीन बसंतके बासर धीरज चित हहां न धरेंगें ॥ ६ ॥

**अर्थ**–ભમરાઓનાં ટોળે ટોળાં, કુંજની ગુચ્છાદાર લતાઓમાં ગુંજાર કરશે, શીતળ કમળો ઉપર પવન પ્રસરશે, નેત્રો કેસરની પીચકારીઓ વડે બંધ થશે, સ્ત્રી પુરૂષો ખોળામાં ગુલાલ ભરશે, અને ચારે દિશા તરફથી હીંડોર રાગના તાનટપ્પાની ભભક કાનમાં આવીને પડશે, ત્યારે અહો, મિત્ર પ્રવીણ! આ વસંતના દિવસોમાં, હા! હા! આ ચિત્ત ધીરજ નહીંજ ધરે! ૬

**सवैया**–केतकि दंड सु दंड लिये कर, फूल दिनेश गुलै फरसी हें ।
अंब कदंबनमें उरझी यह, व्हैंन लता सुफरीन फसी हें ॥
मिंन प्रवीन बियोगिनके जिय, किंशुक ऐंचनकी बिन सीहें ।
मिंत बसंतके बाग नहीं यह, धीमरकी मिल सैन धसीहें ॥ ७ ॥

**अर्थ**–આ કંઇ કેતકીનો દંડ નથી આતો હાથમાં દંડ લીધેલો છે; આ કંઇ સૂરજમૂખીનું ફુલ નથી, આતો ફરસી છે; આંબા તથા કદંબના ઝાડમાં ગુંચવાએલી આ લીલી લતાઓ નથી, આતો માછલાં પકડવાની જાળ છે; આ કંઇ કેસુડાં નથી, પણ આતો પ્રવીણના વિયોગી રૂપ માછલાંના જીવને બંધવાનો કાંટો છે, હે પ્રિય મિત્ર! તેમ આ કંઇ વસત ઋતુનો બાગ નથી, આતો માછીમારની ફોજ મળીને ધસી આવેલી છે! ૭

## सवैया.

जा मुख बेंन सेंबें सुख अमृत, अमृत गांन हमें असि धारा ।
किंशुक ओर प्रगानत माधवी, माधवी सोय चकोरको चारा ॥

आंन सुहावत शीतल मारुत, शीतल होत हमें तन आरा ।
मोह प्रबीन भयोहें बसंत, बसंत प्रबीन बिनां हम हारा ॥ ८ ॥

**અર્થ**-મુખમાંથી ગવાયલાં ગાયનનાં વેણુ, સર્વના મોઢામાંથી અમૃત જેવાં નીકળે છે, પણ તે અમૃતમય ગાયન અમારે તો તરવારની ધાર બરોબર છે; આ વખતે સકળ જનો કેસુડાં અને માધવીને પ્રમાણે છે, પણ અમારે તો તે કેસુડાં અને માધવી બંનેય ચકોર પક્ષીનો ચારો અંગારા બરોબર છે; બીજાઓને તો ઠંડો પવત સુખકર લાગે છે, પરંતુ તે શીતળ પવન અમારા બદનને તો વેરવાની આરી જેવો જણાય છે, અન્ય જનોને તો, હે **પ્રવીણ**! આ વસતના દિવસો મોહરૂપ બન્યા છે, પણ અમારે તો એક **પ્રવીણ** વગર આ વસંત, હારા એટલે ઝેર જેવો બન્યો છે. ૮

**कवित्त**-पुर पुर हरे बाग, बाग बाग घरी माल ।
माल माल जंत्र जंत्र, जंत्र सेत लेहेरी ॥
बन बन भरी बेल, बेल बेल भरे फूल ।
फूल फूल भृंग भृंग, भृंग धुनि गेहेरी ॥
गली गली छई कुंज, कुंज कुंज कुंज भौंन ।
भौंन भौंन सेज सेज, सेजन सु रेहेरी ॥
पंथी उत जाइयें. बताइयें बसंत भेद ।
एहो इत आइयें, प्रबीनजूसें केहेरी ॥ ९ ॥

**અર્થ**-નગરે નગરે, બાગ બગીચાઓ પ્રકાશીત થયા છે, બાગે બાગે ઘડાની માળાઓ બાંધી છે, તે માળાએ માળાએ યંત્રો જડયાં છે, અને તે જકડેલાં યત્રોરૂપી રેટેથી, નિર્મળ શ્વેત પાણીની લેહેરો વેહે છે; વને વન વેલાઓથી ભરેલાં છે, તે વેલ્યે વેલ્યે ફુલો ભરચક થઇ રહ્યાં છે, તેમ તે દરેક ફુલે ફુલે, આમ તેમ ભમરાઓ ગણગણતા ભમે છે, ભમરે ભમરે, ગહરી ગુંજારવ થાય છે, ગલીએ ગલીએ કુંજો છાઇ રહી છે, કુંજે કુંજે, કુંજભુવન બની રહ્યાં છે, તે ભુવને ભુવને, શય્યા છત્રપલંગો બિછાઈ રહ્યાં છે ને સેજે સેજે સ્ત્રી પુરૂપનાં જોડલાં ક્રીડા કરે છે; વાસ્તે હે પથી! ત્યાં જઇ વસંતના ભેદને બતાવી અહી આવો,-એમ **પ્રવીણ**ની પાસે જઇને કહેને! ૯

## सवैया.

ये मधुरे मधुरे दिनमें मधुरे सुर, चाहत मंगल गावन ।
मोदाकि माल बँधी नव पल्लव, कोकिल कोक लगे जु पढावन ॥

थार बनें सित पत्रनके मधि, मोतन बूंद बनाय बधावन ।
प्यारे प्रबीन चलो जु मिलो अहो, आयो बसंत बयार बुलाबन ॥१०॥

**અર્થ**–હે મધુર! આ (મધુર) વસંતના દહાડામાં રસીકજનો અગર ભમરાઓ, તમને રસમય સ્વરથી માંગલિક ગાયન વાસ્તે ચાહે છે, અને નવપલ્લવની શુભ માળા બાંધીને કોકિલ અને ચકવાને ભણાવવા લાગ્યાં છે, ધોળાં પાંદડાંની થાળ રંગીને તેમાં બુંદરૂપી મોતીઓ વધાવવા સારૂ એકઠાં કરી રાખ્યાં છે, વાસ્તે પ્યારે **પ્ર**વીણ! ચાલો અને મળો, કારણ કે અહો! બડ ઠાઠથી તમને બોલાવવાને વાસ્તે આ વસંતનો પવન આવેલો છે. ૧૦

**सवैया**–हें न गुलाल सु नेंनकी ज्वालहें, अंग अबीर विभूत चढायें ।
केसर ओर गुलाबके रंग न, गंग तरंग उमंग बहायें ॥
गाय धमार न बीर कुलाहल, बीन बजें डफ डौंरु बजायें ।
धीरज चिंत प्रबीन धरो ऋतुराजके रूप पशूपति आयें ॥ ११ ॥

**અર્થ**–આ ગુલાલ છે? નહિ આતો ત્રીજી આંખની અગ્નિજ્વાળા છે; આ કંઇ શરીરે અબીલ ચર્ચ્યું નથી, આતો ભસ્મ લગાવેલી છે; આ કંઇ કેસર કે ગુલાબનો રગ નથી–આતો ગંગાની તરગો મહા ઉમંગે કરી વેહેવરાવે છે; આ કંઇ ધમાર ગાતા નથી, આતો વિરોનો કોળાહળ છે; આ કંઇ બીન અને ડફ વાગતાં નથી, આતો ડમરૂ વાગે છે; માટે હે **પ્ર**વીણ! મનમાં ધીરજ રાખો, કારણ કે ઋતુરાજનું રૂપ લઇને, આ પશુપતિ–**મ**હાદેવજી આવ્યા છે. ૧૧

**सवैया**–पल्लवके तुररा जु धरे शिर, बेलि अखारेकि डोर बधांनी ।
मोर मधूकर कुंजन गुंजन, कोकिल मंत्र उचारत बानी ॥
बादी बसंत बियोगीपें डारत, मूठ गुलाल अबीर उडांनी ।
जीवन जंत्र प्रबीनको पत्र, बिलोकि बचे हम या जिय जांनी॥ १२ ॥

**અર્થ**—તરૂવરોના નવપલ્લવરૂપી તુરરા માથે ધર્યા છે, વેલરૂપી અખાડાની દોરી બંધાઈ છે, કુંજોની અંદરના ભ્રમરોના થતા ગુંજારરૂપી મોરલી વગાડે છે, કોયલ શબ્દોચ્ચારણરૂપી મત્રની ધ્વની કરીને, વસંતરૂપી બાજીગર, વિરહી ઉપર મુઠ્ઠા ભરી ભરીને અબીલ ગુલાલ ઉડાવે છે; વાસ્તે **પ્ર**વીણના પત્રરૂપી જીવન દોરીને દેખવાથીજ, આ પ્રાણ બચે છે એમ અમો જાણીએ છીએ. ૧૨

**सवैया**–रंभन थंभनमें दुपटी मिस, पत्रनके किरवांन पटीहें ।
जीव बिजोगिनके बोहोरावन, ब्याज गुलाब बजी चपटीहें ॥

फंदनहें बन ब्रंदन ऊपर कैतब कुंज लता लपटीहें ।
मिंत प्रबीन बिलोकतहि हम, चिंत बसंत बडो कपटीहें ॥ १३ ॥

**અર્થ**–કેળોના થાંભલાઓમાં, પાંદડાંના મસથી છૂપાવેલી આ તરવારની પટી છે. વીયોગીઓના જીવને વિકળ કરવાને ગુલાબની કળીઓ ફોડવાના મસથી આ ચપટી વાગે છે, વૃક્ષોના ઝુંડ ઉપર કુંજલતાઓ લપટાઇ છે, તે કપટરૂપી રથ બન્યો છે, અને હે મિત્ર પ્રવીણ! એમ મનન કરી જોતાં, અમને તો આ વસત બડો કપટી લાગે છે. ૧૩

**सवैया**–रंभन मंजर पुंछ फिरावत, मुंछ उशीरनकी फेहेरीहे ।
चंदन कुंद गुलाबन आंबन, सीत सुगंधनको लेहेरीहे ॥
ताल बडे फणिचक्र प्रबीनजू मिंत बिजोगनको केहेरीहे ।
आंनन ज्वाल गुलाल उडावत, ब्याल बसंत बडो जेहेरीहे ॥ १४ ॥

कोकिल भृंगन पुंग सुनी मलयाचल बिल्लहुतें उठि धायो ।
पल्लबकी रसना फरकावत, केसरको फुतकार उडायो ॥
नेंन गुलाब प्रसूंन सु खोलत, डोलत कुंजलता लपटायो ।
मिंत प्रबीन बिजोगि बिलोकत, ब्याल बसंत बयारहो आयो ॥ १५ ॥

चेलन चेलन केलनके डफ, बेलन सेलनसें लपटाये ।
पीत रते सित फुलसु चंदन, अंग चिता मकरंद[१] लगाये ॥
भृंग सु कोकिल शंखसि तें धुनि ले, शतपत्र अलेख जगाये ।
लूटे प्रबीन बिजोगिनके मठ, मिंत बसंत दिगंबर आये ॥ १६ ॥

**અર્થ**–જે કેળ્યોની મંજરીઓ રૂપી પુછને ફિરાવે છે, વાળારૂપી મૂછોને ફરકાવે છે, ચંદન–ડોલર–ગુલાબ અને આંબા ઇત્યાદિ શીતળ સુગંધની લેહેરી છે, ઊંચા તાડના પત્રરૂપી ફણિ ચક્ર ધર્યું છે; એમ હે મિત્ર પ્રવીણ! વિયોગીઓનો તો કેર કરનાર–મુખમાંથી ગુલાલરૂપી વિખ જ્વાળને ઉડાવતો આ વસંતરૂપી નાગ, મહા ઝેરી દેખાય છે. કોયલ અને ભમરાઓના શબ્દની મોરલી સાંભળીને, સાવ ચદનના–મલિયાચળ–પહાડના રાફડામાંથી ઉઠીને ધાઇ આવેલો, નવપલ્લરૂપી જીભને ફરકાવતો, કેસરના ચદનરૂપી ફુતકાર ઉડાવતો, ગુલાબના પુષ્પરૂપી આખને ખોલતો, અને ડોલતો ડોલતો કુંજની લતારૂપે તેમાં લપટાયેલો–હે મિત્ર પ્રવીણ! વિયોગીને વિલોકવા માટેજ, વસતના વાયુરૂપી આ નાગ આવ્યો છે કે, વનછાલને ધરવાવાળા ઘણાક શિષ્યોને જોડે લઇને, કેળના

૧ "મકરદ" ફુલના રસનુ નામ છે, પણ અત્રે "પુષ્પની રજ" એટલે પરાગ જોઇએ.

ડફને વગાડતો, વેલ્યોરૂપી શેલીથી લપટાયલો, પીળાં, રાતાં તથા ધોળાં ફુલોનું ચંદન અને પરાગ રૂપી ચીતાની વિભૂતી લગાવીને, ભમરા અને કોયલો રૂપી શંખને ફુંકતો, હાથમાં કમળ રૂપી ખપ્પર લઇને અલેખ જગાવતો, હે પ્રવીણ! એવો વિયોગીના મડને લુંટવા, આ વસંતરૂપી દિગંબર આવ્યો છે? ૧૪-૧૫

**सवैया**–मंजरके जु धरे तुररा कलिकानके खंजरसो अलबोहे ।
कोकिल कीर बजे हक बीर समीर सु तीरनको चलबोहे ॥
बाजें गुलाबनकी पिसतोल जु. पत्र पताकनको हलबोहे ।
एरि वसंत दहंत कहा उर, मिंत प्रबीन अजौं मिलबोहे ॥ १७ ॥
प्रौढ प्रभंजन वाज चढ्यो रति राज सु आज सिकार रमें ।
ताल सु पल्लव टीप बजावत, सून निशांन सिरो बनमें ॥
कोकिल हाक कलोल करे, ब्रछफंद लता प्रसरी मगमें ।
कैसें प्रबीन वियोगि बचें सस, भृंग दशो दिश स्वान भमें ॥ १८ ॥
मारुत मंद गयंद तुरी बन. नाद निशांन द्विरेफ धुनी ।
कोकिल कीर सु बीर कुलाहल, साध उठे चिहुंओर सुनीं ॥
आतससी मकरंद उडें नव, मंजरी सूरन सग्ग तनी ।
बेधन आये प्रबीन बियोगिकों, कामकि फोज बसंत बनी ॥ १९ ॥

**અર્થ**–એ વસંતે, ઝાડોનાં નવાંકુર રૂપી તુરરા ધર્યા છે, હાથમાં કળીઓનું ખંજર વેઠાય નહી એવું દુર્ઘટ બન્યું છે, કોયલ તથા પોપટની વાણીરૂપી રણ સંગ્રામને વિષે થતી શૂરવીરોની ગર્જનારૂપી હાલકો થાય છે, પવનરૂપી બાણો ચાલે છે, ગુલાબની કળીનું ફુટવું પીસ્તોલના અવાજ પેઠે થાય છે, પાંદડાંનું હાલવું, તે ધજા પતાકાનું ફરકવું છે, અરે !સત! શું કરવાને તું હૃદયને દહે છે? અમારે તો પ્રવીણને હજુ મળવું છે. માહા પ્રૌઢ વાયુરૂપી અશ્વ ઉપર સ્વાર થઇને, રતિરાજ–મનમથ–કામદેવ આજ સિકાર ખેલે છે. ત્યાં તાડપત્રરૂપી ટીપ વાગે છે, નભ રૂપી થંડા નિશાનને ફેરવે છે. કોકિલા રૂપી આખેટીઓ–શબ્દો રૂપી ગર્જના કર છે, રસ્તે રસ્તે ચારે તરફ, ઝાડોની લતાઓ રૂપી ફંદો પસરી ગયા છે, અને સઘળી–દશે દિશાઓમા, ભ્રમરો રૂપી સ્વાન કુતરા રખડે છે, તો હે ચતુર! વિયોગી રૂપી સસલું કેમ બચે? મંદ વાયુરૂપી હાથી, વનરૂપી ઘોડા, ભમરાના ગણગણાટ રૂપી નોબતો, કોયલ અને પોપટના શબ્દોરૂપી વીરોનો કોળાહળ સાંભળી, સઘળી તરફનાં જનાવરો અચાનક ચમકે છે, પુષ્પરજ રૂપી આતસબાજી ઉડે છે, નવી મંજરીઓરૂપી શૂર પુરૂષોએ ઉઘાડી તરવારો તાણી છે, એમ હે પ્રિય પ્રવીણ! વિયોગીને વેધવાને આ રતિરાજ–કામદેવનું લસ્કર, વસંતરૂપે બનીને ચઢી આવ્યું છે. ૧૭-૧૯

**सवैया**–रंग अनंगके खेल गये अरु, बेल गई तर फूल प्रकासी ।
कोकिलको कल जोर गयो अरु, भौंरन सोर गयो सुख रासी ॥
कुंज कुलाहल कीर गयो अरु, धीर समीर गयो सुभ बासी ।
येहो प्रबीन बसंत गये हियतें, न गई मधु पुरनमासी ॥ २० ॥

**અર્થ**–તરેહ તરેહના રંગથી રમવાનું ગયું, કામક્રીડાના ખેલ ગયા, વેલ્યો અને વૃક્ષોનાં પુષ્પોનો પ્રકાશ ગયો–અર્થાત્ તેઓ બિચાઈ ગયાં, કોયલના સુંદર સ્વરનું ગાયન મંદ થયું અને સુખના ભોર–ઓવરૂપી ભમરાનો શોર ગયો, કુંજોમાં થતો પોપટનો કોળાહળ ગયો, તથા સુખરાશી અને મંદ મંદ લહેરોથી વાતો વાયુ પણ ગયો, એવી રીતે હે પ્રવીણ! આ વસંત ઋતુ ગુજરી તોય આ અમારા હૈયામાંથી હજી મધુ–વસતની પૂર્ણમાસી (હોળી) ગઈ નથી. ૨૦

**सवैया**–आले उशीर दरीच झरोखन, बागनमें चिहुंओर फुवारे ।
सेज प्रसून प्रसूनके भूखन, चेल परेच गुलाब भिंगारे ॥
धीर समीर सुरंज श्रवें कन, मांनों महेश जटा जल झारे ।
ऐसे निदाघके बासरमें इत, आओ प्रबीन हमे हिय प्यारे ॥ २१ ॥

**અર્થ**–સુંદર વાળાની તટીઓ ઉપર પાણી છાંટી ઝરોખામાં ટાંગી છે, બાગની અંદર ચારે દિશાએ ફુવારા ઉડી રહ્યા છે, પુષ્પની સુખ શય્યા, પુષ્પનાં આભૂપણ તથા બેહેકતા ગુલાબજળમાં ઝબોળી કાઢેલાં લુગડાં અને ચક રાખેલા છે, મંદ મંદ વાયુની લહેરોથી પાણીની સુરંગમાંથી જળ કણ ઝરે છે,–તે જાણે મહેશની જટામાંથી પાણીની રજ ઝરતી હોય તેમ લાગે છે, એવા મનોહર ગ્રીષ્મ ઋતુના દિવસોમાં, હે અમારા હૈયાના પ્યારા મિત્ર પ્રવીણ! આંહી આવો. ૨૧

**कवित्त**–दिशि दिशि दाये सो बिभूति लाये अंग अंग ।
गिरिराज आये आये बैठे बिप्र बरनीं ॥
समीध बनायें बन, उपबनके मिलाये ।
आज्यको समाज लूक पोंन श्रवा झरनी ॥
मारतडकी मयूख, लागी दिव मंड ज्वाल ।
धूमकी उमंड देखयत गो धूमरनी ॥
मुनि मेंन बिहीं जन चर कर होमतहे ।
पावक प्रबीनजू प्रचंड कुंड धरनी ॥ २२ ॥

**અર્થ**—દિશાઓને વિશે પ્રગટેલા દાહની વિભૂતીને, અગ અગમાં લગાડી લાવીને મહા ગિરિરાજ રૂપી બ્રાહ્મણો આવી આવીને વરૂણીમાં બેઠા છે, તે વન ઉપવનની સમીધ બનાવી અને ભેગાં કરી, લુ રૂપી ઘીના વાયુરૂપી શરવા રેડયા કરે છે, સૂર્યની ઝાળો દીવ મંડળ સૂધી જવા લાગી છે, ધુમ-ધરતીની ધુંવર રૂપી યજ્ઞના ધૂમાડાના ગોટા બધે ગોટાયલા છે, ધરણીરૂપી મહત્ત કુંડમાં પ્રવીણ રૂપી અગ્નિનું સ્થાપન કરીને તેમાં રતિરાજ રૂપ મુનિ-વિરહીરૂપી ચરૂ કરીને, હોમે છે. ૨૨

**दुहो**—चरचा सागर मिंत किय, लिखित प्रबीन बनाय ।
सो बसंत ग्रीषम दशा, बर्नन दियो सुनाय ॥ २३ ॥

**અર્થ**—મહારાજા રસસાગરે મિત્રોથી ચર્ચા કરીને, પછી તે બનેલી બીનાનો જે પત્ર પ્રવીણ ઉપર લખી મોકલ્યો, તે વસંત અને ગ્રીષ્મની દશાનું વર્ણન સંભળાવ્યું. ૨૩

**गाथा**—बिरह दशा बसंते, सागर बिदित लिखित परबीनं ।
इकतालीश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ २४ ॥

**અર્થ**—વસંતની વિરહની દશા, જે રસસાગરે પ્રવીણ પ્રત્યે વિદિત કરી, તે સંબંધી પ્રવીણ સાગર ગ્રંથની એકતાળીસમી લેહેર સંપૂર્ણ થઈ. ૨૪

इति श्रीप्रबीनसागरे ग्रीष्म विरह वर्णन नामनी एकतालीशमी लहेरनी रसपूर्णा टीकानो एकचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૨ મી.

## વર્ષા વિરહ.

**सोरठा**—पावस बिरह प्रबीन, बीती सो बरनों दशा ।
कुसुमसु चरचा कीन, सोय लिखी सागरसु प्रति ॥ १ ॥

**અર્થ**—પાવસ ઋતુમાં પ્રવીણની જે વિરહ દશા વિતિ અને તે કુસુ-માવલી સાથે ચર્ચા કરીને સાગર ઉપર લખી મોકલી તેને વર્ણવું છું. ૧

**कबित**–बद्दर परेव बंधे, दद्दरन घोर डौंरू ।
चद्दर बिछाई हरी, हरताई धरकी ॥
तापर रच्योहे खेल, ब्याल करी कुंज बेल ।
बूढ कर श्रोंन गैल, गैल बुंद छरकी ॥
चातुकीके काग केकी, कुलके उलूक राग ।
बग गीध जाग जाग, किये पोंन भरकी ॥
बीज मुख ज्वाल साजी, चिनगे खद्योत राजी, ।
सागर बनाई घन, बाजी बाजीगरकी ॥ २ ॥

**અર્થ**–વાદળાંના પડદા બાંધ્યા, દેડકાંઓના ઘોર રૂપી ડમરૂ બજાવ્યું, નીલકાએલી ધરણી રૂપી લીલી ચાદર પાથરીને, તેના ઉપર ખેલ રચ્યો છે, તે એવો કે કુંજની વેલ્યો રૂપી સર્પ કર્યા, વરસાદમાં પ્રગટાતા લાલ જીવડા (ઇન્દ્રગોપ) રૂપી હાથમાંથી કાઢેલા લોહીના છાંટા રસ્તે રસ્તે છાંટયા; ચાતક રૂપી કાગ કર્યો, મોરના કુળના શબ્દ રૂપી ઉલુક–ઘુવડના રાગ કર્યા, અને બગલારૂપી ગીધ કર્યા તથા ઠેકાણે ઠેકાણે પવન રૂપી ભડકા કર્યા, વીજ–વીજળી રૂપી મુખ–ઝાળ– સજી, ખધોત–આગિયા જીવડા–રૂપી ચીનગારીઓ કરી; એ પ્રકારે હે **સાગર** ! ઘન–વરસાદ રૂપી બાજીગરે બાજીગરની બાજી રચી છે. ૨

**सवैया**–मोरन सोर न मोर बजे फणि, चक्र यहें न चढी सेहेरें ।
हे चपला न कला रसना फुत, कार न मारुतकी फेहेरें ॥
या चिनगे न खद्योतनके गन, बुंद न आननकी जेहेरें ।
हे न ब्रषा अहि मंडल सागर, लाये बिजोगिनिकों लेहेरें ॥ ३ ॥

**અર્થ**–આ કંઇ મોરનો શોર–બકવા નથી, અર્થાત્ એ તો મોરલી વાગે છે; આ કંઇ વર્ષાદના શેરડા ચઢ્યા નથી, એ તો ફણી–ચક્ર છે; આ કાંઇ ચપલા–વિજળી–નથી, એ તો રસના–જીભના–લબકારા થાય છે; આ કંઇ મારૂત–વાયુની–તરંગો નથી, એ તો ફુંફવાડા છે: આ કંઇ આગિયા ઉડતા નથી, એ તો ચીનગારીયો ઝરે છે; આ કંઇ મેઘના જળનાં બુંદ નથી, એ તો મ્હોનાં વિખ–ઝેરનાં બિંદુ છે; આ કંઇ મેઘમંડળે નથી, હે **સાગર**! એ તો નાગ સર્પોનું ટોળું છે; ને તે વિરહીણીઓને ઝેરની તરંગો લેવરાવવા લાવ્યા છે. ૩

**सवैया**–जोर भयो घन घोर चहू दिश, मोर चकोर भये उन साखी ।
दद्दर झील्हि डरांन लगे द्रुति, दांमिनि झार झकोरत झांखी ॥

**અર્થ**-દિશાઓને વિશે પ્રગટેલા દાહની વિભૂતીને, અગ અગમાં લગાડી લાવીને મહા ગિરિરાજ રૂપી બ્રાહ્મણો આવી આવીને વરૂણીમાં બેઠા છે, તે વન ઉપવનની સમીધ બનાવી અને ભેગાં કરી, લુ રૂપી ઘીના વાયુરૂપી શરવા રેડયા કરે છે, સૂર્યની ઝાળો દીવ મંડળ સુધી જવા લાગી છે, ધુમ-ધરતીની ધુંવર રૂપી યજ્ઞના ધૂમાડાના ગોટા બધે ગોટાયલા છે, ધરણીરૂપી મહત્ત કુંડમાં પ્રવીણ રૂપી અગ્નિનું સ્થાપન કરીને તેમાં રતિરાજ રૂપ મુનિ-વિરહીરૂપી ચરૂ કરીને, હોમે છે. ૨૨

**दुहो**-चरचा सागर मिंत किय, लिखित प्रबीन बनाय ।
सो बसंत ग्रीषम दशा, बर्नन दियो सुनाय ॥ २३ ॥

**અર્થ**-મહારાજા રસસાગરે મિત્રોથી ચર્ચા કરીને, પછી તે બનેલી બીનાનો જે પત્ર પ્રવીણ ઉપર લખી મોકલ્યો, તે વસંત અને ગ્રીષ્મની દશાનું વર્ણન સંભળાવ્યું. ૨૩

**गाथा**-बिरह दशा बसंते, सागर बिदित लिखित परबीनं ।
इकतालीश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ २४ ॥

**અર્થ**-વસંતની વિરહની દશા, જે રસસાગરે પ્રવીણ પ્રત્યે વિદિત કરી, તે સંબંધી પ્રવીણ સાગર ગ્રંથની એકતાળીસમી લેહેર સંપૂર્ણ થઈ. ૨૪

**इति श्रीप्रबीनसागरे ग्रीष्म विरह वर्णन नामनी एकतालीशमी लहेरनी रसपूर्णा टीकानो एकचत्वारिंशस्तरंगः ॥**

# લહેર ૪૨ મી.

## વર્ષા વિરહ.

**सोरठा**-पावस विरह प्रबीन, बीती सो बरनों दशा ।
कुसुमसु चरचा कीन, सोय लिखी सागरसु प्रति ॥ १ ॥

**અર્થ**-પાવસ ઋતુમાં પ્રવીણની જે વિરહ દશા વિતિ અને તે કુસુ-માવલી સાથે ચર્ચા કરીને સાગર ઉપર લખી મોકલી તેને વર્ણવું છું. ૧

कबित–बद्दर परेव बंधे, दद्दरन घोर डौंरू ।
चद्दर बिछाई हरी, हरताई धरकी ॥
तापर रच्योहे खेल, व्याल करी कुंज बेल ।
बूढ कर श्रोंन गैल, गैल बुंद छरकी ॥
चातुकीके काग केकी, कुलके उलूक राग ।
बग गीध जाग जाग, किये पोंन भरकी ॥
बीज मुख ज्वाल साजी, चिनगे खद्योत राजी, ।
सागर बनाई घन, बाजी बाजीगरकी ॥ २ ॥

અર્થ–વાદળાંના પડદા બાંધ્યા, દેડકાંઓના ઘોર રૂપી ડમરૂ બજાવ્યું, નીલકાએલી ધરણી રૂપી લીલી ચાદર પાથરીને, તેના ઉપર ખેલ રચ્યો છે, તે એવો કે કુંજની વેલ્યો રૂપી સર્પ કર્યા, વરસાદમાં પ્રગટાતા લાલ જીવડા (ઇન્દ્રગોપ) રૂપી હાથમાંથી કાઢેલા લોહીના છાંટા રસ્તે રસ્તે છાંટયા; ચાતક રૂપી કાગ કર્યા, મોરના કુળના શબ્દ રૂપી ઉલુક–ઘુવડના રાગ કર્યા, અને બગલારૂપી ગીધ કર્યા તથા ઠેકાણે ઠેકાણે પવન રૂપી ભડકા કર્યા, બીજ–વીજળી રૂપી મુખ –ઝાળ– સજી, ખદ્યોત–આગિયા જીવડા–રૂપી ચીનગારીઓ કરી; એ પ્રકારે હે સાગર ! ઘન–વરસાદ રૂપી બાજીગરે બાજીગરની બાજી રચી છે. ૨

सवैया–मोरन सोर न मोर बजे फणि, चक्र यहें न चढी सेहेरें ।
हे चपला न कला रसना फुत, कार न मारुतकी फेहेरें ॥
या चिनगे न खद्योतनके गन, बुंद न आननकी जेहेरें ।
हे न ब्रषा अहि मंडल सागर, लाये बिजोगिनिकों लेहेरें ॥ ३ ॥

અર્થ–આ કંઇ મોરનો શોર–બકવા નથી, અર્થાત્ એ તો મોરલી વાગે છે; આ કંઇ વર્ષાદના શેરડા ચઢયા નથી, એ તો ફણી–ચક્ર છે; આ કાંઇ ચપલા –વિજળી–નથી, એ તો રસના–જીભના–લબકારા થાય છે; આ કંઇ મારૂત–વાયુની–તરંગો નથી, એ તો ફુંફવાડા છે; આ કંઇ આગિયા ઉડતા નથી, એ તો ચીનગારીયો ઝરે છે; આ કંઇ મેઘના જળનાં બુંદ નથી, એ તો મ્હોનાં વિખ–ઝેરનાં બિંદુ છે; આ કંઇ મેઘમંડળ નથી, હે સાગર! એ તો નાગ સર્પોનું ટોળું છે; ને તે વિરહીણીઓને ઝેરની તરંગો લેવરાવવા લાવ્યા છે. ૩

सवैया–जोर भयो घन घोर चहू दिश, मोर चकोर भये उन साखी ।
दद्दर झीलि डरांन लगे द्युति, दांमिनि झार झकोरत झांखी ॥

सीत समीर भ्रमावतहें मन, काम कठोर कमी नहिं राखी ।
सागर आग लगीं इतने पर, चातुकनें बहुरो धुनि भाखी ॥ ४ ॥

**અર્થ**—ચારે તરફ વરસાદનું જોર વધી જવાથી ઘનઘોર અંધકાર થઇ રહ્યું, અને તેના મોર, તથા ચકોર પક્ષી સાક્ષી થયા. તેવામાં દેડકાં તથા તમરાં ડરાવવા—બિવરાવવા લાગ્યાં; દામિનિ—વિજળીના પ્રકાશ રૂપી ઝાળ, ઝબકારા કરવા લાગી; વળી અધૂરામાં પૂરૂં શીતળ વાયુની લેહેરો મનને ભમાવવા લાગી, હવે તો કઠોર હૃદયના રતિનાથ—કામદેવ કાંઇ કમીના રાખી નહીં—તેથી હે **સાગર**! વિરહરૂપી આગ સળગી છે, તે ઉપર વળી ચાતુકે પિયુ પિયુની ધ્વની ઉચ્ચારી સંભળાવી, તેથી ઘણીજ આગ પ્રગટી છે. ૪

**सवैया**—भारि भयो घन घोर चहू दिश, ओर घटा उमडी अति कारी ।
कारि निशा अँधियारि तिही महिं,दीपति दामिनिकी उजियारी ॥
थारि समे सुनि मोरनकी धुनि, कंपत लंपत प्रान अटारी ।
टारि टरे न यहें बिधना गति, सागर पीर सनेहकि न्यारी ॥ ५ ॥

**અર્થ**—વર્ષાદ ઘોર અંધગંધ થઇ ચડી આવ્યો અને વાદળાંઓની પણ કાળી ઘટાઓ ઉમટી આવી—ચો તરફ કાળી—સીહા રાત થઇ ગઇ; જે મધ્યે દામિની—વિજળીનું અજવાળું દીપવા લાગ્યું. એ વખતે મોરની ધ્વની સાંભળી, પ્રાણ અટારીમાં લપટાઇને કંપે છે. હે **સાગર**! એ વિધિના ટાંકેલા લેખ ટાળ્યા ટળે નહીં—એ પ્રીતિની પીડા કંઇ ઓરજ છે! ૫

**सवैया**—इंद्र घटाकि छटाकि चटा, बिटपी व्रतती छिति छावनकी ।
पात्रुक चात्रुक झिल्लिन अल्लिन, भेकन केकन गावनकी ॥
सागर सारस कोकिल सूर, मराल शशी मुरझावनकी ।
जावनकी महाराज बजी, बिरहानकि नोबत आवनकी ॥ ६ ॥

**અર્થ**—મેઘની ઘટાની, તડિત, જે વિજળી, તેના ઝબકારાની, પૃથ્વીમાં વૃક્ષ વેલાઓ છાવવાની, પોપટ—બપૈયા—તમરાં—ભમરા—દેડકાં, તથા મોરને ગાવાની, સાગર, જે સમુદ્ર, તેને, સારસને, કોયલને, સૂર્યને, હંસને અને શશી—કહેતાં ચંદ્રને, અમુઝાવાની, મહારાજા શ્રીને જાવાની, તથા વિરહને આવવાની—નોબત ગરગડી—વાગી રહી છે. ૬

**सवैया**—छावन जोग उपावन गावन, मोर जिवावन भेकन जानी ।
घोर घटा बन वेल बढावन, धावन पोंन चढावन पानी ॥
सागर नेह नभावन पावन, श्रावन आवनकी नहि ठानी ।
तीजमें बीजहुकी चमकावन, बीजमें तीज ज्यु रावरी बानी ॥ ७ ॥

**અર્થ**—જોગને છાવનારી, ગાયનને પેદા કરનારી, મોરને (અર્થાત્ મને) તેમ દેડકાંને જીવાડનારી—આયુષદોરી જેવી, આકાશમાં ચઢેલી મેઘની કાળી ઘટાને તથા વનલતાઓને વધારનારી, પવનને દોડાવવાવાળી, તેમ પાણીને ચઢાવનારી, હે **સાગર**! પાવન કહેતાં શુદ્ધ સ્નેહને નભાવનારી, **પ્રવીણ**માં આવી નહીં, તેમ વિજળીને ચમકાવનારી ત્રીજ (કાજળી)માં પણ, બીજમાં ત્રી-જ એટલે પાંચમ—અર્થાત્ પંચમ સ્વર જેવી આપની વાણી, આવી નહીં—એ-ટલે સંદેસો પણ આપે મોકલ્યો નહીં. ૭

**सवैया**—गहिरान घटानकि डाक बजें, तडिता तरशूलनसी दरसे ।
शुक चातुक दादुर मोर सबे, गन बीर धसे धुरबा धरसें ॥
हरिनंद निकंद करे जबही, तबही सरसों तुव शंकरमें ।
बिरही तन ताप मिटावनको दुख, रे घन क्यों न उतें बरसे ॥ ८ ॥

**અર્થ**—મહા ગંભીર શબ્દથી ગરગડાટ કરતા, વર્ષાદની ઘટાનાં ડાક વાગે છે, વિજળી ત્રિશૂળસી દિસે છે, પોપટ—બપૈયા—દેડકાં તથા મોર આદિ સર્વે દુતો અને વાદળીઓરૂપી શુરવીરો, ધરા—પૃથ્વી ઉપર ધસી આવે છે ખરાં, પણ હે ભારે ગર્જનાવાળા મેઘ! ત્હારે તું હરિનંદન જે **કામદેવ**, તેને નિ-કંદન—મૂળથી ઉખેડી નાખે તોજ **શ્રીશંકર** જેવો મહત્ત ગણાય! વિરહી માણસોનાં તન—તાપ તેમ ચિત્તમાં થતી પિડાને મટાડવા, હે દુઃખદ મેઘ! તું ત્હાં કેમ વરસતો નથી.? ૮

## कवित्त.

धुरवा धरा धसांने, बेली बन लपटांने; सुरराज चापतांने, बूढ दरसाईहें ।
बादरान छांन लागे, भांनको छपांन लागे; दादुरा डरांन लागे, केकी धुनि गाईहें ॥
चातुकी उचार बांनी, घटाघोर गहरांनी; घनबीज चमकांनी, दंपति सुहाईहें ।
दर्स बिन रावरे, बियोगी जन बावरे; हे एहो इत आओरे, असाढ रितु आईहें ।९।

**અર્થ**—પાણી (વર્ષાદ) ના ધોરીયા જમીન ઉપર ધસી આવ્યા, વનવેલ્યો ઝાડોથી લપેટાઇઓ, સુરરાજ—ઇંદ્રે પોતાનું રંગીન ચાપ ચઢાવ્યું, ઇંદ્રગોપ અ-ને તેવા લાલ જીવો દર્શાવવા લાગ્યા, આકાશમાં વાદળાં છવાઇ—ખપરાઇ, સૂર્યને છુપાવવા—ઢાંકી નાખવા લાગ્યાં, દેડકાં ડરાંઉ ડરાંઉ ઉચ્ચરવા લાગ્યાં, મોરો ટ્હેકાર કરી ગાવા લાગ્યા, બપૈયા સુંદર સ્વરથી પિયુ પિયુ બોલવા લાગ્યા, મેઘની શ્યામ ગહરી ઘોર ઘટાઓ પથરાવા લાગી, મેઘાડમ્બરમાંથી વિજળી ઝબકવા લાગી, દંપતી—સ્ત્રી પુરૂષનું જોડું, શુહાવા લાગ્યું, આવા મનોહર અને રઢિયાળા સમયમાં, આપનાં દર્શન વિના, વિયોગી જન બહાવરાં બની ગયાં

છે, તો હે રાજન! આંહી આવોરે આવો! કારણ કે અષાઢ મહિનાની ઋતુ આવી છે. ૯

सवैया–बदरहे सु बनें छबि अंबर, दद्दर नूपुर घूघुर बाजन।
घोर घनों सु म्रदंगनकी धुनि, बीज छटा सु गटानकि साधन॥
पंत बनीं बक मोतिनके गन, चातुक कीर मयूर अलापन।
पातर रूप बनाय घटा, बरषो उत ज्ञायके सागर आंगन॥ १०॥

અર્થ–જે વાદળાં છે તે તો વસ્ત્રની છબિરૂપ બનિ ગયાં છે, દેડકાંના શબ્દોરૂપી નેપુરની ઘુઘરીઓ ગાજે છે, ઘોર મેઘના ગડગડાટરૂપી મૃદંગ-ની–પખાજની ધ્વનિ થાય છે, વિજળીના છટાદાર ઝબક ઝબક થતા ચમકારા-રૂપી પુષ્પના ધટ્ટ દડા ઉડાવવાનું સાધન થયું છે, સફેત બગલાની હારરૂપ મોતીના દાણા રાખ્યા છે, ચાતક, પોપટ તેમજ મોરના શબ્દરૂપ મધુર રાગ ગુંટી ગુંટી ગવાય છે, તો હે વર્ષાદ! તારી ઘટાને પાતર–નાચનારી બનાવીને, ત્હાં મહારાજા સાગરના આંગણામાં જઇને વરસ અર્થાત્ નાચ. ૧૦

सवैया–व्यालन ज्यों चुप व्हैके रही सुनि, मोरनकी जु भयानक भाषा।
पौन झरी फहरी तिनसें यह, प्रांन भयोहे निवात पताखा॥
घोर घटा गरजें बरषे तन, सूकगयो ज्यों जवासन शाखा।
सागर दामिनिके दुतिसें, छतियांनमें होयगईहें शलाखा॥ ११॥

અર્થ–મોરની બિહામણી ભાષા સાંભળી, નાગણીની માફક ચુપ થઇ રહિ છું, વાયુની ઝડી ફેલાઇ તેનાથી આ પ્રાણ, દેવાલયની પતાકારૂપી થઇ ગયો છે, કાળી અને ભારે વર્ષાદની ઘોર ઘટાઓ, ગર્જનાથી વર્ષે છે તેથી આ તન જવાસાની શાખારૂપ સૂકાઇ–કરમાઇ ગયું છે, હે સાગર! દામિની–વીજળીની કાંતિથી આ છાતીમાં શલાકા થઇ ગઇ છે. ૧૧

सवैया–चपला नहिं ज्वालमुखी चमके, अरु धूम धसें धुरवा धरसें।
वधु इंद्र अँगारनकी छबिहें, जगनूं चिनगारनसें सहसें॥
इन दंपति चाहे चकोरन ज्यों, सुबियोगनि दाह तहें तरसें।
जितही जित घोर घटा बरसें, तितही तित पावकसो दरसें॥ १२॥

અર્થ–આ ચપલા–વીજળી નથી એ તો બળતા પહાડના ચમકારાનો પ્રકાશ છે; આ કંઇ વર્ષાદની ધૂમ ધરા–પૃથ્વી ઉપર ધસી નથી આવતી, એ તો ગોટાઇ ગોટાઇને ધુંમાડાના ગોટ ધસી આવે છે; આ કંઇ લાલ ઇંદ્રગોપ નથી, એ તો ધગધગતા અંગારાની છબી છે; આ ઉડતા આગિયા, તણખા જેવા દિ-

સે છે, એને આ ચકોર પક્ષી નર અને માદા બંને ચાહે છે, તે તરૂવર–વૃક્ષની માફક, વિજોગણીને દહે છે; એમ જહાં જહાં વર્ષાદની ઘોર ઘટા વર્ષે છે, ત્હાં ત્હાં અમને દેવતા માફક જણાય છે. ૧૨

**कवित**–घाट घाट दादुरा सो, बाट बाट बोलतहें ।
बन बन मोर सोर, घन घन बिज्जुरी ॥
दिश दिश धुरवा सो, धसि धसि धावतहें ।
गिरि गिरि बार धार, झरी झरी उत्तरी ॥
जग जग जगनू सो, डग डग ऊडतहें ।
झिन झिन झिल्ली धुनि, बन बन उच्चरी ॥
पीय पीय हरि बानी, जीय जीयबो निराश ।
सागर बियोगिनी बिलखत ब्रहा भरी ॥ १३ ॥

**અર્થ**–ઘાટે ઘાટેનાં દેડકાં, જેઓ વાટે વાટે બોલે છે, વને વને મોરોના બોલવાનો ટેહકાર થાય છે, વર્ષાદની ચઢી આવેલી ઘટાએ ઘટાએ, વિજ્ળી ચમકારા કરે છે, દિશાએ દિશાએ ધુરવા દોડી દોડીને ધસી આવે છે, ડુંગરે ડુંગરે મેઘના બુંદોની ધારાઓ ઝરી ઝરીને ઉતરે છે, જગાએ જગાએ ચળકાટ મારતા આગિયાઓ, ડગલે ડગલે ઉડે છે, વન વન પ્રત્યે તમરાંના શોરની ધ્વની થાય છે, "પિયુ પિયુ" એવી બપૈયાની સુંદર વાણીથી જીવવાની બાબતમા જેનો જીવ નિરાશ થઇ ગયેલો છે, એમ હે **સાગર**! અંગમાં ભરેલા વિરહના દુઃખથી ટળવળતી આ જોગણી વિલખે છે. ૧૩

**सवैया**–प्रातहुतें मुरझात गयो दिन, सांझ भये घन घोर अराधी ।
दांमिनि देखि डरी जगनू जारि, सोइ गई गहि मिंत समाधी ॥
राउरे चाह चमंक उठी फुनि, बाउरि होय बिभावरि आधी ।
सागर कौंन घरी सुखकी इत, चातुक नें बहुरो धुनि साधी ॥ १४ ॥

**અર્થ**–પ્રભાતથીજ અકળાઇ અકળાઇને, દિવસ જેમ તેમ ગુજાર્યો. સાંઝ પડી કે વર્ષાદની ઘોર ઘટાઓ અંધરાઇ. તેમાં થતા વિજળીના ચમકારા દેખી બ્હીધી, ઢળી પડી; ને આગિયા દેખી જરી-બળી, ત્યાં તો મિત્રની સમાધી ગ્રહીને સુઇ ગઇ, તે પાછી મધરાત્રે, આપની ચાહનાથી બહાવરી બની ચમકી ઉઠી. હે **સાગર**! એમાં કયી ઘડી સુખની આવી છે (અર્થાત્ સર્વે કાળ દુઃખમાં જાય છે) તેમાં વળી આ બપૈયો પિયુ પિયુ એવો અવાજ કરી અતોલ દુઃખ દેય છે! ૧૪

**कवित**—झमकी झिंगोर झिल्ली, तमकी सु बक पंत ।
चमकी खद्योत जोत, दमकी दमन घन ॥
निपटी अंधारी निश, झपटी समीर सीत ।
कपटी न आये मिंत, लपटी लतन बन ॥
डहकी अनेक भेक, गहकी मयूर गन ।
चहकी पपीहा धुनि, ब्रहकी दहन तन ॥
सवही समांन आज, भए दुख दांनमेरे ।
कीजियें उपाय आय, सागर अटन मन ॥ १५ ॥

**અર્થ**—ઝણઝણાટ કરતાં તમરાં બોલવા લાગ્યાં, બગ પંક્તિ તબકવા લાગી, આગિયાની જ્યોત પ્રકાશવા—ચમકવા લાગી, અંધારી ઘોર વર્ષાદની ઘટાઓમાં દામિની દમકવા—ઝબકવા લાગી, કાળી—સીહા—ઘોર અંધારી રાત ભેટવા માંડી, શીતળ અને સુંદર પવનની લહેરો ઝપાટા મારવા મંડી, વનમાં લતાઓ લપટાવા લાગી, આટ આટલુ છતાંય, હેજી કપટી મિત્ર આવ્યા નહીં. ઘણાંક દેડકાં ડરાંઉ ડરાંઉ બોલવા લાગ્યાં, મોરોનાં ટોળાં શોક કરવા લાગ્યાં, બપૈયાઓ ધ્વનિની ચિસો પાડવા લાગીને વિરહી જનનાં તનને દહન કરવા લાગ્યાં, એ સર્વે વર્ષાદનો સામાન આજ મ્હારે દુઃખદ નિવડયો છે તો હે **સાગર**! અહીં આવીને શુદ્ધ મનથી કાંઇ ઉપાય કરો. ૧૫

## सवैया.

कुरती नवरंग बनें बदरां धुज, इंद्र धनूं फहरें नभ अद्धे ।
परगाह सु गाज बजे गन केकन, चातुक बांसुरिके सुर सद्धे ॥
धुरवा सु तुफंगन आग छटा धूनि, दादुर झिल्लि कवाद अरद्धे ।
बिरही जनके मनके गढ ऊपर, बारद गारदके ब्रज बद्धे ॥१६॥

**અર્થ**—નવરંગી વાદળારૂપ કુદરતી પોશાક બનાવેલો છે, નભની મધ્યે તણાયલા ઇંદ્રચાંપરૂપી ધ્વજા—પતાકા ફરકે છે, વર્ષાદના ગડગડાટરૂપ પડઘમ વાગે છે, મોરો તથા બપૈયાના ઉચ્ચારરૂપ બંસરી—બ્યુગલના સુર સંધાય છે, વર્ષાદની ધુરવારૂપ બંદુક અને જંજીરો છૂટે છે, વીજળીરૂપ આગ લાગી છે, દેડકાં તથા તમરાંના ઉચ્ચારણરૂપ કવાયત સધાય છે, એ પ્રકારે વિરહી જનના મનરૂપી ગઢ—કીલ્લા ઉપર. મેઘે, સિપાઇઓનાં જુથ્થ રાખેલાં છે. ૧૬

**सवैया**—झांखि झरोखनमें चढि चांदनि, पाय धमंक धमंक धरें ।
त्रोरि भई त्रदरांन त्रिलोकत, मेघ झमंक झमंक झरें ॥

मोरन सोर सुनें अंखिया जल, बुंद ठमंक ठमंक परें।
सागर लाग सहेलिनके गर, चंत चमंक चमंक मरें ॥ १७ ॥

**અર્થ**–ધમ ધમ ધમકારો કરતી ઝરોખે ચડીને ચાંદની જોઇ, ત્યાં વાદળાંને નિહાળી મ્હાવરી બની ગઇ ! કેમકે ઝરમર ઝરમર વર્ષાદ સ્રવે છે તથા મોરોનાં સોર સાંભળવાથી નેત્રમાંથી આંસુ–પાણીના બુંદ ઠમક ઠમક વહે છે, હે સાગર ! સખીને કંઠે લાગી–વળગીને–મનમા ચમકી ચમકી ઉઠુ છું. ૧૭

**सवैया**–बागन केकिन राग उचारत, लागत बांन बियोगन नारी।
घोर घटा चढिआई अटा, बिरहीन पटामें छटा सु कटारी ॥
पोंन घसें पुरवा धुरवा धर, दादुरवा सुरवा भय कारी।
श्रावनमें धन जीवनरे पति, संग सुरा भरि पीवनहारी ॥ १८ ॥

**અર્થ**–બાગોની અંદર મોરો જે રાગોનુ ગાન કરે છે, તે વિજોગણી નારીને તીર જેવાં ભોંકાય છે, ઘોર અંધારી વર્ષાદની ઘટા, મેહેલ ઉપર ચડી આવી છે, તેનાં વાદળાથી જે વીજળી ચમક ચમક ઝબકે છે, તે તો વિરહીનાં પેટ–ઉરમાં કટારી જેવા લાગે છે, પૃથ્વી ઉપર પૂર્વ દિશાનો પવન તથા ધુરવા ઘસે છે, અને દેડકાનો સુર થાય છે તે ઘણોજ ભયકર લાગે છે, આવા શ્રાવણ માસમાં તો, તે જીવનને ધન્ય છે કે જે પોતાનો સ્વામિ સંગે, સુરા–મદિરાના પ્યાલા ભરી ભરીને પીનારી છે. ૧૮

**कवित**–उठी घटा कारी यारी, लागत डरारी भारी।
गिरियें अटारीके, कटारी मार मरीयें ॥
बद्दरकी गाज मोर, दद्दर अवाज सुनि।
अंतको समाज साज, अगहींतें परियें ॥
बातही न कहीजात, ऐसें चित आत नित।
शंकर निवात जाय, निज घात करीयें ॥
बेर बेर टेरतहें, फेरहु न मिलो मीत।
सागरजू याते मन, मार पीन धरियें ॥ १९ ॥

**અર્થ**–ધનઘોર વર્ષાદની ચઢેલી શ્યામ ઘટાઓ ઘણીજ બિહામણી લાગે છે, માટે અટારીએથી પડતું મૂકીએ કે પછી પેટમાં કટારી મારીને મરીએ ! વાદળાંની ગાજવિજ, તેમજ મોર તથા દેડકાનો સોર બકોર સાંભળીને લાગે છે કે, હવે તો અંત વખતનો સામાન સજીને પર્વત ઉપરથી પડતુજ નાખીએ ! વાત કહી કહેવાઇ જતી નથી અને નિરંતર મનમા એમ થાય છે કે, શંકર સ્થાનકે

જઇને મસ્તક ઉતારી, કમળપૂજા કરીએ એટલે નીજઘાત કરીએ. વારે વારે કહીએ છીએ, પણ હે મિત્ર! ફરીને મળતાજ નથી, તેથી ચિત્તમાં આવે છે કે, હવે તો ગોળીને વિખ પીઇ લઇએ! ૧૯

## सवैया.

बद्दरके जु फनूंस किये मधि, दांमिनि दीपति दीप जगायें।
दद्दर घोर दशो दिश घूघुर, झिल्लिनके झनकार बजायें॥
चातुक बींन नबीन बजें बन, मोरन जंगल के सुर लायें।
इंद्र धनूं धनूं तीर समीरले, सागर मेघ सिकारिव्हे आयें॥ २०॥

**અર્થ**–વાદળાંરૂપી ફાનસ કરીને, તે મધ્યે તેજસ્વી વીજળીનો દિવો કર્યો, દશે દિશાએ દેડકાંનો ઘુરકાર તથા તમરાંનો ઝણકાર બજાવ્યો, અને ચાતક રૂપ વનમાં નવીન વિણા વાગે છે, તેમજ મોરો ટહેકાર કરીને જંગલના સુર સાધે છે, ઇંદ્રધનુષરૂપ ચાપ તથા વાયુરૂપી બાણ લઇને, હે **સાગર**! આ વર્ષાદ સિકારી બનીને આવ્યો છે. ૨૦

## सवैया.

क्वैला घटांनके आंन धरेहें, छटांनाकि ज्वालमुखी सु जगायें।
फुंक नरीन समीर झरी धुरवानके धूम दशो दिश धायें॥
इंद्र धनूष समांन समारि, पतंग पतंगनके जु उडायें।
कुंदन बांम बियोगनि तावत, सागर मेघ सुनारव्हे आयें॥२१॥

**અર્થ**–શ્યામ વાદળાંની ઘટાઓરૂપ કોયલા આણી રાખેલા છે, તેમાં વીજળીરૂપ જ્વાળામુખ જગાડયો–સળગાવ્યો છે, વાયુની ઝડીરૂપ ધમણની ફૂંકો ચાલે છે, અને રીંછડીઓરૂપી ધુમાડો, દશે દિશાએ દોડતા જાય છે, ઇંદ્રધનુષ રૂપી સમાણીથી સમારી ગોઠવીને આગિયારૂપ તણખાને ઉરાડે છે; એ પ્રકારે હે **સાગર**! વિજોગણ સ્ત્રીરૂપ કુંદનને તાવવાને, આ મેઘરૂપી સોની આવેલો છે. ૨૧

## सवैया.

परसें पुरवा धुरवा धरसें, धरसें बढि बेलि चढी तरसें।
तरसें चित चातुककें हरसें, हरसें द्युति दामिनि अंबरसें॥
बरसें घन घोर घटा झरसें, झरसें धुनि बाडत दादरसें।
दरसें बिन मित ब्रहा सरसें, सरसें दिन सागरजू परसें॥ २२॥

**અર્થ**–પૂર્વનો પવન અને મેઘના દ્વારા પૃથ્વીને પરસે–અડકે છે,

જમીનથી વેલ્યો વધીને ઝાડો ઉપર ચડે છે, તરસ્યા ચાતકોનાં ચિત્ત આનંદ પામે છે, આકાશમાંનાં વાદળાંમાંની ચળકાટ કરતી તેજોમય વીજળીયો હર્ષે છે, ઘનની અંધારી ઘટાઓ ઝડીથી વર્ષે છે, તેમજ ઝટાઓમાંથી દેડકાઓના ધ્વની વધી જાય છે, તેમ મિત્રને જોયા વગર વિરહ વધતો જાય છે-તેથી જે દિને **સાગર** આવીને મળશે તેજ દિવસ સરસ-ઉત્તમ અથવા ચડતો કેહેવાશે; જે દિવસે **સાગર**ને પરશીએ ભેટીએ-તેજ ઉત્તમ દિવસ ગણાશે. ૨૨

## सवैया.

तनसें बिरहा न बढेंगे तबेंही चढेंगे जबें बदरा घनसें ।
घनसें धुरवां निकलेंगे तबें अकुलेंगे नहीं जिय बूंदनसें ॥
दनसें निशसो दरसेंगो तबें सरसेंगो नहीं दुख दामिनसें ।
मनसें नहि जानहुगें मितवा कह, सागरजू कहिये तनसें ॥ २३ ॥

**અર્થ**-જે સમયે મેઘનાં વાદળાં ચડશે તે વખતે, તનમાં વિરહ વધશે નહીં; જહાં આકાશમાં છવાયલા વર્ષાદમાંથી ફોરા નિકળશે ત્હારે ખરતાં બુંદ દેખી જીવ અકળાશે નહીં, અને જ્યારે દિવસ, રાત્રિ સરખાં દિસશે ત્યારેજ વીજળી ઘણી પિડા કરશે નહીં, હે મિત્ર **સાગર**! જ્યારે તમે મનથી નહીં જાણો ત્યારે તનથી (મુખથી) શું કહીએ? ૨૩

**कवित्त**-वढी बन मंजरी सो नेहकों बढाय गई ।
बढेंगई लता ऐमें बिरहा बढेंगयो ॥
बारिद बिदाय भये, रीतहू न छांडी हम ।
चातुक चतुर सो तो, बांनी भेद देगयो ॥
अंबके तरंग अंब, अंबककों केगयोहे ।
जाहिर जवासा तन, झूरबो सो केगयो ॥
सागर सनेही बिन, वरषा बितीत भये ।
आयत अनील सो उसासको सिग्वेगयो ॥ २४ ॥

**અર્થ**-વનની મંજરિયો ચઢી, રે! તે તો નેહ-પ્રીતિને વધારી ગઈ, અને ફુલ લતા પણ વધી ગઇ. એ પ્રકારે વિરહ વધી ગયો. વર્ષાદ જતો રહ્યો તોય અમે વર્ષાઋતુને છોડી નહીં, ઘણો **પ્રવીણ**-ચતુર ચાતક હતો તે તો વાણીનો "પીયુ પીયુ" એવો ભેદ દઇ ગયો, જળની તરંગો-છોળ્યો હતી તે તો આંસુ-નીરની ધાર વહેવડાવવાનું નેત્રોને કહી ગઇ, તેમ વળી છડેચોક જવાસો પણ આ તનને ઝુરવાનું કહી ગયો, એ પ્રકારે હે, **સાગર**! એક સ્નેહી વગર

વર્ષાઋતુ વિતી પણ અનીલ જે વાયુ આવ્યો તે તો ઉસાસા ભરવાનુંજ શીખવી ગયો છે. ૨૪

**गाथा**—वन घन त्रिष बिल=सहियं, नहियं सहर नवंकुरं शाखा ।
दामनि पुह्प प्रफुल्ले, धारा धरिय झरिय मकरंदा ॥ २९ ॥
नव नीरद उल्लहियं, छहियं घटाघोर मोरारव ।
किं विर हणि दुख सहियं, कहियं पीय पीय कलिकंठा ॥ २६ ॥

**અર્થ**—સજલ ઘનરૂપી વન ખીલી-પ્રકાશી રહ્યું છે, ધુમાધુમ કરતી રીંછડીઓ રૂપી નવીન અંકુરવાળી શાખાઓ લચી પડી છે, વીજળિયો રૂપ ફુલ પ્રફુલ્લિત થયાં છે ને વરસાદની ધારા રૂપ પુષ્પ રસ ઝરવા લાગ્યો છે; નવ નીરદ-નવીન જળ આપનાર વર્ષાદ ઉલ્લાસીન થયો છે, કાળી ઘોર ઘટાઓ અને મોરોના ટઉકાર છવરાઇ ગયા છે, તેમજ બપૈયા 'પિયુપિયુ' ઉચ્ચરવા લાગ્યા છે, તે (આ) દુઃખને વિરહણી કેમ સહન કરી શકે? ૨૫-૨૬

**गाथा**—कच कादंबणि लसियं, घसियं नयण बरण धर धारा ।
स्वासा पवन प्रकासे, पावस होड बिरहणी पहियं ॥ २७ ॥

**અર્થ**—કેશરૂપી મેઘમાળા શોભા પામી, તેઓનાં આંસુરૂપ વર્ષાદની ધારા જમીન ઉપર ધસી આવી, શ્વાસરૂપી વાયુ પ્રકાશ પામ્યો, એમ વર્ષાદને અને વિરહણીને હોડ પડી. ૨૭

**गाथा**—घणह उमंडण समये, सौध सरेण बिरहणी बणियं ।
यंयं तण कण पहियं, तंतं बढे वारुणी ज्वाला ॥ २८ ॥

**અર્થ**—મેઘ ચઢી આવવાના વખતે સૌધ-મેહેલ (શિર) ઉપર વિરહણી બનીને ઉભી રહી, અને જેમ જેમ તન ઉપર પાણીનાં કણ પડે છે, તેમ તેમ પાણીમાં રહેતા અગ્નિના જેવી વિરહની જ્વાળા વધે છે. ૨૮

**दुहा**—गहरी घन गाजन पवन, दादुर बादुर देख ।
मोरन सोरनसें हियें, बिपति विशेष विशेष ॥ २९ ॥
बरषा बिरह प्रवीनकी, बरनी सह बिस्तार ।
भट्ट संग चरचा भई, सागर लिखें उदार ॥ ३० ॥

**અર્થ**—વર્ષાદની ગહેરી ગાજવીજ, વાહતો વાયુ અને દેડકાં તેમ વાદળોને દેખીને તથા મોરના સોરથી, હૈયામાં વિપત્તિ વધતી ને વધતી જાય છે. પાવસ ઋતુમાં પ્રવીણને વિરહ દશા સંબંધી જે કુસુમાવલી સાથે ચરચા [illegible] ते [illegible] सागरे [illegible] છે २९-३०

गाथा-बरषा बिरह प्रबीनं, बरनन चिंत दशा बिस्तारं ।
उभ चालिश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ ३१ ॥

અર્થ-વર્ષાઋતુમાં બાળા પ્રવીણના ચિત્તની વિરહ દશાના વિસ્તારથી વર્ણનવાળી પ્રવીણ સાગર ગ્રંથની બેતાલીશમી લહેર સંપૂર્ણ થઇ. ૩૧

इति श्री प्रवीनसागरे वर्षा विरह नामनी बेतालीशमी लहेरनी
रसपूर्णा टीकानो द्विचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૩ મી.

## વર્ષા વિજોગ.

दुहो-पठयो कलाप्रबीनपें, सागर चरचा मिंत ।
वह बर्नन वरषा बिरह, बरनों सबे ब्रतंत ॥ १ ॥

અર્થ-પાછળ કહ્યા પ્રમાણે રસસાગરે મિત્રોથી ચર્ચા ચલાવીને જે પત્ર કળા પ્રવીણ ઉપર પાઠવ્યો, તે વર્ષાની વિરહપિડાનું સર્વ વર્ણન વર્ણવું છું. ૧

सवैया-बद्दर घोर चढेंगें दशोदिश, दद्दर मोर सु सोर करेंगें ।
चातुक झिल्लवके सघहे रव, पल्लव कुंज लतांन भरेंगें ॥
अंबर फंद अनेक बिलोक, दिगंबर बृंद हिये हहरेंगें ।
धीर प्रबीन धरेंगें कही बिध, मिंत बियोगी हहा नमरेंगें ॥ २ ॥

तुंग उतुंग भये गिरिके हरि, बेलि तरंग तरब्बर फूलहि ।
दद्दर मोरन सोर भयो सरिता, सर संबर ढंपति कूलहि ॥
घोर घटांन अटांन छयो घन, साजि छटांन पटा घर झूलहि ।
कैसें प्रबीन बचें बिरही जन, अंबर देखि दिगंबर भूलहि ॥ ३ ॥

અર્થ-વર્ષાઋતુમાં ચોતરફથી શ્યામ વાદળાંની ઘોર ઘટાઓ ચડી આવશે, દેડકાં તથા મોર શોર કરશે, બપૈયા અને તમરાંના સુર વાધશે, કુંજોની લતાઓ પાંદડાંઓથી ભરપૂર બનશે, આકાશના તરેહ તરેહના અનેક ફંદને વિલોકી મહાન મુનિવરો પણ હૈયાથી હારી જશે, તો હે પ્રવીણ! કહો કે

વર્ષાઋતુ વિતી પણ અનીલ જે વાયુ આવ્યો તે તો ઉસાસા ભરવાનુંજ શીખવી ગયો છે. ૨૪

**गाथा**—बन घन बिष बिल=सहियं, नहियं सहर नवंकुरं शाखा ।
दामनि पुहप प्रफुल्ले, धारा धरिय झरिय मकरंदा ॥ २५ ॥
नव नीरद उल्लहियं, छहियं घटाघोर मोरारव ।
किं विर हणि दुख सहियं, कहियं पीय पीय कलिकंठा ॥ २६ ॥

**અર્થ**—સજલ ઘનરૂપી વન ખીલી-પ્રકાશી રહ્યું છે, ધુમાધુમ કરતી રીંછડીઓ રૂપી નવીન અંકુરવાળી શાખાઓ લચી પડી છે, વીજળિયો રૂપ ફુલ પ્રફુલ્લિત થયાં છે ને વરસાદની ધારા રૂપ પુષ્પ રસ ઝરવા લાગ્યો છે; નવ નીરદ-નવીન જળ આપનાર વર્ષાદ ઉલ્લાસીન થયો છે, કાળી ઘોર ઘટાઓ અને મોરોના ટઉકાર છવરાઇ ગયા છે, તેમજ બપૈયા 'પિયુપિયુ' ઉચ્ચરવા લાગ્યા છે, તે (આ) દુઃખને વિરહણી કેમ સહન કરી શકે? ૨૫-૨૬

**गाथा**—कच कादंबणि लसियं, धसियं नयण बरण धर धारा ।
स्वासा पवन प्रकासे, पावस होड बिरहणी पहियं ॥ २७ ॥

**અર્થ**—કેશરૂપી મેઘમાળા શોભા પામી, તેઓનાં આંસુરૂપ વર્ષાદની ધારા જમીન ઉપર ધસી આવી, શ્વાસરૂપી વાયુ પ્રકાશ પામ્યો, એમ વર્ષાદને અને વિરહણીને હોડ પડી. ૨૭

**गाथा**—वणह उमंडण समये, सौध सरेण बिरहणी बणियं ।
यंयं तण कण पहियं, तंतं बढे बारुणी ज्वाला ॥ २८ ॥

**અર્થ**—મેઘ ચઢી આવવાના વખતે સૌધ-મેહેલ (શિર) ઉપર વિરહણી બનીને ઉભી રહી, અને જેમ જેમ તન ઉપર પાણીનાં કણ પડે છે, તેમ તેમ પાણીમાં રહેતા અગ્નિના જેવી વિરહની જ્વાલા વધે છે. ૨૮

**दुहा**—गहरी घन गाजन पवन, दादर बादर देख ।
मोरन सोरनसें हियें, बिपति विशेष विशेष ॥ २९ ॥
बरपा विरह प्रवीनकी, बरनी सह बिस्तार ।
भट्ट संग चरचा भई, सागर लिखें उदार ॥ ३० ॥

**અર્થ**—વર્ષાદની ગહરી ગાજવીજ, વાહતો વાયુ અને દેડકાં તેમ વાદળાંને દેખીને, તેમ મોરના સોરથી, હૈયામાં વિપત્તિ વધતી ને વધતી જાય છે. એ પ્રમાણે કુંવરી પ્રવીણને વિરહ દશા સંબંધી જે કુસુમાવલી સાથે ચરચા થઇ તે [illegible] વર્ણવ્યા છે. ૨૯-૩૦

गाथा-वरषा विरह प्रबीनं, बरनन चिंत दशा बिस्तारं ।
उभ चालिश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ ३१ ॥

અર્થ-વર્ષાઋતુમાં બાળા પ્રવીણના ચિત્તની વિરહ દશાના વિસ્તારથી વર્ણનવાળી પ્રવીણ સાગર ગ્રંથની બેતાલીશમી લહેર સંપૂર્ણ થઇ. ૩૧

इति श्री प्रवीनसागरे वर्षा विरह नामनी बेतालीशमी लहेरनी
रसपूर्णा टीकानो द्विचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૩ મી.

## વર્ષા વિજોગ.

दुहो-पठयो कलाप्रवीनपें, सागर चरचा मिंत ।
वह बर्नन वरषा बिरह, बरनों सबे ब्रतंत ॥ १ ॥

અર્થ-પાછળ કહ્યા પ્રમાણે રસસાગરે મિત્રોથી ચર્ચા ચલાવીને જે પત્ર કળા પ્રવીણ ઉપર પાઠવ્યો, તે વર્ષાની વિરહપિડાનું સર્વ વર્ણન વર્ણવું છું. ૧

सवैया-बद्दर घोर चढेंगें दशोदिश, दद्दर मोर सु सोर करेंगें ।
चातुक झिल्लक्के सघहे रव, पल्लव कुंज लतांन भरेंगें ॥
अंबर फंद अनेक बिलोक, दिगंबर बृंद हिये हहरेंगें ।
धीर प्रबीन धरेंगें कही बिध, मिंत बियोगी हहा नमरेंगें ॥ २ ॥

तुंग उतुंग भये गिरिके हरि, बेलि तरंग तरब्बर फूलहि ।
दद्दर मोरन सोर भयो सरिता, सर संबर दंपति कूलहि ॥
घोर घटांन अटांन छयो घन, साजि छटांन पटा घर झूलहि ।
कैसें प्रबीन बचें बिरही जन, अंबर देखि दिगंबर भूलहि ॥ ३ ॥

અર્થ-વર્ષાઋતુમાં ચોતરફથી શ્યામ વાદળાંની ઘોર ઘટાઓ ચડી આવશે, દેડકાં તથા મોર શોર કરશે, બપૈયા અને તમરાંના સુર વાધશે, કુંજોની લતાઓ પાંદડાંઓથી ભરપૂર બનશે, આકાશના તરેહ તરેહના અનેક ફંદને વિલોકી મહાન મુનિવરો પણ હૈયાથી હારી જશે, તો હે પ્રવીણ! કહો કે

હવે કયી વિધિથી ધીરજ ધરશે ? આહાહા ! હે મિત્ર ! એથી વિયોગી કદી પણ મરશે નહીં ! મ્હોટા અને ઉંચા ગિરિવરોનાં શિખરો લીલાં થઇ ગયાં છે, વેલ્યો અને તેના વેલાઓથી આવર્તાયલાં તરૂવરો, સુંદર અને નાના પ્રકારના ફુલથી પ્રકાશી રહ્યાં છે, દેડકાં અને મોરનો શોર થાય છે, ન્હાનાં મોટાં સરોવર અને સરીતાઓએ જળથી કિનારાઓને ઢાંકી દીધા છે, એટલે છલકાવા લાગ્યા છે, વર્ષાદ અને વાદળાંઓની ઘોર ઘટાથી ઉચા મેહેલની અગાશિયો છવાઇ ગઇ છે, વિજળીને સજી મેઘની વરાઓ જમીન ઉપર ઝઝુમી આવીયો છે, કહો મિત્ર પ્રવીણ! આવા વખતના અબરને દેખી, વિરહી જન કેવી રીતે બચે ? જેના પ્રભાવથી મહાન મુનિવરો-દિગંબરો પણ ભુલ ખાઇ જાય છે, તો પછી અમારો તે શો આશરો ? ૨-૩

**कवित्त**-दुर दुर दादुरा, प्रबीनजू बसे यों कहें;
बन तन डोलत कहें कछू न कियबो ॥
पीय पीय चातुकी सो, बिषयों बदत बानी ।
धक धक जल धार, जपें प्रान जीयबो ॥
जन जन झिल्लिगन, कहेंना प्रकाश कछु ।
चप चप चपला उचारतहें रीयबो ॥
ब्रच्छ बेलि चढि चढि, बतावत हें मिंत राह ।
घोर घोर घटाके, अकार प्रेम पीयबो ॥ ४ ॥

**અર્થ**-દૂર દૂર-ડ્રાંઉ ડ્રાંઉ, એ પ્રકારે દાદુર બોલી બોલીને પ્રવીણ દૂર વસે છે એમ કહે છે, વનનાં ઝાડો તનથી ડોલી ડોલીને ડોલવા સિવાય અન્ય કરવું નહીં એમ કહે છે, 'પિય પિય' એમ શબ્દ કરીને વિખ પીઓ, વિખ પીઓ એવી વાણીથી ચાતકો બોલે છે, ધક ધકતી જળધારાના પાડ્યાથી, ધકધક પ્રાણથી, જપી જપીને જીવો એવું કહે છે, ઝણઝણ કરતાં તમરાંઓ દરેક જન પાસે કંઇ પ્રકાશ કરશો નહીં, એમ જણાવે છે, ચપ ચપ ચળકાટ કરતી ચપલા-વીજળી, ચુપ રહો ચુપ રહો, એમ ઉચ્ચારે છે, વેલ્યો ઝાડ ઉપર ચડી ચડીને મિત્રના માર્ગને બતાવે છે, અને ઘોર ઘોર ઘટાઓ તો ઘટાને આકારે પ્રેમને ઘોળી ઘોળીને પીઓ પીઓ એમ જણાવે છે. ૪

**सवैया**-घोर घटाके पटासें छटा, मनमथ्थ हु उद्दमकी दमके ।
रैंनहु मेंन पतंगन पंगति, प्रेम चितें चमकी चमके ॥
झिल्लव झार पहारनकी झर, अंग ब्रिहा झमकी झमके ।
पावस मिंत प्रबीन प्रभंजन, पूर-न्नके भ्रमकी भ्रमके ॥ ५ ॥

**અર્થ**–કાળી અંધકાર ઘટાની દોડાદોડ કરતી પાણીની વાદળીઓમાંથી વીજળી, તેમ હૃદયમાંથી મનમથ્થ કામદેવ દમકયા છે અને દમકે છે; રાત્રિના, મેન–કામદેવ–આગિઆઓની પંક્તિ અને પ્રેમ ચિત્તમાં ચમકયા છે ને ચમકે છે; તમરાંના ઝણુઝણાટ, વૃક્ષોની ઝાડી, પહાડોનાં ઝરણાં અને અંગમાં વિરહ ઝમકયાં છે ને ઝમકે છે, હે મિત્ર પ્રવીણ! વર્ષાદ, પવન અને પૂર્વાનુરાગ ભ્રમકયાં છે અને ભ્રમકે છે. ૫

**सवैया**–भूमहि धूम छये घन झूमत लाइ लगी चपला चिहुं घातें ।
जूह पतंग चिनंग उतंगनि, ऊडि चले 'पुरवा–इन' बातें ॥
पावस ब्याज प्रबीनजु पावक, कीनें बिजोगिनके तन तातें ।
दाओ लगे परदाउ लगावन आयेहें चातुक कोसी कहांतें ॥ ६ ॥

**અર્થ**–ભૂમી ઉપર ઝઝુમેલો વર્ષાદરૂપી ધૂંમાડો છાઇ ગયો છે, ચારે તરફ ચપલારૂપી લાય લાગી છે, આગિયાઓનાં ટોળાં–સમૂહરૂપી મહાન ઉતંગ–તણખા પૂર્વના વાયુના વાહવાથી ઉડી ચાલે છે, તો હે પ્રવીણ! એ પ્રકારના મિસ–બહાનાથી, અગ્નિએ વિયોગિયોનાં તનને તાવેલાં છે, પરંતુ દાહ ઉઠયા ઉપર, દવ લગાડવા સારૂ, બચ્ચાંને મિસે, આ કોશી [કાળો કોશીર] પક્ષી કયાંથી આવ્યો છે? ૬

**सवैया.**

डोर लला चपलाकि कला अरु, बक्र पला सुरचाप निहारो ।
गोल गटा घनकीजु घटा बरुनी सु पटा जलको बिसतारो ॥
सेत जगा सु बगाकी खगच्छन तारे तगा पतगाको उजारो ।
प्यारे प्रबीन बिनां दुखियां अखियांनमें इंद्र कियोहे अखारो ॥ ७ ॥

**અર્થ**–નેત્રના ડોળા અદરની રાતી રેખારૂપ વિજળીની કળા છે; સુંદર ભ્રકુટીરૂપ પચરંગી ઇંદ્રધનુષ છે, કાળી અને ગોળાકાર કીકીરૂપ મેઘની ઘટા છે, પાંપણોરૂપ મેઘધરા પાણીને વિસ્તારે છે, ધોળાભાગરૂપ બગલાની હાર છે, તે (ખ) આકાશમા (ગચ્છન) જાય છે, ચળકતા સતારારૂપ પોપચાપર લગાવેલ આગિયા–જીવડાનું ઉજીઆરૂં છે, એ પ્રકારે પ્યારી પ્રવીણ વગર, આ દુઃખી આંખ્યોમાં વર્ષાદે અખાડો જમાવ્યો છે. ૭

**कवित्त**–धुरवाके गन जोध, बादर बिभूति गज ।
गाजन अवाज डाक, दुंदभी समररे ॥
दांमिनीके ज्वाल खग्ग, बुंद धसे गंगा बांन ।
चातुकी मयूर सिंगि, तूरसें कहररे ॥

पटा जटा शिले साज, चाप षोरके पताखा ।
दादुरके बाजे मुख, अरब पखररे ॥
बरषा के बामदेव, कामराज बाहनाहें ।
पंथिक प्रबीनसें, नबीन बात कररे ॥ ८ ॥

*અર્થ–આ તે ધુરવા, ગણ કે જોદ્ધા છે?–આ તે વાદળાં, વિભૂતિ કે હાથીઓ છે? આ તે વીજળી–અગ્નિજ્વાળા કે તેજસ્વી ખુલ્લું ખડ્ગ છે? આ તે બુંદધારા ચાલે છે, કે પવિત્ર ગંગા નદીનો પ્રવાહ ધસી ધસી આવે છે કે બાણ વર્ષે છે? આ તે ચાતક કે મોરના શબ્દો છે કે શીંગી કે રણતુર વાગે છે? આ તે પાણી (મેઘના વરા) માથાની જટા છે, કે પછી તૈયાર કરેલાં તીર છે? આ તે ઇંદ્ર (વર્ષાદ) નું માપ છે, કે ચદનનો લેપ છે કે ધ્વજાઓ છે? આ તે દેડકાંનો સોર છે, કે ગોમુખ નામનું વાજીત્ર છે કે અરબ્બી પખ્ખર બોલે છે? આ તે વર્ષાદ છે, કે મહાદેવજી છે, કે રતિરાજની ફોજ છે? હે પંથીક! ત્યાં જઇને પ્રવીણથી આ નવીન વાત કરને! ૮

**सवैया**–घोर घटा घन बुंदनमें निश, दामिनिसें दब क्यों न रयोहें ।
चातुक मोर चकोरन सोरन, दादुरसें डरहू न लयोहें ॥
जोत बयार लगें सु जगें तब, जानपरें जु गयो न गयोहें ।
प्यारे प्रबीन निदांन करो कछु, पावस प्रांन पतंग भयोहें ॥ ९ ॥

અર્થ–ઘોર ઘટા, વર્ષાદનાં બુંદ, નિશા–રાત્રિ અને વીજળીથી દબાઇ ગમ રહ્યા નથી! બપૈયા–મોર–ચકોર તેમ દેડકાંઓના સોરથી ડરી રહ્યો પણ નથી, જોત અને વાયુ લાગે છે ત્યારે જણાય છે કે તે ગયો કે નથી ગયો! હે પ્યારે પ્રવીણ! કાંઇક નિદાન–ઉપાય કરો, કારણ કે આ વર્ષા ઋતુને લીધે અમારો પ્રાણ પતંગરૂપ બની ગયો છે. ૯

**सवैया**–चातुक मोरन सोर भयो, चिहुंओरन घोर घटा गरजी ।
सीर समीर शरीर दहें, अशरीर न मांनतहें अरजी ॥
कैसें सहें निबहेंगे कहीं बिष बीज यहें नरहें बरजी ।
पावस आए न आए प्रबीन, हहा करतार कहा सरजी ॥ १० ॥

---

* આ અર્થ તાણીતુસીને કર્યા છે કેમકે–તારે અથવા તારા આંખની કાળી કીકીનું નામ છે, તે ઠેકાણે ગ્રંથકારે શ્વેત ચળકતો ભાગ કલ્પ્યો છે માટે ગ્રંથકારની કલ્પના સાચી રાખવા સતારા વાપરેલ છે, તેમ તે યોગ્ય પણ છે કેમકે સ્ત્રીઓ આંખ્યોના પોપચાપર સતારા હારબધ ચોંટે છે, (એ શિવાય "વકપલા" ગોલકટા વિગેરે ભૂલ્યો છે.)

**અર્થ**-ચાતક અને મોરોના ટુહુકારનો સોર થાય છે, ચારે બાજુએ ઘોર અંધારી-કાળીમેઘ ઘટાઓ ગર્જના કરે છે, શીતળ પવનના તરંગો શરીરને દહે છે, તોપણ જેને શરીર નથી એવો અનગ-કામદેવ, વિનતિ સાંભળતો નથી, તો કેમ કરીને એ પિડા સહીએ? અને કેવી રીતે જીવીએ? આ વીજળી વિલા છતાં પણ કોઇ રીતે રહેતી નથી, વળી આ ચાતુર માસ આવ્યા છતાંય, પ્રવીણ તો આવ્યા નહી, અરેરે! કિરતારે તે આ શું સરજ્યું? ૧૦

कबित.

बक पंत फलनके, भूषन फिलाय डारे; बंदर्नको भाजन सो, बूढन फलादहें ।
सुर चांप सोच भरी, भ्रकुटी चढाय रखी; बारद अपार धार, अंबक प्रबा बहें ॥
चढिआइ घटा श्याम, बिथुरें सु केश बांम; चातुकी उचार पीय पीय रसना कहें ।
पूरब प्रचंड पोंन, प्रथुल उसास भरें; पावस प्रबीनजू बियोगनी बनी रहें ॥ ११ ॥

**અર્થ**-બગલાની પંક્તિરૂપ ફુલોનાં આભૂષણ-ઘરેણાં, ચારે તરફ પાથરી મુક્યાં છે, ચાતુર માસમાં ઉત્પન્ન થતા ઇન્દ્રગોપ અને પાકેલાં લાલ ફળો આદિક, સિંદુરનાં પાંદડાં છે, આકાશમાં ખેંચેલા ઈંદ્રિ ધનુષરૂપી વક્રલતાયુક્ત ભમરોવાળી, ભ્રકુટી તાણી રાખી છે, મેઘની અપાર ધારારૂપ, આંસુની ધારાઓ વહે છે, ચ્હડી આવેલી કાળી ઘટારૂપ, સ્ત્રીના વિખરાયલા કેશ છે, કામની કેશરૂપ શ્યામ ઘટાઓ પથરાઇ રહી છે, ચાતકીના ઉચ્ચારરૂપ રસના "પિયુ પિયુ" એવું સ્મરણ કરે છે, પૂર્વનો પ્રચંડ વાયુ, ભારે ઉસાસા ભરે છે, એ પ્રકારે વર્ષાદ પણ, પ્રવીણની માફક વિયોગણીરૂપ બની રહ્યો છે. ૧૧

**सवैया**-अंबरतें गिरतें धरतें सरतें सरितें, धुरवा जल धावें ।
आखनतें तनतें मनतें असुवा, अरु स्वेद सनेह बढावें ॥
दादुर मोरन सोरनतें, घन घोरनतें दरतेंजु बचावें ।
कंठ प्रबीन भुजा धरकें भरिकें, करि आसव पावस पावें ॥ १२ ॥

**અર્થ**-આકાશથી-ગિરિથી-ધરતીથી-સરોવરથી-સરિતાથી-નદિયોથી અને વર્ષાદના ધુરવાથી, જળના ધોધ ધાઇ ધાઇ આવે છે;-નેત્રોથી-તનથી, અને ચિત્તથી, એમ એક એક પછી આવતા આંસુ-સ્વેદ તથા સ્નેહને વધારે છે, મેડક અને મોરના સ્વરથી તથા મેઘની ભારે ગર્જનાયુક્ત અંધકારના ભયથી, પ્રવીણ જો ગળામાં હાથ નાખી-મદિરાનાં પાત્ર ભરી ભરીને, વર્ષાદમા પાય, તોજ તે અમને બચાવે-નહીં તો નિશ્ચે મરવાના! ૧૨

**सवैया**-अंबर बीज पितंबर सोहत, चंदन सो सुर चांप चढायो ।
फाटिक माल बनी बक पंतन, बीन प्रबीन सिखीन बजायो ॥

चातुक दादुर गांन उचारत, कामिके चिंत कलेश लगायो ।
छूटे घटासें पटासो जटा छबि, बारद नारदसो बनि आयो ॥ १३ ॥

**અર્થ**-ગગનની વીજરૂપ પિતાંબર શોભે છે, આકાશમાં તાણેલા ઇન્દ્ર-ચાપની પેઠે ચંદન ચર્ચેલું જણાય છે, બગલાંની પંક્તિરૂપી સ્ફાટિકની માળા બની છે, મોરના ઉચ્ચારણ રૂપી વીણા બજાવે છે, ચાતુક અને મેડકના શબ્દરૂપ સુંદર ગાન ઉચ્ચારીને, કામીજનના ચિત્તમાં કલેશ પ્રગટાવે છે, એમ હે **પ્ર**વીણ! વર્ષાદની ચઢેલી ઘટાથી છૂટીને, દોડી આવતા પટારૂપ, ખુલ્લી જટાની છબિ બનાવીને, આ બારદ-મેઘ, નારદમુનિ જેવો-કલેશ કરાવનારો-થઇ પડયો છે. ૧૩

**कवित**-झुंड आये बकवा, प्रचंड आए सुरचाप ।
मंड आए मघवा, उमंड आए धुरवा ॥
रंग आए कुंजन, पतंग आए पात पात ।
श्रंग आए हरिता, उमंग आए मुरवा ॥
घोर आए बदरांन, तोर आए चातुकीकों ।
मोर आए दादुर, करोर आए सुरवा ॥
दांमिनि नबीन छबि, दिश दिश कींन आए ।
अजहू न आयेरी, प्रबीन मिंत पुरवा ॥ १४ ॥

**અર્થ**-બગલાંનું ઝુંડનું ઝુંડ આવ્યું, મહા પ્રચંડ ઈંદ્રનું ચાપ ખેંચાયું, ઉલટી ઉલટીને વર્ષાદ આવ્યો, ધુરવા જે વરા તે ચડી ચડીને-અમલઇ અમલઇને આવ્યા, વન, ઉપવનોની કુંજોમાં નવે રંગ ચડી આવ્યો, અર્થાત્ કોમળ કુંપળો ફુટી પાત્રે પાત્રે પતંગિયા આવ્યાં, ગિરિવરોનાં શિખરે શિખરે લીલાસ આવી, મુર્વાનામની વેલ પ્રફુલિત થઇ, ઘમઘોર વાદળાંની ઘટા ચડી આવી, ચાતુક પક્ષીઓનાં ઝુંડના ઝુંડ આવ્યાં, મોરો આવ્યા, કરોડો દેડકાંનો સુર સંભળાયો, દિશાએ દિશાએ નવિન વીજળિયોની છબી ઝબકી આવી, તો પણ હજુ પ્રિય-મિત્ર **પ્ર**વીણ આવ્યાં નહીં. ૧૪

**सवैया**-भील घसें धुरवा धर ऊपर, नील गीरव्वर अंब्ररे ।
फंद घटा घहरावतहें अरु, चातुक सीत बजे सररे ॥
श्रावन मीर सीकार चढ्यो अरु, कच्छ प्रबीन रहे पररे ।
बीजके बाज उडावत आवत, तूं न बचे जिय तीतररे ॥ १५ ॥

**અર્થ**-મેઘના ધુરવા રૂપ ભિલ્લો ધરતી ઉપર ધસમસે છે, ગિરિવરોની

લીલાશરૂપ વસ્ત્રો પહેરેલાં છે, વર્ષાદની ઘોર ઘટા રૂપ ફંદ ફેલાવે છે, બપૈયાના સ્વરના ઉચ્ચાર રૂપ શિકારિયો સીટી વગાડી એક બીજાને સમજાવે છે, એવી રીતે શ્રાવણમાસરૂપ અમીર શિકારે ચડયો છે અને પ્રવીણ રૂપ બેટ દુર રહ્યો છે, તે વીજળી રૂપ બાજને ઉડાવતો આવે છે તો! હે! તેતર રૂપ જીવ! તું બચવાનો નથી–અર્થાત્ બેટ પાસે હોય તો ત્યાં ઉડી જાય તો ફરતાં પાણીને લીધે કોઇ આવી શકે નહીં, પણ તેમ નથી. ૧૫

**दुहो**—चातुक सीत समीर सर, श्रावन मीर सिकार।
बीज बाज फंदा घटा, जिय तीतर अनुहार ॥ १६ ॥

**અર્થ**—ચાતક પક્ષીના ઉચ્ચારણરૂપી સિત્કાર ઠંડા વાયુરૂપી સાર–બાણ, શ્રાવણ માસ રૂપી ઉમરાવ શિકારે ચડનાર, ઘટારૂપી ફંદ, વીજરૂપી બાજ અને તેતર રૂપી જીવ છે. ૧૬

**कवित**—बरसें सुढार चिहुओर झुके भार भरे।
मुक्त हार जैसें, बक जित तित घेर घेर ॥
कज्जर करनार जैसें, घटासें प्रकाश सेर।
नेंनकी कटाच्छसी, छटाकी छबि फेर फेर ॥
कासमीर कुंकुमकी, आड जैसो इंद्र धनु।
बेंदीके समान बूढ, हार्यों मन हेर हेर ॥
बानीके समान बानी, चातुक मयूर ठानीं।
मितवा प्रबीन जूकी, याद आवे टेर टेर ॥ १७ ॥

**અર્થ**—માથાના કેશ બરોબર, ચારે તરફ અતિશય જળથી ભરપૂર વર્ષાદની રીંછડીઓ ઝુકી રહી છે; મુક્તાફળ–મોતીઓના હાર બરોબર, બગલાનાં ટોળેટોળાં ઘેરઘેર ઉડતાં જણાય છે; કાજળની કનાર–રેખા જેવી ઘટાથી શેર પસરી છે; આંખોની કરડી કટાક્ષ જેવી–ફેરે ફેરે વિજળીની છબી ઝબુકા કરે છે; કેસર અને કુમકુમની આડ જેવું ઇંદ્રધનુષ તણાયું છે; તરેહ તરેહના નંગથી જડેલા બીંદી સમાન, ચોમાસામાં થતા લાલ ઇંદ્રગોપને નિરખી નિરખીને આ મન હારી ગયું છે; અને તમારી સુંદર વાણીની સમાન ચાતક અને મોરોએ ટુહુકારેલી વાણી સાંભળીને, પોકારી ઉઠવાની સાથે, મિત્ર પ્રવીણ વારે વારે યાદ આવે છે. ૧૭

**सवैया**—आज घटाकी अटाके झरोखन, राजतहें रति राज सभा भर।
पंच सुदी चिहुंओर बदी धुनी, चातुक मोर प्रबीन संघे सुर ॥

जेर किये बीरहीन बहे जस, आरति बीज उतारति ऊपर।
मोतनकी वरषा बरषावत, पावत दांन गुनिजन दद्दर ॥ १८ ॥

**અર્થ**-આજ મેઘની ઘટા રૂપ અટારીના ઝરૂખામાં રતિરાજ કામદેવ સભા ભરીને બેઠેલો શોભે છે, ચારે તરફ થતી ગર્જનારૂપી પંચશબ્દી વાજાં વાગી રહ્યાં છે, અને ચાતક તથા મોરો મધુર ટહુકા કરી, હે **પ્રવીણ**! સુર સાધે છે, જેર કરેલા વિરહી જનો જેના યશનું ગાન કરે છે, ને તે ઉપર રહેલી વીજળી આરતી ઉતારે છે, વળી તે ઉપરાંત, બુંદરૂપે મોતિયોના વર્ષાદને વરસાવે છે, જે દાનને દેડકાં રૂપી ગુણીજનો મેળવે છે. ૧૮

सवैया-चातुक कीरन सोर बनैबो, रि मोरन ठोरन ठोर नचेबो।
छाई सटांन पटांनकि आवन, रूप घटांन छटांन रचेबो ॥
दद्दर झिल्लनके गनकी धुनि, कीजतहें सुन प्रांन तजेबो।
आय बिनां न बनेंगो प्रबीनजू, पावसमें बिरहीन बचेबो ॥ १९ ॥

**અર્થ**-બપૈયા અને પોપટના સોરરૂપી વનના બનાવો, જગાએ જગાએ મોરોનું નાચવું, વાદળાંની છુટતી સેરોનું ઉપરાઉપર આચ્છાદન થવું, વર્ષાદના મારઝુડ ધોધનું આવવું, વળી છવાયેલી ઘોરઘટા રૂપ અને વીજળીયોની રચના જોવી, તથા દેડકાં અને પતંગીયાંઓની ધ્વની સુણીને, આ પ્રાણ તજી દેવાનું કરે છે, માટે હે **પ્રવીણ**! હવે તો આવ્યા વિના છૂટકો નથી-કારણ કે, આ વરસાદના દિવસોમાં અમો વિયોગી બચિયે એમ નથી. ૧૯

सवैया--दद्दर घंट झिली सुर घूंघुर, मोरन संकर सोर बजाये।
गाज धुनी बक पंतन दंतन, बंदन बीज कला लपटाये ॥
ब्रच्छ उपारतहें बिरही मन, बुंदनके फुतकार उडाये।
इंद्र घटां से प्रबीन यहें रति, राजके छूट पटा झर आये ॥ २० ॥

**અર્થ**-દેડકાંના ડેડાઉ ડેડાઉ રૂપી ઘંટ, પતગિયાના સુરરૂપી ઘુઘરમાળ અને મોરોના ટેહેકાર રૂપી લોઢાની સાંકળનો ખણખણાટ, ગર્જનાના ગંભીર ધ્વનિ-ગડગડાટ, ને તેની જોડે બગલાની પંક્તિની માફક દાંતની હાર, ઝબુકતી વીજળી રૂપી પુરેલા સિંદુરની કળાથી લપટાયેલો, વિરહીના મન રૂપી વૃક્ષને ઉખાડતો અને પાણીનાં બુંદ રૂપ ફુતકારને ચોમેર ફેંકતો હાથી આવે છે; તેમજ હે જીવન! આ ઇન્દ્ર-વર્ષાદની ઘટા જેવો રતિનાથનો મદઝર હાથી છૂટીને આવેલો છે. ૨૦

कबित.

सज्जत निरंत्र मन, तज्जत न प्रांन ध्यांन गज्जत सवन तातें, लज्जतन गहरें।
झरि झरि जार जार, बिरहिन डारे मार; फर्र फर्र ताहीपें, त्रिविध बात फहरें ॥

जांन तन ब्रह्म कर्म, मर्म सर्म एतेपेंहि; धर्महीन अनंग मीनकेत महरें ।
परम प्रवीन प्रीत, आगरकों चाहें नित; कागर सरूप प्रेम सागरकी लहरें ।२१।

**અર્થ**–મન તમારી સાથે નિરંતર એટલે અંતર વિના રહે છે-અર્થાત્ ઐક્ય રાખે છે, અને પ્રાણ તો તમારૂં ધ્યાનજ તજતુ નથી મેઘ જ્યારે ગર્જના કરે છે ત્યારે પણ તમારા ધ્યાનને લળકાવતાં નથી, એટલે ગ્રહણ કરેલા તમારા ધ્યાનથી ચલાયમાન થતાં નથી, તો પણ વર્ષાદ, ઝડીથી વર્ષીને અમો વિયોગીને બાળી બાળીને મારી નાખે છે, ને તેપર વળી શીત મંદ અને સુગંધી એવો ત્રણ પ્રકારનો પવન વહીને સતાપે છે; એનીપર પણ પોતે બ્રાહ્મણ છતાં બ્રાહ્મણનાં કર્મ અને તેના મર્મ તથા લાજને ન જાણનાર ધર્મહીણ કામદેવને દયા આવતી નથી. માટે હે પ્રવીણ! હવે તો હમેશાં પરમપ્રીતિથી તમોરૂપ અગર એટલે સમુદ્ર કિનારાનો નિવાસ, અથવા ઘર અને તમારા કાગળ રૂપ પ્રેમ સમુદ્રની લહેર્યોને ચાહિયે છીયે. ૨૧

**सवैया**–घोर घटा गेहेराए उठी घन, आगम बूंद छुहा छरकें ।
दामिनि जोत जगी झिलवा, उमगे मुरवा सुर दादरकें ॥
सीत समीर चली पुरवा धुरवा धसि आवत अंबरकें ।
पावस साज विलोक प्रवीन, बिहालहें प्रांन बिही नरकें ॥ २२ ॥

**અર્થ**–અંધારી ઘોર ઘટાઓ ગર્જના કરી ઉઠી, વર્ષાદના આવવાને લીધે બુંદ–ફોરાં છટાયાં, વિજળીરૂપી મહાકાંતિ પ્રગટી, પતંગિયાં ઉમટી આવ્યાં, મોર અને મેડક બોલવા લાગ્યાં, પૂર્વ તરફથી શીતળ વાયુની લહેરો ચાલવા લાગી, અને અંબરમાંથી પાણીના ધુરવા ધસી આવવા લાગ્યા, હે પ્યારી પ્રવીણ! એ રીતે વર્ષાદનો સાજ નિહાળીને, વિરહી માણસના પ્રાણ બહાલ રહે છે. ૨૨

### सवैया.

ज्यों ज्यों घटा चढि आवत अंबर, त्यों त्यों पटामें छटा छबि छाई ।
ज्यों ज्यों दसो दिशकोंधत दामिनि. त्यों त्यों गजे घनकी गहराइ ॥
ज्यों ज्यों यहें धुनि बारद बारद, त्यों त्यों मलार मयूरन गाई ।
ज्यों ज्यों नवीन शिखीन सधे सुर, त्यों त्यों प्रवीन छबी चित आई ॥२९॥

**અર્થ**–જેમ જેમ ગગન મંડળની ઘટાઓ ચઢી આવે છે તેમ તેમ તેના પટામાં વીજળીની છબી છવાઇ જાય છે, જેમ જેમ દશે દિશામાં વિજળી ક્રોધિત થઇ ઝબુકે છે, તેમ તેમ ઉંડાણમાં મેઘની ગર્જના થવા લાગી છે, જેમ જેમ આકાશમાં છવાયલાં વાદળમાંથી મેઘની ગંભીર ગર્જના થઇ તેમ તેમ મો-

રોએ મલાર રાગ ગાયો, જેમ જેમ મોરોએ નવીન સુર ખીલાવ્યા, તેમ તેમ પ્રવીણની છબી ચિત્તમાં ચોટી. ૨૩

### कवित.

फरर फरर पोंन, थरर थरर कुंज; घरर घरर घोर, झरर झर बद्दर।
कहक कहक केकी, लहक लहक लता; चहक चहक झिलि, डहक डहक दद्दर॥
चरत करत बीज, फरत फरत कटि; सरित भरित पूर, गिरित गिर चद्दर।
गहें गहें पांन बीन, चहें चहें गांन लींन; अहें अहे रे प्रबीन, लहरी लह कद्दर॥

**અર્થ**–ફરર ફરર પવન વાય છે, થરર થરર કુંજો થરકે છે; ઘરર ઘરર ઘોર અવાજ ગર્જે છે; ઝરર ઝરર વાદળાં ઝરે છે; ટુહુક ટુહુક કેકી–મોરો ટહુકા કરે છે; લહક લહક લતાઓ ઝઝુમી રહી છે; ચહક ચહક પતંગિયાઓ બોલે છે; ડહક ડહક દેડકાંઓ ઉચ્ચાર કરે છે; મહાપ્રચંડતાથી વીજળીઓ ચમક ચમક ચમકારા દે છે; ફરર ફરર પતંગીયો બોલે છે; પુર પાણીથી સરિતાઓ ઘુઘુ કરતી અને છલકતી ચાલે છે; લીલાશની લીલી ચાદરને ગિરિવરોએ ધારણ કરી છે; આવા રળિયામણા વખતે, કરમાં વીણા લઇને ગાયન ગાવાને વારે વારે ઇચ્છીએ છીએ; અરેરે મિત્ર પ્રવીણ! હવે તો ધ્યાનમાં લ્યો અને કદર બુઝો! ૨૪

**सवैया**–आज घटा घन घोर उठी चिहुं, ओरन मोरनकी धुनि बागी।
भूघर भेक अनेक भरे रव, इंद्र धनूं तडिता दुति जागी॥
फूल सुधा मुक्ताफल धारत, द्वार बधाई बजी बडभागी।
बान अनंग चिनंग हलाहल, बूंद प्रबीन बियोगनि लागी॥ २५॥

**અર્થ**–આજે વર્ષાદની અંધારી ઘોર ઘટાઓ થઇ રહી, ચારે દિશે મોરોના સુર સંભળાયા ભૂ–જમીન ઉપર અનેક દેડકાંએ સ્વર કર્યા, ઇંદ્રચાપ સાથે વીજળીની જ્યોતિ પ્રગટ્યે, કેટલાક જનો ફુલ, સુધારસ, તેમ મુક્તાફલને ધારણ કરે છે, અને મહાભાગ્યશાળીને બારણે વધાઇઓ આવી, છતાં હે જીવનહાર પ્રવીણ! વિરહીને તો આ મેઘનાં ફોરાં, અનંગનાં બાણ, અગ્નિની ચિનગારીઓ અને હળાહળ વિખનાં બુંદ સમાન લાગે છે. ૨૫

**सोरठा**–गरल घटा यह मेह, बूंद बान दांमिनि अगन।
सीतल सवन सनेह, बरषेंगो देखे बदन॥ २६॥

**અર્થ**–આ વખતે તો હળાહળ ઝેર રૂપ ઘટાથી ઉમટી આવેલો, વીજળી બરોબર અગ્નિથી ભરેલો,–આ મેઘ, બુદ રૂપી બાણોથી વરસે છે, છતાં

જ્યારે આપનું બદન નિરખીશું ત્યારે એજ વર્ષાદ શીતળ-મનોહર અને સ્નેહથી વરસશે. ૨૬

**गाथा**-नयणा क्रत मकरंदी, हंसा गमण गमण सरभरियं।
आनन शशि अणुहारे, पावस गहिय सहिय किबिरही ॥ २७ ॥
ऐऐ बालं बालं, प्रति बिंबेण बिंब अवलोकैं।
भालं प्रभा रसालं, किं काजेन बंदियं चंदा ॥ १८ ॥

**અર્થ**-હે પ્રવીણ! તારાં નેત્રની આકૃતિ જેવાં કમળ, અને તારી ગતિની બરાબર ગતિ કરનાર હંસ તારા મુખને અણુસારે ચંદ્ર છે, પણ તે ત્રણેને વર્ષાદે ગ્રહણ કર્યા છે, માટે તારા વિયોગવાળો હું શી રીતે તેમને સહન કરી શકું? હે બાળ બુદ્ધિશાળી આલમ! ચંદ્રના પ્રતિબિંબ રૂપ આ બાળાના મુખરૂપ બિંબને જુવો, કારણ કે આવા રસાળ પ્રભાયુક્ત ભાલ-કપાળને છોડીને શું કરવાને ચંદ્રમાને નમો છો? ૨૭-૨૮

**सोरठा**-सागर मिंत समाज, ब्रषा बिरह चरचा भई।
प्रति प्रबीन महाराज, लिखि सु भंखि मन दशा ॥ २९ ॥

**અર્થ**-કુમાર રસસાગરે વર્ષાની વિરહ વેદનાથી થયેલી મનની દશાની મિત્રોની મંડળીમાં ચર્ચા ચલાવી, ને તેને જે કાગળ પ્રવીણ ઉપર લખી પાઠવ્યો-તે મનની બેહાલ દશાનું વર્ણન થયું. ૨૯

**गाथा**-सागर बरषा बिरहो, बरनी दशा चिंत मिंतह लय।
त्रयतालीश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ ३० ॥

**અર્થ**-મહારાજા રસસાગરે જે વર્ષાના વિરહથી મનની દશાનું વર્ણન મિત્રોને કહી સંભળાવ્યું, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની ત્રેતાલીશમી લહેર સંપૂર્ણ થઇ

इति श्रीप्रबीनसागरे ब्रर्षा विजोग वर्णन नामनी त्रैंतालीशमी लहेरनी रसपूर्णा टीकानो त्रिचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૪ મી.

## શિવાલય ગમન.

छप्पय–इहि विधि चरचा चलत, उतै बीती षटहू रित ।
बढ्यो प्रेम विस्तार, बिरह ज्वाला नित बाढित ॥
अंबर भयो अवाज, वहैं परतीत सुधारे ।
निकट ओध निरधार, राह जोगेश निहारे ॥
उरमें उछाह सागर सु अति, जांनत सिद्ध सु आएगें ।
उरमें बिशेष संशय बढे, सो प्रति उतर पाएगें ॥ १ ॥

**અર્થ**–એ પ્રકારે ચર્ચા ચાલતા તે છયે ઋતુ વીતિ ગઇ–એક વર્ષ પુરૂં થયું અને તેમાં પ્રેમનો વિસ્તાર વધ્યો, તેમ તેમ નિરંતર વિરહ જ્વાળા વધવા માંડી, પરતુ ગગન મંડળથી જે ગર્ભિત વાણી થઇ–તેનો વિશ્વાસ ધરે છે, તેમ મુદત પાસે છે એમ ધારી હમેશાં યોગેશ્વરની વાટ નિહાળ્યા કરે છે. હૃદયમાં મહારાજા રસસાગર ઘણોક ઉત્સાહ ધરી જાણે છે કે, હમણાં સિદ્ધ આવશે–માટે તેમની પાસેથી ઉરમાં વધી ગયેલા સંશયોનો પ્રતિઉત્તર મેળવીશું. ૧

दुहा–रस सागर उर धार यह, अति बाढे उच्छाह ।
आवत ओध समीप ज्यों त्यों त्यों हेरत राह ॥ २ ॥
ऐमेमें उत्तर दिशा, ज्वालामुखी सु थांन ।
तासें पर तापस रहैं, प्रभानाथ अभिधान ॥ ३ ॥

**અર્થ**–ચિત્તમાં એ પ્રમાણે નિશ્ચય કરવાથી મહારાજા શ્રીને અતિ ઉલ્લાસ વધે છે, એટલુંજ નહીં પણ તે યોગેશ્વરને આવવાની અવધિ–મુદત જેમ જેમ સમીપ આવે છે, તેમ તેમ એક ટશે ને ટસે વાટ જુવે છે. એવામાં ઉત્તર દિશા કે જ્યાં જ્વાળામુખીનું સુંદર સ્થાનક આવી રહેલું છે. તેના પેલી પાર તાપસ–યોગી રહે છે, જેનું નામ પ્રભાનાથ છે. ૨-૩

छप्पय–तापस वहैं पुमांन, सर्वे विधि जांनत साधन ।
उनहु जथा विधि कीन, अंगे ज्वाला आराधन ॥

भवा प्रसन तब भए, दरस जोगेश्वर पाए।
देवि पाय बरदांन, पूर्न अभिशेकि कहाये ॥
धारणा ध्यांन फुनि जब धरहि, तब सरूप निरखे नयन।
कीजंत अरज कोऊ समय, प्रति उत्तर पावे बयन ॥ ४ ॥

**અર્થ**-એ તપસ્વી ઘણા પુરાણા તથા સકળ વિધિયુક્ત સાધનને જાણે છે, એમણે યથાક્રમે આગળ ઉપર જ્વાળામુખીની ઉપાસના કરી હતી, તે સમયે ભવાની પ્રસન્ન થયાં-જેથી તે યોગેશ્વર ચંડીનાં દર્શન પામ્યા તથા વરદાન મેળવી, પોતે પૂર્ણાભિષેકી કેહેવાયા, તે ધારણા નિયુક્ત ધ્યાન ધરે છે તે વખતે તે ભગવતીના સ્વરૂપને નયને દેખે છે અને કોઇ કોઇ સમયે અરજ કરવાથી પ્રતિઉત્તરનાં વચનોને પામે છે. ૪

### शंखनारीछंद.

प्रभा नाथ नामी, महा सिद्ध स्वामी; कछु नांहि खावे, पहाडं रहावे।
चखं नीद तज्जे, भवा ईश भज्जे; त्रिकालं संमृति, त्रयं पंथ गत्ति ॥
दशं बिद्य ज्ञानी, बदे सत्य बानी; नकें लच्छ छोहे, समं हेंम लोहे।
बिनंति न रिज्जें, नकें गारि खिज्जें, बिनंता न लप्षे, समं द्रष्ट रख्खे ॥
नेकें मोह माया, दमें आप काया; भवानी अराधे, महा मंत्र साधे ॥५॥

**અર્થ**-નામી પ્રભાનાથ મહા સિદ્ધોના સ્વામિ છે, તે કઇએ ખાતા નથી, તેમ પહાડોમાં જ રહે છે, ચક્ષુથી નિદ્રા છોડી ઉમા-ઇશને ભજે છે. તેને ત્રણે કાળની સ્મૃતિ-જ્ઞાન છે; સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે પંથે જવાની તેની ગતિ છે, દશ મહાવિદ્યાના જ્ઞાની-જાણનારા છે, સત્ય વાણી બોલે છે, કોઇ રીતે લક્ષ્મીને અડતા નથી-સોના અને લોઢાને સમાન ગણે છે, વિનંતિથી રીઝતા નથી, તેમ ગાળો દેવાથી ખીજતા પણ નથી, વનિતાઓને લેખતા-જોતા નથી, તેમ સમાન દ્રષ્ટી રાખે છે. તેને મોહ તથા માયા-પ્રપંચ નથી, તેમજ પોતાની કાયાને દમે છે. તે નિરતર ભવાનીને આરાધે છે તેમ ચંડીના મહા મંત્રને સાધે છે. ૫

**सोरठा**-उन सिध प्रत्य अवाज, एक समें उमया कही।
जहँ रससागर राज, उतें सु आप सिधाइए ॥ ६ ॥
कही सु पूरव बात, ईश श्राप आपे बचन।
इतें सु उरबी जात, प्रेम बिरह अंबर उकत ॥ ७ ॥

उन प्रति कह्यो ब्रतंत, उर अंदेश मिटाइयें ।
दुहु निज घात चहंत; वहें बरज इत आइयें ॥ ८ ॥
तबें कही जोगेश, आप हुकुम जावें उतें ।
उंन प्रति हम उपदेश, कहें सु पूरन कीजियें ॥ ९ ॥
भवा कही भव श्राप, टारयो जिन काहू टरें ।
यहें बतावें आप, जासें सिध आगें मिलें ॥ १० ॥

**અર્થ**–એ **યોગેશ્વર** પ્રત્યે એક સમે ઉમયાજીએ એવી વાણી કહી કે, જ્યાં રસસાગરનું રાજ્ય છે ત્યાં આપ જાઓ. બાદ શક્તિરૂપ **અંબાજીએ** પૂર્વ વાર્તા–કૈલાસ ઉપરના મહા શિવરાત્રિના મેળા સમયે નિપજેલી શાપ આદિ સર્વ પૂર્વની વાર્તા કહી સંભળાવી. પછી આ લોકમાં અવતાર લીધા પછી, પરસ્પર જોડાયેલી પ્રીતિ અને વિરહને લીધે, બંને શિવસ્થાનકથી વિખૂટાં પડતાં દેહપતન કરવાનો મનસૂબો–આકાશમાંથી થએલી ઇશ્વરી વાણી, ઇત્યાદિ વૃત્તાંત સ્વામિને કહી બતાવ્યું. એ પ્રકારે યોગીને વૃત્તાંત કહ્યા પછી, ઇશ્વિરીએ કહ્યું કે, એના હૃદયના અંદેશાને મટાડજો, તેમ તે બન્ને જણ ઘાત કરવાનું ઇચ્છે છે તેને વારી રાખીને, તે વિચાર બંદ પાડીને અત્ર આવજો. **યોગેશ્વરે ભગવતી** પ્રત્યે હાથ જોડી કહ્યું કે, આપના હુકમથી હું જાઉ છું, પણ તેમના પ્રત્યે હું જે જે ઉપદેશ કરૂં તે આપ **જગદંબા** દયા કરીને પરિપૂર્ણ કરજો. **ભવાનીએ** કહ્યું કે, ઇશ્વરનો દીધેલો શાપ ટાળ્યો કોઇનાથી ટળે એમ નથી, પણ આપ એમ બતાવજો કે, જેથી આગાડી તેમને સિદ્ધિ મળે. ૯–૧૦

**दुहो**—कही सिद्ध फुनि एह, करि बंदन कर जोर जुग ।
कहनहार कहि देह, आपें उहे निभाइयें ॥ ११ ॥

**અર્થ**–બે હાથ જોડી વદન સાથે, યોગીએ દેવી પ્રત્યે કહ્યું કે, "હે **જગદંબા** ! કહેવા વાળો તો કહી દેશે, પણ તેમને આપે નભાવવાં જોઇએ. ૧૧

**सवैया**—किंदरनी दरनी अरनी चख पें झरनी झरनी झरनी ।
गोधरनी धरनी अध ऊरध, भो बरनी त्ररनी बरनी ॥
खेचरनी चरनी थिरनी थित हे तरनी तरनी तरनी ।
मे हरनी हरनी जन संकट–श्री करनी करनी करनी ॥ १२ ॥

**અર્થ**–"હે દેવિ તમારૂં મહાત્મ્ય જાણ્યાવિના કોઇ અજાણ્યા પૂછે કે–કિ દરની ? તો તેનો ઉત્તર, હુંજ આપુ કે, તું શત્રુના દળની દળનારી છે, આંખોમાંથી અમૃત ઝરી ઝરણાની પેઠે નદી રૂપે વહેછે, વળી હે **જગદંબા** !

પૃથ્વીને ધારણ કરનારી અને નીચેના સાત પાતાળ તથા ઉપરના સાત લોકને પણ ધરનારી છે, તેમજ શિવે વર્ણવેલી અને બ્રહ્મચારીઓયે સ્ત્રીનો ત્યાગ કરેલો, તેમ છતાં પણ શંકરાચાર્યે સૌન્દર્યલહરી રૂપે તમોને વર્ણવેલાં છે તેમજ આકાશમાં ફરનારા તથા અસ્થિર અને સ્થિર પ્રાણિયોની તું સ્થિતિ રૂપે છે, તેમજ હે તરૂણ અવસ્થાવાળી! તું સર્ગ રૂપથી પ્રકાશ કરનારી તથા વહાણ રૂપથી ભવસાગરને તારનારી છે. હે ભગવતી! તું ભયને હરનારી તથા શરણે આવેલા લોકોનાં સંકટને હરનારી છે; તેમજ શ્રી કરની એટલે લક્ષ્મી કરનારી અથવા શોભા કરનારી અને સારી કરણીવાળી તથા સારી કરણી કરનારને શુભ કરણી કરનારી છે, અર્થાત્ મોક્ષ આપનારી છે." ૧૨

**दुहा**–यह अस्तुति तापस करी, धारचो उतें पयांन ।
एते मध्य सरूप भो, उमा सु अंतर ध्यांन ॥ १३ ॥
शिवा हुकुम सिद्धा लह्यो, आपें पंथ अकाश ।
ईशा–लय गय अल भए, षट रितु द्वादश मास ॥ १४ ॥

**અર્થ**–એ પ્રકારે તે તપસ્વીએ સ્તુતિ કરીને, જ્યાં રસસાગર છે ત્યાં જવાનું ધાર્યું. એટલામાં દેવીનું સ્વરૂપ અંતરધ્યાન થઇ ગયું. પાર્વતીજીના હુકમથી સિદ્ધે પોતે આકાશનો મારગ લીધો, અને જ્યારે પૃથ્વીપર સાગરને આકાશવાણી થયાને ષટ્ઋતુ એટલે બાર માસ પુરા થયા તે સમયે શિવાલયમાં દાખલ થયા. ૧૩–૧૪

**गाथा**–अध निश बहत व्रतंतं, ईश समींपे सिद्ध कीय आसन ।
प्रगटत प्रभा सु कंतं, सेवा उत प्रबेश किय सागर ॥ १५ ॥
खोलित किलक कपाटं शिव समीप सिद्ध दरसाए ।
उर पूरब अभिलाषं, करि बंदना लगे बतरावन ॥ १६ ॥

**અર્થ**–અર્ધ નિશા–રાત્રિનો વખત વિતતાં, સિદ્ધે ઇશ્વરની સમીપમા આવીને આસન કર્યું. પ્રભાત થયું ને સૂર્યની કાંન્તિ પ્રગટ થવાથી શિવજીના પૂજન વાસ્તે કુમાર શ્રી રસસાગરે શિવાલયમાં પ્રવેશ કર્યો. કુચીથી મદિરનાં કમાડ ઉઘાડયાં, તે વેળા શંકરની સામે બેઠેલા સિદ્ધ દેખાયા. એટલે પ્રથમ થયેલી આકાશવાણીની વાત જાણવાની અભિલાષાથી, તેમને વદન કરીને રસસાગર તેમની સાથે વાતો કરવા લાગ્યા. ૧૫–૧૬

## छंद सारसी.

बद्धं सु जट्टं पीत पट्टं एक लट्टं खुल्लियं ।
तेजं दिनंदं शील चंदं मंदं मंदं बुल्लियं ॥

नेनं कुराल बिंदु लाल रुद्र माल लाहियं ।
आकाश पथ्थं ईश तथ्थं सिद्धनथ्थं आहियं ॥
एकं सु पग्गं लोह लग्गं अंग नग्गं सोहितं ।
बीभूत चढ्ढं ज्ञान गढ्ढं दीठ द्रढ्ढे जोहितं ॥
बिद्या बिधानं सत्य बानं शूलपानं साहियं ।
आकाश पथ्थं ईस तथ्थं सिद्धनथ्थं आहियं ॥
स्वासा सधंतं काल हंतं हैंन भ्रंतं पंतियं ।
मंत्रं उचारं सोध सारं रूप धारं गत्तियं ॥
ज्वाल सु जप्पं तेज तप्पं काम कप्पं दाहियं ।
आकाश पथ्थं ईश तथ्थं सिद्ध नथ्थं आहियं ॥
बाल न ब्रद्धे जून सद्धे कौंन लद्धें उम्मरं ।
आपें उपासी रिद्ध रासी संग बासी अम्मरं ॥
शुद्धं शरीरं गंग नीरं प्रेम पीरं पाहियं ।
आकाश पथ्थं ईश तथ्थं सिद्ध नथ्थं आहियं ॥ १७ ॥

**અર્થ**-તે સિદ્ધનાથનું સ્વરૂપ કેવું છે? જેમણે માથા ઉપર જટાને ધારણ કરેલી છે, પીળું પીતાંબર ચહેર્યું છે, માથાના કેસની એક લટ ખુલી ફરકતી મુકી છે, સૂર્યની બરાબર તેનું તેજ છે, ચંદ્રમાના જેવો શીલસ્વભાવ છે; ધીમી વાણીથી બોલે છે; તેનાં નેત્રો મહા કરાળ-ભયંકર છે, સિંદુરની લાલ બિંદગી લલાટનેવિશે કરેલી છે; ગળામાં રૂદ્રાક્ષની માળા પેહેરેલી છે; એવા સિદ્ધોના નાથ આકાશ માર્ગેથી તિર્થરૂપી ઇશ્વરના સ્થાનકે આવ્યા છે. તેમના એક પગમાં લોઢાનું લંગર આવી રહેલું છે, શરીરે નગ્ન છતાં ઘણા શોભે છે, આખા શરીરે ભસ્મ ચર્ચેલી છે, જ્ઞાનમાં ગંભીર-દ્રઢ નજરથી જોનારા છે, સર્વ વિદ્યાના વિધાનરૂપ છે, સત્ય વચનવાળા અને હાથમાં તેમણે ત્રિશૂલ સાહેલું છે; એવા સિદ્ધોના નાથ આકાશ પંથે, કુંવર રસસાગરના તિર્થરૂપ શિવમંદિરે આવ્યા. શ્વાસને સાધીને પ્રાણાયામને કરનારા ને કાળને હણનારા છે, તેને કોઇ રીતિની ભ્રાંતિ નથી, ગુરૂ પરંપરાને જાણે છે, મહા મંત્રનું ઉચ્ચારણ કરવાવાળા છે, સાર વસ્તુને શોધવાવાળા છે, મનની ઇચ્છિત ગતિ પ્રમાણે રૂપ ધરનારા છે, જ્વાળામુખીનો જાપ જપવાવાળા છે, તેજથી પ્રકાશ કરવાવાળા છે કામને કાપીને બાળનાર છે, એવા સિદ્ધોના નાથ આકાશને પંથે; તિર્થરૂપ શિવસ્થાનકે આવ્યા છે. તે બાળક છે કે વૃદ્ધ છે તે કાંઇ જણાતું નથી-ત્યારે

તેની ઉમ્મરને તો કોણ જાણે? તે સ્વરૂપની ઉપાસના કરનારા ને સિદ્ધિના ઓથરૂપ દેવતાઓની સંગે રહેનારા છે, શરીરે શુદ્ધ ગંગાજળ જેવા નિર્મળ ને પ્રેમની પિડાથી વાકેફગાર છે. એવા સર્વ સિદ્ધોના નાથ–પ્રભાનાથ આકાશને પંથે તિર્થરૂપ સાગરના સ્થાપન કરેલા શિવમંદિરે આવ્યા છે. ૧૭

## चोपाई.

सागर दरश सिद्धका पाया; बंदन किय हुलास हिय आया ।
यह जानीं अंदेश उर भग्गे; बैठ समीप बूझने लग्गें ॥
स्वामि तुम केहि ठोर रहाओ; कितलगि कोंन दिशासें आओ ।
सिध हसि मंद बोलनें लागे; हमें रहत ज्वालासें आगें ॥
फुनि कहि ईच्छा आप बुलाये; ओर न काम ईतें लगि आये ।
सागर तबें सत्य मन मानी; अर्चन लगे साज बहु आनी ॥
आंन आंन बिध असन मगाये; सोतो सिद्ध काहु नहिं खाये ।
किय मनुहारन पट्टन आया; आसन सिद्ध उह्वांहि जमाया ॥
कुमर हमेश बंदनें आवे; पुजि महेश सिद्ध चरचावे ।
तापस बडो प्रताप लषावे; प्राति आसय न बूझनें पावे ॥१८॥

**અર્થ**–કુંવર રસસાગરને સિદ્ધનાં દર્શન થયાં ત્હારે હૃદયમાં હુલ્લાસ આણીને યોગીને નમસ્કાર કર્યા,–એમ જાણીને કે, હવે મનના અંદેશા ભાંગી જશે. પછી સમીપમાં બેસીને પૂછવા લાગ્યો કે, હે સ્વામિ! આપ કયે ઠેકાણે રહો છો? કયી દિશાથી આવો છો અને કયાં લગી જવું ધાર્યું છે? ત્યારે સિદ્ધ મંદ મંદ હાસ્યયુક્ત ધીમી વાણીથી બોલવા લાગ્યા કે, અમે જ્વાલામુખીની પેલે પાર રહીએ છીએ, એમ કહી વળી કહ્યું કે, આપનીજ મરજીએ અત્ર બોલાવ્યા છે, તથા અમારે બીજું કાંઇ કામ નથી, પણ ફકત અહીં સૂધીજ આવ્યા છીએ. એ પ્રકારે સિદ્ધનું બોલવુ મનમાં સાચું જાણીને, કુમારશ્રી, નાનાવિધના પૂજાપાથી અર્ચના કરવા લાગ્યા, પછી ભાત ભાતનાં સ્વાદિષ્ટ મિષ્ટાન્ન મંગાવ્યાં. પણ સ્વામિયે તો કાંઇ ખાધું નહીં. પછી શેહેરમાં આવવાને કુવરે સત્કાર સાથે વિનંતિ કરી, પણ ન આવ્યા ત્યારે સર્વ પ્રકારનો બંદોબસ્ત કરી, મહારાજા પુરમાં પધાર્યા, અને સિદ્ધે ત્યાંજ શિવાલયમાં આસન જમાવ્યું. કુંવર શ્રી રસસાગર નિરંતર શિવજીના વંદનાર્થે આવે છે, અને મહેશની પૂજા કર્યા પછી સિદ્ધ પાસે ચર્ચા કરાવે છે. તપસ્વી મોટો પ્રતાપ દેખાડે છે, તેણે કરી પોતાના મનના અભિપ્રાયના ઉત્તર સંબંધી કાંઇ મહારાજ પુછવા પામતા નથી. ૧૮

**दुहा**—वह बूझन पावत नहीं, बडो सिद्ध परताप ।
रस सागर महाराज मन, मुरझत आपहि आप ॥ १९ ॥
भीर भार बासर बनें, बतियां खुले न चिंत ।
सागर सुकवि सु सिद्धपें, आए निशि एकंत ॥ २० ॥

**અર્થ**—સિદ્ધના મહાન પ્રતાપ આગળ, પેલી વાત તો પૂછી શકાતી નથી, તેથી કુવરશ્રી પોતાના મનમાં ને મનમાંજ મુંઝાયા કરે છે. દહાડે તો માણસોની ભારે ભીડ ભરાય છે તેથી મનની વાત ખુલ્લી થતી નથી, વાસ્તે એક દિવસે **સાગર** તથા **ભારતીનંદ** કવિ, બંને જણ, રાત્રીએ, એકાંતને વખતે સિદ્ધ પાસે આવ્યા. ૧૯-૨૦

**छप्पय**—सिध समीप महाराज, निशा नित बैठन आवहि ।
बूझी जाच न बात, ब्रती आपें न कहावहि ॥
बहत द्योस दश पंच, निशा पर्बनी सु आई ।
अंब अराधन काज, जोगि आसव मगवाई ॥
वह ले सु गए सागर सुकवि, उन एकंत अर्चन किये ।
कीने बिसर्ज सागर कुमर, नीठ बोल तापस लिये ॥ २१ ॥

**અર્થ**—સિદ્ધની પાસે મહારાજા હમેશાં રાત્રિને સમયે બેસવાને આવે છે, પણ વાત પૂછાતી નથી, તેમ યોગી પણ પોતે કહેતા નથી. એ પ્રકારે દશ પાંચ દિવસ વિતી ગયા. એક સમે પર્વણીની રાત્રિ આવી. ત્યારે અંબાજીની આરાધના વાસ્તે જોગીએ આસવ-દારૂ મંગાવ્યો. તે લઇને **સાગર** અને કવિ **ભારતીનંદ** બંનેજણ શિવાલયે ગયા. ત્યાં સિદ્ધે એકાંતમાં બેશી પૂજન કર્યું, જે પછી વિસર્જનાર્થે પૂજાની સમાપ્તિ કરીને તપસ્વીએ **સાગર** કુમારને પોતાની પાસે બોલાવ્યા. ૨૧

**सोरठा**—जोग रीझ मन जांन, मन बूझन धारचो मतो ।
उर आसय अनुमान, कछु मुसकाय कही सु सिध ॥ २२ ॥

**અર્થ**—જોગી મનથી રાજી થયા છે, ત્યારે **સાગર** કુમારે મનમાં વાત પૂછવાનું ધાર્યું, તેટલામાં તો કુમારશ્રીના મનના આશયનું હૃદયમાં અનુમાન કરી, સ્મિત હાસ્યથી સિદ્ધે આ પ્રમાણે કહ્યું. ૨૨

## छंद भूजंग प्रयात.

तुमें चिंतमें बूझबी बात ठांनी, महंमाय सिद्धी हमें सोय जांनी ।
यहें जोगधारी कितो प्रेम देखें, मनंकी परत्तीत ब्रत्ति परेखें ॥

कही कांमनीसें कहा प्रेम लाया, यही बातसें कोंनसा सिद्धि पाया।
अगें बालके ख्याल लंकेश लग्गा, गवाई मदं मोहसें आप जग्गा ॥
ऋषी नारिसें प्रेम देवेश लाए, भगाकार अंनेक अंगं बनाए।
वही नेहसें ध्यांन माहेश छंडे, द्रुहींनं वही रीत कापाल खंडे ॥
त्रिया हेत चंदा कलंकी कहावे, त्रिनंता बधे आपदाकों उपावे।
कहे सिद्ध मिथ्या सबें बात छंडो, उमा ईशको ध्यान आखंड मंडो ॥२३॥

**અર્થ**-હે **સાગર**! તમે મનમાં જે વાત પૂછવાની ધારી છે. તે જોગમાયાની સિદ્ધિથી અમે જાણી. પછી તે યોગીએ વિચાર્યું કે, આને કેટલો પ્રેમ લાગેલો છે તે તો જોઇએ! એવું વિચારી, **સાગર**ના મનની વૃત્તિને પ્રતીતિપૂર્વક પરખીને સિદ્ધે કહ્યું કે કામનીથી પ્રેમ લગાડવાથી શું લાવ્યા છો! એ વાતથી કયો પુરૂષ સિદ્ધિને પામ્યો છે? પૂર્વે સ્ત્રીનો ખ્યાલ **લં**કેશ-**રા**વણને લાગેલો હતો, તો તેણે મદ તથા મોહથી પોતાની જગા-રાજધાની-**લં**કા ગુમાવી; **ગૌ**તમ ઋષિની સ્ત્રી જોડે દેવેશ-ઈન્દ્રે પ્રેમ આણ્યો, તેના પ્રતાપે શરીરે અનેક ભગ બન્યાં, એજ નેહથી **મ**હાદેવજીએ ધ્યાન છોડયું, એજ **ર**તિથી **બ્ર**હ્માનું કપાળ ખંડાયું; એજ ત્રિયાના નેહથી **ચં**દ્રમા કલંકી કહેવાયા. એમ સર્વ સ્ત્રીઓજ આપદાને ઉપજાવે છે. સિદ્ધ કહે છે કે, એ સર્વ મિથ્યા વાતને તજો અને એક ચિત્તથી શિવ-શક્તિનું અખંડ ધ્યાન ધરો. ૨૩

**दुहो**-ऐसें सिधके बचन सुनि, कुमर चिंतमें लाय।
कहा प्रसंग कीनो सु यह, मनही मन मुरझाय ॥ २४ ॥

**अर्थ**- એવાં સિદ્ધનાં વચન સાંભળીને, તેનો મનમાં વિચાર આણી, આહા! સિદ્ધે તે કયો પ્રસગ કહ્યો! એમ બોલી કુંવર મનમાં મુંઝાવા લાગ્યો. ૨૪

**गाथा**-सिद्ध सकत संवादं, शिवालये सागरं चर्चा।
चंमालीश भिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ २५ ॥

**અર્થ**-સિદ્ધ અને શક્તિનો સંવાદ તથા શિવાલયમાં **સાગર** સાથે થયેલી ચર્ચા સંબંધી **પ્રવીણ**સાગરની ચુંવાલીશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૫

इति श्रीप्रबीनसागरे सिद्धसागरसंवाद नामनी चुंमालीशमी लहेरनी
रसपूर्णा टीकानो चतुश्चत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૫ મી.

## સિદ્ધ સાથે સંવાદ.

**सोरठा**–सागर मनं मुरझंत, यहें सिद्धका बच्चन सुनि ।
अतिहि उदासी चिंत, प्रत्युत्तर लागे कहन ॥ १ ॥
अहो सिद्ध महाराज, तुमजो कही सो हम लही ।
अंबर हुवा अवाज, सो हमसें सुनियें सबें ॥ २ ॥

**અર્થ**–એવાં સિદ્ધનાં વચન સાંભળીને, **સાગર** કુમાર મનમાં મુંઝાવા સાથે અતિ ઉદાસી થઇને પ્રત્યુત્તર કહેવા લાગ્યા. અહો ! સિદ્ધ મહારાજ તમે જે વાત કહી તે અમે જાણી, પરંતુ જે આકાશવાણી થઇ હતી તે સર્વ મારી પાસેથી સાંભળો. ૧–૨

**छप्पय**–हमें ईश आगार, मतो मरबेको कीनो ।
तबें अद्रष्ट अवाज, एह प्रत्युत्तर दीनो ॥
बीतत छरितु ब्रतंत, ईतैं सिद्धा आवेंगें ।
उत्तर उर अंदेश, आप उनसें पावेंगें ॥
बरजी सु बात धारी वहें, आए आप मिली सु सब ।
कर प्रेम हींन उत्तर कह्यो, तुम हमकों न जिवाय तब ॥ ३ ॥

**અર્થ**–અમે શિવ મંદિરમાંજ મરવાનો વિચાર કર્યો, ત્યારે અદૃશ્ય–કોઇ જાણે નહિ એવા ગેબી અવાજમાં–પ્રત્યુત્તર દીધો કે, છ ઋતુ વિત્યા કેડે આ ઠેકાણે એક સિદ્ધ આવશે, જેની કનેથી તમારા મનના અંદેશાનો ઉત્તર પામશો. એવી વાણી સાંભળીને અમે ધારેલી આત્મહત્યાની વાત છોડી દીધી. હવે આપ અત્રે પધાર્યા તેથી સર્વ વાત બરાબર મળી; પરંતુ આપે તો પ્રેમને હીન ગણીને ઉત્તર કહ્યો તેથી તો તમે અમને જીવાડયા નહીંજતો! ૩

**दुहा**–अति उदास सागर भये, सुनी सु तापस बात ।
मनमें द्रढ कीनीं तबें, प्रानघात परभात ॥ ४ ॥
यहें धार सिधसें लगे, कहन प्रेम परकार ।
प्रति उत्तर यह प्रश्नको, कहो बात बिस्तार ॥ ५ ॥

**અર્થ**-યોગેશ્વરની વાત સાંભળીને, કુંવર મહા ખિન્ન થયા અને તેજ વખતે મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે, સવારમાંજ પ્રાણઘાત કરવો. એવો દૃઢ સંકલ્પ કરી, સિદ્ધને પ્રેમના પ્રકારની હકીકત પૂછવા લાગ્યા, તથા કહ્યું કે, આ પ્રશ્નોના પ્રતિઉત્તર સાથે, વિસ્તાર સહિત સર્વ વાત કહો. ૪-૫

**छप्पय**-अहो सिद्ध जोगेश, प्रेमकों हीन बताए ।
प्रेम बिना तुम इष्ट, साध सिद्धी कह पाए ॥
प्रेम बिना कह पढें, कोंन बिन प्रेम पढावे ।
प्रेम बिना तजि सृष्टि, कोंनसा भसम चढावे ॥
बिन प्रेम कोंनसी बस्तु प्रिय, कोंन प्रानि प्रेम न चहे ।
माहेशरूप कीजें कृपा, यह प्रसंन हमसें कहें ॥ ६ ॥

**અર્થ**-અહો! હે યોગેશ! આપે તો પ્રેમને અતિ હીણો બતાવ્યો, પણ પ્રેમ વગર તમો ઇષ્ટને સાધીને સિદ્ધિ શી રીતે પામ્યા? તેમ પ્રેમ વગર ભણે શું? અને ભણાવે પણ કોણ? વળી પ્રેમ વગર આ સૃષ્ટી તજીને ભસ્મ કોણ ચોળે? તેમજ પ્રેમ વિના કેઇ વસ્તુ પ્રિય લાગે, તથા કયો પ્રાણી એવો છે કે, જે પ્રેમને ઇચ્છે નહી? હે **મ**હેશ્વરરૂપ સિદ્ધેશ્વર! કૃપા કરીને આ પૂછેલા પ્રશ્નોના ઉત્તર અમને કહો. ૬

**दुहो**-सागर मुख ऐसीं सुनत, पाइ सिद्ध परती ।
कहबेकों नम भए मुदित, प्रेम नेमकी रीत ॥ ७ ॥

**અર્થ**-મહારાજાના મુખથી એ પ્રકારના પ્રશ્ન સાંભળીને સિદ્ધને પ્રતીતિ ઉપજી, તેથી પ્રેમના નિયમની રીતિ કહેવાને, મનમાં અતિશય પ્રસન્ન થયા. ૭

### छंद महालक्ष्मी.

प्रेमको भेद आपें कह्यो, सो हमें चिंतहीमें लह्यो ।
पूरबं प्रेमहीकी कही, सो तुमें चिंत प्रच्छा लही ॥
पें कही आप सोई सची, काहु प्रेमं बिना नां रची ।
ईश आगें उमासें भनी, एह सृष्टी सु ऐसें बनी ॥
अंत्रजू सेवकोंसें कही, तातसें बात ब्रत्ती लही ।
सोय ब्रत्ती उचारी गिरा, यों भयो भेद पारं परा ॥
सो कछू बात पावें हमें, तास भेदं सुनावें तुमें ।
सागरं ईश बानी यहे, चितमें सत्य जांनो वहें ॥ ८ ॥

**અર્થ**-સિદ્ધ કહે છે કે, હે **સાગર**! આપે પ્રેમનો ભેદ કહ્યો તે અમે સાંભળ્યો. અમે પ્રથમ જે પ્રેમની નિંદાની વાત કહી, તે તમારા ચિત્તની પરીક્ષા કરવાનેજ કહી છે, પરંતુ આપે જે વાત કહી તે સત્ય છે. જગત્ પ્રેમ વગર રચાયુંજ નથી-અને તેજ સબંધે પૂર્વે ઇશ્વરે ઉમયાજી પ્રત્યે કહ્યું હતું કે, આ સૃષ્ટી પણ તેમજ બનેલી છે-પ્રેમથીજ બનેલી છે. ઇશ્વરની કહેલી પ્રેમના પ્રભાવવાળી વાણી, **ભ**ગવતી ઇશ્વરીએ પોતાના સેવકોને કહી, પછી તેમણે **બ્ર**હ્માને કહી; તે **બ્ર**હ્માથી મહાન્ ઋષિ મુનિયોએ ગ્રહી તથા વાણી રૂપે ઉચ્ચારીને મોટા ગ્રંથો રચ્યા. એ પ્રકારે પરપરાથી આ ભેદ પડયો, તેમાંથી હું જે કંઇક-અવશેષ સિદ્ધિ પામ્યો છું, તેનો ભેદ તને સંભળાવું છું. હે **સાગર**! આ ઇશ્વરનીજ વાણી છે માટે તમે તેને ચિત્તમાં ધરો. ૮

**दुहो**-पूरब भेद सुनाय सिध, कहनलगे फुनि बांन ।
सागर सत्य सु जांनिए, यहें प्रेम पाहिचांन ॥ ९ ॥

**અર્થ**-આગળનો ભેદ સંભળાવીને, વળી સિદ્ધ કહેવા લાગ્યા કે, હે **સાગર**! આ પ્રેમની ઓળખાણને સત્ય કરી માનજો. ૯

## भुजंग प्रयात.

अनंतं अभेदं अजातं अलख्खं; न आदी न अंतं न रूपं नरख्खं ।
तहां जोत रूपं वहें प्रेम सत्ता; प्रकृत्ती निराकारा साकारं मत्ता ॥
महंतत्व प्रेमं मिले प्रक्करत्ती; भई अंक हंकारकी उत्तपत्ती ।
रवं हं जुरें अंसु प्रेमं प्रकाशं, भयो आदिही तत्व सत्ता अकाशं ॥
वही शुन्यमें धुन्यसो प्रेम सीरा, वियं तत्व रूपं कियंतं समीरा ।
वहं मारुतं प्रेम रत्तं बहंतं, उतंप्पत्तियं तीसरं तेज तत्तं ॥
प्रकाशं कियं तेजमें प्रेम तप्पं, प्रगट्टं भये, चातुरं तत्व अप्पं ।
जुरे वारके वंचसें प्रेम सथ्थी, भयो तारही मंचमं तत्व प्रथ्थीं ॥
मिले पंचही तत्व प्रेमं प्रचंडं, कियो तार विस्तार बैराट इंडं ।
उअंकार उच्चारकी प्रेम रत्ती, उपंनी महा जोगमाया सकत्ती ॥
सकत्ती भई प्रेमके रूप भिन्नं, उपाए गुनं तीनसें देव तिन्नं ।
त्रयं देवमें प्रेम रूपी समांनी, रमें राजसी सात्विकी तांमसानी ॥
ब्रहंमा मनं कारना प्रेम जग्गे, सबें सृष्टि ऊपावनें आप लग्गे ।
श्रियं नाथ सो पोषना प्रेम धारे, बनावे ब्रहंमा वही प्रत्य पारे ॥

महारुद्रसो भक्षना प्रेम लावे, महा कालके रूपसें सृष्टि खावे ।
अधं धारना प्रेम आधार माया, परी ऊपरी चौद लोकं जमाया ॥
उरद्धं परी अंबरं प्रेम छाये, बिनां थंभसें लोग प्रेमं रहाये ।
दिगंपालकों थानकं प्रेम लग्गे, डिगे नांहि सो आपकी छांडि जग्गे ॥
मृजादिक सों सिंधुकों प्रेम धावे, लगे बीरपें तीर पारं न जावे ।
शशी सूरकों पंथको प्रेम प्यारो, स्रवे सीत तापं प्रकाशे उजारो ॥
सुरं राजकों प्रेम भूमी परख्खें, जलं धारितं मेघ माला बरष्षें ।
परी ब्रह्मके प्रेमकों बेद दद्धें; बही बेदके प्रेमसें बिप्र पद्धे ॥
ऋषि जोगके प्रेमसें मंत्र धावे, वही मंत्रके प्रेमसें देव आवे ।
भये क्षत्रियं आपमें रार मंडे, कुलाचारके प्रेमसें देह खंडे ॥
बईशं अरू शूद्र आपाप धंधे, क्षुधा माहिया कांमना प्रेम बंधे ।
प्रियं त्रीयकों कामके प्रेम भज्जे, त्रिया प्रीयके प्रेमसें रूप सज्जे ॥
सुरं आसुरं मानुषं नाग नग्गे, जछं किन्नरं भूत प्रेमं सु पग्गे ।
पशू पंछियं प्रेमको रूप जप्पे, थिरं थावरं जंगमं प्रेम थप्पे ॥
परी ब्रह्ममें प्रेमहीको उदोतं, यहें प्रेम सोई परीब्रह्म जोतं ।
बिनां प्रेम नां को परीब्रह्म पावे, परीब्रह्म इच्छा बिनां प्रेम नावे ॥
खरे प्रेमसें सिद्धि पाषान देवे, न पावे कहा मानुषं प्रेम सेवे ।
न मानें कहेसें वहें मंदमत्ती, नहीं पूरनं जासमे प्रेम रत्ती ॥
रसं सागरंजू सुनो सिद्ध भंखे, भलो प्रेमको नेंम माराज रंखे ॥१०॥

**અર્થ**—અનંત, અભેદ—જે જન્મેલું નથી, તેમ જે લક્ષમાં પણ આવતું નથી, જેને આદિ નથી, અંત નથી, મધ્ય—રૂપ તથા રેખા પણ—નથી—તે જગાએ એક જ્યોતિરૂપ પ્રેમનીજ સત્તા છે. તેમાંથી નિરાકાર અને સાકાર એવી પ્રકૃતિરૂપ માયા પેદા થઈ. તે માયામાંથી મહતત્વ અને તે મહતત્વ-માંથી પ્રેમયુક્ત પ્રકૃતિ ઉદ્‌ભવવાથી, ત્રણ રીતિએ અહંકારવાળી શબ્દની—અહંકારના શબ્દમાં સ્નેહરૂપી પ્રેમના બિમ્બોની—જ્યોતિ તપવાથી, શબ્દ બળથી આદિ આકાશ તત્વ થયું. તે તત્વરૂપ શૂન્યમાં શબ્દયુક્ત શીલરૂપ પ્રેમ મળ-વાથી, બીજું વાયુતત્વ થયું. તે મારૂત—પવનમાં સ્પર્શયુક્ત પ્રેમ સત્તાનું વહેવું મળવાથી, ત્રીજું તેજ તત્વની ઉત્પત્તિ થઈ. તે તેજ તત્વમાં પ્રેમની મહત્તાનું બળ થવાથી, ચોથું જળતત્વ પેદા થયુ. તે રસગુણાત્મક જળતત્વ જોડે પ્રેમનું બળ—સત્તા મળી, તેના યોગે ગંધ ગુણાત્મક પાંચમુ પૃથ્વી તત્વ

પ્રગટ્યું. એ પાંચે તત્વોમાં પ્રેમની સત્તા જોડાવાથી, અતિ પ્રચંડ વૈરાટ રૂપ ઈંડાનો ૐકાર સુદ્ધાં વિસ્તાર થયો, ૐકારના ઉચ્ચારની "અકાર, ઉકાર અને મકાર" એમ ત્રણ માત્રાઓ થઈ, તે માત્રા પ્રેમ સત્તામાંથી મહામાયા-શક્તિરૂપે થઇ.

એ શક્તિનાં પ્રેમની પ્રભાવનાથી, ભિન્ન ભિન્નરૂપ ઉપજ્યાં. સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોમાંથી "વિષ્ણુ, બ્રહ્મા અને રૂદ્ર" દેવો ઉપજાવ્યા. એ ત્રણે દેવો જોડે પ્રેમથી સમાન રૂપવાળી રજોગુણી **સાવિત્રિ**, સાત્વિકી **લક્ષ્મી** અને તામસી **રૂદ્રાણી** થયાં. ચાર મુખવાળા બ્રહ્માના મનમાં કારણાત્મક પ્રેમ ઉદે થયો તેણે કરી પોતે સકળ સૃષ્ટીને ઉપજાવવા માંડી; **શ્રી લક્ષ્મી**ના પતિ ભગવાન **વિષ્ણુ** તો કેવળ પોષણ પ્રેમજ ધરાવે છે-**બ્રહ્મા** ઉપજાવે છે અને **વિષ્ણુ** પાલન કરે છે; **મહારૂદ્ર** એક ભક્ષણ-સંહારમાંજ પ્રેમ લાવીને, મહાકાળ રૂપથી સકળ સૃષ્ટિને ભક્ષે છે. નોધારાંને આધાર આપનારી પ્રેમરૂપ માયા ધારણ કરીને રહી છે, અને તેણેજ ઉપરા ઉપરી એમ ચૌદ લોકને સૃજેલાં છે. એ ઊંચે આકાશની પેલી પાર દૂરમાં દૂર-કેવળ પ્રેમજ છાંયલો છે. તેમ જે ચૌદે લોક, વિના સ્થંભે-આધાર વગર-અદ્ધર ટકી રહ્યા છે, તે પ્રેમના પ્રતાપે કરીનેજ રહ્યા છે. દશે દિગપાળો રૂપ હસ્તીઓને પોતાના સ્થાનનો પ્રેમ લાગેલો છે, તેથીજ તેઓ પોતાની મૂળ જગ્યાને ન છોડતાં, અડગ રહે છે; મર્યાદાનો સમુદ્રને પ્રેમ લાગેલો છે, તેથી તેને વાયુની લહેરો લાગતા છતાં, મર્યાદાને ઉલંઘી આગળ વધતો નથી; ચંદ્ર અને સૂર્યને પણ પંથનો પ્રેમ વ્હાલો છે, તેથી તેઓ ટાઢ તડકાને સહી, પ્રકાશિત થઇને અજવાળું આપે છે; સુરરાજ ઇંદ્ર પૃથ્વી ઉપર પ્રેમ રાખે છે, તેણે કરી આ ભૂમિ ઉપર પાણીની ધારારૂપી વર્ષાદને વરસાવે છે, પરબ્રહ્મના પ્રેમને વેદ દ્રઢાવે છે. વેદના પ્રેમથી વિપ્રબ્રાહ્મણો ભણે છે, ઋષિયો યોગના પ્રેમથી સમાધીસ્થ થઈ મંત્ર જપે છે, અને તેજ મંત્રના પ્રેમથી દેવો સામે આવે છે. ક્ષત્રીઓ અન્યોન્ય લડાઈ કરવા માંડે છે તેનું કારણ પ્રેમ, તથા કુળાચારના પ્રેમથીજ હરેકના દેહનું ખંડન તાડન કરે છે; વૈસ્ય તેમ શૂદ્રો પણ પોત પોતાના ધંધા રોજગારમાં મગ્ન રહી, દ્રવ્ય સંચય કરવામાં, પ્રેમને લેઇનેજ ભૂખ-તરસ વેઠીને વ્યાપારાદિ કરે છે. વળી સ્વામિ કામ પ્રેમથી સ્ત્રીને ભજે છે, તેમ સ્ત્રી પણ સ્વામિના સ્નેહને ભજે છે. એ પ્રકારે દેવ-દાનવ-માનવ-નાગ-પર્વત-યક્ષ-કિન્નર અને ભૂતાદિ સકળ પ્રાણીયો, પ્રેમમાં ભીંજાઈ રહ્યાં છે! પશુ પક્ષી ઈત્યાદિ જનાવરો પણ પ્રેમનાજ રૂપને જપે છે, સ્થાવર-જંગમ સર્વે વસ્તુઓ પ્રેમથી સ્થાપન થએલી છે, તેમ તેનુંજ સ્થાપન કરે છે; પરબ્રહ્મમાં પણ પ્રેમનોજ પ્રકાશ છે અને એજ

પરબ્રહ્મનું જ્યોતિ સ્વરૂપ છે. રે પ્રેમ વગર કોઈ પરબ્રહ્મને પામતું નથી, તથા પરબ્રહ્મની ઇચ્છા વગર પ્રેમ પણ થતો નથી. ખરા પ્રેમના એકિનથી, પત્થરના દેવો પણ સિદ્ધિદાતા બને છે તો પછી પ્રેમનું આરાધન કરવાથી માણસ શું ન પામે? અર્થાત્ સર્વે પામે. જેઓનામાં એક રતિ માત્ર પણ પ્રેમ નથી, તે મંદમતિ મનુષ્યો કહેવાથી એ વાત માનશે નહીં પણ એજ સત્ય છે. એ રીતે ભાષણ કરી તે મહાત્મા રસસાગરને કહે છે કે, મહારાજ! આપ ઘણોજ ઉત્તમ પ્રેમનો નિયમ રાખો છો. ૧૦

**सोरठा**–यहें प्रेम परकार, महा पुरुष बर्नन कियो ।
उरमें हरष अपार, सागर सोय सराहियत ॥ ११ ॥

**અર્થ**–આ પ્રેમના પ્રકારનું મહા પુરૂષે વર્ણન કર્યું, જે સાંભળી મનમાં અપાર હર્ષ થયો ને સાગર કુંવર, તેમનાં વખાણ કરવા લાગ્યા. ૧૧

**दुहा**–कह्यो प्रेम परिब्रह्मवत, सब घट रहे समांय ।
एक एक जानें जुगति, क्यों सब समुझत नांय ॥ १२ ॥

**અર્થ**–પ્રેમ પરબ્રહ્મની માફક સર્વના ઘટઘટમાં સમાઈ રહે છે, એમ હે સિદ્ધ! આપે કહ્યું તે ખરૂં, પણ પ્રેમની યુક્તિને તો કોઈ કોઈજ જાણે છે, સર્વ કોઈ કંઈ સમજતા નથી. ૧૨

**छप्पय**–कला अगन सब काठ, काठ परसें नहिं जारे ।
पावक पथ्थर बीच, पथर पकरें नहिं बारे ॥
बसे काचमें बन्हि, काच करमें पकरिज्जे ।
मथन लोह झारंत, सूर प्रतिबिंबित छिज्जे ॥
अनुमान एह घट घट बसें, प्रेम प्रभा पारिब्रह्मवत ।
सिद्धा वदंत सागर सुनों, जथा जोग जागे जगत ॥ १३ ॥

**અર્થ**–દેવતાની સર્વ કળા કાષ્ટમાં રહેલી છે, પણ તે લાકડાને અડવાથી કંઈ બાળતી નથી, પત્થરમાં પણ અગ્નિ રહ્યો છે, પણ કંઈ પત્થરને ઝાલવાથી તે તેને બાળતો નથી, તેમ કાચમાં પણ અગ્નિ રહ્યો છે, પરંતુ તે કાચ, હાથે પકડાય છે. પરંતુ કાષ્ટને એક એક સાથે મથવા-ઘસવાથી, પત્થરાને લોઢા વડે ટીચવાથી તથા કાચમાં સૂર્યનું પ્રતિબિંબ લેવાથી, એકદમ અગ્નિ સળગી ઉઠે છે; એ અનુમાન કરી, પરબ્રહ્મની પેઠે, પ્રેમની પ્રભા, ઘટ ઘટમાં વાસો કરી રહી છે. સિદ્ધ કહે છે કે, હે સાગર! જગતમાં જ્યાં યોગ્યતા પ્રમાણે યુક્તિ હોય, ત્યાંજ પ્રેમ રહેલો છે, ૧૩

**दुहो**–जथा जोग दो च्यार जन, भयो प्रेम बिस्तार ।
न्युनाधिक क्यों रहतहें, कहो सिद्ध निरधार ॥ १४ ॥

**અર્થ**–યોગ્યતા પ્રમાણે બે ચાર જણમાં પ્રેમનો પ્રકાશ થાય, તો પછી ન્યૂનાધિક શામાટે રહે છે? હે સિદ્ધ! તે કહો. ૧૪

**छप्पय**–नीक पना मनिं नील, मुक्त मानिक विद्रुम मनि ।
पोखराज लसनीक, फटिक गोबिंद विदुर्ज्जनि ॥
परे सबें इक ठोर, काहु पंथीऐ पाए ।
वह किम्मति के लिये, हाट जोहोरीके आए ॥
सब मध्य तेज घट प्रेमबत, जोहोरी करि पारिष लहें ।
सिद्धा बदंत सागर सुनों, न्यूनाधिक इहि बिधि रहें ॥ १५ ॥

**અર્થ**–સિદ્ધ કહે છે-હીરો, પનાં, નીલમણિ, મોતી, માણેક, વિદ્રુમ–પરવાળાં, પોખરાંજ, લશણીઓ, સ્ફાટીક, ગોમેદ મણિ, વૈડૂર્ય–એ સર્વે એક જગાએ પડયાં હતાં. તે કોઇ પંથી–રસ્તે જનારને–મળ્યાં. તેની કીમ્મતને માટે તે વ-ટેમાર્ગુ ઝવેરીની દુકાને આવ્યો; તો જેમ ઘટ ઘટમાં વસેલા ઓછા વધતા પ્રેમની માફક. તે ઝવેરાતમાં રહેલા ન્યૂનાધિક તેજ–પ્રકાશ ઉપરથી, ઝવેરી પ-રીક્ષા કરી લે છે; સિદ્ધ કહે છે કે, હે **સાગર**! એ પ્રમાણે પ્રેમ ઓછો વધતો રહે છે. ૧૫

**दुहो**–कह्योजोहेर बत प्रेमको, किंमति जैसी जोत ।
किधों बढ चतुराइसें, किधों आप उद्योत ॥ १६ ॥

**અર્થ**–ઝવેરોની માફક પ્રેમની પણ જ્યોત–તેજ–પ્રમાણે કીમ્મત કહી, પણ તે ચતુરાઇથી વધે છે, કે પોતાની મેળેજ ઉદય પામે છે? ૧૬

**छप्पय**–नट नाटिक अरु भगल, शस्त्र अस्त्रनको साधन ।
पशु पंछी बस करन, ओर अंनेक अराधन ॥
षटहु शास्त्र षट बांनि, ओर इतिहास बेद बिधि ।
बिद्या कला बिधांन सबें, अभ्यास होत सिधि ॥
परि प्रेम बढायो नां बढत, आपहि आप सु बिस्तरत ।
सिद्धा बदंत सागर सुनो, ज्यों करता सृष्टी करत ॥ १७ ॥

**અર્થ**–સિદ્ધ કહે છે કે,નટ, નાટકાદિ ખેલ, ઇંદ્રજાલ શસ્ત્ર અને મંત્રોથી ચા-લતાં આયુધોનાં સાધન, પશુ-પંખી ઇત્યાદિ જાનવરોને વશ કરવાના ઉપાયો, તેમ કેટલાંક અન્ય આરાધનો, છ શાસ્ત્ર, છ ભાષાઓ, ઇતિહાસ અને વેદની

વિધી, વિદ્યા કળાનાં સર્વે વિધાનો, ભણવાથી સિદ્ધ થાય છે; પણ પ્રેમ વધાર્યો વધતો નથી, એ તો પોતાની મેળેજ વિસ્તાર પામે છે. **સિદ્ધ** કહે છે કે, હે **સાગર** ! જેમ જગતકર્તામાંથી સૃષ્ટી થાય છે, તેમ એ પણ જાણવું ૧૭

**दुहो**—करता इच्छावत कह्यो, प्रेंमसो स्वयं प्रकास ।
यह उरमें अंदेसहे, साधन सबें निरास ॥ १८ ॥

**અર્થ—સાગર** કહે છે કે,—હે **સિદ્ધ** ! કર્ત્તા ઇચ્છાવાળો કહ્યો અને પ્રેમને સ્વય પ્રકાશ કહ્યો, તો મારા મનમાં એ સશય થયો કે, મારાં સર્વે સાધનો નકામાં નિવડે, અર્થાત્ આશા રહિત થાય છે. ૧૮

**छप्पय**—प्रेंमसो स्वयं प्रकास, आप उद्योतसु बाढत ।
प्रेमहिके परताप, सबें साधन चित चाढत ॥
इष्ट न बिस्मृति होय, ओर उरमें नहि चाहे ।
कानन परचो चिनंग, आपसे ज्यों बन दाहे ॥
करता इष्ट सिद्धी मिलत, पें साधन न बिसारियें ।
सिद्धा बदंत सागर सुनो, प्रेंम नेंम यह धारियें ॥ १९ ॥

**અર્થ**—સિદ્ધ કહે છે, પ્રેમ તો સ્વય પ્રકાશ છે, તે પોતાના ઉદયથીજ વધે છે; તે પ્રેમના પ્રતાપ-બળથી-તમામ સાધનો હૃદયમાં સ્ફુરી આવે છે; તેથી પોતાના ઇષ્ટને ભૂલે નહીં અને મનમાં બીજાને ચ્હાય નહીં; અર્થાત્ વન વગડામાં પડેલી દેવતાની ચીનગારીઓ એની મેળેજ વૃદ્ધિ પામીને, વગડા-જંગલને દહે છે, તેમ પ્રેમ પણ પોતાની મેળેજ વૃદ્ધિ પામીને પ્રકાશે છે, અને કર્ત્તારૂપ ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પરંતુ સાધનને વિસારાય નહીં, હે **સાગર** ! એ પ્રેમના નિયમને ધારી રાખો. ૧૯

**दुहो**—तन मन प्राणसु प्रेंम चत्र, इक इक बिनां न होय ।
सबही सत्ता ब्रंह्महे, कहो बिशेष तुम सोय ॥ २० ॥

**અર્થ—સાગર** પુછે છે-તન, મન, પ્રાણ અને પ્રેમ, એ ચારેય એક એક વગર રહેતાં નથી, એ સઘળી સત્તા બ્રહ્મની છે, તો તેમાંથી જે અધિક જણાય તેને આપ બતાવો. ૨૦

**छप्पय**—तन मन प्राण सु प्रेंम, बराबर सबें कहावें ।
इक इक बिनां न होय, यहें सिगरो जुग पावें ॥
ज्यों भाजन अरु नेह, बती अरु मिलवें पावक ।
चारहुंके संजोग, भयो अभिधांन सु दीपक ॥

जडताइ भाव वह तीनमें, चैतन बन्हि बखानियें ।
सिद्धा बदंत सागर सुनो, प्रेंम सोय पहिचांनियें ॥ २१ ॥

**અર્થ**–સિદ્ધ કહે છે–તન, મન, પ્રાણ અને પ્રેમ એ સર્વ બરોબર કહેવાય છે, પણ તેઓ એક બીજા વગર રહેતાં નથી–એ પ્રકાર આખું જગત જાણે છે. જેમ કોડીયું, તેલ, વાટ અને અગ્નિ ભેગાં જમાવીએ તો તે ચારેયના યોગે દીવો એવું નામ પડે છે, પરંતુ કોડિયું, તેલ અને વાટ એમાં જડપણું છે, અને ફક્ત ચેતન તો અગ્નિમાંજ રહ્યું છે, તેમ સિદ્ધ કહે છે કે, હે **સાગર**! પ્રેમ તેજ ચેતનરૂપનેજ જાણવો. ૨૧

**दुहो**–अलौकीक लौकीक यह, प्रेंम कहावे दोय ।
शुद्धा शुद्ध सिगरे कहे, भिन्नभाव क्यौं होय ॥ २२ ॥

**અર્થ**–સિદ્ધ પ્રત્યે સાગર પૂછેછે કે, હે મહારાજ! અલૌકીક અને લૌકીક એવા પ્રેમના બે ભેદ કહેવાય છે, તેમજ સર્વે જણ તેને શુદ્ધ અને અશુદ્ધ પણ કહે છે, માટે એવો ભિન્નભાવ કેમ હોય? ૨૨

**छप्पय**–अलौकीक लौकीक, प्रेमहूके दोउ छंदा ।
शुद्ध अशुद्धा कहे, सोउ जानो मति मंदा ॥
ज्यों घट पूरन अंबु, कोंन खाली जग्गे तित ।
सकल सृष्टी परिनांम, ब्रह्म सत्ता यों व्यापित ॥
जिहि ठोर प्रेंम थर चर लगें, तहां ब्रह्म ठहराइयें ।
सिद्धा बदंत सागर सुनो, सर्वे सिद्धि तहां पाइयें ॥ २३ ॥

**અર્થ**–સિદ્ધ કહે છે–અલૌકીક અને લૌકીક એવા બે પ્રેમના છંદ–સ્વભાવ છે અને તેને જે શુદ્ધ અને અશુદ્ધ કહે છે, તેને અલ્પ બુદ્ધિ–મતિવાળા જાણો. જેમ ઘડો જળથી સંપૂર્ણ ભર્યો છે, તેમાં કંઇ જગો ખાલી હોય છે કે? તેમ સઘળી સૃષ્ટીમાં છેવટે પરિપૂર્ણ બ્રહ્મની સત્તા વ્યાપેલી છે; અને જે ઠેકાણે સ્થાવર તથા જંગમમાં પ્રેમ લાગે, તે ઠેકાણે બ્રહ્મજ જાણ. સિદ્ધ કહે છે કે, હે **સાગર**! તે ઠેકાણેજ બધા પ્રકારની સિદ્ધિ છે. ૨૩

**दुहो**–सागर बूझे सिध कहे, प्रश्न उतर परकास ।
ज्यों ज्यों चरचा चलतहे, त्यों त्यों प्रेंम विकास ॥ २४ ॥

**અર્થ**–સાગર પૂછે છે અને સિદ્ધ કહે છે કે એમ પ્રશ્ન ઉત્તર પ્રગટ કરતાં, જેમ જેમ ચર્ચા ચાલે છે, તેમ તેમ પ્રેમ પ્રકાશતો–વધતો–જાય છે. ૨૪

**ગાથા**–सागर सिद्धसु चरचा, प्रेम प्रमान प्रश्न प्रतिउत्तरं ।
पंचचालीस भिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ २५ ॥

**અર્થ**–સાગર અને સિદ્ધની ચર્ચામાં, પ્રેમનાં પ્રમાણ આદિ પ્રશ્નો અને તેના ઉત્તરવાળી પ્રવીણસાગર ગ્રંથની પીસ્તાલીશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૫

इति श्रीप्रवीनसागरे प्रेम प्रश्नोत्तर नामनी पीस्ताळीसमी लहेरनी रसपूर्णा टीकानो पंचचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૬ મી.

## પ્રેમ ભેદ.

**સોરઠો**–तुमें प्रश्न जोगेश, हम बूझे सो सो कहे ।
आप करो उपदेश, प्रेम महीमाको कथन ॥ १ ॥

**અર્થ**–પછી રસસાગરે પુછ્યું કે, હે યોગેશ્વર! અમે જે જે પ્રશ્નો પૂછ્યાં તેના યથાયોગ્ય ઉત્તરો આપે આપ્યા, પણ હવે પ્રેમના મહિમાનું વર્ણન કરો. ૧

**દુહા**–दधि मंठा नवनीत घृत, पयसें उतपन होत ।
परंपरा सागर यहें, सबें प्रेम उद्योत ॥ २ ॥
पय दधि माखन तक्र ज्यों, सेत रंग सब मांहि ।
त्यौं पुरान श्रुति शास्त्र मधि, प्रेम ब्रह्म दरसाहि ॥ ३ ॥
सागर सागर प्रेमको, सुरत नाव अनुहार ।
तरेसु डूबेहें खरे, परेसु उतरे पार ॥ ४ ॥
तोल बधे दोउ पथरके, ताकी खबर नपाय ।
आदि अंतकों खोलदे, तो उन भेद लिखाय ॥ ५ ॥

**અર્થ**–દહીં, છાશ, માંખણ અને ઘી, એ તમામ વસ્તુ દુધમાંથી થાય છે; અને એજ પરંપરાથી સિદ્ધ કહે છે કે, હે **સાગર**! આ સકળ સૃષ્ટિ પ્રેમમાંથી જ ઉદય પામેલી છે. દૂધ, દહીં, માંખણ અને છાશ, એ બધામાં ધોળો રંગ રહ્યો છે, તેમ પુરાણ, વેદ અને શાસ્ત્રોમાં પણ પ્રેમરૂપી પરબ્રહ્મ

રહેલો છે. હે **સાગર**! પ્રેમનો સમુદ્ર છે, જેમાં સુરત રૂપી વાહાણ છે, તેમાં જેનું નાવ ઉપર તર્યું તે નાવસહિત બૂડયા જાણવા, અને જે નાવસહિત તે સમુદ્રમાં પડયા, અર્થાત્ નિમગ્ન થયા, તે પાર ઉતર્યા-મતલબ કે તેઓ પ્રેમમાં બુડયાં નહીં, પણ જેઓને છેલ્લો (પરબ્રહ્મનો) પ્રેમ લાગ્યો તેઓ પાર ઉતર્યા. સર્વે એ પત્થરાનો તોલ બાંધે છે, તેમને પ્રેમની ખબર પડતી નથી, પણ જો આદિ તથા અંતને લજી દે તો તેનો ભેદ તરત જોવામાં આવે. ૨-૫

**सवैया**—अंधन उज्जल अंगन भंगन, अमृत मारन बारन आगें ।
सुख्खन दुख्खन धीर अधीरन, मृत्युन जीवन नींदन जागें ॥
शुद्ध त्रिषुद्धन अद्धन ऊरध, प्रच्छ प्रतच्छ अताग न तागे ।
सागर प्रेम प्रतीत परें उन, याबिरती सुरती जिन लागें ॥ ६ ॥

**અર્થ**—અંધારૂંએ નથી, તેમ અજવાળું પણ નથી, અંગે ખડિતે નથી, તેમ અખંડિત પણ નથી, અમૃતે નથી તેમ વિખ પણ નહીં, પાણીએ નહીં, તેમ અગ્નિ પણ નહીં, સુખે નહીં અને દુઃખ પણ નહીં, ધીરે નહીં તેમ અધીર પણ નહીં, મરેલો પણ નહીં, તેમ જીવિત પણ નહીં, નીદ્રાએ નહીં, ને જાગ્રત પણ નહીં, શુદ્ધે નહીં તેમ બેશુદ્ધ પણ નહીં, નીચેએ નહીં, તેમ ઉપર પણ નહીં, પરોક્ષે નહીં, તેમ પ્રત્યક્ષ પણ નહીં, અથાગ ઊંડું નહીં, તેમ છીછરૂં પણ નહીં, હે **સાગર**! એવા પ્રકારની વૃત્તિઓની જેને પ્રીતિ લાગે, તેનેજ પ્રેમની પ્રતીતિ સાંપડે છે. ૬

## सवैया.

जीवकी जात समाधिकी शोधन, बातको बास सुबासकी छाया ।
धूमको धाम सुधामकी धारन, धारनकी कह कारन माया ॥
पानीको रंग पियुषको पावस, शुन्यकी धुन्य कहा सुर गाया ।
पाये वहें बड भागि प्रबीनजु, प्रेमको रूप प्रकाशकी काया ॥ ७ ॥

**અર્થ**—જીવની જાત, સમાધીનું શોધવું, પવનનું સ્થાન, સુવાસની છાયા, ધૂમાડાનું ધામ, ધામનું ધારણ, વસ્તુનું કારણ અને માયા, એ શું છે? પાણીનો રંગ, અમૃતનો મેઘ, શૂન્ય-કંઈ નહિ તેની ધુન્ય, અને તે સુરનું ગવાવું તે શું? એ વસ્તુની જોડે, પ્રેમના રૂપને અને પ્રકાશની કાયાને જે પામે, તેજ મનુષ્ય, આ જગતમાં, જાણે તેજ બડભાગી, પ્રવીણને મેલવે. ૭

## सवैया.

सोध समाव लगी सु लगी रहे, गेबकी अंग प्रकाश उजारी ।
आस त्रिलास उदास अहो निश, नीकी बुरीको कहेतो कहारी ॥

आपकी आप सबें समुझें, सिगरे जगकी गतिसें गति न्यारी ।
सागर प्रेम विदेहिके पंथकी, रंम्मत हेंन करामति भारी ॥ ८ ॥

**અર્થ**-શોધની સમાધી લાગી છે-તે લાગીજ છે, શરીરમાં ગુપ્ત પ્રકાશ થયો છે; હમેશાં રાત્રિ દિવસ વિલાસ-ક્રીડાની આશામાં ને આશામાં જ ઉદાસીનતા રહે છે, સહોદર કે પર, કોઈ નેકી યા બુરાઇની વાત કહે તોપણુ તે ભલે કહે-તેને બેદરકારીથી, અગર તો પોતાના મનની થએલી છિન્ન ભિન્ન હાલતથી તેને લેખવતા-લક્ષમાં લેતા નથી અને મનમાં સમજી રહે છે; વળી આ સૃષ્ટિની ગતિથી, જેની ગતિ ઓર-ન્યારી છે, એવા સુલક્ષણયુક્ત પ્રેમી-વિદેહીઓના પંથની, હે **સાગર**! કાંઇ રમ્મત નથી-એ તો મોટી કરામત છે. ૮

## सवैया.

कंचन लोह एकें करि जानुत, अमृत झेर एकें करि पावें ।
कीरति गारि एकें अनुमानत, उंचही नीच एकें दरसावें ॥
रंकसु राव एकें कही बोलत, एक सरूप अहोनिश ध्यावें ।
सागर प्रेम अखंड प्रकाशित, सोजन जीवन मुक्त कहावें ॥ ९ ॥

**અર્થ**-જે સોના તેમ લોઢાને સમાન જાણે છે; અમૃત અને વિષને સમાન ગણી પીએ છે; કીર્તિ અને નિંદાને સમાન માને છે; ઊંચ અને નીચને સરખાં દેખે છે; રંક અને રાય બન્નેને સરખા સત્કારથી બોલાવે છે; તેમ અહોનિશ એક સ્વરૂપનેજ સમરે છે, એ પ્રકારે જે મનુષ્યમાં અખંડ પ્રેમ પ્રકાશિત થયો હોય-તેજ માણસ જીવનમુક્ત કેહેવાય. ૯

## सवैया.

पेंड लगो कोउ डारनमें, कोउ पातनमें भटक्योइ फिरचो ।
मंजरमें उरझाय रह्यो कोउ, फूल कली रस रीझ भरचो ॥
माधुरता कहुं काहु कटू फल, जोइ मिल्यो सोइ सिस धरचो ।
सागर जूसु प्रबीन कोउ चढि, प्रेम तरू न कबी उतरचो ॥१०॥

**અર્થ**-(આ જગતના જીવોમાં) કોઈ થડ અને શાખાને બાઝી રહ્યો, કોઈ પાંદડાંમાં ભટકતો ફર્યો, કોઈ મંજરીઓની કુંપળોમાં ગુંચવાઈ રહ્યો, કોઈ ફુલ કળીઓના સુગંધી રસમાં રીઝીને ભરાઈ પેઠો, કોઇએ, માધુર્ય અને કોઇને કટૂ-કડવાં એમ જેવાં મળ્યાં તેવાં ફળ મસ્તકે ધર્યાં; એ પ્રકારે હે **સાગર**! કોઇ ચતુર પુરૂષ પ્રેમના તરૂવર ઉપર ચડીને પાછો ઉતર્યોજ નથી. ૧૦

### सवैया.

इंद्र अनंत कहागति मारुत, को ग्रह को जमराज कहा जम ।
अस्त उदे शशि सूर नहीं कल, वेद बदंत इकीस कहा ब्रम ॥
पावक नीरद नीर कहा, उमया जुत ईश सधंत कहा दम ।
प्रेमको नग्र निहारत सागर, कौंन गली किरतार नहीं गम ॥११॥

**અર્થ**-ઈંદ્રિ, શેષ કે **મારૂત**-પવનની ગતિ શું છે? **ગ્રહ, યમરાજ** કે **યમ** શું ? કે જ્યાં અસ્ત ઉદય કરનાર **ચંદ્ર** કે **સૂર્ય**ની પણ સમજ પડતી નથી? વળી જેને વેદ એક ઇશ્વર કહે છે, એ તે શું ! અથવા તો તે બ્રહ્મ શું ? અગ્નિ, વર્ષાદ અને પાણી શું ? ઉમયાજીયુક્ત **મહેશ** જેને સાધે છે તે અજપા ગાયત્રી તે કોણ? હે **સાગર** ! પ્રેમનું શહેર તપાસી જોતાં કઇ ગલીમાં કર્ત્તા છે તેની ગંમ્ કોઇને નથી, અર્થાત્ તે સર્વત્ર વ્યાપી રહ્યો છે. ૧૧

### सवैया.

मोद महीप अखड सभा, अगनी सुख होम अखंड ब्रहा ब्रम ।
साधनसा सूरता कि बजार, बिचार बनंज लगे रहें उद्यम ॥
नौबत नाद सदा गति आयत, शील सधें कुटवाल कला क्रम ।
प्रेमको नग्र निहारत सागर, कौंन गली किरतार नहीं गम ॥१२॥

**અર્થ**-મોદ-આનંદ રૂપી મહિપતિ છે, તેની અખંડ સભારૂપી અગ્નિ છે, સુખરૂપી હોમ થાય છે, અખંડ વિરહરૂપી બ્રાહ્મણ છે, સાધનરૂપી શાહુકાર છે, સુરતારૂપી બજાર-ચૌટામાં વિચાર રૂપ વણુજ-વેપાર ચાલે છે; આવતી જતી શ્વાસની ગતિના યોગથી થતા, આનાહત શબ્દરૂપી નોબત વાગે છે; શીલતા રૂપી કોટવાળ-દરોગો કળા ક્રમને સાધે છે; હે **સાગર** ! એ રીતે પ્રેમના નગરને નિહાળી જોતાં કઇ ગલિમાં કિરતાર છે તેની ગમ નથી ! ૧૨

### सवैया.

आंसूनको उमडेबो कहांसें, कहां चिनगे द्रगमें दरसावे ।
औंचक अंग चमंक कहांसें, कहा रस रंग रुमंच चडावे ॥
अंक हकार अकार कहाहे, उसासको धाम कहां कहां धावे ।
प्रेम हुलास उदास तफावत, सागर नागर होय सों पावें ॥ १३ ॥

**અર્થ**-ક્યાંથી આંસુ આવે છે, નેત્રમાં ચિનગારીઓ કોણ દેખાડે છે, અને એકદમ ઓચીતું અંગ-શરીર કેમ ચમકી ઉઠે છે? રસ રંગથી રોમાંચ-રૂવાંને કોણ ચડાવે છે? હકાર અને અકાર એ અંકના સંગમથી જે

"હાય હાય," ઉચ્ચાર થાય છે તે શું છે? વળી નિસાસાનો ધામ ક્યાં સુધી વધે છે? હે **સાગર**! પ્રેમના આનંદને લીધે ઉપજેલી ઉદાસીનતાને તો, ચતૂર-મહા કુશળ હોય તેજ જાણે છે. ૧૩

**सवैया**–भेद कुरांन पुरांन न भाषित, बेद कितेंब बदंत वृथा ।
प्रौढ लहे सूग्रहे मनके मन, मूढ अरूझत गूढ गथा ॥
जांनन हार प्रमान न जांनत, जानत जाय बितीत जथा ।
मंत्र न जंत्र न तंत्र न मंडित, सागर प्रेमकी न्यारी कथा ॥ १४ ॥

**અર્થ**–પુરાણ અને કુરાનમાં પણ જેનો ભેદ કહ્યો નથી, વેદ અને કિતાબો વદે છે તે પણ વૃથા છે, મોટા મુનિવરો અને યોગીઓ જેના પારને પામે છે, પરંતુ તેઓ તો મનમાં ને મનમાંજ ગ્રહણ કરી રહ્યા છે, મૂઢ માણસો, તેની ગૂઢગાથા–વાણીમાં સમજ નહિ પડવાથી, અમુઝણ સાથે ધુંચવાઇ રહ્યા છે; જે જાણવાવાળા છે તે પ્રમાણને જાણતા નથી, માટે જેને વિતી હોય તેનાથીજ આ ભેદ યથાયોગ્ય જાણ્યો જાય છે; પણ મંત્ર–જત્ર કે તંત્ર એઓ પણ મંડન કરી શકતા નથી, હે **સાગર**! પ્રેમની કથા તો ન્યારીજ છે. ૧૪

**कवित्त.**

गुन हुको नीर सोतो भर्यो चिहुं तीरनमें, धीरज गहीर मध्य ध्यानकी उछार बार ।
संकलप विकलपके उठत तरंग जहां, मन अभिमानिनके डुबेहे गिरि अपार ॥
मक्र मक्र ध्वज सूरत जिहाज रोके, बाडवा बिरह भेद चिता भ्रामरी बिचार ।
सुर नर नाग जहां, तरि तरि हारे मुनि, प्रेम पारा वार हुको किनहुं न पायो पार ॥

**અર્થ**–ગુણ રૂપી નીર–જળ–ચારે તરફના તીરોમાં ભર્યું છે, અંદર ધીરજ રૂપી ઉંડાઇ છે, તે મધ્યે ધ્યાનરૂપી તરગો ઉછાળા માર્યા કરે છે, સંકલ્પ વિકલ્પ રૂપી છોળો ઉડે છે, જેમાં અભિમાનીના મન–ચિત્ત–રૂપી ઘણાક ગિરિવરો ડુબ્યા રહે છે; જે જગાએ રતિરાજ રૂપી મકરધ્વજ નામે મઘરમચ્છ, સુરતા રૂપી જહાજને રોકે છે, તેમજ જ્યાં વિરહ ભેદરૂપી વડવાનળ નામે અગ્નિ રહ્યો છે, અને ચિંતારૂપી પડતી ભમરીઓનાં ગોળ ચક્રમાં દેવ, મનુષ્ય, નાગ અને મુનિવરો આદિ તરી તરીને થાકી ગયા, પણ પ્રેમ રૂપી પારાવાર–સમુદ્રનો–કોઇ પાર પામ્યો નથી. ૧૫

**सवैया**–तोयद चाहको तंत्र किये, सुरतानकि डोर ग्रहें करमें कल ।
मक्र वचें बिरहा नलके मुख, सोधत जाय तबेंहि सबें जल ॥
शंख समांन तजें सगरो जुग, पावतहें तब लावतहें पल ।
प्रेमके सागर मध्य धसें वह, मिंत सरूप लहें मुकताफल ॥ १६ ॥

**અર્થ**-પણ તોયદ-મેઘ-જેને વહન-તેડનાર-જે વાયુ, તેને અટકાવવાનો તંત્ર કરીને, સુરતા દોરીને યુક્તિથી હાથમાં ઝાલી રાખે, વિરહાગ્નિ રૂપી મધરમચ્છના મુખથી બચીને સઘળા જણને શોધતો જાય, શંખની માફક સકળ સૃષ્ટીને છોડીને યોગ્ય બળ મેળવે તો પામે; માટે હે **સાગર**! એ પ્રકારે જે જન, પ્રેમના દરિયાની મધ્યે ધસે, તે મિત્રસ્વરૂપ રૂપી મુક્તાફળને પામે છે. ૧૬

## सवैया.

रेनमें जोत उदोतहुमें तम, ज्वालमें सीत तुहींनमें तापन ।
ऐं गुख अमृत देव तरू बिष, कंचन लोहसु लोहमें कुंदन ॥
हंसमें काग कुहामें मरालसु, नीकमें ऊपल पथ्थरमें मन ।
देवमें दानव आसुरमें सुर, सागर प्रेम लहंत लहे इन ॥१७॥

**અર્થ**-રાત્રિમાંથી જ્યોતિ, ઉદ્યોતમાંથી અંધારૂં, ઝાળોમાં શિતલતા, બરફમાં ઉષ્ણતા, નાગના મુખમાંથી અમૃત, દેવતરૂ-કલ્પવૃક્ષમાંથી વિખ, સુવર્ણમાંથી લોઢું, લોઢામાંથી કુંદન, હંસોમાંથી કાગ, કાગમાંથી હંસ, મણીઓમાંથી પત્થર, પાષાણમાંથી મણિ, દેવોમાંથી દાનવ, અને અસુરોમાંથી સુર, એમ હે **સાગર**! જે પ્રેમને લે તેજ એને જાણે છે. ૧૭

## सवैया.

मूल बिना फल फूल झुके बन, बृच्छ बिनां छिति छाह लषावत ।
पंख बिनां उड जात जनावर, पाँउ बिनां पशु पंथहि धावत ॥
टूटगये गन तीरन चूकत, नीर बिनां दधि नाउ चलावत ।
तार बिनां कर बींन बजावत, सागर प्रेमीं सबें बिधि पावत ॥१८॥

**અર્થ**-વનમાં મૂળ વગર, ફળ ફુલ ઝુકી રહ્યાં છે, ઝાડો વગર પૃથ્વી ઉપર છાયા જણાવે છે, પાંખો વગર પક્ષીઓ ઉડી જાય છે, પગ વિના પશુ રસ્તે દોડે છે, પણછ તુટી ગયાથી પણ તીર-ભાલોડું ચૂકતો નથી, નીર-પાણી વિના સમુદ્રમાં નાવને ચલાવે છે, વગર તારે હાથથી વીણા વગાડે છે એમ હે **સાગર**! પ્રેમીજન સર્વે વિધિને પામે છે. ૧૮

## सवैया.

सूर शशिन मरीचि प्रकाशत, आठहु जांम रहें उजियारो ।
जोगन भोग अलोक कला, सुख शोक नहीं तिहुं लोकसें न्यारो ॥
बेद पुरान प्रमान न बंधित, जांनहिगो कोउ जांनन हारो ।
सागर अंबर हेंन धरा पर, प्रेमहुंको अधबीच अखारो ॥१९॥

**અર્થ**-સૂર્ય અને ચંદ્રમાનાં કિરણો જ્યાં પ્રકાશતાં નથી-છતાં આઠે પહોર અજવાળું રહે છે, જ્યાં જોગ અને ભોગ નથી, પણ જેની અલૌકીક કળા છે, જ્યાં સુખ અને શોક નથી-તેમ ત્રણે લોકથી જે ન્યારો છે, જેના પ્રમાણુને વેદ તથા પુરાણો પણ બાધ કરતાં નથી, તેને જાણુવાવાળા જે પુરુષ હશે તેજ તે જાણશે, માટે હે **સાગર**! એ રીતે આકાશમાં અને ધરતીમાં પણ નથી એવો-પ્રેમનો તો અધવચ અખાડો છે. ૧૯

**दुहा**-शूर शशी न समीर गति, अध धर उरध न धार ।
वेद पुरांन न जांनिहे, प्रेंमी तहां बिहार ॥ २० ॥
प्रेमहुको मद जिन पिया, ताहूको यह भेख ।
अकर करे नाहिं न डरे, परे कूप द्रग देख ॥ २१ ॥

**અર્થ**-જે ઠેકાણે સૂર્ય, ચંદ્ર તેમ પવનની પણ ગતિ નથી; પૃથ્વીની નિચે છે કે ઉચે છે તે પણ ધારવામાં આવતું નથી; વેદ તથા પુરાણોને પણ ખબર નથી-તે જગોએ પ્રેમીજનનો વિહાર થાય છે. જેમણે પ્રેમનો મદ પિધો છે તેમનો એવો વેશ છે, કે તે ન કરવાનું કરે અને કોઇથી ડરે નહીં, અને ચક્ષુથી જોયા છતાં કુવામાં પડે. ૨૧

**सवैया**-प्रेंमहुको मद पांन कियो वह, जो करबेकि नही सो करेंगो ।
शोच बिचार कियेकि कहा, जरबे मरबेसें कछू न डरेंगो ॥
चातुर व्हें गति बाउरेकी गहि, दीपक लें कर कूप परेंगो ।
तेज सबें सटके घटके बह, सागरजू भटक्योइ फिरेंगो ॥ २२ ॥

**અર્થ**-જેણે પ્રેમ મદિરાનું પાન કરેલું છે-તે નહીં કરવાનું હશે તે કરશે, ત્યારે તેનો શોચ અને વિચાર કરવાથી તો શું? તે બળવા કે મરવાથી પણ ડરશે નહીં-અને ચતુર જન થઇને બહાવરાની ગતિ ધારણ કરશે, તેમ વળી હાથમાં દિપક ઝાલીને કુવામાં પડશે, શરીરનું તમામ તેજ ઘટીને જતું રેહેશે, છતાં હે **સાગર**! તે તો ભટકતોજ ફરશે. ૨૨

**दुहा**-प्रेंमी मन केसर कुसुम, सुरत नीरको संग ।
ज्यौ ज्यौ अवटे ब्रह अंगिनि, त्यौं त्यौं निकसे रंग ॥ २३ ॥
नेह नगरके द्वारसें, सूधी बिरह बजार ।
पार परे सो जायगे, सांईके दरबार ॥ २४ ॥
आसिक नट सावन सती, सुरा सहेवो सेल ।
अरापारिकी बात नहीं, खराखरीको खेल ॥ २५ ॥

मन प्रेमी कुंदन महोर, सुरत प्रकासे जोत ।
बिरह अनल ज्यौं ज्यौं तपें, त्यौं त्यौं किंमति होत ॥ २६ ॥
जैसें निर्मल होतहें, कनक अनलके संग ।
तैसें प्रेमी बिरह बल, चढें सुरतको रंग ॥ २७ ॥
ओर रंग उतरें सबें, ज्यौं दिन बीतत जाय ।
बिरह प्रेम बूंटा रचें, दिन दिन बढत सबाय ॥ २८ ॥

**અર્થ**-પ્રેમી જનના મનરૂપી કેસર અને કસુંબો છે, તે સુરતરૂપ જળ મળીને વિરહ અગ્નિમાં જેમ જેમ અવટાય, તેમ તેમ તેના ઉત્તમ રંગ નિકળે. નેહનગરના દ્વારથી જે વિરહનું બજાર છે, તેની પાર જે પડશે તે સાંઈ રૂપ પરમાત્માના ધામને પામશે. આશકપણું, નટવિદ્યા, મંત્રસાધના, પતિવ્રતપણું અને શૂરવીરોના ભાલાના ધા સહન કરવા એ કાંઈ અરાંપરા વાત નથી-પણ ખરાખરીનો ખેલ છે. પ્રેમના મનરૂપી કુંદન મહોર છે, તેમાં સુરતરૂપી જોત-કાન્તિ પ્રકાશે છે, પરંતુ તે જેમ જેમ વિરહ અગ્નિમાં તપે છે, તેમ તેમ તેની કિમ્મત વધતી જાય છે. દેવતાના સંગથી સુવર્ણ જેમ નિર્મળ-ચોખ્ખું થાય છે, તેજ પ્રકારે વિરહના બળથી પ્રેમીજનને સુરતનો રંગ ચડે છે. જેમ જેમ એક પછી એક દિવસ પૂર્ણ થતા જાય તેમ તેમ બીજા સર્વે રંગ ઉતરે છે, પરંતુ વિરહથી રચાયલા પ્રેમના બુટ્ટાનો રંગ તો, દિન દિન પ્રત્યે સવાયો વધતો જાય છે. ૨૩-૨૮

**सोरठा**-दुग्ध एकही होत, जैसें सुरभि बरन बहु ।
प्रेम जोत उद्योत, तैसें सबहि शास्त्र महि ॥ २९ ॥
बरन बरन बहु रंग, सुरभी शास्त्र पुरान महि ।
सबें एकही अंग, प्रेम सु पय पलटे नहीं ॥ ३० ॥
प्रेम पथ्थरीमाहि, चित चकमक चेतन झडे ।
बिरह अनल दरसांय, शील शोषता मुख लगे ॥ ३१ ॥

**અર્થ**-શરીરે ભિન્ન ભિન્ન જાતનાં રંગની ગાયો છતાં, દૂધ તો એક-સફેત રંગનુંજ હોય છે, તેવીજ રીતે પ્રેમ જ્યોતિનો પ્રકાશ, સર્વે શાસ્ત્રમાં એ સરખોજ કહેલો છે. નાનાવિધ વર્ણવાળી અનેક રંગી ગાયો, શાસ્ત્ર-પુરાણમાં વર્ણવેલી છે, પરંતુ તે સર્વેનું એક અંગ જોતાં પ્રેમરૂપી પય-દૂધ પલટાતું નથી. પ્રેમના પથ્થરમાં ચિત્તરૂપી ચેતન-ચકમક ઠોકવાથી, વિરહરૂપ અગ્નિ ઉત્પન્ન થાય છે, તથા તેના મોં ઉપર શિલ અને શોષણતા લાગે છે. ૨૯-૩૧

## कवित्त.

प्रेमहीमें परतीत, रस रीत प्रेमहीमें; प्रेमहीमें राजनीत, हार जीत जंगहे ।
प्रेमहीमें हाव भाव, सहित समूह प्रेम; प्रेमहीमें राग रंग, उमंग अनंगहे ॥
प्रेमहीमें ध्याता ध्येय, ग्याता ग्येय प्रेमहीमें; प्रेमहीमें जोग भोग, पंचभूत अंगहे ।
प्रेमको प्रकाश सोतो, करताकी करामात; जहां देखो तहां-एक प्रेमको प्रसंगहे ॥

**અર્થ**-એક પ્રેમમાં સર્વ પ્રકારની પ્રતીતિ સમાયલી છે, તેમજ સર્વ રસની રીતિ પણ પ્રેમમાંજ આવી રહેલી છે, રાજનીતિનું હારવું-જીતવું, તેમ રાડ-જંગ-પણ પ્રેમમાંજ છે; હાવભાવ આદિ સર્વ સમૂહ પણ પ્રેમમાં જ છે; રાગ, રંગ, ઉમંગ તેમ અનંગ કહેતાં કામદેવ પણ પ્રેમમાંજ છે; ધ્યાન કરનારો ધ્યાતા, ધ્યાન કરવાનું ધ્યેય, ગ્યાતા-જાણનારો, તથા જેને જાણવો છે તે જ્ઞેય, તે સકળ પ્રેમમાંજ આવી રહેલાં છે, જોગ, ભોગ તેમ પંચમહાભુતનાં અંગો પણ પ્રેમમાંજ છે; માટે જે પ્રેમનો પ્રકાશ છે તે તો જગતકર્તાની એક કરામત છે-અર્થાત્ જ્યાં જુવો ત્યાં કેવળ પ્રેમનો પ્રસંગ છે. ૩૨

**दुहो**-प्रेम उपल ईशर करे, ईशर उपल समांन ।
कोऊ प्रेम प्रतीत बिन, लहें न पद निरबांन ॥ ३३ ॥

**અર્થ**-પ્રેમ પત્થરાનો ઇશ્વર કરે છે, અને ઇશ્વરને પત્થર બરાબર કરે છે, વાસ્તે આ જગતમાં કોઇ પણ પ્રેમની પ્રતીતિ વિના પરમપદને પામી શકે નહીં, એ નિશ્ચય છે. ૩૩

**गाथा**-निर्गुनं निराकारं, निरामयं व्यापकं नित्यं ।
निःप्रपंचं शाश्वतं, तं नमस्ते कारणं प्रेमं ॥ ३४ ॥
सागर सिद्ध प्रसंगं, प्रथक भेद प्रेम बरनावं ।
षटच्चालिश अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ ३५ ॥

**અર્થ**-ગુણ અને આકાર રહિત; રોગ, વ્યાપક અને નાશ રહિત પ્રપંચ વગરના અખંડ અને શાશ્વત એવા કારણરૂપ બ્રહ્મ છે, તેમને હું નમસ્કાર કરૂં છું. સાગર અને સિદ્ધના પ્રસંગમાં પૃથક્ ભેદોથી પ્રેમનાં વર્ણનવાળી પ્રવીણસાગર ગ્રંથની છેંતાલીશમી લહેર સંપૂર્ણ થઇ. ૩૪-૩૫

इति श्री प्रवीनसागरे प्रेमभेद नामनी छेंतालीशमी लहेरनी
रसपूर्णा टीकानो षट्चत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૭ મી.

दुहो–स्वभावीक भावीक यह, प्रेम भेद परबान ।
बढि घटि पावतहैं किधों, दोउ सिद्धि समांन ॥ १ ॥

અર્થ–સાગરે કહ્યું કે, સ્વાભાવિક પ્રેમ અને ભાવિક પ્રેમ એવા પ્રેમના બે ભેદ માનેલા છે, એ બન્ને પ્રેમવાળા સરખી સિદ્ધિ પામે છે કે વધતી ઓછી પામે છે ? ૧

છપ્પય–स्वभावीक साधंत, चित्तका मरम न पावें ।
मिलेंन सहसा मिंत, अंत सिद्धी नहीं जावें ॥
जो सधंत भावीक, सोय जाने सिगरी बिध ।
एह भेदके लिये, तुरत पावंत वहे सिध ॥
परि कष्ट भाव जामें अधीक, सो विशेष अनुमानियें ।
सिद्धा बदंत सागर सुनो, यह ब्रतंत उर आनियें ॥ २ ॥

અર્થ–સિદ્ધ કહે છે કે, હે સાગર ! સાંભળો, આ કહેલા વૃત્તાંતને હૃદયમાં ધરજો કે, સ્વાભાવિક પ્રેમ સાધવાથી ચિત્તના મરમને પામે નહીં, તેમ એકદમ મિત્ર પણ મળે નહીં, તથા આખરે સિદ્ધને પણ પહોચે નહીં; તેથી કરી જે ભાવિક પ્રેમને સાધે, તેજ સકળ વિધિને જાણે છે. એજ ભેદને લીધે તે તરત સિદ્ધિને પામે, ને જેમાં અધિક પરિકષ્ટ ભાવ હોય છે, તેજ વિશેષ છે એવું અનુમાન કરવું. ૨

दुहो–कितें प्रानि यह सृष्टिमें, स्वभावीक साधंत ।
कोंन प्रेम भावीकहें, कहो सिद्ध बरतंत ॥ ३ ॥

અર્થ–સાગર કહે છે, આ સૃષ્ટિમાં એવા કેટલા પ્રાણિયો છે કે, જેઓ સ્વાભાવિક પ્રેમને સાધે છે, તેમ ભાવિક પ્રેમને કેટલાં સાધનારાં છે, એનું, હે સ્વામિન્ ! વૃત્તાન્ત કહો. ૩

छंद नाराच–प्रकार प्रेम सागरं नरिंद जांनहो तुमें ।
प्रसंगके प्रमानकी बिधान उक्तकी हमें ॥

अनूप रूप प्रेमके सुभावके अलंकृतं ।
सुजंतु रीत धारियें चरीत आपके चितं ॥
कुरंग रंग गांनसों विधांन एह आरधी ।
परीन कांन तांन चूक पारवांन पारधी ॥
ब्रषा न आस आठ मास व्हैं निसास दादुरा ।
जियंत मिंत रीझ भीज गाज वाज बादुरा ॥
मतंग अंग वीभ्रमे नमून चित लायकें ।
धरंत खंत वारुनी परंत गाड जायकें ॥
ग्रहंत कुंभ शुंभ होय कीश मूठ नां खुलें ।
सहंत मुंड दंड मार द्वार द्वारपें डुलें ॥
निरंतरं धरंत टेक गोह खोंचको गहे ।
परंत तूटि तूटिपें निशंक छूटि नांरहें ॥
अवान गाजसों मयूर पूर प्रेमसों भरे ।
सँताप सीत तापमें अलापहू न ऊचरे ॥
चहंत स्वांत चातुकी सु ओर बारि नां पियें ।
महे बिसास प्यास व्हें उदास नामकों लियें ॥
गये बसंत कोकिला कला प्रकाश हींनहे ।
सुनंत सोर ओरके रहंत वेठ दीनहे ॥
मरीचि बीचि नेनयों चकोर लग्न चंदसें ।
प्रकाशहे अमंद मंद जानहीं दिनंदसें ॥
कपोतको उडायकें कपोतनी करें धरे ।
निहार नार सारकों अचेत आभसों गिरे ॥
अली हुलास प्रेमके विकास कंजमें बसे ।
कबूल प्रान जानपें न पंखरी वहें डसे ॥
खद्योत जोत दीपकी प्रकाश होतहीं परे ।
सुरंग रंग रीझि एक रंग अंगसें जरे ॥
विशेष प्रेम माधुरी सु माधुरी न छूटहें ।
तनं तनंत नां तजंत मध्य लंक तूटहें ॥

पनंग पुंग नाद भेद खेद छांडिकें दह्यो ।
बिसार बास एह आस पास गारुडी रह्यो ॥
बहोर यों बिचारियें फनींद प्रेम हे मनीं ।
बिहार दूर दूरपें जरूर एह जीविनीं ॥
चकोश ये ब्रतंत प्रेम नेंम लूब्ध चंदनं ।
तजंत खान पानपें भजंत हे निशं दिनं ॥
जुराफ जुग्ल डोर बीछुरंत फेर नां जुरें ।
करें निहारवो सु प्रीत रीतसें दुहू मरे ॥
मयंक अंक सिंग ब्रत्त चीत्त जानकों बनें ।
करें प्रतच्छ दौर मच्छ तुच्छ देहकों गनें ॥
मरंत मींन दीनव्हें जबें अलींन तीरसें ।
अनेक जत्नहू कियें धरेंन धीर छीरसें ॥
प्रसिद्ध प्रेम षानकें चलंत नीरके चरं ।
भजंत तूलके डरं चहंत मीनहा गरं ॥
कुरंगसारके सनेह देह अंमरं दमे ।
नमेंन ओर ठोर जाय शीश मिंतके जमें ॥
रखंत नेंम हारनं सु प्रेम काठसें रजें ।
घरीक ताय पायसें तजें तो प्रांनकों तजें ॥
सनेह वीर्य शंकरं महा प्रचंड मंडही ।
परंत दीठ पीठ त्री चलें निवास छंडही ॥
चमंक संग लोह मोह हें प्रमान त्रै पुरं ।
नचेत आप चेतव्हें उडे तजंत अंतरं ॥
कपूर दूर तिक्कसें जरूर ठोर नां रहें ।
सरात प्रीत मंत्र युक्त प्रेम धर्म पारहें ॥
सनेह छीर नीरकों कियो समान आपके ।
बन गुनं सु दुग्ध कष्ट जाय आप तापके ॥
मुराल मौन तालकी रसाल पाल लीनता ।
कदाच बीछुरंत तों मरंत होय छीनता ॥

प्रसून बास पोंनसें जरूर प्रेम जानियें ।
चलंत बात संग यें अनंग ऊक्ति मानियें ॥
कुमोंद मोद आग्रही जिये न मूल भा राशी ।
प्रतीत एह प्रेमकी खुलैं निशंक व्है निशी ॥
दिनंदसों सनेह एह भांतिसें नलीनहें ।
उदैं अनेक मोदसें बिनां उदैं मलीनहें ॥
निहारिये नवीन रीति प्रीति छीपकी यहें ।
समंद नीर तीर आय स्वांति बुंदकों ग्रहें ॥
गुलीक जुक्त जांनियें जु रक्त मांद बानसें ।
त्रिकंत ओर ठोरपें मिलंत आन ध्यानसें ॥
अलोक प्रीति कोक याहि भांतिसें निभाउरे ।
करंत केलि द्योस वे निशा परंत बाउरे ॥
म्रजाद आद सागरं सनेह एह सोंमसें ।
मिहीर जोति धीर चांदनी सु लेर व्योमसें ॥
मखींन मोह क्षुद्रसें मिलाय कुंद कुंदसें ।
परंत नां मरंत तो फरंत मोद मंदसें ॥
अनेक टेक इष्टकी विशेष कष्ट यों सहें ।
विधान प्रेम नेमके प्रमान बुद्धि के कहें ॥ ४ ॥

**અર્થ**-સિદ્ધ કહે છે કે, હે નરના ઇંદ્ર રસસાગર! પ્રેમના પ્રકારને તો તમો જાણો છો, પરંતુ આ પ્રસંગે પ્રેમના પ્રમાણની જે રીત હું કહું છું તે પ્રેમનું રૂપ ઉપમામાં આવે તેવું નથી; તોપણ સ્વાભાવિક પ્રેમના શોભિતા સાચા સારા જીવ જતુની રીત ધારણ કરીને તેનાં ચરિત્ર–દાખલા તરીકે કહું છું, જેને આપ મનમાં સમજી લેજો. હરણને ગાયન સાથે રંગ લાગેલો છે–તેથી ગાયનના વિધાનનું આરાધન શિકારીઓ કરે છે; ને ગાયનના લોભથી જ્યારે હરણ સાંભળવા આવે છે, ત્યારે પારધીઓ બાણ મારી સોસરૂં કાઢે છે, તોપણ કાને પડેલું ગાયન સાંભળવામાં તેઓ ચૂકતાં નથી. આઠ મહિના સૂધી વર્ષાદની આશાથી દેડકાંઓ પ્રાણ રહિત થઇને પૃથ્વીની સાથે નિર્જીવપણે મળી જાય છે; પરંતુ વાદળાંના ગાજવીજના અવાજની સાથેજ, પોતાના મિત્રની રીઝથી ભીંજાઇને, તેઓ સજીવન થાય છે. હાથણીના અંગનો નમૂનો જોઇને, તે ખરી હાથણી છે, એમ મનમાં લાવી તેની ભ્રાંતિથી હાથી, બનાવટની હાથણીપર હોંશ ધરી

જાય છે ને પછી ખાડામાં પડી બંધાય છે, પણ હાથણીપરનો પ્રેમ છોડી, ગયા વિના રહેતો નથી. તેમજ ઘડામાં હાથ ઘાલી ચણાની વાળેલ મુઠી, મરે ત્યાં સુધી વાંદરાઓ ઉઘાડતા નથી, અને છેવટે પકડાઇને માથામાં લાકડીઓના માર ખાય છે તથા મદારીની સાથે ઘરેઘર ને બારે બાર ડોલતા ફરે છે. હમેશાં ઘો (ચંદન ઘો) એવી ટેક ધરે છે કે, તે ખેંચવાને ગ્રહણ કરે છે, એટલે જહાં ઘોને નાખિયે ત્યાંથી ખેંચતાં દોરી તુટી જાય પણ ઘો નિઃશંકપણે ચોટી રહે છે, પણ છુટી પડતી નહી. તેમ વર્ષાદની ગર્જના સાથે, મોર, પૂર્ણ પ્રેમથી ભરેલા છે, તેથી ચોમાસામાં મધુર અવાજથી ટૌકા કરે છે, પણ શિયાળો અને ઉન્હાળામાં મધુર સ્વરના આલાપનો ઉચ્ચારે કરતા નથી. સ્વાતિના જળને ચાહાનાર બપૈયો અને તેની માદા, વિશ્વાસથી પ્યાસને સહન કરે છે, ચિંતાતુર થઇને મિત્રના પ્રેમને લે છે, પરંતુ બીજા પાણીને પીતાજ નથી. તેમ વસંતઋતુ વીતિ ગયા પછી, કોયલ, કળા તથા પ્રકાશથી હીન રહે છે, અને બીજાં પક્ષીઓનાં શોરબકોરને પોતે સાંભળે છે, છતાં તેઓ તો બોલ્યા વગર, દીન થઇને બેશીજ રહે છે. ચંદ્રમાની સાથે ચકોર પક્ષીની એવી લગની લાગી છે કે, તે પોતાનાં નેત્રોને કીરણો સામેજ રાખી રહે છે; બાકી ઉજ્વળ પ્રકાશ કરનારા સૂર્યને પણ મંદ જાણીને પોતે મંદ થઇ રહે છે, અર્થાત્ તેની સામે આંખોથી જોતુંજ નથી. કપોત પક્ષીને ઉરાડી દઇને કપોતનીને (હોલીને) હાથમાં પકડી રાખે તો તે કપોત પોતાની માદાને સપડાઇ ગયેલી જાણીને, તેના પ્રેમને લીધે, પોતે સાહે કરવા સારૂ અચેત થઇને આકાશમાંથી નીચે આવી પડે છે. ભમરો પ્રેમના હુલ્લાસથી ખીલેલા કમળમાં જઇને વસે છે, અને કમળ બીડાઇ જાય છે ત્યારે પોતાના પ્રાણ જવાનું કબૂલ કરે છે, પરંતુ તે કમળની પાંખડીને કરડતો નથી. તેમજ પતંગિયો દીવાની જ્યોતિનો પ્રકાશ થતાં, તેમાં પડે છે, ને તે દીવાના સુંદર રંગમાં રીઝીને એક રંગ થવા સારૂ, અંગ બાળે છે. ઘણું કરીને મીઠાશપર ભમરી (મંકોડાદિ કીટ)ને પ્રેમ હોય છે; તેથી ગોળ સાકરના કટકાને જો ભમરી વળગી હોય તો તે કેમે છૂટી પાડિયે, પણ છૂટી પડતી નથી, તથા તેને જુદી પાડવા તાણિયે તો પણ તેને તજતી નથી, અને છેવટ કેડેથી તૂટી જાય છે, પણ ગ્રહણ કરેલા ગોળ, સાકર વિગેરેના કટકાને છોડતી નથી. તેમજ સર્પ, મોરલીના મધુર અવાજના ભેદથી સ્વેદ તજી દે છે તથા પોતાના વાસરૂપી રાફડાને વિસારીને મોરલીના અવાજની આશાથી, વાદીની પાસે આવી રહે છે. વળી એમ વિચારીએ તો નાગને પણ પોતાના મણિ સાથે પ્રેમ છે, તેથી તે મણિને બાહેર મૂકીને ચારા વાસ્તે તેની આસપાસ છેટે છેટે ફરે છે, છતાં મણિને પોતાના જીવનરૂપ જાણી, તે ઉપરજ ધ્યાન રાખે છે. તેમ ચકીશ એટલે મોટા સર્પોનું

પણ એવું વૃતાંત છે કે, ખાનપાન તજી દઇને રાત દિવસ પ્રેમના નિયમ પ્રમાણે ચંદનમાં લુબ્ધ થઇ, તેનું સેવન કરે છે. તે વિશે એવી દંતકથા છે કે, સર્પોનું એક હજાર વર્ષનું આયુષ છે, તેમાં પાંચસો વર્ષ ગયા પછી તેને પાંખો આવે છે, તેથી ઉડીને તે મલયાગિરિ પર્વત ઉપર જઇ ચંદનનાં વૃક્ષોની શાખાને વીંટાઇ બાકીનાં પાંચસો વર્ષ કાઢે છે. જુરાફ પક્ષીની નર માદાની જોડીના અંગમાં રહેલા આંકડાની ગ્રંથીનો દોર તૂટીને જૂદો પડયા પછી, ફરીને પાછો જોડાતો નથી-તેથી તેઓ એક બીજા સામું જોયા કરે છે અને પ્રીતિમાં ઝુરી ઝુરી બન્ને મરે છે, છતાં જૂદાં રહેતાં નથી. ચંદ્રમા ઉપર એક શૃંગિ જાતના મચ્છના મનની વૃત્તિ કોણ જાણે કેમ બનેલી છે, કે જ્યારે તેને કૃત્રિમ ચંદ્ર ચિન્હ કરી દેખાડીએ તો તેને સાચો ચદ્ર માની, પ્રત્યક્ષ તોડી આપે છે, અને પોતાના દેહને તે મચ્છ તુચ્છ ગણે છે, એટલે મારી નાખવાની બીક પણ રાખતો નથી. વળી માછલાંને જળની સાથે પ્રેમ છે, તેથી પાણીના કિનારાથી જ્યારે જૂદુ થાય છે ત્યારે દીન થઈને મરે છે, પરંતુ અનેક યત્ન કરવાથી કે દૂધમાં રાખવાથી જીવતું નથી. વળી પ્રસિદ્ધ છે કે, ખાવાના પ્રેમથી જલચર પ્રાણીઓ ચાલી નિકળે છે. તેઓ સૂકાં પાંદડાના ડરથી નાસે છે, પણ મચ્છીમારના લોઢાના કાંટામા ભરાવેલા લોટની ગોટીના પ્રેમથી તેને ખાય છે ને કાંટો ગળામાં ભરાઇ જાય છે. કસ્તુરીના સ્નેહથી ભ્રમર પોતાના દેહને દમે છે ને તે બીજે ઠેકાણે ન નમતાં પોતાના મિત્રના ઉપર જઇને નમે છે. હારન પક્ષી રંજન થઇને લાકડા સાથે પ્રેમનો નિયમ રાખે છે, અને જો તે લાકડું ઘડીમાત્ર પણ પગથી વેગળું થાય તો તે પોતાના પ્રાણને તજે છે. શકરના વીર્ય રૂપ પારાને, સ્ત્રીની સાથે પ્રેમ લાગેલો છે, તેથી તેને જોતાંજ પોતાનો નિવાસ છોડી. મોટો પ્રચંડ શબ્દ કરીને, ઉમંગથી તે સ્ત્રીની પછાવાડે ઉછળતો દોડયો આવે છે. તેમજ ચમક પત્થરની સાથે લોઢાને પ્રેમ છે-એ વાત ત્રણે લોકમા પ્રમાણ છે; કેમકે એ બન્નેને પાસે પાસે મૂકી વચમાં જરા છેટું રાખીએ તો તે પોતે બન્ને અચેત છતાં, ચેતનરૂપ થઇ ઉડીને મળે છે અને વચમાં રાખેલા અંતરને તજે છે. કપૂર, તીખાથી દૂર બીજે ઠેકાણે રહેતુ નથી અને પ્રીતિ રૂપ મત્રને વખાણીને ધર્મયુક્ત પ્રેમને પાળે છે, એટલે મરી રૂપી મિત્રના પ્રેમને લીધેજ રહે છે, નહિ તો ઉડી જાય છે. જેવો પાણીએ દૂધની સાથે સ્નેહ કર્યો છે, તેની બરાબર દૂધને પાણી સાથે સ્નેહ છે. જેથીકરી તે પોતાના મિત્ર પાણીને બળતું જોઈ તેના દુઃખને લીધે પોતે ઉભરાઇ જઇને, તાપમાં પડે છે. હંસને માનસરોવરની આંબાયુક્તપાળ સાથે પ્રીતિ છે, પણ ત્યાંથી જો કાંઇ કારણસર જૂદું પડવું

પડે છે તો તે મરે છે. તેમજ ફુલના સુગંધને પવન સાથે પ્રેમ છે, તેથી તે પોતાના ઠેકાણાને તજી, પોતાના મિત્ર વાયુની સાથે ચાલી નિકળે છે. આ કામની ઉક્તિ છે તેને સાચી માનવી. કુમુદિનીએ હર્ષથી એવી ટેક પકડી છેકે ચંદ્રની શોભા-કિરણો જોયા વિના જીવવું નહીં, જુવો એજ પ્રેમની:પ્રતીતિ છે કે રાત પડે ત્યારે નિઃશંકપણે તે પ્રફુલ્લિત થાય છે તથા દિવસે કરમાઇ જાય છે. તેમજ નલિનીને સૂર્ય સાથે એજ પ્રમાણે સ્નેહ છે, તેણે કરી સૂર્ય ઉગે છે ત્યારે પોતે પણ ઘણા હર્ષથી ખીલી આવે છે ને જ્યારે નથી ઉગતો ત્યારે કરમાઇને બિડાયેલી રહે છે. હવે છીપની નવીન રીતિને નિહાળી જોઇયે તો, છીપ સમુદ્રનાં પાણીથી બાહેર કિનારે આવી, સ્વાતિના બુંદને ગ્રહણ કરે છે. તેમજ નર માદા મોતીની એવી યુક્તિ છે કે, તે માદા, વરની સાથે આસક્ત છે; માટે તે બીજે ઠેકાણે વેચાય છે પણ ધ્યાન ધરવાથી આવી મળે છે. ચકવાચકવી પોત્તાના મિત્ર સૂર્ય સાથે અલૌકિક પ્રીતિને એવી રીતથી નભાવે છે કે દિવસે ક્રિડા કરે છે, પણ રાત પડતાંજ પોતાના મિત્રના અસ્તને લીધે, દીવાનાં બની જાય છે. તેમજ આદિથી મર્યાદાપૂર્વક સમુદ્રને આ ચંદ્રમા સાથે સ્નેહ છે, માટે તે સૂર્યના અજવાળામાં તો ધીરો રહે છે, પણ ચાંદનીમાં તો લહેર્યોને આકાશ પર્યંત ઉછાળે છે. માંખિયોને મધની સાથે સ્નેહ લાગેલો છે, તેથી તે ફુલે ફુલનો રસ લઇને મધપુડો જમાવે છે, અને જો તે મધપુડો પડી જાય છે અથવા વિખેરાઇ જાય છે તો તે માંખિયો મરે છે કિંવા ખેદથી દીન થઇને ફરે છે. હે સાગર! એવી રીતે અનેક પ્રાણિયો, પોતાના ઇષ્ટ મિત્રના પ્રેમના નિયમના પ્રકાર છે, જે પ્રમાણ સહિત, મારી બુદ્ધિ પ્રમાણે મેં કહ્યાં છે. ૪

**दुहो**—एते आदि अनेकहे, थर चर प्रेम प्रसंग।
स्वभावीक तासे कहे, मिलियत मित उमंग ॥ ५ ॥

**અર્થ**—એ આદિ અનેક સ્થાવર જંગમનાં પ્રાણિયો, પ્રેમના પ્રસંગવાળાં છે—જેઓ ઉમંગથી મિત્ર મિત્રને મળે છે, તેને સ્વાભાવિક પ્રેમ કહે છે. ૫

**सोरठा**—सो भावीक कहाय, बरनें सो सागर सुनों।
उपजत आपहि आप, कुल म्रजाद जाको नही ॥ ६ ॥

**અર્થ**-હે સાગર! હવે જે ભાવિક પ્રેમ કહેવાય છે તેનુ વર્ણન કરૂં છું માટે તે સાંભળો' એ જે પોતાની મેળે આપ આપથીજ ઉપજે છે, તેમ એને કુલધર્મની મર્યાદા નથી. ૬

**छप्पय**—संत पेम परि ब्रह्म, ताप सीतहुं तन तावे।
स्वामि धर्मके सूर, प्रेम परि अंग कटावे ॥

सती श्यांमके प्रेंम, अंग अगनीमे जारे ।
यहें रीतसें प्रीत, सोय भावीक बिचारे ॥
साधन बिशेष सो सो सरे, चित अनुमांन द्दढाइयें ।
सिद्धा बदंत सागर सुनों, प्रेंम नेंम यों पाइये ॥ ७ ॥

**અર્થ**–સાધુ પુરુષો પરબ્રહ્મના પ્રેમ માટે, તાપ તથા ટાઢમાં પોતાના તનને તાવે છે, શૂરવીર પુરુષો સ્વામિ સેવકના ધર્મ તરફના પ્રેમથી, પોતાની પ્રિયતર કાયાને કપાવે છે, સતી સ્ત્રીઓ સ્વામિ તરફના પ્રેમથી પોતાના અંગને પતિના મુડદા સાથે બાળે છે–એ રીતે જ્યાં પ્રીતિ હોય ત્યાંજ ભાવિક પ્રેમ છે. વિશેષતામાં ઘણાં ઘણાં સાધનો કરવાથી, આ ભાવિક પ્રેમ સરે છે–એ અનુમાનથી ચિત્ત સાથે આ વાર્તાને દૃઢાવજો. સિદ્ધ કહે છે કે, હે **સાગર**! એ રીતે વર્તીએ તો પ્રેમના નિયમને પામીએ. ૭

**दुहो**–निराकार साकार यह, दोऊ पेंम अनूप ।
यहें सिद्ध समता मिलें, कीधों भिन्न सरूप ॥ ८ ॥

**અર્થ**–કુમાર પુછે છે કે, નિરાકાર અને સાકાર એમ બે જાતનો આ અનુપમ પ્રેમ કહ્યો, પણ હે યોગીરાજ! તે સમાનતાથી મળતા છે, કે તે બન્નેનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ છે? ૮

**छप्पय**–निराकार आराध, बेद बांनी निरधारे ।
मिलें सिद्ध परिब्रह्म, दीप ज्वाला वत डारे ॥
सधें रूप साकार, ब्रह्म सोई ठहरावे ।
वहे प्रेंम परमांन, सिद्ध इच्छावत पावे ॥
बिस्तार बडो यह बातको, अब तुंमकों न बतायगें ।
सिद्धा बदंत सागर सुनो, कहेंगें जब फिरि आयगें ॥ ९ ॥

**અર્થ**–સિદ્ધ કહે છે-નિરાકાર પ્રેમના આરાધનને વેદની વાણી નક્કી કરે છે, વાસ્તે તેની ઉપાસનાથી સિદ્ધિયુક્ત પરબ્રહ્મ મળે છે, એટલે જેમ દિવામાંથી ઝાળ અને ઝાળમાંથી દીપક છે, એવા અભેદપણાને પામે છે. જેઓ સાકાર રૂપને સાધે છે, તેઓ પાષાણાદિ મૂર્તિયોમાં બ્રહ્મ માનીને પૂજે છે, તેઓ પણ પ્રેમના પ્રણામથી ઇચ્છાવત સિદ્ધિને મેળવે છે. આ પ્રેમ મહિમાનો મોટો વિસ્તાર હોવાથી હાલ તુરત તમને બતાવશું નહીં, પરંતુ હે **સાગર**! જ્યારે ફરીને આવીશું તે સમયે અથ ઇતિ સર્વ કહી બતાવીશું. ૯

**सोरठा**—सागर सिद्ध सु बांनि, सुनत चिंत संशय मिटें ।
बूझ्यो यहें बिधांन, नभ अवाज उत्तर कहा ॥ १० ॥

**અર્થ**—એવી રીતની સિદ્ધની વાણી સાંભળીને, **સાગર**ના મનના સઘળા સંશયો મટી ગયા; પછી એ વિધાન પૂછ્યું કે, હે સ્વામિન્! આગળ જે આકાશવાણી થઇ હતી, તેનો શો ઉત્તર છે? ૧૦

**सोरठा**—उच्छव शिव उच्चार, कही सिद्ध पूरब कथा ।
नाम धाम निर्धार, सागर कलाप्रबीनको ॥ ११ ॥

**અર્થ**—સિદ્ધે, કૈલાસ ઉપર થયેલા શિવરાત્રીના ઉત્સવની વાત કાઢી, **સાગર** અને કળાપ્રવીણનાં નામ–ધામ નિશ્ચય સમેત, પૂર્વ જન્મની સઘળી કથા કહી સંભળાવી. ૧૧

### छंद मनमोदक.

कियो आपने एह ऊपाय; बुलाये प्रबीनकला आय ।
उभैंही मिलें ईश आगार; चलं मूरतं एक उच्चार ॥
बिछोहांन बांनी बदी बाल; बढी दंपतीकों ब्रहा ज्वाल ।
तुमें दोउ धारी तजें प्रांन; उमा याद लायें हरंबांन ॥
उभै सिद्धि दाई कृपा कींन; अवाजं प्रति उत्तरं दीन ।
हमेंकों तिहीं उत्तरं काज; उमाजू पठाये महाराज ॥
कही जो मरेंगें दुहू आप; मिटेगो नही ईशको श्राप ।
दुखं पाउगे ओर ओतार; यहें चित्तमें राखियें धार ॥
हमें जो बतावें उपद्देश; सधो चंडिका त्यौंहि माहेश ।
वहींसें अगें पाओगे सिद्धि; दिनांही दिनां प्रेमकी बृद्धि ॥ १२ ॥

**અર્થ**—તે પ્રસંગે કહ્યું કે, હે **સાગર**! તમોએ આ **શંકર**નું સ્થાપન કરી વાસ્તુરૂપી ઉપાય કર્યો, તથા તેડું મોકલી કળાપ્રવીણને બોલાવવાથી તેઓ અત્ર આવ્યાં, બન્ને જણ શિવમંદિરમાં મળ્યાં–જ્યાં એક મહૂર્ત–બે ઘડી પરસ્પર પ્રેમથી વાતો થઇ, પણ જ્યારે એક બાળાએ વિયોગ થવાની વાણી કહી, જે સાંભળવાથી તે સ્ત્રી પુરૂષને વિરહાગ્નિની ઝાળો વધી પડી, છેવટે બન્ને જણ પ્રાણ તજવાને તત્પર થયાં, તે સમયે **જોગ**માયા ઉમિયાજીએ શ્રી **શંકર**નાં વચનનું સ્મરણ કરાવ્યું, અને સિદ્ધિનાં આપનાર તેમણે તમો બન્નેના ઉપર કૃપા કરી આકાશવાણીથી પ્રત્યુત્તર આપ્યો, તથા અમને પણ

તે ઉત્તર સારૂજ, હે મહારાજા ! આપની પાસે મોકલ્યા છે, અને કહ્યું છે કે, જો આપ બન્ને જણ મરશો-તોય ઇશનો શાપ મટશે નહીં ને ઉલટાં બીજા અવતારમાં દુઃખ પામશો, આ વાત મનમાં રાખજો. હવે હું જે ઉપદેશ કરું તે પ્રમાણે ચંડિકા અને મહેશ્વરને સાધો, જેનાથી આગળ ઉપર સિદ્ધિ પામશો અને દિવસે દિવસે તમારા પ્રેમની વૃદ્ધિ થશે. ૧૨

**सोरठा**—सिद्धा दई सुनाय, प्रति सागर पूरव कथा ।
संशय सकल मिटाय, दंपति बरजी घात निज ॥ १३ ॥

**અર્થ**—સિદ્ધે રસસાગરને પૂર્વ જન્મની વાર્તા કહી સંભળાવી તથા મનના સકળ સંશયોનું નિવારણ કર્યું-જેના યોગે તે દંપતિ-સ્ત્રી પુરુષે-પોતે આત્મઘાત કરવાનો નિશ્ચય તજી દીધો. ૧૩

**सोरठा**—कह्यो श्राप माहेश, प्रांन घात बरजी तुमें ।
कहो सिद्ध उपदेश, सोय मिटे प्रेम न घटे ॥ १४ ॥

**અર્થ**—પછી સાગરે પુછ્યું, હે સિદ્ધ મહારાજ ! આપે મહેશ્વરનો શાપ કહ્યો તથા પ્રાણઘાત કરવાનું લજાવ્યું, માટે હવે ઉપદેશ કરો, કે જેથી શાપ મટે અને પ્રેમ ઘટે નહીં. ૧૪

**छप्पय**—तुंम प्रबीन प्रति अंग, रूप चंडीको ध्याओ ।
सागरकी स्थापिता, नाम सागरा धराओ ॥
सागर तुंम प्रति अंग, रूप ईश्वर वह धारें ।
सो प्रबीन स्थापीत, प्रबीनेश्वर उच्चारें ॥
वह रूप ध्यांन धरि प्रेमसें, स्वप्नेश्वरी सु ध्याओगें ।
तंत्रादि मंत्र यंत्रह क्रिया, स्वप्न सिद्धिसें पाओगें ॥ १५ ॥

**અર્થ**—સિદ્ધ કહે છે કે, તમે પ્રવીણના અંગને ઉદ્દેશીને ચંડીના સ્વરૂપનું ધ્યાન ધરો, અને સાગરે સ્થાપિત કરેલી હોવાથી દેવીનું "સાગરા" એવું નામ રાખો ! વળી હે સાગર! તમારા પ્રતિ અંગને ઉદ્દેશીને તે બાળારૂપ પ્રવીણ તમને ઇશ્વરના રૂપને ધારે; તેમ પ્રવીણ સ્થાપિત હોવાથી "પ્રવીણેશ્વર" એ નામથી જપ ઉચ્ચારે, અને તે રૂપનું દૃઢ પ્રેમથી ધ્યાન ધરી, સ્વપ્નેશ્વરીના ધ્યાનને પામો; તો તંત્રાદિના અનુક્રમે, મંત્રોવડે, યંત્ર ક્રિયા કરવાથી સ્વપ્નનાની સિદ્ધિને પામશો. ૧૫

**छप्पय**—स्वप्नेश्वरी त्रिधांन, कोंन रुषिराज कहावें ।
कोंन छंद उच्चार, कोंन देवता बतावें ॥

कौंन सिद्धि दातार, कहा नीयोग सु किजें ।
कौंन न्यास प्रति अंग, ध्यान केसो सु धरिजें ॥
कहा मंत्र बीज अच्छर कहा, भिन्न भिन्न निज उच्चरें ।
उपदेश आप कीजें कृपा, सो अराध हम अद्दरें ॥ १६ ॥

**અર્થ**–સાગર પૂછે છે કે, હે સિદ્ધ! આ ચંડી સ્વપ્નેશ્વરીના વિધાનના કયા ઋષિરાજ કહેવાય છે! તથા કયા છંદનો ઉચ્ચાર થાય છે અને તેના દેવતા કોણ છે? વળી તેમાં સિદ્ધિને આપનારૂં કોણ છે તથા તેનો વિનિયોગ કેમ કરવો? તેમાં અંગના ન્યાસ કયા અને કેવી રીતે ધ્યાન ધરવું? મંત્ર શો? બીજના અક્ષર ક્યા? તે સર્વે ભિન્ન ભિન્ન રીતે કહી સંભળાવો. તેની સાથે આપ કૃપા કરીને ઉપદેશ કરો તો તે આરાધનનો અમે આરંભ કરીએ. ૧૬

**दुहो**–स्वप्नेश्वरी बिधांनको, कहों जथा बिधि ज्ञान ।
सूक्षम साधन हे यहें, तुरत सिद्धिको दान ॥ १७ ॥

**અર્થ**–સિદ્ધ પ્રત્યુત્તરઆપતાં કહે છે કે, હે **સાગર**! આ **સ્વપ્નેશ્વરી** દેવીના વિધાનને હું તમને મારી યથાબુદ્ધિ પ્રમાણે વિધિયુક્ત કહું છું, તે તમે સાંભળો. આ સાધાન ઘણુંજ સુક્ષ્મ છે, ને તરત સિદ્ધિને આપનારૂં છે. ૧૭

### छंद पद्धरी.

अस्य श्री स्वप्नेश्वरी मंत्र; रुषिराज पिप्पलादं सु तंत्र ।
बृहती सु नाम छंदं उचार; स्वप्नेश्वरी सु देवता धार ॥
स्वप्नेश धारना दें न सिद्ध; एतादि बानि विनियोग मध्य ।
रुष्यादि मंत्र न्यासांन ठांन; एही सरूप लाओ सु ध्यान ॥
धारना एक ध्यानं द्रढाव; आदीक ईष्ट मिश्रिता भाव ।
आसनं कंज हाटकं पाट; सेतंग बास रूपं निराट ॥
जोती सु चंद मोती शिंगार; माधुरी बान पानं सु चार ।
शुभ्रं सरोज दोऊ सु पांन; एकैं अभें एकं व्रदांन ॥
वामा सु वाम भागें लसंत; दच्छा सु स्वप्न ईश्वरा कंत ।
माहेश ज्ञान मुद्रा प्रकाश; सामांन रूप शिंगा बास ॥
रुद्राक्ष दांम पानमें लेह; कीजें सु मंत्र उद्धार एह ।
प्रनवं बीज कंजा वदंत; जोरंत स्वप्न ईश्वरी अंत ।
कारजं मे वदं फेर कीन; ता अंत बन्हि जाया सु दीन ॥

एही सु मंत्र मात्रिका थप्प, कीजे अयूत रैनादि जप्य ।
जो जो चहंत कामना चिंत; सो मास प्रत्य सिद्धि मिलंत ॥
धारंत ओर सिद्धी जु आस; पावंत फेर दूसरे मास ।
कीजिये दंपति ए सधंत्र; होयगी जोगमाया प्रसंन्न ॥ १८

**અર્થ**—આ સ્વપ્નેશ્વરી માતાનાં મંત્રના તંત્ર શાસ્ત્રમાં પિપ્પલાદ નામે ઋષિરાજ કહેલા છે, બૃહતી નામના છંદનો ઉચ્ચાર થાય છે, દેવતા, સ્વપ્નેશ્વરી દેવી છે. 'હે સ્વપ્નેશ્વરી! ધારણા સિદ્ધિને દેનારી મારી મન કામના પૂર્ણ કરો,' એમ કહી વિનયોગ–સંકલ્પ કરવો. પછી તેના મધ્યમાં ઋષ્યાદિ મંત્ર અને અંગુષ્ઠાદિ ન્યાસ કરીને એજ સ્વરૂપનું ધ્યાન કરવું, એક ચિત્તવડે ધ્યાનને દ્રઢાવી, ઈષ્ટદેવની સાથે મિશ્રિત ભાવ કરવો, અર્થાત્ દેવો ભુત્વા, દેવં યજેત્, સુવર્ણ જડીત્ર સિંહાસન ઉપર પદ્માસન કરીને બિરાજેલાં છે, શરીરે ધોળાં વસ્ત્ર ધરેલાં છે, અતિશય સુંદર જેનું રૂપ છે, શરીરની કાન્તિ જેની શરદ પુનમના ચંદ્રમાના જેવી ઉજ્વળ છે, તથા દરેદ અંગે અંગને વિશે ઉત્તમ મુક્તાફળના અલંકારો પહેરેલા છે, માધુર્યતા-યુક્ત સુંદર વાણી છે, ચાર હાથ છે–તેમાં બે હાથને વિશે ઉત્તમ અને ધવલ રંગનાં કમળ ધરેલાં છે, બાકીના બે હાથ પૈકી એકમાં અભય અને એકમાં વરદ, એ રીતે બે મુદ્રાઓ પહેરેલી છે, પોતે વામ–ડાબા ભાગ તરફ શોભે છે, અને દક્ષિણ–જમણી બાજુએ દેવી સ્વપ્નેશ્વરીના સ્વામિ મહાદેવ, જ્ઞાન મુદ્રાથી પ્રકાશ કરી રહ્યા છે, તે ઉમા માહેશ્વર બંને શણગાર અને વસ્ત્રથી સરખાં જ છે એમ ધ્યાન ધરવું. એ પ્રકારે ધ્યાન ધર્યા પછી હાથમાં રૂદ્રાક્ષની માળા લઇ આ મંત્રનો ઉચ્ચાર કરવો, પ્રથમ પ્રણવ અર્થાત્–ૐકાર ત્યાર પછી કંજા નામે બીજ કહેવું, અને છેવટે તેને સ્વપ્નેશ્વરી એવું વાક્ય જોડવું, ફરીને "કાર્યં મે વદ" મેળવી, પછીથી વન્હિ–અગ્નિની સ્ત્રી સ્વાહા-દેવી, અર્થાત્ "ૐ, શ્રી, સ્વપ્નેશ્વરી કાર્યં મે વદ સ્વાહા" એ યુક્ત મંત્ર વડે માતૃકા વિગેરેનું સ્થાપન કરીને આગલી રાત્રિને સમયે દશ હજાર મંત્રનો જાપ કરવો. એ વિધિયુક્ત જપ કરનાર ઉપાસક જે જે કામનાને ચિત્તમાં ચ્હાય તે તે કામના સંબંધી એક માસમાં સિદ્ધિ મેળવે છે, વળી બીજીવાર સિદ્ધિની આશા રાખે તો તે બીજે મહિને સિદ્ધિને પામે. વાસ્તે તમો સ્ત્રી પુરૂષ બંને જણ આ સાધન આદરો કે, જેથી કરી જોગમાયા પ્રસન્ન થાય. ૧૮

कोंन सिद्धि दातार, कहा नीयोग सु किजें ।
कोंन न्यास प्रति अंग, ध्यान केसो सु धरिजें ॥
कहा मंत्र बीज अच्छर कहा, भिन्न भिन्न निज उच्चरें ।
उपदेश आप कीजें कृपा, सो अराध हम अद्दरें ॥ १६ ॥

**અર્થ**-સાગર પૂછે છે કે, હે સિદ્ધ! આ ચંડી સ્વપ્નેશ્વરીના વિધાનના કયા ઋષિરાજ કહેવાય છે! તથા કયા છંદનો ઉચ્ચાર થાય છે અને તેના દેવતા કોણ છે? વળી તેમાં સિદ્ધિને આપનારૂં કોણ છે તથા તેનો વિનિયોગ કેમ કરવો? તેમાં અંગના ન્યાસ કયા અને કેવી રીતે ધ્યાન ધરવું? મંત્ર શો? બીજના અક્ષર કયા? તે સર્વે ભિન્ન ભિન્ન રીતે કહી સંભળાવો. તેની સાથે આપ કૃપા કરીને ઉપદેશ કરો તો તે આરાધનનો અમે આરંભ કરીએ. ૧૬

दुहो–स्वप्नेश्वरी बिधांनको, कहों जथा बिधि ज्ञान ।
सूक्षम साधन हे यहें, तुरत सिद्धिको दान ॥ १७ ॥

**અર્થ**-સિદ્ધ પ્રત્યુત્તરઆપતાં કહે છે કે, હે **સાગર**! આ **સ્વપ્નેશ્વરી** દેવીના વિધાનને હું તમને મારી યથાબુદ્ધિ પ્રમાણે વિધિયુક્ત કહું છું, તે તમે સાંભળો. આ સાધાન ઘણુંજ સુક્ષ્મ છે, ને તરત સિદ્ધિને આપનારૂં છે. ૧૭

## छंद पद्धरी.

अस्य श्री स्वप्नेश्वरी मंत्र; रुषिराज पिप्पलादं सु तंत्र ।
बृहती सु नाम छंदं उचार; स्वप्नेश्वरी सु देवता धार ॥
स्वप्नेश धारना देंन सिद्ध; एतादि बानि विनियोग मध्य ।
रुष्यादि मंत्र न्यासांन ठांन; एही सरूप लाओ सु ध्यान ॥
धारना एक ध्यानं द्रढाव; आदीक ईष्ट मिश्रिता भाव ।
आसनं कंज हाटकं पाट; सेतंग बास रूपं निराट ॥
जोती सु चंद मोती शिंगार; माधुरी बान पानं सु चार ।
शुभ्रं सरोज दोऊ सु पांन; एकैं अभें एकं ब्रदांन ॥
वामा सु वाम भागें लसंत; दच्छा सु स्वप्न ईश्वरा कंत ।
माहेश ज्ञान मुद्रा प्रकाश; सामांन रूप शिंगा बास ॥
रुद्राक्ष दांम पानमें लेह; कीजें सु मंत्र उद्धार एह ।
प्रनवं बीज कंजा वदंत; जोरंत स्वप्न ईश्वरी अंत ।
कारजं मे वदं फेर कीन; ता अंत बन्हि जाया सु दीन ॥

एहीं सु मंत्र मात्रिका थप्प, कीजे अयूत रेनादि जप्प ।
जो जो चहंत कामना चिंत; सो मास प्रत्य सिद्धि मिलंत ॥

धारंत ओर सिद्धी जु आस; पावंत फेर दूसरे मास ।
कीजिये दंपति ए सधंन्न; होयगी जोगमाया प्रसंन्न ॥ १८

**અર્થ**—આ સ્વપ્નેશ્વરી માતાનાં મંત્રના તંત્ર શાસ્ત્રમાં પિપ્પલાદ નામે ઋષિરાજ કહેલા છે, બૃહતી નામના છંદનો ઉચ્ચાર થાય છે, દેવતા, સ્વપ્નેશ્વરી દેવી છે. 'હે સ્વપ્નેશ્વરી! ધારણા સિદ્ધિને દેનારી મારી મન કામના પૂર્ણ કરો,' એમ કહી વિનયોગ–સંકલ્પ કરવો. પછી તેના મધ્યમાં ઋષ્યાદિ મંત્ર અને અંગુષ્ઠાદિ ન્યાસ કરીને એજ સ્વરૂપનું ધ્યાન કરવું, એક ચિત્તવડે ધ્યાનને દૃઢાવી, ઈષ્ટદેવની સાથે મિશ્રિત ભાવ કરવો, અર્થાત્ દેવો ભુત્વા, દેવં યજેત્, સુવર્ણ જડીત્ર સિંહાસન ઉપર પદ્માસન કરીને બિરાજેલાં છે, શરીરે ધોળાં વસ્ત્ર ધરેલાં છે, અતિશય સુંદર જેનું રૂપ છે, શરીરની કાંતિ જેની શરદ પુનમના ચંદ્રમાના જેવી ઉજ્વળ છે, તથા દરેદ અંગે અંગને વિશે ઉત્તમ મુક્તાફળના અલંકારો પહેરેલા છે, માધુર્યતાયુક્ત સુંદર વાણી છે, ચાર હાથ છે–તેમાં બે હાથને વિશે ઉત્તમ અને ધવલ રંગનાં કમળ ધરેલાં છે, બાકીના બે હાથ પૈકી એકમાં અભય અને એકમાં વરદ, એ રીતે બે મુદ્રાઓ પહેરેલી છે, પોતે વામ–ડાબા ભાગ તરફ શોભે છે, અને દક્ષિણ–જમણી બાજુએ દેવી સ્વપ્નેશ્વરીના સ્વામિ મહાદેવ, જ્ઞાન મુદ્રાથી પ્રકાશ કરી રહ્યા છે, તે ઉમા માહેશ્વર બને શણગાર અને વસ્ત્રથી સરખાં જ છે એમ ધ્યાન ધરવું. એ પ્રકારે ધ્યાન ધર્યા પછી હાથમાં રૂદ્રાક્ષની માળા લઇ આ મંત્રનો ઉચ્ચાર કરવો, પ્રથમ પ્રણવ અર્થાત્–ૐકાર ત્યાર પછી કંજા નામે બીજ કહેવું, અને છેવટે તેને સ્વપ્નેશ્વરી એવું વાક્ય જોડવું, ફરીને "કાર્ય મે વદ" મેળવી, પછીથી વન્હિ–અગ્નિની સ્ત્રી સ્વાહાદેવી, અર્થાત્ "ૐ, શ્રી, સ્વપ્નેશ્વરી કાર્ય મે વદ સ્વાહા!" એ યુક્ત મંત્ર વડે માતૃકા વિગેરેનું સ્થાપન કરીને આગલી રાત્રિને સમયે દશ હજાર મંત્રનો જાપ કરવો. એ વિધિયુક્ત જપ કરનાર ઉપાસક જે જે કામનાને ચિત્તમાં ચ્હાય તે તે કામના સંબંધી એક માસમાં સિદ્ધિ મેળવે છે, વળી બીજીવાર સિદ્ધિની આશા રાખે તો તે બીજે મહિને સિદ્ધિને પામે. વાસ્તે તમો સ્ત્રી પુરૂષ બંને જણ આ સાધન આદરો કે, જેથી દેવી જોગમાયા પ્રસન્ન થાય. ૧૮

दुहो–यथारीत साधन कह्यो, स्वप्नेश्वरी हमेश ।
सिद्ध दिये सागर लिये, एह मंत्र उपदेश ॥ १९ ॥

**અર્થ**–દેવી સ્વપ્નેશ્વરી અને **માહેશ્વરનું** યથારીતે સાધન કહ્યા પછી એજ મંત્રનો ઉપદેશ સિદ્ધે આપ્યો અને તે **સાગરે** ગ્રહણ કર્યો. ૧૯

## चोपाई.

सागरसें जु कहन सिध लागे; यह उपदेश सिद्धहें आगें ।
आपें यहें साधना कीजें; कला प्रबीन पत्र लिखदिजें ॥
वहें इष्ट साधना बनांवे; सोऊ सिद्धि आप वत पावे ।
सागर कही सिद्ध प्रति बांनी; हमें फेर मिलबेकी ठांनी ॥
कहो दोउ किहि रीत मिलेंगें; बिरह ज्वाल दिन किते जलेंगें ।
यहे बात सुनि सिद्ध सु बोले; सबें भेद तुमसे हम खोले ॥
यह उपाय तुंमने जु बनाया; दरस मिंत दो बेरहि पाया ।
अब उपाय उनसें जु चलेंगें; आप जाय उहि ठोर मिलेंगें ॥ २० ॥

**અર્થ**–**સાગરને** સિદ્ધ કહેવા લાગ્યા કે, આ ઉપદેશ આગળ ઉપર તમને ઘણો જ સિદ્ધિદાતા થશે, વાસ્તે આપ તેની સાધના કરો; તેમ કળાપ્રવીણ ઉપર પણ પત્રમાં સવિસ્તર લખી મોકલો કે, તેઓ પણ ઇષ્ટ સાધન કરે અને જેના યોગે આપની પેઠે જ સિદ્ધિ પામે. ત્યારે સિદ્ધ પ્રત્યે **સાગરે** કહ્યું કે, હે યોગીરાજ! આપે ફરીને મળવાનું ઠરાવેલું છે વાસ્તે કૃપા કરી મળવાના ઉપાયને બતાવો, અને આવી રીતે વિરહજ્વાળામાં કેટલા દિવસ બળશું તે કહો. એ વાત સાંભળીને સિદ્ધ બોલ્યા કે, તે સઘળા ભેદને તમારી આગળ ખુલ્લી રીતે પ્રગટ કરૂં છું. પ્રથમ કરેલા ઉપાયથી મિત્રનાં દર્શનને બેવાર પામ્યા, હવે એનાથી ઉપાય ચાલશે એટલે આપ જઇને તે ઠેકાણે મળશો. ૨૦

दुहो–आपें उन उपाय परि, जाय मिलोगे मिंत ।
बतियां बनिहे जो रचहुं, कछु चतुराई चिंत ॥ २१ ॥

**અર્થ**–એના (કળાપ્રવીણ)ના આદરેલા ઉપાયવડે તમો જઇને મિત્ર (પ્રવીણ)ને મળશો, પરંતુ જો કાંઇક ચિત્તની ચતુરાઇ રચશો તો વાતચિત્ત કરવાનું બનશે. ૨૧

दुहो–दरसोंगे पूरन दशा, फुनि सागर परबीन ।
बतियां बनें कैं नाबने, ज्यों जल झांखत मींन ॥ २२ ॥

**અર્થ**-પછી **સાગર** અને **પ્રવીણ** બન્ને જણાં વિરહ પીડાની દશાથી ભરપૂર જણાશે. વખતે વાતચિત્ત કરવાનું તો બને કિંવા ન બને-પણ પાણીને જેમ મત્સ્ય ઝંખે તેમ એક બીજાને ઝંખશે. ૨૨

**सोरठो**-षें एते पर आप, साधन करिहो दोउ जन।
ताहि सिद्धि परताप, सुपन मिलोंगे मास प्रति॥ २३॥

**અર્થ**-પણ એટલા ઉપર આપ બન્ને જણ સાધન કરશો તો સિદ્ધિના બળે કરી પ્રતિમાસે સ્વપ્નમાં તો મળશો ખરાં. ૨૩

**सोरठा**-दोऊ सम्रति सोय, जो सुपने चरचा चले।
उर अभिलाष सु होय, इति बिधि पूरन उभय जन॥ २४॥
यातें यहे ब्रतंत, उन प्रती लिख पठवो सबें।
घरें धीर वह चिंत, हमकों बिदा सु दीजियें॥ २५॥
तब सागर तिहि बेर, अरज कीन सिधसें यहें।
फुनि कब मिलिहो फेर, कहो जोग निश्चै सु करि॥ २६॥

**અર્થ**-સ્વપ્નામાં જે ચર્ચા ચાલશે તેની બંનેને સ્મૃતિ રહેશે અને મનમાં જે અભિલાષા હશે તે પણ એવી રીતે સ્વપ્નદ્વારા પરિપૂર્ણ થશે. વાસ્તે આ સર્વે વૃત્તાંત કાગળમાં લખીને **પ્રવીણ** તરફ મોકલાવો કે, તે પોતાના મનમાં ધીરજ ધરે, અને હે, **સાગર**! હવે અમને વિદાયગીરી આપો. પછી **સાગર** રાજકુંવરે સિદ્ધને અરજ કરી કે, હે યોગેશ્વર! આપ ફરીને પાછા ક્યારે મળશો? તે નિશ્ચય કરીને કહો. ૨૪-૨૬

**दुहा**-सिद्ध कहें मिलिहें सही, कह तहकीक करंत।
फल कक्कें तरुसें तबें, आपहि आप गिरंत॥ २७॥
एती चरचा चलतही, सागर सहर सिधाय।
प्रभानाथ निज पथ भये, यह उपदेश बताय॥ २८॥

**सोरठो**-सागर भये प्रभात, सब बिधि लिखी प्रबीन प्रति।
रहे तहां वह रात, फुनि ग्रह आये कूच करि॥ २९॥

**અર્થ**-સિદ્ધ કહે છે કે, હે **સાગર**! કોઇક તદબીરના ઉપાયે કરી હું ફરીને મળીશ એ નક્કી જાણવું, કેમકે જ્યારે ઝાડપર ફળ પાકે છે ત્યારે તે પોતાની મેળેજ ખરી પડે છે. એટલી ચર્ચા ચાલતાં રજા માગી **સાગર** શહેરમાં સિધાવ્યા અને એ ઉપદેશ બતાવીને સિદ્ધેશ્વર શ્રી પ્રભુનાથ પોતાને

પંથે પળ્યા. પ્રભાત થયું એટલે સાગર કુમારે સઘળી વિધિ પ્રવીણ તરફ લખી મોકલી, અને તે રાત ત્યાંજ ગુજારી બીજે દિવસે કુચ કરી ઘેર ગયા. ૨૭-૨૯

**गाथा**-सागर सिद्ध संवादं, स्वानेश्वरी बिधान उपदेशं ।
सैतालीश अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं ॥ ३० ॥

**અર્થ**-સાગર અને સિદ્ધના સંવાદના પ્રસંગમાં સ્વપ્નેશ્વરીનાં વિધાનના ઉપદેશવાળી પ્રવીણસાગર ગ્રંથની સુડતાલીશમી લહેર સંપૂર્ણ થઇ. ૩૦

इति श्रीप्रबीनसागरे स्पप्नेश्वरी विधान वर्णन नामनी सडतालीशमी लहेरनी रसपूर्णा टीकानो सप्तचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૮ મી.

## વિરહી પત્ર લેખન.

**सोरठा**-सागर सिध उपदेश, पठचो पत्र प्रबीन प्रति ।
साधन शक्ति महेश, करन लगे दंपति प्रनय ॥ १ ॥
पाती बिरह बनाय, उभय लिखत एकेक प्रति ।
उर आसय दरसाय, सो बरनन कीजे सबे ॥ २ ॥

**અર્થ**-સાગરે સિદ્ધ કરેલા ઉપદેશનું વિધાન લખીને કુંવરી કળાપ્રવીણ તરફ તે પત્ર મોકલાવ્યો, તેથી તે સ્ત્રી પુરૂષ બન્ને જણ અતિ પ્રીતિવડે શક્તિનું આરાધન કરવા લાગ્યાં. હવે વિરહના કાગળો લખી તેમાં ચિત્તના અભિપ્રાયો જણાવી અન્યોન્ય એક બીજા ઉપર મોકલાવે છે, તેનું અથઇતિ વર્ણન થાય છે. ૧-૨

**सवैया.**

जादिनहींसें कटाच्छ मिलि दुहु, तादिनसें वरनी हम भादू ।
चिंत भयोहे समरिके पत्र ज्यों, अंग चढचो हे खराद खराद्दु ॥
आप इलाज करो नकरो तउ, कोंनपें जाय वदुं फरियादू ।
सागर मिंत बुरो जिन मांनिये, जानतहों अखियानमें जादू ॥ ३ ॥

અર્થ-પ્રવીણસાગરને મળીને બન્ને આંખોનાં કટાક્ષ એક થયાં તે દિવસથી તેની પાંપણોમાં ભાદરવો માસ વસે છે, મન વાયુ તરંગે કંપાવેલા પાંદડાની માફક થયું છે, શરીર તો ખરાદીને સંઘરડે ચડયું હોય તેમ ધ્રુજતું રહે છે તથાકૃષ થતું જાય છે, તેથી પ્રવિણ કહે છે કે, આપ ઇલાજના કરનાર થઇને તે ન કરો તો કોની પાસે જઇને ફરીયાદ કરૂં? હે મિત્ર સાગર! મનમાં ખોટું આણશો નહીં, પણ હું તો એમ જાણું છું કે, તમારી આંખોમાં જ જાદુ છે. ૩

सवैया–बीर चढे चिहुं ओर उडग्गन, कोक द्विरेफनके बिखरे सुख।
खेंच नराच मरीच चलावत, खंडित पंकजके ब्रजके मुख ॥
काम हरोल चलेहे निशान सु, बाम बिजोगिनकों दुखरे दुख।
सागरजु महाराज बिनां यह, आज कहा द्विजराज कियो रुष ॥४॥

અર્થ-ઉડગણ-પતગિયા રૂપી ચારે તરફ શુરવીરો ચઢયા, તેમણે ચકવા ચકવી અને ભમરાઓનાં સુખ વિખેરી નાખ્યાં; કિરણો રૂપી બાણો તાણીને મારે છે, તેથી કમળના સમુદાય રૂપી મુખને ખડિત કરી નાખ્યાં; વળી કામદેવરૂપી હરોલ-નિશાનદાર નિશાન લઇને આગળ ચાલે છે, તેથી વિજોગણને તો દુ:ખનું દુ:ખ જ રહે છે. રે! રે! મહારાજા સાગર વગર આજ આ દ્વિજરાજ-ચંદ્રમાએ શુ રોષ કર્યો છે? ૪

सवैया–तादिनसें बिसरे न हमें फिर, जा दिनसें तुम चिंत चढेहो।
मूरति मिंत बिलोक कही, हियमें कलमी चितराम कढेहो ॥
[illegible] भरेसें झरेसें रहे द्रग, मोंन करेसें जियामें गढेहो।
सागर एह सुनो अरजी तुम, मोहनी मंत्र कहांते पढेहो ॥५॥

અર્થ-પ્રવિણ કહે છે કે, હે સાગર! જે દિવસથી તમે ચિત્તમાં ચડયાં છો, તે દિવસથીજ અમે તો જરાએ વિસારતા નથી, અને મિત્રની છબીને વિલોકવાનું કહિયે તો આ હૈયામાં ચિતારાની કલમના ચિતરામણની મૂર્તિ ચિત્રાઇ રહે છે; અને આંખો ઉપરની પાંપણોમાં નીર ભરાવાથી કે પછી ઝરવાથી તમે આંખોમાં જ વસો છો, અને દ્દઢ મૌનપણું ધરવાથી જીવમાં જડાઇ રહ્યાં છો. હે મારી આંખોની કીકીરૂપ સાગર! મારી આ વિનતિ સાંભળો. કે તમો આવો મોહન મંત્ર કયાં ભણી આવ્યા છો? ૫

सवैया–मेरें लागि रसत्तां जक सागर, चातुक ज्यों घन बुंदन टेरें।
टेरें निसा मनु कोक इकें इक, माधुरताइ मधु गति हेरें ॥

हेरें चकोर शशि ज्यों द्रगें मग, मिंत अहो मिलिहो कब फेरें ।
फेरें अनंगन चक्र चढ्यो मन, धीरज प्रांन धरें कह मेरें ॥६॥

**અર્થ**–હે પ્રાણજીવન **સાગર**! જેમ ચાતક પક્ષી વર્ષાદનાં બુંદ વાસ્તે પોકાર કરે છે, તેમ જ મારી રસનાને તમારા નામની રટના લાગી છે; અને રાત્રિને સમયે ચકવો ચકવી એક બીજાને પોકારતાં હોય તેમ તમારા નામને પોકારૂં છું; તથા ભમરો જેમ મધુરતાને હેરે છે તે પ્રકારે હું હેરૂં છું; ચકોર પક્ષી જેમ ચંદ્રમાને જુવે છે તેમ આ નેત્રથી તમારા આવવાના માર્ગને નિહાળ્યા કરૂં છું; અહો! હે મિત્ર! હવે ફરીને ક્યારે મળશો? આ કામદેવના ચક્રની પેઠે મારૂં ચિત્ત ચકડોળે ચડયું છે, માટે મારો પ્રાણ કેવી રીતે ધીરજ ધરે? ૬

**सवैया**–सागर सिंधु भरयोइ रहे ब्रह, मंद्र नगेंद्र ठईहें रही ।
दानव देव सनेह त्रपा अहि, नेत उसासन एंच ग्रही ॥
जीवन जंतु त्रसें सिगरे सुख, रेंन दिनां झक झोरतही ।
तेरहु मिंत मिलेंगें कबें, अजहुं तो हलाहल एक भही ॥ ७ ॥

**અર્થ**–હે મિત્ર **સાગર**! હૃદયરૂપી સિંધુ–દરિયો ભર્યો છે, તેમાં વિયોગરૂપી મંદરાચલ નામે પર્વતોનો રાજા આવીને ઠરી રહ્યો છે, અને સ્નેહ તથા લાજરૂપી દેવ દાનવો નિઃશ્વાસરૂપી વાસુકી નાગની આંખો ઝાલીને ખેંચે છે, તેથી જીવનરૂપી સર્વે જંતુઓ ત્રાસ પામે છે; સુખરૂપી પાણીને રાત દિવસ વલોવવાથી હે મિત્ર! તેર રત્નો તો નીકળવાનાં હશે ત્યારે નીકળશે પણ હમણાં એક હળાહળ વિખ તો નીકળ્યું જ છે. ૭

**सवैया**–हे हिय पंजर बीच परेसो, कोउ प्रकार न पावत उड्डन ।
धीरज तंदुलको चुगबो अरु, अंग बनें नवरंग दिनां दिन ॥
श्रोनतको जल पीबो करें वह, कीबो कलोल समारिकें पंखन ।
सागर ज्यों ज्यों चढें चित ध्यानसु, त्यों त्यों फिरेबो करे शुक यामन ॥८॥

**અર્થ**–આ હૈડારૂપી પક્ષી પાંજરાની વચ્ચે પડયું રહે છે, તે કોઇ પ્રકારે ઉડવા પામતું નથી; ધીરજરૂપી ચોખા ખાવાથી જેનું શરીર દિવસે દિવસે નવા નવા રંગવાળું બને છે, ને શ્રોણીત–લોહીરૂપી પાણીને પીધા જ કરે છે તથા સંકલ્પ વિકલ્પરૂપ પાંખો પસારીને કલોલ કર્યા કરે છે; હે **સાગર**! જેમ જેમ ચિત્તમાં ધ્યાન ચડે છે, તેમ તેમ આ મનરૂપી શુક–પોપટ ફર્યા કરે છે. ૮

**सवैया**–रससागर सागर रूप भरे, नौका करि खेवट चाह हकारी ।
छद्मी मधि रावेरे नेंन मिले सु, मिलावत फंद कटाच्छकी डारी ॥

हलकें भट प्रेम परें उनमें, छलकें जल आय समीप किनारी ।
रकताके पताके चढाय दिये, अंखियानमें आंन फिरिहें तिहारी ॥ ९ ॥

**અર્થ**–સાગર–સમુદ્રરૂપ રસસાગર, રસથી ભરપુર ભરેલા છે તેમાં, દ્દગ–નેત્રરૂપી નાવને ઇચ્છાવારૂપ નાવના ચલાવનાર નાવિકે નાવ હંકાર્યું, પણ કર્મ જોગે તે મધ્ય દરિયા વચ્ચે આવતાં નેત્રરૂપી કપટી ચાંચિયા મળ્યા,–તેણે મળતાં જ કટાક્ષરૂપી જાળ નાંખી, પછી પ્રેમરૂપી ભટ્ટ–શૂરવીર એમાં આવીને કુદી પડયો, તેથી છલકાઇને તે નાવ પાણીના કિનારા પાસે આવી પહોચ્યું; ને રક્તતાની પતાકા ચડાવી, જેથી આ નેત્રમાં તમારી આણ ફેરવી દીધી. ૯

**सवैया**–माधुरताइ प्रभंजनसें मधु, कंजन जैसें लगें पखियां ।
ताल मुराल चकोर ज्यों चंद, अनंद ज्यों इंद्र घटा सखियां ॥
धारन बातज गांन उचार, बिहारज्यों बारिनसें झखियां ।
भाननकी दुति कोक ज्यों सागर, यौंलगि आननसें अंखियां ॥१०॥

**અર્થ**–વાયુ સાથે જેમ સોરમ વળગી છે, કમળની લીસી અને કોમળ પાંખડિયો સાથે જેમ ભમરો વળગ્યો છે, માન સરોવર સાથે જેમ હંસનું મન લાગેલું છે, ચંદ્રમા સાથે જેમ ચકોર પક્ષીની નજર લાગી છે, મેઘ ઘટાથી જેમ મોરને આનંદ લાગે છે, ગાયનના સુરોથી જેમ હરણનું ધ્યાન લાગે છે, જળ થી જેમ પાણીમાં રહેનારી માછલિયોને આનંદ લાગે છે, સૂર્ય કાન્તિમાં જેમ ચકવાની દ્રષ્ટિ લાગે છે, તેમજ પ્રાણજીવન હે **સાગર**! આપના મુખ સાથે આ આંખો લાગી રહી છે. ૧૦

**सवैया**–द्वै द्रग मेरेसु चेरे बने रहे, तेरेही पंथके हेरे करें नित ।
घेरे रहे बिरहानलके गन, झेरे रहें असूवांन घरी प्रत ॥
रेरे सनेही जरेरे खरे दुख, प्रेम छरे उभरेरे भरे रत ।
नेरे बसोन घनेरे भये दिन, येरे करेरे भयेहो कहा चित ॥ ११ ॥

**અર્થ**–મારી બંને આંખો શિષ્યરૂપ બનીને નિરંતર તમારા પંથને જોયા કરે છે, ને વિજોગરૂપી અગ્નિના જથ્થાથી ઘેરાયલી રહે છે, ને તેમાંથી ઘડિયે ઘડિયે આંસુ ઝર્યાં કરે છે. રે રે! સ્નેહી! એ ખરા દુઃખથી બળે છે, છતાં પ્રેમની છોળોથી ઉભરાઈ રહે છે. ઘણા દિવસો થયા, પણ પાસે આવીને વસતાએ નથી! અરેરે! હે મિત્ર! તમે દિલના આવા કઠણ શું થયા? ૧૧

**सवैया**–सास उसास डगे मगरी कसि, तंतसु नाभि परांनस डोरें ।
मिंत जारि पखरी गुनकी चित, की चकरी सुफिरी चिहु ओरें ॥

द्रुद्रगरी सफरीसें फिरे रसना, फरकी श्रुति आंकन जोरे ।
सागर सापनसी सुरता जुरि, नैंन घरी प्रति देत टकोरे ॥१२॥

**અર્થ**-તંત્રથી નાભિથી જકડી લીધેલા પ્રાણરૂપી દોરાને લીધે ઉપજેલા પ્રાણ અને અપાન વાયુમાંથી પ્રગટેલા શ્વાસ ઉસાસાને માર્ગે ફરે છે, તેમ મિત્રના ગુણોથી જકડેલી પાંખડિયોવાળી ચિત્તની ચકરી ચારે તરફ ફરકે છે; ને તેને લીધે બંને આંખ માછલિયોની પેઠે ફરે છે; અને જીભ ફરકીને કાનમાં આંકડા જોડે છે, એમજ હે જીવન **સાગર**! આ સર્પણી જેવી સુરતા, નેત્રરૂપી ઘડિયાળને મળીને ઘડિયે ઘડિયે ટકોરા વગાડયા કરે છે. ૧૨

## कबित्त.

चाह भरे चेरे आवें, मैंलमेरे मेरे करि, डेरे नेर के दिनब, धाइके पठाओगे।
केसर गुलाब बार, गंध सार घन सार, बारुनी अगार मेरे, भाजन भराओगे ॥
गावन बजावनके, भूषन सुबासनके, रीझन रीझावनके, साज बनवाओगे ।
मद मतवारे मग, हेर हेर हारे द्रग, सागर दुलारे प्रान, प्यारे कब आओगे॥१३॥

**અર્થ**-ઇચ્છાથી ભરેલા ચાકરપર કૃપા કરી, મારે મહેલે આવી કહો કે, હવે નજદીક આવી ઉતર્યા છો એવી વધામણી કયે દિવસે મોકલાવશો? કેસર-ગુલાબજલ-મલિયાગિરી-ચંદન-કપૂર અને દારૂના પ્યાલા મારે મહેલે કયારે ભરાવશો? ગાવા બજાવવાનાં અને ઉંચા ઉંચા પ્રકારનાં વસ્ત્રાભૂષણો, તેમ-રીઝવા રીઝવવાની નાના પ્રકારની વસ્તુઓ કયારે બતાવશો? હે મદમત્ત માતંગ! રાહ જોઇ જોઇને હવે તો મારી આંખો હારી ગઇ. હે **સાગર**! હે પ્રાણ પ્યારે! તમે કયારે આવશો? ૧૩

## सवैया.

आनन नां दरस्यो तोकहांहें, निरंतर संचर देखत नेनां ।
बाहिर जो परसो न कबी तो, छबी उर भीतर मींत रहेनां ॥
आमिलिहो, नमिलोतो भले, रसना तव नाम लग्यो बिसरे नां ।
सागर ज्यु समझो न इते पर, तो बहुरों तुमसें कह केनां ॥१४॥

**અર્થ**-મુખ ન જોયું તેથી શું થયું? પરંતુ હમેશાં આ આંખો તમારા આવવાના માર્ગ જોયા કરે છે, જો કદીએ બાહેર સ્પર્શ કરશો નહિ તો તેથી શું? પણ અંતરની મધ્યે મિત્રની મૂર્તિ ચિરકાળ ઠરી રહે છે; આવીને મળો તોપણ ઠીક ને ન મળો તોપણ ઠીક, પણ જીભે તો એક તમારૂં નામજ જપાય છે, હે ચતુર શિરોમણી **સાગર**! આટલાથી સમજો નહીં તો પછી તમને અધિક શું કહીએ? ૧૪

## सवैया.

जाम घरी पल धाम नहीं सुख, दाम लहे तुम नाम लिये ।
बेदरदी कारि खेद हने सर. भेद कलेवर छेद किये ॥
सागर प्रीतकि रीत तजो तत्र, मिंत कहो केहि रीत जियें ।
धारहियें इत छारहियें, कह हार हियेंपर आ रहियें ॥१५'

**અર્થ**–પહોર, ઘડી કે પછી પળ મહેલમાં સુખ થતું નથી, તેથી હાથમાં માળા લઇને તમારા નામનો જપ જપ્યા કરીએ છીએ. બેદરદી કે જેને દરદ નથી એવા કામદેવે ખેદ પમાડી, કામબાણ મારી, આ કલેવરને, ભેદી ભેદીને સોંસરાં શાર પાડયાં છે; અને તમે તો પ્રીતિની રીતિને તજી દીધી ત્યારે અમે, હે મિત્ર ! કહો કે કયી રીતે જીવીએ ? આ વાત હૃદયમાં ધારી અહીં છવરાઇ રહો, એટલે હૈયા ઉપર માણેક હારની માફક આવીને રહો. ૧૫

**सवैया**–आगें मोहोव्रत की हमसें तुम, पीछें निगाह करी न दगादे ।
कैसें करार रहे दिल भीतर, दारु किया न जहेर पिवादे ॥
जानसें जान रहेंगे तबी जब, भेज हुगे फुरमान लिखादे ।
आइ निशा उतरेगि नहीं अब, सागर प्रेम सराबसें जादे ॥१६॥

**અર્થ**–પ્રથમ તો આપે અમ સાથે પ્રીતિ જોડી, પછી દગો દીધો, ત્યારે હવે દીલની અંદર શી રીતે કરાર રહે ? જો જો દારૂ કહીને ઝેર ન પીવરાવી દેતા ? જાનની સાથે જાન રહેશે ત્યારે આજ્ઞા લખાવીને મોકલાવી ઘો. હે પ્યારે **સાગર** ! મદિરાદિથી વધારે ચડેલો પ્રેમનો નિશો, હવે તો ના ઉતરે જો ! રંગ ચઢયો તે ચઢયો. ૧૬

**सवैया**–गोमन बोमन घोम उठे धग, रोमन रोमनसें जग जारे ।
गात सिरात नहीं दिन रात सु, बात न जात कछू बिसतारे ॥
भीतर चीतर मींत रह्यो सो, प्रतीत न थींत रहे जिय धारे ।
नागरताइ कहा करियें, चितकी तुम सागर जानन हारे ॥१७॥

**અર્થ**–નીચે ધરતીપર અને ઊંચે આકાશમાં, અગ્નિ ધખી ઉઠયો છે, તે રોમે રોમે જાગ્રત થઇને બાળે છે; રાત્રિ કે દિવસ કોઇ કાળે ગાત્ર ઠંડું થતું નથી. આ અનહદ પીડાની કહેણી વિસ્તારીને શું કહીએ ? પરંતુ હૃદયની બીતર મિત્રાઇ ચિતરાઇ રહી છે, તેનીજ પ્રતીતિથી કેવળ જીવને સ્થિર કરીએ છીએ; હે **સાગર** ! ચતુરાઇ શી કરીએ ? ચિત્તની વાતને તો હે **સાગરજી** ! એક તમેજ જાણનાર છો. ૧૭

## सवैया.

नेन झरे जल मैन भरे उर, रेन दिनां सुख चेन नहीं तन ।
आश्य बिलोकनके बिसबासनि, दीरघ सासहि लेत छिनां छिन ॥
मंस दह्यो शशि अंश रह्यो रत, हंस बसे सो सनेहकि साधन ।
जाय कहो इत लाय लगी, तुम आयसको तो बचे बिरहीजन ॥१८॥

**અર્થ**–નેત્રમાંથી આસુ રૂપી જળધારા ઝરે છે, અંતરમાં કામદેવ ભરાઇ પેઠો છે,–તેથી અહર્નિશ આ તનને સુખ ચેન મળતું નથી, માત્ર એક રઢિયાળું મુખ નિરખવાના વિશ્વાસથી લાંબા અને ઊંડા શ્વાસ, પળે પળે લઇએ છીએ; શરીર ઉપરનું માંસ તો ચંદ્રમાએ પ્રકાશીને બાલ્યું છે અને લોહી તો અવષેશજ રહ્યું છે, બાકી જે હંસ–જીવડો વસે છે–તે તો માત્ર સ્નેહ–પ્રીતિના સાધનથી વાસો કરી રહ્યો છે. રે કોઇ જઇને **સાગર**ને કહો -રે કહો–કે અત્ર આગ લાગી છે ને તમો આવી શકો તો જ વિરહી જન બચે. ૧૮

## सवैया.

बाजको राज विराजे बजीर, कुहानकि आन फिरी हे धरामें ।
न्याय करा सकरा झगरा दो, जुरा लगरा हे अमीर सरामें ॥
बेरी कुही कुटवाल बने अरु, बास त्रुमंचि कुजाक–गिरामें ।
सागर मिंत यहे सिगरे मिल, सारस मारि धरी पिंजरामें ॥ १९॥

**અર્થ**–બાજ પક્ષીનું રાજ્ય ચાલું થયું છે, પૃથ્વી ઉપર કાગડારૂપી વજીરની આણ ફરે છે, શકરો અને ઝગરો એ બે ન્યાયાધીશો છે, જુરા તથા લગરા એ બે પક્ષિયો અમીર થઇ બેઠા છે, બેરી અને કુહી એ બન્ને કોટવાળ બન્યા છે, અને બાશા તથા તુરમચી પક્ષી સિપાઇગિરીમાં હાજર છે, હે મિત્ર **સાગર** ! તે સર્વે મળીને સારસીને મારી પાંજરામાં કેદ પુરી રાખી છે. ૧૯

दुहो–उर अनार चरखी सु चित, फूलझरीसे नेंन ।
गल हलकी आतस समर, सूरत हवाइ सेंन ॥ २० ॥

**અર્થ**–ઉરરૂપી અનાર, મનરૂપી ચરખી, આંખરૂપી ફુલજરી, હલક–ઉત્કંઠા રૂપ જામગરી, કામરૂપી અગ્નિ, અને સુરતની સેન–ઇશારત રૂપી હવાઇ બની છે. ૨૦

दुहो–निश दिन द्रग बरसत रहे, सरसत रहे सनेह ।
तन परसत तरसत रहे, मानहु चातुक मेह ॥ २१ ॥

**અર્થ**–અહર્નિશ નેત્ર [illegible] વરસતાંજ રહે છે, તન સ્પર્શ કરવા માટે તુ[illegible] તર રહે છે, [illegible] તક પક્ષી વર્ષાદને ઇચ્છતો હોય ? ૨૧

**दुहो**–केसर जावक मलय घन, मंजन मिटेज्युं नाग ।
मिलन बिना नांहिन मिटे, मिल बिछुरनको दाग ॥ २२ ॥

**અર્થ**–કેસર, અળતો, મલયાગિરિ ચંદન અને કપુરવડે મંજન કરવાથી નાગ એટલે અંજનનો ડાગ, તે મટે, પણ મલ્યા પછી જે વિયોગનો ડાગ પડયો હોય તે તો મલ્યા વિના મટેજ નહીં. ૨૨

**दुहो**–समर पारधी भमर सर, बिरह झपट किय बाज ।
सागर नागर हो निपट, याको करहु इलाज ॥ २३ ॥

**અર્થ**–રતિરાજરૂપી પારધી ભમરારૂપી બાણને છોડે છે, વિરહરૂપી બાજ ઝપાટા મારે છે, માટે હે **સાગર**! તમે ઘણા ચતુર છો તેથી એનો કંઈએક ઇલાજ કરો; અર્થાત્ નિપટ નાગર જશોદાનંદન કૃષ્ણ, તેણે જેમ હોલાનો બચાવ કર્યો હતો તે પ્રકારે કરો. ૨૩

**गाथा**–बिरहा पत्र प्रबीनं, लिखि पठइत सागरं प्रत्ते ।
अठतालिश अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ २४ ॥

**અર્થ**–એવી રીતે વિયોગનો પત્ર લખીને,–**પ્રવિણે** **સાગર** તરફ મોકલાવ્યો, તે સંબધી **પ્રવીણ સાગર** ગ્રંથની અડતાળીશમી લહેર સંપૂર્ણ થઇ. ૨૪

इति श्री प्रवीनसागरे विरही पत्र लेखन नामनी अडतालीशमी लहेरनी रसपूर्णा टीकानो अष्टचत्वारिंशस्तरंगः ॥

# લહેર ૪૯ મી.

## સાગરની વિરહ દશા.

**सोरठा**–सागर पत्र अपार, इहि बिधि लिखित प्रबीनके ।
बांचत बिरहा झार, बढी दशा बरनों वहे ॥ १ ॥
सागर उक्ति बनाय, लिखे पत्र परबीन प्रति ।
भेद भिन्न करि ताय, कछु बरनों संछेपसें ॥ २ ॥

**અર્થ**—જે રીતે કળાપ્રવિણના ઘણાક પત્રો વાંચવાથી **સાગરને** વિરહજ્વાળા વધી ગઇ, ને તેથી તેની જે દશા થઇ તેનું વર્ણન થાય છે. **સાગરે** ઉક્તિ બનાવીને **પ્રવિણ** ઉપર પત્ર લખ્યા, તેના ભેદ પાડીને કાંઇ સંક્ષેપથી વર્ણવે છે. ૧–૨

**सोरठा**–ताको दारु कौंन, दारूसें दूनो दरद ।
हे अब केसी होन, पाय न मिंत प्रबीनज्यु ॥ ३ ॥

**અર્થ–સાગર**, પ્યારી **પ્રવિણ**ને લખે છે કે, તેનું ઓષડ શું ? કે જે દવા દારૂ કરવાથી બમણું દરદ થાય ? હવે થવાનું બાકી શું રહ્યું છે કે મિત્ર **પ્રવિણ**ને તો પામ્યાજ નહીં ! ૩

**सोरठा**–मन नावकको तीर, चल्यो सु पीछो ना फिरे ।
बेधन हार शरीर, कहोसु बेध्यो कोन बिधि ॥ ४ ॥

**અર્થ**–મન બાણાવળીના બાણ જેવું છે, જે ચાંપથી છૂટું પડયા પછી પાછું ફરતું નથી, તો શરીરને વિંધનારાએ તે મનને કયી યુક્તિએ વિંધ્યું હશે ? ૪

## सवैया.

बातको दीप दियाको पतंग, पतंगको तेज कहांलों रहेहे ।
ग्रावको फंद जु कुंदको फंदन, फंदको मोति कहांलो जगेहे ॥
पातको बुंदन बुंद प्रसून, प्रसूनमें बास कहां लगि रैहे ।
साधन गुंज प्रबीन तजे तब, प्रान कपूर जेसें उडि जैहै ॥ ५ ॥

**અર્થ**–વાયુને વશ દીવો છે, દીવાને વશ પતંગિયો છે અને તે પતંગિયું ઝગારા મારે છે, તે ઝગારો–તેજ તે કયાં લગી રહેશે ? પથ્થરનો તરાપો, ડોલરના ફુલરૂપી રથ અને જાળામાંનું ઝળકતું મોતી કયાં લગી તગશે ? પાંદડાં ઉપરનું બુંદ, ને ફુલમાં વાસ કયાં લગી રહેશે ? એમજ હે **પ્રવીણ**! તમો ગુંજ–કહેતાં સ્મૃતિ અથવા ધ્યાનરૂપી સાધન જો તજી દેશો તો મારો પ્રાણ કપૂરની માફક ઉડી જશે. ૫

## सवैया.

कंचन जी हिय भाजनमें, तिनमें कन नेह सुहाग मिलाये ।
कैला किये सुख काम हुताशन, दीरघ सास धमा प्रजराये ॥
केते अलीक दगे मल यारस, नेनके मगसें प्रगलाये ।
मिंत प्रबीन कहो किहि कारन, एह सुनार कला कित पाये ॥ ६ ॥

**અર્થ**–જીવરૂપી સુવર્ણને હૈયારૂપી કુલડીમાં ભરીને, તેમાં સ્નેહરૂપી ટંકણ ખારનો કટકો મેળવ્યો, સુખરૂપી કોયલા કર્યા તેમાં કામરૂપી હુતાશન લગાડી દીર્ઘ શ્વાસરૂપી ધમણ ચલાવી તેને સળગાવ્યું, ત્યારે ખોટારારૂપી કેટલાક મહેલને પ્રજાળીને, એ રસ નેત્રોને રસ્તે ઓગળ્યો; હે પ્રિય **પ્રવીણ**! કહો, એ કયા કારણ વાસ્તે ? આવી સોનીની દશા તે કયાંથી પામ્યાં ? ૬

**सवैया**–ओधको अंत बनेंगो कबे, कब द्योस गिनंत रहेंगे ।
कोकिलसें सुर साध कबे, इत बायस आय बधाई देहेंगे ॥
आनंदके उमडेगे कबे घन, अमृतके नद नीर बहेंगे ।
मिंत प्रवीन चहंत यहे कब, चिंतकि बात इकंत कहेंगे ॥ ७ ॥

**અર્થ**–વાયદો ક્યારે આવશે તથા ક્યારે દિવસ ગણતાં રહીશું? કોકિલની પેઠે સ્વર સાધી ક્યારે કાગડો અહીં આવીને 'વધાઇ આપશે? આનંદનો વરસાદ ક્યારે ઉમટી આવશે? અમૃતની નદીઓનું નીર ક્યારે મારતું વહેશે? હે મિત્ર પ્રવીણ! એજ અમે ચાહિયે છીએ કે, ક્યારે એકાંતે બેશીને ચિત્તની વાતો કહીશું? ૭

**कबित्त**–एइ नेन चाहतहे, आपके बिलोक बेकों ।
कीजिये बिचार कोउ, क्षिप्र क्षिप्र पाइयें ॥
बीतत करेरे पल, छिनहू न परे कल ।
रह्यो फैल ब्रहा, बन निकट रहाइयें ॥
एकही सनेह बीच, जे कही अनेक भांत ।
टेकही बिशेक धार, मन मूरझाइयें ॥
यादकी तरंग सोतो, आइ जिय संग जैहे ।
एरे ये प्रबीन फेर, एक बेर आइयें ॥ ८ ॥

**અર્થ**–આ નેત્ર આપને વિલોકવા–નિરખવા તલસે છે, માટે જરા તો તમે વિચાર કરો કે જેથી સત્વર મીલાપ થાય. પળ તો ઘણી–અતિશય કઠણ થઇ વીતે છે, ને ક્ષણ માત્ર કળ–પડતું નથી; આ વિરહ પ્રસરી રહ્યો છે માટે વિચારીએ છીએ કે વનની નજદીક જઇને રહિએ! પણ એક સ્નેહ વચ્ચે જે અનેક ભાતની ટેક કહેલી છે, તેને ઝીણી નજરથી ધારી ધારીને મનમાં ઘણુંજ મુઝાઇએ છીએ, અને તમારા સ્મરણના જે તરંગો આવે છે તે તો જીવની સાથેજ જશે, માટે હે પ્યારી પ્રવીણ! ફરીને એકવાર તો આવો. ૮

## सवैया.

मनमथ्थ हकीम मिल्यो हमकों, उन औषधि सोधि मनोरथ पीसी ।
सुख धीरज काठ समीप धरे, अति दीरघ सास समीर मुखीसी ॥
बिरहा अगनी उसटे न फटें छतियां, सुभई यह आतस सीसी ।
रस नेनके जंत्र झर्योंइ करे, तऊ सार प्रबीन सनेह भरीसी ॥९॥

**અર્થ**–કામદેવરૂપી અમને હકીમ મળ્યો, તેણે સંશોધન કરીને મનોરથરૂપી ઔષધી વાટી; પછી તેને સુખ તથા ધીરજરૂપી કાષ્ટની પાસે ધરી રાખી, તથા ઊંડા અને લાંબા નિસાસારૂપી પવનથી ફુંકી એટલે તો વિરહનો અગ્નિ સળગી ઉઠ્યો–પણ હાય છાતી ફાટી નહિ અને ઉલટી તે આતસની શીશી જેવી થઇ ગઇ, એ નેત્રોરૂપી સચાવડે રસ ઝર્યા કરે છે, તો પણ હે જીવનરૂપી પ્રવીણ ! તે શીશી સ્નેહરૂપી સાર–તત્વથી ભરીજ રહે છે. ૯

## सवैया.

ओ गुनवंत हमें हियरा, अति हो गुनवंत तुमें सु सुधारो ।
जो पतियां बतियां में कऊ दिन, चूक परीतो सबे हि बिसारो ॥
भीरसें धीर मिटीहे शरीरकि, जो तकसीर भई सु निवारो ।
सिंधु शिखी शिव झेर निभावत, मिंत प्रबीन मया न उतारो ॥१०॥

**અર્થ**–અમારૂં હૈયું તો અવગુણથી ભરેલું છે, અને તમો તો અતિશય ગુણવાન છો–તેથી તે અવગુણવાળા હૃદયને સુધારો; જો પત્ર કે વાતોમાં કોઇ દિવસ ચુક પડી હોય તો તે સર્વે દયા કરી ભુલી જાઓ, બાકી સંકટથી શરીરની ધીરજ તો ગઇ છે, માટે જે તકશીર થઇ હોય તે માફ કરો ને જે સિન્ધુ વડવાનળ અગ્નિને, ને શિવજી હળાહળ ઝેરને નિભાવે છે તેમ આપ અમોને નીભાવો, અને મિત્ર પ્રવીણ ! મહેરબાની ન ઉતારો. ૧૦

**दुहो**–बडवा सागर गरल शिव, जो अतिही दुख देत ।
बडे न संग लियो तजे, तो उन छांडे हेत ॥ ११ ॥

**અર્થ**–વડવાનળ અગ્નિ સાગરને ને હળાહળ વિખ શિવજીને અતિશય દુઃખ દે છે, તોપણ તેઓ તેને છોડી દેતા નથી; કારણ કે મહાન પુરૂષો સંગે લીધેલાને તજતા નથી. તેવી જ રીતે અમોને તજવાં જોઇએ નહીં. ૧૧

**कबित्त**–पल पुट फेर फेर, तिरी छे सु हेर हेर ।
बरुनी बिखेर टेर, तलफ तदिनके ॥
मिल लाल शांम सेत, आन आन प्रभा देत ।
पाये गत प्रेतखेत, कदन मदनके ॥
भरि भरि आये बारि, ढरि ढरि बारि धार ।
कारि कारि चाह नित, श्रौनत रदनके ॥
बैद बोल ल्याओ, आओ दरद मिटाओ दाओ ।
आओरे प्रबीन नेन, बाओरे बदनके ॥ १२ ॥

**અર્થ**–મારી આંખો, ઉપરનાં પોપચાં ફેરવી ફેરવીને, વાંકી અને તેડી નજરે જોઇ જોઇને, પાંપણો વિખેરીને, તે દિવસથી–જ્યારથી તમોને મલ્યા ત્યારથીજ તલસે છે; તેમાં લાલ, કાળો અને શ્વેત રંગ મળીને અનેક તરેહની શોભા થઇ રહી છે; કામદેવના સ્મશાનની ગતિ પામ્યાં છે–તેમાં જળ ભરાઇ ભરાઇ આવે છે. તે જળ ધારા ઢળી ઢળી જાય છે, અને હમેશાં ચાહના કરી કરીને રોવાથી લોહીનું પાણી થાય છે; તો હે પ્રવીણ ! તમે આવો અને વેદને બોલાવી લાવો, કેમકે આ વિરહ રૂપી બળતી દાહ–અર્થાત્ શરીરે થતું અગ્નિનું દરદ મટાડો. હે ચતુર ! આવો રે આવો ! કારણ તમારૂં મુખ જોવાને આ મારાં નેત્ર બહાવરાં બની રહ્યાં છે. ૧૨

## सवैया.

आज हुलों तो बडो अभिलाष हो, ज्यौंलो प्रबाह बध्यो पतियांको।
जो न मिलो तो प्रबीन संदेशन, कोन निआइ निआओ कहांको ॥
कोंनपें जाय कहे सुनि हे कोउ, आप भयो किरतार जो बांको।
आयु प्रमानसें जीजतहे अब, कीजत हे गुजरान दिनाको ॥१३॥

**અર્થ**–આજ લગી તો મને મોટી અભિલાષા હતી કે જ્યાં સુધી પત્ર વ્યવહાર ચાલે છે તેથી એક દિન પણ મળાશે, પણ જ્યારે મળાયું નહિ ત્યારે સંદેશો કહાવવો એ રીતિ તે કયાંનો ન્યાય કહેવાય ? પણ અરે ભુલ્યો, કારણ જ્યાં પરમેશ્વરજ વાંકો ત્યાં પછી કોને આ વાત જઇ કહીએ ? વળી સાંભળશે પણ કોણ ! હવે તો માત્ર આયુષ દોરીના પ્રમાણવડેજ જીવિયે છીએ, ને દિવસો ગુજારીએ છીએ. ૧૩

## सवैया.

प्यारे प्रबीन तिहारी प्रभा शुभ, प्रानके संग बसी हिय मांई।
याद लगी घनसारकि आतस, नीर समीर बूझे न बुझाई ॥
बेद न भेद प्रकार कितेइ सु, जानत हे जिनहू गति पाई।
बासर क्यो भरियें करियें कह, हेतकी होत अबे तो हसाइ ॥१४॥

**અર્થ**–હે પ્યારી પ્રવીણ ! તમારા શરીરની સુંદર છબી આ મારા પ્રાણની સંગે હૈયામાં વસી છે, યાદ રૂપી કપૂરની આતસ સળગી છે. તે, પાણી તેમ પવનથી પણ જેઓ એ ગતિને પામ્યા છે, તેજ તેને જાણે છે. હવે દિવસ શી રીતે કાઢીએ અને શું કરીએ ? હવે તો બહુ થયું–કારણ કે એથી તો પ્રીતની હાંસી થાય છે. ૧૪

दुहो—नेन नीर सासा पवन, विविध होत विस्तार ।
उर अंतर उपडी रहे, यादि अगन घनसार ॥ १५ ॥

અર્થ-નેત્રનાં નીર અને નિસાસા ઉસાસાના પવનનો વિવિધ પ્રકારે વિસ્તાર થાય છે, તો પણ હૃદયમાં સ્મરણરૂપી કપૂરની આગ તો ચાલુ જ રહે છે. ૧૫

सवैया—जेसेंइ चिंत प्रबीन बसे तुम, एसेंइ नेनन बीच बसोगे ।
ज्यों पतियांन बनाय पठावत, यों बतियांन बनाय हसोगे ॥
जेसे एकंत उदास अराधत, तेसे एकंतहि अंत लसोगे ।
ता दिनकों धनरे धनरे तुम, जा दिन आय प्रिया परसोगे ॥ १६ ॥

અર્થ-હે પ્રવીણ ! જેવી રીતે તમો ચિતમાં વસો છો, તેજ રીતે આંખોમાં આવી વસશો, જેમ કાગળ બનાવી બનાવીને લખી મોકલાવો છો, તેમજ પાસે આવી વાતો બનાવીને હસો; અને જે પ્રકારે હું એકાંતમાં બેશીને, ઉદાસવૃત્તિવડે આરાધન કરૂં છું, તે પ્રકારથી એકાંતમાં મારી પાસે આવી બેસો તો શોભશો, અને જે દિવસે હે પ્રિયા ! પાસે આવીને સ્પર્શ કરશો, તે દિવસને તો ધન્ય ધન્ય છે. ૧૬

सवैया—मेर नहीं त्या कुमेर करो नहि, एसे प्रकार कहाहे अनोखे ।
एकहि बेर दिशा इतकी फिर, रीझ नहींतो निहारिये रोषे ॥
पाति नही तव पत्र हलाहल, क्यों पठयोन कहो केहि दोषे ।
नेनन पूरी रहेगे प्रबीनज्यु, धूर परेगि कपूरके धोखे ॥१७॥

અર્થ-કટાક્ષ કથનથી કહે છે કે, હે પ્રવીણ! મહેર ન કરો તો ખેર પણ અમારા ઉપર કુમહેર કરતા નહિ, રીઝ ન કરો તો ખેર પણ રોષની દૃષ્ટિથી તો અમારી દિશા-અમારી તરફ નજર કરો, પત્ર નથી પાઠવતા તો ખેર પણ એવો તે અમારો કયો દોષ છે કે, હલાહલ ઝેર પણ અમારા ઉપર મોકલતા નથી, અર્થાત્ ઝેર મોકલવા જેટલો સંબંધ રાખો; અમારી આંખોમાં તમો ધૂળ નાંખશો તો પણ અમે તો તેને કર્પૂરરૂપ ગણી લઇશુ, તાત્પર્ય કે, માનની નહિ તો ખેર પણ અમાનની દૃષ્ટિથી તો અમારા ભણી જુઓ, તમારી અમાનની દૃષ્ટિને પણ અમે તો અમારાં ધન્યભાગ્યરૂપ માની લઇશું. ૧૨

कवित्त—बासर निवास हूको, बासन सुहात बास ।
बासतें उदास होत, जेसें सास तजनी ॥
होत न सहाये कोउ, भेद न कहाये कहुं ।
हाय हाय कहत, बिहाय जाय रजनी ॥
भुज भरी जवलो न, भजोगे भुजंग बेनी ।
तवलों भजेगी नहि, भुज हुते भजनी ॥

आसकी जो आश को सो, कीजे न निराश कबें।
आसकी प्रबीन होतो, इतनी समजनी ॥ १८ ॥

**અર્થ**-દિવસે તો ઘરમાં પણ રહેવાનું ગમતું નથી, સુંદર અને ખુશબોદાર વસ્ત્રોથી પણ પ્રાણ રહિત શબની માફક ઉદાસ થઇએ છીએ; કોઇ સહાય આવતું નથી, તેમ કોઇને ભેદે કહેવાતો નથી, જેથી હાય હાય, કહેતાં કહેતાં રજની વિતિ જાય છે; હે ભુજંગવેણી! જ્યા લગી તમે ભુજા ભરીને સેવશો નહીં, ત્યાં લગી હાથમાંની ભજની એટલે માળા ભાગશે નહીં; આશકે જે આશ કીધી હોય તેને કોઇ સમયે નિરાશ કરીએ નહીં; હે પ્રવીણ! જો તમે ખરા ઇશકી હો તો એટલી વાત સમજો. ૧૮.

**सबैया**-मिंत कहूं किरतार निबाजहे, आसक को.इक सेर करेगे ।
नेहके हाट बजारकी बाटमें, लाज कपाट उघारि धरेगे ॥
नेननके सोहोदा करिके उत, रीझ मिलाय भंडार भरेगे ।
एहो प्रबीन बियोग बिदा करि, होंस हवेलिनमे बिहरेगे ॥१९॥

**અર્થ**-હે મિત્ર, કોઇ સમયે આપણા ઉપર જગતકર્તા પરમેશ્વર કૃપા કરશે ત્યારે તમામ આશકોનુંજ એક નગર વસાવશું, જેના બજારને રસ્તે રસ્તે સ્નેહની દુકાનનાં લાજરૂપી દ્વારને ખુલ્લાં મૂકશું, આંખોની વકી કરી ત્યાંથી રીઝ મેળવીને ભંડાર ભરીશું; અને અહો મિત્ર પ્રવીણ! વિયોગને વિદાય કરી હોંશની હવેલીમાં વિહાર કરશું. ૧૯

**दुहो**-उर निवान सुमती सलिल, सुरत माल गुनग्राह ।
चढत जात कागद घरी, बढत प्रेम परवाह ॥ २० ॥

**અર્થ**-ઉર-હૃદયરૂપી નવાણ, સુમતિરૂપી પાણી, સુરતરૂપી માળ-ઘડા ગુણરૂપી ચક્ર તાણવાનાં નાડાં, એવા રેટના સમાગમથી જેમ જેમ કાગળની પ્રનાલિકા ચડતી જાય છે, તેમ તેમ પ્રેમ પ્રવાહ વધે છે. ૨૦

**दुहो**-सुरत सुरत लागी रहत, रागी रहत सनेह ।
बिरह ज्वाल जागी रहत, दागी रहत सुदेह ॥ २१ ॥

**અર્થ**-તમારી સુરતમાં મારી સુરતી લાગી રહે છે, અને સ્નેહ પણ જડયોજ રહે છે. વિરહ જ્વાળા જાગતીજ રહે છે, તથા શરીર પણ બળતુંજ રહે છે. [ આ યમકાલંકાર છે.] ૨૧

**सोरठा**-इहिबिधि लिखे अनेक, पत्रसु एकहि एक प्रति ।
बानी बिरह बिवेक, सागर कला प्रबीनज्युं ॥ २२ ॥

प्रेम भेद दुहु पाय, मनके मनहींमें मगन ।
लागी सुरत सदाय, छिन दंपति बिसरे नहीं ॥ २३ ॥
दंपति जंपत एह, कब किरता मिलबो करे ।
लागी सुरत सनेह, ब्रह दिन प्रत दूनी बढे ॥ २४ ॥

**અર્થ**–એ પ્રકારે સાગર અને કળાપ્રવીણે એક એક પ્રત્યે વિરહવાણીના વિવેકથી અનેક કાગળો લખી મોકલાવ્યા હતા. એ પ્રેમ ભેદને મનમાં ને મનમાં રાખી મગન–ખુશાલ રહે છે, અને હમેશાં સુરતા લાગી રહેવાથી, સ્ત્રી પુરૂષ એક બીજાને એક ક્ષણ માત્ર પણ વિસારતાં નથી. તે દંપતી–સ્ત્રી પુરૂષ જપ્યા કરે છે કે, હે સરજનહાર પ્રભુ! કયારે મિલાપ કરાવશો. અને એમ સુરત રૂપી સ્નેહ લાગવાથી પ્રતિ દિવસે વિરહ બમણો વધતો જાય છે ૨૩–૨૪.

**गाथा**–सागर प्रत्य प्रबीनं, पठवन पत्र बिहर बिसतार ।
उन पंचाश अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ २५ ॥

**અર્થ**–રસસાગરે વિયોગના વિસ્તારવાળો પત્ર લખીને, કળાપ્રવીણ તરફ મોકલાવ્યો, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની ઓગણપચાશમી લહેર સંપૂર્ણ થઈ. ૨૫

इति श्री प्रबीनसागरे सागरनी विरह दशा नामनी एकोनपंचाशत्तमी ल्हेरनी रसपूर्णा टीकानो नवचत्वारिंशस्तरंगः ॥

## લહેર ૫૦ મી.

### મિત્રસહ વિરહ ચર્ચા.

**सोरठा**–कुसुम प्रबिन एकंत, बिरह दशा चरचा चली ।
बरने वहें ब्रतंत, भेदसु भिन्नहि भिन्न करि ॥ १ ॥
उर अंतरकी बात, कहे बिना कोउ न लहे ।
काहू कही न जात, सोबरनों संछेप करि ॥ २ ॥

**અર્થ**–કુસુમાવળી અને કળાપ્રવીણને એકાંતને સમયે વિરહ સંબંધી જે ચર્ચા ચાલી તે વૃત્તાંતને ભિન્ન ભિન્ન ભેદથી હવે વર્ણવું છું જો કે અંતઃકરણની વાતને કહ્યા વગર કોઇ જાણતું નથી, તેમ તે કોઇની પ્રત્યે કહી પણ શકાતું નથી, તેથી એ પ્રસંગ સંક્ષેપે વર્ણવું છું. ૧–૨

दुहो—जीसु न लीनो इश पद, देह न दीनो छेह।
मेन न पायो मेन रस, कुटिल करम गति एह ॥ ३ ॥

**અર્થ**—પ્રવીણ સખીને કહે છે કે-આ જીવે પરમપદ લીધું નહીં એટલે સ્નેહરૂપમાં એકત્ર થઇ ગયો નહીં, અથવા ઇશિપદ-અર્થાત્ મહાપદ-પટરાણીની પદવીને પામ્યો નહીં, વળી દેહને પણ છેહ દીધો નહીં-મતલબ કે મરણ નિપજ્યું નહીં, મે કામદેવનો રસ ચાખ્યો નહીં-અર્થાત્ દંપતિના વિહારનું સુખ ભોગવ્યું નહી, માટે આ કર્મનીજ કુટિલ ગતિ છે! ૩

दुहो—चंदन बन तन मिंतको, प्रेमल प्रेम प्रकाश।
मन पन्नग लपट्यो रहे, एहि आस बिसवास ॥ ४ ॥

**અર્થ**-મિત્રના તનરૂપી ચદન વન છે, અને તેમાં પ્રેમ પ્રકાશરૂપી સુવાસ બહેકે છે, તે પરિમલની આશાના વિશ્વાસથી આ મનરૂપી પન્નગ-સર્પ તેમાં લપટાઇને પડી રહે છે. ૪

## सवैया.

प्रेमको मंत्र प्रवेस कियो, यह सिद्ध मनोज दइ गुरु दीच्छा।
धूमि सदा ब्रहकी तपबो, अरु मांगबि मीत सनेहकि भिच्छा ॥
सागर ध्यान हिये धरबो, कछु ओर न राखतहे हम इच्छा।
बावरि एरि कहा बरजे अब, श्रोन न लागहिगी तुव सिच्छा ॥ ५ ॥

**અર્થ**—પ્રેમ મંત્રનો પ્રવેશ કરાવી આ મનોજ-રતિરાજ-રૂપી યોગીએ ગુરૂદીક્ષા દીધી છે, તેથી સદાય વિરહની ધૂણીનું તાપવું, મિત્રના સ્નેહ રૂપ ભિક્ષા માગવી, હૃદયમા એક **સાગર**નુ ધ્યાન ધરવું, તે સિવાય અન્ય કાંઇ હું ઇચ્છા રાખતી નથી; હે બહાવરી સખી! તું શું કરવાને વારે છે? હવે તારી શિખામણ કાને લાગશે નહીં. ૫

## सवैया.

बनमें रितुराज प्रभा बिकसी, बिकसी रतिराज प्रभा तनमें।
तनमें बिरहा प्रगटी दरसे, दरसे रस आवलि आंखनमें ॥
खनमें मन मींत विना तरसे, तरसे सुख बास अवासनमें।
सनमें सखि सागर मित मिलेंके, मिलो बनबर्तनि व्है बनमें ॥ ६ ॥

**અર્થ**—ઋતુરાજ-વસંત-ની પ્રભા-છબિ-પ્રફુલિત થઇ, ને આ તનમાં રતિરાજ-કામદેવની કાન્તિ પ્રકાશી શરીરમાં વિજોગ પ્રગટેલો છે, અને આંખોમાં રસની આવલિ-હાર દેખાય છે એટલે આંસુની અખંડ ધારા ચાલી જાય છે;

ક્ષણમાં મિત્ર વિના મન તરસે છે અને વહે છે, એટલુંજ નહીં, પણ અવાસ એટલે ઘરમાં, **સાગર** મળતા નથી, અને તે નહિ મળે તો વનવર્ત્તિની-વનવાસિની બની હવે હું તો વનમાંજ વશીશ. ૬

## सवैया.

नीद मटी बिरहान कटी, सुहटीरत सुर्त्त जटी सुरटी।
आग दटी उपटी उरतोउ, नटी न अनंग चटी झपटी॥
ओघ घटी छतियान फटी, जनु अंतर प्रेम पटी लपटी।
ए चितकी न मटी न छटी, पिय सागर पैं निपटी कपटी॥ ७॥

**અર્થ**-નિદ્રા મટી છતાં વિરહની પિડા તો મટી નહી, અને રાત ગઇ-અર્થાત્ સમય વિતિ ગયો, છતાં મિત્રની સુરત મારા જીવ સાથે સજડ જોડાઇ ગઇ, તેથી તેનુંજ રટન કરૂં છું અગ્નિના ધખધખતા અંગારામાં દટાઇ-ગઇ તો પણ છાતીપર (આંસુ) ઉભરી આવ્યાં તે હજી નાશ પામ્યાં નથી, પણ ઉલટી રતિપતિની ચટકી, ઝપાટો કરવા લાગી, પણ અંતર ઉપર પ્રેમની પટી લપટી હોય તેમ આ ચિત્તની ગતિ મટીએ નહીં અને છૂટી પણ નહીં, પણ હે સખિ! **સાગર** રાજઅતિશય કપટી છે. ૭

**सोरठा**-भई पत्र पहिचान, मन चाहत मिलन न बने।
मनो एह अनुमान, वासुदेवकी शंखधुनि॥ ८॥
निगम कहतहे नेह, लोकालोक बिलोकियत।
अगम अलख गति एह, निकट रहे मिलबो नहीं॥ ९॥

**અર્થ**-પત્રથી પિછાન થયું ને મન ઇચ્છે છે પણ મળવાનું બનતું નથી, જેમકે જહાં શંખધ્વની થતી હોય તે ઠેકાણે શ્રી વાસુદેવ હોયજ, તેમ છતાં તે પ્રતિશબ્દ-પડઘા સંભળાયા છતાં, ઇશ્વરનો મેળાપ બની શકે નહીં, એજ રીતિયે અમારે બન્યું છે. અથવા વાસુદેવ નામના વિપ્રના શંખની પેઠે, લાખ માગે તો કહેશે સવા લાખ લે, પણ પાઇએ આપે નહીં, તેમ તમો પ્રેમ બતાવો છો, પણ મળતા નથી. નિગમ-વેદ કહે છે કે પ્રેમની મહત્તા એવી છે કે આ સૃષ્ટિની અંદરની તેમ તેની બહારની વસ્તુને પણ વિલોકી શકે છે, પરંતુ પરમાત્માની અગમ્ય તથા અલક્ષ્ય-જાણી કે લક્ષમાં આવી શકે નહીં-એવી ગાત છે; માટેજ તે સર્વ વ્યાપક સચરાચર અર્થાત્ બધેય-જહાં જોઇએ ત્હાં અને આપણી પાસે પણ છે, છતાં આપણો અને તે મહા પ્રભુનો મિલાપ બની શકતો નથી; તે પ્રમાણેજ અમારે પણ થયું છે; કેમકે તમો ગુપ્ત રીતે મ્હારા હૃદયમાં વસો છો પણ પ્રત્યક્ષ આવી મળતા નથી. ૯

दुहा–गहरी घन गाजत पवन, दादुर बादर देख।
मोरन सोरनसे हिये, बिपति बिशेष बिशेष ॥ १० ॥
फूलन सूलनसें भये, बाग भयानक भेख।
गावन नावनसें हिये, बिपति बिशेषे बिशेष ॥ ११ ॥
सरसे लगे संगीत सुर, रहे नेन उन मेख।
सागर बिनां सु बीन सुनि, बिपति बिशेष बिशेष ॥ १२ ॥
मनमें सागर मित्तज्युं, रोपी बिरहा रेख।
अटके त्यों खटके हिये, बिपति बिशेष बिषेश ॥ १३ ॥
बात आत फहरात पट, निपट गात न छुआत।
मनहु ज्वाल बिरहा जरत, डरत न छिन ठहरात ॥ १४ ॥

**અર્થ**–વર્ષાદની મહાન પ્રચંડ ગર્જના, ઉગ્ર પવનનું વહન, દાદુરના શબ્દો, વાદળાંની ઘનઘોર ઘટા દેખીને તથા ગાવાથી, તેમ ન્હાવાથી, હૃદયમાં અધિક અધિક આપદાઓ વધતી જાય છે, સગતિ–ગાયનના સુરો–બાણની પેઠે ભોકાય છે, નેણ તો મટમટયા વગર ઉઘાડાં રહે છે, અને સાગરવિના મધુર વિણા વાગતી સંભળાય છે ને તેથી અતરમાં અધિક અધિક વિપત્તિ વધતી જાય છે; મનમાં જે **સાગર** મિત્રે વિરહરૂપી રેખ રોપી છે, તે જેમ જેમ અટકે છે, **તેમ** તેમ હૈયાની અંદર ખટકે છે, અને અધિક અધિક આપદા વધતી જાય છે. પવન આવી પેહેરેલાં વસ્ત્રોને હલાવે છે તેથી તે અંગને અડતાં નથી–તે જાણે વિરાહાગ્નિની જ્વાળથી બળવાના ભયને લીધે તનમાં સ્થિર થયા વિના ચપળ રહી ડોલતા ફરે છે. ૧૦–૧૪

कबित्त–भाल चंद भ्रोहे चाप, मीन नेन नासा मनि।
बसत भुजंग सोतो, अलक पेचांनीहे ॥
कज्जर हला हल, सूधासी हांसी सोहियत।
मोती रद रदच्छद, बिद्रुमसो जानी हे ॥
ग्रीवा शंख डीठ मद गति गज कंज पान।
ओरही प्रबीन तेरो रूप रंग पानी हे ॥
शुभगुन लैर लागी, जागी रहे शशि निश।
आलीरी जुवानी तेरी, दधिसी दिवानीहे ॥ १९ ॥

**અર્થ**–કુસુમાવલિ કહે છે કે, "હે પ્રવીણ! તારૂં યૌવન સમુદ્રના જેવું મદમાતું–છલકાતું છે, કારણ કે દરિયામાં જેટલી વસ્તુઓ જોવામાં આવે છે,

તે તમામ તારા તનની અંદર જણાય છે. સિન્ધુની અંદર જેમ ચંદ્ર છે, તેવું તારૂં લલાટ શોભે છે; સમુદ્રમાં જેમ સારંગ ધનુષ છે, તેમ ભ્રૂકુટી છે; સમુદ્રમાં જેમ માછલાં છે, તેમ ચપળ નેત્રો છે; સમુદ્રમાં જેમ કૌસ્તુભમણિ છે, તેમ ચળકતું અને શોભીતું નમણું નાક છે; સમુદ્રમાં જેમ ભુજંગો છે, તેમ શેષ નાગની કાન્તિ જેવી તારા કેશની છબિ ઝળકે છે; સમુદ્રમાં જેમ કાળું ઝેર છે, તેમ તારાં નેત્રમાં સારેલું કાળું કાજળ છે; સમુદ્રમાં જેમ અમૃત છે, તેમ અમૃત ઝરતું તારૂં સુમધુર હાસ્ય છે; સમુદ્રમાં મોતી છે, તે પ્રકારે ચન્દ્રબિમ્બ સરીખા દાંતની પંક્તિ શોભે છે; સમુદ્રમાં જેમ પરવાળાં છે, તેમ લાલચોળ પરવાળા જેવા તારા હોઠ છે, સમુદ્રમાં જેમ શંખ છે; તેમ ઉંચું અને ફુલાતું તારૂં ગળું છે; સમુદ્રમાં જેમ મદ્ય છે, તેમ તારી કટાક્ષયુક્ત દ્રષ્ટી છે; સમુદ્રમાં જેમ ઐરાવત હાથી વસે છે, તેમ ગજગામીની અર્થાત્ હાથીની છટા જેવી તારી ચાલવાની ગતિ છે; સમુદ્રમાં જેમ કમળ છે, તેમ તારા સુકોમળ અને નાજુક હાથ છે; સમુદ્રમાં જેમ પાણી છે, તેમ તારામાં રૂપ રંગ છે; સમુદ્રમાં જેમ લહેરો આવે છે, તેમ સદ્ગુણરૂપી તરગો વિલસે છે; સમુદ્ર ચંદ્રને જોઇને આનંદિત થાય છે, તેમ રાત્રિએ જાગૃત અવસ્થામાં તું રહે છે. એ વિધિયે સમુદ્રના જેવા ગંભીર ગુણો તારામાં દીસે છે; તેથી હે સખી ! તમારૂં તારૂણ્ય સમુદ્રના જેવું મદમત્ત છે.” ૧૫

## सवैया.

मद्द दुरद्द चढचो ढिग चंचल, ता अस मोद निसान बजाया ।
प्रेम पयद्दल पूर पखे, जब पंच बिषे उमराउ कहाया ॥
जानत आन बखत्त समानहि, चिंत गुमान तखत्त सु पाया ।
ताहि फिरीहे दुहाइ चहू दिश, वाकि कटाच्छ हमाउकि छाया ॥१६॥

**અર્થ**–“હે **પ્રવીણ** ! ચપળતારૂપી હાથી ઉપર મદ નામનો સરદાર–યોદ્ધો ચડયો છે, તેની આનંદ લીનતારૂપી ઘોડા ઉપર નિશાન વાગ્યું; ઉભરાતાં પેદળ પૂરની પેઠે પ્રેમ ઉછળ્યો, શબ્દ–સ્પર્શ–રૂપ, રસ ને ગંધ આદિ પાંચ વિષયો તેના લશ્કરના ઉમરાવ કહેવાયા, અને તે બધા પ્રકારથી, સમયને જાણી સમય પ્રમાણે વર્ત્તીને ગુમાનરૂપી સરદાર, ચિત્તરૂપી તખતને પામ્યો તથા તેની સર્વત્ર દુવાઇ ફરી, તેની વાંકી નજર “હુમાઉ” પક્ષીની છાયા સમાન છે, (હુમાઉ પક્ષીની છાયાં જેના ઉપર પડે, તેની મનકામનાઓ ફળે છે) તેજ પ્રકારે તારા ચિત્તમાં જે પ્રેમનો મદ ચડયો છે તેની કટાક્ષરૂપી દૃષ્ટિ, તારા મનોરથરૂપી ઇચ્છિત ફળને સિદ્ધ કરશે.” ૧૬

सवैया-

ओसर नाही मिले परबीन, तबे ललि चाह भरी सु भरी ।
जानि नहीं बरखी सु तबे, अब स्वांत घटा बिखरी सु खरी ॥
बारहु मास पुकार करे वह, चातुक चूक परी सु परी ।
बारहि बार बिचार करे, किरतार बिचार करी सु करी ॥ १७॥

**અર્થ**–વળી કુસુમાવલિ બપૈયાને સંબોધી, પ્રવીણને ઉક્તિથી કહે છે કે "હે વરસાદના બુંદના પ્યાસા **પ્રવીણ**રૂપી બપૈયા, મેઘ વર્ષવાનો સમય મળે નહીં ત્યાં લગી, જે ચાહના કરે છે તે ફોકટ છે. સ્વાતિ નક્ષત્રના મેઘની ઘોર ઘટાઓ જ્યારે વરષી હતી, તે વખતે તો તેં લક્ષમાં લીધું નહીં, અને હવે તો સ્વાતિની ઘટા વિખરી ગઇ છે ત્યારે હવે બારે માસ તું પોકાર કર્યા કરે છે, પરંતુ તારાથી જે ભૂલ થઇ તે થઇ, હવે વારે વારે શું પોકારો કરે છે? એ તો એ-જ કે, જે-જે કિરતારે કરી તે કરીજ, જે વખતે **સાગર** સાથે મેળાપ થયો તે વખતે તો તે સારી પેઠે જાણ્યું નહીં, અને હવે શું પુકાર કર્યા કરે છે તેથી શું? ૧૭

सवैया-

बात बिचार सबे करि हे, न रहे छुपि ताये कहा परि हे चक ।
प्रेम प्रकाश बिकास भयो, मनु हो ज्यु उजास फनूसको दीपक ॥
गैरव पासत घासत भूषन, हेरत होय रह्यो सब हाटक ।
चिंत प्रबीन तबी करबी कह, एकहि टेक गहो उर आसक ॥१८॥

**અર્થ**–કળાપ્રવીણને કુસુમાવલિ કહે છે કે, સખિ! તારા સ્નેહની વાતનો એકંદરે વિચાર કરૂં છું તો જણાય છે કે, હવે આ વાત ગુપ્ત રહેનાર નથી, તો હવે પડદે પડી રહી છે તેનું શું કારણ? તારી પ્રીતિનો પ્રકાશ પ્રેમ, ફાનસ માહેલા દીવાની માફક જાહેર થયો છે. જેમ ફાનસને કાચના તકતાનો પડદો છતાં અંદરના દિવાનું તેજ છુપતું નથી. અલંકાર–ઘરેણાંને ગેરૂનો પાસ લગાડવાને–બેસાડવાને–ગેરૂ ઘસ્યા છતાં તે ઘરેણું જોતાં તો હોય તેવું તે સોનાનું તેજ ખુલ્લું થઇ રહે છે, તો હે **પ્રવીણ**! હવે ચિંતા શાને માટે કરવી? હવે તો હૃદયમાં એક આશકની પ્રીત ગ્રહી રાખ ૧૮

**सोरठा**–इहि बिध कला प्रबीन, कुसुमावलि चरचा चली ।
सागर मितसु कीन, वह बरनन कीजत अबे ॥ १९ ॥

**અર્થ**–એ પ્રકારે કળાપ્રવીણ તથા કુસુમાવલિ વચ્ચે ચર્ચા ચાલી રહી છે, ત્યારે બીજી તરફ **સાગરે** મિત્રો સાથે જે ચર્ચા કરી તેનું વર્ણન કરૂં છું. ૧૯

## कुंडलिया—तोटक.

निशदिन जिय जंपत रहे, मिंत मिंत अरू मिंत ।
हमकों एती बहुतहे, चाह न चूकत चिंत ॥
चिंत चाह न चूकत यागतिहे, हमकों इतनीसू भई अतिहे ।
नित मिंतहि मिंत पुकार करे, निश द्योस प्रबीन नहीं बिसरे ॥ २० ॥

અર્થ—સાગર, મિત્રોને કહે છે કે, રાત દિવસ આ જીવ મિત્ર મિત્ર અને મિત્ર એમ ઝંખતો રહે છે, અમને તો એટલી પીડા બહુજ છે, પણ આ ચિત્ત જંપતું નથી—રે ચિત્ત ચાહના ચૂકતું નથી એવી અમારી ગતિ છે; અમારે તો એટલી થઇ તેજ વધારે છે—કેમકે નિરંતર, મિત્ર! હે મિત્ર! એમ પોકાર કરીએ છીએ, અને રાત્રિ દિવસ પ્રવીણ વિસરતીજ નથી. ૨૦

## सवैया.

केहेरे दिन बीतहिंगे सू कहांलों, कहांलों बियोग बिथा गेहेरे ।
गेहेरे परबीन सबे सुधले, तबसें हम याद सबी लेहेरे ॥
लेहेरे हमसी उनकों कि नहीं, बिरहान दहे हमसें देहेरे ।
देहेरे उनके करकी पतियां, बतियां उन आननकी केहेरे ॥२१॥
रहिये सब सोधि हियेकि हिये, कहिबेकी नहीं सो कहा कहिये ।
कहिये कह कानि भईहे बियोगकि, भागके भोग सबे सहिये ॥
सहिये शिर नीकि बुरी सबही ज्यू, प्रबीनके पान कहूं पाहिये ।
पहिये नहि प्रेम भरी पतियां, छतियां धरि धीर कहा रहिये ॥२२॥

અર્થ—(આમાં એકાવલી અલંકાર સમાયલો છે.) સાગર પ્રવીણને સંબોધી કહે છે કે, હે પ્રિયે ! આવા અતિ દુસ્તરણીય દિવસો ક્યાં સુધી વિતશે ? અને ક્યાં લગી વિયોગનાં દુઃખને સહીશું ? મહા વિચિક્ષણ અને ચતુરાઇ યુક્ત પ્રવિણે સઘળી શુદ્ધ બુદ્ધ હરી લીધી છે, તેથી અમે તો માત્ર તેની મૂર્તિનેજ ધ્યાનમાં લઇએ છિયે. અમારા જેવી પ્રીતિના તરંગો એને હશે કે નહીં? અને હશે તો વિરહાનળ જેમ અમને દહે છે તે રીતિએ તેને બાળતો હશે કે નહી? અરે! એના હાથનો લખેલો પત્ર આપને, કે તેના મુખાર્વિન્દથી નિકળેલી વાતજ કહેને! રે ! રે ! હૃદયની વાતને હૃદયમાં તપાસી જોઇએ છીએ; પણ જે કહેવાની નથી તે ક્યાં જઇને કહિયે? આ વિયોગની કહાણી કોને કહિયે? એ તો એજ કે, ભાગ્યમાં વિધાત્રીએ આંકેલા આંકને સહેવા. જો મૃગનયની પ્યારી પ્રવીણનો હાથ કોઇ પ્રકારે પામિયે તો, નેકી કે બુરી, સારી કે માઠી,

જે માથે આવી પડે તે બધી પિડાને સહીએ; પણ જ્યારે પ્રેમથી ભરેલો પત્ર ન મળે ત્યારે મનમાં કેવી રીતે ધીરજ રહે? ૨૧-૨૨

**कबित्त**–इंद्रको आराधिये तो, आसन गजेंद्र तहां।
चंद्रको आराधे नाय, बासहे कुरंगको॥
गणपत ध्यान धरे, भालहींमे आध चंद।
शंकरके ध्यानहींमें, भूषन भुजंगको॥
रामकों उपासिये तो, पानमें सरासनहें।
कालिकाकों सिंह संग, सारदा बिहंगको॥
शक्र–शशि–हेरंबेश, हर–राम–हरा।
बानी सबही सधे जो, बास व्है प्रबीन संगको॥ २३॥

**અર્થ**–સાગર કહે છે કે–જો ઇંદ્રને આરાધીએ તો તેને ગજેંદ્રનું આસન છે; જો ચંદ્રને આરાધીએ તો મૃગનો વાસ છે; ગણપતિનું ધ્યાન ધરીએ તો તેના કપાળમાં અર્ધ ચંદ્ર બિરાજે છે; શંકરનુ ધ્યાન ધરીએ છીએ તો ત્યાં સર્પનાં ભૂષણો છે; રામની આરાધના કરીએ છીએ તો તેમના હાથમાં ધનુષ છે; દેવી કાળિકાને પૂજીએ છીએ તો તેની સંગે સિંહ છે. જો ભગવતી સરસ્વતીને સમરીએ તો તેમની પાસે હંસ પક્ષી છે; પરંતુ જો પ્રવીણના સંગનો નિવાસ થાય તો, ઇંદ્ર–ચંદ્ર–હેરંબ–શિવજી-રામચંદ્ર–કાળિકા અને બાનીનાં ઉચ્ચારનારાં સરસ્વતી, એ સઘળાં સાધ્યાં થાય, અર્થાત્ તે સર્વે એક પ્રવીણના અંગમાં આવી રહેલાં છે, એટલે તે સર્વે દેવોનાં વાહનો પ્રવીણના શરીરના અંગોમાં સમાયાં છે. ૨૩

**सवैया**–आय अनंग चढ्यो इंद्रजीतसो, शूर समीर रथी रन जूटी।
बान प्रसून ब्रषा झर लाइसु, केति अनीक कलेवर फुटी॥
लच्छनही मुरझाय रहे, अरु राम अराम, वरूथिनि लूटी।
मिंत कोउ हनुमंत ज्यों लाउरे, पाय प्रबीन सजीवन बूटी॥ २४॥

**અર્થ**–આજ ઇંદ્રજીત જેવો કામદેવ ચઢી આવ્યો છે, તેની સાથે સમીર રાક્ષસ રૂપી શૂરવીરો રણમાં આવ્યા છે; તેટલામાં રતિરાજે પુષ્પના બાણના વર્ષાદની ઝડી પાડી, તેથી કેટલીક ફોજનાં કલેવર–શરીર ફુટયાં; જે જોઇને આ હૃદયરૂપી લક્ષ્મણ તો મુર્છા પામી મર્ણ પથારીએ પડી રહ્યો છે, તથા મારા ઉર આ રામ રૂપી રામની ફોજને તે અનંગ રૂપી લુટારાએ લૂંટી લીધી છે; માટે કોઇ મિત્ર હનૂમાનજીની માફક પ્રવીણરૂપી સજીવન બુટ્ટી લાવી આપે તોજ આરામ થાય. ૨૪

## સંદેહાલંકાર.

सवैया—प्रेम सरावके पान तजे, कि भजे बिरहानलके उठि थाने ।
कीधों गुमान भरे गुनके, उन आसकके चल पंथ अघाने ॥
कीधों भये निरदे मितवा, जितवा बहरावे दिवानहि जाने ।
पंथिक बात बनाय कहो, यह क्यों न प्रबीन लिखे परवाने ॥२५॥

या मितवा मितवा हम टेरत, हेरत रा तन तेज तवाने ।
पीर सबे मनकी मन बूझत, रूझत ना उर बीच घवाने ॥
चित्तको भेद कहूं नहि खोलत, डोलतहे दिन रेन दिवाने ।
पंथिक बात बनाय कहो, अहो क्यों न प्रबीन लिखे परवाने ॥२६॥

અર્થ—(અત્ર સંદેહાલંકાર છે.) પ્રવીણે શું પ્રેમરૂપી સરાબનું પીવું તજી દીધું કે, એના વિરહાનળનું થાણું ઉઠી ગયું? કે ગુણના ગુમાનથી છલકાઇ ગયાં? કે આશકને રસ્તે ચાલીને ગુમ થઇ ગયાં કે? મતલબ કે, તૃપ્ત થઇ ગયાં? તે મિત્ર નિર્દય થયો? કે શું અમને બહાવરા અગર દિવાના જાણીને અમારા જીવને ગભરાવે છે? હે પંથીક! જાણીને અમને વાત કહે, કે એ પ્રવીણ પત્ર કેમ લખતા નથી? અમે તો એ સ્નેહીને, હે મિત્ર! હે મિત્ર! એમ રટીએ છીએ અને તેના માર્ગને જોઇએ છીએ, આ તનનું તેજ તવાઇ ગયું છે, અમારા મનના દુ:ખને તો એક અમારૂં મનજ જાણે છે અને હૃદયમાં જે વિરહરૂપી ઘાથી ઘવાયા છીએ તે રૂઝાતા નથી; આ ચિતના ભેદને કોઇ આગળ ઉઘાડતાં નથી, તેમ રાત દિવસ ઘેલાની માફક ફરીએ છીએ, માટે હે પંથી! તેને જઇને પૂછો, કે હે પ્રવીણ! તમે સાથી પત્ર લખતા નથી? ૨૫–૨૬

सोरठा—परे प्रान वे हाल, बिछुरे मिंत प्रवीन ज्यू ।
त्रिरहानलकी ज्वाल, जरबेसें मरबो भलो ॥२७॥

उनमुखकी अनुहार, देखे बिन नेनां दुखी ।
निश दिन शोच बिचार, करबेसें मरबो भलो ॥२८॥

उनमुख देखन आस, प्यास अजों बूझी नहीं ।
पल पल प्रान उसास, भरबेसें मरबो भलो ॥२९॥

परेन बिहार पार, मिले न मिंत प्रवीन ज्यू ।
नेननसें जलधार, झरबेसें मरबो भलो ॥३०॥

कछु न सुहावे मोय, भावेसो पावे नहीं ।
प्रान दिवाने होय, फरबेसें मरबो भलो ॥ ३१ ॥
कहियो प्रेम प्रकाश, पंथी जाय प्रबीनसें ।
यह मुख चंदा आश, नेन चकोर व्है रहे ॥ ३२ ॥

**અર્થ**-વળી હે પંથી! તું જઇને કહે કે, તારા પ્રીતમના પ્રાણ મિત્ર પ્રવીણના વિયોગથી બેહાલ થઇ રહ્યા છે, તથા આ વિરહાનળની જ્વાળામાં બળવા કરતાં મરવું એ ઘણુંજ ઉત્તમ છે. એના મુખના મલકતા અણુસારા જોયા વગર આ મારી આંખો દુખીયારી છે, નિશદિન આ પ્રકારે શોક અને વિચાર કરવા કરતાં મરવું સારૂ છે. એનું મુખ જોવાની આશાની તરસ હજી મટી નહિ, એમ પળે પળે પ્રાણથી નિઃશ્વાસ મૂકવા કરતાં મરવું ભલું છે–રે વિરહને પાર આવતો નથી, તેમ મિત્ર પ્રવીણ પણ મળતાં નથી. આ નેત્રો-માંથી આંસુરૂપી જળધાર નિરંતર ઝરાવ્યા કરે છે તેથી મરવું ભલું છે. અમને કાંઇએ ગમતું નથી–અને જે ગમે છે તે પામતાં નથી, માટે મત્ત થઇને ફરવા કરતાં મરવું બહેત્તર છે. હે પ્રવાસી! આ પ્રેમને પ્રકાશ પ્રવીણને જઇ કહેજો કે, આપના મુખરૂપી ચંદ્રની આશાથી આ નેત્ર ચકોર રાહ જોઇ રહ્યાં છે. ૨૭–૩૨

दुहो–मन कप द्रग ज्वाला सलग, बुझ्यो त्रपा गुल देह ।
पद ककरी त्वर लोह करि, भगेतो जगे सनेह ॥ ३३ ॥

**અર્થ**-મનરૂપી સૂત્રને કપ પ્રિય મિત્રની આંખોની જ્વાળાથી સળગી ઉઠયો, તે ફળીને રહેવાના દેહની માફક મર્યાદારૂપી ભુંગળીમાં ઓલવાઇ રહ્યો, હવે કુળની મ્હોટાઇરૂપી ચકમકની કાંકરી, ઉતાવળરૂપી લોઢાના કડાવતી, ભાગે તો, સ્નેહ–પ્રીતિ પ્રગટ થાય. સ્ત્રી પુરૂષની એક બીજાની પ્રથમ જ્યારે નજરે નજર મળે છે ત્યારે તે રસજ્ઞ સ્ત્રી પુરૂષના હૃદયમાં પ્રેમની જ્યોતિ જાગે છે; પરંતુ પોતાના કુળની મર્યાદાથી તેઓ બોલી શકતાં નથી, પણ તે મર્યાદારૂપી ચકમકની કાંકરી, ત્વરાની પત્થરી સાથે અફળાય તો સ્નેહરૂપી અગ્નિ પાછો પ્રગટ થાય છે. ૩૩

## सवैया.

करियो करजोर के बीनतिज्यु, जिनसें मिलबो निश बासरको ।
इतनी कह चूक परी हमसें, नहि आवत आंगन या डर को ॥
पलके पल कान मिली जबसें, तबसें न बिसारीबो कागरको ।
यह मिंत प्रबीनसें केबो इतो, नित खोजबो प्रेमके सागरको ॥३४॥

**અર્થ**-અમો જેને રાત્ર દિવસ મળવાની ઇચ્છા કરીએ છીએ, તેને

હાથ જોડી વિનંતી કરજો કે, અમારી એવી તે શી ચુક છે કે, આપ અમારે આંગણે આવતા નથી? અગર તમને શો ભય છે? જ્યારથી નેત્રથી નેત્ર જોડાયાં છે, ત્યારથી પત્ર લખવાનું તો ભુલાયુંજ નથી, તેમ વધારામાં વળી, તે મિત્ર **પ્રવીણને** એટલું કહેજો કે. સદાય પ્રેમના **સાગરને** ખોળ્યા કરજો. ૩૪

**सोरठा**–पाई नहीं ज्यु पाति, बाती बिरहाकी बुरी ।
लोक कानिकी लाति, जाती छूटी घरी घरी ॥ ३५ ॥
इहि बिधि बिरह सनेह, बढन जात चरचा चले ।
उरमहि साधन एह, सागर लिख्यो प्रवीन ज्यू ॥ ३६ ॥
कुसुमसु कलाप्रबीनं. सागर मिंत बिरह चरचा बिधि ।
पंचाशत अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ ३७ ॥

**અર્થ**–કાગળ તો આવ્યો નહીં ને વિજોગની વાત તો અતિશય કારી થઇ પડી છે. લોક કહેણીની લાય હવે ચિત્તમાંથી ઘડીએ ઘડીએ ઘટતી જાય છે. એ પ્રમાણે પ્રીતિ સંબંધી ચર્ચા ચાલવાથી, વિરહ અને સ્નેહ **પ્રવીણને** વધી જાય છે, તથા એજ સાધનને ચિત્તમાં દ્રઢાવવાને મહારાજા **રસસાગરે** લખ્યું. કળાપ્રવીણને કુસુમાવલી મ્હે અને સાગરને મિત્રો સાથે, જે વિરહની ચર્ચા ચાલી: તે વર્ણનવાળી આ પ્રવીણસાગર ગ્રંથની પચાસમી લહેર સંપૂર્ણ થઇ. ૩૫–૩૭

इति श्रीप्रबीनसागरे मित्रसह विरह चर्या नामनी पच्चासमी लहेरनी रसपूर्ण टीकानो पंचाशत्तमस्तरंगः ॥

## લહેર ૫૧ મી.

### નાયિકા ભેદ.

**दुहा**–ज्यों ज्यों नित चरचा चलत, त्यों त्यों प्रेम बढाय ।
प्रेम बढत पाती लिखत, प्रति उत्तर सुख पाय ॥ १ ॥
बिरह बढे फुनि कुसुम प्रति, देत प्रबीन सुनाय ।
बिरहांतर बिधिनायका, सुच्छम भेद बनाय ॥ २ ॥

**અર્થ**-આ રીતે જેમ જેમ ચર્ચા ચાલે છે તેમ તેમ પ્રેમ વધતો જાય છે, અને જેમ જેમ પ્રેમ વધતો જાય છે તેમ તેમ અન્યોઅન્ય એક બીજાને પત્રો લખતાં રહે છે, લખેલા પત્રને તથા આવેલા ઉત્તરને વાંચી તેઓ આનંદ પામે છે. વિરહના વધવાથી કળાપ્રવીણ કુસુમાવલી પ્રત્યે વિરહ દશાની અંદર નાયિકાભેદની રીત સંક્ષેપમાં બતાવે છે. ૧-૨

### સ્વાધીનપતિકા નાયિકા.

**सवैया**-बादिके नाग सिकारिके बाज ज्यों. प्यारिके पाननमें बिहरेहे।
सिद्ध सुवा ज्यों पढे ज्यों पढावत, चंदमुखी मुख फंद परेहे ॥
ओर कहा उपमा कहिये, अध आयससें इक पाय खरेहे।
पाय हमे अबकी पतिया महि, सागर काहु अधीन करेहे ॥ ३ ॥

**અર્થ**-વાદીના હાથમાં જેમ નાગ રમે છે, અને શિકારીના હાથમાં બાણ રમે છે તેમ પ્યારીના હાથમાં **સાગર** વિહાર કરે છે, એટલે તેને વશ થઈ રહ્યા છે. સિદ્ધના પોપટને જેમ સિદ્ધ પઢાવે છે, તેમ પઢે, તે રીતે **સાગર** ચંદ્રમુખીના મુખની વાણીના ફંદમાં પડયા છે-એટલે જેમ તે કહે છે તેમ કરે છે. બીજી તે શી ઉપમા આપીએ? અડધો હુકમ કરે છે ત્યાં એક પગે ઉભા રહે છે, હમણાંના પત્રથી અમે તો જાણ્યું છે કે, **સાગરને** કોઇએ આધીન કરેલ છે. ૩

### ઉત્કંઠિતા નાયિકા.

**सवैया**-बीन नबीन म्रदंग बजे तित, मिंत समाजहूमें सुख पाये।
कीधों करी बिजया बिसरी हम, आसव कीधों असाध पिवाये ॥
कीधों मिली कोउ मोहनी कामिनि, अंक लता गलता उरझाये।
कोंन विचार करेबो अबे, अहो सागर मिंत अज्यों नहि आये ॥ ४ ॥

**અર્થ**-હે પ્રિય સખિ! જ્યાં નવિન સુરવડે વીણા અને મૃદંગાદિ વાજીંત્રો વાગે છે, એવા તે, શું મિત્રોના સમાજમાં સુખ પામ્યા? અથવા તો વિજયાનું પાન કર્યું? રે તેવો શાથી મને ભૂલી ગયા!! સાધ્ય મટી અસાધ્ય થાય એવું શુ કોઇએ મદ્ય પાયું? અથવા કોઇ મનમોહિની કામિની મળી, કે જેણે આલિગન દઇ બેલપટાઇથી, કુંજલત્તાની માફક સીકડી રાખ્યા? હવે તે વિચાર શો કરવો? રે સખી! મિત્ર **સાગર**! હજીએ કેમ ન આવ્યા? ૪

### મુદિતાનાયિકા-ઉત્પ્રેક્ષાલંકાર.

**सवैया**-चंचलता चपलासि भई गति, रंग भयो मनु केसर रूली।
आनन ओप अनोप चढी मनु, पूरन चंद करे कह तूली ॥

रोमहि रोम प्रभा प्रगटी अति, मोद भयो मनु मानहु दूली ।
अंग न मावतहे अंगिया, अब सागर कागर नागर फुली ॥ ५ ॥

**અર્થ**–કુસુમાવલી કહે છે કે, આહા! તેના શરીરની ચપળતા તો વી-ળીની ગતી જેવી થઇ, અંગનો રંગ જાણે કેસર કંકુના જેવો થયો. અને ના મનોહર મુખપર એવી કાંતિ ચઢી આવી છે કે, જાણે પૂર્ણ ચંદ્ર ન હોય? ણ તેની સમાનતા કરી શકે એમ છે? તેમ રૂંવે રૂંવે શોભા પ્રગટી છે જાણે પરણવાને દુલારી-કન્યા હર્ષિતના થઇ હોય એમ દેખાય છે. ાગરના કાગળથી નાગરી એવી પ્રવીણ તો એવી ફુલાઇ ગઇ છે કે તેના ખામાં તેનાં અંગ-સ્તન પણ સમાતાં નથી!!! ૫

## વિદગ્ધાનાયિકા.

वैया–बालसें केफ पुरी कहि बोलत, प्रौढसें जंत्र कहे दरदीको ।
इष्ट दुहाइ कहे तरुनी प्रति, उत्तर देत सबे सबहीको ॥
हार समारि लगावत हे हिय, नेनन धार समारत टीको ।
पन्नगकी फनिकी मनि ज्यों करि, राखत सागर कागर नीको ॥ ६ ॥

**અર્થ**–સાગરનો પત્ર હાથમાં લઇને ન્હાની-બાળ કન્યાઓ તો, 'આ તો ર છે' કહી બોલે છે, વડીલ સ્ત્રિયોને તો 'આ તો દરદ મટાડવાનો જંત્ર " એમ કહી સમજાવે છે; અને સરખી-સમાણી મદમાતી તરૂણીઓમાં ા આમાં, "ઇષ્ટ દુહાઇ" છે, વાસ્તે તે દેખાડાય નહી, એમ ઠગાઇથી, તે રેક સ્ત્રીઓને ઉત્તર આપે છે, એટલુંજ નહીં, પણ ઉર ઉપરથી વિખરાઇ ગેલા હારને સમારવાના બ્હાનાથી, હૃદય સાથે ચાંપી દે છે, કપાળમાંનો ડિત્ર ચાંદલો પાંગરો કરવાના મિસથી નેત્રો ઉપર ધારી રાખે છે, અને ણિધરની ફણીના મણિની માફક સાગરના કાગળને સાવચેતીથી જાળવી ખે છે, એમાં લુપ્તોપમાલંકાર પણ છે. ૬

## વાસકસજ્જા-જાતિસ્વભાવાલંકાર.

वैया–पोप बिछाय बिछायत चांदनि, सेज बनाय तनाय कसेहें ।
दीपक द्वारहि द्वार धरे, पुनि बारहि बार सिंगार ठसेहें ॥
आसव पास सुबास सुबासित, चंदन कासमिहीर घसेहें ।
पानन आनि समारि भरे, द्रग सागर आननके तरसेहें ॥ ७ ॥

**અર્થ**–ચાંદનીની અંદર બિછાનત કરી તેના ઉપર ફૂલના બિછાનાવાળા લંગને ઓછાડના છેડા સેજબંધથી તાણીને કસે છે, અને દ્વારે દ્વારે હાં-

ીઓ, જુમ્મરે આદિમાં ખ્વાસો મુકે છે, વારે વારે શણુગાર સજે છે, ક્ષણમાં સુંદર વાસથી મઘમઘતા મદિરાના શીશા, ચંદન અને કેસર લાવી મુકે છે, મુખવાસને માટે નાગરવેલનાં પાન આણી-સમારી તૈયાર કરે છે, બાકી નેત્ર તો **સાગર**નાં મુખનેજ તરસી રહે છે, ૭

## અનુશય-અસંભાવાલંકાર.

**सवैया**—साज सहेट कियोज्यु उपब्बन, आय तहां गुरु लोग कहांतें ।
एक दिना हम आये कितो करि, आप न आय सके हरमांतें ॥
एत्रो बने न अबे तो कहुं अब लोगन घेर रहे चिहुधातें ।
सागर अंक हमे उलटे, अबतो मिलबोई रह्यो पतियांतें ॥ ८ ॥

**અર્થ**—પ્રવીણ કહે છે કે-**સાગર**ને લવાને ઉપવનમાં નીમેલી જગાએ આવવા હું તૈયાર થઇ, એટલામાં તો ઓચીંતાં વડીલો આવી ચઢયાં એક દિવસ તો મહા પરાકાષ્ઠાએ જેમ તેમ કરી અમે ત્યાં આવ્યાં, ત્યારે આપ મહેલેથી આવી શક્યા નહીં; ને હવે તો ક્યારેય આવવાનું બને નહીં, કારણકે ચારે તરફથી લોકો ઘેરી રહ્યાં છે. હે **સાગર**! આ તો અમારા કર્મના આંકજ ઉલટા થયાની! હવે તો કેવળ પત્રથીજ મળવાનું રહ્યું. ૮

## અભિસારિકા-લાટાનુપ્રાસ.

**सवैया**—नवसात किये नवसात लिये, नवसात पिये नवसात पिवाई ।
नवसात रची नवसात त्रिये, नवसात मगे प्रति सागर आई ॥
नवसात कला नवसातनकी, नवसातनमें अंचला मुख छाई ।
नवसात रह्यो नवसातनमें, नवसात छुटी नवसात बताई ॥ ९ ॥

**અર્થ**—શિવપૂજનને મિષે **પ્રવીણ**, **સાગર**ને મળવા જતી હોય એવા કલ્પિતભાવથી, નાયિકાની પ્રિય સખી કુસુમાવલિ કહે છે કેઃ-નવ ને સાત સોળ શણુગારને અંગે ધર્યા છે, સોળ સહીયરોને સાથે લીધી છે, સુરા-મદિરા પોતે પી પ્રિયજનોને પાઇ છે. પછી સોળ સંસ્કારયુક્ત શોડશોપચારે ઉમામાહેશ્વરની પૂજા કરી. સોર-સૉડને રસ્તે થઇને **સાગર** ભણી આવી, તે સોળ વરસની બાળાની સંપૂર્ણ સોળે કળા પ્રકાશેલી છે, તેમ તે સોળ સખિયોના જુથ્થમાં અંચોળાનું અંતરપટ રાખી, ઘુંમટો કાઢી મલપતી ચાલે છે, આજુબાજુના માર્ગે પણ લોકોનો સોર થઇ રહ્યો હતો, તેથી સોરા-સો તેરા એટલે રસ્તો બતાવીને, સોળે સખિયો તેનાથી છૂટી પડી ગઇ. અથવા બીજો અર્થ આ પ્રમાણે થાય છે કે-કળાપ્રવીણે સોળ શણુગાર પહેર્યા અને સોળ સખિયો સાથે લીધી. પછી સોરા-સુરા પીધી તેમ સખિ-

યોને પણ પાઇ; બાદ સોળે સખિયોને સોળ પ્રકારના સોળ વેશ જૂદી જૂદી જાતના પહેરાવીને, સોળ રસ્તે થઇને **સાગર** પાસે આવી. **સાગરના** શરીરની સોળ કળા, સોળ સખિયોની વચ્ચમાં રહી, મુખપર અંચુળો નાખી—અર્થાત્ ઘુંઘટ કાઢી જુવે છે, તો તે ઠેકાણે સોર બકોર થઇ રહ્યો હતો, ત્યારે હાવભાવ બતાવી—સોળ રસ્તાઓમાં સોળે સખિયો છૂટી પડી ચાલી ગઇ. ૯

## ખંડિતા નાયિકા.

**सवैया**—जाहिको जावक भाल लग्यो, अरु जा मदकी द्रग आरुनता ।
जा कर कंकन रेख भइ भुज, जा गज ओठ अरेखनता ॥
जा तन सोंध सुबास मिल्यो, पुनि जा हरवा उर गाडनता ।
जा पद जेहर श्रोन सुने तुम, सागर ज्यु धन ता बनिता ॥१०॥

**અર્થ**—પરસ્ત્રીને ઘેર જઇ આવેલા **સાગરને પ્રવીણ** જાણે ઉપાલંભ આપતી હોય તેમ કહે છે કે:—જેના પગે લગાવેલ અળતાનો લાલ રંગ તમારા કપાળમાં લાગેલો છે, જેના મદની લાલી તમારા નેત્રોમાં ચડી ગઈ છે, જેના હાથના કંકણની રેખા તમારી ભુજામાં ઉઠી આવી છે, તેમ જેની આંખોમાં સારેલી કાજળની શ્યામ રેખાઓ તમારા હોઠ ઉપર દીસી આવે છે, જેના શરીર ઉપરનો—ચુવા અર્ગજાદિ સુવાસ, તમારા શરીરપર બ્હેકી રહ્યો છે, તથા જેના ગળામાં પહેરેલા હીરાના હારનાં ચિન્હ—આલિંગન દેવાથી તમારી છાતીમાં પડયાં છે, એવા હે **રસસાગર**! જેના પગનાં ઝેરનો સ્વર તમે કાને સાંભળ્યો તે વનિતા—સ્ત્રીને ધન્ય છે. ૧૦

## પ્રવત્સપતિકા.

**सवैया**—हींतें भइसु नइ हिलकी, तुम गोनकी बात सुनी तबहींतें ।
रीतें कछू न सकी रहिबो कहे, भीत भइ असुवा न झरीतें ॥
बीते घरीसो महा बिकटी, मन न्यारो भयो सुख साज सबींतें ।
जीतें बेहाल भई सफरी थल, सागरसें कहेबी अरजीतें ॥११॥

**અર્થ**—તમારા ગયાની વાત સાંભળી ત્યારથીજ મારા હૃદયમાંથી નવી શૂળ—હિલક ઉપડી આવી છે તેથી, કોઈ રીતે કહેવાતુ કહી શકી નહીં, અને આંખોમાંથી ઝરતી ચોધાર આંસુની ધારથી ભયભીત બની ગઈ. હવે તો એક ઘડી જાય છે તે મહા બિકટ વીતે છે. આ સુખના સર્વે સાજથી શરીર તે ભિન્ન થઈ ગયું છે; ને પાણીમાં રહેનારી માંછલી જેમ સ્થળ સાંપડવાથી તલસે, એ પ્રકારે હું પણ બેહાલ—મરવા તુલ્ય થઈ ગઈ છું. હે સખિ! એટલી અરજી તારા **સાગરને** કહેજો. ૧૧

## પ્રોષિત પતિકા નાયિકા.

**सवैया**—चारनकों ज्युं उखारत झारन, तारन क्यों अटके वहवारन ।
वारनके ज्यु प्रवाह बहे नद, सो क्युं बंधे सिकतानकी पारन ॥
पारन शृंग गिरीन समीरसुं, क्यों रुकिहे मकरीनकि जारन ।
जारन काम सबे जग सागर, क्यों सु समे सियरे उपचारन ॥१२॥

**અર્થ**—ચારાને માટે ઝાડોને ઉખેડી નાખે, તેવો મદોન્મત્ત હાથી, એક તાગડાથી કેમ બંધાય? પાણીથી ભરપુર નદીઓનો તરંગ ઉછાળતો અને ઘુઘવાટ કરતો પ્રવાહ વહ્યો જતો હોય, તે વેળુની પાળથી કેમ અટકી શકે? પર્વતોનાં ઉચાં શિખરોને જે પવન ગબડાવી પાડે છે, તે કરોળિયાની જાળથી કેમ રોકાઈ રહે? તેમજ હે **સાગર**! આખા જગતને બાળનાર કામદેવ શીતળતા સીંચવાથી કેમ સમે? ૧૨

**दुहो**—बिना नियम संछेप करि, कही नायका रीत ।
चिंत मिंत बाढत बिरह, नित नित नईसु प्रीत ॥ १३ ॥

**અર્થ**—એ પ્રકારે વિના નિયમે ટૂંકાણમાં નાયિકાઓની ભિન્ન ભિન્ન ગતિ બતાવી, મિત્રના વિયોગને લીધે ચિત્તમાં જેમ જેમ વિરહ વધે, તેમ તેમ નિત્ય પ્રત્યે નવીન પ્રીતિ જામતી જાય છે તે અત્ર બતાવ્યું. ૧૩

**सोरठा**—कुसुमावलि प्रतिमीत, चरचा कला प्रवीन किय ।
रस सागर वहरीत, कीन मिंत प्रति सो कहे ॥ १४ ॥

**અર્થ**—જેમ કુસુમાવલી સાથે પ્રિય સખી કળાપ્રવીણે ચર્ચા કરી, તેજ રીતે રસસાગરે પોતાના મિત્રો સાથે ચર્ચા કરી, તેને હવે કહીએ છીયે. ૧૪

### છેકાનુપ્રાસ.

**सवैया**—कसमीरहि कीरहि हीर जंबीर, बबीरन रंग बढावहिगे ।
द्रगलालहि काल मराल प्रबाल सु, व्याल कहा गति लावहिगे ॥
अरविंदहि चंद म्रगेंद्र कुमूदहि, कुंद कहा छबि पावहिगे ।
मीन हरीन करीन कहा सो, प्रबीन जबे दरसावहिगे ॥१५॥

**અર્થ**—રસસાગર રાજકુંવર પોતાના મિત્રોને કહે છે કે, હે મિત્ર! શું કેસર, પોપટ, હીરો, જંબીર અને બિંબ ફળ પ્રવીણથી પોતાના ગુણ વધારી શકશે,? તેમજ શું કોકિલા, કાળ, હંસ, પ્રબાલ અને સર્પ–પ્રવીણમાં રહેલ, તેમના ગુણો કરતાં વધારે શોભશે? કે કમળ, ચંદ્ર, સિંહ, મૃગેન્દ્ર અને કુમુદ તથા કુંદ–ડોલર–મોગરો શું પ્રવીણની છબીની તુલના કરી શકાશે? જ્યારે પ્રવીન બહાર નીકળશે ત્યારે મત્સ્ય, હરિણ અને હાથીને કોણ સંભારશે? ૧૫

सवैया—माधविकेज्यु प्रसून परे रस, भृंग समारतहे पखियां ।
कीधों त्रिबेनि तरंगनमें, कर अंजुलि मेन लई झखियां ॥
खेलत कंजमें खंज प्रबीन ज्यु, पाटकि पास दुहू नखियां ।
कोन घरी इन आंखिनतेंज्यु, निहारहु नेहभरी अखियां ॥ १६ ॥

અર્થ—માધવીના ફુલના રસમાં પડી ભીંજાઈને ભમરો પાંખોને સમારે છે, અગર ત્રિવેણીના તરંગમાં કામદેવે હાથની અંજલીમાં માંછલિયોને લીધેલી છે, કે કમળમાં ખંજન પક્ષી ખેલે છે? અથવા તો પ્રવીણ ચોપાટ બાજી રમતાં બે પાસા નાખે છે? હવે કઈ ઘડીએ આ નેત્રોથી એ નેહભરી છબીને નિહાળીશું? ૧૬

कवित—अंक न कलंक जाके, राहकी न शंक कछु ।
जामे बसुधाकी सोध, सुधा भरियतुहे ॥
एनतें सरस नेन, पच्छहू घटे न जोति ।
सोई छबि दिनरेन, दूनी धरियतुहे ॥
चकवा सु भोंर, ओर कंजको न भयकारि ।
बिरही बिलोकेसें, बियोग हरीयतुहे ॥
आनन प्रबीन आगे, मान न रहेगो शशि ।
क्योंरे दुखदान तें गुमान करियतुहे ॥ १७ ॥

અર્થ—જેને કલંકનું છિદ્ર નથી; રાહુની પણ બીક નથી, જેમાં પૃથ્વીનું અમૃત ખોળીને ભરી રાખેલું છે, મૃગથી સરસ અને ચપળ જેનાં નેત્ર છે, જેની જોતિ કોઈ પક્ષમાં ઘટતી નથી, પણ ઉલટી રાત દિવસ વધતી ને વધતી રહે છે; તેમ ચકવા, ભમરા અને કમળને ભયકારી અર્થાત્ દુઃખ દેનારી નથી, જે નિહાળવાથી વિરહી જનોની વિયોગ પિડાને હરે છે, માટે હે ચંદ્રમા! પ્રવીણના મુખ આગળ તારો માન મરતબો રહે તેમ નહીં, ત્યારે દુઃખને દેનાર તું–શા માટે ગુમાન કરે છે? ૧૭

कवित—गज गति चढ्योहे सु. पढ्यो बीर बानबिद्या ।
दुंदभी अवाज नाद, नुपुरके गाजको ॥
भ्रोंहनको चाप करी, नयन कटाछ सर ।
अलक पलीता, नेह आतस समाजको ॥
शीशफूल छत्र शिर, बेसरको इतमाम ।
केसरकी आड, किरवान शिरताजको ॥

लाजगढ तोरबेको, मोरबेको मान मद ।
कामनी सरूप आयो, सेन रतिराजको ॥ १८ ॥

**અર્થ**–રતિરાજ–કામદેવ પ્રવીણની ચાલવાની ગતિરૂપ હાથિએ ચડ્યો છે, અને તે વીર–સુભટ પ્રવીણની વાણીરૂપ બાણ વિદ્યા ભણ્યો છે, નેપુરરૂપી દુંદભીના નાદરૂપી ગડગડાટ થાય છે, ભૃકુટીનું ચાપ કરીને નેત્રના કટાક્ષરૂપી શર–બાણ કર્યા છે, કેસરરૂપી પલીતામાં તેલરૂપી આતસ–દેવતાનો સમૂહ રાખેલો છે, શિરફુલરૂપી માથે છત્ર ધરેલું છે, નાકના વેસરરૂપી ચમર ઢોળે છે, કેસરની આડરૂપી મુગટધારી કામદેવની તરવાર છે, આશકની લાજરૂપી કિલ્લાને તોડવા–હઠાવવા સારૂ તથા મદને મારવા–ઉતારવા સારૂં, આ કામિની સ્વરૂપે કામદેવનું સૈન્ય ચડી આવ્યું છે. ૧૮

**છેકાનુપ્રાસ.**

**कवित्र**–नेनन तरंग न, तरंगनसि रंगनकी ।
अंगन सुरंग रंग, ओरे छबिकों धरें ॥
कज्जर कटाछनतें, सजर भयेहे द्रग ।
नजर बिकल चहे, फजर न होहरे ॥
नवलअनंगा, रतिरंगा कबसंग होय ।
प्रच्छन प्रगट आये, बोल बोलवो परे ॥
ताछिन निहार, बार बार चित धार धार ।
बंदीजन बीछुवा, बीरद बोलवो करे ॥ १९ ॥

**અર્થ**–પાણીની લહેરોની પેઠે તેની આંખોના તરંગો રંગને ધારણ કરે છે, તેના શરીરનો નવરંગ રંગ તે તો ઓર રંગની કાંન્તિને આપે છે, તથા કાજળ અને કટાક્ષથી ભરેલી તેની આંખો વિકલ–બહાવરી નજરથી વહાણું કેમ વાતું નથી, એમ ઇચ્છે છે; એવી નવલઅનંગા રતિરગા, અર્થાત્ ક્રીડા વિહારના રંગથી ભીંજાયલીનેઃ ક્યારે સંગ થશે? અને તે છાની કે પ્રગટપણે આવ્યાથી તેની જોડે વાણી બોલવી પડે તે ક્ષણે તેને જોઇને અને વારે વારે ચિત્તમાં ધારી ધારીને તેના વિછવારૂપી બંદીખાને પડેલો માણસ, બિરદાવલિ બોલ્યા કરે છે–ગુણાનુવાદ ગાયા કરે છે. ૧૯

**कवित**–सितकार जासु. अलकावलि निशान छुटे ।
बेसर बीर ह, इतमाम डोलबो करे ॥
अंचक सुभट, नाग सेल तन साजलिये ।
कुंभी कुच–आंगी अंधियारी झोलबो करे ॥

मनिनके भूषन सो चमकहे शस्त्रनकी ।
सूत नीवी सामज, जंजीर रोलबो करे ॥
रतिरंग चढेहें, तिमंगलेश महाराज ।
बंदीजन विछुवा, बिरद बोलवो करे ॥ २० ॥

**અર્થ-**સાગર રતિવિહારરૂપે રતિપતિની ચડાઇનું ધ્યાન કરે છે:-વિહારમાં નાયિકાના મુખથી સીતકાર રૂપી જાસુસ બોલે છે, માથાના કેશની છુટી લટોરૂપી નિશાન છૂટયાં છે, નાકના વેસરના મોતીરૂપી રણધીરનું ચમ્મર ડોલ્યા કરે છે, નેત્રરૂપી મહારથીઓએ અણિયાળી આંખોની અંદર સારેલી કાજળની રેખારૂપી ભાલાં શરીરપર સજી લીધેલાં છે, તેનાં સુઘટ કુચ રૂપી હાથી ઉપર કચુકીરૂપી અધિયારી ઝૂલ્યા કરે છે, નાના વિધ પાનાંદાર મણિયોના અલકારરૂપી શસ્ત્રોની છબી ચળકે છે, સુતરની નાડીરૂપી હાથીનું જજીર રોળાયા કરે છે, એમ રતિરાજરૂપ ત્રિમગલેશ રતિરંગમાં ચડયા છે, ત્યારે વિછિયારૂપી બંદીજન, બિરદાવલિ બોલે છે. ૨૦

**कवित**—जावक, ज्यासूत, जपा, किंशुक; कनेर, कंज ।
बंधुक, बिबूरनको अरून चरनमें ॥
मधुप्री, मजीठ, मेंदी, किर्मज, कुसुंभ, कंकू ।
संग्रफ सुरोचनकी सुरखी करनमें ॥
मानिक, मंजीरी. मूंगे, कीरचंच, कलहंस ।
अरुनी अनार इंद्रवधू अधरनमें ॥
याहिते प्रवीन ज्यु नवीन नेन डोरे लाल ।
लाल लाल सेत श्याम, त्रिविध बरनमें ॥ २१ ॥

**અર્થ-**અળતો, મંગળનો તારો, જાસુસનું ફુલ, કેસુડાં, કરેણ, કમળ, બપોરીઆ અને બિંબુરણ-એનો લાલરંગ તો જેના પગમાં છે; લાલ મોઢાનો ભમરો, મજીઠ, મેદી, કિરમજ, કસુંબો, કંકુ, હીંગળોક, ગોરોચંદન-એઓની લાલી જેના હાથમાં છે; માણિકય, મંજરી, નવપલ્લવ, પરવાળાં, પોપટની ચાંચ, કલહંસ અર્થાત્ હંસનાં બચ્ચાંના પગ અને ચાંચ, દાડમ, અને ઈંદ્રગોપની રાતાશ જેના હોઠમાં વસેલી છે; તેમનાથી પણ પ્રવીણની આંખોના ડોળા નવાઇ જેવા લાલ છે, અને તે વળી રાતા કાળા અને શ્વેત, એવા ત્રણ રંગના છે. ૨૧

## सवैया.

पांइन मध्य महावर भो, अंगुरी बिछुवा मुरवा भयो नूपुर ।
किंकनि भो कटिमें पहुची कर, कान तरब्बन हार उरूपर ॥
नासन बेसर कज्जर भो चख, केसर आड लिलार हु भ्रूपर ।
मांग प्रवीन भयो मन बंदन, मंड अखंड रह्यो तन ऊपर ॥२२॥

**અર્થ-સાગર** કહે છે કે હે પ્રવીણ! પગમાં અળતાના રંગરૂપે થયું, આંગળિયોમાં વિછિઆરૂપ થયુ, પગના કાંડાઓમાં નેપુરરૂપ થયું, કેડે કટિમેખળારૂપ થયું, કાને અકોટીરૂપ થયુ, હૃદય ઉપર હારરૂપ થયું, નાકે બેસરરૂપ થયું, આંખમાં કાજળરૂપ થયુ, ભમરથી ઉપર કપાળમાં કેસરની આડરૂપ થયું, સેથે સિંદુરરૂપ થયું છે એટલુંજ નહિ પણ મારૂં મન, તારા આખા તન ઉપર ઘરેણારૂપ થઇ રહ્યું છે. ૨૨

## सवैया.

आन बधू मुखचंद उडग्गन, छांह परे छबि हीन लसेंगे ।
संकट जंबुक त्रास उलक, दुरीजन चित्त दरीन भसेंगे ॥
पंख समारहिंगे भ्रकुटी मधु, कोक हिये द्रग शोक नसेंगे ।
कंज हियो विकसेगो तबेहि, जबेहि प्रवीन रवी दरसेंगे ॥ २३ ॥

**અર્થ-પ્રવીણ**ના મુખરૂપી સૂર્યને બીજી અન્ય સ્ત્રીઓના મુખ ઉપર, જેમ ચંદ્રના તારામંડળ ઉપર છાયા પડવાથી તારાઓ, જેમ છબિહીન (ઝાંખા) થઇને દેખાય છે તેમ દેખાય છે. તે ચદ્ર સકટમય શિયાળ, ત્રાસરૂપી ઘૂવડ અને દુરીજનના ચિત્તરૂપી ગુફાઓમાં ધશી જશે; ભ્રૂકુટિરૂપી ભમરા પાંખોને સમારશે, નેત્રરૂપી ચકવાના મનનો શોક નાશી જશે; એ પ્રકારે પ્રવીણરૂપી સૂર્ય જ્યારે દેખાશે, ત્યારે અમારૂં હૃદયરૂપી કમળ વિકાશ પામશે. ૨૩

**दुहो**-इहि बिधि चरचा चलतहे, बिरहा उभे बढंत ।
निशादिन चित चहंतहे, मित मिंत प्रति मिंत ॥ २४ ॥

**અર્થ**-એ પ્રમાણે ઉભયનો વિરહ વધવાથી ચર્ચા ચાલે છે, અને રાત દિવસ ચિત્તમાં પરસ્પર મિત્ર, મિત્ર અને મિત્રજ ઝખે છે. ૨૪

**गाथा**-बिनता भेद प्रबीनं, सागर किय प्रबीन बर्नन बिधि ।
एकावन अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ २५ ॥

**અર્થ-પ્રવીણ**નો નયિકાભેદ, તથા **સાગર**ની **પ્રવીણ**ના વર્ણનવાળી, **પ્રવીણસાગર** ગ્રંથની એકાવનમી લહેર સપૂર્ણ થઈ. ૨૫

इति श्री प्रवीनसागरे नायकाभेद नामनी एकावनमी लहेरनी
रसपूर्णा टीकानो एकपंचाशत्तमस्तरंगः ॥

# લહેર ૫૨ મી.

## દ્વારિકાં પ્રયાણ.

**सोरठा**—चरचा बिरह चलंत, एसें दिन बीतत उभे ।
दंपति चिंत चहंत, कब मिलबो करता करे ॥ १ ॥
मनकी दशा प्रमान, प्रति इकेक पाती लिखत ।
धरे अहोनिश ध्यान, कब मिलबो करता करे ॥ २ ॥

**અર્થ**—આ પ્રમાણે વિરહની ચર્ચા ચાલતાં બન્નેના દિવસ વીતે છે. તે સ્રી પુરૂષ બેઉ મનમાં એમ ઇચ્છે છે કે, કિરતાર હવે ક્યારે મળવાનું કરશે? પોતપોતાના ચિત્તની હાલત પ્રમાણે એક એક ઉપર કાગળો લખે છે, તથા હવે જગકર્ત્તા ઇશ્વર, ક્યારે મિલાપ કરાવશે એમ રાતદિવસ ચિંતન કર્યા કરે છે. ૧-૨

**छपय**—एसे अंहर कितेक, बहत मनमें मुरझाने ।
उभै विरह वाढंत, मिलनको मन अकुलाने ॥
तबही कला प्रबीन, एह उरसें उपाय किय ।
मिलन धार उत मिंत, नेम द्वारामतिको लिय ॥
उन बात भांखि आमात प्रति, महाराज सासन मगिय ।
उन बांकसिद्ध सिद्ध बचन, परि पूरन होवन लगिय ॥ ३ ॥

**અર્થ**—એવા કેટલાક દહાડા જવાથી તેઓ મનમાં મુંઝાયાં, અને બન્નેને વિરહ વેદના વધવાથી મળવાને અકળાયાં; ત્યારે કળાપ્રવીણે પોતાના હૃદય સાથે એવો વિચાર કર્યો કે, મિત્રને મળવાનું ધારીને દ્વારામતીએ જવાનું પણ લીધું. તે વાત કારભારીથી કહી, મહારાજાની આજ્ઞા માગી, તેથી પૂર્વે સાગરને કહેલ વચન સિદ્ધિવાળા સિદ્ધનાં વચન-પરિપૂર્ણ થવા લાગ્યાં. ૩

**सोरठा**—कीनी अरज अमात, कुमरि उक्त छितिपाल प्रति ।
महाराज सुनि बात, यह प्रति उत्तर दीन तब ॥ ४ ॥
कुमरी बरजो जाय, क्यों विदेश कीजे गमन ।
देव दरस इत आय, सो घट घट व्यापी सदा ॥ ५ ॥

**અર્થ**-કુંવરીના કહ્યા પ્રમાણે કારભારીએ મહારાજા નીતિપાળની હજૂરમાં અરજ ગુજારી. તે હકીકત સાંભળીને મહારાજાએ આ પ્રમાણે ઉત્તર

દીધો—નૃપેન્દ્ર શ્રી **નીતિપાળ** કારભારીદ્વારા કહે છે કે, તમે જઇને કુંવરીને વારો, અને કહો કે શા માટે પરદેશ ગમન કરો છો ? દેવ તો અહિં આવીને દેખાય છે, કારણકે પરમેશ્વર તો ઘટઘટનિવાશી છે. ૪—૫

## चोपाई.

नृप आयसा अमायत मग्गे, कला प्रवीन बर्जने लग्गे ।
कुमरी तब अमात प्रति बोले, अब चित बात आपसे खोले ॥
जब कुमारीका व्रत हमलीनो, द्वारामती नेम तब कीनो ।
द्वारकेश सपने अब आये, विस्मृत बात याद वह लाये ।
श्रीमुख कही जोन उत आवे, तो कुमारिव्रत सिद्धि न पावे ॥
सो अमात सुनि नृपपें आये, सुपनभेद कहिकें समुझाये ।
नृपनें सत्यबात तब चीनी, कुमरि गमनकी आयसदीनी ॥
दुजन बुझी शुभ मुहुरत लीनो, निज अराम अवमोचन कीनो ॥ ६ ॥

**અર્થ**—કારભારીની મારફતે નૃપેન્દ્ર શ્રીની આજ્ઞા માગી, ત્યારે રાજાતો કળાપ્રવીણને વારવા લાગ્યા. કુંવરીએ કહ્યું કે, કારભારી, હવે હું મારા મનની વાત આપ પાસે ખુલ્લી રીતે પ્રગટ કરૂં છું. મેં કુમારિકા વ્રત્ત લીધું, તેજ ઘડીએ દ્વારામતી જવાનું પણ પણ લીધું હતું, પરંતુ અદ્યાપિ સુધી ત્યાં નહિ જવાયાથી હમણાં દ્વારીકેશે સ્વપ્નામાં આવી તે વિસ્મૃત થયેલી વાતની યાદ આપી, અને વળી શ્રી મુખેથી કહ્યું કે, જો તમે આહિં નહિ આવો તો—તમારા કુમારિકા વ્રતની સિદ્ધિ થશે નહીં. એ વાત સાંભળી કારભારી રાજા પાસે આવ્યો તથા સ્વપ્નનો સર્વે ભેદ કહીને, રાજાને સમજાવ્યો. રાજાએ તે વાત સાચી માનીને, કુંવરીને દ્વારકાં જવાની આજ્ઞા આપી. પછી જોતિષિ બ્રાહ્મણોને બોલાવી અને તેમને પૂછી શુભ મુહૂર્ત્ત નક્કી કરી પોતાના નગર બહારના બાગમાં પ્રસ્થાનું કરાવ્યું. ૬

दुहो—मुहूरत लखि निज बाग प्रति, उतरे कला प्रबीन ।
नीत पाल पथ कुमरिके, यहे जाबदा कीन ॥ ७ ॥

**અર્થ**—શુભ મુહૂર્ત્ત જોવરાવીને તે પ્રમાણે કળાપ્રવીણ પોતાના બાગમાં જઇ ઉતર્યાં. પછી મહારાજા **નીતિપાળે** રસ્તે કુંવરીની જોડે જવાને આ પ્રમાણે બંદોબસ્ત કર્યો. ૭

**छंद निशानी**—कुमरी की तेनातमें, दीवान कराया ।
पेदल पंचहजारका, हूकुम फुरमाया ॥

सातबडे सिरदारसें, परियान कहाया ।
सिलेपोस दोसहस सो, रथ संग चढाया ॥
ब्रह्म मुहूरत सुद्ध कारि, प्रस्थान ठराया ।
बृद्ध जनाना राजसें, रथ साथ चलाया ॥
ओही दिन बागातमें, मूकाम द्रढाया ।
कलाप्रबीन अनंत उर, आनंद बढाया ॥ ८ ॥

**અર્થ**–કુંવરીની ખીદમતમાં એક દિવાનને નીમ્યો. તથા પાંચ હજાર પાયદળને રાજકન્યા સાથે જવાનો હુકમ ફરમાવ્યો; એમાં સાત મોટા સરદારોને પણ જોડે જવાને કહાવ્યું. સાથે બે હજાર ભાલાવાળા ઘોડેસ્વારો તથા એકસેં રથને કુંવરીની સ્વારીમાં જવા તૈયાર કરાવ્યા. બ્રાહ્મણોએ નક્કી કરેલા શુભ મુહૂર્તને વખતે. પ્રસ્થાન કરવાનુ ઠરાવ્યું; તેમ પોતાના અંતઃપુરની વૃદ્ધ રાણિયોને, કુંવરીના રથ સાથે મોકલી. એવી રીતે કુંવરીએ માણસો સહિત પોતાના બાગમાં મુકામ કર્યો ત્યારે કુંવરીના હૃદયમા અતિશે આનંદ થયો. ૮

**सोरठा**–कीन बिलंब कुमारि, प्रति उद्दान दश पंच दिन ।
आए लोग अपार, अंते उर उमराव जुत ॥ ९
सुन्यो सु तीरथ नांउ, करत गवन परवीनज्यूं ।
गांउ गांउ प्रति गांउ, आये उते अनेक जन ॥ १० ॥

**અર્થ**–તે બાગની અદર કુવરીએ દશ પાંચ દિવસ મુકામ રાખ્યો. જનાનાની રાણીયો અને ઉમરાઓ સમેત અપાર લોકો ત્યાં આવ્યાં. રાજકુંવરી પ્રવીણ તીર્થ કરવાને દ્વારામતી જાય છે, એવું સાંભળી ગામો ગામથી અનેક જનોનો ત્યાં જમાવ થયો. ૯–૧૦

**छप्पय**–उहि मुकामसे पत्र, कला परबीन एक किय ।
दिय हलकारन हाथ, नंदभारती नाम लिय ॥
दीजे पाती ताय, यही रसना सु कहावे ।
हमें कामरू गमन, भयो उत आप सिधावे ॥
तामहिं सुबीर सागर पती, सब प्रकार तामहि लिखित ।
ओरे बिचार उन मुन लहे, अंत सोरठा निज भखित ॥ ११ ॥

**અર્થ**–એ મુકામેથી કળાપ્રવીણે એક પત્ર લખીને તૈયાર કર્યો, અને તે ભારતીનંદ કવિનું નામ લઇને હલકારાના હાથમાં દીધો, તથા તેને કહ્યું કે, આ પત્ર કવિરાજને આપજો, તેમ તમને કહેજો કે, અમારૂં કામરૂપીઠ તરફ જવું થાય છે, વાસ્તે આપ પણ ત્યાં પધારજો. એ **ભારતીનંદ** કવિના પત્રમાં

સાગર ઉપરનો પત્ર બીડયો હતો, તેમાં સર્વ પ્રકારે સ્વારીનું વિધાન લખેલું હતું. બીજા અન્ય વિચારનુ તો મૌનપણું લીધું, પરંતુ એક સોરઠો પોતાનો રચેલો હતો, તે લખ્યો. ૧૧

**सोरठा**–देबो पाती मिंत, जेवो उत केबो इतो ।
सेबो सुख दुख चिंत, एबो बिसरेबो नहीं ॥ १२ ॥
पाती पंथिक देह, नेह नगर कीनो बिदा ।
निज मन बढित सनेह, मिंत मिलन आगम उमागि ॥ १३ ॥

**અર્થ**–ત્યાં જઇને મિત્રના હાથમાં એ કાગળ આપવો, અને એટલું કહેવું કે, જે જે સુખ દુઃખ આવી પડે, તે ચિત્તમાં સહન કરવું, પણ ખચીત આવવાનું ભૂલવું નહીં. તે પત્ર હલકારાને દેઇને, નેહનગર ભણી વિદાય કર્યો, અને તેથી પોતાના મનમાં સ્નેહ વધી ગયો, તેમ મિત્રને મળવાનું થશે એવા વિચારથી આનંદ થયો. ૧૨-૧૩

**छपय**–कुमरी कलाप्रबीन, साथ अनेक संग लिय ।
सहज गमन उत्साह, मंद मंदहीं गमन किय ॥
वहे पत्र हलकार, नेह नगरहि पहुंचाया ।
बंचत सुकबि सुभेद, चिंत आनंद बढाया ॥
उन प्रति इनाम आपहि बकसि, प्रातसु सागर पत्र लिय ।
उत्साह भरे महराज प्रति, राजद्वार परबेस किय ॥ १४ ॥

**અર્થ**–કુંવરી કળાપ્રવીણ પોતાની સાથે અનેક માણસોને લઇને સહજ ગમન કરે છે. તેઓ ઉત્સાહને લીધે મંદ મંદ ગતિયે ચાલવા લાગ્યાં. બીજી તરફ પ્રવીણે આપેલા પત્રને લઇ હલકારે નેહનગર જઇને તે પત્ર કવિને પહોંચાડયો. તે પત્રનો ભેદ વાંચતાંજ કવિરાજના ચિત્તમાં આનંદ વધી ગયો, તેથી વધામણીરૂપી પત્ર લાવનાર હલકારાને પોતેજ ઇનામ બક્ષી વિદાય કર્યો; ને પ્રભાતમાંજ, સાગર ઉપરનો પત્ર લઇને ઉત્સાહથી કવિરાજે મહારાજા પાસે જવાને રાજદ્વારમાં પ્રવેશ કર્યો. ૧૪

**दुहा**–सागरपें सुकवी गये, आसिष कीन उचार ।
सनमुख बैठे मुदित मन, मुसकत बारहि बार ॥ १५ ॥

**અર્થ**–કવિરાજ સાગર પાસે જઇને આશિષ ઉચ્ચારી હર્ષિત વદનથી મહારાજના સન્મુખ બેઠા, જે પછી વારંવાર મુખને મલકાવા લાગ્યા. ૧૫

## छंद मुक्तदाम.

निहारत भेद वहे जो नरिंद । बिचारसु बुझिय तासु कबिंद ॥
कवी प्रति उत्तर भंखित बेन । निशा महि आज कियो हम सेन ॥

लिख्यो सुपने महि अंब सरूप। उने इक भंखिय गाह अनूप ॥
हमे वह गाहसु मातु शिखाय। कहीसु सुनावहु सागर जाय ॥
तऊपर एक वचंन सुपाउं। तबे वह गाहन भेद सुनाउं ॥
बढी वह बूझन सागर चाह। तबे बकसो बर सो कबिराह ॥१६॥

**અર્થ**–નરેન્દ્ર-શિરોમણી **રસસાગરે** આ આનંદજનક સમય જોઇ, કવિકુળ ઇન્દ્ર, **ભારતીનંદને** પૂછ્યું કે, આનું કારણ શું છે? કવિવર **ભારતીનંદ** બોલ્યા કે-આજ રાત્રિયે જાણે કે મેં સુતા પછી સ્વપ્નમાં ચંડિકા-અંબાજીનું સ્વરૂપ જોયું: તેમણે એક અનુપમ ગાથા કહી; તે ગાથા માતાજીએ મને શીખવી, અને ફરમાવ્યું કે, આ ગાથા **રસસાગરની** પાસે જઇને કહી સંભળાવજે. જો આપ એક વચન આપો તો એ ગાથાનો ભેદ સંભળાવું. કુંવર **રસસાગરને** તે ભેદ સાંભળવાની ઇચ્છા થવાથી તેમણે કવિને વચન આપ્યું. ૧૬

**सोरठो**–सुकबि प्राय बरदान, कहन लगे सागर सु प्रति।
आपहि उक्ती बान, वह गाहनको भेद लिय ॥ १७ ॥

**અર્થ**–વરદાન પામી કવિ શ્રી **સાગર** પ્રત્યે બોલ્યા અને પોતાની ઉક્તિપૂર્ણ વાણીમાંજ તે ગાથાનો ભેદ લાવી મૂકયો. ૧૭

**गाथा**–जिहि घट प्रेम प्रकाशं, आशं पूरंत इशरं तासं।
दीपमालिका दिवसे, जे जावंत कामरूपंठे ॥ १८ ॥

**અર્થ**–**ભારતીનંદ** કવિ કહે છે કે, જેના ઘટમાં પ્રેમનો પ્રકાશ છે, તે જો દીવાળીને દિવસ કામરૂપીઠ જશે, તો તેની સર્વે આશા ઇશ્વર કૃપાથી સફળ થશે. ૧૮

**गाथा**–तुम आराध अदरिगं, करियं ध्यान खंडितं सेवा।
मन इच्छा नह लहियं, कहियं अंब पंथ प्रतिकूलं ॥ १९ ॥

**અર્થ**–**સાગર** કહે છે કે, હે **ભારતીનંદ**! કવિરાજ! તમે આરાધનાનો પ્રારંભ કરી, ધ્યાન અને સેવા અખંડિત પાર ઉતાર્યાં નહિ તેથી શ્રી અંબાએ મનની ઇચ્છાનો પાર નહિ જણાવતાં પ્રતિકૂલ ઉત્તર આપ્યો છે. ૧૯

**दुहो**–करी अरज कर जोर कबि, यह सत धारो चित।
हमहींसें सुपने शिवा, कबी न जूठ कहंत ॥ २० ॥

**અર્થ**–બે કર જોડી કવિએ ઉત્તર દીધો કે, હે રાજકુંવર! આ વાત ખરી છે, કારણ કે **પાર્વતી** દેવી સ્વપ્નમાં મને કદી પણ અસત્ય વાત કહેતાં નથી. ૨૦

## पद्धरी छंद.

एती उचार कबि पत्र दीन; महराज भये मन मोद भीन ।
खोलंत बीर बंच्यो बनाय; कीनो पयान परबीन पाय ॥
बोले सुबानि फुनि सुकबि प्रत्य; सुपने शिवाज्यु भंखी सु सत्य ।
प्रेमसु प्रकाश मन भो अनंद; एकंत कीन चरचा कबिंद ॥
सातहू मित उत मिले आय; सागर सु भेद दीनो सुनाय ।
मनमें द्रढाय जातरह जान; वत प्रथम कीन तजबीज थान ॥२१॥

**અર્થ**-કવિએ પછી **સાગરને પ્રવીણુનો** પત્ર આપ્યો. તે જોઇ રાજકુંવરનાં નેત્ર હર્ષાશ્રુથી ભરાઇ ગયાં. પત્રની હકીકત વાંચી એટલે તેમાંથી **પ્રવીણે** પ્રયાણ કર્યું એવા સમાચાર મળ્યા. પછી કવિ પ્રત્યે નર્મ વાણીથી બોલ્યા કે, સ્વપ્નામાં જે શક્તિયે કહ્યું તે સાચું, એમ પોતાના પ્રેમના ધાઢ પ્રકાશને લીધે, મનમાં આનંદ વધી આવ્યો. પછી કવિરાજ સાથે એકાંતમાં ચર્ચા કરવા લાગ્યા તેવામાં સાતે મિત્રો આવી મળ્યા, ત્યારે **સાગરે** સઘળો ભેદ કહી જાત્રાએ જવાનું ઠરાવ્યું. ૨૧

**सोरठो**-बरज बडो इतमाम, मित न मिलिहे वह लिये ।
निशा अध तजि निज धाम, सात मिंत पथ सर भये ॥ २२ ॥

**અર્થ**-સ્વારીનો મોટો ડોળ પડયો મૂકયો, શાથી કે તેમ કરવાથી મિત્ર મળે નહીં તેથી અરધી રાતે પોતાની રાજધાની છોડી, કોઇ ન જાણે એમ ચૂપકીદીથી સાતે મિત્રો વિદાય થયા. ૨૨

**छपय**-रस सागर किय गमन, रहत प्रच्छन निजके पूर ।
निज जनपद सु उलंघ, अतिहि आनंद बढत उर ॥
ओर नृपति इक सहर, नीठ उपबन मन भाया ।
लगी सांझ दरसान, उतें अवमोच्च द्रढाया ॥
कीजत अखेट लागे करन, मिल मनुहार सु पावही ।
घन घोर घटा अंबर चढी, दामनि दुति दरसावही ॥ २३ ॥

**અર્થ**-પોતાના પુરની અંદર મહારાજ કાંઇ કાર્યસર ગુપ્ત રહે છે, એમ કહીને, કોઇ જુવે નહિ તેમ **રસસાગરે** પ્રયાણ કર્યું. જ્યારે તેઓ પોતાનો દેશ ઉલંઘી ગયા ત્યારે અતિશય આનંદ થયો. એમ ચાલતાં બીજા નૃપતિના શહેરની નજીકનો એક બાગ પોતાને ગમ્યો ને સાંઝ પણ પડી હતી, એટલે ત્યાં પડાવ કર્યો. પછી શિકાર કરી અન્યોન્ય **મળીને** મનુહાર કરવા લાગ્યા અને જમ્યા. આકાશમાં વર્ષાદની ઘોર ઘટા **ચડી આવી,** [illegible] થવા માંડી. ૨૩

**दुहो**–एतेमें नृप नगर सुत, बिधकर जूथ बुलाय ।
आय निहारन बाग निज, सागर परसे आय ॥ २४ ॥
किय पंथिक मनुहार अति, अमल सुरा अचवाय ।
तित बूझत वह नृप कुमर, को निज थान कहाय ॥ २५ ॥

**અર્થ**–એટલામાં તે નગરના રાજાનો કુમાર, સિપાઇયો સાથે પોતાનો બાગ જોવા આવ્યો, અને સહસાજ **સાગર** સાથે મુલાકાત થઇ. તેણે પ્રવાસીઓને અફીણ, સુરા આદિ પાઇ સારો આચકાર દીધો, તથા પુછ્યું કે, આપના સ્થાનકનું નામ શું છે તે કહો. ૨૪-૨૫

**सोरठो**–हमें निकट नहि बास, इतसें बहु अंतर रहे ।
द्वारामतिकी आस, दीपोत्सव दरसन चहे ॥ २६ ॥

**અર્થ-સાગરે** કહ્યું કે, અમારૂં નગર પાસે નથી, અમે અહીંથી બહુ અંતરે રહીએ છીએ; પણ દીપોત્સવીનાં દર્શનની ચાહનાએ દ્વારામતી જવાની ઇચ્છા ધરાવીએ છીએ. ૨૬

**छंद महालक्ष्मी.**

परीकर नेनमें आने, बडे जन वाहीने जाने ।
कहा उन सुभट हे केते, इनोंने कहा हम एते ॥
प्रत्युत्तर एह जब पाये, कुमर अद्भूत उर लाये ।
वहे बिधि पंथि यों जानी, परस्पर भखितं बानी ॥
गया नृपसूनु निज जग्गे, विचारन पंथि मन लग्गे ।
यहे सामानसें जावे, बिलोकनहार भरमावे ॥
सबे मिलि एह ठहराया, महेश्वर साधिये माया ।
निशामहि स्वप्न उच्चारे, सबे वह भेखकों धारे ॥ २७ ॥

**અર્થ**–પેલા રાજકુંવરે તે દ્વારામતીએ જનારાઓને મોટા માણસ જાણ્યા. પછી પૂછ્યું કે, તમારી જોડે યોદ્ધાઓ કેટલા છે? જાત્રાવાસિયોએ ઉત્તર આપ્યો કે, અમે આટલાજ છીએ. આવી રીતનો જવાબ મળ્યાથી તે કુંવરને પોતાના હૃદયમાં આશ્ચર્ય લાગ્યું. એ પ્રકારે મુસાફરો જાણીને પરસ્પર ખબરઅંતર પૂછી તે રાજકુંવર પોતાને મહેલે ગયો. પ્રવાસીઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા કે, આ સામાન સહિત જો જઇશું તો જોનાર ભરમાઇ જશે, માટે સાતે મિત્રોએ ભેગા મળીને એવું ઠરાવ્યું કે, મહેશ્વર અને જગમાયાને સાધીએ, ને તે જે પ્રમાણે સ્વપ્નામાં કહે તે પ્રમાણે સર્વેએ ભેખ ધારણ કરવો. ૨૭

दुहो–एती कहि सागर सुहे, सुपनेश्वरी उपाय ।
नेन जुरत आये नजर, माहेश्वर महमाय ॥ २८ ॥
भूतनाथ अभिधान शिव, निश सुपने निरखंत ।
जेसी बिधि आये नजर, बरनन तास करंत ॥ २९ ॥

**અર્થ**–રાત્રે સ્વપ્નેશ્વરીની ઉપાસના કરીને **સાગર** કુંવર સુતા. બાદ નેત્રો મીચતાં જ તાત્કાળ મહેશ્વર અને ઉમિયાજી દૃષ્ટિએ પડ્યાં. સ્વપ્નામાં શ્રી ભુતનાથ નામના શિવજીનાં દર્શન થયાં અને તેમનાં જે દર્શન થયાં તેનું આ પ્રમાણે વર્ણન થાય છે. ૨૮–૨૯

**छपय**–भाल शशी शिर माल, खाल सुंडाल सु अंबर ।
ज्वाल नेन बिकराल, व्याल रस काल कंठ धर ॥
ख्याल बीर बैताल, जाल प्रेताल खिलावे ।
बाल भवा गंग लाल, काल मृगछाल बिछावे ॥
पशुपाल पाल निजजन निकर, हाल हाल बिजया मगन ।
बिनकाल काल सब जगकरन, जय जय शिव शंकर सगन ॥ ३० ॥

**અર્થ**–જેના કપાળમાં ચંદ્ર છે, કંઠમાં મુડમાળ છે, હાથીના ચર્મનાં વસ્ત્ર શોભે છે, જેના ત્રીજા નેત્રની જ્વાળા નિકળે છે, હૃદયની ઉપર ઉરમાળ માફક મહા વિકરાળ સર્પો વિંટાયલા છે, તથા પીતાં વેત કાળને વશ કરે એવું હલાહલ ઝેર જેણે કંઠમાં ધારણ કરેલું છે, વીર, વૈતાળ, તથા પ્રેત પિશાચનાં ટોળાંને ખ્યાલથી ખેલાવે છે, જે બાળારૂપ ભવાની અને ગંગાને પ્રીતિવડે લાડ લડાવનારા છે, કાળિયાર મૃગનું ચામડું પાથરનારા છે, પશુઓના પાળક છે, ભક્તોનું રક્ષણ કરનારા છે. વારે વારે વિજયા–ભાંગની નીશામાં મગ્ન રહે છે, કાળ રહિત છે, તથા આખા જગતના કાળરૂપ સંહારના કરનાર છે, એવા હે શિવ! હે શંકર! તમારો ગણ સહિત જય થાઓ. ૩૦

**सोरठो**–सागर ईश अनूप, ध्यान नजर आया सुपन ।
करि बंदन उनरूप, बुझ्झिय मन संशय सकल ॥ ३१ ॥

**અર્થ**–સ્વપ્નામાં **સાગરને** અનૂપમ ઇશ્વર ધ્યાનમાં દૃષ્ટિએ આવ્યા, પછી તે સ્વરૂપને વંદનયુક્ત વારંવાર નમસ્કાર કરીને, મનના બધા સંશયો કુંવરે પુછી જોયા. ૩૧

**दुहा**–प्रात प्रथम पाओ दरस, धरो रूप तुम सोय ।
जुदे चलो संघन मलो, दरस सिद्ध उत होय ॥ ३२ ॥

**दुहो**–एतेमें नृप नगर सुत, सिपकर जूथ बुलाय ।
आय निहारन बाग निज, सागर परसे आय ॥ २४ ॥
किय पंथिक मनुहार अति, अमल सुरा अचवाय ।
तित बूझत वह नृप कुमर, को निज थान कहाय ॥ २५ ॥

**અર્થ**–એટલામાં તે નગરના રાજાનો કુમાર, સિપાઇયો સાથે પોતાનો બાગ જોવા આવ્યો, અને સહસાજ **સાગર** સાથે મુલાકાત થઇ. તેણે પ્રવાસીઓને અફીણ, સુરા આદિ પાઇ સારો આવકાર દીધો, તથા પુછ્યું કે, આપના સ્થાનકનું નામ શું છે તે કહો. ૨૪–૨૫

**सोरठो**–हमें निकट नहि बास, इतसें बहु अंतर रहे ।
द्वारामतिकी आस, दीपोत्सव दरसन चहे ॥ २६ ॥

**અર્થ**–**સાગરે** કહ્યું કે, અમારૂં નગર પાસે નથી, અમે અહીંથી બહુ અંતરે રહીએ છીએ; પણ દીપોત્સવીનાં દર્શનની ચાહનાએ દ્વારામતી જવાની ઇચ્છા ધરાવીએ છીએ. ૨૬

**छंद महालक्ष्मी.**

परीकर नेनमें आने, बडे जन वाहीने जाने ।
कहा उन सुभट हे केते, इनोंने कहा हम एते ॥
प्रत्युत्तर एह जब पाये, कुमर अद्भूत उर लाये ।
वहे बिधि पंथि यों जानी, परस्पर भखितं बानी ॥
गया नृपसूनु निज जग्गे, विचारन पंथि मन लग्गे ।
यहे सामानसें जावे, बिलोकनहार भरमावे ॥
सबे मिलि एह ठहराया, महेश्वर साधिये माया ।
निशामहि स्वप्न उच्चारे, सबे वह भेखकों धारे ॥ २७ ॥

**અર્થ**–પેલા રાજકુંવરે તે દ્વારામતીએ જનારાઓને મોટા માણસ જાણ્યા. પછી પૂછ્યું કે, તમારી જોડે યોદ્ધાઓ કેટલા છે? જાત્રાવાસિયોએ ઉત્તર આપ્યો કે, અમે આટલાજ છીએ. આવી રીતનો જવાબ મળ્યાથી તે કુંવરને પોતાના હૃદયમાં આશ્ચર્ય લાગ્યું. એ પ્રકારે મુસાફરો જાણીને પરસ્પર ખબરઅંતર પૂછી તે રાજકુંવર પોતાને મહેલે ગયો. પ્રવાસીઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા કે, આ સામાન સહિત જો જઇશું તો જોનાર ભરમાઇ જશે, માટે સાતે મિત્રોએ ભેગા મળીને એવું ઠરાવ્યું કે, મહેશ્વર અને જગમાયાને સાધીએ, ને તે જે પ્રમાણે સ્વપ્નામાં કહે તે પ્રમાણે સર્વેએ ભેખ ધારણ કરવો. ૨૭

**दुहो**-एती कहि सागर सुहे, सुपनेश्वरी उपाय ।
नेन जुरत आये नजर, माहेश्वर महमाय ॥ २८ ॥
भूतनाथ अभिधान शिव, निश सुपने निरखंत ।
जेसी बिधि आये नजर, बरनन तास करंत ॥ २९ ॥

**અર્થ**-રાત્રે સ્વપ્નેશ્વરીની ઉપાસના કરીને **સાગર** કુંવર સુતા. બાદ નેત્રો મીચતાં જ તાત્કાળ મહેશ્વર અને ઉમિયાજી દૃષ્ટિએ પડ્યાં. સ્વપ્નામાં શ્રી ભુતનાથ નામના શિવજીનાં દર્શન થયાં અને તેમનાં જે દર્શન થયાં તેનું આ પ્રમાણે વર્ણન થાય છે. ૨૮-૨૯

**छपय**-भाल शशी शिर माल, खाल सुंडाल सु अंबर ।
ज्वाल नेन बिकराल, व्याल रस काल कंठ धर ॥
ख्याल बीर बैताल, जाल प्रेताल खिलावे ।
बाल भवा गंग लाल, काल मृगछाल बिछावे ॥
पशुपाल पाल निजजन निकर, हाल हाल बिजया मगन ।
बिनकाल काल सब जगकरन, जय जय शिव शंकर सगन ॥ ३० ॥

**અર્થ**-જેના કપાળમાં ચંદ્ર છે, કંઠમાં મુંડમાળ છે, હાથીના ચર્મનાં વસ્ત્ર શોભે છે, જેના ત્રીજા નેત્રની જ્વાળા નિકળે છે, હૃદયની ઉપર ઉરમાળ માફક મહા વિકરાળ સર્પો વિંટાયલા છે, તથા પીતાં વેત કાળને વશ કરે એવું હલાહલ ઝેર જેણે કંઠમાં ધારણ કરેલું છે, વીર, વૈતાળ, તથા પ્રેત પિશાચનાં ટોળાંને ખ્યાલથી ખેલાવે છે, જે બાળારૂપ ભવાની અને ગંગાને પ્રીતિવડે લાડ લડાવનારા છે, કાળિયાર મૃગનું ચામડું પાથરનારા છે, પશુઓના પાળક છે, ભક્તોનું રક્ષણ કરનારા છે. વારે વારે વિજ્યા-ભાંગની નીશામાં મગ્ન રહે છે, કાળ રહિત છે, તથા આખા જગતના કાળરૂપ સંહારના કરનાર છે, એવા હે **શિવ**! હે **શંકર**! તમારો ગણ સહિત જય થાઓ. ૩૦

**सोरठो**-सागर ईश अनूप, ध्यान नजर आया सुपन ।
करि बंदन उनरूप, बुझ्झिय मन संशय सकल ॥ ३१ ॥

**અર્થ**-સ્વપ્નામાં **સાગરને** અનૂપમ ઇશ્વર ધ્યાનમાં દૃષ્ટિએ આવ્યા, પછી તે સ્વરૂપને વંદનયુક્ત વારંવાર નમસ્કાર કરીને, મનના બધા સંશયો કુંવરે પુછી જોયા. ૩૧

**दुहा**-प्रात प्रथम पाओ दरस, धरो रूप तुम सोय ।
जुदे चलो संघन मलो, दरस सिद्ध उत होय ॥ ३२ ॥

सुनि उत्तर सागर जगे, कही मिंत प्रति बात ।
ईश उक्त चित धारि सत, कियो कूच परभात ॥ ३३ ॥

**અર્થ**–શિવજીએ ઉત્તરમાં કહ્યું કે, પ્રાતઃકાળમાં પ્રથમ તમો જેનું દર્શન પામો–તે રૂપને તમે ધારણ કરજો તથા સઘને ન મળતાં, તેનાથી જૂદા ચાલજો, એટલે ત્યાં દર્શનની સિદ્ધિ થશે. શિવનો ઉત્તર સાંભળતાંજ, **સાગર** જાગી ઉઠયો, અને તે બનાવ પોતાના મિત્રોને કહ્યો. એ રીતે ઇશ્વરની કહેલી વાણી મનમાં લઇ, પ્રભાતમાં સાતે મિત્રો ચાલી નિકલ્યા. ૩૨–૩૩

**चंपकमाला.**

सागर कीनो कूच चलेहे; बाग तजे गोस्वामि मिलेहे ।
फंदन आसन कीनो आपें; किंकर घेरे आवत तापें ॥
ईश उचारी सो सत चीनो; बाज तजी जा बंदन कीनो ।
ताही कही ग्रना तुम कीजे; मंत्रोपदेश मोहिसु दीजे ॥
दीन दयाकारी गोस्वामं; मंत्रोपदेश कीनो तामं ॥ ३४ ॥

**અર્થ**–**સાગર** મુકામ ઉઠાવીને ચાલ્યા. બાગ છોડીને જેવા તે બહાર નિકલે છે તેવાજ ગોસ્વામિ ગુસાંઇજી મહારાજ સામા મળ્યા તેઓ રથમાં બિરાજેલા હતા અને તે રથને–સેવકજનો વિંટાઇને ચાલ્યા આવતા હતા. તેમને જોઇ, ઇશ્વરનું ઉચ્ચારેલું વચન સત્ય જાણી, ઘોડા ઉપરથી નીચે ઉતરી–સન્મુખ જઇને, **સાગરે** વંદન કરી કહ્યું કે, "હે પ્રભો! આપ દયા કરી મને મંત્રનો ઉપદેશ આપો." એ પ્રકારના દીન વચન સાંભળી, તે દીન દયાળ ગોસ્વામીએ તેજ વખત **સાગરને** મંત્રોપદેશ કર્યો. ૩૪

**दुहो**–तार इंदिराबीजि पुनि, कृष्ण अंक शर फेर ।
बिंदु णकार मकार बिब, दियो मंत्र तिहिबेर ॥ ३५ ॥

**અર્થ**–મૂળ તારા અર્થાત્ ૐકાર, પછી ઇંદિરાબીજ અને ત્યારબાદ કૃષ્ણ એ અક્ષરો; તથા ફરીને શર એવા અક્ષર લીધા, જે પછી બિંદુ સહિત ણકાર અને બે મકાર, એ પ્રકારે તે વખતે મંત્ર આપ્યો. મતલબ કે, "ૐ શ્રીકૃષ્ણ શરણું મમ, એવો મંત્રોપદેશ કીધો." ૩૫

**सारस्वती.**

सागर ज्युं तितसें चलियं; मित मिले परिहास कियं ।
आपन रूप गुसांई धरो; क्यों इन रूप धरे विचरो ॥
सागर मिंत कही तबही; मो परतीत शिवोक्ति सही ।
याहि हमे निज रूप धरे; पैं तुम शिष्य मलीन करे ॥

पावहिंगे मन इच्छ हमे; पैं नहि सिद्ध मिलंत तुमे ।
एह उचारत हास कथं; कन्यक कानन लीन पथं ॥
सांझ भइ इक सहेर लखे; दूर अराम मुकाम रखे ॥ ३६ ॥

**અર્થ**-તે ઉપદેશ ગ્રહણ કરી સૌ ચાલ્યા. પછી સાતે મિત્રોએ મળી નાનાવિધ હાસ્ય વિનોદયુક્ત ઠઠ્ઠામશ્કરી કરતાં, **સાગર**ને કહ્યું કે, "આપ ગોસાંઇજીનો વેશ લ્યો! આવા વેશથી કેમ ફરો છો? **સાગરે** મિત્રોને કહ્યું કે," મને તો તેનો-શિવજીની વાણીનો વિશ્વાસ છે, કદિ અમે ગોસાંઇજીનો વેશ ધારણ કરીએ, પણ તમો શિષ્યો મલિન કરો એવા છો; પણ અમે મનવાંચ્છિત ફળને પામશું, પણ તમને સિદ્ધિ મળવાની નથી." એવી રીતે હાસ્યયુક્ત અન્યોન્ય મશ્કરીમાં બોલતાં, પાસેના એક અરણ્ય તરફનો રસ્તો લીધો. માર્ગે ચાલતાં સાંઝ પડી ત્યારે એક શહેર આવ્યુ. ત્યાં જઇ, દૂર એક વાડી હતી તેમાં જઇ મુકામ કર્યો. ૩૬

**सोरठो**-अरु मुकाम इहि थान, दूजो दिन सागर रहे ।
गोस्वामी सामान, वृष फंदन आदिक लहे ॥ ३७ ॥
किय व्रजराज सु नाम, सागर गोस्वामी बने ।
ओरे जन इतमाम, सवकको दीनो सबे ॥ ३८ ॥
मंदहि मंद पयान, संघागम पहूंचे सु तित ।
निरखि नरोहर थान, अत्रमोचन उपवन रचिय ॥ ३९ ॥

**અર્થ**-તે સ્થાનકે વાડીમાં મુકામ રાખી, બીજે દિવસે પણ **સાગર** ત્યાં રહ્યા. પછી ગોસ્વામિજીને યોગ્ય બળદ રથ વગેરે જોઇતો સામાન ત્યાંથી ખરીદ્યો, ને "**વ્રજરાજજી**" એવું નામ ધારણ કરી **સાગર** પોતે ગોસ્વામી બન્યા, અને બીજા તમામ જનોએ મહારાજના સેવકોનો ઠાઠમાઠ જમાવ્યો. ધીરે ધીરે ચાલતાં સંઘ આવવાની મુદતસર **દ્વારામતી** જઇ પહોચ્યા. પછી નરહરિના સ્થાનને જોઇ, એક બગીચાની અંદર મુકામ કર્યો ૩૭-૩૯

**गाथा**-कला प्रबीन पयानं, सागर मित द्वारिका संचर ।
द्विपंचाश अभिधानं, पूर्न प्रबिनसागरो लहर ॥ ४० ॥

**અર્થ**-સંઘ સાથે દ્વારિકા તરફ કળાપ્રવીણનુ પ્રયાણ, તેમજ મિત્રો સાથે **સાગર**નુ તે તરફ જવું, ઇત્યાદિ વૃત્તાંતવાળી પ્રવીણસાગર ગ્રંથની બાવનમી લહેર સંપૂર્ણ થઇ. ૪૦

इति श्री प्रबीनसागरे, द्वारिकांप्रवेश नामनी द्विपंचाशत्तमी लहेरनी
रसपूर्णा टीकानो द्विपञ्चाशत्तमस्तरंगः ॥

# લહેર ૫૩ મી.

## દ્વારામતી પ્રવેશ.

दुहा—सागर बाग बिलंब किय, निज जन रच्यो समाज ।
काहू पंथिक मुख सुन्यो, आवन संघ अवाज ॥ १ ॥
आय विष्नुजन सहरसें, बंदनकों ब्रजराज ।
मंजिय तन साजन लगे, भूषन बसन समाज ॥ २ ॥

**અર્થ**—સાગરે બાગમાં વાર લગાડી, તેટલામાં તેનાં માણસોએ સભા રચી, ત્યારે કોઇક પંથિકના મુખથી સાંભળ્યું કે, સંઘ આવે છે. શહેરમાંથી ભાવિક વૈષ્ણવ જનો, વ્રજરાજજી મહારાજનું દર્શન કરવા આવ્યા. મહારાજ ન્હાઈ ધોઇને શરીરે વસ્ત્રાભૂષણો સજવા લાગ્યા. ૧-૨

### ગોસ્વામી શૃંગાર.

### छंदचंद्रिका.

श्रीमहाराज कुमार गुसांइ बने; ओर भये परगाह सबे अपने ।
मंजन कै सु पितांबर पेर लिये; केसर चंदनकी चरचा सु किये ॥
भालहुमें म्रगसारकि रेख करी; कंठहुमें तुलसीमयि माल धरी ।
छाप कसुंब सुनेरि धरे झगियां; नीलहि तार किनार शिरे पगियां ॥
सोसनि पाट चिकंन भरे पटके; दोऊ बधे कटिसें छहरे लटके ।
लंगर हाटकके दुहु पाय लगे; कंचनकी मुदरी मध नंग जगे ॥
नौग्रह पोंचिन संग कनंक करे; दोउ भुजा भुजबंध जराव जरे ।
मोतिनकी उर माल प्रबाल बनी; चोकि लगी लटकंत सु लालमनी ॥
कुंडलमें मुकताफल कान लसे; नीकनको शिरपेच सु पाग कसे ।
हाथ रंग्यो कसमीर अंगोछ धरे; सेवक मिंत सरूप समीप खरे ॥
राजतहे ब्रजराज उछीर गदी; बंदन कीजत विष्नुजनं सु बदी ।
आवतहे इत संघसु भीर भरे; पट्टनमें महाराज प्रबेस करे ॥ ३ ॥

**અર્થ**-શ્રી મહારાજ કુમાર રસસાગર ગુસાંઇજી બન્યા, અને બીજા અન્ય જનો સેવકો થયા. મહારાજે સ્નાન કરી રૂમાલથી શરીર લુછી પિતામ્બર પહેરી લીધું, તથા કેસર ચદનથી અર્ચા કરી, કપાળની મધ્યે કસ્તુરીવડે

ઊર્ધ્વ પુંડ્ર-તિલક કર્યું; કંઠમાં તુળસીની માળા ધરી, કસુંબી રંગની છાપનો સોનેરી જામો પહેરી લીધો, લીલા રંગની સોનેરી તારની કિનારીદાર પાઘડી માથે બાંધી, આશમાની રગને મનોહર વેલબુટ્ટા ચિતરેલો દુપટા કમ્મરે કશીને તેના બન્ને છેડા લટકતા રાખ્યા. બન્ને પગોએ તોડા શોભી રહ્યા છે, આંગળિયોમાં પહેરેલી કંચનની વિંટિયોમાં જડેલાં નંગ ઝળકે છે, નવે-ગ્રહના નંગોથી જડાવ પહોંચી સમેત સોનાનાં કડાં હાથે પહેર્યાં છે, બેઉ હાથે જડાવ બાજુબંધ પહેર્યાં છે, મોતી અને પરવાળાની માળા પહેરી છે, જેમાં લાલ મણિ ર.ને ચોકીયો લટકી રહી છે, કાને પહેરેલ કુંડળમાં મોતી ઝળકે છે, હીરા- ત્ન જડિત્ર શિરપેચ પાઘડી ઉપર શોભે છે, છટાદાર રીતે ફેંટો બાંધી લીધો છે, ને હાથમાં કેસરથી રંગેલો રૂમાલ આવી રહેલો છે. પછી મિત્રો, સેવક વ૦ને મહારાજના સ્વરૂપની પાસે ઉભા રહ્યા, અને મહારાજ વ્રજરાજજી ગાદી તકિયે બિરાજ્યા. પ્રેમી વૈષ્ણવજનો જય જય બોલીને વંદન કરવા લાગ્યા. જ્યારે તેઓએ સાંભળ્યું કે અહિ ભીડ કરનાર ભારે સંઘ આવે છે, ત્યારે મહારાજ શહેરમાં દાખલ થયા. ૩

**सोरठा**—रथ अरूढ महराज, लगे गान बिष्नौ करन ।
सेवक चढे सु बाज, बाग निकसि पट्टन चलिय ॥ ४ ॥
पुरह गिरद चहु पास, यहे रीत आये नजर ।
बन घन बाग बिकास, सर सरिता दुज देव सिध ॥ ५ ॥

**અર્થ**—મહારાજ રથમાં બિરાજ્યા એટલે વૈષ્ણવો કીર્તન ગાવા લાગ્યા, અને સેવકો ઘોડે સ્વાર થયા. એ પ્રકારે ઠાઠમાઠ સહિત બાગમાંથી નિકળીને વ્રજરાજજી મહારાજ નગર ભણી ચાલ્યા. પુરની ચારે બાજુએ પુષ્કળ ગીરદી નજરે પડે છે. ઝાડોથી ભરેલાં વનો, ખીલેલા બગીચાઓ, પાણીથી ભરપુર સરોવર અને ગભીર સરિતાઓ, બ્રાહ્મણો, દેવ અને સિદ્ધનાં ટોળાં દૃષ્ટિયે આવે છે. ૪-૫

**छपय**—बाट बाट प्रति बाग, बाग बागन खग कूजित ।
घाट घाट सुरथान, थान थानक दुज पूजित ॥
ताल ताल प्रति कंज, कंज कंजन मधु बद्धे ।
ठोर ठोर मुनि ब्रंद, ब्रंद बंदन तप सद्धे ॥
जित तित चरीत्र श्रीपति कथा, सबन चित्त सतकी व्रती ।
सुख लोग जोग मुनि आश्रमन, धन्य धाम द्वारामती ॥ ६ ॥

**અર્થ**—રસ્તે રસ્તે બાગ-બગીચાઓ પ્રફુલ્લિત થઈ રહ્યા છે, અને બાગે બાગે પક્ષીઓ સુંદર વાણીવડે બોલે છે; ઘાટે ઘાટે દેવ સ્થાનકો શોભી રહ્યાં

છે, અને તે દરેક દેવાલયે દેવાલયે બ્રાહ્મણો વિધિવડે પૂજન કરે છે; તળાવે તળાવે કમળો ખીલી રહ્યાં છે, ને કમળે કમળે મધુર રસના ભોગી ભમરા ગુંજારવ કરતા પ્રીતિથી બેશી ગયા છે; જગોએ જગોએ મુનિયોનાં ટોળે ટોળાં જણાય છે, અને તે દરેક ટોળે ટોળે તપનું સાધન થાય છે. જ્યાં ત્યાં શ્રીપતિનાં ચરિત્રોની કથા થાય છે, તેમાંજ સર્વની ચિત્તવૃત્તિયો લાગેલી છે. એમ સુખિયા લોક તથા જોગના સાધક મહાન્ ઋષિ મુનિયોનાં આશ્રમ છે. એવી પ્રાક્રમવાળી દ્વારામતિના ધામને ધન્ય છે! ૬

दुहो—एहि तरे तजवीज लखि, सहर प्रवेशन कीय ।
उन अवमोचनकी अटा, तित अवमोचन लीय ॥ ७ ॥
संघ आय संध्यां समय, उप उतरे निधिबार ।
सोचत कलाप्रवीन चित, सागर सुरति संम्हार ॥ ८ ॥

**અર્થ**—એવી રીતનો દદારો કરી મહારાજે શહેરમાં પ્રવેશ કર્યો, અને એ જોઇને તેમજ ઉતરવાને વાસ્તે જે મેડી હતી, તેમાં જઇને ઉતારો લીધો. ત્યાર બાદ સંધ્યાકાળે જાત્રાળુ સંઘ આવ્યો, અને તે વારિનિધિ સમુદ્રને તીરે ઉતર્યો. ત્યાં સાગરની છબિને યાદ લાવીને કળાપ્રવીણ ચિત્તમાં શોચના કર્યા કરે છે. ૭–૮

લક્ષ્મીધર છંદ.

खान पानं किये, सेन कीनी निशा; मित यादं भई, या प्रवीनं दशा ।
चिंत बाढी ब्रहा, मिंत मिंतं भजे; बोल ब्रह्मी लई, आप तल्पं तजे ॥
ओहि उच्चारसें, दोउ लागे वहां; पत्रि गेजी महाराज नाये इहां ।
बाम बाते भई, काम ज्वाला लगी; सेनके ध्यानम, रैंन सारी जगी ॥
व्युह स्वासा भरे, नन वारी वहे; चित धीरं तजी, मित आये चहे ।
प्रात नीठं भयो, एह चरचा चली; मंजवेके लिये, आय हेतू मिली ॥९॥

અર્થ—ખાનપાન કરીને સાગર કુવર સુતા, પણ પ્રીતમ સાંભળી આવવાથી પ્રવીણની તો આ પ્રમાણે દશા થઇ. તેના અંતરમાં વિરહ વધ્યો, તેથી મિત્ર, મિત્ર ને મિત્રજ ઝંખવા લાગી. બ્રાહ્મણી કુસુમાવલીને બોલાવી, પોતે પલંગ તજી બંને જણિયો, ત્યાં મિત્રની વાતનો ઉચ્ચાર કરવા લાગી કે, આપણે કાગળ તો મોકલ્યો હતો, પણ હજી મહારાજા અહિં આવ્યા નહીં—એ ઘણીજ અવળી વાત થઈ! કેમકે મળવાની ચાહનાથી, મારા મનમાં કામદેવની જ્વાળાઓ લાગી રહી છે. એમ બોલી ઉંડો નિશ્વાસ મુક્યો નેત્રોમાંથી જળધાર વહી એટલે ચિત્તની ધૈર્યતાને છોડીને મિત્રના આવાગમનને ઇચ્છવા માંડ્યું

આવાજ ધ્યાનમાં તે સારી રાત જાગી. એમ કરતાં કરતાં પ્રભાત થયું ન થયું ત્યાં તો સ્નાન કરવાને શુભેચ્છક સહિયરો આવી ટોળે મળી. ૯

**दुहो**–प्रात प्रभा दरसाइ दुति, मिंत प्रबीन चित चाय ।
एतेमें मंजन लिये, मिली अली सब आंय ॥ १० ॥

**અર્થ**–પ્રાતઃકાળની પ્રભા–અજવાળાનો પ્રકાશ–જણાયો, બીજી તરફ ચિત્તમાં પ્રવીણ મિત્રનેજ ચહાય છે, એટલામાં ન્હાવાને માટે સર્વે સખિયો આવી મળી. ૧૦

## પ્રભાત વર્ણન.

**कवित्त**–सुरत संजोगी जागे, जोगी जोग ध्यान लागे ।
निशिचर जोर भागे, भ्रंग पागे बागमें ॥
चीरियांन सोर ग्रह्यो. चकवा आनंद भयो ।
चकोरा उदास लह्यो, चूप रहे जागमें ॥
शंख आदि नाद धुनि, विप्र बेद पदे मुनि ।
गावत संगीत गुनि, रामकली रागमें ॥
बिरह बियोग लीन, दरदी अधीन दीन ।
चाहत प्रबीनकला, सागर समागमें ॥ ११ ॥

**અર્થ**–સ્નેહવાળાં સંજોગી જનો જાગ્યાં, જોગીઓ જોગનું ધ્યાન ધરવા લાગ્યા, રાત્રે ફરનારાં જનાવરોનું જોર ભાગ્યું, ભમરાઓ બાગમાં રસબસ થયા, પક્ષીઓ બોલવા લાગ્યાં, ચકવા ચકવી આનંદ પામ્યાં, ચકોર પક્ષી ઉદાસીનતા ગ્રહીને પોતાના રહેઠાણે છુપાઇ રહ્યાં, શંખ વગેરે વાજીંત્રનો ધ્વનિ થવા લાગ્યો, બ્રાહ્મણ અને મુનિયો વેદ ભણવા લાગ્યા, ગુણીજનો રામકલી રાગથી સંગીતના ભેદયુક્ત ગાયન કરવા લાગ્યા, તે સમયે વિરહને લીધે પિડામાં તલ્લીન થયેલી દુઃખિયારી કળાપ્રવીણ, સાગરના મેળાપને ઇચ્છવા લાગી. ૧૧

**दुहो**–छिन छिन चित मिंता चढे, धरत प्रबीन न धीर ।
लोग लाजमें मिल अली, मंजन चली सु तीर ॥ १२ ॥

**અર્થ**–ક્ષણે ક્ષણે હૃદયમાં મિત્રની યાદરૂપી ઉભરો ચડી આવે છે તેથી પ્રવીણ ધીરજ ધરી શકતી નથી; તોપણ લોકલાજને લીધે, સખિયો સાથે સ્નાન કરવા ગોમતી તીર તરફ ચાલી. ૧૨

**छप्पय**–दोहरि लगी किनात, भटू मिलि मंजन आई ।
तीरथ तीर सु जाय, गिरद पहेरात कराई ॥

बिधिवत बाला मंज, यथा बिधि दान दिये तित ।
बपुसुं तजे अघ ब्रंद, याद सागर न तजे चित ॥
कुमरी बिशेष बाढी बिरह, मिंत बियोग जागी दहन ।
बोलै सु नीठ कुसुमावली, तास प्रत्य लागी कहन ॥ १३ ॥

**અર્થ**-ત્યાં એવડી કનાત બંધાવી દાસીઓ સાથે સ્નાન કરવા ગઇ. તીર્થને કિનારે પણ ચારે તરફ પહેરેગીરો બેસારી દીધા હતા. પછી બાળયૌવના પ્રવીણે, વિધિવત્ સ્નાન કરીને, યોગ્યતા પ્રમાણે દાન આપ્યાં, અર્થાત્ તનથી પાપના સમુદાયને તજી દીધો; પરંતુ સાગરના સ્મરણને ચિત્ત તજતું નથી એ રીતે કુંવરીને ઘણો વિરહ વધી પડયો, જ્યારે મિત્રના વિ-યોગરૂપી અગ્નિ બાળવા લાગ્યો, તે વખતે પાસે કુસુમાવલીને બોલાવી તેના પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગી. ૧૩

गाथा—मन कृत अति उत्साहं, नित बिहरंत गोमती तीरं ।
अचरिज सिंधु अपुब्बं, किं बिरहेन पच्छतिय लहरं ॥ १४ ॥

**અર્થ**-પ્રવીણ કહે છે કે-મનમાં ઉત્સાહ ઉત્પન્ન કરે એવી ગોમતી નદી નિત્યે ક્રીડા કરે છે, તેમ છતાં કોના વિરહથી સમુદ્ર પોતાની લહેરો પછાડતો હશે; જે જોઇને મને ભારે આશ્ચર્ય ઉપજે છે. ૧૪

गाथा—तीरे तरुणि समूहं, मंजिय कोउ बिरहणी मज्झे ।
सागर बिरहा लहियं, उण दुःखेण पच्छतिय अंगं ॥ १५ ॥

**અર્થ**-કુસુમાવલી કહે છે કે, પોતાની તીરે સદાય સ્ત્રિયોનાં વૃંદ ન્હાય છે તે ટોળામાંથી કોઇ વિરહણી સ્ત્રી ન્હાઇ હશે, તેથી તે વિયોગી સ્ત્રીને વિરહ સમુદ્રે ધારણ કર્યો હશે, વાસ્તેજ તેના દુઃખે કરી સાગર (સમુદ્ર જે પ્રિતમ) પોતાના અંગને પછાડે છે. ૧૫

सोरठो—एते मध्य विशेष, भई याद परबीनकों ।
बासी मित बिदेश, अजहु न आये कह भयो ॥ १६ ॥

**અર્થ**-પ્રવીણને પ્રેમ યાદ આવ્યો તેથી નિસાસો મુકી બોલી કે રે ! રે ! પરદેશના વાસી મિત્ર, હજીએ તમે આવ્યા નહીં તે શું થયું ? ૧૬

गाथा—सायं काल समीहे, अरुणाक्रांत नेण उल्लहियं ।
शद्ब परख्खण शंका, गहियं क्षिप्र माणणी मौणं ॥ १७ ॥

**અર્થ**-એટલું કહેતામાં સંધ્યા સમયના જેવી રાતીચોળ લાલી નેત્રોમાં પ્રગટી આવી, અને બોલવાના શબ્દોમાં શંકા ઉપજે એમ બોલતાં બોલતાં તે

ખંચાવા લાગી, પણ મનમાં શુદ્ધિ લાવી વિચાર્યું કે, આવી રીતે ગલાંતલાં બોલવાથી, કોઇ જાણી જશે, એમ ધારીને કળાપ્રવીણે ઝટપટ મૌન ધારણ કર્યું. ૧૭

**सोरठो**–उरमहि बढित उसास, लाल नेन ज्वाला विरह ।
निरखति ब्रह्मनि तास, गोपन दशा उपाय किय ॥ १८ ॥

**અર્થ**–પ્રવીણના અંતરમાં શ્વાસ વધી પડ્યો, અને વિરહરૂપી અગ્નિની ઝાળો સળગી ઉઠી–તેણે કરી આંખો લાલચોળ થઇ ગઇ, જે જોઇને બ્રહ્મકન્યા કુસુમાવલી તેની એવી દશા છૂપાવવાને ઉપાયો કરવા લાગી. ૧૮

**गाथा**–कुसुम तत्र उच्चारियं, कुमरि दशा गोपनं कज्जे ।
मंजहि संगम तीरं, तिहि पूरत सागरं इच्छा ॥ १९ ॥

**અર્થ**–કુંવરીની વિહ્વળ દશા છુપાવવા માટે કુસુમાવલી તેજ વખતે બોલી ઉઠી કે, આ સંગમને તીરે જે સ્નાન કરે, તેની ઇચ્છા સાગર પુરી કરે છે. ૧૯

**उपजाति.**

ब्रह्मी गही बांह कला प्रबीनं; सिंधू समीपे रति घात लीनं ।
नीरं प्रबेशं प्रथमं कराया; नैनं परिहास रसं छटाया ॥
कीनो यहै धीर चित्तं द्रढावे; बाला बिशेषं ब्रहसैं दहावे ।
केती ब्रह्मी बात कही तहांहीं; शिच्छा लगे श्रोन कछूहि मांहीं ॥
भंखी प्रबीनं तत्र एह बानी; एती दशा होत हमे अजानी ।
होवे अजानी सु कहा छिपावे; आपे छिपेगी वह मिंत आवे ॥ २० ॥

**અર્થ**–પછી પ્રીતિના ઘાતમાં લીન થયેલી કળાપ્રવીણનો હાથ ઝાલીને, કુસુમાવલી તેને સમુદ્ર તીરે લાવી. પ્રથમ તો તેને પાણીમાં પ્રવેશ કરાવ્યો, અને ત્યાર પછી પરિહાસ–મશ્કરીથી તેનાં નેત્રો ઉપર પાણી છાંટયું; એમ કરીને પ્રવીણના ચિત્તમાં કુસુમાવલી ધીરજ દ્રઢાવે છે–પણ તે બાળા તો વિજોગ વેદનાથી વિશેષ બળે છે. તે બ્રહ્મકન્યાએ કેટલીક વાતો કહી, પરંતુ તેની શિખામણ કાને ધરી નહીં. પછી પ્રવીણ વચન બોલી કે, મારી આવી સ્થિતિ થશે તેથી હું અજાણી હતી; માટે અજાણપણાથી જે થાય તેને કેમ દબાવીએ ? એ મિત્ર આવશે એટલે એની મેળે જ દબાઇ જશે. ૨૦

**छपय**–वही याद आवंत, बान लावंत समर मन ।
बिरह ज्वाल जागंत, अंग दागंत छिना छिन ॥
उर उसास बाढंत, रोम चाढंत घरी भत ।
बदन रंग बदलंत, बात बिचलंत उच्चरत ॥

तन चेन हेन जान्यो न मैं, नेन नीर धारा झरे ।
बिन मिंत चिंत तलफन लगी, कहो धीर कैसें धरें ॥ २१ ॥

**અર્થ**—પ્રવીણ કહે છે કે, જ્યારે મિત્ર યાદ આવે છે, ત્યારે મનમાં કામદેવ બાણ મારે છે, અને વિરહાગ્નિની જ્વાલાઓ એની મેળે સળગી ઉઠે છે વળી તે ક્ષણે ક્ષણે શરીરને બાળે છે ને અંતરમાં આગ વર્ષે છે, તેમ ઘડી ઘડી પ્રત્યે રોમાંચ ખડાં થઇ આવે છે તથા જરા જરામાં બદનનો રંગ બદલાઈ જાય છે, અને બોલતાં બોલતાં ચાલતી વાતને ભૂલી જવાય છે અને તનને ચેન પડતું નથી. વળી શુદ્ધિમાં આવે છે ત્યારે કહે છે કે, અરેરે! મેં તો આવું જાણ્યું નહોતું!! એવી રીતે નિસાસો મુકતાં આંખોમાંથી જળધારા ખરખર કરતી ઝરે છે, તથા હે મિત્ર! હે મિત્ર! કહી તેના વિજોગે જુરવા લાગી, તેથી કહો જોઇએ, કઇ રીતે ધીરજ ધરૂ? ૨૧

दुहा—मंजत यह चरचा चली, धारे बसन अमीन ।
सिंधु तीर शुभ थान लखि, कीन समाज प्रबीन ॥ २२ ॥
पेहरायत गिरदी प्रथक्क, नजर बेग बेठाइ ।
समुद लेर सब अलि लखे, वह प्रबीन मित राह ॥ २३ ॥

**અર્થ**—કુસુમાવલી ને કળાપ્રવીણ વચ્ચે, ન્હાતાં ન્હાતાં એવી રીતે ચર્ચા ચાલી! પછી પાણીથી બહાર આવી અંગે કોરાં વસ્ત્ર પેહેર્યાં. ત્યારપછી સિન્ધુ તિરે, શુભ અને રળિયામણું સ્થાનક જોઇને પ્રવીણે ત્યાં સભા રચી. ચોકીવાળાઓને ચારે તરફ દૃષ્ટિથી દૂર જૂદા જૂદા બેસારી દીધા, સઘળી સખિયો સમુદ્રની લહેરને આનંદથી જોવા લાગી, પણ પ્રવીણ તો તેના મિત્રનીજ વાટ જુવે છે. ૨૨-૨૩

छपय--रस सागर निज थान, दशा उनहीं गति आनी ।
चरचा चलत प्रबीन, निशा तलफतहि बिहानी ॥
वही चाह उर धार, प्रात फंदन आरोहित ।
तीरथ तीर सुजाय, आप मंजन कीनो तित ॥
एकंत ठोर निरखित उतें, कर बिछात वैठे तहां ।
चित ध्यान धरत परवीनको, बेग नजर बनिता जहां ॥ २४ ॥

**અર્થ**—રસસાગરે પોતાને ઉતારે પ્રવીણની માફકજ સ્થીતિ કરી. તેણે પ્રવીણ સંબંધી ચર્ચા ચલાવી રાત તલસવામાં કાઢી અને પ્રવીણને મળવાની મનમાં ચાહના ધરીને, પ્રભાતમાં રથે આરૂઢ થયા ને તીર્થને તિરે જઇ પોતે પણ સ્નાન કર્યું. તે ઠેકાણાને એકાંત સ્થળ જોઇ જ્યાં સ્ત્રી-

ઓનું ટોળું નજરવેગે બેઠું હતું, તે તરફ પ્રવીણનું મનમાં ધ્યાન ધરતા, બિછાય કરાવી બેઠા, ૨૪

सोरठो–बर्नन तहां बनाय, कियो सु तीरथ तीरको।
दीनो सुकवि सुनाय, गोस्वामी व्रजराज प्रति ॥ २५ ॥

અર્થ–તે વેળાએ, શુભ અને પાપમુક્ત તીર્થના કિનારાનું, મધુર વાણીવડે કવિ ભારતીનંદે કવિતામાં વર્ણન રચીને, ગોસ્વામી વ્રજરાજજી પ્રત્યે સર્વ કહી બતાવ્યું. ૨૫

**યાત્રા વર્ણન. छंद सैनिका.**

प्रात भानको प्रताप फुट्टियं; संगमं समुद्र लैर जुट्टियं।
गोमती कलूष वृंद गंजितं; ठोर ठोर मानुषं सु मंजितं ॥
तीर तीर देहरे सु मंदिरं; भिन्न भिन्न रूप देव अंदरं ।
देव सेव भेव ब्रह्म अद्दरे; बेद भेद आन आन उच्चरे ॥
तापसं सु साधितं उपासनं; एक एकको अनेक आसनं ।
शंख झल्लरी सु घंट बज्जियं, कामनी सिंगार साज सज्जियं ॥
थान थान ध्यान आन नंमियं; आप आपके उछाह रंमियं ।
आसनं कियो बिछान नक्खियं; एह रीत व्रज्जराज लक्खियं ॥ २६ ॥

અર્થ–કવિ ભારતીનંદ કહે છે કે, વહાણું વાયાથી સૂર્યનો પ્રકાશ–અજવાળું થયુ, સંગમની જગોએ દરિયાના તરંગો જણાવા લાગ્યા, જેના નિર્મળ પાણીમાં સ્નાન કરવાથી મોટા પાપના સમૂહનો નાશ થાય છે; એવી પાપનિવારણી ગોમતીની તિરે, જ્યાં ત્યાં માણસોનાં ટોળે ટોળાં ન્હાય છે; દેવ મંદિરો અથવા દેવાલયો શોભી રહ્યાં છે; તેમાં નાનાવિધ રૂપવાળા દેવો મૂર્તિમાન જણાય છે; બ્રાહ્મણો ભાવનાયુક્ત શાસ્ત્ર ભેદોએ કરી દેવાર્ચન કરે છે, અને પદક્રમના ભેદથી વેદના ઉચ્ચાર ભણે છે; તપસ્વીઓ ઉપાસનાને સાધી રહ્યા છે, તથા એક બીજાઓએ અનેક જાતનાં યોગ શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે આસન વાળેલાં છે; શખ, ઝાલર અને ઘંટા વાગી રહ્યા છે; સ્ત્રીયો ભાત ભાતના શણગાર સજીને દેહરે દેહરે ધ્યાન દઇને ઇશ્વરને નમે છે; સૌ પોત પોતાના ઉત્સાહ પ્રમાણે રમત ગમ્મત માણે છે; એવી રીતની શોભા જોઇ ગોસ્વામી વ્રજરાજજીએ ગલીચાઓ પથરાવીને તે જગોએ આસન જમાવ્યું. ૨૬

सोरठो–उत महाराज लखात, कुसुम द्रष्टि कीनी तहां ।
जाने वहे न जात, पैं कहि कलाप्रबीन प्रति ॥ २७ ॥

दूरध्यान मगवाय, निह्चे ठोर निहारिये ।
आप कबे इत आय देखहुगे सागर दशा ॥ २८ ॥
मुनियत नृपति कुमारि, जो सहचरि सनमुख खरी ।
तासें कही उचारि, दूरबीन इत लाइये ॥ २९ ॥
किंकरि हुकुम प्रमान, दूरबीन लै उत गई ।
प्रथम कुसुम् लै पान, लखि समुंद सागर लखत ॥ ३० ॥

**અર્થ**-જે તરફ વ્રજરાજજી મહારાજ બેઠેલા છે, તે તરફ કુસુમાવલીએ દૃષ્ટિ કરી; તેઓ એક બીજાને જાણી-પિછાણી શકતાં નથી, પરંતુ કળાપ્રવીણને આ પ્રમાણે કહ્યું; "હે પ્રિય સખી! દૂરબીન મંગાવીને આપણે નિશ્ચય કરવાને એ કોણ બેઠું છે તે ઠેકાણાને જોઇયે, કારણ કે, હવે ફરીને આપ કયારે સાગરની દશા દેખશો." આવું બ્રહ્મબાળાનું બોલવું સાંભળીને, રાજકુમારીએ જે દાસી સન્મુખ ઉભી હતી તેનેજ કહ્યું કે, દૂરબીન લાવ. કિંકરી હુકમ પ્રમાણે દૂરબીન લઇને ત્યાં આવી. પછી પહેલાં કુસુમાવલી તે દૂરબીનને પોતાના હાથમાં લઇને સમુદ્ર જોયો ને પછી સાગરને જોવા લાગી. ૨૭ ૩૦

## छंद हारुली.

दुज नंदा दधि लहर लखे; पुनि स्रोता पुलिनं निरखे ।
ब्रजराजं निज धरम द्रढे; चित देखे वह चाह चढे ॥
तित ब्रह्मी द्रग सुरत परे; पुनि वेही तह कीक करे ।
कछु पहिचान भई न भई; परबीनं दुरबीन लई ॥
तब ब्रह्मी यह बानि कही; सरिता तीर फिरंग वही ।
हिहि कीनो सु निदान तुमें; वह हे धारत यह उरमें ॥
निज वोही दिशकों लखिये; हम कीनी परिखा प्रखिये ॥ ३१ ॥

**અર્થ**-બ્રહ્મકન્યા, દધિતરંગ-સમુદ્રની લહેરોને જુએ છે, પછી ગોમતીના કિનારાને જુએ છે, ત્યાં વ્રજરાજજી પોતાના ધર્મને દ્રઢાવે છે, એટલે ઉપદેશ આપે છે, તેમની તરફ દૃષ્ટિ પડતાં, બાજુએ કુસુમાવલીની નજર પડી, પણ એજ સાગર હશે કે નહી, તે નક્કી કરે તથા જરા તરા ઓળખ્યા ન ઓળખ્યા, એટલામાં તો પ્રવીણે દૂરબીન લઇ લીધી. કુસુમાવલી બોલી કે, સરિતા તિરે પેલા ફિરંગી વૈદ્ય કે જેમણે પ્રથમ તમારૂં ઓપડ કર્યું હતું તેજ છે એવું હું મારા મનમાં ધારૂં છું. વાસ્તે આપ પણ તે બાજુએ જુઓ, મેં તો પરીક્ષા કરી, પણ તમો કરો. ૩૧

**गाया**—मम चित्ते नह सत्यं, इह समये आगमं मिंता ।
दावानल प्रज्वलितं, क्यों अवसरे मेह उल्लहियं ॥ ३२ ॥

**અર્થ**-પ્રવીણ કહે છે કે, એ મારા મનમાં ખરૂં લાગતું નથી કે આવા વખતે મિત્રનું આવવું થાય! દાવાનળ સળગી ઉઠે, તે અવસરે વર્ષાદ કયાંથી હોય? ૩૨

**छंद आभीर.**

बानी कुसुम कहंत; तुमहि सत्य उचरंत ।
एसा समय ब्रतंत; मिलहि न चाहत मिंत ॥
पें देखह दुरबीन; कहा सागर छबि कीन ।
एती सुनत कुमारि; लखन लगी निधिबारि ॥
निरखत सागर नीर; सुरत सरितके तीर ।
वहे भेख बदलंत; दूरन भासत चिंत ॥
छिन छिन देखत सोय; पें पहिचान न होय ।
ब्रह्मनि नजर पुनि दीन; तबहि सत्य उन कीन ॥
कुसुम प्रबीन सुनाय; सहचरि उभय पठाय ॥
खबर मगावे सोय; कोन पुलिन पर होय ।
कुमरि सु आयस दीन, किंकरि गमनहि कीन ॥
आइ गुसांइन पास; तब कहि कबी प्रकास ।
निरखो न्यारी होय; कह कारन तुम सोय ॥
मंत्र जपत महराज; निकट न जाने काज ।
कितें रहो कित जात; कोन तुमे कहो बात ॥
कित लग काम ज्यु आय; दीजे हमहि सुनाय ॥ ३३ ॥

**અર્થ**-કુસુમાવલી કહે છે કે, તમે સત્ય કહોછો, સમય તો એવો જાય છે કે, મળવાની ઇચ્છા વખતે મિત્ર મળે નહિ, પણ દૂરબીનને લઇને જુઓ તો ખરાં કે **સાગરે** કેવો વેશ ધારણ કરેલો છે! ત્યારે કુંવરી, વારિનિધિ-**સાગરને** જોવા લાગી. તે સમુદ્રના જળને નિરખે છે, પણ દૃષ્ટિ તો એક ધ્યાનથી સરિતાની તિરેજ લાગેલી છે મહારાજા **રસસાગરે** વેશ બદલેલો છે, તેમ ઘણે દૂર હોવાથી ઓળખ પડતી નથી, તેથી બ્રહ્મબાલા કુસુમાવલીને પાછી દૂરબીન આપી, જેના યોગે તેણે જોઇને સત્ય ઠેરવ્યું તથા **પ્રવીણને** સંભળાવ્યું કે, એ દાસિયોને મોકલો ને તે કોણ છે તેની ખબર મંગાવો, કે કિનાર ઉપર કોણ

છે? તે સાંભળીને રાજકુંવરીએ દાસીયોને જવાની આજ્ઞા આપી. તુરત એ દાસીયોએ જઇ ગુસાંઇજીને નમન કર્યું. તે વખતે કવિયે પ્રકાશપણે કહ્યું કે, આઘેથી જુઓ, તેમ તમારે જે કામ હોય તે મને કહો; મહારાજ મંત્ર જપે છે, વાસ્તે પાસે જવાનું કામ નથી. તમો ક્યાં રહો છો? ક્યાં જાઓ છો? કોણ છો? તથા કોની પાસે કામે આવ્યાં છો, એ સઘળું અમને કહી સંભળાવો. ૩૩

**સોરઠો**–हम मंछापुर थान, किंकरि कलाप्रवीनकी ।
महाराज पहिचान, उन आयस आई इतें ॥ ३४ ॥
कोन थान कह जात, कहा नाम इत काम कह ।
एती कहोज्यु बात, कछु न काज पीछी फिरे ॥ ३५ ॥

**અર્થ**–દાસીઓએ નમ્રતા સાથે ઉત્તર આપ્યો કે–મનછાપુરી અમારૂં રહેવાનું સ્થાન છે, ત્યાંના રાજેન્દ્ર શ્રીની કુંવરી કળાપ્રવીણની અમો દાસીઓ છીએ, અને મહારાજને ઓળખવા સારૂ તેમની આજ્ઞાથી અત્રે આવ્યાં છીએ. કહોજી આપ હવે, એ મહારાજનું કોણ સ્થાન છે, ક્યાં જાય છે તથા તેમનું શું નામ છે? તેમ આંહિયા શું કામે આવ્યા છે? એટલું કહો તો બીજાની અમારે કંઇ જરૂર નથી; અને પછી અમે અમારે પાછાં ફરીએ. ૩૪–૩૫

**छपय**–सकल सृष्टि परसिद्ध, धाम व्रजकुंज रहावे ।
गोस्वामी पद बिरद, नाम व्रजराज कहावे ॥
दीपमालके समय, इते महाराज पधारे ।
सधत मंत्र गायत्रि, तीर तीरथ सु निहारे ॥
पाखंड मत्त खंडन प्रथी, दुरित व्रंद जन छय करन ।
महाराज महत महिमा कथन, कृश्न राधिकाके चरन ॥ ३६ ॥

**અર્થ**–ભારતીનંદ કહે છે કે–આખી સૃષ્ટિની અંદર પ્રસિદ્ધ એવા વ્રજકુંજ ધામે મહારાજા છે, તેમનું ગોસ્વામીની પદવી તથા બીરદ છે, અને એમનું વ્રજરાજજી નામ કહેવાય છે; દીપોત્સવીના સમયને લીધે અત્ર મહારાજ પધારેલા છે, ને ગાયત્રિ નામના મહા મંત્રને સાધે છે, તથા તીર્થના કિનારાને જુએ છે. પૃથ્વીમાં હાલમાં પેદા થયેલા પાખંડ મતનું ખંડન કરવાને, લોકોના પાપના સમુદાયને દૂર કરનાર–મહત મહિમાવાળા આ મહારાજા, રાધાકૃષ્ણના ચરણારવિંદનું કથન કરનારા છે. ૩૬

### छंद मोहनी

सहचरि पीछी फिरीसो उत्तर पाय ॥
भारति नंद कबिंदहि लीन बुलाय ॥

तुमें कलापरवीनही नीठ रहंत ।
दुजनंदा कुसुमावलि ताहि लहंत ॥
उन कहेवी तुम जोय दई उपदेश ।
सोय मिले संन्यासहि कही अदेश ॥
सुनत सहचरी फिरिय कुंवरी प्रति जाय ।
गोस्वामीकी कथा सु दई सुनाय ॥
यह सुनियत सब बात कुवंरि मुरझंत ।
तेते महि किकरी कुसूम कहंत ॥
तुमहि दीन उपदेशहि जोगिसु आय ।
उन निज मुख आशिषा ज्यु दिन्ह सुनाय ॥
उरमें भये ज्यु मुदित सुनत यह फेर ।
इक इक प्रति परिहास लगी तिहि बेर ॥ ३७ ॥

**અર્થ**—એ પ્રમાણેનું ઉત્તર મેળવીને દાસિયો પાછી ફરી તે વખતે **ભા**રતીનંદ કવિયે તેમને પોતા પાસે બોલાવી અને કહ્યું કે, જ્યારે તમો કળાપ્રવીણ પાસે રહો છો તો ત્યાં એક બ્રાહ્મણની કન્યા કુસુમાવલી કરીને રહે છે, તેને ઓળખો છો? જો ઓળખતાં હો તો તેમને કહેજો કે, તમને જેમણે ઉપદેશ દીધો હતો, તે સંન્યાસી અમને મળ્યા હતા અને તેમણે તમને આદેશ કહ્યો છે. કવિ મુખથી એ રીતનાં વચન સાંભળી, પાછી ફરેલી તે દાસીયોએ કુંવરી પ્રતિ જઇ, ગોસ્વામી સંબંધી સર્વે વૃત્તાંત સભળાવ્યુ. આ બધી વાત સાંભળીને કુંવરી મુંઝાવા લાગી, તેટલામાં તો તે દાસીયો કુસુમાવલીને કહેવા લાગીયો કે, તમને જેમણે ઉપદેશ કર્યો હતો તે જોગી આંહી આવેલા છે, તેમણે નિજ મુખથી તમને આશિષ દીધેલી છે. એ સાંભળતાંજ કળાપ્રવીણ તથા કુસુમાવલી બન્નેય જણાં પોતાના મનમાં રળિયાત થયાં, અને લાગલાંજ ખુશાલીમાં મગ્ન થઇ પરસ્પર એક બીજાની ઠઠ્ઠા મશ્કરી કરવા લાગ્યાં. ૩૭

**गाथा**—दिनकर प्रेम प्रकाशं, भइ सुरभोग सागरं लहरं ।
किंचित क्रत परिहासं, निज थानक उट्ठियं नारी ॥ ३८ ॥

**અર્થ**—પ્રેમરૂપી દિનકર પ્રકાશિત થયો, અને સમુદ્રની લહેરો અમૃત જેવી મીઠી થઇ ગઈ. તેઓ, અરસપરસ કિંચિત વિનોદ કરી પોતાને સ્થાનકે જવા સારૂ ઉઠયાં. ૩૮

**दुहो**—कलाप्रबीन सबीर प्रति, पुग्गिय मुख मुसकंत ।
गोस्वामी थानक गये, चाहत मिलबो चंत ॥ ३९ ॥

**અર્થ**-મલપતે મુખે કળાપ્રવીણ પોતાને શિબિરે ગઇ. ને ગોસ્વામી પણ પોતાને સ્થાનકે ગયા, છતાં મનમાં તો પ્રિયજનને મળવાની ઉત્કંઠા થઇ રહી. ૩૯

**गाथा**-मंजन कलाप्रबीनं, तीरथ तीरे परंन पहिच्चानं ।
त्रिपंचाश अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं ॥ ४० ॥

**અર્થ**-કળાપ્રવીણનું સ્નાન કરવું, તીર્થની તિરે મહારાજનું ઓળખાણ પડવું, એ હકીકતવાળી પ્રવીણસાગર ગ્રંથની ત્રેપનમી લહેર સંપૂર્ણ થઇ ૪૦

इति श्रीप्रबीनसागरे द्वारामती प्रवेश नामनी त्रेपनमी ल्हेरनी रसपूर्णा टीकानो त्रिपचाशत्तमस्तरंगः ॥

# લહેર ૫૪ મી.

## પાનબીડીને માર્ગે પ્રેમ પત્ર.

**दोहा**-निज थानक ब्रज राज ज्यू, नित बंचत इतिहास ।
मनमें बढी प्रबीनके, आस्य विलोकन आस ॥ १ ॥
देव दरस सब संघ किय, संजुत कलाप्रबीन ।
सो सागर अवमोच्च सुनि, उर उदास अति लीन ॥ २ ॥

**અર્થ**-પોતાને સ્થાનકે **વ્રજરાજજી** મહારાજ હમેશાં ઇતિહાસ વાંચે છે, પણ મનમાં તો **પ્રવીણના** મુખને જોવાની આશા રાખે છે. કળાપ્રવીણની સાથે સર્વ જણાંએ દેવનાં દર્શન કર્યાં, તે હકીકત **સાગરે** પોતાને મુકામે સાંભળી, ઉરની અંદર ઘણીક ઉદાસિનતા ધારણ કરી. ૧-૨

**छपय**-दूजे दिन महाराज, कथा मंदिर महि ठानी ।
फिर आवेंगे दरस, एह मनमें अनुमानी ॥
उत प्रबीन वह चहत, अदब गुर लोग रहावें ।
उरमें अति अभिलाष, फेर आवन नहि पावें ॥
मुरझाय चिंत कीनो मतो, कुसुम प्रत्य ऐसें कही ।
मनूहार पत्र पहुच्च्यो नहीं, आय बुलाये हे वही ॥ ३ ॥

**અર્થ**-બીજે દિવસે કળાપ્રવીણ ફરીને દર્શન વાસ્તે આવશે, એવું મનમાં અનુમાન કરી, દેવ મંદિરમાં કથાનું અધ્યયન કરવાનું ઠરાવ્યું. ત્યાં પ્રવીણ પણ તેમજ મળવા ચાહે છે, પરંતુ વડીલજનોની મર્યાદાને લીધે અટકી રહી છે. તેના ચિત્તમાં તો મળવાની અભિલાષા છે, તથાપિ ફરી જઇ શકતી નથી. એમ મનમાં ને મનમાં મુંઝાઇ ત્યારે કુસુમાવળી પ્રત્યે તે બોલી કે, હે કુસુમાવલી! તેઓ તો આપણા બોલાવવાથી અત્ર આવ્યા, પણ આપણી તરફથી તો મનુહારનો પત્ર મોકલાયો નહિ. ૩

**સોરઠા**-पाती लिखी प्रबीन, मित सागर मनुहारकी ।
कुसमावलि कर दीन, कहि प्रच्छन पहुचाउ उत ॥ ४ ॥

**અર્થ**-એવું કહી પ્રવીણે પ્રિય મિત્ર રસસાગર ઉપર આવકાર પત્ર લખ્યો; અને તે કુસુમાવલીના કરમાં આપી કહ્યું કે, આ પત્ર તેમને કોઇ જાણે નહિ તેવી રીતે પહોંચાડ. ૪

### छंद मानवकक्रीड.

पत्र प्रबीनं सु कियें, ब्रह्मसुता पान दियें ।
मित प्रती जाय दहे, एह पुनी बानि कहे ॥
बिप्रसुता उठी तबे, बानि सुनाई ज्यु सबे ।
आप इतें आय बसे, एक समे देव प्रसे ॥
ऊद्भवं ब्रह्म हमे, देव नितं जायनमे ।
आप मगायो सु रथं, लीन कुजाकं सु सथं ॥
गोजुपुरे गोन कियें, सिंधु मिले चाहहियें ।
देव प्रती थान गई, छांड रथं गोन लई ॥ ५ ॥

**અર્થ**-પ્રવીણે પત્ર તૈયાર કરી, કુસુમાવલીના હાથમાં આપી ફરીને કહ્યું કે, આ પત્ર મિત્રને આપજે. તરત બ્રહ્મસુતા કુસુમાવલી ઉઠીને સર્વેને આ પ્રમાણે કહ્યું કે આપ આટલે સુધી દૂર આવીને વસ્યા છતાં એકજવાર દેવનાં દર્શને ગયાં, પણ અમારો તો બ્રાહ્મણનો અવતાર છે, વાસ્તે અમારે તો નિરંતર જઇને દેવને નમવું જોઇયે. પછી પોતે રથ મંગાવ્યો, અને સાથે રક્ષકો લઇ ગામના દરવાજા ભણી પ્રયાણ કર્યું. મનમાં સાગરને મળવાનું ચાહીને દેવાલયે ગઇ; ત્યાં પહોચતાં રથમાંથી ઉતરી પગે ચાલવા લાગી. ૫

**સોરઠા**-देवालय प्रति जाय, अंदर कुसुम प्रबेश किय ।
सागर दरस सु पाय, चितमें अति हरखित भई ॥ ६ ॥

श्री पति वंदन कीन, पुनि गोस्वामी प्रति गई ।
पाती पान प्रवीन, बीरि व्याज आगे धरी ॥ ७ ॥

**અર્થ**–મંદિરે જઇ, અંદરના ભાગમાં કુસુમાવલીયે પ્રવેશ કર્યો; ત્યાં સાગરનાં મનોહર દર્શન થયાં. તેથી તે હૃદયમાં રળિયાત બની ગઈ. પછી શ્રી લક્ષ્મીના પતિનું વંદન કરી ગોસ્વામી પાસે ગઇ. ત્યાં પ્રવીણના હાથનો પત્ર, બીડાના મિસથી, મહારાજની આગળ ધર્યો. ૬–૭

**चोपाई**–तब महाराज कहन तिहि लग्गे, तुम को रहत कोनसी जग्गे ।
ऊन कहि हमही विप्र कहावे. मनछापुरी सु मध्य रहावे ॥
कलाप्रवीन संग इत आइ, बडे भाग दरशन निज पाई ।
मंद मंद दोऊ मुस काये, महाराज इतिहास चलाये ॥
पूरन एह प्रसंग ज्यु कीनो; प्रच्छन पत्र बीरिसें लीनो ॥ ८ ॥

**અર્થ**–મહારાજે તેને પુછ્યુ કે, 'તમે કોણ છો? અને કયી જગોએ રહો છો?' કુસુમાવલીએ કહ્યું, 'અમે બ્રાહ્મણ છીએ તથા મનછાપુરીથી આવ્યાં છીએ, રાજકુંવરી કળાપ્રવીણની સગાથે છીએ; અમારું મહા ધન્ય ભાગ્ય કે, આપનાં દર્શન થયાં.' પછી બન્ને જણ મુખમાં ને મુખમા [illegible] હાસ્ય કરી પ્રસન્ન થયાં, અને પછી મહારાજે પાછી ઇતિહાસની કથા વાંચવાનું શરૂ કર્યું તથા તે પ્રસંગ પરો કરી બીડીમાંથી છાનો પત્ર કાઢી લીધો. ૮

**सोरठा**–वह पाती कर धार, बचन लगे ब्रजराज ज्यू ।
उर आसय मनुहार, लखियत कलाप्रबीन ज्यू ॥ ९ ॥

**અર્થ**–પત્ર હાથમાં લઇ બ્રજરાજજી વાંચવા લાગ્યા. તેમાં કળાપ્રવીણે અંતરથી આવકાર આપવાનો આશય રાખી આ પ્રમાણે લખેલું હતું. ૯

**दोहा**–सुरत सुरत लागी रहत. पागी रहत सनेह ।
विरह ज्वाल जागी रहत [illegible] रहत सुदेह ॥ १० ॥

**અર્થ**–તમારી દૃષ્ટિમાં અમારી દૃષ્ટિ લાગી રહે છે, તેમ સ્નેહથી ભરપૂર હોવાથી ભીંજાઇ રહે છે [illegible] વિરહની જ્વાળાઓ ઉઠી છે, તેથી દેહ પણ બળતોજ રહે છે. ૧૦

**सवैया**–नेनन नीर सने ब्रह संकट, साधन ओध उदास उसासी ।
धीरजता ज्यूं प्रभा सुख सेज, विचच्छनता अरुप्रच्छन हासी ॥
गान विधान क्रिया मदपान, ब्रषा घन चंदन चंद प्रकासी ।
सागर मिंत बढेहे घटे हे, भए न सुहावत प्रान बिनासी ॥ ११ ॥

**અર્થ**-હે મિત્ર **સાગર**! તમારા વિયોગથી મારામાં આઠ વાના વધે છે, અને આઠ વાનાં ઘટે છે, ને ચાર વાનાં તો મરણતુલ્ય ભયકારી થઇ પડયા છે; તેથી અમને જરાએ ગોઠતું નથી. નેત્રનુ નીર, સ્નેહ, વિરહ, સંકટ, સાધન, અવધ, ઉદાસી અને ઉસાસા, એ રીતે આઠ વાના વધે છે: અને તેનાથી ઉલટી રીતે ધીરજ, પ્રભા-કાન્તિ, શય્યાનું સુખ, ચકોરપણુ, ગુપ્ત હસતું, ગાયનનાં વિધાન, કાર્ય અને નગપાન, એ આઠ વસ્તુઓ ઘટે છે. વળી વર્ષાદ, કપૂર, ચંદન અને ચંદ્રપ્રકાશ. એ ચાર વાનાં તો પ્રાણનાશક થઇ પડયાં છે, તેથી મને જરાએ ગમતુ નથી ૧૧

**सवैयो**-याद सवीन कवी बिसरे अरु, जो करतार करी सु सहेहे।
भागमें या गति जो लों लखीहे, तबे लगि अंग अनंग दहेहे॥
प्रान पयान कियो नित चाहत, आस्य विलोकन आम रहेहे।
बीतत सो न लखी बनिहे, अहो सागर मित मिलत कहेहे॥ १२ ॥

**અર્થ**-આપની છબિનુ સ્મરણ ભૂલાતુ નથી, પણ કિરતારે જે કર્યું તેને સુખે કે દુ:ખે કરી શકીએ છીએ. જે' અમારા ભાગ્યમાં એવી ગતિ લખી છે આ અંગને અનંગ-બાળી મુકશે નિરંતર પ્રાણ તો ચાલી જવાને ચાલે છે, પણ એક આપનુ મુખ વિલોકવાની [illegible] અટકી રહ્યો છે. જે જે દુ:ખ વિતે છે, તે લખ્યુ જાય તેમ નથી, પણ અહો' હે મિત્ર **સાગર**! આપ હવે કયાં મળશો? ૧૨

**दोहा**-नेनां चाहत निरखबो. श्रवन सु चाहत बान।
कर चाहत पद परसबो, गह चिंत्रि निसदिन जात॥ १३ ॥
पाती लिखित प्रवीन बंचि गनी मन मनुहार।
कहियत नाम मिलोकको, आप लिखी उदार॥ १४ ॥

**અર્થ**-હે નેનના પ્યારા! આ આંખો આપને જોવાને ચ્હાય છે, કાન આપની વાણ સાંભળવાને ઇચ્છે છે, ને આ હાથ આપના પગને પરસવાને ચ્હાય છે. એવી રીતે રાત દિવસ ગુજરે છે. પ્રવીણનો લખેલો પત્ર વાચીને સર્વે માન-આવકાર ભાવના યુક્ત માની. શ્લોક લખવાનુ આનુ કાર્ય પોતાના મનના ઉદ્દગાર કાઢવા, તે પત્રનું પ્રતિઉત્તર લખ્યુ. ૧૩-૧૪

**छपय**-आप प्रसादी बसन, पत्र छेहरे सु कीनो।
कुसुम बिदा जब कीन, तबे उनकों वह दीनो॥
बंदन किय ब्रजराज, बाल अवमोचन आई।
प्रच्छन भेद प्रवीन, पान पाती बकसाई॥

ब्रजराज रूप बर्नन कियो, जब इकंत चरचा जगी ।
अभिलाष चिंत आनंद भरि, बाला उन बंचन लगी ॥ १५ ॥

**અર્થ**-પછી પોતાની પ્રસાદીના કસબી દુપટ્ટાને છેડે તે પત્ર બાંધ્યો અને જ્યારે કુસુમાવલીને જવાની આજ્ઞા કરી, તે વખતે દુપટ્ટા સહિત તે પત્ર તેના હાથમાં મુકયો. કુસુમાવલી **વ્રજ**રાજજી મહારાજને પ્રણામ કરી પોતાને મુકામે આવીને ગુપ્ત ભેદવાળો પત્ર, ગુપ્ત રીતે **પ્રવીણ**ના હાથમાં મેલ્યો. જ્યારે એકાંતમાં ચર્ચા ચાલી ત્યારે **વ્રજ**રાજજીના રૂપનું કુસુમાવલીએ વર્ણન કર્યું; જે સાંભળીને અભિલાષા તથા આનંદ ભરી બનીને બાળારૂપ **પ્રવીણ** તે પત્ર વાંચવા લાગી. ૧૫

**सोरठा**-बांच्यो सह बिसतार, पाती भेद प्रबीन ज्यू ।
उनको कछू उदार, कहु प्रकार संछेप करि ॥ १६ ॥

**અર્થ**-પ્રવીણે કાગળનો જે ભેદ વિસ્તારસહ વાંચ્યો, તેનાં ઉદાહરણનો પ્રકાર કાંઇક ટુંકામાં કહું છું. ૧૬

**सवैया**-टंक कुठार मलेछ करे बिधि, से धत मूल सबे सुख छीने ।
अंककि धातु ढराय तहाँ, परि ग्राव बिचार चुनाय गचीने ॥
प्राततें रात भये लों करे यह. राततें प्रात प्रभा पुनि कीने ।
पल्लव चाह बढे प्रति बासर, प्रेम प्रयाग प्रबीन नबीने ॥ १७ ॥

**અર્થ**-દંતકથા એવી ચાલે છે કે-હિંદુ દેવાલયનો નાશ કરનારા **અલ્લા**-ઉદીન ખુનિયે સાંભળ્યુ કે, **અલ્હાબાદના** પ્રાગવડમાં એવું દૈવત છે કે, તે વડનો કોઇ કાળે નાશજ નથી, એપરથી તે મ્લેચ્છે ત્યા જઇ તે વડને જડમૂળથી ખોદી કઢાવ્યો અને તે ઉપર ઉકાળેલું સીસું રેડાવ્યુ, તે ઉપરાંત સંગીન પત્થરાથી સજ્જડ ચણતર ચણાવી લીધુ, તો પણ બીજે દહાડે વહાણું વાતાં તે વડ પાછો હતો તેવો ને તેવોજ પ્રકાશી નિકળ્યો; ત્યારે પ્રથમ માફક રાત સુધીમાં ફરીને ખોદાવી નાખ્યો, ને એમ ઘણા દિવસ ચાલ્યું, છતાં વડ નાશ પામ્યો નહીં, ત્યારે મ્લેચ્છ થાકીને પાછો ગયો. અહિ એ ઉદાહરણ **સાગરે** આપ્યું કે, હે **પ્રવીણ**! મારા સ્નેહરૂપી પ્રાગવડને બ્રહ્મારૂપી મ્લેચ્છે, ટાંકણાં અને કુહાડાથી કાપી કાઢીને, તેનાં સુખરૂપી બધાં મૂળ શોધી છુંદી છુંદીને છેદન કર્યાં છે, તે ઉપર કર્મના આંકરૂપી ઉકાળેલું સીસું રેડાવી, વિચારરૂપ ચુનાની ગાર અને પત્થરથી મજબૂત ચણતર ચણ્યું છે. એ પ્રકારે કરવાને બ્રહ્મા, પ્રભાત-સૂર્યના ઉદયથી તે અસ્ત-સાંઝ સુધી મથે છે, છતાં પાછી રાતથી તે વહાણા સુધીમાં તે વડની કાન્તિ હતી તેવી ને તેવી જ પ્રગટી આવે

છે. તેમજ હમેશાં ચાહનારૂપી પલ્લવો વધ્યા કરે છે, એવો આ પ્રેમરૂપી પ્રાગવટ હે પ્રવીણ! નવો ને નવોજ રહે છે. ૧૭

એકાવલીઅલંકાર.

**सवैया**–पतिया न बिधान किते पठऊं, पथ बान ज्यों प्रान बढे रतियां।
रतियां दिन ध्यान धरे रहिये, सहिये विधि अंकनकी गतियां॥
गतियां वह जान हिगो न हहा, जिनके नहि छेद भये छतियां।
छतियांकि सबे बतियां तुम जानत, कैसें प्रवीन लिखों पतियां॥१८॥

**અર્થ**–કેવી કેવી વિધિના પત્રો લખી મોકલાવું? **પાર્થ-અર્જુનના** બાણુની પેઠે પ્રાણુમાં પ્રીતિ વધતી જાય છે; અથવા પ્રાણ જે શ્વાસો-ચ્છ્વાસ અને રાત્રિ તમારા વિયોગથી વધતી જાય છે; રાત દિવસ તમારૂં રટણ કરીએ છીએ તથા વિધિના ટાંકેલા આંકના દુ:ખની ગતિને જેમ તેમ કરી સહિયે છીએ. જેની છાતીમા છેદ પડયા નથી, હાય હાય! તે જન, આ ગતિને કેમ જાણે? પણ છાતીની સર્વે વાતથી તમો જાણીતાં છો; માટે હે પ્રવીણ! પત્રમાં કેવા રીતે લખીયે? ૧૮

**कवित**–जबते मिल्यो हे मन, तबतें निवास बन।
सबते उदास मुरझाय रही मतियां॥
थर्के थर्के अंग रोम, भर्के भर्के ज्वाला जगे।
सर्के सर्के प्रान होत, धर्के धर्के छतियां॥
पीरको निदान काहू, आनपें न कह्यो जात।
रह्यो हे ज्यूं प्रान कल्प, रोसनाइ पतियां॥
कहो होहो चितकी. प्रवीन ज्यूं कहोगे कब।
अहो होहो मित्र एकांत बेठि बतियां॥ १९॥

**અર્થ**–જ્યારથી મન મળ્યુ છે, ત્યારથી રહેવાનું ઘર વન વગડા જેવું વેરાન થઇ પડયુ છે; સર્વે બુદ્ધિ ઉદાસીનતા ધારણ કરી મુઝાઇ રહી છે, શરીર ઉપરનાં રોમે રોમ થરર થરર કાંપે છે; ભડક ભડક વિરહની જ્વાળાઓ ઉઠે છે; પ્રાણ શરકી જાય છે. અને છાતી ધબક ધબક ધડકે છે. આવા દુ:ખનું નિદાન-કારણ કોઇનાથી કહ્યુ જતુ નથી આ પ્રાણ તો કલમ-શાહી અને કાગળમાંજ રહ્યો છે, હે પ્રવીણ! મનની વાત કહો, અગર અહો! હે મિત્ર! હવે એકાંતમાં બેસીને કયારે વાતો કહેશો? ૧૯

**सवैया**–आजहुलों बहरावतहो कहा, आगंकि याद करो सिगरी।
चातुरहो सु बिचार धरो तुम, ओसर आवहिगो न फिरी॥

केबनहार पुकार कहे, अब बीतत सोय घरी गुजरी ।
मिंत प्रबीन कहो किहि कारन, प्रेमकि बात बिसार भरी ॥ २० ॥

**અર્થ**-હે પ્રિયે ! આપ આજ લગી કેમ બરમાવ્યા કરો છો ? પહેલાંની સર્વે વાતોને યાદ કરો, યાદ કરો ! તમે ચતુર છો તો વિચાર કરો-કેમકે આવો-સમય ફરી ફરીને આવવાનો નથી. કહેનારાઓ તો પોકારી પોકારીને કહે છે, "ઘડિ ભરાઇ, ઘડિ ભરાઇ," છતાં જે ઘડી જાય છે તે જાય છેજ. માટે હે પ્રવીણ ! કહો ! તમે શાથી પ્રેમની વાત વિસારી મૂકો છો ? ૨૦

**सवैया**-तापर या उपचार कियो, तुम आवनकी पठई ज्यु लिखावे ।
आये न आये रहे अजहु लगि, नेह कहो किहि भांति निभावे ॥
गोख झरोखन टेरत हेरत, आनन बानि कहू नहि पावे ।
अमृत बीच जहेर करो कह, मित प्रवीन मेहेर न आवे ॥ २१ ॥

**અર્થ**-તમે અહિ આવવા બાબતનો જે પત્ર લખી મોકલાવ્યો, તે ઉપરથી અમે આવ્યા, તમે પણ આવ્યા ! પણ હજુ સુધી તો ન આવ્યાં બરોબરજ છો. કહો, સ્નેહને હવે કેવી રીતે નભાવિયે ? ગોખે અને જરૂખે ચઢીને પુકારીએ અને જોયા કરીએ છીએ છતાં ક્યાંય તમારા મુખની કાંતિને જોતા નથી. આમ અમૃતની વચમાં વિષ શાને ધરો છો ? હે મિત્ર ! હજીએ તમને દયા નથી આવતી શું ? ૨૧

**सवैया**-अंतर बूझ बिबेक रहे, चित टेक अरूझ रहे अपनीमें ।
साधनमें भरपूर रहे, चकचूर रहे मनकी मगनीमें ॥
प्रेम प्रभा बिसतार रहे, निरधार रहे श्रुति शुन्य धुनीमें ।
शोधत ओर मिल्यो न हमें कोउ, मित प्रबीन प्रबीन दुनीमें ॥ २२ ॥

**અર્થ**-હે મિત્ર ! અમારી સ્થિતિ તો જુઓ. અંતરમાં વિવેક યુક્ત સમજીને રહીએ છીએ, મનમાં ધારેલી પોતાની ટેકમાં ગુચવાઇ અમુઝાઇને મરીએ છીએ, સાધનમાં ભરપૂર રહીએ છીએ, તેમજ મનના આનંદમાં ચકચૂર થઇ મસ્તમસ્ત થઇ ડોલીએ છીએ, પ્રેમની પ્રભાને વિસ્તારી રહીએ છીએ અને આકાશના ધ્વનિમાં કાનને ધારી રહીએ છીએ, એમ શોધતાં અમને કોઇ બીજો પ્રવીણ સરખો ચતુર મિત્ર દુનિયામાં મળતો નથી. ૨૨

**दोहा**-लिखतमें जानी परत, प्रेम पुरानी बात ।
एमेंह जल कमल गति अवधि वढी कह जात ॥ २३ ॥

**અર્થ**-લખવામાં જે તમારી પ્રેમની પુરાણી વાત જણાઇ આવે છે। એમ છે ખરૂં, પણ પાણીના કમળની પેઠે અવધી કેમ વધતી જાય છે? અર્થાત્ મળવાની મુદત લાંબી કેમ થતી જાય છે? ૨૩

**दोहा**-चातुक तलफत बुंद बिन, जल बिन तलफे मीन।
चाकित चकोरा चंद बिन, यों बिन दरस प्रबीन ॥ २४ ॥
ज्यों ज्यों अति बीतत बिपति, त्यों त्यों दहियत देह।
चाहियत कब मुख देखहूं, नेनन भरे सनेह ॥ २५ ॥

**અર્થ**-વર્ષાદનાં બુંદ વગર ચાતક તલસે, પાણી વગર માછલું તલસે, ચંદ્ર વગર ચકિત બનીને ચકોરપક્ષી તલસે, તેમ પ્રવિણનાં દર્શન વગર અમે તલસીયે છીએ. જેમ જેમ વધારે વધારે આપદા પડતી જાય છે, તેમ તેમ શરીર બળે છે, અને અંતરથી, તેમ સ્નેહથી ભરેલાં નેત્રોવાળું તમારૂં મુખ ક્યારે દેખશું એવું ચહાઇએ છીએ. ૨૪-૨૫

**सोरठा**-बात बिचारहु चिंत, प्रेम पंथ लाओ सुरत।
बीत भई अब मिंत. मन ज्यों तन मिलषन नहीं ॥ २६ ॥
सुरत माल गुन ग्राह, उरनिवान सुमती सलिल।
बढत प्रेम परबाह, चढत जात कागद घरी ॥ २७ ॥
सागर पत्र प्रबीन, वांचत भये सु बाउरे।
दशा सु बन बिन मीन, कब मिलवन करता करे ॥ २८ ॥
उर उसास बढि आय, छिन छिन जल दरसित द्रगन।
धीरज कुसुम द्रढाय, बतियांको लगवत बहुर ॥ २९ ॥

[illegible] વિચાર કરી પ્રેમને ખરે રસ્તે સુરત લાવો. હે મિત્ર! હવે તો બહુ થયું; કારણ કે મનની માફક તનથી મળવાનું બનતું નથી. ને ખમાતુ નથી! સુરતરૂપી ઘટમાળની દોરીથી ગ્રહેલી પત્રની ઘડિયો, ચડતી જાય છે, તે રીતે ઉરરૂપી નવાણમાંથી સુમતિરૂપી સલિલ-પાણીનો, પ્રેમરૂપી પ્રવાહ વધતો જાય છે. આ [illegible]નો સાગરનો પત્ર વાંચતાંનીવાર, પ્રવીણ બહાવરી બની ગઇ, તેનાં મન અને તનની દશા જળ વિનાની માછલીના જેવી થઇ પડી, અને તેથી તે કહેવા લાગી કે, હવે દુનિયાંનો ઇશ્વર કયારે મિલાપ કરાવશે? હૃદયમાં એકદમ, શ્વાસ ચઢી આવવાથી તે વ્યાકુળ થઇ ગઈ, અને તેનાં નેત્રોમાંથી ક્ષણે ક્ષણે જળધારા વરસવા લાગી. આવી સ્થિતિ જોઇને, કુસુમાવલી, બહુ બહુ વાતોમાં રાજકુંવરીનું મન લગાડાવીને ધીરજ દેવા લાગી. ૨૬-૨૯

**ગાથા**—पठवन पत्र प्रबीनं, सागर कुसुम संग प्रति उत्तरं ।
चहुपंचाश अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं ॥ ३० ॥

**અર્થ**—**પ્રવીણે** લખીને કુસુમાવલી જોડે મોકલેલો પત્ર, **સાગર** તરફ ને તેનું પ્રત્યુત્તર, એ સંબંધી પ્રવીણસાગર ગ્રંથની ચોપનમી લહેર સંપૂર્ણ. ૩૦

इति श्री प्रवीनसागरे पानबीडीने मार्गे प्रेम पत्र नामनी चोपनमी लहेरनी रसपूर्णा टीकानो चतुपंचाशत्तमस्तरंगः ॥

# લહેર ૫૫ મી.

## મંદિરમાં મેલાપ.

**सोरठा**—इहि विधि दुहु तलफंत, बढत बिरह दूनी दशा ।
उच्छव अहर अतंत, मिलबो द्रढ मंदिर सु किय ॥ १ ॥

**અર્થ**—એ પ્રકારે બેઉ જણાં વિયોગથી જુરે છે ને વિરહની બમણી દશા વધતી જાય છે. એમ કરતાં ઉત્સવનો દહાડો પાસે આવ્યો, તે જાણીને મદિરમાં મળવાનું નક્કી ઠરાવ્યું. ૧

**छपय**—यहै चित्त धारंत द्योस आगम सु बिहाये ।
जन जन मन हरखंत, दीपउत्सव दिन आये ॥
घाट घाट प्रति प्रात, लोग गुरुजन दुज जज्जे ।
दर, झल्लर, अरु घंट, नाद नोबतिके बज्जे ॥
उत्साह चाह अभिलाखियन, चढत द्योस त्यों त्यों चढे ।
सागर सु ओर परबीन उर, उप परसन आशा ब्रढे ॥ २ ॥

**અર્થ**—**પ્રવીણ** ચિત્તમાં એવું ધારે છે ત્યાં ઉત્સવના આગ[લા] દિવસો વિતિ ગયા; દીવાળીનો દિવસ આવવાથી દરેક જન [મ]નમાં ખુશ થયાં. ઘાટે ઘાટે પ્રભાતમાં લોકો ગુરૂજનો અને બ્રાહ્મણોને પૂજવા લાગ્યા; શંખ, ઝાલર, ઘંટ ને નગારાંનો નાદ થવા લાગ્યો; દિવસ જેમ જેમ ચઢે છે, તેમ તેમ અભિલાષી જનોના મનમાં ઉત્સાહ અને ચાહના વધે છે, ને **સાગર** અને **પ્રવીણ** પોતાના ઉરની ભીંતર–પાસે જઇ સ્પર્શ કરવાની આશા વધારે છે. ૨

सोरठा–निज निज सजत निवास, पुरजन मन आनंद अति ।
होत कुलाहल हास, दिनमनि नय संध्या दिसत ॥ ३ ॥

**અર્થ**–પુરવાસીઓ મનમાં આનંદ ધરી, પોત પોતાનાં ઘરોને શોભાવે છે; દિનમણી–સૂર્યના અસ્તને લીધે, સંધ્યા સમય દિસતાં લોકોનો કોલાહલ તથા હસાહસની રંગરેલ જારી છે. ૩

## पद्धरी छंद.

ज्यों ज्यों दुरंत दिनकर प्रताप, त्यों त्यों घटंत बिरहा प्रलाप ।
ज्यों ज्यों सुरंग अंबर प्रकाश; त्यों त्यों शरीर शोभा बिकाश ॥
ज्यों ज्यों [illegible] मन बेलि बाग; त्यों त्यों उजास प्रेमानुराग ।
ज्यों ज्यों सरोज कुमलात जात, त्यों त्यों बिजोग मनसे खिलात ॥
ज्यों ज्यों लगंत चिरियां उचार; त्यों त्यों सजंत कुमरी सिंगार ।
ज्यों ज्यों बजंत शंखान राव; त्यों त्यों सधंत रस हावभाव ॥
ज्यों ज्यों झनंक झल्लरिय होत; त्यों त्यों चढंत तन रूप जोत ।
ज्यों ज्यों पकाश तारिका कीन; त्यों त्यों अनंग रस रंग भीन ॥
ज्यों ज्यों चिराक जग्गे ऊजास; त्यों त्यों समीप धारंत आस ॥ ४ ॥

**અર્થ**–પણ પ્રવીણની સ્થિતિ ન્યારી છે. જેમ જેમ સૂર્યનો પ્રતાપ ઓછો થતો જાય છે, તેમ તેમ વિરહનો પ્રલાપ ઘટતો જાય છે; જેમ જેમ ગગનમંડળમાં સુંદર રંગનો ઝળકાટ થાય છે, તેમ તેમ શરીરની શોભા પ્રફુલ્લિત બને છે; જેમ જેમ વનવેલીઓ અને બાગ બગીચાઓ ખીલે છે, તેમ તેમ પ્રેમાનુરાગનો ઉજાસ વધતો જાય છે; જેમ જેમ કમળો કરમાતાં જાય છે, તેમ તેમ વિયોગ મનમાંથી ઓછો થતો જાય છે; જેમ જેમ પક્ષીઓ ઉચ્ચાર કરવા લાગે છે, તેમ તેમ કુંવરી શરીરે શણગાર સજે છે, જેમ જેમ શંખનો નાદ થાય છે, તેમ તેમ રસથી હાવભાવ સાધે છે; જેમ જેમ ઝાલરોના ઝણકાર થાય છે, તેમ તેમ શરીરમાં રૂપની તેજસ્વી કાન્તિ અધિક અધિક ચડતી જાય છે; જેમ જેમ આકાશના તારાઓ પ્રકાશ આપે છે, તેમ તેમ સ્ત્રી પુરૂષો રતિરાજના રસરંગથી ભીંજાઈ જઈ, રસબસ થાય છે; ને જેમ જેમ દીવાનું તેજ–અજવાળું વધે છે, તેમ તેમ મિત્ર પાસે જવાની તે વધારે ને વધારે આશા રાખે છે. ૪

दुहा–सांझ भई श्रीपति सदन, दीपमाल जागि जोत ।
भीर भार दरसन भई, कोलाहल जन होत ॥ १ ॥

कछुक भीर दरसी सु कम, आय तहां ब्रजराज ।
सोर बरज कीनो तहां, नाटिक गान समाज ॥ ६ ॥
श्रीपतिके प्रविशत सदन, अस्तुति करी बनाय ।
दश अवतार चरित्र शुभ, छंद त्रिभंगी लाय ॥ ७ ॥

અર્થ—સાંઝે શ્રી લક્ષ્મીનાથના દેવાલયે દીપમાળા રચાઇ; દર્શન વાસ્તે આવેલા લોકોની ભારે ભીડ મચી, ત્યાં બહુ ઘોંઘાટ થવા લાગ્યો. કંઇક ઓછી ભીડ જણાઈ, એટલે વ્રજરાજજી મહારાજ પધાર્યા અને પોતે લોકોનો ઘોંઘાટ બંધ કરાવ્યો તથા નાટક અને ગાયનના સમાજની ધામધૂમ કરાવી. શ્રી લક્ષ્મીપતિના દેવાલયમાં પેસતી વખતે, મહારાજે દશ અવતારોનાં શુભ ચરિત્રને ત્રિભંગી છંદમાં બનાવી સ્તુતિ કરી. ૫-૭

### દશ અવતારની સ્તુતિ.

### त्रिभंगी छंद.

मीनाकृति धारा, शोधिय बारा; शंख प्रकारा, रिपु मारा ।
बेधा किय सारा, खेध अपारा; लच्छ निहारा, श्रुति बारा ॥
इच्छा निज चिंतं, कोला क्रंतं; अंबु अनंतं शोधंतं ।
दानवपति हंतं, जुद्ध जियंतं; धर धारंतं, निज दंतं ॥
कोरंभ कहाया, आसूर माया; देव बुलाया, सब आया ।
सिंधू मथवाया श्रम्म कराया; रतन उपाया, बंटाया ॥
सिंहा तनु धारं, थंभा फारं; कश्यपु मारं, नखरारं ।
प्रल्हाद उगारं, मुक्ति दतारं; जय मुनि सारं, उच्चारं ॥
राजा बलि जग्गं, धारिय तग्गं; भुवपति अग्गं, भुव मग्गं ।
किय रूप अथग्गं, ब्रहमंड लग्गं; त्रिभुवन पग्गं, त्रय डग्गं ॥
रूपं मुनि सद्धं, फरसा युद्धं, शस्त्रा बद्धं, किय युद्धं ।
मंडल महि मद्धं, क्षात्रि विरुद्धं; बसुधा लद्धं, दुज दद्धं ॥
राघो कुल भानं, नीति द्रढानं; सीत हरानं, धर बानं ।
सागर हतमानं, कपि रिच्छानं; रावन थानं, उथियानं ।
जासों उजयासं, प्रेम प्रकाशं; बिबिध बिलासं, ब्रज बासं ॥
कंसादिक नाशं, पंडव द्रासं; विषय निकासं, द्रढ तासं ।
बुद्धा व्रतमानं, धत निज ध्यानं; गैब गिनानं, उदयानं ॥
सेवा चरचानं, अस्तुति बानं; सुनत न कानं, अशुभानं ।

निकलंक चरित्तं, श्रुति समरित्तं; मुनि गन गित्तं, मावित्तं ॥
अदली क्रत नित्तं, दमन दइत्तं; निज जन हित्तं, राखित्तं ।
सृष्टि महि सरुखं, अगम अलरुखं; प्रकृति पुरुखं, श्रव मरुखं ॥
पंचानन परुखं, दुलियत दरुखं; निगम निरुखं परतरुखं ।
सुंदरवर शामं, गरुडागामं, कौस्तुभ दामं; अभिरामं ॥
श्री मन विश्रामं, धुनि रस धामं; क्रत मम कामं, शिर नामं ॥ ८ ॥

**અર્થ**-સાગર પ્રાર્થના કરે છે કે, માછલાંની આકૃતિથી મચ્છાવતાર ધરી, જળ શોધીને શંખ જેવા-શંખાસુર નામના રિપુને માર્યો અને અપાર ખેદથી બ્રહ્માની મદદ માટે અથાગ સમુદ્રમાં જઇ-લક્ષણ નિહાળી, વેદોને ઉદ્ધાર્યા; પોતાના મનની ઇચ્છાથી વારાહ અવતાર ધરીને અગાધ સમુદ્રના અપાર પાણીને શોધી, દાનવના પતિ હિરણ્યાક્ષને માર્યો, એમ યુદ્ધમાં જીતીને પોતાની દાઢમાં પૃથ્વીને ધારણ કરી; કૂર્માવતાર ધરીને કાચબા કહેવરાવી માયિક અસુરો અને દેવોને બોલાવ્યાથી તેઓ સર્વે આવ્યા; પછી તેમની પાસે શ્રમ કરાવીને સમુદ્રનું મંથન કરાવ્યું, તથા તેમાંથી ચૌદ રત્નો મેળવી દેવોને વહેંચાવી આપ્યાં; વળી સિંહાકૃતિથી નૃસિંહ અવતારરૂપે સ્થંભ ફોડીને સાક્ષાત્ થયા, ને અક્ષયી એવા હિરણ્યકશિપુ નામના અસુરપતિની છાતી ચીરી નાખીને માર્યો, તથા વાત્સલ્ય ભાવે પોતાના ભક્ત પ્રહ્લાદને અનેક સંકટોથી ઉગારી ઉત્સગે લીધો, અને આવા મુક્તિના આપનાર પ્રભુની સ્તુતિ કરવા માટે મુનિવરોએ આવીને પ્રીતિયુક્ત જય જય એવો ઉચ્ચાર કર્યો; વળી બલિરાજાના યજ્ઞમાં વામનરૂપ ધારી ગયા અને તે રાજા પાસે સાડા ત્રણ ડગલાં પૃથ્વી માગી અને જ્યારે તે તેણે આપવા માંડી, ત્યારે પોતે અતિ અદ્દભૂત વૈરાટરૂપ ધારણ કરીને, આખા બ્રહ્માંડમાં વ્યાપી ગયા, ને ત્રણ ડગલામાં ત્રણે ભુવન લઇ લીધાં; પછી મુનિને અવતારે પરશુરામનો અવતાર લઇ-ફરસીનું આયુદ્ધ અને શસ્ત્ર બાંધીને સહસ્રાર્જુન સાથે યુદ્ધ કર્યું, તેમ આ મહિમંડળમાં ક્ષત્રિયના વિરૂદ્ધ થઇ, પૃથ્વી જીતીને બ્રાહ્મણોને આપી દીધી; રઘુ રાજાના કુળના સૂર્યરૂપ રામાવતાર ધરીને નીતિને દઢાવી, સીતાનું હરણ થયું ત્યારે ધનુષબાણ ધારણ કર્યાં, ને પ્રથમ સાગરનું માન મુકાવી વાનર અને રીંછોથી રાવણનું સ્થાન જે લંકા, તેને ઉથાપી નખાવ્યું; તેમજ કૃષ્ણાવતાર ધરીને જેમના મનમાં પ્રેમનો પ્રકાશ છે, એવાં વ્રજવાસિયોથી નાનાવિધનો ક્રીડા વિલાસ કર્યો, કંસાદિક પાપીઓનો પ્રલય કર્યો, તથા દાસ પાંડવોની વિપત્તવાસના ફેકી દેવડાવીને દ્રઢના કરાવી; મુનિવ્રતરૂપે બુદ્ધાવતાર ધરી પોતાનાજ એક ધ્યાનમાં ધ્યાનાગ્રસ્ત થયા, અને અદ્દભુત જ્ઞાનનો ઉદય કર્યો છે, ને આપ સેવા, અર્ચા અને સ્તુતિને કે અશુભ વાણીને કાને સાંભળતા નથી; હવે

પછી થનાર કલંકી અવતાર કે જેનાં ચરિત્રોને હમેશાં ઋષિ મુનિયો સમરે છે, મુનિજનો તેના ગુણાનુવાદ ગાય છે તે અવતારમાં આપ ભક્તોનું હિત કરી પાલણ કરશો. એમ અગમ્ય અલખ તેમ સૃષ્ટિના સખારૂપે અવતાર ધારણ કરી નિર્ગુણ-રૂપે, પ્રપક્ષ વિનાના ભીરૂરૂપે, દુઃખને કાપનારા, વેદો જેને પ્રત્યક્ષ જુવે છે એવા કૃતિ–પુરૂષરૂપે, સકલ યજ્ઞરૂપે, સુંદરવર, ઘનશ્યામ, ગરૂડગામી, સુંદર કૌસ્તુભમણિ ધરનારા, લક્ષ્મીના મનના વિશ્રામ, રસની નદીના ધામરૂપ, મનની ઇચ્છાઓને પુરી કરનારા, હે દ્વારકાધિશ! હું તમને મસ્તક નમાવીને વંદન કરૂં છું. ૮

**सोरठो**–पूजन किय गोस्वाम, हरि बंदित अस्तुति करी ।
द्वार निकट उन धाम, आसन किय ब्रजराज ज्यू ॥ ९ ॥
नट नाटिक सु समग्र, दीपमाल दिश दिश जगी ।
आपहि हे सिध नग्र, उपमा कह ताकी कहे ॥ १० ॥
वही बखत परबीन, आवन दरससु अद्दरिय ।
सासन मंत्रिय लीन, सजन लगे सिंगार तम ॥ ११ ॥

**અર્થ**–એ પ્રકારે હરિને વંદીને બે હાથ જોડી પ્રીતિપૂર્વક સ્તુતિ કરી, પ્રાર્થના કરી ગોસ્વામીજીએ પૂજન કર્યું, પછી દેવાલયના દરવાજા પાસે આસન કરાવી બ્રજરાજજી મહારાજ બિરાજમાન થયા. ત્યાં નટ, નાટક આદિ ક્રીડીક રમત ગમ્મતના ખેલો થવા લાગ્યા, અને દિશાયે દિશાયે દીપમાળા પ્રગટ થઇ, તેથી તેની તેજસ્વી કાન્તિ ઝગઝગવા લાગી. એમ પોતે દ્વારામતી, જે સિદ્ધિનું નગર છે, ત્યાં આગળ તેની ઉપમાને શું કહીએ? તે વખતે પ્રવીણે દર્શને જવા પોતાના મંત્રીની રજા લઇ શરીરે શણગાર ધારણ કર્યા. ૯–૧૧

## छंद भुजंग.

किये मंजनं नारि सिंगार सज्जे; सुरी आसुरी रूप आलोकिक लज्जे ।
लहेंगा लसें सोसनी तार गत्ती; कसें अंगिया नील सुन्नेरी भत्ती ॥
कसुंबी धरे तारिका चंद्रसारी; भरे छेहरे तार सारं किनारी ।
नखंते शिखा हेम सिंगार बन्ने; जरे मानिकं मोतीयं हीर पन्न ॥
लगे वीछुवा जेब्र मंजीर बज्जे, धुनी किंकनी घुघरु घोर गज्जे ।
उरं बीच उत्साह आनंद बढ्ढे; चली देवके देहरे चाकि चढ्ढे ॥
सहेली सबे आपके संग लीने; किये जाबदा साथ पेयान किने ।
महाराजके थान सामीप आये; इते चेरियां जाय आगे सुनाये ॥
अवाजं यहे ब्रह्मचारं सुनावे; जनाना इते बंदनं काज आवे ।
सबे लोगसें ब्रह्मचारी उचारे; करो चोक खाली जनाना पधारे ॥
लगे चोपदारं सबे लोग कढ्ढे; गुसांई बिराजे ब्रह्मचारी ठढ्ढे ॥ १२ ॥

અર્થ—નહાઈ ધોઇ પ્રવીણ પોતાને શરીરે શણગાર સજે છે, તે વખતે તેના રૂપને જોઇને સુર અને અસુરની સ્ત્રિયો પણ લાજ પામે છે. આશ્માની રંગના તારવાળો સોનેરી લેંઘો પહેર્યો; સોનાના સુંદર તારથી ભરેલી કાળા રંગની કંચુકી પહેરી, જેના છેડા અને કોરપાલવમાં ચળકતા સોનાના તાર ભરેલા છે એવી જરીઆનની કસુંબેલ ચંદ્રકળા પહેરી; પછી નખશિખ સોનાના શણગાર ધારણ કર્યા. માણિક્ય, મોતી, હીરા અને પાનાં જડેલ પગમાં પહેરેલ નાજુક વીછિયા-જેહેર અને લંઘર, કટિમેખલાની ઘુઘરીઓ રૂમઝુમ કરતી ગાજે છે તેમ તેમ હૃદય મધ્યે ઉત્સાહ અને આનદ વધતો જાય છે. એવી નવયૌવના બાળારૂપ પ્રવીણ, રથે બેસી દર્શન અર્થે દેવમંદિરે ચાલી. તેની સાથે સર્વે સાહેલીયો નીકળી. સૌએ ઘણા બંદોબસ્તની સાથે ચાલવા માંડયું. મહારાજના મંદિર પાસે આવ્યાં એટલે દાસિયોએ જઇને મંદિરના બ્રહ્મચારીને સંભળાવ્યું કે, અહિં રાજાના અંતઃપુરવાસી રાણીમંડળ દર્શન કરવાને આવે છે, એટલે બ્રહ્મચારી સર્વે લોકોને કહેવા લાગ્યા કે, ચોક ખાલી કરો—અહિં રાજાની પડદાનશિન રાણીઓ પધારે છે. તુરત ચોપદારો સર્વેને બહાર કાઢવા લાગ્યા, પરંતુ ગુસાંઇજી મહારાજ તો બિરાજીજ રહ્યા, તેમજ બ્રહ્મચારી પણ ઉભા રહ્યા. ૧૨

दुहो—ब्रह्मचारि बोले बहुरि, निर्जन किय हरि थान ।
किंकरि जाय बुलाइये, आवे अत्रे जनान ॥ १३ ॥

અર્થ—બ્રહ્મચારી દાસીઓને કહેવા લાગ્યા કે, હવે હરિનું મંદિર ખાલી કરાવ્યું છે, માટે જઇને રાણીઓને બોલાવી લાવો. ૧૩

छपय—ब्रह्मचारि मुनि बानि, सहचरी कुमरि सुनाई ।
चली उतारि चकडाल, गिरद जवानिका तनाई ॥
बनिता मिलेसु ब्रंद, करत परिहास इके इक ।
सजित सकल सिंगार, नेन सायक रतिनायक ॥
कुल रूप भेख संमान सह, द्वार चोक मिल नेहरे ।
गुरुजन जनान भंखी तितें, बहुरि निहारो देहरे ॥ १४ ॥

અર્થ—બ્રહ્મચારીના કહેવાથી સહચરિયોયે તે વાત જઇને કુંવરીને સંભળાવી. ને પ્રવીણે ફરતી ચારે બાજુએ કનાત તણાવી અંદર જવા માંડયું. વનિતાઓનાં વૃંદ, ટોળે મળીને એક એકથી પરિહાસ—ઠઠ્ઠામશ્કરી કરવા લાગ્યાં. તે બધીયોએ સુંદર શણગાર ધર્યા હતા. રતિનાયક—કામદેવના બાણ જેવી તિક્ષ્ણ જેમની આંખો છે, કુળે, રૂપે, તેમ પેહરવેશે કરી સમાન એવી સખીઓની સાથે મળી, ચોકનાં બારણાં નજીક પ્રવીણ આવી ઉભી રહી, ત્યારે વૃદ્ધજનોએ કહ્યું કે, ફરીથી એકવાર મંદિરમાં જોવરાવો કે અંદર કોઇ છે તો નહિ ૧૪

## छंद इंद्रवज्रा.

बानी सुनी ब्रह्मसुता उचारे; ठाडे रहो जाय हमें निहारे ।
बाला सबे ताम विलंब किनी; ब्रह्मीनसें जाय बिदाय दीनी ॥
कीनो प्रवेशं कुसुमं सु डेरे; देवं दुहारं ब्रजराज हेरे ।
अंद्रं ब्रह्मचार निजं सु ठट्ठे; ब्रह्मी मतो कीन उने सु कट्ठे ॥
मंखी उभे मध्य इकं रहावे; देवालये ताम जनान आवे ।
बानी तबे ब्रह्मचरं सुनाई; एसें इमानं इत क्यों सु आई ॥
श्रीनाथके नीठ हमें रहावे; गोस्वामी आगें उन बिर्द कावे ।
तासें कहो एक बहीर जाओ; जावे कितें आप न आओ आओ ॥
गोस्वामिसें ब्रह्मनि सेन कीनी; आपं न जावे सु ब्रजेश चीनी ।
पीछी फिरी बाल जनान आई; एसी कथा ब्रद्ध जनी सुनाई ॥ १५ ॥

**અર્થ**–બ્રહ્મસુતા કુસુમાવલી બોલી કે તમે અહિંયાં ઉભાં રહો, તેટલામાં હું અંદર જઇને જોઇ આવું. સર્વે બાળાઓ ઉભી રહી અને બ્રહ્મ-કન્યાને જવાની રજા આપી. કુસુમાવલીએ તે સુંદર દેહરામાં પ્રવેશ કર્યો, તો દેવના દરવાજા પાસે બ્રજરાજજી મહારાજને જોયા અને અંદર એકલા બ્રહ્મચારીને ઉભેલો દીઠો; કુસુમાવલીએ વિચાર્યું કે–બ્રહ્મચારીને તો અહિંથી કાઢવો જોઇએ. એવું ધારી તે બોલી કે, તમો એમાંથી એક જણ રહો તો અંદર જનાનું આવે. બ્રહ્મચારીએ કહ્યું કે આવો મલાઝો છે તો પછી અહિં સુધી કેમ આવ્યાં ? અમે તો શ્રીપતિ શ્રી દ્વારકાધિશની કનેજ રહેવાવાળા છીએ, તેમ આ ગોસ્વામી છે તે તો આપે મહાપ્રભુનુંજ બિરદ કહેવાય છે; અને તમે કહો છો કે એક જણ બહાર જાઓ ! ભલે, તમો તમારે આવવું હોય તો આવો, અગર ન આવો, પણ અમો ક્યાં જઇએ ? પછી કુસુમાવ-લીએ ગોસ્વામીને સાનમાં કહ્યું કે ગમે તેમ થાય, પણ આપે અહિંથી જવું નહીં. તે સાનને બ્રજેશજી મહારાજ સમજી ગયા. કુસુમાવલી પાછી ફરીને જનાના પ્રત્યે આવી સર્વે હકીકત વૃદ્ધ રાણિયોને કહી. ૧૫

**सोरठा**–गोस्वामी ब्रजराज, एक ब्रह्मचारी उते ।
श्रीपति बिरद समाज, वह समीप नित प्रति रहे ॥ १६ ॥
दरशन लायक दोय, बंदि बिष्नु उन बंदिये ।
चलहु आशु अब होय, प्रबिशत पूरव अघ कटे ॥ १७ ॥

**અર્થ**–ગોસ્વામી બ્રજરાજજી અને એક બ્રહ્મચારી મંદિરમાં છે, તેમાં મહારાજ તો શ્રી લક્ષ્મીપતિના સમાજનું બિરદ ધરે છે, અને જે બ્રહ્મચારી છે

તે તો હમેશાં તેમની–મહાપ્રભુની પાસેજ રહે છે. બંનેય પગે લાગવા યોગ્ય છે, વાસ્તે પ્રથમ વૈકુંઠપતિ શ્રી વિષ્ણુ ભગવાનને વંદન કરી પછી તેમને પ્રણામ કરીએ, માટે ચાલો–અસુરૂં થઇ જાય છે, એટલે જલદીથી ચાલો કે, તે દેવ મંદિરમાં પ્રવેશ કરવાથી પૂર્વ જન્મનાં સર્વે પાપ ટળી જાય. ૧૬–૧૭

**गाथा**–उर हुल्लास उल्लहियं, चहियं देव चित मिंत प्रती ।
बहु दिन हंस बिछो हे, मानहु गमन मानसर तीरे ॥ १८ ॥

**અર્થ**–જે મિત્રને મનમાં ઇચ્છે છે તે મિત્ર દેવ સમીપે બિરાજે છે, એમ જાણી પ્રવીણના હૈયામાં ઉલ્લાસ ઉભરાઇ આવ્યો. બહુ દિવસનો વિયોગ હોય તેવા હંસનું એકદમ માનસરોવરની તિરે જવું થતું હોય તેમ નાયિકાને થયું. ૧૮

**छंद प्रमानिका**–सखी समूह मल्लियं; मराल गत्ति चाल्लियं ।
खनंक राव नेहरी; झनंक जेव जेहरी ॥
ठमंक बीछुवानकी; घमंक घूघरानकी ।
बजे अनेक गत्तियं; मनों संगीत नृत्तियं ॥
इकेक पान ग्राहियं; चलंत चोक आहियं ।
उजास अंग कामनी; प्रकाश कोटि दामनी ॥
मुखारविंद मुद्दितं; अनेक चंद उद्दितं ।
भुजा सु अंक मेलियं; लसंत हेम बेलियं ॥
जराव नंग मुत्तियं; झगार दीप दुत्तियं ॥
विचित्र वास झुल्लियं; बसंत बाग फुल्लियं ।
सुवास डोर फुट्टियं; मधूप वृंद जुट्टियं ॥
मधूर वान साजितं; परिभ्रतं सु लाजितं ।
कतं सुहास छंदियं; दुहारकेश वंदियं ॥ १९ ॥

**અર્થ**–સખીઓનો સમૂહ ટોળે મળી તેઓ સર્વે હંસની ગતિથી ચાલી. તેઓના ચાલવાથી પગનાં નેપુરનો અવાજ ખળકે છે, ચળકતાં લંઘર ઝમકે છે, વિંછિવાના ઠમકારા થાય છે, ધમકથી ઘુઘરાનો ધમધમાટ અનેક ગતિથી વાગે છે, તે જાણે સગિતયુક્ત નૃત્ય થતું હોય એવી રીતે તેઓ રમકઝમક કરતી, એક એકનો હાથ ઝાલી ચાલીને, ચોકમાં આવી. સ્ત્રીઓનું એવું તેજ છે કે જાણે કોટી વીજળીઓનો પ્રકાશ હોય! તેઓનાં હસતાં મુખ એવાં ખીલી રહ્યાં છે કે–જાણે અનેક ચંદ્રો સાથે ઉદય થયા હોય? હાથ ખોળામાં મુકીને નમે છે, તે જાણે સોનાની વેલ્યો લચી જતી હોય તેમ શોભે છે. હીરાજડાવ

નંગો અને મોતીઓનો ચળકાટ એવો થાય છે કે જાણે દીવાનું તેજ ઝબારા મારતું હોય? વળી નાનાવિધ-જાત જાતનાં રંગદાર વસ્ત્રો પહેરેલાં એવાં ઝુકે છે કે જાણે વસંત ૠતુનો બાગ ખીલી રહ્યો હોય! તેઓના તનમાંથી સુવાસની પરિમળ નીકળતાં અનેક ભમરાઓનાં વૃન્દ ફરે છેઃ તેઓનું એવું તો સુંદર અને મધુર બોલવું છે કે કોકિલાઓ પણ તેના આગળ લાજે છે. એવી રીતે હસતાં હસતાં ઘણાક હાવભાવ કરતી સ્ત્રીઓએ આવી દ્વારકેશને વંદન કર્યું. ૧૯

**सोरठा**–श्री पति बंदन साज, गइ समीप गोस्वामिके।
किय अस्तुति महराज, कुंवरी कलाप्रबीन ज्यू॥ २०॥

**અર્થ**–લક્ષ્મીપતિને નમવા માટે સજ થઇ ગોસ્વામીની પાસે ગયાં. ત્યાં ઉભાં રહીને કુંવરી કળાપ્રવીણે શ્રી મહાપ્રભુની આ પ્રમાણે સ્તુતિ કરી. ૨૦

**गाथा**–कलमष दहन समूहं, पादांबुज श्री कृतं सेवं।
सुर बंदितं सुरेशं, कृत कामना पूरनं इच्छा॥ २१॥
एते कुसुम कहाई, बाला इतगौ स्वामिगो बंदहु।
श्री महाराज समीपे, यह महाराज बिरद ब्रजराजं॥ २२॥

**અર્થ**–પાપના સમૂહને બાળનારા, જેમનાં પાદાંબુજની લક્ષ્મીજી સેવા કરે છે, દેવોએ જેમને હમેશાં વંદેલા છે; એવા દેવના દેવ, મનની કામનાને પૂર્ણ કરનાર, તેમને હું વંદન કરૂં છું. કુસુમાવલીએ કહ્યું કે, બાઇ! અહિ બિરાજેલા આ ગોસ્વામીજીને નમસ્કાર કરો, કારણ શ્રીપતિની કને બેઠેલા શ્રી વ્રજરાજજી મહારાજ પણ શ્રી દ્વારકાધિશનું બિરદ ધારે છે. ૨૧-૨૨

**गाथा**–कोमल नमित शरीरं, पुनि ब्रजराज बंदियं बाला।
मानहु झपट मरूतें, झुकियं भूमि कुंदनं वेली॥ २३॥

**અર્થ**–પોતાના કોમળ શરીરને નમાવીને, બાળારૂપ પ્રવીણે ફરીને વ્રજરાજજી મહારાજને વંદન કર્યું. તે વખતની શોભા એવી દેખાઇ કે, જાણે વાયુના ઝપાટાથી ભૂમિમાં સુવર્ણની વેલ ઝુકી રહી હોય નહિ શું! ૨૩

**छंद तोटक.**

नमि नेमहि नारि गुसांइ लखे; ब्रजराज सुराज बधू निरखे।
गुरु लोगनको मन शोच लहे; रस रीझि दुहूजन भींज रहे॥
मरजाद लिये मुख नां उचरे; मन नेन दुहूनके बात करे।
महाराज समीप सबे दरसे; इत दंपति नेन दुहू तरसे॥
कुसुमावलि भेद बिचार कहे; हरि पूजनको उपचार लहे।
कुंवरी अब मंदिर पाओ धरो; महपूजन श्री महाराज करो॥ २४॥

**અર્થ**-પણ-નેમથી નમીને, નારી-કળાપ્રવીણ-ગોસાંઇજીને જુએ છે, તેમ બ્રજરાજજી પણ રાજવધૂઓને ધારી ધારીને નિરખે છે; ને મનમાં વડીલ જનોની શોચના કરે છે. રસરીઝથી બેઉ જણ ભીંજાઇ રહ્યાં છે, પરંતુ મર્યાદાને લીધે મુખથી બોલાતુ નથી. પણ બેઉનાં મન અને નેત્રો તો એકએકથી વાતો કરે છે. મહારાજની પાસે આવી સર્વે સ્ત્રીવૃન્દે વદન કર્યું. અહિયાં બેય સ્ત્રી પુરૂષનાં નેત્ર તરસ્યાં બની મેળાપને ઝંખવા લાગ્યાં. કુસુમાવલી તેનો ભેદ સમજી-વિચારીને પછી હરિ પૂજવાના સાહિત્યની હાથમાં થાળ લઇ, કુંવરી પ્રત્યે બોલી કે, હે પ્રવીણ! હવે મંદિરમાં પધારીને શ્રી હરિનું મહાપૂજન કરો. ૨૪

**सोरठा**-सुनियत ब्रह्मनि बान, कुंवरी चित चंचल भई।
धरियत मिंतसु ध्यान, शोक हरख दुहु सम भये ॥ २९ ॥

**અર્થ**-બ્રહ્મબાળાની વાણી સાભળી કુંવરી પોતાના મનમાં અધિરી બની ગઇ ને તે મિત્રનું ધ્યાન ધરવા લાગી, તેથી તેને શોક અને હર્ષ બન્ને થયાં. ૨૫

**गाथा**-दीपोत्सव देवालं, द्ररशन देव दंपति द्रग जुरनं।
पंच पचाश अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ २६ ॥

**અર્થ**-દીપોત્સવીને દિવસે દેવાલયમાં દેવનાં દર્શન વખતે, તે દંપતી-સ્ત્રી પુરૂષની આંખો એક એકથી મળી, એ હકીકતવાળી પ્રવીણસાગર ગ્રંથની પંચાવનમી લહેર સંપૂર્ણ થઇ ૨૫

इति श्री प्रवीनसागरे मंदिरमां मेलाप नामनी पंचावनमी लेहेरनी
रसपूर्णा टीकानो पंचपंचाशत्तमस्तरंगः ॥

---

# લહેર ૫૬ મી.

## દીપોત્સવ શ્રીમુખચર્ચા.

**दोहा**-व्है उदास ठाई भई, कुंवरीसु आयस पाय।
बुधि बिचार ब्रजराज किय, सिद्ध बचन चित लाय ॥ १ ॥

**અર્થ**-પૂજા કરવાની આજ્ઞા થતાં, કળાપ્રવીણ ઉદાસ બની ઉભી રહી; એટલે પ્રથમ કહેલ સિદ્ધનાં વચનને યાદ કરી, ગોસ્વામી બ્રજરાજજીએ બુદ્ધિથી વિચાર કર્યો. ૧

**छप्पय**–कियो सोच ब्रजराज, मैंहा पूजनका जावे ।
तबतो सब्र फिरि जाय, समय एकंत न पावे ॥
अगम पंथ अद्दरे, जास कारन इत आये ।
तासें भई न बात, कहा तीरथ फल पाये ॥
मन शोध शोध कीनो मतो, महापूजन किजे मने।
चतुराइ ज्ञान चरहा चले, तो घरकि बतियां बने ॥ २ ॥

**અર્થ**–વ્રજરાજજી મહારાજ શોચ કરવા લાગ્યા કે, જ્યારે એ મહાપૂજને જાય, ત્યારે તો બધાં પાછાં વળે અને આવો એકાંતનો સમય આવે નહીં, વાસ્તે અગમ પંથને આદરી, જેનાં કારણે અહિયાં સુધી આવ્યાં, તે કરવું. જો તેનાથી વાત ન થઇ તો પછી તીર્થનું ફળ શું પામ્યાં! આમ વિચારી હાલ મહાપૂજનની મનાઇ કરી ચતુરાઇથી જ્ઞાનચર્ચા ચલાવી. ૨

**सोरठा**–यह बिचार चित लाय, बोले तब ब्रजराज ज्यू ।
केसें करिहो जाय, महपूजन महाराजको ॥ ३ ॥

**અર્થ**–ચિત્તમાં વિચાર કરી વ્રજરાજજી બોલ્યા કે, તમે અંદર જઇને શ્રી હરિનું મહાપૂજન કેવી વિધિયે કરશો? ૩

**छप्पय**–क्यो मह पूजन करो, भेद हमकों सु बताओ ।
कोन बेदके मंत्र, कहा उपचार चढाओ ॥
कोन सम्रती पढो, ध्यान केसो उर धारो ।
क्यों शरीर शुद्ध करो, कहा अस्तुती उचारो ॥
पूरव सिंगार क्यों उत्तरे, क्यों नवीन फिर लाइये।
एते बिधान जानंत जो, तो हरि निकट सिधाइये ॥ ४ ॥

**અર્થ**–વ્રજરાજજી, પ્રવીણનાં સખીમંડળને કહે છે કે, મહાપૂજન કેવી રીતે કરશો તેનો ભેદ અમને બતલાવો. કયા વેદના મત્ર ભણી, કેવા ઉપચાર ચડાવશો? વળી કયી સ્મૃતિ ભણશો? અને હૃદયમાં કેવું ધ્યાન ધરશો? કેમ કરી શરીરને શુદ્ધ કરશો? તેમ કેવી સ્તુતિ ઉચ્ચારશો? પ્રથમ શણગાર કેવી રીતે ઉતરે? તેમ ફરીને નવા શી રીતે ચડાવાય? એટલુ વિધાન જાણતાં હો તો હે સ્ત્રીજનો! સુખેથી હરિની પાસે પધારો. ૪

**सोरठा**–एतो सुनत उचार, कुसुम कही ब्रजराज प्रति ।
पूजन चहत कुमार, आप बताओ त्यों करे ॥ ५ ॥

आपें कहे अनेक, भेद कहा बिनता लहे ।
सेवा सकल बिबेक, महाराज कहे त्यों करे ॥ ६ ॥

**અર્થ**-આવું સાંભળીને કુસુમાવલી, વ્રજરાજજી પ્રત્યે બોલી કે, રાજકુંવરી પૂજાને ઇચ્છે છે, વાસ્તે આપ જેમ બતાવો તેમ કરે. આપે તો ઘણાક ભેદો કહ્યા, પણ તેને સ્ત્રીઓ શું જાણે? તેથી હે મહારાજ! આપ જે પ્રમાણે સેવા કરવાનો વિવેક બતાવો તે પ્રમાણે કરીએ. ૫-૬

**छप्पय**-सुनियत ब्रह्मनि बानि, एह ब्रजराज कही तित ।
जो चहंत तुम क्रिया, बाल बेठो सबही इत ॥
करन सेब अधिकार, हमें संछेप सुनावे ।
सब शरीर शुध होय, बहुरि पूजनकों जावे ॥
एती उचार सब तिय सुनत, उप ब्रजराज समाज किय ।
महाराज भये मनमें मुदित, पूजनको अधिकार लिय ॥ ७ ॥

**અર્થ**-બ્રહ્મકન્યાની નમ્ર વાણી સાંભળી, તે પૂજાની સર્વે વિધિ વ્રજરાજજી મહારાજે કહી કે, જો તમો ક્રિયાયુક્ત હરિનું અર્ચન કરવા ઇચ્છતાં હો તો સર્વે બાળાઓ અહિંયાં બેસો, એટલે અમે સક્ષેપથી સર્વે સેવા કરવાનો અધિકાર સંભળાવીએ, કે જેથી શરીરે શુદ્ધ થવાય ને તે પછી પુજા કરવાને જાઓ. સર્વે સ્ત્રીઓએ ગોસ્વામીનાં આસ્તિક વચન સાંભળી, પછી વ્રજરાજજી મહારાજની પાસે સભા રચી. મહારાજ પોતાના મનમાં પ્રસન્ન થઈ પૂજનનો અધિકાર કહેવા લાગ્યા. ૭

### પૂજન વિધિ.

**छंद सारसी**-जो राज मंडे नीति खंडे, लाय दंडे दीनसें ।
जो ग्रंथ रच्चे, मत्त कच्चे, जाय जच्चे, हीनसें ॥
जो आप भ्रंमं, छांढ क्रंमं, ओर भ्रंमं, धावतं ।
त्रैलोक देवा, तास सेवा, नां करे अंगीकृतं ॥
जो धाम तज्जे, ध्यान सज्जे, दीठ भज्जे, भामसें ।
टीका समारे, छाप धारे, दाम प्यारे, रामसें ॥
जो धोस जोगं, सिद्ध लोगं, रेन भोगं, साजितं ।
त्रैलोक देवा, तास सेवा, नां करे अंगीकृतं ॥
माया न रख्खे, सर्व भख्खे, नां परख्खे, ब्रह्मकों ।
देहं मलीनं, आर छीनं, देख कीनं, भ्रंमको ॥

भाषंत बेदं, मंत्र भेदं, पें निखेदं, हे व्रतं।
त्रैलोक देवा, तास सेवा, नां करे अंगीकृतं ॥
जो बास धग्गे, ताज लग्गे, लोग ठग्गे, आससे।
जो ब्रह्मचारी, दंड धारी, क्रोधकारी, हाससें ॥
जो आप मत्तं, सत्य ध्रत्तं, नां बदत्तं, संम्रतं।
त्रैलोक देवा, तास सेवा, नां करे अंगीकृतं ॥
जो जंत्र थप्पे, मंत्र जप्पे, तेज तप्पे तंतरं।
जो जात्र जावे, भिन्न भावे, चिंत लावे, अंतरं ॥
एसी एनेकं, लाय टेकं, प्रेम एकं, नां थिंतं।
त्रैलोक देवा, तास सेवा, नां करे अंगीकृतं ॥ ८ ॥

**અર્થ**–જે રાજા તખ્તનશીન થઇને રાજનીતિનું ખંડન-છેદન કરે, અને વિના વાંકે ગરિબોને લાવી દંડ દે, જે ગ્રન્થને રચનારો કવિ મંદ બુદ્ધિથી કાવ્ય રચે, તેમ હીણ જનો પાસે જઇને જે બ્રાહ્મણ પોતાનાં બ્રહ્મ-ધર્મ અને નિત્યકર્મને મુકી, બીજા ધર્મને બતાવે તો, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રિલોકના ઇશ્વર, તેઓની સેવાને અંગીકાર રાખે નહિ. તેમજ જે સાધુ ઘરસંસાર છોડી ધ્યાનમાં આરૂઢ થયા છતાં, સ્ત્રીઓને જોઇ તેમની તરફ દૃષ્ટિ દોડાવે, વળી ટાપટીપથી તિલક સુધારી સુધારી કરે, તથા હાથે ને છાતીએ છાપો ધારણ કરે, પણ રામનાં નામથી દામને ચ્હાય; જે જોગી દિવસે જોગ સાધી લોકોમાં સિદ્ધઇ દેખાડે અને રાત્રે નાના પ્રકારના ભોગ ભોગવે તો, ત્રિલોકના દેવ જે ઇશ્વર, તે તેમની સેવા અંગીકાર કરે નહિ. વળી જે ત્યાગી માયા રાખે નહિ, સર્વ ખાય–છતાં બ્રહ્મને ઓળખે નહિ, મલીન રહે, ખોરાક થોડો જમે, અને દેખાડવાને ધર્મથી વર્તે; વળી જે બ્રાહ્મણ વેદ બોલે, મંત્રના ભેદ જાણે, પણ જેની નઠારી ચાલ હોય તેની સેવાને ત્રિલોકના દેવ ઇશ્વર, અંગીકાર કરે નહિ. વળી જે તપસ્વી વસ્ત્ર બાળી ખાખી જેવા જણાયા છતાં, આશા ધરી લોકોને ઠગે; જે સંન્યાસી દંડ ધારણ કરે ખરા, પણ મહા ક્રોધી હોય, તથા હાંશી કરાવે, જે પોતાનું મત સત્ય પ્રમાણે ગ્રહણ કરી, સ્મૃતિયો પ્રમાણે બોલે, પણ ચાલે નહીં, તો ત્રિલોકના દેવ જે ઇશ્વર તે તેમની સેવા અગીકાર કરે નહિ. જે ઉપાસના કરવાવાળો યંત્રની સ્થાપના કરી મંત્ર જપે, તેજસ્વી જણાય છતાં તંત્રવિદ્યા જાણે, અર્થાત્ ચોરી કરે; જે માણસ જાત્રાયે જાય પણ મનમાં ભિન્નભાવ રાખી જૂદાઇ લાવે, એવી અનેક ટેક આણે; પણ જેનો પ્રેમ એક ઠેકાણે સ્થિર ન હોય, તો ત્રિલોકના દેવ જે ઇશ્વર, તે તેમની સેવાને અંગીકાર કરે નહિ. ૮

**सोरठा**–ऐसें मत सु अनेक, करि खंडन बरनन कियो ।
प्रेम द्रढाये एक, बाल सुनायो ब्रजपती ॥ ९ ॥

**અર્થ**–એ પ્રમાણે વ્રજરાજજીએ ઘણાક પંથ–મતોનું ખંડન કરીને વર્ણન કર્યું અને કેવળ એક પ્રેમ દ્રઢ કરવાતુંજ તે સર્વ સ્ત્રીઓને કહી સંભળાવ્યું. ૯

**संजुक्ता छंद.**

ब्रजराज फेर कहंतहे; तुम देव सेव चहंतहे ।
परिहीन क्रीय सु ध्याइये; मन इच्छ सिद्धि न पाइये ॥
तब फेर ब्रह्मनि यों कही; उपदेश आप करे वही ।
महाराज एह कृपा करे; तिहि रीत पूजन अद्दरे ॥
गुरुलोग ब्रह्मनि भाखियं; सब सत्य एह सु आखियं ।
उपदेश स्वामि सु दीजिये; उन रीत पूजन कीजिये ॥ १० ॥

**અર્થ**–વ્રજરાજજી ફરી કહે છે કે, તમો દેવની સેવાને ઇચ્છો છો, પરંતુ હીન ક્રિયાથી ધ્યાન ધરીએ તો મનકામના સિદ્ધ થાય નહી. તે સાંભળી કુસુમાવલીએ કહ્યું કે, હે મહારાજ! આપ દયાળુ એટલી કૃપા કરીને એને ઉપદેશ કરો કે તે પ્રમાણે પૂજન કરવાનું આદરે. કુસુમાવલીનું કહેવું સાંભળી, સર્વે વૃદ્ધ માણસોએ પણ, 'સત્ય છે,' એમ કહ્યું, ને હે સ્વામિન્! જેવી રીતે આપ ઉપદેશ આપો તે પ્રકારે શ્રી હરિનું અમો સર્વે પૂજન કરીએ એમ જણાવ્યું. ૧૦

**दोहा**–पुनि ब्रह्मनि लागी कहन, गुरुजन बूझ ब्रतंत ।
हे महाराज मया करो, सबही एह चहंत ॥ ११ ॥

**અર્થ**–વૃદ્ધ રાણીઓનાં વચન સાંભળી કુસુમાવલી, કહેવા લાગી કે હે મહારાજ! ઉપદેશની મહેરબાની કરો એમ આ સર્વે મંડળી ઇચ્છે છે. ૧૧

**कंद छंद.**

महाराजसें ब्रह्मनी फेरि भाखंत; अभिलाष बाला सबे एह राखंत ।
क्रियाको बतावे महाराज ज्यूं भेव; करे राजकूमारि वाही तरे सेव ॥
गुसांइ हसी मंद बानी उचारंत; महा सिद्ध दाई हमें मंत्र जानंत ।
वहे मंत्रको प्रेम प्रकासितं नाम; सधे मंत्र तो कामना पूरितं साम ॥
जिही मंत्रसें राधिका श्री हरी संग; जिही मंत्र गौरी हरं धारितं गंग ।
जिहि मंत्रसें पाये अनेक उद्धार; वहे मंत्र केसें सिखावे हमें नार ॥

महीमा सुनी मंत्रको बाल भाखंत; महाराज एतो कहा अंत्र राखंत ।
ब्रजराज बोले लियो जो तुमे बाद; सिखावे रहेगी निशानी लिये याद ॥
बतावे वही मंत्र तो एकही कान; सुने नांहि जो दूसरी साधना बान ।
परेखी ब्रह्मी म्हेर माराजकी दीठ; कुमारी करं साय लीनी तबे नीठ ॥
सबे आन बाला सु बेठी तबे दूर; महाराजसें राजकन्यासु हज्जूर ॥
लगे प्रेम प्रकासके मंत्र उच्चार; न जाने सबे भेद बेठी वहे नार ।
वही प्रेमकी उपमा क्यों कही जात; उमे ओहि जानेकि जाने हरी बात ॥ १२॥

**અર્થ**—મહારાજને, ફરીને કુસુમાવલી કહેવા લાગી કે, હે મહારાજ! આ સર્વે સ્ત્રીઓ એવી ઇન્તેજારી ધરાવે છે કે, મહારાજ જે રીતે હરિ પૂજનની વિધિનો ભેદ બતાવે, તે રીતે રાજદુલારી પ્રભુની સેવા કરે. એ સાંભળી હસીને મંદ વાણીથી મહારાજ બોલવા લાગ્યા કે, અમે મહાસિદ્ધિદાયક મંત્ર જાણીએ છીએ અને તે મંત્રનું 'પ્રેમપ્રકાશ' એવું નામ છે. એ મહામંત્રની એકચિત્તથી જે સાધના કરે તેની સર્વ મનકામના શ્રી હરિ પુરી કરે છે. જે મંત્રની ઉપાસનાથી રાધાજી શ્રીકૃષ્ણના સગને પામ્યાં છે, વળી જે મંત્રના પ્રતાપે કરી શિવજીએ અર્ધાંગમાં પાર્વતીજીને અને જટામાં ગંગાને રાખેલાં છે, અને જે મંત્રથી અનેક મનુષ્યો મુક્તિપદને પામ્યાં છે, એ મહા મંત્ર તમોને કેમ શીખવિયે? આવા પરાક્રમવાળા મંત્રનો મહિમા સાંભળીને તે બાળા કહે છે કે, હે સ્વામિન્! એટલો બધો અંતર શા માટે રાખો છો? વ્રજરાજજી બોલ્યા કે, હે રાજકુવરી! જ્યારે તમો ઘણીક આજીજી કરો છો તો તે મંત્ર તમને શીખવું છું, શાથી કે, તે ચિન્હ લઇને અમારી તમને યાદ રહેશે તે મંત્ર તો એકજ જણને બતાવાશે, તેમ આ સાધનાની વાણીને અન્ય બીજી કોઇ નારી સાંભળે નહિ. આવી મહારાજની મહેરબાની બ્રહ્મકન્યાએ જોઇ ત્યારે, રાજકુંવરીને હાથે ઝાલી મહારાજની પાસે લઇ ગઇ, બીજી સર્વે સ્ત્રીઓ દૂર જઇને બેઠી. માત્ર મહારાજ પાસે રાજકન્યા આવીને હજૂરમાં રહ્યાં, એટલે બે જણ પ્રેમપ્રકાશક મંત્રનો ઉચ્ચાર કરવા લાગ્યાં. આ ભેદને તે દૂર બેઠેલી સ્ત્રીઓ જાણતી નથી. એ પ્રેમની ઉપમા તો કેવી રીતે કહી જાય? એ વાતને તો એ બે-સાગર અને પ્રવીણજ જાણે કે એક પરમેશ્વર જાણે. ૧૨

**गाथा**—वढ्ढिय प्रेम प्रकाशं, दंपति मंत्र साधना मझ्झे ।
किंचित क्रत मुख हासं, भ्रुव भेदान ब्रह्मनी लहियं ॥ १३ ॥
मोद त्रषा झर मंडे, प्रेम प्रवाह पूर नंद वहियं ।
अमृत दधि उल्लहियं, दंपति करत श्री मुखं चर्चा ॥ १४ ॥

**અર્થ**-તે બંને સ્ત્રી પુરૂષ મંત્ર સાધના કરવા લાગ્યાં તેથી પ્રેમનો પ્રકાશ વધી પડયો, અને કિંચિત્ મુખથી હાસ્ય કર્યું, એટલે ભ્રુકુટીની સાનમાં કુસુમાવલી તે ભેદ સમજી ગઇ. એવી રીતે તે દંપતી શ્રીમુખથી ચર્ચા કરવા લાગ્યાં, ત્યારે આનંદના વર્ષાદની ઝડી મંડાઈ, પ્રેમના પ્રવાહથી ભરપુર નદીઓ વહેવા લાગી, અને અમૃતનો સિન્ધુ ઉભરાઈ આવ્યો. ૧૩-૧૪

**दोहा**-दुहु श्री मुख चरचा भई, न सूने कोन लहंत ।
सो बरनन आशय लिये, करि संछेप कहंत ॥ १५ ॥

**અર્થ**-સાગર અને પ્રવીણને જે શ્રી મુખથી ચર્ચા થઇ, તેને વિના સાંભળે કોણ જાણી શકે? પણ તેમની અનુજ્ઞા લઇને તેનુ કંઈક વર્ણન સંક્ષેપે કરી કહું છું. ૫

## પ્રેમ મંત્ર.

**सोरठा**-सूरज किरण सनेह, मन प्रबीन चसमो मंड्यो ।
डगे न सलगे देह, लगे जगे बिरहा अगन ॥ १६ ॥

**અર્થ**-સાગર કહે છે કે, હે પ્રવીણ! સ્નેહરૂપી સૂર્યનાં કિરણો સાથે મનરૂપી દૃષ્ટિ માંડી, તેથી વિરહાગ્નિ બળવા લાગ્યો, તેથી શરીર બળે છે ખરો, પણ એક ડગલું પાછું હઠાતું નથી. ૧૬

**सवैया**-आगे मिलि पतियां बतियां पुनि, नेन बिलोकन चाह चुरानी ।
प्रेम पतंग प्रभा प्रगटी यह, लाजकि बाज दबे न दुरानी ॥
या गति होय नहीं इनही जुग, बुझिये बेद किताब कुरानी ।
मित प्रबीन तबे अनुमानिये, आय मिली पहिचान पुरानी ॥१७॥

**અર્થ**-પહેલાં પત્રથી અને પછી વાતોથી મેળાપ થયો; આંખે નિહાળવાની ચાહના તો ચિત્તમાં ચોંટાઈ રહી, અને પ્રેમરૂપી સૂર્યની પ્રભા પ્રગટી, તે આ લાજની છાબડીથી કાંઇ ઢાંકી કે દબાઈ નહિ જાય વેદ કે કુરાનની કિતાબોમાં જોઇયે તો એમ જણાય છે કે, આ જુગમાં તો કોઈની આવી ગતિ હોય નહિ, તો હે પ્રિય મિત્ર પ્રવીણ! તારે તો એવુંજ અનુમાનવું કે, આ તો કોઈ પુરાણી ઓળખાણ આવી મળી છે. ૧૭

**सवैया**-पत्रमें चित्र लिखे चतुराइसें, चिंतकी सोंहे कियै अवरेखियें ।
पूरन प्रेम किधों बहरावत, पेच बनाय पटंतर पेखियें ॥
कैतब साच दुधं जल हंस ज्यो, प्यारे प्रबीन सनेह परेखियें ।
अमृत व्है हे किधों बिषको विष, बेनि भुजंग गरे धरि देखियें ॥१८॥

**અર્થ**-સાગર કહે છે કે, મેં પત્રમાં ચતુરાઈ કરી, પ્રીતિનાં કવિતરૂપ ચિત્ર લખ્યાં હતાં, તેને માટે હું તમને સોગન દઇને કહું છું કે, મારા ચિત્તની વૃત્તિ તેમાં જોઈ લ્યો, કે મારો એમાં પૂર્ણ પ્રેમ છે કે પછી હું તમને ભરમાવું છું? તે કોઇ તરેહના પેચથી પટતર કરીને જોઈ લ્યો. જેમ દૂધ અને પાણીને હંસ જુદું પાડે છે, તે પ્રકારે હે પ્રિય પ્રવીણ! મારા સ્નેહની પરીક્ષા તમે કરો! તમારા કેસની લટોરૂપી સર્પ મારા ગળામાં નાખી જુવો કે અમૃત થાય છે કે વિખનું વિખજ રહે છે? અર્થાત્ કાંઈ કટુ વચન કહી તેની પરીક્ષા કરી જુઓ કે, તેથી કડવાસની કડવાસ રહે છે કે, પછી મીઠાશ આવે છે! ૧૮

**सवैया**-कोन दिनां कहेगो कोउ पंथिक, मिंतके आवन मंगलकी ।
देखहु कोन दिनां अखियां फिर, प्रेमके भार झुके पलकी ॥
कोन दिनां मुसकायनकी, बतियां रद रेख लखों झलकी ।
एहो प्रबीन बजेगि कही दिन, काननमें धुनि पायलकी ॥ १९ ॥

**અર્થ**-વળી તે કહે છે કે તે એવો કયો દિવસ હશે કે, તે દિવસે કોઈક પ્રવાસી આવી મિત્રના આવાગમનના શુભ સમાચાર કહેશે! વળી કયે દિવસે ફરીને પ્રેમના ભારથી ઝુકેલાં અને અર્ધ મીંચાયલાં પાંપણવાળાં નેત્રને નિહાળશું? તેમજ કયે દિવસે મલપતે મોંઢે વાતો કરતાં મુખમાંના દાંતની સુવર્ણ રેખાઓના ચળકાટને જોઈશું? અહો હો! હે પ્રવીણ! કયે દિવસે આ કાનમાં તમારા પગે પહેરેલાં નુપૂરના ઝમકારાનો ધ્વનિ અથડાશે? તાત્પર્ય કે, તેને હું ક્યારે સાંભળીશ? ૧૯

**सवैया**--रखबी इक याद इती अरजी तुम, जानतहो बिरहा सखबी ।
सख बीत गयो तो भयोहे कहा शिर, लाय रखेंगे हमें दखबी ॥
दख बीसरहे न कबेहि हमें तिहि, कारन फेर पती लखबी ।
लखबी न बने पतियांज्यु किही विध, मित प्रबीन मया रखबी ॥ २० ॥

**અર્થ**-વિરહરૂપી અગ્નિની ખુબીથી હે પ્રવીણ! તમો જાણીતાં છો, માટે એક આટલી અરજી તમે યાદ રાખજો, કે સુખ વિતિ ગયું તો તેથી શું થઇ ગયું? અમે તો દુઃખની લાયનેય પણ માથે ચડાવી રાખશું. એ દુઃખ અમને તો કોઇ દિવસે વિસરશે નહી; ફરી ફરીને કાગળો લખતાં રહેજો; અને તેમ કરતાં જો કોઇ રીતે પત્ર લખવાનુ ન બને તો, છેવટે હે મિત્ર પ્રવીણ! માયા તો રાખજોજ. ૨૦

**दोहा**-रखबी अरजी याद यह, लखबी पाती मिंत ।
जो लखबी न बने कहु, म्हेर न टारहु चिंत ॥ २१ ॥

**અર્થ**-આટલી આ અરજીને યાદ રાખજો; તેમ હે મિત્ર પ્રવીણ! પત્રિકા પણ લખતાં રહેજો; તેમ છતાં કોઈ પ્રકારે પત્રિકા લખવાનું ના બને તો છેવટે મનમાંથી મહેરબાની છોડશો નહિ. ૨૧

**सवैया**-भागमें आग लगीहे तिहीं दिन, नेवन नीर चढ्यो मगरी ।
ता दिनसें इन नेननसें सब, शुन्य निहारतहों नगरी ॥
कोटि कला करिये मरिये जरि, बात कहा सुधरे बगरी ।
सागर मिंत कहा कहिये, तुम जानतहो चितकी सगरी ॥ २२ ॥

**અર્થ**-પ્રવીણ કહે છે કે, જ્યારથી આ ભાગ્યમાં લાય લાગી છે તે દહાડાથીજ નેવનાં પાણી મોભે ચડયાં છે, અને તે દિવસથીજ આ આંખોએ કરી સર્વે શહેરને શૂન્ય જોઇએ છીએ. કરોડો કળા કરીએ, કે બળી મરીએ, પણ જે બગડી તે વાત કહિયે સુધરે? માટે હે મિત્ર **સાગર**! શું કહીએ? તમે સઘળી મનની વાતને જાણનાર છો. ૨૨

**सवैया**-सुर उदे तो कहाहे चकोरकों, चंद प्रकाश कहा चकवाकों ।
फूले बसंत तो चातुककों कह, बारकि धार कहा भमराकों ॥
सिंधु भर्यो तो पतंगनकों कह, दीपक जोत कहाहे झखाकों ।
सागर योंहि जरे सिगरे सुख, चाहत रावरि प्रेम प्रभाकों ॥ २३ ॥

**અર્થ**-સૂર્યનો ઉદય થયે ચકોરને શું? ચંદ્રના પ્રકાશથી ચકવાને શું? અને વસંત ઋતુ પ્રફુલ્લિત થાય તેમાં બપૈયાને શું? વર્ષાદની ધારાથી ભમરાને શું? તેમ સમુદ્ર ભર્યો છે તેથી પતંગને શું? દીપકની જોત પ્રગટે તેમાં માછલાને શું? એ પ્રકારે હે મિત્ર **સાગર**! અમારાં તો સર્વે સુખ બળ્યાં છે, તેથી હવે તો કેવળ આપના પ્રેમની પ્રભાનેજ ઇચ્છું છું. ૨૩

**सवैया**-पियरे परि जातहे गात सबे, उझकी नित आवतहे हियरे ।
हियरे भरि सास निसास भई, तलफे थलकी सफरी जियरे ॥
जियरे धरि धीर कहा रहिये, अशरीर सु तीर हने तियरे ।
तियरे असुवान झरी उलहे, फिर कोन घरी मिलिहो पियरे ॥ २४ ॥

**અર્થ** તમારા વિયોગને લીધે અમારાં ગાત્ર ફીકાં પડી જાય છે, અને નિરંતર હૃદય મુઝવણથી ધુંધવાઇને ભરાઈ આવે છે; સાસાથી હૈયું ઉભરાઈ-છલકાઈ આવ્યુ છે, અને પાણી વિનાના સ્થળમાં પડેલાં માછલાંનો જીવ તલસે છે, તેમ હુ તલસું છું. જીવમાં ધીરજ ધરીને કેમ રહીયે? કારણ, શરીર વગરના રતિનાથ અમોને બાણ મારે છે, ત્યારે આંસુડાંઓની ઝડી ઉભરી આવે છે, માટે હે પિયુરે! હવે ફરીને કઈ ઘડિયે મળશો? ૨૪

**सवैया**—सेबो महा दुख सागर ज्यु, उत शुन्य अटा अटबी सु बसेबो ।
केबो कहा तुम जानतहो, निस त्रासर अंग अनंग सुकेबो ॥
रेबो सदा धरि ध्यान हिये, अखियां असु आन उसास भरेबो ।
खेबो नहीं बिन कंत बिरी, अहा अंत बनेगो हलाहल खेबो ॥ २५ ॥

**અર્થ**—હે **સાગર**! અમે મહાન્ પીડાને સહન કરિયે છિયે, તે શૂન્ય ઉજાડ જંગલ જેવી અટારિકામાં વસીએ છીએ, એમાં કહેવું શું? તમે જાણો છો કે, રાત દિવસ અનંગદેવની પિડાને લીધે, અંગે સોસાવું, હૈયાને વિષે તમારૂં ધ્યાન ધરીને રહેવું, નેત્રોમાં આંસુઓ લાવીને ઉસાસા ભરવા, ને કંથ વગર પાનની બીડી પણ ખાવીજ નહી, અરેરે! ત્યારે અંતે હળાહળ ઝેરજ ખાવું પડશે? ૨૫

**दोहा**—नेना चाह लगी सू नित, उरपरसनकी आस ।
मिंत भले आये इतें, यह छिन मिटी उदास ॥ २६ ॥

**અર્થ**—તમોને જોવાની નિત્ય આંખોને ચાહના હતી, અને ઉર પરસવાની અભિલાષા હતી; વાસ્તે હે મિત્ર! અહિં ભલે આવ્યા, તેથી કરી આ ક્ષણે તો ઉદાસી મટી છે! ૨૬

**कवित**—करी करी कोउ आस, धरी करी सो न पास ।
भरी भरी आंसु सास, व्है उदास रोयगो ॥
उर बढी आवे मेन, पलहू न परे चेन ।
नेनहीं न नीद सुख, सेनहीं न सोयगो ॥
धारी धारी घट ध्यान, घट घटजात जोति ।
रट रट मिंत चिंत, सदा पंथ जोयगो ॥
बिबिध बिचार ताको, सागर न पावे पार ।
जाहिकों प्रकाश प्रेम, ताहि एसो होयगो ॥ २७ ॥

**અર્થ**—કોઇ મિત્ર, મિત્રને મળવાની આશા કરે છે, પણ તે મિત્ર પાસે નથી એમ ધારીને, આંસુ અને શ્વાસ ભરી ભરીને ઉદાશ થઇને રડે છે; હૃદયમાં કામ ચઢી આવે છે, તેથી એક પળ પણ તેને ચેન પડતું નથી; તેમ નેત્રમાં ઉંઘ આવતી નથી; વળી સુખ શય્યામાં સુખે કરી સુતો પણ નથી, મનમાં તેના શરીરનું ધ્યાન ધરી ધરીને પોતાનાં તનની કાન્તિ ઘટાડી નાંખે છે; તેમ ચિત્તમાં મિત્રના નામને રટી રટીને સદાય તે પ્રવાસીના આવવાની રાહ જોય છે; હે **સાગર**! તેના વિવિધ વિચારનું કોઇ પાર પામતું નથી, જેને પ્રેમનો પ્રકાશ હશે તેનેજ એવું બને છે. ૨૭

**दोहा**–हिय भूषन हियतें रहे, शिर भूषन सु निहारि ।
कटि भूषन कैसें कहो, बारहि बार पुकारि ॥ २८ ॥

**અર્થ**–શિરભૂષણ જે માર્ગ એટલે રસ્તો તે જોઇ જોઇને, હૃદયભૂષણ જે હાર, તે હૃદયમાં રહેલો છે–રે તમારી રાહ જોઇ જોઇને હારી ગયાં છિયે. કટિ ભૂષણ–કટિમેખલા તેનું બીજું નામ રસના એટલે જીભ–તેનાથી વારે વારે પોકારીને શું કહિયે? મતલબ કે પ્રતિક્ષા જોઇ જોઇને હારી ગયાં છિયે,–તે જીભે પોકારીને વારેવારે શું કહિયે? ૨૮

**दोहा**–सागर ओर प्रबीन ज्यू, श्री मुख चरचा कीन ।
मोय बात संच्छेप किय, उन मन दशा सु लीन ॥ २९ ॥

**અર્થ**–સાગર અને પ્રવીણે શ્રી મુખેથી જે ચર્ચા કરી હતી, તે તેમના મનની દશા સમજી લઈ, અત્ર સંક્ષેપથી વર્ણવી છે. ૨૯

**गाथा**–दिपोत्सव उत्साहं, देवालय दंपती चरचा ।
षटपंचाश अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ ३० ॥

**અર્થ**–દિપોત્સવીને દિને મંદિરમાં તે સ્ત્રી પુરૂષે પરસ્પર જે ચર્ચા કરી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની છપ્પનમી લહેર સંપૂર્ણ થઈ. ૩૦

इति श्री प्रवीनसागरे दीपोत्सव–श्री मुखचर्चा नामनी छप्पनमी लहेरनी रसपूर्णा टीकानो षट्पंचाशत्तमस्तरंगः ॥

# લહેર ૫૭ મી.

## મંત્રોપદેશ–શ્રી પૂજન.

**सोरठा**–प्रेम प्रबीन प्रकार, शीखत बेर भई सु कह ।
सुनत तियन उच्चार, कुसुमावलि कुमरी कहे ॥ १ ॥

**અર્થ**–કળાપ્રવીણને પ્રેમપ્રકાર શીખતાં વાર કેમ થઇ એવો બીજી સ્ત્રીયોનો ઉચ્ચાર સાંભળી, કુસુમાવલી રાજકુંવરીને કહે છે. ૧

## मुक्तदाम छंद.

कहे कुसुमावलि राजकुमार; लगे इतनी कह सखित बार।
दियो प्रतिउत्र कलापरबीन; यहे सब अच्छर मिश्रित भीन ॥
ग्रह्यो महाराज सबे श्रुति सोध; सुने वह जानहिगो यह बोध।
कहे उर नांहि रहे यह बान; लखे इत लाउ सु कल्लमदान ॥
सुने कुसुमावलि एह उचार, लियो कर पत्र सु कल्लम धार।
उठे उत जाय समीप सु कीन; लही कलमं कर प्रेम प्रबीन ॥
लिखे महराज बदे मनुहार; करी तसबीर वही अनुसार।
लहे महाराज तबे कर पत्र; कहे यह शुद्ध लिखे हम अत्र ॥
शिखा नख लों त्रिय हेर अनूप; कियो चितरामन बाल सरूप।
इके इक देखत ले कर भाउ; बने तहकीक उभेहि लखाउ ॥
दुहूजन रीझत आप सयान; बधू इक ओर कही तब बान।
उठो महपूजन होत अवार; इते महि नेन दुहु जलं धार ॥
भई तनकी गति नां कहि जात; दुहू मनके मनमें मुरझात।
ब्रहा तन चिन्ह छुपावन काज; उठी कहि मेर रखे महाराज ॥
कहे महाराज बिलोकित बंक; लिखे बिधिना उलटे दुहु अंक ॥ २ ॥

અર્થ—કુસુમાવલી રાજકુંવરીને કહેવા લાગી કે, હે પ્રિય સખી! મંત્ર શીખતાં આટલી બધી વાર શાની લાગે છે? કળાપ્રવીણે ઉત્તર દીધું કે, આ મંત્રના સર્વે અક્ષરો એક એકથી મિશ્રિત—જોડાયેલા અને જૂદા જૂદા છે, વળી તે મહારાજે સર્વ શ્રુતિયોને શોધીને ગ્રહણ કરી રાખેલા છે, વાસ્તે જે સાંભળશે, તેજ પ્રાણી એના બોધનો સાર જાણશે. વળી તેઓ જે અટપટી વાણીમાં ઉપદેશ કરે છે, તે મારા ઉરમાં ઠરતો નથી, એટલે મોઢે ચડતો નથી; વાસ્તે અહિં કલમદાન અને કાગળ લાવો તો લખી લઇએ. તુરત કુસુમાવલીએ પોતાના હાથમાં કાગળ અને કલમ લઇ, ત્યાં જઇ, તે પ્રવીણની પાસે મુકયાં; એટલે ઘણીક પ્રીતિવડે, તે કળાપ્રવીણે પોતાના કોમળ હાથે કલમ ગ્રહણ કરી પ્રથમ ગોસ્વામીનુ વંદન કરીને વિનયતાથી લખવા માંડયું—મતલબ કે મહારાજના અણુસારા પ્રમાણે ચિત્ર કાઢયું; બાદ મહારાજે પણ હાથમાં કાગળ પકડીને કહ્યું કે, આમાં અમો શુદ્ધ રીતે મંત્ર લખીએ છીએ, એવું કહી માથાના વાળથી તે નખપર્યંત તે ત્રિયાનુ અનુપમ રૂપ જોઇ. પ્રવીણની છબી ઉતારી. ત્યારપછી પરસ્પર એકબીજાના હાથમાંથી પત્ર લઇને, મિત્રના ભાવને જોવા

લાગ્યાં. બન્નેયે ચીતરેલી છબી બરોબર બની છે, તેથી તે બંને ચતુરજણ અતિ રાજી થયાં. પછી એક બીજી રાજવધૂએ આ પ્રમાણે કહ્યું કે, હવે ઉઠો, મહા-પૂજન કરવાને વાર થાય છે. આવી વિયોગસૂચક વાણી સાંભળતાંજ, તે બંને સ્ત્રી પુરૂષનાં નેત્રોમાંથી ચોધાર અશ્રુધારા વહેવા લાગી તથા શરીરની એવી વિહ્વલ ગતિ થઇ કે, તે મુખથી વર્ણી શકાય નહીં! બેઉ જણ એક એક સામું ટગર ટગર જોઇ જોઇને મનમાં ને મનમાં મુંઝાયાં, પણ પછી તનમાં વ્યાપેલા વિરહનાં ચિન્હ છૂપાવવા માટે, એકદમ ઉઠીને પ્રવીણ કહેવા લાગી કે, 'હે કૃપાસિન્ધુ! હવે કૃપા રાખજો.' પછી વાંકી દૃષ્ટિથી જોઇને મહારાજ કહે છે કે, 'આપણા ભવિષ્યમાંજ વિધાતાએ વાંકા આંક માંડેલા છે,' અથવ અમે જે લખ્યું છે, તે રીતથી એ અક્ષર ઉલટા થઇ જાય નહીં હો! ૨

**गाथा**—श्रीमहाराज समीपे, क्रिय प्रबीन मंद्र परबेशं ।
त्रिय सहियं दिय पिठं, बिरहा कीन गोपनं बाला ॥ ३ ॥
कुसुमावलि उपहारं. सहि लहि गइ देव सामीपं ।
जग्गिय विरहा ज्वालं; लग्गिय नाथ्र पूज परबीनं ॥ ४ ॥

**અર્થ**—પછી મહારાજ પાસેથી ઉઠીને પ્રવીણે મંદિરમાં પ્રવેશ કર્યો, અને બીજી સખિયોને પીઠ દઇને પ્રવીણે વિરહ છૂપાવવાને આદર્યું. કુસુમાવલીએ પણ પોતાના હાથમાં સુવર્ણ થાળ ધરી, નાનાવિધ પૂજાપાનો સરસામન લઇને, તેની સાથે દેવની પાસે ચાલી. જેને વિરહની જ્વાળા લાગી છે એવી તે બાળરૂપ પ્રવીણ દ્વારકાનાથનું પૂજન કરવા લાગ્યાં. ૩-૪

## हनुफाल छंद.

महाराज पूज लगंत; ब्रजराज संग मगंत ।
जमुनां जलं शिर धार; वह मिंत मग्गे नार ॥
श्रियनाथ धारित बास; रससागरं धरि आस ।
श्रीखंड केसर साज; मिलबो मगे महाराज ॥
सिंगार भूषन लाय; वह प्रीय देखन चाय ।
सोंधो लगावत गात; मंगे सुने उन बात ॥
पुनि अग्र धारत धूप; मागंत मिंत सरूप ।
ब्रंदा कुसुम धरि माल; वह इठ मग्गे बाल ॥
पुनि आरती उतरंत; उनकी छबि सुमरंत ।
श्री श्याम बंदन कीन; मंग्गो यही परबीन ।
महराज दीजे एह; उन हम अखंडित नेह ॥ ५ ॥

**અર્થ**-દ્વારકાધીશની પૂજા કરવા જતાં, તે વ્રજરાજજીના સંગને માગે છે; દ્વારકાપતિને માથે જમુનાના નિર્મળ જળની ધારા ચડાવીને મિત્રને માગે છે; લક્ષ્મીપતિને ઉત્તમ વસ્ત્રો ધરાવીને રસસાગરની આશા કરે છે; મહાપ્રભુને ચંદન તથા કેસર ચર્ચિને મનના મહારાજને મળવાનું ઇચ્છે છે; શ્રી હરિને શણુગાર અને અલંકારો પ્રીતિવડે ધરાવીને તે પોતાના પ્રિય પતિને જોવાને ચહાય છે; વિષ્ણુ ભગવાનના ગાત્રે ચુવા, અર્ગજા આદિ સુગંધિ દ્રવ્યો મર્દન કરતાં, મનના માનિતાની વાતો સાંભળવાનું માગે છે; સમીપમાં અગરબત્તીનો ધૂપ સળગાવી મિત્રના સ્વરૂપને માગે છે; વૈકુંઠપતિને માથે તુલસી તથા કંઠે ફુલની માળા પહેરાવી, વળી વળીને, તે બાળા પોતાના પ્રિય મિત્રને માગે છે; ત્યારપછી આરતી ઉતારતાં એની છબીને સમરે છે; ને છેવટે લક્ષ્મી સહિત શ્રી પતિને ગદ્‌ગદિત હૃદયથી વંદન કરી પ્રવીણે આ પ્રમાણે માંગ્યું કે, 'હે મહારાજ! એજ આપો કે, એમને ને મારે અખંડિત સ્નેહ રહે.' ૫

**सोरठा**-पूजन कियो प्रबीन, करि वंदन अस्तुति करी ।
एह उराहन दीन, महाराज सन्मुख खरी ॥ ६ ॥

**અર્થ**-પૂજન કરી રહ્યા પછી પ્રવીણે શ્રી દ્વારકેશની નમસ્કાર સાથે સ્તુતિ કરી, અને તે લક્ષ્મીનારાયણની સન્મુખ ઉભાં રહીને આ પ્રમાણે ઉપાલંભ દીધું. ૬

**दुहो**-गज गनिका अहल्या गिरध, चंद्रहास ध्रुव बार ।
पंडुत्रिया प्रहलाद ज्यौं, मुनिये परम पुकार ॥ ७ ॥

**અર્થ**-હાથી, ગુણિકા, અહલ્યા, જટાયુ ગીધ, ચંદ્રહાસ, રાજાનો બાળ, ધ્રુવ, પાંડવોની સ્ત્રી દ્રૌપદી અને પ્રહ્લાદજી પોકારની પેઠે, હે પ્રભો! અમારો પોકાર સાંભળો. ૭

### सवैया.

आगे भयो चंद्रहास महीपति, क्यों बिषकी बिषया वह पायो ।
क्षीर सरोवरमें गजराज, अरी हकरी हरि धाय बचायो ॥
आसूर एकहि राम उचारत, राम बिचार बिमान चढायो ।
सागर मिंत बिजोग हमें यह, क्यों न बकार सकार बनायो ॥ ८ ॥
मीन द्रुहीनाकि बेर भये तुम, कोल धरा किय आसुर बीरुध ।
दाव धरं द्विजकों प्रहलादन, जच्छ भये हिरण्याख्य कियो जुध ॥
राम कपी जन सीत बिभिषन, देवन कच्छ दुजेश भये शुध ।
पांडव गोप रु रुकमनि कृष्नहि, बेर हमारि भयेहो कहा बुध ॥ ९ ॥

**અર્થ**-પૂર્વે ચંદ્રહાસ નામે એક રાજા હતો, તે વિષને બદલે "વિષયા' નામની કન્યાને કેમ પામ્યો? હે હરી! તમે સરોવરમાંનાં ઝુડને મારીને હાથીને કેમ બચાવ્યો? એક રાક્ષસે મરતા મરતાં રામ નામનો ઉચ્ચાર કર્યો, તેને તમે વિમાનમાં કેમ લીધો? હે નાથ! મિત્ર સાગરનો અને આ વિયોગણનો વકારનો, સકાર એટલે વિયોગ મટાડીને સંજોગ કેમ ન કર્યો! બ્રહ્માના દુઃખની વખતે તમે મત્સ્યરૂપ થયા, અને પૃથ્વીને માટે વારાહરૂપ ધરી, હિરણ્યાક્ષ અસુર સાથે યુદ્ધ કર્યું, બ્રાહ્મણોના ભલાને માટે તમે ફરશરામ બન્યા, તેમ ભક્ત પ્રહ્લાદને વાસ્તે સિંહરૂપે થઇ હિરણ્યકશ્યપુની સાથે યુદ્ધ કર્યું, વાનર, સીતા, અને વિભીષણને વાસ્તે તમે રામરૂપે થયા; દેવતાઓને માટે કાચબાનું રૂપ ધારણ કરી, સમુદ્ર મથન કરી તેમાંથી ચંદ્રાદિક ચૌદ રત્ન કઢાવ્યાં, પાંડવો, ગોપ અને રૂકિમણીને માટે કૃષ્ણરૂપે થયા, તો હે જગન્નાથ! આવી અમારી વિષમ વેળાએ બુદ્ધરૂપ ધરીને કેમ બેઠા છો? ૮-૯

સોરઠા-यहे उराहन दीन, श्रीपति प्रति सन्मुख खरे ।
वंदित फिरी प्रबीन, प्रनति कीन ब्रजराज ज्यु ॥ १० ॥

**અર્થ**-લક્ષ્મીપતિ સન્મુખ ઉભા રહી, તેમને ઉપાલંભ દઇ, વંદન કરીને પ્રવીણ પાછી ફરી અને પાછાં ફરતાં વળી બ્રજરાજજી મહારાજને પણ પ્રણામ કર્યો. ૧૦

## छंद निशिपालिका.

बार निकसीय परबीन हरि द्वारतें; राजब्रज बंद नय प्रेम भरिकें चितें ।
आप मुख उच्चरिय मंत्र तुमनें दयो; तास परभाव मन काज सबही भयो ॥
आप दिन काहु अनुकंप उर धारियें; धाम हम आवनहु चित सू बिचारियें ।
एह अरजी हमहु नाथ सूनि लीजियें; काहु दिन खामखहु आय दरसीजियें ॥
प्रेम कर पत्र महाराज लिखवे सदा; बंचतहु चित हम होय नितही मुदा ।
जात अवगोच यह मंग उन आयसा; बाल पलटी तबहि दोय बदली दशा ॥
जुथ बिनता निजहि आय अवमोचनं; थान निज राजब्रज आय कत शोचनं ।
दोउ विरहा बढहि नेन भरि नीरहे व्यूढ भरि स्वास मन धारत न धीर हे ॥
नेन तजि नीद निश दोउ तलफे बने; फेर मिलिहे कवहु सो समय क्यों बने ।
चित उनकी मु गति ओहि मनमें लहे; जाहि नहि बीति बहनां लहतहे कहे ॥
बीछुरत मित जुगही लखित बाउरे; स्रोत जन संगमित शोकबन पाउरे ॥ ११ ॥

**અર્થ**-હરિના દ્વારમાથી પ્રવીણે બાહેર નિકળતી વેળાએ, નમ્રતાપૂર્વક પ્રેમથી ભરેલા ચિત્તવડે, બ્રજરાજજીને વદન કર્યું; ને બોલી, 'હે મહારાજ! તમે

મંત્રનો ઉપદેશ દીધો તેથી મારા મનનાં સર્વે કાર્ય સિદ્ધ થયાં, પણ આપ દયા કરી કોઇ દિવસે અમારી રાજધાની તરફ આવવાનું મનમાં વિચારજો. મારી આ અરજી સાંભળીને, હે કૃપાનાથ! કોઇ દિવસે મારે વાસ્તેજ આવી દર્શન દેજો. મહારાજ! હમેશાં તમારા નાજુક હાથથી પ્રેમભર્યા પત્રો લખતા રહેજો, જે વાંચવાથી નિરંતર અમારા ઉરમાં હર્ષ ઉપજે. હવે અમે ઉતારે જઇએ છીએ, એવી મહારાજની આજ્ઞા માગી. કળાપ્રવીણે ચાલવા માંડયું; ને સ્ત્રિયોના સમુદાયમાં મળી ગઇ. પ્રવીણ પોતાને ઉતારે આવી, તેમ વ્રજરાજજી મહારાજ પણ પોતાને સ્થાનકે આવી, શોક કરવા લાગ્યા. બનેના મનમાં વિરહ વધી પડવાથી આંખોમાં આંસુનું પુર ભરાયું, એટલુંજ નહીં, પણ ઉંચો શ્વાસ ભરાઇ આવવાથી, મનમાં ધીરજ ધરી શકયાં નહિ. નેત્રોથી નીદ્રા તજી, રાત ને દિવસ વિયોગથી ઝુરવા લાગ્યાં ને હવે ફરીને પાછાં કયારે મળશું? ચિત્તની ગતિને તો એજ મનમાં જાણે, જેને વીતિ નથી–તે કાંઇ જાણે નહીં. એમ બેઉ મિત્ર જૂદાં પડતાંજ બ્હાવરાં જેવાં જણાવા લાગ્યાં. ગોમતીને તિરે ઘણાં માણસો ભેગાં થએલાં છે, છતાં જાણે છે કે, અમો તો શોકના વનનેજ પામ્યાં છિયે. (૧૧)

**दुहो**–दिन दश पांच रहे बहुरि, आप आपके थान।
दंपति मिलन न फिर भयो, चरचा चली पयान॥ १२॥

**અર્થ**–પછી દ્વારામતીએ પાંચ દશ દિવસ પોતપોતાના સ્થાનકે રહ્યાં, પણ ફરીને તે દંપતીનાં જોડલાંને મળવાનું થયું નહીં. હવે તો પાછાં ફરવાની ચર્ચા ચાલવા લાગી. ૧૨

## छंद समानिका.

गोंनकों उपाहितं; शोच दंपती चितं।
कोनपें कहे वहं; आपही सबे सहे॥
मित्र चित्र जो करे, आप पानिमें धरे।
प्रेम फेर व्हे नयो; कूच संघको भयो॥
बिछुरंत बालिका; ब्रेह बाढि ज्वालिका।
स्वामिगो वही दशा; अंसुवां बढे स्वसा॥
दोउ तलफना करी; सो सही हरी करी।
सागरं समानहो; तीरथं दूजंद हो॥
बाज बाहनं किये, आप गो पथं लिये।

गोन की द्दिनं दिनं; अंतरं दुह्नू जनं ॥
आप नग्र पुग्गियं; भीतरं प्रबेशियं ॥ १३ ॥

**અર્થ**-ગમનની તૈયારી થવાથી બન્ને સ્ત્રી પુરૂષના ચિત્તમાં શોક પ્રગટયો છે, પણ તે કોને કહે? પોતાની મેળેજ સઘળુ સહન કરે છે. મિત્રનાં જે પરસ્પર ચિત્રો કાઢેલાં છે, તેને તેઓ નિરખ્યા કરે છે. ફરીને નવો પ્રેમ થયો, પણ એટલામાં તો સંઘને ચાલવાનું થયું, એટલે ત્યાંથી જૂદાં પડતાંજ, **પ્ર**વીણને વિરહ વેદનાની પીડા વધી પડી. ગોસ્વામીની પણ એવીજ દશા બનવાથી, નેત્રે આંસુ અને છાતીએ શ્વાસ વધી ગયાં. આમ વિધુરતાથી તેઓ કહેવા લાગ્યાં કે, હે હરિ! હે પરમાત્મા! તમો સમુદ્ર સરખા ગભીર છો, તીર્થના ચદ્રરૂપી છો, ને જે કર્યું તે ખરૂ! પછી **સાગરે** ઘોડા ઉપર સ્વારી કરી, પોતાના રાજ્ય તરફનો પથ લીધો. દિવસે દિવસે ચાલવાથી બેઉ અંતરે પડી ગયાં અને એમ ચાલતાં કેટલેક દિવસે પોત પોતાની નગરીએ પહોંચી ગયાં. ૧૩

**छपय**—सागर कलाप्रबीन, दोउ निज पट्टन पुग्गिय ।
गुपत प्रगट कर भेद, निशा दिन पोर प्रवेशिय ॥
व्याधि मिटन उत्साह, उत्ते तीरथ उत्सव जन ।
सविता उभय नरेश, मोद प्रगटित लोगन मन ॥
दंपति सु चिंत विरहा दुखित, कृश अति भये शरीर तब ।
छिन छिन सु याद इक इक करत, धरत नहीं मन धीर कब ॥ १४ ॥

**અર્થ**-**સાગર** અને કળાપ્રવીણ પોતપોતાને ઘેર પહોચ્યાં પછી, **સાગરે** ગુપચુપ અને **પ્રવીણે** ઉઘાડી રીતે, **સાગરે** રાતે અને **પ્રવીણે** દિવસે, પોળમાં પ્રવેશ કર્યો. કુંવર **રસસાગરને** માટે લોકોમાં કહેવાતું કે, રાજકુંવરને કાંઇક વ્યાધિ થયો છે, તે વ્યાધિ મટવાથી અહિં ઉત્સવ થયો. પણે **મનછાપુરીમાં** પણ, **પ્રવીણ** જાત્રા કરી આવ્યાં, તેને લીધે લોકોમાં મહોત્સવ થયો. બેઉના પિતા-રાજાઓને તથા નગરવાસીઓના મનમાં આનંદ થયો, પણ ચિત્તમાં વિરહના દુ:ખે કરી જેમનાં શરીર ઘણાં કૃષ થઇ ગયાં છે એવાં તે બને સ્ત્રી પુરૂષ ક્ષણે ક્ષણે એક એકને સમર્યા કરે છે, ને બીલકુલ ધીરજને ધરતાં નથી. ૧૪

**दुहा**—इक इक मन शोचत रहत, नित नित बिरह बढंत ।
दुजि प्रबीन सागर सु मित, चर्चित प्रति एकंत ॥ १५ ॥
अन्योक्ती आपें दशा, बरनी श्रीमुख दोय ।
पुनि पठई निज मिंत प्रति, कहु उदार अब सोय ॥ १६ ॥

**અર્થ**-એક એકના મનથી શોચના કરતાં રહે છે, બન્નેને હમેશ વિરહ વધે છે, તેથી **કુસુમાવલી** સાથે **પ્રવીણ** અને **સાગર** મિત્રો સાથે એકાંતમાં ચર્ચા ચલાવે છે, પણ **સાગર** અને **પ્રવીણે** પોતાના મુખથી બીજા પક્ષી આદિની ઉક્તિમાં, પોતાની દશાને વર્ણવી, પોતાના મિત્ર ભણી પરસ્પર પત્રો લખી મોકલ્યા. ૧૫-૧૬

## કોકિલોક્તિ.

**सवैया**-केते कहे पकरो पकरो इन, अंजन यातें घनो उतरेगो ।
केते कहे इनके द्रग छेदहु, भंजत गुंजको पुंज झरेगो ॥
चातक कीर मयूर मरालन, सागर तेसे कहा गुजरेगो ।
कुरकट ओर उलूकको राजहे, कोनपें जाय पुकार करेगो ॥ १७ ॥

**અર્થ**-**પ્રવીણે**, **સાગરને** લખ્યું કે, કોયલને જોઇને કેટલાક કહે છે કે, એને પકડો-કારણ કે તેના શરીર ઉપરથી અંજન ઘણી ઉતરશે; કેટલાક કહે છે કે, એની આંખોને છેદો,-કેમકે તેની આંખોને છેદવાથી ચણોઠિઓના ઓઘલા ઝરશે; જ્યાં ચાતક, પોપટ, મોર અને હંસો નથી. તેવે સ્થળે, હે **સાગર** તેના ઉપર શું વિતશે ? કૂકડા અને ઘુવડનું રાજ્ય છે, તેથી તે કોયલ કોની પાસે જઇને ફરિયાદ કરશે ? અર્થાત્ મારી આસપાસ સર્વે વિરૂદ્ધ માણસો વસે છે, તેથી મને હજી શું શું ભોગવવું પડશે તેનો નિર્ણય થઈ શકતો નથી. ૧૭

## શુક પ્રત્યુક્તિ.

**सवैया**-कीर समीरकि लेर लगी सो, करीरके कंटकमें अटकानो ।
पंख समार निवारत डार, ऊड्यो न बने अतिही अकुलानो ॥
नारिंग-बिंब-अनार मिले कहां यों कहिकें मनमें मुरझानो ।
उंच उसास लिये अखियां भरि, सागर यातें भलो जिय जानो ॥ १८ ॥

**અર્થ**-પોપટને પવનની લહેર લાગવાથી તે કેરડાના કાંટામાં અટકી ગયો છે, તેથી તે પોતાની પાંખો સમારી, કાંટાવાળી ડાળીયોનું નિવારણ કરી-ઉડવાનું કરે છે, પણ તે બનતું નથી, તેથી અકળાઇ ગયો છે. તે બાપડાને નારંગી, બિંબ અને અનાર ક્યાંથી મળે? એમ કહીને તે પોતાના મનમાં મુઝાઇ ગયો ને ઉંચા નિસાસા લેવા લાગ્યો ને તેની આંખોમા આંસુ ભરાઇ આવ્યાં. હે **સાગર**! એમ ઝુરવા કરતાં તેનો જીવ જાય તે સારૂં. ૧૮

## પતંગોક્તિ.

कवित्त-तो पदको दीपदान, नेहकी अखंड बाति ।
पूरन प्रकाश ज्वाल, दीपक बर्यो गेह ॥

पोंचत न पास नेक, आसहु न छोरी जाय ।
त्रिविध त्रिलासहूको, ध्यानही धर्योंरहे ॥
चाहतहे अंग प्रति-अंगसे मिलायो रंग ।
बनेहे न संग याते, निकट फिरयोंरहे ॥
जानहूको जान ताको, जानत न सागर ज्यू ।
प्रानहे पतंन सोतो जीवत जर्योंरहे ॥ १९ ॥

**અર્થ**-તમારા પગરૂપી દીવીમાં, નેહરૂપી તેલ અને મનની અખંડ વૃત્તિ-રૂપી વાટથી, પ્રેમના પ્રકાશરૂપી દીવાની જ્યોત બળતી રહે છે; મારો જીવરૂપી પતંગ તેની પાસે પહોચી શકતો નથી, તેમ આશા પણ છોડી શકતો નથી, પણ અનેક પ્રકારના વિલાસ કરવાનું ધ્યાન ધરતોજ રહે છે; તેમજ તમારા શરીર પ્રત્યે, પોતાના શરીરના રંગને મેળવવાને ઇચ્છે છે, પણ સંગ બનતો નથી, તેથી પાસે ને પાસે ફર્યો રહે છે. હે **સાગર**! તે જીવના જોખમને જાણતો નથી અને એ તો જીવતાં સુધી બળતોજ રહે છે. ૧૯

### હંસોક્તિ.

**सवैया**-पंक जिहां मनि मोतिनके, तिनकी गति सो तितही गहेबी ।
भालमें छिल्लर ताल प्रवीन, तवें गुजरान तसी लहेवी ॥
मोनहि मोन मराल रहो, कगसें बगसें न कछू कहेवी ।
मानसरोवरसें बिछुरे, किरतार करेसो सबे सहेबी ॥ २० ॥

**અર્થ**-હંસની ઉક્તિમાં **પ્રવીણ**ને **સાગર** કહે છે કે-હે **પ્રવીણ** હંસ! જ્યાં મણિ અને મોતીનો ગારો છે, એવા માનસરોવરમાં જ્યારે હોઇએ, ત્યારે ત્યાંની રીત અર્થાત્ મોટાઇ ત્યાં રાખવી, પરંતુ જ્યારે કપાળમાં છીછરા-આછા પાણી-વાળા તળાવમાં રહેવાનું લખ્યું હોય, તો પછી ત્યાં તેવીજ રીતે યથાઘટિત ગુજરાન કરી લેવું, માટે હવે તો મૌનપણું ધરીને રહો; પણ કાગડા જેવા કે બગલા જેવાને કાંઇ વાત કહેવી નહીં. માનસરોવરથી જૂદા પડયા ત્યારે પછી પરમેશ્વર જેવી ગતિ કરે, તે સર્વેને ધીરજથી સહન કરવી. ૨૦

### નટોક્તિ.

**सवैया**-डोर प्रवीन चढयो नटवा, उन घातकि बात निबात करी ।
बंश गयो पें कुलांट बनीन, तबे न बदों न बदों उचरी ॥
देखनहार पुकार कहे, अहो खेल न हार धरी गुजरी ।
फेर सबे बिधि साध रहो, अबतो यह बाजि संकेल धरी ॥ २१ ॥

**અર્થ**-નટ પ્રત્યુક્તિ કરી સાગરરાજ પ્રવીણને કહે છે કે, હે પ્રવીણ! નટ દોર ઉપર ચડી પોતાના જીવની, જેનાથી ઘાત થાય એવી અઘાત કરી, વાંસડા સુધી ગયો, પણ ગુલાંટ ખાવાનું બન્યું નહીં, ત્યારે તેની નીચે ઉભેલા ખેલાડીઓ "નબદું નબદું" એમ બોલવા લાગ્યા, અર્થાત્ કે તારી ચતુરાઇ હું કબૂલ રાખતો નથી, તે સાંભળી, જોનારાઓ તો પોકારીને મ્હોટેથી કહેવા લાગ્યા કે, તે ખેલનારને તો મોતની ઘડી ગુજરી! મતલબ કે તમે નટની માફક મારા આ શરીરરૂપી વાંસ સુધી, મોતની ઘડી લગી આવ્યાં, પણ બરોબર સ્પર્શી શક્યાં નહીં; તેથી બીજા આશકીરૂપી ખેલાડી એમ કહેશે કે, ખેલ કરનાર બરાબર નથી. પરંતુ એક દૃષ્ટિથી જોનાર તો કહેશે કે, મોતની ઘાંટી ગુજરી ગઇ છે. પણ હવે તે વાંસનો વિયોગ થયો અને તે થઇ ગયેલ, મેળાપની બાજી પૂરી થઈ, માટે ફરીને મેળાપ કરવાના સાધનમાં તત્પર રહો. ૨૧

## ભ્રમરોક્તિ.

**कवित**–प्रगटचो बसंत तब मोहोरे अनंत बन ।
लावत न कहूं तन मन छटक्यो रहे ॥
तरन तरन पोप-अरुन अरुन रंग ।
बरन बरन बास, चित्त चटक्यो रहे ॥
जल जलजातहीकों, छांडी हुन जात नेक ।
पल पल पातनपें, सीस पटक्यो रहे ॥
कुंज कुंज पुंज पुंज, गुंज गुंज आवतहे ।
फूलत न कंज याते, भोंर भटक्यो रहे ॥ २२ ॥

**અર્થ**-હે ચતુરે! હે ભ્રમર! જ્યારે વસંતઋતુ ખીલી રહી ત્યારે ભાત ભાતનાં વન વૃક્ષ ફુલી રહ્યાં છે, પણ તેની સાથે કંઇ શરીર લગાડતો નથી, અને મનથી છટક્યો છટક્યો રહે છે. તે વેળાએ, રાતાં અને ભાત ભાતનાં રંગીન ફુલના સુગંધથી મન ચટકતુ રહે છે, અને જળ કે કમળને તું છોડીને જતો નથી, તેમજ પળે પળે તેનાં પત્ર સાથે માથું પટકતો રહે છે; પણ જ્યારે પાણી સૂકાઇ જશે, ત્યારે કુંજે કુંજે અને પુષ્પની પુંજે પુંજે એટલે સમૂહે સમૂહે ગુંજાર કરતો કરતો ફરશે તેમાં શું વળ્યું! કમળ ફુલતાં નથી, તેથી ભમરો ભટકતો રહે છે. તાત્પર્ય જ્યારે આપણો મેળાપ થયો, ત્યારે તો તમે મને આલિંગન આપ્યું નહિ અને લોકલાજરૂપી કમળમાં ભરાઇ રહ્યા તેમાં શું વળ્યુ? અને હવે તે વખત ગયો, એટલે તમારા મનરૂપી ભમરો અમારી તરફ ગુંજાર કરે છે તેમાં શું વળ્યું! ૨૨

दुहो–दंपति भेद अन्योकती, इहि बिधि कहे बनाय ।
वह जाने उनकी दशा, अविदित कही न जाय ॥ २३ ॥

અર્થ–એ પ્રકારે તે દંપતીએ અન્યોક્તિમાં પ્રેમ ભેદો બનાવીને કહ્યા, પણ તેમની દશાને તો તેઓજ જાણે, કેમકે તે અજાણી દશા વર્ણવી શકાય એવી નથી. ૨૩

ગાથા–द्वारामति ग्रह गमनं, दंपति उत भेद अन्योक्ती ।
सप्तपंचाश अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ २४ ॥

અર્થ–દ્વારકાની યાત્રા કરી, પોતાના ઘર તરફ ગમન કર્યું, પછી બીજાં પક્ષીઓ વિગેરેની પ્રેમ અન્યોક્તિએ ભેદ બતાવ્યો તે સંબંધી, પ્રવીણસાગર ગ્રંથની સત્તાવનમી લહેર સંપૂર્ણ થઇ. ૨૪

इति श्री प्रवीनसागरे मंत्रोपदेश श्रीपूजन सत्तावनमी लेहेरनी
रसपूर्णा टिकानो सप्तपंचाशत्तमस्तरंग ॥

# લહેર ૫૮ મી.

## મનને શિક્ષા.

सोरठा–दोउनकों दिन रेन, सुख न चेन दुख मेन बढ ।
निज मन सिच्छा देन, लगे सु ब्ररनि बताइयत ॥ १ ॥

અર્થ–બન્નેય જણને રાત દિવસ દુઃખ તથા કામ વધવાથી સુખચેન પડતું નહોતું, તેની ગમગીનીમાં તેઓ પોતાના મનને શિખામણ દેવાં લાગ્યાં. ૧

दुहा–लाज सराइतहे सबे, एकहि बार निवार ।
सोनेको परिहरि रच्यो, सो नेको उर हार ॥ २ ॥
आय सके तो आयले, आसकके मेदान ।
धूप प्यास सहिवो विषम, मिल्हें मिंत निदान ॥ ३ ॥

અર્થ–કળાપ્રવીણ કહે છે કે, હે મન! સુવર્ણનો હાર ત્યજી, જેમ તેના નામના રટનરૂપ એક ટેક ધારણ કર્યો છે, તેમ લાજ સ્તુતિપાત્ર ગણાય છે

પરંતુ એકવાર તેનો ત્યાગ કર અને જો તારાથી અવાતું હોય તો, આસકોના મેદાનમાં આવ, તાપ અને તરસ અર્થાત્ દુઃખ તો પડશે, પરંતુ તેથી મિત્રનો તો જરૂર મેળાપ થશે. ૨-૩

**सवैया**—मालति हीर हूसेन सु सोइ, सुजान शरीन सभा जो बनाई ।
हाजरहे रंगरेजि जिहांहि. जिहां पदमावतिकी कविताई ॥
नृत्य संगीत करे नवनंदिनि, कुंदलकाम मृदंग बजाई ।
सागर मिंत मिलेगे तहां चलरे, चित लेलि जहां पतसाई ॥ ४ ॥

**અર્થ**—હે મન! જ્યાં **માલતી, હીરાં,** હુસેન, **સુજાત, શીરીન, રંગરેજી, પદ્માવતી,** કામકુંડલા અને લેલી જેવી યારીની પાછળ મસ્ત થઇ ગયેલી સ્ત્રીઓની સભા છે, ત્યાં તું જા ને **સાગરનો** મેળાપ કર. ઉપર જણાવેલી નાયિકાઓ તારા જેવીજ યારીમાં મત્ત હતી અને તેઓ બહાર પડી, પોતાના વલ્લભને મળી હતી, તેમ તું પણ કરશે, તો **સાગરને** મળી શકશે. ૪

**લાટાનુપ્રાસ.**

**कवित**—कीयबो कछुन अब, हीयबो विचार चढे ।
जीयबो भलो न विष, पीयबो सहलहे ॥
सहेनो सबेहि दुख, कहेनो न काहू होसें ।
वहेनो म्रजादहिसें, रहेनो सुफलहे ॥
करिये न सोच कछु, डरिये न लोगहीतें ।
धरिये सु प्रीत रीत, मरिये सु पलहे ॥
पार न परेगो प्रान, एह देह डारदेरे ।
एसें चित्त धार तब सागरज्यू मलहे ॥ ५ ॥

**અર્થ**—પણ ના ના, હવે કાંઇ કરવું નથી, કારણ કે હૃદયમાં ઘણા વિચારો ઉભરાઇ આવે છે. રે જીવવું સારૂં નથી, વિષ પીવું તો સહેલ છે. આ સર્વે આપદાને સહન કરવી, પણ કોઇની પાસે કંઇ કહેવું નહીં, અને વડીલજનોની લાજ પૂર્વક ચાલવું, તેમાં ઘણું ઉત્તમ ફળ રહેલું છે; શોચ કરવો નહીં, તેમ લોકોથી ડરવું પણ નહીં, માત્ર એક પ્રીતિની રીતિને ધારણ કરી મરવું તેજ સારી પળ છે; પ્રાણપાર જશે નહીં, માટે આ દેહને છોડી દે. હે મન! જ્યારે એવું ધારીશ, ત્યારેજ તને **સાગરરાજ** મળશે. ૫

**कवित**—जाहिको निरंतर तुं धरी धरी ध्यान रहे ।
ताहिसें दिगंतरसें, अंतर निपटरे ॥

जरी जरी ज्वाल मेन भरी भरी आवे नेन ।
फरी फरी एते पर, सागरज्यू रटेरे ॥
पल पल तल्फ तल्फ, मिल मिल चहे हंस ।
मिलबो न बने पंथ, चलबो बिकटरे ॥
रतियां भरीहे जोति, छतियां उसास संग ।
फटी फटी जात नहि, फिट हो निफटरे ॥ ६ ॥

**અર્થ**-હે મન! જેનું હમેશાં તું એક ચિત્તથી ધ્યાન ધરે છે, તેની સાથે દિશાના અંત જેટલું છેટું છે. હવે તો રતિનાથની જ્વાળાઓમાં બળી બળીને નેત્રો આંસુથી ભરાઇ આવે છે માટે ફરી ફરીને સાગરને રટ! પળે પળે જીવ મળિયે મળિયે એવી ઇચ્છા કરે છે, પણ રે મળવાનું બનતું નથી કેમકે પથે ચાલવાનું તો અતિ વિકટ છે. જેમ પ્રીતિની જ્યોતિ ભરી છે, તેમ છાતી ઉસાસા ભરવાની સાથે ફાટી જતી નથી, માટે હે નફટ હૃદય, તને ફિટ્કાર છે. ૬

**सवैया**-मिंत बिलोकनकों तरसो, बरसो असुवांन भरी सु भरी ।
सागर ज्यु बिछुरे तबसें, अखियां व्रह ज्वाल झरी सु झरी ॥
एरे झुको उझको बरुनी, करनी महि चूक परी सु परी ।
क्यों वरषो-मुरझो उरझो अब, जो किरतार करी सु करी ॥ ७ ॥

**અર્થ**-હે આંખો! તમે પ્રિતમને જોવાને તલસો અને આંસુ ભરી ભરીને વરસો; સાગર મિત્ર જ્યારથી જૂદા પડયા, ત્યારથી વિરહની જ્વાળા ઉઠી છે, આ પાંપણોને નીચી ઉંચી કરી જુવો, પરંતુ કરણીમાં ચૂક પડી તે પડી, હવે શાને વર્ષો છો? શાને મુઝાઓ છો? અને શું કરવા તલસો છો? એ તો જે પરમેશ્વરે કરી તે કરી, તેમાં જરાએ ફેરફાર થવાનો નથી. ૭

**दुहो**-जिय तुं अब कैसें जिये, हिय तुं दरकत नांहि ।
वे अब इत आवत नहीं, ते उत गयो न जांहि ॥ ८ ॥
सदा सु मनमें राखियें, मिंत मिलनको ध्यान ।
पय घृत शुचि जल मंत्र सुर, मरुत गंध अनुमान ॥ ९ ॥
बोलत होय न बाउरो, चलबिचल न व्हे चित ।
जो चाहत अबही जियो, बस बरुनायुध मिंत ॥ १० ॥

**અર્થ**--હે જીવ! તું હવે કેમ જીવે છે? હે હૃદય! તું કેમ ફાટી જતું નથી? કેમ કે તે મિત્ર હવે અહિ આવતા નથી, તેમ તારાથી ત્યાં જઇ શકાતું

નથી. હે હૈયા! જેમ દૂધમાં ઘી, જળમાં પવિત્રાઇ, મંત્રમાં દૈવત અને વાયુમાં સુગંધ રહે છે, તે પ્રમાણે તું સદા મનમાં મિત્રને મળવાનું ધ્યાન રાખ. હે મન! બોલતાં બોલતાં બાવરૂં થા નહીં, તેમ હે ચિત્ત! તું ચળવિચળ પણ થા નહીં, અને હવે જો જીવવાને ચ્હાતું હોય. તો જઇને મિત્રની પાસે વસ. ૮-૧૦

### સાગર મન શિક્ષા.

**दुहा**—नेन नीर बिरहा ब्रटन, उर तर पथ्थर पीन ।
मन मेंदी अवटे बिना, परस न पाय प्रबीन ॥ ११ ॥
चिंत मिंत जोही बसे, तजो न ताको संग ।
देखो गुन बिन धनुष गति, उलट बिक्रट सम अंग ॥ १२ ॥

**અર્થ**—જેમ **પ્રવીણ** મનને મારે છે, તેમજ **સાગર** પણ મનને મારે છે તે કહે છે કે, હે મન! નેત્રોનાં આંસુરૂપી નીર રેડીને વિરહરૂપી ઉપરવટણાથી ઉરરૂપી કઠણ પત્થર ઉપર, મનરૂપી મેંદી વાટયા વગર, **પ્રવીણ**ના સ્પર્શને પામશે નહીં. ચિત્તમાં જે મિત્ર વસે છે તેનો, હે મન! તું સંગ તજીશ નહીં, તું ધનુષની ગતિ જો, કે પણછ વિના તેનું વાંકું અંગ જોઇયે તે ઉલટીને પાંશરૂં થઇ જાય છે. ૧૧-૧૨

**सवैया**—कररे उनके गुनकी गुननी, शुभ ध्यान हमेश हिये धररे ।
धररे इन मूरति आंखनमें, अबहि सु गयो सुख बीसररे ॥
सररे उन आयस राखि चढाये ज्यू, एसी करिहे बिशंभररे ।
भररे अति सास उदास भये, जिय याद प्रबीन प्रभा कररे ॥ १३ ॥

**અર્થ**—હે જીવ! એ મિત્રના ગુણની માળા હાથમાં લઇ, ઉરમાં નિરંતર એનાજ શુભ ધ્યાનને ધર, નેત્રોમાં પણ એનીજ મૂર્તિ રાખ. હવે સુખનાં તો સ્વપ્નાં થયાં! પરમેશ્વરે જે કરી છે તે એની આજ્ઞા માથે ચડાવી રાખ; અને અતિ ઉસાસા ભરી ભરીને, ઉદાસ થયું છે, તો હે જીવ! પ્રવીણની ક્રાંતિનું સ્મરણ કર! ૧૩

**सवैया**—कानन डाक सुनी चरचा, तबतें उर आइ इमानकी धीर ।
दैवत मिंत प्रबीन निहारत, चाहको चिंत चढ्यो रहे चीर ॥
पूजनहार मनोज महंत, सनेहको नेत बध्यो सर तीर ।
प्रान गयो बिरहा गिररे, पररे कररे चकचूर शरीर ॥१४॥

**અર્થ**—કાને [illegible] રથી ચર્ચારૂપી ડાકલાં સાંભળ્યાં, ત્યારથી ઉરમાં ઇમાનરૂપી ધૈર્યતા [illegible] પ્રવીણરૂ[illegible] [illegible]યું, ત્યારથી ચાહનારૂપી ચીર

તો ચિત્તે ચડયોજ રહે છે; અને રતિરાજરૂપી મહંત તે પૂજારો છે, તેણે સ્નેહનો દોરો માથે ચારે તરફ બાંધ્યો છે; હે જીવનપ્રાણ! હવે વિરહરૂપી ગિરિયે જઇને પડતું મૂકી, શરીરને ચકચૂર કર! ૧૪

**कवित.**

बहेरामसे बजीर, बक्सी फरास जेसे; फूल फरमानी, घनआनदं कुजाईकी।
पुनासे प्रचंड मीर, राझनसे बीर जहां; आलमके हाथ दीनी, कलम लिखाईकी॥
अनहद नाद बाजे, साजे रस रीत सबे; बाहनी बिराजे शीश, बिगर सिपाईकी।
अभिलाषवंत तहां, पायेगो प्रबीन मिंत; चल चल चिंत जिहां मजनु दुहाईकी ॥

**અર્થ**-બેહેરામ જેવા જ્યાં વજીર છે, ફરાસ જેવા બખ્શી છે, ફુલ સરિખા જ્યાં હુકમ ફરમાવવાળા છે, ઘનાનંદ સરખા જ્યાં રખવાળાના ઉપરી જમાદાર છે, પુના જેવા મહાન અમિરો છે, રાંઝા જેવા જ્યાં શુરવીર પુરૂષો છે, આલમ કવિના હાથમાં લખવાની કલમ આપેલી છે, જ્યાં અનહદ વાજીત્રોના નાદ થાય છે, અને જ્યાં સર્વે રસની રીતને સાજે છે, જ્યાં મજનુએ દુહાઇ કરી છે ત્યાં, હે મન! તું જા, એટલે તું પ્રવીણ મિત્રને પામીશ. ૧૫

**सवैया**-नेहके चोक कियो नृत चाहे तो, लाज परेच परे धररे ।
मागनको अभिलाष मठा रस, दोहनि देखि कहा डररे ॥
आगेहि पाछे जबे मरबो तब, मूह मलीन कहा कररे ।
प्यारे प्रबीनके प्रेमकि जोतमें, प्रान पतंग जेसे पररे ॥ १६ ॥

**અર્થ**-સ્નેહરૂપી ચોકમાં નૃત્ય કરવાને તારી ચાહના હોય તો લાજરૂપી પડદાને દૂર કરી દે, માંગણને છાશ માગવાની ઇન્તેજારી હોય તો દોહણી દેખી શાને બીહે છે? પહેલાં કે પછી જ્યારે મરવું છે, તો મુખ શાને મલિન કરે છે? હે મન! પ્રાણ પ્યારી પ્રવીણની પ્રેમની જોતમાં પતંગિયાની પેઠે જઇને પડ! ૧૬

**सवैया**-कह सोवतमें दिन खोवतहे, हितकी नित जो चित चाह तबे।
रुख छोरत नांही बलीभुककी, सुख मानतसो दुखदाई सबे ॥
फररे कहा कुरके फंदनमें, कररे उपचार कछुक अबे ।
परबीन मिलेगे अखंड प्रभा, जक लागहिगी तूंहि तूंहि जबे ॥ १७ ॥

**અર્થ**-હે મન! જો નિરંતર ચિત્તમાં તારા હિતની વાત ચ્હાતું હોય, તો સુવામાં શાને દિવસ ખુવે છે? કાગડો આવીને વધામણી આપે, એવી જે તારી રૂખ તેને તું છોડતું નથી અને જેમાં સુખ માને છે, તે બધાં તો તારે દુઃખદાઇ છે; માટે તું શું કરવાને કૂડના ફંદમાં ફરે છે? હવે ઉપાય

કર અમસ્થું શું કરવાને ઝંખે છે? તને જ્યારે "તુંહી તુંહી" એવી અખંડ ધૂની લાગશે, ત્યારેજ મિત્ર પ્રવીણની છબી પ્રાપ્ત થશે. ૧૭

**યમકાનુપ્રાસ.**

**दुहो**–परम न पावे धरम तजि, चरम न रहे निहार ।
भरम न भटके शरम भजि, कर मन करम विचार ॥ १८ ॥

**અર્થ**–ધર્મ તજવાથી પરમપદ મળે નહીં, માટે હે મન! શરીરના સુંદર ચર્મ તરફ જોઇ રહીશ નહી, ભરમમાં ભટકાવવામાં ને શરમ રાખીને હે મન! કરમનો વિચાર કર. અર્થાત્ હે મન! મિત્રનું ધ્યાન ધરવાની લગ્નીરૂપી જે તારો ધર્મ છે, તે તજવાથી તું પરમપદ મિત્રને પામીશ નહીં; તારા શરીરના ચર્મને જોઇ શું મોહી રહ્યો છે? આ અપવિત્ર કાયાને તુચ્છ ગણી. ભરમમાં ભટકીશ નહીં, શરમ રાખી તું તારા નશીબનો વિચાર કર કે તારે હવે શું કરવું જોઇયે. ૧૮

**दुहो**–प्रिया पीय विरहा प्रकृति, मन सिच्छा किय एह ।
समरन प्रति लागत सुरत, दिन दिन बढत सनेह ॥ १९ ॥

**અર્થ**–વિરહની પ્રકૃતિથી તે પિયુ પ્રિયાએ પોતાના મનને એવી શિખામણ આપી, પરંતુ સ્મરણ પ્રત્યે સુરત લાગવાથી, દિવસે દિવસે સ્નેહ તો વધ્યોજ ગયો. ૧૯

**सोरठा**–लागी सुरत सनेह, मानहु ज्यों दुरबीन द्रग ।
दरसत निकट न देह, दूर बसत मिंता लखे ॥ २० ॥

**અર્થ**–તે દંપતીનો ટેક સ્નેહમાં દૂરબીનથી આંખ લાગે, તેમ લાગી રહ્યો છે, દેહ પાસે છે પણ તે દેખાતી નથી, પરંતુ મિત્ર દૂર વસે છે છતાં તેને જોઇ શકે છે, પોતાના શરીરનું ભાન ભૂલી કેવળ મિત્રનીજ એક સુરતા લાગી છે. ૨૦

**सवैया**–या तो दुहून जराउ ले आतस, या तो गडो गहि गाड जमींसें ।
या तो हनो उर वींचहि तोमर, या तो कटो सिर खेंच असींसें ॥
आवत कोउ न दीठ इतें उत, मिंत विदेश वसे वह दीसे ।
प्रेमहुके चसमे अटके यह, नेन सु ता दूरबीम नरींसें ॥ २१ ॥

**અર્થ**–હવે તો અમને આતસ-દેવતામાં બાળીને ભસ્મ કરી નાંખો, અગર ઝાલીને ખાડવાળી ઉંડી જમીનમાં દાટો કે પછી છાતીની વચ્ચે ભાલાના ઘા મારો, યાતો તરવાર ખેંચીને અમારાં મસ્તક ઉતારો, પણ મિત્ર પરદેશ વસે છે ને દિશાયે જોતાં અહિં કે ત્હાં બીજું કોઇએ અમને દેખાતું

નથી; અને અમારા પ્રેમરૂપી ચસ્માંવાળી તે દૂરબીનની નળીમાં, આ અમારી આંખો અટકી રહી છે તે છૂટવાની નથી. ૨૧

**कवित**–पुंडरीक जुथ पंथ पलके अहार देदे ।
प्रेतहुके खेतकों उलंघ आगे जावेगा ॥
पावकके प्रबल पहार पारि परन्नोहे ।
प्यास लिये पीवनकों बिख ना बतावेगा ॥
शीशाहूको फूंदा लहे, दुरबीकी दोर गहे ।
सार धार सीढीपें निशंक होय धावेगा ॥
सुरत दिवानखाने, राजत सनेह साह ।
पावेगा प्रवीन मन या मग जो आवेगा ॥ २२ ॥

**અર્થ**–હે મન! પ્રવીણને મળવા જવાનો માર્ગ એવો દુર્ઘટ છે કે, તે માર્ગમાં વાઘનો સમૂહ આડે આવશે; પણ તેઓને તારી કાયા ઉપરના માંસનો આહાર આપીને, અને વાટમાં જે આડાં શબનાં સ્મશાન આવે તેને ઉલંઘીને જશે તો આગળ વળી મહા પ્રબળ અગ્નિના પહાડને પાર ઉતરવાનું છે, અને પ્યાસ–તરશને લીધે પીવાને ઠેકાણે તને કોઇ પાણીને બદલે વિખ પણ બતલાવશે નહીં, પછી તારા શિશરૂપી ફુમકું હાથમાં લઇને, તથા કાળા સર્પરૂપી દોર ગ્રહીને, જ્યારે તું એક નિદ્રારૂપી સીઢી ઉપર નિઃશંકપણે ધાઇશ, તો પછી સુરતારૂપી દીવાનખાનામાં, જ્યાં સ્નેહરૂપી શાહ બિરાજે છે, તે માર્ગે જતાં તું પ્રવીણ મિત્રને પામીશ. ૨૨

**कवित**–बार मास अंबरमें बरखा बनाय रहीं ।
कुंज कुंज पुंजनमें रतुराज रास किय ॥
बांतज, पतंग, भ्रंग, चातुक, चकोर मोर ।
हारन जराफा, कोके, सारस, निवास किय ॥
सूर शशि बिना जोत, बिना वारके फुहारे ।
फल फूल, झूल रहे अधवा अकास किय ॥
पौनकी गति न जहां, वक्रता रती न चले ।
सागर प्रवीन पाओ एसे वाग आसकिय ॥ २३ ॥

**અર્થ**–જ્યાં બારે માસ આકાશમાં, વર્ષાદ વરસી રહ્યો છે, અને કુંજે કુંજે અર્થાત્ કુંજોના સમુદાયમાં, વસંત ઋતુ કિંવા ગલીએ ગલીએ રતિરાજ કામદેવ રાસક્રીડા રમે છે; તથા મૃગ, પતંગ, ભમરા, ચાતક, ચકોર, મોર, હારન પક્ષી, જુરાફ, ચકવા અને સારસ પોતાને મનપસંદ જગો જોઇ

કર અમસ્થું શું કરવાને ઝંખે છે? તને જ્યારે "તુંહી તુંહી" એવી અખંડ ધૂની લાગશે, ત્યારેજ મિત્ર પ્રવીણની છબી પ્રાપ્ત થશે. ૧૭

**યમકાનુપ્રાસ.**

**દુહો**–परम न पावे धरम तजि, चरम न रहे निहार ।
भरम न भटके शरम भजि, कर मन करम विचार ॥ १८ ॥

**અર્થ**–ધર્મ તજવાથી પરમપદ મળે નહીં, માટે હે મન! શરીરના સુંદર ચર્મ તરફ જોઇ રહીશ નહી, ભરમમાં ભટકાવવામાં ને શરમ રાખીને હે મન! કરમનો વિચાર કર. અર્થાત્ હે મન! મિત્રનું ધ્યાન ધરવાની લગ્નીરૂપી જે તારો ધર્મ છે, તે તજવાથી તું પરમપદ મિત્રને પામીશ નહીં; તારા શરીરના ચર્મને જોઇ શું મોહી રહ્યો છે? આ અપવિત્ર કાયાને તુચ્છ ગણી, ભરમમાં ભટકીશ નહીં, શરમ રાખી તું તારા નશીબનો વિચાર કર કે તારે હવે શું કરવું જોઇયે. ૧૮

**દુહો**–प्रिया पीय बिरहा प्रकृति, मन सिच्छा किय एह ।
समरन प्रति लागत सुरत, दिन दिन बढत सनेह ॥ १९ ॥

**અર્થ**–વિરહની પ્રકૃતિથી તે પિયુ પ્રિયાએ પોતાના મનને એવી શિખામણ આપી, પરંતુ સ્મરણ પ્રત્યે સુરત લાગવાથી, દિવસે દિવસે સ્નેહ તો વધ્યોજ ગયો. ૧૯

**સોરઠા**–लागी सुरत सनेह, मानहु ज्यों दुरबीन द्रग ।
दरसत निकट न देह, दूर बसत मिंता लखे ॥ २० ॥

**અર્થ**–તે દંપતીનો ટેક સ્નેહમાં દૂરબીનથી આંખ લાગે, તેમ લાગી રહ્યો છે, દેહ પાસે છે પણ તે દેખાતી નથી, પરંતુ મિત્ર દૂર વસે છે છતાં તેને જોઇ શકે છે, પોતાના શરીરનું ભાન ભૂલી કેવળ મિત્રનીજ એક સુરતા લાગી છે. ૨૦

**સવૈયા**–या तो दुहून जराउ ले आतस, या तो गडो गहि गाड जमीसें ।
या तो हनो उर बीचहि तोमर, या तो कटो सिर खेंच असीसें ॥
आवत कोउ न दीठ इतें उत, मिंत विदेश वसे वह दीसे ।
प्रेमहुके चसमे अटके यह, नेन सु ता दूरबीन नरीसें ॥ २१ ॥

**અર્થ**–ફાવે તો અમને આતસ–દેવતામાં બાળીને ભસ્મ કરી નાંખો, અગર ઝાલીને ખાડવાળી ઉંડી જમીનમાં દાટો કે પછી છાતીની વચ્ચે ભાલાના ઘા મારો, યાતો તરવાર ખેંચીને અમારાં મસ્તક ઉતારો, પણ મિત્ર પરદેશ વસે છે ને દિશાયે જોતાં અહિં કે ત્યાં બીજું કોઇએ અમને દેખાતું

નથી; અને અમારા પ્રેમરૂપી ચસ્માંવાળી તે દૂરબીનની નળીમાં, આ અમારી આંખો અટકી રહી છે તે છૂટવાની નથી. ૨૧

**कवित**—पुंडरीक जुथ पंथ पलके अहार देदे ।
प्रेतहुके खेतकों उलंघ आगे जावेगा ॥
पावकके प्रबल पहार पारे परबोहे ।
प्यास लिये पीवनकों बिख ना बतावेगा ॥
शीशहूको फूंदा लहे, दरबीकी दोर गहे ।
सार धार सीढीपें निशंक होय धावेगा ॥
सुरत दिवानखाने, राजत सनेह साह ।
पावेगा प्रवीन मन या मग जो आवेगा ॥ २२ ॥

**અર્થ**—હે મન! પ્રવીણને મળવા જવાનો માર્ગ એવો દુર્ઘટ છે કે, તે માર્ગમાં વાઘનો સમૂહ આડે આવશે; પણ તેઓને તારી કાયા ઉપરના માંસનો આહાર આપીને, અને વાટમાં જે આડાં શબનાં સ્મશાન આવે તેને ઉલંઘીને જશે તો આગળ વળી મહા પ્રબળ અગ્નિના પહાડને પાર ઉતરવાનુ છે, અને પ્યાસ-તરશને લીધે પીવાને ઠેકાણે તને કોઇ પાણીને બદલે વિખ પણ બતલાવશે નહીં, પછી તારા શિશરૂપી ફુમકું હાથમાં લઇને, તથા કાળા સર્પરૂપી દોર ગ્રહીને, જ્યારે તું એક નિષ્ઠારૂપી સીઢી ઉપર નિઃશંકપણે ધાઇશ, તો પછી સુરતારૂપી દીવાનખાનામાં, જ્યાં સ્નેહરૂપી શાહ બિરાજે છે, તે માર્ગે જતાં તું પ્રવીણ મિત્રને પામીશ. ૨૨

**कवित**—बार मास अंबरमें बरखा बनाय रही ।
कुंज कुंज पुंजनमें रतुराज रास किय ॥
बातज, पतंग, भ्रंग, चातुक, चकोर मोर ।
हारन जराफा, कोके, सारस, निवास किय ॥
सूर शशि बिना जोत, बिना वारके फुहारे ।
फल फूल, झूल रहे अबवा अकास किय ॥
पोनकी गति न जहां, वक्रता रती न चले ।
सागर प्रबीन पाओ एसे बाग आसकिय ॥ २३ ॥

**અર્થ**—જ્યાં બારે માસ આકાશમાં, વર્ષાદ વરસી રહ્યો છે, અને કુંજે કુંજે અર્થાત્ કુંજોના સમુદાયમાં, વસંત ઋતુ કિવા ગલીએ ગલીએ રતિરાજ કામદેવ રાસક્રીડા રમે છે; તથા મૃગ, પતંગ, ભમરા, ચાતક, ચકોર, મોર, હારન પક્ષી, જુરાફ, ચકવા અને સારસ પોતાને મનપસંદ જગો જેપ

નિવાસ કરી રહ્યાં છે; સૂર્ય તથા ચંદ્રમા વિના જ્યાં જ્યોત પ્રકાશ આપે છે, જ
વિના ફુવારા છૂટી રહેલા છે, આકાશની અધવચ ફળ ફુલ ઝઝુમી રહ્યાં છે
જ્યાં પવનની ગતિ નથી, એટલુંજ નહીં પણ જ્યાં રતીપુર કુટિલતા ચાલ
નથી, **સાગર** કહે છે કે, હે મન ! તું એવા આશકના બાગમાં ત્યાં જઈ
પ્રવીણને જઈ મળ. ૨૩

**दुहो**–दंपति मन सिच्छा कही, सुरत प्रेम अनुमान ।
प्रेम पंथकी विषमता, उपमा प्रेम उदान ॥ २४ ॥
मन सु पवनकी लहरहे. क्यों कर पकरे ताय ।
जहाँ जानेकी सुरत तहाँ, जाय जाय पुनि जाय ॥ २५ ॥
मन पथ्थर हरि हर करे, मन सु ब्रह्मको अंग ।
मन त्रिजयी तिहु लोकको, चलत प्रेमके संग ॥ २६ ॥

**અર્થ**–એ રીતે પ્રેમના માર્ગની કઠિણતા તથા પ્રેમના બગીચાની ઉપમ
સાથે લાગેલી લગની, બતાવી, પ્રેમના અનુમાનથી સ્ત્રી પુરૂષે પોતપોતાનાં મન
શીખામણ દીધી, પણ મન છે તે પવનની લહેર બરોબર છે, એવી ચંચળ ગતિ
વાળાં મનને કેમ કરીને હાથથી પકડિયે? તેને જ્યાં જવાની ઇચ્છા હોય
ત્યાંજ વળી વળીને જાય, જાય અને જાય. મન છે તે પત્થરાને વિષ્ણુ અ
મહાદેવ કરે છે, કારણ કે, તે મન પરબ્રહ્મ પોતાનુંજ અંગ છે, વળી તે મન ત્રા
લોકને વિજય કરી જીતનારૂં તથા પ્રેમની સાથે ચાલે છે. ૨૪–૨૬

**गाथा**–दंपति निज मन सिच्छा, सुरता प्रेम पंथ उपवन विधी ।
अष्टपंचाश अभिधानं, पूर्न प्रविनसागरो लहरं ॥ २७

**અર્થ**–સાગર અને પ્રવીણે પોતપોતાનાં મનને શીખામણ આપી
પ્રેમના પંથનું તથા બગીચાનું વર્ણન કર્યું, એ સંબંધી પ્રવીણસાગર ગ્રંથન
અઠાવનમી લહેર સંપૂર્ણ થઇ. ૨૭

इति श्री प्रवीनसागरे, मनने शिक्षा नामनी अठावनमी लहेरनी
रसपूर्णा टीकानो अष्टपंचाशत्तमस्तरंगः ॥

# લહેર ૫૯ મી.

## સમસ્યા–ઉક્તિ–ભેદ.

**सोरठा**–विरहा नित संतात, मनही मन जानंत दुहु ।
कछु संछेप सु बात, लहत मिंत कुसुमावली ॥ १ ॥
बहु दिन भये बहोर, दोऊ जन बिछुवा बने ।
प्रान रहत तिहि ठोर, मास मास पाती मिले ॥ २ ॥
पाती भेद प्रकार, करि केते आगे कहे ।
बिछुरे भई अवार, कहत बहुरि सुनिये कथा ॥ ३ ॥

**અર્થ**–આ પ્રમાણે આ આશક માસુકને હમેશાં વિરહ દુઃખ સંતાપે છે, પણ તે બન્ને જણાં મનમાં ને મનમાં જ જાણે છે, તથા જરા જરા સાગરના મિત્રો અને કુસુમાવલી જાણે છે. બન્ને જણાંને વિયોગ થયાંને બહુ દિવસો વિત્યા, મહિને મહિને ઠેકાણાસર એક બીજાંને પત્રો મળે છે, તેથી તેમનામ પ્રાણ રહે છે; મતલબ કે જીવે છે. પત્ર ભેદના કેટલાક પ્રકાર આગળ કહ્યા પણ જૂદાં પડવામે ઘણીવાર થઇ, માટે વળી જે કહિયે તે કથા સાંભળો. ૧–૩

**सोरठो**–कर कंपन द्रग नीर, प्रथुल स्वास ज्वाला जगे ।
चहले परे सु चीर, कहु कागद कैसें लिखें ॥ ४ ॥

**અર્થ**–પ્રવીણ કહે છે કે હાથ કંપે છે, નેત્રોમાંથી નીર ઝરે છે, લાંબ નિઃશ્વાસ અને હૃદયમાંથી વિરહની જ્વાળો બળે છે, તેમજ ચીર ઉપર જ્ય આંસુના છાંટાના ડાઘ પડે છે, ત્યારે કહો અમો કાગળ કેવી રીતે લખીએ? ૪

**सवैया**–अंगहि अंग सत्रे थरके, धरके कलमे कर कैसें रखे ।
चीरपरे चहले सिगरे, जल धार धरे ब्ररषे सु च्रखे ॥
दीरघ सास उठे इतने पर, मानहु ज्वाल भुजंग नखे ।
नागरताइ कहा करियें, कहो सागर कागर क्यौं सु लखे ॥ ५ ॥

**અર્થ**–મારાં સર્વે અંગે અંગ થડકે છે, એટલે ધ્રુજે છે તેથી હાથમાં કલમ કેમ ધરીને રાખી શકીએ? સઘળા ચીરમાં આંખના કાજળના નિંગાળ પડી ગયા છે, અને નેત્રોથી આંસુરૂપી જળધારા પૃથ્વી ઉપર વરસે છે; એ ઉપરાંત જે લાંબા લાંબા નિસાસા ચાલે છે તે જાણે મ્હોટા મણિધર

મુખમાંથી જ્વાળા ફુંકારતો ના હોય તેમ થાય છે, ત્યારે ચતુરાઇ શી કરિયે? હે **સાગર**! કહો, કહો અમે શી રીતે કાગળ લખિયે? ૫

**सवैया**—काल करोडको राजतहे रद, सूरज वाहन शृंगनकी शख।
मीन ब्रही जनकी बिडसी, किधों काम धजा ॐकार कियो लख ॥
कातरनी अभिलाष किधों, किरवान विदारनकी सगरे सख।
सागर दूज हुको दुजराज, किधों यह नाहरको निकस्यो नख ॥ ६ ॥

**અર્થ**—બીજના ચંદ્રમાને દેખીને **પ્રવીણ** કહે છે કે, આ તે કાળરૂપી વરાહનો દાંત શોભે છે, કે પછી ઉદયાચળ પર્વતના શિખરની અણી છે, કે વિરહી જનરૂપી માછલાંને પકડવાની બિનસી છે, કે કામદેવની ધજા છે? એ તે લખીને ૐકાર કર્યો છે, કે પછી અભિલાષને કાપવાની કાતર છે કે, સર્વે સૂખને વિદારવાની તરવાર છે? હે **સાગર**! આ બીજનો ચંદ્રમા છે, કે આ વાઘનો નખ નિકળ્યો છે? ૬

**सवैया**—एक समे सगरी सखियां मिल, नीठ सुवाइ, बिचार बिचारत।
सागर मिंत मिले सुपने महि, पान खवाइ गरे भुज डारत ॥
बात कछू कहिबेकु भइ तब, नाहि लखे अखियांन उघारत।
सोवतसें उठ रोवत जोवत, पोसपलंगपें पान पछारत ॥ ७ ॥

**અર્થ**—કુસુમાવળી કહે છે કે, એક સમયે સર્વે સખિયોએ મળીને **પ્રવીણ**ને જરાતરા સુવારી, એટલે વિચારના ચકડોળે ચડી તે વિચારવા લાગી, એટલામાં નિદ્રા આવવાથી સ્વપનામાં **સાગર** મિત્રનો ભેટો થયો. તે વખતે જાણે કે પાન ખવરાવીને ગળામાં હાથ નાંખતા હતા તેવી જણાઈ, એવામાં કાંઇક વાત કહેવાને **પ્રવીણ** તૈયાર થઇ, પણ જ્યાં તે આંખો ઉઘાડી જોય છે ત્યાં **સાગરને** દીઠા નહીં, એટલે સુતી હતી ને ઉઠીને રોવા અને ચોમેર જોવા લાગી, તથા પલંગપોસ ઉપર હાથ પછાડવા લાગી ૭

**दोहा**—एरे तेरे चरनको, लग्यो रहतहे ध्यान।
शशि चकोर जेसें सदा, पाती पर गुजरान ॥ ८ ॥

**અર્થ**—આક્રંદ કરતાં **પ્રવીણ** કહે છે કે, અરે હે **સાગર**! તમારાં ચરણનુંજ એક અમને ધ્યાન લાગી રહ્યું છે, જેમ ચંદ્રમાની સાથે ચકોર પક્ષીનું ધ્યાન લાગી રહે છે તેમજ અમે હમેશાં તમારા પત્ર ઉપરજ કેવળ દિવસ નિર્ગમીએ છીએ. ૮

**सवैया.**

जा दिनतें मन दोऊ मिले, अरु जा दिन रूप लख्यो चित चोरे
जादिन नेनन सेन मिले हितु, जा दिन नेनन नेन सु जोरे ॥

जादिन जादुनसी बतियां सुनि, होय गयोहे बिछोह बहोरे ।
ता दिनतें लखि सागर संचर, आंगन कागनसें कर जोरे ॥ ९॥

**અર્થ**–હે **સાગર**! જે દિવસથી આપણાં બન્નેનાં મન મળ્યાં, અને જે દિવસથી ચિત્તને ચોરનાર તમારા રૂપને મે દીઠું, વળી હે હિતસ્વી! જે દિવસથી આપણાં નેત્રની સાન મળી, જે દિવસથી નેત્ર સાથે નેત્ર જોડાયાં, જે દિવસથી કામણગારી તમારી વાત સાભળી અને પછી વિયોગ થયો, તે દિવસથી તમારી વાટ જોઇને, આગણે આવેલા કાગડાથી હાથ જોડું છું કે તે તમારા આવવાની વધામણી આપે ૯

**सोरठा**–प्रेम फिरावन हार, मन बीना गुन आंबरे ।
त्यों त्यों बिरहा तार, पल पल चढ प्रबीन ज्यू ॥ १ ॥
मन कुरंग अनुहार, फिर फिर आवतहे उते ।
सूको सब संसार, नीलो नेह प्रबीन ज्यू ॥ ११ ॥

**અર્થ**-હવે **સાગર**ને જે વિરહવેદના થાય છે તે કહે છેઃ હે **પ્રવીણ**! મનરૂપી વીણાના તમારા ગુણરૂપી આમળિયાને, પ્રેમરૂપી ફેરવનાર જેમ જેમ ફેરવે છે, તેમ તેમ પળે પળે વિરહરૂપી તાર ચડે છે. હે **પ્રવીણ**! મારા મનરૂપી કુરંગ–મૃગ, ફરી ફરીને તમારી પાસે આવે છે, કેમકે તે આ સર્વે સંસારને સૂકો દેખે છે, માત્ર તમારા સ્નેહનેજ લીલો જૂએ છે. ૧૦–૧૧

**सवैया.**

ध्वांत बिना अति कुंभकुं संकट, धीरज केंम शिखंडिज कीजे ।
जादिन छंद समीर सुने निज, तादिनसें सुभ जोतिष छीजे ॥
एहो प्रवीन मयूर पुकारत, हेमगिरी धरि आरसी दीजे ।
सोगन सूरन भोम न चूकत, मंगनको उनही सुध लीजे ॥ १२ ॥

**અર્થ**–હે **પ્રવીણ**! તમારા સંગવિના મારા આ દેહને અતિ સંકટ પડે છે. માટે જીવમાં કેમ કરી ધીરજ ધરૂં? જે દિવસથી તમારી વાત કાને સાંભળી, તે દિવસથી મહારાં પાચે અગ ક્ષીણ થવા લાગ્યાં છે, હું વિરહી પોકાર કરૂં છું, માટે દયા કરી મને દર્શન આપો મારી રાતીચોળ આંખો, તમો પ્રિયતમાના માર્ગને ભૂલતી નથી, તો કોઇ દિવસે આંહી આવીને તો શુદ્ધ લ્યો. ૧૨

**सवैया.**

परसे बिनहि छिनहीं छिनहीं, मनमें दुख होत बडे गरसें ।
गरसें वह जानत जाय परे, सु जरे बिरहा नलकी अरसें ॥

झरसें नितही तन छीवतहे, जिय जीवत देखनकी हरसें ।
हरसें यह मांगत बानि सदाहि, प्रबीनके पायनसें परसें ॥ १३ ॥

**અર્થ**–હે પ્રવીણ ! તમારો સ્પર્શ કર્યાવિના ક્ષણે ક્ષણે મનમાં મહત્ત ગિરિવરો જેવાં અતિ વિષમ દુ:ખ અમને થાય છે, અને તેથી એવું જાણીએ છીએ કે પર્વત ઉપર જઇને પડતું નાખીએ ? કેમકે વિરહાગ્નિની જ્વાળથી બળી ખાખ થઇએ છિયે, અને એમ નિત્યે ઝરી ઝરીને અર્થાત્ તવઈ તવઇને તન ખવાતું જાય છે, કેવળ તમને જોવાના હર્ષથીજ આ મારો જીવ જીવે છે. અને દિનતાથી શંકર પાસે સદા એવું વચન માગીએ છીએ કે, પ્રવીણના ચરણનો સ્પર્શ કરાવો ! ૧૩

**सवैया**–पत्र हमें पढ्यो तुमकों, वह द्योस दसो दसद्वैमें दहेगो ।
ताको बिचार करो बिसतार ज्यू, पानिको पानि कहांलों रहेगो ॥
मासहु जो न मिल्यो प्रति उत्तर, हंस बयार के संग बहेगो ।
सास उसास लगे पलही पल, कोन प्रबीन प्रबीन कहेगो ॥ १४ ॥

**અર્થ**–હે મિત્ર ! અમે તમને પત્ર મોકલ્યો છે, તે હલકારો દસ અગર બાર દિવસમાં તમને પહોંચાડશે, તેનો સારી રીતે વિચાર કરજો. રે અંજલીમાંનું પાણી ક્યાં સુધી રહેશે ? જો એક મહિનામાં તેનો પ્રતિઉત્તર નહીં મળશે તો પવનના સપાટાની સંગે મારો જીવ વહ્યો જશે, કેમકે પળે પળે શ્વાસોચ્છ્વાસ તો ચાલી રહ્યો છે; ત્યારે હે પ્રવીણ! તમને પછી પ્રવીણ અને ચતુર કોણ કહેશે ? ૧૪

## सवैया.

वाहि उछीर, वही गति बेठबो, वाहि सुरा, गति वाहि प्रिवावे ।
वा मुसकान वहे सिसकी, अरु वाहि तरे अरजीसें रिझावे ॥
प्रछन भेद सुने बतियांनके, यों परतच्छ बनाय सुनावे ।
हे न हितु जग मध्य प्रबीन ज्यु, रेन भई सोई नेन दिखावे ॥ १५ ॥

**અર્થ**–હે પ્રિયે ! સ્વપ્નામાં અમે એતુ એજ જોઇએ છીએ; તેજ તકિયો અને તેજ રીતનું બેસવું; તેજ મદિરા અને તેજ રીતનું મને પાવું; એજ મુખનું મલપવું અને એજ હોઠમાંનો શીશકારો; અને એજ રીતની અરજી કરીને મને રીઝાવે, એવી વાતોનો છાનો ભેદ સાંભળિયે છીએ; ત્યારે છચોક તે સંભળાવે. પણ એ પ્રમાણે રાત્રિમાં જે વાત બનેલી, તે દૃષ્ટિએ દેખાડે એવો કોઇ સ્નેહી દુનિયામાં નથી. ૧૫

**दुहो**—पाती छाती लाय नित, दंपति जपत सयान ।
जानत सागर प्रान सम, उन प्रवीन वह प्रान ॥ १६ ॥
पाती माहि लखियत उभय, भेद समश्या लाय ।
दरसत दुन माहि निज दशा, सो कछु कहों सुनाय ॥ १७ ॥

**અર્થ**-તે સ્ત્રી પુરૂષ, આવી રીતના જે પત્રપ્રસંગ ચાલતા હતા, તે એક બીજાના પત્ર હમેશાં છાતી સાથે ચાંપીને એક બીજાને જપતાં હતાં. **સાગર પ્રવીણને** પ્રાણની સમાન જાણે છે, અને તેવીજ રીતે **પ્રવીણ** પણ **સાગરને** પોતાના પ્રાણ સમાન માને છે. તે બન્ને જણાં સમસ્યાના ભેદ આણીને પત્રમાં લખે છે, અને તેમાં પોતપોતાની દશા દર્શાવે છે, તે હવે કાંઇક કહી સંભળાવું છું. ૧૬-૧૭

**सोरठा**—सोवहु सागर मिंत, बावन अच्छर भेद यह ।
प्रेम सु काहि कहंत, बरन जात अभिधान कह ॥ १८ ॥

**અર્થ**-પ્રથમ **પ્રવીણ સાગરને** લખે છે કે, હે **સાગર** મિત્ર ! આ બાવન અક્ષરના ભેદ શોધી જુવો, તેમાં પ્રેમ કોને કહે છે? તેના વર્ણ, જાતિ અને અભિધાન કહેતાં નામ શું છે? ૧૮

**कवित**—ले कर तराजु गुन, अच्छर प्रमान करो ।
ह्रस्व दीर्घ प्लुत, भेद व्यंजन विचारिये ॥
ओमनमो एक बिंश, कादि पंचतीश अंक ।
छप्यनकों बार भेद, पंगति बिठारिये ॥
कोन तामें ब्राह्मन हे, छत्री बैश्य शुद्र ।
कोन कीजिये निवेरो, रंग रूपाहि निहारिये ॥
सबमें बसंत एक, एकमें अनेक रूप ।
अहो मिंत सागरज्यू, प्रेम नेम पारिये ॥ १९ ॥

**અર્થ**-હે **સાગર**! હાથમાં ત્રાજવું લઇને અક્ષરની ગણત્રી કહી તેનું પ્રમાણ અર્થાત્ તોલ કરો; અને તેમાંના હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, એવા વ્યંજનના ભેદને વિચારો. ૐ નમઃ આદિ એકવીશ અને ક થી ક્ષ સુધીના ૩૫ મળીને છપ્પન અક્ષર થયા. તેમાંના વ્યંજન અક્ષરોના લોક વ્યવહારમાં બાર ભેદ બારાખડીમાં થાય છે, એમ જુદી જુદી પક્તિમાં બેસારીએ. તેમાં કોણ બ્રાહ્મણ છે? ક્ષત્રી, વૈસ્ય અને શૂદ્ર કોણ છે? તેના રંગ રૂપ જોઇને નિવેડો કરો. તાત્પર્ય કે સર્વેમાં એકજ વસે છે, અને તે એકમાં અનેક રૂપ દેખાય છે; એવો એક આદ્ય અક્ષર ૐકાર છે. તેજ પ્રકારે સર્વ સચરાચરમાં

झरसें नितही तन छीवतहे, जिय जीवत देखनकी हरसें ।
हरसें यह मांगत बानि सदाहि; प्रबीनके पायनसें परसें ॥ १३ ॥

**અર્થ**–હે પ્રવીણ! તમારો સ્પર્શ કર્યાવિના ક્ષણે ક્ષણે મનમાં મહત્ત ગિરિવરો જેવાં અતિ વિષમ દુઃખ અમને થાય છે, અને તેથી એવું જાણીએ છીએ કે પર્વત ઉપર જઇને પડતું નાખીએ? કેમકે વિરહાગ્નિની જ્વાળથી બળી ખાખ થઇએ છિયે, અને એમ નિત્યે ઝરી ઝરીને અર્થાત્ તવઈ તવઇને તન ખવાતું જાય છે, કેવળ તમને જોવાના હર્ષથીજ આ મારો જીવ જીવે છે. અને દિનતાથી શંકર પાસે સદા એવું વચન માગીએ છીએ કે, પ્રવીણના ચરણનો સ્પર્શ કરાવો! ૧૩

**सवैया**–पत्र हमें पढयो तुमकों, वह धोस दसो दसछैमें दहेगो ।
तासो बिचार करो बिसतार ज्यू, पानिको पानि कहांलों रहेगो ॥
मासहु जो न मिल्यो प्रति उत्तर, हंस बयार के संग बहेगो ।
सास उसास लगे पलही पल, कोन प्रबीन प्रबीन कहेगो ॥ १४ ॥

**અર્થ**–હે મિત્ર! અમે તમને પત્ર મોકલ્યો છે, તે હલકારો દસ અગર બાર દિવસમાં તમને પહોંચાડશે, તેનો સારી રીતે વિચાર કરજો. રે અંજલીમાંનું પાણી ક્યાં સુધી રહેશે? જો એક મહિનામાં તેનો પ્રતિઉત્તર નહીં મળશે તો પવનના સપાટાની સંગે મારો જીવ વહ્યો જશે, કેમકે પળે પળે શ્વાસોચ્છ્વાસ તો ચાલી રહ્યો છે; ત્યારે હે પ્રવીણ! તમને પછી પ્રવીણ અને ચતુર કોણ કહેશે? ૧૪

### सवैया.

वाहि उछीर, वही गति बेठवो, वाहि सुरा, गति वाहि प्रिवावे ।
वा मुसकान वहे सिसकी, अरु वाहि तरे अरजीसें रिझावे ॥
प्रछन भेद सुने बतियांनके, यों परतच्छ बनाय सुनावे ।
हे न हितु जग मध्य प्रबीन ज्यु, रेन भई सोई नेन दिखावे ॥ १५ ॥

**અર્થ**–હે પ્રિયે! સ્વપ્નામાં અમે એવું એજ જોઇએ છીએ; તેજ તકિયો અને તેજ રીતનું બેસવું; તેજ મદિરા અને તેજ રીતનું મને પાવું; એજ મુખનું મલપવું અને એજ હોઠમાંનો શીશકારો; અને એજ રીતની અરજી કરીને મને રીઝાવે, એવી વાતોનો છાનો ભેદ સાંભળિયે છીએ; ત્યારે છચોક તે સંભળાવે. પણ એ પ્રમાણે રાત્રિમાં જે વાત બનેલી, તે દૃષ્ટિએ દેખાડે એવો કોઇ સ્નેહી દુનિયામાં નથી. ૧૫

**दुहो**–पाती छाती लाय नित, दंपति जपत सयान ।
जानत सागर प्रान सम, उन प्रवीन वह प्रान ॥ १६ ॥
पाती महि लखियत उभय, भेद समश्या लाय ।
दरसत दुन महि निज दशा, सो कछु कहों सुनाय ॥ १७ ॥

**અર્થ**–તે સ્ત્રી પુરૂષ, આવી રીતના જે પત્રપ્રસંગ ચાલતા હતા, તે એક બીજાના પત્ર હમેશાં છાતી સાથે ચાંપીને એક બીજાને જપતાં હતાં. **સાગર પ્રવીણ**ને પ્રાણની સમાન જાણે છે, અને તેવીજ રીતે **પ્રવીણ** પણ **સાગર**ને પોતાના પ્રાણ સમાન માને છે. તે બન્ને જણાં સમસ્યાના ભેદ આણીને પત્રમાં લખે છે, અને તેમાં પોતપોતાની દશા દર્શાવે છે, તે હવે કાંઇક કહી સંભળાવું છું. ૧૬–૧૭

**सोरठा**–सोधहु सागर मिंत, बावन अच्छर भेद यह ।
प्रेम सु काहि कहंत, बरन जात अभिधान कह ॥ १८ ॥

**અર્થ**–પ્રથમ **પ્રવીણ સાગર**ને લખે છે કે, હે **સાગર** મિત્ર ! આ બાવન અક્ષરના ભેદ શોધી જુવો, તેમાં પ્રેમ કોને કહે છે? તેના વર્ણ, જાતિ અને અભિધાન કહેતાં નામ શું છે? ૧૮

**कवित**–ले कर तराजु गुन, अच्छर प्रमान करो ।
ह्रस्व दीर्घ प्लुत, भेद व्यंजन विचारिये ॥
ओमनमो एक बिंश, कादि पंचतीश अंक ।
छप्पनकों बार भेद, पंगति बिठारिये ॥
कोन तामें ब्राह्मन हे, छत्री बैश्य शुद्र ।
कोन कीजिये निवेरो, रंग रूपहि निहारिये ॥
सबमें बसंत एक, एकमें अनेक रूप ।
अहो मिंत सागरज्यू, प्रेम नेम पारिये ॥ १९ ॥

**અર્થ**–હે **સાગર**! હાથમાં ત્રાજવું લઇને અક્ષરની ગણત્રી કહી તેનું પ્રમાણ અર્થાત્ તોલ કરો; અને તેમાંના હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, એવા વ્યંજનના ભેદને વિચારો. ૐ નમઃ આદિ એકવીશ અને ક થી **ક્ષ** સુધીના ૩૫ મળીને છપ્પન અક્ષર થયા. તેમાંના વ્યંજન અક્ષરોના લોક વ્યવહારમાં બાર ભેદ બારાખડીમાં થાય છે, એમ જુદી જુદી પંક્તિમાં બેસારીએ. તેમાં કોણ બ્રાહ્મણ છે? ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર કોણ છે? તેના રંગ રૂપ જોઇને નિવેડો કરો. તાત્પર્ય કે સર્વેમાં એકજ વસે છે, અને તે એકમાં અનેક રૂપ દેખાય છે; એવો એક આદ્ય અક્ષર ૐકાર છે. તેજ પ્રકારે સર્વ **સચરાચરમાં**

પ્રેમ પથરાઈ રહ્યો છે, અને તેનાજ વિવિધ તરેહનાં રંગ તથા રૂપ દેખાય છે, તો તેના નિયમને પાળજો. પ્રેમરૂપી ઇશ્વર સર્વત્ર વ્યાપ્ત છે, પ્રેમ બ્રહ્મનું બીજું નામ છે, જે ઠેકાણે પ્રેમ લાગે, ત્યાં ઇશ્વર છે એમ ધારો. ૧૯

**कवित्त**–कीजिये विचार भारी, मोटे अरु छोटे कोन ।
कोन उर कंठ, तालु रसना दसन हे ॥
नासिका सुमार केते, मस्तक उचार ओठ ।
भीषम जुगल बानी, निगम बचन हे ॥
अर्धमात्र, अ, उ, म्, मिल एक भयो सत्रे अदि ।
उनके उचार तार, जोगिया जपन हे ॥
शोधो शास्त्र वेद मत, बोध कांड तीनहुको ।
सागरज्यू प्रेम यामें, किधों रूप अन्य हें ॥ २० ॥

**અર્થ**–વિચાર કરો કે એમાં મોટા અને નાના–ગુરૂ લઘુ–કોણ છે? કંઠ, તાલુ, મૂર્દ્ધ, દંત અને અનુનાસિક કેટલા છે? મોથી તથા હોઠથી કેટલાનો ઉચ્ચાર થાય છે, અને તેમાં ઘોષ તથા અઘોષ અક્ષર નિગમ–વેદ વચન પ્રમાણે કયા છે? તેમાં સર્વેથી આદ્ય–અર્ધ માત્રાવાળા મકાર સાથે અ, ઊ મળીને "ૐ" અક્ષર થાય છે. તેનો 'તાર' એવે નામે ઉચ્ચાર છે. જે જોગી પુરૂષોને જપવાનો મહામંત્ર છે. એ વિષે સર્વ શાસ્ત્રનું મત અને ત્રણ કાંડવાળા વેદનો ઉપદેશ શોધી જુઓ. હે સાગર! એ સર્વેમાં એક પ્રેમનુંજ રૂપ છે કે પછી અન્ય કાંઇ છે? (આ છંદમાં કહેલા અક્ષરોનાં સ્થાનઃ–ય ર લ વ હ ઞ ણ ન ઙ મ ઉરસ્થાની; અ, ક વર્ગ, હ તથા વિસર્ગ કંઠસ્થાની; ઈ, ચ વર્ગ, ય શ તાલુસ્થાની; ઋ, ટ વર્ગ, ર ષ મુર્ધાસ્થાની; લૃ, ત વર્ગ, લ સ દંતસ્થાની; ઉ, પ વર્ગ, અને ઉપધ્માનીય ઓષ્ઠસ્થાની, ઞ ણ ન ઙ મ નાસિકાસ્થાની; ને અર્ધ વિસર્ગ જીવ્હામૂળસ્થાની છે. પ્રત્યેક વર્ગના પહેલા બબે અક્ષરો તથા શ–ષ–સ એટલા અઘોષ અક્ષર છે તથા બાકીના સ્વર સુદ્ધાં ઘોષાક્ષર છે.) ૨૦

**दुहो**–घोष रेफ व्यंजन अधर, कंठ तालु सुर जान ।
नासा बिन उच्चार यह, कहा प्रेम पहिचान ॥ २१ ॥

**અર્થ**–ઘોષ, રેફ, અને વ્યંજનનાં હોઠ, કંઠ, તાળવ, ઉર તથા નાસિકા વગેરે સ્થાનક છે. તે વિના જેનો ઉચ્ચાર થાય છે તેને ઓળખવો એજ પ્રેમનું પિછાન કહેલું છે, અર્થાત્ આદ્યાક્ષર ૐકારને ઓળખવો એજ બ્રહ્મને પામવાનો માર્ગ છે. ૨૧

कवित-सवालच्छ भारत हे, कंध बारा भागवत ।
रामायन सप्त कांड, रुषिने बखानि हे ॥
बावन उपनिषद, श्रुति समृती बिचार ।
गीताको अरथ कियो सबही प्रमानी हे ॥
दर्श षटकेउ मुनि, निज निज लगे बोध ।
जूदे जूदे भेद कर, उने उर आनि हे ॥
सागरज्यु प्रेम सिंधु, लहर मिलंत मुक्ति ।
सोय भेद पावत क्यौं, आवत न बानी हे ॥ २२ ॥

**અર્થ**-મહા ભારતનું પુર સવા લક્ષ શ્લોકનું છે, બાર સ્કંધમાં શ્રીમદ્ ભાગવત્ છે, સાત કાંડની રામાયણ વાલ્મિકીએ વખાણી છે, બાવન ઉપનિષદ્, શ્રુતિ અને સ્મૃતિયોનું મનન વિચારીને, તે સર્વનો અર્થ લાવીને, ગીતા કરી છે, જેને સર્વેએ પ્રમાણ માની છે. તે ગીતાથી છ દર્શનવાળા મુનિઓ નિજ નિજ-પોતપોતાના મત-પંથનો બોધ કરવા લાગ્યા. નિરનિરાળા ભેદે કરીને એમણે તેના અર્થ કીધા છે. હે સાગર! પ્રેમના સિન્ધુની લહેરથી જે મુક્તિપદ મળે છે, તે ઉપર જણાવેલા ભેદવાળાઓ મેળવે છે? તેમની વાણીમાં તે વાત આવતી નથી? જવાબ કે, પ્રેમની લહેર તો અનુભવીજ પામે છે, કંઇ વાણી કથનારા પામતા નથી. ૨૨

सवैया-बद्दरहे न लवे कहुं दद्दर, अद्दर मोरनके दरसी ।
घोर घटा नहि सोर भयो, चपाला चिहु ओरन गो परसी ॥
धूर धसे मघवा न लसे, धनु सूर कला सरसे सरसी ।
गिरिराजके तुंगन नीर बह्यो सु, न जानत कोन घटा बरसी ॥ २३॥

**અર્થ**-હાલ આકાશમાં વાદળાં ચઢયાં નથી, છતાં કોઇ જગોએ દેડકાં લવારો કરે છે, એટલુંજ નહિ પણ અંદર મોરના ટુહુકારથી વાણી પણ સંભળાય છે, કાળી ઘટા ચડી નથી છતાં સોર-ગડગડાટ થાય છે, ચારે તરફથી ચપલા દિશાઓને સ્પર્શ કરે છે; મેઘ દીપતો મહલે ચડ્યો નથી, છતાં વર્ષાદના ધૂરવા ધસે છે તથા દેવના ધનુષની કળાની શોભા વધતી જાય છે, અને ગિરિરાજ મોટા પર્વતના શિખરની ટોંચ ઉપરથી નીર વહ્યું જાય છે, છતાં હું જાણતી નથી કે, તે કઇ વાદળી વરશી? એ સમસ્યાનો અર્થ એવો છે કે દેડકાની અને મોરની પેઠે હું પોકાર કરૂં છું, વિજળીની માફક મારી ચંચળ દૃષ્ટિ દશે દિશાઓ ભણીથી એકઠી મળીને આપની દિશા તરફ દોડે છે, વર્ષાદના ધૂરવાની માફક મારાં નેત્રોમાંથી આંસુરૂપી બુંદો ધશી આવે છે, મારી ભ્રુકુટિ

ઇંદ્રધનુષની પેઠે અડી રહે છે, તથા મારાં સ્તનરૂપી પર્વતના શિખર ઉપર, તે ખરતાં આંસુનો પ્રવાહ વહ્યો જાય છે. ૨૩

**सोरठा**–यँहे समश्या आन, पाती लखी प्रवीन ज्यू ।
सागर अतिहि सयान, बांचतही बूझी सबे ॥ २४ ॥

**અર્થ**–આવી સમસ્યા બનાવીને પ્રવીણે પત્રિકા લખી. રસસાગર ઘણા શાણા છે, તેથી તે વાંચતાંજ સર્વે વાત સમજી ગયા. ૨૪

**सोरठा**–भेद समश्या लाय, सागर लिखे प्रबीन प्रति ।
सो अब कहत बनाय, जानहि जाननहार जन ॥ २५ ॥

**અર્થ**–પછી તે સમસ્યાના ભેદો સમજી સાગરે પ્રવીણ ઉપર કાગળ લખ્યો; તે તેને જાણનારા જન જાણી લેશે. ૨૫

**सवैया**–मांग बजार किधों चढिके, यह केश मयूर ठग्योहे ठगारो ।
हार हिंडोर किधों तापिकें, कुचकी रुच माग लई निरधारो ॥
बेसर खेलि किधों नटवा, द्रग कज्जर रीझ लई सु निहारो ।
एहो प्रबीन परेख कहो यह, एसे भयो मुकता अधिकारो ॥ २६ ॥

**અર્થ**–સાગર, પ્રવીણને લખે છે કે સેથારૂપી બજારમાં જઇને, કેશરૂપી મોરે–ઠગે તેને ઠગી લીધું ને હારરૂપી હીડોળાના દોર ઉપર ઉંધે મસ્તકે લટકી–તપ કરીને–કુચ–સ્તન ઉપર રહેવાની રૂચી, નક્કીપણે તેણે માગી લીધી કે નાકની વાળીમાં નટરૂપે ખેલીને દ્રગની કાજળની રીઝ લીધી તે જુઓ. હે પ્રવીણ! તમે આની પરીક્ષા કરીને કહો કે, જેનો આવો અધિકાર થયો છે તે મુક્તા-ફળ–મોતી કયું હશે? મતલબ કે, મારૂં મન મોતીની પેઠે તમારા અંગ સાથે મળીને રહે છે. ૨૬

**सवैया**–एक नवीन समीर चल्यो, तिनसें जल धार घटा बरसे ।
वे जल धार परी तिनसें, इक पावक ज्वाल बनी दरसे ॥
पावक ज्वाल भई तिनसें, इक बेल हरीहि हरी सरसे ।
कोनहि बेल भइहे कहां, कहि ठोर "प्रबीन रहे परसे ॥ २७ ॥

**અર્થ**–પ્રશ્નોત્તરરૂપે આ છંદમાં ઉત્તર પ્રત્યુત્તર છે. તેનો એક જ ઉત્તર 'પ્રબીન રહે પરસે' એ અંતે આવે છેઃ–એક નવીન જાતનો વા ચાલ્યો, તેથી દેહમાંથી જળધારા વરસવા લાગી; તેનાથી એક અગ્નિની ઘણીક જ્વાળા પ્ર-ગટી, તે અગ્નિજ્વાળ થઇ; તેમાંથી એક સુંદર લીલા રંગની વેલ પ્રગટી, તે

ક્યી વેલ ? તે ક્યાં પેદા થઇ? અને હે પ્રવીણ! કયે ઠેકાણે સ્પર્શીને રહી છે? તાત્પર્ય કે, ઇશકરૂપી વા વહાયો, તેથી નેત્રોમાંથી આંસુરૂપી જળધારા વહી, જેના પ્રતાપે વિરહની ઝાળ ઉઠી તથા તે વિરહજ્વાળામાંથી પ્રેમરૂપી વેલ પ્રગટી, તે મારા હૃદયમાંથી ઉત્પન્ન થઇ, તમારા ઉપર વિંટાઇ રહી છે. ૨૭

## ગૂઢાર્થ પ્રશ્નોત્તર.

**દુહા**–घट राखत पानी ढरे, रहे सु एक रती न।
घट फूटे पानी रहे, कारन कोन प्रवीन ॥ २८ ॥
बाजीगर बाजी बिहद, खेलत करत कमीन।
देखनहारे उठ चले; कारन कोन प्रवीन ॥ २९ ॥
बांस कटे बंधे बरत, अंबरहे न जमी न।
नटवा चढि उतरत नहीं, कारन कोन प्रवीन ॥ ३० ॥
हंसा मंसाको चुगे; सुके सरवर मीन।
जल बरषे अगनी झरे, कारन कोन प्रवीन ॥ ३१ ॥

**અર્થ**–ઘડો રાખવાથી પાણી ડોળાય અને તેમાં એક રતિમાત્ર રહે નહી; પરંતુ ઘડો ફુટે તો પાણી રહે; હે પ્રવીણ! એનુ કારણ શું? આ પ્રશ્નનો ઉત્તર પણ એમાંજ છે કે ઘટ દેહ રાખવાથી ટેક જતી રહે છે, અને એક પ્રીતિ પણ રહે નહીં, પણ જો ઘટ–દેહ ફુટે–નાશ પામે–તો ટેક રહે એજ એનું કારણ છે. તે કયો પ્રવીણ. પ્રશ્ન–એક બાજીગર બેહદ બાજી રચી ખેલ કરે છે, તેમાં કંઇ કમીના નથી, પણ દેખનારા ઉઠીને નિકળી ચાલ્યા, હે પ્રવીણ! તેનું શું કારણ? ઉત્તર–ઇશ્વરરૂપી બાજીગરે સૃષ્ટિરૂપી બેહદ રચના રચી છે, અને તેના ખેલમાં બાકી નથી; પરંતુ દેખનહાર અમારી આંખો તે જોવાને ઇચ્છતી નથી, તેનું કારણ જાણવામાં પ્રવીણ–માહિતગાર કોણ નથી? પ્રશ્ન–દોરથી બાંધેલો વાંસ કપાઇ ગયો–તે આકાશમાં તેમ પૃથ્વીમાં પણ છે નહિ, છતાં તે ઉપર ચડેલો નટ ઉતરતો નથી; હે પ્રવીણ! તેનું કારણ શું? ઉત્તર–મારી વૃત્તિરૂપી દોરથી જકડેલો આશારૂપી વાંસ કપાઇ ગયો, પણ તે આશા ઉપર ચડેલો, મારા મનરૂપી નટ, નીચે ઉતરતો નથી, તેનું કારણ જાણવામાં કોણ પ્રવીણ નથી? પ્રશ્ન:–એક હંસ માંસને ખાય છે, અને સૂકા સરોવરમાં માછલાં છે, વળી જળ વર્ષે છે, તથા અગ્નિ ઝરે છે. હે પ્રવીણ! તેનું કારણ શું? ઉત્તર–હંસા કહેતાં જીવ, આ મારા શરીરના માંસને ખાય છે; મારાં નેત્રોરૂપી સરોવરમાંથી પાણી સૂકાઇ ગયું છે, પણ ડોળારૂપી માછલાં વલખા મારે છે, તથા નેત્રોમાંથી આંસુ વરસે છે અને વિરહનો દેવતા ઝરે છે, તેનું કારણ જાણવાને કોણ પ્રવીણ નથી? ૨૮–૩૧

**सोरठा**-इहि बिधि भेद अनेक, दुहु लखंत जानंत दुहु ।
बानी बिबिध बिवेक, उनहीके उनही बने ॥ ३२ ॥
आवत पत्र अपार, सबे भेद कहत न बने ।
शंक ग्रंथ बिस्तार, बढन लिये संछेप किय ॥ ३३ ॥

**અર્થ**-એ રીતે અનેક ભેદેકરી, સમસ્યાઓ, બન્ને જણાં લખે છે તેમ તે જાણે છે, પણ તે એજ જણ. વળી એઓની વાણીના અનેક ભાતના વિવેક પણ એમનાથી અને એમનાથીજ બની શકે છે. ઘણા પત્ર આવે છે, તેના સર્વે ભેદ કહેવાનું બને નહીં, તેમ વળી ગ્રંથનો વિસ્તાર વધી જવાની શંકાથી તે સંક્ષેપે એટલે ટુંકાણમાં કહ્યા છે. ૩૨-૩૩

**गाथा**-दंपति पत्रसु भेदं, करि संच्छेप समश्या भंखियं ।
उनषाष्ठि अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ ३४

**અર્થ**-સ્ત્રી પુરૂષના પત્રના ભેદની સંક્ષેપે કરી સમસ્યાઓ કહી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની ઓગણસાઠમી લહેર સંપૂર્ણ થઇ. ૩૪

इति श्री प्रवीनसागरे समस्या-उक्ति-भेद नामनी ओगणसाठमी लहेरनी रसपूर्णा टीकानो एकोनषष्ठितमस्तरंगः ॥

# લહેર ૬૦ મી.

## દૃષ્ટાંત-પ્રેમ દૃઢાવ.

**सोरठा**-दंपति बिरहि बढंत, पत्र लिखिय पूरन दशा ।
प्रेम द्रढावन चंत, उर आशय अनुमान किय ॥ १ ॥

**અર્થ**-આમ તે દંપતીનો વિરહ વધવાથી, પરસ્પર એક બીજાના મનમાં પ્રેમ દ્રઢાવાના ચિંતવનથી, હૃદયના આશય પ્રમાણે અનુમાન કરીને, પ્રેમ દશાના પત્રો લખી મોકલાવે છે. ૧

**दुहा**-दीपक जोत उद्योत लखि, प्रेम न कीनो भंग ।
देखो अंग पतंगको, रह्यो रंग मिल रंग ॥ २ ॥

**અર્થ**—કળાપ્રવીણ લખે છે કે, દીવાની જોતિના હૃદયને જેણે જેણે પ્રેમનો ભંગ કીધો નથી, અને દીવાના રંગની સાથે જેનો રંગ ભળી ગયો છે, એવા પતંગિયાના અંગને જુઓ. ૨

**दुहा**—सागर सागर प्रेमको, सुरत लहर चढि चाहि ।
लाज ज्वाल हटकत अटकि, यों निशबासर जाहि ॥ ३ ॥

**અર્થ**—હે સાગર! પ્રેમના સાગરમાં, સુરતરૂપી લહેર ઉપર મારી ચાહના ચઢી છે, પણ તે લાજરૂપી વેગથી હઠીને અટકી રહે છે, એવી રીતિએ મારા રાત્ર દિવસો ગુજરે છે. ૩

**सवैया**—बारहि मास उदास रहैं सु, बिलास न चाहत नीर तटे ।
सिंधु भरे सरिता सर कूप सु, चंचहु बारि कबू न चटे ॥
स्वांतहुको बिशबास गहे, निसबासरही पिय पीय रटे ।
सागर प्रेमहुकी परखा, बरषा बरषे तरषा न मटे ॥ ४ ॥

**અર્થ**—બારે મહિના ચાતકપક્ષી ઉદાસ ને ઉદાસજ રહે છે, પરંતુ નદી તળાવ કે બીજાં જળાશયને કિનારે જઇને ક્રીડા કરવા ઇચ્છતું નથી. સમુદ્ર નદિયો, તળાવ, અને કુવા ભરેલા હોય છે, તોપણ તેમાંનું જળ કદીએ ચુંબતો નથી, પણ સ્વાતિબુંદનો મનમાં વિશ્વાસ રાખી રાતદિવસ "પિયુ, પિયુ" એમ રટણ કર્યા કરે છે. હે સાગર! પ્રેમની પરીક્ષા જુઓ, કે વર્ષાદ વરસે છે, છતાં તેની તરશ છીપતી નથી. ૪

**सवैया**—आसत नासत हु नहि पावत, पीर फकीर कितेब कुरानी ।
साधक सिद्ध सबे मिलि शोधत, बोधत बेद पुरानहि बानी ॥
मंत्रक जंत्रक तंत्रक भेद, निरंत्रक काहू नहीं पहिचानी ।
ब्रेह बिथा किरतार करामत, सागर जानन हारन जानी ॥ ५ ॥

**અર્થ**—હે પ્રિયતમ! વિજોગના દુઃખની કહાણી એવી છે કે, તેને આસ્તિક, નાસ્તિક, પીર, ફકીર, કિતાબી તથા કુરાની કોઇએ જાણવાને પામતું નથી, પણ સાધક અને સિદ્ધ સર્વે મળીને શોધે છે, વેદ ને પુરાણની વાણીનું જે જ્ઞાન મેળવે છે, જેઓ મંત્ર, જંત્ર, ને તંત્રના ભેદ નિરંતર કરે છે, પણ તેમાંના કોઇને તેની—પ્રેમની—પીછાણ પડતી નથી. એ તો કિરતારનીજ કરામત છે, તેને તો જાણવાવાળાએજ જાણી છે ૫

**सवैया**—प्रानै समाध लई करता, सुरता नल नाभि सरोज बढायो ।
ब्रह्म भयो उतपंन सनेह, वहे बिरहा जलमें मुरझायो ॥
शोधत बाहिरको निकस्यो, परि पार न काहु बिचारसें पायो ।
ध्यान धर्यो बहुरचो उनकों, सिगरे महि सागर रूप जनायो ॥ ६ ॥

**सोरठा**—इहि बिधि भेद अनेक, दुहु लखंत जानंत दुहु ।
बानी बिबिध बिवेक, उनहींके उनही बने ॥ ३२ ॥
आवत पत्र अपार, सबे भेद कहत न बने ।
शंक ग्रंथ बिस्तार, बढन लिये संछेप किय ॥ ३३ ॥

**અર્થ**—એ રીતે અનેક ભેદકરી, સમસ્યાઓ, બન્ને જણાં લખે છે તેમ તે જાણે છે, પણ તે બેજ જણ. વળી એઓની વાણીના અનેક ભાતના વિવેક પણ એમનાથી અને એમનાથીજ બની શકે છે. ઘણા પત્ર આવે છે, તેના સર્વે ભેદ કહેવાનું બને નહીં, તેમ વળી ગ્રંથનો વિસ્તાર વધી જવાની શંકાથી તે સંક્ષેપે એટલે ટુંકાણમાં કહ્યા છે. ૩૨–૩૩

**गाथा**—दंपति पत्रसु भेदं, करि संच्छेप समस्या भंखियं ।
उनषष्ठि अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ ३४

**અર્થ**—સ્ત્રી પુરૂષના પત્રના ભેદની સંક્ષેપે કરી સમસ્યાઓ કહી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની ઓગણસાઠમી લહેર સંપૂર્ણ થઇ. ૩૪

इति श्री प्रबीनसागरे समस्या–उक्ति–भेद नामनी ओगणसाठमी लहेरनी रसपूर्णा टीकानो एकोनषष्ठितमस्तरंगः ॥

---

## લહેર ૬૦ મી.

### દૃષ્ટાંત—પ્રેમ દૃઢાવ.

**सोरठा**—दंपति बिरहि बढंत, पत्र लिखिय पूरन दशा ।
प्रेम द्रढावन चंत, उर आशय अनुमान किय ॥ १ ॥

**અર્થ**—આમ તે દંપતીનો વિરહ વધવાથી, પરસ્પર એક બીજાના મનમાં પ્રેમ દ્રઢાવાના ચિતવનથી, હૃદયના આશય પ્રમાણે અનુમાન કરીને, પ્રેમ દશાના પત્રો લખી મોકલાવે છે. ૧

**दुहा**—दीपक जोत उद्योत लखि, प्रेम न कीनो भंग ।
देखो अंग पतंगको, रह्यो रंग मिल रंग ॥ २ ॥

અર્થ—કળાપ્રવીણ લખે છે કે, દીવાની જોતિના ઉદયને જોઇને જેણે પ્રેમનો ભંગ કીધો નથી, અને દીવાના રંગની સાથે જેનો રંગ મળી ગયો છે, એવા પતંગિયાના અંગને જુઓ. ૨

दुहा—सागर सागर प्रेमको, सुरत लहर चढि चाहि ।
लाज ज्वाल हटकत अटकि, यों निशबासर जाहि ॥ ३ ॥

અર્થ—હે સાગર! પ્રેમના સાગરમાં, સુરતરૂપી લહેર ઉપર મારી ચાહના ચઢી છે, પણ તે લાજરૂપી વેગથી હઠીને અટકી રહે છે, એવી રીતિએ મારા રાત્ર દિવસો ગુજરે છે. ૩

सवैया—बारहि मास उदास रहे सु, बिलास न चाहत नीर तटे ।
सिंधु भरे सरिता सर कूप सु, चंचहु बारि कवू न चटे ॥
स्वांतहुको बिशबास गहे, निसबासरही पिय पीय रटे ।
सागर प्रेमहुकी परखा, वरषा बरषे तरषा न मटे ॥ ४ ॥

અર્થ—બારે મહિના ચાતકપક્ષી ઉદાસ ને ઉદાસજ રહે છે, પરંતુ નદી તળાવ કે બીજાં જળાશયને કિનારે જઇને ક્રીડા કરવા ઇચ્છતું નથી. સમુદ્ર. નદિયો, તળાવ, અને કુવા ભરેલા હોય છે, તોપણ તેમાંનું જળ કદીએ ચુંબતો નથી, પણ સ્વાતિબુંદનો મનમાં વિશ્વાસ રાખી રાતદિવસ "પિયુ, પિયુ" એમ રટણ કર્યા કરે છે. હે સાગર! પ્રેમની પરીક્ષા જુઓ, કે વર્ષાદ વરસે છે, છતાં તેની તરશ છીપતી નથી. ૪

सवैया—आसत नासत हु नहि पावत, पीर फकीर कितेब कुरानी ।
साधक सिद्ध सबे मिलि शोधत, बोधत बेद पुरानहि बानी ॥
मंत्रक जंत्रक तंत्रक भेद, निरंत्रक काहू नहीं पहिचानी ।
ब्रेह बिथा किरतार करामत, सागर जानन हारन जानी ॥ ५ ॥

અર્થ—હે પ્રિયતમ! વિજોગના દુઃખની કહાણી એવી છે કે, તેને આસ્તિક, નાસ્તિક, પીર, ફકીર, કિતાબી તથા કુરાની કોઇએ જાણવાને પામતું નથી, પણ સાધક અને સિદ્ધ સર્વે મળીને શોધે છે, વેદ ને પુરાણની વાણીનું જે જ્ઞાન મેળવે છે, જેઓ મંત્ર, જંત્ર, ને તંત્રના ભેદ નિરંતર કરે છે, પણ તેમાંના કોઇને તેની—પ્રેમની—પીછાણ પડતી નથી. એ તો કિરતારનીજ કરામત છે, તેને તો જાણવાવાળાએજ જાણી છે ૫

सवैया—प्रानें समाध लई करता, सुरता नल नाभि सरोज बढायो ।
ब्रह्म भयो उतपंन सनेह, वहे बिरहा जलमें मुरझायो ॥
शोधत बाहिरकों निकस्यो, परि पार न काहु बिचारसें पायो ।
ध्यान धर्यो बहुरचो उनकों, सिगरे महि सागर रूप जनायो ॥६ ॥

**સોરઠા**—इहि विधि भेद अनेक, दुहु लखंत जानंत दुहु ।
बानी बिबिध विवेक, उनहीके उनही बने ॥ ३२ ॥
आवत पत्र अपार, सबे भेद कहत न बने ।
शंक ग्रंथ बिस्तार, बढन लिये संछेप किय ॥ ३३ ॥

**અર્થ**—એ રીતે અનેક ભેદેકરી, સમસ્યાઓ, બન્ને જણાં લખે છે તેમ તે જાણે છે, પણ તે બેજ જણ. વળી એઓની વાણીના અનેક ભાતના વિવેક પણ એમનાથી અને એમનાથીજ બની શકે છે. ઘણા પત્ર આવે છે, તેના સર્વે ભેદ કહેવાનું બને નહીં, તેમ વળી ગ્રંથનો વિસ્તાર વધી જવાની શંકાથી તે સંક્ષેપે એટલે ટુંકાણમાં કહ્યા છે. ૩૨–૩૩

**ગાથા**—दंपति पत्रसु भेदं, करि संच्छेप समस्या भंखियं ।
उनषष्ठि अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं ॥ ३४

**અર્થ**—સ્ત્રી પુરૂષના પત્રના ભેદની સંક્ષેપે કરી સમસ્યાઓ કહી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની ઓગણસાઠમી લહેર સંપૂર્ણ થઇ. ૩૪

इति श्री प्रवीनसागरे समस्या–उक्ति–भेद नामनी ओगणसाठमी लहेरनी
रसपूर्णा टीकानो एकोनषष्ठितमस्तरंगः ॥

# લહેર ૬૦ મી.

## દૃષ્ટાંત–પ્રેમ દૃઢાવ.

**સોરઠા**—दंपति बिरहि बढंत, पत्र लिखिय पूरन दशा ।
प्रेम द्रढावन चंत, उर आशय अनुमान किय ॥ १ ॥

**અર્થ**—આમ તે દંપતીનો વિરહ વધવાથી, પરસ્પર એક બીજાના મનમાં પ્રેમ દ્રઢાવાના ચિંતવનથી, હૃદયના આશય પ્રમાણે અનુમાન કરીને, પ્રેમ દશાના પત્રો લખી મોકલાવે છે. ૧

**દુહા**—दीपक जोत उद्योत लखि, प्रेम न कीनो भंग ।
देखो अंग पतंगको, रह्मो रंग मिल रंग ॥ २ ॥

**અર્થ**–કળાપ્રવીણ લખે છે કે, દીવાની જોતિના ઉદયને જોઈને જેણે પ્રેમનો ભંગ કીધો નથી, અને દીવાના રંગની સાથે જેનો રંગ મળી ગયો છે, એવા પતંગિયાના અંગને જુઓ. ૨

**दुहा**–सागर सागर प्रेमको, सुरत लहर चढि चाहि ।
लाज ज्वाल हटकत अटकि, यों निशबासर जाहि ॥ ३ ॥

**અર્થ**–હે સાગર! પ્રેમના સાગરમાં, સુરતરૂપી લહેર ઉપર મારી ચાહના ચઢી છે, પણ તે લાજરૂપી વેગથી હઠીને અટકી રહે છે, એવી રીતિએ મારા રાત્ર દિવસો ગુજરે છે. ૩

**सवैया**–बारहि मास उदास रहें सु, बिलास न चाहत नीर तटे ।
सिंधु भरे सरिता सर कूप सु, चंचहु बारि कवू न चटे ॥
स्वांतहुको बिशबास गहे, निसबासरही पिय पीय रटे ।
सागर प्रेमहुकी परखा, वरषा बरषे तरषा न मेटे ॥ ४ ॥

**અર્થ**–બારે મહિના ચાતકપક્ષી ઉદાસ ને ઉદાસજ રહે છે, પરંતુ નદી તળાવ કે બીજાં જળાશયને કિનારે જઈને ક્રીડા કરવા ઇચ્છતું નથી. સમુદ્ર, નદિયો, તળાવ, અને કુવા ભરેલા હોય છે, તોપણ તેમાંનું જળ કદીએ ચુંબતો નથી, પણ સ્વાતિબુંદનો મનમાં વિશ્વાસ રાખી રાતદિવસ "પિયુ, પિયુ" એમ રટણ કર્યા કરે છે. હે સાગર! પ્રેમની પરીક્ષા જુઓ, કે વર્ષાદ વરસે છે, છતાં તેની તરશ છીપતી નથી. ૪

**सैवया**–आसत नासत हु नहि पावत, पीर फकीर कितेब कुरानी ।
साधक सिद्ध सबे मिलि शोधत, बोधत बेद पुरानहि बानी ॥
मंत्रक जंत्रक तंत्रक भेद, निरंत्रक काहू नहीं पहिचानी ।
ब्रेह बिथा किरतार करामत, सागर जानन हारन जानी ॥ ५ ॥

**અર્થ**–હે પ્રિયતમ! વિજોગના દુઃખની કહાણી એવી છે કે, તેને આસ્તિક, નાસ્તિક, પીર, ફકીર, કિતાબી તથા કુરાની કોઇએ જાણવાને પામતું નથી, પણ સાધક અને સિદ્ધ સર્વે મળીને શોધે છે, વેદ ને પુરાણની વાણીનું જે જ્ઞાન મેળવે છે, જેઓ મંત્ર, જંત્ર, ને તંત્રના ભેદ નિરંતર કરે છે, પણ તેમાંના કોઇને તેની–પ્રેમની–પીછાણ પડતી નથી. એ તો કિરતારનીજ કરામત છે, તેને તો જાણવાવાળાએજ જાણી છે ૫

**सवैया**–प्रानै समाध लई करता, सुरता नल नाभि सरोज बढायो ।
ब्रह्म भयो उतपंन सनेह, वहे बिरहा जलमें मुरझायो ॥
शोधत बाहिरको निकस्यो, परि पार न काहु बिचारसें पायो ।
ध्यान धर्यो बहुरचो उनको, सिगरे महि सागर रूप जनायो ॥६ ॥

**અર્થ**-હે પ્રિય **સાગર**! આ પ્રાણરૂપી કિરતારે સમાધી લીધી, મારી નાભિમાંથી સુરતારૂપી કમળની દાંડી વધારી, તેમાંથી સ્નેહરૂપી બ્રહ્મા ઉત્પન્ન થયા, તે વિરહરૂપી પાણીમાં અકળાયો, પછી શોધતાં શોધતાં બહાર નિકળ્યો, પરંતુ કોઇક વિચાર-કારણથી, પરિપાર પામ્યો નહીં. જ્યારે તેણે એનું ધ્યાન ધર્યું, એટલે સર્વત્ર **સાગર**નું રૂપજ જણાયું. મતલબ કે બ્રહ્માને જેમ બધેય જળ જળ જણાયું, તેજ રીતિયે મારા સ્નેહે સર્વત્ર તમારૂં રૂપ દીઠું છે. ૬

## सवैया.

पंथिक सागर एक चल्यो, रितु ग्रीषमकी कछु राह न जानी ।
कच्छ करीर किते गिर लंघत, देह दिनेश मरीच तचानी ॥
पावकसी ज्यू बयार इतेपर, केति व्यथाकि भईहे कहानी ।
डोर नही ज्यु नही अबरोहनि, प्यास लगी अरु कूपमें पानी ॥ ७ ।

**અર્થ**-હે **સાગર**! એક પંથીક ચાલ્યો જતો હતો, તેણે ગ્રીષ્મઋતુના તાપની કાંઇ વાત જાણી નહીં. બેટ, કેરડાનાં રાનો, ડુંગર અને પર્વતો ઉલંઘતાં તેની દેહ સૂરજનાં કિરણોથી દાઝી ગઇ હતી; એટલામાં વળી દેવતા જેવા વાની વ્યથાની કેટલી વિતક વીતિ; તેની પાસે દોર નથી, તેમ કુવામાં ઉતરવાને પગથિયાં નહોતાં, અને પ્યાસ તો લાગી હતી, કુવામાં પાણી હતું. મારા અભિલાષરૂપી પંથિક! તમારા મેળાપના પાણીને ચાહે છે, પણ તેમ કરવાને જોઇએ તેવાં સાધન નથી. ૭

## सवैया.

जाय समीर मिल्यो हे समीरसें, तेज सु तेजहूमें मिल दूको ।
अंबुमें अंबु-अकाश अकाशमें, भाग परचोंई रह्यो भुव भूको ॥
पंचहू छांड चले मग आपके, काहु न संग लियोहे जिऊको ।
सागर एह दशा अनुमानहु, प्रेम सही इक प्रान लोहुको ॥ ८॥

**અર્થ**-હે **સાગર**! આ તનમાંથી પવન-ભૌક્તિક પવન-ભેગો મળ્યો; અને પાસે જઇને મારા શરીરની કાન્તિનું તેજ, તેજમાં મળી ગયું; ને પાણીમાં પાણી, આકાશ આકાશમાં મળી, ભૂમિનો ભાગ ભૂમિ ઉપરજ પડયો રહ્યો છે. એ પ્રકારે પંચ મહાભૂતનાં પાંચે તત્વ મને છોડીને પોતપોતાને ઠેકાણે થયાં છે, પણ કોઇએ જીવનો સંગ કર્યો નહીં. હે મિત્ર **સાગર**! મારી એવી સ્થીતિનું અનુમાન કરો કે, મારા અંતરમાં પ્રાણ રહે ત્યાં સુધી તેનો સંગી એક પ્રેમજ રહ્યો છે. ૮

**सवैया**—बेधनकों न बिचारतहे अरु, बीनको नाद सुनी मृग मोहे ।
पंकज बंध सहे ज्यु मधूकर, चातुक स्वांत बिना तरस्यो हे ॥
चंद बिना ज्यु चकोर चुगे शिखि, दीपक देखि पतंग जर्यो हे ।
प्रान गुमावनकी न परे कल, सागर प्रेमका नेम असो हे ॥ ९ ॥

**અર્થ**—હે સાગર! પ્રેમનો નિયમ એવો છે કે, મૃગ વિંધાઇ જવાનો વિચાર કરતો નથી, પણ વીણાનો નાદ સાંભળીને તેમાં મોહી રહે છે; ભમરો કમળના બંધનને સહન કરે છે, ચાતકપક્ષી બારે માસ સ્વાતિનાં બુંદ વગર તરસ્યોજ રહે છે, તેમ ચંદ્રના પ્રકાશ વગર ચકોર પક્ષી દેવતાને ખાય છે, વળી દીવાને જોઇને પતંગિયો તેમાં ઝંપલાઇ બળી મરે છે. હે **સાગર**! એમાં બીજું કંઇ નહિ, એ તો પ્રેમની બલિહારી છે કે, પ્રાણ ગુમાવવાની પણ પરવા કરતા નથી. ૯

**सवैया**—विप्र जो बेद पढेतो कहा, जब जानि परी नहि बेदकि बानी ।
गानक गान कियो तो कहा, उन राग कला सुर तान न आनी ॥
जोगि बिभूति चढाई कहा, जब जोग कला न हिये अनुमानी ।
सागर प्रीत करी तो कहा, जबलों जिय प्रीतकि रीत न जानी ॥ १० ॥

**અર્થ**—બ્રાહ્મણો વેદ ભણે અને તેમાં તેને વેદની વાણી સમજવામાં આવી નહીં, તો તેથી શું થયું? ગવૈયાએ રાગ ગાયો, પણ તેમાં સ્વર તાળ આણી શકાયાં નહી, તો પછી રાગ ગાયાથી શું થયું? જોગિયે જોગકળાનો અંતરમાં અનુભવ કર્યો નહીં, તો આખા શરીરે વિભૂતિ ચોળી તેથી શું થયું? તેમજ હે **સાગર**! જ્યાંસુધી જીવમાં પ્રીતિની રીતિ જાણી નહીં, તો તેથી પ્રીત કરી તોય શું થયું? ૧૦

**कवित्त**—प्रान पशु-पातिकी, जटामें मन गेर गीर ।
सकुच सुरंग सार्गी, फोर तोर फहरे ॥
बिरहा मिहार तेज, तपन तुहीन जिय ।
प्रगल प्रवाह प्रेम, पूर लगी लहरे ॥
मकर मनोज मंद, करत कलोल मोद ।
अभिलाष रंग रंग, कंज पुंज ठहरे ॥
सागर समीप स्रोत, होयके हजार धार ।
गंगके तरंग ज्यों-उमंग मिली गहरे ॥ ११ ॥

**અર્થ**—હે પ્રિયતમ! મારી પ્રેમરૂપી ગંગા, પ્રાણરૂપી પશુપતિની જટામાંથી, મનરૂપી મેરૂ પર્વત ઉપર, લાજરૂપી સરંગને તથા તરૂવરોની સાખાઓને ફોડી તોડીને ફેલાઇ ગઇ છે. વિરહરૂપી સૂર્યના તેજના તાપના તપવાથી મારૂં જીવરૂપી બરફ પીગળીને પ્રેમ પ્રવાહના પૂરની લહેરો લાગી છે; તેમાં મનોજરૂપી મકરધ્વજ—મગરમચ્છ—ભેદરૂપી કલ્લોલ કરે છે; વળી અભિલાષ—આતુરતારૂપી—રંગ રંગના કમળના સમૂહો ઠર્યા છે, અને મારી સુરત, હજારો ધારારૂપે બનીને તેમને પાસે આવી, ગંગાના તરંગની માફક મહાન્ ઉમળકાથી મળે છે ૧૧

**દોહા**—खेल सेलके बांस पर, बरत धार तरवार।
मन नटवा सार्ची सुरत, चढे तो उतरे पार॥ १२॥

**અર્થ**—ભાલારૂપી વાંસ, તરવારની ધારરૂપી દોર ઉપર ખેલ કરવાને, મનરૂપી નટ, એક સુરતથી ઉપર ચડે, તો સુખરૂપે પરિપાર ઉતરે. ૧૨

**દોહા**—प्रेम कुंड पावक भर्यो, मनो सु यह अनुमान।
पर दर कह्यो प्रवीन ज्यु, पर पर समज्यो प्रान॥ १३॥

**અર્થ**—આ પ્રમાણે પ્રવીણની વ્યથા જાણી, રસસાગર પોતાની દશા કહે છે કે, અગ્નિના અંગારાથી ભરેલો કુંડ હોય, એજ અનુમાને કરી મારા પ્રેમને પણ જાણો. વિદ્વાને કહ્યું કે તેથી દૂર રહે છે પરંતુ આ પ્રાણ તો તેમાં "પડ પડ" એમ કહે છે, એવું હું સમજ્યો છું. ૧૩

**દુહા**—जे दरदी जरदी समर, ताकों लग न तीर।
दरदी घट पट है नहीं, कैसें बचे शरीर॥ १४॥

**અર્થ**—જે ઇશકની પિડાથી દુખીઆરા નથી, તેમના શરીરે અજાણપણારૂપી બખતર છે, તેથી તેઓને કામનાં તિક્ષ્ણ તીર લોકાતાં નથી; પણ જે દરદી અર્થાત્ ઇશકી છે, તેના ઘટ એટલે અંગ ઉપર, રક્ષણ કરનાર પટ—બખતર—અંતપટ નથી, તો પછી તેનું શરીર કેવી રીતે બચી શકે? ૧૪

**સવૈયા**—तूंहिय तुंहि जपे रितु सीतमें, तूहिन तुंगन त्यूंहि गलेगा।
तापनमें करि तापन तापनि, आपन या पन धारि जलेगा॥
पावस एकहिं पाव स व्है, परवीन धुनि रससें न डुलेगा।
प्रेमको थान निदान मिले तह, जोजन को इहि राह चलेगा॥ १५॥

**અર્થ**—જે ટાઢની મોસમમાં શિયાળામાં "તુંહી તુંહી" એવા જાપથી રટણ કરશે, તેમજ હિમાલયની બરફવાળા શિખરમાં જઇને ગળશે; તાપની ઋતુમાં મધ્યાહ્ને ચોતરફ તાપણીના તાપ કરીને પોતે એજ પણ ધરીને બળશે, વર્ષા અર્થાત્ ચાતુર્માસમાં એક પગે ઉભા રહી, સોબતી વગર રહીને

નદીના નીરથી દૂર લશે નહીં, એવી રીતે જો કોઇ માણસ એ માર્ગે ચાલશે, તો ત્યાં તેને પ્રેમનું ઠેકાણું જરૂર પ્રાપ્ત થશે. ૧૫

दुहा—शीत घाम जलमें सदा, तपे जपे मुख नाम ।
चले ज्यु याही रीतसें, मिले प्रेमको धाम ॥ १६ ॥

અર્થ—ટાઢમાં, તાપમાં અને જળમાં સદા તપશ્ચર્યાને તપે, અને મુખવતી જપ કરે, તો તેને પ્રેમનું ધામ મળે છે. ૧૬

सवैया—दीपसें प्रेम पतंगनको, अरु पंकज भ्रंगनको सुख पूरत ।
चंदसें प्रेम चकोरनको, घनघोरनसें नित, मोरनको रत ॥
चातुक प्रेमहि बुंदनसें, जलजातको प्रेमहे सूरकि सूरत ।
जानतहे इहि रीत सदा हम, प्रेमको रूप प्रवीनकि मूरत ॥ १७ ॥

અર્થ—જેવી રીતે દીવા ઉપર પતંગિયાનો પ્રેમ લાગેલો છે, કમળ ભમરાનું સુખ પૂરે છે, ચંદ્ર જોડે ચકોરને પ્રેમ લાગેલો છે, વર્ષાદની ઘોર ગર્જના ઉપર નિરંતર મોરનો પ્રેમ લાગેલો છે, ચાતકને સ્વાતિ નક્ષત્રના બુંદનો પ્રેમ લાગેલો છે, કમળ સૂરજની સુરત સાથે તલ્લીન થએલો છે; એજ રીતે સદાય પ્રવીણતી મૂર્તિનેજ અમે પ્રેમનું રૂપ જાણીએ છીએ. ૧૭

सवैया—शोच पहाण संकोचदे आरण, मोहदी सीह दा दाहको नेडा।
दीददि प्यास सहंदे बहंदे, दुखाणदि खोह पयाणनि तेडा ॥
मितदा ध्यान विहंगदि भंखण, झोला झुटा बीरहाणदा बेडा ।
लाजादि गंग आतंकदे खांडणु, प्रेमदा पंथ केदारदा पेडा ॥ १८ ॥

અર્થ—ચિંતારૂપી પત્થર, સંકોચરૂપી અરણ્ય, મોહરૂપી સિંહણ, પ્રેમરૂપી દાવાનળનું બળવું, દર્શનની પ્યાસ સાંખીને ચાલવું, વળી દુઃખરૂપી ખોહ અને ચાલવાનો માર્ગ વાંકોચૂકો છે, મિત્રના ધ્યાનરૂપી પક્ષિયોનું બોલવું, અને વિરહરૂપી મછવાના ઝોલા ઝુલી રહ્યા છે, તથા ઝોલામાં બેશી ગંગા પાર ઉતરવી અને ભયનું ખંડન કરવું, એટલી પિડા કેદારનાથના રસ્તામાં છે, તેજ માફક પ્રેમનો પંથ પણ કેદારેશ્વરના રસ્તા જેવો અતિ વિકટ છે. ૧૮

सवैया—जल धारके संग कला चपला, अरु मीरके संग कुमोद नरी ।
अहि भच्छन संग हलाहलको बल, प्रेमल पोन लगी बिहरी ॥
बिसतार हुताशन संग धुंवा, यह रीत प्रवीन बनाय धरी ।
बिरहा दुख दान सनेहके संग, बढे मनु बामनकी लकरी ॥ १९ ॥

અર્થ—મેઘની ધારા જોડે વિજળીની કળા વધે છે, જળ વધવાની જોડે

પોયણીની ડાંડી વધે છે, સર્પ જેમ જેમ ખોરાક ખાય છે, તેમ તેમ તેની જોડે, તેના મુખમાં વિખનું બળ વધે છે, પવનની ગતિ જેમ દૂર ચાલે છે, તેની જોડે વહીને પ્રેમલ-સુગંધ પણ અધિક ફેલાય છે, અગ્નિના વધારા સાથે તેના ધુંવાડાનો પણ વિસ્તાર વધે છે. હે પ્રવીણ! એવીજ રીતિ ઇશ્વરે બનાવી રાખી છે. જેમ ઇશ્વર અવતાર વામનજીનું શરીર વધ્યું, તેની સાથે તેમની લાકડી વધતી ગઇ હતી, તે પ્રકારે મારો સ્નેહ વધતો જાય છે. ૧૯

कवित–वेध्यो जो शरीर तीर, पलहु न धरे धीर ।
सुध तमासगीर, उष्न हे के सीराहे ॥
गिरिके अताग पानी, तरीकें तिसानी वाट ।
गईहे न जानी जिन, चले एसी ईराहे ॥
जोन नेन देखीहे सो, लेखीहे सबे समान ।
पथ्थरके पुंजमें परेखी हे न हीराहे ॥
तन मन नेन जोई, बीतत है पावे सोइ ।
पाय न प्रवीन प्रेमी, बिना कोउ पीराहे ॥ २० ॥

અર્થ–જેનું અંગ બાણથી ભેદાયું હોય તે, તે પણ ધૈર્ય ધરી શકતો નથી, પણ, તીરનો ઘા ઉષ્ણ છે કે શીતળ છે, તે તેની સુધ જોવા મજેજાઓને હોતી નથી; જે ભૂમિમાં ચાલીને ગયા નથી, તેઓને ખબર નથી કે તે ભૂમિ કેવી છે? અથાગ પાણી છે? ઝાડ છે? કે તરશે મરિયે એવો ખારો પાટ છે? જેઓ નજરે જોઇ શકતા નથી, તેઓ સર્વે હીરાને સમાન લેખશે–જોશે, અને પત્થરના પુંજના–ઓઘમાં પડેલા હીરાને પારખી શકશે નહીં; તેમજ પ્રેમની પિડા જેમને પડી હોય, તેજ તન, મન અને આંખોને જોઇને જાણી શકે છે–પ્રેમી વિના કોઇ જાણી શકે નહીં. ૨૦

कवित–चातुकीकों बुझो बुंद पाये बिना कहा होत ।
कहा होत मींन बुझो, बिछुर जो नीराहे ॥
बुझिये चकोरकों जों, चंद बिना उदे कहा ।
बुझिये मधुप कहा, होत कंज बीराहे ॥
हारनकों बुझिये जो, काठ छांडिये तो कहा ।
बुझीये पतंग कहा, दीपकमें सीराहे ॥
जाय बीती सोय जाने, प्रेम नां पिछाने ओर ।
हीराकी सनाख्त ज्यों प्रवीन एक हीराहे ॥ २१ ॥

**અર્થ**-બપૈયાને પૂછો કે, સ્વાતિનાં બુંદ વિના શું થાય? માછલીને પૂછો કે નીરથી જૂદાં પડેથી શું થાય? ચકોરને પુછો કે ચંદ્રના ઉદય વિના શું થાય? અને ભમરાને પૂછો કે કમળ બીડાઇ ગયું તેમાં શું થયું? હારણ પક્ષીને કહો કે કાષ્ઠને છોડી દઇયે તો શું થાય? પતંગિયાને પૂછો કે દીવામાં શી શીતળતા છે? હે **પ્રવીણ**! જેમ હીરાની શાયડી એકજ હીરાની બનેલી હોય છે; તેમજ જેને પ્રેમની પિડા વિતિ હોય તેજ જાણે, અન્ય કોઇ જાણે નહીં. ૨૧

**कबित**-आगेहे चकर, पाछे मकर निकर लागे।
दोउ ओर ग्रावनके, अगहन गरहे॥
खुटे खान पान, टुटे नांगर निशान डोर।
एतेपें स्वसानहुकी, उलटी अखरहे॥
मालुम भयोहे अंध, रोधकी न शोध कहुं।
फूट गयो नाव सो, कहांलोंदधि तरहे॥
कीजिये उपाय आय, लीजिये प्रवीन सुधि।
हाय हाय जायकें, पुकार कोउ करहे॥ २२॥

**અર્થ**-આગળ ભમરીયોના વંટોલીયા છે, અને પાછળ મઘરનો સમૂહ ફરી વળેલો છે, બંને બાજુએ પત્થરના દુર્ગમ પર્વતો આવેલા છે, ખાનપાન ખૂટયું છે, અને નાંગર તથા નિશાનનાં દોર તૂટી ગયાં છે, અધુરામાં પુરૂં વળી પવન પણ ઉલટો વાય છે; માલમ પણ અંધ થયો છે; કિનારાનો પત્તો લાગતો નથી, એવામાં નાવ ફુટી ગયું તે હવે સમદ્રમાં તરી શકશે? હે **પ્રવીણ**! આવીને કાંઇ ઉપાય કરો અને અમારી શુદ્ધિ લ્યો. અરેરે! કોણ જઇને અમારૂં વિલપન ત્યાં વિદિત કરે? ૨૨

**दुहा**-बन बिचार मन मानसर, भर्यो प्रेम बहु बार।
सुख मुगता हंसा बिरह, निशदिन चुगत किनार॥ २३॥

**અર્થ**-વિચારરૂપી વનમાં મનરૂપી માનસરોવર છે, તેમાં પ્રેમરૂપી અતોલ પાણી ભર્યું છે, તેને કિનારે રહેલો વિરહરૂપી હંસ રાત દિવસ સુખરૂપ મોતી ચરે છે. ૨૩

**सोरठा**-मन पाटी गुन मेख, प्रेग कडी उतरे चढे।
सिधगज बिरह बिशेष, वट गोरखधंधा भयो॥ २४॥

**અર્થ**-'ગોરખધંધો' નામનો લોખંડની પાટી અને તેમાં નાંખેલી કડીઓનો એક કોયડો થાય છે. ગોરખ લોક તે પોતાની પાસે રાખે છે, એ

કડીઓમાં એક લોખંડના ૭૯ ગજને ગુંચવી દીધેલો હોય છે, તે કડીઓની ચા-લાવણીથી છુટો થઇ શકે છે, તેને 'સિદ્ધગજ' કહે છે. એ ગોરખ ધંધાને પોતા ઉપર લાગુ પાડી સાગર કહે છે કે, મન લોખંડની પાટીરૂપ બન્યું છે, ગુણ તેમાં મેખરૂપ થયો છે, પ્રેમરૂપી કડીઓ ચઢ ઉતાર થાય છે અને વિરહરૂપી તેમાં સિદ્ધગજ ગુંચવાઇ ગયો છે, તે પ્રવીણ–ચતુર વગર કોણ મુકાવે? અર્થાત્ વિરહ કોણ ભગાવે ને સંયોગ કરાવે? ૨૪

**सवैया**–बेधक एक प्रबीन चल्यो, उनही मन में उपचार कर्यो ।
गानके रंग कुरंग चढे जहाँ, नेहको दीप जगाय धर्यो ॥
एनकों सूझतहे न कच्छु, कर पारधि ले सर पार कर्यो ।
बीनको नाद सुनेगो कहां, इतनी कहिकें मुरझाय पर्यो ॥ २५ ॥

**અર્થ**–હે પ્રવીણ! એક પારધી ચાલ્યો જાય છે. તેણે મનની સાથે યુક્તિ રચી. પછી ગાન કીધું. હરણ ગાયનના તાનમાં ચડયું, પછી તે જગોએ તેલનો દીવો મૂકયો, તે જોઇને હરણને કાંઇ સુઝ પડી નહિ અને ગુંચવાઇ રહ્યો. પણ પારધીએ હાથમાં તીર લઇને સોંસરો આરપાર કર્યો, એટલે તે મૃગ, અરે હવે વીણાનો સુર કહાં સાંભળીશ? એવું કહી મૂર્છા ખાઇ પડયો. તાત્પર્ય કે, મારા ચિત્તરૂપી મૃગને તમો પારધીરૂપે સુંદર અને મોહક ધ્વની સંભળાવીને, નેહરૂપી દીપક દેખાડી, નેત્રના કટાક્ષરૂપી તીરે વિંધી નાખ્યું છે, છતાં તે સુંદર વાણી હું કયાં સાંભળીશ? ૨૫

**सोरठा**–इहि बिधि प्रेम द्रढाय, पाती लिखि एकेक प्रति ।
त्यों त्यों बिरह बेढाय, ज्यों ज्यों बंचत भेद वह ॥ २६ ॥

**અર્થ**–આ પ્રકારે પ્રેમ દ્રઢાવીને, એક એક પ્રત્યે પત્રો લખ્યા, અને તે પત્રોનો જેમ જેમ ભેદ વાંચે છે, તેમ તેમ તે બંને જણને વિરહ વધારે ને વધારે સંતાપતો જાય છે. ૨૬

**गाथा**–दंपति प्रेम बिधानं, प्रति एकेकं पठावनं पत्रं ।
षष्ठिअंक अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं ॥ २७ ॥

**અર્થ**–બન્નો સ્ત્રી પુરૂષે પરસ્પર એક બીજા ઉપર પ્રેમના વિધાનના પત્રો લખી મોકલ્યા, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની સાઠમી લહેર સંપૂર્ણ થઇ. ૨૭

इति श्री प्रवीनसागरे द्दष्टांत प्रेमद्दढावा नामनी साठमी लेहेरनी
रसपूर्णा टिकानो षष्ठितमस्तरंगः ॥

# લહેર ૬૧ મી.

## અંતર્બહિર્લાપિકા ભેદ.

दुहो–प्रेम बिरह चित चातुरी, दंपति भये बिकास।
श्रीमुख उक्ती मित लिखित, सो अब कहे प्रकाश ॥ १ ॥

**અર્થ**–તે દંપતીના ચિત્તમાં પ્રેમ વિરહ અને ચાતુરીનો ઉદય થયો અને તેઓએ પોતાના સુંદર મુખની વાણી જે એક બીજા ઉપર લખી મોકલી, તેને હવે વર્ણવીએ છીએ. ૧

छपय–ज्यों बिछुरन दिन बढत, बिरहानलको बल।
बढत प्रेम परबाह, बढत स्मर त्यों मन निर्मल ॥
बढत चाह मित मिलन, बढत चितमें चतुराई।
बढत साध सोधना, बढत युक्ती उर आइ ॥
दंपति बढंत एसी दशा, सागर कलाप्रबीन जिय।
लापिका बहिर अंतर सु तब, श्रीमुख चित्र सुकाव्य किय ॥ २ ॥

**અર્થ**–જેમ જેમ વિયોગના દિન વધતા જાય છે, તેમ તેમ વિરહાગ્નિનું જોર અધિક થતું જાય છે; અને જેમ જેમ પ્રેમનો પ્રવાહ વધતો જાય છે, તેમ તેમ તેમના નિર્મળ મનમાં કામદેવ વધતો જાય છે; જેમ જેમ મિત્રને મળવાની ઇચ્છા વધતી જાય છે, તેમ તેમ ચિત્તમાં ચતુરાઇ વધતી જાય છે; અને જેમ જેમ મળવાનાં સાધનનું શોધન વધતું જાય છે; તેમ તેમ ઉરમાં નવી યુક્તિયો વધતી જાય છે. એ રીતે સાગર અને કળાપ્રવીણના પ્રેમની દશા જ્યારે વધતી ગઇ, ત્યારે અંતર્લાપિકા અને બહિર્લાપિકા તથા ચિત્ર કવિત કરી એક બીજા પર મોકલી. ૨

### सवैया.

पंचहु अच्छर सागर हो, ( મહિરામન ) गिताति करि भेद सबे गहिये।
दू दुसरे अरू सागर करी यह, ( દુહિન ) जो कहिवी सो उने कहिये ॥
ने अरू अंत अखंड लगे मग, ( નેન ) अंत दुहूको दुहु मिलिये।
आदिके अंत ले मांगत हे हम ( મન. ) द्वे बिन द्वेकि दुहाइ किये ( રામ ) ।३

**અર્થ**–હે સાગર! તમારા નામના પાંચ અક્ષર છે–"મહિરામન.

કડીઓમાં એક લોખંડના ઝીણા ગજને ગુંચવી દીધેલો હોય છે, તે કડીઓની આ-વણીથી છુટો થઇ શકે છે તેને 'સિદ્ધગજ' કહે છે. એ ગોરખ ધંધાને પોતા ઉપર લાગુ પાડી સાગર કહે છે કે, મન લોખંડની પાટીરૂપ બન્યું છે, ગુણ તેમાં મેખરૂપ થયો છે, પ્રેમરૂપી કડીઓ ચઢ ઉતાર થાય છે અને વિરહરૂપી તેમાં સિદ્ધગજ ગુંચવાઇ ગયો છે, તે પ્રવીણ—ચતુર વગર કોણ મુકાવે? અર્થાત્ વિરહ કોણ ભગાવે ને સંયોગ કરાવે? २४

**सवैया**—बेधक एक प्रवीन चल्यो, उनही मन में उपचार कर्यो ।
गानके रंग कुरंग चढे जहाँ, नेहको दीप जगाय धर्यो ॥
एनको सूझतहे न कच्छु, कर पारधि ले सर पार कर्यो ।
बीनको नाद सुनेगो कहां, इतनी कहिके मुरझाय पर्यो ॥ २५ ॥

**અર્થ**—હે પ્રવીણ! એક પારધી ચાલ્યો જાય છે. તેણે મનની સાથે યુક્તિ રચી. પછી ગાન કીધું. હરણ ગાયનના તાનમાં ચડયું, પછી તે જગોએ તેલનો દીવો મૂક્યો. તે જોઇને હરણને કાંઇ સુઝ પડી નહિ અને ગુંચવાઇ રહ્યો. પણ પારધીએ હાથમાં તીર લઇને સોંસરો આરપાર કર્યો, એટલે તે મૃગ, અરે હવે વીણાનો સુર કહાં સાંભળીશ? એવું કહી મૂર્છા ખાઇ પડયો. તાત્પર્ય કે, મારા ચિત્તરૂપી મૃગને તમો પારધીરૂપે સુંદર અને મોહક ધ્વની સંભળા-વીને, નેહરૂપી દીપક દેખાડી, નેત્રના કટાક્ષરૂપી તીરે વિંધી નાખ્યું છે, છતાં તે સુંદર વાણી હું કયાં સાંભળીશ? २५

**सोरठा**—इहि बिधि प्रेम द्रढाय, पाती लिखि एकेक प्रति ।
त्यों त्यों बिरह बेढाय, ज्यों ज्यों बंचत भेद वह ॥ २६ ॥

**અર્થ**—આ પ્રકારે પ્રેમ દ્રઢાવીને, એક એક પ્રત્યે પત્રો લખ્યા, અને તે પત્રોનો જેમ જેમ ભેદ વાંચે છે, તેમ તેમ તે બંને જણને વિરહ વધારે ને વધારે સંતાપતો જાય છે. २६

**गाथा**—दंपति प्रेम बिधानं, प्रति एकेकं पठावनं पत्रं ।
षष्ठिअंक अंभिधानं, पूर्न प्रबिनसागरो लहरं ॥ २७ ॥

**અર્થ**—બન્નો સ્ત્રી પુરૂષે પરસ્પર એક બીજા ઉપર પ્રેમના વિધાનના પત્રો લખી મોકલ્યા, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની સાઠમી લહેર સંપૂર્ણ થઇ. २७

इति श्री प्रवीनसागरे दृष्टांत प्रेमदृढावा नामनी साठमी लेहेरनी रसपूर्णा टिकानो षष्ठितमस्तरंगः ॥

# લહેર ૬૧ મી.

## અંતર્બહિર્લાપિકા ભેદ.

दुहो–प्रेम विरह चित चातुरी, दंपति भये विकास ।
श्रीमुख उक्ती मित लिखित, सो अब कहे प्रकाश ॥ १ ॥

**અર્થ**–તે દંપતીના ચિત્તમાં પ્રેમ વિરહ અને ચાતુરીનો ઉદય થયો અને તેઓએ પોતાના સુંદર મુખની વાણી જે એક બીજા ઉપર લખી મોકલી, તેને હવે વર્ણવીએ છીએ. ૧

**छपय**–ज्यों बिछुरन दिन बढत, बिरहानलको बल ।
बढत प्रेम परबाह, बढत स्मर त्यों मन निर्मल ॥
बढत चाह मित मिलन, बढत चितमें चतुराई ।
बढत साध सोधना, बढत युक्ती उर आइ ॥
दंपति बढंत एसी दशा, सागर कलाप्रबीन जिय ।
लापिका बहिर अंतर सु तब, श्रीमुख चित्र सुकाव्य किय ॥ २ ॥

**અર્થ**–જેમ જેમ વિયોગના દિન વધતા જાય છે, તેમ તેમ વિરહાગ્નિનું જોર અધિક થતું જાય છે; અને જેમ જેમ પ્રેમનો પ્રવાહ વધતો જાય છે, તેમ તેમ તેમના નિર્મળ મનમાં કામદેવ વધતો જાય છે; જેમ જેમ મિત્રને મળવાની ઇચ્છા વધતી જાય છે, તેમ તેમ ચિત્તમાં ચતુરાઇ વધતી જાય છે; અને જેમ જેમ મળવાનાં સાધનનું શોધન વધતું જાય છે; તેમ તેમ ઉરમાં નવી યુક્તિયો વધતી જાય છે. એ રીતે સાગર અને કળાપ્રવીણના પ્રેમની દશા જ્યારે વધતી ગઇ, ત્યારે અંતર્લાપિકા અને બહિર્લાપિકા તથા ચિત્ર કવિતા કરી એક બીજા પર મોકલી. ૨

### सवैया.

पंचहु अच्छर सागर हो, ( **મહિરામન** ) गितात करि भेद सबे गहिये ।
द्वू दुसरे अरू सागर करी यह, ( **દુહિત** ) जो कहिबी सो उने कहिये ॥
ने अरू अंत अखंड लगे मग, ( **નેન** ) अंत दुहूको दुहु मिलिये ।
आदिके अंत ले मांगत हे हम ( **મન.** ) द्वे बिन दोकि दुहाइ किये ( **રામ** ) ।३

**અર્થ**–હે સાગર! તમારા નામના પાંચ અક્ષર છે–"**મહિરામન.**

અક્ષરો ઉપરથી ગણતરી કરીને હું ભેદ કહું તે ગ્રહણ કરો. "દુ" અને (તમારા મહિરામન નામનો) બીજો ને છેલ્લો અક્ષર કરીને જે કહેવું જોઈએ, તે તેને કહેવું: તાત્પર્ય કે "દુહિન"–દ્રોહી–એટલે બ્રહ્માયે આપણા નશીબમાં જે આંક ટાંકયા માટે તેને ઠપકો દેવો ઘટે છે. વળી "નૈ" અને તમારા નામનો અંત અક્ષર 'ન' લો, અર્થાત્ મારાં "નૈન" તેની અખંડ જ્યોતિ એકી ટસેને ટસે તમારા રસ્તામાં લાગી રહી છે; તથા તમારા નામના છેવટના બે અક્ષર લો એટલે "મન" થશે, તે આપણાં બંનેનાં એકત્ર મેળવિયે. વળી તમારા નામના પ્રથમ અક્ષરને અને "જે" કરો, એટલે મજે થાય, મળવાને અમે માગીએ છીએ: તમારા નામના આદિ બે અક્ષર વિના, એટલે તે પછીના બે અક્ષર "રામ," તેની દુહાઇ–આણ દેઇને કહું છું કે મલો. ૩

દુહા–(स) र बेधत है चतुर बिन (म) ध्य त्रतिय बिन आय ।
(र) ज मुख मांगत तृतिय बिन, (न) कट आदि बिन चाय ॥ ४ ॥

અર્થ–હે પ્રાણાત્મા સાગર! આ દુહાના દરેક ચરણનો પ્રથમ અક્ષર લેતાં "સમરન" એવો શબ્દ થાય છે સ્મરણ એટલે હું તમારા નામનું હમેશાં રટણ કરૂં છું; પછી ચોથો અક્ષર 'ન' વિના. "સમર" એટલે, જે રહે છે તે–મનમાં મૂર્તિમાન થયેલો ભેદ છે. બીજો અક્ષર જે "મ" છે. મ વગર અર્થાત્ તમારા "સગમ" વિના મુખમાં રજ ખાવાને માગું છું. તેમજ પ્રથમ અક્ષર "સ" વગર "મરણ" તેને ચાહું છું. ૪

દોહા–हनत बिजोगी अंत बिन, त्रतिय बिनामें आय ।
द्वितिय बिना मांगत तुमे, प्रथम बिना लगि पाय ॥ ५ ॥

અર્થ–હે સાગર! "સમરન"નો અંત અક્ષર જે "ન" તે વગર "સમર" એટલે કામદેવ તે હું વિયોગણને ત્રીજા અક્ષર "ર" વિના "સમન" વગર હણે છે. દ્વિતિય અક્ષર "મ" વગર જે "શરણ" થાય–તે તમારા શરણ વિના આદ્ય અક્ષર "સ" વગરનું જે "મરન" તે પગે લાગી માગું છું. ૫

| પ્રશ્ન. | છપય. | ઉત્તર. |
|---|---|---|
| १ पाओ बिना कर नांहि, પગ અને કર વિનાનો કોણ છે. | | अ-रुण અરૂણ. |
| २ उदर गुरु नांहि छुधातुर, પેટ મોટું છતાં કોણ ભૂખાળવું નથી? | | पुष्कर પુષ્કર. |
| ३ रसनावती सुने न, રસના–જીભવાળી છે, એટલે કે જેનામાં બોલવાની શક્તિ છે, પણ સાંભળવાની નથી, તે કોણ? | | ने-पुर નેપુર. |
| ४ श्रवन दो तास नयन सुर; જેની બે આંખો સ્વર સાંભળે છે–એવો તે કોણ છે? | | द-रवी દરવી–સર્પ ચક્ષુશ્રવા. |

| | |
|---|---|
| ૫ नाथ बाघ आकार; જેનો નાથ વાઘને આકારે થયો તે કોણ? | र-मा રમા—લ૦. |
| ६ नाइ कर नीच मिलावे; પોતાના કર (કિરણ) નમાવીને નીચને કોણ મળે છે? | स-विता સૂર્ય. નારાયણ |
| ७ वेधासुत कुन वक्र; બ્રહ્માના પૂત્ર=નારદનું મુખ કોના જેવું થયું. | की-श કીશ જેવું. |
| ८ रसिक अति भूप रिझावे; પોતાની રસિક વાણીથી ઘણા રાજાઓને કોણ ખુશ કરે છે? | चा-रन ચારણુ-ભાટ. |
| ९ ले हार काळ भूषन करहि, એવો કોણ છે કે જે સર્પને લઇને હાર અને એવાં બીજાં ભૂષણ કરે છે? | ह-र હર—શિવજી. |
| १० सभा मध्य को उच्चरे; સભામાં ઉચ્ચરે કોણ? | त-र्कवादी તર્કવાદી. |
| ११ खट तीस होतहे नारि नर, નર અને માદા મળીને છત્રીશ થાય, એવું શું છે? | रा-गरागणी રાગ-રાગણી. |

अरथ एह सागर करे ॥ ६ ॥ હે સાગર! એનો અર્થ કરો.

આ છંદની અંદર અગીઆર પ્રશ્ન છે, તેના દરેક ચરણમાં એ લેવું ને એક મુકવું, એમ અનુક્રમે—પહેલા, ત્રીજા, પાંચમા, સાતમા, નવમા અને અગિયારમા ચરણના ઉત્તરનો પ્રથમ અક્ષર લેતાં, "અપુને દરસકી ચાહત્ રા" એ વાક્ય નિકળે છે; એટલે કે, આપના દર્શનની રાહ દેખતી બેઠી છું. પ્રથમ અક્ષરો લેતાં "પાર નાવ લેખ' એવુ વાક્ય નિકળે છે તેની મતલબ એવી કે એવા પ્રકારે આપના વિયોગની પીડા લખતાં પાર આવે તેમ નથી. ૬

| छप्पय. | वर्ग | वर्ण | स्वर. | |
|---|---|---|---|---|
| अष्ट चत्र अरू एक, | ८ | ४ | १ | = ह |
| षष्ठ अरु पंच एक कहि; | ६ | ५ | १ | = म |
| पंच एक अरु एक, | ५ | १ | १ | = त |
| षट:पंचह एकह वहि, | ६ | ५ | १ | = म |
| उभय एक अरु पंच, | २ | १ | ५ | = कु |
| एक एकह एकह पुनि; | १ | १ | १ | = अ |
| पंच एक अरु तीन, | ५ | १ | ३ | = ति |
| तीन एकही युगल सुनि. | ३ | १ | २ | = चा |
| पुनि अष्ट चत्र अरु एक गनि, | ८ | ४ | १ | = ह |
| पंच एक एकहु गहे; | ५ | १ | १ | = त |
| अठ चत्र सप्त अंकह परखि, | ८ | ४ | ७ | = हे |

यों प्रबीन सागर कहे ॥ ७ ॥ "હમ તમકુ અતિ ચહાતહે"

**અર્થ**-આઠમા વર્ગના ચોથા ચરણમાં પહેલો સ્વર મળે-એટલે "હ;" છઠ્ઠા વર્ગના પાંચમા વર્ણમાં પહેલો સ્વર મળે-એટલે "મ;" પાંચમા વર્ગના પહેલા વર્ણમાં પહેલો સ્વર મળે એટલે "ત," છઠ્ઠા વર્ગના પાંચમા વર્ણમાં પહેલો સ્વર મળે-એટલે "મ," બીજા વર્ગના પહેલા વર્ણમાં પાંચમો સ્વર મળે-એટલે "કુ;" પહેલા વર્ગનો પહેલો વર્ણ અને પહેલો સ્વર મળે-એટલે "અ;" પાંચમા વર્ગના પહેલા વર્ણમા ત્રીજો સ્વર મળે એટલે "િ;" ત્રીજા વર્ગના પહેલા વર્ણમાં બીજો સ્વર મળે-એટલે "ચા;" આઠમા વર્ગના ચોથા વર્ણમાં પહેલો સ્વર મેળવો-એ હ;" પાંચમા વર્ગના પહેલા વર્ણમાં પહેલો સ્વર ગ્રહણ કરો-એટલે "ત;" આઠમા વર્ગના ચોથા વર્ણમાં સાતમો સ્વર મળે-એટલે "હે;" એમ વર્ગ ને વર્ણ મેળવીને એ રીતે અંકની પરીક્ષા કરો; પ્રવીણ કહે છે કે, હે **સાગર**! એનીજ મને મછા છે, એટલે "હમ તમકુ અતિ ચાહત હે;" મતલબ કે અમે તમને ઘણું ચાહીએ છીએ. ૭

## सवैया.

| | वर्ग | वर्ण | स्वर | | |
|---|---|---|---|---|---|
| एकहि एककुं सात मिलायके, | १ | १ | ७ | = | ए |
| दोयकुं एकहि एक ज्यु दीजे; | २ | १ | १ | = | क |
| षष्ठ अरू इक पंच करो पुनि, | ६ | १ | ५ | = | पु |
| सात दुहू अरु एक गनीजे; | ७ | २ | १ | = | र |
| छे पर तीन दुहू धरिकें फिर, | ६ | ३ | २ | = | बा |
| आठ तिहु इकहीं गनि लीजे; | ८ | ३ | १ | = | स |

अंकके सागर भेद लहो यह,
जो गिनतिमें कह्यो सोइ कीजे ॥ ८ ॥ "એક પુરબાસ"

**અર્થ**-પહેલા વર્ગના પહેલા વર્ણમાં સાતમો સ્વર મેળવો-એટલે "એ;" બીજા વર્ગના પહેલા વર્ણમાં પહેલો સ્વર આપો એટલે "ક" આપો, વળી છઠ્ઠા વર્ગના પહેલા વર્ણમાં પાંચમો સ્વર કરો-એટલે "પુ" થશે, સાતમા વર્ગના બીજા વર્ણમાં પહેલો સ્વર લ્યો-એટલે "ર" આવશે, છઠ્ઠા વર્ગના ત્રીજા વર્ણમાં બીજો સ્વર મેળવિયે-એટલે "બા" થશે, આઠમા વર્ગના ત્રીજા વર્ણમાં પહેલો સ્વર ગણીને લ્યો-એટલે "સ" થશે. હે **સાગર**! એ આંકના ભેદ સમજો, અને તેની ગણતરીમાં જે કહ્યું તે કરો, મતલબ કે "એકપુરબાસ," અર્થાત્ એક શહેરમાં આપણે રહેવાનું કરો. ૮

**कवित्त**-सप्त सुरमें निखादु, नव ग्रह बीते शनि ।
सप्त तुंग केलास. समरही दुखदरे ॥

अष्टगिर मेरु साठ आठमें गया त्रिजोग ।
उनहिको अंग अंग अतिहि दरदरे ॥
द्वादश कलामें रवि, विद्याहु न जान परी ।
अष्टदश बन यामें, नीम्र सोबिहदरे ॥
नवकुल नाग काली, सागर न जात लंघी ।
षट ऋतु चाह नेन, उलटी शरदरे ॥ ९ ॥

**અર્થ**-સાત સ્વરમાંથી "નિખાદુ" ઉલટાવતાં "દુખાનિ" એટલે દુઃખાળવી થાય છે; નવ ગ્રહમાંથી "શનિ" એ નામ ઉલટાવતાં "નિશ" એટલે નિશા-રાત્રિ થાય છે, વિયોગ પિડા વધવાથી બેચેનીમાં ગુજરે છે. સાત પર્વતમાંના "કેલાસને" ઉલટાવિયે એટલે "સલાકે," અર્થાત્ શાયડી-તેવડે કામદેવ અમારી છાતી વિંધી નાંખે છે. અષ્ટકુળ પર્વતમાંના "મેરૂ" નામને ઉલટાવતાં "રૂમે," ગયો છે અર્થાત્ રોમે રોમે-ત્યાં વિરહ વ્યાપી તે અડસઠ તીર્થમાંના "ગયા" નામને ઉલટાવતાં 'આગ' કહેતાં અગ્નિજ્વાળા અંગે અંગને દહન કરે છે. દ્વાદશ કળાવાળા "રવી" નું નામ ઉલટાવતાં "વીર" કહેતાં તમારી વીરવિદ્યા મારાથી જણાગઇ નહિ. અઢાર ભાર વનસ્પતિમાંના "નીંબ" (લીંમડો) ને ઉલટાવી વાંચતાં "બની થાય છે,"-તે અરેરે! બેહદજ બની! બહુ થઇ ગયું! અને નવકુળ નાગમાંના "કાલી" નામને ઉલટાવતાં "લીકા" કહેતાં જે "લીટી" અર્થાત્ લોક લાજરૂપી નીક તે, હે **સાગર**! ઉલંઘી જાતી નથી: અને છેવટે છ ઋતુમાંની "શરદ" ઋતુને ઉલટાવતાં "દરશ" દર્શનની આ મારાં નેત્રો આપની અભિલાષા ધરાવે છે.

**दुहो**-सरत उलट जागी हमें, तन उलटे दुखदान; ।
मींतु उलट नां मिल रहो, गल उलटे अभिधान ॥ १० ॥

**અર્થ**-હે **સાગર**! તમને હેત ભરી દૃષ્ટિથી નિહાળવાની-દર્શનની અમને હમેશાં દુઃખકારી તરસ નિત્ય લાગી રહી છે; માટે તમે પાસે કેમ મળીને રહેતા નથી? (સરત, તન, મીંતુ, અને ગલ) એ ચાર નામ ઉલટાવતાં 'તરસ નત, તુમીં અને લગ' એવા શબ્દ નિકળે છે.) ૧૦

**कवित.**

| प्रश्न | | उत्तर |
|---|---|---|
| सुरपति वाहन को? | સુરપતિ જે ઇન્દ્ર તેનું વાહન શું? | **गज** ઐરાવત હાથી. |
| कहा अधिपति नाम? | અધિપતિનું નામ શુ? | **राज** રાજા. |
| कहा मेन आयुध हें? | કામદેવનું આયુદ્ધ કયું? | **सर** બાણ. |
| कोन मझ नांहि मल? | કોણમાં મળ નથી? | **जल** પાણીમાં. |

| | | | |
|---|---|---|---|
| वनिता सिंगार कहा? | વનિતાનો શણગાર કયો? | लज | લાજ=લજ્યા. |
| कहा कवि बर्नत हे? | કવિયો શેને વર્ણવે છે? | रस | નવરસ. |
| काल प्रतिबिंब कहा? | કાળનું પ્રતિબિમ્બ શું? | जरा | ઘૈડપણ. |
| कहा दोउ सार चल? | બે સોગટીઓ ભેગી ચાલે તે શું? | जग | જુગ. |
| कहा बिधिसुता नाम? | બિધિસુતા કહેતાં બ્રહ્માની પુત્રીનું નામ શું? | गरा | સરસ્વતી. |
| करत कहा कृपानन? | તરવારને શું કરે છે? | सज | તૈયાર ચળકતી. |
| दानसों वढावे कहा? | દાનથી શું વધારાય? | जस | આબરૂ=કીર્તિ. |
| गंध्रव उचारे कल? | ગાંધર્વો કયી કળા ઉચ્ચારે? | राग | સંગીત. |
| कंठ नाम? | કંઠનું નામ શું? | गल | ગળું. |
| जपनाम? | જપનું નામ શું? | जज | યજવું. |
| कहा देव दानवकों? | દેવ દાનવને શું? | रार | વિખવાદ-લડાઇ. |
| कोन काज सार्यो हरी! गजराज सरजल॥ ११॥ | હરિયે કોનું કારજ સાર્યું? | गजराजसरजल | એટલે પાણીથી ભરેલા સરોવરમાં રહેલા હાથીને તાર્યો. |

**અર્થ**—આ છંદના છેલ્લા ચરણમાં જે "ગજરાજ સરજલ" એવા આઠ અક્ષર આવે છે, તેમાંથીજ પ્રશ્નના ઉત્તર મળે છે. ગજરાજનું કારજ સાર્યું. તેમ પ્રવીણ કહે છે કે હે સાગર! જેમ હરિયે ગજરાજનું કામ કર્યું તે આ પણું પણ કરશે, માટે ધીરજ ધરો. ૧૧

दुहो—सूवत सेज मन सिज सरन, जागति आगति आग।
नत जगे मुचकंद गति, आदि लई जिय लाग॥ १२॥

આદ્યાક્ષર અંતર્લાપિકા.

## सवैया.

सूलि से ज्ञान तजे सब भूषन, फूलन हार बिखेर दहे ।
जार तहु न उचारतहे, उर धार कछूसु कहा करहे ॥
नच्च हि केसर कुंकुम चंदन, बास सुबास न जात सहे ॥
केन रसे यह केसे तजे नहि, प्रान प्रबीन गहे सु गहे ॥ १३ ॥

**અર્થ**–સાગર કહે છે કે, મે ઘરેણાંને શૂળી જેવાં ગણી તેમનો ત્યાગ કિધો છે, અને ફુલના હાર વીખેરી નાખ્યા છે; કામ મને બાળીને ભસ્મ કરે છે. ને કોણ જાણે કે તે હૃદયમાં હજુએ શું શું કરશે? કેસર, કુંકુમ અને ચંદનને હું ન્હાતો નથી તેમજ ઉત્તમ વસ્ત્ર કે સુવાસ સહન થતાં નથી. હે પ્યારી પ્રવીણ! મે મારો પ્રાણ 'સુજાન કેલી રચ્ચન'–સુજાન સાથે કેલી–કામ ક્રીડા કરવાની આશાએજ માત્ર રાખ્યો છે. અહીંયા પણ સુજાન ને સુ-જાણબા એમ બે અર્થ થાય છે. ૧૩

दुहो–सु मन बिकास वसंतके, जा त बेल बिस्तार ।
न ज हांसी मनु करतहे. ० बाह पसार पसार ॥ १४ ॥

**અર્થ**–વસત ઋતનો બહાર ખિલી રહ્યો છે, જુઈની વેલ અતિ વિ-સ્તાર પામી છે, અને વન તરફ જુવો તો જાણે લાંબા હાથ કરીને વેલ આપણી હાંસી કરતી હોય એમ જણાય છે. ૧૪

दुहो–प्रथम सुपारी जायफल, पाछे पान बदाम ।
मध्य इलाची जायत्री, लेल टेरत नाम ॥ १५ ॥

**અર્થ**–નાયક કહે છે કે, 'મને પ્રથમ સુપારી, પછી જાયફળ, પછી પાન બદામ અને તેની મધ્યે ઇલાયચી અને જાવંતરી આપો, એમ હું જીભે કહ્યા કરૂં છું, તાત્પર્ય–હુ નિરંતર એમ રટું છું કે હે પ્રભો! સુજાન મળાય–સુજાણને મેળવો. ૧૫

## दुहो.

| પ્રશ્ન | | ઉત્તર | |
|---|---|---|---|
| संन्यासी शोधत कहा? | સંન્યાસી શું શોધે છે? | पर | પરબ્રહ્મ. |
| को प्रकाश छिति कीन? | ધરતી ઉપર પ્રકાશ કોણ કરે છે? | रवी | સૂર્યભગવાન. |
| भारति नारद वाद्य कह? | નારદ અને સરસ્વતીનુંવાદ્ય શું? | बीन | વીણા. |
| परखे वह परबीन ॥१६॥ | એને પરખે એવું ચતુર કોણ? | | "પરબીન"-જાણનાર ને નાયીકા પ્રવીણ. |

## सवैया.

मेर करो वह आदिहु अच्छर, हेम गिरब्बर आदि मिले तक ।
रुद्र कह्ये पुनि जोइ भयो सब, बार न लायक ओ कछु बायक ॥
नीरज नंदन याहिको भेद सु, रातपती जरबो उर धारक ।
खीरसरोवर बीच प्रवीन, लियेपति लायक हो सुखदायक ॥१७॥

**અર્થ-**સાગર કહે છે કે, પરબ્રહ્મ સૃષ્ટિના આદિ અને અવિનાશી છે, આદિ અક્ષર છે, અથવા ૐકારરૂપ છે, અને જે એમને મેરૂ પર્વતના શિખર ઉપર મળ્યા હતા, તે ઇશ્વર અમારા ઉપર મહેર કરો. વળી રૂદ્રે જે જે કહ્યું હતું તે સર્વે થયું; એમનાં વાકય વિલંબને યોગ્ય નહોતાં. હવે નીરજનંદન બ્રહ્માના આંકેલા આંકથી ચંદ્રમા બાળનારો થઇ પડયો છે. "ક્ષીર" સરોવરમાં ગજરાજને જેવા પ્રવીણ-કુશળપતિ મળ્યા હતા તેવા આપ મને મળ્યા છો. અંતર્લાપિકાથી જણાવે છે કે માટે અમપર 'મહેરબાની રાખીએ.' ૧૭

**कवित-**कनकके आदि मध्य, कंचनकी नीकी छबी ।
उरग विसात पात नांहि तिल मातहे ॥
कंद्रपके मध्य पुनि, अंतहि अनंग लखि ।
ललक्त जान जलजात मिल जातहे ॥
सुंडाल प्रथम अरु द्वितीय द्विरद सुनि ।
सेवत अरन्य पिक सीसुन चहातहे ॥
स्तरुनीके अग्र अरु पाछेही लल नपेखि ।
सागर जु नागर सो प्रभाहुन पातहे ॥ १८ ॥

**અર્થ-**સાગર કહે છે કે, કનકનો પ્રથમાક્ષર 'ક' અને કંચનનો મધ્યમાક્ષર 'ચ' મળી "કચ" એટલે (કલાપ્રવીણનો) ચોટલો તેની સુંદર શોભા જોઇને તેની બરાબરી કરવા માટે સર્પ જમીન ઉપર ઘસડાય છે, છતાં તલમાત્ર તેના ઘટપણાને પામતો નથી. કંદ્રપનો મધ્યમાક્ષર 'દ્ર' ને અનંગનો અંતાક્ષર 'ગ' મળી "દ્રગ"-નેત્ર, તેની શોભા જોઇ લળક ખાઇ કમળ બિડાઇ જાય છે. સુંડાલનો પ્રથમાક્ષર 'સુ' તથા દ્વિરદનો મધ્યમાક્ષર 'ર' મળી "સુર-સ્વર સાંભળી, કોકિલા વનમાં જઇ વસે છે, તથા પોતાનાં બચ્ચાંને પણ ચાહતી નથી. વળી સ્તરૂની શબ્દનો આદ્યાક્ષર 'સ્ત' ને લલનનો અંતસ્થ 'ન' મળી "સ્તન" એવાં સુંદર છે કે-તેની શોભા નાગર એટલે નારંગી ફળ પણ પામતાં નથી. ૧૮

दुहो–संमजों हि नैं रा कें म यें नरैं यह न लहत अजान ।
संकर शंकर अंकपर, कर मयंक करबान ॥ १९ ॥

**અર્થ–ચંદ્ર**ને ઉપાલંભ આપતાં કહે છે કે, **રાહુ**ને ઓળખ્યા વગરજ આ અજ્ઞાન એવો **ચંદ્ર**મા, સયુક્ત **શંક**રના અગ ઉપર પોતાનાં તિવ્ર કિરણ ફેંકે છે. આ દુહાના પહેલા અગિયાર અક્ષરમાં સંકળાયલાંને જાણ્યા વગરજ ચદ્રમા અમસ્થો તેમને બાળે છે. એક અક્ષર મુકી બીજો લેતાં નાયક નાયિકાનું નામ સંકુલિત કરેલું છે. આગળ ૩૪ મી લહેરમાં પણ આ દુહો આવેલો છે. ૧૯

### सवैया.

एक करो 'सुघराइ' 'पंजाब' दो, तीजो 'कल्यान' को चिंत धेरेरे ।
'सारंग' आदि 'बिहाग' कि अंत ले, 'भेरव' मध्य 'बिहाल' परेरे ॥
'नाइ' की ओर 'मला' रहि 'गु (ज) रि', ता बिचले हितु व्हैसो करेरे ।
जाय प्रबीन झरोखनमें इतत्ती, कोउ गानकला उचरेरे ॥ २० ॥

**અર્થ–સાગર** કહે છે કે–કોઇ એટલી સુઘડતાઇ કરો. તે સુઘડતાઇ બતાવો કે, **સાગર**ના આવા હાલ છેઃ કેવા કે, સુઘરાઇ રાગનો પ્રથમ અક્ષર "સુ", પંજાબનો બીજો અક્ષર 'જા', અને કલ્યાણનો ત્રીજો અક્ષર 'ન', એટલે સુજાનને ચિત્તમાં ધરીને, સારગનો આદિ અક્ષર 'સા', બિહાગનો છેલ્લો અક્ષર 'ગ', ભૈરવનો મધ્યમાક્ષર 'ર'–એટલે **સાગર**–તે બેહાલ થઇને પડયો છે માટે 'નાઇકી', 'મલાર', અને 'ગુજરી', એ ત્રણ મધ્યના અક્ષર એટલે **इ, ला** અને **ज**–"ઇલાજ" હોય તે કરે માટે કોઇ જઇને **પ્ર**વીણના ઝરુખામાં એટલી ગાનકળા કરો. સુજાણને મનમાં ધરીને, **સાગર**ની બેહાલ દશા થઇ પડી છે, માટે કોઇ હિતસ્વી હોય તે ઇલાજ કરે. ૨૦

### શંકરસ્તુતિ.

### कवित.

नाच्च बजे नये नए, अंग दीएं भूति बनें ।
कुंज वसे बीच बन, संग लसे भूत प्रेत ॥
मुंड दाम सेत छबीं, देह दामिं दान दहे ।
भाल विधू दाह मेन, जंग जीत तीन नेत ॥
पालप सु पान चाप, दीन क्षिप्र ही निवाजुं ।
रुढस बा रीझ वार, छत्र छबी गंग देत ॥
ग्यान रास सिंधु दआ, शुल पान नंदि ध्वंजा ।
जोग थपें प्रीत रीत, पंक कंपें नाम लेत ॥

**અર્થ**-જેમની પાસે નવાં નવાં વાજીંત્રો વાગે છે, શરીરે વિભૂતિ ચોળીને ભૂતનાથ બનેલા છે, વનની મધ્યે આવેલી કુંજ લતા-મંડપમાં વસે છે; જેની સાથે ભૂત પ્રેતાદિ ગણો શોભે છે; જેના ગળાને વિશે મુંડ માળા આવેલી છે, અને જેના શરીરની છબી-કાન્તિ શ્વેત છે, તથા જે દેહને દમી દાન દે છે; કપાળમાં ચંદ્ર છે, કામદેવને બાળી ભસ્મ કરનારા છે; જગમાં જીતનારા અને ત્રણ નેત્રોવાળા છો; પશુપાળક, હાથમાં સહેલા ચાપવાળા અને દિન-ગરીબને તરત નિવાજનારા છે; મરેલું મુડદું-શબ તો જેનું વાહન છે, એવી ચંડિ-કાળીકાને રીઝવનારા છે; જેના મસ્તકની મધ્યે ગંગાજી છત્રના જેવી શોભા આપે છે; જે જ્ઞાનરાશિ, દયાસિન્ધુ, હાથમાં ત્રિશૂળને ધારણ કરનારા, તથા જેની ધ્વજામાં નંદીનું ચિન્હ છે; જોગને સ્થાપનારા, પ્રીતની રીતિ દૃઢ કરનારા, તથા જેનું નામ લેતાં પાપ થરથર કંપે છે-એવા શ્રી મહારૂદ્ર શિવજીનું સ્મરણ કરૂં છું. (આ છંદમાંના પ્રત્યેક ચરણમાંનો ચોથો અક્ષર લેતાં જે દુહો બને છે તે નીચે પ્રમાણે,) ૨૧

**दुहा**-जेसे मधू सुबासपें, एन बीन पर आत ।
ऐसें मिंत प्रबीनपें, नेत हेत जुत जात ॥ २२ ॥

**અર્થ-સાગર** કહે છે કે, જેમ ભમરો સુગંધ ઉપર, અને મૃગ વીણાના સ્વર ઉપર લલચાઇને રસ લેવા આવે છે, એજ પ્રમાણે મિત્ર પ્રવીણ ઉપર મારી આંખ્યોની કીકીઓ સ્નેહસહિત મોહિત થઇને દોડી જાય છે. ૨૨

**सवैया.**

बसुधा र घु बीर न का रसु नाम, उने नहि यादि घरी बिसरेरे ।
उशना ध्वज अच्छर आदि बिना, श शि आदिके संजुत चाह भरेरे ॥
तिनसें भव भा ज न नां पठ्यो, रिपु नीरज धीरज केसें धरेरे ।
परबीनके जाय झरोखनमें, इतनी कोउ मिंत पुकार करेरे ॥ २३ ।

**અર્થ**-વસુધા એ "મહિ" અને રઘુવીર, "રામ" અને નકાર "ન" છે તેમાંથી જે નામ થાય. તે "મહિરામન" મહીરામન એટલે સાગર. સાગર કહે છે કે-એને (પ્રવીણને) શું યાદ નહિ હોય અને ઘડીમાં વીસરી જવાતું હશે. ઉશના તે શુક્ર તેની ધજામાં દેડકાં તે "દાદુર" છે; તેનો પેહલો અક્ષર 'દા' વિના "દર" અને શશિનો પેહેલો અક્ષર "શ" સહિત એટલે "દરશ" ની ચાહના ભરપૂર છે; તેમજ ભવ તે શિવ એટલે સાનેને જમવાનું ઠામ જે "પત્ર" કહેતાં કાગળ તે મોકલ્યો નહિ-તેથી નીરજ કમળ, તેનો શત્રુ જે "હંસ" "જીવ," અર્થાત્ પ્રવીણના કાગળ વિના, સાગરનો જીવ તે ધીરજ કેમ ધરે! માટે પ્રવીણને ઝરોખે જઇને એટલો પોકાર કરો. ૨૩

## सवैया.

आदिके आदि 'अ' कारन सूकत, (असु)। अंतके अंत मिलाय 'त' ही; (नत)
अंतके आदि 'द' कार वृथा सब, (दन) ।आदिके अंत 'ध' कार नही. (सुध) ॥
मध्य मकार हमे जुगसें तुम, (जाम)। अंतके आदि 'बि' कार दही (बिन) ।
तीन प्रबीनके अच्छरहे, (सूजान)। उनकी गिनती मनमें ज्यु गही ॥ २४ ॥

**અર્થ**-પ્રવીણના નામનો "સુજાન" એવા ત્રણ અક્ષરનો અર્થ છે; તેમાંના પેહેલા અક્ષર 'સુ' ની આગળ અ મુકિયે, ત્યારે "અસુ" એટલે "આંસુ" થાય; તે અમારી આંખમાંથી સુકાતાં નથી. અંતનો અક્ષર 'ન' તેની પછવાડે 'ત' મેળવિયે ત્યારે, 'નત' એટલે 'નિત્ય' થાય; અને છેલ્લા અક્ષર ન ની આગળ દ મુકિયે, ત્યારે દન થાય; એટલે સર્વે દિવસો વૃથા જાય છે. આદિ અક્ષર 'સુ' ની વાંસે ધ મુકીએ એટલે "સુધ" તે અમારામાં નથી અને વચલા 'જા' ની પછી મ મૂકીએ ત્યારે જામ એટલે પોહોર, અને અંતના અક્ષર 'ન' ની આગળ બી મૂકીએ તથા બીન એટલે બીના, અર્થાત્ તમારા વિના એક પોહોર પણ અમને જુગ જેવડો લાગે છે. એમ પ્રવીણના નામના ત્રણ અક્ષર છે, તેની ગણુતરી અમે મનમાં કરી છે.

**સાગર** કહે છે કે, હે પ્રવીણ! અમારાં આંસુ નિત્ય સુકાતાં નથી અને સર્વે દિવસો વ્યર્થ જાય છે, તેની શુદ્ધ રહેતી નથી. તમારા વિના એક પોહોર પણ અમારે જુગ જેવો જાય છે, અને પ્રવીણના નામના ત્રણ અક્ષર છે, તેની ગણતરી અમે મનમાં કરી રાખી છે ૨૪

## कवित.

| प्रश्न. | | उत्तर. |
|---|---|---|
| जोगीकी (सु) रत कहा? | જોગીની સુરત કહાં? | ना-रायनमें=નારાયણમાં. |
| तुंगन (जा) सुंहनन? | પર્વતોની તુંગ કોનાથી હણાઈ? | आ खंडल=ઇન્દ્ર. |
| चंचला (न) मोदकोन? | વિજળીઓના ચમકારાથી આનંદી કોણ? | के-की=મોર. |
| तरु र (तु) कहा होत? | રત આવે ઝાડમાં શું થાય? | फ-ल=ફળ. |
| प्रस्वत (म) यंक कहा? | ચંદ્રથી શુંઅવે છે? | र-स= (અમૃત.) |
| बिप्रसू (क) हा पढंत? | બ્રાહ્મણો શું ભણે છે? | बेद=વેદ. |
| नद बै (हु) जात कहां? | નદીયો વહીને કહાં જાય છે? | द-धिमें;=દરિયામાં. |
| हेदधि (म) हींसू बोत? | સમુદ્રમાં વધારે શું? | ले हेर=તરંગ. |

| | | |
|---|---|---|
| तोमर (स) रस कोन? | બાણ ફેંકવામાં સરસ કોણ? | की-शध्वज,=અર્જુન. |
| अहि न (ए) हरे कहा? | સર્પ નમીને શું હરે છે? | जे-हेर.=જેહેર. |
| नगन (क) हा सूवास? | પર્વતોમાં શેની સુવાસ છે? | म-लय=મલિયાગર ચંદનની. |
| लगे स (ने) काहा जोत? | સર્વ જગોએ કોની જોત જાગે છે? | न-यन=આંખોની. |
| हेअधु (र) प्रभा केसी? | અધર-હોઠની પ્રભા કેવી છે? | न-लिनी! રાતા કમળ જેવી. |
| बिकसें (आ) रामकब? | બાગ ક્યારે ખીલે? | र-तुराजमें.=વસંત ઋતુમાં. |
| चातुकी (इ) च्छत कहा! | ચાતકી-બપૈયાની માદા શું ઇચ્છે છે? | धा-राधर;=વર્ષાદને. |
| रहे सो (ये) कोनगोत | કયો પર્વત સૂઈ રહ્યો છે | र-जतगिरि વિધ્યાચળ ॥ २६ ॥ |

એ કવિતામાં સોળ પ્રશ્ન તેમ ઉત્તરમાંના પ્રથમ અક્ષર લેતાં જે દોહરો નિકળે છે તે નીચે પ્રમાણે. ૨૬

दुहो—जो तुं चंत प्रवीनहे, तो अनल हे बिचार ।
ना आके फरबेदले, कीजे मन नर धार ॥ २७ ॥

**અર્થ**—હે પ્રવીણ! જો તું ચિત્તમાં શાણી હોય તો આ કવિતાનો વિચાર કર-નહીં તો ફરીથી મળીને આ બેદિલી વિશે મનમાં કાંઇક નક્કી કર. તે માટે "સુજાન તુમ કહુમસ એક બેર આઇયે." હે સુજાણ! તમે કોઇ મિશે એકવાર આવો. આ વાક્યના પ્રશ્નોના ચોથા ચોથા અક્ષર લેવાથી નિકળે છે. ૨૭

दुहो.

वरन चंप चख मीन मृग, रव बीना नव बाल ।
बिरहा जल वह रटत दधि, बन परबीन बिहाल ॥ २८ ॥

**અર્થ**-સાગર કહે છે કે, જેના અંગનો વર્ણ ચંપાના પુષ્પ જેવો છે, આંખો માંછલાં તથા હરણના જેવી ચપળ છે, સ્વર જેનો વીણાના જેવો મધુર છે, એવી નવીન બાળાના વિરહથી આસુ વહાવીને દધિ એટલે સાગર રટે છે કે, પ્રવીણ વિના હું બેહાલ છું. 'બન પરબીન બિહાલ' એ ત્રણ ચરણમાંથી ચોથું ચરણ નિકળે છે. ૨૮

दुहो—इहि बिधि अंतर्लापिका, बहिर्लापिका कीन ।
दंपति चित्रसू काव्य पुनि, सागर करहि प्रवीन ॥ २९ ॥

**અર્થ**—એ વિધિયે અંતર્લાપિકા અને બહિર્લાપિકાના ભેદ કર્યા પછી, એ દંપતી એટલે **સાગર** અને **પ્રવીણે** ચિત્ર કવિતા કરી તે હવે કહીશું. ૨૯

**दुहो**—अंतर्लापिक उक्ती, बहुरि बहिर्लापिका भेदं ।
एकषष्टि अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं ॥ ३० ॥

**અર્થ**—એમ અંતર્લાપિકાની ઉક્તિ અને બહિર્લાપિકાના ભેદ સંબંધી પ્રવીણ સાગર ગ્રંથની એકસઠમી લહેર સંપૂર્ણ થઇ. ૩૦

इति श्री प्रवीनसागरे समस्या—उक्ति—भेद नामनी एकसठमी लहेरनी रसपूर्णा टीकानो एकषष्ठितमस्तरंगः ॥

# લહેર ૬૨ મી.

## ગોમુત્રિકાદિ ચિત્રભેદ.

**दुहो**—सागर कला प्रबीनकों, जग्यो सू प्रेम पवित्र ।
मित्र मित्र जपंत जुगल, बरनत चित्र बिचित्र ॥ १ ॥

**અર્થ**—**સાગર** અને કળાપ્રવીણનો પવિત્ર પ્રેમ જાગૃત થયો છે, તેથી તે બન્ને, હે મિત્ર! હે મિત્ર! એમ ઝખે છે; અને નાના પ્રકારના ચિત્રમાં તેઓ પ્રેમનું વર્ણન કરે છે. ૧

**सोरठा**—जुक्ति रीत रस रास, मंत्र बेद माने सहे ।
उक्ति प्रीत बस जास, चित्र भेद जाने वहे ॥ २ ॥

**અર્થ**—રસના સમુહની જુક્તિની રીત, અને તેના ગુપ્ત વિચારની વિધાને જે ખરી માને, જેની ઉક્તિ—વાણી પ્રેમને વશ હોય, તે આ ચિત્ર ભેદને જાણી શકે છે. આ સોરઠો સીધી લીટીઓમાં ગોમૂત્રિકામાં પણ વંચાય છે, બીજી રીતની ગોમુત્રિકા આકારની ત્રણ લીટિયોમાંનો પણ એજ આખો સોરઠો વંચાય છે, તથા અશ્વગતિબંધ ચાર લીટીઓમાં લખેલો છે તેમ. શેતરંજના ઘોડો જે રીતે અઢી ઘર ચાલે છે. તે પ્રકારે આ આખો સોરઠો વંચાય છે. આ સોરઠો ત્રિપદીમાંથી પણ વંચાય છે, તેમજ કપાટબંધ ચિત્રમાંથી પણ એજ આખો સોરઠો વંચાય છે.

**गोमूत्रिका १.**

जु क्ति री त र स रा स, मं त्र बे द मा ने स हे;

उ क्ति प्री त ब स जा स, चि त्र भे द जा ने व हे

## गोमूत्रिकाना बीजो भेद–चित्र नंबर २.




## अश्वगति–चित्र नंबर ३.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| जु | [१८] क्कि | [३] री | [२०] त | [५] र | [२२] स | [७] रा | [२४] स |
| [९] मं | [२६] त्र | [११] बे | [२८] द | [१३] मा | [३०] ने | [१५] स | [३२] हे |
| [१७] उ | [२] क्कि | [१९] प्री | [४] त | [२१] ब | [६] स | [२३] जा | [८] स |
| [२५] चि | [१०] त्र | [२७] भे | [१२] द | [२९] जा | [१४] ने | [३१] व | [१६] हे |

## चित्र नंबर ४.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| जु | रि | र | रा | मं | बे | मा | स |
| क्कि | त | स | स | त्र | द | ने | हे |
| उ | प्री | ब | जा | चि | भे | जा | व |

## सोरठा–चित्र नंबर ५.

| | | | |
|---|---|---|---|
| जु | क्कि | क्कि | उ |
| री | त | त | प्री |
| र | स | स | ब |
| रा | स | स | जा |
| मं | त्र | त्र | चि |
| बे | द | द | भे |
| मां | ने | ने | जां |
| स | हे | हे | व |

## दुहो चित्र नंबर ६.

॥ बिधु चकोर मधु मन मधु. तमी बस हुन तचीत ।
अबे बिरह दुख देत अति, तबी तनहू सब मीत ॥ ३ ॥

**અર્થ**–પ્રવીણ ચિત્ર લખીને મોકલે છે, તે પૂર્વે જણાવે છે કે, ચકોર પક્ષીનું ચિત્ત જેમ ચંદ્રને, અને ભમરાનું મન રસને વશ છે, તે રીતે અમારૂં મન તમારે આધીન છે; તેની પ્રભાએ વિરહ હવે અપાર દમે છે, અને હે મિત્ર! આખું અંગ તપી ઉઠયું છે. (આ દોહરામાં ચમત્કાર એટલો છે કે, બીજા ચરણને ઉલટું વાંચીએ એટલે ચોથું ચરણ થાય છે.) ૩ )

**सवैया**–मेंन दही हिय केकिनकी धुनि, बद्दर बीज छटा घनमें ।
धी बिन बान उचारत चातक, सागर आनि बसे मनमें ॥
नद्दन नीर बहे उमहे झर, छद्दमि दद्दर झिल्लनमें ।
मेंन दही न रधी तन मींत, तमी नत धीर नहीं दनमें ॥ ४ ॥

**અર્થ**–પ્રવીણ કહે છે કે, વર્ષાદની મોસમ બેસતાં કેકી–મોરના ટુહુકારરૂપે થઇને કામદેવે મને હૃદયમાં બાળી; તથા મેઘનાં આકાશમાં ચઢેલાં વાદળમાં વીજળીની છટારૂપે થઇને મને શેકી; બુદ્ધિ વિનાનો ચાતક વાણી ઉચ્ચારે છે, તેણે સાગરને લાવીને મારા મનમાં વસાવ્યા છે; નદિયોનાં નીર વહે છે, ઝડી ઉલટે છે, અને તે કપટી રતિરાજ કામદેવ, દેડકાં અને તમરામાં રહીને બોલે છે હે મિત્ર! એમ મને કામદેવે બાળી તેથી મારા અંગમાં દૈવત રહ્યું નથી; હવે તો તમી–રાત્રિમાં તેમ દિવસમાં પણ ધીરજ રહેતી નથી. ૪

## पर्वतबंध. चित्र नंबर ६

मैं
न
द
ही ही य
के कि न की घु
नि ब द्द र बी ज छ
टा घ न में धी बि न बा न
उ चा र त चा त क सा ग र आ
नि ब से म न में न द्द न नीं र ब हे
उ म हे झ र छ द्द मी न्न द्द र झि लु नु में
त

सोरठा–सरसें नतपे सेन, परसन दरसन चाह मन ।
तो झरन रहे नेन, बरसन सरसन प्रत्य दिन ॥ ९ ॥

**અર્થ**–હે સાગર! હમેશનં શય્યા તો બાણ જેવી સાલે છે. અને મનમાં તો તમારા સ્પર્શની તથા દર્શનની અભિલાષાની જરૂર છે, તેમજ વળી આંખ્યો-

માંથી (તોય જળ,) ઝરતાં રહે છે, જે વર્ષાદની પેઠે પ્રતિદિને વ[illegible]ે છે ૫
આ સોરઠો કમળબંધ પણ વંચાય છે.

## कमळबंध सोरठा–चित्र नंबर




**सोरठा**–मसान बनहे वास, रे भसमन–तन अति रची ।
मुदा अहिन गुन दास. तिलक धूम सिर सुरसरी ॥ ६ ॥

**અર્થ**–મસાણ અને વનવગડામાં જેનો વાસ છે, તન ઉપર ઘણીએક ભસ્મ ચર્ચિ (ચોળી) છે, અથવા નતન-કામદેવ તેને બાળીને જેણે ભસ્મ કરી નાખ્યો છે, અને જેણે સર્પના ગણને દાસ કર્યા છે, ત્રીજા અગ્નિ નેત્રનો ધુમ્ર તિલકને ઠેકાણે છે, અને શિરે ગંગાજી બિરાજેલાં છે; એ રીતે શંકરનું ધ્યાન કરીએ છીયે આ સોરઠાને ઉલટાવી વાંચતાં દોહરો બને છે; તેમાં કૃષ્ણનું સ્મરણ કીધું છે. ૬

**दुहो**–री सरसुरसी मधु कलति, सदा नगुन हिअ दामु ।
चीर तिय नतन मस भरे, स बाँ हे न बन साम ॥ ७ ॥

**અર્થ**—રતિવિલાસમાં શ્રી કૃષ્ણ ભગવાન અદર્શ થઇ (સંતાઇ) ગયા, એવા તે કપટી કાનુડાને ગોપિયોનાં ટોળાં જુદી જુદી રીતે શોધતાં હતાં; તે વખતે એક ગોપીએ બીજીને કહ્યું કે, "રિ" એટલે હે સખી! સુરસી એટલે સુર સરી-ગંગા—જેવી ઉજ્વળ અને પુષ્પ રસને ધારણ કરતી એવી નિર્ગુણ માળા હમેશાં જેની છાતી ઉપર ધરેલી છે, તેમ સદાયે નંતન—કામદેવને મિશે નારીઓમાં ભરપૂર રહે છે એવા તે કૃષ્ણ વનમાં નથી—અર્થાત્ મૂળ જગોએ નથીઃ મતલબ કે જેમ ગોપિયોને શ્રીકૃષ્ણનો વિયોગ પડયો હતે તેજ રીતિયે અમારે પણ તમારો વિયોગ છે. ૭

## चक्रबंध चित्र नंबर ९



सवैया—ध्यान धरे चित नेन झरे जल, नाग रही गुण पाग रही ।
जाग करे नित मेन फरे दल, दाग रही बिन काग रही ॥

भान जरे गत रे, नपरे कल, ताग रही दिन आग रही ।
कान हरे हितसें न टरे पल, सागरही धुनि लाग रही ॥ ८ ॥

**અર્થ**—હે સાગર! મારૂં મન સદાય તમારૂં ધ્યાન ધરે છે ને તેથી શોકને લીધે નેત્રોમાંથી આંસુઓ ઝર્યા કરે છે. હે ચતુર! નાગ-કાજળ-આંસુ સાથે આંજેલ કાજળ-નિકળે છે, તેમાં અને તમારા ગુણમાં ભિંજાઇ રહી છું. રે આ કામદેવ તો સદાય હાથમાં બાણ લઇને ચારેગમ ફેરા ફરે છે, અને હું તો તમારા સ્નેહભર્યા કાગળ વિના અંતરમાં દાઝી રહી છું. સૂરજ તપે છે; તેથી કળ પડતી નથી—આ મારો જીવ વિકળ થઇ રહ્યો છે; તે દિવસને હું તાગી, જેમ તેમ કરી ગુજારી રહી, તોયે વિરહની આગ તો બળતી ને બળતીજ રહી! મને સાગરની ધ્વની એવી લાગી રહી છે કે, મારા આ કાનની વૃત્તિને તે હરી લે છે: અને એક પળે પણ મારા હિતથી ટળતી નથી, અથવા હે સાગર! એવી ધ્વની મારે મુખે લાગી રહી છે, કે તે મારા હેત-માંથી પળમાત્ર ટળતી નથી. (આ સવૈયો અશ્વગતિ, ગોમૂત્રિકા, અને ત્રિપદીમાં પણ લખાય છે.) ૮

## कपाटबंध—चित्र नंबर १०

| | | |
|---|---|---|
| ध्या | न | बा |
| ध | रे | क |
| चि | त | नि |
| ने | न | मे |
| झ | रे | फ |
| ज | ल | द |
| ना | ग | दा |
| र | हि | र |
| गु | न | बि |
| पा | ग | का |
| र | ही | र |

| | | |
|---|---|---|
| भा | न | का |
| ज | रे | ह |
| ग | त | हि |
| रे | न | सें |
| प | रे | ट |
| क | ल | प |
| ता | ग | सा |
| र | ही | र |
| दि | न | धु |
| आ | ग | ला |
| र | ही | र |

दुहो-मनका मदकुं छांडदो, लियो रसाकर नाम ।
सत्य भजे जीके सबे, कीजे साछा काम ॥ ९ ॥

અર્થ-પ્રવીણ કહે છે કે-હે જીવ! તું મનના મદ-અહંકારને છોડી દે, અને રસાકર એટલે કૃષ્ણ-રસસાગરનું નામ લે; અને તેને સત્યતાથી ભજવાથી જીવનાં સર્વે સાક્ષાત કામ કરી લેવાશે. ૯

## छत्रबंध-चित्र नंबर ११




## कवित.

नज मन मोद घन, नजर धरी रमन । नग अंग आभरन, नगर वधू सथन ॥
मल जल केल घन, रत चतुराइ मन । अतही लगे रचन, रमु लपटाये तन ॥
जत रमे गोपीजान, चंद मुख आभा इन । हित सनेही किसन, लहर लगे हसन ॥
करत जलमजन, कमुद चंत रजन । कसत हित अंगन, करहल सुरगन ॥ १० ॥

અર્થ-હવે પ્રવીણ પોતાની પિડાને ટાળવાને, શ્રી જશોદાનંદન કૃષ્ણ ભગવાનની જળકેલીરૂપ લીલાનું સ્મરણ કરે છે. તે કૃષ્ણ કેવા છે-કે જેના પોતાના મનમાં મોદ-પરમાનંદ છે, અને નજરથી સર્વત્ર રમણ (વિહાર) કરે છે; નાનાપ્રકારના હીરા-માણેક-મોતી આદિ નગો જડીત્ર ધરેલાં શરીરે પહેર્યા છે;

નગરવધૂઓ સ્ત્રીઓ મળીને વન-જળમાં, જળક્રીડા કરે છે; ને ચતુરાઇયુક્ત રંગાયેલા મનથી ઘણીક રચના રચે છે, ને રસથી લપટાયેલી તનવાળી ગોપિકાઓ તે સંગે રમે છે-એઓના મુખની કાંતિ, ચંદ્રના જેવી તેજસ્વી શોભે છે, ને તેઓ પોતાના હિતસ્વી **શ્રી**કૃષ્ણ સાથે પ્યારથી, તે જળના તરંગોમાં હસે છે, યમુનાજીના શ્યામ જળમાં મંજન કરે છે, તથા તેમનું રદ્ધિયાળું મુખ કુમુદનીના ચિત્તને રંજન કરે છે; વળી જેઓ હેતથી એક બીજાના અંગ સાથે વળગી રહ્યાં છે, તે જોઇને સુરગણો કોળાહળ કરે છે (આ કવિત નવ કાંકરીબંધ, અષ્ટદલકમલ ને જલાશયરૂપે પણ વંચાય છે.) ૧૦

## जलाशयबंध-चित्र नंबर १२



दुहा—ऐसे कृष्ण कृपानिधि कृत गोपीजन हित ।
मेर करी मोंकु अबे मिलाउ सागर मीत ॥ ११ ॥

**અર્થ**-પ્રવીણ કહે છે કે, જેમ ગોપીજન ઉપર દયા કરી કૃષ્ણે દર્શન દીધું, તેમ મારા ઉપર દયા કરી **સાગર** મિત્ર મેળવો. ૧૧

### सर्वतोभद्रगतिभेदचित्र--अनुष्टुप वृत्त.

माधू मीत तमी धूमा, धूम नीत तनौ मधू ।
मीनौ प्रसेसे मनौमी, ततः सेत तसे ततः ॥ १२ ॥

**અર્થ**-હે **માધવ** મિત્ર! અજ્ઞાનિયોના ધુમ્રરૂપ અર્થાત્ અજ્ઞાનિયોની દ્રષ્ટી જેને જોવાને ઉઘડતી નથી, એવા નવીન વાદળાં જેવું જેનું શરીર છે; અને તે વળી ઘણુંજ મિઠું છે એવા, અને જે મચ્છાદિકરૂપે પ્રસવ્યા છે તેને હું નમન કરૂં છું તે ઇશ્વરથી શ્વેતતા એટલે ઉજ્વળતાનો-પ્રેમનો-પ્રકાશ ઉત્પન્ન થયો, અને તે પ્રકાશથી તેવીજ સૃષ્ટિ ઉત્પન્ન થઇ. (આ શ્લોકનાં ચારે ચરણ ઉલટ સુલટ પણ વચાય છે.) ૧૨

### सरोताबंध-चित्र नंबर. १३




**सवैया.**

मेरन प्रागट गोम घटास,
सटा घमगोटग प्रान रमे ।
में भट्टु लागु सु तीय महीस,
सही मय तीसु गुलाट भमे ॥
मे न कमं झल मोय मलीस,
स ली मय मोल झमंकनमें ।
मे दह त्रेह प्रबीन सदा स,
सदा मन बीप्रह त्रेह दमें ॥ १३ ॥

**અર્થ**–કુસુમાવલી **સાગર** પ્રત્યે જણાવે છે કે, ચોખ્ખી રીતે **મેરૂ** જણાતો નથી, તેમ આકાશમાં પણ ઘટા જણાતી નથી, છતાં અંધરાયલા વરસાદના ગોટામાં ગયેલી સટારૂપે વીજળીના મિશે, **પ્રવિણ**ના પ્રાણ રમે છે. હું તો તમારી-રાજાની સ્ત્રી–**પ્રવીણ**ની ભટુ–અર્થાત્ સખી થાઉ છું, પણ ખરૂં કહું છું કે, તે મારી સહી ગુલાંટ ખાતી હોય નહિ, તેમ ભ્રમણામાં પડી છે, પણ મારાથી તેના–મારી પ્રિય સાહેલડીના–મનની જ્વાલા ઓછી થઇ શકતી નથી. તે **પ્રવીણ** મને મળી છેઃ તેના ઝાંઝરના ઝમકારાના મૂળમાંજ તેણે મને લપેટી લીધી. તે **પ્રવીણ**નું મેદ–માંસ વિરહથી નિરતર શેકાયા કરે છે, તે હું બ્રાહ્મણી, જે સદાય તેની પાસે રહું છું તેથી ખાત્રીપૂર્વક કહું છું કે, તેને વિરહ બહુજ દુઃખ દે છે. (આજ સવૈયો સરોતા ચિત્રમાં પણ વંચાય છે.) ૧૩

## स्वस्तिक प्रबंध–चित्र नंबर. १४



## कवित.

मदनहा हासहरा, राजराज जयं अजा ।
जातुधान नमे प्रेत, तप साजी जीव भाय ॥
महामुन नमे जाहि, हित कामु मुदा दान ।
नव दामुं मुंड धार, रत रीझा झार लाय ॥
महामंत्र त्रसे सवी, वीषपाना नादविदा ।
दास प्रेहं हंसव्रत, तम दाही हीय ध्याय ॥
मंड व्याल लसे भूत, तनार्जुन नग्नदसा ।
साथ गंग गजांबर रहो हिआ आपु आय ॥ १४ ॥

**અર્થ**-પ્રવીણ શિવની સ્તુતિ કરે છે. હે કામદેવને બાળનારા, હાસ્ય રસવાળા, રાજાના રાજા, અને માયાને જીતનારા; જેને રાક્ષસો અને પ્રેત આવીને, નમે છે, જેમની તપશ્ચર્યા સાધવાનું જીવમાં ભાવે છે; વળી જેમને મહા મુનિવરો આવીને પગે પડે છે-નમે છે; ભક્તોના હિતની કામનાનું ખુશીથી દાન કરે છે-એટલે તેમની મનવાંચ્છના પૂર્ણ કરે છે; મસ્તકની માળા કંઠમાં ધરી રાખી છે, તથા જેઓ સદાય પ્રસંન રહે છે, અને જેણે ત્રીજા નેત્રમાં જ્વાલા લીધી છે, તેમ જેના મહામંત્રથી સર્વે ભીતિને પામે છે, અર્થાત્ કંપે છે; જેમણે હળાહળ વિષનું પાન કર્યું છે, નાદ વિદ્યાના જે જાણનારા છે, તથા ભક્તો પ્રિય છે; જેણે પરમહંસનું વ્રત લીધેલું છે, તથા જેઓ અજ્ઞાનને બાળનારા છે-એવા **શંભુનું** હું હૃદયની અંદર ધ્યાન કરૂં છું. જેમના અંગે સર્પનાં તથા વિભૂતિનાં ઘરેણાં દીપે છે, અને જેમનું ગૌરવર્ણ શરીર છે, વળી દશા જેમની નગ્ન છે, સાથે ગંગાજી જટા શિશે બિરાજમાન રહેલાં છે, હાથીનું આખુ ચામડું ઓઢયું છે, એવા હે **શિવજી**! તમે આપોઆપ આવીને મારા ઉરમાં રહો. (જુઓ ચિત્ર ૧૫ મુ) ૧૪

**दुहो**—महाराज जानंत जिय, मनही मुन मुरझाय ।
मंत्र विना दाहंत हिय, मलत न सागर आय ॥ १५ ॥

**અર્થ**-હે પ્રભો! તમો મારા જીગરની સર્વ વાર્તાના જાણનાર છો-કે હું મનમાં ને મનમાં કેવી મુઝાઉ છું, વળી મારા વ્હાલા પ્રિય **રસસાગર** મિત્ર વિના મારૂં હૈયું કેવુ દાઝે છે, તોય તે મિત્ર **સાગર** આવીને મળતા નથી. ૧૫

## चित्र नंबर १६



कवित–बीना प्यार साधु नर, रटे तारके उचार ।
मोह बारही अपारकु सो तारन न धार ॥
चित्त प्यार तमीं धार, आइ उर पर कर ।
मेर कर तोहि धर, नाइ सीर मगुं प्यार ॥
साछी सुर गनी उर, रखुं प्यार नरधार ।
देखो प्यार तमी मोर, हितकार कउबार ॥
बेठे उर बिसारके मोहीकुं नचिंत आप ।
मेंतो नाम सागर न देतही कबे बिसार ॥ १६ ॥

અર્થ–હે સાગર! કોઇ સાધુજન પ્યાર વિના ૐકારનો ઉચ્ચાર રટે, તેથી મોહરૂપી અપાર જળને તારનારને ધારી શકાય નહી, માટે તમે ચિત્તમાં

પ્યાર ધરીને આવો ને મારી છાતી ઉપર મહેર કરીને તમારો હાથ ધરો; કેમકે હું મસ્તક નમાવીને પ્યાર માગુંછું. મારા મનમાં સૂરજદેવને સાક્ષી રાખીને હું કહું છું કે નિશ્ચે હું પ્યાર રાખું છું. માટે હે હિતકારી ! તમે કોઇ વાર મારો પ્યાર જુઓ, આપ તો મને વિસારીને મનમાં નિશ્ચિંત થઇને બેઠાછો, પણ હું તો સાગર એવું નામ ક્યારે પણ વીસારી દેતી નથી. ૧૬

## चक्रबंध–चित्र नंबर १६.



**गाथा**–गोमूत्रिकादि भेदं, चित्र कवित शुभ कला–प्रवीनोक्तं ।
द्वयषष्ठी अभिदानं, पूर्न प्रविन सागरो लहरं ॥ १७ ॥

**અર્થ**–ગોમૂત્રિકાદિક ચિત્રના ભેદવાળી ઉત્તમ ચિત્ર–કવિતા, કળાપ્રવીણે કહી, તે સંબંધી પ્રવીણ સાગર ગ્રંથની આ બાસટમી લહેર સંપૂર્ણ થઇ. ૧૭

इति श्री प्रवीनसागरे दृष्टांत प्रेमदढाव नामनी साठमी लहेरनी
रसपूर्णा टिकानो द्विषष्ठितमस्तरंगः ॥

# લહેર ૬૩ મી.

## કાવ્ય ચિત્રબંધ.

दोहा–चित्र लिखित परबीनके, गोमूत्रिकादि रीत ।
बांचत रससागर रिझे, किये सुचित्र कवीत ॥ १ ॥

**અર્થ**–પ્રવીણના લખેલા ગોમૂત્રિકાદિ ચિત્રભેદયુક્ત છંદ વાંચીને, **રસસાગર** ખુશી થયા, તેથી તેમણે પણ ચિત્ર ભેદવાળી કવિતા રચીને પ્રવીણ ઉપર મોકલી. ૧

सवैया–यहे कुल भान हरी सुलभान, दहे दुलभान प्रभा नभ मान ।
स हे अलमान करी वलभान, रहे नल भान सभा शुभ मान ॥
त्रहे शलमान अरी जल भान, चहे चल मान अमान भ भान ।
कहेज लमान परीत लभान, पहे थल भान लभा अम मान ॥ २ ॥

**અર્થ**–રસસાગર શ્રી **રામચંદ્રજી**નું સ્મરણ કરે છે. **રામચંદ્રજી** સૂર્યવંશી છે, અને તે હરી, જે દુર્લભ વસ્તુ હોય તેને પણ સુલભ કરી દે છે, આકાશના સૂરજના જેવી તેની કાંતિ છે, અને તે પ્રભુનાં દર્શન અલભ્ય છે, ગજેન્દ્રના વલ્લભ છે, **નળરાજા**ના જ્ઞાનમાં પણ રહ્યા છે. સભાના શુભ સૂર્યરૂપ છે, વિરહરૂપી પતંગિયાના તથા શત્રુરૂપી જળના સૂર્યરૂપ છે અર્થાત્ પતંગિયો જેમ સૂર્યના પ્રતાપથી છુપાઇ જાય છે, તેમ વિરહીજનનો વિરહ તે ઇશ્વરના પ્રતાપથી છુપાઇ જાય; વળી જેમ સૂરજ જળને શોશી લે છે, તેમ શત્રુનું શોષણ કરનારા **રામજી** છે. જેને શરીરનું ભાન ચલિત થયું છે, એવા વિદેહી જેને ચાહે છે–અભાન એટલે અજ્ઞાન રૂપી નક્ષત્રને ઢાંકી દેનારા સૂર્યરૂપ છે, એવા **રામ**, જેઓને તે લભ્ય થયા છે અર્થાત્ મળ્યા છે, તેઓ કહે છે કે, તે ઇશ્વર પ્રીતિથી મળે છે, અને તે જ્ઞાનના સ્થળમાં પમાય છે; એવા ચિદાકાશરૂપી ઇશ્વરનું ભાન અર્થાત્ જ્ઞાન અમને થયું છે. (આ સવૈયો ગોમુત્રિકા, અશ્વગતિ, ત્રિપદી, કપાટબંધ તથા શોડશદલ કમળબંધમાં પણ વંચાય છે, એમાં શોડશદલ કમલબંધ અગ્ર બતાવીએ છીયે–બીજા સહેલા છે.) ૨

## सोल पाखंडी कमल चित्र नंबर १७




**दुहो**–चिदाकाश सम रामसो, उर धरि अरजी आप ।
परम प्रेमि परबीन को, मोकु कराउ मिलाप ॥ ३ ॥

**અર્થ**–ચિદાકાશ જેવા તે પ્રભુ રામચંદ્ર પોતે મારી અરજ મનમાં ધરીને, ઉત્કૃષ્ટ પ્રેમવાળાં પ્રવીણનો મને મેળાપ કરાવો. ૩

**छपय**–उंचि अटाकी छटा, घटा घन जैसि घटितहे ।
मानिक मनी अमोल, जवाहिर जहां जटितहे ॥
बैठे सज्जन सात, कहे सागर सु विचारी ।
विषधर सम यह विरह, कोन इन कृत दुःख हारी ॥
तब कहे मित्र, कालीदमन, सो धरहु अब ध्यानमें ।
तिन ध्यान धर्यो सागर तबे, भइ दृढ वृति भगवानमें ॥ ४ ॥

**અર્થ**—ઉંચી અગાશીની શોભા વરસાદની ઘટાના જેવી ઘડેલી અર્થાત્ બનાવેલી છે. જ્યાં અમુલ્ય માણેક મણી વગેરે જવાહીર જડેલાં છે, ત્યાં સાતે મિત્ર બેઠા હતા. તત્પ્રસંગે સાગરે વિચારીને કહ્યું કે, સર્પ જેવો આ વિરહ છે, તેના કરેલા દુઃખનો હરનાર કાણ હશે? ત્યારે મિત્રોએ કહ્યું કે, કાળી નાગનું દમન કરનાર કૃષ્ણનું સ્વરૂપ ધ્યાનમાં ધરો. સાગરે તે સ્વરૂપનું ધ્યાન ધર્યું, અને તેના મનની વૃત્તિ ભગવાન્‌માં દ્રઢ થઇ; ૪

**दुहा**—दिश दिशके आकाशमें, पुनि नग उपरि अनूप ।
जितं देखत तित कालि सिर, देखे कृष्न स्वरूप ॥ ५ ॥

**અર્થ**—ત્યારે પ્રત્યેક દિશાના આકાશના ભાગમાં તથા નગ એટલે પર્વત, ઝાડ તથા ધરો ઉપર, ઉપમા ન અપાય એવા કૃષ્ણનાં, અનેક રૂપ, કાળી નાગને માથે, જ્યાં જ્યાં જુએ ત્યાં દીઠાં. ૫

**दुहा**—गगन गगन पनग गन परि, पनग गनप रिपु रीप ।
नग गन परि पुनि पुरि पनग, गन परि पुनि गोपीप ॥ ६ ॥

**અર્થ**—આકાશ આકાશમાં સર્પના સમુદાય ઉપર, સર્પના સમુદાયના પતિ જે શેષનાગ, તેનો શત્રુ હીરણ્યાક્ષ—"જે શેષને માથેથી પૃથ્વી લઇ જતો હતો તે," તેના શત્રુ વિષ્ણુને દીઠા ને પર્વત, ઝાડ અને ધરોના સમુદાય ઉપર ગોપીના પતિને દીઠા. ૬

## छत्रबंध चित्र नंबर १८



दुहा—कृष्ण कहे दुहु वर्षमें, होवहि बिरह बिनाश ।
सिद्ध कथित त्यों करहि तब, पावहि पद कैलास ॥ ७ ॥

અર્થ-તે કૃષ્ણે કહ્યું કે, હવે એ વરસમાં તમારા વિરહનો નાશ થશે, પણ સિદ્ધે તમને કહ્યું છે, તે પ્રમાણે કરશો ત્યારે કૈલાસ ધામ પામશો. ૭

दोहा—पंथी जाय कहो सु निज, नहीं मिलन बिन चेन ।
भरे उसासा द्रग झरे, बीतत दिन दुख देन ॥ ८ ॥
घरी घरी तलफे जिया, मानहुं बिन जल मीन ।
प्रभा कबे नखें प्रनय, पंकज नयन प्रवीन ॥ ९ ॥

અર્થ-વળી વિરહવેદનાવશ વ્યાકૂળ સાગર કહે છે કે, હે પંથી! પ્રવીણને જઈને કહો કે તમને મળ્યા વિના સાગરને ચેન પડતું નથી, ભારે ઉસાસા ભરે છે અને આંખોમાંથી આંસુ ઝરે છે, તેના દિવસ દુખદેન ગુજરે છે જાણે કે જળ વિનાતું માછલું હોય નહિ તે રીતે ઘડિયે ઘડિયે જીવ તલફે છે, અને એવું ચાહે છે કે નમ્રતા ભરેલાં પ્રવીણનાં કમળ જેવાં નેત્રની છબિ ક્યારે જોઈએ? ૮-૯

## जाली प्रबंध चित्र नंबर १९



कवित–नबन त्रि प्रत रसु, दामनि दुती दरसु।
धुरवा धरा परसु, इच्छाही दहत छन॥
नछतह दही छाइ दादुर धुनी बढाई।
घटा घोर चढी आइ, नरहे सहे न मन॥
नमनहे सहे रन, ग्रहे रव झिल्लि गन।
चातुकी करे भ्रमन, मेन रफू रेनी दन॥
नद नीरे पूर नमे, मरुत बंधूरनमें।
बोलत मयूरनमें, सुरत प्रबीन बन॥ १०॥

**અર્થ–સાગર** કહે છે કે–વર્ષાદની ઋતુ બેસવાથી ગગન ભણી નૂતન રસ–પાણી ચઢ્યું છે, તેમાં વિજળીની પ્રભા ઝબુકા કરતી દિસે છે, અને આકાશમાં છવાયેલા વરસાદના ધુરવા જમીનને અડયા છે, તે મારી આશાઓને ક્ષણમાં ભંગ કરે છે. આ નક્ષત્રોને છાઇ નાખ્યાં છે, દેડકાંએ બોલવાની ધ્વની વધારી મુકી છે, અને મેઘની શ્યામ તથા બીહામણી ઘોર ઘટા થઇ રહી છે, તેથી મારૂં ચિત્ત ધીરજ ધરી શકતું નથી. એ વર્ષાદની શેરો નમેલી છે, અને પતંગિયાંના સમુદાએ શબ્દ ગ્રહણ કર્યો છે, ને જેમ ચાતુકી એટલે બપૈયાની માદા ભ્રમણ કરે છે, તેમજ કામદેવ રૂપી વેરી પણ રાત દિવસ ભમ્યા કરે છે, નદિયો પાણીવડે છલકાતી અને છલંગો મારતી ખળખળ કરતી વહી જાય છે, પવન ચકરીઓ ખાઇ રહ્યો છે, અને મોરો ટેહેકાર કરી રહ્યા છે; આવા વખતમાં મારી સુરતા–દૃષ્ટિ તો એક પ્રવીણમાંજ લાગી રહી છે. ૧૦

## चोपटबंध-चित्र नंबर २१




सवैया–रे जन बीसरहो हमकों तुम, प्रेम भरे हितुके समरे ।
रे मस केउ मिलो न तबे लगि, दाउ बिजोग दहे तनरे ॥
रे नत हे ज्यु तिहारोइ साधन, नेन हरे सुरबीर परे ।
रे परबीन हमें तुम चाहत, तो पठवो सुरबीर नजरे ॥ ११ ॥

અર્થ-સાગર કહે છે કે, અરે પ્રવીણ! તમે પ્રેમનાં અને અમારાં સર્વે હિતનાં ભરેલાં છો, તે તમે અમને વિસરશો નહીં! અરેરે! કોઇપણ બ્હાને મળો નહીં, ત્યાં લગી વિજોગનો દવ મારા તનને તાવશે, અરેરે! નિત્ય તમારૂંજ સાધન છે, અને નેત્ર શુરવીરની પેઠે તમારી તરફ દોડે છે, અરે! હે પ્રવીણ! અમે તમને ચાહિયે છીએ, માટે તમારી રઢિયાળી છબિ અમારી દૃષ્ટિ આગળ મોકલો. ૧૧

## चोकीबंध-चित्र नंबर २२




**कवित्त**-एह नेन चाहतहे, तेरेई बिलोकबेकों ।
नेरे एक आथ केसें, क्षिप्र क्षिप्र पाइयेन ॥
बीतत करेरे पल, छिनहू न परे कल ।
रही फेल ब्रह्म, यातें निकट रहाइयेन ॥
एकही सनेह बीच, जे कही अनेक टेक ।
ताइ दहनो बिसेक, निज मन चाइये न ॥
आदकी तरंग सो तो, आइ जिय संग जैहे ।
एरे ये प्रबीन, फेर एक दन आइयेन ॥ १२ ॥

અર્થ-હે પ્રવીણ! આ અમારી આંખો એક તમારાજ દિદારને જોવાને ઇચ્છે છે, માટે એકવાર ઉતાવળે ઉતાવળે નજીક કેમ આવતા નથી? અમને તો આ વિષમ ગુજરે છે-અને ક્ષણિકે કળ પડતી નથી. આ આખા શરીરે વિરહવેદના છવાઇ રહી છે, એથી કરી પાસે આવીને કેમ રહેતાં નથી? અમે એક સ્નેહ વચ્ચે, જે અનેક ટેક ધરી છે, તેને હવે અધિક બાળવાને તમારા પોતાના મનમાં ચાહતા નહીં. આદિના પ્રેમનો જે તરંગ આવ્યો છે-તે તો જીવની જોડેજ જશે. માટે અરે એ પ્રવીણ! ફરીથી એક વાર કેમ આવતાં નથી? (એમાં છેલ્લી તુકના સોળ અક્ષરમાંથી-"એરે એ પ્રબીન ફેર એક દન આઇયે ન" પગથિયાને આકારે એજ કવિત્તમાંથી વચાય છે.) ૧૨

सवैया—हे जप पार उतारन हारक, हे हर क्यं कर मान रहे ।
हे रनमांझ इकंत इकं यह, रे परबीन सु व्याल महे ॥
हे मल व्यापिक सील स्वभाविक, कापिक काल हृदे वशिहे ।
हे शिव देव अदेव दया कर, संत सुधाकर पाप जहे ॥ १३ ॥

**चित्र नंबर २३.**




અર્થ-સાગર શિવજીને સ્મરતાં કહે છે કે, જે જપ કરવાથી ભવકર દુ:ખને દળનાર અર્થાત્ પાર ઉતારનારા છે, અને તે શંકરના દાસ એવા છે

કે જેઓ નિત્યે સન્માન પામેલા રહે છે. વળી તે ભોળા શંકર વનમાં એકાંતમાં રહે છે, તેમજ હે **પ્રવીણ**! તેમની જળાધારીની પાસે મોટા ફણિધરો વસે છે, તે **શિવ**, માયામાં મળીને સર્વત્રવ્યાપક છે, સ્વભાવે શીળા છે, કાળને કાપનારા છે, તે આપણા અંતરમાં વસશે. તે **શિવ**, દેવ અને દૈત ઉપર દયા કરનારા છે, **સંત** જનને અમૃતની ખાણ જેવા છે, અને પાપને હણનારા છે; માટે તેનું ધ્યાન ધરો. ૧૩

**दोहा**–मीतु नबिन मन बिन तुमी, तुदे सु बिय बिसु देतु ।
नत प्रबीन मन बीप्रतन, तुहे मगत गम हेतु ॥ १४ ॥

**सोरठा**–तुहेम गत गम हेतु, नत प्रबीन मन बिप्र तन ।
तुदेसु बिय बिसु देतु, मीतु न बिन मन बिन तुमी ॥ १५ ॥

**અર્થ**–હે નવિન મિત્ર! તમારા વગર આ મારૂં મન, વિયોગી છે, વળી (તુદે) પેટમાં નવું વિષ આપો છો. હે **પ્રવીણ**! સદાય તે મન વિપ્રસુતની પેઠે, હે હિતસ્વી! તમારૂં આગમન (ભીખ) માગે છે. ૧૪–૧૫

**चित्र नंबर २४.**



दोहा–बान ठान बेधे हिये, पांचो बन परबीन ।
ध्यान आन सोधे जिये, राचो मन जर मीन ॥ १६ ॥

અર્થ–સાગર કહે છે કે, પ્રવીણ વિના, પાંચે બાણ તાકીને રતિપતિયે હૈયું વીંધી નાખ્યું છે, પણ તે પ્રવીણનું ધ્યાન લઇને ?ાષ કર્યો, તો જેમ પાણીમાં માછલું રીઝે, તેમ મારૂં મન તેમાં (પ્રવીણમાં) રીઝયું. (આ દોહરો ગોમૂત્રિકા, અશ્વગતિ અને ત્રિપદિમાં લખાય છે.) ૧૬

## चित्र नंबर २५.




दोहा–मैन बान हन रेन दिन, भान छीन तनलीन ।
चेन छिन उन नेंन मन, क्यों न भान उनलीन ॥ १ ॥

અર્થ–રાત દિવસ કામદેવ બાણ મારીને મહારા શરીરનું સર્વે ભાન છીનવી લીધુ છે; તેથી મહારા મનમા એક ક્ષણવારે ચેન પડતું નથી–તોપણ તેણે (પ્રવીણે) કેમ હજી મહારી ખબર લીધી નહીં? ૧

## चित्र नंबर २६.

| | |
|---|---|
| मै | न |
| बा | न |
| ह | न |
| रे | न |
| दि | न |
| भा | न |
| छी | न |
| त | न |
| ली | न |

| | |
|---|---|
| न | चे |
| न | छि |
| न | उ |
| न | नें |
| न | म |
| न | क्यों |
| न | भा |
| न | उ |
| न | ली |

गाथा—गोमूत्रिकादि चित्र, रचि पठाये प्रवीनपें सागरें. ।
त्रयषष्ठी अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं ॥ १७ ॥

અર્થ—રસસાગરે ગોમૂત્રિકાદિક ચિત્ર રચીને, પ્રવીણપર મોકલાંવ્યાં તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની ત્રેસઠમી લહેર સંપૂર્ણ થઇ. ૧૭

इति श्री प्रवीनसागर काव्ये चित्रबंध नामनी त्रेसठमी लहेरनी
रसपूर्णा टीकानो त्रिषष्ठितमस्तरंगः ॥

# લહેર ૬૪ મી.

## ચિત્ર પ્રબંધ.

**कवित.**

काली नागके नथन, बारन धन मथन । सुधर बधू सथन, रस रीतके कथन ॥
गर राजके धरन, साम बन नय तन । बंसुरी रुतहीं बन, थरचर रीझवन ॥
प्रनय पथर मन, रटनाश्रिया करन । नटवर बरांनन, बसुधा गही दसुन ॥
चक्रीके सयन मन, कौस्तुभ दाम सुगन । मनसा सब पूरन, प्रवीन क्यौ मिलाउन ॥

નાગ પ્રબંધ.



## सवैया.

बदले बदले धुरवा धुरवा, बिरही बिरही सरिहे सरिहे ।
नभमें नभमें चपला चपला, गतकी गतकी हरिहे हरिहे ॥
बिनता बिनता नसुहे नसुहे, पलमें पलमे जरिहे जरिहे ।
रसना रसना सुमिरे सुमिरे, सुरता सुरता परिहे परिहे ॥

### નાગ ચતુર્ગુચ્છ પ્રબંધ.



## कवित.

धुरवाधरा धसाने, षेलिषन लपटाने, सुरराज चापताने, बूंद्दरसाई हे ।
बादरान छान लागे, भानकों छपान लागे, दादुराडरान लागे, केकीधुनि गाई हे ॥
चातुकी उचार वानी, घटाघोर गहरानी, घन बीज चमकानी, दंपति सुहाई हे ।
दर्स विनरावरे, वियोगी जनवावरे, हे अहो इत आवरे, असाढी रितु आई हे ॥

## નાગ શિશુપ્રબંધ.



## कवित.

दामनी दिसा न चान, तरु लता लपटान, नर्झग लगे वहान, हरता भये गिरान ॥
सेहरे लगी अखान, मोदमन दादरान, सोम छाये भासमान, नभसूर चापतान ॥
न तहमो नरदेर, सत पपीहे दाहेन, भन गहेरी गति, गजत उमंदी ही आन ॥
नयन अखंत वार, केकी रतग्रही सुधुन, वगनसेतलखि ए, सब सोसे नदान ॥

નાગ ફણાપ્રબંધ.



## सवैया.

बनमे रितुराज प्रभा विकसी, विकसी रतिराज प्रभा तनमे ।
तनमें बिरहा प्रगटी दरसे, दरसे रस आवली आंखनमें ॥
खनमें मन मित्त विना तरसे, तरसे सुख बास निबासनमें ।
सनमें सखी सागर ज्यूं नमले, नमले बन व्रत्तनि व्है बनमें ॥

## નાગાષ્ટ શિશુપ્રબંધ.



## द्विमुख नागप्रबंध.

द्वि सवैया. रे मन तुं हरि वासु कह बल, सो न भजे पद किंकरता । रे मत मोह तजो जग तारक, ताराहि ताहि रटे सुरता ॥
रे मन हिन दबे तच वा रहि, जापत श्याम सधे वरता । रे मद जो भजुवा वसिदास, सदा हित शक समे हरता ॥



सवैया.

तार हमेसक संत हि दास, सदाशिव बाजु भजो दमरे । तार अधे समस्या तप जाहिर आंचत बेद नहीं गमरे ।
तार सुटे रहि ताहिरता, करता गज जोत हने तमरें ॥ तारक किं दप जे भनसो लव इक सु बारिह तुं नमरे ॥

નાગ ગુચ્છ પ્રબંધ.

कवित.—ध्यानके धरनहार मरुत अहारकर शंकर भुजनमंड विश्नूका सयन हे ।
लहे नव धासरूप सेत तन नविकार आंननजहेरजुत महामोद ध्रन हे ॥



सुधर सुकाव्य कर मेहेर व्हदे वसत नादरांझवार तत्व सत्वयतीयन हे ।
सोहत सहश्रसरीं रसनज मल जात गोधारक शेशातुम हमारी न मनि हे ॥

## दुहो.

कमलादिक आकारमें, कविता करी प्रवीण ।
सो अब मर्नन करतहे, प्रेमसुधारस भीन ॥

## सवैया.

परसे पुरवा धुरवा धरसे, धरसे बढि वेल चढी तरसे ।
तरसे चित चातुकके हरसे, हरसे दुति दामिनि अंबरसे ॥
वरसे घनघोर घटा झरसे, झरसे धुनि बाढत दादरसे ।
दरसे विन मित्त ब्रहा सरसे, सरसे दिन सागर जूपरसे ॥

કમળ પ્રબંધ.



**सवैया.**

बदले बदले धुरवा धुरवा, बिरही बिरही सरिहे सरिहे ।
नभसे नभमें चपला चपला, गतकी गतकी हरिहे हरिहे ॥
बिनता बिनता नसुहे नसुहे, पलमें पलमे जरिहे जरिहे ।
रसना रसना सुमिरे सुमिरे, सुरता सुरता परिहे परिहे ॥

પદ્મ પ્રબંધ.



## सवैया.

बदले बदले धुरवा धुरवा, बिरही बिरही सरिहे सरिहे ।
नभमे नभमें चपला चपला, गतकी गतकी हरिहे हरिहे ॥
बिनता बिनता नसुहे नसुहे, पलमें पलमें जरिहे जरिहे ।
रसना रसना सुमिरे सुमिरे, सुरता सुरता परिहे परिहे ॥

અષ્ટદળ કમળપ્રબંધ.



## सवैया

लवे ददरान, गले डगरान, घटा गहेरान, सखी सिखरान ।
स्रवे बदरान, कले बगरान, पटा थहेरान, सखी विखरान ॥
भ्रवे अदरान, चले जगरान, छटा फहेरान, सखी लिखरान ।
प्रवे नदरान, मले सगरान, चटा छहेरान, सखी चखरान ॥

નલિની પ્રબંધ.



**कवित्त.**

श्रियाके रमनहार, भवा अरधांग धार, रस आदिके उदार, रास शांत रससार।
श्याम मथ पार वार, सेत प्रेतके खीलार, सोहे सिर चूडचार, विपू जटजूट भार॥
त्रिया ब्रज प्रेम तार, दिवा बंद धेरै छार, जस वासके अगार, दासनके सुखकार।
नाम अघके प्रजार, लेत दाम कष्ट टार, दाहेदनु देववार, रिपु मनसे संघार॥

**सोरठा.**

श्रिया भवा रस रास, श्याम सेत सोहे विपू।
त्रिया दिवा जस दास, नाम लेत दाहे रिपू॥

**અંબુજ પ્રબંધ.**



## कवित.

नजतन नत्रघन नवषन नचारन, नगहन नकलन नडरन नबदन ।
नामन नवसन नत्रयन नउलन, नसदन नदरन नभवन न[illegible] ।
नटरन नत्यनन नचवन, नतरन नसमन नवदन नगगन ।
नोहन नमतन नलहन नग्रजन, नगरन नगरन नमवन नमडन ॥

## ચક્ર પ્રબંધ.



## कवित.

नजलन नवघन नवषन नचरन, नगहन नकलन नढल्न नवघम ।
नरमन नसबन नत्रयन नललन, नसदन नढरन नभवन नरहन ॥
नहटन नटरन नत्यमन नचयन, 'नतरन नखमन नवदन नभमन ।
नसहन नमतन मलहन नयजन. नगरन नगरन नमवन नमउन ॥

षोडशदल प्रबंध.



### સવૈયા.

बारन ग्रायक, कट्टन श्रीपत, बेदन बारक, बंसहि ग्राहन ।
कारन नायक, नट्टन दीपत, भेदन धारक, हंसहि चाहन ॥
धारन दायक, भट्टन केपत, छेदन नारक, फंसहि दाहन ।
तारन पायक, रट्टन दीपत, मेदन तारक, घुसहि पाहन ॥

### કુંજ સર્વતોભદ્ર.



## सवैया.

बारन ग्रायक, कन्न श्रीपत, वेदन वारक, बंसहि ग्राहन ।
कारन नायक, नन्न दीपत, भेदन धारक, हसहि चाहन ॥
धारन दायक, भन्न केपत, छेदन नारक, कसहि दाहन ।
तारन पायक, रन्न दीपत, मेदन तारक, पुंसहि पाहन ॥

### જલજ સર્વતોભદ્ર.



## सवैया.

लवे ददरान, गले डगरान, घटा गहेरान, सखी चिखरान ।
छवे बदरान, कले बगरान, पटा थहेरान, सखी बिखरान ॥
छपे अदरान, चले जगरान, छटा फहेरान, सखी लिखरान ।
वे नदरान, मले सगरान, चटा छहेरान, सखी चखरान ॥

ચક્રગતિ પ્રબંધ.



### सोरठा.

प्रेम नेम प्रम धाम, क्यौ न ध्यान उन आन मन।
ताम नाम दम दाम, फेर धार उर हार कर॥

### ચતુઃકોણ ચક્ર પ્રબંધ.



## सवैया

परसे पुरवा धुरवा धरसे, धरसें महि बेल चढी तरसें ।
तरसे चित चातुकके हरसे, हरसे दुति दामिनि अंबरसें ॥
बरसे घनघोर घटा झरसे, झरसें धुनिनाद दादरसें ।
दरसें बिन मिंत महा सरसे, सरसे दिन सागर जूपरसें ॥

ચક્રનેમી પ્રબંધ.



## सवैया.

[illegible] घुमड घुरवा धरसें, धरसें बढि बेल चढी तरसें ।
तरसे नित [illegible], हरसे दुति दामिनि अंबरसें ॥
बरसें घनघोर घटा [illegible], [illegible] धुनिबाढत [illegible] ।
दरसे बिन मित व्रहा सरसे, सरसे दिन [illegible] जघरसें ॥

ચક્ર પ્રબંધ.



कवित.

सुवरन जैसो तन, सुकके समान घ्रान सुकुमारता प्रसून, सुरपीकधुनी वनि ।
नगनग हे नखन, गजगत हे रखन, गहरी बजंत वेन, तरुनी चखे न लीन ॥
रदन सुदायों कन, नवसत साजुदन, न सम न नवानन, मधुर सुहास भीन ।
सुजातिय सिरोमन, मधी सौध झरोखन, वासित सुवास घन, नई छविसें प्रवीन ॥

वारि[illegible] प्रबंध.



छप्पय.

चत्र चदन [illegible] रवाहि, रसा जबलग अनंत ग्रही ।
हर उमया [illegible] रमहि, जीव जबलौ सुधा स्रवहि ॥
बरन भारती [illegible]र ही, पवन जबलगि गवनं रहि ।
रमन रमा हरि [illegible] हि, बीन जबलौ नारद लहि ॥
नग नाक अचल [illegible] लहि, तरन तेज जबलग तपाहि ।
हिल्लोर गंग [illegible] नवहि, चरह जीव परवीन तुहि ॥

પંકજ પ્રબંધ.



## सवैया.

परसे पुनि पुष्पा धरसे, धरसें बढि पेल चढी तरसे ।
तरसे चातुकके हरसे, हरसे दुति दामिनि अंबरसे ॥
बरसे घनघोर घटा झरसे, झरसे पुनि पावस बादरसे ।
दरसे बिन मित्र प्रहा सरसे, सरसे दिल सागर जूं परसे ॥

નાળિકેરી બંધ.



## કેતકી પ્રબંધ.



कवित्त.

बन घन छई बेल, घन तन … बेल, तन मन चहेकेल, मन जन ए धर हु ।
चर धर मोद अंग, धर … अंग, तर दर नये रंग, दरद न छे कर हु ॥

अल मिल कोकपंत, मिल बल मित मित, बल दल भयो चित, दल … हु ।
द्रग लग रहे आप, लग मग हरो ताप, मग सगरे प्रताप, सागर … हु ॥

### सवैया.

बदले बदले धुरवा धुरवा, बिरही बिरही सरिहे सरिहे ।
नभमें नभमें चपला चपला, गतकी गतकी हरिहे हरिहे ॥
बिनता बिनता नसुहे नसुहे, पलमें पलमे जरिहे जरिहे ।
रसना रसना सुमिरे सुमिरे, सुरता सुरता परिहे परिहे ॥

### જલતરંગ પ્રબંધ.



## सवैया.

वनकी जुलता फहेरान लगी, गहेरान लगी सुघटा घनकी ॥
घनकी ददरा डहरान लगी, छहरान लगी छबि दामनकी ॥
मनकी गति सो इहेरान लगी, जहेरान लगी कन बुंदनकी ॥
दनकी जुगसी पहेरान लगी, कहेरान लगी उन आवनकी ॥

કર્ણિકાર ચક્રબંધ.



### सवैया.

संनेह हमेंस समार रहंत, तपंत तनं सुसुभाउ उदासं ॥
सकार रहंत तरूनि निहार, रतिस सदाहि हियानि निवास ॥
सनोम ब्रहाननराच चलाय, यनेक कांत लचाननरास ॥
रुकंड उपाय यलाज जनेन, ममेंन नमंन नदान नसासं ॥

### અગ્નિદલપુષ્પ પ્રબંધ.

૧



### सवैया.

लबेंददरान, गले डगरान, घटा गहेरान, सखी सिखरान ॥
लवे बदरान, कले बग रान, पटा थहेरान, सखी बिखरान ॥
झये अदरान, चले जगरान, छटाफहेरान, सखीलिखरान ॥
प्रव नदरान, मले सगरान, चटा छहेरान, सखी नखरान ॥

### પુષ્પકુંડળી પ્રબંધ.



## कवित.

नजतन नवघन नवपन नचरन, नगहन नकलन नडरन नवधन
नरमन नवसन नत्रयन नललन, नसहन नढरन नभवन नरहन ॥
नबटन नटरन नत्यमन नचवन, नतरन नसमन नबदन नभब्रन ।
नसहन नमतन नलहन नयजन, नगरन नयरन नमवन नमउन ॥

वृक्ष प्रबंध.



## પુષ્પતરુ પ્રબંધ.

**कवित.** मदन तवारे तन मधुपोदकारी तुम मदनसखारे, नित लता तरु तुजधाम ।
मस्त सचारी ध्यान धारी मग प्रेम नेम मगन सुवासवर रस सिंधु रंग श्याम ॥



मधुर उचार जन करहुतपंत हम मत नहिं मंजु आप कंज बंधु हरं हाम ।
मधुप मलीन मन लहर लगावें भ्रम मिलन विन प्रवीन जुग वद जात जाम ॥

## कवित.

नये रघुवीरवन, नई दई धीरमन, नडर सुग्रीय कीन, नजभये अगेवान ॥
नभसम कीनतन, नधरम उलघन, नगर गये सुबन, नधन कियो उदान ॥
नरवर रानी मन, नवकीन मोदघन, नटनकीयो रमन, नसचरके दहान ॥
नतसुखवरषान नरवर हरषान, नत नठिवंसभान, नमो नमो हनुमान ॥

## મંડલ પ્રબંધ.



सोरठा.

तात मात भ्रत पात, इत उत जित तित जात चित ।
रात प्रात गात गात, नित नित चित मित आत इत ॥



આ સોરઠો ગોમુત્રિકા, અધ્રુગતિ,
તથા ચક્રાકૃતિમાં પણ આવે છે.

चक्राकृति भेदप्रबंध ॥ चित्रयथा ॥



## कवित.

नजतन नवघन नववन नचरन, नगहन नकलन नडरन नवधन
नरमन नवसन नत्रयन नललन, नसदन नढरन नभवन नरहनं ॥
नहटन नटरन नत्यमन नचवन, नतरन नसमन नवदन नभब्रन ।
नसहन नमतन नलहन नयजन, . नगरन नगरन नमवन नमउन ॥

## ચોકી પ્રબંધ.



### कवित.

नवल नरेशनाथ, जादव जगत जामी, स्वामी सिंधू, सुता श्याम, करन पवित्र कान
नरखी स्वाधीन बधू, निगम न जाने गम, रमन रमा रमेश, ब्रह्मा नज धरे ध्यान
नर सुर नाग तार, कान्ह शठ कंसकाल, गोविंद दयाल प्यारो, ताल नह चूके तान
नमत गोपेश वृंद, सियरे सुअंग सदा, नग नाथ श्याने स्वव, देहुन प्रवीनदान

### સ્વસ્તીક પ્રબંધ.



## कवित.

नततुंहि छिमा धारि, लायो तुमहिसे चित्त, तरुनि हो प्रान रहो, मेरे नत तुम ध्यान ।
नवहित शंकरहो, करहो सदारमन, हरहिये आपे रागु, ग्रहन अनंत ग्यान ॥
नधनेह तुमे पाय, ग्यानि गुन मुनि गाय, ललितह सोम छाओ, आननउदे गुमान ।
नवबल भाखोसह जन ओर बरदान, हितकारि हम मितुं क्यो हु नमिलाहि आन ॥

## ચોસર પ્રબંધ.



## દેવાલય પ્રબંધ.




**कवित.** गनपति गिरागौरी, जम नगराज सखी, गजपति पशूपति, पंनगेशरामसीत ।
राज राज भैरौभव, रिषी राज बारधेश, तिमीनाथ तरूनाथ, तत्रीपत हनूमीत ॥
हलधर वशूधर, वद्याधर, सत्याधर, यभोभव तमदेव, तमीपत रटे नीत्य ।
रवदेव रसांजव, वदेधार तत्व सार, तन तप वहीजप, रसरीत परतीप ॥

## હાર બંધ.



कवित.—गान तान पुग नाग दाग भेद छेद हद,
सर तीर परराज दुजराज कोनदेन ।
ध्वान कोक पाक पीक्र वे तर तपत धार,
पीर पार प्रेम नेम हेम नन दन तन ॥
उन बन छीन मीनें चातकी तपत बुंद,
मंद हे दनेसद्रस प्रसबीन सुन बन ।
वार घोर मोर चहे रहे वहे प्रीत रीत,
मीत मधु माधुरि धुनी न बीन एन मन ॥

## सवैया.

क्रि दरनी दरनी अरनी चख, पैं झरनी झरनी झरनी ।
गो धरनी धरनी अधऊरध, भौं बरनी बरनी बरनी ॥
खे चरनी चरनी स्थिरनी थित, हे तरनी तरनी तरनी ।
भे हरनी हरनी जन संकट, श्री करनी करनी करनी ॥

### ત્રિશુળ ચક્ર પ્રબંધ.



## सवैया.

कि दरनीं दरनीं अरनीं चख, पैझरनीं झरनीं झरनीं ।
गोधरनीं धरनीं अधर्उरध, भौबरनीं बरनीं बरनीं ॥
सेचरनीं परनीं थिरनीं थित, हे तरनीं तरनीं तरनीं ।
मेहरनीं हरनीं नर संकट, श्री करनीं करनीं करनीं ॥

### રાશી પ્રબંધ.



## દુહા.

नरन. शरन हारन धरन, सागर सनम मेलाव ।
सारँग धर हस मनहि महि, मे तो लागूं पाव ॥

### મુકુટ પ્રબંધ.



### सोरठा.

तात मात व्रत पात, इत उत जित तित जात चित
रात प्रात गत गात, नित नित चित मित आत इत.

### ચોકીચાક પ્રબંધ.



## कबित.

सुभग महल गची, महीमें वरीष्टभाय. सुगंध नवल साज, बैठक्क अच्छे रहे ।
सुशील सरव मन, आठ याम गेह जेते, सुखद यावक रम्य, या अनेक जे रहें ॥
सुमनमे नाहि सबे, नेक भायवपुमोर, सुखके संपाद नेकों, शुभ आशये रहें ।
सुमन शयामे संग, सागर सनेही बैठ, अंक भरी अगे कब, आय हेते हे रहें ॥

ગજ પ્રબંધ.



दुहा.

मैन बान हन रेन दिन, भान छीन तन लीन ।
चेन छिन उन ते न मन, क्यौं न भान उन लीन ॥

તાઉસ પ્રબંધ.









दुहा.—मैन बान हन रेन दिन, भान छीन तन लीन
चेन छिन उन तेन मन, क्यौन भान उन लीन ॥

## દર્પણાદિ ચાર પ્રબંધ.



**दुहा.**—मैन बाल हुन रेन दिन, भान छीन तन लीन ।
चेन छिन उन ते न मन, क्यौ न भान उन लीन ॥

## શિરોમણિ પ્રબંધ.



दुहा-मैन बान हन रेन दिन, भान छीन तन लीन ।
चेन छीन उन तेन मन, क्यौन भान उन लीन ॥

## મુષ્ટિકા પ્રબંધ.








## ચોકી પ્રબંધ.



## ચામર પ્રબંધ.




## ખડ્ગ પ્રબંધ.




दुहा.—मैन बान हन रेन दिन, भान छीन तन लीन
चेन छिन उन तेन मन, क्यौन भान उन लीन ॥

## कवित.

नजतन नवधन नववन नचरन, नगहन नकलन नडरन नबधन ।
नरमन नवसन नत्रयन नललन, नसदन नदरन नभवन नरहन ॥
नहटन नटरन नत्यमन नचवन, नतरन नसमन नबदन नभग्रन ।
नसहन नमतन नलहन नयजन, नगरन नगरन नमवन नमउन ॥

### સ્વસ્તિક પ્રબંધ.



## कवित.

खरटवार वर, रसिक अपार रूप, पशुपति सुतु पत्र, पन्नग करै असन
पतग सिरोमनि है, परम पवित्र पर, पनप्रति पारप्रेम नटवर से नूतन
नगन निवासी बन, नळनाल सोहतहै, ललित लता रमन, नीकी कल हे सरन
लसे नवरंग अंग, सो घै घन घोर सिखि, हमतुम जैसें नित, तलफे प्रबिन बीन ॥

### મયૂર પ્રબંધ.



## ગોખ પ્રબંધ.



कवित सुबरन जैसो तन, सुकके ख्रान घ्रान, सुकुमारता प्रसून, सुरपीकधुनी बीन,
नगनग हे नखन, गजगत हे रखन, जहाँ बजंत बेन, तरुनी चखे न लीन
रदन सुदार्यो कन, नवसत साजुबन, नसम न नवानन, मधुर सुहास भीन
सबातिय सिरोमन, मधी सौध झरोखन, बासित सुवास घन, नई छबिसें प्रबीन ॥

**સોરઠો.** मिंत चिंत नित चात, नितप्रत ब्रत उत हेत रत
जित तित श्रुति कित जात, प्रीत रीत उत गात सत ॥

ચક્રાકાર પ્રબંધ.



**दुहो.** प्रभा प्रवीनन प्रानहे, नित जंपेयो नाम
बीतेनां देखे दशा, शालत जुग समजाम ॥

વ્યજન પ્રબંધ.



## સમશેર પ્રબંધ.

**સવૈયો.** कीजे बिचार हरी हियमे, हमसीसहनो तरूं वारिन कांकी
कीसक माछु वनाई बिकथ्थनि, औनिति बागहना सुधि याकी



कीनवकार सकार हुते, कौन काज जकार सुनैन श्रवाकी
कौट बिठौकि करी तनमे तकी, हेत सुवं हमकी गति वाकी ॥

## કટાર પ્રબંધ.



कवित.—इद्र महाराज आज, चढे उर कोपधार, घनघोर बिबधाजी चातुकीसु चोपदार
रजेनीको घटागज, बोले मोर बंदीजन, रवरचो भेकफीर, घनं घनं बारवार

नभमे नछत्र जुत, चंद्र चंद्रिका निवार, रविकी प्रभा बिदार, कीनो अति अंधकार
नरधर जीतसबी, रहीमांनो बीज फबी, बिरही बिदारबेको, करमें लियो कटार ॥

छप्पो. जान यह कियो मनमें मतो, प्रविन यहा तुम आनके,
~व बाज जानकी छवि रची, भेजे शुधि तुम लानके ॥

मीत लोकही मोहि, को उधारे इमि हसिके,
वे गये गाते अजान, बलि बेताल बसिकं,
गार्थहि जाने पैंन, भये हि वियोगे जरके,
मोहि जाये सव निरस, नाना विधि आ धरकें,

दुहो. भीलो मोको धाईके, बेमे आय सुजान
ना तो चित्त जानियो, जावेगा मो जान ॥

અશ્વ પ્રબંધ.



# લહેર ૬૫ મી*

## ચિત્ર પ્રબંધોના અર્થ.

### (૧) નાગપ્રબંધ (કવિત્ત) "काली नागक नथन" ઇત્યાદિ.

રસસાગર શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રત્યે પ્રાર્થના કરે છેઃ-"હે કાળી નાગને નાથવાવાળા! વારિધિસમુદ્રનું મંથન કરી તેમાંથી ધન રત્નો કાઢનાર, સારી વધૂ ગોપીકાઓ વગેરેને (તેમની સાથે-પ્રત્યે) રસ-શૃંગારની રીતને કહેનાર, ગિરિરાજ-ગોવર્ધન પર્વતને ધરનાર, "ઘન નય તન"-નવીન જળ-ઘન-વરસાદના જેવા શરીરવાળા શ્યામ અર્થાત્-ઘનશ્યામ, વનને વિષે વાંસળી વગાડીને સ્થિરચર-સ્થાવર-જંગમ-પ્રાણીમાત્રને રીઝવનાર, પ્રણય-પ્રેમના પથ-માર્ગમાં રમણ કરવાવાળા, શ્રી લક્ષ્મીજીનું રટણ કરવાવાળા, નટવર-નૃત્યકળા જાણનારામાં શ્રેષ્ઠ અને શ્રેષ્ઠ શોભાયુક્ત મુખવાળા, જેણે વરાહ અવતાર ધારણ કરીને પૃથ્વીને પોતાના દાંતપર ધારણ કરી છે એવા, ચક્રી નાગ-એટલે શેષનાગ ઉપર શયન કરવાવાળા, વક્ષઃસ્થળને વિષે બીજા મણિસમૂહની સાથે કૌસ્તુભ મણિને ધારણ કરનાર, સર્વની મનકામનાઓને પૂર્ણ કરવાવાળા, હે શ્રીકૃષ્ણ પરમાત્મા! આપ અમને પ્રવીણથી કેમ મેળવતા નથી? અર્થાત્ અમારો પ્રવીણથી વિયોગ છે, તે દૂર કરી સંયોગ કરાવી આપો. (૧)

### (૨) (નાગ) ચતુર્ગુચ્છપ્રબંધ (સવૈયા) "बदले बदले" ઇત્યાદિ.†

કામોદ્દીપન-કામને ઉત્તેજિત કરનારી વર્ષાઋતુ આવવાથી તેના રમણીય દેખાવોને જોઇને કળાપ્રવીણ કહે છે-"આ વાદળાંઓના રંગ અને આકાર પ્રતિક્ષણ બદલે છે, ધુરવા (વરસાદની શેરો) દેખાય છે તેવા-કિંવા ધુર (કામના રથની) ધોસરી છે? આ સમયમાં બરહી-મોરના સ્વર, વિયોગી જનોપર બાણના પ્રહાર સમાન પડે છે; આકાશમાં ચંચળતાપૂર્વક દેખાતા વીજળીના ચમકારા જાણે (નભ મેન ભમે) આકાશમાં કામદેવ ભ્રમણ-ખેલ કરતો હોય, એવા ભાસે છે, જમીનપર દેખાતી હરિયાળીની ગતિને જોઈ, વિયોગી સ્ત્રી પુરુષોની

* મૂળ "પ્રવીણ સાગર"ની હસ્ત લિખિત પ્રતિઓમાં લહેર ૬૪ મી તથા ૬૫ મી બંનેમાં ચિત્ર કાવ્યના પ્રબંધો છે. અમે તે બંને લહેરોનાં ચિત્રોને વાંચનારની સગવડની ખાતર તથા છાપવાની અનુકૂળતા એક સામટાં એક જ ૬૪ મી લહેરમાં ગોઠવ્યાં છે અને અર્થોની આ લહેરપર ૬૫ ની સંજ્ઞા મૂકી છે. તેથી વાંચનારને વારંવાર પ્રથક્ પ્રથક્ સ્થળે જોવાની કડાકૂટ ન થાય. † આ પ્રબંધમાં પૃષ્ઠ ૬૧૪ મે "નાગ" શબ્દ દૃષ્ટિ દોષથી વધારે મૂકયેલ છે. ત્યાં એકલું "ચતુર્ગુચ્છ પ્રબંધ" એમ વાંચવું.

ગતિ હરાઈ જાય છે, તેથી વિનીત–સુશીળ સ્વભાવવાળી વિયોગી સ્ત્રીઓને સોહાતું ગમતું નથી, તેથી તેમને મૂર્છા આવી જતાં તેમની (નસુહે?) નાડી–નાડીની ગતિ છે કે નહિ, તેની પણ શંકા થાય છે; અને તે વર્ષાઋતુના પ્રભાવમાં વિયોગ-રૂપ અગ્નિથી જાણે "આ પળે બળી જશે, આ પળે બળી જશે" એમ શંકા થયા કરે છે; પ્રિતમના વિયોગને લીધે તેમને કાઈ વસ્તુમાં રસ પડતા નથી અને જીભવડે તેઓ વારંવાર તેનું સ્મરણ જ કર્યા કરે છે. સુરતા–સારી રીતે–પતિમાં રતા–પ્રેમવાળી થયેલીની સુરતા–ચિત્તવૃત્તિ–જ્યાં તેમના પ્રીયતમ દૂર છે, ત્યાં જ પડી છે." આ દુમિલાવૃત્ત (**સવૈયા**)માં દરેક શબ્દ બબ્બેવાર આવેલા છે, તે દરેકના બહુધા જૂદા જૂદા અર્થ થાય છે અને તેમ ન થાય તા કવિતામાં પુનરુક્તિના મહાદોષ આવી જાય. આ સવૈયા અંક ૯ મે **"પદ્મ પ્રબંધ,"** ૧૦ મે **"અષ્ટદળ કમળ પ્રબંધ,"** ૨૬ મે **"જલતરંગ પ્રબંધ"** ઇત્યાદિમાં પણ આવે છે.

### (૩) નાગશિશુ પ્રબંધ* (સવૈયા) "ધુરવા ધરા ધસાન" ઇત્યાદિ.

કળા પ્રવીણ કહે છે–"ધુરવા (વરસાદની સેર–દોર) પૃથ્વીપર ધસી આવ્યા, વનનાં વૃક્ષાને વેલીઓ લપટાઈ ગઈ, ઇંદ્ર મહારાજે પોતાનું (મેઘ) ધનુષ્ય ખેંચ્યું, બૂઢ (ઇંદ્રગોપ–અથવા જેને લોકો મેના મામા કહે છે તે–વરસાદમાં થોડો વખત દેખાઈ અદૃશ્ય થતા રાતા રંગના જંતુ) દેખાવા લાગ્યા; વાદળાં છવરાવા અથવા વરસાદરૂપે પડવા લાગ્યાં, તેઓ સૂર્યને ઢાંકી દેવા લાગ્યાં, દેડકાં પોતાના "ડરા-ડરા"ના અવાજથી (વિયોગી જનોને) ડરાવવા લાગ્યાં અને મયૂરો પોતાની (કેકા) વાણીને કરવા લાગ્યા, ચાતુકો પોતાની "પિયુ પિયુ" વાણી ઉચ્ચારવા લાગ્યાં, અને આકાશમાં વરસાદની ભયંકર ઘટા ગાઢ થવા લાગી અને ગાઢ-તાની વચ્ચે વીજળી ચમકવા લાગી, તે સંયોગવાળાં દંપતીઓને આનંદજનક લાગે છે, અને વરસાદ અને વીજળીરૂપી દંપતી શોભવા લાગ્યાં. આવા કામો-દ્દીપક (મનને હરણ કરવાવાળા) સમયમાં, હે સાગર! આપનાં દર્શન વિના (અમે) વિયોગીજન ગાંડાં–દિવાનાં છિયે–બેહાલ છિયે, માટે અરે! પ્રિયતમ! તમે અહીં આવો. આ દંપતીને વિહાર કરવા યોગ્ય અષાઢી–વર્ષાઋતુ આવી છે."

### (૪) નાગફણા પ્રબંધ (કવિત્ત) "દામની દિશા નચાન" ઇત્યાદિ.

પ્રવીણ, સાગરને ઉદ્દેશીને કહે છે–"વીજળી સર્વ દિશાઓમાં નૃત્ય કરી રહી છે, વેલીઓ પોતાના પ્રિયતમરૂપ વૃક્ષાને લપટાઈ ગઈ છે, પાણીના પ્રવાહો (નદીઓ, વહેળાઓ) પૂર જોશ વહેવા લાગ્યા છે અને પર્વતો સર્વ હરિયાળામય-

*આ કવિત્ત પૃષ્ઠ ૩૯૭ લહેર ૪૨ મીમાં છંદાંક ૯ મે આવી ગયેલ છે, પણ તેમાં કેઇ શબ્દ શુદ્ધિકરવા અર્થે અહીં તેના અર્થ ફરી લખવામાં આવ્યો છે.

લીલા થયા છે; વરસાદની શેરો વરસવા લાગી છે, તેથી દેડકાંઓનાં મનને આનંદ થાય છે; સૂર્ય અને ચંદ્ર વાદળાંઓથી છવાઈ–ઢંકાઈ રહે છે અને આકાશમાં સુરચાપ–મેઘધનુષ્ય ચઢેલું દેખાય છે; તે દેર (સમયે) મારો નર સ્વામી મારી સમિપમાં નથી, તેથી સત–સત્ય ( ખરેખર) અથવા શતધા–અનેક પ્રકારે બપી-આઓ પોતાની "પિયુ પિયુ" વાણી બોલીને મને બાળે છે ને તે જ વખતે ગંભીર ભયંકર ગતિથી ફરી વરસાદ ચઢી આવે છે, એવે સમય મયૂર પોતાની સારી ધ્વનિવડે કેકારવ કરે છે, તે સાંભળીને તથા બગલાઓની શ્વેત પંક્તિને જોઇને, મારી આંખોમાંથી જળધારા–અશ્રુપ્રવાહ વહે છે અને એ બધાં વર્ષાઋતુનાં સાહિત્યો મને નિશ્ચયપૂર્વક શોષણ કરનારાં છે." (૪)

**(૫) નાગાષ્ટ શિશુ પ્રબંધ*–(સવૈયા) "बनमे रितुराज प्र भा बिकसी"** ઇત્યાદિ

પ્રવીણ પોતાની સખી કુસુમાવલી પ્રત્યે કહે છે–"વનમાં ઋતુઓના રાજા વસંતની શોભા વિકાશમાન થઈ છે અને તે સાથે મારા શરીરમાં રતિરાજ–કામદેવની કાંતિ પ્રફુલ્લિત થઈ છે; વળી મારા અંગમાં પ્રિયતમનો વિરહ પ્રગટેલો દેખાય છે, તેની પ્રત્યક્ષ પ્રમાણ નિશાની તરીકે મારી આંખોમાં રસ (પાણી) ની ધારા દેખાય છે; અથવા શૃંગારરસના કટાક્ષની હારો (યુવતીઓની) આંખોમાં દેખાય છે; અને પ્રતિક્ષણે મિત્રવિના મારું મન તલસે છે–મળવાને ચાહે છે, એટલું જ નહિ પણ આવા સુખદાયક સુંદર મહેલમાં વસતાં મને ત્રાસ છૂટે છે; માટે હે સખી કુસુમાવલિ! હવે જો પ્રિયતમ સાગર, સન–સમિપમાં આવીને મને મળશે નહિ તો હું નિયમ લઇને વનમાં જઈ "વનર્ત્તિની"–સન્યાસિની થઇને રહીશ?'

**(૬) દ્વિમુખ નાગ પ્રબંધ [ સવૈયા. ] "रे मन तुं हरि"** ઇત્યાદિ.

પ્રવીણ પોતાના મન પ્રત્યે કહે છે કે–" હે મન ! જે કૈવલ્ય ( મોક્ષ) ધામમાં હરિ–વિષ્ણુ ભગવાન્ રહે છે, તેનાં ચરણોને દાસત્વથી કેમ ભજતું નથી? યોગીશ્વરો જેનું તાર એટલે ૐકારના મહામંત્રવડે રટન કરે છે, તે જગતના તારનાર ઉપરથી તું પ્રેમ તજીશ નહિ. વળી જે યોગીઓ કાંઈ માગ્યા-વિના અર્થાત્ નિષ્કામ ભક્તિથી પોતાની ત્વચા–ચામડીને પંચાગ્નિ વગેરે તાપોથી બાળીને તથા વ્રત ધારણ કરીને શ્યામ, જે શ્રીકૃષ્ણ ભગવાન્, તેને જપે છે; તો અરે મારા અહંકાર ! જો તું તે ( વિષ્ણુ ભગવાન્ ) ને દાસપણે રહીને ભજે, તો તે પ્રભુ સદા હિત કરનારા અને મનના સર્વ સંશયોને દૂર કરનારા છે."

ઉક્ત પ્રબંધમાં નાગના એક મુખથી જે **સવૈયો** વંચાય છે, તેનો અર્થ ઉપર પ્રમાણે વિષ્ણુપક્ષે થાય છે અને બીજા મુખથી વાંચતાં જે બીજો **સવૈયો**

* આ **સવૈયો** પણ લહેર ૫૦ મીમાં પૃષ્ઠ ૧૭૧ મે આવી ગયેલ છે.

વંચાય છે, તેનો અર્થ નીચે પ્રમાણે શંકર–મહાદેવપક્ષે થાય છે. આ પ્રકારે જે કવિતા ઉલટસુલટ વંચાય તેને "ગતાગત" પ્રબંધ કહે છે:—

**મહાદેવપક્ષે વંચાતા સવૈયાનો અર્થ:**–હે જીવ ! જે સદાશિવ હમેશા તાર (ૐકાર) સ્વરૂપ છે, અને સંત લોકો જેના દાસ છે, તેનું તું પ્રતિશ્વાસે ભજન કર; જેમ તાર ( સૂત્ર ) બાંધેલો–પરોવેલ હોય, તેમ જે સર્વ ભૂત પ્રાણી માત્રમાં ઝાહિર–વ્યાપક છે; તથા જેમ વેદાદિક ગ્રંથોને મહોડેથી ભણી, ( અર્થ સમજ્યાવિના મુખ પાઠ માત્ર કરી ) જતાં, ખરી ભક્તિવિના જેનું જ્ઞાન થતું નથી; તેનામાં રતા–પ્રીતિવાળા થઈ યોગીઓ જેને તાર–ૐકારના મંત્રવડે કરીને પોકારે–જપે છે, અને ત્યાગ–સંન્યાસ ધારણ કરીને જેઓ જ્યોતિ–જ્ઞાનવડે તમ ( અજ્ઞાનરૂપ ) અંધકારને હણે છે; માટે હે જીવ ! કંદર્પ–કામદેવને તાડન કરનાર–હણનાર એવા મહાદેવને જીભવડે (લવ) જપ, અનેકવાર તેને ( શુદ્ધ અંતઃકરણપૂર્વક ) નમસ્કાર કર."

### (૭) *નાગગુચ્છ પ્રબંધ ( કવિત્ત ) ध्यानक धरनहार ઇત્યાદિ.

આ કવિત્તમાં શેષનાગની સ્તુતિ છે:–"જે ધ્યાનના ધરવાવાળા, વાયૂનું ભક્ષણ કરનાર, ભગવાન્ શંકરના હસ્તના આભૂષણરૂપ અને વિષ્ણુ ભગવાનની શય્યા રૂપ છે; જે નવધા ભક્તિના સ્વરૂપ–ભેદોને જાણનાર છે, વિકાર રહિત અને શ્વેત શરીરવાળા છે; જેનું મુખ હળાહળ વિષથી ભરપૂર છે, તેમ છતાં જે આનંદના સમુહરૂપ છે; વળી જે સુંદર કાવ્યના કરનાર ( પિંગળશાસ્ત્રના આદિ આચાર્ય ) છે, જેના અંતઃકરણમાં દયા છે, જે નાદ ( સ્વર–ગાયન ) થી રીઝનારા છે, અને તત્ત્વ ( બ્રહ્મ ) તેના સત્વને જાણનાર તથા યતિસ્વરૂપ છે; જે સહસ્ર–હજાર માથાં–ફેણવડે શોભે છે તથા જેના પ્રત્યેક મુખમાં બબ્બે જીભ છે, એવા હે પૃથ્વીને ધારણ કરનાર શેષનારાયણ–ભગવાન્ ! તમને અમારા નમસ્કાર છે."

**કમળ પ્રબંધ**ની શરુઆતમાં મૂકેલા **દોહરા**નો અર્થ:—

પ્રેમના અમૃતમય રસથી ભીંજાયલી પ્રવીણે કમળાદિ વિવિધ આકારોના પ્રબંધોવડે જે કવિતા રચી છે, તેનું હવે અમે વર્ણન કરિયે છિયે:–

### (૮) †કમળ પ્રબંધ ( સવૈયા ) "परसे पुरवा धुरवा धरसे".

પ્રવિણ પોતાની એકાંતિક સખી કુસુમાવલીને કહે છે–"પાણીનાં પૂર અને

---

* આ કવિત્ત–મૂળ પ્રવીણ સાગરમાં નથી.

† આ **દુમિલા સવૈયો** લહેર ૪૨, પૃષ્ઠ ૪૦૨ મે સાર્થ છપાઇ ગયો છે; તથાપિ કેટલીક વિશુદ્ધિ અર્થે તેનો અર્થ પુનઃ આપવામાં આવ્યો છે:

વરસાદનાં વરાં-શેરો પૃથ્વીને પરસે-સ્પર્શ કરે છે; પૃથ્વી ઉપરથી વધેલી વેલો વૃક્ષો ઉપર ચઢી છે, તૃષાતુર થયેલાં અથવા તલસતાં ચાતુક (બપૈયા) પક્ષી વરસાદના વરસવાથી હર્ષિત થયાં છે, અને આકાશમાં ચમકાર કરતી વીજળીની કાંતિ હરખે છે, અથવા વીજળીરૂપી સ્ત્રી અભ્ર વાદળાંરૂપ પુરુષ સાથે હર્ષ-આનંદ કરે છે; વાદળાંની ઘટાઓ (ઘન સમૂહ) ગર્જના સહિત ઝડીથી (નિરંતર) વરસે છે અને ઝરણો (પાણીનાં ઝરણાં)માંથી દેડકાંઓના અવાજની "ડરાં ડરાં" કરતી ધુની-ધ્વનિ વધે છે, (આ મનને હરણ કરે એવો વર્ષાઋતુનો દેખાવ થવાથી) મારા મનમાં મિત્ર-પ્રિયતમના દર્શનવિના વિરહ વેદના સરસે એટલે વધે છે, અથવા મિત્રના દર્શનવિના વિરહ-જૂદાઇમાં એ બધાં દશ્યો-સરસે (મને) બાણ જેવાં લાગે છે, અને સરસ-રસસહિત અથવા શ્રેષ્ઠ દિવસ તો તેજ થશે કે, જે દિવસ અમારો સ્પર્શ-આલિંગનાદિવડે કરશો; અર્થાત્ જ્યારે વિયોગ મટીને સંયોગ થશે તેજ દિવસ શ્રેષ્ઠ ગણાશે." (૮)

**(૯) પદ્મ પ્રબન્ધ અને (૧૦) અષ્ટદલ પ્રબન્ધ (સવૈયો) "बदले बदले" ઇત્યાદિ.**

આનો અર્થ અંક બીજે, પૃષ્ઠ ૬૬૯ મે **ચતુર્ગુચ્છ પ્રબંધમાં** આપી ગયા છીએ, ત્યાં વાંચવો.

**(૧૧) નલિની પ્રબન્ધ-(સવૈયા) "लवे ददरान" ઇત્યાદિ.**

કળાપ્રવીણ પોતાની પ્રિય સખી કુસુમ પ્રત્યે કહે છે,-"આ દેડકાંઓ બોલે છે, ગલીઓમાં પાણીના પ્રવાહ ચાલે છે, વરસાદની ઘટા ઘેરાઇ છે અથવા ઘટ્ટ-ગાઢ થઈ છે, અને શિખી-મયૂરો પર્વતોના શિખરોપર કેકારવ, પોતાની મધુર વાણીનો આલાપ કરે છે, વાદળાંઓ સ્રવે-જળને વરસે છે, અને રાન-વનમાં બગલાઓ કલે એટલે બોલે છે, અને હે સખી (કુસુમાવલિ)! વરસાદના પટા-શેરો વિખરાઈ-વિસ્તાર પામીને કંપે છે, અથવા મને કંપ ઉપજાવે છે; આ આર્દ્રા-નક્ષત્ર-ઝવે-વરસે છે; જંગલમાં જગ એટલે વાયુ ફુંકાય છે; હે સખી! તુ જો કે આ વર્ષાઋતુની છટા-ખૂબી જાણે આલેખી-ચીતરી હોય એવું દેખાય છે; નદીઓ જોશબંધ પ્રવાહવાળી થઇને (પ્રેમપૂર્વક) સાગરને મળે-ભેટે છે, તેથી હે સખી! આ વર્ષાઋતુની ચટા-ચટકી, રાન (વન) માં છવાઈ ગઈ છે, તે પ્રત્યે તુ તારાં ચક્ષુ લગાડ-અર્થાત્ જો." એટલે આવા કામોદ્દીપન સમયમાં પ્રિયતમવિના મારા મનમાં કેટલું કષ્ટ થતું હશે, તેનો તું ખ્યાલ કર અને તારું સખીનું કામ જે પ્રિયતમ મેળવી આપવાનું તે તું કર, એમ ભાવ છે.

આ **સવૈયો કમળ પ્રબન્ધ, કુસુમ પ્રબન્ધ, ગોમુત્રિકા, અશ્વગતિ, ત્રિપદી, કપાટ પ્રબન્ધ** ઇત્યાદિ અનેક ચિત્રોમાં ગોઠવી શકાય છે.

(૧૨) અંબુજ પ્રબન્ધ (કવિત્ત) "श्रियाके रमनहार" ઇત્યાદિ

આ કવિત્તમાં નાયક–રસ સાગર હરિ–વિષ્ણુ તથા હર–મહાદેવનું એકત્ર સ્મરણ કરે છે:–

જે હરિ વિષ્ણુ ભગવાન્ લક્ષ્મીની સાથે રમણ કરવાવાળા છે અને મહાદેવ શંકર પોતાના અર્દ્ધ અંગને વિષે પાર્વતીજીને ધારણ કરે છે; જે વિષ્ણુ આદિ–પહેલા, રસ–શૃંગારના ઉદાર છે, અને મહાદેવ શાંત રસના રાશિ–સમૂહના સાર તત્ત્વરૂપ છે; શ્યામ–હરિ પારાવાર એટલે સમુદ્રનું મથન કરનાર છે અને શ્વેત શુભ્રરૂપ મહાદેવ પ્રેતોથી ખેલનારા છે; હરિના મસ્તક ઉપર ચાર, ચારુ–સુંદર મુકુટ શોભે છે, અને શંકરના શરીરપર જટાના સમૂહનો ભાર છે; વિષ્ણુ શ્રી કૃષ્ણરૂપે વ્રજની ગોપીઓને પ્રેમથી તારનાર છે. અને દેવતાઓને વંદનીય એવા મહાદેવ છાર–વિભૂતિને ધરનાર છે; હરિ યશને વસવાના ધામરૂપ છે, અને હર દાસજનોને સુખના કરનાર છે; હરિનું નામ અઘ–પાપને બાળનાર છે, અને શિવજીના નામની માળા લેવાથી અર્થાત્ તેના નામનો જપ કરવાથી તે દુઃખને ટાળનાર છે; વિષ્ણુ દેવોની વહાર–સહાયતા કરીને દનુ–દૈત્યોને બાળનારા છે, અને મહાદેવ મનસિજ–કામદેવરૂપી રિપુને સંહારનારા છે.

ઉક્ત કવિતાંતર્ગત સોરઠાનો અર્થ–અનુક્રમે જેમનું શ્યામ તથા શ્વેત સ્વરૂપ છે એવા હરિ–વિષ્ણુ અને હર–મહાદેવ, ક્રમેથી, લક્ષ્મીજી તથા પાર્વતીજીને રસના સમુદાયરૂપ છે, અને અનુક્રમે જેનાં (વ્રજની) સ્ત્રીઓ–ગોપીઓ તથા દેવતાઓ દાસ છે, એ બંને (હરિ–હર) નાં નામ લેતાં, અમારો વિરહરૂપ રિપુ બળીને ભસ્મ થાઓ, કિંવા કામાદિક ષડ્રિપુઓ જેના નામનું ભજન કરતાં બળી જાય છે.

(૧૩) કૈરવ પ્રબંધ (કવિત્ત) "नजतन नवघन" ઇત્યાદિ.

રસ સાગર પોતાના આત્મા પ્રત્યે કહે છે–"નજ–નિજ તન એટલે જેનું પોતાનું શરીર, નવઘન–નવીન ચઢી આવેલા મેઘના જેવું ઘન શ્યામ છે, ન વષન–ન વિષન–જેનામાં વિષ ઝેર એટલે દ્વેષ ભાવ નથી, જે અચળ–સ્થિર છે, આ ઇંદ્રિયોની શક્તિવડે જેને ગ્રહણ કરી શકાય તેમ નથી, અથવા તે જ્ઞાનીઓને જાણવા માટે ગહને–મુશ્કેલ નથી, વળી તે કળી શકાય તેવો નથી અથવા કલન એટલે ડાઘ કે કોઈ ચોક્સ ચિન્હવાળો નથી, જે ડરથી રહિત–નિર્ભય છે, બંધનથી મુક્ત છે, અથવા ન બધન–કાપવાપણાથી રહિત છે, "નરમન ન વસન" એટલે સર્વે નર–પુરુષોના મનમાં તે વાસ કરી શકતા નથી, અર્થાત્ કોઈ વિરલા ભક્તોના મનમાં જ તે વસે છે, જેને સત, રજ અને તમ એ ત્રણ ગુણ અથવા

અનુક્રમે બદલતી બાળ, યુવા અને વૃદ્ધ એ ત્રણ અવસ્થા નથી; અર્થાત્ ગુણ કિવા અવસ્થાથી પર છે, જે "નલલન" એટલે લાલન પાલન કરવા યોગ બાળકપણાથી અથવા લલન–સ્ત્રી (પુરુષાદિક) પણાના ભાવથી રહિત છે; જેને ઘર નથી, અર્થાત્ જે એક જ સ્થળમાં રહેનાર એક દેશીય નહિ, પણ સર્વવ્યાપક છે; અથવા જેના ઉપર નસદન–નિશિદિન–રાત્રી દિવસ ઢળતાં એટલે પડતાં કિંવા અસર કરતાં નથી. તેમ જ આકાશ કે વન આદિમાં વાસ કરીને રહેનાર નથી, તેમ જે હઠે–પાછીપાની કરે નહિ તેવા અને ટળે નહિ તેવા છે, વળી જે નિત્ય મનમાં આવી શકે તેમ નથી, અથવા ભૂતપ્રાણી માત્રના મનને નિત્ય નચાવવાવાળા છે, તે તૃણ–ઘાસ કે સુમન પુષ્પરૂપે રહેતા નથી, તેમ વદન–મુખથી વર્ણન કરી શકાય તેવા નથી અને નભ આકાશરૂપ કિવા ધ્વનિરૂપ પણ જે નથી, સુખદુઃખાદિ સહન કરવાથી જે પર છે, તેમ જેને મત મતાંતરનો ભેદ નથી, તે કોઇની પાસેથી કંઈ લેવા ઇચ્છતા નથી કે પૂજાવા ઇચ્છતા નથી; નગરન–જે ભાર એટલે બોજારૂપ નથી, તેમ નગ–પર્વત, રન–વન, તેમાં જે રહેતા નથી, અર્થાત્ જેનું સ્વરૂપ જ્ઞાનીઓને પણ અવર્ણનીય છે એવા તે પરમાત્મા માત્ર નમસ્કાર કરવાને યોગ્ય છે, તેને હે જીવ! તું નમસ્કાર કર." (૧૩)

આ **કવિત્ત**માં બારસ્વરો પૈકી માત્ર એક જ **અકાર** સ્વર, હોતાં તમામ લઘુ અક્ષરો છે, અને તે અનેક ગહન અર્થોથી ભરપૂર છે. અમે જો કે આ નિગૂઢ શબ્દોવાળા કવિત્તનો સામાન્ય સ્પષ્ટ અર્થ કર્યો છે, તથાપિ સંસ્કૃત શબ્દકોષો, આ પ્રાકૃત ભાષાના વિકૃત અને અપભ્રષ્ટ શબ્દો થવાના નિયમોને આધારે, હજુ પણ તેના વિશેષ અર્થો કરી શકાય તેમ છે, પણ તેમ થવાથી અતિ લંબાણ થઈ સાધારણ જનસમૂહને નિરસ–કંટાળારૂપ થાય તેમ છે.

આ કવિત્ત અંક ૧૪ **ષોડશદલ પ્રબંધ**, ૩૦ **વૃક્ષ પ્રબંધ**, ૩૫ **ચોકી પ્રબંધ** અને ૩૬ **જલાગાર પ્રબંધ**માં હવે પછી આવશે.

**(૧૪) ષોડશ દલ પ્રબંધ.** (કવિત્ત) "**नजतन नवघन**" ઇત્યાદિ.

આનો અર્થ પાછળ ચિત્રાંક ૧૩ "**કૈરવ પ્રબંધ**"માંથી વાંચી લેવો.

**(૧૫) કંજ સર્વતો ભદ્ર. (સવૈયા.)** "**वारन ग्रायक कट्टन श्रीपत**" ઇત્યાદિ.

રસ સાગર શ્રી વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરે છે.–ગજેન્દ્રને ગ્રહણ કરનારા–અર્થાત્ તેને દુઃખથી મૂકાવીને પોતાને શરણે લેનારા, અથવા ગ્રાહ–ઝુડ–મગર તેને કાપીને ગજેન્દ્રને મુક્તિ આપનારા એવા હે શ્રી–લક્ષ્મીજીના પતિ! વેદની વહારે ચઢનાર, વાંસળીના પકડનાર–વંસીના વગાડનાર કિવા વંસ યાદવ કુરુઆદિ વંશ તેને પકડીને હણનાર (યાદવાસ્થળી મહાભારતાદિથી પૃથ્વીના

ભારને હરનાર) સર્વના આદિ-મુખ્ય કારણરૂપ, નટોમાં દીપનારા-નટનાગર, સર્વ ભેદોને ધારણ કરવાવાળા, હંસ-જીવો કિંવા પરમહંસ-જ્ઞાની સંન્યાસીઓને ચાહનારા, ધારણા-ધીરજના આપવાવાળા, ભટ-સુભટો-શૂરવીરો કિંવા ભટ્ટ-વિદ્વાનોના પતિ, નારકી-નર્કના દુઃખોને છેદવા-કાપવાવાળા, કંસ-મામાને બાળવા-નાશ કરવાવાળા, પાયક-પદાતિ-સેવક જનોને તારવાવાળા, જેનું ભજન દીપ્તિમાન-કાંતિને આપનાર છે, મેદિની-પૃથ્વી, પુંસહ-પુરુષો તથા પાહન-પથરાઓને તારવાવાળા એવા વિષ્ણુ ભગવાનનું હું સ્મરણ કરું છું. (૧૫)

એ જ સવૈયો નીચેના ચિત્રાંક ૧૬ માં પણ વંચાય છે.

**(૧૬) જલજ સર્વતોભદ્ર (સવૈયો)** "बारन ग्रायक" ઇત્યાદિ.

આનો અર્થ ઉપર ચિત્રાંક ૧૫ માં આવી ગયો, માટે ત્યાંથી વાંચવો.

**(૧૭) કમલાકાર પ્રબંધ (છપ્પયાંતર્ગત સોરઠા)** नवरसमयदनुदलन ઇત્યાદિ.

રસ સાગર કહે છે-"શ્રીકૃષ્ણ ભગવાન્ કેવા છે કે, શૃંગારાદિ નવ રસમય રહીને દનૂ-દૈત્યોને દળવા-નાશ કરવાવાળા છે; નલીનજ-કમળથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા જેમનું વંદન કરે છે; વર-સુંદર, નટ્ટ (નટવર નાગર) ની પેઠે વિહાર-નૃત્યાદિ રમત કરવાવાળા છે; જેને ઇશ્વિર, શંકર ભગવાન્ સ્નેહસંયુક્ત ચિત્તથી નમસ્કાર કરે છે; જે ઇંદ્રના કોપથી અતિશય વરસાદની ઝડી વરસતાં નગ-પર્વત-ગોવર્દ્ધનને ધરીને વ્રજ સહિત તે વરસાદની ધારાથી નિર્ભય રહ્યા; જેમણે મધુવનને વિષે સર્વ ગોપીઓને નિકટ-સમિપમાં રાખીને નૃત્ય કર્યું છે; એવા નવીન (સમદ્રમાંથી નીકળેલી) લક્ષ્મીના પતિ, સ્ત્રી (ગોપી)ઓની સાથે રમણ કરવાવાળા, જેમણે નરદેહને ધારણ કરીને પોતાની વાંસળીમાં નિગમ-વેદની ધ્વનિને વર્ણવી છે, એવા તે શ્રીકૃષ્ણ ભગવાનને હે મન! તું નિશ્ચયપૂર્વક કદી વીસરીશ નહિ, અર્થાત્ તેમનું તું સદા સ્મરણ રાખજે." (૧૭)

ઉક્ત છપ્પયાંતર્ગત સોરઠાનો અર્થઃ-"રાત્રી દિવસ તમારી રાહ જોઇને (તમારું નામ) જપીએ છીએ, અને નેત્રમાંથી નવી નવી અશ્રુધારા ઝરે છે, તેમ અમારું મન નિત્ય કામદેવની પીડાને સહન કરી શકતું નથી અને પ્રવીણ વિના કાંઇ ચેન પડતું નથી."

(૧૮) ચક્રગતિ પ્રબન્ધ (સવૈયા) "लवेददरान" ઇત્યાદિ.

આનો અર્થ ચિત્રાંક ૧૧ વાળા નલિની પ્રબન્ધમાં પૃષ્ઠ ૬૨૩ મે આવી ગયો છે.

(૧૯) ચતુઃકોણ ચક્ર પ્રબન્ધ (સોરઠા) "प्रम नेम प्रन धाम" ઇત્યાદિ.

કળા પ્રવીણ પોતાના જીવને કહે છેઃ-"પ્રેમના નામનું પરમધામ અર્થાત જે [illegible] તમારા નિયમોને યથાર્થ રીતે પાળનાર છે, એવા પ્રિયતમ-રસસાગર

અથવા પરમેશ્વર, તેનું ધ્યાન તું કેમ મનમાં લાવતો નથી? માટે તેનું જ નામ શ્વાસોચ્છ્વાસરૂપી માળામાં ફેરવતાં ધાર અને તેને જ હૈયાનો હાર કરીને રાખ."

**(૨૦) ચક્રનેમી પ્રબન્ધ** અને (૨૧) **ચક્ર પ્રબન્ધ (સવૈયા)** "**परसे पुरवा**" ઇત્યાદિ.

આનો અર્થ આગળ ચિત્રાંક ૮ **કમળ પ્રબન્ધ**માં પૃષ્ઠ ૬૨૦ માં આવી ગયો છે.

**(૨૨) વાણિજ પ્રબન્ધ (કવિત્ત)** "**सुवरन जैसो तन**" ઇત્યાદિ.

રસ સાગરે પ્રથમ (પ્રેમનું બીજારોપણ થયું ત્યારે) કળા પ્રવિણને ગોખમાં બેઠેલી જોઈ હતી, તે વાતનું સ્મરણ આવતાં તે વખતે દીઠેલી પ્રવિણની મનોહર છબીનું વર્ણન કરે છે:—"જેના શરીરનો રંગ સુવર્ણના જેવો છે, પોપટના જેવી જેની સુંદર નાસિકા છે, જેની કોમળતા કમળ સમાન છે, જેનો સ્વર—કંઠ કોયલના જેવો અથવા વીણાની ધ્વનિના જેવો છે, જેના નખ પર્વતમાં ઉત્પન્ન થનારા હીરાના જેવા તેજસ્વી છે, જે પ્રવિણ હાથીના જેવી ગતિ રાખનારી છે, જેના નૂપુર—પગના ઝાંઝર—ની ઘૂઘરીઓ વીણાના જેવો અવાજ કરે છે, જે તરુણી નવીન યૌવનવવાળી બાળાનાં નેત્રો કમળનાં જેવાં છે, જેના દાંત દાડમની કળીઓ સમાન છે, જે નવસાત (શોળ) શૃંગાર સજીને બની—વિશેષ શોભાયુક્ત થઈ—છે, જેના નવીન યૌવનથી કાંતિમાન્ થયેલા મુખ ઉપર નાકની વાળી—નથની—નો મણિ છે, જે મધુર હાસ્યથી ભીંજાયલી છે, સર્વ સ્ત્રી સમાજમાં જે શિરોમણિ છે, એવી કળા પ્રવિણને અમે કર્પૂરાદિની ગાઢ સુગંધીથી સુવાસિત થઇને, મહેલના ઝરોખામાં, નવીન યૌવનની કાંતિ સહિત બિરાજેલી (પૂર્વે) જોઈ હતી!"

**(૨૩) પંકજ પ્રબન્ધ (છપ્પય)** "**चन्द्रबदन जगरचहि**" ઇત્યાદિ.

આમાં રસ સાગર, કળા પ્રવિણને આશીષ આપે છે. આ છપ્પય લહેર ૨૮ માં પૃષ્ઠ ૨૭૨ મે આવી ગયો છે, તથાપિ કેટલીક સંશુદ્ધિને અર્થે અહીં પુનઃ લખવામાં આવે છે:—"જ્યાં સૂધી ચાર મુખવાળા—બ્રહ્મા—જગતની રચના કર્યા કરે; જ્યાં સૂધી અનંત—શેષનાગ, રસા—પૃથ્વીને ધારણ કરી રાખે; જ્યાં સૂધી મહાદેવના અર્ધ અંગને વિષે ઉમયાજી વાસ કરી રહે; જ્યાં સૂધી ઔષધિના જીવરૂપ ચંદ્રમા અમૃતને સ્ત્રવ્યા કરે; જ્યાં સૂધી સરસ્વતી દેવી, વર્ણ—અક્ષર—વિદ્યારૂપે જગતમાં ફેલાઈ રહે; જ્યાં સૂધી આકાશમાં વાયુ ગતિમાન્ રહે; જ્યાં સૂધી વિષ્ણુ ભગવાન્ અને લક્ષ્મીજી, રસ સહિત દાંપત્ય સુખમાં રહે; જ્યાં સૂધી મુનીશ્વર નારદજી વીણાને ધારણ કરે અને જ્યાં સૂધી પર્વતો તથા સ્વર્ગ અચળ રહે, વરસાદ વરસ્યા કરે અને સૂર્ય જગતને તેજ તથા ઉષ્ણતા આપ્યા કરે તથા ગંગાજીનું પવિત્ર જળ મોજાથી હીલ્યા કરે, ત્યાં સૂધી હે પ્રવિણ! તમે ચિરંજીવ રહો!" (૨૩)

આ છપ્પયના દરેક ચરણના વચ્ચેની યતિથી થતા બબ્બે ટુકડાના ૨ અક્ષરો લેતાં તેથી નીચે પ્રમાણે સૌથી છેલ્લો બારમો ટુકડો-એટલે છે ચરણનું અર્ધ થાય છે:—

"**चिरहजीव परवीन तुहि.***" "હે પ્રવિણ! તમે ચિરંજીવ રહો."

**(૨૪) નાલિકેરી પ્રબન્ધ (સવૈયા)** "**परसे पुरवा**" ઇત્યાદિ.

આનો અર્થ જુઓ ચિત્રાંક ૮ **કમળ પ્રબંધ** માં પૃષ્ઠ ૬૨૦ માં લખાઈ ગયો છે

**(૨૫) કેતકી પ્રબન્ધ (કવિત્ત)** "**बन बन छईबेल**" ઇત્યાદિ.

આ કવિત્તનો અર્થ લહેર ૪૦ મીમાં પૃષ્ટ ૩૮૦ માં છપાઈ ગયો છે

**(૨૬) જલતરંગ પ્રબન્ધ (સવૈયા)** "**बदले बदले**" ઇત્યાદિ.

આનો અર્થ ચિત્રાંક બીજે "(નાગ) **ચતુર્ગુચ્છ પ્રબંધ**માં પૃષ્ઠ ૬૧૪ માં આવી ગયો છે.

**(૨૭) કર્ણિકાર પ્રબન્ધ (સવૈયા)** "**बनकी जु लता**" ઇત્યાદિ.

સખી કુસુમાવલી કળા પ્રવિણ પ્રત્યે કહે છે:—"વનની લતાઓ ફરકવા લાગી અને વરસાદની સારી ઘટાઓ ઘેરાવા લાગી; વરસાદને લીધે નવી ઉત્પન્ન થયેલી દેડકીઓ ડહકવા—ડરાં ડરાં બોલવા લાગી અને વીજળીની કાંતિ-પ્રકાશ છવરાવા લાગી, તે જોઇને ત્હારા (પ્રવિણના) મનની ગતિ હયરાન—દુઃખિત થવા લાગી અને વરસાદની બુંદોની બારીક કણિઓ ઝરવા લાગી, દિવસના પહોર દુને જેવા—લાંબા ભાસવા લાગ્યા, અને 'ઉન' તે નાયક-સાગરના આવવાની સહૃદ નિશાનીઓની વાત કહેવરાવવા લાગી!" સખીના કહેવાનો ભાવાર્થ એમ છે કે, તું આ વર્ષાઋતુનું વર્ણન તારા પ્રીતમ—સાગરને લખી મોકલ, કે જેથી તે જલદી આવે, અને તેથી તારું વિયોગ દુઃખ દૂર થાય. (૨૭)

†**(૨૮) અસિદલ પુષ્પ પ્રબન્ધ (સવૈયા)** '**सनेह हमेश संभार रहा**' ઇત્યાદિ.

નાયક—રસ સાગર મિત્રને કહે છે—"કળા પ્રવિણનો સ્નેહ હમેશ યાદ આવતાં અમારું શરીર પરિતપ્ત થાય છે અને મન ઉદાસ રહે છે. સંયોગમાં રહેલી તરુણીઓને જોઇને હૃદયમાં રહેલો કામદેવ તપ્ત થઈ અમને બાળે છે, તે (કામદેવ) અતિ તીવ્ર બાણોથી અમને વીંધી નાંખે છે, તેમ છતાં તેનું નિદાન

---

* ચિત્રકાવ્યમાં હ્રસ્વ इ તથા उ અને અકારનો તેમજ અનુસ્વાર અને વિસર્ગાદિનો તથા શકાર સકારનો ભેદ ગણવા રિવાજ નથી એટલે "ચિરહજીવ પરબીન તુહિ" થાય છે, તથાપિ તે "ચિરંજીવ પરબીન તુહિ" એમ વાંચી શકાય.

† આ કવિત્ત અસલ પ્રતોમાં નથી. એમાં ઘણું અર્થ વિનાનું ખોટું છે.

કારણ જડતું નથી; અર્થાત્ કામદેવ અમને રીબાવ્યા કરે છે." (૨૮) (આ કવિત્ત કેટલીક જૂની પ્રતોમાં છેજ નહિ, તેથી કોઇએ પાછળથી નવો બનાવી ઉમેરેલ છે, તેનો અર્થ **ચિત્રકાવ્યના નિયમો** કરતાં પણ વધારે ક્લિષ્ટ છે.)

**(૨૯) પુષ્પ કુંડળી પ્રબન્ધ (સવૈયા)** "लवे ददरान" ઇત્યાદિ.

આનો અર્થ ચિત્રાંક ૧૧ મે **નલિની પ્રબંધ**માં પૃષ્ઠ ૬૨૩ માં આવી ગયો છે.

**(૩૦) વૃક્ષપ્રબન્ધ (કવિત્ત)** "नज तन नव घन" ઇત્યાદિ.

આ કવિત્તનો અર્થ–ચિત્રાંક ૧૩ માં **"કૈરવ પ્રબન્ધ"**માં પૃષ્ઠ ૬૨૫ માં છપાઇ ગયો છે.

**(૩૧) પુષ્પતરુ પ્રબન્ધ (કવિત્ત)** 'मदन तवारे तन' ઇત્યાદિ.

રસ સાગર વસંત ઋતુને ઉદ્દેશીને કહે છેઃ–"હે ઋતુઓના રાજા વસંત! કામદેવ અમારા શરીરને તપાવે છે અને તમે કામદેવના આનંદકારી મિત્ર છો, વળી હમેશાં વનનાં વૃક્ષો તથા લતાઓમાં તમારું ધામ–ઘર છે, તેમ તમે પવનનો સંચાર કરી, પ્રેમના માર્ગનું ધ્યાન ધરીને વનની ગલીઓમાં શ્રેષ્ઠ સુગંધીનો પ્રસાર કરો છો; હે રસ (શૃંગાર) ના સમુદ્ર! તમે શ્યામ રંગવાળી–કોકિલાના કંઠમાં મધુર ઉચ્ચારરૂપે શૃંગારનો રસ રેડીને ગાન કરાવો છો, પણ તે કોકિલાનો મનુષ્યોને મધુર જણાતો અવાજ અમારા મનને પરિચય ઉપજાવે છે, તેથી અમારી મતિની મંજુલતા રહેતી નથી; કમળ (પોયણી) ના બંધુ ચંદ્રની હિમતને (પોતાના મુખની ખૂબસૂરતીથી) હરનાર તથા જેના મુખની સુગંધથી લોભાઇને, મલીત–કાળા ભમરાઓ જેની આસપાસ ભ્રમણ કરે છે, એવી પ્રવિણ વિના અમને જે પહોર વીતે છે, તે જુગ જેવા લાંબા જણાય છે." (૩૧)

**(૩૨) મંડળ પ્રબન્ધ–(કવિત્ત.)** "नये रघुवीर वन" ઇત્યાદિ.

રસ સાગર હનુમાનજીની સ્તુતિ કરે છેઃ–"વનમાં નવા (તરતના) આવેલા રામચંદ્રજીના મનમાં નમે નવીન ધીરજ આપી અથવા નમીને–નમસ્કાર કરીને ધીરજ આપી, સુગ્રીવને નડર–અભય કર્યો, પોતે આગેવાન થઇને જેવ... શરીર વધારીને અથવા આકાશ જેવું સૂક્ષ્મ પરમાણુઓવાળું ... રીને સમુદ્રના જળને ઉલ્લંઘી સોનાની પુરી–લંકામાં ગયા, ને ત્યાં ... અશોકવનનો નાશ કર્યો અને નરવર–પુરુષોમાં શ્રેષ્ઠ એવા રામ ... સીતાજીના મનમાં નવીન આનંદનો વરસાદ વરસાવ્યો, તથા ... દહન કરવા માટે નટની પેઠે રમણ–ખેલ કર્યો; નિત્ય મહારાજા ...

* આ ચિત્ર કાવ્ય પણ અસલમાં નથી.

આ છપ્પયના દરેક ચરણના વચ્ચેની યતિથી થતા બબ્બે ટુકડાના આદ્ય અક્ષરો લેતાં તેથી નીચે પ્રમાણે સૌથી છેલ્લો બારમો ટુકડો–એટલે છેલ્લા ચરણનું અર્ધ થાય છેઃ—

"**चिरहजीव परवीन तुहि.***" "હે પ્રવિણ! તમે ચિરંજીવ રહો."

**(૨૪) નાલિકેરી પ્રબન્ધ (સવૈયા)** "परसे पुरवा" ઇત્યાદિ.

આનો અર્થ જુઓ ચિત્રાંક ૮ **કમળ પ્રબંધ** માં પૃષ્ઠ ૬૨૦ માં લખાઈ ગયો છે.

**(૨૫) કેતકી પ્રબન્ધ (કવિત્ત)** "**बन बन छईबेल**" ઇત્યાદિ.

આ કવિત્તનો અર્થ લહેર ૪૦ મીમાં પૃષ્ટ ૩૮૦ માં છપાઈ ગયો છે.

**(૨૬) જલતરંગ પ્રબન્ધ (સવૈયા)** "**बदले बदले**" ઇત્યાદિ.-

આનો અર્થ ચિત્રાંક બીજે "(નાગ) **ચતુર્ગુચ્છ પ્રબંધમાં** પૃષ્ઠ ૬૧૪ માં આવી ગયો છે.

**(૨૭) કર્ણિકાર પ્રબન્ધ (સવૈયા)** "बनकी जु लता" ઇત્યાદિ.

સખી કુસુમાવલી કળા પ્રવિણ પ્રત્યે કહે છેઃ–"વનની લતાઓ ફરકવા લાગી અને વરસાદની સારી ઘટાઓ ઘેરાવા લાગી; વરસાદને લીધે નવી ઉત્પન્ન થયેલી દેડકીઓ ડહકવા–ડરાં ડરાં બોલવા લાગી અને વીજળીની કાંતિ–પ્રકાશ છવરાવા લાગી, તે જોઇને ત્હારા (પ્રવિણના) મનની ગતિ હયરાન–દુઃખિત થવા લાગી અને વરસાદની બુંદોની બારીક કણિઓ ઝરવા લાગી, દિવસના પહોર જુગ જેવા–લાંબા ભાસવા લાગ્યા, અને 'ઉન' તે નાયક–સાગરના આવવાની સંજ્ઞા નિશાનીઓની વાત કહેવરાવવા લાગી!" સખીના કહેવાનો ભાવાર્થ એમ છે કે, તું આ વર્ષાઋતુનું વર્ણન તારા પ્રીતમ–સાગરને લખી મોકલ, કે જેથી તે જલદી આવે, અને તેથી તારું વિયોગ દુઃખ દૂર થાય. (૨૭)

†**(૨૮) અસિદલ પુષ્પ પ્રબન્ધ (સવૈયા)** '**सनेह हमेश संभार रहत**' ઇત્યાદિ.

નાયક–રસ સાગર મિત્રને કહે છે–"કળા પ્રવિણનો સ્નેહ હમેશ યાદ આવતાં અમારું શરીર પરિતપ્ત થાય છે અને મન ઉદાસ રહે છે. સંયોગમાં રહેલી તરુણીઓને જોઇને હૃદયમાં રહેલો કામદેવ તપ્ત થઈ અમને બાળે છે, તે (કામદેવ) અતિ તીવ્ર બાણોથી અમને વીંધી નાંખે છે, તેમ છતાં તેનું નિદાન-

* ચિત્રકાવ્યમાં હ્રસ્વ इ તથા उ અને અકારનો તેમજ અનુસ્વાર અને વિસર્ગાદિનો તથા શકાર સકારનો ભેદ ગણવા રિવાજ નથી એટલે "ચિરહજીવ પરબીન તુંહિ" થાય છે, તથાપિ તે "ચિરંજીવ પરબીન તુહિ" એમ વાંચી શકાય.

† આ કવિત્ત અસલ પ્રતોમાં નથી. એમાં ઘણું અર્થ વિનાનું ખોટું છે.

કારણ જડતું નથી; અર્થાત્ કામદેવ અમને રીબાવ્યા કરે છે." (૨૮) (આ કવિત્ત કેટલીક જૂની પ્રતોમાં છે જ નહિ, તેથી કોઇએ પાછળથી નવો બનાવી ઉમેરેલ છે, તેનો અર્થ **ચિત્રકાવ્યના નિયમો** કરતાં પણ વધારે ક્લિષ્ટ છે.)

**(૨૯) પુષ્પ કુંડળી પ્રબન્ધ (સવૈયા)** "लबे ददरान" ઇત્યાદિ.

આનો અર્થ ચિત્રાંક ૧૧ મે **નલિની પ્રબંધ**માં પૃષ્ઠ ૬૨૩ માં આવી ગયો છે.

**(૩૦) વૃક્ષપ્રબન્ધ (કવિત્ત)** "नज तन नव घन" ઇત્યાદિ.

આ કવિત્તનો અર્થ-ચિત્રાંક ૧૩ માં "**કૈરવ પ્રબન્ધ**"માં પૃષ્ઠ ૬૨૫ માં છપાઈ ગયો છે.

**(૩૧) પુષ્પતરુ પ્રબન્ધ (કવિત્ત)** 'मदन तवारे तन' ઇત્યાદિ.

રસ સાગર વસંત ઋતુને ઉદ્દેશીને કહે છેઃ-"હે ઋતુઓના રાજા વસંત! કામદેવ અમારા શરીરને તપાવે છે અને તમે કામદેવના આનંદકારી મિત્ર છો, વળી હમેશાં વનનાં વૃક્ષો તથા લતાઓમાં તમારું ધામ-ઘર છે, તેમ તમે પવનનો સંચાર કરી, પ્રેમના માર્ગનું ધ્યાન ધરીને વનની ગલીઓમાં શ્રેષ્ઠ સુગંધીનો પ્રસાર કરો છો; હે રસ (શૃંગાર) ના સમુદ્ર! તમે શ્યામ રંગવાળી-કોકિલાના કંઠમાં મધુર ઉચ્ચારરૂપે શૃંગારનો રસ રેડીને ગાન કરાવો છો, પણ તે કોકિલાનો મનુષ્યોને મધુર જણાતો અવાજ અમારા મનને પરિચય ઉપજાવે છે, તેથી અમારી મતિની મંજુલતા રહેતી નથી; કમળ (પોયણી) ના બંધુ ચંદ્રની હિમતને (પોતાના મુખની ખૂબસૂરતીથી) હરનાર તથા જેના મુખની સુગંધથી લોભાઇને મલીત-કાળા ભમરાઓ જેની આસપાસ ભ્રમણ કરે છે, એવી પ્રવિણ વિના અમને જે પહોર વીતે છે, તે જુગ જેવા લાંબા જણાય છે." (૩૧)

**(૩૨) મંડળ પ્રબન્ધ-(કવિત્ત.)** "नये रघुवीर बन" ઇત્યાદિ.

રસ સાગર હનુમાનજીની સ્તુતિ કરે છેઃ-"વનમાં નવા (તરતના) આવેલા રામચંદ્રજીના મનમાં નમે નવીન ધીરજ આપી અથવા નમીને-નમસ્કાર કરીને ધીરજ આપી, સુગ્રીવને નડર-અભય કર્યો, પોતે આગેવાન થઇને આકાશ જેવડું શરીર વધારીને અથવા આકાશ જેવું સૂક્ષ્મ પરમાણુઓવાળું હલકું શરીર કરીને, સમુદ્રના જળને ઉલ્લંઘી સોનાની પુરી-લંકામાં ગયા, ને ત્યાં રાવણના બાગ-અશોકવનનો નાશ કર્યો અને નરવર-પુરુષોમાં શ્રેષ્ઠ એવા રામચંદ્રજીની રાણી સીતાજીના મનમાં નવીન આનંદનો વરસાદ વરસાવ્યો, તથા નિશિચર-રાક્ષસો દહન કરવા માટે નટની પેઠે રમણ-ખેલ કર્યો; નિત્ય મહારાજા રામચંદ્રજીને સુખ

* આ ચિત્ર કાવ્ય પણ અસલમાં નથી.

ઉપજાવીને આનંદ આપવાવાળા તથા તે સૂર્યવંશી રઘુવીરની હમેશ સમીપમાં રહેવાવાળા એવા હે હનુમાન મહાવીર ! હું તમને વારંવાર નમસ્કાર કરું છું." (૩૨)

**(૩૩) ચોપટ પ્રબન્ધ, ચક્રાકૃતિ ભેદ પ્રબન્ધ. (સોરઠા) "તાતમાત"** ઇત્યાદિ.

પ્રવીણ કુસુમાવલીને કહે છેઃ-"મારાં માબાપ મારા વ્રત-નિત્યના આચરણ (અંદરના ભેદ) ને પામી-જાણી ગયાં છે, અને મારું ચિત્ત અહીં તહીં ભટકયા કરે છે, રાતને પ્રાત-સવાર, દિવસ મારું ગાત્ર શરીર ગત-ગળતું જાય છે, અને હમેશા મિત્ર-સાગર મનમાં આવ્યા કરે છે."

૩૩-૩૪ આ ચિત્ર અંક ૪૪ માં **"ધનુર્ધર પ્રબંધ"** માં પણ આવે છે.

**(૩૫) ચોકી પ્રબંધ અને (૩૬) જલાગાર પ્રબંધ (કવિત્ત) 'નજ તન'** ઇત્યાદિ.

આ કવિતનો અર્થ ચિત્રાંક ૧૩ માં **"કૈરવ પ્રબન્ધ"** માં પૃષ્ઠ ૬૭૪ માં છપાઈ ગયો છે, ત્યાં જુઓ.

**(૩૭) સ્વસ્તીક પ્રબન્ધ (કવિત) "નવલ નરેશનાથ"** ઇત્યાદિ.

સાગર શ્રી કૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરે છેઃ-"દ્વારિકામાં નવીન રાજગાદી સ્થાપનાર મહારાજાધિરાજ, યાદવરૂપે જગતમાં અવતાર ધરનાર અને સમુદ્રની પુત્રી લક્ષ્મીજીના સ્વામી એવા શ્યામ-શ્રી કૃષ્ણ જે પોતાના પવિત્ર ચરિત્રોવડે (ભક્ત-જનોનાં) કાનને પવિત્ર કરનાર છે; જેમની સમીપમાં રુકિમણી આદિક પટ્ટરાણીઓને સ્વાધીનપતિકારૂપે નિરખીએ છીએ, જેની ગતિને વેદ પણ જાણતા નથી, રમા-લક્ષ્મીની સાથે વિહાર કરવાવાળા લક્ષ્મીના પતિ અને જેમના નિજ સ્વરૂપનું બ્રહ્મા પણ ધ્યાન ધરે છે એવા મનુષ્યો, દેવતા અને નાગાદિકને તારનારા, શઠ એવા કંસ મામાના કાળ સ્વરૂપ એવા, હે પ્રિય! અને દયાળુ ગોવિંદ! તમે (નટવર નાગર છો તેથી) નૃત્ય ગાયનાદિકના તાનમાં તાળને ચૂકતા નથી, નંદાદિક ગોવાળ લોકોના ઇશ-તેમનાં વૃન્દ તમને નમે છે, જેનું અંગ ભક્તજનો માટે નિત્ય શીતળ-સુખકારક છે એવા હે! ગોવરધન પર્વતના સ્વામી ગોવરધનનાથ ! તમે સર્વ વિષયમાં ચતુર અર્થાત્ સર્વજ્ઞ છો, તેમ છતાં અમને અમારી પ્રિયા પ્રવિણનું દાન કેમ દેતા નથી ? અર્થાત્ આપ તે આપવાને સર્વ રીતે યોગ્ય યાને સમર્થ છો, માટે તે આપો." (૩૭)

**(૩૮) ચોરસ પ્રબન્ધ (કવિત્ત) "નતતુહિ છિમાધારી"** ઇત્યાદિ.

સાગર મહામાયા દેવીની પ્રાર્થના કરે છેઃ-"તમે નિરંતર ક્ષમાને ધારણ કરવાવાળાં છો; મેં મારું ચિત્ત ઇષ્ટદેવી તરીકે તમારામાં જ લગાડ્યું છે; તમે

સદા તરુણી સ્વરૂપ છો અર્થાત્ તમારાં બાળ વૃદ્ધ સ્વરૂપો છે જ નહિ; મારા પ્રાણ-જીવનમાં હમેશાં તમારુ ધ્યાન રહો. તમે શંકર-મહાદેવમાં સદા નવીન સ્નેહવાળાં છો અને તેમની સાથે નિત્ય વિહાર કરો છો અને હર-મહાદેવના હૃદયમાં પણ તમારા પ્રત્યે (સંપૂર્ણ) રાગ-સ્નેહ છે, તથા આપ અનંત જ્ઞાનનાં ગ્રહણ કરનાર છો; તમે સ્નેહનો નિધિ-ભંડાર તેને પામ્યાં છો; જ્ઞાનસિદ્ધ મુનીશ્વરો તમારા ગુણનું ગાયન કરે છે; તમારા સુંદર મુખચંદ્રવડે તમે ચંદ્રના ઉદયના અભિમાનને ઢાંકી દ્યો છો, અર્થાત્ તમારા મુખની કાંતિ પાસે ચન્દ્રમા ઝાંખો પડે છે; વળી તમે નિર્બળ-દુઃખિત જનો પ્રત્યે નિશ્ચય વરદાનના ઉચ્ચારવાવાળાં છો; તેમ છતાં અમારા હિતકારક મિત્ર (કળા પ્રવિણ) ને કેમ લાવીને અમારી સાથે મેળવતાં નથી ? અર્થાત્ મેળવી આપો." (૩૮)

## (૩૯) દેવાલય પ્રબંધ (કવિત્ત) "गनपति गिरा गौरी" ઇત્યાદિ.

પ્રવિણ કુસુમાવલીને કહે છે;-"હે સખી ! ગણેશ, સરસ્વતી, પાર્વતી, ધર્મ રાજા, પર્વતપતિ-હિમાલય, ગજ-ઐરાવતનો પતિ-ઇંદ્રિ, પશુપતિ-શિવ, સર્પોના પતિ શેષનાગ, સીતાસહિત રામચંદ્રજી, રાજરાજ-કુબેર ભંડારી, મહાદેવનું કાળ ભૈરવનું સ્વરૂપ, રાજર્ષિઓ, વરુણ, મચ્છપતિ-મચ્છરૂપે અવતાર ધરનાર-વિષ્ણુ અથવા મચ્છોના આશ્રયરૂપ ગંગાજી, વૃક્ષપતિ-સુરતરુ-કલ્પવૃક્ષ, તંત્રી-વીણાના-પતિ-નારદ મહાઋષિ, હનુમાનજી, બલદેવજી, વસુંધર, વિદ્યાધર, સત્યને ધરનાર, થંભોભવ-નૃસિંહ, અંધકારના દેવ, તમિ-રાત્રીના પતિ-ચંદ્ર, ઇત્યાદિ કોઈપણ દેવને નમીને તેને જ તત્ત્વ (બ્રહ્મ)રૂપ ધારીને, તે જ રસ (પ્રીત)ની રીતની પ્રતીતિ-શ્રદ્ધા છે, માટે અમે પ્રેમે કરીને સર્વ દેવોને નમવારૂપ તપશ્ચર્યા કરીએ છીએ ને પ્રિયતમને મળવાની ઉત્કંઠા રાખીએ છીએ." (૩૯)*

## (૪૦) હાર પ્રબન્ધ (કવિત્ત) "गान तान पुग नाग" ઇત્યાદિ.

કળા પ્રવિણ સાગરને ઉદ્દેશીને કહે છેઃ-"ગાન, તાન, પાન, આદિ, મુખવાસ અને નાગ-અંજન તે તો મારા હૃદયને છેડનાર અને ડાઘરૂપે ભાસે છે; સરોવરના કિનારાપરના પક્ષીઓના રાજા હંસ, ચકવા ચકવીનું જોડું તથા પવિત્ર કોયલ, તરુ-ઝાડમાં રહીને ધ્વાન-ધ્વનિ કરે છે અને તે કાનમાં ધરતાં મને તાપ કરે છે; પીડાનો પાર પમાડનાર જે પ્રેમનો નિયમ તથા દિવસે તે (ચિત્ર) નું મનન-સ્મરણ રહે છે; જેમ થોડા પાણીમાં માછલું દુઃખિત થાય, ચાતકી સ્વાતિ સિવાયના બુંદથી પરિતાપ પામે અને જેમ દિનેશ-સૂર્યના ઓછા તાપથી

* ૩૯ આ ચિત્ર કાવ્ય પણ અસલમાં નથી. આ કવિત્ત તદ્દન ખોટું અને પુનરુક્તિ આદિ દોષોવાળું છે. ગોવિંદ ગીલાભાઇએ છપાવેલા 'પ્રવિણ સાગર'માં જ તે દૃષ્ટે પડે છે.

બનસુતુ (જલજ) કમળ મંદ થઈ જાય છે; વળી જેમ વરસાદની ગર્જનાને મોર ચાહે છે, ભ્રમરીનું મધ સાથે અને હરણનું મન જેમ વીણા સાથે જોડાયલું રહે છે, તેમ હે મિત્ર! અમારું મન તમારામાં ચોંટયું રહે એ જ પ્રેમની રીતિ છે." (૪૦)

**(૪૧-૪૨) ત્રિશૂળ ચક્ર પ્રબન્ધ** તથા **રાશી પ્રબન્ધ (સવૈયા)**
**किंदरनी दस्नी ४०**

આ સવૈયાનો અર્થ લહેર ૪૪ મીમાં પૃષ્ઠ ૪૧૮ મે આવી ગયો છે; ત્યાં વાંચવો. ૪૧-૪૨.

**(૪૩) મુકુટ પ્રબંધ. દુહા.** "**नरन शरन हारन घरन**" ઇત્યાદિ.

કળા પ્રવિણ વિષ્ણુની પ્રાર્થના કરે છે-'નરન-પુરુષોને આશ્રય આપનાર, હારોને ધરવાવાળા, મારા પ્રિયતમ સાગરની સાથે મને તમે મેળવો તો, હે સારંગ ધનુષને ધરનારા વિષ્ણુ ભગવાન્! હું મનવડે હસીને એટલે ખુશી થઇને તમને પાય લાગું-નમસ્કાર કરું." (૪૩)

**(૪૪) ચોકીચાક (ધનુર્ધર) પ્રબન્ધ (સોરઠા)** "**तातमात व्रतपात**" ઇત્યાદિ.

આ **સોરઠાનો** અર્થ પ્રથમ ચિત્રાંક ૩૩-૩૪ **ચોપટ પ્રબન્ધ** અને **ચક્રાકૃતિ** ભેદ **પ્રબન્ધમાં** પૃષ્ઠ ૬૮૦ મે આવી ગયો છે, ત્યાં વાંચવો.

**(૪૫) ગજપ્રબન્ધ (કવિત)** "**सुमम महल गच्ची**" ઇત્યાદિ.

નાયકા (પ્રવિણ)ની ઉક્તિ સખી પ્રત્યે-"પૃથ્વીમાં ઉત્તમ રાજમહેલોમાં નવીન પ્રકારની સુગંધીઓ સહિત શ્રેષ્ઠ રીતે રહેવું: તેમાં સારા-અનુકૂળ સ્વભાવવાળાં બધાં માણસોના સમૂહ સાથે આઠે પહોર રહેવું; (અને) સુખદાયક અને સુંદર જાવક (મેંદીઆદિનો લાલ રંગ) ઇત્યાદિ જે અનેક સાધનો છે, તે મારા શરીરના ભાવમાં જરા પણ ભાવતાં-સુખ દેતાં નથી; પરંતુ સુખ સંપાદન કરવાને મારા મનમાં એમ સારી અભિલાષા રહે છે કે-ફૂલોની શય્યામાં પરમ સ્નેહ યુક્ત પ્રિયતમ સાગરની સાથે બેસીને આલિંગન કરું અને તે મને કયારે હેતથી હેરશે, અર્થાત્ પ્રેમદષ્ટિથી જોશે?" (૪૫)

**(૪૬ થી ૫૯) વીણાદિ પ્રકીર્ણ પ્રબન્ધ (દોહા)** "**मैन बानहन**" ઇત્યાદિ.

કળા પ્રવિણ સખી કુસુમાવળીને સંબોધીને કહે છે-"મૈન-કામદેવે રાત્રી દિવસ-નિરંતર બાણ મારી મારીને મારા તન-શરીરનું ભાન હરી લીધું છે, તેથી મારા મનમાં એક ક્ષણ પણ ચૈન પડતું નથી; તેમ છતાં 'ઉન'-તે (નાયક-સાગરે) કહ્યુ ભાન-મારી ખબર કેમ લીધી નહિ?"

આ દોહરો ઉપર કહેલા અનેક ચિત્રપ્રબંધોમાં અનેક રીતે વાંચી શકાય છે.

## (૬૦) મયૂર પ્રબન્ધ (કવિત્ત) "खरट वार बर" ઇત્યાદિ.

સાગર એક મોરને જોઇને કહે છે–"અરે! સારા સ્વરના ઉચ્ચરનાર! તારું રૂપ અપાર રસવાળું છે, તું શંકરના પુત્ર કાર્તિકસ્વામિનું વાહન છે, (જગતને પીડારૂપ) સર્પનું ભક્ષણ કરે છે, પક્ષિયોની (જાતિ)માં શિરોમણિ છે, વળી તું પરમ પવિત્ર (જગતને જીવાડનાર–વરસાદ) ઉપર પ્રેમની પ્રતિજ્ઞાને પાળે છે, નટવર (શ્રી કૃષ્ણ)ની પેઠે નૃત્ય કરે છે, પર્વતો તથા વનમાં વસે છે, તારું ગળું લીલા રંગનું શોભે છે, તું સુંદર લતાઓમાં રમે છે, તારા માથાપર સુંદર કલગી છે, તારુ અંગ નવરંગથી શોભે છે અને તું જેમ (તારા પ્રિય પ્રિયતમ) વર્ષાદની ગર્જનાને શોધે છે, તેમ જ હે મોર! અમે પણ તારી પેઠે જ **પ્રવિણ** વિના સદા તલફિયે છીએ."

## (૬૧) ચક્રાકાર પ્રબન્ધ (સોરઠો) "मिंत चिंत नित चात" ઇત્યાદિ.

રસ સાગર કહે છે કે–"મારું ચિત્ત મિત–મિત્ર પ્રવિણને સદા ચાહે છે અને તેના સ્નેહને લીધે નિત્ય પ્રત્યે અમારા ચિત્તની વૃત્તિ ત્યાં જ રહે છે, તેમ છતાં હે (મારા) કાન! તું જ્યાં ત્યાં ક્યાં રખડે છે? (કેમકે તેથી પ્રેમની ન્યૂનતા સમજાય છે માટે.) જો સર્વ ગાત્ર (અવયવો–ઇંદ્રિયો)ની સુરતા ત્યાં જ રહે તો પ્રીતની રીત સાચી કહેવાય." (આ સોરઠો ધનુષબંધ, નરાકાર, ચક્રબંધ, કપાટ-બંધ, ગોમુત્રિકા, અશ્વગતિ અને ત્રિપદી વગેરે ચિત્રોમાં પણ ગોઠવી શકાય છે.

## (૬૨) વ્યજન પ્રબન્ધ (કવિત્ત) "प्रभा प्रवीनन प्रानहै" ઇત્યાદિ.

રસ સાગર કહે છે કે–"પ્રવિણની પ્રભા–કાંતિ, એ જ અમારાં પ્રાણ છે અને અમે તેનું નામ નિત્ય જપીએ છીએ; તેથી શરીરની જે દશા વીતે છે, (શરીર દુર્બળ થતું જાય છે) તેને અમે દેખતા નથી અને તે પ્રિયા–પ્રવિણના વિયોગમાં અમને જે એકેક જામ–પહોર જાય છે, તે જુગની પેઠે શાલે–દુઃખ-દાયક થાય છે."

## (૬૩) સમશેર પ્રબન્ધ (સવૈયો) "कीजें विचारहरि हियेंम" ઇત્યાદિ.

પ્રવિણ કહે છે–"હે હરિ–વિષ્ણુ ભગવાન્! તમે મનમાં વિચાર કરો કે, વિરહની પીડા કેવી દુઃસહ છે. માટે (તે વિરહ વેદનાથી છૂટવા અર્થે) મારું માથું તે (સાગર)ની તલવારથી કાપો. રામાવતારમાં તમારે પણ સીતાજીના વિયોગની વેદના ભોગવવી પડી હતી અને તમે વાંદરા તથા રીંછોનું સૈન્ય બનાવીને સીતાને પાછી મેળવી હતી, એ શું તમે યાદ નથી લાવતા? અને અમારો સકાર (સયોગ)માંથી વકાર (વિયોગ) કર્યો છે, તેમ છતાં અમારો

જકાર (પ્રીતમના નામની જંખના) જરા પણ કાને સાંભળતા નથી (એ શું?)! જેમ ગજેન્દ્રના શરીરમાં ઝૂડ વળગ્યું જોઇને તેની સંભાળ લીધી હતી, તેમ અમને વિરહરૂપી ઝૂડ વળગ્યું છે, તેને કાપીને અમને સુખ આપો, કેમકે અમારી ગતિ પણ તે હાથીના જેવી જ છે."

(૬૪) કટાર પ્રબન્ધ (કવિત્ત) "इंद्र महाराज आज" ઇત્યાદિ.

પ્રવિણ મેઘાડમ્બર નિહાળીને કહે છે—"આજ ઇંદ્રિ મહારાજ મનમાં કોપ ધરીને (પોતાના સૈન્ય સહિત) ચઢયા છે, તેમાં વર્ષાદની ગર્જનારૂપી નગારાં વાગે છે, ચાતક-બપૈયારૂપી ચોપદારો-નેકી પુકારે છે, વળી વાદળાંની ઘટારૂપી સારો હાથી શોભે છે, મોરરૂપી બંદીજન બિરદાવળી બોલે છે, દેડકાં તથા પોપટરૂપી સુભટો વીરહાક કરે છે, અને જેણે કાચબારૂપી ધનુષને ધારણ કરેલું છે; વળી જળની ધારાઓ રૂપ હથિયારોની ધારો શોભે છે, અને નક્ષત્રો સહિત ચંદ્ર તથા તેની ચાંદનીને નિહાળીને તથા સૂર્યની કાંતિને વિદારીને, જગતમાં સર્વ નરોને જિતીને અતિશય અંધકાર કર્યો છે, તે સર્વની વચ્ચે વીજળી ચમકારા કરે છે, તે જાણે વિરહી જનોનું વિદારણ કરવાને (ઇંદ્રિ મહારાજે) હાથમાં કટાર લીધો હોય નહિ? એવી જણાય છે."

(૬૫) અશ્વ પ્રબન્ધ (છપ્પો) "जान यह कियो मनमे मतो." ઇત્યાદિ.

રસસાગર (કળા પ્રવિણ પ્રત્યે) કહે છે—"હે મિત્ર! કેટલાક માણસો મારી મશ્કરી કરીને એમ ધારે છે કે, મારા શરીરમાં કોઈ બળવાન્ વેતાલ આવી વસવાથી મેં મારી અક્કલ ગુમાવી છે, અર્થાત્ હું ભાન વિનાનો થયો છું. પરંતુ ખરી વાતને કોઈ જાણતું નથી, કે તમારા વિયોગરૂપી અગ્નિથી બળીને મારી આ ગતિ થઈ છે, ને તેથી જ આ પૃથ્વીના સર્વ પદાર્થો મને નીરસ જણાય છે. તેથી હે પ્રવિણ! (મારા મનનો વિરહાગ્નિ શાંત કરવા અર્થે) તમને અહીં બોલાવવા માટે, મનમાં વિચાર કરીને, આ નવિન (નવ જવાન) ઘોડાના વાહનનું ચિત્ર રચીને તમારી શુદ્ધિ-ખબર લેવા માટે મોકલ્યું છે. અર્થાત તમે તે ઘોડાપર બેસીને અહીં આવો."

આ છપ્પય અંતર્ગત દોહાની ટીકાઃ—

"હે પ્રવિણ! જલદી દોડી આવીને મને અહીં મળો, નહિ તો તમે મનમાં સમજજો કે, મારા જીવની હાનિ થશે!"

इति श्री प्रविणसागर काव्ये "चित्रप्रबंध" नामनी चोसठ तथा पांसठमी लहेरनी टीका पंचषष्टीतम तथा षट् षष्टीतमस्तरंग:

# લહેર ૬૬ મી.

## દંપતિએ કરેલી શ્લેષ કાવ્ય રચના.

दोहा—दंपति प्रेम बिशेष बढि, सागर—कलाप्रबीन;
श्लेष भेद विस्तार करि, कीनी काव्य नवीन. १

અર્થઃ—રસસાગર અને કળાપ્રવીણ એ બંને નાયક નાયકા વચ્ચે વિશેષ-રૂપે પ્રેમ વૃદ્ધિંગત થવાથી, તેમણે શ્લેષ એટલે અનેકાર્થી ભેદોવાળી નવીન કવિતા રચી, તે કહિયે છીએ. ૧

[ ટિપ્પણ—શ્લેપ એટલે અનેકાર્થી કાવ્યમાં "અભિન્નપદશ્લેષ" અને "ભિન્નપદ શ્લેષ" એવા બે ભેદ છે. (૧) જેમાં શબ્દો તોડ્યા વિના એટલે એક શબ્દના અક્ષરો બીજા શબ્દમાં લીધા વિના અર્થાત્ એના એ શબ્દો કાયમ રાખીને બીજો અર્થ કરવામાં આવે તો તેને "અભિન્નપદ શ્લેષાલં-કાર" કહેવાય; અને (૨) જેમાં શબ્દોને તોડીને એક શબ્દના અક્ષર બીજા શબ્દોમાં લેવા પડે, તેને "ભિન્નપદ શ્લેષાલંકાર" કહેવાય. તેનાં ઉદાહરણો નીચેનાં કાવ્યોમાં બતાવ્યાં છે.]

### कला प्रबीनोक्त अभिन्नपद श्लेषालंकार.

सबैया—मेदनि तीरनसें अवगाहत, मक्रनिकेत ज्यु हेत हता,
आयत व्यूढ तरंग सदागति, नेति निरझर नंगरता;
मोद बढावत हे मन साधन, होत नहीं छिनहीं थरता,
आन जुरी सु परी न जुदी फिर, सागर! सागरमें सरता ॥ २ ॥

અર્થઃ—આ સવૈયાનો એક નદી તથા સમુદ્ર પક્ષે અને બીજો કળાપ્રવીણ અને રસસાગર પક્ષે એમ બે અર્થ થાય છે. તેમાં પ્રથમ નદી તથા સમુદ્ર પક્ષે અર્થ લખીએ છીએઃ—

નદી ઉપર અર્થ—નદી પૃથ્વીના કિનારાઓ સાથે વિનોદ કરતી નીચે ઉતરે છે, અર્થાત્ નીચાણવાળા પ્રદેશમાં ગતિ કરે છે, તે મકનિકેત એટલે મગરના રહેવાના સ્થાનરૂપ (પોતાના પ્રિયતમ સમુદ્રના) સ્નેહમાં આસક્ત છે; જે હમેશાં ગતિવાળી છે, અને જેમાં મોટા મોટા તરંગો આવે છે, અને જેના ઉત્પત્તિરૂપ ઝર-ણાંઓ નેતિ=ન×ઇતિ પૂરાં ન થાય એવાં અર્થાત્ અપાર અટકતાં નથી એવાં છે, તે નદી (નહાવા ધોવારૂપ પવિત્રતા આપ્ત કરવા માટે) સાધ-સાધુજનોના

મનને આનંદ વધારવાવાળી છે, અને જેના જળ-પ્રવાહની ગતિ એક ક્ષણ પણ સ્થિર રહેતી નથી, (નાયકા કળાપ્રવીણ કહે છે કે) હે રસસાગર! એવી રીતે સાગર-સમુદ્રમાં આવીને જે નદી જોડાઈ, તે ફરીથી કદી પણ તેમાંથી જૂદી પડતી નથી.

**પ્રવીણ ઉપર અર્થ**-(કળાપ્રવીણ પોતાના પક્ષે કહે છે કે) મકરનિકેત-એટલે સાગર છે નામ જેનું એવા, હે રસસાગર! તમારામાં સ્નેહવડે આસક્તિવાળી થવાથી હું મેદનિ-દુનિયાના વ્યંગ વચનોરૂપ તીરો-બાણોથી નહાઈ-વીંધાઈ ગઈ છું, અથવા એવાં દુનિયાની ચર્ચારૂપ બાણો મે માથે લીધાં છે; સદાગતિ-પવન અર્થાત્ શીતળ, મંદ અને સુગંધીયુક્ત ત્રિવિધિ પવનની મોટી મોટી લહેરો આવે છે, આંખમાંથી વહેતા પાણી-અશ્રુના ઝરણાઓ 'નદીતિ' અપાર છે, અને નગર એટલે અટકાવ નથી, અર્થાત્ આંખોમાંથી આંસુ સદા વહ્યા જ કરે છે; સિદ્ધે બતાવેલું સાધન મનને આનંદ વધારે છે, તો પણ ક્ષણ એક પણ ચિત્તની સ્થિરતા થતી નથી; હે રસસાગર! મારી સુરતા જે આપ-સાગરમાં આવીને જોડાઈ છે, તે ફરી તેમાંથી કદી જૂદી પડી જ નથી, તેમ જૂદી પડવાની પણ નથી. ૨

## पुनः अभिन्नपद श्लेषालंकार.

**सवैया**-चातुक दद्दर सोर सखीनहु, कोकहि हंसनकों उरझावन,
धीर समीर हरे गिर झंगर, कुंज लता सु कुमोद बढावन;
ताल सरीत लहेर लगावत, खेंच धनंष छटा चमकावन,
सागरजू बहरे सिगरे सुख आज घटा नवरंगहि श्रावन. ॥ ३ ॥

**પહેલો અર્થ વર્ષાઋતુ પક્ષે**-પ્રવીણ કહે છે કે-બપૈયા, દેડકાં અને મોરના સોર થાય છે, તે (વિયોગી) ચકવા ચકવીને તથા હંસને અથવા હંસ એટલે (મારા) જીવને મુઝાવે છે, ધીમો પવન વાય છે, અને (વર્ષાઋતુને લીધે) પર્વત અને વન લીલાં થયાં છે, અને (તે જ વર્ષાઋતુ) કુંજની લતાઓને તથા કુમોદિનીને વધારે છે, તળાવમાં તથા નદીઓમાં પવન પાણીના તરંગો લગાવે છે; વળી તે ઋતુ આકાશમાં ઇંદ્રધનુષ ખેંચી (દોરી) ને છટા-વીજળીને ચમકાવે છે; હે સાગરજી! એ પ્રમાણે આજ સઘળી સુખને વધારે એવી શ્રાવણ માસની નવીન રંગવાળી ઘટા વિસ્તાર પામી છે-શોભી રહી છે.

**બીજો અર્થ પ્રવીણપક્ષે**-આ મારી સખિયો બપૈયા અને દેડકાંની પેઠ સોર બકોર કર્યા કરે છે, તેથી કોક-વિયોગી ચક્રવાક પક્ષીની પેઠ મારા હંસ-જીવને મુંઝાવે છે; શીતળ, મંદ અને સુગંધીયુક્ત પવન, પર્વત અને વન

મારી ધીરજને હરી લે છે અને આ કુંજ લતાઓ અને કુમોદ એટલે કલેશ વધારે છે; ગાયનના તાલ અને સારીગમ ઇત્યાદિ મને (સર્પ ડંશથી આવતી ઝેર ચડવાના જેવી) લહેરો લગાવે છે, અને ખેંચાયલું મેઘધનુષ તથા વીજળી મને ચમકાવે-ગભરાવે છે: હે સાગરજી! આજ આ શ્રાવણના નવીન રંગવાળી ઘટા મારાં સઘળાં સુખોને શ્રવાવી-વેહેવડાવી દે છે; અર્થાત્ મારાં સુખોની આશામાં મને નિરાશ કરે છે. ૩

## श्लेष भिन्नपद-कवित्त.

जागत पतंग जोत, सरस सुढार छुटे,
चंदन न सोहियत, घननके आडंबर;
अंबरन ठोर ठोर, कजरन छये रंग,
दिश दिश देखीयत, अंबकन लागीझर;
वपु लाय हरी प्रभा, शोधत सयनि पंथ,
चातुक रटे ज्यु सुर, मोर गाये गिरपर;
मारुत अकाल किया, बाढत न सामे मेन,
बिरहिन हंस देखो, सागर! भरेहं सर. ॥ ४ ॥

**અર્થ વર્ષાઋતુપક્ષે**-પ્રવીણ કહે છે કે-વર્ષાઋતુ આવવાથી પતંગિયાં આગિયા કીડાની જ્યોત જાગી રહી છે, અને સરસ-રસ સાથ અર્થાત પાણીથી ભરેલાં વાદળાં સુંઢને આકારે આકાશમાંથી છૂટે છે અને વાદળાંના આડંબર ઘેરાવાથી ચંદ્ર જાણે હોયજ નહિ તેમ દેખાતો નથી અર્થાત્ ચંદ્રની શોભા ચાંદની જણાતી નથી; આકાશમાં જ્યાં ત્યાં-બધેય કાજળ સરીખો શ્યામ રંગ છવાયો છે, અને દિશાએ દિશાઓમાં જોતાં વર્ષાદના પાણીના કણની ઝડી લાગી રહી છે; વિપુલા કહેતાં પૃથ્વીએ પણ લીલા રંગની પ્રભા ધરી લીધી છે; તે જાણે અંગે લીલા રંગની સાડી પહેરી હોય નહિ? એવી શોભા લાગી રહી છે; તેથી શાણાં માણસો પણ ઘાસ ઉગી આવવાથી માર્ગને શોધે છે, અને બપૈયો સ્વર ઉચ્ચારે છે, અને પર્વતો ઉપર મોરો આનંદથી કેકારવ કરી રહ્યા છે; આ સમયે પવને પણ એવું કર્યું છે કે તે મેનાક પર્વતના સામો વધતો નથી-એટલે મેનાક પર્વત જે દક્ષિણ સમુદ્રમાં ડૂબેલો છે-તેના ભણી ન જતાં ઇશાન કોણ તરફ જાય છે; વળી હે સાગર! તળાવ પાણીથી ભરેલાં છે-છતાં વિજોગી હંસ દેખાતાં નથી અર્થાત્ તેઓ માનસરોવર પ્રત્યે જતાં રહ્યાં છે.

બીજો અર્થ–પ્રવીણ અને સાગર પક્ષે–પ્રવીણ કહે છે કે, સૂર્ય નારાયણ ભગવાનના તેજનું અજવાળું જાગે છે, તે જાણે કે મારા માથા ઉપર બાળેલો સુંટાળો હાથી છૂટ્યો હોય નહિ? એમ લાગે છે; મારાથી ચંદન કે કપુરનો લેપ ખમાતો નથી, મારાં વસ્ત્રોમાં (અશ્રુપાતને લીધે) જગોએ જગોએ નેત્રોમાં સારેલ મેસનો રંગ છવાઈ રહ્યો છે; દિશાએ દિશાઓમાં નિહાળું છું–તો આંખમાંથી આંસુની ઝડી વર્ષી રહી છે; મારા શરીરે હરતાળના જેવી પીળી કાંતિ ધારણ કરી છે, તેમ જ મારી ચારે બાજુએ શાણા જનો મને સુખ ઉપજાવવાનો માર્ગ ખોળે છે; ચાતુક પક્ષી જેમ પિયુ પિયુનું ઉચ્ચારણ રટ્યા કરે છે તે પ્રમાણે હું પણ "પિયુ પિયુ" નું રટણ કરી રહી છું; વળી મારી વાણી ગાતાં અર્થાત્ બોલતાં બોલતાં અટકી–તૂટી જાય છે; તેવામાં ત્રિવિધિ પવને મને મુંઝાવી મૂકી છે! અને રાત્રિમાં કામ અધિક જાગે છે; હે સાગર! તમે આવીને જુઓ કે–આ મારો જીવ વિરહના બાણથી ભરાઈ રહ્યો છે. ૪

## पुनः श्लेष भेद अभिन्नपद.

सवैया–शोधत बोध सरूप अहोनिश, वेदन भेद बितीथ बिनाशन,
नीत अनीत बिचारत धारत, शासन संकट शिष्ट प्रकाशन;
ॐन बिबेक सबे बिसतारत, साज बिकास अनेक उपासन,
सागर ज्यु मन ब्रह्म भयो रहे, रावरे पाय सरोज निवासन. ॥ १ ॥

પ્રથમ અર્થ યોગી પક્ષે–પ્રવીણ કહે છે કે–મહાન્ મુનિવરો અહોનિશ જ્ઞાનવંત આત્માના સ્વરૂપને શોધે છે, અને તે અતિથિ કાંઈ બિનાશન–અશન–ખાધા વગર વેદના ભેદને તપાસે છે કે શી વસ્તુ નિત્ય અને શી વસ્તુ અનિત્ય એટલે નાશવંત છે? તે વિચારે છે તથા ધારે છે; અને શિષ્ટ એટલે મહાત્માઓએ જે આજ્ઞા પ્રકાશ કરેલી છે, તે સંકટ વેઠીને પણ પાળે છે; તેમ જ ૐકાર આદિ અક્ષરના વિવેકને વિસ્તારે છે, તથા અનેક પ્રકારથી ઉપાસનાના પ્રકાશને સજે છે, અને હે સાગરજી! તે બ્રહ્મરૂપે થઈને રાવ એટલે ઈશ્વરના ચરણ કમળમાં નિવાસ કરીને રહે છે.

બીજો અર્થ પ્રવીણ અને સાગર પક્ષે–પ્રવીણ કહે છે કે–મારું મન થતી પિડાના ભેદ જે (બિતીથિ) અનિયમિત છે, તેનો વિનાશ કરવાને અહોનિશ સિદ્ધના આપેલા ઉપદેશ પ્રમાણે તમારા સ્વરૂપને શોધે છે; શું કરવામાં નીતિ અને શું કરવામાં અનીતિ છે તે વિચારે છે અને ધારે છે; વળી ગુરુજનો

**સાતમો અર્થ સમુદ્રની લહેરો પક્ષે**-પ્રવીણ કહે છે કે-સમુદ્રની લહેરોમાં સર્વે જળ ભરેલું છે, તેથી કરી નિત્યે પૂર્ણ રહે છે; વળી તરંગિનિ અર્થાત્ નદિયોયે સહિત છે, તેથી જેની પાસે નિરંતર ગંભીર શબ્દોની ગર્જના થયા કરે છે; પર્વતોને ડુબાવી દેછે, તથા જગતમાં પવિત્રતા માટે પ્રખ્યાત છે; કૌસ્તુભ મણિ આદિ ચૌદ રત્નોને મેળવી આપનાર, પોતાની હદ ન ઓળંગતાં અહોનિશ તે મર્યાદામાં રહે છે; તેના વિસ્તારનું પ્રમાણ અતિ મોટું છે-એટલે તેના પારને કોઈ પામતું નથી; તેનું રઢીયાળુ રૂપ છે-તે જોઇને હૈયું હેરત પામે છે; એવો સમુદ્ર છે.

એ કવિતનો સમગ્ર અર્થ લેતાં, એ તે ઈંદ્રની સભા છે? અથવા શંકર છે? કિવા સરસ્વતી છે? કિવા લક્ષ્મીના પતિ વિષ્ણુ છે? કિવા રસસાગર છે? અથવા વર્ષાદ છે? કિવા એ સમુદ્રની લહેરો છે? એમ પ્રશ્ન ઉઠે છે. ૬

## द्विअर्थी रससागरोक्त श्लेष भेद.

**सवैया**-राजतहे सब भूषण संजुत, भाल शशी गउरी छबि पावे,
किन्नरनी, बरुनी, सुप्रभा, अरु जच्छनि लच्छ गुनी बनि आवे;
प्रेम लता तरुनी रस रंजित, गुंजित भ्रंग बिलोकत भावे,
नीको सबे कइलास कहेपें, हमें सु बिलास प्रबीन सुहावे. ॥ ७ ॥

**પ્રથમ અર્થ કૈલાસ પર્વત પક્ષે**-સાગર કહે છે કે-જે કૈલાસમાં અંગઃ અંગને વિષે આભૂષણ પહેરી કપાળમાં ચંદ્ર ધરનાર શંકર બિરાજે છે અને ગૌરી કહેતાં પાર્વતીજીવડે જે કૈલાસ સારી કાન્તિને પામે છે; જ્યાં કિન્નરની સ્ત્રીઓ, વરુણની સ્ત્રી, સુપ્રભા નામની યક્ષોના રાજા કુબેરની સ્ત્રી અને ઇતર યક્ષની સ્ત્રીઓ, ઉપરાંત લચ્છ-લાખોગણી-વિશેષ શોભાયુક્ત બની આવે છે; વળી ત્યાં પ્રેમ ઉત્પન્ન કરે એવી જુવાન લતાઓ સુગંધ રસથી ભરપૂર રંગાએલી છે; તેની પાછળ ગુંજારવ કરતા ભમરાઓ જોતાં મનને મોહ ઉપજાવે છે, એવો સુંદર કૈલાસ પર્વત સર્વે કહે છે, તથાપિ અમને તો તે પ્રબીન-ચતુરજનોને વિલાસ કરવા લાયક બાગ હોય એવો દેખાય છે.

**બીજો અર્થ પ્રવીણના ક્રીડાવિલાસ પક્ષે**-સાગર કહે છે કે-અમારી પ્રિયતમા પ્રવીણ કેવી છે, કે જે શરીરે સર્વ પ્રકારના આભૂષણ સહિત શોભીતી છે, લલાટને વિષે જડાવ ચાંદલો બિરાજે છે, અથવા જેનું કપાળ ચંદ્રકાન્તિ જેવું તેજવાળુ છે, તથા જેના શરીરની કાંતિ ગૌર છે અથવા ગૌરી કહેતાં પાર્વતીજીના જેવી શોભા ધરાવે છે; કિન્નરની સ્ત્રી તથા વરુણની સ્ત્રીના

કરતાં પણ જેના સ્વરૂપની છબિ અતિ સુંદર છે; એટલું જ નહિ પણ પદ્મની સ્ત્રીથી લાખગણી શોભિત બનીને આવે છે, તે તરુણી-બાળા પ્રવીણ, પ્રેમની લતા જેવી છે તથા પ્રેમના રસમાં ભીંજાયલી છે; જેની આસપાસ ભમરાઓ તેના શરીરની સુગંધીથી ગુંજારવ કરે છે; તે જોતાં મનને ઘણી જ નીકો-વહાલી લાગે છે અને સર્વ લોકો જગતમાં શંકરના નિવાસસ્થાનરૂપ કૈલાસને સારો કહે છે, પણ અમને તો પ્રવીણનો સુંદર વિલાસ સોહામણો લાગે છે. ૭

## श्लेष भेद अलंकार—कावित.

सुवरन देह छबी, ठोर ठोरपें जराव, मोहन अशेष कांति, केशव रचतहे;
सघही समीप जन, रहत सदाही रीझे, नयन बिकास श्री कमोद मोद रहतहे;
चरचा बिचित्र चत्र, मुखसें लगी रहंत, धरत अखंड ध्यान, आनंद अनंत हे;
सब जग जैसें, बइकुंठकुं सराहतहे, हम त्यों हमेस, बइ कंठको चहतहे. ॥८॥

**પ્રથમ અર્થ વૈકુંઠધામ પક્ષે**—સાગર કહે છે કે-વૈકુંઠ ધામ કેવું છે કે જ્યાં હમેશાં સુવર્ણ સોનું અથવા તો સુંદર રંગ શોભે છે, વળી ઠેકાણે ઠેકાણે ઝવાહિર ઝળકી રહેલું છે, અને જ્યાં કેશવ એટલે ભગવાન્ વિષ્ણુ મોહ પમાડે એવી અશેષ-અગાધ કાંતિની રચના રચે છે, તથા સર્વે લોકો સદાય જેની સમીપમાં રીઝીને રહે છે; વળી જ્યાં લક્ષ્મીજી દૃષ્ટિ પસારીને કમોદ એટલે ઉદાસીવાળાને આનંદ દેવામાં પ્રેમયુક્ત રહે છે; બ્રહ્માના ચારે મુખથી વિચિત્ર પ્રકારની ચર્ચા જ્યાં લાગી રહે છે અને જેનું અખંડ કહેતાં નિરંતર અનંત એટલે શેષ-નાગ ધ્યાન ધરે છે, તથા જ્યાં અપાર આનંદ છવાઈ રહ્યો છે. એવા વૈકુંઠ ધામને જેમ સર્વે જગત્ વખાણે છે, તેમ અમે પણ હમેશાં વૈકુંઠને જ ચાહિયે છીએ.

**બીજો અર્થ કળાપ્રવીણ પક્ષે**—સાગર કહે છે કે;—જે પ્રવીણના શરીરની કાન્તિ સોના જેવી છે, અંગોઅંગ પ્રત્યે જડાવ આભૂષણ શોભે છે; "વ" એટલે તે પોતાના કેશની એટલે ચોટલાની કાંતિ મોહ પમાડે તેવી રચે છે; તેની સમીપે રહેવાવાળાં સખિજન આદિક જોઇને નિત્યે આનંદથી રહે છે અને તેની નાના પ્રકારના કટાક્ષયુક્ત આંખોના પ્રફૂલિતપણાની શોભાથી કુમોદની પણ મોદ પામે છે; તે ચતુર બાળાના મુખથી વિવિધ પ્રકારની ચર્ચા ચાલી જ રહે છે—જેનું હું અખંડ ધ્યાન ધરુંછું તેથી મને જેનો પાર નહિ—એવો અનહદ આનંદ થાય છે. સર્વે લોકો જેમ વૈકુંઠને વખાણે છે, તેમ અમે તો હમેશાં તે પ્રવીણના કંઠને અર્થાત્ તેના આલિંગનને ઇચ્છીએ છીએ. ૮

### त्रयार्थ श्लेष भेद–कवित्त.

प्रबल प्रकास आस, पूरन उदासी हरे,
लोयन लगायसें, अमीर होत दीन ज्यु;
तोलहु न कियो जाय, अतिहि अमोल यह,
अरथ उपाबन, अनेक भेद भीन ज्यु;
दूषण रहित सब, भूषन सजात गात,
छाजत समीप सब, सुभ छबि लिन ज्यु;
अमल अशेष रेख, रूपकीसी राजतहें,
सारदाकी कला? कोधौं–पारस? प्रबीन ज्यु? ॥ ९ ॥

**પ્રથમ અર્થ સરસ્વતીની કળા પક્ષે**–સાગર કહે છે કે, સરસ્વતીની કળા એટલે કવિતા કેવી છે કે–જેનો અતિ પ્રબળ પ્રકાશ છે; ઉદાસીનતાને હરી આશાને પૂર્ણ કરનારી છે; જેની દૃષ્ટિમાત્ર પડવાથી રંક હોય તે અમીર બની જાય છે; એવી તે અતિશે અમુલ્ય છે, કે જેની સરખામણીમાં કોઇની તુલના કરી જાય નહિ; અને અનેક ભેદથી જૂદા જૂદા અર્થને ઉપજાવનારી છે; દોષ રહિત છે; વળી સર્વ અલંકાર તેના અંગે સજાય છે; જેમણે (જગતમાં) સારી શોભા (આબરુ) લીધી હોય એવા રાજાઓ અને સરદારોની પાસે તે શોભે છે; જેનીરૂપ રેખા–અમલ–મળ રહિત–સ્વચ્છ અને અશેષ જેમાં કાંઈ બાકી નથી એવી અર્થાત્ ઉત્તમોત્તમ શોભે છે. એવી શારદા દેવીની કળા એટલે **કવિતા** છે.

**બીજો અર્થ પારસમણિ પક્ષે**–પારસમણિ કેવો છે કે–જેનો પ્રબળ–જોરાવર પ્રકાશ છે; ઉદાસીને હરી આશાને પૂર્ણ કરનાર છે; જેની સાથે લોઢાને સ્પર્શ થવાથી જ સોનું થતાં દીન જન હોય તે ધનાઢ્ય અર્થાત્ અમીર બની જાય છે,–એવી તે ઘણીજ અમુલ્ય વસ્તુ છે તથા તેનું તોલ કરી શકાતું નથી. વળી અનેક ભેદે કરી અર્થાત્ અનેક રીતનાં વિવિધ દ્રવ્ય ઉપજાવે છે; જેના મેળાપથી–પ્રાપ્ત થવાથી સર્વે દુઃખ નાશી જાય અને કાયાની સર્વ પ્રકારની ભૂખ જતી રહે છે; અને તે વળી જેની પાસે હોય, તે એવો શોભે છે કે, જાણે સર્વ શોભા તેણે જ ધરી હોય નહિ? જેમાં બાકી નહિ કાંઈજ એવા અમલનો આપનારો છે; અને રૂપની રેખા જેવી શોભે તેવો તે પારસમણિ શોભે છે.

**ત્રીજો અર્થ પ્રવીણ પક્ષે**–સાગર કહે છે કે–પ્રવીણ કેવાં છે કે–જેના (આસ્ય) મુખની પ્રબળ જ્યોતિ અતિ છે; પૂર્ણ કહેતાં વર્તૂળાકાર છે અને

ઉદાસીને હરે છે; તેની સાથે નેત્રની દૃષ્ટિ જોડવાથી અમિલ-મારા જેવા વિયોગી અર્થાત્ દીન-તાબેદાર બની જાય છે; તે અતિશય અમૂલ્ય છે, તેની તુલના કોઈ સાથે કરી શકાય નહિ; તે અનેક રીતના-ઘણાક અર્થોને ઉપજાવે છે; દૂષણ રહિત છે ને સર્વ અંગે અલંકારો સજે છે; વળી જેમણે સુંદર શોભા ધરી છે એવી સખિયો જેની પાસે તેવી જ શોભે છે; જે નિર્મળ છે અને જેમાં કાંઈ મણા નથી એવા રૂપની રેખા જેવી શોભે છે. એવી તે શું શારદાની કળા અર્થાત્ કાવ્ય છે? કિંવા પારસમણિ છે? અથવા તો અમારી પ્રિયતમા-કળાપ્રવીણ છે? (૯)

## पंचार्थ श्लेष-कावित्त.

अगम अपार पंथ, निगम न पावतहे,
सोधत सरूप मंत्र, मुनि ध्यान धरि धरि;
तपनीय तेज छबि, बिपन बिराजतहे,
सरता मिलाप होत, अंबकन झरि झरि;
गुनी गीत गावतहे, अच्छर अनेक भेद,
सरन सुभाव देखीयत, हंस थरि थरि;
समर प्रहार कारी, कहत सोहतहे,
प्रान चढ्यो प्रेम, के प्रवीन-हेमगिरि परि. ॥ १० ॥

**પ્રથમ અર્થ શંકર પક્ષે**-સાગર કહે છે કે-શંકર કેવા છે કે, જેનો માર્ગ અગમ્ય એટલે ગમ ન પડે એવો અપાર છે, અને વેદ પણ તેના પારને પામી શકતા નથી; જેમના સ્વરૂપનું મહાન્ ઋષિ-મુનિયો મંત્ર જપી જપીને-ધ્યાન ધરી ધરીને, સંશોધન કરે છે; જેની કાન્તિ તપસ્વીના જેવી અને તેજસ્વી છે અને જે વનમાં બિરાજે છે; જેના ઉપર સ્વર્ગમાંથી પાણીના ઝીણા રજકણો ઝરીઝરીને નદીઓમાં પવિત્ર એવાં ગંગાજીનો મેળાપ થાય છે; વળી અક્ષર એટલે મુક્ત પુરુષો અનેક ભેદથી જેના ગુણોનાં ગીત ગાય છે; જેઓ શરણાગત એટલે ભક્તજનો ઉપર સારા ભાવથી જોનારા છે; પરમહંસો જેમને સ્થિર થઈ અર્થાત્ સમાધિ કરીને નિરખે છે-એવા ભોળાશંકર કામદેવને બાળનારા છે.

**બીજો અર્થ શ્રીકૃષ્ણ પક્ષે**-સાગર કહે છે કે-કૃષ્ણ કેવા છે કે, જેનું સ્વરૂપ અગમ્ય એટલે જાણી શકાય નહિ એવું છે, પટ્ દર્શનાદિક ધર્મના અનેક પથ છે, તે પંથવાળા જેઓને ગમ નથી, તેઓ તેને પામી શકતા નથી; ઋષિવર્ગ મંત્રની આરાધનાથી ધ્યાન ધરી ધરીને તેના સ્વરૂપને શોધે છે, જેની પ્રભુ-

તાનું તેજ તપવડે પામી શકાય–એવા છે; વૃંદાવનમાં બિરાજે છે અને–સુ–(રતા) એટલે તેમના વિષે સારી પેઠે આસક્ત થયેલી ગોપિકાઓને નેત્રોએ આંસુ ઝરી ઝરીને તેનો મેળાપ થયો–અર્થાત્ રાસલીલામાં ગોપિકાઓને ઘણી રોવરાવીને મેળાપ કર્યો; અક્ષર એટલે સ્વર તથા વ્યંજનાદિકના અનેક ભેદથી ગુણીજનો તેનું ગાન કરે છે, તેમ જ શરણાગત ગોપીઓની પ્રીતિ તેઓનાં આત્માને થરથરાવીને જુએ છે તથા લડાઇમાં પ્રહાર કરનારા એવા શ્યામ શરીરવાળા શ્રી કૃષ્ણ શોભે છે.

**ત્રીજો અર્થ પ્રાણ ઉપર ચડેલા પ્રેમ પક્ષે**–સાગર કહે છે કે, પ્રેમનો પંથ જાણી શકાય નહિ એવો અગમ્ય છે, તેને પામરજનો પામતા નથી; પ્રેમી મનુષ્યો તેના સ્વરૂપનું અંતરમાં ધ્યાન ધરી ધરીને ગુપ્ત વિચારથી ખોળ કરે છે તે પ્રેમની છબિ એટલે પ્રભાનું તેજ, જીવને તપનીય છે–તેને લીધે શરીર શોભે નહિ એવું તવાઇને કૃશ થઇ જાય છે; નેત્રોએથી આંસુઓનો પ્રવાહ, ઝરી ઝરીને કહેતાં વહી વહીને, સુરતા–મનોવૃત્તિ સાથે મેળાપ થાય છે; અક્ષરના વિવિધ ભેદવડે તે મિત્રના ગુણનાં ગીતો ગાય છે; વળી તે પ્રેમનો ભાવ, સર કહેતાં બાણના જેવો તીક્ષ્ણ જોઇને (હંસ) જીવ થરથરે–ધ્રુજે છે; એવો પ્રાણ ઉપર ચડેલો પ્રેમ છે.

**ચોથો અર્થ પ્રવીણ પક્ષે**–સાગર કહે છે કે, તેને (પ્રવીણને) મળવાનો માર્ગ જાણી શકાય નહિ એવો અગમ્ય અને અપાર છે–તે માર્ગને પ્રેમવિહીનજનો પામતા નથી; વળી અંતરમાં તે મિત્રનું ધ્યાન ધરી ધરીને પ્રિયકરના સ્વરૂપને શોધીએ છીએ; તેના વપુ અર્થાત્ અંગની કાન્તિનું તેજ સોના જેવું શોભે છે; મારાં આ ચક્ષુઓથી આંસુ ઝરી ઝરીને મારી સુરતાથી તેમનો મેળાપ થાય છે; અછર–છળવિના નિષ્કપટપણે અને ખુલ્લા હૃદયવડે ઘણા ઘણા પ્રકારની યુક્તિઓએ કરી તેમના ગુણનાં ગીત ગાઇએ છીએ; અને તે પ્રવીણની ચાલવાની ઉત્તમ છટાને હંસો ચકિત બની બની સ્થિર થઇને જુએ છે–એવાં પ્રવીણ છે.

**પાંચમો અર્થ મેરુ પર્વત પક્ષે**–સાગર કહે છે કે, મેરુ પર્વત કે જેના ઉપર ચઢવાનો રસ્તો અગમ્ય અને અતિ વિસ્તારવાળો છે, તેને અજાણ્યા લોકો પામતા નથી; જેના ઉપર યોગીઓ તપવડે વેદના ગુહ્ય મંત્રનો જાપ જપી જપીને–ધ્યાનથી મનન કરી કરીને, નિજ સ્વરૂપને શોધે છે, તે મેરુ પર્વત તપનીય એટલે સોનાનો છે તથા તેની છબિ મહા તેજસ્વી છે; વળી જેના ઉપર ઘણાંક વન અને ઉપવનો આવેલાં છે, તે મેરુ ઉપરથી પાણીનાં રજકણ સ્રવી સ્રવીને ભેગું મળી નદીઓરૂપે વહે છે; ત્યાં શંકરના ગણો અને અપ્સરાઓ

ઉદાસીને હરે છે; તેની સાથે નેત્રની દૃષ્ટિ જોડવાથી અમિલ–મારા જેવા વિયોગી અર્થાત્ દીન–તાબેદાર બની જાય છે; તે અતિશય અમૂલ્ય છે, તેની તુલના કોઈ સાથે કરી શકાય નહિ; તે અનેક રીતના–ઘણાક અર્થોને ઉપજાવે છે; દૂષણ રહિત છે ને સર્વ અંગે અલંકારો સજે છે; વળી જેમણે સુંદર શોભા ધરી છે એવી સખિયો જેની પાસે તેવી જ શોભે છે; જે નિર્મળ છે અને જેમાં કાંઈ મણા નથી એવા રૂપની રેખા જેવી શોભે છે. એવી તે શું શારદાની કળા અર્થાત્ કાવ્ય છે? કિંવા પારસમણિ છે? અથવા તો અમારી પ્રિયતમા–કળાપ્રવીણ છે? (૯)

## पंचार्थ श्लेष–कावित्त.

अगम अपार पंथ, निगम न पावतहे,<br>
सोधत सरूप मंत्र, मुनि ध्यान धरि धरि;<br>
तपनीय तेज छबि, बिपन बिराजतहे,<br>
सरता मिलाप होत, अंबकन झरि झरि;<br>
गुनी गीत गावतहे, अच्छर अनेक भेद,<br>
सरन सुभाव देखीयत, हंस थरि थरि;<br>
समर प्रहार कारी, कहत सोहतहे,<br>
मान चढ्यो प्रेम, के प्रवीन–हेमगिरि परि. ॥ १० ॥

**પ્રથમ અર્થ શંકર પક્ષે**–સાગર કહે છે કે–શંકર કેવા છે કે, જેનો માર્ગ અગમ્ય એટલે ગમ ન પડે એવો અપાર છે, અને વેદ પણ તેના પારને પામી શકતા નથી; જેમના સ્વરૂપનું મહાન્ ઋષિ–મુનિયો મંત્ર જપી જપીને–ધ્યાન ધરી ધરીને, સંશોધન કરે છે; જેની કાન્તિ તપસ્વીના જેવી અને તેજસ્વી છે અને જે વનમાં બિરાજે છે; જેના ઉપર સ્વર્ગમાંથી પાણીના ઝીણા રજકણો ઝરીઝરીને નદીઓમાં પવિત્ર એવાં ગંગાજીનો મેળાપ થાય છે; વળી અક્ષર એટલે મુક્ત પુરુષો અનેક ભેદથી જેના ગુણોનાં ગીત ગાય છે; જેઓ શરણાગત એટલે ભક્તજનો ઉપર સારા ભાવથી જોનારા છે; પરમહંસો જેમને સ્થિર થઈ અર્થાત્ સમાધિ કરીને નિરખે છે–એવા ભોળાશંકર કામદેવને બાળનારા છે.

**બીજો અર્થ શ્રીકૃષ્ણ પક્ષે**–સાગર કહે છે કે–કૃષ્ણ કેવા છે કે, જેનું સ્વરૂપ અગમ્ય એટલે જાણી શકાય નહિ એવું છે, ષટ્ દર્શનાદિક ધર્મના અનેક પંથ છે, તે પંથવાળા જેઓને ગમ નથી, તેઓ તેને પામી શકતા નથી; ઋષિવરો મંત્રની આરાધનાથી ધ્યાન ધરી ધરીને તેના સ્વરૂપને શોધે છે; જેની પ્રભુ-

તાનું તેજ તપવડે પામી શકાય-એવા છે; વૃંદાવનમાં બિરાજે છે અને-સુ-(રતા) એટલે તેમના વિષે સારી પેઠે આસક્ત થયેલી ગોપિકાઓને નેત્રોએ આંસુ ઝરી ઝરીને તેનો મેળાપ થયો-અર્થાત્ રાસલીલામાં ગોપિકાઓને ઘણી રોવરાવીને મેળાપ કર્યો; અક્ષર એટલે સ્વર તથા વ્યંજનાદિકના અનેક ભેદથી ગુણીજનો તેનું ગાન કરે છે, તેમ જ શરણાગત ગોપીઓની પ્રીતિ તેઓનાં આત્માને થરથરાવીને જુએ છે તથા લડાઇમાં પ્રહાર કરનારા એવા શ્યામ શરીરવાળા શ્રી કૃષ્ણ શોભે છે.

**ત્રીજો અર્થ પ્રાણ ઉપર ચડેલા પ્રેમ પક્ષે**-સાગર કહે છે કે, પ્રેમનો પંથ જાણી શકાય નહિ એવો અગમ્ય છે, તેને પામરજનો પામતા નથી; પ્રેમી મનુષ્યો તેના સ્વરૂપનું અંતરમાં ધ્યાન ધરી ધરીને ગુપ્ત વિચારથી ખોળ કરે છે તે પ્રેમની છબિ એટલે પ્રભાનું તેજ, જીવને તપનીય છે-તેને લીધે શરીર શોભે નહિ એવું તવાઇને કૃશ થઇ જાય છે; નેત્રોએથી આંસુઓનો પ્રવાહ, ઝરી ઝરીને કહેતાં વહી વહીને, સુરતા-મનોવૃત્તિ સાથે મેળાપ થાય છે; અક્ષરના વિવિધ ભેદવડે તે મિત્રના ગુણનાં ગીતો ગાય છે; વળી તે પ્રેમનો ભાવ, સર કહેતાં બાણના જેવો તીક્ષ્ણ જોઇને (હંસ) જીવ થરથરે-ધ્રુજે છે; એવો પ્રાણ ઉપર ચડેલો પ્રેમ છે.

**ચોથો અર્થ પ્રવીણ પક્ષે**-સાગર કહે છે કે, તેને (પ્રવીણને) મળવાનો માર્ગ જાણી શકાય નહિ એવો અગમ્ય અને અપાર છે-તે માર્ગને પ્રેમવિહીનજનો પામતા નથી; વળી અંતરમાં તે મિત્રનું ધ્યાન ધરી ધરીને પ્રિયકરના સ્વરૂપને શોધીએ છીએ; તેના વપુ અર્થાત્ અંગની કાન્તિનું તેજ સોના જેવું શોભે છે; મારાં આ ચક્ષુઓથી આંસુ ઝરી ઝરીને મારી સુરતાથી તેમનો મેળાપ થાય છે; અછર-છળવિના નિષ્કપટપણે અને ખુલ્લા હૃદયવડે ઘણા ઘણા પ્રકારની યુક્તિઓએ કરી તેમના ગુણનાં ગીત ગાઇએ છીએ; અને તે પ્રવીણની ચાલવાની ઉત્તમ છટાને હંસો ચકિત બની બની સ્થિર થઇને જુએ છે-એવાં પ્રવીણ છે.

**પાંચમો અર્થ મેરુ પર્વત પક્ષે**-સાગર કહે છે કે, મેરુ પર્વત કે જેના ઉપર ચઢવાનો રસ્તો અગમ્ય અને અતિ વિસ્તારવાળો છે, તેને અજાણ્યા લોકો પામતા નથી; જેના ઉપર યોગીઓ તપવડે વેદના ગુહ્ય મંત્રનો જાપ જપી જપીને-ધ્યાનથી મનન કરી કરીને, નિજ સ્વરૂપને શોધે છે, તે મેરુ પર્વત તપનીય એટલે સોનાનો છે તથા તેની છબિ મહા તેજસ્વી છે; વળી જેના ઉપર ઘણાંક વન અને ઉપવનો આવેલાં છે, તે મેરુ ઉપરથી પાણીનાં રજકણ સ્રવી સ્રવીને ભેગું મળી નદીઓરૂપે વહે છે; ત્યાં શંકરના ગણો અને અપ્સરાઓ

ઉદાસીને હરે છે; તેની સાથે નેત્રની દૃષ્ટિ જોડવાથી અમિલ–મારા જેવા વિયોગી અર્થાત્ દીન–તાબેદાર બની જાય છે; તે અતિશય અમૂલ્ય છે, તેની તુલના કોઈ સાથે કરી શકાય નહિ; તે અનેક રીતના–ઘણાક અર્થોને ઉપજાવે છે; દૂષણ રહિત છે ને સર્વ અંગે અલંકારો સજે છે; વળી જેમણે સુંદર શોભા ધરી છે એવી સખિયો જેની પાસે તેવી જ શોભે છે; જે નિર્મળ છે અને જેમાં કાંઈ મણા નથી એવા રૂપની રેખા જેવી શોભે છે. એવી તે શું શારદાની કળા અર્થાત કાવ્ય છે? કિંવા પારસમણિ છે? અથવા તો અમારી પ્રિયતમા–કળાપ્રવીણ છે? (૯)

## पंचार्थ श्लेष–कावित्त.

अगम अपार पंथ, निगम न पावतहे,
सोधत सरूप मंत्र, मुनि ध्यान धरि धरि;
तपनीय तेज छबि, बिपन बिराजतहे,
सरता मिलाप होत, अंबकन झरि झरि;
गुनी गीत गावतहे, अच्छर अनेक भेद,
सरन सुभाव देखीयत, हंस थरि थरि;
समर प्रहार कारी, कहत सोहतहे,
प्रान चल्यो प्रेम, के प्रवीन–हेमगिरि परि. ॥ १० ॥

**પ્રથમ અર્થ શંકર પક્ષે**–સાગર કહે છે કે–શંકર કેવા છે કે, જેનો માર્ગ અગમ્ય એટલે ગમ ન પડે એવો અપાર છે, અને વેદ પણ તેના પારને પામી શકતા નથી; જેમના સ્વરૂપનું મહાન્ ઋષિ–મુનિયો મંત્ર જપી જપીને–ધ્યાન ધરી ધરીને, સંશોધન કરે છે; જેની કાન્તિ તપસ્વીના જેવી અને તેજસ્વી છે અને જે વનમાં બિરાજે છે; જેના ઉપર સ્વર્ગમાંથી પાણીના ઝીણા રજકણો ઝરીઝરીને નદીઓમાં પવિત્ર એવાં ગંગાજીનો મેળાપ થાય છે; વળી અક્ષર એટલે મુક્ત પુરુષો અનેક ભેદથી જેના ગુણોનાં ગીત ગાય છે; જેઓ શરણાગત એટલે ભક્તજનો ઉપર સારા ભાવથી જોનારા છે; પરમહંસો જેમને સ્થિર થઈ અર્થાત સમાધિ કરીને નિરખે છે–એવા ભોળાશંકર કામદેવને બાળનારા છે.

**બીજો અર્થ શ્રીકૃષ્ણ પક્ષે**–સાગર કહે છે કે–કૃષ્ણ કેવા છે કે, જેનું સ્વરૂપ અગમ્ય એટલે જાણી શકાય નહિ એવું છે, પટ્ દર્શનાદિક ધર્મના અનેક પથ છે, તે પંથવાળા જેઓને ગમ નથી, તેઓ તેને પામી શકતા નથી; ઋષિવરો મંત્રની આરાધનાથી ધ્યાન ધરી ધરીને તેના સ્વરૂપને શોધે છે; જેની પ્રભુ-

તાનું તેજ તપવડે પામી શકાય—એવા છે; વૃંદાવનમાં બિરાજે છે અને—સુ—(રતા) એટલે તેમના વિષે સારી પેઠે આસક્ત થયેલી ગોપિકાઓને નેત્રોએ આંસુ ઝરી ઝરીને તેનો મેળાપ થયો—અર્થાત્ રાસલીલામાં ગોપિકાઓને ઘણી રોવરાવીને મેળાપ કર્યો; અક્ષર એટલે સ્વર તથા વ્યંજનાદિકના અનેક ભેદથી ગુણીજનો તેનું ગાન કરે છે, તેમ જ શરણાગત ગોપીઓની પ્રીતિ તેઓનાં આત્માને થરથરાવીને જુએ છે તથા લડાઇમાં પ્રહાર કરનારા એવા શ્યામ શરીરવાળા શ્રી કૃષ્ણ શોભે છે.

**ત્રીજો અર્થ પ્રાણ ઉપર ચડેલા પ્રેમ પક્ષે**—સાગર કહે છે કે, પ્રેમનો પંથ જાણી શકાય નહિ એવો અગમ્ય છે, તેને પામરજનો પામતા નથી; પ્રેમી મનુષ્યો તેના સ્વરૂપનું અંતરમાં ધ્યાન ધરી ધરીને ગુપ્ત વિચારથી ખોળ કરે છે તે પ્રેમની છબિ એટલે પ્રભાનું તેજ, જીવને તપનીય છે—તેને લીધે શરીર શોભે નહિ એવું તવાઇને કૃશ થઇ જાય છે; નેત્રોએથી આંસુઓનો પ્રવાહ, ઝરી ઝરીને કહેતાં વહી વહીને, સુરતા—મનોવૃત્તિ સાથે મેળાપ થાય છે; અક્ષરના વિવિધ ભેદવડે તે મિત્રના ગુણનાં ગીતો ગાય છે; વળી તે પ્રેમનો ભાવ, સર કહેતાં બાણના જેવો તીક્ષ્ણ જોઇને (હંસ) જીવ થરથરે—ધ્રુજે છે; **એવો પ્રાણ ઉપર ચડેલો પ્રેમ છે.**

**ચોથો અર્થ પ્રવીણ પક્ષે**—સાગર કહે છે કે, તેને (પ્રવીણને) મળવાનો માર્ગ જાણી શકાય નહિ એવો અગમ્ય અને અપાર છે—તે માર્ગને પ્રેમવિહીનજનો પામતા નથી; વળી અંતરમાં તે મિત્રનું ધ્યાન ધરી ધરીને પ્રિયકરના સ્વરૂપને શોધીએ છીએ; તેના વપુ અર્થાત્ અંગની કાન્તિનું તેજ સોના જેવું શોભે છે; મારાં આ ચક્ષુઓથી આંસુ ઝરી ઝરીને મારી સુરતાથી તેમનો મેળાપ થાય છે; અછર—છળવિના નિષ્કપટપણે અને ખુલ્લા હૃદયવડે ઘણા ઘણા પ્રકારની યુક્તિઓએ કરી તેમના ગુણનાં ગીત ગાઇએ છીએ; અને તે પ્રવીણની ચાલવાની ઉત્તમ છટાને હંસો ચકિત બની બની સ્થિર થઇને જુએ છે—એવાં પ્રવીણ છે.

**પાંચમો અર્થ મેરુ પર્વત પક્ષે**—સાગર કહે છે કે, મેરુ પર્વત કે જેના ઉપર ચઢવાનો રસ્તો અગમ્ય અને અતિ વિસ્તારવાળો છે, તેને અજાણ્યા લોકો પામતા નથી; જેના ઉપર યોગીઓ તપવડે વેદના ગુહ્ય મંત્રનો જાપ જપી જપીને—ધ્યાનથી મનન કરી કરીને, નિજ સ્વરૂપને શોધે છે, તે મેરુ પર્વત તપનીય એટલે સોનાનો છે તથા તેની છબિ મહા તેજસ્વી છે; વળી જેના ઉપર ઘણાંક વન અને ઉપવનો આવેલાં છે, તે મેરુ ઉપરથી પાણીનાં રજકણ સ્રવી સ્રવીને ભેગું મળી નદીઓરૂપે વહે છે; ત્યાં શંકરના ગણો અને અપ્સરાઓ

નાના પ્રકારના ભેદવડે ગીત ગાય છે. અને તે પર્વતના રહેવાસીઓ સ્થિર થઈ થઈને હંસ એટલે સૂર્યની ગતિનો ભાવ જુએ છે. એ તે શંકર છે ? શ્રીકૃષ્ણ છે ? પ્રેમ છે ? કળાપ્રવીણ છે ? કે મેરુની તુંગ–ટુક–અર્થાત્ શિખર છે ? (૧૦)

## श्लेषालंकार.

**दुहा**–समज सराहिया[1] जब दियो, अंतरको पट खोल;
अहो प्रविन तब तोल कर, कह सीसनको मोल. ॥ ११ ॥

**પ્રથમ અર્થ અત્તરિયા પક્ષે**–સાગર કહે છે કે; અહો શાણા સરૈયા ! તું સમજ કે, જ્યારે તેં અત્તરની શીશીનો પડદો (ઢાંકણુ–દાટો) ખુલ્લો કરી–ઉઘાડી નાંખ્યો, ત્યારે હવે તેનો તોલ કર–જોખીને આપ અથવા તો તે આખી શીશીનું શું મૂલ છે તે કહે, અર્થાત્ ઉદ્દર ઠરાવ.

**બીજો અર્થ પ્રવીણ પક્ષે**–સાગર કહે છે કે, અહો મિત્ર પ્રવીણ ! તમે સમજો કે, જ્યારે તમે હ્રદયની અંદર પ્રેમનું બાણુ મારી અંતરનો પડદો ખુલ્લો કર્યો, ત્યારે હવે તે વાતનો તોલ કરો કે, મિત્રના મેળાપના મુકાબલામાં શીશ–માથાની કિંમત શી છે ? અર્થાત્ કાંઇ જ નથી ! (૧૧)

**सोरठा**–एसे भेद अनंत, श्लेष उकति दंपति कहे;
पूरन प्रेम बढंत, भइ सु दशा अब बरनिये. ॥ १२ ॥

**ટીકા**–એવા અનેક ભેદો શ્લેષ વાણીથી તે દંપતીએ કહ્યા; તેથી સંપૂર્ણ પ્રેમ વધી જતાં જે દશા થઈ, તેને હવે વર્ણવીએ છીએ. (૧૨)

सागर द्योस कितेक, बिछुहों भये बिरहा बढे;
लाय एक उर टेक, प्रेम ग्यान पहिचान किय. ॥ १३ ॥

**ટીકા**–સાગરને કેટલાક દિવસોનો વિયોગ થવાથી વિરહ વધી ગયો અને તેથી ઉરમાં એક ટેક ધારીને પ્રેમ જ્ઞાનની ઓળખ કરી. (૧૩)

## सागर पूर्ण प्रेमदशा वर्नन–छंद मुक्तदाम.

भयो परिपूरन प्रेम प्रकास, लयो उर अंतर भाव उदास;
जग्यो मन मध्य अखंडित बोध, लग्यो परिब्रह्म कला मन सोध.

[1] સરહિયા=સરૈયા એ ગુજરાતી શબ્દ છે. ભાષામાં અત્તર વેચનારને ગંધી અથવા અત્તાર કહે છે.

सबे जगकी थितकों अनुमान, प्रमानत ज्यों प्रतिबिंब विधान;
नही थिर जानलियो परिनाम, चहे मन सोध अखंडित धाम.
कहे यह प्रानहुसें उपदेश, करे दुख द्वंद्व कहा परवेश;
दिनांभर काटत आयुष काल, म छूटत काहे महातम जाल.
रह्यो बहुकाल रम्यो रजधान, अबेकर हिंमतको अवसान;
तजो सब मोह म्रषा मद तोर, महा सुखको मिलहे तब ठोर.
किते दिनलों वह बात विचार, कियो मन मध्य सतो निरधार. ॥ १४ ॥

**ટીકા**–પરિપૂર્ણ પ્રેમનો પ્રકાશ થયો, તેથી અંતરમાં ઉદાસીનતાનો ભાવ લીધો–વધ્યો, અને મન પરિગ્રહની કળા શોધવા લાગ્યું તથા મનમાં અખંડિત જ્ઞાનનો ઉદય થયો; સર્વે જગતની સ્થિતિનું અનુમાન કરીને તેને પ્રતિબિંબ એટલે પ્રતિમા અથવા પડછાયાની પેઠે મિથ્યા માનવા લાગ્યા; પરિણામે આ જગત્ અને તેની અંદરની સર્વે વસ્તુઓ કાયમ નથી, એમ જાણી લીધું; પછી મનમાં અખંડિત ધામ શોધવાને ઇચ્છે છે, અને આ પ્રમાણે પોતાના આત્માને ઉપદેશ કહે છે. "અરે ઓ જીવ ! તું શા માટે આ સુખ દુઃખના દ્વંદ્વ યુદ્ધમાં પ્રવેશ કરે છે? અહોનિશ કાળ તો આયુષ્યને કાપ્યા કરે છે, તોપણ તું આ મહાતમ (મોટા અજ્ઞાન)ની જાળમાંથી કેમ છૂટતો નથી? તું બહુ કાળ પર્યંત સંસારમાં રહ્યો ને રાજ્ધાનીમાં આનંદથી રમ્યો, પરંતુ હવે આ હિંમત કરવાનો અવસાન છેલ્લો વખત છે, માટે મનમાં હિંમત ધર; અને મોહ, અસત્ય તથા મદનો સર્વે તોર તજી દે: એવી સ્થિતિને ધારણ કરીશ ત્યારે તને મહાસુખનું સ્થાન મળશે." એ પ્રમાણે કેટલાક દિવસ સૂધી આ વાત વિચારીને સાગરે પોતાના મનમાં સંસાર ત્યાગ કરવાનો અભિપ્રાય નિશ્ચય કર્યો. (૧૪)

**सोरठा**–तज्यो चहे सुख साज, सागर मन सोधत रहे;
बूझे प्रति महाराज, मित परखित बदलित दशा. ॥ १५ ॥

**ટીકા**–હવે સુખની સામગ્રી તજી દેવાની ઇચ્છાથી સાગર પોતાના મનમાં સમય શોધ્યા કરે છે, એટલામાં તેમની બદલાઈ ગયેલી દશા પરખીને મિત્રો, મહારાજ પ્રત્યે આ પ્રમાણે પૂછવા લાગ્યા. (૧૫)

एसी कबे न होय, कोन दशा लीनी तुमें?
आप बतावे सोय, महाराज कीजे कृपा. ॥ १६ ॥

ટીકા—આ પ્રમાણે ક્યારે પણ બન્યું નથી—એવી કઈ દશાને તમે લીધી છે, તે કૃપા કરીને, હે મહારાજ! અમને આપ કહો. (૧૬)

**ચોપાઇ.**

महाराज प्रेम मन जग्गे, बानी बदन मिंत प्रति लग्गे;
गोप कीन निज दशा कहावे, अहो मिंत एसी चित आवे.
निज प्रतिष्ट शिव थानक जैहे, परसत परम उदास मिटैहे;
बहु दिन भये दरस नहि पाया, यह तुम भाव उदास लखाया.
सबहि कह्या महाराज सिधावे, हुकम वेगवाहनी कहावे;
सागर तब आज्ञाधर आखी, आयसधर प्रतना प्रति भाखी.
महाराज आखेटक धारी, कियो हुकम छोटी असवारी. ॥ १७ ॥

ટીકા—મિત્રોનું આવું કહેવું સાંભળીને, મહારાજાના મનમાં પ્રેમ ઉત્પન્ન થયો, એટલે ત્યાં મિત્રો પ્રત્યે વાત કહેવા લાગ્યા; તોયે પોતાની બદલાયલી દશાને ગુપ્ત રાખી કહે છે કે,—"હે મિત્રવરો! મારા મનમાં આવે છે કે, આપણે પ્રતિષ્ઠા કરી સ્થાપિત કરેલા શિવમંદિરે જઇએ અને જાણે ત્યાં શ્રી માહેશ્વરનો સ્પર્શ કરવાથી ઉપજેલી ઉદાસી મટશે! બહુ દિવસ થયાં દર્શન પામ્યા નથી અને તેથી જ તમને આ ઉદાસીભાવ દેખાયો." પછી સર્વે મિત્રોએ કહ્યું કે, "મહારાજ! જો એવી જ આપની ઇચ્છા હોય તો ભલે, શિવસ્થાનકે જઇએ અને સેનાને સજ્જ થવાને જલદીથી આજ્ઞા આપીએ." એવી મિત્રમુખથી વાણી સાંભળીને મહારાજાએ (આજ્ઞાધરને) ચોબદારને કહ્યું, ને તેણે સેના પ્રત્યે વરદી કહી, કે મહારાજે શિકારે જવાને ધાર્યું છે, વાસ્તે નાની સવારી ચડવાનો હુકમ કર્યો છે. (૧૭)

**दोहा**—आयसधर आखिय चमुं, सासनवत माहाराज;
पय सवीर फंदन सिबिक, लगे वाज गज साज. ॥ १८ ॥

ટીકા—મહારાજાની આજ્ઞા પ્રમાણે ચોબદારે સર્વે ફોજને કહ્યું, તેથી પાયદલ, ડેરા, તંબૂ, રથ, પાલખી, ઘોડા અને હાથી ઇત્યાદિને સૌ સજવા-તૈયાર કરવા લાગ્યા. (૧૮)

**छप्पय**—आखेटक महाराज, चमू चहुन फरमाये;
आयस मनि उमराओं, राजद्वाराहि चडि आये;
रससागर गज चढिय, सबे जन सलाम निज लिय;
बजि निशान गुनि बिरद, पढत पुर बाहिर निकासिय;

केते अमात उमराओ सुत, हय गय फंदन पय चलिय;
सामान संग आखेट सह, पशु पंछी बेधक सु लिय. ।।१९।।

અર્થ–શિકારે જવાને મહારાજાએ ફોજને ચડવાને ફરમાવ્યું. તે આજ્ઞા માનીને ઉમરાવો રાજદ્વારે ચઢી આવ્યા. રસસાગરે હાથીએ ચડીને સર્વે લોકોની પોતે સલામ લીધી. પછી નગારાંના ગરગડાટ અને બંદીજનોના વખાણની સાથે પુર બહાર નિકળ્યા, કે કેટલાક કારભારી અને અમીર ઉમરાવોના પુત્રો સહિત રથ, ઘોડા, હાથી અને પાયદળ ચાલવા લાગ્યું. એટલું જ નહીં, પણ શિકારના ઉપયોગમાં આવે એવા સરસામાન સમેત શિકારી પશુ, પંખી તથા પારધિઓને પણ સાથે લીધા. (૧૯)

दोहा–सागर जुत सामान यह, निकसे नगर बहीर:
जोजन चलि निज निज मिसल, किय सबीर सर तीर. ।। २० ।।

અર્થ–સામગ્રી સાથે મહારાજા રસસાગર સૈન્ય સહિત નગર બહાર નિકળ્યા પછી એક યોજન ચાલીને પોતે પોતાની મિસલ પ્રમાણે તળાવને કિનારે ડેરા તંબૂ નખાવી મેલાણ કર્યું. (૨૦)

## छंद कुरंग.[1]

आपके समान ऊमरावके कुमार, सो सवेय साथ लीन सागरं सिकार;
ताल तीरसें सबीर प्रात कूच कीन, नेनरंग मैनदाह थान पंथ लीन.
पांचसें सिलैत हे ढलैत सो पचास, साधितं सिकारकों उजार आसपास;
रेनमें अरन्यमें करंतहे मुकाम, होतहे अनेक राग रंग धूमधाम.
सेन पंच सातही सहस्रहे समग्र, नेनरंग नीठ लेत पीठ नेहनग्र;
द्योस द्वादशं दशं सपंत ईस थान, बाहिरं मुकाम आप ऊतरे उदान. ।।२१।।

અર્થ–પોતાની સમાન વયના અને સરખા જે અમીર ઉમરાવોના કુમારો હતા તે સર્વેને શિકારે જતાં સાથે લઇને તળાવને કાંઠે નાંખેલા તંબુમાંથી પ્રાતઃકાળે પ્રયાણ કરીને નેનતરંગ નામના શંકરના સ્થાનનો રસ્તો લીધો. સૈન્યમાં પાંચસે ભાલાવાળા અને સો પચાશેક ઢાલવાળા છે, તે સાથે આસપાસના અરણ્યમાં શિકાર રમતા આવે છે. વળી જ્યાં રાત્રી પડે છે, એટલે જંગલમાંને જંગલમાં

[1] આ વર્ણમેળ વૃત્ત છે અને તેમાં ગુરુલઘુના ક્રમથી ૧૪ અક્ષર છે. તેના ગણ रज रज गल (ડાડ ।ડા ડાડ ।ડા ડા.) એ પ્રમાણે સમજવા

જ પડાવ કરે છે; તે સમયે નાના પ્રકારના અનેક રાગ રંગથી ધામધૂમ થાય છે. એકંદર તેમની જોડે પાંચ સાત હજાર સૈન્ય છે. તે સર્વે નેહનગરને નજીક લેતું આવે છે તથા નેહનગરને પાછળી મૂકતું આવે છે. એ પ્રમાણે, દશબાર દિવસે શિવમંદિરે આવી પહોચ્યા, એટલે ત્યાં ફોજનો મુકામ બહાર કરાવી પોતે મહારાજા બગીચામાં જઈ ઉતર્યા. (૨૧)

**सोरठा**—उपबन गिरद मुकाम, हय गय पय प्रतना परिय;
सागर कृत शिव धाम, ईश बंदि अवमोच किय. ॥२२॥

**અર્થ**—બગીચાને ઘેરીને ચોમેર ઘોડા, હાથી, પાયદળ, આદિ ફોજ મુકામ કરીને પડી અને મહારાજા સાગરે પણ પોતાના બનાવેલાં ધામમાં જઈ ઈશ્વરને વંદન કરીને ઉતારો કર્યો. (૨૨)

**गाथा**—श्लेषालंकृत भेदं, सागर शिवह थान आवन विधि;
षट षष्ठी अभिधानं, पूर्न प्रबिन सागरो लहरं. ॥ २३ ॥

**અર્થ**—શ્લેષાલંકારના ભેદો અને સાગરની શિવ સ્થાનકે આવ્યા તે વિષેની પ્રવીણસાગર ગ્રંથની આ છાસઠમી લહેર સંપૂર્ણ થઈ. (૨૩)

इति श्री प्रवीणसागर श्लेषभेद काव्य चर्चा कथन नामनी छासठमी
लहेरनी "रसपूर्ण" टीकानो षट् षष्ठितम स्तरंगः

# લહેર ૬૭ મી.

## સાતે મિત્રોની પ્રેમ ચર્ચા.

## साते मित्रोनी प्रेम चर्चा.

**दोहा**—बाग महल महराज जू, राजत रैन समाज;
राग रंग खूबी खुशी, होत सबै सुख साज. ॥ १ ॥

રાત્રીએ બાગની અંદરના મહેલમાં સમાજ સાથે મહારાજજી બિરાજ્યા ને ત્યાં રાગરંગની ખુબીથી મોજ મઝા સાથે સઘળા પ્રકારની સુખરૂપ સામગ્રીઓ થાય છે. (૧)

मित्र बीती निसा अहर, दूजी निसा दरसान;
सोधि एकांत सात मित, करन लगे निज बात. ॥ २ ॥

એમ કરતાં એક રાત અને એક દિવસ ગુજર્યાં તથા બીજી રાત્રિ દેખાતાં એકાંત સ્થળ શોધીને સાતે મિત્રો પોતાની વાતો કરવા લાગ્યા. (૨)

**चोपाई** – कहत मित्र चतुर निज बानी, गानकला गावत गुन ज्ञानी;
एते मध्य मेघ चढि आयो, गहरे घोष गगन गरजायो.
दामनि दमकि बुंद झर मंडिय, गिरवर शिखर नहर झर छंडिय;
दादुर मोर सोर उच्चारिय, जामनि बहुत जाम जुग कारिय.
सुरापान पीवन सब लागे, महाराज प्रेम मन जागे;
मित्र प्रकाश करन मन ठानी, बोलन लगे प्रानप्रति बानी. ॥ ३ ॥

પોત પોતાની સુંદર વાણીવડે પરસ્પર ચર્ચા ચાલતાં, ગાયનની કળાને જાણનારા ગુણીજનો ગાય છે, એટલામાં મેઘ ચઢી આવ્યો, ને તેણે ભારે ગર્જનાના ઘોષથી ગગનને ગજાવી મૂક્યું; વળી વીજળી ચમકવા લાગી, તેમ જ પાણીના બુંદોની ઝડી મંડાણી; પહાડોના શિખરો ઉપરથી નેહેરોમાંથી, નિંઝરણાં છૂટયાં; દેડકાં અને મોર સોર બકોર કરવા લાગ્યાં; એ વખતે બે પહોર રાત્રી જવાથી સાતે મિત્રો એકઠા મળીને મદિરાપાન કરવા લાગ્યા. ત્યાં મહારાજના મનમાં પ્રેમ ઉદય થયો, તે મિત્રોની પાસે પ્રકાશ કરવાનું ધારીને પોતાના પ્રાણ પ્રત્યે આ પ્રમાણે વાણી બોલવા લાગ્યા. (૩)

## सागरोक्त मनदृढावअन्योक्ति अलंकाल.

**सवैया**–मानि नहीं बरजी सु तबे, यह लच्छ सबे अत्र जान परेगो,
एकहि टेक गही सु गही, अबके ज्यु रही तो अचूक गिरेगो;
भैरव ध्यान विधान यहे, दुहु ओर सियार दरार करेगो,
अग्र चढ्यो सब नग्र निहारत, क्यौं बदनाम भयो उतरेगो? ॥ ४ ॥

ભૈરવજપ[1] ખાવાને પર્વતના શિખ્ખર ઉપર ચડેલા કોઈ એક પુરુષને ઉદ્દેશીને કહે છે કે; જે સમયે તને લોકોએ શિખ્ખરે ચઢતાં વાર્યો, ત્યારે તો

૧ ગિરનાર પર્વતના એક ઉંચા શિખર ઉપર એક મોટી શિલા આવેલી છે, તેની નીચે સેંકડો ફૂટ ઉંડી ખીણ–ખો છે. અસલના વખતમાં સંસારના સંકટોથી કંટાળેલા લોકો

તેમની વાત તેં માની નહીં, પણ હવે લહા દેવાથી બધું જાણવામાં આવશે. પણ તેં જે એક ટેક પકડી તે પકડી, પણ હજી એ જો તે ટેક રહી હોય તો જરૂર તે ભૈરવજપ ખાવાના પર્વતપરથી પડીશ–ભૈરવજપના ધ્યાનની એ જ રીત છે; અથવા ધારેલા ધ્યાનની ભયંકર રીત છે, કેમકે પડ્યા પછી બન્ને બાજુ-એથી શિયાળવાં આવીને તારા શરીરને ફાડશે; પરંતુ તું છેક ઉચે અર્થાત્ ટોચે ચઢ્યો છે, તેથી આખું શહેર તને દેખે છે, ત્યારે હવે બદનામ થઈને તું શી રીતે પાછો ઉતરીશ? સારાંશ કે સાગર પોતાના પ્રાણને બોધ દે છે કે, સંસારત્યાગ કરવારૂપી ભૈરવજપ ખાવાને તૈયાર થયો અને તે વાત જગજાહેર થઈ ચૂકી છે, તો હવે શી રીતે પાછો ફરી શકીશ? (૪)

## अनुमानालंकार.

**सवैया**—बेधकसे निरदे हिरदे, कहू फेर सभारत ना सर दे,
आजहुतें अनुमान कहे, इन प्यालों पिया सो हमें भरदे;
प्रेमके सिंधु बुडावे प्रवीन, छुडावें कहा करमें कर दे,
खेलको जात अबेको समो, अजहु कह मित रमो परदे? ॥ ५ ॥

સાગર પ્રવીણનું મનમાં ધ્યાન લાવીને કહે છે કે, "પારધી જેવા નિર્દય હૃદયવાળા પણ બાણ મારીને શું ફરીથી તેની સંભાળ લેતા નથી? તાત્પર્ય કે લે છે. તેમ છતાં આજ સૂધી (હે પ્રવીણ!) તમો અમારા માટે હજુએ શું અનુમાન કર્યા કરો છો? તમે જે પ્યાલો પાધો છે, તે અમને પણ ભરી આપો! અર્થાત્ કે તમારા મનમાં જે વિચાર હોય તે અમને પણ જણાવી દ્યો અને હે મિત્ર! આ પ્રેમના સાગરમાં અમને ડૂબાવશો, અથવા તો હાથમાં હાથ દઈને તારશો તે કહો. હાલનો સમો બહાર ખુલ્લા મેદાનમાં ખેલવાનો જાય છે, તોપણ હજુ સૂધી તમે પડદામાં શું રમો છો?" (૫)

**दोहा**—मोर सोर घन घोर सुनि, ददर झिल्लि झिंगोर;
मित सुनाय चितकी उकति, बोलन लगे बहोर. ॥ ६ ॥

ત્યાંથી પડતું મૂકીને મરણ પામતા. જેમ પતિ પાછળ સ્ત્રી જીવતે બળી મરીને સતી થતી તથા કાશીમાં જઈને લોકો કરવત લેતા ઇત્યાદિ. એ રિવાજ અંગ્રેજ સરકારના આવ્યા પછી બંધ થયા છે, તેમ આ "ભૈરવજપ ખાવાનું પણ બંધ થયું છે. ભૈરવજપ લેવા જનારની સાથે બીજા લોકો ઢોલ નગારાથી તેને શૂર–ઝનૂન ચડાવવાને જતા. એવી રીતે ભૈરવજપ લેવાને ડુંગરપર ચડેલો માણસ વિચાર બદલવાથી પણ પાછો વળી શકતો નહિ, અને વળે તો તેની બેઆબરુ થતી: અર્થાત્ તે ભયંકર સ્થાન જોવા પછી, કદાચ્ય મન પાછું હઠે તોપણ તેણે એમ કમોતે મરવું જ જોઇએ, એ વાતનું આ સવૈયામાં દૃષ્ટાંત છે.

चढी आइ कारी घटा, घोर मोर सुर कीन;
चहु दिश बोले चातुकी, चाहत चित्त प्रबीन. ॥ ७ ॥

મોરોની વાણી, વર્ષાદની ગર્જના, દેડકાં તથા તમરાંના બોલવાનો સોર સાંભળીને ચિત્તની વાર્તા મિત્રોને સંભળાવવા મહારાજા રસસાગર બોલવા લાગ્યા. (૬) સાગર કહે છે કે–"આ મેઘની શ્યામ ઘટાઓ ચઢી આવી છે, મોરો ભયંકર સ્વરથી ટૌકા કરે છે અને ચોતરફ ચાતુક–બપૈયાની માદા–બોલી રહી છે, તેથી આ મારું ચિત્ત પ્રવીણને (મળવા) ચાહે છે." (૭)

## यथा संख्या तथा विकल्पालंकार.

**सवैया**–नीरज धीरज तुं धररे, इत आवरे कोक पयान करेंगे,
चातुक मोर चकोर सबे मिलि, जाय मुरारिके पाय परेंगे;
प्यारे प्रबीन दिनेश घटा, शशि रीझहितो दृग तें न टरेंगे,
अंक इतेपर जो उलटे तो, सबें मिलि एकहि बेर मरेंगे. ॥ ८ ॥

સાગર કહે છે કે–"હે સૂર્યના વિયોગી કમળ! તું ધીરજ ધર તથા હે ચક્વા! તુ અહી આવ; એટલે આપણે પ્રયાણ કરશું. વર્ષાદનો વિયોગી ચાતુક, બપૈયો અને મોર, તેમ જ ચંદ્રનો વિયોગી ચકોર, એ સર્વ એકઠાં મળીને આપણે જઇને મુરારી, જે વિષ્ણુ ભગવાન્ તેમને પગે પડશું; તેથી જો તે પ્રભુ રીઝશે, તો મારી દૃષ્ટિયેથી મારી પ્યારી પ્રવીણ, કમળ અને ચક્વાની દૃષ્ટિએથી સૂર્ય, ચાતુક તથા મોરની નજરેથી વર્ષાદની ઘટા, અને ચકોરની નજરેથી ચંદ્ર ટળશે જ નહી. તેમ છતાં જો નશીબના આંક ઉલટા પડશે તો આપણે સર્વ મળીને એકી વખતે જ મરશું?" (૮)

**सोरठा**–मन सिच्छा महाराज, कही सुनाई मित प्रति;
मतो प्रकासन काज, प्रगट प्रेम पूरन दशा. ॥ ९ ॥
सुनी मित यह बान, कहन लगे महाराज प्रति;
आज दरसियत आन, दशा न निज जानी परे. ॥ १० ॥

પ્રગટ થયેલી પ્રેમની પૂર્ણ દશાનો અભિપ્રાય પ્રકાશ કરવાને, મહારાજે પોતાના મનને કહેલો ઉપદેશ મિત્રોને કહી સંભળાવ્યો. (૯) (અને) મહારાજની એવી વાણી સાંભળીને મિત્રો, તેમના પ્રત્યે કહેવા લાગ્યા, આપ આપની દશા–

હાલત જૂદા જ પ્રકારની, એટલે કંઇક વિચિત્ર પ્રકારની દેખાય છે, તે અમે જાણી શકતા નથી." (૧૦)

दोहा–पुनि बूझत महाराज प्रति, मिंत उभे कर जोर;
सागर चित्त चाहत तुमे, कहो कहंत निहोर. ॥ ११ ॥

વળી પાછા બન્ને હાથ જોડીને મિત્રો, મહારાજ પ્રત્યે પૂછવા લાગ્યા કે; "હે સાગર ! તમો જે કરવાને ચિત્તમાં ચહાતા હો તે, અમે આપને પ્રીતિયુક્ત અર્જ ગુજારીએ છીએ. માટે મહેરબાની કરીને અમને કહો." (૧૧)

## छंद दोधक.

बूझत फेरहि मिंत निहोरे, सागर चाहे जवनिक छोरे;
आप बहोरि कहन्न सु लग्गे, प्रेम प्रकास हमे उर जग्गे.
अंतर मितहुसे कह रख्खे, एह उरं धरके यह भख्खे;
राजहि साज चहे हम तज्जे, कौ तुम सोउ मतो न ब्रज्जे.
जो ब्रजनो तुम चिंत धरेगे, माननहार मने न मरेगे;
मिंत लही बरजीहु न माने, ओर सयान चले मृत ठाने.
क्यौं बरजे मरनों न उपावे, हिमत श्री महाराज द्रढावे;
सातहु संग चले यह ठानी, सागर प्रत्य बदे पुनि बानी. ॥ १२ ॥

વળી ફરી ફરીને પાછું મિત્રો પૂછવા લાગ્યા, ત્યારે સાગરે મનથી ચ્હાયું કે, હવે પડદો ખોલી દઇએ. ત્યારે તે મિત્રોને કહેવા લાગ્યા કે; "મારા અંતરમાં પ્રેમનો પ્રકાશ જાગ્રત થયો છે અને તમ જેવા સુજ્ઞ મિત્રોથી અંતર શું રાખવું? એવું ઉરમાં ધારીને આ વાત તમને હું કહુંછું, કે હવે રાજ અને તેનો સાજ તજવાને હું ઇચ્છું છું! માટે તમો કોઈ એ મત પ્રમાણે ચાલવાની મને મના કરશો નહીં. તેમ છતાં તમો કદી વારવાને ચિત્તમાં ધારશો–તોપણ માનનારા તે માનશે નહીં, પણ મરશે જ!" એવું મિત્રોએ જ્યારે જાણ્યું, ત્યારે ધાર્યું કે, હવે તે અટકાવ્યા અટકશે નહિ, ને જ્યાં મરવાનું આદર્યું છે ત્યાં આપણું શું શાણપણ ચાલશે? હવે શું કરવું કે તે મરણ પામે નહીં! હવે તો માત્ર મહારાજાને હિંમત દ્રઢાવી સાતે જણાએ સાથે ચાલવું, એમ ધારીને પછી સાગર પ્રત્યે તે મિત્રો વાણી કહેવા લાગ્યા. (૧૨)

छप्पय–मली कही महाराज, आप एही बिध ठाने;
महे प्रेम उपदेश, मूक जन केसें जाने;

सकल म्रषा संसार, तृषा मृगजलकों धावे;
ठोर ठोर भटकंत, कहुं विश्राम न पावे;
सागर संन्यस्त लीजें दशा,हमें संग शिष धारियें;
परिब्रह्म बोध सोधन प्रकृति,प्रेम नेम प्रति पारियें. ॥ १३ ॥

"હે મહારાજ! આપે ભલી-ઠીક વાત કહી અને આપણે એમ જ કરીએ. આ પ્રેમના ઉપદેશને મૂક-મૂંગા તથા કાને બહેરા-જે સાંભળી શકતા નથી, તે જનો શું જાણે કે આ સકળ સંસાર મિથ્યા છે? જેમ જાણે પાણીનો તૃષાતુર માણસ, ઝાંઝવાના મિથ્યા જળ વાસ્તે દોડે તથા જગે જગે ભટકે, અર્થાત્ ગોથાં મારે, પણ ક્યાંય વિશ્રાંતિ મેળવે નહીં. માટે હે સાગર! તમે સુખેથી-સંન્યાસ દશાને ગ્રહણ કરો તથા અમને શિષ્ય બનાવીને સાથે લ્યો, એટલે પરબ્રહ્મના જ્ઞાનને શોધવાની પ્રકૃતિવાળા બનીને અમે પ્રેમના નિયમનું પ્રતિપાલન કરીએ." (૧૩)

**सोरठा**–सागर कही सु तास, शिष्य भयो चाहत तुमे;
जो जिहि प्रेम प्रकास, लह्यो सु कहो सुनाय हम. ॥ १४ ॥
सदा सु सागर पास, रहत प्रेम जाने प्रकृति;
आप उकति वर आस, जन जन प्रति गाहा कहे. ॥ १५ ॥

ત્યારે સાગરે તેમને કહ્યું કે-"તમે શિષ્ય થવાને ચહાવ છો, તો જેણે જેવો પ્રેમનો પ્રકાશ પ્રાપ્ત કર્યો હોય, તે મને કહી સંભળાવો." (૧૪) તેઓ (મિત્રો) સદાય સાગર પાસે રહેવાવાળા હોવાથી, પ્રેમની પ્રકૃતિને જાણે છે, જેથી પોતાના મુખની સુંદર ઉક્તિથી તે દરેક જણે એકેકી ગાહા કહી. (૧૫)

## मित्रोक्त प्रेमसरूपवर्नन, समरूपक अलंकार.

**गाहा**–तन ओषधी समीहं, मन अभिलाष अंकुरित शाखा;
सुख फल फूल झुकंते, स्रवित सुधा प्रेम शशि धारा. ॥ १६ ॥
सुख दुख सम्रृति समूहं, प्राणशिष्ट क्लिष्ट परिणामी;
उर विकल्प अनंतं, ज्वालावत प्रज्वलित प्रेमं ॥ १७ ॥
उद्भिजह उत्पण्णे, जरसे दाण इंड चत्र खाणं;
प्राणा चख आकारं, तद सवेण तारिका प्रेमं. ॥ १८ ॥
जंजं गमण करंतं, नौका वा बिमाण आरोहे;
तंतं ऊरध अद्धे, वत नभ भूमि प्रेम परब्रह्मं. ॥ १९ ॥

"શરીરરૂપી એક ઝાડ છે તથા મન અને અભિલાષારૂપ તેનાં અંકુર અને શાખાઓ છે; તેમાં સુખરૂપી ફળફૂલ ઝુકી રહ્યાં છે, તે ઉપર પ્રેમરૂપી ચંદ્રમા અમૃતની ધારા સિંચે છે. (૧૬)

"સુખ, દુઃખ અને સ્મૃતિના સમૂહથી પ્રાણ કંઈ અવશેષ અર્થાત્ બાકી નહીં એવા કલેશના પરિણામવાળા છે, અને ઉર-હૈયું અનંત સંકલ્પવિકલ્પો કરે છે; તેમાં અગ્નિની જ્વાળાની પેઠે પ્રેમ પ્રજ્વલિત રહીને પ્રકાશે છે." (૧૭) "ઉદ્‌ભિજ્જ એટલે વનસ્પતિની જાતમાં ઉપજેલા જીવો, જરાયુજ એટલે ઓરમાંથી પેદા થયેલા જીવો, સ્વેદજ એટલે પરસેવામાંથી ઉત્પન્ન થયેલા જીવો અને અંડજ એટલે ઈંડાંમાંથી ઉપજેલા જીવો, એમ ચાર પ્રકારની ખાણોના પ્રાણીઓ છે, તેઓને પ્રાણરૂપી ચક્ષુ છે તથા તે સર્વને પ્રેમરૂપી કીકી છે." (૧૮) "વહાણમાં કે વિમાનમાં બેસનારા જેમ જેમ ગમન કરે છે, તેમ તેમ ઉંચે ને નીચે-જેમ આકાશ અને ભૂમિ જ દેખાય છે, તેમ પ્રેમ ઉપર ચડનારને પ્રેમરૂપી પરિબ્રહ્મ સર્વત્ર દેખાય છે." (૧૯)

## पुनः अन्योक्ति दृष्टांतालंकार.

**गाथा**—थर चर अध ऊरद्धे, दिस विदिसेण अंतरं मध्यं;
वरणावरण प्रसंगे, उँक्कार अंकवत प्रेमं. ॥ २० ॥

## अन्योक्ति दृष्टांतालंकार.

भख्खण त्रसण विषयणं, निद्रा यस्य प्राणि यत्र एही;
तस्यात्मेण प्रवर्त्ते, वत चैतन्य प्रेम परिब्रह्मं. ॥ २१ ॥

"સ્થાવર-જંગમ તથા નીચે અને ઉંચે, દિશા-વિદિશાના અંતર અને મધ્યમાં, જેમ સ્વર તથા વ્યંજન વગેરે અક્ષરોના પ્રસંગમાં એક ૐકારના અંકનો જ પ્રસાર છે, તેમ તમામ પ્રાણી પદાર્થોમાં એક પ્રેમનો જ પ્રસાર છે." (૨૦) આહાર, ભય, મૈથુન અને નિદ્રા એ ચાર વિષયવાળા પ્રાણીઓ જેમ આત્માના ચૈતન્યથી પ્રવર્ત્તે છે, તેમ આ આખું જગત્, પ્રેમરૂપી પરિબ્રહ્મના ચૈતન્યથી જ પ્રવર્ત્તે છે." (૨૧)

**सोरठा**—सागर कह्यो सु मिंत, जो जिहि जानत प्रेम विधि;
आंपि कह्यो वृतंत, सोय सत्य धारो सकल. ॥ २२ ॥

એ પ્રમાણે મિત્રોના મુખથી પ્રેમનું વર્ણન સાંભળીને, સાગરે મિત્રો પ્રત્યે કહ્યું કે-"જે પ્રમાણે જેમણે પ્રેમની વિધિ જાણી છે, તે પ્રમાણે તમોએ જે વૃત્તાંત કહ્યું, તે સઘળાને હું સત્ય માનુંછું." (૨૨)

## सागरोक्त समरूपक अलंकार.

**गाथा**—निराकार निर्लेपं, जस्य स्तुति उचारितं वेदं;
जोत प्रकाश जपंतं, सत्ता प्रेम भासितं ब्रह्मं. ॥ २३ ॥

"જે નિરાકાર એટલે આકાર રહિત છે અને નિર્લેપ એટલે જે કોઈમાં લેપાતો નથી અને જેની સ્તુતિ વેદો ઉચ્ચારી રહ્યા છે, તથા જેની જ્યોતિના પ્રકાશને સર્વ જપે છે, એવા પ્રેમરૂપ બ્રહ્મ પોતાની સત્તાથી (સર્વત્ર) ભાસે છે." (૨૩)

### छंद प्रिया.[1]

एक एकं कही, चित्त वृत्ती लही;
प्रेम पाये द्रढे, जोति दूनी चढे.
मध्य रेनी गली, एह चरचा चली;
जोग ठानी सची, राज सज्या रची.
रेन सारी गही, आध जामं रही;
साज साजे गुनी, धार भैरो धुनी.
नाद लागे श्रुतं, सागरं जाग्रतं;
मोद लावे हिया, नित्य कीनी क्रिया;
आप बेठे जहां, मित आये तहां. ॥ २४ ॥

એમ એક એક જણે એકેકી ગાહા કહી, જેના ઉપરથી તેમના ચિત્તની વૃત્તિ સાગરે જાણી લીધી અને દ્રઢ પ્રેમને પામ્યા, તેથી જોતિ–તેજ બમણું વધી ગયું. એમ કરતાં મધ્ય રાત્રિ વીતી ગઈ, ત્યાં સૂધી એ જ ચર્ચા ચાલી. પછી જોગ–સંન્યાસ લેવાનો સાચો ઠરાવ કરી, રાજસજ્જા રચાવી, મહારાજે શયન કર્યું અને સારી રાત ચેનમાં ગુજારી. અર્ધ પહોર રાત્રી બાકી રહી, ત્યારે ગુણીજનો ગાયનનો સાજ સજી, ભૈરવ રાગ ગાવા લાગ્યા, જેનો નાદ કાને પડતા જ, મહારાજ રસસાગર જાગ્રત થયા અને હૈયામાં આનંદ લાવીને નિત્યકર્મ કર્યું; એટલે જ્યાં તે બેઠા હતા ત્યાં સર્વે મિત્રો આવ્યા. (૨૪)

**सोरठा**—चार घरी रहि रेन, सागर नित कीनी क्रिया;
आय इते महिँ सेन, प्रेमे प्रभा प्रगटित सकल. ॥ २५ ॥

---

૧ આ બે રગણ એટલે ૭ અક્ષરના માપવાળુ વર્ણમેળ વૃત્ત છે તેનુ રૂપ આ પ્રમાણે સમજવું:–ડાડ, ડાડ. ગુજરાતી પિંગળમાં એનું નામ "વિમોહા" આપ્યુ છે

પાછલી ચાર ઘડી રાત્રિ શેષ રહી, એટલે મહારાજ રસસાગરે નિત્યનું કર્મકાણ્ડ પૂર્ણ કર્યું,—એટલામાં તો જેઓને પ્રેમની પ્રભા પ્રગટેલી છે એવા સર્વ સેન સજ્જનો આવી હાજર થયા. (૨૫)

## छंद झंपताल.[1]

सागरं अंग आभूषनं साजियं, भान कोटी कला कंद्रपं लाजियं;
आपही आसनं हेम चोकी रजे, मिंतकी आवली आबरत्तं सजे.
आदरस्सं निजं पानिहींमें लिये, देखितं है प्रतीबिंब नेनां दिये;
अंगको रूप सो अद्भूतं लसे, मिंतकों चिंतितं मंदमंदं हसे.
प्रान रूपं यहे राखवो धारितं, सागरं एह सिच्छा सु उच्चारितं. ॥ २६ ॥

પછી રસસાગરે પોતાના શરીરપર આભૂષણો સજ્યાં, તેથી કરોડો કળાવાળા સૂર્ય અને કામદેવ લજવાય એવા દેખાવા લાગ્યા. એ સમયે પોતે કંચનના જડિત બાજઠ ઉપર આસન કરી બિરાજેલા શોભે છે અને મિત્રોની હાર ચારે તરફ વિંટાઈ વળી છે, ત્યાં આરિસાને પોતાના હાથમાં લેઈ, તેમાં આંખ્યો, અર્થાત દૃષ્ટિ લગાડીને, પોતાનું પ્રતિબિંબ જુએ છે—તેમાં પોતાના અંગનું અદ્ભૂતરૂપ શોભે છે તે જોઈ, મિત્રો પ્રત્યે દૃષ્ટિ કરીને મંદ મંદ હસે છે, અને પોતાના પ્રાણ એટલે જીવ તો એવું જ રૂપ રાખવાને ધારે છે, તેથી રસસાગરે પોતાના જીવને આ પ્રમાણે શિક્ષા કહી. (૨૬)

## सागरोक्त मनसिच्छा अनुमानालंकार.

**सवैया**—कागर नाव चल्यो सु गल्यो, अब सागर क्यौं तरिहे कर जोरा?
होनि सु होय न होनि न होयगि, क्यौंरे तपे तलफे मन मोरा?
आयो अगे अध कीन अराधन, पायो सबे करनी फल तोरा;
मिंत प्रबीन अजों न मिले तब, भागमें आग बिभूतिकों गोरा.॥२७॥

કાગળનું વહાણ ચાલ્યું તે તો ગળી ગયું; હવે હાથના જોરેથી હે સાગર! અર્થાત્ સાગરના જીવ! તું સમુદ્રને શી રીતે તરી શકીશ? બનવાનું હશે તે જ બનશે અને નહીં બનવાનું નહિ બને, માટે હે મારા મન! તું તપી તપીને કેમ તલફે છે? આગળ અર્ધું આરાધન કરીને આવ્યું, તેથી તું તારી કરણી પ્રમાણે સઘળા

[1] આ ૧૨ અક્ષરવાળું ચાર રગણનું વર્ણમેળ વૃત્ત છે. ગુજરાતી પિંગળમાં તેનું નામ "સ્રગ્વિણી" આપ્યું છે. તેનું રૂપ આ પ્રમાણે સમજવું:— ऽ।ऽ ऽ।ऽ ऽ।ऽ ऽ।ऽ.

પ્રકારનું ફળ પામ્યું અને હજુ પ્રિયમિત્ર પ્રવીણ મળ્યાં નહીં—તો હવે ભાગ્યમાં અગ્નિની ધુણી અને વિભૂતિના ગોળા જ રહ્યા! (૨૭)

दोहा—सागर मन सिच्छा दई, डिगत कियो थिर जूप;
उनपें अंबारत करन, धार्यो जोग सरूप. ॥ २८ ॥

એવી રીતે સાગરે પોતાના ડગતા મનને શિખામણ દેઈને, તેને યજ્ઞના સ્તંભની પેઠે દ્રઢ કર્યું; અને હવે તેના ઉપર યોગીના સ્વરૂપરૂપી ઈમારત બાંધવાનું ધાર્યું. (૨૮)

गाहा—सागर उकति सु मिंता, प्रच्छा प्रेम रूप मन द्रढावनं;
सप्त षष्ठि अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ २९ ॥

મિત્રોને પ્રેમનું સ્વરૂપ પૂછતાં સાગરે પોતાની ઉક્તિથી પ્રેમનું તત્ત્વ દ્રઢ કરી રાખવાની મનને જે શિખામણ દીધી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ અડસઠમી લહેર સંપૂર્ણ થઈ. (૨૯)

इतिश्री प्रवीनसागरे 'सात मित्रोनी प्रेम चर्चा' नामनी सडसठमी लहेरनी
"रसपूर्णा" टीकानो सप्त षष्ठितमो तरंगः ॥

# લહેર ૬૮ મી.

## સાગરનું યોગી સ્વરૂપ.

### દશ મહાવિદ્યા તથા શિવસ્તુતિ અને શુકનભેદ.

सोरठा—सागर मन सु द्रढाय, साथ सयन चहले भये;
चले सु मिंत बुलाय, भुज अकेक अवतंस[1] धरि. ॥ १ ॥

એવી રીતે સાગરે પોતાના મનને દ્રઢાવ્યુ, અને તે સાથે તેના (છએ) મિત્રો ચેલા થયા. પછી સર્વે મિત્રોને બોલાવીને હાથમાં એકેકો ફુલનો ગજરો લઈને ચાલી નિકળ્યા. ૧

૧ અવતંસ એટલે શિરભૂષણ અથવા રત્ન કે પુષ્પનો કરેલો તોરો કિંવા ગજરો એટલા અર્થ થાય છે; તેમાં આ ઠેકાણે ફૂલનો ગજરો યોગ્ય જણાયો છે. કોઇ ટીકાકારે "પોતાનો હાથ (અવતસ) તોરા ઠેકાણે ધરીને અર્થાત્ સલામ કરીને ચાલ્યા" એમ પણ લખ્યું છે, પણ તે ભૂલ ભરેલું જણાય છે.

## छेकानुप्रास अलंकार.

सोरठा—मनमांहिं मोद प्रकाश, आस्य हास दरसित तनक;
आवत ईस निवास, पास रास वैरागी व्है. ॥ २ ॥

મનમાં આનંદનો પ્રકાશ છે અને મુખ જરા જરા મલકતાં-હસતાં દેખાય છે, એવી રીતે મિત્રની રાશિ એટલે મંડળી, વૈરાગી (ત્યાગી) થઇને શિવના દેવાલય સમીપ આવે છે. (૨)

## छंद मुक्तदाम.

गये रससागर थानक ईश, आभूषन ब्रह्म किये बकसीस;
तजे जरकंबर अंबर साज, दिगंबर भेख लियो महाराज.
सुवासन रंजित हे जिहि संग, बिभूतिय धार लई तिहि अंग;
नव ग्रह पाघ ज्यु पेच लसंत, वहे जट जूट सु बंध कसंत.
हरं हर उच्चरितं मुख बान, धरे महमाय महेश्वर ध्यान;
करे वह रूप तहां षट मिंत, भवा भव अस्तुति आप बदंत. ॥ ३ ॥

પછી રસસાગર શિવ મંદિરે ગયા અને ત્યાં અંગે પહેરેલાં સર્વ આભૂષણો ઉતારી બ્રાહ્મણોને દાનમાં અર્પણ કર્યાં, જરીના શાલ દુશાલા અને અન્ય સર્વે શણગાર તજી મહારાજાએ દિગંબર (યોગી) નો વેશ ધારણ કરી લીધો, અને જે શરીરે સુવાસિક તેલ-ફુલેલ-અત્તરાદિ લગાવેલાં છે, તે અંગે વિભૂતિ ધારણ કરી-ચોપડી લીધી; અને જે માથાની પાઘડીપર નવેગ્રહનાં નવ રત્નોથી જડેલ શિરપેચ શોભતો હતો, તે ઠેકાણે કેશનો સમૂહ (જટાજૂટ) કશીને બાંધ્યો અને મોઢેથી "હરહર" એવી વાણી ઉચ્ચારીને માહેશ્વર અને મહામાયાનું ધ્યાન ધર્યું. એ જ પ્રમાણે છએ મિત્રોએ તેવાં જ રૂપ કર્યાં, અને પોતે મહારાજ રસસાગર શિવ તથા શક્તિની સ્તુતિ કરવા લાગ્યા. (૩)

दोहा—सागर भेष मुनेश धरि, गिरजा हर पद बंद;
दश सरूप माया दरसि, किये स्तवन रचि छंद. ॥ ४ ॥

સાગરે મુનીશ્વરનો ભેખ ધરી, ઉમિયા અને શિવજીના પદ-પગને વંદન કરી દશ રૂપે જે માયા દર્શાવી, તે દશ મહાવિદ્યાની ભુજંગપ્રયાત વૃત્ત રચીને નીચે પ્રમાણે સ્તુતિ કરી. (૪)

## रससागरोक्तदशमहाविद्याध्यानभेद, शिवास्तुति, जातिस्वभाव अलंकार. छंद भुजंग प्रयात.

महाकालिका मालिका मुंड धारा, शबं श्रोन शीशं करं मुक्त बारा;
वरं निर्भयं ग्राहिनी नग्ग खग्गा, ज्वलंती चितामें शबारूढ नग्गा;
महाकाल बिप्रीत रत्ती रमस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
भवा नील आभा जटाजूट तारा, करत्री कपालं असी कंज धारा;
दढा क्रूर वाघंबरं जोग तप्पे, तनं आभ्रनं दंतकी दाम जप्पे;
हरं मोहितं सोहितं कंज मस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
महाविद्यया राजितं रक्त बिंबा, सधे जोग जोती अलोकीक अंबा;
त्रिनेनं सरोजं करं नील सज्जे, कुचं गौर मुख्खं कला चंद्र लज्जे;
महारुद्र चित्तं कटाक्षं भ्रमस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
श्रियं, शोभमानं, प्रभातं प्रकासा, शशी भाल, त्रीनेत्र, आरून वासा;
धनू बान, पाशं, श्रनि, पानि लीने, सबे अंग सोहंत स्रंगार कीने;
शिवं शंकरं बाम भागं सुबस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
भुवनेश्वरी चंद्ररूपा रसाला, धरे कुंडलं हेम मुत्ती सु माला;
बधे बार जूरा सु स्त्रिंगार सज्जे, कटी किंकनी जेहरी पाय बज्जे;
रसं रंजितं नेन शंभू समस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
बगला कनंकासनं हेम अंगा, किरीटं शशी, अंबरं पीत रंगा;
कुलीशं गदा पास जीहा धरंती, गरे चंपकं जूहिकी बैजयंती;
महादेव संगा उछंगा बिलस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
छिनंमास्तिका हस्तिका रक्तपत्रा, धरं शीश शीशं बितं छाय छत्रा;
करे श्रोनितं पान, छूटे सु बारा, दमे डाकिनी शाकिनी संग धारा;
शिवं संगियं रेगियं मोद मस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
महंमाय धूमावती धूम देहा, कराला कला चंचला ज्वाल मेहा;
भयंकार दह्वा जयंकार प्रेता, उरं पीन, छीनं कटी, दीन हेता;
भवा भीम जोगा न भोगा त्रपस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.

मतंगी, घनं डंबरं अंग दीठं, रक्तं धरे अंबरं, रत्न पीठं;
सुरं दानवं मानवं कंज थत्ता, करं कुंभ पत्रं सुरापान मत्ता;
महेशं पिबावंत आपं पिबस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
बराही, रुची राजितं बीज बाला, सकत्ती, गदा, अंकुशं, नेत्र ज्वाला;
सरोजं लिये पानमें रंग रत्तं, जपंतं जयं, शत्रवं हीन क्रत्तं;
जटा धारियं डारियं ग्रीव हस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.
जयो योगिनी, भोगिनी, जासु संगे, जयो जोगियं भोगियं जास रंगे;
जयो दंपती जोग हासं विलासं, जयोकारना रूप प्रेमं प्रकासं;
रखे लाज म्हाराज जोगं सधस्ते, नमस्ते नमस्ते नमस्ते नमस्ते.[1] ॥९॥

જે (આદ્યા) મહાકાલિકા કહેવાય છે અને જેણે કંઠમાં મનુષ્યના મસ્તકની (મુંડ) માળા ધારણ કરેલી છે; બંને કાનમાં શબ (મુડદાં) લટકાવીને માથા ઉપરના કેશને છૂટા મૂકેલા છે; તરતનું છેદેલું મસ્તક તથા વરદાયક, નિર્ભય તથા નગ્ન ખડ્ગ જેમણે હાથમાં ગ્રહેલાં છે; બળતી ચિતામાં મડદાં ઉપર નગ્ન થઇને બેઠેલાં છે; (શ્યામ વર્ણવાળાં, ભયંકર છે મુખ જેનું, રુધિરના પીવાથી લાલ છે હોઠ જેના) અને મહાકાળની સાથે વિપરીત રતિથી રમણ કરનારાં, હે મહાકાલી! તમને વારંવાર નમસ્કાર છે. તારા નામે દેવી ભવાનીરૂપ! શ્યામ છે કાંતિ જેની; જટાજૂટને મસ્તકે ધારણ કરેલું છે જેમણે અને કરવતી, કપાળ (મનુષ્યના માથાની ખોપરી), તરવાર અને નીલ કમળને હાથમાં ધરનારાં; ક્રૂર અને ભયંકર છે દાઢો જેની; જે વાઘંબર ઉપર બિરાજી યોગસાધના તથા તપનાં કરવાવાળાં છે; શરીરે ધારણ કરેલાં (કુંડલ, કટિમેખલા, કંકણ, હાર તથા નાગ ઇત્યાદિ) આભૂષણોથી સુંદર છે જે; જે દાંતની માળાવડે જપ કરનારાં છે; (ત્રિનેત્ર) મહાદેવને મોહ ઉપજાવનારાં છે, અને કમળ ઉપર બિરાજેલાં એવાં હે દેવી તારા! તમને વારવાર નમસ્કાર છે. ત્રીજાં તમો મહાવિદ્યા છો. તે બિમ્બ–ધોલા જેવા રાતા રંગવાળાં અંગથી શોભીતાં છો, જોગને સાધનારાં છો; જેના તેજની જ્યોતિ અલૌકિકપણે ધારણ કરનારાં, હે અંબારૂગ તમે છો. તમે ત્રણ નેત્રોવાળાં છો; લીલા રંગનાં કમળ હાથમાં લીધેલાં છે; જેનાં સુંદર કઠીણ કુચ, મનોહર કેશ અને ગૌરવર્ણા મુખની પ્રભા જોઇને ચંદ્રની કળા પણ લજ્જિત થાય છે; અને જે પોતાના નેત્રના કટાક્ષથી મહા-

[1] "**મંત્રમહોદધિ**" માં **દશ મહાવિદ્યાનાં** જે રૂપ વર્ણવ્યાં છે, તેમાંનું આ સ્તુતિમાં જે રહી ગયેલું છે, તે પણ આ ટીકામાં કૌંસમાં બતાવવામાં આવ્યું છે.

રુદ્રના ચિત્તને પણ ભમાવે છે, એવાં હે મહાવિદ્યાદેવિ! તમને વારંવાર નમસ્કાર છે. તમે શ્રીવિદ્યા છો. પ્રભાતના સૂર્ય જેવા પ્રકાશથી શોભીતાં છો; તમારા કપાળને વિષે ચંદ્રમા છે; ત્રણ નેત્ર અને રાતાં વસ્ત્રવાળાં છો; ધનુષ, બાણ, પાશ અને અંકુશ, એ ચાર આયુધો ચાર હાથમાં ધારણ કરેલાં છે; અને સર્વ અંગને વિષે શોભીતા શણગાર સજ્યા છે એવાં શિવ-શંકરના વામ-ડાબા ભાગમાં વસનારાં હે શ્રીવિદ્યા! તમને વારવાર નમસ્કાર છે. તમે ભુવનેશ્વરી છો. તમારું ચંદ્રમાના જેવું રૂપ તથા રંગ છે; રસ રંગથી રસીલાં, કાને જડિત્ર કુંડલ, કંઠે સુવર્ણ હાર અને મોતીની માળા પહેરેલી છે; માથે વાળનો ઝુંડો અર્થાત્ અંબોડો બાંધીને તમે સુંદર શણગાર સજેલા છે; કેડે પહેરેલી કટિમેખલાની ઘુઘરીઓનો અને પગમાં પહેરેલ ઝાંઝરનો તથા લંઘરનો ઝમકાર-અવાજ થાય છે; નેત્રોના રસથી તમે શંકરને સમસ્ત રીતે રંજન કરેલા છે-એવાં હે ભુવનેશ્વરી દેવિ! તમને વારંવાર નમસ્કાર છે. તમે બગલામુખી છો. એવા તમે સોનાના આસનપર બિરાજેલાં છે; સુવર્ણના જેવી તમારા અંગની કાંતિ છે; મુકુટને વિષે ચંદ્રમા છે, તેમ શરીરે પીળા રંગનાં વસ્ત્રો પહેરેલાં છે; વજ્ર, ગદા, પાશ અને શત્રુની જીભને હાથમાં ધરનારાં છો; ગળામાં ચંપાની અને જુઇની, ગળાથી પગ સૂધીની માળા વૈજયંતી પહેરનારાં છો; મહાદેવના ખોળામાં બેસીને વિલાસ કરનારાં છો; એવાં હે બગલામુખી દેવિ! તમને વારવાર નમસ્કાર છે. તમે છિન્નમસ્તિકા છો. રુધિરનું પાત્ર તથા (પોતાનું છેદેલું) મસ્તક હાથમાં ધારણ કર્યું છે અને માથે મોટા છત્રની છાયા ધરી છે; છૂટા કેશ રાખીને (પોતાના ગળામાંથી ઝરતા) રુધિરનું પાન કરનારાં તમે છો; દમનાર ડાકિની, શાકિની વગેરે દેવીઓને સંગે રાખનારાં છો; શિવની સાથે રહીને તેમને આનંદના રંગથી મસ્ત કરનારાં (સૂર્ય સરખા પ્રકાશિત મંડળમાં રહેનારાં), એવાં હે છિન્નમસ્તિકા દેવિ! તમને વારંવાર નમસ્કાર છે; તમે ધૂમાવતિ મહામાયા છો; તમારા શરીરનો રંગ ધૂમાડા જેવો છે; અતિ વકરાળ (પેટમાં સૂર્ય છે જેને) કળાને તમે ધારણ કરનારાં છો; તમારા ચંચળ અંગમાંથી (અગ્નિની) ઝાળોની વૃષ્ટિ થાય છે; મેલાં વસ્ત્ર તમારા શરીરપર તે અતિ ઉંચાં જણાય છે; તમે સર્વે લોકોને ઉદ્વેગ પમાડનારાં છો. તમોને ભયંકર દાઢો છે, પ્રેતભૂતાદિ જય બોલે છે, કઠિન તમારા સ્તન છે, તથા પાતળી કેડ છે, એવાં તમે દીન ભક્તજનોનું હિત-કલ્યાણ કરનારાં છો; તમે ભવાની ભીમ-મહાદેવની સંગે જોગ કરનારાંને ભોગથી તૃપ્ત થતાં નથી એવાં, હે ધૂમાવતિ! તમને વારંવાર નમસ્કાર છે. તમે માતંગી છો; મેઘના આડંબર જેવું તમારું શ્યામ અંગ દેખાય છે; રક્ત વસ્ત્ર પહેરીને રત્નના બાજોઠ ઉપર બેઠેલાં છો; અને કમળ ઉપર (બે પગ રાખીને) બેઠેલાં, દેવ, દૈત્ય, દાનવ, મનુષ્ય વગેરેને વરદાન

દેનારાં છો; તમે એક હાથમાં મદિરાનો કુંભ અને બીજા હાથમાં પાત્ર લઇને મહાદેવને પાન કરાવી પોતે પાન કરી મસ્ત થયેલાં છો; એવા (વીણા વગાડનારાં) હે માતંગી દેવિ ! તમને વારંવાર નમસ્કાર છે. તમે વારાહી છો; બીજના (બાળ) ચંદ્ર જેવી કાંતિથી શોભીતાં છો; બાળારૂપ છો; તમારા નેત્રોમાંથી અગ્નિની જ્વાળા નિકળે છે અને શક્તિ, ગદા, અંકુશ તથા રાતા રંગનું કમળ એમ ચાર વસ્તુઓ ચાર હાથમાં ધારણ કરેલી છે. જપનારને જય આપનારાં છો; શત્રુનો નાશ કરનારાં છો; જટાધર મહાદેવના કંઠમાં હાથ નાંખીને બિરાજેલાં છો; એવાં–હે વારાહી દેવિ ! તમને વારંવાર નમસ્કાર છે; (એ રીતે દશ મહાવિદ્યા–દેવીની સ્તુતિ કરીને હવે મહાદેવની સ્તુતિ કરે છે) જય જય બોલનારી યોગણી તથા ભોગણી જેની સંગે છે; તેમ જ જય જય બોલનાર યોગી તથા ભોગી જેના રંગમાં રંગાયેલા છે; પ્રકૃતિ તથા પુરુષરૂપ દંપતિનાં યોગ અને હાસ્ય વિલાસ કરીને જય પામનારા છો; તેમ જ કારણરૂપ પ્રેમને પ્રકાશનારા છો; એવા શક્તિ સાથે રહેલા હે શંકર ! તમને વારંવાર નમસ્કાર કરીને હું જોગ સાધું છું; માટે કૃપા કરીને, હે મહારાજ ! મારી લાજ રાખજો. (૫)

**सोरठा**–उमया ईश उचार, अस्तुति पुनि बंदन सु किय;
मन महि बोध बिचार, कहन लगे सागर कुमर. ॥ ६ ॥

**जमकाऽलंकार.**

जर जर जात जहान, फर फर झूठे जगत महि;
धर धर रे हिय ध्यान, कर कर याद प्रबीनकों. ॥ ७ ॥

એ પ્રકારે ઉમિયા તથા ઇશ્વિરની સ્તુતિ ઉચ્ચારીને તેમને વંદન કર્યું; પછી પોતાના મનને રસસાગર રાજકુંવર જ્ઞાનનો વિચાર કહેવા લાગ્યા. (૬) આ મિથ્યા સંસાર અંદર ફરી ફરીને જીવ વારંવાર બળી જાય છે, માટે હે હૃદય ! પ્રવીણનું ધ્યાન ધરી ધરી તેનું સ્મરણ કર્યા કર. (૭)

**छपय.**–जोगि रूप माहाराज, सहर प्रतना सब पाये;
गुरुजन मनमहि धारि, आय सागर बरजाये;
कहे तास प्रति उत्र, इष्ट साधन हम लीने;
करहु क्रिया इक वर्ष, बहुरि यह रूप सू छीने;
माने न कह्यो बरजत बहुरि, मन उदास सब लोग लिय;
महाराज महत आमात प्रति, दरकवाह[1] आयस सु दिय. ॥ ८ ॥

[1] આ "દીરકબાહ" ફારસી ભાષાનો શબ્દ છે. આગળ લાંબી મજલ કાપવા માટે ઘોડેસવાર કરતાં "ઓડીસવાર" અથવા જેને ગુજરાતીમાં સાંઢણીસવાર કહે છે, તે

. . જોગીનું રૂપ મહારાજે લીધું, તેની નેનતરંગ શહેરમાં અને સર્વ સૈન-દળમાં ખબર પડી, એટલે મોટા લોકોએ તે વાત મનમાં લાવીને શિવસ્થાનકે આવી રાજકુમારને વારવા લાગ્યા; ત્યારે સાગરે તેમને જવાબ આપ્યો કે; " મેં ઇષ્ટસાધના કરવા સારુ આ રૂપ લીધું છે, તે ઘણું કરીને એક વર્ષપર્યંત ક્રિયા કર્યા પછી આ ભેખને તજી દઈશ!" તેમ છતાં સર્વે જનો ફરી ફરીને ઘણીક તરેહથી સમજાવે છે, પરંતુ રાજકુમાર માનતા નથી; તેથી સર્વે લોકોએ ઉદાસી ધારણ કરી અને તે મોટા લોકોએ મહારાજા પ્રદીપ ( સાગરના પિતા )ને તથા મુખ્ય પ્રધાનને ખબરં આપવા સારુ એક ઊંટણીસવારને આજ્ઞા દીધી. ( ૮ )

## छंद मृगेंद्र.[1]

कैमाल चलाय, सु सागर पाय; भई जब रेन, कहे मिंत बेन.
गई ग्रह बात, इतें नृप आत; सबे जन जाय, लगे बरजाय.
दशा हम कीय, लगी सँग जीय; सु खंडित बात, तजीं नहि जात.
लगेहि बिवाद, सु नाहि सवाद; सु कारन एह, नहीं थिर देह.
यहे हम जान, तजों शिव थान; कहे तब मिंत, निशा ज्यु बहंत.
चमू मग होय, निवारहु सोय; पती लिख लीन, पुजारिय दीन.
लिखी हम राह, न सोधहु काह; कदा उत आउ, हमे न जिवाउ.
सबे जन सोय, चले मग होय; जपे हर बान, कियो सु पयान. ॥ ९ ॥

ઊંટસ્વાર મોકલ્યો, તે બાતમી સાગરને મળી. પછી જ્યારે રાત પડી ત્યારે મિત્રોને સાગરે વચન કહ્યાં કે; " હવે આ વાત ઘેર ગઈ કે તે જ સમયે મહારાજા ( પ્રદીપ ) અહીં પધારશે. તેમ જ સર્વે કુટુંબી જનો આવીને મના કરવા લાગશે. પણ મે જે દશા ગ્રહણ કરી છે,—તે તો જીવની સાથે લાગેલી છે; તેથી તેઓ તેનું ખંડન કરશે, તોપણ તે તજી જશે નહી અને ઉલટો વાદવિવાદ થશે,—એમાં સ્વાદ અર્થાત્ ફાયદો નથી; કારણ એ કે આ દેહ કાંઈ સ્થિર નથી; એમ જાણીને હું આ શિવમંદિરને હાલ તજી દેવાને ધારું છું?" ત્યારે મિત્રોએ

બહુ ઉપયોગી થતા અને રાજના સંદેશા બહુધા તેનડે જ મોકલતા આજ પણ મુસલમાની મુલકોમાં જ્યાં તાર અને રેલવેનો વહેવાર નથી ત્યાં ઓડી સવારોથી જ અગત્ય અને ઉતાવળના સંદેશા મોકલાય છે.

૧ આ ૭ અક્ષરવાળુ બે જગણ ( ।ऽ।।ऽ। ) નું વર્ણમેળ વૃત્ત છે. એનાં બે ચરણ એકઠાં કરવાથી મૌક્તિક દામ અથવા મોતી દામ વૃત્તનું એક ચરણ થાય છે. અર્થાત્ તેના અર્ધ માપનું છે ગુજરાતી પિંગળમાં એનું નામ છે ટી૦ કા૦

કહ્યું કે-"રાત વીતશે એટલે આપણા માર્ગમાં ચમુ સેના ( આડી ) આવશે, તેનો કંઈ ઉપાય કરો." પછી રાજકુંવરે એક પત્રિકા લખીને પૂજારીને આપી, તેમાં લખ્યું કે, "અમારો માર્ગ કોઈ શોધશો નહીં, કદી ત્યાં આવશો,-તો ઉલટા અમને જીવાડશો નહીં!" એવી રીતની વ્યવસ્થા કરી તે સઘળા મિત્રો માર્ગે ચાલ્યા. તેમણે "હર! હર!" એવી વાણી જપીને પ્રયાણ કર્યું. ( ૯ )

**सोरठा**—दरसित देव बिहान, जन जन प्रति पाई खबर;
सागर कीन पयान, चमू चढन चंचल भई. ॥ १० ॥
पाती लेहि पुजार, तेतेमहिं आये तिहां;
बूझ्यो अंत बिचार, गुरुजन सब बरजी चढ़न. ॥ ११ ॥
कोलाहल सह कीन, नेह नगर कन्यक फिरे;
जोगि अरन पथ लीन, हर हर कर कीनो गमन. ॥ १२ ॥

પછી જ્યારે પ્રભાત થતાં સૂર્ય દેખાયો ત્યારે સાગરે પ્રયાણ કર્યું. એ વાતની પ્રત્યેક જણને ખબર થઈ, કે તુરત પાછળ શોધે જવાને સેના ચંચળ-તૈયાર થઈ. ( ૧૦ ) એટલામાં પત્રિકા લેઈને પૂજારી ત્યાં આવ્યો, તેથી સાગરનો છેલ્લો વિચાર જાણીને ડાહ્યા અને વૃદ્ધ જનોએ સૌને ચઢવાનું બંધ રખાવ્યું. (૧૧) ત્યારે સર્વે લોકો શોકની સાથે કોલાહલ કરીને નેહનગર તરફ પાછા વળ્યા; અને જોગિયોએ "હર! હર!" શબ્દોચ્ચાર સાથે પ્રયાણ કરીને અરણ્યનો માર્ગ લીધો. (૧૨)

**दोहा**—प्रभा प्रभाकर भइ प्रगट, बन बन लवत बिहंग;
कवि मिंतसु प्रति सुकनको, पूछन लगे प्रसंग. ॥ १३ ॥

પ્રભાકર-સૂર્યની પ્રભા પ્રગટ થઈ અને વન વનને વિષે પક્ષિયો બોલવા લાગ્યાં, એવા સમયમાં સુકવિ ભારતીનંદ પોતાના મિત્ર રસસાગર પ્રત્યે શુકન પ્રસંગનો ભેદ પૂછવા લાગ્યા. ( ૧૩ )

**छपय**—सुनि सागर वह बचन, भेद निज उकति सु धार्यो;
सुकन भेद यह सुनो, मिंत हम सोधि निहार्यो;
करनहार किरतार, सुकवि बल बुधि विस्तारत;
इष्टदेव परसंन, सोय सत्र सत करि डारत;
गुरु प्रेम इष्ट हम सत्य है, तो कबहु न बानी फिरहि;
शुभ अशुभ भेद हमसे सुनो, सुकन प्रेम रस अनुसरहि.॥ १४॥

એવું વચન સાંભળીને સાગરે પોતાની ઉક્તિવડે તે શુકનભેદ કહેવાને ધાર્યું અને મિત્રો પ્રત્યે કહેવા લાગ્યા કે, "હે મિત્રો! અમારો શોધી કાઢેલો આ શુકનભેદ તમો સુણો. કરતા હરતા તો પરમેશ્વર છે–બાકી સારા કવિયો પોતાની બુદ્ધિના બળથી તે વિસ્તારે છે અને જેમને ઇષ્ટદેવ પ્રસન્ન છે–તેઓ સર્વે સાચું કરી આપે છે. અમારે પણ પ્રેમરૂપી ગુરુ અને ઇષ્ટદેવ સત્ય છે તો અમારી વાણી ક્યારે પણ ફરશે નહિ, માટે તમો શુભ અશુભ એમ શુકનના સર્વે ભેદો અમારાથી સાંભળો, એ શુકન પણ પ્રેમરસને અનુસરનારાં છે. (૧૪)

## रससागरोक्त नवीनशुकनभेद.

**छपय**–सुकन भेद बहु बिद्ध, वेद तिहि कहत प्रसिद्धहि;
जल थल खेचर जीव, प्रगट ईश्वर सब मध्यहि;
ता बानी बुधवंत, श्रवन सुनि चित्त सु धारहि;
मत मतांत बहु भांत, कृपा गुरु अर्थ विचारहि;
जग आदि अंत इहि विधि सकल, ग्यानी बुध बल फल लहत;
शुभ अशुभ कर्म सब प्रानिके, सुगन व्याज किरता कहत. ॥१५॥

શુકનના ભેદ ઘણા પ્રકારના છે, જેને વેદ પ્રસિદ્ધ રીતે કહે છે. તેમાં મુખ્યત્વે જળ, સ્થળ અને આકાશ માર્ગે ગતિ કરનારા સર્વે જીવોને વિષે ઇશ્વિર પ્રગટ રીતે રહેલા છે; તે વાણી શ્રવણ કરીને અર્થાત્ સુણીને બુદ્ધિવંત લોકો તેના સઘળા ભેદો ચિત્તમાં ધારી લે છે. પરતુ તેમાં ઘણીક ભાતના મતમતાંતરો છે, તોય ગુરુ કૃપાએ કરી તેઓ–બુદ્ધિમાનો તેના અર્થો વિચારી લે છે; એટલું જ નહિ, પણ આ સઘળા જગતમાં આદિથી તે અંત સૂધી એ જ પ્રમાણે ચાલતું આવેલું છે; માટે જ્ઞાની પુરુષો બુદ્ધિના બળેકરી તેના ફળને સમજે છે. જગત્કર્ત્તા ઇશ્વિર શુકન મિષથી પ્રાણી માત્રના શુભાશુભ કર્મને–તેનાં સારાં માઠાં ભાગ્યને–પ્રથમથી કહે છે; અર્થાત્ શુકનરૂપી ઇતર પ્રાણીઓની વાણીદ્વારા પરમેશ્વર મનુષ્યને પ્રથમથી ચેતવણી આપી દે છે. (૧૫)

**छपय**–पंच तत्त्वमय पिंड, सोय ब्रह्मांड प्रसिद्धहि;
छिति नभ सिखि जल अनिल, रूप रस प्रस रव गंधहि;
निराकार हे शब्द, अवर आकार सु धारिय;
सबको कारन शब्द, शब्द माया विस्तारिय;
सो शब्द विविधहे जगतमें, जिहि सु भेद बिरला लहे;
शुन शब्द ग्यान अनुमान सब, सो प्रवीन सागर कहे.॥१६॥

પંચતત્ત્વમય આ, (પિંડ) શરીર છે તેમ જ બ્રહ્માંડ પણ પંચતત્ત્વમય છે. એ વાત પ્રસિદ્ધ છે. (તત્ત્વરૂપે) પૃથ્વી,[1] આકાશ,[2] અગ્નિ,[3] જળ[4] અને વાયુ,[5] તથા તેના ગુણરૂપે રૂપ,[3] રસ,[4] સ્પર્શ,[5] શબ્દ[2] અને ગંધ,[1] એઓનો સર્વેમાં પ્રસાર છે. એમાં "શબ્દ" છે તે નિરાકાર છે, તે સિવાયનાં બીજાં તત્ત્વો આકારવાળાં છે એમ ધારો. તે સર્વ કારણરૂપં શબ્દ છે. તેમ જ માયાને પણ શબ્દે જ વિસ્તારેલી છે. તે શબ્દો જગતમાં વિવિધ પ્રકારના છે, જેના ભેદને કોઈ વિરલા- ઓ જ જાણે છે. માટે સાગર કહે છે કે, જે તે શબ્દના જ્ઞાનના અનુમાનને જાણે તે ચતુર જન કહેવાય. (૧૬)

## शब्दब्रह्मनिरूपन.

श्लोक–रसनायां तु यासीना, वृत्त मानेन ग्रंथिता ॥
यया प्रकाशिताः शब्दाः, शारदायै नमोस्तुते ॥ १७ ॥
प्रणवो यस्य प्राणः स्याद्वर्णा यस्य च विग्रहाः ॥
व्यापितः सर्व भूतेषु, शब्द ब्रह्म नमोस्तुते ॥ १८ ॥
प्रणवो विस्तरः प्रायो, द्विपंचाशत्समाह्वयः ॥
द्वादशास्तस्य चोच्चारा, ह्रस्वदीर्घस्वरान्विताः. ॥ १९ ॥
सा वर्णमात्रिका यत्र, भिन्ना भिन्ना च योजिता ॥
यद्रूपं तत्र व्याप्नोति, तेनेदं व्यापितं जगत् ॥ २० ॥

રસના–જીભને વિષે જે નિવાસ કરીને રહેલાં છે, જે વૃત્તછંદના માપથી ગ્રથિત–ગુથાયેલાં છે, અને જેણે શબ્દો પ્રકાશ્યા છે, એવાં હે શારદાદેવી ! તમને નમસ્કાર હો. (૧૭) ૐકાર જેનો પ્રાણ છે, અક્ષરો જેનું શરીર છે, અને જે સર્વભૂત પ્રાણીમાત્રમાં વ્યાપક છે, એવા હે શબ્દરૂપ બ્રહ્મ ! તમને નમસ્કાર હો ! (૧૮) ૐકાર વિસ્તાર પામીને એક ૐકાર, સોળ સ્વર તથા કથી ક્ષ સુધીના પાંત્રીશ એ રીતે બાવન અક્ષરરૂપ નામવાળો થયો. તેમાંથી લોકવ્યવહારમાં હ્રસ્વ અને દીર્ઘ સ્વરો મળીને બારાખડીના બાર ઉચ્ચાર થયા. (૧૯) તે વર્ણ માત્રિકા જે ૐકારમાં વિવિધરૂપથી જોડાઈ, તેમાં જે પ્રેમરૂપી ૐકારનું રૂપ વ્યાપે છે, તેથી જ આ સર્વ જગત્ વ્યાપી રહેલું છે. (૨૦)

दोहा–शुकन विचार अनेकहे, मत मतके अनुसार;
प्रथम सु जोतिषसें कहत, ग्रह बल लगन निहार. ॥ २१ ॥

ओर स्वरोदयके शुकन, पासा रमल प्रमान;
केई अंकसु जंत्रके, के पशु खग सुनि बान. ॥ २२ ॥
एसे बिबिध प्रकारहे, शुकन ग्रंथ मत लीन;
श्रेष्ट नेष्ट फल जो कहे, सो ईश्वर आधीन. ॥ २३ ॥

સાગર કહે છે કે, મતમતાંતરના અનુસારથી શુકનના અનેક પ્રકારના વિચારો છે, તેમાં પ્રથમ ગ્રહોના બળાબળ અને લગ્નને જોઇને જ્યોતિષશાસ્ત્ર શુકન કહે છે. (૨૧) કેટલાએક સ્વરોદયવડે શુકન કહે છે, તેમ વળી કંઇક રમલના પાસા નાંખીને તે પ્રમાણે શુકન બતાવે છે, કેટલાક જંત્રોના અંક મુજબ અને કેટલાક પશુ તથા પક્ષીની વાણી સાંભળીને શુકન કહી આપે છે. (૨૨) એવી રીતે શુકન વિવિધ-જૂદા જૂદા પ્રકારે છે, માટે શુકન સંબંધી ગ્રંથોના મત લેઇને વિદ્વાન્ પુરુષો સારા અને નરસા ફળને કહે છે, તથાપિ તે સર્વનું ફળ ઇશ્વરને આધીન રહેલું છે. (૨૩)

## नवीन शुकन भेद.

कवित्त–कोउ नर प्रच्छक सो, पूछे प्रश्न कारजको,
ताके मुख बानी के, बरन गनी लीजिये;
चैत्रादिक मास जोउ, द्वितीयासें तिथि सोउ,
सूरजसें वार ताके, अंक एक कीजिये;
प्रच्छकको नाम तासें, मिलाये प्रबीन अंक,
सबहीकों एक करी, दुगन थपीजिये;
ताको रस भाग अंक, दीजिये बढे ज्यु रस,
नौरसमें जोइ रस, आवेसो गहीजिये. ॥ २४ ॥

કોઈ પ્રશ્ન પૂછનાર પુરુષ આવીને પોતાના કાર્ય સબંધી પ્રશ્ન પૂછે, ત્યારે તેના મુખની વાણીના અક્ષરો ગણી લેવા, પછી ચૈત્ર માસથી, ચાલતા મહિના સૂધીનો આંકડો અને બીજથી, ચાલતી તિથિ સૂધીનો આંકડો, તેમ જ રવિવારથી ચાલતા વાર સૂધીનો આંકડો, તેમાં મેળવીને સરવાળો કરવો; અને પ્રશ્ન પૂછનારના નામના અક્ષરો પણ તેની સાથે મેળવવા. પછી ચતુર પુરુષે તે સઘળા અંકોને એકત્ર કરી તેને બમણા કરવા. પછી નવરસે અર્થાત્ નવે ભાગવા, તેમ

કરતાં જે શેષ—બાકી રહે તેને નવરસ માંહેલાં રસ જાણીને જે રસ આવે તેને ગ્રહણ કરવો. (૨૪)

## नव रस नाम.

चोपाई—प्रथम सिंगार हास्यरस दूजे, करुना तृतिय रुद्र चातुर्जे;
पंचम बीर भयानक षष्टे, सप्तम बिभच्छ अद्भुत अष्टे.
नवमे शांत महा सुखदाता, ए नव रस जगमांहे बिख्याता;
हास्य सिंगार जु बीर बखानो, अद्भूत शांत पंच शुभ जानो.
रुद्र भयानक बिभच्छ करुना, अशुभ चार इहि पंडित बरना;
जो रस तेहि स्वामि गुन धारो, एते पर बहु बुधि बिस्तारो.
वाहन बसन रूप रँग एही, रसके स्वामीके गुण जेही;
सब बिचार मनमें फल गहिये, प्रच्छक नरकों उत्तर कहिये. ॥ २५ ॥

પહેલો શ્રૃંગારરસ, બીજો હાસ્ય, ત્રીજો કરુણા, ચોથો રુદ્ર, પાંચમો વીર, છઠ્ઠો ભયાનક, સાતમો બિભત્સ, આઠમો અદ્‌ભૂત અને નવમો મહાસુખદાયક શાંતરસ છે. એ નવે રસો જગતમાં વિખ્યાત છે. તેમાં હાસ્ય, શ્રૃંગાર, વીર, અદ્‌ભૂત અને શાંત એ પાંચ ઉત્તમ ફળને દેનારા શુભ જાણો. તે સિવાયના રુદ્ર, ભયાનક, બિભત્સ અને કરુણા, એ ચાર રસોને પંડિતોએ અશુભ કહીને વર્ણવેલા છે. જે રસ આવેલો હોય તેના સ્વામીના ગુણ ધારી તે ઉપર બુદ્ધિનો ઘણોક વિસ્તાર કરવો. રસના સ્વામીનાં વાહન, વસ્ત્ર, રૂપ, રંગ અને જે ગુણ હોય, તે સઘળાનો વિચાર કરીને, પોતાના મનમાં તેનું ફળ ગ્રહણ કરી લેવું અને પછી પૂછનાર પુરુષને ઉત્તર આપવો.[1] (૨૫)

सोरठा—आपें शुकन उपाय, बिन बूझे देखन चहै;
अॅन्य प्रति अंक कराय, इन गनती तापर करहु. ॥ २६ ॥
एक द्योस प्रति एक, बूझत सो ग्यानी मिलहि;
प्रच्छक उकति अनेक, बूझहि पें पुनि नां बदहु. ॥ २७ ॥

પોતાની મેળે શુકન ઉપજાવીને વગર પૂછે જોવાને જે જન ઇચ્છે, તેણે અન્ય જન પાસે તેની ઇચ્છાનુસાર આંકડો બોલાવીને તેના ઉપર પ્રથમ બતાવ્યા પ્રમાણે ગણતરી કરી લેવી. (૨૬) એક દિવસે એકજ પ્રશ્ન પૂછે, તો તે

[1] રસના સ્વામી વગેરે, આ ગ્રંથની લહેર બીજીના ૭૬ છંદમાં પૃષ્ઠ ૧૨ મે જોઇ લેવાં.

વાત મળે, પણ જો ઘણા પૂછવાવાળા એકથી વધારે વાર પૂછે, તો તેને પછી કહેવુંજ નહીં. (૨૭)

दोहा–सागर शुकन नबीन किय, दीनो मिंत सुनाय;
मन द्रढ करि सोधहु शबद, बानी ब्रथा न जाय. ॥ २८ ॥
सुनत मिंत सब सत्य किय, उरमें भरे उछाह;
बोध शांतरस सोध बढ, बिपन गवन किय राह. ॥ २९ ॥

એમ સાગરે નવીન શુકન જોવાની રીત ઉપજાવી મિત્રોને કહી સંભળાવી અને કહ્યું કે, એમ જો મન દ્રઢ કરીને શબ્દને શોધશો તો તે વાણી મિથ્યા જનાર નથી. (૨૮) સર્વે મિત્રોએ સાંભળીને કહ્યું કે, એ વાત સત્ય છે. પછી ઉરમાં ઉત્સાહ ભરીને તે બોધ પ્રમાણે શુકનનો શોધ કર્યો, તો શાંતરસ વધ્યો; તેથી જંગલને રસ્તે ગમન કર્યું. (૨૯)

गाहा–सागर जोग सरूपं, अस्तुति इष्ट छ शुकन नौतम बिधि;
अष्टषष्ठि अभिधानं, पूर्न प्रवीन सागरो लहरं. ॥ ३० ॥

મહારાજા સાગરે લીધેલા યોગીના સ્વરૂપની સાથે દશ મહાવિદ્યાની સ્તુતિ અને નવીન શુકનના વર્ણન સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ અડસઠમી લહેર, સંપૂર્ણ થઈ. (૩૦)

इति श्री प्रवीनसागरग्रंथे रससागर जोगसरूप शिवशक्तिस्तुति,
नवीन शुकनभेद नामनी अडसठमी लहेरनी "रसपूर्णा"
टीकानो अष्टषष्ठितमस्तरंगः

# લહેર ૬૯ મી.

## યોગીઓનો વનનિવાસ અને પ્રવીણ દિનચર્યા વર્ણન.

दोहा–जोगी यह साधत क्रिया, कीन गमन कांतार;
पुर तजि उर अभिलाष प्रिय, निरजन चलत निहार. ॥ १ ॥

એવી રીતે તે જોગિયોએ હૃદયમાં પ્રિયને મળવાની અભિલાષાથી, શહેર ત્યજીને ક્રિયા સાધવાસારુ વનમાં ગમન કર્યું અને ઉજ્જડ રસ્તો જોઇને ચાલ્યા જાય છે. (૧)

## छंद दुमिलिया.[1]

उठि प्रात सु मंजिय, दूरित गंजिय, भूति सु रंजिय, ग्यान गढे;
बघ्र चंमर डारिय, आसन बारिय, नासु निहारिय, ध्यान द्रढे;
मरुतागति रोधिय, पूरन बोधिय, शंकर शोधिय, वृत्ति जमे;
जटधार सु जोगिय, पूरव भोगिय, प्रेम प्रयोगिय, देह दमे.
इक पोर सु तप्पिय, जंत्र सु थप्पिय, मंत्रहि जप्पिय, तंत्र जथा;
जुग जाम सु बित्तहि, सेव उथित्तहि, तत्र कथित्तहि, प्रेम कथा;
सहजावत मख्खिय, इच्छन अख्खिय, नेह नरख्खिय, प्रेम क्रमे;
जटधार सु जोगिय, पूरव भोगिय, प्रेम प्रयोगिय, देह दमे.
उवटाबट सद्धिय, त्यागत रद्धिय, शील सु बुद्धिय, चित्त सजे;
थर ठोर भयंकर, घाट गिरब्बर, झंगर अंबर, सोय रजे;
बनराय सु झुक्किय, पंख प्रलंबिय, रिच्छ मृगं सिय, तत्र रमे;
जटधार सु जोगिय, पूरव भोगिय, प्रेम प्रयोगिय, देह दमे.
जहाँ भूत पिशाचनि, डाकनि शाकनि, प्रेत पूरातनि, ज्वाल धखे;
सिगेरे वह साधत, ईश अराधत, मोदसु बाढत, खेल लखे;
अगमागम कीनह, एक महीनह, बाग प्रबीनहमें, बिलमें;
जटधार सु जोगिय, पूरव भोगिय, प्रेम प्रयोगिय, देह दमे. ॥ १ ॥

પ્રાતઃકાળમાં ઉઠી સ્નાન કરી, પાપને વિદારી, અંગે ભસ્મ ચર્ચી, જ્ઞાનમાં તલ્લીન (આરૂઢ) થાય છે; વાઘનું ચર્મ બિછાવી, આસન વાળી, એક દૃષ્ટિથી નાકની ડાંડી સામે સુરતા લગાડીને ધ્યાનને દ્રઢાવે છે; પ્રાણવાયુની ગતિને રૂંધી પૂર્ણ જ્ઞાનથી બુદ્ધિવડે, શંકરના સ્વરૂપને શોધીને તેમાં મનની વૃત્તિઓને જમાવે છે; એવી રીતે જટાને ધારણ કરનારા પણ પૂર્વના ભોગી—પ્રેમના પ્રયોગવાળા જોગીઓ, દેહને દમે છે. એક પહોરલગી તપસ્યા કર્યા પછી તંત્રશાસ્ત્રમાં કહ્યા

---

[1] આ આઠ સગણ (ાાડ, ાાડ, ાાડ, ાાડ, ાાડ, ાાડ, ાાડ, ાાડ,) ના માપનું દુર્મિલા, 'દુમિલા' વૃત્ત છે; અને તે પ્રસિદ્ધ "તોટક" વૃત્તથી બમણું છે. ગુજરાતી, પિંગળકારે તે ગ્રંથમાં જે જતિ-વિશ્રામ મૂક્યા છે, તેમાં અને આના વિશ્રામમાં સહજ તફાવત છે.

પ્રમાણે યંત્રની સ્થાપના કરીને મંત્રનો જાપ જપે છે. એ પ્રકારે બે પહોર વીત્યા પછી સેવામાંથી પરવારી ત્યાં પ્રેમ સંબંધી કથા કરે છે; સહેજે આવી મળેલા પદાર્થોનું ભોજન કરે છે; નેત્રો પણ કાંઇ (બાહ્ય પદાર્થો) જોવાની જેમને પ્રીતિ નથી અને કેવળ પ્રેમના જ અનુક્રમથી વર્તે છે,—એવી રીતે જટાધારણ કરનારા પૂર્વના ભોગી, પ્રેમના પ્રયોગવાળા જોગીઓ, દેહને દમે છે. માટે ઉવારે-વગર રસ્તે ચાલતાં સાધન કરે છે અને સર્વ પ્રકારની રિદ્ધિ-પૈસાનો ત્યાગ કરીને, સારા શીલ તથા સદ્બુદ્ધિને ચિત્તમાં ધારણ કરે છે; વળી ભયંકર સ્થળ હોય ત્યાં સ્થિતિ કરે છે; પર્વતના ઘાટ, વનની ઝાડી અને ઉચે આકાશ જ જ્યાં હોય તે જગો જેમને ગમે છે, તેવે સ્થળે અઢારભાર વનસ્પતિ ઝુલી રહેલી હોય છે; મોટા પક્ષીઓ, રીંછ, મૃગ અને શિયાળવાં જ્યાં રમે છે, એવી રીતે (તેવે સ્થળે રહીને), જટા ધારણ કરનારા પણ પૂર્વના ભોગી પ્રેમના યોગવાળા જોગીઓ દેહને દમે છે. વળી જ્યાં ભૂતો, પિશાચણીઓ, ડાકણીઓ અને શાકિની વસે છે અને પુરાતની પૂર્વકાળમાં પ્રેતો-મડાંઓની ચિતાની જ્વાળાઓ સળગી રહેલી હોય ત્યાં, સર્વે જોગીઓ સાધન કરતા તથા ઈશ્વરનું આરાધન કરતા હર્ષથી આવીને તેમના ખેલ જુએ છે; એમ અગમ્ય માર્ગે ગમન કરીને એક મહિને પ્રવીણના બાગમાં આવી રહ્યા છે, એવા જટાધારણ કરનારા પણ પૂર્વના ભોગી-પ્રેમ પ્રયોગવાળા જોગીઓ, દેહને દમે છે. (૨)

**सोरठा**—इहि बिधि गमनसु कीन, जोगी निज साधत क्रिया;
बिलमित बाग प्रबीन, एक मास अटवी सपत. ॥ ३ ॥
किय मनछा विश्राम, नयन लाय मनछापुरी;
सुधि आवत सुर धाम, धाम धाम केतू कलस. ॥ ४ ॥
मित्र[1] प्रजा[2] पुर देश[3], बिनर्ता[4] सुत[5] आमात्य[6] भ्रत[7];
नीताहि पाल नरेश, सोहे संपति सप्त जुत. ॥ ५ ॥

એ પ્રમાણે ગમન કરીને જોગીઓ પોતાની ક્રિયા સાધતા સાધતા જંગલમાં થઇને એક મહિને પ્રવીણના બાગમાં આવી પહોંચ્યા ને ત્યાં વિશ્રામ કર્યો. (૩) દૃષ્ટિમાં મનછાપુરીને જોઈ, ત્યાં વિશ્રામ કરવાની મનની ઇચ્છા કરી, તે નગરના પ્રત્યેક ઘર ઘર ઉપરની ધજાઓ તથા ચળકતા કળશ જોતાં દેવધામની યાદ આવે છે, અર્થાત્ સુરધામ-દેવતાઓના રહેઠાણ-સ્વર્ગની શોભા સમાન તે નગરની શોભા છે. (૪) [૧]મિત્રો, [૨]પુરની પ્રજા-રૈયત, [૩]દેશ, [૪]રાજસ્ત્રીઓ-રાણીઓ, [૫]સુત, [૬]વજીર અને [૭]ભ્રત્ય-નોકરોઃ એવી રીતે સાતે પ્રકારની સંપત્તિથી નીતિપાલ રાજા ત્યાં શોભે છે. (૫)

## कलाप्रबीनदशाबर्नन, जातिस्वभाव अलंकार.

छप्पय–कुमरी कला प्रबीन, छिनहु मन तन न परे सुख;
बिरह बिकल दिन रेन, जपे सागर सागर मुख;
पुर निज बाग पुरान, फूल फल मालिनि लावे;
निज न सुहावत सोय, सखी जनसें बकसावे;
दरसाइ सांझ चुनवे सुमन, मालिनि चलि उपबन गही;
संन्यास सप्त आसन रचित, बीच कुंज दरसे बही. ॥ ६ ॥

કુંવરી કળાપ્રવીણને એક ક્ષણે પણ મનમાં અને તનમાં ચેન પડતું નથી. તે વિયોગની વિકળતાથી રાત દિવસ "હે સાગર! હે સાગર!" એમ જાપ જપે છે; અને શહેર સમીપ પોતાનો એક જૂનો બાગ છે, તેમાંથી માલણ ફળફૂલ લાવે છે, પણ તે પોતાને ગમતાં નથી, તેથી તે પોતાની પ્રિય સખિયોને બક્ષીશ કરી દે છે. હમેશાંની રીત પ્રમાણે તે દિવસે સાંજ સમયે ફૂલ વીણવા સારુ માલણ તે બાગમાં ગઈ, ત્યાં જુવે છે તો કુંજની વચ્ચે આસન રચીને બેઠેલા તે સાતે સંન્યાસીઓ જણાયા. (૬)

दोहा–मालिनी सन्यासी दरसि, परसी आय सुपाय;
सुभग रूप शिशुता सुवय, लखि अद्भूत सुलाय. ॥ ७ ॥

સંન્યાસીઓને જોતાં જ માલણે આવીને તેમના પગનો સ્પર્શ કર્યો, પરંતુ તે (સંન્યાસીઓ)નાં સુંદરરૂપ તથા નાની વય જોઇને તે (માલિની) આશ્ચર્ય પામી. (૭)

चोपाइ–मालिनि जोगि बूझने लग्गे, तुम ले सुमन जाहु किहि जग्गे?
मालाकार कही तब नारी, कलाप्रबीन कीन फुलवारी.
ले फल फूल उहाँ नित आवे, अंदरकी देहरी रहावे;
दुज दुहिता कुसमावलि जोहि, रहे प्रवीन पास नित सोही.
समय पिछान देहुरी आवे, सोय हुजूर सुमन पहुंचावे;
पहुच वात,जोगी जिय चीनो, निज निज महि विवाद यह लीनो.
एक कहे वह हमें पिछाने, बडे लोग इक कहे कह जाने?
सुनि विवाद मालनी कहाई, आपे दरस वहे कह पाई.

जोगि कहे द्वारिका सिधाये, संगमघाट दरस उन पाये ?
ओर कही इन संग कहाओ, ब्रह्मनि तुम आशिषा सुनाओ.
कहिहो हा, मालनी कहीजे, उन प्रति हमें आशिषा दीजे;
द्वारामतिकी देहु निशानी, उनकों तबहि परेगी जानी.
मालनि कहे काल फिर आवें, तब तहकीक खबर सब लावे;
चुनि फल फूल बाज महि लीने, सहर प्रवेश मालनी कीने. ॥ ८ ॥

પછી જોગીઓ માલણને પૂછવા લાગ્યા કે, તમે પુષ્પ લેઇને કઈ જગ્યાએ જશો ? ત્યારે માળીની સ્ત્રીએ કહ્યું કે, આ પુલવાડી રાજકુંવરી કળાપ્રવીણે કરાવી છે, માટે ફળ પુલ લઇને હમેશાં ત્યાં (કુંવરી પાસે) જાઉંછું અને ત્યાં રાજમહેલની અંદરની દોઢીયે જઇને ઉભી રહું છું. બ્રાહ્મણની દીકરી કુસુમાવળી કરીને છે, તે નિરંતર પ્રવીણની સમીપમાં જ રહે છે; તે મારો આવવાનો વખત જાણીને, દોઢિએ આવી મારી પાસેનાં પુષ્પો લઈ હુજૂરમાં પહોંચાડે છે. એવી માલણની વાત સાંભળીને જોગીઓએ મનમાં પોતપોતાનો મુદ્દો વિચારી, અરસપરસ આ પ્રમાણે વિવાદ ચલાવ્યો. એક કહે કે, 'હમને તે પિછાને છે!' ત્યાં બીજાએ કહ્યું કે, 'મોટા લોક શું ઓળખાણ રાખે?' એ રીતની જોગીઓની ચર્ચા સાંભળીને માલણ બોલી કે, 'આપે એમને ક્યાં જોયાં હતાં?' ત્યારે જોગીએ ઉત્તર દીધો કે, 'અમે દ્વારિકા ગયા હતા, ત્યારે સંગમઘાટ ઉપર તેમને જોવા પામ્યા હતા!' વચ્ચે વળી એક જોગીએ કહ્યું કે, 'એમ છે તો આ માલણ જોડે જ તે બ્રહ્મપુત્રી કુસુમાવળીને તમારા આશીર્વાદ કહાવી મોકલો!' પછી તે જોગીએ માલણને પૂછ્યું કે, 'કેમ તમે કુસુમાવળીને અમારા આશીર્વાદ કહેશો?' માલણે ઉત્તરમાં 'હા' કહી, એટલે જોગીએ કહ્યું કે, 'તે કુસુમાવળીને અમારા આશીર્વાદ કહી દેજો અને તેને દ્વારામતિની નિશાની આપજો, કે જેથી તુરત યાદદાસ્ત આવી જશે!' પછી માલણે કહ્યું કે, 'ફરીને હું કાલે આવીશ; તે વખતે વિસ્તારથી બધી ખબર લાવીશ!' એવું કહી ફળ ફૂલ વીણી, છાબમાં લઇને માલણે શહેરમાં પ્રવેશ કર્યો. (૮)

दोहा–मालिनि शहर प्रवेश किय, लिये सुमन फल बाज;
यूथ लंघि पहिरायतन, गई देहुरी राज. ॥ ९ ॥

ફૂલ અને ફળ છાબમાં લઇને માલણે શહેરમાં પ્રવેશ કર્યો. તે પહેરેગીરોના સમુદાય ઓળંગીને રાજદ્વારની દોઢિયે ગઈ. (૯)

## छंद निशिपालिका.[1]

मालनहि राज नवमी सपत देहरी, बानि सुनि तास गइ अंद्र इक चेहरी;
भाषतहि नीठ परबीन कुसुमावलि, बात सुनि ब्रह्म उठि पुष्प लहने चली;
आइ निज देहुरिहि मालनिहि देखही, बाज वह फूल निज हस्त अपने लहि.
बाग प्रतिपाल बिनता तबहु ये कही, आज निज बाग अबधूत अय सातही;
आशिषहि आप उनमध्य इकही कही, बारि निधियें मिलित याद तुम यों दही.
फेर संनियास चरचा सु भखही सबे, चिंत कुसुमावलिहि चट्ट सु लगी तबे;
कोंन उन जानियत जोगि उत हे घने, फेर यह केत अनुहार दिखतें बने.
काल प्रति सांझ हम बागमहि आयगे, बाद संनियास दरशंत सु मिटायगें;
यों कहिहि मालनिहि थान बिदया करी, फूल लहि आप दरबार अँदरं फरी.१०

માલણ જ્યારે દરબારગઢની નવમી દોઢિયે પહોંચી, ત્યારે તેની વાણી સાંભળીને એક દાસી જનાની અંદર ગઈ અને ત્યાં કળાપ્રવીણ તથા કુસુમાવળી પાસે આવીને કહ્યું (કે, માલણી આવી છે.) તે વાત સાંભળીને કુસુમાવળી ઉઠીને પુષ્પ લેવાને ચાલી. તે પોતે દેવડીયે (દોઢિએ) આવી. ત્યાં માલણને જોઈ, એટલે માલણ પાસેની ફળ ફૂલની છાબ પોતાના હાથમાં લીધી. ત્યારે બાગનું રક્ષણ કરનારાની બૈરીએ આ પ્રમાણે કહ્યું કે,–"આજ આપણા બાગમાં સાત અબધૂતો (જોગીઓ) આવેલા છે, તેમાંના એકે આપને આશીષ કહી છે અને દ્વારીકામાં સમુદ્રને કિનારે આપને મળ્યાની યાદ આપી છે!" એમ કહી પછી તે સંન્યાસી અબધૂતોની સર્વે ચર્ચા કહી સંભળાવી; ત્યારે કુસુમાવળીના ચિત્તમાં ચટકી લાગી ગઈ. પણ તેણે કહ્યું કે, "કોણ જાણે ? ત્યાં તો એવા ઘણાય જોગીઓ છે" એવું ડોળ ઘાલી ફરીને બોલી કે, અણસારે જોવાથી ઓળખાણ પડે, માટે કાલ સાંજ સમે હું બાગમાં આવીશ ને તે સંન્યાસીઓને જોઇને, તેઓનો વાદ–સંદેહ મટાડીશ. એવું કહી માલણને તેને ઠેકાણે વિદાય કરી અને પોતે ફૂલ લઇને દરબારમાં પાછી આવી. (૧૦)

**सोरठा**–कुसुम कुसुम ले पान, कला प्रवीन हुज़ूर किय;
वदी न मालनि वान, मनही मन सोधत मतो. ॥ ११ ॥
शर्वरि वहत व्रतंत, मालिनि गई सु बाग महि;
चरचा जोग चलंत, कही कुसुम उक्की तहां. ॥ १२ ॥

---

[1] આ भ, ज, स, न, र, (ऽ।।, ।ऽ।, ।।ऽ, ।।।, ऽ।ऽ)ના માપવાળો **નિશિપાલ** વૃત્ત છે.

द्रढ मन कियो सन्यास, वह दिन बाग बिलंब किय;
कुसुम बिलोकन आस, दिनकर नय दूनी बढत. ॥ १३ ॥

કુસુમાવળીએ કુસુમ-પુષ્પ હાથમાં લઇને કળાપ્રવીણની હુજૂરમાં રજુ કર્યાં. પરંતુ માલણે કહેલી બિના ઉચ્ચારી નહીં. તે પોતે પોતાના મનમાં જ એકલી એકલી જ તે હકીકતનો વિચાર કરવા લાગી. (૧૧) તે દિવસની રાત્રિ ગુજર્યાં પછી બીજે દિવસે સવારમાં માલણ પાછી બાગમાં ગઈ. ત્યાં જોગીઓથી ચર્ચા ચાલતાં તેણે કુસુમાવળીની વાણી કહી સંભળાવી. (૧૨) તેથી જોગીઓ મન દ્રઢ કરીને તે દિવસે બાગમાં રોકાયા. પછી જેમ જેમ દિનકર-સૂર્ય નમતો ગયો, તેમ તેમ કુસુમાવળીને જોવાની તેમની અભિલાષા અધિક ને અધિક વધતી ગઈ. (૧૩)

**छप्पय**—दिनकर नय दरसंत, कुसुम परबीन अरज किय,
बिनय कीन्ह बहु बार, लखन उपवन सासन लिय;
कहीं चलत मुसकाय, बाग जोगी कोउ आये,
उन मेरी करि याद, आशिषा बचन पठाये;
पहिचान परे उनकी सु उत, एक पंथ दुहु काजहे;
फिर द्वार आय फंदन चढी, उभय सजे जिहि बाजहे.॥१४॥

સૂર્ય આથમતો જોઇને' કુસુમાવળીએ પ્રવીણને અરજ કરી તથા બહુ વાર નમ્રતાથી વિનય કરી, ઉપવન-બાગ જોવાની રજા લીધી; અને ચાલતી વખતે મન્દ હાસ્ય કરીને કહ્યું કે, 'બાગમાં કોઈ જોગીઓ આવેલા છે, તેમણે મારી યાદ કરીને આશિર્ વચન કહાવી મોકલાવ્યું છે, વાસ્તે ત્યાં જવાથી તેમનું ઓળખાણ પણ પડે, એમ એક પંથ ને દો કાજ છે.' પછી દરવાજે આવીને જેને બે ઘોડા જોડેલા છે એવા રથપર ચડી. (૧૪)

**दोहा**—बाज जोरि चक्री सु चढि, लिय कुजाक निज संग;
कुसुम सु पुगिगय कुसुमबन, परसत धरनि पतंग. ॥ १५ ॥

એમ ઘોડા જોડેલા રથે આરૂઢ થઇને પોતાની સાથે પ્યાદલ-સૈનિક લીધા. એ વિધિએ કુસુમાવળી, સૂર્ય ધરણી-પૃથ્વીની તલેટીને અડતાં અર્થાત્ અસ્ત થવાને સમયે કુસુમવન અર્થાત્ ફૂલવાડી-બગીચામાં પહોંચી. (૧૫)

**चोपाइ**—बाग दुहार कुजाक बिठाई, आप कुसुम उपबन प्राति आई;
दरश पाय जोगेश्वर चीने, आय नीठ अभिबंदन कीने.

ब्रह्मनि म्रदु मुसकाय कहायो, बहुरि कहा परपंच बनायो;
जोगी कही प्रपंच न कीनो, अब के सत्य जोग हम लीनो.
सुनियत कुसुम नेन भरि आये, बहुरि बानि बोलिहु न जाये;
जोगि ब्रह्मनी धीर द्रढाई, नीठ नीठ चरचा सु चलाई.
दुज दुहिता बतियन पुनि लग्गी, कलाप्रबीन खबर उनमग्गी;
ब्रह्मनि आप बतावे सोई, कलाप्रबीन गुजर क्यों होई. ॥१६॥

બગીચાને દરવાજે (સિપાઇઓ)ને બેસારીને કુસુમાવળી પોતે બાગમાં આવી. ત્યાં યોગેશ્વરનાં દર્શન પામીને તેમને ઓળખ્યા. પછી તેમની સમીપમાં જઈ તેમને વંદન કર્યું. તે બ્રાહ્મણી મૃદુ–મંદહાસ્યથી બોલી કે, "આ પ્રપંચ વળી શો કર્યો છે?" ત્યારે જોગીએ ઉત્તર દીધો કે, "આ કંઈ પ્રપંચ કર્યો નથી: આ વખતે તો અમોએ ખરેખરો જ જોગ લીધો છે." તે સાંભળતાં જ કુસુમાવળીનાં નેત્રો પાણીથી ભરાઈ આવ્યાં ને ફરીથી જરાયે વાણી બોલી શકી નહીં. ત્યારે યોગીએ બ્રહ્મકન્યાને ધીરજ દૃઢ કરાવીને માંડમાંડ કરીને તેની સાથે ચર્ચા ચલાવી. ત્યારે બ્રાહ્મણની દીકરી વળી વાતો કરવા લાગી, જે જોઇને તે જોગીઓએ કળાપ્રવીણના સમાચાર પૂછ્યા; અને કહ્યું કે, "કળા પ્રવીણનો દિન ગુજારો શી રીતે થાય છે? તે હે બ્રહ્મકુમારી! તમે અમને બતાવો." (૧૬)

दोहा–संन्यासी मुख बानि सुनि, कुसुम सु कही उचार;
आठ जाम अठ अठ घरी, यों परबीन गुजार. ॥ १७ ॥

સંન્યાસીના મુખની એવી વાણી સાંભળીને કુસુમાવળીએ ઉચ્ચારીને કહ્યું કે, આઠ પહોરની આઠ આઠ ઘડિયો કળા પ્રવીણની એવી રીતે ગુજરે છે કે;–(૧૭)

## कुसुमावलिउक्तकलाप्रबीनदशावर्नन.

तोटक–अध जाम निशा उठ मंज तनं, इक आसनसें द्रढ लाय मनं;
प्रतिमा उमया शिवकी ज्यु थपे, अरचा चरचा कर मंत्र जपे;
इक जाम सु सागर ध्यान धरे, गुजरान युँही परबीन करे.
उथपे अरचा चरचा सु चले, इतने महि बृंद सखी सु मिले;
बतियां सब बोलत इच्छ जथा, वह प्रेम उचारत गूढ गथा;
इक जाम सु गोप उसास भरे, गुजरान युँही परबीन करे

अस्नं बिबिधं बिध होत तबे, मन इच्छ अरोगत ओर सबे;
इतने महि याद लगे मनमें, उठ बेठत दूर जिमे न जिमे;
मिश नींद सुवे इक जाम जरे, गुजरान युँही परबीन करे.
पुनि बैठत सोच करे चितमें, सहियां फिर आय जुरे तितमें;
बिबिधं बिनता जन खेल लगे, उनकी सुरता सु लगी न डगे;
इक जामें लगे न घरी बिसरे, गुजरान युँही परबीन करे.
उत आप समान सबे अबला, तहाँ गायन साधत गानकला;
सब रीझत गान सँगीत लखे, उनकों बिरहा सु कमी न रखे;
इक बीतत जाम बडे कहरे, गुजरान युँही परबीन करे.
तितहि फिर भोजन आवतहे, अॅन्य खावत आप न पावतहे;
बिनता अपने ग्रह जाय रहे, उतसें उठ आप इकंत ग्रहे;
समरंत सु मिंत पहेर परे, गुजरान युँही परबीन करे.
उर मानसि मिंत समीप भजे, अभिसार दशा ग्रहि अंग सजे;
चितराम लिखंत अनंग बढे, लहि जोगिनि रूप विभूति चढे;
सुपनेश्वरि जाम जपं उचरे, गुजरान युँही परबीन करे.
बिरहा रस रीत कवीत कहे, हम गावत तान सु बीन गहे;
चरचा निज मिंत करे मुखसें, असुआन झरी उलटे चखसें;
मुरझायत सोय पहेर गरे, गुजरान युँही परबीन करे.
अठ पोर सु प्रेम प्रसंग सधे, दिनहु दिन व्याध असाध बधे;
छिनहीं छिन देह दशा पलटे, विरहा सु बढे तन जोत घटे;
कुसुमं सु कहे हम देख जरे, गुजरान युँही परबीन करे. ॥१८॥

પાછલી અર્ધ પહોર રાત્રી શેષ રહે, ત્યારથી ઉઠીને અંગે ન્હાઈ ધોઈ એક આસન વાળી મનને દઢાવે છે; પછી ઉમામાહેશ્વરની પ્રતિમાનું સ્થાપન કરી, નાના વિધ પૂજા અર્ચા કરીને મંત્ર જપે છે; પછી એક પહોર લગી રસસાગરનું ધ્યાન ધરે છે–એ પ્રકારે કળાપ્રવીણ ગુજરાન કરે છે. પછી પૂજાનું ઉત્થાપન કરીને ચર્ચા ચલાવે છે. એટલામાં સખીવૃન્દ આવીને મળે છે અને સ્વેચ્છા પ્રમાણે

તેઓ વાતો ચલાવે છે; પણ પ્રવીણ તો પ્રેમની ગૂઢાર્થ ગાથાઓ જ બોલે છે. પછી એક પહોર લગી ગુપ્ત રીતે ઉસાસા ભરે છે—એ પ્રમાણે કળાપ્રવીણ દિવસ ગુજારે છે. એટલામાં તરેહ તરેહનાં ભોજન તૈયાર થાય છે, તેને બીજાં સર્વે જનો મરજી મુજબ જમે છે, પણ એટલામાં પ્રવીણના મનમાં તેના મિત્ર જે રસરસાગર—તે યાદ આવે છે તેથી કંઇક જમી—ન જમી—ઉઠીને દૂર જઇ બેસે છે. ત્યાર કેડે નિદ્રાને બ્હાને સુએ છે, પરંતુ એક પહોર લગી સૂતી સૂતી મિત્રના વિયોગથી બળ્યા જ કરે છે; એવા પ્રકારે પ્રવીણ (હમેશાં) દિવસ ગુજારે છે. વળી પાછી બેઠી થઇને ચિત્તમાં શોચના કરે છે, એટલામાં તો પાછી સખિઓ આવીને એકઠી થાય છે. તે સુંદર સ્ત્રીઓનો સમાજ નાનાપ્રકારની રમત ગમ્મત કરવા લાગે છે, પણ પ્રવીણનું ધ્યાન તો મિત્રમાં લાગેલું હોય છે, તે જરાએ ડગતું નથી. એક પહોર લગી એવી રીતે મિત્રની સુરતામાં તલ્લીન રહે છે; એટલું જ નહિ પણ તે સુરતાને એક ઘડિયે વિસરતી નથી—એ પ્રકારે પ્રવીણ (નિરંતર) દિવસ ગુજારે છે. ત્યાં સમાન વયની સખિઓ મળીને સંગીત પ્રમાણે ગાન સાધે છે; તે સંગીત સાંભળી સર્વ કોઇ રીઝે છે, પણ પ્રવીણને તો વિરહ, કાંઈ દુઃખ દેવામાં બાકી રાખતો નથી! એમ એક પહોર મોટી મુશ્કેલીથી ગુજરે છે—એવા પ્રકારે પ્રવીણ દિવસ ગુજારે છે. તેવામાં ફરીને ભોજન આવે છે. તે અન્ય સર્વજન જમે છે, પણ પોતે જમતી નથી. પછી સર્વે સખિઓ પોતપોતાને ઘેર જતી રહે છે, એટલે ત્યાંથી ઉઠીને પ્રવીણ એકાંત ગ્રહી, એક પહોર સૂધી મિત્રનું સ્મરણ કરે છે—એવે પ્રકારે પ્રવીણ (સદા) દિવસ ગુજારે છે. પછી હૃદયમાં મિત્રના માનસિક સમાગમને ભજે છે અને અભિસારિકા[1] નાયકાની દશા ગ્રહીને અંગે શણગાર સજે છે; તેમ મિત્રની છબીને જોવાથી તેના અગમાં અનંગ—કામ તે બમણો વધે છે; પછી જોગિણીનું સ્વરૂપ લઇને શરીરે વિભૂતિ ચડાવે છે; અને એક પહોર સૂધી સ્વપ્નેશ્વરી દેવીના મંત્રનો જપ કરે છે—એ રીતે પ્રવીણ દિવસ ગુજારે છે. પછી વિહારના રસની રીતનાં કવિત કહે છે અને કુસુમાવળી કહે છે કે, હું વીણા લઇને તે કવિતને તાનમાં ગાઉં છું અને પ્રવીણ પોતાના મુખથી મિત્રની ચર્ચા કરે છે, તે સમયે તેનાં બંને નેત્રોમાંથી આંસુની ઝડી ઉલટે છે. પછી એક પહોર સૂધી મુર્ચ્છા ખાઇને પડે છે—એ પ્રકારે પ્રવીણ દિવસ ગુજારે છે. એ રીતે આઠે પહોર પ્રેમના જ પ્રસંગને સાધે છે. દિવસે દિવસે અસાધ્ય વ્યાધિ વધતી જાય છે; ક્ષણે ક્ષણે તેના શરીરની સ્થિતિ બદલાય છે, વિરહ વધે છે અને તનનું તેજ ઘટતું જાય છે; કુસુમાવળી કહે છે કે, તે જોઇને હું બળ્યા કરુંછું—એવી રીતે પ્રવીણ દિવસ ગુજારે છે.(૧૮)

. ૧ શરીરે સર્વ શૃંગાર સજીને પ્રિયતમને મળવા જનારી સ્ત્રીને "અભિસારિકા" નાયકા કહે છે.

**दोहा**—कलाप्रबीन दशा कही, कुसुमावली बनाय;
यहे गुजर उनको सदा, जपत मित दिन जाय. ॥ १९ ॥

એ રીતે કુસુમાવળીએ બનાવીને કળાપ્રવીણની દશા કહીને વિશેષમાં કહ્યું કે, આ પ્રમાણે તેનું સદા ગુજરાન છે તથા મિત્રનું નામ જપતાં એના દહાડા જાય છે. (૧૯)

**गाहा**—जोगि गमन उद्यानं, ब्रह्मनि उकति प्रबीन गुजर बिधि;
नव षष्ठी अभिधानं, पूर्व प्रबिनसागरो ल्हरं. ॥ २० ॥

જોગીઓનું બાગમાં આવવું, પ્રવીણના ગુજરાનની વિધિની કુસુમાવળીએ કહેલી ઉક્તિવાળી, પ્રવીણસાગર ગ્રંથની આ અગનોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૨૦)

**इतिश्री प्रबीनसागर ग्रंथे जोगीउपबनागतकुसुमावलिचर्चाभेदवाळी "रसपूर्णा" टीकानो नवषष्ठितमस्तरंगः ॥**

# લહેર ૭૦ મી.

## યોગીની પ્રેમ પત્રિકા.

**दोहा**—कहत तबे कुसुमावली, आय भले संन्यास;
उरमहि उन अनुराग भरि, कीजहु बाग निवास. ॥ १ ॥

ત્યારે કુસુમાવળી કહેવા લાગી કે 'હે સંન્યાસી ! તમે ભલે આવ્યા ! હવે હૃદયમાં પ્રવીણ ઉપર પ્રીતિ રાખીને આ બાગને વિષે નિવાસ કરો!' (૧)

### पुनः कुसुमावलिउक्तशिक्षाक्षेप अलंकार—कवित.

कुंद जपा केसरहे, झिल्लि दादुरा उचारे, खेलत मराल रंभा पीपर सुहावने;
कुसुम अनेक नागबेल चंपा नारंगन, अंब बिंबहे अनार कोकिल लवे घने;
कीर अलि उच्छव अंगूर पुंग लौंग एला, खंज कंज मधुक मयूर सारसा गने;
कीश इश बंदियें ज्यु निंदिये मरालनाथ, उन अभिलाष आप बागमें रहे बने. ।२।

વળી કુસુમાવાળી કહે છે કે—આ બાગમાં ડોલર, જાસુસ અને કેસર છે; તમરાં અને દેડકાં બોલે છે; હંસો આમ તેમ રમે છે; કેળો અને પીપળાનાં

વૃક્ષો શોભે છે; ઘણી જાતનાં ફૂલો, નાગરવેલ, ચંપા, નારંગી, આંબા, બિબ (ઘોલાં) અને અનાર છે; ઘણી કોયલો બોલે છે; પોપટ અને ભમરાઓ ઉચ્છવ કરે છે, અર્થાત્ આનંદથી મસ્ત થયેલાં છે; દ્રાક્ષ, અંગૂર, (લાંબી ને મોટી) સોપારી, લવીંગ, ઇલાયચી છે; ખંજન પક્ષી, કમળ, મહુડા, મોર અને ઘણાંક સારસના ગણ એટલે સમૂહ પણ છે; માટે વાંદરાના ઈશ–રામચંદ્રજીને વંદન કરીને, મરાલનાથ–હંસનાપતિ બ્રહ્માને નિંદીને, આપ બાગમાં રહેશો તો એનો–પ્રવીણનો અભિલાષ પૂર્ણ થશે. (૨)

## अथ पूर्नोपमालंकार–सवैया.[1]

कोकिल रंभन थंभन कूँजित, अंब कदंब गुलाबहि फूले,
छूटत हे जलजंत्र चहू दिश, ताल तमाल लता तरु झूले;
केसर मालति कुंद जुहीपर, डोलें मधूकर भूलेइ भूले,
या छबि बाग प्रबीन बसो इत, जोग सदा कइलासहि तूले; ॥ ३ ॥

કોકિલાઓ કેળોના થંભો ઉપર મધુર સ્વરવડે ટહૂકા કરે છે; આંબા, કદંબ અને ગુલાબ ફુલી રહ્યા છે, ચોદિશે જળ જંત્ર–ફુવારા છૂટે છે; તાડ તથા તમાલ છે અને ઝાડે ઝાડે લતાઓ ઝૂલી રહી છે; કેસર, માલતી, ડોલર તથા જુઈ ઉપર ભમરા ભૂલી ભૂલીને ડોલે છે. એવી છબી શોભાવાળો આ પ્રવીણનો બાગ (યોગીઓના ઈશ–શંકરના નિવાસ સ્થાન) કૈલાસ સમાન છે, માટે હે યોગિયો! આપ હમેશા અહીં જ નિવાસ કરો! અથવા યોગીઓને વસવા માટે આ પ્રવીણનો બાગ કૈલાસ સમાન અનુકૂળ છે; અર્થાત્ શંકર યોગી છતાં કૈલાસરૂપ બાગમાં રહે છે, તેમ તમે અહીં પ્રવીણના બાગમાં વસો. (૩)

**सोरठा**–बाग सु बर्नन कीन, बसबेकी ब्रह्मानि कही;
तब प्रतिउत्तर दीन, सागर श्रीमुख कुसुमसें. ॥ ४ ॥

ત્યાં નિવાસ કરવાને બાગનું વર્ણન કરીને બ્રહ્મતનયા કુસુમાવળી એ સંન્યાસીઓને ત્યાં નિવાસ કરવાને કહ્યું, ત્યારે સાગરે શ્રીમુખથી તે કુસુમાવળીને આ પ્રમાણે પ્રતિઉત્તર દીધો. (૪)

---

૧ આ અને બીજા ઘણા ખરા "સવૈયાઓ" વ્રજભાષાના કાવ્ય ગ્રન્થોમાં હોય છે તે સાત ભગણ ને બે ગુરુ (ऽ।।, ऽ।।, ऽ।।, ऽ।।, ऽ।।, ऽ।।, ऽ।।, ऽऽ,)વાળા **ઈન્દ્રવિજય** અથવા જેને **મત્તગયંદ** કહે છે તે ૨૩ અક્ષરના માપનું વર્ણમેળ વૃત્ત છે. દરેક ભગણ ऽ।।ની ચાર માત્રા છે, તેમ છેલ્લા બે ગુરુ (ऽऽ) કર્ણગણની પણ ચાર માત્રા છે, એટલે દરેક ચોકલ ગણની પહેલી માત્રાપર તાળ છે અને દરેક ચરણના મધ્યે ૧૨ અક્ષર પછી યતિ છે.

## सागरोक्तस्मरनालंकार.

**सवैया**–बिंब अनार दराख मिलावत, कीरहि टेरत क्यों न चरे,
नारिंग ताल जंझीरनके फल, पंकज पत्र लपेट करे;
फूले प्रसून गुलाबन लाल, हजारिकि ले पखरी बिखरे,
बासर बाग बितावत यों, हम प्यारि प्रबीनकि चाह भरे ! ॥ ५ ॥

સાગર કહે છે કે,–બિબ–ઘોલાં, દાડમ અને દ્રાક્ષને એકઠાં કરીએ છીએ; (તેનો ચારો કરવા–ખાવા માટે) પોપટને બોલાવીએ છીએ. પણ તે કાંઈ ખાતા નથી. નારંગી, તાડનાં ફળ તથા લીંબુનાં ફળ લઇને કમળના પત્રમાં લપેટીએ છીયે; ફૂલેલાં ફૂલ, ગુલાબ, તેમ લાલ રંગવાળી હજારીનાં ફૂલને લઇને તેની પાંખડીઓ વિખેરીએ છીએ, એવી રીતે અમે પ્યારી પ્રવીણની ચાહના ભર્યા આ બાગમાં દિવસ ગુજારીએ છીએ. (૫)

## जमकोत्प्रेच्छालंकार.

**सोरठा**–यहहे बाग अलोक, अवलोकत शिवलोक सुख;
बिन परबीन सशोक, मनहु कोक दिनमनि बिहिन. ॥ ६ ॥

આ બાગ અલૌકિક છે. તે જોતાં શિવલોક–કૈલાસના જેવું સુખ ઉપજે છે. પરંતુ તે પ્રવીણ વિના અમને એ બાગ શોકવાળો લાગે છે–જાણે દિનમણિ સૂર્ય વગર ચકવો હોય, અર્થાત્ પ્રવીણના મેળાપ વિના આવા સુખદાયક બાગમાં પણ અમારી સ્થિતિ સૂર્ય વિનાના ચક્વાક[1] પક્ષીના જેવી છે. (૬)

## छेकोक्ति अलंकार.

**सोरठा**–सबे कहत संन्यास, गहन रहन नांहिन निकट;
प्रान प्रेम बस पास, कहा अंग अंतर भयो ? ॥ ७ ॥

સર્વે લોકો કહે છે કે, સંન્યાસિયે ગહન વન અથવા પર્વતની ગુહામાં રહેવું જોઇએ, પણ વસ્તીવાળા પ્રદેશની પાસે રહેવું ન જોઇએ. પણ આ પ્રાણ તો

૧ સૂર્યાસ્ત થવા પછી (રાત્રિએ) ચકવો ચકવી એકઠાં થતાં નથી; નરમાદા શબ્દોચ્ચાર કરી કરીને એક બીજાને શોધે છે, પણ પરસ્પર પ્રાપ્ત થતાં નથી. ફરી પ્રભાતે સૂર્યોદય થવા સમય તે એક બીજાને શોધી લે છે; અર્થાત્ સૂર્યનાં દર્શન વિજોગે તેમનો સમય વિયોગના દુઃખમાં વીતે છે.

પ્રેમવશ હોઇને પ્રવીણની પાસે જ વસે છે, તો પછી શરીરનું અંતર પડે તેથી શું? પ્રાણ સદા પ્રવીણની પાસે છે, તો શરીર તેનાથી દૂર રહે તેમાં ફળ શું તાત્પર્ય કે તેમ થવું એ નકામુંજ છે. (૭)

**छप्पय**–एती कहि सन्यास, एक पाती लिख लीनी,
पठवन कलाप्रबीन, पान कुसुमावलि दीनी;
इन प्रतिउत्र लिखाय, काल उपबन फिर आओ,
उत्तर आनन उक्ति, आप उनके सब लाओ;
धारवी धीर उनके सु मन, याद अँतर भव कीजिये;
उन प्रति अरजी कीजे इती, हम बिदाय सू दीजिये. ॥ ८ ॥

એટલું કહીને સંન્યાસિયે એક પત્રિકા લખી તૈયારી કરી અને તે કળાપ્રવીણને મોકલવા માટે કુસુમાવળીના હાથમાં આપી; અને કહ્યું કે, "આનો પ્રતિઉત્તર લખાવીને કાલે પાછાં આ બાગમાં આવજો; વળી તેમના મોઢાની ઉક્તિથી પણ કહેલો ઉત્તર સર્વ રીતે લાવજો; તથા તેમના મનમાં ધીરજ ધરાવજો અને કહેજો કે અંતઃકરણમાં શ્રીશંકરનુ સ્મરણ કરો. વળી એમના પ્રત્યે એટલી અરજી કરજો કે, અમને જવાની રજા આપે." (૮)

**दोहा**–प्रेम उसासा उर भरे, नेन नीर भर आय;
रससागर पाती दई, ब्रह्मानि भेद सुनाय. ॥ ९ ॥

એમ કહેતાં રસસાગરના હૃદયમાં પ્રેમના ઉસાસા ભરાઈ આવ્યા અને આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. પછી કુસુમાવળીને બધો ભેદ સંભળાવીને કળાપ્રવીણ ઉપરની પત્રિકા આપી. (૯)

## वह पाती उदाहरन.

**भुजंगी**–परब्बीन प्रेमं कला आप जानो, उरं बीच काहू उदासी न आनो;
तुमें जा दिनांसे वही ब्रत्त लीया, दिनां वाहिसें जोग आराध कीया.
हमें आजसें साधनाकों बनावे, वही बातका आप धोंखा न लावे;
लिखा भागमें सो न कोऊ उथप्पे, अगे पांडवं राम आरन्य तप्पे.
वसे चित दूरंतरे सो न जानो, शशी सूर कूमोद कंज प्रमानो;
जहां जायकें जोग धूनी तपेगे, तहां आपके नाम दामं जपेगे.

सधंते वही साधना आप लावे, हमें आप आराधसें सिद्धि पावे;
वही चित्तमें ईश उच्चार धारे, हमें सोंह जो आप ऊनी विचारे.
सुपंने मिलेंगे प्रती मास दोऊ, सुरत्ता लगाओ सु आधार सोऊ;
मिलेंगे नहीं ए अँदसा न रख्खें, इतें आयँगे प्रत्य एके बरख्खे.
हमें जोग साधे महा सिद्धि लीजें, घरे धारनाकों बिदागीरि दीजें;
झरे नीर नेनां भरी आइ छत्ती, दई सागर ब्रह्मनीपान पत्ती. ॥१०॥

તે પત્રમાં લખ્યું કે,-"હે પ્રવીણ! આપ પ્રેમની કળાને જાણવાવાળાં છો, તેથી ઉરમાં કદીએ ઉદાસી લાવશો નહીં. તમે જે દિવસથી કુમારિકા વ્રત લીધું છે, તે દિવસથી જોગતું આરાધન કરો છો, તેવી રીતે અમે આજથી જોગસાધના કરશું; માટે તે વાતની આપ કાંઇ દિલગીરી કે અદેશો લાવશો નહીં; જે ભાગ્યમાં લખ્યું હોય તે કોઈ મિથ્યા કરી શકે એમ નથી; કેમકે પ્રાચીન કાળમાં પાંડવ અને રામે પણ અરણ્યવાસ કરીને તપ આદર્યું હતું. જે ચિત્તમાં વસે છે-તે દૂર છે અથવા તો તે વચ્ચે અંતર છે એમ જાણવું નહીં; જેમ ચંદ્ર તથા સૂરજથી કુમુદિની અને કમળ કેટલાં દૂર છે, તેનું પ્રમાણ કરો! અમે જ્યાં જઇને જોગધૂણી તાપશું ત્યાં આપના નામની માળા જપીશું. જે સાધના કરો છો, તેની સિદ્ધિને આપ પામશો, તેમ જ અમે પણ આપની આરાધનાથી સિદ્ધિને પામીશું. ઈશ્વરનું નામ ઉચ્ચારીને અમે એમ ચિત્તમાં ધાર્યું છે; વાસ્તે આપ કાંઈ મનમાં ઓછું લાવો તો તમને અમારા સમ છે. પ્રતિમાસે આપણે બન્ને સ્વપ્નામાં મળશું. બાકી સુરતા લગાવીને રહેવું, એ જ આપણો મોટો આધાર છે. 'હવે આપણે મળશું નહીં' એવો અંદેશો રાખશો નહિ; કારણ કે એક વર્ષ પછી અમે અહિ પાછા આવીશું. અમે જોગ સાધીને મહાસિદ્ધિ પામવાની ધારણા રાખી છે, માટે અમને વિદાયગીરી આપો;' એ રીતે લખી આપતાં સાગરની છાતી ભરાઈ આવી અને નેત્રોમાંથી આંસુ ખરતાં ખરતાં જ તે પત્રિકા તેણે કુસુમાવળીના હાથમાં આપી. (૧૦)

**सोरठा**-कुसुम सु पाती दीन, प्रेम भरे पीछी लही;
काव्य नवीन सु कीन, तासु अंत पुनि लिखतहे. ॥ ११ ॥

કુસુમાવળીને તે પત્રિકા આપી ખરી, પણ વળી હૃદયમાં પ્રેમ ભરાઈ આવવાથી તે પાછી લીધી; અને નવીન કાવ્ય બનાવીને તેને પત્રનાં અંતમાં લખે છે:-(૧૧)

## समरूपक अलंकार.

**सोरठा**—जोगी काम कराल, तन तीरथमें मन मढी;
प्रेम पावरी ज्वाल, व्रह धूनी दूनी जगे. ॥ १२ ॥

"કામદેવરૂપી મહાવિકરાળ જોગી, શરીરરૂપી તીરથમાં, મનરૂપી મઢીમાં રહે છે, તેની પાસે પ્રેમરૂપી પાવડી તથા વિરહરૂપી ઝાળોવાળી ધૂણી બમણા (જોરથી) જાગે છે–સળગે છે. (૧૨)

## समरूपक अलंकार.

**सवैया**—नाभिके कुंड अहोनिश मंजत, लूंठत घाट त्रिकाल ठह्यो;
अवालि संचरसें चढिकें, उत चोकि बघंबर ध्यान ग्रह्यो;
झूलत हार हिंडोरनसें, कुचके गिरि आसन बार रह्यो;
कानन मिंत प्रबीन तुमें तन, या मननें मुनि भेख लह्यो. ॥ १३

"મારું મન જોગીરૂપે બનીને તમારી નાભિરૂપી કુંડમાં રાત દિવસ સ્નાન કરે છે; તેમ જ તેને તીરે અર્થાત્ ડુંટી ઉપરની ત્રિવળીમાં ઠરીને ત્રણે કાળ (સવાર, બપોર ને સાંજ) આળોટે છે; ત્યાંથી રોમાવલીને માર્ગે ચડીને ઉર–છાતી ઉપર ધરેલી ચોકીરૂપી વાઘાંબર ઉપર ધ્યાન ધરે છે ને તમારા કંઠના હારરૂપી તપસ્વીઓના હીંડોળા ઉપર ઝૂલે છે; સ્તનરૂપી પર્વત ઉપર આસન વાળીને રહે છે; એમ હે પ્રીય મિત્ર પ્રવીણ! તમારા શરીરરૂપી વનમાં વસવાને આ (મારા) મને મુનિનો ભેખવેશ લીધો છે. (૧૩)

## द्रष्टांतालंकार.

**सोरठा**—मिंत मिलनको अंग, सहज सुभागाहि पाइये;
रहत एक यों रंग, पय व्रत दधि नवनित मठा. ॥ १४ ॥

મિત્રના અંગ સાથે મળવાનું તો સારા ભાગ્યથી સહેજે પામીએ; પણ જેમ દૂધ, ઘી, દહીં, માંખણ અને છાશમાં ધોળો રંગ એક જ છે, તેવી જ રીતે પ્રેમનો રંગ બન્ને મિત્રમાં એક જ પ્રકારનો રહે છે. (૧૪)

## रूपकालंकार.

**सोरठा**—प्रेम पिरोहे तार, मन मोती गुन ग्रंथ करि;
हुओ मिंत उर हार, सो निशदिन लटकत रहे. ॥ १५ ॥

પ્રેમરૂપી સુતરના તાંતણામાં પરોવાઇને મનરૂપી મોતી, ગુણરૂપી ગાંઠ વળાઇને મિત્રના હૈયા ઉપરનો હાર થઇને રાત દિવસ લટકતો રહે છે. (૧૫)

## द्रष्टांतालंकार.

**सवैया**–प्रेमसें दारा भयो दरबेसहि, पैक सिकंदर प्रेम लपट्टा,
प्रेमसें फूल फकीर भये, पुनि प्रेमसें साह पने परिहट्टा;
किंकर प्रेम भयो गजनब्विय, प्रेम चिते बहराम उलट्टा,
प्रेम प्रवीन नवीन कला यह, प्रेम करी मजनू शिर जट्टा. ॥ १६ ॥

પ્રેમથી (શાહજહાનો પુત્ર) દારાશાહ મહાન્ દરવેશ (ફકીર) થયો; પણ સિકંદર (નૌશાબા નામની શાહજાદીના) પ્રેમમાં લપટાયો હતો; પ્રેમથી ફૂલ ફકીર થયો, વળી પ્રેમથી શાહ પન્ના બાદશાહીથી દૂર થયો; તથા શાહ ગીજનવીને કિંકર–નોકર (આયાઝ નામના ગુલામ)થી પ્રેમ જોડ્યો હતો. તેવી જ રીતે (હુમાયુ અને અકબરના વજીર–ખાનખાના) બેહેરામના મનમાં પણ પ્રેમ ઉલટ્યો હતો. હે પ્રવીણ! એ પ્રેમની કળા જ નવિન છેઃ કેમકે મજનુયે પણ પ્રેમની માથે જટા કરી હતી.[1] (૧૬)

**दोहा**–दारा ओर सिकंदरहि, फूल पना महमद;
बहराम रु मजनूं कियो, प्रेम सु हद बेहद. ॥ १७ ॥

એ પ્રકારે દારા, સિકંદર, ફૂલ, પન્ના, મહમદ, બેહેરામ, અને મજનું એઓએ હદથી જ્યાદા–બેહદ પ્રેમ કર્યો હતો. (૧૭)

## द्रष्टांतालंकार.

**छपय**–प्रेमसु हद्द बेहद्द, कियो लेलां अरु बानां;
सुचिह प्रेम सरसाय, सोय परिहट्टनि जानां;
मोरी जोरी प्रीत, मिंत सावेनां वहरां;
जुगल रीतकी नीत, चित्त पाई गुलजहरां;
यह देह नेह एसे सुने, छेह भये जुग जाय छन;
परवीन दीन सब प्रेम वस, महत पुरुष उदार मन. ॥ १८ ॥

---

*[1] આ સવૈયામાં જેમ બધા પુરુષ–આશકોનાં નામ ગણાવ્યા છે, તેમ લહેર ૫૮ મીના છંદ ૪ થા અને ૧૫મીમાં અનુક્રમે સ્ત્રીઓ અને પુરુષો (માશુકો અને આશકો)નાં નામ બતાવ્યાં છે. એ દરેક જોડાના પ્રેમ સબંધીના જૂદા જૂદા ગ્રંથો છે; તેમાં સવિસ્તર વર્ણન આપેલું છે. અહીં તો માત્ર તેમનાં નામ જ બતાવ્યાં છે, કેમકે હકીકત લખતાં ગ્રંથનો વિસ્તાર વધી જાય તથા વિષયાંતર થાય.

લેલીઅ઼ે અને બાનાએ હદથી બેહદ પ્રેમ કર્યો હતો; તેમ પરિહટની-રંગરેજીએ પ્રેમની પવિત્રતાની સરસાઈ જાણી હતી; ભોળી સાવેના અને બહરાંયે મિત્ર સાથે પ્રીત જોડી હતી. એ બેયની નીતિની રીતિ ગુલચહેરાં મનમાં પામી હતી. આ દેહે એવા ઘણાકના સ્નેહ સાંભળ્યા છે, કે જેઓના વિયોગ થવાથી જુગ જેવી ક્ષણ જતી હતી. તેમ જ હે પ્રવીણ! ઉદાર મનવાળા બધા મહાન્ પુરુષો પણ પ્રેમને વશ થઈ દીન રંક થઈ ગયા છે. (૧૮)

**सवैया**—आपहिके अभिधानके अंकसु, सात गुने करि दोय समे,
बीस गुने करि चत्रदशं हर, शेष रहे सो ग्रहे मनमें;
नोगुन नेक बिचार उने, परबीन कियो परमान हमें,
जेते भयेहें तिते जुगलों अहो मिंत रहो चिरजीव तुमें. ॥१९॥

આપના નામના અક્ષરથી એટલે પ્રવીણ અથવા સુજાણ એ ત્રણને સાતે ગુણી, તેમાં બે મેળવવા એટલે ત્રેવિશ બનશે; પછી તેને વીશે ગુણવા એટલે ૪૬૦ થાય, તેને ચૌદે ભાગવા; તેમ કરતાં જે શેષ એટલે બાર રહે-તેને મનમાં રાખીએ છીએ; એટલે બારે માસ તમને મનમાંને મનમાં રાખીએ છીએ, પછી તેને નવે ગુણવાથી ૧૦૮ કરીએ. હે પ્રવીણ! અમે એટલું પ્રમાણ કર્યું છે કે તે જેટલા થયા, તેટલા જુગ પર્યંત અહો મિત્ર પ્રવીણ! તમે ચિરંજિવ રહો! (૧૯)

**सोरठा**—जिनहूको अभिधान, तिन अच्छर गिनती करो;
निकसत एह निदान, आयुष जुग सत अष्टकी. ॥ २० ॥
फिर पाति लिख एह, भई प्रेम पूरन दशा;
ब्रह्मनि पानि सु देह, कीन बिदा परबीन प्रति. ॥ २१ ॥

એ ગણતરીમાં એવો ચમત્કાર છે કે, ગમે તેના નામના ગમે તેટલા અક્ષર હોય તેની ઉપર મુજબ ગણતરી કરો, તો છેવટે એ જ નીકળવાનું કે 'તેનું આયુષ્ય એકસો ને આઠ જુગનું થાઓ! (૨૦) એ પ્રમાણે ફરીથી પત્રમાં લખીને, પ્રેમની સંપૂર્ણ દશા વર્ણવી અને તે પત્ર કુસુમાવળીના હાથમાં આપીને તેને પ્રવીણ તરફ વિદાય કરી. (૨૧)

**धारा**[1]—सागरं पती सु दीन, ब्रह्मनी सु पान लीन.
लेत सास नेन नीर, चित्तकी छुटी सु धीर.

[1] રગણ જગણ અને ગુરુ લઘુ ડાડ ।ડા ડા, ના માપવાળું આઠ અક્ષરનું નારાચથી અર્ધા માપનું વર્ણ વૃત્ત છે. તેમાં પહેલા અને પાંચમાં અક્ષર ઉપર તાળ છે.

फेर जोगि शीश नाय, मालनी मिलि बुलाय.
फंदनं चढी सु आन, कीन पट्टनं पयान.
आप व्है गई उदास, आइहे प्रवीन पास.
देखितं दशा कुमार, बूझतं सु बार बार.
बाल ब्रंद भीर जान, ब्रह्मनी बदे न बान.
सो लही कलाप्रबीन, बालिका बिदाय दीन.
रेनकी इकंत धारा, बूझने लगी बिचार.
आप आपही बिलाय, ब्रह्मनी बदी न जाय.
अंसुवा भरे उसास, पात्रिका दई निकास. ॥ २२ ॥

સાગરે જે પત્રીકા આપી તે કુસુમાવળીએ હાથમાં લીધી,–પણ તે લેતાં હૃદયમાં ઉચ્છ્વાસ અને નેત્રોમાં આંસુ ભરવા લાગી. એટલું જ નહિ, પણ તેના મનની ધીરજ છૂટી ગઈ. પછી ફરી જોગીને શીશ નમાવી, માલણને બોલાવી મળી, પછી આવીને રથમાં ચઢીને શહેર તરફ પ્રયાણ કર્યું. પોતે ઉદાસી બની ગઈ છે: એવે ચહેરે પ્રવીણ પાસે આવી. તેની એવી સ્થિતિ જોઇને કુંવરી વારે વારે પૂછવા લાગી, પણ બાળાઓના વૃન્દની ભીડ જાણીને કુસુમાવળી કાંઈ વાણી બોલતી નથી. તે ભેદ કળાપ્રવીણ સમજી ગઈ; એટલે સર્વે સખિયોને વિદાય કરી. પછી રાતની એકાંત ધારીને વિચાર પૂછવા લાગી ને તે બન્ને પોત પોતાના મનમાં વિલખવા લાગ્યાં. પણ કુસુમાવળીથી કાંઈ બોલી શકાતું નહોતું. છેવટે તેણે નિસાસા ભરીને આંખમાં આંસુ આણી પત્રિકા કાઢીને તેના હાથમાં આપી. (૨૨)

**सोरठा**–पाती कुसुम सु दीन, बोली जात न बात कछु;
बांचे बिना प्रबीन, उर उदास आई अगम. ॥ २३ ॥

એ રીતે કુસુમાવળીએ પત્રિકા પ્રવીણને આપી, પણ તેનાથી કાંઈ વાત બોલી શકાતી નહોતી. પ્રિય સખીની આવી સ્થીતિ જોઇને પત્રિકા વાંચ્યા વગર જ પ્રવીણના અંતઃકરણમાં અગમ્ય અથવા ભવિષ્યસૂચક ઉદાસી આવી ગઈ. એટલે આ પત્રમાં કાંઇ ખુશખબર નથી, એમ તે સમજી ગઈ. (૨૩)

**मुक्तदाम**[१]–लई पतियां कर बांचत नार, इतेमहि नेन भई जल धार.
गरो भरि आय, गयो तिहि काल, नहीं कछु बोलनकी सुध बाल.

---

१ આ ચાર જગણ (।ऽ।) ના માપવાળુ **મૌક્તિકદામવૃત્ત** અથવા **મોતીદામ** છંદ ગુર્જર વાચકવૃંદને પરિચિત છે.

भरे दुख गूढ सु प्रौढ उसास, जरे उन ज्वाळ सु भोम अकास.
अटा अनुमानत हे सु उजार, तपे तलफे तन बारहि बार.
गई जुग ग्रंथ जुराफन छूटि, किधों लकरी गइ हारन तूटी.
लई गति सोय समे परबीन, किधों बिछुरे सु महाजल मीन.
लगे घनघोर चहू दिश गाज, किधों अकुलाय उठे म्रगराज.
खमां कहि ब्रह्मनि धारति धीर, इते महि होत असाध शरीर.
भई सुध मूरत एक बहंत, तबे कुसुमावलि एह कहंत.
कहा मुरझाय रहो निज चिंत? सुनो उनके सु कहें बरतंत.
कितो समुझावत ब्रह्मकुमार, लगाइ सु नीठहि नीठ उचार. ॥२४॥

તેથી (ધડકતા હૃદયે જ) તે કાગળ હાથમાં લઇને વાંચવા માંડ્યો, પણ એટલામાં તો તેની આંખ્યોમાંથી આંસુની ધારા ઝરવા લાગી, તે સમયે તેનું ગળું ભરાઈ આવ્યું અને તે બાળાને કાંઈ બોલવાની પણ શુદ્ધિ રહી નહિ તથા ગુપ્ત દુઃખથી તે મોટા ઉસાસા ભરવા લાગી. તેના વિરહ અગ્નિની જ્વાળાથી ધરતી તેમજ આકાશ બળવા લાગ્યાં; રાજમહેલ અને પોતાની નવરંગી અટારીને તે ઉજ્જડ-વેરાન જાણવા લાગી; તેનું શરીર વારેવારે તપવા ને તલફવા લાગ્યું. જાણે કે જુરાફ પક્ષીના જોડાની ગાંઠ છૂટી ગઈ; અથવા હારન પક્ષીના પગમાંની લાકડી તૂટી ગઈ! એવી ગતિ તે વખતે પ્રવીણે લીધી! જાણે કે મહા જળમાંથી માછલી વિખૂટી પડી હોય! અથવા આકાશમાં વર્ષાદની ઘોર ગર્જના થવાથી મૃગરાજ સિંહ અકળાઇને ઉઠ્યો હોય! એવી દશા જોઇને કુસુમાવળી 'ખમા ખમા' કહીને પ્રવીણને ધીરજ આપવા લાગી, પણ એટલામાં તો તેનું શરીર અસાધ્ય થઈ ગયું! એવી હાલતમાં એ ઘડી ગયા પછી તેને શુદ્ધિ આવી, ત્યારે કુસુમાવળી એવી રીતે કહેવા લાગી કે, (હે પ્રિય સખી! તમે મનમાં મુઝાઈ શું રહો છો? હું એ જોગીનું વૃત્તાંત કહું તે તો સાંભળો!) એમ કહીને કુસુમાવળીએ કેટલીક રીતે સમજાવી ત્યારે તે-પ્રવીણ-માંડમાંડ વાતે વળગી, અર્થાત્ બોલવા લાગી. (૨૪)

**दोहा**–नीठ नीठ चरचा चली, धीर द्रढाई चेत;
कुसुम कहि सन्यास विध, आदि अंत परजंत. ॥ २५ ॥
आध निशा अनुमान भो, नित उत समो निहारि;
जोगिनि रूप प्रबीन लिय, बीन म ब्रह्मकुमारि. ॥ २६ ॥

એમ માંડ માંડ ચર્ચા ચલાવી, ચિત્તમાં ધીરજ દ્રઢાવી, પછી કુસુમાવળીએ તે જોગીનું આદિથી તે અંત સુધીનું વૃત્તાંત કહ્યું. (૨૫) આશરે અરધી રાત્રિનો સમય થયો, તે જોઇને નિત્યની પેઠે ત્યાં પ્રવીણે યોગિનીનું રૂપ લીધું અને કુસુમાવળીએ હાથમાં વીણા લીધી. (૨૬)

**सोरठा**—पूजन कीन प्रकार, छिन छिन तलफत मिंत बिन;
पावक बिरह अपार, रोम रोम लागी रमन. ॥ २७ ॥

પછી વિધિયુક્ત પૂજાનો આરંભ કર્યો. પરંતુ મિત્ર વગર તે ક્ષણે ક્ષણે તલફે છે અને અપાર વિરહાગ્નિ રોમે રોમને વિષે રમવા લાગ્યો. (૨૭)

### समरूपक अलंकार.

**सोरठा**—सुरत ब्रत्त वृति धार, मन मिंत प्रत करियत गमन;
न बद्दों शब्द उचार, वंश कुलट बिधना बदत. ॥ २८ ॥

સુરતરૂપી નટના દોરડા ઉપર તે પોતાની વૃત્તિ ધરીને રાખી રહી. તેનું મન મિત્ર પ્રત્યે ગમન કરવા લાગ્યું અને પ્રેમરૂપી વાંસ ઉપર ગુલાંટ ખાવા લાગ્યું! તથાપિ વિધાતા "નબદું નબદું" એવો શબ્દ ઉચ્ચારવા લાગ્યો![1] (૨૮)

**गाहा**—कुसुम जोगि पहिचानं, पाती व्रति प्रबीन बंचन बिधि;
सित्तरमो अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ २९ ॥

એ રીતે કુસુમાવળી અને યોગીની ઓળખાણ થઇ તથા જોગીરૂપ સાગરે લખેલો પત્ર પ્રવીણે વાંચ્યો, તે વિધિવાળી પ્રવીણસાગર ગ્રંથની આ સિત્તેરમી લહેર સંપૂર્ણ થઈ. (૨૯)

इतिश्रीप्रबीनसागरे संन्यासकुसमावलिचरचाकलाप्रबीनपत्रपठयनभे-
दवाळी रसपूर्णा टीकानो सप्ततितमस्तरंगः ॥ ७० ॥

---

૧ જ્યારે નટ વાંસ ઉપર અથવા દોરડા ઉપર વિવિધ પ્રકારનો ખેલ કરી, નીચે ઉભા રહેનાર-ઢોલ વગાડનારને પૂછે છે કે "કયોં નાયકજી ! કેસી ભઈ ?" ત્યારે પેલો નાયક કહે છે કે, "નબદું" અર્થાત્ હું કબુલ કરતો નથી. તે વાતનું આ સોરઠામાં રૂપક કર્યું છે. એટલે વાંસ ઉપર ચડનાર ગમે તેટલી મુશ્કલીવાળી કસરત કરી બતાવે, તોપણ નીચે ઉભેલો પેલો નટનો ઉસ્તાદ તો "નબદ" શબ્દનો જ ઉચ્ચાર કરે છે. તેમ આમાં પ્રવીણને નટ અને વિધાતાને "નબદુ" ઉચ્ચારનાર ઉસ્તાદ કર્યો છે.

# લહેર ૭૧ મી.

## યોગીની અલેખ ધૂની.

**दोहा**—बाग बसत संन्यास वह, लगे सु निज बतरान;
जाय न जच्चे ओर पुर, जगे अलख इहि थान. ॥ १ ॥

તે બાગને વિષે નિવાસ કરી રહેલા સંન્યાસીએ પોતપોતામાં વાતો કરવા લાગ્યા કે, "બીજા શહેરમાં જઇને નાચવું નહિ. પણ આ ઠેકાણે તો અલેખ જગાવિયે જ. (૧)

**तिलक.**[૧]—यह जोगि वहे, निज बात कहे;
नहि ओर रचें, नन आन जचे.
जेहि प्रेम हिया, निज जोग लिया;
तिहि प्रत्ति मगे, अलखं ज्यु जगे.
सब सत्य कह्या, उठ पंथ लह्या;
किय मोद उरं, परबेस पुरं.
निश आध वही, मुख बान लही;
गलियान फिरे, सु उचार करे. ॥ २ ॥

વળી તે જોગી અર્થાત્ સાગર પોતાની વાત કહે છે કે, 'બીજી કોઈ જગોએ કાંઈ કરીએ નહી, તેમ અન્યને જાચીશું પણ નહિ; પરંતુ હૃદયમાં જેના પ્રેમને લીધે મે આ ભેખ લીધો છે, તેના જ પ્રત્યે જઇને માગીએ તથા અલેખ જગાવિયે.' ત્યાં સર્વ 'સત્ય છે'–મિત્રોએ એમ કહ્યું, એટલે ઉઠીને માર્ગ લીધો, અને મનમાં આનંદ લાવીને શહેરમાં પ્રવેશ કર્યો. પછી જ્યારે અર્ધ રાત્રિ વીતી ત્યારે મોઢેથી વાણી કહેવા માંડી; અને એવી રીતે ગલીએ ગલીએ ફરીને અલેખના સારા શબ્દનું ઉચ્ચારણ કરવા માંડ્યું. (૨)

**दोहा**—पुर पंथन परबेस किय, प्रेम बिबस संन्यास;
गहरी धुनि भंखित सबद, मिंत बिलोकन आस. ॥ ३ ॥

---

૧ આ ૭ અક્ષર-બે સગણ (॥ऽ ॥ऽ) ના માપવાળુ **તિકલવૃત્ત** છે. તેના બન્ને સગણના છેલ્લા ગુરુ ઉપર તાળ છે.

પ્રેમને આધીન થયેલા તે યોગીઓએ તે શહેરના રસ્તાઓમાં પ્રવેશ કર્યો અને મિત્રને-પ્રિયને-જોવાની અભિલાષાથી ગંભીર ધ્વનિથી શબ્દ બોલવા લાગ્યા. (૩)

## वह शब्दोदाहरनं [१]गूढोक्ति–असंगति संकर अलंकार.

**छंद चिंतामनि**[२]–जगीहे जोगकी धूनी, बरषत बुंदसें दूनी;
विना लकरे सु नां बूझे, नयनसें जोत नां सूझे;
निकटसें ताप नां लागे, सन्यासी दूरसें दागे;
पियाला प्रेमका पीया, उनोने मायना लीया.
सरोवर अंतरिछ नीरा, चले चहु ओर जल सीरा;
बसतहे तीरपर हंसा, न लोहु हाड अरु मंसा;
भरे परिपूर बिन मेहा, तहांहे जोगिको नेहां;
पियाला प्रेमका पीया, उनोने मायना लीया.
गिरब्बर शृंग नवरंगी, शिर शिखर कंजमें भ्रंगी;
न पोचे पाव परवारा, अपंगीका सू अख्वारा;
बिना सिर बासके भोगी, लगेहे साधना जोगी;
पियाला प्रेमका पिया, उनोने मायना लीया.
सुचिका सैलकी अग्रा, चहु दिश चार हे नग्रा;
उनो मध देवका डेरा, त्रिबेनी तासके फेरा;
करे तन खंड शो जावे, सुरत जोगी तहां लावे;
पियाला प्रेमका पिया, उनोने मायना लीया.

---

૧ ગૂઢ આશયથી ઉક્તિમાં એકને કહીને બીજાને ઉપદેશ આપવો-સંભળાવવું, તેનું નામ ગૂઢોક્તિ અલંકાર. કારણથી વિરુદ્ધ કાર્ય ઉપજે, તેનું નામ અસંગતિ અલંકાર. એ રીતે એ બન્ને અલંકારો આ છંદમાં છે, તેથી સંકર અલંકાર કહેવાય. જ્યાં એકથી વધારે અલંકાર એકઠા થાય અને તે નિરાળા ન દેખાતાં દૂધ પાણીની પેઠે મળી જાય, તેને સંકર અલંકાર કહેવાય.

૨ આ માત્રામેળજાતિ આ ગ્રંથના કર્ત્તાએ નવીન યોજી છે, અને તે ફારસી ગઝલના ઢબપર બોલાય છે. એમાં કુલ ૧૪ માત્રા જોઇએ. તે આ પ્રમાણેઃ–૫×૫×ડડ (૪)=૧૪ અર્થાત્ બે ટગણ×૧ કર્ણગણથી "ચિંતામણિ" જાતિ થાય છે, અને તેમાં ૨–૬–૯–૧૩મી માત્રાએ તાળ છે.

कूल अजगेबकी माया, झरोखा व्योममें छाया;
न पहुचे चंद अरु सूरा, उनोमें सहस गुन नूरा;
मनी मानंक जहाँ थापे, तहां सन्यास तन तापे;
पियाला प्रेमका पीया, उनोने मायना लीया.
जमीमें बीज लगवाया, बिरख ब्रहमंडमें छाया;
परंदा पाख बिन आये, मधू बिसराम ठहराये,
वही फल फूलकी आशा, कियाहे जोगिने बासा;
पियाला प्रेमका पीया, उनोने मायना लीया.
हलाहल सिंधुके पारा, अगिनका द्वीपहे सारा;
ब्रखा खग धारसें पाते, कटे उस राहकों जाते;
मुनी तहां डार म्रगछाला, जपे निज नेनकी माला;
पियाला प्रेमका पीया, उनोने मायना लीया. ॥ ४ ॥

આના **જોગી પક્ષે** તથા **પ્રવીણના પ્રેમપક્ષે** એમ બે અર્થ થાય છે, તે અનુક્રમે લખિયે છીએ:-

**જોગી** વિષે;-જોગીની ધૂણી સળગે છે, તે વર્ષાદનાં બિંદુથી બમણી પ્રગટે છે; તે ધૂણીમાં લાકડાં નથી, તે છતાં તે ઓલવાતી નથી; આંખ્યોથી તેની જ્યોતિ દેખાતી નથી, અને પાસે તાપ લાગતો નથી, છતાં સન્યાસી દૂરથી દાઝે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો મર્મ-ગૂઢાર્થ સમજી લીધો છે.

[ ચિદાનંદરૂપી ધૂણી નિરંતર જાગૃત છે અને તેના યોગે જ જગતમાં વૃષ્ટિ થાય છે; તેમાં વગર લાંકડાં નાંખે તે જોત ઓલવાતી નથી, તેમ તે પરમ તેજ આ ચર્મચક્ષુથી જોવામાં આવતું નથી; તે સર્વ વ્યાપી છતાં તેનો તાપ લાગતો નથી; પણ તેને સાધનારા સંન્યાસિઓ તેના વિયોગથી અર્થાત્ તેનાં દર્શન કર્યાં વગર મનમાં દાઝે છે. ]

**પ્રવીણ** વિષેઃ-સાગર કહે છે કે, 'પ્રવીણની પ્રીતિથી જેણે જોગ લીધો છે, તે જોગીની ધૂણી વિરહાગ્નિથી સળગતી રહે છે અને તેમાં આંસુનાં બિંદુ વરસવાથી તે બમણી સળગે છે. એ વિરહની સળગતી ધૂણી કેવી છે કે, તેમાં લાકડાં નહિ નાખવા છતાં તે બુઝાઈ જતી નથી તેમ તેનો ભડકો દૃષ્ટિએ દેખાતો નથી, અને જો તેની પાસે રહીયે તો તાપ લાગતો નથી, પરંતુ તેનાથી દૂર પડવાથી-

વિયોગથી આ સંન્યાસી દાઝે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણેજ તેનો અર્થ સમજી લીધો છે.

**જોગી** વિષે–અંત્રિક્ષને વિષે એક પાણીથી ભરેલું સરોવર છે, તેમાંથી ચોતરફ પાણીની ધારાઓ ચાલે છે; તેની તીરે હંસ વસે છે, પણ તેના શરીરમાં લોહી, હાડકાં કે માંસ નથી; વર્ષાદ વગર તે સરોવર ભરપૂર રહે છે; તે ઠેકાણે જોગીનો સ્નેહ છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

[ જે પાણીવડે આ જગત્ ઉત્પન્ન થયું છે, તે જળથી ભરેલા સરોવરરૂપ બ્રહ્મ આકાશમાં સર્વવ્યાપક છે; તેમાંથી ચોતરફ પાણીની સેર્યો ચાલે છે. હંસ એટલે આત્મા તેની સમીપમાં તે સરોવર રહે છે, પણ તે હંસ અર્થાત્ આત્મામાં લોહી, હાડકાં કે માંસ નથી. વર્ષાદ એટલે કોઈ પ્રકારની પૂરવણી મળ્યા સિવાય તે બ્રહ્મરૂપી સરોવર પરિપૂર્ણ રહે છે. જોગી લોકો ત્યાં પ્રેમ લગાડે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધોછે. ]

**પ્રવીણ** વિષે–પ્રવીણના ચક્ષુરૂપી સરોવર અંતરિક્ષ એટલે ઉંચે–અધર છે, તે પાણીથી ભરપૂર છે; તે આંખોરૂપી સરોવરમાંથી ચોતરફ જળના રેલા ચાલે છે, તેના કિનારાપર મારો (હંસ) જીવ વસે છે, તેમાં લોહી, હાડકાં કે માંસ નથી અને તે આંખોરૂપી સરોવર, વર્ષાદ વગર પાણીથી પરિપૂર્ણ ભરેલું છે. તેમાંજ આ જોગીનો સ્નેહ લાગ્યો છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

**જોગી** વિષે–નવિન રંગનું પર્વતનું શિખર છે; તે શિખર ઉપર કમળમાં ભમરો વસે છે; ત્યાં પગવાળાં કે પાંખોવાળાં પ્રાણીઓ જઈ શકતાં નથી; પણ તેવી વિકટ જગોએ પગ વગરના પાંગળાનો અખાડો છે અને જે માથા વગરનો હોય, તે જ તે કમળની સુંગધ લેવાનો ભોગી છે. જોગી તેની સાધના કરવા લાગ્યા છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

[ આ દેહરૂપી પર્વતના બ્રહ્મરૂપ શિખર ઉપર હજાર પાંખડીનું કમળ છે; તેમાં આત્મારૂપી ભમરો વસે છે. તે ઠેકાણે પગેથી ચાલનારા મનુષ્યાદિ પ્રાણી તથા પાંખોવાળાં પક્ષી જઈ શકે નહીં, પરંતુ પગ વિનાના પાંગળાં અનુભવીનો ત્યાં અખાડો છે અને માથાં વિનાના વિદેહી જીવો તેની વાસના (સુગંધી) લેવાના ભોગી છે. જોગીઓ તેની સાધના કરવા લાગ્યા છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે. ]

**પ્રવીણ** વિષે–પ્રવીણના સ્તનરૂપી નવિન રંગનું શિખર છે. તે શિખરની ઉપર ડીટડીરૂપી કમળમાં કાળાશરૂપી ભમરો છે; ત્યાં પગની કે પાંખોની

ગતિવાળા જીવો પહોંચી શકે નહીં, પરંતુ પગ વિના અમારા મનનો ત્યાં અખાડો એટલે નિવાસ છે; હું માથા વિનાનો થઇને તેની સુગંધ લેવાનો ભોગી થયો છું, તથા જોગ સાધના કરવા લાગ્યો છું. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

**જોગી** વિષે–સોયની અણી ઉપરના અગ્રભાગ ઉપર ચારે તરફ ચાર શહેર વસેલાં છે; તે વચ્ચે દેવનું દેવાલય છે; તેને ફરતી ગંગા, જમુના તથા સરસ્વતી એમ ત્રણ નદીઓ છે; જે પોતાના દેહનો નાશ કરે, તે જ ત્યાં જઈ શકે. યોગીઓ ત્યાં સુરતા લગાવે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

[સોયની અણીના અગ્રભાગથી પણ અતિ સૂક્ષ્મ ચિદ્‌બ્રહ્મ છે; તે બ્રહ્મમાં ચારે બાજુએ ઉદ્‌ભિજ્જ, અંડજ, સ્વેદજ, જરાયુજ, એવી ચાર પ્રકારની જીવોની ખાણરૂપી ચાર શહેર વસેલાં છે; તેની અંદર બ્રહ્મનું સ્થાન છે અને તેને ફરતી જીવ, ઈશ્વર ને માયારૂપી ત્રિપુટીની ત્રિવેણી વિંટાયલી છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.]

**પ્રવીણ** વિષે–સોયની અણીના અગ્રભાગ જેવી પ્રવીણની દૃષ્ટિ છે; તેનાપર મારાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, એમ ચારે અંતઃકરણરૂપી ચાર નગર વસી રહ્યાં છે; તે વચ્ચે પ્રેમરૂપી દેવનું દેવાલય છે; તે દૃષ્ટિની ચોતરફ શ્વેતતારૂપી ગંગા, રતાશરૂપી સરસ્વતી અને શ્યામતારૂપી યમુના, એમ ત્રણ નદીઓ છે. જે પોતાના દેહના ચૂરેચૂરા કરે તે ત્યાં સૂધી જઈ શકે. આ જોગી ત્યાં સુરત લગાડી રહે છે, જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

**જોગી** વિષે–અજાયબ જેવા ગેબી મહેલની માયા છે; તે તેના ઝરુખા ગગન મંડળ સાથે લાગ્યા છે, કે જ્યાં સૂર્ય કે ચંદ્ર પહોંચી શકતા નથી. કારણ કે તેમનાથી પણ તેનું હજારગણું તેજ છે; એવા મણિને માણેક જ્યાં સ્થાપેલાં છે ત્યાં સંન્યાસીઓ રહીને, દેહને દમીને તપ કરે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

[ગેબી (ગુપ્ત) શરીરરૂપી મહેલ છે, તેની માયા અજાયબ જેવી છે; તેમ દશ દરવાજારૂપી ઝરોખા, ગગન મંડળ ભણી લાગી રહ્યા છે; તેમ જ તે બ્રહ્મરંધ્રમાં સૂર્યનો કે ચંદ્રનો પ્રકાશ પહોંચી શકતો નથી, કારણ કે તેનાથી પણ હજારગણા તેજવાળા જીવ ઈશ્વરરૂપી મણિ માણેક જ્યાં રહેલાં છે, તે બ્રહ્મરંધ્રમાં મનની સ્થિતિ દૃઢાવીને, સંન્યાસીઓ શરીરથી તપ કરે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.]

**પ્રવીણ** વિષે–પ્રવીણના ગેબી (ગુપ્ત)–અથવા આકાશમાં ઊંચા રહેલા, મહેલની અજાયબ જેવી રચના છે; તેના ઝરોખા આકાશ સુધી લાગેલા છે; ત્યાં સૂર્ય ચંદ્ર જેવા પણ પહોંચી શકતા નથી, અર્થાત્ તેમનો પ્રકાશ જઈ શકતો નથી, અને તેનાથી હજારોગણા તેજવાળાં પ્રવીણના નેત્રરૂપી મણિ માણેક જ્યાં રહેલાં છે, ત્યાં આ સંન્યાસી મનને સ્થિર રાખીને તપ કરે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે તેનો અર્થ સમજી લીધો છે.

**જોગી** વિષે–ભૂમિમાં બીજ વાવ્યું, તેમાંથી ઉગેલું વૃક્ષ આખા બ્રહ્માંડમાં છવરાયું, ત્યાં પાંખ વિનાના ભમરાએ આવીને વિશ્રામ કર્યો. તે ઝાડના ફળ ફુલની આશાએ આ જોગીએ ત્યાં નિવાસ કર્યો છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે તેનો અર્થ સમજી લીધો છે.

[માયારૂપી ભૂમિમાં ચૈતન્યરૂપી બીજ વાવ્યું, તેમાંથી વૈરાટરૂપી વૃક્ષ ઊગીને આખા બ્રહ્માંડમાં છવરાયું. ત્યાં પરમ જ્યોતીરૂપ પાંખ વિનાના ભમરાએ નિવાસ કર્યો, તે વૃક્ષના મોક્ષરૂપ ફળ ફૂલની આશાથી જોગીઓ ત્યાં નિવાસ કરે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.]

**પ્રવીણ** વિષે–પ્રવીણના અંતઃકરણરૂપી પૃથ્વીમાં પ્રેમરૂપી બીજ વાવ્યું, તેનું ઝાડ ઉગીને અર્થાત્ વિસ્તાર પામીને આખા શરીરમાં છવાઈ–વ્યાપી ગયું, ત્યાં આ મારા મનરૂપી પાંખ વિનાના ભમરાએ આવીને વાસ કર્યો છે અને એ વૃક્ષના ફળ ફૂલની આશાથી આ જોગીએ ત્યાં નિવાસ કર્યો છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

**જોગી** વિષે–વિષના સમુદ્રને પાર (સામે કાંઠે) આખો અગ્નિનો બેટ છે, ત્યાં તરવારની ધાર જેવાં પાંદડાંવાળાં ઝાડ છે, તેને જે કાપી શકે, તે એ રસ્તે જાય, પણ ત્યાં મુનિ મૃગચર્મ પાથરીને પોતાના નેત્રની માળા જપે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

[સંસારરૂપી વિખમય સાગરને પાર પામ્યા કે વળી તે તજવાનાં પરિતાપરૂપી અગ્નિનો બેટ આવે છે. તે ઉપર અનેક પ્રકારનાં વિઘ્નરૂપી તરવારની ધાર જેવાં પાંદડાંનાં ઝાડ છે. પણ તેને જે કાપી શકે, તે જ મોક્ષને માર્ગે જાય, એટલે મોક્ષપદને પામે છે. તે રસ્તામાં મૃગચર્મ પાથરીને મુનિઓ પોતાની અંતર દૃષ્ટિરૂપી માળા જપે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ તેનો અર્થ સમજી લીધો છે.

**પ્રવીણ** વિષે–લોકલાજ અથવા લોકોની અદેખાઈરૂપી ઝેરના સમુદ્રને પાર પહોંચીએ તો ત્યાં વળી ગુરુજનો (વડીલો)ના ક્રોધરૂપી અગ્નિનો બેટ આવે છે; તે

ઉપર તરવારની ધાર જેવાં પાંદડાંવાળાં અનેક અડચણોરૂપી મ્હોટાં મ્હોટાં ઝાડ છે. તે વિટંબણાઓને જે દૂર કરે, તે મિત્રના મેળાપને માર્ગે જઈ શકે. પણ ત્યાં હું સંન્યાસી મૃગચર્મ બિછાવીને મારાં નેત્રરૂપી માળા જપું છું. [આ મારી આંખોની દૃષ્ટિ એકી ટશે ને ટશે તમારી ભણી રાખું છું. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ આનો અર્થ સમજી લીધો છે. (૪)

सोरठा–इहि बिधि शब्द उचार, करत आय जोगी तहां;
जहां प्रवीनि अटार, झुकित झरोखा प्रति गली. ॥ ५ ॥

જ્યાં પ્રવીણના મહેલના ઝરોખા ઝુકી રહ્યા છે, તે શેરી પ્રત્યે એ પ્રકરના શબ્દોચ્ચાર કરતા કરતા યોગીઓ આવી પહોંચ્યા. (૫)

गाथा–स्वामी सब्द उचारं, कलाप्रबीन कान सुर पहियं;
बिरहा लहर उमहियं, लहियं तन बिदेह गति बाला. ॥ ६ ॥
तबहि कुसुम उचारियं, हांहां मनमें द्रढाव अब रख्खे;
आय समय मनुहारं, वह सन्यासं करीहु सनमानं. ॥ ७ ॥
मिंत भेख सन्यास, आय प्रथम अलख्ख इत जग्गे;
कछु मनुहार उपायें, आशाभर निराश जनि जाये. ॥ ८ ॥

તે સ્વામી–સંન્યાસીના શબ્દોચ્ચારનો સ્વર કળાપ્રવીણના કાનમાં પડ્યો, તેથી વિરહની લહેર ઉલટી આવી અને તે બાળાએ શરીરે વિદેહની દશા લીધી અર્થાત્ બેશુદ્ધ થઈ ગઈ! (૬) ત્યારે કુસુમ... બોલી કે, 'હાં હાં! આ સમયે તો મનને ... અને આ ... કરવાનો વખત આવ્યો છે, માટે તે ... માન કરો. ... મિત્રે સંન્યાસીનો વેશ લઈને પ્રથમ ... એક જગા... મનુ... સન્માન કરિયે; કેમકે ... આ... ...શ ન જાય. (૮)

सोरठा ... ॥९॥

ત્યારે રાજ...
તે વખતે કુસુમા...

**चोपाइ**—कहि प्रवीन झांखी उठ जाओ, तर झरोख सन्यास बुलाओ;
तो मनुहार कछू पहुचावे, प्रथम शब्द खाली जनि जावे.
सुनियत कुसुम झरोखन आई, करि पुकार पहिरात सुनाई;
कहो निकट सन्यासी आवे, भिच्छा कुमरि ताहि बकसावे.
सुनत एह पहरात कहाये, अठा नीठ सन्यास ज्यु आये;
उलटित प्रेम मोद मन बाढे, जोगि झरोख जाय तर ठाढे. ॥ १० ॥

પ્રવીણે કહ્યું કે, "તમે ઉઠીને જઈ જુઓ અને આપણા ઝરોખાની નીચે સંન્યાસીને બોલાવો, તો ઘટિત આદર સત્કારાર્થે આપણે કંઈક તેમને પહોંચાડિયે; કારણ કે તેમનો પ્રથમ શબ્દ ખાલી જવો જોઇએ નહી." એવું રાજકુંવરીનું બોલવું સાંભળીને કુસુમાવળી ઝરોખામાં આવી અને બૂમ પાડીને પહેરેગીરને સંભળાવ્યું કે, 'સંન્યાસીને કહો કે, તેઓ મહેલની પાસે આવે, એટલે કુંવરી તેને ભિક્ષા આપે.' એવું સાંભળીને પહેરેગીરે સંન્યાસીને કહ્યું, એટલે તેઓ હવેલીની પાસે આવ્યા; અને તેમના મનમાં પ્રેમ ઉલટ્યો તથા આનંદ વધ્યો. એવી રીતે જોગી જઈને ઝરોખા નીચે ઉભા રહ્યા. (૧૦)

**दोहा**—जोगि द्रढाय झरोखतर, कुसुम सु कही प्रवीन;
वाज उठी बाला सु तित, अति अभिलाष सु लीन. ॥ ११ ॥

જોગીને ઝરોખા તળે ઉભા રાખીને કુસુમાવળીએ પ્રવીણને કહ્યું, એટલે ત્યાંથી તે બાળા વેગથી ઉઠી અને પ્રિય પ્રાણાત્માને નિરખવાની અભિલાષામાં અતિશય લીન થઈ ગઈ! (૧૧)

**नाराच.**[૧]—प्रवीन देव सेवको समान लीन हाथसें,
झरोख आय झंखियं लगी आराध नाथसें;
गुलाब नीर चंदनं चुआ गुलाल अत्तरं,
अबीर फूल केसरं झरोखसें लगी झरं.
करंत सेव सिद्धकी परे कुमारिका चहे,
महेश बानि याद लाय ब्रह्मनी करं ग्रहे;

૧ આ जर जर जग (।ऽ।, ऽ।ऽ, ।ऽ।, ऽ।ऽ, ।ऽ।, ऽ) ના માપવાળું ૧૬ અક્ષરનું વર્ણમેળ વૃત્ત ગુજરાતી વાચકવૃંદને પરિચિત છે, તેમાં ૮ અક્ષરે વધુ વિરામ છે.

गई सू ध्यान चूकिकें उसास बालिका भरे,
झरंत नेन नीर सो सन्यास अंगपें परे.
सबे सु सीत स्त्राव मध्य एक धार तप्पियं;
परेख कीन प्रेम लीन जोगि तार जप्पियं. ॥ १२ ॥

પ્રવીણે દેવપૂજાનો સામાન હાથમાં લીધો અને ઝરોખે આવીને જોઇને, નાથની આરાધના કરવા લાગી; ગુલાબજળ, ચંદન, ચુવા, ગુલાલ, અત્તર, અબીર, ફૂલ અને કેસરની ઝરોખેથી ઝડી વરસવા લાગી; એ રીતે સિદ્ધની સેવા કરતાં તે કુમારિકાએ ત્યાંથી પડતું મૂકવાનું ધાર્યું. પણ એટલામાં શંકરની (શિવાલયમાં) કહેલી વાણી કે, "આત્માઘાત કરશો નહિ" તે યાદ લાવીને કુસુમાવળીએ તેનો હાથ ઝાલ્યો, એટલે તે બાલિકા પડવાનું ધ્યાન ચૂકી ગઈ અને મ્હોટા ઉસાસા ભરવા લાગી. તેનાં નેત્રોમાંથી ચોધારાં આંસુ પડવા લાગ્યાં. તે સંન્યાસીના શરીર ઉપર પડ્યાં. ગુલાબજળ આદિક સર્વે શીતળ ધારાઓ ત્યારે સ્રવતી હતી, તેમાં આ એક આંસુની ઊની ધારા પડી, તે ઉપરથી તેના પ્રેમની પરીક્ષા કરીને જોગીએ ૐકારનો ઉચ્ચાર કર્યો, અર્થાત્ ઈશ્વિરનું સ્મરણ કર્યું. (૧૨)

## प्रथम भेद विषमालंकार सागरोक्त.

**गाहा**—शीतल सुखद सुबासा, अमृत धार मेघ झर मंडिय;
इहि नयरे अचरिज्जं, तद अंतरेण तपीत विषधारा. ॥ १३ ॥

સાગરે કહ્યું કે,—'આ શહેરમાં એક આશ્ચર્ય જેવું છે કે, શીતળ-સુખકર અને સુવાસિત અમૃતની ધારાથી મેઘની ઝડી મંડાઈ, તે મધ્યે એક તપેલી વિષની ધારા વરસે છે! (૧૩)

**मल्लिका.**[1]—जोगी गाहनी बदंत, गोंनकी चहंत चंत;
भेद सो प्रबीन पाय, ठोरसें उठयो न जाय.
ब्रह्मनी भरी सयान, संकसें तजे न पान;
आयहें भरे ज्यु आश, जाय क्यों वहे निराश?
एह धारितं सु बाल, कंठकी गुलीक माल;
प्यालिका जराव एक, छेहरे अंगोछ टेक.

१ આ रज गल (ऽ।ऽ, ।ऽ।, ऽ।) ના માપવાળું ૮ અક્ષરનું વર્ણમેળ વૃત્ત છે.

नीक बिंदवा प्रबीन, जोम नीठ डार दीन;
तापसं हुलास लाय, जायके लये उठाय.
कीन गौन बाल बंद; लीन फेर बानि छंद. ॥ १४ ॥

પછી તે જોગી ગાહની એટલે ગાહા ચિત્તમાં બોલતાં બોલતાં ત્યાંથી જવાની ઇચ્છા કરે છે, તે મર્મને પ્રવીણે જાણ્યો; તેથી તે ઠેકાણેથી તેનાથી ઉઠી શકાતું નથી અને ચતુરાઈ ભરેલી કુસુમાવળી "પ્રવીણ અહીંથી પડતું મૂકશે!" એવી શંકાથી તેનો હાથ છોડતી નથી. ત્યારે પ્રવીણે ધાર્યું કે, જે આશા ભરેલા આવ્યા છે, તે નિરાશ કેમ જાય? એમ જાણી પોતાના કંઠની એક મોતીની માળા અને એક જડાઉ પ્યાલી તથા મકનાની ઝવાહીરથી જડેલી બિંદલી, એટલાં વાનાં, અંગુછાને છેડે બાંધીને જોગીની પાસે નાંખી દીધાં ને તેવડે એવો મર્મ જણાવ્યો કે, "તમે મારા હૈયાના હાર છો, મારા જીવનનું પાત્ર છો અને મારા ભાગ્યોદયના મણિ અર્થાત્ દિનમણિ એટલે સૂર્યરૂપ છો!" ત્યારે તે તપસ્વીએ ઉલ્લાસ આણીને પાસે જઈ અંગુછો ઉપાડી લીધો અને તે ચતુરાને વંદન કરીને ચાલવા લાગ્યા તથા મોઢેથી ફરીને છંદની વાણી બોલવા લાગ્યા. (૧૪)

**सोरठा**—गोन सन्यासी कीन, सहर गली उचरित सबद;
बिकल भये प्रबीन, धीर द्रढावत ब्रह्मनी. ॥ १५ ॥

શહેરની ગલીઓમાં શબ્દ ઉચ્ચારતાં યોગીઓએ ગમન કર્યું, ત્યારે પ્રવીણ વિકલ–બેહોશ થઈ ગઈ! એટલે કુસુમાવળી તેને ધીરજ દ્રઢાવા લાગી. (૧૫)

**मुक्तदाम.**—चले कर जोगिय बानि उचार, कलाप्रबीन बढी ब्रह झार;
भयो दुहु पूरन प्रेम प्रकास, उभे उर छंडत दीह उसास.
असू द्रग दोय न सूकत धार, बिलोकत संचर बारहि बार;
अगे पग जोग सु नीठ धरंत, इते महि बाल बिहाल परंत.
गली वह जोग उलंघित जाहिं, इतेमहिं राजसुता सुधि नांहि;
धरे कुसुमावलि धीर प्रबीन, शबद उचार सन्यासिय लीन. ॥ १६ ॥

ત્યાંથી નિકળી, જોગીઓ વાણીનો ઉચ્ચાર કરતા કરતા ચાલ્યા, ત્યારે કળાપ્રવીણને વિરહજ્વાળા વધી. તે બન્નેને પ્રેમનો સંપૂર્ણ પ્રકાશ થયો અને બન્ને જણ છાતીમાંથી દીર્ઘ ઉસાસા નાંખે છે, બન્નેનાં નેત્રોમાંથી આંસુની ધારા સૂકાતી નથી. કળાપ્રવીણ વારે વારે જોગીઓના માર્ગને જુએ છે. યોગી પણ ઘણી જ

મુશ્કેલીથી આગળ પગલું ધરે છે, એટલામાં તો પ્રવીણ બેહાલ થઇને મૂર્ચ્છા ખાઈ પડી. જોગીઓ તે ગલી વટાવીને ગયા, એટલામાં તો પ્રવીણને કંઈ જ સુધ રહી નહીં. એવે વખતે કુસુમાવળી પ્રવીણને ધીરજ આપવા લાગી અને સંન્યાસીયે (નીચે પ્રમાણે ફરી) શબ્દનો ઉચ્ચાર લીધો:— (૧૬)

**वह शब्दउदाहरनं रूपकातिशयोक्ति अलंकार.**

**छंद मनसा**[1]—कोइ अजब तमासा देखा; जहाँ रूप रंगकी रेखा.

अजब गैबि इक मेहेल बन्याहे, सब दुनियांसें न्यारा;
चंद सूरकी किरन न पहुचें, अखँड जोत उजियारा;
कोइ अजब तमासा देखा; जहाँ रूप रंगकी रेखा.
बिना मूलका बाग बन्याहे, चहुँ दिश लगे फुँवारे;
बिना पांखके भवरा बेठा, मगन प्रेम मतवारे;
कोइ अजब तमासा देखा, जहाँ रूप रंगकी रेखा.
अधर सरोवर अमृत भरिया, वापर बेठे हंसा;
मुगताफळकों चुग चुग खावे, वाकों लोहु न मंसा;
कोइ अजब तमासा देखा; जहाँ रूप रंगकी रेखा.
बाननवाला बान चलावे, अधर निशान उडावे;
पाडे सो जुग जुग जीवे, चूकेसो मरजावे;
कोइ अजब तमासा देखा, जहाँ रूप रंगकी रेखा.
बिना बादरे मेह मंडामा, धरती परे न पानी;
जाननहारे भेद बिचारे, एह प्रवीन निशानी;
कोइ अजब तमासा देखा; जहाँ रूप रंगकी रेखा. ॥ १७ ॥

---

૧ આ છંદ પણ આ ગ્રંથના કર્ત્તાએ નવો કલ્પેલો છે. અને તે માત્રા મેળ જાતિ હોઇને ગાયનની જૂદી જૂદી રાહોમાં ગાઈ શકાય છે. એમાં પ્રથમ ટેકમાં ૧૪+૧૪=૨૮ માત્રાના બે ભાગ છે, અને તે પછી ૪+૪+૪+૪, અને ૪+૪+૪ (ऽऽ) મળીને ૨૮ માત્રાનું દરેક ચરણ છે. એ જોતાં તેનો સમાવેશ "અર્દ્ધસમ જાતિ"માં થઈ શકે. પહેલી ટેકમાં પહેલી બે માત્રા મૂકીને પછી ચચ્ચાર. એટલે ૩-૭-૧૧ માત્રાએ તાળ છે અને પછીના ૧૬+૧૨ માત્રાના વિશ્રામવાળાં ચરણોમાં ૧-૫-૯-૧૩-૧૭-૨૧ અને ૨૫ મી માત્રાએ તાળ છે. ટીકાકાર.

મેં કોઈ અજાએબ જેવો ખેલ જોયો, કે જ્યાં રૂપ ને રંગની રેખા છે. તે ઠેકાણે અજાયબ જેવો એક ગેબી મહેલ બનેલો છે, તે બધી દુનિયાંથી કંઈ ઓરજ તરેહનો છે, ત્યાં ચંદ્ર સૂર્યનાં કિરણો પણ પહોંચી શકતાં નથી અને અખંડ જ્યોતિનું અજવાળું છે. રે ! મેં કોઈ અજાયેબ તમાસો જોયો.

[ રૂપ ને રંગની રેખા જેવી પંચભૂતાત્મક માયા છે તે માયામાં કંઈ અજાયબ જેવો એક તમાસો દેખાય છે, તે એ કે તે બધી માયાથી ન્યારો અને અજાયબ જેવો એક ચિદ્‌બ્રહ્મરૂપી ગુપ્ત મહેલ બનેલો છે, ત્યાં ચંદ્ર ને સૂર્યનાં કિરણો જઈ શકતાં નથી, પણ અખંડ જ્યોતિનું અજવાળું છે. મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.]

**પ્રવીણ** વિષે–મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો, તે એ કે જ્યાં રૂપ રંગની રેખા જેવી પ્રવીણ છે એવો આશ્ચર્યકારક ગેબી એટલે ગુપ્ત સ્થળવાળો મહેલ બનેલો છે અને તે બધી દુનિયાંથી ઓર જ પ્રકારનો છે. તેમાં ચંદ્ર–સૂર્યનાં કિરણો પણ પહોંચતાં નથી, અર્થાત્ ત્યાં કોઈ જઈ શક્તું નથી અને ત્યાં પ્રવીણના મુખની જ્યોતિનું અખંડ અજવાળું છે. મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.

**બ્રહ્માંડ** વિષે–મૂળ વિનાનો એક બાગ બનેલો છે, તેને ચારે બાજુએ ફરતા ફુવારા આવેલા છે; ત્યાં પાંખો વગરનો ભમરો પ્રેમમગ્ન અને મતવાલો બની બેઠો છે. એ મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.

[ આ સૃષ્ટિરૂપી બાગ એવો તો અગમ્ય બનેલો છે કે, તેનું મૂળ ક્યાં અને કઈ દિશાએ છે, તે જણાતું નથી; તે જગતરૂપી બાગની ચોતરફ પંચવિષયાત્મક જળજંત્રો (ફુવારા) લાગી રહ્યા છે; તે બાગમાં પાંખ વગરનો જીવાત્મારૂપી ભમરો પ્રેમમાં મગ્ન અને મતવાલો થઇને વસે છે, એ મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.]

**પ્રવીણ** વિષે–પ્રવીણના દેહરૂપ એક મૂળ વગરનો બાગ બનેલો છે; તેમાં ચોતરફ તેની આંખમાંથી પડતા આંસુના ફુવારા છૂટી રહ્યા છે; તે બગીચાની અંદર મારા મનરૂપી વગર પાંખનો ભમરો પ્રેમમગ્ન અને મસ્ત બની બેઠો છે, એ મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.

**બ્રહ્માંડ** વિષે–અંતરિક્ષમાં એક અમૃતનું સરોવર ભરેલું છે; તેની ઉપર હંસ બેઠેલો છે; તેના શરીરમાં લોહી કે માંસ નથી ! છતાં તે મોતી વીણી વીણીને ખાય છે, એ મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.

[ ચૈતન્યરૂપી અમૃતનું સરોવર અંદર ભરેલું છે; તેની ઉપર જીવ-રૂપી હંસ બિરાજે છે; તેના શરીરમાં લોહી કે માંસ નથી અને તે મુક્તિરૂપી ફળને વીણી વીણીને ખાય છે. એ મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો. ]

**પ્રવીણ** વિષે–પ્રવીણના હોઠરૂપી અમૃતનું સરોવર ભરેલું છે, તે ઉપર મારો જીવ વળગી રહ્યો છે. તે પ્રવીણના નાકની વાળીના મોતીને વીણી વીણીને પોતાની વૃત્તિમાં ઉતારે છે, પણ તે જીવમાં લોહી કે માંસ નથી! એ મે કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.

**ગુરુના બોધ** વિષે–બાણાવળી બાણ ચલાવે છે. તે અધર ધરેલું નિશાન ઉડાડી દે છે,પણ તે જેને વીધીને પાડે છે, તે જુગોજુગ જીવતું રહે છે અને જેને ચૂકી જાય છે તે મરી જાય છે. એ મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.

[મતલબ કે ઉપદેશ કરવાની વાણીવાળા ગુરુઓ પોતાની વાણી ચલાવે છે, અને અસ્થિર મનવાળા શિષ્યોરૂપી નિશાનને આ સંસારમાંથી ઉડાડી મૂકે છે અર્થાત્ તારે છે, અને તેઓ વાણીરૂપી બાણથી જેનું હૃદય ભેદી નાંખે છે અર્થાત્ પાડે છે તે જુગો જુગ અજરામર રહે છે અને તેની વાણીની ચોટમાં જે આવતા નથી, તે વારે વારે જન્મ મરણને પામે છે. એ મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.

**પ્રવીણ** વિષે–તિક્ષ્ણ દૃષ્ટિરૂપી બાણવાળાં પ્રવીણનાં નેત્ર કટાક્ષરૂપી બાણ ચલાવે છે. તે અધર રહેલા મિત્રના મનરૂપી નિશાનને ઉડાવે છે. તે નેત્ર–કટાક્ષ જેને પાડે અર્થાત્ લાગે તો તે ઘણા કાળ પર્યંત જીવે, એટલે તેની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મળે તો મિત્ર જીવતો રહે; અને તે દૃષ્ટિના વિયોગથી મિત્ર મરણ તુલ્ય થાય છે. એ મે કોઇ અજાયેબ જેવો તમાસો જોયો.

**બ્રહ્મ** વિષે–વાદળાં વગર વરસાદ વરસે છે, પણ તેનું જળ પૃથ્વી ઉપર પડતું નથી. જે જાણનારા પુરુષો હોય, તે જ તેના મર્મને વિચારે અને તે જ ચતુરની નિશાની છે. મેં કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.

[ચૈતન્યરૂપી પાણીની વૃષ્ટિ થાય છે. પણ તે કયા વાદળામાંથી વર્ષે છે, તે જણાતું નથી; તેમ પૃથ્વી ઉપર પણ પડેલું જણાતું નથી. તેને અનુભવી પુરુષો જ જાણે છે અને એ જ જ્ઞાનીની નિશાની છે. મે કોઈ અજાયેબ જેવો તમાસો જોયો.]

**પ્રવીણ** વિષે–વિના વાદળાં ચઢે પ્રવીણનાં નેત્રોમાં આંસુનો વરસાદ મંડાણો છે; તેનું પાણી પૃથ્વી ઉપર પડતું નથી, (તેથી તેનાં વસ્ત્ર ભિંજાઈ જાય છે.) આ વાતને જે જાણનારા હોય–તે જ તેનો મર્મ વિચારે. પ્રવીણને ઓળખવાની એ જ નિશાની છે. મેં કોઇ અજાયેબ જેવો તમાસો દીઠો કે, જ્યાં રૂપ ને રંગની રેખા છે. (૧૭)

**छपय**–यह सन्यास उचार, करत आसन प्रति आये;
प्रेम जोत प्रगटंत, नेन जुरने नहि पाये;
कुसुम कलापरबीन, सेज बेहोस सुवाई;
मानहु बिनु जल मीन, रेन तलफंत बिहाई;
निशचर निवार दिनचर सु धुन, पशु पंच्छी लागे चरन;
भाषंत बिरद ब्रह्मनि कुमरि, क्रिया लगाई नित करन. ॥ १८ ॥

એ રીતે ઉચ્ચાર કરતા સંન્યાસીઓ પોતાના આસન–મુકામ તરફ આવ્યા; પરંતુ પ્રેમની જોત પ્રગટવાથી રાત્રે નેત્રો મેળવવા પામ્યા નહીં, અર્થાત્ નિદ્રા આવી નહિ. કુસુમાવળીએ પણ બેહોસ થયેલી કળા પ્રવીણને શય્યા ઉપર સુવાડી અને તેણે પણ જાણે પાણી વિનાનું માછલું હોય તેવી રીતે તરફડતાં આખી રાત ગુજારી. રાત્રી વીતતાં નિશાચર પ્રાણીઓનું નિવારણ થઇ દિવસનાં ફરનારાં પશુ પક્ષીઓ ઉચ્ચાર કરીને વિચરવા લાગ્યાં, ત્યારે કુસુમાવળીએ તે કુવરીને બિરદાવળી કહીને જગાડી ને નિત્ય કર્મ કરવાને લગાડી. (૧૮)

**दोहा**–कुमरी नित कीनी क्रिया, सेव बिसर्जन कीन;
प्रतिउत्तर पाती लिखन, कुसुम सु कही प्रबीन. ॥ १९ ॥

કળાપ્રવીણે નિત્યકર્મ કરીને સેવાનું વિસર્જન કર્યું; ત્યારે કુસુમાવળીએ પ્રત્યુત્તર લખવાને કહ્યું. (૧૯)

**सोरठा**–प्रेम बढहि परबीन, उर उसास निर झर नयन;
कलम पत्र कर लीन, लागे प्रतिउत्तर लिखन. ॥ २० ॥

ત્યારે પ્રવીણને પ્રેમ વધ્યો હતો, તેથી છાતીમાંથી ઉસાસા લેવા માંડ્યા અને આંખોમાંથી આંસુ ઝરવા લાગ્યાં. એવી સ્થિતિએ હાથમાં કલમ તથા કાગળ લઇને પ્રતિઉત્તર લખવા બેઠી. (૨૦)

## कलाप्रबीनोक्त पत्रप्रत्युत्तर.

**भुजंग प्रयात**–रसं सागरं ए दशा आप लीनी, हमें होत नांही कछू प्रेम हीनी;
रच्योहे बिधाता इते एह फंदा, परे लोहके पिंजरेमें परंदा.
भये अंतरं आप नेनां न फूटे, परे प्रान बेहाल पापी न छूटे;
जथा जोग काहु समे ओर धारे, वही बातकी आप सोंहे उचारे.

चहे चिंत आपें इतेहीं रहावे, गुरुताइ भासे सु केसें कहावें;
कहे अंतरं क्यों रसना न कट्टे, बताओ कहे सोइ प्रेमं न घट्टे.
इतेमें चहो जो बिदागीर दीजे, विचारी कहो उत्तरं सोय कीजे;
न माने अबे बात आपें बरज्जी, हमें दीनकी याद रख्खो अरजी.
महाराजा! हो प्रेमकी मेघमाला, हमें तो भरे तुच्छही तुच्छ ताला;
घटंते जळं ओसरं मेघ चूके, तबे तो इकं ताळमें ताल सूके.
तजे नीर तीरं सुके जाय हंसा, जिया जानिये आप एही प्रशंसा;
उसासा भरे भाषितं'म्हेर रख्खे', दई ब्रह्मनी पानि पाती सु लख्खे॥२१॥

કળા પ્રવીણ લખે છે કે,—"હે રસસાગરજી! આપે એ (સંન્યાસીની) દશા લીધી, તેમ હું પણ કાંઈ હીણ પ્રેમવાળી થતી નથી. પણ શું કરીએ! વિધાતાએ જ આવીને જ આવી ફંદજાળ પાથરી છે. તેથી હું જાણે લોઢાના પાંજરામાં પક્ષી પૂરાયું હોય; એવી મારી સ્થિતિ છે, આપનાથી જુદાઈ થવા છતાં આ મારી આંખ્યો કેમ ફૂટતી નથી? આ પાપી પ્રાણ જે અચેત થઈ પડ્યા છે—તે કેમ છૂટતા નથી? વળી વખત આવે જે કરવું યોગ્ય જણાશે, તેમ અમે બીજી સ્થિતિ ધારણ કરીશું, એ વાત હું આપના સોગન ખાઇને કહું છું. તેમ હું મનને વિષે એવું ચહાઉં છું કે આપ આંહી જ રહો. પણ એમ કહેવાથી આજ્ઞા કરનારનું ગુરુપણું ભાસે, તેથી હું શી રીતે કહી શકું? અને અંતરે—દૂર જવાનું કહેતાં મારી જીભ કેમ ન કપાઈ જાય? માટે એવું શું કહું તે બતાવો, કે જેથી પ્રેમ ઘટે નહી. એટલામાં મારી પાસેથી આપ વિદાયગિરિ લેવાને ચાહો છો—માટે આપ વિચારીને કહો કે, તે પ્રમાણે હું ઉત્તર આપું. મારા વારવાથી આપ કાંઈ વાત માનનાર નથી; પરંતુ મારી દીન-ગરીબની આટલી અરજી યાદ રાખજો. હે મહારાજ! આપ તો પ્રેમની મેઘમાળા છો અને હું તો છેક નાનામાં નાના ભરેલા તળાવ જેવી છું; તેમાંથી જ્યારે પાણી ઘટી જાય, ત્યારે જો મેઘમાળા—વરસાદ અવસર ચૂકે તો એક તાળી વગાડીએ એટલા સમયમાં તે તુચ્છ તળાવ સૂકાઈ જાય; અને તેમ થાય તો તે પાણીના કિનારાને તજીને હંસ ઉડી જાય! એ જ રીતે મારા જીવની હકીકત આપ જાણો છો." એવી રીતે પત્ર લખીને સખી કુસુમાવળીના હાથમાં આપ્યો અને ઉસાસા ભરીને (સાગરને) કહાવ્યું કે, "મહેરબાની રાખજો!" ૨૧

**दोहा**—पाती ब्रह्मनि पानि दिय, बहुरयो लई प्रवीन;
चिंत दशावत मितप्रति, लिखीज्यु काव्य नवीन. ॥ २२ ॥

કુસુમાવળીના હાથમાં સાગરનો પત્ર આપીને વળી પ્રવીણે તે પાછો લીધો અને તેમાં પોતાના મનની દશા પ્રમાણે મિત્ર પ્રત્યે નવીન કાવ્ય લખ્યાં:-(૨૨)

## कलाप्रवीनोक्त पत्र भेद-अन्योक्ति आक्षेपालंकार.

सवैया-प्रेमहुको रसकूप भर्यो इक, केउ दिना हम सागर! पायो,
ताम्रन सिक्क बनाय तहां नित, नीरके तीरन पुंज जमायो;
सायत शोधत चूक परी चित, शुद्ध मुहूरत सोय बिहायो,
कंचनकी पल सो गुजरी, अब तो पल लोह कथीरको आयो! ॥ २३ ॥

કલાપ્રવીણ વધુ લખે છે કે;-"હે! પ્રિય સાગર! કેટલેક દહાડે હું પ્રેમરૂપી રસથી ભરેલા કૂપ (જે રસથી ત્રાંબુ વગેરે સામાન્ય ધાતુમાંથી સોનું કરી શકાય તે) ને પામી, તે ભરેલા કૂવાપર દરરોજ ત્રાંબાના સિક્કા બનાવી બનાવીને મોટો ગંજ-સમૂહ લગાવ્યો; પરંતુ સારો વખત શોધતાં ચૂક પડી, તેથી જે શુદ્ધ મુહૂર્ત્ત હતું તે ગુમાવ્યું. સોનું થવાની પળ તો જતી રહી! બાકી હવે તો લોઢું તથા કથીર થવાની પળ આવી છે." (૨૩)

## समरूपक अलंकार.

सवैया-आसन बार रहे इकही टक, आचमनं अनुराग भरे,
आयत सास गहे सुर शोधन, अंजुलि नेत्र नियोग करे;
शोधत हे गुन न्यास सबे तन, सागर ध्यान हमेश धरे,
प्रान भयो मुनिराज इही गति, सिद्ध मिलाप सदा समरे. ॥ २४ ॥

"હે પ્રિયતમ-સાગર! આપના વિયોગને લીધે મારો પ્રાણ તપસ્વી મુનિના જેવો બન્યો છે. તે આ પ્રમાણેઃ-તે આસન ઉપર સ્થિર થઇને એકીટસે જોઈ રહે છે, અર્થાત્ ત્રાટક નામની યોગની મુદ્રા સાધે છે; અનુરાગ-પ્રેમરૂપી જળથી અંજલિ ભરીને તેનું આચમન કરે છે; આવતા જતા શ્વાસથી સ્વરનું શોધન અર્થાત્ પ્રાણાયામ કરે છે; અને નેત્રરૂપી અંજલિથી વિનિયોગ-સંકલ્પ કરે છે. એમ આપના ગુણો શોધી શોધીને તેને પોતાના આખા શરીરમાં ન્યાસ વિભૂતિની પેઠે (ધારણ) કરે છે; અને હમેશા આપનું જ ધ્યાન ધરે છે. એ રીતે મારો પ્રાણ મુનિ-યોગીરાજ બનીને, તમારા રૂપ સિદ્ધનાં સમાગમનું નિરંતર સ્મરણ કરે છે." (૨૪)

## समरूपक अलंकार–कवित्त.

अंसुवाके नीरहुते मंजत शरीर नित्य, बिरहकी धूनी उर तापको बिसेख ले;<br>
नेनके कटोरे करी मांगत दरश भिच्छा, दरदकी सेली कंठबीच अवरेख ले;<br>
खान पान गान तान सिगरे तजेहे सुख, प्रान जान होयगो निदान आ परेखले;<br>
सागरसें कहो जाय एक दिनां इते आय, प्रेमकी फकीरीकी तमासगिरी देखले ! २५

પ્રવીણ કહે છે કે;–"હું દરરોજ મારા આંસુના જળવડે શરીરે નહાઉં છું અને મારી છાતીમાં વિરહ (સાગરની જૂદાઇ) ની ધૂણી સદા સળગ્યા કરે છે, તેનો વિશેષ તાપ હું સહન કરું છું; મારા નેત્રરૂપ કટોરા–ભિક્ષાપાત્રે કરીને મારા પ્રિયતમ સાગરના દર્શનની ભિક્ષા માગું છું; અને દરદ–દુઃખની સેલી* મારા કંઠમાં પહેરેલી છે, તેને જોઇ લ્યો. ખાવું, પીવું, ગાવું, વગાડવું, વગેરે સઘળાં સુખોને મે તજ્યાં છે, હવે પ્રાણની હાનિ થશે, માટે કોઈ આવીને તેનું નિદાન–કારણ પરખી લો. અરે ! કોઈ મારા પ્રિયતમ સાગરને જઇને કહો કે "એક દિવસ અહીં આવીને આ પ્રેમની ફકીરીનો તમાસો તો જોઇ લ્યો ?" અર્થાત્ સાગરની જૂદાઇમાં અમે જોગ કિંવા ફકીરી લીધી છે." આ કવિત્તમાં પ્રવીણે પોતાને તપસ્વી–યોગી કિંવા ફકીરની સાથે સરખાવી છે. (૨૫)

## संदेहालंकार.

सवैया–डोलबो बावरो व्हे के भलो, कि भलो हैं बिभूतनको धरबो ?<br>
ईशकों शीश अरोप भलो, कि भलो जप भेरवको भरवो ?<br>
काशिमें जाइ कट्यो सो भलो, कि भलो हैं हिमाचलमें गरबो ?<br>
सागर मित भलो सु बताइयें, ज्योंहि कहो त्यौं हमें करबो !॥२६॥

પ્રવીણ પોતાના પ્રિયતમ સાગરને પૂછે છે કે,–"હે સાગર ! દિવાના થઇને (જગતમાં) ફરવું એ સારું છે, કે (મારે માટે) વિભૂતિ ધારણ કરીને યોગિણી થવું, એ સારું છે ? કિંવા મહાદેવના ઉપર માથું ચડાવવું અર્થાત્ "કમળપૂજા" કરવી એ ઉત્તમ છે, કે ( ગિરનારના ઊંચા શિખરપરથી ખોમાં પડીને )

---

* નાથો એટલે યોગીઓ અને કેટલાક અતીતો પણ બ્રાહ્મણોના યજ્ઞોપવીતની પેંઠ કાળી ઊનની સેલી સદા કંઠમાં રાખે છે, અને તેમાં એક નાની લાકડાની પુંગી (ગીપોડી) બાંધી રાખે છે, તેને અમુક નિત્ય કર્મ કરતી વેળા વગાડે છે. તેમાં મુસલમાન ફકીરો કોઇક હમેશાં તેમ જ ને વિશેષ મહોરમના દિવસોમાં લીલા, પીળા રંગના સૂતરની સેલી પહેરે છે.

" ભૈરવજપ " ખાવો, એ ઉત્તમ છે? અથવા (મોક્ષદાયિની) કાશીપુરીમાં જઇને કરવતથી કપાવું એ સારું છે, કિંવા તો (પાંડવોની પેઠે) હિમાલય પર્વતના (બરફ)માં જઇને ગળી જવું એ સારું છે? હે સાગર મિત્ર! (એ સર્વ ઉપાયોમાં) જે ઉત્તમ હોય તે બતાવો! તમે જે કહો-માર્ગ બતાવો, તે અમારે કરવું, અર્થાત્ હરેક પ્રકારે અમે આ સંસારથી મુક્ત થવાને તૈયાર છીએ, તેના માટે કયો રસ્તો સુલભ છે, તે બતાવનારી આપની આજ્ઞાનીજ માત્ર ખોટી છે!" (૨૬)

## एकावली अलंकार.

सवैया—केवो कहा तुम जानत हो, निशबासर सागर—राह चितेवो,
तेवो महा बिरहानलसें, सु समे ज्युँ तुमें बनिहै फिर एवो;
एवो बने न तुमे तों हमे, दिन क्यों गुजरे यह आयस देवो,
देवो पती उनके करमें, करमें गति टेटियतो फिर केवो. ॥२७॥

"હે! સાગર! તમને કહિયે શું? કેમકે તમે (અમારા મનની) સર્વ (વાતો) જાણો છો. અમે તો રાત્રીને દિવસ તમારીજ રાહ-વાટ જોઇએ છીએ; મોટા વિરહાનળ-વિરહરૂપી અગ્નિથી તપન થાય છે અને ફરીથી તમારું અહીં પધારવાનું થશે, તેજ વખતને હું સારો સમય સમજું છું. પણ તમારું અત્રે ફરી આવવાનું ન થાય, તો અમારે દિવસ કેમ ગુજારવા, તે વિષે આજ્ઞા આપશો." હે કુસુમાવળી! આ પત્ર એમના હાથમાં આપજે. તેમ છતાં મારાં કર્મ-નશીબની ગતિ વાંકી હશે તો પછી શું કરવું? અર્થાત્ દુઃખ તો ભોગવવું જ પડશે. (૨૭)

सोरठा—लिखके ब्रह्म कुमारि, पाती दीन प्रवीन ज्यूं;
आशिष वचन उचारि, कुसुम गवन उपवन कियो. ॥ २८ ॥
सोइ वंदि सन्यास, बिबस प्रेम बोल न सके;
अतिही भरी उसास, प्रतिउत्तर पाती धरी. ॥ २९ ॥
तापस लही उठाय, पाती भरी सु प्रेम रस;
बांची भेद बनाय, शिर चढाय उर लाय उन. ॥ ३० ॥

એ પ્રમાણે પ્રવીણે પત્ર લખીને કુસુમાવળીને આપ્યો, ત્યારે કુસુમાવળીએ તેને આશીર્વાદ આપીને બાગ તરફ ગમન કર્યું. (૨૮)

(બાગમાં જઇને) તે કુસુમાવળીએ સંન્યાસીને વંદન કર્યું, પણ પ્રેમ વિવશ થયેલી હોવાથી તે બોલી શકી નહીં અને અતિશે ઉસાસા ભરીને પ્રત્યુત્તરની પત્રિકા તેમના આગળ ધરી. (૨૯) પ્રેમરસથી ભરેલો તે પત્ર તપસ્વીએ ઉપાડી લીધો, પછી તેને માથે ચઢાવ્યો અને પછી છાતીએ લગાવીને તેમાંનો ભેદ વર્ણ-વીને વાંચ્યો. (૩૦)

गाहा–दंपति पत्र त्रिधानं, अलख जगान जोगि पुर गमनं;
ईकोत्तर अभिधानं, पूर्न प्रविनसागरो लहरं. ॥ ३१ ॥

સ્ત્રી પુરુષે પરસ્પર પત્ર લખ્યા, તેની રીત તથા જોગી અલેખ જગાવવાને વાસ્તે શહેરમાં ગયા. તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની ઇકોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૩૧)

इतिश्री प्रवीनसागरग्रंथेदंपातिपत्रप्रत्युत्तरसन्यासअलेखगमन नामनी
रसपूर्णा टीकानो एक सप्ततितमस्तरंगः ॥ ७१ ॥

# લહેર ૭૨ મી.

## પ્રેમિયોની દશા અને સાગર સિદ્ધ મિલાપ.

दोहा–सागर सागर शशि पती, लखत लहर चढि चाह;
मन तरंग लग तट त्रपा, उछरत हटक अथाह. ॥ १ ॥

पुनः रूपकालंकार.[1]

दोहा–पत्र कूप हेरत उठयो, पारद प्रेम फुँहार;
हय तन हटक्यो ले गयो, मनहु कुमारी नार. ॥ २ ॥

સાગરરૂપી સમુદ્રને, પત્રિકારૂપી ચંદ્ર જોતાં, ચાહનારૂપી ભરતી ચઢી, તેન મનના વિચારરૂપી મોજાં, લાજરૂપી કિનારાને લાગીને અથાગ ઉછળીને પાછાં હઠે છે. (૧)

૧ પારો ધાતુ છે, એટલે ખનિજ પદાર્થ છે. પણ તેને વિષે એવી દંતકથા ચાલે છે કે, "શિવનું વીર્ય ખલિત થયેલું તે પારારૂપે કૂવામાં ભરાઈ રહેલું છે. ત્યાં એક કુમારિકાને ઘોડા ઉપર બેસારીને લઈ જઈ તેની દૃષ્ટિ પારા તરફ કરાવે છે, એટલે તે પારો કુમારીને જોઇને ઉછળે છે, ત્યારે કુમારિકા ઘોડો ફેરવીને પાછી નાસે છે; તેથી પારો આવીને બહાર પડે છે. પણ તેથી ઉલટું જો કુમારિકાને નાસતાં વિલંબ થાય છે, તો તે પારાના પ્રવાહ તે કુમારિકાને ઘસડીને કૂવામાં લઈ જાય છે।" તેનું રૂપક આ દોહરામાં છે.

પત્રરૂપી કૂવાને જોતાં જ તેમાંથી પ્રેમરૂપી પારાનો ફુવારો ઉછળ્યો, ત્યારે સાગરનો શરીરરૂપી ઘોડો અટકી રહ્યો; પણ તેના મનરૂપી કુમારિકાને તે તાણી ગયો. (૨)

सोरठा—तापस अति सोचंत, पुनि प्रतिउत्तर जो लिख्यो;
उनकी गति एकंत, लहे उभे बंचन लिखन. ॥ ३ ॥
श्रीमुख काव्य सु कीन, बहुरयो भेद लिखे सु वह;
धीरज धरन प्रबीन, कुसुमावलि दीनी सु कर. ॥ ४ ॥

તે રસસાગરરૂપ તપસ્વીએ અતિશે ચિંતાયુક્ત બનીને જે પ્રત્યુત્તર લખ્યો, તેની ગુહ્ય ગતિનો ભાવાર્થ તો તે એકાંતમાં વાંચનાર અને લખનાર એ બે જ જાણે. (૩)

સાગરે પોતાના શ્રીમુખે કવિતા રચીને તેમાં એવા નવીન કાવ્યભેદો લખ્યા કે, જેથી પ્રવીણને ધીરજ આવે. પછી તે પત્ર કુસુમાવળીના હાથમાં આપ્યો. (૪)

## स्मरनालंकार.

सवैया—आज प्रबीन मिले सुपने महि, भूषन बास जराव जरी धर,
आसन एक लिये अति आदर, केसर चंदनकी चरचा कर;
पानन बीरि बनाय खवावत, भाजन पान लियो मदिरा भर,
सेज बिनोदकि बात उचारत, या दुखियां अखियां गइ ऊघर. ॥ ५ ॥

સાગરે તે પત્રમાં જણાવ્યું કે,—"જડાઉનાં ઘરેણાં તથા જરીનાં વસ્ત્રોથી સુસજ્જિત થયેલાં હે પ્રવીણ! તમે મને આજ સ્વપ્નમાં મળ્યાં; મને ઘણા સન્માનથી તમે એક આસન ઉપર બેસાડ્યો તથા કેસર ચંદનથી મારી પૂજા અર્ચા કરી; પાનની બીડી બનાવીને મને ખવરાવી; અને મદિરાનું પાત્ર ભરીને મને પાવાસારુ તમે હાથમાં લીધું; ત્યાર બાદ સેજ વિલાસની વાતો કરવા લાગ્યાં; ત્યાં તો આ દુખિયારી આંખો ઉઘડી ગઈ!" (૫)

## समरूपकालंकार.

सवैया—आसन साधि रह्यो इक धारन, वारिके भार बरूनि नमी हे,
धूनि अखंड जगे बिरहा, सुरताके झुलांनसें देह दमी हे;
खेंचत सास बिसास बडो उन, एक निरंतर टेक जमी हे,
एह प्रमान प्रबीन निहारत, जोगहु तें क्यों बिजोग कमी हे? ॥ ६ ॥

સાગર પ્રવીણ પ્રત્યે લખે છે કે,–"જોગીની માફક એક ધારણાથી સાધન કરવા સારુ આસન વાળીને રહું છું તથા જળના ભારથી પાંપણો નમી છે, શરીરમાં વિરહરૂપી અગ્નિની ધૂણી અખંડ જાગતી રહે છે અને સુરતારૂપી ઝૂલાથી એટલે તેનાપર લટકીને દેહને દમું છું, મ્હોટો વિશ્વાસ રાખીને શ્વાસને ખેચું છું અર્થાત્ પ્રાણાયામ કરું છું. તેમ જ એક જ ટેક જમાવી છે. હે પ્રવીણ! એ પ્રમાણે હું તમને ધ્યાનમાં જોઉં છું, તો પછી શું જોગી કરતાં આ વિયોગીની ક્રિયા કાંઈ કમી છે? એટલે કે વિયોગીની દશા પણ યોગીના જેવી જ છે." (૬)

## यमकालंकार.

दोहा–घटन प्रान लागे सु घट, लटे न हर हर बार;
जो चाहत संकट कटे, रटे हरा हर नार. ॥ ७ ॥

## रूपकालंकार.

ताळामें ताला लग्या, कारीगर बिध कीन;
चित कीली संचा सबद, खोलनहार प्रबीन. ॥ ८ ॥

"શરીરમાંથી પ્રાણ ઘટવા લાગ્યા, અર્થાત્ પ્રાણની ચૈતન્ય શક્તિ કમી થવા લાગી, તેમ છતાં હર! હર! તે પ્રાણ બહાર નીકળી જતા નથી. પણ જો આ સંકટ કાપવાને ઈચ્છીએ, તો મહાદેવનાં સ્ત્રી (હરા) પાર્વતીજીના નામને રટીએ. (૭)

બ્રહ્મારૂપી કારીગરનું બનાવેલું તાળું અમારા નશીબમાં લાગ્યું છે; પણ હે પ્રવીણ! તમારા મનરૂપી કુંચીવડે બ્રહ્માના માંડેલા શબ્દોરૂપી (યંત્ર) તાળાની કળ ઉઘાડનારાં તમે છો. તાત્પર્ય કે, બ્રહ્માએ અમારા નશીબમાં તમારો વિયોગ લખ્યો છે, પણ તમારા ચિત્તની ચતુરાઇથી તે વિધના શબ્દોને તમે ફેરવી વિયોગને દૂર કરી શકો તેમ છો." (૮)

सोरठा–उर टारन अंदेश, प्रति प्रबीन पाती लिखी;
सुताग्रह संदेश, सागर कह्यो कवित्त करि. ॥ ९ ॥

પ્રવીણના મનનો સંશય ટાળવા સારુ સાગરે તેના પ્રત્યે પત્રિકા લખીને વળી એક કવિત કરીને કુસુમાવળી સાથે સંદેશો કહાવ્યો. (૯)

## प्रतिपालंकार–कवित्त.

हरहे बसे त्युं जच्छ किंनर चले तो कहा? भई जातरूप, मन इनके सरसरे;
वइकुंठनाथ, पुर कंचन रचित कहा? संतनके चित्त नित्य चाहत दरसरे;

मनिबंध मानसर, सुर बिहरे तो कहा? तोय तोयानिधिके, न बूझत तरसरे;
चंदन चढाय जाय, बंदन हमारे करि, पंथिक प्रबीन पेरकारीसें परसरे!१०

"કૈલાસમાં શંકર વસે છે, યક્ષ અને કિન્નરો ચાલે છે તેથી શું થયું? તે કૈલાસ પર્વત રૂપાનો બનેલો છે તો તે તેને મન સરસ છે, અમારે શા કામને? વૈકુંઠનાથે વૈકુંઠપુર સોનાનું રચ્યું છે અને સંત જનનાં ચિત્ત તેનાં દર્શન કરવા નિત્ય ચાહે છે, તોપણ શું થયું? અર્થાત્ તેમાં અમારે શું કામનું? માનસરોવર મણિઓની પાળથી બાંધેલું છે, અને ત્યાં સુર-દેવતાઓના સમૂહ વિહાર કરે છે, તોપણ શું થયું? સમુદ્રમાં ઘણું જળ ભર્યું છે, પણ તેથી તરસ મટતી નથી, તો તે શા કામનો છે? માટે હે પંથિક! સંદેશો લઇજનાર પ્રવાસી-કુસુમાવળી! કોઇ (પેર) ઉપાય કરી શકે એવાં પ્રવીણ પાસે જઇને તેને ચંદન ચડાવીને અમારી વતી વંદના કરીને તેનો સ્પર્શ કરજો, અર્થાત્ તેમને ભેટજો!" તાત્પર્ય કે-કૈલાસ, વૈકુંઠ, માનસરોવર-ઇત્યાદિ કરતાં હું પ્યારાં પ્રવીણના મેળાપને વિશેષ ચાહું છું. (૧૦)

**सोरठा**—पाती दई सू पान, सागर कुसुम प्रबीनकी;
धार्यो पंथ पयान, पुर ब्रह्मनि तापस गहन. ॥ ११ ॥
उरमें उभे उदास, कहे तापस लाव न कछू;
बीतत हयन निवास, फेर करेंगे आइ इत. ॥ १२ ॥

પ્રવીણને મોકલવાનો પત્ર સાગરે કુસુમાવળીના હાથમાં આપ્યો, પછી કુસુમાવળીએ શહેર અને તપસ્વીઓએ ગહન-જંગલને રસ્તે ચાલવાનું ધાર્યું. (૧૧)

તે તપસ્વીએ કુસુમાવળીને કહ્યું કે;-"તમે બન્ને જણ મનમાં કાંઈ ઉદાસી લાવશો નહીં, કેમકે (હયન) વર્ષ એક વીત્યા પછી અમો પાછા ફરીથી આંહી આવીને નિવાસ કરશું." (૧૨)

## अमृतधुनि यमक.

**छंद मुक्तदाम**—चले उठि जोगिय झाथ झटक्क, पुरातनको सुख साज पटक्क;
खरे बिछुरे बिरहा सु खटक्क, चढी मनु प्रेम सुरंग चटक्क;
भरम्भर कंठ उसास भरंत, धरद्धर प्रान वेहोस धरंत.
फरफ्फर नग्र वहे नरखंत, खरख्खर बुंद चखं बरखंत;
तरत्तर टेकतहे निज अंग, थरथ्थर मानहु भंग भुजंग.

झरझर स्वेद मनो गज मद्द, हरंहर भंखत मंत्र शबद्द;
यही विधि तापस व्रच्छ चलंत, तिही गति ब्रह्मि पुरी प्रविसंत. ॥१३॥

જોગીઓ હાથ ઝાટકીને અર્થાત્ નિરાશ થઇ ઉઠીને ચાલ્યા અને પહેલાંની જે સુખકર વસ્તુઓ પાસે હતી તે ફેકી દીધી. કેમકે હવે તો ખરો જ વિયોગ થયો; પણ તેથી મનમાં વિરહ ખટકવા લાગ્યો. તે જાણે કે પ્રેમના રંગની ચટકી ચડી હોય નહિશું? (તેવું હતું.) ગળું ભરી ભરીને ઉસાસા ખાય છે અને ધડકી ધડકીને પ્રાણ બેહોસપણું ધરે છે; ફરી ફરીને તે નગરને નીરખે છે અને આંખેથી ખરખર આંસુનાં બુંદ ખરે છે; શરીર લટકતું હોવાથી ઝાડે ઝાડે પોતાના શરીરને ટેકવે છે અને થરથર ધ્રુજે છે; તે જાણે કે શરીરમાં કોઈ આઘાતથી ભગ્ન થયેલો સર્પ હોય નહિ શું? ઝરઝર પરસેવો ઝરે છે—તે જાણે હાથીનો મદ ઝરતો હોય નહિ શું? (તેવું હતું.) અને મોઢેથી "હરહર" એવા મંત્રનો શબ્દ બોલે છે. એ રીતે તાપસો જંગલની ઝાડીમાં ચાલ્યા અને તેવી જ દશાથી કુસુમાવળી શહેરમાં પેઠી. (૧૩)

सोरठा—द्विजि प्रवेश पुर कीन, पहुँची कलाप्रवीनपें;
तापस पाती दीन, मोन लीन मुख दुख भरे. ॥ १४ ॥
कुमरी सही समाज, व्याज सेंन दीनी बिदा;
पाती सागरराज, गइ इकंत बंचन लगी. ॥ १५ ॥
बंचत जोगि बिदाय, पाय लाय लागी प्रबल;
वनी न बरनी जाय, हाय हाय मुख बानि हुइ. ॥ १६ ॥

બ્રહ્મપુત્રી કુસુમાવળી શહેરમાં પ્રવેશ કરીને કળાપ્રવીણની પાસે જઈ પહોંચી અને તાપસીએ આપેલો કાગળ આપીને મૌન ધારણ કરી રહી,—તેના મનમાં દુઃખ ભરાઈ આવ્યું. (૧૪) ત્યારે કુંવરીએ સૂઈ રહેવાને મિશે સખિયોના મંડળને રજા આપી; પછી એકાંતમાં જઇને મિત્ર સાગર—રાજનો પત્ર વાંચવા લાગી. (૧૫) તે વાંચતાં વાંચતાં "જોગી વિદાય થયા" એવું જાણવાથી પ્રવીણના મનમાં એકદમ મોટી આગ પ્રગટી ઉઠી! તેથી તેની જે દશા થઈ, તે વર્ણવી શકાય નહિ. અને "હાય! હાય!" એવી તેના મુખેથી વાણી થઈ. (૧૬)

## संबंधातिशयोक्ति अलंकार.

छंद मल्लिका—वंचितं पती प्रवीन, प्रान अंबु छीन मीन.
जात सो पलं सु ज्ञान, आजही प्रले प्रमान.
मानहु सहस्त्र सूर, भूमिपें भयो सु नूर.

लंघितं म्रजाद आप, बाडवा बढे प्रताप;
शेषने मर्यो उसास, कच्छहु कियो निकास.
कोलको भग्यो सु दंत, दंतिही डिगे डिगंत;
धातुके धसे सु शृंग, ज्वालनेन जीत जंग.
शेषसें सबे ब्रह्मंड, भंग भो बिराट अंड;
सो दशा प्रबीन पाय, धीर ब्रह्मनी धराय. ॥ १७ ॥

તે પત્ર વાંચતાં પ્રવીણના પ્રાણ જળ વિનાની માછલી જેવા થયા! અને જે પળ જાય છે, તે જાણે આજે જ પ્રલય થયો હોય, અથવા જાણે સૂર્યનો હજાર તાપ ભૂમિ ઉપર સામટો પડ્યો હોય; કે સમુદ્રે મર્યાદા લોપી હોય; અથવા વડવાગ્નિનો તાપ વધ્યો હોય, અગર તો શેષ નાગે ઉશ્વાસ ભર્યો હોય, તેથી જે કાચબાને આધારે પૃથ્વી રહી છે, તેને કાઢી નાંખ્યો અને જે વારાહની દાઢને આધારે તે કાચબો રહે છે, તે દાઢ ભાંગી ગઈ હોય અથવા દિશાઓને છેડે પૃથ્વીને ટેકારૂપ જે દિગ્પાળરૂપ હાથીઓ છે, તે ડગ્યા હોય, કિંવા ધાતુના પર્વત—મેરુનાં શિખર ધસ્યાં હોય, કે જેના નેત્રમાં પ્રલય અગ્નિ રહેલો છે, તે રુદ્રભગવાન્ પ્રલય કરવામાં જિત્યા હોય, અથવા જાણે શેષથી માંડીને આખું બ્રહ્માંડ જે અંડાકારે છે, તે વૈરાટનો ભંગ થયો હોય, એવી દશા પ્રવીણની થઈ. તેને કુસુમાવળી ધીરજ ધરાવવા લાગી. (૧૭)

**सोरठा**—खान पान रुचि छंडि, बाला लही बिदेह गति;
असुआं नेन उमंडि, बढत स्वास बह्नि बिरह. ॥ १८ ॥
जो तन तापस ताप, सो सत गुन परबीन मन;
उरझत आपहि आप, पल पल प्रान प्रयान रुच. ॥ १९ ॥
एक बरष अनुमान, आवन ओधि सु बिप्रि वदि;
औधि आस उर आन, नीठ नीठ वपु वास किय. ॥ २० ॥

તે કુંવરીએ ખાવા પીવાની રુચિ છોડી દીધી અને વિદેહીની દશાને ધારણ કરી; આંખે આંસુ ઉમંડી આવ્યાં અને શ્વાસ તથા વિરહાગ્નિ વધવા લાગ્યો. (૧૮) જેવો તાપ તે તપસ્વીના મનમાં થયો, તેથી સોગણો તાપ પ્રવીણના મનમાં થયો. પણ તે પોતે જ પોતાના મનમાં મુંઝાઈને રહે છે અને પળે પળે પ્રાણ જવાની ઇચ્છા કરે છે. (૧૯) ત્યારે કુસુમાવળીએ આશરે એક વર્ષે પાછા આવ-

વાની તેમની મુદ્દત કહી, તે અવધિની આશાને હૃદયમાં આણીને માંડ માંડ તેના શરીરમાં પ્રાણે નિવાસ કર્યો. (૨૦)

दोहा—पल पल कला प्रबीनपैं,. ब्रह्मनि धीर धराय;
उन मुख आवन ओधि बदि, नीठसु प्रान द्रढाय. ॥ २१ ॥
खान पान सुख सेज तजि, सौध सु कलाप्रबीन;
उत्तर आसा आस सिध, यती व्रतम् तब लीन. ॥ २२ ॥

કળાપ્રવીણને પળે પળે કુસુમાવળીએ ધીરજ ધરાવીને તે તાપસીએ મુખેથી કહેલી આવવાની મુદ્દત કહી, મહામહેનતે તેના પ્રાણ રખાવ્યા. (૨૧) કળાપ્રવીણ ખાવા પીવાનું સુખ તથા પલંગ તજીને રાજમહેલમાં રહી; ત્યારે યતિ એટલે સંન્યાસીએ સિદ્ધને મળવાની આશાથી ઉત્તર દિશાનો (વર્ત્મ) પંથ લીધો. (૨૨)

चोपाई—इहि बिधि जोगि बिपन पथ लीने, बसन बद्रिकाश्रम चित कीने;
चाह सिद्ध परसन सु उलट्टे, मंद मंद संचर गिर कट्टे.
सातहु मिंत सांत रस भीने, सातहु पक्ष पंथ जब कीने;
नीठ बद्रिकाश्रम तब आये, दरस बद्रिकेदारहु पाये.
आसन उतें अनेक मुनीशा, ठोर ठोर उपगंग गिरीशा;
साधक सिद्ध जोगक्रम साधे, आप इष्ट परिब्रह्म अराधे.
नित फल फूल झुकित वनराया, षट्रितु उत बितुराज लखाया;
गिरिवर शृंग झरन जल धारा, बरषा उतें मास मनु बारा.
तापस तित प्रताप बिस्तारे, बैरभाव पशु पंखि त्रिसारे;
केहरि बास करत करि छाया, करी कलभ केहरि ध्रत माया.
कला कलापि धरित नृत मंडे, सनमुख अहि आवत बिल छंडे;
चटकहि बाल बाज प्रतिपारे, वायस करत उलूक त्रिहारे.
वक झष करत समीप विहारा, दाहत बनन वह्नि बिस्तारा;
सरिता सर सरोज सुभ नीरा, सुरभि सीत गति मंद समीरा.
गिरि गिरि बन बन बन प्रतिबेली, नीड नीड खग करत सु केली;
शाख शाख हींचत म्रगशाखा, परि परि रटत पंखि पशु भाखा.

सुमन सरोज रंग प्रति रंगा, ग्रहि मन मोद गुंजरत भ्रंगा;
सागर लखत मोद मन लाये, आश्रम हेर चिताश्रम पाये. २३

એ રીતે જોગીએ વનનો રસ્તો લીધો અને બદ્રિકાશ્રમમાં જઇને વસવાનું મન કર્યું. સિદ્ધનો સ્પર્શ કરવાની ચાહના ઉલટી, તેથી ધીરે ધીરે પર્વતનો રસ્તો કાપ્યો. સાતે મિત્રો શાંત રસમાં ભીંજાએલા છે, તેમણે સાત પખવાડીયાં સૂધી જ્યારે પંથ કર્યો, ત્યારે બદ્રિકાશ્રમ પાસે આવ્યા અને બદ્રિકેદારનાં દર્શન પામ્યા. ત્યાં અનેક મુનીશ્વરોનાં આસન છે અને ઠેકાણે ઠેકાણે ઉપગંગા–ગંગાને મળનારી બીજી નદીઓ અને પર્વતો છે; ત્યાં સાધકો તથા સિદ્ધો યોગક્રિયાને સાધે છે અને પોતે પરિબ્રહ્મરૂપી ઇષ્ટનું આરાધન કરે છે; ત્યાં હંમેશાં ઝાડો ઉપર ફળ ફુલ ઝૂકી રહેલાં છે; ત્યાં છયે ઋતુઓમાં વસંતઋતુ દેખાય છે; મોટા પર્વતોનાં શિખરો ઉપરથી જળ ઝરણની ધારાઓ વહે છે, તે ત્યાં જાણે કે બારે મહિના વર્ષાદ થાય છે; તપસ્વીઓ ત્યાં પોતાનો પ્રતાપ વધારે છે, ત્યાં પશુ પક્ષીઓ પરસ્પરના વૈરભાવને ભૂલી જાય છે, હાથીની છાયામાં કેસરી વાસો કરે છે, તેમજ તે કેસરી જોડે હાથીનાં બચ્ચાં હળીમળીને માયાથી રહે છે; મોર કળા ધરીને નૃત્ય માંડે છે, તે જોવાને રાફડાને તજીને સર્પો તેની સન્મુખ આવે છે; ચકલીનાં બચ્ચાંને બાજપક્ષી પાળે છે તથા કાગડા ઘૂવડ સાથે વિહાર કરે છે; બગલા અને માછલાં એકમેક સાથે રમે છે અને અગ્નિનો વિસ્તાર છતાં તે વનને બાળતો નથી; ત્યાં નદી, તળાવ, કમળ અને સુંદર જળ છે; સુગંધિમાન્ શીતળ અને મંદ મંદ પવન વાય છે. પર્વતે પર્વતે વન છે; ને તે વન વન પ્રત્યે લતાઓ લહેકે છે; ત્યાં માળે માળે પક્ષીઓ ક્રીડા રમણ કરે છે તથા ડાળે ડાળે વાંદરાં હીંચે છે; વળી પશુ–પક્ષી નાનાવિધ ભાષા બોલે છે; ત્યાં ફૂલ અને કમળો રંગ બેરંગી ખીલેલાં છે. તેની સુવાસનાથી મનમાં આનંદ પામીને ભમરાઓ ગુંજારવ કરે છે. તે વન જોઇને સાગર મનમાં આનંદ લાવ્યા તથા બદ્રિકાશ્રમ નિરખીને તેનું ચિત્ત આશ્રમ–વિશ્રાંતિનું સ્થળ પામ્યું. (૨૩)

**दोहा**–सुरतानंद पहाड तहां, अंब ब्रच्छ उन श्रंग;
कुसुमाकर बिकसित बिपिन, निकट गहर गति गंग. ॥ २४ ॥
तिहां पंच दिन रहन किय, अविलोकत एकंत;
इष्ट मंत्र साधन लगे, सप्तासन किय मिंत. ॥ २५ ॥

સુરતાનંદ નામનો પર્વત છે, જેનાં શિખર ઉપર આંબાનાં વૃક્ષો છે. તે પર્વત ઉપર વસંતઋતુ ખીલી રહી છે અને તેની પાસે ગંભીરગતિવાળી ગંગા

નદી વહે છે. (૨૪) એકાંત જોઇને ત્યાં પાંચ દિવસ રહેવાનું કર્યું અને તે સાતે મિત્રો આસન વાળીને ઇષ્ટના મંત્રનું સાધન કરવા લાગ્યા. (૨૫)

**सोरठा**–मंजन कीजत गंग, करि ईडन प्राति भव भवा;
सुरतानंद सु श्रंग, प्रेम मंत्र सप्तहु सधे. ॥ २६ ॥
पूर्वायस अनुमान, प्रभानाथ परसन चहे;
सिद्ध सबे विधि जान, गिरि आश्रय तजि गमन किय. ॥ २७ ॥
पंच द्योस बिलमंत, प्रभानाथ आये तहां;
तापस लखत महंत, बंदि चरन अरचे बिबिध. ॥ २८ ॥

ગંગામાં સ્નાન કરે છે અને શિવ તથા પાર્વતી પ્રત્યે સ્તુતિ કરીને તે સુરતાનંદ પર્વતના શિખર ઉપર સાતે મિત્રો પ્રેમનો મંત્ર સાધે છે. (૨૬) સિદ્ધે પૂર્વે આજ્ઞા આપી હતી, તે પ્રમાણે તેઓ પ્રભાનાથ નામના સિદ્ધનો સ્પર્શ કરવાને–મળવાને ચહાય છે; તે સિદ્ધ પણ સર્વે વિધિના જાણનાર છે, તેથી તેમણે જ્વાળામુખીના પર્વત ઉપર પોતાનું આશ્રમ છે, તે તજીને સુરતાનંદ પર્વત તરફ ગમન કર્યું. (૨૭) તપસ્વીઓ પાંચ દિવસ ત્યાં રહ્યા, એટલામાં તો પ્રભાનાથ ત્યાં આવ્યા; એટલે સાગરાદિ સાત મિત્રોએ તે મહત્ પુરુષને જોઇને વંદન કરીને વિવિધ પ્રકારે (વિધિપૂર્વક) તેમનું પૂજન કર્યું. (૨૮)

**गाहा**–बिछुरन दशा प्रबिनं, सागर सिद्ध मिलन बद्रिकाश्रम;
द्वीसित्तर अभिधानं, पूर्न प्रबीन सागरो लहरं. ॥ २९ ॥

સાગરનો વિયોગ થવાથી પ્રવીણની થયેલી દશા તથા સાગરને બદ્રિકાશ્રમમાં સિદ્ધનો મેળાપ થયો, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ બોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૨૯)

इतिश्रीप्रबीनसागरे वियोग दशा अने सिद्ध मिलाप नामनी
रसपूर्णा टीकानो द्विसप्ततितमस्तरंगः

# લહેર ૭૩ મી.

## પ્રવીણની વિરહદશા.

### कला प्रवीनोक्त आक्षेपालंकार.

सवैया–भस्म लगाइ बनाइ जटा, छबि सागर लीनिहें शंभु प्रभाकी,
जोगि बनी करि मोकुं बिजोगिनि, भोगिनि भे रहि भोग बिनाकी;
शंभु चिताकि बिभूति धरे, इतनी कमि काहेकुं राखि कहाकी?
एरि सखी! उन टेरि कहे, धरि जाय बिभूति सु मेरि चिताकी! ॥ १ ॥

પ્રવીણ કુસુમાવળીને કહે છે કે,–'સાગરે શરીરે ભસ્મ લગાવી, માથે જટા બનાવીને મહાદેવના સ્વરૂપની કાંતિને લીધી છે, એમ તેણે જોગી બનીને મને વિજોગણ કરી; તેથી હું સુખભોગ વગરની ભોગિણી થઈ રહી; પણ શંકર તો ચિતાની વિભૂતિ લગાવે છે, તો પછી સાગરે એટલી કરવાની ખામી શા વાસ્તે રાખી? એમને બોલાવીને કહે કે, મારી જ ચિતાની વિભૂતિ શરીરે ધારણ કરીને જાય!" મતલબ કે મારાં દેહનો અંત આણીને જાય. (૧)

### शिक्षाक्षेप अलंकार–कवित.

जोगी भये सागर संजोगीको सिंगार तजी, कमंडलु कर धरी, मुद्रा धरी कानमें;
होइकें उदास बनवास करनेकी आस, जातहे सो बरजेसें, क्यों रहे संस्थानमें?
जोगी तो निदान समसानमें सदाइ बसे, जानत न सागर क्युं, इतनी जहानमें;
तजी यह प्रौढ पूर, काहिकों सो जात दूर, कहो ज्युं रहे हुझूर, मेरेइ मसानमें!२

પ્રવીણ, કુસુમાવળીને વળી કહે છે કે,–"સાગર સંયોગીનો શણગાર તજીને જોગી થયા અને હાથમાં કમંડલ લઈને કાનમાં મુદ્રા ધારણ કરી તથા ઉદાસી થઈને વનમાં વાસ કરવાની આશાથી જાય છે. તે વારવાથી આ શહેરમાં કેમ રહે? જોગી તો નિશ્ચય સ્મશાનમાં જ સદાય વસે, તે વાત આટલી દુનિયામાં શું સાગરજી જાણતા નથી? માટે આ મોટું શહેર તજીને તે દૂર શા વાસ્તે જાય છે? તેને કહે કે, મારા જ મસાણમાં પાસે રહે." (૨)

## द्रष्टांतालंकार.

सवैया—में पियु कंठ कबू उरझी नहि, ज्यों उरझे तरुपें बनबेली,
बांह धरी गर नाहहिके कबु, खूब खुशी भइकें नहि खेली;
सागर कंठ लगी गइ सेलि, रही अब में इत ठोर अकेली,
में निरभागिनि भूतलमें, सदभागिनि भै उन कंठाकि सेली. ॥ ३ ॥

કળાપ્રવીણ પુનઃ કહે છે,–"જેમ ઝાડ ઉપર વનની વેલી વિટળાય છે, તેમ હું મારા પતિને ગળે કદી વિટલાઈ નહીં! સ્વામિના ગળામાં હાથ નાંખીને કોઈ દિવસ ખૂબ ખુશી થઇને ખેલી નહીં અને સાગરના ગળામાં તો શેલી (કાળી ઉનની દોરી) લાગી ગઈ, અર્થાત્ તે જોગી થયા અને હું તો હવે આ ઠેકાણે એકલી જ રહી, તેથી આ ભૂતળમાં હું નિર્ભાગિણી છું અને એમના ગળાની શેલી સદભાગિણી થઈ." (૩)

## सहोक्ति अलंकार.

सवैया—सागर मिंत पुकार सुनो, अबमें पुनि आपकि संगहि आऊं,
जो तुम अंग भभूत लगाई तो, में पुनि अंग भभूत लगाऊं;
जो तुम भीखको भोजन पाइ हो, में पुनि भीखको भोजन पाऊं,
जो तुम नाथ अलेक जगाइ हो, मैं तुम साथ अलेक जगाऊं. ॥ ४ ॥

"હે સાગર મિત્ર! હવે મારો પુકાર સાંભળો. હું પણ આપની સાથે જ આવું અને જો તમે શરીરે વિભૂતિ લગાવી છે, તો હું પણ મારે શરીરે વિભૂતિ લગાવું; જો તમે ભિક્ષા માગીને ભોજન જમશો, તો હું પણ ભિક્ષાનું ભોજન જમીશ; અને હે નાથ! જો તમે અલેખ જગાવશો, તો હું પણ તમારી સાથે રહીને અલેખ જગાવીશ!" (૪)

## विधिप्रार्थना.

कवित—अहो चहुमुख मोकुं, कायकुं तें दियो दुःख,
कृपा करी कहो कहा, करी तेरी चोरीमें;
मेरो पति धरे भेख, एसे क्योंहि लिख्ये लेख,
देख मेरी देह दशा, सुखकी बिछोरिमें;

अब अनुकंपा ल्याइ, होवहु सहाइ आई,
बडी वस्तु चाहुं नही, चाहुं बस्तु थोरिमें;
जुग कर जोरी जोरी, कहुंमें निहोरी तोसें,
भभूतकि गोरी व्है के, रहुं वाकी झोरीमें. ॥ ५ ॥

પ્રવીણ વિધિની પ્રાર્થના કરે છે કે,–"અરે બ્રહ્મા ! તેં મને શા માટે દુઃખ દીધું? કૃપા કરીને કહે કે, મેં તારી શી ચોરી કરી છે? મારો પતિ ભેખ ધરે એવો લેખ તેં કેમ લખ્યો? મારા દેહની પતિના સંયોગ સુખ વિના કેવી દશા થઈ છે, તે તું જો અને હવે દયા લાવીને તું આવીને સહાયતા કર; હું કંઈ મોટી વસ્તુ માગતી નથી, પણ થોડીક વસ્તુ ચહાઉ છું, અને બે હાથ જોડી જોડીને તને વિનવીને કહું છું કે, (તું એટલું કર કે) હું વિભૂતિની ગોળી થઇને તે (સાગર જોગી) ની ઝોળીમાં રહું!"(૫)

**दोहा**–होत निरास उदास व्है, कुसुम सु दई सुनाय;
बिन सागर कैसें जियौं, अब निश दिन क्यों जाय? ॥ ६ ॥

એ રીતે પ્રવીણ નિરાશ થઇને ઉદાસી થાય છે અને કુસુમાવળીને તેણે કહી દીધું કે, 'હું સાગર વિના શી રીતે જીવું અને રાત ને દહાડો કેમ જાય?' (૬)

**कवित**–कैसें धरों धीर असरीर कहो कैसे रहे,
कोन सुने कासों कहूं, को करे सहायरे;
आवे नांहि कंत अब, कछु नां कहावे कब,
यातें अंत मोकुं कोंन, अंतक मिलायरे;
अब तो असार भये, सारहु बिचार मेरे,
भाग भो अभाग यातें, लागे तन लायरे;
घर ना सुहावे बन, फिरना सुहावे नांहि,
मरनां सुहावे सो कहावे हाय हायरे. ॥ ७ ॥

પ્રવીણ કહે છે,–"હું શી રીતે ધીરજ ધરૂં અને કામદેવ શી રીતે પીડા કરતો રહે? તે કહો. અરે મારી પીડા કોણ સાંભળે અને તે કોને કહું? અને કોણ મને સહાયતા કરે? હવે મારો સ્વામી નહિ આવે અને કોઈ વખતે કાંઈ કહાવશે પણ નહીં; માટે અંતે મને મોતની સાથે કોણ મેળવશે? હવે તો મારા સારા વિચાર હતા, તે ખોટા થઈ ગયા અને સદ્ભાગ્ય હતું તે અભાગ્ય થઈ ગયું!

તેથી મારે શરીરે લાય લાગે છે. મને ઘર ગમતું નથી. વન બાગમાં ફરવાનું ગમતું નથી, પણ મરવાનું ગમે છે! તે મોત જ મને હાય હાય કહેવરાવે છે." (૮)

## छंद भुजंगप्रयात.

सखी सागरं जात नां हाथ ग्राहे, अबे तो यहे फेर आहे न आहे;
अबे बिर्हकी आगि अंगं लगेरी, गति कर्मकी हायरे हाय मेरी.
दिनांही दिनां व्याधि वैसें बढेंगे, अरे कोन याकी व्यथाकों कढेंगे;
यही बन्हिसें प्रान कैसे बचेरी, गती कर्मकी हायरे हाय मेरी.
बिना नाथ कैसें करी अन्न भावे, गये जान पें जान पापी न जावे;
जरी नां भई देहकी खाक ढेरी, गती कर्मकी हायरे हाय मेरी.
दुखं देगये ले गये सुख लूटे, छुटे स्नेह, नां देहतें प्रान छूटे;
पुकारुं पती पें सुने नां अबेरी, गती कर्मकी हायरे हाय मेरी.
प्रले ज्यों भयो आज त्यों द्योस मेरे, यहे कष्ट यों नां दिलं जान नेरे;
बिना सागरं चित्त चिंता करेरी, गती कर्मकी हायरे हाय मेरी.
मही सर्वमें एक जो जीव मूरी, उहीसें भई छूटनेकी जरूरी;
जियेको अबे कोन आधार हेरी, गती कर्मकी हायरे हाय मेरी.
लिख्यो भाग्यमें सो अबें कोन टारे, गये अंकके बंकतें मिंत न्यारे;
हृदेमें अबे धीर कैसें धरेरी, गती कर्मकी हायरे हाय मेरी.
अरेरे गये सागरं स्नेह त्यागी, इते क्यों रही पापनी में अभागी;
किही जन्मकें पाप पाये उदेरी, गती कर्मकी हायरें हाय मेरी. ॥ ८ ॥

પ્રવીણ વિલવંતી ને સોચંતી, કુસુમાવળીને કહે છે,–"હે સખી! સાગર મારો હાથ ઝાલીને લઈ જતા નથી અને હવે તો તે ફરીથી આવે કે નએ આવે! હવે વિરહની આગ મારે શરીરે લાગી છે. અરે હાય! હાય! એ શી મારા કર્મની ગતિ! હવે દિવસે દિવસે એમ જ વ્યાધિ વધતો જશે. અરે તેની પીડા હવે કોણ કાઢશે? અને તે આગથી મારા પ્રાણ શી રીતે ઉગરશે? અરે હાય! હાય! એ શી મારા કર્મની ગતિ! સ્વામી વિના શી રીતે કરીને અન્ન ભાવે? રે! પતિરૂપી પ્રાણ ગયા પણ આ પાપી જીવ જતો નથી; અને આ શરીરની બળીને રાખની ઢગલી થઈ નહી. અરે હાય! હાય! એ શી મારા કર્મની ગતિ! મને દુઃખ દે ગયા અને

મારું સુખ લૂટીને લઈ ગયા; મારો સ્નેહ છૂટતો નથી, તેમ શરીરમાંથી પ્રાણ પણ છૂટતો નથી; સ્વામી સ્વામી પુકારું છું, પણ હવે તે સાંભળતા નથી. અરે હાય! હાય! એ શી મારા કર્મની ગતિ! જેવો પ્રલય થયો હોય તેવો મારે આજ દહાડો છે, અને આવું દુઃખ નજીક આવશે એવું મનમાં મે જાણ્યુંયે નહોતું. હવે સાગર વિના મારું ચિત્ત ચિંતા કરે છે. અરે હાય! હાય! એ શી મારા કર્મની ગતિ! આખી પૃથ્વીમાં મારી એક જે જીવનમૂળી, તેનાથી છૂટા પડવાની જરૂર પડી; તો હવે જીવવાનો આધાર શો છે? અરે હાય! હાય! એ શી મારા કર્મની ગતિ! ? ભાગ્યમાં લખ્યું હોય તે હવે કોણ ટાળી શકે? નસીબના વાંકા આંકથી મારો ાામી વેગળે ગયો; હવે હૃદયમાં શી રીતે ધીરજ ધરિયે? અરે હાય! હાય! એ શી મારા કર્મની ગતિ! અરેરે! સ્નેહ તજીને સાગર ગયા અને હું પાપિણી અભાગિણી આંહી કેમ રહી? મારાં કયા ભવનાં પાપ ઉદય થયાં? અરે હાય! હાય! એ શી મારા કર્મની ગતિ!" (૮)

**सोरठा**–क्यों दिन करों व्यतीत, कहो सखी कित जाउ अव?
चिंता बाढी चित्त, सागरके कागर बिना. ॥ ९ ॥
कोंन अबे इत आय, ताको संदेसो कहे?
जियसें रह्यो न जाय, सागरके कागर बिना. ॥ १० ॥
खान पान सुख आन, गान तान रस नां रुचे;
पल पल तलफे प्रान, सागरके कागर बिना. ॥ ११ ॥
दुख दरियाव अपार, तट ताको देखों नहीं;
ओर नहीं आधार, सागरके कागर बिना. ॥ १२ ॥
धरिये किहि बिध धीर, पीर समे क्यों पिंडकी?
नयनहि बरषे नीर, सागरके कागर बिना. ॥ १३ ॥
पाती ज्युं प्रति मास, आती सब आती नहीं;
उरमें भई उदास, सागरके कागर बिना. ॥ १४ ॥
प्रेम प्रतीती होय, पत्र बिलोकी मित्रको;
क्यों अब करियें सोय, सागरके कागर बिना. ॥ १५ ॥
दर्शन सम साक्षात, पाती पेखी होय सुख;
अब तो सुख नहीं आत, सागरके कागर बिना. ॥ १६ ॥

પ્રવીણ, કુસુમાવળીને કહે છે કે,–"હે સખી! હું શી રીતે દિવસ ગુજારુ અને હવે ક્યાં જાઉં તે કહે. સાગરના કાગળ વગર મારા મનમાં ચિંતા વધી છે. (૯) હવે કોણ આંહી આવીને તે (પ્રિયતમ સાગર)નો સંદેશો કહે? હવે સાગરના કાગળ વિના મારા જીવથી રહ્યું જાતું નથી. (૧૦) ખાવાનું, પીવાનું અને બીજું ગાનતાનનું સુખ ગમતું નથી, અને સાગરના કાગળ વિના પળે પળે મારા પ્રાણ તલફે છે. (૧૧) આ દુઃખનો દરિયો અપાર છે, તેનો કિનારો હું કયાંય દેખતી નથી અને સાગરના કાગળ વિના મને બીજો આધાર નથી. (૧૨) શી રીતે ધીરજ ધરિયે અને શરીરની પીડા કેવી રીતે મટે? સાગરના કાગળ વિના મારાં નેત્રોમાંથી આંસુ વરસે છે. (૧૩) જે દર મહિને પત્ર આવતો હતો, તે હવે આવતો નથી; માટે સાગરના કાગળ વિના મનમાં ઉદાસ થઈ છું. (૧૪) મિત્રનો પત્ર જોઇને તેમના પ્રેમની પ્રતીતિ થાય, તે સાગરના કાગળ વિના હવે શી સોય-યુક્તિ કરિયે? (૧૫) મિત્રનો પત્ર જોઇને પ્રત્યક્ષ દર્શનના જેટલું સુખ થાય, પણ હવે તો સાગરના કાગળ વિના સુખ આવતું નથી." (૧૬)

## उपमालंकार.

कवित–सागर सन्यासी होई, बनके निवासी भये,
तातें चहुपासी अब, देखुं दुख राशीमें;
भयोहे उदासी काया, मायातें निराशी दिल,
होउ बनबासी किंधों, करों बास काशीमें!
प्रेमकुं प्रकाशी अष्ट, जोगकुं अभ्यासी मागु,
हियमें हुलासी अबिनाशीकुं उपासीमें;
संजोगि श्रियासी शैलजा सी शिवकी जटा सी,
भानुकी प्रभा सी होउ, सागरकी दासी में. ॥ १७ ॥

કળાપ્રવીણ કહે છે કે;–"સાગર સંન્યાસી થઇને વનના નિવાસી થયા, તેથી હું ચારે તરફ દુઃખના સમૂહ દેખું છું; મારું મન ઉદાસી તથા કાયાથી ને માયાથી નિરાશી થયું છે; હું એમ ધારું છું કે, વનવાસિની થાઉ કે કાશીમાં જઇને વાસ કરું? ત્યાં પ્રેમનો પ્રકાશ કરીને, અષ્ટાંગ યોગનો અભ્યાસ કરીને, પરમેશ્વરની ઉપાસના કરીને, હેયામાં હુલ્લાસ પામીને, એવું માગું કે–'લક્ષ્મીના જેવી, પાર્વતીના જેવી, શિવની જટા જેવી અને સૂર્યની કાંતિ જેવી, પતિના સંજોગવાળી હું સાગરની દાસી થાઉ.'" (૧૭)

## स्मरनालंकार.

कवित–गेबी जोगी आयो, भेख अजब बनायो उने,
गूढ शब्द गायो, आइ अलेक जगायो री;
शब्द सो सुनायो, मेरो मन मुरझायो तब,
ताहिकुं बुलायो, हर्म्य तरे ठहरायो री;
भिच्छा जब पायो तब, चंचल चलाये चर्न,
सत्वर सिधायो फेर, द्रष्टि नादिखयों री;
चेटक लगायो मेरे, चित्तकुं भ्रमायो फेर,
कहां सो छुपायो? क्युंही अजहु न आयो री? ॥ १८ ॥

પ્રવીણ કુસુમાવળીને કહે છે,–"તે ગેબી જોગી (સાગર) આવ્યો હતો, તેણે અજાયેબ જેવો ભેખ બનાવ્યો હતો. તેણે આવીને ગુઢાર્થ શબ્દ ગાયો અને અલેખ જગાવ્યો હતો. તે શબ્દ જ્યારે મેં સાંભળ્યો ત્યારે મારું મન મુઝાયું અને તેને બોલાવ્યો તથા મહેલ નીચે ઉભો રાખ્યો. તે જ્યારે ભિક્ષા પામ્યો, ત્યારે તેણે ચપળતાથી પગ ચલાવ્યો. તે તરત જતો રહ્યો અને ફરીથી નજરે દેખાયો નહીં; મને ચેટક (જાદૂ) લગાડ્યું અને મારા મનને ભમાવ્યું. પછી તે ક્યાં સંતાઈ ગયો? અને હે સખી! તે હજી સૂધી કેમ આવ્યો નહીં?" (૧૮)

सोरठा–सागर पथ चित चाहि, जब प्रबीन चकपें चली;
तब कुसुमावलि ताहि, कहन लगी जुगती करी. ॥ १९ ॥

પછી સાગરના રસ્તાને જોવાને મનમાં ચાહીને જ્યારે પ્રવીણ ચક તરફ ચાલી, ત્યારે કુસુમાવળી તેને યુક્તિ કરીને કહેવા લાગી કે: (૧૯)

## शिक्षाक्षेप अलंकार.

कवित–सुनहु सुजान! चक समीप न जैहु कबे,
द्युतिमान देह तेरो, चकमें दिखायगो;
माशुक तिहारो मुख, आशक निहारे कोउ,
बावरो बनीके ठोर, ठोर बिललायगो?
तिच्छन कटाच्छ तेरे, बानके समान तातें,
छतियामें छेल कोउ, छिनमें छिदायगो;

सातकुं सन्यासी बनबासी तेरे आस्य किये,
ओरहु उदासी व्है सन्यासी होइ जायगो ? ॥ २० ॥

કુસુમાવળી, કળાપ્રવીણને કહે છે;–"હે સુજાણ![1] સાંભળ, તું ચકની પાસે ક્યારેય જઈશ નહીં, કેમકે કાંતિમાન તારું શરીર ચકમાંથી બહાર દેખાશે; હે માશુક! તારું મુખ જો કોઈ આશક–પુરુષ દેખશે, તો ગાંડો બની જઈને ઠેકાણે ઠેકાણે વિલાપ કરતો ફરશે; તારાં નેન કટાક્ષ બાણના જેવાં તિક્ષ્ણ છે, તેથી કોઈ છેલ પુરુષ ક્ષણવારમાં છાતીમાં છેદાઈ જશે, કેમકે તારા આ મુખે સાત જણને તો સંન્યાસી કરીને વનના નિવાસી કર્યાં, (એ પ્રત્યક્ષ પ્રમાણ છે) તેથી બીજાઓ પણ ઉદાસી થઈને સંન્યાસી થઈ જશે." (૨૦)

**दोहा**–सब नर सन्यासी बनी, जो बसही वन जाय;
सब शामा यह शहरकी, तोसें बैर बढाय. ॥ २१ ॥

"એવી રીતે થતાં જો બધા પુરુષો સંન્યાસી થઈ જઈને વનમાં રહેશે, તો આ શહેરની બધી સ્ત્રીઓ તારી સાથે વૈર વધારશે!" (૨૧)

**कवित**–देखी तेरो रूप, मान रतिको न रह्यो रंच,
तातें रतिपति, तेरे तनकुं तवाओ री;
पंकजकी प्रभा छीन लीनी तेरे पाव पाइ,
पंकज तनूज तातें, बैरकों बढायो री;
मृगके नयनकी नीकाइ तेरे नेन आई,
तातें शशि तोकुं दुःखदायक दिखायो री;
शरीरमें सागर संताननकी शोभा लीनी,
तातें तोसें तेरो सेन सागर रिसायो री! ॥ २२ ॥

કુસુમાવળી કહે છે,–"તારું રૂપ જોઈને કામદેવની સ્ત્રી રતિનું લગારે માન રહ્યું નહીં, તેથી કામદેવે તારા શરીરને તપાવ્યું છે; તેમજ તારા પગે ને હાથે કમળની શોભા છીનવી લીધી, તેથી કમળનો પુત્ર જે બ્રહ્મા, તેણે તારી સાથે વેર વધાર્યું છે; હરણના નેત્રની સુંદરતા તારા નેત્રમાં આવી, તેથી મૃગનો પતિ ચંદ્ર તને દુઃખદાયક દેખાયો છે; અને તેં શરીરમાં સાગરનાં સંતાન (ચંદ્ર, હાથી, શાર્ઙ્ગધનુષ,

[1] કળાપ્રવીણનું મૂળ નામ સુજાણબા છે. અહીંયા 'હે સુજાણ!' એ સંબોધન પણ છે ને 'સુજાણ' એટલે સારું નરતું સમજનાર, ડાહી, નિપુણ એવો પણ અર્થ થાય છે.

મોતી, પરવાળાં, વગેરે) ની શોભા લીધી, તેથી હે સખી! તારો પ્રિયતમ સાગર તારાથી રીસાયો છે." (૨૨)

**दोहा**—यों बहु संग बिरोध करि, तुं पाई संताप;
प्रिय प्रबीन यह महलमें, गुप्त रहो अब आप. ॥ २३ ॥

"એ રીતે ઘણાંઓ સાથે વિરોધ કરીને તું સંતાપ પામી છે; માટે હે પ્રિય પ્રવીણ! હવે તું આ મહેલમાં ગુપ્ત જ રીતે રહે." (૨૩)

सागर सागर यों कही, करि फिर फिर पोकार;
प्रबीन तन धीरज तजी, बिलपत वारंवार. ॥ २४ ॥

પછી પ્રવીણ, 'હે સાગર! હે સાગર!' એમ કહી કહી, ફરી ફરીને પુકાર કરીને પોતાના શરીરની ધીરજ તજીને વારેવારે વિલાપ કરવા લાગી. (૨૪)

**गाहा**—किये प्रबीन बिलापं, बिछुरनतें सागरो मित्रं;
त्रय सप्तति अभिधानं, पूर्न प्रबीनसागरो लहरं. ॥ २५ ॥

સાગર આશક-મિત્રના વિજોગથી પ્રવીણે વિલાપ કર્યો, તે સંબંધી પ્રવીણ-સાગર ગ્રંથની આ તોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૨૫)

इतिश्रीप्रबीनसागरे रससागर वियोगे प्रबीन बिलाप बर्ननं नामनी
'रसपूर्णा' टीकानो त्रिसप्ततितमस्तरंगः

# લહેર ૭૪ મી.

## સખી શિક્ષા અને પ્રેમ પરીક્ષા.

**दोहा**—प्रबीन बहुत प्रलाप किय, कष्ट पुकारि पुकारि;
कहन लगी कुसुमावलि, तब शिच्छा सु बिचारि. ॥ १ ॥

પ્રવીણે દુઃખ પોકારી પોકારીને ઘણો વિલાપ કર્યો, ત્યારે કુસુમાવળી સારી રીતે વિચારીને શીખામણ આપવા લાગી કે; (૧)

**सोरठा**—जानी जूठ प्रपंच, सुख दुख सहिये सर्वदा;
रुदन किये सें रंच, दया न आवे दैवकों. ॥ २ ॥

फेर कुसुम कहि बानि, परिछन प्रेम प्रविनको;
मृषा लियो दुख मानि, कहा दुःख तव देहमें. ॥ ३ ॥
दुनियामें दुख दोय, तन दुख अरु निर्द्रव्य दुख;
ज्ञानी गिनत न कोय, मन कल्पित दुख ओर सब. ॥ ४ ॥
तजि वैभव ठहराय, जंगलमें जन जोगि हुय;
पुनि वह जाचन जाय, अन्न फलादिक द्रव्यकुं. ॥ ५ ॥
रोग रहित तन होय, अन्नादिक अनुकुळ पुनि;
कष्ट ताहि नहि कोय, समजहु या संसारमें. ॥ ६ ॥

કળાપ્રવીણ ઘણી દુઃખી થવા લાગી, ત્યારે કુસુમાવળી ધીરજ આપતી કહેવા લાગી,–"આ સંસાર જૂઠો જાણીને હમેશાં સુખદુઃખ સહન કરિયે; કેમકે રૂદન કરવાથી દૈવને જરા પણ દયા આવતી નથી." (૨) વળી પ્રવીણના પ્રેમની પરીક્ષા કરવા સારૂં, કુસુમાવળીયે વાણી કહી કે "તેં મિથ્યા દુઃખ માની લીધું છે, નહિં તો તારા શરીરમાં શું દુઃખ છે? (૩) જગતમાં બે દુઃખ ખરાં છે. એક તો શરીરનું દુઃખ અને બીજું અન્નાદિક દ્રવ્ય વગરનું દુઃખ હોય તે; તે વિના બીજાં બધાં દુઃખ મન કલ્પિત છે, તેને કોઈ જ્ઞાની દુઃખમાં ગણતા નથી. (૪) કોઈ માણસ વૈભવ તજીને જોગી થઈ વનમાં જઈને વાસ કરે, પણ વળી તે અન્ન, ફળ, આદિક દ્રવ્યને જાચવા જાય છે. (૫) જો શરીર રોગ વગરનું હોય અને વળી અન્નાદિક અનુકૂળ હોય, તો સમજવું કે આ સંસારમાં તેને કાંઈ દુઃખ નથી." (૬)

### सत्य दुःख यथा.

दोहा–जो व्याधी वपुमें बढे, बिसरत नहीं बिसार;
ज्यौं बीछु काटे करे, ज्ञानी पुनि सितकार. ॥ ७ ॥

કુસુમાવળી કહે છે,–"જો શરીરમાં રોગ વધે, તો તે દુઃખ વિસાર્યું વિસરે નહીં; જેમ કે વીંછી કરડે, તો જ્ઞાની પણ સિતકારા કરવા લાગે છે." (૭)

तोटक छंद–धन धान्य बहू घरमांहि धरे, बहु किंकर किंकरताइ करे;
सुखपाळ अरू हय हाथि सजे, बड भूपति आइ समीप भजे.
तन व्याधि बिशेष बढे जबही, सुख साज कहा सुखके तबही;
जळ कंठहुसें जब नां उतरे, तब क्या सुख सो सुखसाज करे.

तदपी हिय हिंमत जाहि जगे, इनकुं दुख सो कछु अल्प लगे;
अब द्रव्यके दु:खकी बात कहों, चतुरा सुन तोकँ सुनाइ चहों.
जन जाइ चढ्यो इक जंगलमें, जल नांहि मिल्यो इनही थलमें;
तन होइ त्रुषातुर प्रान तजे, कहहू सुख सो किहि रीत सजे.
यह रीत कहुं फिर ओर सुनो, जन निर्धनकुं दुख होत दुनो;
जन खोजत उद्यम जो न मिले, दुख पावत सोइ अत्यंतहिले.
तन होय गरिष्ट बलिष्ट अती, तउ कष्ट कटे नहि कर्म गती;
मतिमंत अत्यंत हुवे नरही, कहु ज्ञान बिचार कहा करही.
अस आपत काल परे जबही, इनकुं कछु सूझत नां तबही;
जिनकुं नाहि बीति सु हास्य करे, अपने मनमें अभिमान धरे.
तब ही पुनि हिंमत होय हिये, कछु कष्ट निवारन होत किये;
दुखमें दिल धीरजकों धरियें, उर धारि उपाय सु आदरिये.॥८॥

કુસુમાવળી કહે છે,-"ઘરમાં ધન ધાન્ય ઘણું ભર્યું હોય, ઘણા નોકરો નોકરી કરતા હોય, સુખપાલ અને ઘોડા હાથી વગેરે વાહનો સજેલા હોય અને મોટા રાજાઓ પાસે આવીને સેવા કરતા હોય, પરંતુ જ્યારે શરીરમાં ઘણો રોગ વધે, ત્યારે તે સુખનો સામાન શા સુખ (કામ) નો છે? જ્યારે ગળાથી પાણી ઉતરે નહીં, ત્યારે ઉપર કહેલો સુખનો સામાન તે શું સુખ આપે? તોપણ જેના હૈયામાં હિંમત જાગૃત હોય, તેને તે દુઃખ કાંઇક ઓછું લાગે. હવે દ્રવ્યના દુઃખની વાત કહું છું. હે સુજાણ! તે તને સંભળાવવા ચાહું છું કે, એક માણસ જંગલમાં જઈ ચઢયો, તે ઠેકાણામાં તેને પાણી મળ્યું નહીં, ત્યારે શરીરે તૃષાતુર થઇને પ્રાણ તજે, તો કહો કે તે શી રીતે સુખ પામે? એ જ રીતે વળી બીજું કહું તે સાંભળો: નિર્ધન માણસને બમણું દુઃખ થાય છે, જેમકે કોઈ માણસને શોધ કરતાં પણ ઉદ્યમ હાથ લાગે નહીં, તો તે અતિશે દુઃખ પામે છે. તેનું શરીર બળવાન્ અને બહુ મોટું હોય, તોપણ એવી કર્મની ગતિથી તે દુઃખ કાપી શકે નહીં. જો પુરુષ ઘણો બુદ્ધિમાન્ હોય, તોપણ કહો કે તે જ્ઞાનથી શો વિચાર કરે? એવો આપત્કાળ જ્યારે પડે, ત્યારે તેને કાંઈ સૂજતું નથી. જેને માથે વીતી નથી, તે મશ્કરી કરે; અને પોતાના મનમાં અભિમાન લાવે. ત્યારે પણ જો હૈયામાં હિંમત હોય; તો કાંઇક દુઃખનું નિવારણ કરવાથી થાય. માટે દુઃખની વખતે મનમાં ધીરજ ધરિયે, અને મનમાં વિચાર કરીને કાંઈ ઉપાયનો આદર કરિયે" (૮)

## मन कल्पि दुःख यथा.

चर्नाकुल छंद—कोउ चहे धन धान्य निधाने, जो न मिले तों महा दुख मानें;
कोउ दुखी दंपति बिछुरेसें, कोउ दुखी बिन संतति एसें.
को दुखिया पाई अपमाना, कोउ दुखी त्रष्नातुर जाना;
कोउ दुखी पर वैभव पेखी, उनसें न्यूनपनो निज लेखी.
स्वजन मरनसें कोउ दुखियारा, कोउ दुखी मिलि दुष्ट हि दारा;
कोउ दुखी शिर वैरि विशेषा, कोउ दुखी शिर कुपित नरेषा.
कोउ दुखी दुख आवन शंका, बिनदुख दुखी गिनी ग्रह बंका;
मन कल्पित अस दुःख अनेका, व्यर्थ दुखी जिन नांहि विवेका.
गंभिरताइ धरे जन ज्ञानी, कल्पित दुख न लहे दुख मानी;
तन आरोग्य रु उद्यम पावे, तो दुख थल तजि दूरहि जावे.
जब आपत आवत शिर भारी, सुज्ञ चलत तब समय बिचारी;
नृप हरिचंद्र विषम गति जानी, तजि मद भर्यो श्वपच घर पानी. ॥ ९ ॥

"કેટલાએક (જનો) ધનના કે ધાન્યના ભંડારની ઇચ્છા રાખે અને જો તે મળે નહીં, તો મનમાં મોટું દુઃખ માની લે છે; કેટલાંએક ધણીધણીઆણી જૂદાં પડવાથી દુઃખ માને છે; તેમ જ કોઈ તો સંતાન વિના દુઃખ માને છે; કોઈ અપમાન પામવાથી દુખિયો થાય અને કોઈ તો વળી ઘણી તૃષ્ણાથી દુખિયા જાણ્યા છે. કોઈ તો પારકી દોલત દેખીને અને તેનાથી પોતાને ઓછું છે, એમ ગણીને દુખિયો થાય છે; વળી કોઈ તો પોતાના સગા સંબંધી મરી જવાથી દુખિયો થાય છે; કોઇને નઠારી સ્ત્રી મળી હોય તેથી દુખિયો થાય; કોઇને માથે ઘણા શત્રુ હોય તેથી દુઃખી થાય; અને કોઇને માથે રાજા કોપ્યાથી દુઃખી થાય. વળી કોઈ તો દુઃખ આવવાની શંકાથી દુઃખ માની લે; પોતાના ગ્રહ વાંકા છે, એવું ગણીને વગર દુઃખે દુખિયો થાય. એવાં મન કલ્પિત અનેક દુઃખ છે. જેને વિવેક નથી, તે એવી રીતે ફોગટ દુઃખી થાય છે. પણ જ્ઞાની માણસ તો ગંભીરતા રાખીને એવાં કલ્પિત દુઃખને દુઃખ માની લેતો નથી. જો શરીર રોગ વગરનું હોય અને સારો ઉદ્યમ મળ્યો હોય, તો દુઃખ તે ઠેકાણું તજીને વેગળે જાય. જ્યારે માથે મોટી આપત્તિ પડે, ત્યારે ડાહ્યો માણસ સમય વિચારીને ચાલે. હરિશ્ચંદ્ર રાજાએ જ્યારે પોતાની પડતી દશા જાણી, ત્યારે અભિમાન તજીને ચાંડાળને ઘેર પાણી ભર્યું." (૯)

भुजंगी—भली राजकन्या तुंही भाग्यवत्ती, पिता जाहिको हे बडो छत्रपत्ती;
कछू बातकी यौं कमी नांहि तेरे, घने दास दासी रहे नित्य नेरे.
मिले मिष्ट स्वेच्छा समं खानपानं, पुनी बाहनं सो विमानं समानं;
धरे अंग आभूषनं जैसि इच्छा, हुकूमं करे सो फिरे नांहि पीछ्छा.
सबे स्वर्गके तुल्य हे सुख तेरे, मृषा दुःख मानी लियो याहि बेरे;
दुखी देखिले लोगहे दुनिया वे, भरी पेट सो अन्न क्योंहू न पावे.
दुखी देखहू देह हे रोगि जाको, कहूं सत्य तो देखिकें दुःख ताको;
तिहारे लिये में रहीहों कुँमारी, तथापि कहुं कष्ट नांही पुकारी.
तुंही कष्ट पोकारही नित्य तेरो, नहीं जानतीहे कछू कष्ट मेरो;
जबे ओरको दुःख देखे निहाली, तबे बीसरे आपको दुःख आली ॥१०॥

"હે રાજકન્યા! તું ભલી ભાગ્યવાળી છે, કે જેનો પિતા મોટો છત્રપતિ છે; એમ કોઈ વાતની તારે ખામી નથી. ઘણા દાસ દાસીઓ, હમેશાં તારી હુજૂરમાં રહે છે અને પોતાની ઈચ્છા પ્રમાણે મિષ્ટ ખાવા પીવાનું મળે છે. વળી વિમાન જેવાં સારાં વાહનો છે; જેવી ઈચ્છા હોય, તેવાં લૂગડાં અને ઘરેણાં પહેરે છે; અને તું જે હુકમ કરે, તે પાછો ફરતો નથી. તારું બધું સુખ સ્વર્ગના જેવું છે, તેમ છતાં આ વેળા તેં ફોગટ દુઃખ માની લીધું છે. આ દુનિયામાં કેવા દુખિયા લોક છે, તે તું જોઈ લે. તે બિચારા (તો) કોઈ રીતે પેટ ભરીને અન્ન પામતાં નથી. વળી જેઓનાં શરીર રોગી છે, તેઓ કેવા દુઃખી છે તે જો. સાચું દુઃખ તો તેઓનું દુઃખ જોઇને હું કહું છું. વળી તારે લીધે હું પણ કુંવારી રહી છું, તોપણ હું મારું દુઃખ પોકારીને કહેતી નથી. તું હમેશાં તારું દુઃખ પોકારે છે, પણ મારું દુઃખ તું કાંઈ જાણતી નથી. જ્યારે પારકું દુઃખ તપાસી નિરખી જુએ, ત્યારે હે સખી! પોતાનું દુઃખ વીસરે!" (૧૦)

दोहा—दमयंती सीता सती, द्रौपदि भै दुखपात्र;
तिनके दुखको तोल कर, तव दुखहे कुनमात्र ॥ ११ ॥
सुनी दुखी जनकी कथा, आप बिपत्ति बिसारि;
दुखके द्योस गुजारियें, धीरज उरमें धारि. ॥ १२ ॥
सुख पीछे दुख आतहे, दुख पीछे सुख आत;
आवत जावत अनुक्रमाहि, ज्यौं जगमें दिन रात. ॥१३॥

सुखके दिन बहि जातहे, दुखके दिन बहि जात;
गये दिवस सो स्वप्नगत, भासतहे इहि भात. ॥ १४ ॥
वयगत बर्ष बिचारिये, बीतत लगी न बार;
बीतहि एसे शेष वय, नहि तनको निरधार. ॥ १५ ॥
सुखमें न धरो हर्ष अति, दुखमें नहि दिलगीर;
सुख दुख सबही झूठहे, ज्यौं मृगजलको नीर. ॥ १६ ॥
जिनकी आयुष जगतमें, अब्द सहस्त्रहि एक;
ऐसे जन पुनि मर गये, बीते बर्ष अनेक. ॥ १७ ॥
कलिमें आयुष अल्पहे, बीतत लगत न बार;
इतनेमें सुख दुखहुको, हर्ष शोक क्या धार? ॥ १८ ॥
आगें कविजन कहि गये, सबजनको सुखदाय;
धैर्य धरन मन द्रढ करन, सो अब देहुँ सुनाय. ॥ १९ ॥

કુસુમાવળી, પુનઃ કહે છે,–"દમયંતી, સતી સીતા અને દ્રૌપદી, એઓ દુઃખને પાત્ર થઈ હતી. તેના દુઃખનો તોલ કરી જો, તો તારું દુઃખ શા હિસાબમાં છે? (૧૧) દુઃખી માણસોની કથા સાંભળીને પોતાનું દુઃખ વીસારીને અને મનમાં ધીરજ ધરીને દુઃખના દિવસો કાઢિયે. (૧૨) સુખની પાછળ દુઃખ આવે છે અને દુઃખની પાછળ સુખ આવે છે. જેમ જગતમાં દહાડો ને રાત અનુક્રમે આવે છે ને જાય છે, તેમ સુખ દુઃખ પણ આવે છે ને જાય છે. (૧૩) સુખના દહાડા વહ્યા જાય છે અને દુઃખના દહાડા પણ વહ્યા જાય છે; અને જે દહાડા ગયા, તે તો જેમ સ્વપ્નમાં ગયાં, એ જ રીતે ભાસે છે. (૧૪) પોતાની ઉમરનાં ગયેલાં વર્ષનો વિચાર કરિયે, તો જણાશે કે, તે જતાં વાર લાગી નથી. એ જ રીતે ઉમરનાં બાકીનાં વર્ષ પણ વીતી જશે. વળી આ શરીરનો કાંઈ નિરધાર નથી. (૧૫) માટે સુખમાં અતિશે હરખાવું નહીં અને દુખમાં દિલગીર થવું નહીં; કેમકે ઝાંઝવાનાં પાણી જેવાં સુખ અને દુઃખ બધાં જૂઠાં છે. (૧૬) જગતમાં જેની આવરદા એક હજાર વર્ષની હતી, એવાં માણસો પણ મરી ગયાં અને તેને ઘણાં વર્ષ થઈ ગયાં. (૧૭) કળિયુગમાં ટુંકી આવરદા છે, તે વહી જતાં વાર લાગતી નથી; એટલામાં સુખ દુઃખનો હર્ષ કે શોક શો ધરવો? (૧૮) અસલના કવિઓ સર્વે માણસને સુખદાયક ધીરજ ધરવાનું અને મન દ્રઢ કરવાનું કહી ગયા છે, તે હવે હું તને સંભળાવી દઉં છું." (૧૯)

## छंद भुजंग प्रयात.

कबू गेह बासी कबू बंन बासी, कबू पूर्न आशी कबू व्है निराशी;
सबे कर्मके जोगसें सो सहेनां, रखे ज्यौं प्रभु त्यौं खुशीमें रहेनां.
कबू मिष्ट पाई कबू शुष्क खाई, कबू द्रव्य पाई कबू सो गुवाँई;
दिल हर्ष औ शोक काहु न लेनां, रखे ज्यौं प्रभु त्यौं खुशीमें रहेनां.
कबू पाव प्यादे चली पंथ जानां, कबू बाहनं सो विमानं समानां;
कबू दान देनां कबू दान लेनां, रखे ज्यौं प्रभु त्यौं खुशीमें रहेनां.
कबू श्रेष्ट भूपाल सन्मान देवे, कबू कोपिकें सो गृहं लूटि लेवे;
तऊ चित्तमें राखिये सुख चेनां, रखे ज्यौं प्रभु त्यौं खुशीमें रहेनां.
कबू व्है सँजोगी कबू व्है वियोगी, कबू व्है निरोगी कबू होइ रोगी;
मुख बोलिनां नां बनी भीरु बेनां, रखे ज्यौं प्रभु त्यौं खुशीमें रहेनां.
कबू व्याह उच्छाहको घोस आवे, कबू शोक सिंधू बिधाता बनावे;
नहीं रोयकें डारिये नीर नेनां, रखे ज्यौं प्रभु त्यौं खुशीमें रहेनां.
कबू आप राजा बनी राज कीजें, कबू नीचकी नौकरी चाहि लीजें;
भली है बुरि यौं कछू नां कहेनां, रखे ज्यौं प्रभु त्यौं खुशीमें रहेनां.
कबू हस्तिनी पुष्पकी माल डारे, कबू शस्त्रसें आइ शत्रु प्रहारे;
धरी धीर धीराइ धोखा रखे नां,रखे ज्यौं प्रभु त्यौं खुशीमें रहेनां.॥२०॥

"કહ્યું છે કે, ક્યારેક ઘરમાં રહીએ અને ક્યારેક વનમાં રહેવું પડે; કયારેક આશા પૂર્ણ થાય અને કયારેક નિરાશ થઈયે, તે બધું કર્મના જોગથી સહન કરવું, પણ પરમેશ્વર જેમ રાખે તેમ ખુશીમાં રહેવું. ક્યારેક મિષ્ટાન્ન ખાઇને, અને કયારેક લૂખું સૂકું ખાઇને રહેવું, કયારેક દ્રવ્ય પામીને અને કયારેક તે ખોઇને, મનમાં હરખ કે શોક કાંઈ રાખવો નહીં; પણ પ્રભુ જેમ રાખે તેમ ખુશીમાં રહેવું. કયારેક પગેપાળા ચાલીને પંથે જવું પડે અને કયારેક વિમાન જેવું વાહન મળે! વળી કોઈ વખતે દાન દઇયે અને કોઈ વખતે લઇએ. પ્રભુ જેવી રીતે રાખે તેમ ખુશીમાં રહેવું. કોઈ વખતે મોટા રાજાઓ માન આપે અને કયારેક તેજ રાજા કોપીને ઘર લૂટી લે; તોપણ મનમાં સુખચેન રાખવું અને પ્રભુ જેમ રાખે તેમ ખુશીમાં રહેવું. કયારેક સંજોગી થઇએ અને કયારેક વિજોગી થઈયે; કયારેક નિરોગી હોઇયે અને કયારેક રોગી હોઇયે, તો પણ બીકણુ બનીને

મોઢેથી વચન બોલીયે નહીં, પણ પ્રભુ જેમ રાખે તેમ ખુશીમાં રહેવું. કોઈ વખત વિવાહના ઉત્સાહનો દિવસ આવે, અને કોઈ વખતે વિધાતા શોકનો દરિયો બનાવે, તો પણ રોઇને આંખેથી આંસુ પાડિયે નહીં, પણ પ્રભુ જેમ રાખે તેમ ખુશીમાં રહેવું. ક્યારેક આપણે રાજા થઇને રાજ કરિયે અને ક્યારેક નીચ માણસની નોકરી ચાહીને લઇયે, પણ "તે સ્થિતિ સારી છે કે ખોટી છે, એમ કાંઈ કહેવું નહીં, પણ પ્રભુ જેમ રાખે તેમ ખુશીમાં રહેવું. કોઈ વખતે હાથણી ફૂલની માળા આપણા ગળામાં નાંખે અને કોઈ વખતે શત્રુ આવીને હથિયારથી મારે, તો પણ ધીરજવાન્ પુરુષ ધીરજ ધરી કાંઈ ધોખો દિલગીરી રાખે નહીં; પણ પ્રભુ જેમ રાખે તેમ ખુશીમાં રહેવું." (૨૦)

**दोहा**—सब अपने प्रारब्ध सम, सुख दुःख लेत सदाय;
काउ प्रकारहु काउको, सुख दुख लियो न जाय. ॥२१॥
मात तात अरु मित्रजन, करिहे कहा सहाय?
दुख सुख दैवाधनिहे, सो अब कहुं बताय. ॥ २२ ॥

("હે સખિ!) સર્વે પોતાના નસીબ પ્રમાણે હમેશાં સુખદુઃખ પામે છે; કોઈ રીતે કોઇનું સુખદુઃખ બીજાથી લઈ શકાય નહીં. (૨૧) માબાપ અને સ્નેહીજનો, શી સહાયતા કરી શકે? દુઃખ ને સુખ દૈવાધીન છે, તે હવે બતાવીને તને કહું છું." (૨૨)

## तत्र समुद्रको दृष्टांत–विभावनालंकार.

**सवैया**—पुत्रि दिनी परमेश्वरकों, अमरेश्वरकों इभ उत्तम दीनो,
उत्तम अश्व दिनंकरकों अरु, शंकरकों शशि अर्पन कीनो;
देव सुधा रु सुरा लिय दानव, मानव मोक्तिक आदिक लीनो,
दैव रुठे न सहाय हुये, रुषिराय जबे रतनाकर पीनो! ॥ २३ ॥

"સમુદ્રે પોતાની દીકરી (લક્ષ્મી) પરમેશ્વરને દીધી અને (અમર–દેવ, તેનો ઈશ્વર તે) ઈંદ્રને ઉત્તમ હાથી આપ્યો. વળી ઉત્તમ ઘોડો સૂર્યને અને શંકરને ચંદ્ર આપ્યો, દેવતાઓએ અમૃત અને દૈત્યોયે મદિરા લીધી, અને માણસોએ મોતી, પરવાળાં વગેરે લીધાં, પણ જ્યારે સમુદ્ર ઉપર દૈવ રુઠ્યો અને જ્યારે અગસ્ત્ય ઋષિ તેને પી ગયા, ત્યારે તેને કોઇ સહાયતા કરનાર થયા નહીં." (૨૩)

## एक दरिद्री ओर राजाको दृष्टांत–विषमालंकार. कवित.

दुखी देखी दरीद्रीकुं, लक्ष द्रव्यहीको हार, दीनो भूप सोतो सर्पभक्षिका हरी गइ;
फेर लक्ष द्रव्यहुकी मुद्रिका समर्पी सो तो, पीवत सलील ही सरितमें सरी गई;

फेर बौत द्रव्य दान, दीनो सो तो रजनीमें, तस्करकी मंडलीहु आइ तस्करी गइ;
सुनहू प्रबीन! दैव रुठित सो दरीद्रीकुं, देशपति तुठे नां दरीद्रकी घरी गई !२४

કુસુમાવળી કહે છે; "એક દરિદ્રીને દુઃખી દેખીને, એક રાજાએ લાખ રૂપિયાનો હાર તેને આપ્યો, તે તો સર્વ ભક્ષિકા-સર્પને ખાનારી સમળી ઝડપ મારીને લઈ ગઈ; પછી લાખ રૂપીઆની કિમતની એક વીંટી આપી, તે નદીમાં પાણી પીતાં આંગળીએથી સરી પડી; (પછી તેનું દરિદ્ર ટાળવા) રાજાએ તેને ઘણા ધનનું દાન આપ્યું, તો તેજ રાતમાં ચોરની ટોળી આવીને ચોરી ગઈ! કુસુમાવળી કહે છે-'હે પ્રવીણ; સાંભળ, કે તે દરિદ્રીને રાજા તુષ્ટમાન થયો, તોપણ તેની દરિદ્રતાની ઘડી ગઈ નહીં." (૨૪)

## प्रहर्षनालंकार

**कवित**—चाहिकें मरन चित्त, दरीद्री तरुपें चढ्यो,
दृष्टि धरी नीडमें, वां हार सो दिखायो हे;
लेके तर आइ दोनु, पेसेकी ले मच्छी खाइ,
ताके पेट हुतें पुनि, मुद्रिका सो पायो हे!
पुनि वह तस्करकुं, भूपतिको त्रास लग्यो,
मालिकके मंदिरमें, द्रव्य डारी आयो हे!
सुनहु प्रबीन! दैव त्रुठ्यो तब दरीद्री सो,
दरीद्री मिटीके, द्रव्यवानही कहायो हे. ॥ २५ ॥

"પછી તે દરિદ્રી પોતાને હતભાગ્ય ધારીને મરવા માટે ઝાડ ઉપર ચડ્યો; અને વૃક્ષપર ચઢીને સમળીના માળામાં નજર કરી, તો ત્યાં તેનો હાર નજરે પડ્યો; તે લઇને નીચે ઉતરીને બે પૈસાની માછલી વેચાતી લઇને ખાધી, તો તેના પેટમાંથી તે વીંટી પણ પામ્યો. વળી તે ચોરને પણ રાજાનો ભય લાગ્યો, તેથી તેઓ, દરિદ્રીના ઘરમાં જઇને દ્રવ્ય નાંખી આવ્યા. હે પ્રવીણ! સાંભળ, જ્યારે દૈવ ત્રુઠ્યો, ત્યારે તે દરિદ્રી ગરીબ મટીને શ્રીમંત કહેવાયો." (૨૫)

**दोहा**—जबलों बिपरित दैव हे, तबलों धीरज धार;
व्हैहे अनुकुल दैव तब, पैहो सुख अपार. ॥ २६ ॥
मनको दुख मनमें रखो, न करो बदन बिलाप;
दुर्जन हरखे देखिकें, स्वजन धरे संताप. ॥ २७ ॥

तज सागर समरन पुनी, तज सागरको नाम;
अब शंकर समरन करो, पावे सुखको धाम. ॥ २८ ॥

"માટે જ્યાં સૂધી દૈવ અવળો છે, ત્યાં સૂધી તું ધીર જ રાખ અને જ્યારે દૈવ સવળો થશે, ત્યારે તું અપાર સુખને પામીશ. (૨૬) મનનું દુઃખ (હમેશાં) મનમાં રાખો, મોઢે વિલાપ કરશો નહીં, કેમકે તે જોઇને શત્રુઓ રાજી થાય અને પોતાના સ્નેહીઓ સંતાપ પામે. (૨૭) માટે હવે સાગરને સંભારવાનું જવા દે ને સાગરનું નામે જવા દે અને હવે શંકરનું સ્મરણ કર, કે જેથી તું સુખનું ઠેકાણું પામે." (૨૮)

## व्याजनिंदा अलंकार.

**सवैया**–स्नेह धरे नहि श्री हरिमें, पुनि स्नेह नहीं शुलपाननमें,
सूरजदेवहुमें नहि स्नेह, नहीं पुनि गौरि गजाननमें;
सागर सागर नाम रटे, हरि नाम न आवत आननमें,
मानव देह दियो तुजकुं, यह चूक परी चतुराननमें! ॥ २९ ॥

"તું વિષ્ણુ ભગવાનમાં સ્નેહ ધરતી નથી, વળી શંકરમાં પણ સ્નેહ ધરતી નથી, તેમ સૂરજદેવમાં તારો સ્નેહ નથી, વળી પાર્વતીમાં કે ગણપતિમાં પણ સ્નેહ નથી, પરંતુ કેવળ "સાગર! સાગર!" નામ રટે છે અને હરિનું નામ તારા મુખમાં આવતું નથી. તેથી જણાય છે કે, તને માણસનો દેહ આપ્યો છે, તે બ્રહ્મામાંજ ચૂક પડી છે!" (૨૯)

## संदेहालंकार.

**दोहा**–नाम न हरि हरको रटे, नाम न अल्ला लीन;
अंतहि तेरी होयगी, चिता कि कबर प्रवीन. ॥ ३० ॥

"તું હરિનું કે હર–મહાદેવનું નામ રટતી નથી, તેમ અલ્લાનું નામ પણ લેતી નથી; માટે હે પ્રવીણ! તારી અંતે ચિતા થશે કે કબર થશે, તે મને સમજાતું નથી." (૩૦)

## उपमेयोपमालंकार.

**दोहा**–स्नेही बहु संसारमें, पें न करत कौ युंहि;
तोसे तो सागर सखी, सागर जेसी तुंहि. ॥ ३१ ॥
यों शिक्षा कुसुमहि कही, प्रबिन सुनी द्रग मुंद;
अंतरमें कछु नां ठरी, भइ तयेकी बुंद. ॥ ३२ ॥

"આ સંસારમાં સ્નેહીઓ ઘણાં છે, પણ આમ તારી પેઠે તો કોઈ કરતું નથી; તારા જેવો તો એક સાગર જ દેખાય છે અને સાગરના જેવી તું છે." (૩૧) એ રીતે કુસુમાવળીએ શિખામણ કહી, તે પ્રવીણે આંખ્યો મીંચીને સાંભળી. પણ તે તેના મનમાં કાંઈ ઠરી નહીં .અને ધખથી લોઢી ઉપર છાંટો નાંખિયે તેવી થઈ. (૩૨)

**गाहा**–कुसुम सखी यौं दिक्षा, धैर्य धरावन प्रवीनकों दीनी;
चहु सप्तति अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ ३३ ॥

પ્રવીણને ધીરજ ધરાવવા સારું કુસુમાવળીએ એવી રીતે શિખામણ દીધી, તે સંબંધી પ્રવીણ સાગર ગ્રંથની આ ચુંમોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૩૩)

इतिश्री प्रविनसागरे कुसुमावली शिक्षा कथन नामनी 'रसपूर्णा' टीकानो चतुःसप्ततितमस्तरंगः ॥ ७४ ॥

—*********—

# લહેર ૭૫ મી.

## સખિનું પરિહાસ.

**दोहा**–सागर सुमरन तजनको, तें कीनो उपदेश;
सो मेरे मनमें सखी, रुचत नहीं लवलेश. ॥ १ ॥
तप्त तैल सम मम रुदे, तव बानी जल सीत;
मिलत दोइ ज्वाला लगी, भैहूं में भयभीत. ॥ २ ॥

પ્રવીણ કહે છે કે, "હે કુસુમાવળી! સાગરનું સ્મરણ તજવાનો તેં મને ઉપદેશ કર્યો, તે મારા મનમાં લગારે ગમતો નથી. (૧) ઉકળતા તેલ જેવું મારું હૃદય છે અને તારી વાણી ટાઢા પાણી જેવી છે; તે બેનો મેળાપ થતાં ઝાળ ઉઠી છે અને તેથી હું ભયભીત થઈ છું. (૨)

**सवैया**–जाय कहो चित चाहि चकोरिकुं, काहेकुं चंदपें चित्त लगावे?
ओर कहो सब कंजनको, तमगंजन बिन क्युही कुमलावे?
नीरजकुं तुंहि धीरज देहु, क्युँ नीर बीना नहिं धीर धरावे?
देह सिखामन सो सबकुं, सखि तेरी सिखामन मोहि न भावे. ॥ ३॥

"તું જઇને મનમાં ચાહીને ચકોરીને કહે કે, તું શા વાસ્તે ચંદ્રમાં ચિત્ત લગાડે છે? વળી બધાં કમળોને કહે કે, સૂરજ વિના શા વાસ્તે તે કરમાઇ જાય છે? તેમ માછલાંને તું જઇને ધૈર્ય આપ, કે તે શાવાસ્તે પાણી વિના ધીરજ ધરતું નથી? હે સખી! એ બધાંને શિખામણ દે. (જો તેઓ કદાચ માને) પણ તારી શિખામણ મને ગમતી નથી." (૩)

दोहा—जो चाहे सुख करन तो, कर सागरकी गाथ;
कहां गये? क्या करन गये, अहै कोनको साथ? ॥ ४ ॥

"જો તું મને સુખ કરવાને ચહાતી હોય, તો સાગરની વાત કર કે તે ક્યાં ગયા? અને શું કરવા ગયા? અને તેમને કોનો સંઘાત છે?" (૪)

## कुसुमोक्त—कवित.

उत्तर दिशामें चलेजात अवलोके हम, संन्यासी स्वरूप सातों सज्जनको साथहे;
जानती हों अनुमान, जैहे हिमाचल चली, साधन करही बैठी, जहां बद्री नाथहे;
एक अब्दहूकी औधी, दीनी इत आवनकी, आवन न आवन सो हरिहीके हाथहे;
सुनहु सुजान मोकुं सागरकी गाथ बुझी, ताते में सुनाई, तोकों सागरकी गाथहे.५

કુસુમાવળી કહે છે કે; "તેમને ઉત્તર દિશામાં ચાલ્યા જતા મેં દીઠા અને સંન્યાસીને રૂપે તે સાતે મિત્રોનો સાથ છે; હું અનુમાનથી જાણું છું કે, તેઓ ચાલીને હિમાચળમાં જશે અને જ્યાં બદ્રિનાથ છે ત્યાં બેશીને સાધના કરશે. તેમણે આંહી પાછા આવવાની એક વર્ષની અવધિ આપી છે, પણ આવવાનું કે ન આવવાનું તે તો ઇશ્વરને હાથ છે. હે સુજાણ બા! સાંભળ, તેં મને સાગરની વાત પૂછી, તેથી મે તને સાગરની વાત કહી સંભળાવી." (૫)

## प्रवीनोक्त विषमालंकार—कवित.

राजके कुमार सुकुमार काया सागरकी, क्यों उने अरन्य बिचरन गति आदरी?
पांउ प्यादे पांउमें उपान बिन प्रौढ पंथ, चले हय हाथी सुखपालकुं अनादरी?
वाटहे बिकट गिरि घाटके संघट घने, हे प्रदेश दूर इत कहांहे हिमादरी?
सागरके सीर सूरतापमें करन छाया, क्यों बिधिना मोकुं न बनाइ वहां बादरी? ६

પ્રવીણ કહે છે કે, "સાગર રાજાના કુંવર છે, તેથી તેમની કાયા કોમળ છે, છતાં તેમણે વનમાં જવાની ગતિ કેમ કરી? પગે પાળા અને પગમાં મોજડી વગર

લાંબે રસ્તે ઘોડા, હાથી અને પાલખીનો અનાદર કરીને કેમ ચાલ્યા? તે રસ્તો વિકટ છે અને પર્વતના ઘાટનો જથ્થો ઘણો છે; તે પ્રદેશ ઘણો દૂર છે. હિમાચળ, અહીં ક્યાં છે? રે! રે! સાગરને માથે સૂરજના તાપમાં છાયા કરવાને, બ્રહ્માએ ત્યાં મને વાદળી કેમ બનાવી નહીં?" (૬)

## रत्नावलि अलंकार.

**कवित**—नहीं अश्व 'अश्विनी' आ 'रोहिनी' हु नहीं संग,
'मृगशिर' फट्टे ऐसे तापमें क्युं चली हे;
वरषामें 'आरद्रा' बसुधामें क्यों बिचरही,
नही 'पुनर्वसु' 'हस्त' मिष्टान्न क्यों मिली हे;
'ज्येष्टा' जामिनी, कनिष्ट द्योस सीत समयमें,
मूल कंद प्राशन करीकें केसें पली हे;
'पूरवा' रु 'उत्तरा' आशा न अनुमानी परे,
'श्रवन' सुन्यो न पंथ, सागर क्यों कली हे. ॥ ७ ॥

કળા પ્રવીણ કહે છે,—"નહીં ઘોડો કે નહીં (અશ્વની) ઘોડી, અને સાથે (આરોહિની) ગાડી પણ નહીં; વળી (મૃગશિર) હરણનાં માંથાં ફાટે એવા તાપમાં તે શી રીતે ચાલશે? તેમ ચોમાસામાં (આરદ્રા) ભીની જમીનમાં શી રીતે ચલાશે? વળી (હસ્ત) હાથમાં (પુનર્વસુ) નાણું પણ નહીં, તેથી મીઠું મીઠું ખાવાનું ક્યાંથી મળશે? અને શિયાળામાં રાત (જ્યેષ્ટા) મોટી અને દિવસ નાના, તેમાં કંદમૂળ ખાઇને શી રીતે ચલાવશે? અને (પૂર્વા) પૂર્વ દિશા કે (ઉત્તરા) ઉત્તર દિશા છે? તેનું અનુમાન કરી શકાય નહીં, એવો કાને (શ્રવણ) સાંભળેલો નહીં, તે રસ્તો સાગર શી રીતે કળી-જાણી શકશે?" એમાં અશ્વિની, રોહિણી, મૃગશિર, આર્દ્રા ઇત્યાદિ અવતરણ કરેલા શબ્દો નક્ષત્રોનાં નામ છે. (૭)

**कवित**—औगुनी गनी अशेष, छांडी मोकुं बालबेष,
प्रिय मेरो परदेश, गयोरे रिसाइकें;
दे गयो बिजोग दुःख, ले गयो सबेही सुख,
वे गयो अबही सुख, देखुं कहां जाइकें;
धरुंगी में केसें धीर, करुंगी कहा उपाय,
निहचें मरुंगी में नीइचे बिषम [illegible] खाइकें;

धाओरे! सहाय मेरी, जाओरे सुजान कोउ,
ल्याओरे सो सागरकुं, मोहींपें मनाइकें. ॥ ८ ॥

"મને છેક અવગુણવાળી ગણીને બાળે વેશે છાંડીને મારો પતિ રિસાઈને પરદેશ ગયો, તે મને વિજોગનું દુઃખ દઈ ગયો; અને મારું બધું સુખ લઈને ગયો તે ગયો; હવે ક્યાં જઈને તેનું મુખ જોઉ? હું ધીરજ શી રીતે ધરીશ અને શો ઉપાય કરીશ? હવે તો હું મહા ઝેર ખાઈને નક્કી મરીશ. અરે કોઈ મારી સહાયતાયે દોડો અને કોઈ ચતુર માણસ જાઓ અને તે સાગરને મનાવીને મારી પાસે તેડી લાવો." (૮)

## असंगति अलंकार.

कवित–जोगी नहीं जोगीरूप, आयो कोउ जादुगर,
कछु जादु करी गयो, मोकुं इत आइकें;
भीख मांगनेकुं आयो, भभूत लगाइ पुनि,
भूति डारी गयो मेर, मनकुं भ्रमाईकें;
कहा जानुं कहा कियो? चित्त मेरो चोरि लियो,
सुद्धि हरी गयो गूढ, शब्द मुख गाइकें;
अवधूत बनी आयो, अलक जगाइवेकुं,
अलक जगाते गयो, अनँग जगाइकें! ॥ ९ ॥

પ્રવીણ કહે છે કે,–"એ જોગી નહીં, પણ જોગીને રૂપે કોઈ જાદુગર આવ્યો હતો. તે અહીં આવીને મને કાંઈ જાદુ કરી ગયો (છે); વળી તે ભભૂતિ લગાવીને ભીખ માગવા આવ્યો હતો, પણ ભૂતિ (ભૂરકી) નાંખીને મારા મનને ભમાવી ગયો (છે); શું જાણું જે તેણે શું કર્યું? (પણ) તેણે મારું ચિત્ત ચોરી લીધું અને મોઢે ગૂઢાર્થ શબ્દ ગાઈને મારી સુધબુધ હરી ગયો. તે અબધૂત બનીને અલેખ જગાવવાને (બહાને) આવ્યો હતો, પણ તે અલેખ જગાવતાં (મારા અંગમાં) કામદેવને જગાડીને ગયો!" (૯)

## संदेहालंकार.

सवैया–सागर राजकुमार यहै? किधुं, हे ज्युं फिरंगि? कहो सखि मोही;
सिद्ध यहे? किधुँ हे ज्युं गुसांइ? किधों अवधूत? सु जोगिहे ओही;

ज्यों नटवा बहु बेश बनावत, जानत को न जथारथ सोही;
पंच सरूप लखे हम सागर, या महिं सत्य स्वरूपहें कोही? १०

"હે સખી! મને કહે, કે સાગર તે રાજકુમાર છે, કે તે ફિરંગી છે? કે સિદ્ધ છે, કે ગોસાંઈ છે? કે એ તે અબધૂત જોગી છે? જેમ નટ બહુ વેષ બનાવે છે, જેને જથારથ કોઈ જાણી શકતું નથી; તેમ જ સાગરનાં પાંચ સ્વરૂપ મે દીઠાં, તેમાં સાચું સ્વરૂપ કયું હશે?" (૧૦)

## कुसुमावली उक्त परिहास.

दोहा–राजकुंमार फिरंगि सिध, गुसांइ अरु सन्यासि;
द्रौपदि ज्यों किय पंच पति, तउ तुंहि रही उदासि. ११
जागृत पुनि यह सुपन सम, हे सिगरो संसार;
सदा सुपनमें मिलत पति, तिन संतोषहि धार. ॥ १२ ॥

ત્યારે કુસુમાવળી હશીને બોલી કે,–"(રે એ તો એક રાજકુમાર, બીજો ફિરંગી, ત્રીજો સિદ્ધ, ચોથો ગોસાંઈજી અને પાંચમો સંન્યાસી, એ રીતે દ્રૌપદીની પેઠે તે પાંચ પતિ કર્યા! તો પણ તું ઉદાસી રહી? (૧૧) હે પ્રવીણ! આ બધો સંસાર જાગૃત અવસ્થામાં પણ સ્વપ્ના જેવો છે; અને હમેશાં સ્વપ્નામાં તો તને પતિ મળે છે, તો તેથી સંતોષ રાખ." (૧૨)

## प्रवीनोक्त दृष्टांतालंकार.

दोहा–दहत देह अरुदिल मुज, तेरे होवत हास;
होवत हांसी काग मन, दादुर देह बिनास. ॥ १३ ॥

પ્રવીણ કહે છે કે,–"મારુ તન ને મન દાઝે છે અને તારે હાંશી થાય છે; જેમકે દેડકાનો જીવ જાય અને કાગડાને હસવું થાય છે." (૧૩)

## प्रवीन कुसुमोक्त वक्रोक्ति[1] अलंकार.

कवित–सुन सखी अब मोकुं, सागर मिलिहे कहां,
जाहु स्तंभतीर्थ ढिग, सागर गंभीरहे;

---

[1] "वक्रोक्ति कछु श्लेषसे, फिरे अर्थ आकार" (भाषा भूषण) (શ્લેષ–અનેકાર્થને લીધે) જ્યાં વાતનો મર્મ જાણ્યા છતાં અર્થ ફેરવીને વાક્ય રચના થાય ત્યાં "વક્રોક્તિ" અલંકાર કહેવાય.

कहां होहि मित्र? अब, हे सो मेषराशिहुमें,
कहां भोगी भ्रंग मेरो? जहां कंज नीरहे;
अहो सखी! कब याकी, होयगी अवधपुरी,
होनेकी कहाहे? सदा, सरजुके तीरहे;
बियोगतें मेरे तन, बढ्यो अति परिताप,
तो प्रबीन रहो जहां, शीतल समीरहे. ॥ १४ ॥

પ્રવીણે કહ્યું કે,–"અલી સખી! સાંભળ, હવે મને સાગર ક્યાં મળશે?" ત્યારે કુસુમાવલીએ વક્રોક્તિમાં કહ્યું કે, ખંભાતબંદર જા, ત્યાં પાસે જ ઉંડો સાગર-દરિયો છે. પ્રવીણ–"તે મિત્ર ક્યાં હશે?" કુસુમાવળી–"હાલમાં મિત્ર એટલે સૂર્ય મેષ રાશિમાં છે." પ્રવીણ–"તે મારો ભોગી ભમરો ક્યાં હશે?" કુસુમાવળી–"જ્યાં પાણીમાં કમળ છે, ત્યાં તે છે." પ્રવીણ–"અરે એની અવધપુરી ક્યારે થશે?" કુસુમાવળી–"થવાની શું છે? અવધપુરી હમેશાં સરજુનદીને કાંઠે છે જ!" પ્રવીણ–"વિજોગથી મારે શરીરે ઘણો તાપ વધ્યો છે," કુસુમાવળી–"તો હે પ્રવીણ? ઠંડા પવનમાં જઇને રહે." (૧૪)

## प्रबीनोक्त.

**सवैया**–राज तजी सुख साज तजी, गज बाज तजी, गति पाउसें कीनी,
मात रु तात, तजी कुल जात, श्रिपात भये ताजि भ्रात भगिनी;
देह रु गेहसें नेह तजीकें, विदेह दशा दिलमें धरि दीनी,
मेरे लिये सुख सागरकुं, तजि सागर सद्य बिदागिरि लीनी! १५

પ્રવીણ કહે છે કે,–"રસ સાગરે રાજ તજીને, સુખની સામગ્રી તજીને અને હાથી ઘોડા તજીને પગે ગતિ કરી; મા, બાપ, કુળ અને જાત તજીને તથા ભાઈ બહેનને તજીને શ્રીપાત (સંન્યાસી) થયા; શરીરથી અને ઘરથી સ્નેહ તજીને મનમાં વિદેહીની દશા લીધી. એ રીતે મારે લીધે સુખના સમુદ્રને તજીને સાગરે તરત વિદાગિરી લીધી!" (૧૫)

**छपय**–इह ओसर इक बिप्र, टहल भाखत यह पुरमें;
पढि जाने इक श्लोक, ओर बिद्या नहि उरमें;
प्रबीन मंदिर पास, आयकें श्लोक उचारा;
कुसुम कहे सखि! सुनहु, एहि हित चहत तुमारा;
तोकुं यह आशिष देतहे, सुनि सुजान सखिकों कहे;
यह श्लोक पढतहे चंडिको, क्या आशिष मोकुं यहे? ॥ १६ ॥

એ સમયે એક બ્રાહ્મણ તે શહેરમાં ટેલ નાંખતો હતો, તે એક જ શ્લોક ભણી જાણતો હતો; તેના હૃદયમાં બીજી વિદ્યા નહોતી. તેણે પ્રવીણની હવેલી પાસે આવીને તે શ્લોકનો ઉચ્ચાર કર્યો, ત્યારે કુસુમાવળીએ કહ્યું કે, "હે સખી! સાંભળ. આ તારું હિત ચહાય છે અને તે તને આશીર્વાદ આપે છે." એવું સાંભળીને પ્રવીણે કુસુમાવળીને કહ્યું કે, એ તો ચંડીપાઠનો શ્લોક ભણે છે. એમાં મને આશીર્વાદ શો દે છે? (૧૬)

**दोहा**—कुसुम तबे यह श्लोककुं, लिख्यो सु जुक्ती आन;
तिनमें दोहा देखिकें, सुमुदित भई सुजान. ॥ १७ ॥

પછી કુસુમાવળીએ તે શ્લોકને યુક્તિમાં લાવીને લખ્યો, તેમાં દોહરો જોઈને પ્રવીણ આનંદ પામી. (૧૭)

**वह श्लोक—वसंततिलकावृत्त.**

शक्रादयः सुरगणा निहतेति वीर्ये,
तस्मिन्दुरात्मनि सुरारिबले च देव्याः;
तां तुष्टुवुः प्रणति नम्र शिरोधरांसा,
वाग्भिः प्रहर्ष पुलकोद्गम चारु देहाः. ॥ १८ ॥

જ્યારે દેવીએ મહાબળવાન્ દુષ્ટ મહિષાસુરને તથા તેની સેનાને મારી નાંખી, ત્યારે ઇંદ્રાદિક દેવોના સમુદાય વિનય સહિત માથાં, હોઠ ને ખભા નમાવીને હર્ષથી રુંવાડાં ઉભાં થયેલાં એવા સુંદર શરીરવાળા પોતાની વાણીથી તે દેવીની સ્તુતિ કરવા લાગ્યા. (૧૮)

**कुसुम लिखित वह श्लोक—अंतर्लापिका भेद यथा.**

श

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| क्रा यः | को | द्ग | म | चा | रु | | दे | हाः |
| द सु.... | ..र | | ल | पु | र्ष | ह | प्र | ग्भिःवा |
| | ग... | णा | नि | ह | ते | ति | वी | र्ये, |
| तां | सा, | रां | ध | रो | शि | म्र | न | |
| व्या; | तुः... | ..... | ष्टु | वुः | प्र | ण.. | ..ति | |
| सु | दे | | च | ले | ब | रि | रा | |
| | नि | त्म | रा | दु | न् | स्मि | त | |

## श्लोकांतर्गत–दोहा.

शक्रादय सुर सुरगणा, दे प्रवीन तिण रात;
निदे तु सागरको मळनि, तेसि प्रबन सुहात. ॥ १९ ॥

ઈંદ્રાદિક દેવો તથા તેના ગણો, હે પ્રવીણ! તને તેવી રાત્રિ આપે, કે જેમ નિદ્રામાં તો (તને) (હમેશ) સાગરનો મેળાપ થાય છે, તેવી જ ઉત્તમ બનીને તે રાત્રિ શોભે! અર્થાત્ જાગ્રતમાં પણ તેવા જ મેળાપથી તે રાત્રિ શોભે. (એ દોહરો ઉપરોક્ત ચિત્રમાંથી વાંચતાં છેલ્લા ત્રણ અક્ષરો ડાબી બાજુના નીચા ખૂણાથી અને જમણી બાજુના ઉપરના તથા નીચેના ખૂણાથી એકેકો વંચાય છે.) (૧૯)

दोहांतर्गत श्लोक सो, सुनत तृप्त भय कान;
कर्नाभूषन लक्षको, द्विजकुं दियो सुजान. ॥ २० ॥
कुसुमावलि परिहास करि, ओर प्रसंग चलाइ;
दुख बिसरावत प्रबिनको, प्रबिन बिसारत नांहि. ॥ २१ ॥

ઉપરનો દોહરો જેમાંથી વંચાયો, એવો શ્લોક સાંભળતાં પ્રવીણના કાન તૃપ્ત થયા, તેથી તેણે લાખ રૂપિયાની કિંમતની કાનની ઝાલ તે બ્રાહ્મણને આપી. (૨૦) એ રીતે કુસુમાવળી હાંશી કરીને વચમાં બીજા પ્રસંગ ચલાવીને પ્રવીણનું દુઃખ વિસરાવે છે, પણ પ્રવીણ તે વિસારતી નથી. (૨૧)

## सारालंकार–कवित.

बडे बडे लोगनके, बडे बडे हे आवास, ताते बडो तेरो सौध, सबहीके सिरहे;
सुनहु प्रवीन तातें, बडोहे शहर यह, तातें बडो देश यह, तोयधीके तीरहे;
ताहितें भरतखंड, ताते बडो जंबुद्विप, तातें बडो निधि जामें अनहद नीरहे;
अकुपारतें अत्यंत, बडोहे आकाश पुनि, तातें पुनि तेरो मन बडोइ गंभीरहे. २२

કુસુમાવળી કહે છે કે;–"મોટા મોટા લોકોનાં મોટાં મોટાં ઘર છે; તેથી મોટી તારી હવેલી સૌને માથે છે; હે પ્રવીણ! સાંભળ, તે હવેલી કરતાં આ શહેર મોટું છે; તે કરતાં આ મોટો ગુજરાત (સૌરાષ્ટ્ર કાઠિયાવાડ) દેશ સમુદ્રને કાંઠે છે; તેથી મોટો ભરતખંડ, અને તેથી મોટો જાંબુદ્વિપ છે અને તેથી પણ મોટો સમુદ્ર જેમાં અપાર જળ ભર્યું છે; વળી તે સમુદ્ર કરતાં આકાશ અતિશય મોટો છે; પણ તે કરતાંએ તારું મન મોટું ગંભીર છે." (૨૨)

## अधिकालंकार–कवित.

चौद विद्या चोसठ कला औ चतुराइ सब, काव्यकी कलाके भेद जितने कहातहे;
नवसें नवानुं नदी सातोंही समुद्रहुको सो तो ज्ञान तेरे मन मुठीमें ज्यों आतहे;
सातहु पताल लोक, सातहु उरध लोक, ताको सब ज्ञान तेरे मनमें समातहे;
एसे बडे मनमें न मात छिलकाइ जात, केसी बडी एसी ब्रह बेदना अघातहे ? २३

"તેમાં ચૌદ વિદ્યા, ચોસઠકળા, બધી ચતુરાઈ અને કવિતાની કળાના જેટલા ભેદ કહેવાય છે તે, તથા નવસેં ને નવાણું નદીઓ, અને સાતે સમુદ્રનું જ્ઞાન, તે તો જેમ મુઠીમાં આવે તેમ સમાયું છે; સાત પાતાળ લોક અને સાત ઉપલ્યા લોક, તેનું બધું જ્ઞાન તારા મનમાં સમાય છે; એવડા મોટા મનમાં સમાતી નથી અને છલકાઈ જાય છે, એવી અપાર તારી વિરહની વેદના કેવડીક મોટી છે? (૨૩)

## अल्पालंकार.

दोहा–तीनहु बर्न बिजोगके, लिखे बिधाता जेह;
वह पुनि वहन न करि शके, कैसि तनक तव देह. ॥ २४ ॥

"વિજોગના જે ત્રણ અક્ષર વિધાતાએ લખ્યા, એટલું પણ ઉપાડી શકાતું નથી, એવું તારું શરીર કેવું નાજુક છે? (૨૪)

## निरुक्ति अलंकार.

दोहा–प्रभुताईकुं परहरी, तें भूताइ लीन;
धाताने तेरो धर्यो, सत्याहि नाम प्र बीन. ॥ २५ ॥

તેં પ્રભુતાઇને તજીને ભૂતાઈ એટલે ભૂતપણું લીધું છે, માટે વિધાતાએ તારું નામ (પ્રબીન) પ્ર અક્ષર વિના એવું ધાર્યું, તે ખરું છે. એટલે પ્રભૂતાઇમાંથી પ્રબીન એટલે પ્ર અક્ષર વિના બાકી ભૂતાઈ શબ્દ રહે અર્થાત્ તે ભૂતાઈ લીધી છે.(૨૫)

## बिधि अलंकार.

दोहा–सुजान तोकुं सब कहे, मात तात अरु आन;
संकटमें धीरज धरे, तब्र तुव नाम सुजान. ॥ २६ ॥

તને મા, બાપ અને બીજા સૌ સુજાણ કહે છે, પણ જ્યારે તું સંકટમાં ધીરજ રાખે ત્યારે તારું નામ સુજાણ ખરું! (૨૬)

## श्लोकांतर्गत–दोहा.

शक्रादय सुर सुरगणा, दे प्रवीन तिण रात;
निंदे तु सागरको मलनि, तेसि प्रवन सुहात. ॥ १९ ॥

ઇંદ્રાદિક દેવો તથા તેના ગણો, હે પ્રવીણ! તને તેવી રાત્રિ આપે, કે જેમ નિદ્રામાં તો (તને) (હમેશ) સાગરનો મેળાપ થાય છે, તેવી જ ઉત્તમ બનીને તે રાત્રિ શોભે! અર્થાત્ જાગ્રતમાં પણ તેવા જ મેળાપથી તે રાત્રિ શોભે. (એ દોહરો ઉપરોક્ત ચિત્રમાંથી વાંચતાં છેલ્લા ત્રણ અક્ષરો ડાબી બાજુના નીચા ખૂણાથી અને જમણી બાજુના ઉપરના તથા નીચેના ખૂણાથી એકેકો વંચાય છે.) (૧૯)

दोहांतर्गत श्लोक सो, सुनत तृप्त भय कान;
कर्नाभूषन लक्षको, द्विजकुं दियो सुजान. ॥ २० ॥
कुसुमावलि परिहास करि, ओर प्रसंग चलाइ;
दुख बिसरावत प्रबिनको, प्रबिन बिसारत नांहि. ॥ २१ ॥

ઉપરનો દોહરો જેમાંથી વંચાયો, એવો શ્લોક સાંભળતાં પ્રવીણના કાન તૃપ્ત થયા, તેથી તેણે લાખ રૂપિયાની કિંમતની કાનની ઝાલ તે બ્રાહ્મણને આપી. (૨૦) એ રીતે કુસુમાવળી હાંશી કરીને વચમાં બીજા પ્રસંગ ચલાવીને પ્રવીણનું દુઃખ વિસરાવે છે, પણ પ્રવીણ તે વિસારતી નથી. (૨૧)

## सारालंकार–कवित्त.

बडे बडे लोगनके, बडे बडे हे आवास, ताते बडो तेरो सौध, सबहीके सिरहे;
सुनहु प्रवीन तातें, बडोहे शहर यह, तातें बडो देश यह, तोयधीके तीरहे;
ताहितें भरतखंड, ताते बडो जंबुद्विप, तातें बडो निधि जामें अनहद नीरहे;
अकुपारतें अत्यंत, बडोहे आकाश पुनि, तातें पुनि तेरो मन बडोइ गंभीरहे. २२

કુસુમાવળી કહે છે કે;–"મોટા મોટા લોકોનાં મોટાં મોટાં ઘર છે; તેથી મોટી તારી હવેલી સૌને માથે છે; હે પ્રવીણ! સાંભળ, તે હવેલી કરતાં આ શહેર મોટું છે; તે કરતાં આ મોટો ગુજરાત (સૌરાષ્ટ્ર કાઠિયાવાડ) દેશ સમુદ્રને કાંઠે છે; તેથી મોટો ભરતખંડ, અને તેથી મોટો જાંબુદ્વિપ છે અને તેથી પણ મોટો સમુદ્ર જેમાં અપાર જળ ભર્યું છે; વળી તે સમુદ્ર કરતાં આકાશ અતિશય મોટો છે; પણ તે કરતાંએ તારું મન મોટું ગંભીર છે." (૨૨)

## अधिकालंकार—कवित.

चौद विद्या चोसठ कला औ चतुराइ सब, काव्यकी कलाके भेद जितने कहातहे;
नवसें नवानुं नदी सातोंही समुद्रहुको सो तो ज्ञान तेरे मन मुठीमें ज्यों आतहे;
सातहु पताल लोक, सातहु उरध लोक, ताको सब ज्ञान तेरे मनमें समातहे;
एसे बडे मनमें न मात छिलकाइ जात, केसी बडी एसी ब्रह बेदना अघातहे? २३

"તેમાં ચૌદ વિદ્યા, ચોસઠકળા, બધી ચતુરાઈ અને કવિતાની કળાના જેટલા ભેદ કહેવાય છે તે, તથા નવસેં ને નવાણું નદીઓ, અને સાતે સમુદ્રનું જ્ઞાન, તે તો જેમ મુઠીમાં આવે તેમ સમાયું છે; સાત પાતાળ લોક અને સાત ઉપલ્યા લોક, તેનું બધું જ્ઞાન તારા મનમાં સમાય છે; એવડા મોટા મનમાં સમાતી નથી અને છલકાઈ જાય છે, એવી અપાર તારી વિરહની વેદના કેવડીક મોટી છે? (૨૩)

## अल्पालंकार.

दोहा—तीनहु बर्न बिजोगके, लिखे बिधाता जेह;
　　वह पुनि वहन न करि शके, कैसि तनक तव देह. ॥ २४ ॥

"વિજોગના જે ત્રણ અક્ષર વિધાતાએ લખ્યા, એટલું પણ ઉપાડી શકાતું નથી, એવું તારું શરીર કેવું નાજુક છે? (૨૪)

## निरुक्ति अलंकार.

दोहा—प्रभुताईकुं परहरी, तें भूताइ लीन;
　　धाताने तेरो धर्यो, सत्यहि नाम प्र बीन. ॥ २५ ॥

તે પ્રભુતાઇને તજીને ભૂતાઈ એટલે ભૂતપણું લીધું છે, માટે વિધાતાએ તારું નામ (પ્રબીન) પ્ર અક્ષર વિના એવું ધાર્યું, તે ખરું છે. એટલે પ્રભૂતાઇમાંથી પ્રબીન એટલે પ્ર અક્ષર વિના બાકી ભૂતાઈ શબ્દ રહે અર્થાત્ તે ભૂતાઈ લીધી છે.(૨૫)

## बिधि अलंकार.

दोहा—सुजान तोकुं सब कहे, मात तात अरु आन;
　　संकटमें धीरज धरे, तब तुव नाम सुजान. ॥ २६ ॥

તને મા, બાપ અને બીજા સૌ સુજાણ કહે છે, પણ જ્યારે તું સંકટમાં ધીરજ રાખે ત્યારે તારું નામ સુજાણ ખરું! (૨૬)

गाहा–प्रिय प्रयानकी चिंता, सुजान करि, पुनि कुसूम परिहासं;
पंच सितर अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ २७ ॥

પતિના જવાની ચિંતા પ્રવીણે કરી અને કુસુમાવળીએ ઠઠા મશ્કરી-હાંસી કરી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ પંચોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૨૭)

इतिश्रीप्रबीनसागरे प्रबीन वियोग दशा कुसुम परिहास नामनो
'रसपूर्णा' टीकानो पंचसप्ततितमस्तरंगः ॥ ७५ ॥

# લહેર ૭૬ મી.

## પ્રવીણ યોગિનીરૂપ અને સખી શિક્ષા.

दोहा–कहे प्रवीन, कुसुम! सुनो, अब तजि लज्जा लोग;
मुज लिय निधि जोगी भये, मैं पुनि धरिहों जोग. ॥ १ ॥

પ્રવીણ કહે છે કે-"હે કુસુમાવળી! સાંભળ, મારે લીધે મારો પતિ સાગર જોગી થયા, તો હવે લોકની લાજ તજીને હું પણ જોગ ધરીશ-(જોગણ બનીશ). (૧)

कवित्त–तजों द्रग अंजनकुं, म्रगमद मंजनकुं,
रंजन शयन सो तो, तजों साप सो गिनी;
दर्पन न देखुं दिल, दर्प न धरी हुं कछु,
तर्पन न करुं तन, भइ स्वाद भोगिनी;
जानिकें अंगार सम, तजी हों सिंगार सब,
जल फलाहार करुं रहुं जेसें रोगिनी;
मेरे लिये तजी राज, साज सुखसागरकुं,
जोगी भये सागर तो मैं भइहों जोगिनी. ॥ २ ॥

પ્રવીણ, કુસુમાવળીને કહે છે કે;-"આંખ્યો આંજવાનું તજીશ અને કસ્તુરીના (સુગંધી જળ)વડે નાહાવાનું તજીશ અને મનરંજન શયન (પલંગ) તે તો સર્પના જેવો ગણીને તજીશ; દર્પણમાં નહી જોઉં અને મનમાં મગરુરી નહીં રાખું, તેમ સ્વાદ લેનારી ભોગિણી થઇને શરીરને તપ્ત નહીં કરું તથા બધા શૃંગાર તો

અંગારા જેવા જાણીને તજીશ; જળનો ને ફળનો આહાર કરીને રોગિણીની પેઠ (પથ્થ્ય રાખીને) રહીશ; મારે લીધે સાગર રાજ, સાજ અને સુખનો સાગર તજીને જોગી થયા, તો હું પણ જોગિણી થઇશ. (૨)

**स्रग्विणी छंद**—अंग तें सर्व शृंगार दूरं किये, केसपासं जटाजूट बांधी लिये;
धोइ कास्मीरकुं, भस्म अंगं धरी, श्वेत वस्त्रं धर्यो ओर दूरं करी.
धातुको रम्य पल्यंक ऊठाइकें, छोनि बैठी मृगंछार बिछाइकें;
दर्पनादिक सो दूर डारी दिये, जोगिनी रूप वैराग्य पाई लिये. ३

પછી પ્રવીણે પોતાના અંગથી સર્વ શૃંગાર દૂર ક્ર્યાં અને ચોટલાની જટા બાંધી લીધી, ને કેસર ધોઇ નાંખીને શરીરે વિભૂતિ ધરી, અને બીજાં લૂગડાં દૂર કરીને ધોળાં લૂગડાં પહેર્યાં; તથા ધાતુનો સુંદર પલંગ ઉપાડીને પૃથ્વી ઉપર મૃગચર્મ પાથરીને બેઠી; દર્પણ વગેરે વેગળે નાંખી દીધાં અને વૈરાગ પામીને જોગણીનું રૂપ લીધું. (૩)

**कवित**—हार हीयतें उतारी, बेसरीकुं पीसी डारी,
किंकनी निकारी धारी, जेसी कारी नागिनी;
जेहरी जहर धारी, कंकनादिकुं धिक्कारी,
भारी मोलवारी भयंकारी मुद्रिका गिनी;
तरोनांकुं तोरी डारी, दामनी विदारी डारी,
गारी इनपें उचारी, अरे तु अभागिनी;
सारी अंगियां उतारी, श्वेत सारी अंगधारी,
बनिता प्रबीन सो, बनी रही बिरागिनी ! ॥ ४ ॥

પછી હૈયેથી હાર ઉતારીને નાકની વાળીને તો તોડી નાંખી અને કટીમેખળાને કાળી નાગણ જેવી ધારીને કાઢી નાંખી; પગનાં લંગરને ઝેર જેવાં ધાર્યાં અને હાથનાં કંકણ વગેરેને ધિક્કાર્યાં; વળી મોટી કિંમતવાળી વિંટીને તો ભયંકર ગણી, કાનની અંકોટીને તોડી નાંખી અને દામણીને પણ તોડી નાંખી અને અરે તું અભાગણી છે, એવી ગાળ તેને દીધી; સાડી અને ચોળી ઉતારીને ધોળી સાડી શરીરે પહેરી. એવી રીતે પ્રવીણ સ્ત્રી વૈરાગિણી બનીને રહી. (૪)

**दोहा**—कर अंजुलि जलकी भरी, नियम लियो तिहि ठाम;
यह तनसें संसार सुख, हे सब मोहि हराम ! ॥ ५ ॥

यह तन तजिकें ओर तन, फिर पाउं जिहि ठोर;
सागर स्वामी होउ मम, यह इच्छु नहिं ओर. ॥ ६ ॥
गूढ बानि आकाश भै, प्रबिन लियो जब नेम;
"धन्यहि धन्य प्रबीन सति, पतिपर तेरो प्रेम !!" ॥ ७ ॥
कुसुमावलि बरजे बहू, नहि मानति इन बात;
तब सखि सो दिलगीर भै, नेन नीर बहजात. ॥ ८ ॥

હાથની અંજળીમાં પાણી ભરીને તે ઠેકાણે નિયમ લીધો કે, 'આ શરીરથ મારે સંસારનાં સુખ બધાં હરામ છે!' (૫) આ શરીર તજીને ફરીથી બીજુ શરીર જે ઠેકાણે પામું, ત્યાં સાગર મારો સ્વામી થજો, એ જ ઇચ્છું છું, બીજ કાંઈ ઇચ્છા રાખતી નથી. (૬) જ્યારે પ્રવીણે એવો નિયમ લીધો, ત્યારે આકા- શમાં ગેબી વાણી થઈ કે 'હે પ્રવીણ! પતિ ઉપર આવો તારો પ્રેમ છે, માટે તને ધન્ય છે, ધન્ય છે.' (૭) ત્યારે કુસુમાવળી બહુ વારવા લાગી, પણ તેની વાત સાંભળી નહીં. ત્યારે તે સખી બહુ દિલગીર થઈ અને તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. (૮)

**चरनाकुल छंद**—कुसुमावलि मनमें गभराई, बोलि बचन निज शीश नमाई;
मत कर प्रबिन मती शिशुतासी, होवहि तव पितु मातु उदासी.
सत्य उपाय कहूं में तातें, होवहि तव इच्छित फल ज्यातें;
तव माता प्रति मर्माहि खोलों, बचन युक्ति बहु करिकें बोलों.
कहुँ प्रबिनकी है अति चाहा, सागरके सँग करहुँ विवाहा;
तातें इनको दुख टरि जैहे, ओर परम आनंदहि पैहे.
यह दुखको कारनहे एही, जोग तजी भोगिनि पद लेही;
तव पितुकुं कहही तव माता, त्यों करही सुनिकें तव ताता.
प्रबिन कहे सुन सखी! सयानी, जानतहीं क्यों भई अजानी;
रंगरावसों सगपन कीनो, बचन तेहि मुज तातहि दीनो.
सो तजि दुसरे नरसे ब्या'वे, ए नहि हम कुळ रीत कहावे;
यह बिचार मैं मनमें कीनो, तातें कुमारिकाव्रत लीनो.
पुनि शिव शापकि जानति तुंही, यह भव बिजोगि रहनां युंही;
कोन बात मिथ्या यह करही, तव उपायसें कहा सुधरही. ॥ ९ ॥

પ્રવીણની આવી સ્થિતિ જોઇને, તેથી કુસુમાવળી મનમાં અભરાઈ અને પોતાનું માથું નમાવી વચન બોલી કે, "હે પ્રવીણ ! આ બાળકપણાના જેવી બુદ્ધિ ન કર; કેમકે તેથી તારાં મા બાપ ઉદાસી થશે; માટે જેથી તારી ધારેલી મતલબ પાર પડે, એવો ખરો ઉપાય હું તને કહું. તે એ છે કે, તારી માતા પાસે આ મર્મ હું ખુલ્લો કરું અને ઘણી યુક્તિ કરીને વચન કહું, કે પ્રવીણની ઘણી જ ઇચ્છા છે, માટે સાગરની સાથે તેનો વિવાહ કરો. તેથી એનું દુઃખ મટી જશે અને પરમ આનંદ પામશે. પ્રવીણના દુઃખનું કારણ એ જ છે. માટે એમ કરવાથી જોગ તજીને ભોગિણીનું પદ લેશે. પછી તારી મા એ વાત તારા પિતાને કહેશે, તે સાંભળીને તારો બાપ પણ તેમ જ કરશે." ત્યારે પ્રવીણે કહ્યું કે; "હે ડાહી સખી ! સાંભળ. તું જાણતી છતાં, અજાણી કેમ થાય છે? મારું સગપણ રગરાવ સાથે કરેલું છે, (જુઓ લે૦ ૧૧ મી છંદ. ૨) અને તેને મારા પિતાએ વાગદાન કરેલું છે, તે છોડીને બીજે ઠેકાણે પરણાવે, એવી આ મારા કુળની રીત કહેવાતી નથી. તે વિચાર મે મનમાં કરીને જ કુંવારિકા વ્રત લીધું છે. વળી શિવના શાપની વાત પણ તું જાણે છે, કે આ ભવમાં એમ જ વિજોગી રહેવું છે. તે વાત કોણ મિથ્યા કરી શકશે અને તારા ઉપાયથી શું સુધરવાનું છે?" (૯)

हरिगीत—सपुंट करी कर, मुष्टि करि, टीको करन संज्ञा करी,
संकल्प संज्ञा, खुल्हि मुष्टि बताइ निज कर गलैं धरी;
द्रगमर्दनी संज्ञा करी, निज भालपर धरि अंगुरी,
यह अष्ट संज्ञा करि बतावत, इक सवैया उच्चरी. ॥ १० ॥

પછી પ્રવીણે આઠ સંજ્ઞાઓ કરીને એક સવૈયો કહ્યો. તે આઠ સંજ્ઞાઓની વિગત. (૧) બે હાથ જોડીને કહ્યું, (૨) હાથની મુઠી વાળીને કહ્યું, (૩) અંગુઠે કરીને ટીલું કરવાની સંજ્ઞા કરી, (૪) અંજળીથી સંકલ્પ કરવાની સંજ્ઞા કરી, (૫) મુઠી ખુલ્લી કરી બતાવી, (૬) પોતાનો હાથ પોતાના ગળા ઉપર મૂકયો, (૭) આંખ્યો ચોળવાની સંજ્ઞા કરી, (૮) અને પોતાને કપાળે આંગળી અડાડી. (૧૦)

## विवृतोक्ति अलंकार.

सवैया—युं करिकें कहुं तोकुं सखी, सब युं करिकें रखनी यह बाता,
युं करिकें कछु सागरकुं, पुनि युं करि मोकुं न दे पितु माता;
युं करही तुहि बात कछू, तब युं करि मोकुं हने मुज भ्राता,
युं करिकें रहनां अबतो सखि, युं इनमे लिख लेख बिधाता ! ११

હે સખી! આમ કરીને (હાથ જોડીને) તને કહું છું કે, આમ કરીને (મૂઠી વાળીને) એ વાત રાખવી; આમ ટીલું કરીને કદી સાગરને, આમ સંકલ્પ કરીને મારાં માબાપ મારું (કન્યાદાન) દે નહીં; જો કદાપિ તું આમ (ખુલ્લી) વાત કરીશ, તો આમ કરીને (ગળું કાપીને) મારો ભાઇ મને મારી નાંખશે; માટે હવે તો હે સખી! આમ કરીને (આંખ્યો ચોળીને) રહેવું! વિધાતાએ આ (કપાળમાં) એવો જ લેખ લખ્યો છે! (૧૧)

**सोरठा**—चरचा योंहि चलात, सखियन आवन समय भो;
आई सखियन व्रात, देखि दशा सब दुखित भै. ॥ १२ ॥
कोउ शिखामन देत, देवत कोउ उराहनो;
प्रवीन मन नहि लेत, देत न उत्तर काहुको. ॥ १३ ॥

એવી ચર્ચા ચલાવે છે, ત્યાં બીજી સખીઓને આવવાની વેળા થઈ, એટલે સખીઓની ટોળી ત્યાં આવી, અને તે પ્રવીણની દશા જોઇને સૌ દુઃખી થઈ. (૧૨) કોઈ સખી શિખામણ દે છે ને કોઈ ઠપકો દે છે, પણ પ્રવીણ કોઈની વાત મનમાં લેતી નથી ને કોઇને ઉત્તર પણ આપતી નથી. (૧૩)

## गूर्जरी सखीउक्त.

**कवित**—कहे गुजराती तारी पीडा तो कळाती नथी,
मनमां मुँझाती डीले दूबळी देखाती छे;
न्हाती नथी खाती नथी, गीत मुखे गाती नथी,
बोलती लजाती बाघा, जेवी तुं जणाती छे;
राती राण जेवी हती, दीसे छे सुकाती जाती,
आंखो राती राती तारी छाती ताती ताती छे;
प्रवीण पंकाती तुं तो गुणीमां गणाती पण,
भासे एवी भांती जाणे भ्रांतिमां ममाती छे! ॥ १४ ॥

ગુજરાતી સખી કહે છે કે, "તારી પીડા તો સમજાતી નથી, પણ તું મનમાં મુઝાય છે ને દુબળી દેખાય છે. તું કેમ સ્નાન કરતી નથી? કેમ ખાતી નથી? (પૂર્વે તો તું હંમેશા ગાતી ગવાડતી હતી,) હવે કેમ ગાતી પણ નથી? બોલતાં કેમ લજવાય છે? બોલવાની બાધા લીધી હોય તેવી જણાય છે. તું રાતી રાયણ જેવી હતી, પણ દહાડે દહાડે સુકાતી જાય છે. તારી આંખો રાતી રાતી છે, તારી છાતી ઉન્હી ઉન્હી

છે. હે પ્રવીણુ બા! તું તો શાણપણમાં પંકાયલી છે, ગુણીમાં ગણાય છે, પણ હમણા મને ભાસે છે કે તું ગાંડાપણમાં ભમે છે. (૧૪)

### कच्छी सखी उक्त.

कवित—सभर करेने सुण गाल भली भेण मुंजी,
मन म मुँझाय, मुंजो चोंण नांय खिलजो;
दु:ख तोजो डिसी जीव, जेडलेंजो दु:ख डिसे,
मुलाजो मकर, धर्थ चइ विज धिलजो;
खेंण पीण मिडे छडे, रात डी रूएती विठी,
नतों तीं जणाजे मतलभ तोजे मिलजो;
चेंत आडी अवरी पुछोंस मोयके कोठाय,
बर्तरा थींधी हूएत खणा पंखो फूलजो. ॥ १५ ॥

કચ્છી સખી કહે કે—"હે મારી સારી બેન! ધીરજ રાખીને વાત સાંભળ! અને તું મનમાં મુંઝા નહીં. મારું કહેવું મશ્કરીનું નથી, આ તારું દુ:ખ દેખીને બેનપણીઓનો જીવ દુ:ખ દેખે છે, માટે શરમ નહી કરતાં તારા દિલનું દરદ-દુ:ખ કહી દે. તું ખાનપાન સર્વે મૂકીને રાત દિવસ રોયા કરે છે, તેમ તું આ ઢોગ કરે છે, એવું પણ કાંઈ કારણ જણાતું નથી. કહે તો ભૂવાને તેડાવીને આડી અવળી વાત (ઝોડ ઝપટ લાગી હોય તો તે) પૂછિયે. કદી તને બળતરા થતી હોય, તો (પવન નાંખવા માટે) ફૂલનો પંખો ઉપાડી લઉ." (૧૫)

### महाराष्ट्री सखी उक्त.

कवित—प्रवीणे! मी तुझें तोंड, पाहुन सांगती आतां,
कुठे गेली फार बरी, कांती तुझी कायाची?
चांगली मुलीला आतां, काय असा रोग झाला,
आहे गति ही विचित्र, ईश्वराची मायाची!
येउनद्या वैद्याला व पाहुनद्या नाडी तुझी,
तो तुला देइल फार बरी गोळी खायाची;
त्या पासून तूझा रोग, जाउन होइल सुख,
सांगीतली तुला गोष्ट, ही मी बरी न्यायाची. ॥ १६ ॥

મહારાષ્ટ્રી સખી કહે છે કે, "હે પ્રવીણ! હું તારૂં મુખ જોઇને હવે કહું છું કે, તારી કાયાની ઘણી સારી કાંતિ હતી તે ક્યાં ગઈ? અરે! આવી સુંદર કુંવરીને હાલ આવો શો મોટો રોગ થયો? અરે! ઇશ્વરની માયાની આ વિચિત્ર ગતિ છે; વૈદ્યને આવવા દે અને તારી નાડી જોવા દે. તે તને ખાવાની ઘણી સારી ગોળી આપશે, તેથી કરીને તારો રોગ જઇને સુખ થશે. આ વાત મેં તને સારી ન્યાયની કહી છે." (૧૬)

## मरुदेशी सखी उक्त.

कवित–मांको थें केणो न माने, थाको हियो थरु वे नां,
बोल जको कांइ थांने, हुवो एडो दुखडो?
हाथां जोडी कांछां थांने, कांइ थें चिंता करांछां,
जको माडू जेडो आज, वे नां थारो मुखडो!
प्रवीण रायांरी बेटी, मति करो एडी बातां,
इशो किये थांने अठे, उपजे न सुखडो;
मोकळो वे धन थारे, लोंबडी लाखांरी थारी,
सोना जिशो चंगो थारो, वडो वे झरूखडो. ॥ १७ ॥

મારવાડી સખી કહે છે કે;–"તું મારૂં કહ્યું માનતી નથી ને તારૂં મન સ્થિર નથી. તું કહે કે તને આવડું મોટું શું દુઃખ થયું છે? હું તને હાથ જોડીને કહું છું કે; તું કંઈ ચિંતા કરે છે ને તેથી તારૂં હમેશાં હતું તેવું સુંદર માણસના જેવું આજ મુખ નથી; તારે પુષ્કળ ધન છે, લાખ રૂપીઆની તો સાડી તારે પહેરવાની છે અને સોના જેવો સુંદર તારો મોટો ઝરૂખો છે, માટે હે પ્રવીણ રાજકુમારી! આવી વાત તું ન કર. આમ કરવાથી આ ઠેકાણે તને સુખ ઉપજવાનું નથી. (૧૭)

## माथुरी सखी उक्त–रत्नावलि अलंकार.

कवित–जाहिको या जगतमें, जाहीरहे 'जयपूर',
भाग्यको 'उदयपूर,' भलो जाको आज हे;
जाहिकी सेनामें शस्त्रधारी जन 'जोधपुरे',
भंडार 'भरतपूर,' सुरको समाजहे;

जाकी खग्ग 'धारापुरी,' 'उजयिनी' ओपतीहे,
'लख नूर' पूर डरें, शत्रुको समाजहे;
'आ गरे' की सों हे कहो, काहे तुं वे 'दीली' रखे,
ऐसो तेरो पिता नीतिपाल महाराजहे. ॥ १८ ॥

વ્રજવાસિની સખી કહે છે કે,—"આ જગતમાં જેનો જશ સંપૂર્ણ છે અને જેના ભાગ્યનો આ જ પરિપૂર્ણ સારો ઉદય છે, જેની ફોજમાં શસ્ત્ર ધરનારા પૂરા જોદ્ધા છે અને દેવોનો સમાજ જેનો ભંડાર સંપૂર્ણ ભરે છે; જેની તરવારની પૂરેપૂરી ધાર ઉજળી-ચકચકિત એટલે જીત કરનારી શોભે છે; જેનું પૂરું તેજ જોઇને શત્રુનો સમાજ ડરે છે; એવો તારો પિતા નીતિપાળ મહારાજ છે, તેમ છતાં તને આ મારા ગળાના સમ છે. કહે કે તું શા વાસ્તે ઉદાસી રાખે છે?" [એ કવિતમાંથી જયપૂર, ઉદયપૂર વગેરે નવ શહેરોનાં નામ નીકળે છે, તેથી રત્નાવળી અલંકાર છે.] (૧૮)

## यावनी (उर्दु) सखी उक्त—कवित.

नूरे आफताब महाताब हैय चेरा तेरा, शितारासी चस्म बुलबुलसी जुबानहे;
हुआहै जिगर तेरा, दरदमें गिर्फतार, सबब सुनाओ रास्त, जानु मेरी जानहे;
खाविंदे खलक रखे, तेसें रहो खुशहाल, जिसकी औलाद जानमंद वे जिहानहे;
फनां कर फिकर जिकर क्या प्रवीण भेण, खलकमें बाबा तेरा खुद खानदानहे. १९

મુસલમાની સખી કહે છે કે,—"હે પ્રવીણ! સુરજ ને ચંદ્રના તેજ જેવો તારો ચેહરો છે અને નક્ષત્ર-તારાના જેવી તેજસ્વી આંખ્યો છે. વળી બુલબુલ પક્ષીના જેવી તારી (મધુર) વાણી છે. તારું અંતઃકરણ દરદ (દુઃખ)માં ગરકાવ થઈ ગયું છે. હે મારીજાન (જીવ)! તેનું સાચું કારણ શું છે તે બતાવ્ય, એટલે હું જાણું. અને જીવવાળી બધી જહાન (દુનિયા) જે ખુદાની ઓલાદ (વંશ-પ્રજા) છે, એવો આ દુનિયાનો ખાવિંદ (ખુદા) જેમ રાખે, તેમ તું ખુશીમાં રહે; અને આ દુનિયામાં તારો બાપ પોતે ખુદ ખાનદાન યાને મહારાજ છે, માટે હે પ્રવીણ બહેન! તું ફિકરનો નાશ કર. આ ફોકટનો લવારો ને માથાકૂટ શા માટે કરે છે?" (૧૯)

## गिर्वाणा सख्युक्त.

कवित—वचनं वदामि ते हिताय त्वत्सुखाय चाहं,
भूत्वा सावधाना तत्तु शृणु भाग्यशालिके;

केयं कृता भीता भूत्वा त्वया त्यंता चाक्रंदता,
मह्यं ब्रूहि कारणं तन्मृदुल मृणालिके;
त्वमसि विद्यावती प्रभावती क्षमावती च,
किं वदामि तुभ्यंहि सद्गुणा मणिमालिके;
धैर्यं धृत्वा भूत्वा स्थिरा कष्टं तु विनष्टं करु,
बुद्धिमती भव त्वं प्रवीणे, भूपबालिके. ॥ २० ॥

દેવલોકની સખી બોલી કે,–"તારા હિતને વાસ્તે ને તારા સુખને વાસ્તે હું વચન કહું છું તે, હે મોટા ભાગ્યવાળી ! તું સાવધાન થઇને તે સાંભળ. તેં બીકણ થઇને આ અતિશે રોવાપણું શું કર્યું છે? હે કમળની ડાંડી જેવી કોમળ ! તેનું કારણ તું મને કહે. તું વિદ્યાવાળી, કાંતિવાળી અને ક્ષમાવાળી છે. હે સદ્ગુણરૂપી મણિયોની માળા જેવી ! હું તુને શું કહું ? તું ધીરજ ધરી, સ્થિર થઇને, દુઃખનો નાશ કર. હે રાજકુમારી પ્રવીણ ! તું બુદ્ધિવાળી થા, અર્થાત્ સમજણ રાખ્ય." (૨૦)

दोहा–इहि बिधि बहु सखियन कही, सुनी न कहुकी बात ॥
तितनेमें आये तिहां, प्रबिन मात अरु तात. ॥ २१ ॥

એ રીતે ઘણી સખિયોએ કહ્યું, પણ કોઇની વાત સાંભળી નહી, એટલામાં તો પ્રવીણનાં મા ને બાપ ત્યાં આવ્યાં. (૨૧)

चोपाई–जननि जनक कहे "सुनहु सुबुद्धा ! क्यों तू भइ कूल देश विरुद्धा ?
नृप कुल यों न किये कोउ आगे, इहि बिधि किय कुल लांछन लागे."
प्रबिन कहे "नहि कछू नवाई, भइ बैरागिनि मीरांबाई.
मैं तप करुँ जो तुमहि लजाओ, मीरांवत मोकुं बिख पाओ !
यह संसार असत्याहि जाने, जन तन फल तप करनाहि ठाने;
जो तुम मोकुं बर्जन करहु, नहि छांडों तप पुनिमें मरहूं;
जिहि कुलमें जन भक्त कहावे, तिहि कुल महिमा मुनिवर गावे.
हरखित होहु हिये यों जानी, अब बर्जनकी कहो न बानी;"
मात रु तात सुनी अस वेनां, कछु न कह्यो जल भरि निज नेनां. २२

માબાપે કહ્યું કે;–" હે સારી બુદ્ધિવાળી પુત્રી ! તું સાંભળ. તું આપણા કુળ ને દેશથી વિરુદ્ધ કેમ થઈ? આગળ રાજાઓના કુળમાં કોઇયે આમ કર્યું

નથી અને આ રીતે કરવાથી કુળને લાંછન લાગે." ત્યારે પ્રવીણે કહ્યું કે "એમાં કાંઈ નવાઈ નથી; (રાજકુળમાં) મીરાંબાઈ પણ વૈરાગિણી થઈ હતી. હું તપ કરું, તેથી જો તમે લાજતાં હો, તો મીરાંબાઇની પેઠે મને ઝેર પાઓ! મેં આ સંસાર જૂઠો જાણ્યો,, માટે 'માણસના દેહનું ફળ તપ કરવું' એજ ઠરાવ્યું. જો તમે મને વારવાનું કરશો, તો પણ હું તપ નહીં છોડું અને મરીશ. જેના કુળમાં માણસ ભક્ત કહેવાય, તે કુળનો મહિમા મોટા ઋષિયો ગાય છે, માટે એવું જાણીને મનમાં રાજી થાઓ અને હવે મને વારવાનું વચન કહેશો નહીં." એવાં વચન માબાપ સાંભળીને તેને કાંઈ કહી શક્યાં નહી ને આંખ્યોમાં આંસું ભરાઈ આવ્યાં. (૨૨)

**दोहा**–पुत्री गनी तपस्विनी, पुनि पुनि करी प्रनाम;
मात पिता फिर उठ चले, रहि सुजान वह ठाम. ॥ २३ ॥
देह दमन दिन दिन करे, वैरागिनि ब्रत धारि;
अब कहुं सागर सिद्धकी, चरचा चित्त बिचारि. ॥ २४ ॥

કુંવરીને તપસ્વિની ગણીને વારેવારે પ્રણામ કરીને, માને બાપ પછી ઉઠીને ચાલી નિકળ્યાં અને પ્રવીણ–સુજાણ બા તે જ સ્થળે રહી. (૨૩) તે વૈરાગિણીનું વ્રત ધરીને દિવસે દિવસે શરીરનું દમન કરવા લાગી. કવિ કહે છે કે, હવે સાગર અને પ્રભાનાથ સિદ્ધની ચર્ચા વિચારીને કહું છું. (૨૪)

**गाहा**–जोगिनि भइ नृपजाता, देसि देसि सखि दिये सिखामनहीं;
षट सप्तति अभिधानं, पूर्ने प्रबिनसागरो लहरं ॥ २५ ॥

રાજકુમારી જોગિણી થઈ, તેને દેશ દેશની સખિયોએ શિખામણ દીધી, તે સંબંધી પ્રવીણ સાગર ગ્રંથની આ છોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૨૫)

**इतिश्री प्रविनसागरे प्रवीन योगिनी स्वरूप धारन देशिं देशि सखी शिक्षा कथन नामनी 'रसपूर्णा' टीकानो षट्सप्ततितमस्तरंगः**

—❋❋❋❋❋❋❋❋—

# લહેર ૭૭ મી.

## સાત મિત્રોનો પૂર્વભવ તથા ભક્તિયોગ વર્ણન.

दोहा—सागर बूझे सिद्ध प्रति, अहो सिद्ध महाराज;
अद्भुत संशय एक हे, सो तुम छेद्दहु आज. ॥ १ ॥
स्वारथि सब संसारहे, बिन स्वारथी न कोय;
सब अपनी मतलब लिये, मित्र अमित्रहि होय. ॥ २ ॥
सुखमें सब जन मित्रहे, रहे दुःखमें दूर;
दूर न व्हैहे दुःखमें, सत्यहि मित्र जरूर. ॥ ३ ॥
मात तात सुत भ्रात तिय, सबही मिलिहे सेल;
सत्य मित्र संसारमें, मिलन महा मुश्केल. ॥ ४ ॥

સાગરે (પ્રભાનાથ) સિદ્ધને પૂછ્યું કે, "હે સિદ્ધ મહારાજ! અમને એક અદ્‌ભુત સંશય છે, તે તમે આજ મટાડો. (૧) આ બધો સંસાર સ્વાર્થી છે, સ્વાર્થ વગરનું કોઈ નથી, સૌ પોતાની મતલબને લીધે મિત્ર અને શત્રુ થાય છે. (૨) સુખમાં સર્વ માણસો મિત્ર થાય છે અને દુઃખમાં દૂર રહે છે; પણ જે દુઃખમાં દૂર ન થાય તે જરૂર સાચા મિત્ર કહેવાય. (૩) મા, બાપ, દિકરા, ભાઇયો અને સ્ત્રી, તે સર્વે મળવાં સહેલાં છે, પણ સંસારમાં સાચા મિત્ર મળવા મહા મુશ્કેલ છે. (૪)

हम सातों सत मित्रहे, प्रान एक तन भिन्न;
एक दुखी जोगी भये, सब जोगीपन लीन. ॥ ५ ॥

અમે સાતે સાચા મિત્ર છીયે, તેઓનો જીવ એક અને શરીર જૂદાં છે, કેમકે એક દુઃખી થઇને જોગી થયો, તો બધાએ જોગીપણું લીધું. (૫)

तोटक छंद—धन धान्य पुनी तजि जन्मधरा, भगवा लिये अंग धरी कपरा;
तजि पुत्र कलत्र सहोदरकों, तजि लोकन लाजहुके डरकों.
निज मित्र दुखें दिल दुःख धरी, बनबासकि पीर कबूल करी;
सुखदायक सेन पलंग तजी, निज मित्र लिये मृगछार भजी.
अस मित्र कलीयुगमें न मिले, यह संशयको अति मो चित्त ले;
भव पूरबको ज्यु संबंध यहे, मनमें हम यों अनुमान लहे.

**कहहु यह पूर्व संबंध कहा? तुम जानतहो सब सिद्ध महा;**
**करुना करिकें यह भेद कहो, करुनानिधि हो सुखकारी अहो! ॥६॥**

સાગર પૂછે છે કે, (હે જોગીરાજ!) "ધન, ધાન્ય અને જન્મભૂમિ તજીને શરીરે ભગવાં લૂગડાં ધરી લીધાં; પુત્ર, સ્ત્રી અને ભાઈયો એનોને તજીને તથા લોકની લાજનો ભય તજીને, પોતાના મિત્રના દુઃખથી મનમાં દુઃખ ધરીને, વનવાસની પીડા કબૂલ કરી; સુખદાયક સુવાનો પલંગ તજીને પોતાના મિત્રને લીધે મૃગચર્મ ધારણ કર્યાં; એવા મિત્ર કળિયુગમાં મળે નહીં, માટે એ ઘણો સંશય મારું મન લે છે, તેથી અમે મનમાં એવું અનુમાન કરિયે છિયે કે, આ પૂર્વભવનો કાંઇક સંબંધ છે, માટે તે પૂર્વભવનો શો સંબંધ છે, તે તમે કહો; કેમકે તમે મોટા સિદ્ધ છો, માટે સર્વે વાત જાણો છો, તેથી દયા કરીને તે ભેદને કહો. અહો સિદ્ધ! તમે દયાના સમુદ્ર અને સુખકારી છો." (૬)

**दोहा—सिद्ध कहे सागर सुनो, जब तुमकुं शिव शाप;**
**भयो तबे तव मित्र षट, सब पाये संताप. ॥ ७ ॥**
**शिवके गन सातों तुमें, लियो मनुज अवतार;**
**तिनके नाम कहुं अबे, सुनि लेहू श्रुति धार. ॥ ८ ॥**

ત્યારે સિદ્ધે કહ્યું કે, "સાગર! સાંભળો. જ્યારે તને શિવનો શાપ થયો, ત્યારે તારા છએ મિત્રો સૌ સંતાપ પામ્યા. (૭) તેથી તમે સાતે શિવના ગણોએ માણસનો અવતાર લીધો. તેઓનાં નામ હવે કહું છું, તે કાન ધરીને સાંભળી લ્યો." (૮)

## सात गनके अवतारके नाम—कवित.

**वपुधारी सागर ज्यु तुमहो विचित्रानंद, भ्रंगीसो भारतीनंद गन भवदेवको;**
**कवि रविजोती सो तो शिव गन नंदी नाम, बीरभद्र नाम बीरभद्रके अभेवको;**
**शिवानंद गनसो शरीर धारी शत्रसाल, रतन प्रताप नाम मनीभद्र एवको;**
**द्रष्टकेतु गन सो कुमरउमराव कहे, एही बिध सातों मित्र शंकरके सेवको. ॥९॥**

"હે સાગર! તમે દેહધારી વિચિત્રાનંદ છો, શિવનો ગણ ભ્રંગી તે આ ભારતીનંદ છે, શિવનો ગણ નંદી નામે તે આ રવિજોત નામનો કવિ છે; વીરભદ્ર નામનો તમારો મિત્ર છે, તે વીરભદ્ર નામના ગણનું નામ અભેદ એ જ છે, અને શિવાનંદ નામનો ગણ તે દેહધારી શત્રસાલ છે; આ રત્ન પ્રતાપ નામ છે, તે મણિભદ્ર નામના ગણનુંજ છે, અને દ્રષ્ટકેતુ નામનો ગણ તે કુમાર ઉમરાવ કહેવાય છે. એ રીતે તમે સાતે મિત્રો શંકરના સેવક છો." (૯)

दोहा—सत्य स्नेहि सातों तुमें, पूर्वहुके संबंध;
तिहि बिन कलिमें होत नहि, सत्य स्नेहको संध. ॥ १० ॥
सुनि हर्षित सातों भये, निज पूरव भव नाम;
स्नेह सहित उन सिद्धकों, पुनि पुनि किये प्रनाम. ॥ ११ ॥

"એ રીતે તમે સાતે મિત્ર સાચા સ્નેહી છો અને તમારે પૂર્વભવનો સંબંધ છે; તે વિના કળિયુગમાં સાચા સ્નેહનું અનુસંધાન હોય નહીં." (૧૦) એ રીતે પોતાનાં પૂર્વ ભવનાં નામ સાંભળીને સાતે જણા રાજી થયા, અને સ્નેહ સહિત તે સિદ્ધને વારે વારે નમસ્કાર કર્યા. (૧૧)

## सागरोक्त प्रश्न—छंद कुंदं.

बुझ्यो सागरे सिद्धकों नाइकें शीश, अहो सिद्ध! हो आप जोगींद्रके ईश;
दयाके निधि दीनबंधू दयाकार, उतारो हमें सिंधु संसारके पार.
कृपा कीजियें दीजियें ज्ञान संबोध, बताओ हमें सत्य सिद्धीनको शोध;
किही भांति पावे हमें शैल कैलास? अतीहे अबे ऊर कैलासकी आस.
सहेहे हमें भूमिमें बोत संताप, अबे सद्य संताप टारो सबे आप;
कहो ज्युं किहि भांति साधे हमें ईश? लखी दासकों दीन कीजे कृपा शीश.
तुमें जो कह्योतो कहेंगे अगे एह, कहीकें अबे सो हरो सर्व संदेह;
कहा कीजिये तो मिटे शंमुको शाप? कहो बात संछेपसें ईतनी आप. १२

પછી સાગરે સિદ્ધને મસ્તક નમાવીને પૂછ્યું કે, "અહો સિદ્ધ! તમે યોગીંદ્રના ઇશ્વિર છો; તમે દયાના સમુદ્ર, દીનના બંધુ અને દયા કરનારા છો; માટે અમને સંસારરૂપી સમુદ્રને પાર ઉતારો, દયા કરો અને અમને જ્ઞાનનો ઉપદેશ આપો; અમને સિદ્ધિ પામવાનો સાચો શોધ બતાવો. અમે શી રીતે કૈલાસ પર્વતને પામિયે? હવે અમારા મનમાં કૈલાસ પામવાની અતિશય આશ છે. અમે પૃથ્વી ઉપર ઘણો સંતાપ સહન કરિયે છિયે. હવે બધો સંતાપ તમે તરત મટાડો અને કહો કે, અમે શંકરની સાધના શી રીતે કરિયે? અમને દાસને ગરીબ જોઇને અમારે માથે દયા કરો! તમે કહ્યું હતું કે, એ વાત આગળ ઉપર

૧ આ ચાર યગણ ૧ લઘુ અક્ષરના માપવાળું ૧૩ અક્ષરનું વૃત્ત છે. "ગુજરાતી પિંગળ" માં એને "કંદુક" નામ આપવામાં આવ્યું છે.

કહીશું. (લે. ૪૭, છંદ ૯ જુઓ) તે હવે કંઈને બધો સંશય મટાડો, કે શું કરિયે તો શિવનો શાપ મટે? એટલી વાત સંક્ષેપથી આપ કહો." (૧૨)

## एकावली अलंकार.

सवैया—करिये कृति कष्ट समापनकी, सुख प्रापनकी सुरता धरिये,
धरिये सुधि शंकर जापनकी ज्यु, बिलापनकी बिपती हरिये;
हरिये मति मोह अमापनकी, पुनि पापनकी सरिता तरिये,
तरिये सरिता शिव शापनकी, थिर थापनकी करुना करिये. ॥१३॥

"આ કષ્ટની સમાપ્તિ થવાનું કૃત્ય કરિયે અને સુખ પામવાની સુરત ધરિયે; તેમ શિવનો જાપ કરવાની શુદ્ધ પામિયે અને આ વિલાપ કરવાની પીડા અમારી હરી લ્યો. વળી ઘણા મોહની બુદ્ધિ પણ હરી લ્યો, જેથી પાપની નદી અમે તરિયે અને શિવના શાપની નદી પણ તરિયે. આપ અમને અવિચળ સ્થાપવાની કૃપા કરો." (૧૩)

दोहा—क्यों सर्वोपरि पाइयें? अविचल सुख अत्यंत;
कहो सोइ करुना करी, सदय हृदय हो संत! ॥ १४ ॥
सिद्ध कहे सागर सुनो, जो तुम चित्त चहाय;
अविचल सुख संप्राप्तिके, अबही कहुं उपाय. ॥ १५ ॥
मिलत सोइ सुख ग्यानसें, जानहु यह निःशंस;
सागर! ग्यान समुद्रहे, कहुं अब इनको अंश. ॥ १६ ॥
अविचल सुख अत्यंतको, गुनातीत हे धाम;
भक्ति योग अरु सांख्यतें, पावे जन निष्काम. ॥ १७ ॥
ईश्वरके दोउ रूप हे, निर्गुन सगुन विचार;
निर्गुनहे आकार बिन, सगुन यहै साकार. ॥ १८ ॥
वैकुंठ रु कैलास से, धाम सगुनके बौत;
ताकुं चाहे चित्तमें, जो सकाम जन होत. ॥ १९ ॥
दो पथ हे तित गमनके, अर्चि धूमहि होइ;
अर्ची कहिये ज्ञान पथ, धूम क्रिया पथ सोइ. ॥ २० ॥

भक्ति करतहे भक्त जन, जोगी साधत जोग;
कौ निर्गुन कौ सगुनको, इहि बिधि पावत लोग. ॥ २१ ॥
ग्यानी सांख्य बिचारतें, पावत पद निर्बान;
सो तिहुकी बिगती कहुं, सुनहू तुमें सुजान ! ॥ २२ ॥

"સર્વોપરિ અતિશય અવિચળ સુખ શી રીતે પામિયે, તે કૃપા કરીને કહો. તમે દયાળુ હૃદયવાળા સંત પુરુષ છો." (૧૪) સિદ્ધ કહે છે કે,–"હે સાગર! સાંભળો. જો તમે મનમાં ચાહો છો તો અવિચળ સુખ પામવાનો હવે તમને ઉપાય કહું છું. (૧૫) તે સુખ તો જ્ઞાનથી મળે છે, એમ નક્કી જાણજો; અને હે સાગર! જ્ઞાનનો તો સમુદ્ર છે, માટે તેમાંથી અંશ માત્ર કહું છું. (૧૬) અત્યંત અવિચળ સુખનું તો સત્વ, રજ ને તમ એ ત્રણ ગુણથી જૂદું ધામ છે. તે ભક્તિથી, યોગથી અને સાંખ્ય વિચારથી નિષ્કામી જન પામે છે. (૧૭) પરમેશ્વરનાં બે રૂપ છે, એક નિર્ગુણ ને બીજું સગુણ તે વિચારવાં. તેમાં નિર્ગુણ રૂપ આકાર વગરનું છે અને સગુણ આકારવાળું છે. (૧૮) વૈકુંઠ અને કૈલાસ જેવાં સગુણ ઈશ્વિરનાં ધામ ઘણાં છે જેનું મન સકામ એટલે વાસનાવાળું હોય, તે તેવાં ધામને મનમાં ચાહે છે. (૧૯) તે સગુણ ને નિર્ગુણ ધામમાં જવાના બે રસ્તા છે, એક અર્ચિ માર્ગ ને બીજો ધૂમમાર્ગ છે. તેમાં જ્ઞાનનો રસ્તો તે અર્ચિમાર્ગ ને યજ્ઞાદિક ક્રિયાનો રસ્તો ધૂમમાર્ગ છે. (૨૦) ભક્તજન ભક્તિ કરે છે અને જોગી અષ્ટાંગ જોગ સાધે છે. એ રીતે કોઈ નિર્ગુણનું ને કોઈ સગુણનું ધામ પામે છે. (૨૧) જ્ઞાની સાંખ્ય વિચારથી મોક્ષપદ પામે છે. તે ત્રણેની વિગત કહું છું, તે તમે ડાહ્યા જનો સાંભળો." (૨૨)

## भक्तिभेदाभिधान.

चोपाई–निगुन सगुनकी भक्ति कहावे, सुनहू ताके भेद सुनावे;
निगुन भक्ति मनमें धरि लीजे, सगुन भक्ति तन मनसें कीजे.
नवधा भक्ति प्रथमहि जानो, सो कनिष्ट भक्ति उर आनो;
दसमी प्रेमलच्छना जोई, मध्यम भक्ति कहावत सोई.
पराभक्ति उत्तम श्रुति गावे, सेवक सेव्य भेद न रहावे;
उनके भेद भिन्न समजाऊं, शास्त्र कथित सो सार सुनाऊं. ॥ २३ ॥

"નિર્ગુણની ને સગુણની ભક્તિ કહેવાય છે, તેના ભેદ સંભળાવું તે સાંભળો. નિર્ગુણની ભક્તિ મનમાં ધારી લઈયે અને સગુણની ભક્તિ તનથી તથા મનથી કરિયે.

તેમાં પ્રથમ નવ પ્રકારની ભક્તિ જાણો, પણ તે કનિષ્ઠ પ્રકારની ભક્તિ છે, એમ મનમાં લાવો અને દશમી જે પ્રેમલક્ષણા ભક્તિ છે, તે મધ્યમ પ્રકારની ભક્તિ કહેવાય છે. અગિયારમી પરાભક્તિ છે, તે ઉત્તમ પ્રકારની છે, એમ વેદ કહે છે. જેમાં સેવક અને સેવા કરવા યોગ્ય ઇશ્વર, એ બેમાં કાંઇ ભેદ રહે નહીં, એ અગિયારે ભક્તિના ભેદ જૂદા જૂદા સમજવું. તે શાસ્ત્રમાં કહેલા છે, તેનો સાર સંભળાવું છું." (૨૩)

## नवधाभक्तिके नाम.

दोहा—श्रवन[१] रु किर्तन[२] स्मरन[३] पुनि, पदसेवन[४] अरचंन[५];
वंदन[६] दास्य[७] रु सख्यता[८], नवम आत्मअर्पन[९]. ॥ २४ ॥

"(૧) શ્રવણ ભક્તિ, (૨) કીર્તન ભક્તિ, (૩) સ્મરણ ભક્તિ, (૪) પદસેવનભક્તિ, (૫) અર્ચન ભક્તિ, (૬) વંદનભક્તિ, (૭) દાસત્વ ભક્તિ, (૮) સખ્યભક્તિ અને (૯) આત્માર્પણભક્તિ." (૨૪)

## नवधाभक्तिलच्छन—कवित.

चित्त धरी सुने इष्ट कथा सो श्रवनभक्ति; इष्ट गुन गावे सोई किर्तन कहात हे;
मन बानीसें स्मरन करे सो स्मरनभक्ति, इष्ट पद सेवा पदसेवन प्रख्यात हे;
षोडश प्रकार अर्चा करे सोइ अर्चन हें, तन मन नमे सोइ बंदन बिख्यात हे;
दासपनो दासभक्ति, सखापनो सख्यभक्ति, सबही समर्पे, आत्मअर्पन गिनात हे. २५

"મન રાખીને ઇષ્ટની કથા સાંભળે તે શ્રવણભક્તિ અને ઇષ્ટના ગુણ ગાય તે કીર્તનભક્તિ કહેવાય છે; મનથી ને વાણીથી સંભારવું તે સ્મરણ ભક્તિ અને ઇષ્ટના પગની સેવા કરવી તે પદસેવન ભક્તિ પ્રખ્યાત છે; ષોડષોપચારથી પૂજા કરે તે અર્ચનભક્તિ અને તનથી ને મનથી નમસ્કાર કરે તે વંદનભક્તિ પ્રખ્યાત છે; દાસપણું કરવું તે દાસભક્તિ, મિત્રપણું રાખવું તે સખ્યભક્તિ અને ઇશ્વરને સર્વ સમર્પણ કરે, તે આત્મનિવેદન ભક્તિ ગણાય છે." (૨૫)

## प्रेमलच्छनाभक्ति बर्नन—कवित.

प्रेमको प्रवाह सो अथाह बढे अंतरमें, भूले तन भान ताकुं कहा ओर इच्छना?
नहि खान पान भान गान करे भान बिन, कोन करें पूजन प्रनाम रु प्रदच्छना?
नेननसें नीर बहे धीरन धरत उर, जाकि मती नांही व्यवहारमें बिचच्छना;
डोलत दिवाने जेसा बोलतही 'तुंही तुंही,' सिद्ध कहे सो प्रसिद्ध भक्ति प्रेमलच्छना.

"અપાર પ્રેમનો પ્રવાહ અંતરમાં વધે અને શરીરનું ભાન ભૂલી જાય તેને બીજી શી ઇચ્છા રહે? તેને ખાવા પીવાનું ભાન રહે નહીં; અને ભાન વગરનો થઇને (પ્રભુના) ગુણનું ગાન જ કર્યા કરે? પૂજા, નમસ્કાર ને પ્રદક્ષિણા તે તો કોણ કરે? (તેવું કંઈ કરેનહીં. પણ) નેત્રમાંથી આંસું વહ્યાં જાય અને હૃદયમાં ધીરજ ધરી શકે નહીં, તેમ જેની બુદ્ધિ સંસારવ્યવહારમાં કુશળ ગણાય નહીં, પણ તે દિવાના જેવો થઇને ફરતો ફરે અને ઇષ્ટને સંભારીને 'તુંહી તુંહી' એમ બોલ્યા કરે. સિદ્ધ કહે છે કે તે પ્રેમલક્ષણા ભક્તિ પ્રસિદ્ધ છે." (૨૬)

## पराभक्ति बर्नन—कवित.

नेननमें पूतरी ज्यों बारीमें ज्यों बुदबुदा, भिन्न भासे पुनि भिन्नभाव नहीं जानिये;
एसें दासभाव धरी, इष्ट संग मिलि रहे, भिन्न भासे तदपि अभिन्न पहिचानिये;
एक रंग एक रूप प्रकृति अनूप एक, नीरको द्दष्टांत क्षीर मिश्र उर आनिये;
अनुभोतें अर्चे नमे, अनुभोतें गुन गाय, सोई पराभक्ति परमात्मकी प्रमानिये. २७

"જેમ નેત્રમાં પૂતળી અને પાણીમાં પરપોટા, તે જૂદા જણાય, પણ તેમાં કાંઈ વાસ્તવિક જૂદાઈ જાણવી નહીં; તેમ જ દાસભાવ ધરીને ઇષ્ટની સાથે મળીને રહે, તે જૂદો દેખાય પણ એક રૂપ જ સમજવો. એક રંગ, એક રૂપ અને સુંદર એકજ સ્વભાવ. જેમ પાણીને દૂધ મળેલાં હોય, તે દૃષ્ટાંત મનમાં લાવવું. અનુભવથી પૂજે, અનુભવથી નમસ્કાર કરે ને અનુભવથી ગુણ ગાય, તે પરમાત્માની 'પરાભક્તિ' છે એમ પ્રમાણથી જાણવું." (૨૭)

दोहा—उत्तम मध्यम अधम यों, भक्ति कही तिहु भात;
यह बिधि भक्ति योगसें, प्रानि परमपद पात. ॥ २८ ॥
जोगी जन हठजोगसें, ललित परमपद लेत;
सो अब में तुमकुं कहुं, सुनहू होई सचेत. ॥ २९ ॥

"એ રીતે ઉત્તમ, મધ્યમ અને અધમ, ત્રણ પ્રકારની ભક્તિ કહી. એ પ્રકારે ભક્તિના યોગથી પ્રાણી પરમપદ (મોક્ષને) પામે છે. (૨૮) હવે યોગીજન હઠયોગથી સુંદર પરમપદને પામે છે, તે હું તમને કહું છું. તે સાવધાન થઇને સાંભળો. (૨૯)

गाहा—मित्र पूर्वभव कथनं, भक्ति भेद पुनि त्रिधा कथित सिद्धं;
सप्तसितर अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ ३० ॥

એ રીતે પ્રભાનાથ સિદ્ધે સાતે મિત્રોના પૂર્વભવ કહ્યા તથા ત્રણ પ્રકારની ભક્તિ કહી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ સત્યોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૩૦)

इतिश्री प्रबीनसागरे मित्र पूर्वभव कथनं तथा भक्तिभेद बर्ननं नामनी "रसपूर्णा" टीकानो सप्तसप्ततितमस्तरंगः ॥ ७७ ॥

# લહેર ૭૮ મી.

## અષ્ટાંગ યોગ વર્ણન.

**दोहा**—भक्ति भेद कहे सिद्ध सब, सो सुनि मन मुद पाई;
सागर स्तुति किय सिद्धकी, स्नेह सहित सिर नाई. ॥ १ ॥

સિદ્ધે ભકિત યોગના ભેદ કહ્યા, તે સાંભળીને મનમાં આનંદ પામીને સાગરે સ્નેહ સહિત મસ્તક નમાવીને સિદ્ધની સ્તુતિ કરી. (૧)

### सिद्धकी स्तुतिको.

**कवित**—भक्ति भेदके प्रकार, सिद्धने किये उचार,
सातों मित्र श्रोन धार, सब सुनि लियोहे;
अब अष्टयोग अंग, सुनन बढ्यो उमंग,
रुदयको प्रेमरंग, रंजित सु कियोहे;
सिद्धपें जनाइ स्नेह, फेर कही बानी यह,
ग्यानको पियूष सोउ, आज हमें पियोहे;
अहो! सिद्ध महाराज! उत्तम दे ग्यान आज,
गरीबनिवाज! नरदेह फळ दियोहे! ॥ २ ॥

સિદ્ધે ભક્તિ ભેદના પ્રકારનો ઉચ્ચાર કર્યો, તે સાતે મિત્રોએ કાન ધરીને બધું સાંભળી લીધું. હવે અષ્ટાંગયોગ સાંભળવાની ઉત્કંઠા વધી. તેણે હૃદયને પ્રેમના રંગથી રંજન કરી મૂક્યાં, ત્યારે સિદ્ધ પ્રત્યે સ્નેહ જણાવીને ફરીથી એવી વાણી કહી કે, "અમે આજે જ જ્ઞાનનું અમૃત પીધું. હે સિદ્ધ મહારાજ! આજ તમે ઉત્તમ જ્ઞાન દઈને, હે ગરીબનિવાજ! આ અમારા નર દેહનું ફળ અમને આપ્યું છે!"(૨)

## सद्गुरुकी दुर्लभता विषे.

कवित–मिले मात तात भ्रात, मिले पुनि सुख सात,
मिले सात धात ओर, उत्तम आगारहे;
दुर्लभमें दुर्लभ, मिलाप गुरुदेवहुको,
सद्गुरु दया सिंधु, ग्यानके दातारहे;
गुरु बिन ग्यान कोन, पावत या पृथवीमें?
गुरु बिन ग्यान हीन, सकल संसारहे;
सदगुरु बिना कोन, संसय मिटावे ओर?
सदगुरु मिले ताको, भाग्यहि अपारहे! ॥ ३ ॥

મા, બાપ, ભાઈ મળે, અને સાતે સુખ પણ મળે, સાત ધાતુઓ તથા ઉત્તમ ઘર મળે, પણ ગુરુદેવનો મેળાપ તો દુર્લભમાં દુર્લભ છે. સદ્ગુરુ દયાના સમુદ્ર અને જ્ઞાનના આપનારા છે. આ પૃથ્વીમાં ગુરુ વિના જ્ઞાન કોણ પામે? બધો સંસાર ગુરુ વિના અજ્ઞાની રહે છે. સદ્ગુરુ વિના બીજો કોણ સંશય મટાડે? જેને સદ્ગુરુ મળે, તેનાં અપાર સદ્ભાગ્ય છે. (૩)

दोहा–भेद भक्तिके तुम कहे, सो हम सुने सप्रीत;
जुक्ति कहो अब जोगकी, सुनन चहत हम चित्त ॥ ४ ॥
सिद्ध कहे सागर! सुनो, जो तुम चाहत चित्त;
जुक्ति कहुं अब जोगकी, धरि परिपूरन प्रीत. ॥ ५ ॥
भेद सुनो हठयोगके, यहे योग अष्टांग;
साधत हे सो जोगिजन, सोई सुनाउं सांग. ॥ ६ ॥

તમે ભક્તિના ભેદ કહ્યા, તે અમે પ્રીતિ સહિત સાંભળ્યા, હવે જોગની જુક્તિ કહો, કેમકે તે સાંભળવાને અમે મનમાં ચાહિયે છિયે. (૪) સિદ્ધે કહ્યું કે, "હે સાગર! સાંભળો. જો તમે મનમાં ચાહો છો, તો હું સંપૂર્ણ પ્રીત રાખીને હવે જોગની જુક્તિ કહું છું." (૫) હઠ યોગના ભેદ સાંભળોઃ તે યોગનાં આઠ અંગ છે, તે યોગી લોકો સાધે છે. તે અંગ સહિત સંભળાવું છું. (૬)

## अष्ट योग नामानि.

हरिगीत–यमं नियमं आसंन ओर प्रानायाम प्रत्याहार हे,
धारनां ध्यानं समाधि सो यह अष्ट योग प्रकार हे;

कहुँ प्रथम तिनमें यम नियम अरु आसनं मुनि ज्यों करे,
मित मित कहेसें ज्यों जथारथ, भेद अंतर उत्तरे. ॥ ७ ॥

(૧) યમ, (૨) નિયમ, (૩) આસન, (૪) પ્રાણાયામ, (૫) પ્રત્યાહાર, (૬) ધારણા, (૭) ધ્યાન (૮) અને સમાધિ, એવા જોગના આઠ પ્રકાર છે. તેમાં પ્રથમ યમ, નિયમ અને આસન મુનિઓ જેમ કરે છે, તે કહું છું. કેમકે થોડું થોડું કહેવાથી, એવી રીતે જથારથ ભેદ તમારા અંતરમાં ઉતરે. (૭)

### दशविधि यम कथन अर्द्ध.

हरिगीत—कहिये अहिंसा सत्य पुनि, अस्तेय अरु ब्रह्मचर्य हे;
धृति क्षमा ओर दया रु आर्जव, मिताहार रु शौचं हे. ॥ ८ ॥

(૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય, (૪) બ્રહ્મચર્ય, (૫) ધૃતિ, (૬) ક્ષમા, (૭) દયા, (૮) આર્જવ, (૯) મિતાહાર અને (૧૦) શૌચ, એ ૧૦ પ્રકારના યમ કહેવાય છે. (૮)

### अहिंसा-सत्य-अस्तेय लच्छन.

दोहा—मनसें तनसें बचनसें, करे न कहुकी घात;
यही "अहिंसा" धर्म हे, कहत वेद साक्षात. ॥ ९ ॥
असत्य कहे न जीभसें, करे न असत्य कर्म;
दो प्रकारसें जानियें, यहे "सत्य"को धर्म. ॥ १० ॥
तनसें मनसें काहुकी, चोरि न करनी चाहि;
दो प्रकार "अस्तेय"के, जानत मुनिजन माहि. ॥ ११ ॥

મનથી, તનથી કે વચનથી કોઈની ઘાત ન કરે, એ અહિંસા [illegible], એમ સાક્ષાત્ વેદ કહે છે. (૯) જીભથી જૂઠું બોલે નહીં અને જૂઠું [illegible] કરે નહીં, એ રીતે બે પ્રકારનો સત્ય ધર્મ છે, [illegible] (૧૦) [illegible] કે મનથી ચાહીને કોઈની ચોરી કરવી નહીં, [illegible] ધર્મ છે, જેને મુનિજનો જાણે છે. (૧૧)

### ब्रह्मचर्य [illegible].

चरनाकुल छंद—समेरन श्रवन रु [illegible],
हास्य रती [illegible] नहि [illegible]

(૧) સ્ત્રીને સંભારવી, (૨) સ્ત્રીની વાત સાંભળવી, (૩) સ્ત્રીને નીરખવી, (૪) સ્ત્રીની સાથે બોલવું, (૫) સ્ત્રીને છાની વાત કહાવવી, (૬) તેના સાથે હસવું, (૭) સંભોગ કરવો અને (૮) સ્ત્રીનો સ્પર્શ કરવો; એ આઠ પ્રકારનું મૈથુન કહેવાય છે. તેને તજવાં, તે **બ્રહ્મચર્ય** કહેવાય. (૧૨)

## धृतिलच्छन.

दोहा—सुख दुखमें आपत्तिमें, डरे न कहुसें जेहि;
धीरज सर्व समय धरे, धर्म "धृती"को एहि. ॥ १३ ॥

સુખમાં, દુઃખમાં કે આપત કાળમાં જે કોઇનાથી બ્હીએ નહીં અને સર્વ વખતે ધીરજ રાખે તે **ધૃતિ**નો ધર્મ છે. (૧૩)

## क्षमालच्छन.

चरनाकुल छंद—ताडन करें देहिं गारी, को निंदा करिहे नरनारी;
सो सब सहन करी जो रहिये, ताको नाम "क्षमा"शुभ कहिये. १४

કોઈ માર મારે કે કોઈ ગાળ દે, કોઈ સ્ત્રી કે પુરુષ નિંદા કરે, તે બધું સહન કરીને રહિયે, તેનું નામ **ક્ષમા** છે ને તેને શુભ કહિયે. (૧૪)

## दयालच्छन.

दोहा—सब प्रानीको हित चहे, मन क्रम वचनहि जोय;
वैर करे नहि काहुसें, "दया" कहत मुनि सोय. ॥ १५ ॥

મનથી, ક્રિયાથી અને વચનથી જે સર્વે પ્રાણીઓનું ભલું ચહાય અને કોઇની સાથે વૈર રાખે નહીં, તેનું નામ મુનિજનો **દયા** કહે છે. (૧૫)

## आर्जव—मिताहार—शौच लच्छन.

चरनाकुल छंद—निज अंतर कोमलता धारे, मुखसें कोमल वचन उचारे;
सबपें कोमल दृष्टि राखे, "आर्जव" नाम ताहि मुनि भाखे.॥ १६॥

પોતાના અંતઃકરણમાં કોમળતા રાખે અને મોઢે કોમળ વચન બોલે, તેમ સૌના ઉપર કોમળ નજર રાખે, તેનું નામ મુનિઓ આર્જવ કહે છે. (૧૬)

सात्विक अन्न सु भोजन करही, तिक्त मिष्ट स्वाद न अनुसरही;
कछुक न्यून भोजन कृत रहही, "मिताहार" ताकों मुनि कहही. ॥ १७॥

તીખા ને મીઠા સ્વાદ ન ચહાતાં, (સત્વગુણી) સાદું અન્ન જમે અને કાંઈક ઓછું ભોજન કરતો રહે, તેને મુનિઓ **મિતાહાર** કહે છે. (૧૭)

मृतिका जलसें तन सुध करिहैं, ज्ञानहुसें अंतर मल हरि हैं;
रागादिक तजि शुचि मन राखे, "शौचाचार" ताहि मुनि माखे. ॥१८॥

મૃત્તિકા અને પાણીથી શરીરને શુદ્ધ કરે અને જ્ઞાનથી અંતઃકરણનો મેલ કાઢે તથા રાગ દ્વેષાદિ તજીને મન પવિત્ર રાખે, તેને મુનિઓ **શૌચાચાર** કહે છે. (૧૮)

## दशविधि नियम बर्नन–चरनाकुल छंद.

तप¹ संतोष² रु आस्तिक्य³ लीजे, दान⁴ रु पूजन⁵ कथा⁶ सुनीजे;
लज्जा⁷ जाप⁸ रु मौन⁹ रहावे, होम¹⁰ सहित दश नियम कहावे. ॥ १९ ॥

(૧) તપ, (૨) સંતોષ, (૩) આસ્તિક્ય, (૪) દાન, (૫) પૂજન, (૬) કથાશ્રવણ (૭) લજ્જા, (૮) જાપ, (૯) મૌન, અને (૧૦) હોમ, એ રીતે દશ પ્રકારના નિયમ કહ્યા છે. (૧૯)

### तप लच्छन.

शब्द रु स्पर्श रूप रस गंधा, पंच विषय इंद्रिय संबंधा;
सब विधि त्याग करे जब याको, "तप" अस नाम कहावत ताको. ॥२०॥

શબ્દ, સ્પર્ષ, રૂપ, રસ ને ગંધ, એ પાંચ વિષયોને ઇંદ્રિયો સાથે સંબંધ છે. તે વિષયનો સર્વ પ્રકારે ત્યાગ કરે તેનું નામ **તપ** છે. (૨૦)

### संतोषलच्छन.

दोहा–मिलही तन प्रारब्ध सम, तातें धरे ज्यु तोष;
करे न मनसें कल्पना, सो कहिये "संतोष." ॥ २१ ॥

શરીરના ભાગ્ય પ્રમાણે જે મળી આવે, તેથી સંતોષ રાખે અને મનમાં સંકલ્પ વિકલ્પ ન કરે, તે **સંતોષ** કહિયે. (૨૧)

### आस्तिक्य लच्छन.

चरनाकुल छंद–शास्त्र रु वेद पुरान उचारे, तामें द्रढ विश्वासहि धारे;
तजे कुतर्क भजे नित ईशा, "आस्तिक्य" ताकों कहे मुनीशा. ॥२२॥

શાસ્ત્ર, વેદ ને પુરાણ જે કહે તેમાં દૃઢ વિશ્વાસ રાખે અને કુતર્ક તજીને નિત્ય પરમેશ્વરને ભજે, તેને મુનીશ્વરો **આસ્તિક્ય** કહે છે. (૨૨)

एडीपर वाम कर सुलट धारिकें तापें, दच्छन सुलट कर करि युक्ति जानिये;
अचल उरध द्दष्टि भ्रूके मध्य धारि रहे, इंद्रिय संयम करे"सिद्धासन"जानियें.।३२।

"ડાબા પગની પેની ગુદા આગળ ઠેરાવીને તે પેની ઉપર ઇંદ્રિ રહે, એવી રીતે લાવવી; તે ઇંદ્રિ ઉપર જમણા પગની પેની મુકીને બીજું બધું શરીર પાંશરું રાખવું; જમણા પગની પેની ઉપર ડાબો હાથ સવળો મૂકીને તેના ઉપર જમણો હાથ સવળો મૂકવાની યુક્તિ જાણવી. પછી ચળે નહી એવી ઉંચી નજર ભમરો વચ્ચે રાખવી અને ઇંદ્રિયોને નિયમમાં રાખવી, તે **સિદ્ધાસન** જાણવું. (૩૨)

### पद्मासन लच्छन–कवित.

दच्छन उरुके पर, वाम पाव आवतहे, वामहि उरुपें पाव दच्छिन सु आतहे;
दोउ कर पीठपें फिराइ तासें पावहूके, दच्छन रु वाम दोउ अंगुष्ट ग्रहातहें;
चिबुककों वक्ष पर धारिकें दो नेन खुल्ले, द्दष्टि वाकी नासा अग्रहुपे ठहरातहे;
सब व्याधि हरे एसो जोगीजन साधतहे, आसनको नाम"पदमासन"प्रख्यातहे.३३

જમણા સાથળ ઉપર ડાબો પગ આવે છે; પછી ડાબા સાથળ ઉપર એ જ રીતે જમણો પગ આવે છે; પછી બે હાથ વાંસા તરફ ફેરવીને તેથી જમણાને ડાબા પગના અંગુઠા પકડાય છે; ડાઢીને છાતી ઉપર રાખીને બે આંખો ઉઘાડીને નાકની ડાંડી ઉપર તેની નજર ઠરાવે છે–સર્વ રોગને હરે એવું જોગી લોકો જે આસન સાધે છે, તે આસનનું નામ **પદ્માસન** પ્રખ્યાત છે." (૩૩)

**दोहा**–यौं यम नियम कहे हमें, कहि आसन बिधि ओर;
मनन करहु मनमें यहे, कहिहों शेष बहोर. ॥ ३४ ॥

એ રીતે અમે યમ ને નિયમ કહ્યા. વળી આસનની રીત કહી, તેનું મનમાં મનન કરો. બાકીનું હવે પછીથી કહીશ. (૩૪)

**गाहा**–यम नियमासन भेदं, सिद्ध सुनाये तीनहु सागरकुं;
अठ सप्तति अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ ३५ ॥

સિદ્ધે યમ, નિયમ ને આસન એ ત્રણે બાબત સાગરને સંભળાવી તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ અઠોતેરમી લહેર સંપૂર્ણ થઈ. (૩૫)

इतिश्री प्रबीनसागरे यम नियमासन भेद नामनी अठोतेरमी लहेरनी
"रसपूर्णा" टीकानो अष्टसप्ततितमस्तरंगः ॥ ७८ ॥

—✻✻✻✻✻✻✻✻✻—

# લહેર ૭૯ મી.

## પ્રાણાયામાદિ યોગાંગ.

### अथ प्रानायामादी शेष अंग कथन प्रसंगो यथा.

**सिद्धोक्त दोहा**—प्रानायामादिक कहों, शेष योगके अंग;
सिद्ध कहे सागर सुनो, मनमें धरी उमंग. ॥ १ ॥

સિદ્ધ કહે છે કે, "પ્રાણાયામ આદિક જોગનાં બાકીનાં અંગ કહું છું, તે મનમાં ઉમંગ ધરીને, હે સાગર! તમે સાંભળો. (૧)

### प्रानायाम लच्छन.

प्रानायाम किये हुसें, नाडी चक्र ठरात;
पूरक कुंभक रेचकहि, करिके पाप बिलात. ॥ २ ॥

"પ્રાણાયામ કરવાથી શરીરની નાડી ને ચક્ર સ્થિર થાય છે; માટે પૂરક, કુંભક ને રેચક કરીને જોગીઓ પાપનો નાશ કરે છે. (૨)

### नाडी कथन.

नाडी बौत प्रकारकी, वामें दश प्रख्यात;
इडा, पिंगला, शुशुमणा, यह त्रय सार कहात. ॥ ३ ॥

"નાડિયો ઘણા પ્રકારની છે, તેમાં દશ પ્રખ્યાત છે. પણ ઇડા, પિંગળા ને શુષુમણા એ ત્રણ સર્વોપરિ કહેવાય છે. (૩)

### त्रय नाडी भेद कथन.

**कवित**—वाम नासा इडा नाडी, ईंदुहे अधीश ताको,
पिंगला दच्छिन नासा, देव रवि ताहिको;
मध्य वहे शुशुमणा, ताको पति पावकहे,
जानहु प्रताप सब, काजहींमें जाहिको;
प्रानायाम प्रभावतें, इडा पिंगला दो थके,
तब वेग उलट चले, शुशुमणाहिको;

शरीरमें सुख होत, दुःख जात दूर सब,
एसोंही प्रभावसु, बदत बेद वाहिको. ॥ ४ ॥

"ડાબી તરફના નાકમાં ઇડા નાડી વહે છે, તેનો અધિપતિ ચંદ્રમા છે અને જમણી તરફના નાકમાં પિંગળા નાડી વહે છે, તેનો અધિપતિ સૂર્ય છે. તે બન્નેની વચમાં શુષુમણા નાડી વહે છે, તેનો અધિપતિ અગ્નિ છે. સર્વ ક્રિયામાં તેનો પ્રતાપ છે, એમ જાણવું. પ્રાણાયામના પ્રભાવથી ઇડા ને પિંગળા એ બે નાડિયો જ્યારે થકે, અર્થાત્ બંધ થાય, ત્યારે શુષુમણા નાડિનો વેગ ઉલટો ચાલે છે-અર્થાત્ ઉંચો ચાલે છે. તે નાડીનો પ્રતાપ, વેદ એવો સારો કહે છે કે, તેથી શરીરમાં સુખ થાય અને બધું દુઃખ દૂર જાય છે. (૪)

## दश वायु बर्नन.

छप्पय—'प्रान' हृदयमें रहे, गुदास्थल 'अपान' रहहीं;
'व्यान' सबहि तन व्याप, नाभि थल 'समान' कहहीं;
कंठहि रहे 'उदान,' 'नाग' उदगार करतहे;
'कूर्म' उघारे पलक, 'क्रकल' सो छुधा घरतहे;
पुनि 'देवदत्त' जंभृन करे, यों मुनिजन सब गातहे;
फिर होत 'धनंजय' बात जब, पंच प्रान मरजातहे. ॥ ५ ॥

"(૧) **પ્રાણ**વાયુ હૃદયમાં રહે છે અને (૨) **અપાન**વાયુ ગુદાને ઠેકાણે રહે છે, (૩) **વ્યાન**વાયુ આખા શરીમાં વ્યાપી રહે છે, (૪) **સમાન**વાયુ નાભિને ઠેકાણે રહે છે, (૫) **ઉદાન**વાયુ કંઠમાં રહે છે, (૬) **નાગ** નામનો વાયુ ઓડકાર કરે છે, (૭) **કૂર્મ**વાયુ આંખની પાંપણો ઉઘાડે છે, (૮) **કુકલ**વાયુ ક્ષુધા ઉપજાવે છે, (૯) **દેવદત્ત**વાયુ બગાસાં ખવરાવે છે; એ રીતે સર્વે મુનિજનો કહે છે. અને જ્યારે (૧૦) **ધનંજય** નામનો વાયુ ઉપજે છે, ત્યારે એકથી પાંચમા નંબર સૂધીના વાયુ (પ્રાણ) મરી જાય છે, અર્થાત્ પ્રાણીઓ મરણ પામે છે. (૫)

## षट चक्र अनुक्रम.

छंद चरनाकुल—प्रथम चक्र "आधार" कहावे, मूलद्वारमही सु रहावे;
मुनि जन कहत चारि दल ताके, 'वशषस' चारहि अच्छर जाके.
दुसरा चक्रहि "स्वाधिठाना;" ताको गुह्येंद्रिय हे स्थाना;
षट दलमें षट बरन रहावे, 'बभमयरल' उच्चार कहावे.

"मनिपूरक" तिसरेको नामा, नाभीस्थलहे इनको धामा;
दश दलके दश अच्छर जानो, 'डढणत, थदधन, पफ' प्रमानो.
"अनहद" चक्र हृदयके मांही, द्वादश दल अच्छर पुनि वांही;
कादिक ठांत सु बार गनीजे, सो चतुर्थ चक्रहि गनि लीजे.
पंचम "बिशुद्ध" चक्र कहावे, कंठस्थलमें सोइ रहावे;
शोडष दलमें शोडष अंका, अकार आदिक स्वरहि निशंका.
भ्रूमें "आज्ञा" चक्र कहीजे, द्वै दल अच्छर द्वै सुनि लीजे;
'हंसः' अस उच्चार कहावे, यौं षट्चक्र मुनीश्वर गावे.
यह षट्चक्र भेदि जब जावे, तबहि शुशुमणा मांहि समावे;
प्रानायाम सधे जन जबही, करे शुशुमणामें गति तबही.।६।

"પહેલું **આધાર** ચક્ર કહેવાય છે. તે ગુદામાં રહે છે. તેને ચાર પાંખડિયો છે એમ મુનિજન કહે છે. તેમાં ધારવાના "વ શ ષ સ" એ ચાર અક્ષર છે. બીજું **સ્વાધિષ્ઠાન** નામનું ચક્ર છે. તેનું ગુહ્યેદ્રિય સ્થાન છે. ત્યાં ૭ પાંખડીમાં ૭ અક્ષર રહે છે, તેનો ઉચ્ચાર 'બ ભ મ ય ર લ' કહેવાય છે. ત્રીજા ચક્રનું નામ **મણિપૂરક** છે. તેનું ઠેકાણું નાભિસ્થળ છે. તેની દશ પાંખડિયોના દશ અક્ષર 'ડઢણતથદધનપફ' જાણો. ચોથું **અનહદ** ચક્ર હૃદયમાં છે. ત્યાં પણ બાર પાંખડિયોમાં બાર અક્ષર છે, તે 'ક'થી 'ઠ' સૂધીના બાર ગણિયે. પાંચમું **વિશુદ્ધ** ચક્ર કહેવાય છે. તે કંઠસ્થળમાં રહે છે. તેની સોળ પાંખડિયોમાં સોળ અક્ષર તે અકાર આદિક સોળે સ્વર નિશ્ચય છે. છઠ્ઠું **આજ્ઞા** ચક્ર બે ભમરો વચ્ચે છે. તેની બે પાંખડિયોના બે અક્ષર સાંભળી લ્યો. તેનો 'હ સઃ' એવો ઉચ્ચાર કહેવાય છે. એ રીતે ૭ ચક્ર મુનીશ્વરો કહે છે, તે ૭ ચક્ર ભેદીને જ્યારે જાય, ત્યારે શુષુમણા નાડીમાં 'પ્રાણ' સમાઈ જાય. જ્યારે માણસ પ્રાણાયામનું સાધન કરે છે, ત્યારે શુષુમણામાં ગતિ કરે છે. (૬)

### प्रानायामकी क्रिया.

दोहा—शोडष प्रनवहि मन जपे, पुरे इडासें प्रान;
चोसठ जापत प्रनवलों, कुंभक करे निदान. ॥ ७ ॥
पुनि बत्तीसहि जापलों, रेचक करही श्वासु;
पुनि फिर करे विलोम अस, प्रानायाम क्रियासु. ॥ ८ ॥

चार बार ऐसें करे, धरि अंतर दृढ टेक;
सिद्ध कहे तब होतहे, प्रानायामहि एक. ॥ ९ ॥
ऐसें प्रानायामको, अधिक करे अभ्यास;
प्रान रोध करिकें तबे, पावत ज्ञान प्रकाश. ॥ १० ॥

"તે એવી રીતે કે, મનમાં સોળવાર ૐકાર જપે અને ઇડા નાડીમાં શ્વાસ ભરે, પછી ચોસઠવાર ૐકાર જપે, ત્યાં સૂધી કુંભક કરે, અર્થાત્ ઉંચો શ્વાસ રાખે. (૭) પછી બત્રીશવાર ૐકાર જપે, એટલામાં શ્વાસને રેચક કરે; અર્થાત્ પિંગળા નાડી વડે ઉતારે; વળી તેને ઉલટી રીતે કરે, એટલે પ્રાણાયામની ક્રિયા પ્રમાણે જમણે નાકે ચડાવીને ઉંચો રાખીને ડાબે નાકે ઉતારે. (૮) અંતઃકરણમાં દૃઢ ટેક રાખીને જ્યારે ચાર વાર એ પ્રમાણે કરે, ત્યારે સિદ્ધ કહે છે કે, એક **પ્રાણાયામ** થાય છે. (૯) એવા પ્રાણાયામનો ઘણો અભ્યાસ કરે, ત્યારે પ્રાણનો રોધ કરીને જ્ઞાનનો પ્રકાશ પામે. (૧૦)

## कुंभक अष्ट नामानि.

चरनाकुल छंद—सूरजभेदन अरु उज्जाई, शीतकार शीतली सुहाई;
पुनि भद्रिका भ्रामरी जानो, मुर्छा पुनि केवला प्रमानो. ।११।

"(૧) સૂર્યભેદન, (૨) ઉજ્જાઈ, (૩) સીતકાર, (૪) સીતલી, (૫) ભદ્રિકા, (૬) ભ્રામરી, (૭) મૂર્છા, (૮) કેવળા, એ રીતે કુંભકના આઠ ભેદ છે. ૧૧

## दश महामुद्रा कथन.

छंद हरिगीत—है महाबंधक, महाबेधक, खेचरी उड्यान हे,
अरु मूलबंधक नामहे, जालंधरी पुनि जानहे,
बिपरीतकरनी हे अरु, वज्रोलि चालनशक्ति हे,
शशिकला सो दशमी कही, महामुद्रिकाकी व्यक्तिहे. ॥ १२ ॥

"(૧) મહાબંધક, (૨) મહાવેધક, (૩) ખેચરી, (૪) ઉડ્યાન, (૫) મૂળબંધક, (૬) જાલંધરી, (૭) વિપરીતકરણી, (૮) વજ્રોળી, (૯) ચાલનશક્તિ, (૧૦) અને શશિકળા, એ રીતે દશ મહામુદ્રાનો વિવેક છે. (૧૨)

## प्रत्याहार कथन.

दोहा—शब्द स्पर्ष रु रूप रस, गंधहिसें जिहिवार;
इंद्रिय संकोचन करे, हे सो "प्रत्याहार." ॥ १३ ॥

"શબ્દ, સ્પર્શ રૂપ, રસ ને ગંધ, એ પાંચ વિષયોથી ઇંદ્રિયોનો સંકોચ જ્યારે કરે, ત્યારે તે **પ્રત્યાહાર** કહેવાય છે." (૧૩)

## पंच तत्वकी धारना, तत्र प्रथम पृथ्वी तत्वकी धारना.

**छंद चरनाकुल**—हे यह चतुष्कोन आकारा, विधि दैवत अरु बीज लकारा;
पीत बर्न पुनि हृदय स्थानं, घटिका पंच तिहां धरि प्रानं;
चित्त स्थंभन करे तहांही, भूमिधारना जय प्रदाही. १४

"પૃથ્વીની ધારણા ચોખૂણુ આકારે છે, તેનો અધિષ્ઠાતા બ્રહ્મા છે અને લકાર બીજ છે. તેનો રંગ પીળો, અને હૃદય તેનું સ્થાન છે. ત્યાં પાંચ ઘડી સુધી પ્રાણવાયુ રાખે ને ત્યાં મનને ઠરાવી રાખે, તો પૃથ્વીની ધારણા જય આપનારી છે." (૧૪

## जल तत्वकी धारना.

**छंद हरिगीत**—शशि अर्ध आकारहे, बंबीज कंठ स्थानहे,
ऋषिकेश दैवत, स्वेत बर्नहि, पारदंहि समानहे;
वा पंच घटिका चित्तधारी, प्रान पुनि ठहरतहे,
महा विष तनुं व्यापे नहीं, जलधारना सु कहातहे. ॥ १५ ॥

"જળ ધારણા અર્ધચંદ્રને આકારે છે, 'વં' બીજને કંઠસ્થાન છે, તેના વિષ્ણુ દેવ અને પારા જેવો શ્વેત વર્ણ છે. ત્યાં પાંચ ઘડી સુધી મન રાખીને પ્રાણ લાવીને) ઠરાવે છે. તે ધારણાથી શરીરમાં મહા ઝેર વ્યાપી શકે નહીં." (૧૫)

## तेज तत्वकी धारना.

**छंद चरनाकुल**—तालू ठोर त्रिकोनाकारं, दैवत रुद्र रु बीज रकारं;
पद्मराग सम रक्तहि बर्नं, वहां पंच घटिका चित धरनं;
प्रान रोधि ईश्वर उर धारे, तेजधारना दव भय टारे. ११६।

"અગ્નિતત્વની ધારણાનું તાળુ સ્થાનક ને ત્રિકોણાકાર છે, દેવ રુદ્ર ને બીજ રકારક છે, પદ્મરાગ મણિના જેવો રાતોવર્ણ છે. ત્યાં પાંચ ઘડી મન રાખવું. ત્યાં પ્રાણ રુંધીને ઈશ્વરનું ધ્યાન કરે, તો તે ધારણા અગ્નિના ભયને દૂર કરનારી છે. (૧૬)

## वायु तत्वकी धारना.

**छंद हरिगीत**—भ्रूमध्यमें षट कोनहे, यंबीज मेघाभासहे,
खेचरीसिद्धि देतसो, ईश्वरहि दैवत तासेहे;

त्यां पंच घटिका प्रान रोधी, चित्त पुनि ठहरात हे,
कहे सिद्ध सागर! सुनहु, वायूधारना सु कहातहे. ॥ १७ ॥

"વાયુતત્ત્વની ધારણા ભમરા વચ્ચે ૭ ખૂણાને આકારે છે, તેનું યકાર બીજ ને વર્ષાદના જેવો વર્ણ છે. તે આકાશમાં ગતિ કરવાની સિદ્ધિ આપે છે. તેનો દેવ ઈશ્વર છે. ત્યાં પાંચઘડી સુધી પ્રાણ રોધીને મન ઠરાવે છે. સિદ્ધ કહે છે કે, હે સાગર! તે વાયુધારણા કહેવાય છે. (૧૭)

## आकाश तत्वकी धारना.

छंद चरनाकुल—ब्रह्मरंध्र वरतुळ आकारं, देव सदाशिव बीज हकारं;
शुक्ल बर्न महामुक्तिदाता, घटिका पंच धरे चित ज्ञाता.
प्रान रोधिकें वहां रहावे, गगनधारना सोइ कहावे. ॥१८॥

"આકાશ તત્ત્વની ધારણા માથા ઉપર છે, તેનો (તાળવાના છિદ્રમાં) ગોળ આકાર, દેવ સદાશિવ ને બીજ હકાર છે, શ્વેત વર્ણ છે અને તે મહામોક્ષ આપનારી છે. જ્ઞાની પુરુષો ત્યાં પાંચ ઘડી સુધી મન રાખીને વાયુને રોધે, તે આકાશ તત્વની ધારણા કહેવાય છે. (૧૮)

## पंच धारना नाम.

दोहा—स्तंभनि द्रावनि दाहनि, शोषनि भ्रामनि जेह;
पंचतत्वकी धारना, पंच कहावे तेह. ॥ १९ ॥

(૧) સ્તંભનિ, (૨) દ્રાવનિ, (૩) દાહની, (૪) શોષનિ, (૫) ભ્રામનિ તે ઉપર કહેલી પાંચતત્વની ધારણાનાં જૂદાં જૂદાં (અનુક્રમે) પાંચ નામ કહેવાય છે. (૧૯)

## ध्यान कथन.

छंद चरनाकुल—प्रथमहि ध्यान 'पदस्थ' कहावे, ध्यान 'पिंडस्थ' सुहावे;
यौं तिसरो 'रूपस्थ' कहीजे, 'रूपातीत' चतुर्थ लहीजे. २०

"પહેલું **પદસ્થ** ધ્યાન, બીજું **પિંડસ્થ** ધ્યાન, તેમ ત્રીજું **રૂપસ્થ** ધ્યાન કહેવાય છે અને ચોથું **રૂપાતીત** ધ્યાન સમજી લેવું. (૨૦)

## पदस्थ ध्यान कथन.

छंद हरिगीत—कुंभक करी उर मंत्र जपही, ध्यान हरपदको धरे,
निश्चल रखे मन ताहिपें, को त्रिधिहि टार्यो नां टरे;

यौं योगि साधन योगको करि, सिद्धि बडिको पातहे,
कहें सिद्ध सागर ! सुनहु, एहि "पदस्थ" ध्यान कहातहे. ॥२१॥

"કુંભક કરીને મનમાં મંત્ર જપે અને શિવના પગનું ધ્યાન ધરે અને તેના ઉપર એવું નિશ્ચળ મન રાખે કે કોઈ પ્રકારે ટાળ્યું ટળે નહીં, એવી રીતે જોગી જોગ સાધંના કરીને મોટી સિદ્ધિને પામે છે. સિદ્ધ કહે છે કે, હે સાગર! સાંભળો, તે **પદસ્થધ્યાન** કહેવાય છે. (૨૧)

## पिंडस्थ ध्यान कथन.

**दोहा**—शोधि चक्र षट पिंडकों, स्वच्छ करे धरि ग्यान;
ध्यान धरे प्रभु पिंडको, सो "पिंडस्थ" हि ध्यान. ॥ २२ ॥

"૭ ચક્ર શોધીને, જ્ઞાન ધરીને શરીરને સ્વચ્છ કરે, અને ઈશ્વરના શરીરનું ધ્યાન ધરે, તે **પિંડસ્થ** ધ્યાન કહેવાય છે. (૨૨)

## रूपस्थ ध्यान कथन.

**छंद भुजंगी**—शशी सूर्य तारे सबे तेज जाको, पुनी चंचला दीपमाला प्रभाको;
त्रिकूटीमहीं इष्टको रूप देखे, यही रीतसें 'रूप'को ध्यान लेखे. २३

"સૂર્ય, ચંદ્ર, તારા મંડળ અને વીજળી તથા દીપમાળાની કાંતિનું તે સર્વે તેજ, જે ઈશ્વરનું છે, તે ઈશ્વરનું રૂપ બે ભમરો વચ્ચે જુઓ. એ રીતે **રૂપસ્થ ધ્યાન** ગણાય છે. (૨૩)

## रूपातीत ध्यान कथन.

**कवित**—निराकार सुन्य रूप, ईश्वर स्वरूप धारी,
यामें दृढ निंज मनोवृतिकों लगातहे;
जैसें पंच्छी नभ उडी, जात सो दिखात नांहि,
पुनि सब ठोर यह, पंच्छीकों दिखातहे;
एसी गति योगीनकी, होत ब्रह्मरूपहिमें,
तब सो समाधीहुमें, लीन होइ जातहे;
ताकुं योगनिद्रा कहे, अखंडानंदमें रहे,
"रूपातीत" ध्यान यह, परम प्रख्यातहे. ॥ २४ ॥

"આકાર વગરનું શૂન્ય જેવું ઇશ્વરનું રૂપ ધારીને તેમાં પોતાના મનની વૃત્તિને દૃઢ લગાડે છે; જેમ પક્ષી આકાશમાં ઉડી જાય તે જણાતું નથી, પણ તે પક્ષીને તો બધાંય સ્થળ દેખાય છે. એ રીતે બ્રહ્મમાં યોગીની ગતિ થાય છે, ત્યારે તે સમાધિમાં લીન થઈ જાય છે. તેને યોગનિદ્રા કહે છે અને તે યોગી અખંડ આનંદમાં રહે છે. એ **રૂપાતીત** ધ્યાન પરમ પ્રખ્યાત છે. (૨૪)

## समाधीयोग कथन.

सवैया—नीरहिमें ज्युंहि नीर मिले अरु क्षीरहिमें ज्युंहि क्षीर मिलावे,
ज्युं घृतमें घृतही मिलिजात, रु सागरमें सरिता मिलिजावे;
लून सलीलहिमें मिल जात रु दीपक ज्वालहिमें लय पावे,
सिद्ध मिले चिद सागरमें, सुनु सागर! सोइ 'समाधि' कहावे. ॥२५॥

"જેમ પાણીમાં પાણી ને દુધમાં દુધ મળે, જેમ ઘીમાં ઘી મળી જાય ને સમુદ્રમાં નદીઓ મળી જાય, મીઠું પાણીમાં મળી જાય અને દીવો ઝાળમાં લીન થઈ જાય, તેમજ ચિદ્‌સાગરમાં સિદ્ધ મળી જાય. હે સાગર! સાંભળો, તે **સમાધિ** કહેવાય છે. (૨૫)

सवैया—वां नहि शिष्य गुरु बिगती न, उपास्य उपासक भेद रहावे,
मानव दानव देव अरू, नहि भूत पिशाच हुसें भय पावे;
राय रु रंककि शंक नहीं, नहि ग्यान अग्यान गुमान घरावे,
सिद्ध मिले चिद् सागरमें, सुनु सागर! सोइ समाधि कहावे. २६

"ત્યાં ગુરુ કે શિષ્યની વિગતી–ભેદ નથી અને ઉપાસના કરવા યોગ્ય ને ઉપાસના કરનારમાં ભેદ રહેતો નથી; માણસ, દૈત્યો કે દેવ અને ભૂત ને પિશાચથી પણ ભય પામે નહીં, રાજાની કે રંકની શંકા નહીં, ને જ્ઞાન, અજ્ઞાન-કે અભિમાન ધરાવતા નથી, તેમ જ ચિદ્‌સાગરમાં સિદ્ધ મળી જાય; હે સાગર! સાંભળો, તે **સમાધિ** કહેવાય છે. (૨૬)

सवैया—जागृत स्वप्न सुषुप्ति नहीं, नहि सुख न दुःख न भूखहि आवे,
बुद्धि मनो अहंकार नहीं, नहि इंद्रिय ओर अवेव रहावे;
पृथ्वि रु पानिय पावक पौन, न पुष्करके परमानुं सुहावे,
सिद्ध मिले चिद्सागरमें, सुनु सागर! सोइ "समाधि" कहावे. २७

"ત્યાં જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિ (સ્વપ્ન વિનાની ઉંઘ) નથી, સુખ દુ:ખ કે ભૂખ લાગતી નથી, બુદ્ધિ, મન અને અહંકાર નથી, તેમ ઇંદ્રિયો કે શરીરના બીજા આકાર કાંઈ રહેતા નથી; પૃથ્વી, પાણી, અગ્નિ અને પવન નથી; આકાશના પરમાણુ પણ રહેતા નથી, તેમ જ ચિદ્સાગરમાં સિદ્ધ મળી જાય; હે સાગર! સાંભળો, તે **સમાધિ** કહેવાય. (૨૭)

**सवैया**—तात रु मात रु भ्रात नहीं, भगिनी सुत दार नहीं दरशावे,
शत्रु नहीं अरु मित्र नहीं, नहि भ्रांतिहुसें कहु भांति भमावे;
एक अखंडित मंडित ब्रह्म, अपंडित पंडित भेद न पावे,
सिद्ध मिले चिद्सागरमें, सुनु सागर! सोइ "समाधि" कहावे. ॥२८॥

"બાપ, મા, ભાઈ નહીં, બે'ન, દીકરા કે સ્ત્રી પણ ત્યાં દેખાય નહીં, ત્યાં શત્રુ નથી, મિત્ર નથી ને કોઈ પ્રકારની ભ્રાંતિથી ત્યાં ભમાતા નથી; ત્યાં એક અખંડિત બ્રહ્મ શોભે છે; ત્યાં મૂર્ખનો કે પડિતનો કાંઈ ભેદ જણાતો નથી; તેમ જ ચિદ્સાગરમાં સિદ્ધ મળી જાય; હે સાગર! સાંભળો, તે **સમાધિ** કહેવાય." (૨૮)

**सवैया**—साधन शुद्ध सुनाइ दियो हम, यासें मिले जनकुं महामुक्ती,
आत्म मिले परमातममें ज्युं, जहां पहुची न शके मन उक्ती;
सो परमारथ स्वारथको पुनि, है ज्युं जथारथ नांहि अत्युक्ती,
जो सुखसागरकुं चहिहो चित, सागर! साधहु जोगकि जुक्ती. ॥२९॥

સિદ્ધ કહે છે કે, "માણસને જેથી મહા મુક્તિ મળે એવું શુદ્ધ સાધન મેં તમને સંભળાવી દીધું અને જ્યાં મન કે વાણી પહોંચી શકે નહીં એવા પરમાત્મામાં આત્મા મળી જાય, તે ખરા સ્વારથનો પરમ અર્થ છે અને જથાર્થ વાત છે, એમાં અતિશયોક્તિ નથી. મતલબ કે મેં કાંઈ વધારીને કહ્યું નથી. માટે હે સાગર! જો તમે સુખના સાગરને ચહાતા હો તો એ રીતે જોગની જુક્તિને સાધો." (૨૯)

**गाहा**—प्रानायामादिकही, समाधि लों सब बिधी कही सिद्धं;
इक उनाशि अभिधानं, पूर्न प्रविनसागरो लहरं. ॥३०॥

સિદ્ધે પ્રાણાયામથી સમાધિ સુધીની બધી રીત કહી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રન્થની આ અગનાએંશીમી લહેર સંપૂર્ણ થઈ. (૩૦)

इतिश्री प्रवीनसागरे प्रानायामादिक भेद कथन नामनी अगन्यांएसीमी लहेरनी 'रसपूर्णा' टीकानो एकोनाशीतितमस्तरंग: ॥ ७९ ॥

# લહેર ૮૦ મી.

## સંક્ષેપ સાંખ્યયોગ અને શિવરાત્રી અવધિ.

**दोहा**—जुक्ति कही हठजोगकी, पूरन धरिकें प्रीत;
सांख्ययोगको सार सुनु, राजजोगकी रीत. ॥ १ ॥
हे यह चोविस तत्वके, पिंड अरु ब्रह्मंड;
तातें भेद अनंत भये, आत्मा एक अखंड. ॥ २ ॥
नित्य अनित्यहि वस्तुकी, संख्याकों जब जान;
तब अनित्य मिथ्या गिने, पावे आत्मज्ञान. ॥ ३ ॥
'सांख्ययोग' ताकों कहे, ताको बहु विस्तार;
प्रथम शिवालयमें कह्यो, सोइ ग्यानको सार. ॥ ४ ॥
प्रपंच पंचीकरनको, समजै जब सिद्धांत;
तबही आत्म स्वरूप व्हे, सब विधि पावे शांत. ॥ ५ ॥

સિદ્ધ કહે છે કે, "હઠયોગની યુક્તિ મેં પૂર્ણ પ્રીત ધરીને કહી. હવે રાજયોગની રીતનો સાંખ્યયોગનો સાર કહું છું તે સાંભળો. (૧) આ પિંડ ને બ્રહ્માંડ ચોવીશ તત્ત્વનાં છે, તેથી એક અખંડ આત્માના અનેક ભેદ થયા છે. (૨) માટે નિત્ય એટલે અવિનાશી વસ્તુ અને અનિત્ય એટલે નાશવંત વસ્તુઓની ગણત્રીને જ્યારે જાણે, ત્યારે અનિત્ય વસ્તુઓને અસત્ય ગણે અને આત્મજ્ઞાન પામે, (૩) તેનું નામ **સાંખ્યયોગ** કહેવાય છે. તેનો વિસ્તાર ઘણો છે. તે જ્ઞાનનો સારાંશ પ્રથમ મેં તમને શિવાલયમાં કહ્યો છે. (૪) પાંચભૂતનો બનેલો આ સંસાર છે, તેનો સિદ્ધાંત જ્યારે સમજે ત્યારે આત્મારૂપે થઇને સર્વ પ્રકારે શાંતિ પામે." (૫)

**छपय**—सब व्यापक इक ब्रह्म, ओर सब असत्य भासे;
जन्म मरन सुख दुःख, सबहि जाने सुपनासे;
इन्द्रिय अरु मन बुद्धि, ओर जागृत अरु सुपना;
सुषुप्ति तूर्या पार, ब्रह्म सो आत्मा अपना;
वह स्थिति ध्यानहूसें मिले, सोइ परमपद जानहू;
उत्तम पद इनसें ओर नहि, सागर सत्य प्रमानहू. ॥ ६ ॥

"સર્વ વ્યાપક એક બ્રહ્મ સત્ય છે અને બીજું બધું અસત્ય જણાય ત્યારે જન્મ, મરણ, સુખ અને દુઃખ એ બધું સ્વપ્ન જેવું જાણે. ઇંદ્રિયો, મન, બુદ્ધિ; જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ (સ્વપ્ન વિનાની ઉંઘ), તૂર્યા એટલે ચોથી અવસ્થાથી પાર જે બ્રહ્મ છે, તેને પોતાનો આત્મા જાણે; એવી સ્થિતિ જ્ઞાનથી મળે છે; અને તેનું નામ પરમપદ મોક્ષ જાણવું. તેનાથી ઉતમ પદવી બીજી નથી. હે સાગર! તે સપ્રમાણ સત્ય માનજો." (૬)

## छंद भुंजग प्रयात.

कह्यो सागरं हो सुनो सिद्ध देवा, तुमें जो कहे सो सुने सर्व भेवा;
सबे बात स्वामी! कही आप सच्ची, पुनी हे हमारी मती बौत कच्ची.
कहे जोगके अष्टही अंग सोई, किते बर्षलों साधते सिद्ध होई;
कह्यो ओर सर्वोपरी जेहि स्थानं, स्थिति हे महा नींदकी सो समानं.
नहीं बुद्धि ईंद्री नहीं सुख दुःखं, कहा मानिये याहिमें श्रेष्ठ सुखं?
नहीं हे अकामी हमें हे सकामी, क्युँही चाहिये तो स्थिति एसि स्वामी!
हमें चाहिये चित्त कैलासबासं, अरु नित्य प्रब्बीन संगं बिलासं;
मिले नांहि तोलों रहेंगे उदासी, अबे तो भयेहे अतीशे निराशी.॥७॥

સિદ્ધનો સર્વ ઉપદેશ સાંભળી, સાગરે કહ્યું; "હે સિદ્ધદેવ! સાંભળો, તમે જે કહ્યા તે બધા ભેદ અમે સાંભળ્યા. હે સ્વામી! તમે બધી વાત સાચી કહી, પણ અમારી બુદ્ધિ બહુ કાચી છે. તમે જોગસાધનાનાં આઠ અંગ કહ્યાં, તે કેટલાંક વર્ષ સૂધી સાધતાં સિદ્ધ થાય? વળી તમે સર્વોપરિ જે સ્થાનક કહ્યું, તે સ્થિતિ તો મહા નિદ્રા જેવી છે! જે સ્થિતિમાં બુદ્ધિ નહીં, ઇંદ્રિયો નહીં, સુ નહીં અને દુઃખે નહીં; એવી સ્થિતિમાં મોટું સુખ શું માનિયે? અમે નિષ્કા નથી, અમે તો સકામી છિયે, અર્થાત્ અમારે સુખ ભોગવવાની ઇચ્છા છે; તે હે સ્વામી! અમે (તમે કહી) એવી સ્થિતિને કેમ ચાહિયે? અમે તો કેલાસમ વસવાનું અને પ્રવીણની સાથે નિત્ય વિલાસ કરવાનું મનમાં ચાહિયે છિયે; અ તે જ્યાંસૂધી મળશે નહીં, ત્યાંસૂધી ઉદાસી રહીશું: હવે તો અમે છેક નિરા થયા છિયે." (૭)

## असंभवालंकार.

**सवैया**—जो धरनीकुँ तजे धरनीधर, श्रीधर संग तजे ज्युं श्रियाको,
छांडे सुधाकुँ सुधाधर जो, गिरिजाधर संग तजे गिरिजाको;

रत्नकि राशि तजे रतनाकर, त्यौंहि प्रभाकर संग प्रभाको,
तौ पुनि ध्यान तजों ना सुछीन, प्रबीन जिसी मुम प्रानप्रियाको ! ॥ ८ ॥

"જો શેષનાગ પૃથ્વીને તજે, જો વિષ્ણુ લક્ષ્મીનો સંગ ત્યજી દે, જો ચંદ્રમા અમૃતને તજે, મહાદેવ પાર્વતીનો સંગ તજે, સમુદ્ર રત્નના સમુદાયને તજે, તેમ જ સૂર્ય પ્રકાશનો સંગ કદી તજે, તો પણ પ્રવીણ જેવી મારી પ્રાણપ્રિયાનું ધ્યાન હું ક્ષણમાત્ર પણ તજું તેમ નથી." (૮)

दोहा—सब व्यापक ईश्वर तुमें, कह्यो सिद्ध गुरु देव;
प्रबीनमें ईश्वर बसे, जान्यो अवश्यमेव. ॥ ९ ॥
तातें ताको ध्यान धरि, सदा चहौं तिन संग;
सार युंहि सब ग्यानको, भास्यो मोहि अभंग. ॥ १० ॥
जाके मन जो दृढ भई, छुटे न ग्रंथी लेश;
ब्रह्मासे जो गुरु मिले, व्यर्थ जाय उपदेश. ॥ ११ ॥
दसहि दशा भइ बिरहकी, सागरमें उतपंन;
ताकी बिगती कहतहुं, सुनहू श्रोताजंन. ॥ १२ ॥

"હે સિદ્ધ ગુરુદેવ! તમે પરમેશ્વરને સર્વવ્યાપક કહ્યો, તેથી મે નક્કી જાણ્યું કે પ્રવીણમાં પણ ઇશ્વર વસે છે જ. (૯) માટે તેનું ધ્યાન ધરીને નિરંતર તેનો સંગ ચાહીશ, બધા જ્ઞાનનો અખંડ સાર મને એ જ ભાસ્યો! (૧૦) કારણ કે, જેના મનમાં જે વાતની ગાંઠ મજબૂત થઈ, તે લગારે છૂટે નહીં, અને બ્રહ્મા જેવા ગુરુ મળે, તોપણ તેનો ઉપદેશ વ્યર્થ જાય." (૧૧) પછી વિરહની દશ અવસ્થાઓ કહેવાય છે, તે સાગરના શરીરમાં ઉત્પન્ન થઈ: તેની વિગત કહું છું; તે શ્રોતાજન! સાંભળો. (૧૨)

## विरहीकी दशावस्था नाम.

हरिगीत छंद—अभिलाष स्मृति गुनकथन चिंता, ओर जडता जानिये,
उद्वेग ओर प्रलाप व्याधी अष्टमी, उर आनिये;
उन्माद मरन समान दसमी, दशा तिनकी देखिये,
विरही जनोकी दश अवस्था, लक्षमें ग्रहि लेखिये. ॥ १३ ॥

(૧) અભિલાપ (ઇચ્છા), (૨) સ્મૃતિ, (૩) ગુણકથન, (૪) ચિંતા, (૫) જડતા,

(૬) ઉદ્વેગ, (૭) પ્રલાપ, (૮) વ્યાધિ, (૯) ઉન્માદ, (૧૦) મરણતુલ્ય સ્થિતિ; એ રીતે વિરહી માણસની દશ અવસ્થા વિચારમાં લઇને ગણિયે. (૧૩)

**दोहा**—यह दशाहीके जानहू, लच्छन नाम प्रमान;
ग्रंथ बढन शंका लिये, कहत नहीं यह ठान. ॥ १४ ॥

એ દશ અવસ્થાનાં લક્ષણ તેનાં નામ પ્રમાણે જાણવાં, ગ્રંથ વધી જવાની શંકાથી આ ઠેકાણે તે વિસ્તારીને કહ્યાં નથી. (૧૪)

**सवैया**—धीरज छांडि अधीर भये, बिरहागिकि पीर भई मन भारी,
आंसु बहात दहात दिलं, दुख बात मुखं नहि जात उचारी;
सागर सुद्धि बिहीन भये, मनु मीनहि दीन भये बिन बारी,
छोभि छितीपें परे मुरछाइ, "प्रबीन! प्रबीन! प्रबीन!" पुकारी. ॥ १५ ॥

સાગર ધીરજ છાંડીને અધીરા થયા, તેના મનમાં વિરહાગ્નિની ભારે પીડા થઈ ગઈ. આંસુ વહ્યાં જાયછે, મનમાં દાહ થાય છે, અને દુઃખની વાત મોઢે કહી જાતી નથી; સાગર બેશુદ્ધ થઈ ગયા—જાણે કે માછલું જળ વગર દીન થઈ ગયું હોય અને "પ્રવીણ! પ્રવીણ! પ્રવીણ!" એમ પોકારીને, ક્ષોભ પામીને મૂર્છા ખાઇને પૃથ્વી ઉપર પડ્યા. (૧૫)

**दोहा**—पुनि वह समे प्रबीनकी, ऐसि दशा तहाँ होइ;
प्रभानाथ सर्वज्ञ हे, जांनि लिये सब सोइ. ॥ १६ ॥

વળી એ જ વખતે (મનછાપૂરીમાં) પ્રવીણની પણ એવી જ દશા થઈ; તે પ્રભાનાથ સિદ્ધ સર્વજ્ઞ છે, તેથી તેણે તે બધી વાત જાણી લીધી. (૧૬)

**कवित**—दंपतिको देखी दुःख, दिग्गज डगन लगे,
गति थीर भै गगनचरकी गगनमें;
धराधर शीशतें धरनी धरकंन लागी,
जल छलकन लाग्यो सातो सागरनमें;
भूमी पुनि नभाभास, भासे भारी भयंकर,
कंपत अढारभार बनस्पति बनमें;
पुनी पाकसासनको, आसन डगन लग्यो,
त्रासन बन्यो बनाव मघवाके मनमें. ॥ १७ ॥

रत्नाकि राशि तजे रतनाकर, त्योंहि प्रभाकर संग प्रभाको,
तौ पुनि ध्यान तजों ना सुछीन, प्रबीन जिसी मुम प्रानप्रियाको ! ॥ ८ ॥

"જો શેષનાગ પૃથ્વીને તજે, જો વિષ્ણુ લક્ષ્મીનો સંગ ત્યજી દે, જો ચંદ્રમા અમૃતને તજે, મહાદેવ પાર્વતીનો સંગ તજે, સમુદ્ર રત્નના સમુદાયને તજે, તેમ જ સૂર્ય પ્રકાશનો સંગ કદી તજે, તો પણ પ્રવીણ જેવી મારી પ્રાણપ્રિયાનું ધ્યાન હું ક્ષણમાત્ર પણ તજું તેમ નથી." (૮)

दोहा–सब व्यापक ईश्वर तुमें, कह्यो सिद्ध गुरु देव;
प्रबीनमें ईश्वर बसे, जान्यो अवश्यमेव. ॥ ९ ॥
तातें ताको ध्यान धरि, सदा चहों तिन संग;
सार युंहि सब ग्यानको, भास्यो मोहि अभंग. ॥ १० ॥
जाके मन जो दृढ भई, छुटे न ग्रंथी लेश;
ब्रह्मासे जो गुरु मिले, व्यर्थ जाय उपदेश. ॥ ११ ॥
दसहि दशा भइ बिरहकी, सागरमें उतपंन;
ताकी बिगती कहतहुं, सुनहू श्रोताजंन. ॥ १२ ॥

"હે સિદ્ધ ગુરુદેવ ! તમે પરમેશ્વરને સર્વવ્યાપક કહ્યો, તેથી મેં નક્કી જાણ્યું કે પ્રવીણમાં પણ ઈશ્વર વસે છે જ. (૯) માટે તેનું ધ્યાન ધરીને નિરંતર તેનો સંગ ચાહીશ, બધા જ્ઞાનનો અખંડ સાર મને એ જ ભાસ્યો ! (૧૦) કારણ કે, જેના મનમાં જે વાતની ગાંઠ મજબૂત થઈ, તે લગારે છૂટે નહીં, અને બ્રહ્મા જેવા ગુરુ મળે, તોપણ તેનો ઉપદેશ વ્યર્થ જાય." (૧૧) પછી વિરહની દશ અવસ્થાઓ કહેવાય છે, તે સાગરના શરીરમાં ઉત્પન્ન થઈ: તેની વિગત કહું છું; તે શ્રોતાજન ! સાંભળો. (૧૨)

## विरहीकी दशावस्था नाम.

हरिगीत छंद–अभिलाप स्मृति गुनकथन चिंता, ओर जडता जानिये,
उद्वेग ओर प्रलाप व्याधी अष्टमी, उर आनिये;
उन्माद मरनं समान दसमी, दशा तिनकी देखिये,
बिरही जनोकी दश अवस्था, लक्षमें ग्रहि लेखिये. ॥ १३ ॥

(૧) અભિલાષ (ઈચ્છા), (૨) સ્મૃતિ, (૩) ગુણકથન, (૪) ચિંતા, (૫) જડતા.

(૬) ઉદ્વેગ, (૭) પ્રલાપ, (૮) વ્યાધિ, (૯) ઉન્માદ, (૧૦) મરણતુલ્ય સ્થિતિ; એ રીતે વિરહી માણસની દશ અવસ્થા વિચારમાં લઇને ગણિયે. (૧૩)

**दोहा**—यह दशहांके जानहू, लच्छन नाम प्रमान;
ग्रंथ बढन शंका लिये, कहत नहीं यह ठान. ॥ १४ ॥

એ દશ અવસ્થાનાં લક્ષણ તેનાં નામ પ્રમાણે જાણવાં, ગ્રંથ વધી જવાની શંકાથી આ ઠેકાણે તે વિસ્તારીને કહ્યાં નથી. (૧૪)

**सवैया**—धीरज छांडि अधीर भये, बिरहागिकि पीर भई मन भारी,
आंसु बहात दहात दिलं, दुख बात मुखं नाहि जात उचारी;
सागर सुद्धि बिहीन भये, मनु मीनहि दीन भये बिन बारी,
छोभि छितीपें परे मुरछाइ, "प्रबीन! प्रबीन! प्रबीन!" पुकारी. ॥ १५ ॥

સાગર ધીરજ છાંડીને અધીરા થયા, તેના મનમાં વિરહાગ્નિની ભારે પીડા થઈ ગઈ. આંસુ વહ્યાં જાયછે, મનમાં દાહ થાય છે, અને દુઃખની વાત મોઢે કહી જાતી નથી; સાગર બેશુદ્ધ થઈ ગયા—જાણે કે માછલું જળ વગર દીન થઈ ગયું હોય અને "પ્રવીણ! પ્રવીણ! પ્રવીણ!" એમ પોકારીને, ક્ષોભ પામીને મૂર્છા ખાઇને પૃથ્વી ઉપર પડ્યા. (૧૫)

**दोहा**—पुनि वह समे प्रबीनकी, ऐसि दशा तहाँ होइ;
प्रभानाथ सर्वज्ञ हे, जांनि लिये सब सोइ. ॥ १६ ॥

વળી એ જ વખતે (મનછાપૂરીમાં) પ્રવીણની પણ એવી જ દશા થઈ; તે પ્રભાનાથ સિદ્ધ સર્વજ્ઞ છે, તેથી તેણે તે બધી વાત જાણી લીધી. (૧૬)

**कवित**—दंपतिको देखी दुःख, दिग्गज डगन लगे,
गति थीर भै गगनचरकी गगनमें;
धराधर शीशतें धरनी धरकंन लागी,
जल छलकन लाग्यो सातो सागरनमें;
भूमी पुनि नभाभास, भासे भारी भयंकर,
कंपत अढारभार बनस्पति बनमें;
पुनी पाकसासनको, आसन डगन लग्यो,
त्रासन बन्यो बनाव मघवाके मनमें. ॥ १७ ॥

તે સ્ત્રીપુરુષ (પ્રવીણ તથા સાગર)નું દુઃખ જોઇને, દિશાઓના હાથિયો ડગવા લાગ્યા, અને આકાશમાં ફરનારા સૂર્ય ચંદ્ર આદિકની ગતિ આકાશમાં સ્થિર થઈ ગઈ, શેષનાગના માથા ઉપર પૃથ્વી કંપવા લાગી અને સાતે સમુદ્રમાં પાણી છલકાવા લાગ્યું; પૃથ્વીનો ને આકાશનો દેખાવ ભારે ભયંકર દેખાવા લાગ્યો અને વનમાં અઢાર ભાર વનસ્પતિ કંપવા લાગી, વળી ઇંદ્રનું આસન ડગવા લાગ્યું, તથા ઇંદ્રના મનમાં કોઈ ત્રાસદાયક બનાવ બન્યો છે, એમ ભાસ્યું. (૧૭)

**दोहा**—पत्थर पुनि प्रगलन लगे, लखि दंपति दुख जोर;
तो जन मन पिगले नही, ऐसो कोन कठोर? ॥ १८ ॥
खेद भयो खट मित्रकों, अति अंतर अकुलाय;
सागरको दुख देखिकें, लेश सह्यो नहि जाय. ॥ १९ ॥
प्रभानाथके नयनसें, बहन लगो तब बारि;
सागरकों किय सांतवन, सीतल बचन उचारि. ॥ २० ॥

એ સ્ત્રીપુરુષના દુઃખનું જોર જોઇને પથરા પણ પીગળવા લાગે, તો એવો કોણ માણસ કઠોર-નિષ્ઠુર હોય કે તેનું મન પીગળે નહીં? (૧૮) છ મિત્રોના મનમાં ખેદ ઉપજ્યો, તેઓ અતિશય અકળાવા લાગ્યા અને સાગરનું દુઃખ જોઇને તેમનાથી તે લગારે સહન કરી શકાયું નહિ. (૧૯) ત્યારે પ્રભાનાથના નેત્રમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં, તેથી ઠંડાં વચન ઉચ્ચારીને સાગરને તેમણે શાંતિ કરી. (૨૦)

## भ्रमरावलि छंद.[1]

पुनि सिद्ध कहे मन सागर! शांत करो, हम जात कैलास तहां लग धैर्य धरो;
तुव दुःख भवाभव पास प्रकाश करों, इत आउ अबे ततकाल तिहां न ठरों.
कहि यों बिचरे यह सिद्ध अकाश पथं, जित राजत हे गिरिजापति गोरि सथं;
जित वासव आदिक देव मिले सबही, तित जाय प्रनाम किये दुहूकों तबही.
"कछु हे भुविमें उतपात" युँ देव कहे, सुनिके सब बात सुनावत सिद्ध वहे;
"शिव दासकों शंकरशाप अगेज्युं भयो, तिन मानव देह धरींके बिजोग सह्यो.
छिनहू न रहे इनकों बहु वर्ष बिते, इनके दुखसें उपज्यो उतपात तितें;
लघु दोपहुतें बड दंड इतो न घटे, दुख देखत देखनहारकि छाति फटे."

૧ આ પાંચ 'સગણના માપવાળુ ૧૫ અક્ષરનું 'વર્ણમેળ' વૃત્ત છે, અને દરેક સગણના છેલ્લા-ગુરૂ અક્ષર ઉપર તાળ છે. એનાં "નલિની" વગેરે બીજાં નામો પણ છે.

सुनि बानि उमा उरमें करुना उपनी, तब भीमहुपें बिनतीं भवभाम भनी;
यह दंपतिकों इत टेरहु ईश! अहो? करुनानिधि किंकरपें करुनालु रहो.
सुनि शंकर बानि कही प्रभनाथ प्रती, "तुम जाकर दंपतिपें कहहू उकती;
अब आवहिंगे महारात्रि समे जबही, यह दंपतिकों इत टेरि लहे तबही.
शिवमंदिर नेनतरंग समीप जिहां, हम भेजाहिंगे द्युतिमान बिमान तिहां;
इतने दिन दंपति धीरज चित्त धरो, कहिके युंहि दोहुनके दिल शांत करो."२१

વળી સિધ્ધે કહ્યું કે, હે સાગર! તમારું મન શાંત કરો, હું કૈલાસમાં જાઉં છું, ત્યાં સૂધી ધીરજ રાખો. તમારું દુઃખ પાર્વતી અને શંકરની આગળ જાહેર કરીને આંહી તર્ત આવીશ, હું ત્યાં નહીં રહું. એમ કહીને તે સિદ્ધ આકાશ માર્ગે વિચર્યા; અને જ્યાં શંકર, પાર્વતીની સાથે બિરાજે છે, જ્યાં ઇંદ્રાદિક બધા દેવો એકઠા થયા છે, ત્યાં જઇને સિદ્ધે શિવ પાર્વતી બન્નેને તે સમે પ્રણામ કર્યા. ત્યારે દેવોએ કહ્યું કે, 'પૃથ્વીમાં કાંઇક ઉત્પાત છે!' તે સાંભળીને તે સિદ્ધે બધી વાત સંભળાવી, કે "શિવના ગણને આગળ જે શિવનો શાપ થયો છે, તેથી તેણે મનુષ્યનો દેહ ધરીને વિયોગ સહન કર્યો. તેઓ ક્ષણ માત્ર જૂદાં રહી શકે નહીં, (તેવા છતાં) તેને ઘણાં વર્ષ (વિરહના) વિત્યાં, તેઓના દુઃખથી ત્યાં ઉત્પાત ઉપજ્યો છે. થોડી ચૂકથી એવડો મોટો દંડ ઘટે નહીં. તેઓનું દુઃખ જોતાં જોનારની છાતી ફાટી જાય છે." એવી વાણી સાંભળીને પાર્વતીજીના મનમાં દયા ઉપજી, ત્યારે પાર્વતીજીયે શિવને વિનતિ કરી કે, "હે ઇશ્વર! તે સ્ત્રીપુરુષને હવે આંહી તેડાવો. હે દયાના સાગર! તમે સેવક ઉપર દયાળુ રહો." એવું સાંભળીને શિવજીયે પ્રભાનાથ પ્રત્યે વાણી કહી, કે તમે જઇને તે સ્ત્રીપુરુષને વચન કહો, કે હવે જ્યારે શિવરાત્રિનો સમય આવશે, ત્યારે તે સ્ત્રીપુરુષને આંહી તેડાવી લૈશું; નેનતરંગ શહેર પાસે જ્યાં શિવનું મંદિર છે, ત્યાં અમે તેજસ્વી વિમાન મોકલીશું, માટે તમો સ્ત્રીપુરુષ એટલા દિવસ સૂધી ધીરજ રાખો, એમ કહીને તે બન્ને જણાનાં મન શાંત કરો." (૨૧)

**दोहा**–सो सुनि सुरवर सिद्ध पुनि, मनमें अति मुद पाय;
तहाँतें निज निज पथ गये, शिव शिवाकुँ शिरनाय. ॥ २२ ॥

તે સાંભળીને મોટા મોટા દેવો તથા પ્રભાનાથ સિદ્ધ, મનમાં ઘણો આનંદ પામીને શિવને તથા પાર્વતીને મસ્તક નમાવીને ત્યાંથી પોત પોતાને રસ્તે ગયા. (૨૨)

**चोपाई**–प्रभानाथ सागर प्रति आये, स्नेह सहित सब बात सुनाये;
महारात्रिकी औधि उचारी, "रहहु इते दिन धीरज धारी.

अब तुम मनछापुरहु विचरहू, दिय तुम वाक्य सत्य सो करहू;
तुम कुसुमावलिकों ज्युं कहै हे, हायन बीतत हम फिर अैहे.
नेनतरंग शिवालय जानीं, वहां तुमे किय एहि प्रमाना;
सो सब सत्य करहु तुम जाई, सज्जन बचन न होत वृथाई.
जाको बचन वृथा कछु जावें, सो जगमें सज्जन न कहावे;
अब मैं सुजान संनिध जाऊं, सब यहही संदेश सुनाऊं.
फिर वांसें मुज थानक जैहों, महा रात्रिपर तुमपें ऐहों;"
सुनि सागर मन भइ कछु शांती, भाषित सिद्ध रही नहि भ्रांती. ॥२३॥

પછી પ્રભાનાથ સાગર પાસે આવ્યા, ને સ્નેહ સહિત બધી વાત સંભળાવી. શિવરાત્રિની અવધી કહીને કહ્યું કે, "એટલા દિવસ ધીરજ રાખીને રહો; અને હવે તમે મનછાપુરી તરફ જાઓ, ને તમે જે વચન આપ્યું છે તે સત્ય કરો. તમે કુસુમાવળીને કહ્યું છે કે એક વર્ષ વિત્યા પછી અમે આંહી આવીશું (તેથી ત્યાં જાઓ.) પછી તમે નેનતરંગ સમિપ જજો, કેમકે ત્યાં પણ તમે એ જ પ્રમાણે કહ્યું છે. માટે તમે જઇને તે બધું સાચું કરો, કેમકે સારા માણસનું વચન ફોગટ જાય નહીં. જેનું વચન કાંઈ ફોગટ જાય, તે જગતમાં સારું માણુસ કહેવાય નહીં; અને હું હવે પ્રવીણની પાસે જાઉ છું અને આ બધો સંદેશો સંભળાવું છું. પછી હું મારે સ્થાનકે જઇશ, અને શિવરાત્રિ ઉપર તમારી પાસે આવીશ." તે સાંભળીને સાગરના મનને કાંઇક શાંતિ થઈ અને સિદ્ધે કહ્યું તેમાં કાંઈ ભ્રાંતિ રહી નહી. (૨૩)

दोहा—शिव पंचाक्षर मंत्रको, सिद्ध दियो उपदेश;
"नमः शिवाय" प्रनव धुरे, जापहु यहै हमेश. ॥ २४ ॥
सातों सज्जन सिद्धके, पुनि पुनि बंदे पाय;
कृपा करी हमपें बहू, अहो सिद्धगुरुराय! ॥ २५ ॥
महारात्रिकी ओधि कहि, इतने दिन पुनि मोहि;
बडे कष्टसें वितीहे, इक दिन जुग सम होहि. ॥ २६ ॥
दसराको दिन आजहे, इत नवरात्री कीन;
दुर्गादेवि प्रसादतें, तत्र पद दर्शन लीन. ॥ २७ ॥
प्रभानाथ तहँसें पुनी, मनछापुरिमें आय;
स्नेह सहीत सुजानकों, सब संदेश सुनाय. ॥ २८ ॥

ज्यों विषधर विषमंत्रसें, उतरत अरु सुधि आय;
प्रभानाथके बचनतें, यों सुजान सुधि पाय. ॥ २९ ॥
सागरकी सुनि कुशलता, प्रमुदित भई प्रवीन;
महारात्रिकी ओधि सुनि, भयो कछुक दुख छीन. ॥ ३० ॥
ज्वालामुखि प्रति सिद्ध गये, दे पंचाक्षर मंत्र;
पुनि वह मंत्र जपन हुको, सबहि बतायो तंत्र. ॥ ३१ ॥
सुरतानंद पहारतें, पुनि वह सातों मित्र;
आये बद्रीनाथ प्रति, जित हरस्थान पवित्र. ॥ ३२ ॥
पंचरात्रि तितही रहे, मित्र सहित महाराज;
बहु देवालय देवके, तिनके दर्शन काज. ॥ ३३ ॥

પછી સિદ્ધે "નમ.શિવાય' એ રીતે શિવના પંચાક્ષર મંત્રનો ઉપદેશ કરીને કહ્યું કે, "પ્રથમ ૐકાર જોડીને એ મંત્ર હમેશાં જપજો." (૨૪) પછી સાતે મિત્રોએ સિદ્ધનાં ચરણારવિંદને વારે વારે નમસ્કાર કર્યા અને કહ્યું કે,–"હે સિદ્ધ ગુરુદેવ! તમે અમારા ઉપર ઘણી કૃપા કરી! (૨૫) તમે શિવરાત્રિની અવધિ કહી, તેટલા દિવસ મારે (સાગરને) મોટા દુઃખની સાથે વીતશે અને એક દહાડો જુગ જેવો જશે. (૨૬) આજ દશરાનો દિવસ છે અને આ ઠેકાણે અમે નવરાત્રિ કરી; તેથી દુર્ગાદેવીની કૃપાથી તમારાં ચરણારવિંદનાં દર્શન પામ્યા." (૨૭) પછી ત્યાંથી પ્રભાનાથ મનચ્છાપુરીમાં આવ્યા અને સ્નેહથી પ્રવીણને બધો સંદેશો કહી સંભળાવ્યો. (૨૮) જેમ મંત્રથી સર્પનું ઝેર ઉતરે અને શરીરનું ભાન આવે, તેમ પ્રભાનાથના વચનથી પ્રવીણ શુદ્ધિમાં આવી. (૨૯) સાગરની ક્ષેમકુશળતા સાંભળીને પ્રવીણ આનંદ પામી; અને શિવરાત્રિની અવધિ સાંભળીને કાંઇક દુઃખ ઓછું થયું. (૩૦) (પછી) સિદ્ધે પ્રવીણને (પણ) પંચાક્ષર મંત્ર આપ્યો અને તે જપવાનો ન્યાસ ધ્યાન વગેરે તંત્ર બતાવીને તે સિદ્ધ જ્વાલામુખી પર્વત (હિમાલયનો એક ભાગ) તરફ ગયા. (૩૧) (અને પ્રભાનાથના વિદાય થયા) પછી તે સાતે મિત્રો સુરતાનંદ પર્વતથી, જ્યાં પવિત્ર શિવનું સ્થાન છે એવા બદ્રિનાથ પ્રત્યે આવ્યા. (૩૨) ત્યાં દેવોનાં ઘણાં દેવાલય છે, તેઓનાં દર્શન કરવા સારુ તે મિત્રો સહિત રસસાગર મહારાજ, પાંચ રાત્રિ ત્યાં રહ્યા. (૩૩)

**गाहा**—सांख्यजोगको सारं, पुनि शिव कथिता सु ओधि शिवरात्री;
अशीतितम अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ ३४॥

સિદ્ધ સાંખ્યયોગનો સાર તથા શિવે કહેલી શિવરાત્રીની અવધિ કહી, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ એંશીમી લહેર સંપૂર્ણ થઈ. (૩૪)

इतिश्री प्रवीनसागरे सांख्ययोग सार कथनं तथा शिव कथित शिवरात्रि अवधि प्रसंग बर्नन नामनी एसीमी लहेरनी "रसपूर्णा" टीकानो अशीतीतमस्तरंगः ॥ ८० ॥

—**********—

# લહેર ૮૧ મી.

## ગણિતાશ્ચર્ય.

**छंद भुजंग प्रयात**—पूजे सागरः दैव श्री बद्रिनाथं, नमायो शिरं हेतसोंजोरि हाथं;
बहू देव देवालयोमें बिराजे, बहू दुंदभी झल्लरी घंट बाजे.
चित चाहिकें जाइकें दर्श कीने, सबे भक्तिके भावके रंग भीने;
किते देशबिदेशके संघ आवे, करी दर्शनं स्पर्शनं मोद पावे.
कहु गेहके देहके दुःख बारे, उदासी हुवे सो उहां देह गारे;
तजे देह वां सो महा मुक्ति पावे, अरू जैसि इच्छा तिसो जन्म आवे.
तपे को तपस्वी वहां पंचतापं, करु जोग साधे प्रले हौन पापं;
जिही सत्य जाने, मिंतों सात पूजे, दुःखी देखही ताहिको दुःख बूजे.॥ १ ॥

સાગરે શ્રી બદ્રિનાથ દેવની પૂજા કરી અને હેતથી હાથ જોડીને મસ્તક નમાવ્યું. (ત્યાંના) ઘણાં દેવાલયોમાં દેવો બિરાજે છે, ઘણી નોબતો, ઝાલરો અને ઘંટ વાગે છે. મનમાં ચાહીને ત્યાં જઇને દર્શન કર્યાં; કેમકે તે સર્વે મિત્રો ભક્તિના ભાવથી—રંગથી ભીંજાએલા હતા. ત્યાં કેટલાએક દેશ વિદેશના સંઘ આવે છે; તે દર્શન અને સ્પર્શન કરીને આનંદ પામે છે; કોઈ ઘરના અને કોઈ શરીરના દુઃખવાળા, જે ઉદાસી થાય તે ત્યાં (રહીને) શરીરને ગાળે છે; અને જે ત્યાં શરીર તજે, તે મોટી મુક્તિ પામે—અથવા જેવી ઇચ્છા હોય તેવો જન્મ આવે છે. ત્યાં કોઈ તપસ્વીઓ પંચાગ્નિનો તાપ તાપે છે અને કોઈ તો પાપનો પ્રલય થવા વાસ્તે જોગ સાધે છે. તેમાં જેને સાચો જોગી જાણે, તેને સાતે મિત્રો પૂજે છે; અને કોઇને દુઃખી દેખે તો તેને શું દુઃખ છે, તે પૂછે છે. (૧)

दोहा—वां सन्यासी इक मिल्यो, देख्यो ताहि उदास;
सागर बूझ्यो तिनहिंपें, क्यों तुम लिये सँन्यास? ॥ २ ॥

ત્યાં એક સંન્યાસી મળ્યો, તેને ઉદાસી દીઠો. ત્યારે સાગરે તેને પૂછ્યું કે, તમે સંન્યાસ કેમ લીધો? (૨)

वह सन्यासी उक्त.

सवैया—कोउ कलत्र कुपात्र मिले, अरु कोउ कलत्र निरंत्र निरासी,
कोउ दरिद्रि दरिद्रनके दुख, द्रव्य बिनां दिल होइ उदासी;
कोउ बिजोगि बिजोग व्यथा धरि, प्रानप्रिया पर प्रेम प्रकासी,
सागर! या कलिकालहिमें जन, छोरि संसार सुहोत सन्यासी. ॥ ३ ॥

તે સંન્યાસિયે કહ્યું કે,—"કોઈ તો કુપાત્ર સ્ત્રી મળવાથી અને કોઈ તો નિરંતર સ્ત્રી મળવાનીજ નથી એવી નિરાશાથી; અને કોઈ દરિદ્રી, દરિદ્રના દુઃખથી ધન વિના મનમાં ઉદાસી થઇને; કોઈ વિજોગી વિજોગની પીડા ધરીને, પોતાની પ્રાણપ્રિયા ઉપર પ્રેમ જણાવીને, હે સાગર! આ કળિયુગમાં સંસાર છોડીને તે માણસ સંન્યાસી થાય છે. (૩)

हरिगीत छंद—विद्या रु कविता याचना, सेवा विदेश मुसाफरी,
धन पुत्रकी इच्छा धरी, यह पंच कांता में करी;
पुनि दैव भो प्रतिकूल तातें, पंचहू बंझा रही,
सागर! सुनो ज्यु निरास व्है, संन्यास दिच्छा हम लही. ॥ ४ ॥

"મ્હેં વિદ્યા, કવિતા, યાચના, ચાકરી અને પરદેશની મુસાફરી, એવી પાંચ ભારજાઓ, ધનરૂપી પૂત્રની ઇચ્છાથી કરી. પણ દૈવ ઉલટો થયો, તેથી તે પાંચે વાંજણીઓ રહી; અર્થાત્ ધન મળ્યું નહીં. હે સાગર! સાંભળો, તે કારણથી ઉદાસ થઇને મેં સંન્યાસની દિક્ષા લીધી છે." (૪)

दोहा—सागर सुनके ताहिकुं, देन लगे धन दान;
अब द्रव्यकुं क्या करों? यौं कहि कियो प्रयान. ॥ ५ ॥
सूके पें बर्षा कहा, क्यागत जोबन नारि;
मृतकहुपें क्या औषधी, संन्यासी धन यारि.[1] ॥ ६ ॥

---

૧ આને મળતો એક પ્રસ્તાવિક દુહો છેઃ—
"जोबन गये तिया मिले, ठंडी गये कषाय;
भूख गये भोजन मिले, तिनो आग लगाय।"

सन्यासी होकें रखे, जो कछु धन अरु नारि;
तो तिनकुं धिक्कारहे, कहा भेख लिय धारि? ॥ ७ ॥
पुनि दो द्विज आये तिते, डुबे करज दुख कूप;
सागरकों जान्यो इने, हे नृप जोगी रूप. ॥ ८ ॥

એવું સાંભળીને સાગર તેને ધનનું દાન દેવા લાગ્યા. ત્યારે તેણે કહ્યું કે, 'હવે હું ધનને શું કરૂ?' એમ કહીને તે ચાલતો થયો. (૫) જતાં જતાં તેણે કહ્યું કે,-"ખેતર સુકાઈ ગયા પછી વર્ષાદ શા કામનો? જુવાની ગયા પછી ભારજા મળે, તે પણ શા કામની? પ્રાણ ગયા પછી ઓસડ શા કામનું? સંન્યાસીને ધનની મારી પણ શા કામની? (૬) જો કોઈ સંન્યાસી થઈને ધન કે સ્ત્રી રાખે, તો તેને ધિક્કાર છે; અને તેણે ભેખ શા વાસ્તે ધરી લીધો?" (૭) પછી કરજરૂપી દુઃખના કૂવામાં ડૂબેલા બે બ્રાહ્મણો ત્યાં આવી ચડ્યા. તેમણે સાગરને જોઈને જાણ્યું કે, આ કોઈ જોગીને રૂપે રાજા છે. (૮)

## वह विप्रोक्त.

सवैया–बादरसें न छूपे ज्युं विभाकर, छोनि छुपे न तरूवर छाये,
अंजन अंजित नेन छुपे नहि, मेन छुपे नहि मौन रहाये;
निंदकसें न छुपे पर कीरति, साच छुपे नहि जूठ बताये,
धूमहिसें ज्युंहि आग छुपे नहि, भाग्य छुपे न भभूत लगाये! ॥ ९ ॥

જેમ વાદળાંથી સૂરજ છાનો રહે નહીં; મોટાં ઝાડ છવરાવાથી પૃથ્વી છાની રહે નહીં; અંજન આંજવાથી આંખ્યો છાની રહે નહીં; બોલ્યા વગર રહ્યાથી તેના મનમાં ઉપજેલો કામદેવ છાનો રહે નહીં; નિંદા કરનારાઓથી પારકી કીર્તિ છાની રહે નહી અને જૂઠું બતાવવાથી સાચું હોય તે છાનું રહે નહીં; વળી ધૂમાડાથી જેમ અગ્નિ છાનો રહે નહી; તેમજ ભભુતિ લગાવવાથી ભાગ્યશાળીનું ભાગ્ય છાનું રહે નહી. (૯)

दोहा–द्विजने आशीर्वाद दिय, कही निज करज विपत्त;
सागर तिहि मोती दिये, जो हे प्रवीन दत्त. ॥ १० ॥

પછી તે બ્રાહ્મણોએ સૌ મિત્રોને આશીર્વાદ દઇને પોતાના કરજનું દુઃખ કહ્યું, ત્યારે સાગરે પ્રવીણનાં આપેલાં મોતી હતાં, તેમાંથી તેઓને આપ્યાં. તેની વિગત. (૧૦)

## मोतीके दानको.

कवित–सातो मित्र समीप दो दुखी द्विज आइ कहे,
अहो! अधिपती! सूनो हमारी अरज हे;
चारीस रुपैयेको करज मेरे एक कहे,
एक कहे मेरे शिर लक्षको करज हे;
एककुं एकेक मोती, दूसरेकुं दोनुंदोनुं,
दिये सातों मित्र टारी, ओरकी गरज हे;
कह्यो सबे मोती सम, मोल हे तथापी सम,
होइहो श्रीमंत यामें ऐसो अचरज हे! ॥ ११ ॥

સાતે મિત્રો પાસે તે બે દુઃખી બ્રાહ્મણોએ આવીને કહ્યું કે; "હે મહારાજ! અમારી અરજી સાંભળો!" એમ કહીને એક જણે કહ્યું કે, મારે માથે ચાળીસ રૂપૈયાનું કરજ છે, ત્યારે બીજે કહ્યું કે મારે માથે લાખ રૂપૈયાનું કરજ છે! ત્યારે તે સાતે મિત્રોએ એક જણાને એકેકું મોતી આપ્યું અને બીજાને બબ્બે મોતી આપ્યાં; અને બીજા કોઈ પાસે માગવા જવાની ગરજ મટાડી. વળી તેઓને કહ્યું કે, આ બધાં મોતી સરખી જ કિમતનાં છે, તોપણ તેમાં એવો ચમત્કાર છે કે, તેથી તમે બન્ને જણા (પોત પોતાનું કરજ મટાડીને) સરખી મુડીવાળા થશો; અર્થાત્ બંને પાસે સરખા રૂપીઆ રહેશે! (૧૧)

दोहा–सुनि दुसरो दिलगीर भो, जूठ सु वायक जान;
जब बेके जा शहरमें, भयो कहन प्रमान. ॥ १२ ॥
मोल मोति प्रत्येकको, उपज्यो कहा निदान?
करज कटत कितनो बच्यो, जाने चतुर सुजान! ॥ १३ ॥
भाखे भारतिनंद तब, सागरपें मुख बान;
करज कटत केसें हुवे, दो श्रीमंत समान. ॥ १४ ॥

તે સાંભળીને બીજો બ્રાહ્મણ, કે જેને માથે લાખનું કરજ હતું, તેણે તે વાત જૂઠી જાણી ને તે દિલગીર થયો. પણ જ્યારે શહેરમાં જઇને તે મોતી વેચ્યાં

ત્યારે સાગરના કહેવા પ્રમાણેજ થયું. (૧૨) તે પ્રત્યેક મોતીનું મૂલ નક્કી શું ઉપજ્યું અને બન્ને જણાને પોતપોતાનું કરજ કાપતાં કેટલું વધ્યું, તે તો ચતુર-ડાહ્યો માણસ હોય તેજ જાણે! (૧૩) ત્યારે ભારતિનંદ કવિએ, સાગરપ્રત્યે મોઢેથી વાણી કહી કે, તે બન્ને જણા પોતાનું કરજ કાપતાં સરખી મુડીવાળા કેમ થાય? (૧૪)

## सागरोक्त मोतीके मूलको.

कवित्त–एक जनतें अधिक, जितने दुजेकुं मोती,
तिनकी अढाइ गुनी, संख्या उर धारिये;
छोटो कर्ज सो संख्यांक गुनो करते ज्युं होत,
तासें बडो कर्ज कछु, न्युन न बिचारिये;
अंतर दो कर्जहूको, अधिक मोतीसें हन्यो,
प्रत्येक मोतीको मोल, इतनो उचारिये;
बडो कर्ज कह्यो तातें चाहे तेतो बडो होय,
तदपी सो टारी पुंजी इतनी निहारिये. ॥ १५ ॥

સાગર કહે છે કે, "એક જણા કરતાં બીજાને જેટલાં વધારે મોતી આપ્યાં હોય, તે વધારાનાં મોતીને અઢીગણાં કરિયે અને જે સંખ્યા આવે તે યાદ રાખવી, અને નાના કરજની સખ્યાને તે સંખ્યાએ ગુણવી, તેથી જે આંક આવે, તે કરતાં મોટા કરજદારનું કરજ ઓછું હોવું જોઇયે નહીં અને પહેલા કરતાં બીજા જણને જેટલાં વધારે મોતી આપ્યાં, તે તેના વધારાના કરજને પેટે આપ્યાં છે, માટે બંને કરજનું અંતર જેટલું હોય, તેને વધારે આપેલા મોતીની સંખ્યા-વડે ભાગતાં જે ભાગ આવે, તેટલી દરેક મોતીની કિંમત કહેવી. તે મોટું કર્જ ઉપર કહ્યા કરતાં વધારે ગમે તેટલું હોય, તોપણ તે કરજ કાપતાં સરખી મુડી રહે. (૧૫)

कवित्त–हे अधिक कर्ज जाकुं, लक्षमें चालीश कम,
ताके लिये सात मोती, अधिक सु दियेहे;
सो संख्याको सप्तमांश, प्रत्येक मोतीको मोल,
चौदह सहस्र चहुशतबीश कियेहे;

काटतें करज एक, लक्षमहीं एसी न्यून,
रहे सो प्रत्येक पास, लाभ जानी लिये हें;
सागर कहत एसे होत हे अनेक भेद,
जानत चतुर चतुराइ जाके हिये हे. ॥ १६ ॥

"હવે જે બીજા બ્રાહ્મણને પહેલા બ્રાહ્મણ કરતાં એક લાખમાં ચાળીશ રૂપીઆ ઓછા, એટલું કરજ વધારે છે, તે વધારાના કરજને પેટે તેને સાત મોતી વધારે આપ્યાં છે. માટે તે સંખ્યાનો સાતમો ભાગ જે ચૌદહજાર, ચારસેં અને વીશ રૂપીઆ થયા, એટલી દરેક મોતીની કિમત કહી છે. માટે બન્ને જણાને પોતપોતાનું કરજ કાપતાં એક લાખમાં એશી રૂપીયા ઓછા રહ્યા, તે તેમણે લાભ જાણીને અર્થાત્ વધારાની મૂડી જાણી લીધી." સાગર કહે છે કે, "એવા અનેક હિસાબ ઉપર કહેલી રીત ઉપરથી થાય છે, તે જેના મનમાં ચતુરાઈ હોય એવા ચતુર જનો જ જાણે." (૧૬)

**हरिगीत छंद**—पुनि सात मालाकार पेखे, बाटिकाके पासहीं;
तिहिकुं कउ सरदार दीने, मोति उन पंचासहीं.
इक इक बढत धन मोल मोती, वांटतें लरने लगे;
निधि कहे भारतिनंदकुं, तुम बांटि देहू यह जगे. ॥ १७ ॥

વળી એક બાગ પાસે સાત માળિયોને દીઠા. તેઓને કોઈ સરદારે ઓગણપચાસ મોતી આપ્યાં હતાં. તેમાં પહેલું મોતી એક રૂપિયાની કિમતનું અને પછી એકેક રૂપીઆ ચઢતાં છેલ્લું ઓગણપચાસ રૂપીઆની કિમતનું હતું. તે વહેચી લેતાં તેઓને લડાઈ થઈ. ત્યારે સાગરે ભારતિનંદ કવિને કહ્યું કે, આ ઠેકાણે તમે તેઓને વહેચી આપો. (૧૭)

**दोहा**—जंत्र क्रियाकी रीतिसें, मोती बाटहु मित;
भाखे भारतिनंद तब, कहो जंत्रकृति रीत. ॥ १८ ॥

**सागरोक्त दोहा**—जंत्र क्रियातें निधि कहे, उपजे जंत्र अनेक;
तीर्यग उर्ध रु कोनतें, आवत संख्या एक. ॥ १९ ॥

વળી કહ્યું કે,—"હે મિત્ર, યંત્ર કરવાની રીતથી મોતી વહેંચી આપો!" ત્યારે ભારતિનંદે કહ્યું કે, યંત્ર કરવાની રીત તમે મને કહો. (૧૮) સાગર કહે છે કે, "જંત્ર કરવાની રીતથી અનેક પ્રકારના જંત્ર બને છે. તેમાં આડી

પંક્તિઓમાં, ઉભી પંક્તિઓમાં અને ખૂણે ખૂણની પંક્તિઓમાં પણ એક સરખી સંખ્યા આવે છે. ( ૧૯ )

हरिगीत छंद–निधि तीर तिहु सुर पंच जन, रुषि सात नव नागहि गये;
तव मोति पंद्र पचीस, उनपंचास एकाशी दये.
प्रत्येक चढते मोलके, दिय भिन्न अवसर ऊपरी;
प्रत्येक मंडल बांटि लिय, समभाग यंत्रक्रिया करी. ॥२०॥

"એક સમે સમુદ્રને કાંઠે ત્રણ દેવો ગયા હતા અને બીજીવાર પાંચ માણસો ગયાં, ત્રીજીવાર સાત ઋષિઓ ગયા, ચોથીવાર નવકુળના નવ નાગ ગયા ત્યારે તેઓમાંના પહેલાને પંદર, બીજાને પચીશ, ત્રીજાને ઓગણપચાશ અને ચોથાને એકાશી મોતી સમુદ્રે આપ્યાં હતાં. તે દરેક મોતી એક એક રૂપીઆની ચડતી કિંમતનાં હતાં અને પ્રત્યેક મંડળીને જૂદી જૂદી વખતે આપ્યાં હતાં. તે યંત્ર-ક્રિયા કરીને પ્રત્યેક મંડલિયે સરખે ભાગે વહેચી લીધાં હતાં." ( ૨૦ )

## विषमपंक्तिके यंत्र करन विधि

कवित–विषम पंक्तिके यंत्र रचनकी विधि सुनो,
पंक्ति संख्यासें भंजाय ताको यंत्र करिये,
घर संख्यामें मिलाइ एक अर्ध करो ताकुं,
पंक्ति गुनो कमीमें कमी ज्युं उर धरिये;
घर संख्या एक हीन अर्ध करो सोइ अंक,
इच्छांकके पंक्तिमांश, हुसें परहरिये;
शेष सोइ दूजे काव्यमें कहुं त्यों लिखो पुनि,
एक एक बढत सबही घर भरिये. ॥ २१ ॥

હવે એકી સંખ્યાની પંક્તિઓના યંત્ર કરવાની રીત કહું, તે સાંભળો; જેટલી પંક્તિઓ હોય, એટલી સંખ્યાથી ભાંગી શકાય, તેવી સંખ્યાનો યંત્ર કરિયે. તે યંત્રના જેટલાં ખાનાં હોય, તેમાં એક મેળવીને તેના અર્ધ કરવા. તેને ઉભી અથવા આડી જેટલી પંક્તિઓ હોય, તેટલા ગણા કરવા. ઓછામાં ઓછી એટલી સંખ્યાનો યંત્ર કરવાનું મનમાં ધારિયે, ખાનાની સંખ્યામાંથી એક બાદ કરીને તેના અર્ધાં કરવા, તે આંક જેટલી સંખ્યાનો યંત્ર કરવાને ધાર્યો હોય, તેની

પંક્તિમાં ભાગમાંથી બાદ કરિયે; પછી જે બાકી આંક રહ્યો, તે હવે બીજા કવિતમાં કહીશું. તે પ્રમાણે ખાનામાં એક એક વધતો, બધાં ખાનાં ભરાય તેમ લખો. (૨૧)

## अंक लिखन विधिको.

कवित–प्रथमही 'पू' पंक्तिके मध्य घर अंक लिखो,
पुतें सदा 'प'मे सीधी बाजु पकरीजियें;
'प' तें कोनाकोन सदा चढियें 'द' पंगती लों,
'द' ते सिर पंगतीमें, 'उ' मही लखीजियें;
'उ' ते कोना कोन 'पू' लों चढतें जो अटके तो,
लिख्यो ताके नीचे लीखी 'पू' लों पहोंचीजियें;
अग्निकोन घर भरी ता नीचेको घर भरो,
चारों पंक्तिके नियम रुदेमें धरीजियें ॥ २२ ॥

"ઈશાનખૂણાથી અગ્નિખૂણા સુધીની પંક્તિનું નામ 'પૂ' પંક્તિ છે, અને વાવ્યખૂણાથી નૈઋત્યખૂણા સુધીની 'પ' પંક્તિ છે, નૈઋતખૂણાથી ઉપર ને અગ્નિખૂણા નીચે સુધીની 'દ' પંક્તિ છે, અને વાવ્યખુણા ઉપરથી ઈશાન ખૂણાની નીચે સુધી 'ઉ' પંક્તિ છે. તે ચારે પંક્તિના નિયમો તથા પાંચમો મધ્ય ભાગનો નિયમ ખૂબ યાદ રાખવો;"

પહેલવહેલો 'પૂ' પંક્તિના વચલા ખાનામાં આંક લખવો અને 'પૂ' પંક્તિમાં આંક લખ્યા પછી હરેક વખતે નીચે 'પ' પંક્તિના એક જમણા ખાનામાં આંક ભરિયે અને 'પ' પંક્તિથી હરેક વખતે ખૂણાખૂણ 'દ' પંક્તિ સુધી ઉંચે ચડતાં ખાનાં ભરિયે, અને 'દ' પંક્તિથી દર વખતે ઉપલી લીટીમાં 'ઉ' પંક્તિનું ખાનું ભરિયે અને 'ઉ' પંક્તિથી ખૂણાખૂણું 'પૂ' પંક્તિ સુધી ચડતાં જો વચમાં અટકે તો છેલ્લો આંક લખ્યો હોય તેની નીચેનું ખાનું ભરીને ખૂણાખૂણ 'પૂ' પંક્તિ સુધી ચડિયે, અગ્નિકોણનું ખાનું ભરાય તે પછી તેની નીચેનું ખાનું ભરવું, એ રીતે ચારે પંક્તિના નિયમો મનમાં રાખવા. (૨૨)

### त्रिपंक्ति १५ संख्यांक यंत्र.

| | | पू | | |
|---|---|---|---|---|
| इ | ८ | १ | ६ | अ |
| उ | ३ | ५ | ७ | द |
| वा | ४ | ९ | २ | नै |
| | | प | | |

### त्रिपंक्ति २४ संख्यांक यंत्र.

| | | पू | | |
|---|---|---|---|---|
| इ | ११ | ४ | ९ | अ |
| उ | ६ | ८ | १० | द |
| वा | ७ | १२ | ५ | नै |
| | | प | | |

### पंचपंक्ति ६५ संख्यांक यंत्र.

| | | | पू | | | |
|---|---|---|---|---|---|---|
| इ | १७ | २४ | १ | ८ | १५ | अ |
| | २३ | ५ | ७ | १४ | १६ | |
| उ | ४ | ६ | १३ | २० | २२ | द |
| | १० | १२ | १९ | २१ | ३ | |
| वा | ११ | १८ | २५ | २ | ९ | नै |
| | | | प | | | |

### सप्तपंक्ति १७५ संख्यांक यंत्र.

| | | | | पू | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| इ | ३० | ३९ | ४८ | १ | १० | १९ | २८ | अ |
| | ३८ | ४७ | ७ | ९ | १८ | २७ | २९ | |
| | ४६ | ६ | ८ | १७ | २६ | ३५ | ३७ | |
| उ | ५ | १४ | १६ | २५ | ३४ | ३६ | ४५ | द |
| | १३ | १५ | २४ | ३३ | ४२ | ४४ | ४ | |
| | २१ | २३ | ३२ | ४१ | ४३ | ३ | १२ | |
| वा | २२ | ३१ | ४० | ४९ | २ | ११ | २० | नै |
| | | | | प | | | | |

### नवपंक्ति ३६९ संख्यांक यंत्र.

| | | | | | पू | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| इ | ४७ | ५८ | ६९ | ८० | १ | १२ | २३ | ३४ | ४५ | अ |
| | ५७ | ६८ | ७९ | ९ | ११ | २२ | ३३ | ४४ | ४६ | |
| | ६७ | ७८ | ८ | १० | २१ | ३२ | ४३ | ५४ | ५६ | |
| | ७७ | ७ | १८ | २० | ३१ | ४२ | ५३ | ५५ | ६६ | |
| उ | ६ | १७ | १९ | ३० | ४१ | ५२ | ६३ | ६५ | ७६ | द |
| | १६ | २७ | २९ | ४० | ५१ | ६२ | ६४ | ७५ | ५ | |
| | २६ | २८ | ३९ | ५० | ६१ | ७२ | ७४ | ४ | १५ | |
| | | | ४९ | ६० | ७१ | ७३ | ३ | १४ | २५ | |
| | | | | ७० | ८१ | २ | १२ | २४ | ३५ | |
| | | | | | प | | | | | |

## पुनः सागरोक्त चतुःपंक्तिमें सम संख्यांक यंत्रक्रिया यथा.

**दोहा**—चहु पंक्तीके यंत्र कहु, प्रसंग पाई एहु;
समसंख्या तेतीसतें, अधिक चाहि सो लेहु ॥ २३ ॥

સાગર કહે છે કે, "આ કહેવાનો પ્રસંગ છે, તેથી ચાર પંક્તિઓના યંત્ર કરવાની યુક્તિ પણ કહું છું, તે તેત્રીશ ઉપરાંત એકી આંકની ગમે તે સંખ્યાનો યંત્ર કરવા ધારો તે થશે. (૨૩)

**हरिगीत छंद**—इच्छांकके अर्धांशतें, तजि आठ कहुं सो घर भरो,
द्रग नव कला मुनि वसु तिथी दश, भूमि अब कहूं सो करो;
मुनि दो त्रिखट इक आठ सर श्रुति, शेष घर भरि लीजियें.
चहुपंक्ति समसंख्यांकके, शुभ यंत्र इहि बिधि कीजियें ॥ २४ ॥

"ધારેલી સંખ્યાનું અર્ધ કરીને તેમાંથી આઠ બાદ કરી તે આંકડાથી એક એક ચડતા આંક, હું કહું તે ઘરમાં ભરો. બીજું, નવમું, સોળમું, સાતમું, આઠમું, પંદરમુ, દશમું અને પહેલું ખાનું ભરવું; પછી ત્રીજાખાનામાં સાતડો, ચોથાખાનામાં બગડો, પાંચમામાં તગડો, છઠ્ઠામાં છગડો, અગિયારમામાં એકડો, બારમામાં આઠડો, તેરમામાં પાંચડો અને ચૌદમા ખાનામાં ચોગડો ભરવો. એ રીતે ચાર પંક્તિઓના એકી આંકના ગમે તે યંત્રો બનાવિયે." (૨૪)

**चतुःपंक्ति २४**
**सम संख्यांक यंत्र.**

| | | | |
|---|---|---|---|
| १६ | ९ | ७ | २ |
| ३ | ६ | १२ | १३ |
| १० | १५ | १ | ८ |
| ५ | ४ | १४ | ११ |

**चतुःपंक्ति ६४**
**सम संख्यांक यंत्र.**

| | | | |
|---|---|---|---|
| ३१ | २४ | ७ | २ |
| ३ | ६ | २७ | २८ |
| २५ | ३० | १ | ८ |
| ५ | ४ | २९ | २६ |

**दोहा**—सो सुनि भारतिनंद कवि, ओरहि कवि रविजोति;
सात पंक्तिके यंत्र विधि, बांट दिये यह मोति. ॥ २५ ॥
पुनि चहु मालाकार किय, इत इक भूपति आय;
हमकुं अत्तर शीशि दिय, सो क्यों बांटी जाय. ॥ २६ ॥

अत्तर पूरित तिहु शिशी, बतिस बतिस तोलेहु;
ठल्ली पच्चिस सातकी, चहुकों बांटी देहु. ॥ २७ ॥

તે સાંભળીને ભારતિનંદ કવિએ તથા રવિજ્યોતિ કવિએ, સાત પંક્તિનો યંત્ર કરવાની રીતે તે મોતી વહેંચી આપ્યાં; અને દરેક જણને એકસોપંચોતેર રૂપીઆની કિંમતનાં સાત સાત મોતી આવ્યાં. (૨૫) "વળી ચાર માળીઓએ કહ્યું કે; અહીં એક રાજા આવ્યો હતો, તેણે અમને અત્તરની શીશીઓ આપી છે, તે "કાંટા વગર કે તોલા વગર" શી રીતે વહેંચી શકાય? (૨૬) બત્રિશ બત્રિશ તોલાની ત્રણ શીશીઓ ભરેલી છે, અને પચીશ ને સાત તોલાની બે ઠાલી શીશીઓ છે. અત્તર અમને વહેંચી આપો. (૨૭)

## सागरोक्त अत्तर बांटनेको.

**कवित**—चार बेर सात भर डारकें पचीसमें,
पचीसकी ठलाइ तामें तीन सोइ डारियें;
फेर तीन बेर सात डारतें चोवीस होत,
पूरनसें पूरी एकतीस दूर धारियें;
दोनुमें ठलाइ पच्ची, फीर ऐसें दूजे,
एकतीस धरी, पच्चीसमें चोवीस उतारियें;
तीस रहें दस तामें सात सात एकतीस,
डारीकें सागर कहे, बांटन बिचारियें. ॥ २८ ॥

સાગરે કહ્યું કે,—"સાત ભારની શીશી ચારવાર ભરી ભરીને પચીશ ભારનીમાં નાંખતાં જે ત્રણ ભાર વધે તે પચીશ ભારની શીશી પાછી બત્રીશ ભારનીમાં ખાલી કરીને તેમાં નાંખવું. ફરીથી ત્રણવાર સાત ભારની ભરી ભરીને તેમાં નાંખતાં ચોવીશ ભાર થાય, તેમાં બત્રીશ ભારની બીજી ભરેલી શીશીમાંથી એક ભાર નાંખીને તે એકત્રીશ તોલા ભારવાળી શીશી વેગળી મૂકવી. પછી પચીશ ભારની શીશી સાત ભારનીમાં તથા બત્રીશ ભારની જે ઘણી અધુરી છે તેમાં ઠાલવીને વળી ઉપર કહ્યા પ્રમાણે બીજી બત્રીશ ભારની શીશીમાં એકત્રીશ ભાર રાખીને તે પણ વેગળે મૂકવી. વળી એ જ રીતે પચીશ ભારનીમાં ચોવીસ ભાર નાંખિયે, એટલે ત્રીજી શીશીમાં દશ તોલા ભાર અત્તર રહેશે; તેમાં વેગળે મૂકેલી બે શીશીઓમાંથી સાત સાત ભાર નાખતાં ચારે ભાગ સરખા થઈ રહેશે. એ વિચારીને વહેંચી લ્યો." (૨૮)

## पुनः एक मालाकारको प्रश्न–निंबु विषे.

कवित–माली कहे मेरै नीँबु तीस, मैं बेकन चल्यो,
परोसीहु तीस मोकुं बेकनकों दीयही;
मेरे तो पेसेके तीन, उनके पेसेके दोय,
बेकाय तो बेकहू युं परोसीने कीयही;
दोनुं पेसे पांच पांच साठिहु नींबु में बेके,
बोत ग्राहकसें पेसे चहूबीस लीयही;
मेरे पेसे दस लिये, वह पंचदश मंगे,
एक पेसा न्यून रह्या तातें जरे जीयही. ॥ २९ ॥

વળી એક માળીએ કહ્યું કે,–"મારાં ત્રીસ લીંબુ હું વેચવા જતો હતો, ત્યારે મારા પાડોશીએ પણ બીજાં ત્રીશ લીંબુ મને વેચવા આપ્યાં. તેમાં મારે તો પૈસાનાં ત્રણ વેચવાં હતાં અને તેણે કહ્યું કે મારાં તો પૈસાનાં બે લેખે વેચાય તો જ વેચજે, એમ કહ્યું. પછી તે સાઠે લીંબુ બે પૈસાનાં પાંચ લેખે મેં વેચ્યાં, તે ઘણાંક ઘરાકો લઇ ગયાં. તેના ચોવીશ પૈસા મેં લીધા. તેમાંથી મેં મારા દસ પૈસા લીધા અને પાડોશીએ પોતાના પંદર પૈસા માગ્યા. તેમાં એક પૈસો ઓછો રહ્યો, તેથી મારો જીવ દાઝે છે. (૨૯)

दोहा–पेसेकी न बिसात कछु, जात बडो इतबार;
कलंक लागे कपटको, ताकी फिकर अपार. ॥ ३० ॥

"પૈસાની તો કાંઈ વિસાત નથી, પણ મોટો વિશ્વાસ જાય છે અને કપટ કર્યાનું કલંક લાગે, તેની ઘણી ફિકર છે." (૩૦)

## सागरोक्त उत्तर यथा.

कवित–सुनो स्त्रजकार स्नेह सागर सुनावे सही,
बारह पंचक निंबु तुमें वेक आयेहें;
छेंतीस तो यामें एक पेसेके बिकाये तीन,
चोवीसही यामें पेसेहि दोनुं बिकायेहे;
तीन पेसेके युं खट, हुते सो दो पेसे बेके,
तातें एक पेसा यामें, ऊन उपजायेहे;

जो कोउ बडो ब्यापारी मोती यों बेचे तो जानो;

पचीस सहस्त्र धन सहस्त्र गुमायेहे. ॥ ३१ ॥

સ્નેહથી સાગર કહે છે કે,–"હે માળી ! સાંભળ, બાર પંચકડાં લીંબુ તું વેચી આવ્યો, તેમાં છત્રીશ લીંબુ તો એક પૈસાના ત્રણને ભાવે વેચાયાં અને ચોવીશ લીંબુ એક પૈસાનાં બેને ભાવે વેચાયાં, એ રીતે ત્રણ પૈસાનાં ૭ લીંબુ હતાં, તે બે પૈસામાં ગયાં, તેથી એમાં એક પૈસો ઓછો ઉપજ્યો છે. જો કોઈ મોટો વેપારી, એ રીતે મોતી વેચે તો જાણવું કે, તેણે પચીશહજાર રૂપિયાના વેપારમાં એકહજાર રૂપિયા ખોયા. (૩૧)

**दोहा**–सो सुनिकें स्त्रजकारको, टर्यो हृदयतें रोष;

दोष बडोहे कपटको, भूलहि बडो न दोष. ॥ ३२ ॥

તે સાંભળીને માળીના અંતરની દિલગીરી મટી, કેમકે કપટનું મહાપાપ છે, પણ ભૂલનું મોટું પાપ નથી. (૩૨)

## पुनः मालाकारोक्त फल विषे प्रश्न.

**दोहा**–इत देवालयहे बहुत, मैं दर्शन करि आउं;

इक इक बढते फल धरन, कितने फल लेजाउं ॥ ३३ ॥

વળી એક માળીએ પૂછ્યું કે, "આંહીં દેવ મંદિર ઘણાં છે. ત્યાં હું દર્શન કરી આવું. પણ ત્યાં એકને એક, બીજાને બે, ત્રીજાને ત્રણ, એમ એકેકુ વધતું ફળ ભેટ કરવાને કેટલાં ફળ લઈ જાઉં ?" (૩૩)

## सागरोक्त उत्तर.

**दोहा**–अर्धे गुने अंत्यांकतें, करहु सइक अंत्यांक;

इतने फल ले जाहु तित, याद रखी यह आंक. ॥ ३४ ॥

जो शत देवल होइतो, एक मिलाई तास;

होत करत पंचास गुन, पंच सहस पंचास. ॥ ३५ ॥

दो तिन चहु बढते धरो, तो तिन भेद सुनाउं;

दुगुन त्रिगुन चहुगुन करी, सो संख्या ले जाउं. ॥ ३६ ॥

સાગરે કહ્યું કે,–"મંદિરની સંખ્યાના છેલ્લા આંકમાં એક મેળવીને તેને છેલ્લા આંકના અરધા ગુણા કરો. તે આંકડા યાદ રાખીને એટલાં ફળ લઈ જાઓ. (૩૪)

જો સો દેવળ હોય, તો તેમાં એક મેળવીને, તેને પચાસ ગુણા કરતાં પાંચ હજાર ને પચાસ થાય. ( ૩૫ ) જો પહેલે મંદિરે બે ફૂળ મૂકીને પછી પ્રત્યેક મંદિરે બબ્બે વધતાં મૂકો તો ઉપર કહેલી સંખ્યાને બમણી કરીને લઈ જાઓ; અને જો પહેલે મંદિરે ત્રણ મૂકીને પછી ત્રણ ત્રણ વધતાં મૂકો, તો ત્રગણી કરો અને જો પહેલે મંદિર ચાર મૂકીને ચાર ચાર ફૂળ વધતાં મૂકો તો ઉપર કહેલી સંખ્યાને ચારગણી કરીને લઈ જાઓ. ( ૩૬ )

गाहा—बद्रीकाश्रम स्थाने, गनिताश्चर्यं कृतं सु सागर ज्युं;
एकाशित्यभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ ३७ ॥

બદ્રિકાશ્રમમાં સાગરે ગણિતનો ચમત્કાર બતાવ્યો, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ એકાશીમી લહેર સંપૂર્ણ થઈ. ( ૩૭ )

इतिश्री प्रबीनसागरे बद्रिकाश्रमे सागर कृत गणिताश्चर्य प्रसंग बर्नन नामनी एकासीमी ल्हेरनी "रसपूर्णा" टीकानो एकाशीतितमस्तरंगः ॥ ८१ ॥

# લહેર ૮૨ મી.

## મનછાપુર આગમન અને નક્ષત્ર ભેદ કથન.

दोहा—बद्रिनाथकुं बंदिकें, चले सु सातों मिंत;
मनछापुरीको मग लियो, पूर्न धरी मन प्रीत. ॥ १ ॥
वांसें मनछापुरि सु पथ, उर धारत अनुमान;
कहत पंचशत कोश सब, तीन मास पथ जान. ॥ २ ॥
द्वादश दिन जब पथ चले, गिरिबन गहन मझार;
पंचसप्तती कोश चालि, तब आये हरद्वार. ॥ ३ ॥

બદ્રિનાથને નમસ્કાર કરીને તે સાત મિત્રો ચાલ્યા અને મનમાં પૂરી પ્રીત ધરીને મનછાપૂરીનો રસ્તો લીધો. ( ૧ ) ત્યાંથી મનછાપૂરીનો રસ્તો મનમાં અનુમાન ધારતાં પાંચસે ગાઉ[1] થાય, એમ સૌ કહે છે અને તે ત્રણ મહિનાનો રસ્તો જાણો. (૨) જ્યારે પર્વતોમાં ને મોટા જંગલમાં બાર દિવસ સુધી

[1] અંગ્રેજી બે માઈલનો ગાઉ સમજવો.

મુસાફરી કરી, ત્યારે ૭૫ ગાઉ ચાલીને શ્રી હરદ્વાર આવ્યા. તેને માયાપુરી કહે છે. ( ૩ )

चोपाई–वां दिन पंच मुकामहि कीने, पुनि हस्तिनापुरी पथ लीने;
वां बिचमें इक अरन्य आयो, निशा प्रवास करन मन भायो.
चलत चलत अध रेनि बिहाई, पंथिक मंडलि सन्मुख आई;
कृष्ण निशा नहि शशि नभ मांही, तरु संघट पथ सूजत नांही.
कित पूरव कित पच्छिम होई, वह पंथिक नहि जानत कोई;
हे उनकूं दछिन दिश जाने, पुनि उत्तर पथ लीन अजाने.
सागरपें बूझ्यो इन जबही, भूल गये दिश जान्यो तबही;
उलट चली दों जोजन आये, पंथिक वह पुनि पुनि पिछताये.
पिछ चले सागरके संगा, बात करत उर बढ्यो उमंगा;
कहें पंथिक सागरपें बानी, दिनकर बिन हम दिशा न जानी. ॥ ४ ॥

ત્યાં પાંચ દિવસ મુકામ કર્યો. પછી દિલ્લીનો રસ્તો લીધો. ત્યાં વચમાં એક જંગલ આવ્યું, તેમાં રાત્રિયે ચાલવાની મનમાં ઇચ્છા થઈ. ત્યાં ચાલતાં ચાલતાં અરધી રાત ગઈ, તેવારે મુસાફરોની એક મંડળી સામી આવીને મળી. તે રાત અંધારી હતી, આકાશમાં ચંદ્ર ન હોતો અને ઝાડ ઘાટાં હતાં, તેથી રસ્તો સૂજતો ન હોતો. કઈ તરફ પૂર્વ અને કઈ તરફ પશ્ચિમદિશા હશે, તે તે મુસાફરોમાંના કોઈ જાણતાં ન હોતાં. તેઓને દક્ષિણદિશા તરફ જવાનું હતું, પણ ભૂલથી ઉત્તરદિશાનો રસ્તો લીધો હતો. એણે જ્યારે સાગરને પૂછ્યું, ત્યારે જાણ્યું કે અમે દિશા ભૂલ્યાં છીએ; અવળા ચાલીને તેઓ બે જોજન આવ્યાં હતાં, તેથી વારે વારે પસ્તાવા લાગ્યાં. પછી પાછા ફરીને સાગરની સાથે ચાલ્યાં અને વાતો કરતાં કરતાં મનમાં આનંદ વધ્યો ત્યારે મુસાફરોએ સાગરને વાણી કહી કે, "અમે સૂરજ વિના દિશા જાણી નહીં." (૪)

दोहा–नछत्र जाने निधि कहे, तो नहि दिशा भुलाँइ;
गइ रजनी कितनी घूरी, सोइ पुनी समजाँइ ॥ ५ ॥
बिनय करी पंथिक कहे, कहहू उडगन नाम,
तब सागर नछत्रके, कहे कवित तिहि ठाम ॥ ६ ॥

ત્યારે સાગરે કહ્યું કે, જો નક્ષત્રને ઓળખતાં હોય તો દિશ, ભૂલાય નહીં અને કેટલીક ઘડી રાત ગઈ છે, તે પણ સમજાય: (૫) ત્યારે તે મુસાફરોએ વિનતિ કરીને કહ્યું કે, તારાઓનાં નામ કહો. ત્યારે સાગરે તે ઠેકાણે નક્ષત્રોનાં કવિત કહ્યાં. (૬)

## सागरोक्त नछ्त्र तारा संख्या यथा.

**कवित**-अश्विनी के तीन तारे तीन तारे भरनी के,
कृतिकाके खट रोहिनि के पंच जानियें,
तीनमृग शिरषके, आरद्राको एक पुनि,
पुनर्वसु चहु, तिहु पुष्यके प्रमानियें;
अश्लेषाके पंच शुभ, मघाके मँजुल पंच,
पूरवा उत्तरा दोनुं, दोनुं पहिचानियें;
हस्तहुके पंच, चित्रा स्वाति हूको एक एक,
बिषाखाके बेद अनुराधा बेद आनियें. ॥ ७ ॥
ज्येष्ठा तीन धार मूलग्यार, पूर्वाषाढा दोय,
उत्तराके दोय अभिजीत तारे तीन हे;
श्रवणके तीन पुनी, धनिष्ठाके श्रृति सम,
शतभिषा शत तारे, किरतार कीनहे;
पूर्वाभाद्रपद दोय, उत्तराके उभय हे,
रेवतीनें बत्तिश, ललीत तारे लीन हे;
सब मिलि दोसें ओर एकबीस उडगन,
नछत्र अढाइस पिछानत प्रबीन हे. ॥ ८ ॥

આ (૧) અશ્વિનીના ત્રણ તારા, (૨) ભરણીના ત્રણ તારા, (૩) કૃત્તિકાના છ અને (૪) રોહિણીના પાંચ જાણો. (૫) મૃગશિરના ત્રણ, (૬) આરદ્રાના એક, (૭) પુનર્વસુના ચાર અને (૮) પુષ્યના ત્રણ પ્રમાણો. (૯) અશ્લેષાના પાંચ, (૧૦) મઘાના સુંદર પાંચ, (૧૧) પૂર્વા ફાલ્ગુની ને (૧૨) ઉત્તરા ફાલ્ગુનીના બબ્બે જાણવા. (૧૩) હસ્તના પાંચ, (૧૪) ચિત્રા ને (૧૫) સ્વાંતિનો એકેકો, (૧૬) વિષાખાના ચાર અને (૧૭) અનુરાધાના પણ ચાર મનમાં લાવિયે. (૭) (૧૮) જ્યેષ્ઠાના ત્રણ ધારો, (૧૯) મૂળના અગિયાર, (૨૦) પૂર્વાષાઢા ને (૨૧) ઉત્તરાષાઢાના બબ્બે,

અને (૨૨) અભિજિતના તારા ત્રણ છે. (૨૩) શ્રવણના ત્રણ, (૨૪) ધનિષ્ઠાના ચાર ને પરમેશ્વરે (૨૫) શતભિષાના સો તારા કર્યા છે. (૨૬) પૂર્વાભાદ્રપદના બે અને (૨૭) ઉત્તરાભાદ્રપદના બે છે અને (૨૮) રેવતિએ સુંદર બત્રિશ તારા લીધા છે. તે બધા મળીને બસે ને એકવીશ તારા છે, એ રીતે અઠ્ઠાવિશ નક્ષત્રોને ડાહ્યા માણસો જાણે છે. (૮)

## नक्षत्र आकार कथन.

कवित–अश्वमुख त्रिकोन रु छुर अरु शकट हे,
मृगमुख मनि गृह, बान चक्र मानिये;
सदन मंचक सज्या, पंझा मोती प्रवाल हे,
तोरण रु बलिदान कुंडल पिछानिये;
सिंहपुच्छ गजदंत, मंचक त्रिकोन शुभ,
त्रिभुवन मृदंग रु वर्तुल ज्युं जानिये;
मंचक रु जुगल स्वरूप और मृदंग हे,
नछत्र अठाइस आकृति उर आनिये. ॥ ९ ॥

અશ્વિની ઘોડાના મુખને આકારે, ભરણી ત્રિકોણાકારે, કૃત્તિકા અસ્ત્રાના ફળાને આકારે–જેને "ઝુમખું" કહે છે તે, રોહિણી ગાડાને આકારે–જેને "ગાડલી" કહે છે તે, મૃગશિર હરણના મુખને આકારે, આરદ્રા હીરા જેવી, પુનર્વસુ ઘરને આકારે, અશ્લેષા સર્પના ઘુંચળાને આકારે, મઘા ઘરના છાપરાને આકારે છે–તેને "ગોમુત્રિકાનો આકાર" પણ કહેવાય. પૂર્વાફાલ્ગુની માંચડાને આકારે અને ઉત્તરાફાલ્ગુનીના બે તારા મળવાથી તે ચારે થઇને પલંગનો આકાર થાય છે. હસ્ત પંઝાને આકારે, ચિત્રા મોતીને આકારે, સ્વાતિ પ્રવાળા જેવી છે, અર્થાત્ લગાર રતાશ ઉપર છે. વિશાખા તોરણને આકારે, અનુરાધા જમતાં થાળી પાસે બળિદાન મૂકે છે તેવે આકારે, પણ જરા વાંકીહાર છે. જ્યેષ્ઠા કુંડળમાં ત્રણમોતીની હાર હોય, તેવે આકારે છે. મૂળ સિંહના પુછડાને આકારે, પૂર્વાષાઢા હાથીના બે દાંતને આકારે છે. ઉત્તરાષાઢા માંચડાને આકારે, અભિજિત ત્રિકોણાકારે, શ્રવણ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળની પેઠે ઉપરા ઉપરી છે. ધનિષ્ઠા ઢોલકને આકારે ને શતભિષા ગોળ ચારણી જેવે આકારે જાણો. પૂર્વાભાદ્રપદ મોટા માંચડાને આકારે, ઉત્તરાભાદ્રપદ બે તારા સરખા જોટાને આકારે છે. પણ તે બે નક્ષત્રના ચારે તારા મળીને મોટા ચોકને આકારે દેખાય છે. રેવતી મોટા મૃદંગને આકારે છે. એ રીતે અઠ્ઠાવીસ નક્ષત્રોના આકાર મનમાં રાખિયે. (૯)

## दक्षिणचारी, मध्यचारी तथा उत्तरचारी कथन.

कवित-रोहिणी रु मृगशीर आरद्रा रु हस्त पुनि,
चित्रा विषाखा रु अनुराधा जेष्टा जानिये;
मूल अरु षाढा दोउ वीश कला शतभिषा,
बारह सो दच्छन चारी यों उर आनिये;
अश्वी भरनी कृतिका पुनर्वसु फाल्गुनी दो,
स्वाति अभिजीत अरु, श्रवन बखानियें;
धनिष्टा दो भाद्रपद उत्तरचारी हे यहे,
मध्य पुष्य सार्प्य मघा रेवती प्रमानिये. ॥ १० ॥

રોહિણી, મૃગશિર, આરદ્રા, હસ્ત, ચિત્રા, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અને શતભીષાની વીશ કળા. એ બાર નક્ષત્રો દક્ષિણચારી અર્થાત્ કાંઇક દક્ષિણ તરફ ચાલતાં જણાય છે, એમ મનમાં લાવો અને શતભિષાની બાકી કળા મધ્યચારી છે. અશ્વિની, ભરણી, કૃત્તિકા, પુનર્વસુ, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, સ્વાતિ, અભિજિત, શ્રવણ, ધનિષ્ઠા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, એ બાર નક્ષત્રો ઉત્તરચારી છે અને પુષ્ય, અશ્લેષા, મઘા તથા રેવતી એ ચાર મધ્યચારી છે એમ પ્રમાણિયે. (૧૦)

दोहा-पेखो मृगशिरके पिछे, पूर्व दिशा प्रति जेह;
लुब्धकको तारो ललित, अति चलकत हे एह. ॥ ११ ॥
सपाद दो नछत्रमें, हे मेषादिक राशि;
ध्रुव तारा उत्तर दिशी, रहे सदैव प्रकाशि. ॥ १२ ॥
मघा नछत्र उदीत तब, उदित होत ऋषि सात;
कर्क उदित तब दच्छिनहि, ऋषि अगस्त दरशात. ॥ १३ ॥
कर्कराशिरू मकरपें नभगंगा लखि लेहु;
उत्तर दछिन बाहिनी, अविलोकहु पुनि एहु. ॥ १४ ॥
मंगल आदिक ग्रह जिते, यह ओसरहि दिखात;
सो सबहिकुं दिखाइकें, सागर नाम सुनात. ॥ १५ ॥

જુઓ મૃગશિર (જેને "હરણી" કહે છે તે)ની પાછળ પૂર્વ દિશા તરફ સુંદર લુબ્ધકનો તારો છે, એને આહેડી શિકારી પણ કહે છે. તે ઘણો ચળકે છે. (૧૧) સવા બબ્બે નક્ષત્રમાં મેષ આદિક બાર રાશિઓ છે અને ઉત્તર દિશામાં હમેશાં ધ્રુવનો તારો પ્રકાશી રહે છે. (૧૨) જ્યારે મઘા નક્ષત્ર ઉગે, ત્યારે ઉત્તરમાં સપ્તઋષિ ઉગે છે, (તે સાતમાંના પહેલા બે તારા ઉગે છે!) અને જ્યારે કર્કરાશિ ઉગે, ત્યારે દક્ષિણમાં અગસ્ત ઋષિનો તારો દેખાય છે. (૧૩) કર્કરાશિમાં અને મકરરાશિમાં આકાશગંગા જોઈ લેવી, તે ઉત્તર દક્ષિણ વહતી હોય એમ જોવી. (૧૪) પછી મંગળ આદિક જેટલા ગ્રહ તે વખતે દેખાતા હતા, તે સાગરે સૌને દેખાડીને તેનાં નામ સંભળાવ્યાં. (૧૫)

## नक्षत्रोपरि मास नाम कथन.

**छप्पय**—कृतिका, मृगशिर, पुष्य, मघा, फाल्गुनि, चित्रा, पुनि;
बिशाषा रु जेष्टाहि, ओर षाढा रु श्रवन सुनि;
भाद्रपद रु अश्विनी, सोइ नक्षत्रहु बारे;
बार मासके नाम, एहि ऊपरसें धारे;
सो मास पूर्निमामें शशी, सो नछत्र ढिग आवही;
गत रात्रि मान वह मासमें, सो नछत्रतें पावही. ॥१६॥

કૃત્તિકા ઉપરથી કારતક, મૃગશિર ઉપરથી માગશર, પુષ્ય ઉપરથી પોષ, મઘા ઉપરથી માઘ, ઉત્તરાફાલ્ગુની ઉપરથી ફાગણ, ચિત્રા ઉપરથી ચૈત્ર, વિશાખા ઉપરથી વૈશાખ, જ્યેષ્ઠા ઉપરથી જેઠ, ઉત્તરાષાઢા ઉપરથી આષાઢ, શ્રવણ ઉપરથી શ્રાવણ, પૂર્વાભાદ્રપદ ઉપરથી ભાદરવો અને અશ્વિની ઉપરથી આસો. એ રીતે તે બારે નક્ષત્રો ઉપરથી બાર મહિનાનાં નામ પાડેલાં છે અને તે મહિનાની પૂનમે તે નક્ષત્ર પાસે ચંદ્રમા આવે, માટે કેટલી ઘડી રાત્રિ ગઈ છે, તેનું પ્રમાણ તે મહિનામાં તેના નક્ષત્ર ઉપરથી મળે—મતલબ કે જેમ સૂરજ કેટલો ચડ્યો છે, તે જોઈને કેટલી ઘડી દિવસ ચડ્યો છે, તેનું અનુમાન કરિયે છિયે, એ જ રીતે આખા કાર્તિક મહિનામાં કૃત્તિકા નક્ષત્ર જેટલે ઉચુ ચડ્યું હોય, તેટલી ઘડી રાત ગઈ, એવું અનુમાન કરવું. એ જ રીતે બારે માસવિષે જાણવું. (૧૬)

**कवित**—ऐसें हरद्वारहुसें चले तीन द्योस तब,
शाहरनपूर पंचबीश कोश आयेहे;
वांसे दोउ दिन चली आये सो अठारे कोस,
मुजफरनगरमें आई ठहराये हें;

वांसें दुहु द्योस चली आयेहे मिरतपूर,
सो पुनि अठारे कोश चले युं कहाये हे;
दोदिने गाजियाबाद आये बिद्या कोस चली,
सात कोस वांसें हस्तिनापूरीकुं पायेहे. ॥ १७ ॥

એ રીતે હરદ્વારથી ત્રણ દિવસ ચાલ્યા ત્યારે, પચીસ ગાઉ શાહરનપૂરમાં આવ્યા. તેઓ ત્યાંથી બે દિવસ ચાલીને તે અઢાર ગાઉ આવ્યા, ત્યારે મુઝફ્ફરનગરમાં આવીને રહ્યા. ત્યાંથી બે દિવસ ચાલીને મિરતપૂર આવ્યા, તે પણ અઢાર ગાઉ ચાલ્યા એમ કહેવામાં આવ્યું. પછી ચૌદ ગાઉ ચાલીને બે દિવસે ગાજિયાબાદ આવ્યા, ત્યાંથી સાત ગાઉ હસ્તિનાપૂરિ એટલે દિલ્લી શહેરને પહોચ્યા. (૧૭)

**दोहा**—वा दिन पंच मुकाम करि, किय जमुनांजल स्नान;
तित वसु गुन भुमि कोश पथ, पुष्कर कियो प्रयान. ॥ १८ ॥

ત્યાં પાંચ દિવસ મુકામ કરીને, જમુનાજીના જળમાં સ્નાન કર્યું. ત્યાંથી (૧૩૮)[1] એકસો ને આડત્રીશ ગાઉ પુષ્કરજીને રસ્તે પ્રયાણ કર્યું. (૧૮)

**कवित**—दिल्लिहुसें द्योस पंच आये चले अलवर,
प्रांन बेदें कोश यह पंथको प्रमानहे;
वांसें षट द्योस चली आये जयपूर प्रति,
वसु बेदें कोस पंथ करिकें प्रयानहे;
वांसें पंच द्योस चली गयेहे किसनगढ,
कहत छेंतीस कोस जानत सुजानहे;
एक द्योस चली नवकोस अजमेर आये,
पुष्कर तिरथ जिहां पवित्र संस्थानहे. ॥ १९ ॥

દિલ્લીથી પાંચ દિવસ ચાલીને અલવર શહેરમાં આવ્યા. તે રસ્તાનું પ્રમાણ પિસતાલીસ ગાઉનું છે. ત્યાંથી છ દિવસ ચાલીને, અડતાલીસ ગાઉનો પંથ કરીને જયપૂરમાં આવ્યા, ત્યાંથી પાંચ દિવસ ચાલીને કિસનગઢ ગયા, તે છત્રિશ ગાઉ કહેવાય છે, તે ડાહ્યા માણસો જાણે છે. ત્યાંથી એક દિવસે નવ ગાઉ ચાલીને જ્યાં પુષ્કર તીર્થનું પવિત્ર સંસ્થાન છે, ત્યાં અજમેર આવ્યા. (૧૯)

---

૧ કવિતામાં હરેક જગાએ કહેલા સંખ્યાંક વામ ઉલટ લેવાના છે. જેમ આમાં ઉપર કવિતામાં ૮ ૩ ૧ એમ આવ્યા તે ૧૩૮ વાંચવા. તેમ જ નીચેના કવિતમાં છે.

## चामर छंद.

पंच द्योस वां रही पुनी करी त्वरा चले, कोस बॉन भक्ति मान आय अर्बुदाचले;
पच्छ एक पंथमें बहाय आयहे तिते, अर्बुदाभवॉनि शंभु अचलेश हे जिते;
द्योस दो रही चले जबहि शास्त्र जोजनं, आय सिद्धक्षेत्र तीर्थ स्नानके प्रयोजनं;
चार द्योस पंथमें चलंत वां बिती गये, पंच द्योस वां रही सु देव दर्शनं किये.
फेर अष्ट जोजनं चली रखी सु यादमें, चार द्योस सें गये अहंमदाहिबादमें;
बार जोजनं रही पूरी प्रबीन बासकी, आय तित पूर्णिमा भई ज्यु पोसमासकी.
शास्त्र संख्य द्योस सोइ बाटमें बिहाईकें, पूर्न मोद पाय सो पुरी प्रसिद्ध पाइके.२०

પછી ત્યાં પાંચ દિવસ રહીને ઉતાવળ કરીને ચાલ્યા અને પંચાણું ગાઉ ચાલ્યા એટલે આબુજીએ આવ્યા. તે રસ્તામાં એક પખવાડિયું વીતાડીને જ્યાં અર્બુદાભવાની અને અચલેશ્વર મહાદેવ છે ત્યાં આવ્યા. ત્યાં બે દિવસ રહી ત્યાંથી ૭ જોજન એટલે ચોવીશ ગાઉ ચાલ્યા અને તીર્થમાં સ્નાન કર્યાના પ્રયોજનથી સિદ્ધપુરમાં આવ્યા. તે રસ્તામાં ચાલતાં ચાર દિવસ વહી ગયા અને ત્યાં પાંચ દિવસ રહીને દેવનાં દર્શન કર્યાં. પછી આઠ જોજન એટલે બત્રીસ ગાઉ ચાલીને, મનમાં યાદ રાખીને, ચાર દિવસે અમદાવાદમાં ગયા, ત્યારે પ્રવીણને રહેવાની મનછાપૂરી[1] અડતાળીસ ગાઉ રહી, જ્યારે પોષમહિનાની પૂનમ થઈ ત્યારે મનછાપૂરીમાં આવ્યા; તે રસ્તામાં ૭ દિવસ વીતાડીને તે પ્રસિદ્ધ શહેર પામીને સંપૂર્ણ આનંદ પામ્યા. (૨૦)

दोहा—सायं समय भयो जबे, तब आये तिहि ठाम;
सातों संन्यासी किये, नृप आराम मुकाम. ॥ २१ ॥

જ્યારે સંધ્યાકાળ થયો, ત્યારે તે ઠેકાણે આવ્યા અને તે સાતે સંન્યાસિયોએ રાજાના બાગમાં મુકામ કર્યો. (૨૧)

## भ्रांतापह्नुति अलंकार.

कवित—सागर कहत प्रियमित्र पेखो पुर प्रति,
जगमगे चंद्रबिंब जेसो रूप जिनको;
झरुखातें झांखतीहे इत प्रानप्रिया मेरी,
तातें तिहि दिशा प्रति दीसे मुख तिनको;

---

૧ લીંબડી શહેર બરાબર અમદાવાદથી ૪૮ ગાઉ થાય છે.

रुदन कियेसें नेन कज्जर बहायो तातें,
दिसे यह श्याम दाग आननमें इनको;
एसें सुनि उत्तर यों भाखत भारतीनंद,
वह बिधुबिंब, नांहि बदन प्रबीनको. ॥ २२ ॥

સાગરે કહ્યું કે–"હે મિત્રો! શહેર તરફ જુઓ, કે જેનું રૂપ ચંદ્રમંડળ જેવું ઝગમગે છે ને મારી પ્રાણપ્રિયા ઝરુખામાંથી આ તરફ જુએ છે, તેથી તે દિશા તરફ આ તેનું મુખ દેખાય છે. રુદન કરવાથી તેની આંખનું કાજળ રેલાયું છે, તેથી તેનો આ કાળો ડાઘ તેના મુખમાં દેખાય છે." એવું સાંભળીને ભારતિનંદે એવો જવાબ દીધો કે 'એ તો ચંદ્રમડળ છે, પ્રવીણનું મુખ નથી." (૨૨)

## छंद भुजंग प्रयात.

मिली मिंत सातोहि चर्चा चलाई, रही बागमें रेन सारी बिताई;
प्रभातं पुनी मालिनीकुं बुलाई, कुसूमं प्रति ताहि बेगं पठाई.
वहां मालिनी जाय संदेश दीनो, कुसूमं सुनी ऊर आनंद लीनो;
प्रबीनं प्रति ब्रह्मनी बात खोली, तबे सो कुसूमं प्रति यौंहि बोली.
कहो बंदना बागमें जाय मेरी, दशा मेरि ताकुं कहेनां सबेरी,
अबे पानिमें लेखिनी नां ग्रहाती, प्रियंमित्र प्रत्यं लिखों कैसे पाती ?
पुनी हंसको चित्र ब्रह्मीकुं दीनो, निधीकुं सु देहु मुखं युंहि कीनो;
निधीकों मिली मूख संदेश ल्याओ, वहां जायके अत्रही सद्य आओ.
चढी चक्रिपें सो कुसूमं सिधाई, निधी पास उद्यानमें आप आई.।२३।

એ રીતે સાતે મિત્રોએ મળીને ચર્ચા ચલાવી અને તે બાગમાં રહીને, આખી રાત વીતાડી. પછી સવારમાં માલણને બોલાવીને તેને કુસુમાવળી પાસે તરત મોકલી. માલણે ત્યાં જઇને સદેશો દીધો. તે સાંભળીને કુસુમાવળી મનમાં આનદ પામી અને તે બ્રાહ્મણિયે પ્રવીણની પાસે તે વાત જાહેર કરી. ત્યારે પ્રવીણ કુસુમાવળી પ્રત્યે એમ બોલી કે, "તમે બાગમાં જઇને મારી વંદના કહો અને હે સખી! મારી બધી દશા તેમને કહેવી અને હવે મારાથી હાથમાં લેખણ ઝલાતી નથી, માટે પ્રિયમિત્ર પ્રત્યે શી રીતે પત્ર લખું?" એમ કહીને વળી એક હંસનું ચિત્ર હતું, તે બ્રાહ્મણીને આપ્યું અને મોઢેથી એમ કહ્યું કે, આ સાગરને આપજો અને સાગરને મળીને તેના મોઢાનો સદેશો લાવજો અને ત્યાં જઇને પાછાં અહીં

તરત આવજો. પછી તે કુસુમાવળી રથમાં બેશીને ગઈ અને પોતે બાગમાં સાગરની પાસે આવી. (૨૩)

दोहा–कुसुमहि आशीषा कही, तब निधि किये प्रनाम;
कुसुमहि बूझी कुशलता, सागरकों तिहि ठाम. ॥ २४ ॥
कहि निधिने निज कुशलता, बूझि प्रबिनकी गाथ;
चित्र हंसको तब उने, दियो निधीके हाथ. ॥ २५ ॥
कही दशा पुनि प्रबिनकी, निधि सुनि भये उदास;
हंस उपरि धरि मदनफल, दियो कुसुम कर तास. ॥ २६ ॥
कह्यो पुनी हम जायगे, नेनतरँग शिव थान;
शिवरात्री पर वाहि थल, आवै कहहु सुजान. ॥ २७ ॥
ब्रह्मी आयस मांगिकें, गई प्रबीन हझूर;
दियो हंस पुनि मदनफल, सुजान समजी ऊर. ॥ २८ ॥
पुनि ब्रह्मनी प्रबीनकों, कहि सागरकी बान;
"शिवरात्री पर शिव सदन, आवहु करी प्रयान." ॥ २९ ॥

કુસુમાવળીએ તેમને આશીર્વાદ કહ્યા, ત્યારે સાગરે તેને પ્રણામ કર્યા, ત્યારે તે ઠેકાણે કુસુમાવળીએ સાગરને કુશળતા પૂછી. (૨૪) પછી સાગરે પોતાની કુશળતા કહીને પ્રવીણની વાત પૂછી. ત્યારે તેણે હંસનું ચિત્ર સાગરના હાથમાં આપ્યું. મતલબ કે તેનો હંસ એટલે જીવ તમારી પાસે છે. (૨૫) વળી તેણે પ્રવીણની દશા કહી. તે સાંભળીને સાગર ઉદાસી થયા અને હંસ ઉપર મીંઢળ મૂકીને તે કુસુમાવળીના હાથમાં (પાછો) આપ્યો. (૨૬) વળી કહ્યું કે, અમે નેનતરંગ પાસે શિવનું દેવાલય છે, ત્યાં જઇશું. માટે પ્રવીણને કહેજો કે, શિવરાત્રિ ઉપર તે ઠેકાણે આવે. (૨૭) પછી કુસુમાવળી રજા માગીને પ્રવીણની પાસે ગઈ અને હંસ તથા મીંઢળ પ્રવીણના હાથમાં આપ્યાં, તેથી (તેનો મર્મ) સુજાણ (યથાર્થ જાણવાવાળી સુજાણબા નામની કુંવરી) પ્રવીણ પોતાના મનમાં સમજી, કે હવે આપણાં લગન થવાની વાર નથી. માટે ધીરજ રાખવી. (૨૮) વળી કુસુમાવળીએ પ્રવીણને સાગરની વાણી કહી કે, "શિવરાત્રિ ઉપર પ્રયાણ કરીને શિવને મંદિર આવજો. (૨૯)

सोरठा–सखिकों कहे सुजान, कुसुमावळि मोकुं कहे;
अब शिवरात्री आन, कितनी भरी बिलंबहे? ॥ ३० ॥

चपल चलत नहि चाल, सूरज पुनि मुज शत्रु भो;
बीतत जब बहू काल, तब कछु काटत गगन पथ. ॥ ३१ ॥
कहे कुसुम सुनि बात, सदा चले रवि सम गती;
दुख सुखहिमें दिखात, जुग सम पल सम दिवस सो. ॥ ३२ ॥

તે સખીને સુજાણબા–પ્રવીણે કહ્યું કે, "હે કુસુમાવળી! તું મને કહે કે, હવે શિવરાત્રિ આવવાને કેટલી ઘડીની વાર છે? (૩૦) આ સૂરજ પણ મારો શત્રુ થયો છે, તે ઉતાવળી ચાલ ચાલતો નથી અને જ્યારે ઘણો વખત વીતે છે, ત્યારે કાંઇક આકાશનો રસ્તો કાપે છે." (૩૧) ત્યારે કુસુમાવળીએ કહ્યું કે, "વાત સાંભળ. સૂરજ તો હમેશાં સરખી ગતિમાં ચાલે છે; પણ આપણને દુઃખમાં જુગ જેવડો અને સુખમાં પળ જેવડો દિવસ દેખાય છે." (૩૨)

गाहा–निधी बद्रिकाश्रमतें, मनछापुरिके उदान आगमनं;
द्वय अशीति अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ ३३ ॥

બદ્રિકાશ્રમથી સાગર મનછાપૂરિના બાગમાં આવ્યા, તે સંબંધી પ્રવીણસાગર ગ્રંથની આ બાશીમી લહેર સંપૂર્ણ થઈ. (૩૩)

इतिश्री प्रवीनसागरे रससागर बद्रिकाश्रमात् मनछापुरि आगमनं तथा नक्षत्र तारादि कथनं नामनी ब्यासीमी लहेरनी "रसपूर्णा" टीकानो द्विअशीतितमस्तरंगः ॥ ८२ ॥

---

## લહેર ૮૩ મી.

### કૈલાસ પ્રતિગમન.

छंद तोटक–वह मिंत चले मनछापुरसें, गय नेनतरंग मुदा उरसें;
शिवकों धरि स्नेह प्रनाम किये, शिव पूजक आशिरबाद दिये.
तब सागर बूझत ताहि अहो, कुशलाइ सु नेहपुरीकि कहो;
सुनि पूजक यों मुखसें उचरे, जबतें तुम जोगि भई बिचरे.
तुम मात रु तात उदासि भये, जनुं पंखिनकी तनु पंख गये;
स्वजन सब अंतर शोक धरे, बहु चंद्रकलाहि बिलाप करे.

दिलगीर प्रजाजन सर्व दिसै, दुःख नां बिसरे यह द्योस निसै;
पुनि एक उछाहकि बात भई, छितिमें तिनसें खुशि बोत छई.
बिचरे चहु मास भये जबही, सुत चंद्रकला प्रसव्यो तबही;
उनसें सब ठोर उछाह भयो, पुनि नाम तिही प्रजपाल ठयो.
सुनि सातहु मिंत मुदीत भये, इनकों तब मौक्तिक माल दये;
पुनि बागहि जाय मुकाम कियो, शिव मंत्रहि साधन धारि लियो. ॥ १ ॥

તે મિત્રો મનછાપૂરીથી ચાલ્યા અને ખુશી ભરેલા મનથી નેનતરંગ ગયા. (ત્યાં પહોચ્યા) સ્નેહ ધરીને શિવને નમસ્કાર કર્યા. તે વેળાએ શિવના પૂજારિયે આશિર્વાદ દીધો, ત્યારે સાગરે તેને પૂછ્યું કે, "અહો! તમે નેહનગરની કુશળતા કહો." પૂજારી મોઢેથી બોલ્યો કે; "જ્યારે તમે જોગી થઇને ગયા, ત્યારે જાણે કે પંખીની પાંખો ગઈ હોય, તેમ તમારાં માબાપ ઉદાસી થયાં અને સગાં વહાલાં પણ મનમાં ઘણો શોક કરવા લાગ્યાં અને રાણી ચંદ્રકળા તો બહુ વિલાપ કરવા લાગી, અને પ્રજાના સર્વ લોકો દિલગીર દેખાયાં; અને રાતને દિવસ તેઓને તમારા વિજોગનું દુઃખ વિસરતું નથી. પણ તેનાં એક ખુશીની વાત થઈ, તેથી પૃથ્વીમાં ઘણો આનંદ છવરાયો, તે એ છે કે, તમે ગયા પછી ચાર મહિના થયા, ત્યારે રાણી ચંદ્રકલાને કુંવર અવતર્યો, તેથી સર્વે ઠેકાણે ઘણો આનંદ થયો. તે કુંવરનું નામ પ્રજાપાળ ઠરાવ્યું છે." તે સાંભળીને સાતે મિત્રો રાજી થયા. ત્યારે તે પૂજારીને વધામણીમાં મોતીની માળા આપી. પછી બાગમાં જઇને મુકામ કર્યો અને શિવના પંચાક્ષર મંત્રનો જપ કરવાનો આદર કર્યો. (૧)

## विनोक्ति अलंकार.

**सवैया**–ध्यान प्रबीनहुको उर धारत, गान प्रबीनहुके गुन गावे,
कान प्रबीन बिना न सुने कछु, तान प्रबीनहुसें ज्यु मिलावे;
खान प्रबीन बिना नहि भावत, पान प्रबीन बिना नहि खावे,
स्थान प्रबीनहुको सुमिरे उर, भान प्रबीन बिना भुल जावे. ॥ २ ॥

તે પંચાક્ષર શિવમંત્ર જપતા હતા, પણ મનમાં પ્રવીણનું ધ્યાન ધરતા હતા અને ગાનમાં પ્રવીણના ગુણ ગાતા હતા અને કાને પ્રવીણ વિના બીજું કાંઈ સાંભળતા નહોતા અને પ્રવીણની સાથે જ તાન મેળવતા હતા. ખાવાનું પ્રવીણ વિના તેઓને ભાવતું નથી ને પ્રવીણ વિના પાનની બીડી ખાતા નથી. હૃદયમાં પ્રવીણની હવેલીને સભારે છે ને પ્રવીણ વિના શરીરનું ભાન ભૂલી જાય છે. (૨)

कवित–पूजारीने पूतकुं पठायो नेहपुर प्रति, बधाई सुनाई जाई सागरके तातकों;
ताकुं सिरपाव दियो, अधिक उत्सव कियो, बांटी बोत सक्कर शहरजन व्रातकों;
तोरन बँधाई धुजा पताका पुनि चढाई, दान दिये दुज भाट चारनादि जातकों;
सेना सजी पुरजन सहित तरंगनेन, आये स्नेह मिलन सो, सागर साक्षातकों. ३

પછી પૂજારિએ પોતાના પુત્રને નેહનગર મોકલ્યો. તેણે ત્યાં જઇને સાગરના પિતાને વધામણી સંભળાવી. ત્યારે રાજાએ તેને સિરપાવ આપ્યો અને ઘણો ઉત્સવ કર્યો; અને શહેરના માણસોના સમુદાયને ઘણી સાકર વહેંચી, તોરણો બંધાવીને વળી ધજાઓ અને પતાકાઓ ચડાવી અને બ્રાહ્મણોને, ભાટોને તથા ચારણ આદિક જાતને દાન દીધાં. પછી સેના સજીને શહેરના લોકો સહિત સ્નેહથી સાક્ષાત્ સાગરને મળવાસારુ તેઓ નેનતરંગ આવ્યા. (૩)

दोहा–सागरकी माता पुनी, मंत्रिनके समुदाय;
सुत जुत आई शशिकला, पेखि महा मुद पाय. ॥ ४ ॥

સાગરની માતા તથા કારભારીઓનાં મંડલ અને કુંવરને લઇને ચંદ્રકલા પણ ત્યાં આવી. તે સર્વે સાગરને જોઇને ઘણો આનંદ પામ્યાં. (૪)

## छंद भुजंग प्रयात.

कहे सागरंकुं सबे जोरि पानी, अगे ज्यों कहीती तुमैं ऐसि बानी;
बिते हायनं भेख देहों उतारी, करो सो अबे सत्य बाचा तुमारी;
कह्यो सागरं साधना हे अधूरी, महारात्रिमें होइहे सोइ पूरी.
तबे जोगिको भेख हे सो तजेंगे, सुशोभीत सिंगार अंगं सजेंगे;
वहांलों हमे ठेरिहे इत्त ठाउं, महादेव पूजी महासिद्धि पाउं.
कही सागरं युं सबेकुं सुनाये, महारात्रिलों सो सबे वां ठराये;
महारात्रिपें वां बहु संग आवे, तजी पापकुं सो महापुन्य पावे.
प्रबीनं पुनी तात प्रत्यं उचारी, वहां जात्रकों जान इच्छा हमारी;
तबे ताहिकुं आयसा दीनि तातं, चली संग सेना लहीकें प्रभातं.
कुसूमावलीकुं पुनी संग लीनी, बहु दास दासी नृपं संग दीनी;
पितापें पुनी यूंहि बोली सुजानां, लियो नेम मैं पाउसें चालि जानां.

धरी यौनिका, बोत मर्याद कीनी, मुंही शंकर स्थानकी बाट लीनी;
महारात्रि आगें रह्या द्योस चारी, सुजानं पहोंची जहां शूलधारी.॥५॥

સાગરને, સર્વે હાથ જોડીને કહેવા લાગ્યાં કે, તમે આગળ એવું વચન કહ્યું હતું કે 'એક વર્ષ વીત્યા પછી જોગીનો વેષ તજી દઇશું,' તે તમારું વચન હવે સત્ય કરો. ત્યારે સાગરે કહ્યું કે, "હજી અમારી સાધના અધુરી છે, તે શિવરાત્રિમાં પૂરી થશે, ત્યારે જોગીનો ભેખ છે તે તજીશું અને સારો શૃંગાર શરીરે સજીશું ત્યાં સુધી અમે આ ઠેકાણે રહેશું અને મહાદેવને પૂજીને મોટી સિદ્ધિ પામશું," એમ કહીને સાગરે સૌને સમજાવ્યા, તેથી તેઓ પણ સૌ શિવરાત્રિ સૂધી ત્યાંજ રહ્યાં. શિવરાત્રિ ઉપર તે ઠેકાણે ઘણા સંઘ આવે છે અને તે પાપ તજીને મોટું પુણ્ય પામે છે. વળી પ્રવીણે પણ પોતાના પિતાને કહ્યું કે, "ત્યાં નેનતરંગની જાત્રાયે જવાની મારી ઇચ્છા છે. ત્યારે પિતાએ તેને જવાની આજ્ઞા આપી, તેથી સાથે સેના લઇને સવારમાં તે મંછાપુરીથી ચાલી. તેણે કુસુમાવળીને પણ સાથે લીધી. વળી રાજાએ ઘણું ગુરુ ચાકરો અને દાસીઓ સાથે આપ્યાં. સુજાણ પોતાના પિતા પાસે એમ બોલી કે, 'મે પગે ચાલીને જવાનો નિયમ લીધો છે,' ત્યારે રાજાએ કનાત તણાવીને ઘણી અદબ કરી. એ રીતે શિવના સ્થાનનો રસ્તો લીધો અને જ્યારે શિવરાત્રિ આડા ચાર દિવસ રહ્યા, ત્યારે જ્યાં તે શિવનું સ્થાન છે ત્યાં પ્રવીણ પહોંચી. (૫)

दोहा–शिबिर तनाइ मुकाम किय, शिव मंदिरतें दूर;
शिवरात्री आगमनकी, अति उत्कंठा उर. ॥ ६ ॥

શિવના મંદિરથી વેગળે તંબુ તણાવીને મુકામ કર્યો અને શિવરાત્રિ આવવાની તેના હૃદયમાં ઘણી ઉત્કંઠા લાગી છે. (૬)

### उपमालंकार.

कवित–दुलहनी दुलह ज्यों दिलमें मुदित दिसै,
ज्यों ज्यों पास भासतहि बासर बिबाहको;
यों कलाप्रबीन रससागर रुदय रीझै,
क्या कहुं कथन इन उरके उच्छाहको;
नर जानें कबे कर ग्रहों मेरी नारीहुको,
नारी जाने कबे कर ग्राहों मेरे नाहको;

अंबकसें, त्र्यंबकको निलय निहारे दोउ,
धारे दोउ ध्यान मित्र मिलनके राहको. ॥ ७ ॥

જેમ વરકન્યાના મનમાં વિવાહનો દિવસ ઢુંકડો આવતો જાય, તેમ તેમ વધારે આનંદ દેખાય, તેવી રીતે કળા પ્રવીણ ને રસસાગર મનમાં રાજી થાય છે. તેઓના મનના ઉત્સાહનાં શાં વચન કહું? નર–સાગર જાણે છે કે, હું મારી પ્યારી સ્ત્રીનો ક્યારે હાથ ઝાલું? અને તે નારી પ્રવીણ જાણે છે કે, હું મારા સ્વામીનો ક્યારે હાથ ઝાલું? તે બન્ને જણાં નેત્રથી શિવના મંદિરને જુએ છે અને મિત્રને મળવાના રસ્તાનું ધ્યાન બન્ને જણાં ધરે છે. (૭)

**छंद उधोर**—आयो शिवनिशाको द्योस, छायो संघ छिति चहु कोस;
गायो जन मिली शिवगान, भायो सुनत सबके कान.
सोहे शंभुको संस्थान, मोहे देखि सुर तजि मान;
जोहे ओहि थळ आभास, कोहे ईंद्रपुरि इन पास?
आये अमरके तित व्रंद, गाये मुनि मिलीके छंद;
धाये अप्सरा तजि धीर, पाये निरखि शांति शरीर.
बाजे बिबिध वां वाजित्र, गाजे ज्यों पयोद पवित्र;
साजे प्रौढ पूजन बिप्र, त्याजे त्रिविध तापहि क्षिप्र.
आये सिद्ध वां प्रभनाथ, ल्याये बोत सिद्धहि साथ;
भाये सात मिंतकु सोय, नाये मस्तकहि पद दोय. ॥ ८ ॥

જ્યારે શિવરાત્રિનો દિવસ આવ્યો, ત્યારે ત્યાં પૃથ્વીમાં ચારગાઉમાં (દેશ દેશના) સંઘ આવીને મુકામ કરી પડ્યા અને માણસોએ મળીને શિવના ગુણનું ગાન કર્યું. તે સાંભળતાં સૌના કાનને ગમ્યું. તે શિવનું મંદિર એવું શોભે છે કે, તે જોઇને દેવો પણ અભિમાન તજીને મોહ પામે. તે ઠેકાણાના દેખાવની આગળ ઇંદ્રપુરી શા લેખામાં છે? ત્યાં દેવતાઓના સમુદાય આવ્યા અને મુનિઓએ મળીને વેદનું ગાન કર્યું, અપ્સરાઓ ધીરજ તજીને દોડી આવી અને તે ઉત્સવ જોઇને શરીરમાં શાંતિને પામી. જેમ પવિત્ર વર્ષાદ ગાજતો હોય, તેમ ત્યાં નાના પ્રકારનાં વાજિત્ર વાજે છે, તેની ગર્જના થાય છે; બ્રાહ્મણો મહાપૂજા કરે છે અને અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ, એવા ત્રણ પ્રકારના તાપને તરત તજે છે. ત્યાં પ્રભાનાથ સિદ્ધ આવ્યા. તેઓ ઘણાક સિદ્ધોને પોતાની સાથે લાવ્યા; તે સાતે મિત્રોને ગમ્યા, તેથી તેઓનાં બન્ને ચરણમાં સાતે મિત્રોએ મસ્તક નમાવ્યાં. (૮)

दोहा—नृत्य करत सुरनारिका, गान करत गांधर्व;
यह उत्सव अवलोकिकें, मुमुदित भय जन सर्व. ॥ ९ ॥
जुग्म जाम गत जामिनी, पेखत जन प्रत्येक;
कांचनमय कैलासतें, आय बिमान अनेक. ॥ १० ॥
गन अगनित गंगेशके, पुनि अप्सरा अपार;
शिव प्रेरित शिव सदनपें, कियो आइ जयकार. ॥ ११ ॥
अद्भुत अचरिज देखिकें, भूले सब जन भान;
तब आई शिव सदनमें, कुसुमावलि रु सुजान. ॥ १२ ॥

त्यां देवांगनाओ नृत्य करवा लागी अने गांधर्वो गान करवा लाग्या. ते उत्सव जोइने सर्वे जनो आनंद पाम्या. (९) ज्यारे बे पहोर रात्रि गई, त्यारे दरेक माणसना देखतां कैलासमांथी सोनानां अनेक विमानो आव्यां. (१०) शिवना अनेक गण अने अपार अप्सराओ शिवना मोकलवाथी ते शिव मंदिर पासे आवीने तेओए जयजयकार कर्यो. (११) ए मोटुं आश्चर्य जोइने बधां माणसो तो पोताना शरीरनुं भान भूली गयां त्यारे कुसुमावळी अने प्रवीण ते शिवना मदिरमां आव्यां. (१२)

## उपमालंकार.

कवित—मकरीकी जाल तोरी डारे ज्युं महा मरुत,
तिमिंगल तोरी डारे ज्यों गति जहाजकी;
गिरिवर तोरी डारे गंगको प्रवाह जेसें,
तंतुवध तोरी डारे, त्रिया गजराजकी;
सुनरीको वर सो तो तोरी डारे सिंहनी ज्यों,
त्यों प्रवीन तोरी डारी लीक लोकलाजकी;
जवनिका झीना अवनिका उल्लंघन करी,
संचरी समीप सातो मित्रके समाजकी! ॥ १३ ॥

जेम मोटो पवन करोळियानी जाळ तोडी नांखे, अने जेम मोटो मगर-मच्छ नावनी गतिने तोडी नांखे, अने गंगानो प्रवाह जेम पर्वतने तोडी नांखे

અને હાથિણી જેમ તાંતણાના બંધને તોડી નાંખે, જેમ સિંહણ સુઘરીના ઘરને તોડી નાંખે, તેમ પ્રવીણે લોક લજ્જાની લીક–લીટીને તોડી નાંખી, અને કનાત વિના પૃથ્વી ઉલ્લંઘન કરીને સાતે મિત્રના મંડલની પાસે ગઈ. (૧૩)

**दोहा**–सात मिंत दो सखिनके, तनमें प्रगटी ज्योति;
कोटि सूर्य शशि सम सिरी, जगमग जगमग होति. ॥ १४ ॥
पारसमनि सम शिव कृपा, जन तन लोह समान;
सो मिटि देवस्वरूप भय, कांचन करन प्रमान. ॥ १५ ॥
दिव्य बसन भूषन दिसे, चिंतामनि हिय हार;
इंद्र उतारत आरती, कहि मुख जयजयकार! ॥ १६ ॥

તે સમે સાતે મિત્રોના અને કુસુમાવળી તથા પ્રવીણ એ બે સખિઓના શરીરમાં તેજ પ્રગટ્યું, તે કરોડો સૂર્ય ને ચંદ્રના જેવું પણ શાંત ઝગમગવા લાગ્યું. (૧૪) પારસમણિ જેવી શિવજીની કૃપા અને તે નવ માણસોનાં શરીર લોઢા જેવાં હતાં, તે મટીને જેમ લોઢાનું સોનું થાય, તેમ દેવસ્વરૂપ થયાં. (૧૫) તેઓના લૂગડાં અને ઘરેણાં દેવના જેવાં દેખાવા લાગ્યાં અને હૈયા ઉપર ચિંતામણિઓના હાર દેખાવા લાગ્યા અને ઈંદ્ર મહારાજ મ્હોડેથી જેજેકાર કહીને તેઓની આરતી ઉતારવા લાગ્યા. (૧૬)

**सवैया**–लोक समस्त बिलोकतही, निधि हस्तसें हस्त मिलापन कीनो,
जाकर शंकर मंदिर अंदर, शीश नँवाइ महा मुद लीनो;
दान दिये द्विजकों बहु द्रव्य, द्विजं तब आशिरबाद सु दीनो,
सागर ओर प्रबीनहुको तब, भो मन प्रेमप्रभा रस भीनो. १७

બધા લોકો દેખતાં પ્રવીણે સાગરના હાથ સાથે પોતાના હાથનો મેળાપ કર્યો. તેઓએ શિવના મંદિરમાં જઈને મસ્તક નમાવીને મોટો આનંદ લીધો. વળી તેઓએ બ્રાહ્મણોને ઘણા દ્રવ્યનું દાન કર્યું, ત્યારે બ્રાહ્મણોએ આશીર્વાદ દીધો અને સાગરનું તથા પ્રવીણનું મન પ્રેમની કાંતિના રસથી ભિંજાયલું અર્થાત્ રસબસ થયું. (૧૭)

**दोहा**–षट मित्र रु कुसुमावली, शंकर सन्मुख आय;
नेह धरीके शीश निज, बिनय सहीत नँवाय. ॥ १८ ॥
सागरके पितु मातकों, नव जन किये प्रनाम,
तब तिनकों आशीष दिय, पितु मातहितिहि ठाम. ॥ १९ ॥

उत्तम एक विमानमें, सागर कलाप्रवीन;
बैठे ताहि बिलोकिकें, भय जन अचरिज भीन. ॥ २० ॥

૭ મિત્રો અને કુસુમાવળિએ શંકર પાસે આવીને સ્નેહ ધરીને વિનય સહિત પોતાનાં મસ્તક નમાવ્યાં. (૧૮) પછી સાગરનાં માબાપને તે નવે જણાંએ નમસ્કાર કર્યા, ત્યારે તે ઠેકાણે સાગરના માબાપે આશીર્વાદ દીધો. (૧૯) પછી એક ઉત્તમ વિમાનમાં સાગર અને કળાપ્રવીણ બેઠાં. તેઓને જોઇને સર્વે માણસો અચરજમાં નિમગ્ન થઈ ગયાં. (૨૦)

हरिगीत छंद—सागर तबे पितु मातकों, युंही बदने बानी कही,
हम देवहे कैलासके, सुनु कोउ जनके सुत नहीं;
दिलमें नहीं दिलगीर होनां, जात हम कैलासमें,
तुम जाइ सुखसें राज करहू , रहहु निज आवासमें;
पुनि शशिकलाकों यों कह्यो, तुम रहहु मन धीरज धरी,
सुत प्रजापालकों पालनां, सु प्रयत्न परिपूरन करी;
वह पूत्र होहि पराक्रमी, पूरन सु कीर्त्ति पाइहे,
पालन प्रजाको करहि पुनि, सब शत्रु शीश नँवाइहे;
सब जन प्रती सागर कहे, हर भक्ति करिहो भावसें,
भवसिंधु तरि भवभुवन पैहो, ज्यौं तरे निधि नावसें. ॥२१॥

ત્યારે સાગરે પોતાના માબાપને પોતાના મુખથી એવી વાણી કહી કે, "સાંભળો! અમે કૈલાસનાં દેવ છિયે, કોઈ માણસના પુત્ર નથી અને અમે કૈલાસમાં જઇયે છિયે, માટે મનમાં કાંઈ દિલગીર થશો નહી. હવે તમે જઇને સુખથી પોતાના દરબારમાં રહો ને રાજ કરો." પછી ચંદ્રકળાને કહ્યું કે, "તમે મનમાં ધીરજ ધરીને રહેજો અને આ પ્રજાપાળ કુંવરને પૂરું જતન કરીને પાળજો. એ કુંવર પરાક્રમી થશે અને સંપૂર્ણ કીર્ત્તિ પામશે, તે પ્રજાનું પાલન કરશે અને બધા શત્રુઓનાં માથાંને નમાવશે." પછી સર્વે માણસોને સાગરે કહ્યું કે, "જો તમે ભાવથી શિવની ભક્તિ કરશો તો જેમ નાવવડે માણસ સમુદ્ર તરે છે, તેમ તમે આ સંસારસાગર તરીને શિવના ધામને એટલે કૈલાસને પામશો." (૨૧)

दोहा—कहे सुजान अमात्यकों, देखत दृग तुम जेह;
मनछापुरिमें जाइकें, सबकों कहनां तेह. ॥ २२ ॥

भक्ति कराहि भवदेवकी, सो पावहि शिव धाम;
यौं मुज जननी जनककुं, कहनां करी प्रनाम. ॥ २३ ॥
बानी सुनी सुजानकी, कछु न कहतहे कोय;
अद्भुत अचरज देखिकें, स्तब्ध भये सब सोय. ॥ २४ ॥
षट मित्रहु कुसुमावली, पाई मोद अपार;
भिन्नहि भिन्न बिमानमें, बैठी किये बिहार. ॥ २५ ॥

પછી પ્રવીણે કારભારીને કહ્યું કે, "તમે તમારી નજરે જે આ દેખાવ દેખો છો, તે મનછાપુરીમાં જઇને સૌને વાત કરજો. (૨૨) અને મારાં માબાપને મારીવતી પ્રણામ કરીને કહેજો કે, જેઓ શંકરદેવની ભક્તિ કરશે તે શિવના ધામને પામશે." (૨૩) એવી (સુજાણબા) પ્રવીણની વાણી સાંભળીને કોઈ કાંઈ બોલી શકયા નહી, કેમકે મોટું આશ્ચર્ય જોઇને તે સૌ દિગ્મૂઢ થઈ ગયાં હતાં. (૨૪) પછી ૭ મિત્રો અને કુસુમાવળીએ ઘણો આનંદ પામીને જૂદાં જૂદાં વિમાનોમાં બેસીને ગતિ કરી. (૨૫)

**झूलना छंद्**—व्योम पथ सबहि बीमान सो बीचरे, दुंदुभी देवकी बोत बाजी,
पुष्पकी वृष्टि व्रंदारका करतहे, पुनि रह्यो गगन जयकार गाजी;
कामिनी कंत कैलासमें जाइकें, बंद्ना शिव शिवाकोंहि कीनी,
हाथ धरि माथ तब नाथ उमयाहिके, ओर उमयाहि आशीष दीनी.
पुनि कह्यो अब बसी बास कैलासमें, तुम चिरंकाल सुख पूर्न पैहो,
भोगवो भोग मन भावते भलि बिधी, लक्षधा ललित इत लाभ लैहो;
अचल तुम नाम पुनि रहहि अचला विषे, कीर्ति सब देशके लोक कहही,
चरित तुम ग्रंथमें बोत चरचायगो, चतुरजन चित्तमें धरन चहही.
जाहिको ज्यौंलु हे नाम सो जगतमें, त्यौंलु हे अमर यह, यौंहि मानो,
नाम भो नाश तब नाश ताको भयो, जीयमें जरुर यों आप जानो;
नाम रखनेकुं जन जायकें जुद्धमें, पाव न धरे पिछा प्रान त्यागे,
नाम रखनेकुं बहु द्रव्यको दान दे, ललित सुरमंदिरहु करन लागे. २६

પછી તે બધાં વિમાનો આકાશને રસ્તે ચાલ્યાં, ત્યારે દેવતાઓનાં ઘણાં દુંદુભિ વાગ્યાં અને દેવતાઓ ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા. વળી આકાશમાં જય

જયકાર ગાજી રહ્યો. પછી તે સ્ત્રીપુરુષે કૈલાસમાં જઇને શિવજીને ને પાર્વતીને પ્રણામ કર્યા, ત્યારે શિવજીએ અને પાર્વતીએ તેઓને માથે હાથ મૂકીને આશીર્વાદ દીધા અને વળી કહ્યું કે, "હવે તમે કૈલાસમાં વાસ વસીને ઘણા કાળ સૂધી મનગમતા ભોગ ભલી રીતે ભોગવો અને લાખ રીતે આંહી સારો લાવો લેશો. વળી પૃથ્વીમાં તમારું નામ અચળ રહેશે અને સર્વ દેશના લોકો તમારી કીર્ત્તિ કહેશે. તમારું ચરિત્ર ગ્રંથમાં ઘણું ચર્ચાશે અને તે ચતુર માણસો ચિત્તમાં ધારવાને ચહાશે. તે જગતમાં જ્યાં સૂધી જેનું નામ છે, ત્યાં સૂધી તે અમર છે એમ માનો. જેનું નામ નાશ થયું, ત્યારે તેનો નાશ થયો, એમ તમે તમારા જીવમાં જરૂર જાણો. વાસ્તે નામ રાખવા સારુ માણસ યુદ્ધમાં જઇને પગ પાછા ધરતા નથી, પણ પ્રાણ તજે છે; વળી નામ રાખવા સારુ ઘણા ધનનું દાન આપે છે અને સુંદર દેવાલયો કરાવવા લાગે છે." (૨૬)

दोहा—शुभ कवितासें रहतहे, बहु दिन निश्चल नाम;
अनेक रूपसु होइकें, प्रसरत ठामहि ठाम. ॥ २७ ॥
तुम चरित्रके ग्रंथसो, बांचहि सब संसार;
तिन सद्गुन जो संग्रहें, होहि पतिव्रत नार. ॥ २८ ॥
पति प्रियाकें प्रेमको, पूरन होहि प्रकाश;
भव भक्ती करि भावसें, पावहि पद कैलास. ॥ २९ ॥
यों वर दीनो भव भवा, दंपति किये प्रनाम;
सदा अचल सुख भोगवै, घरी अचल निज धाम. ॥ ३० ॥
पुनि नव यह प्रभनाथकुं, पुनि पुनि किये प्रनाम;
शिव शिवाकुँ बंदन करी, सिध सुर गये स्वधाम. ॥ ३१ ॥
कुसुमावलि पुनि मित्र खट, शिव शक्तीके पाय;
वंदन करि निज बास प्रति, जाकर तित ठहराय. ॥ ३२ ॥
सुजानसें सागरहुसें, सदा रखत अति स्नेह;
विविध विनोद करे पुनी, एक प्रान भिन देह. ॥ ३३ ॥

ઘણા દિવસ સૂધી અચળ નામ તો સારી કવિતાથી રહે છે, કેમકે તે અનેક અર્થોરૂપે થઇને ઠેકાણે ઠેકાણે ફેલાય છે. (૨૭) તમારા ચરિત્રનો ગ્રંથ તે બધા સંસાર વાંચશે અને તેમાંથી સદ્‌ગુણનો સંગ્રહ કરશે તે સ્ત્રી પતિવ્રતા થશે, (૨૮)

અને ઘણી ધણીઆણીના પ્રેમનો તે ગ્રંથ વાંચવાથી પૂર્ણ પ્રકાશ થઇને અને ભાવથી શિવની ભક્તિ કરીને કૈલાસધામ પામશે. (૨૯) એ રીતે શિવજીએ ને પાર્વતીએ વરદાન આપ્યું, ત્યારે તે સ્ત્રી પુરુષે પ્રણામ કર્યાં, અને ત્યાં પોતાનું અચળ ધામ કરીને નિરંતર અચળ સુખ ભોગવ્યું. (૩૦) વળી તે નવ જણાએ પ્રભાનાથ સિદ્ધને ફરી ફરીને પ્રણામ કર્યા. પછી બધા સિદ્ધો તથા દેવો શિવને ને પાર્વતીને નમીને પોતપોતાને સ્થાનકે ગયા, (૩૧) પછી કુસુમાવળી અને છ મિત્રોએ શિવ-શક્તિના ચરણમાં પ્રણામ કરીને પોતપોતાને સ્થાનક જઇને નિવાસ કર્યો. (૩૨) તેઓ પ્રવીણ સાથે અને સાગર સાથે નિરંતર ઘણો સ્નેહ રાખે છે અને વળી તેઓ મળીને તરેહ તરેહના વિનોદ કરે છે. તેઓનો જીવ એક ને શરીર માત્ર જૂદાં છે. (૩૩)

चोपाई—शिवरात्री गत भयो प्रभाता, तब सागरके पितु अरु माता;
स्थापित शिवकुं शीश नँवाई, जाइ रहे निज पुरमें आई.
सब जन निज निज सदन सिधाये, मनछापुरि जन निज पुर आये;
सो नृपकुं सब बात सुनाई, कछु मुद पाये अचिरज पाई.
पुनि कछु दिलगिरि दिल दिखाई, पवित्र पुत्री फिरि नहि आई;
रससागर पुनि कलाप्रबीना, यह जगमें अविचल जस कीना.
तिनके जसको ग्रंथ रचायो, "प्रबीनसागर" सोई कहायो;
धन्य प्रदीप नरेश कहायो, सागर जिनको सुपुत सुहायो.
धन्यहि नीतीपाल नरेशा, सुजान जिनकी सुता सु बेशा;
यों मुख बदत लोक सब बानी, या जगमें रहि अचल कहानी. ३४

શિવરાત્રિ ગઈને જ્યારે પ્રભાત થયું, ત્યારે સાગરના માબાપ, સ્થાપેલા શિવને મસ્તક નમાવી, ત્યાંથી નિકળી, પોતાના શહેરમાં આવીને રહ્યાં અને સર્વે માણસો પોતપોતાને ઘેર ગયાં. તેમ મનછાપૂરીનાં માણસો પણ પોતાના શહેર મનછાપુરીમાં આવ્યાં. તેમણે નીતિપાળ રાજાને બધી વાત સંભળાવી. ત્યારે રાજા આશ્ચર્ય પામીને કાંઇક આનંદ પામ્યા, પણ પવિત્ર કુંવરી પાછી ઘેર આવી નહીં, તેથી કાંઇક દિલગીરી મનમાં જણાઈ. રસસાગર અને કળાપ્રવીણે તો આ જગતમાં અવિચળ જશ લીધો; તેના જશનો જે ગ્રંથ રચાયો, તે **"પ્રવીણ સાગર"** નામે કહેવાયો. પ્રદીપરાજા ધન્ય કહેવાયો, કે જેનો સુપુત્ર સાગર થયો; તેમ જ જેની કુંવરી સારા રૂપવાળી સુજાણબા થઈ, તેથી તે નીતિપાળ રાજાને પણ ધન્ય છે. એ રીતે બધા લોકો મોઢેથી વચન કહે છે અને તેઓની કથા આ જગતમાં અચળ રહી છે. (૩૪)

गाहा–सात मिंत दो सजनी, कैलासं प्रति गये बिमान चढी;
त्रय अशीति अभिधानं, पूर्न प्रबिनसागरो लहरं. ॥ ३५ ॥

સાત મિત્રો અને બે બેનપણીઓ, વિમાનમાં ચઢીને કૈલાસમાં ગયાં, તે સંબધી પ્રવીણસાગર ગ્રંથની આ ત્યાશીમી લહેર સંપૂર્ણ થઈ. (૩૫)

इतिश्री प्रबीनसागरे कलाप्रबीन रससागर षट मित्र तथा कुसुमावली
कैलासगमनं नामनी त्र्यासीमी लहेरनी "रसपूर्णा" टीकानो
त्रिअशीतितमस्तरंगः ॥ ८३ ॥

# લહેર ૮૪ મી.

## ગ્રંથ પ્રયોજન અને શ્રુતિફળ.

दोहा–मनछापुरि मन कलपना, सुबुद्धि सोई प्रबीन;
स्वात्मा सागर मानिकें, निरम्यो ग्रंथ नवीन. ॥ १ ॥
सति पतिसें सतिसें पती, सब बिधि सजे सनेह;
उभय लोक सुख अनुभवे, ग्रंथ प्रयोजन एह. ॥ २ ॥
पर नरसें पर नारिसें, कबहु न जोरे प्रीत;
संकटमें सत्य ना तजे, यह सज्जनकी रीत. ॥ ३ ॥
दंपति बिछुरे दैव वश, बर्ष बहुत बहि जाय;
तो पुनि तजे न सत्यव्रत, ओर न चित्त चहाय. ॥ ४ ॥

મનની કલ્પના તે જ મનછાપુરી છે અને સારી બુદ્ધિ તે જ પ્રવીણ છે; અને પોતાના આત્માને સાગર માનીને આ નવિન ગ્રંથ રચ્યો છે. (૧) આ ગ્રંથ વાંચવાથી સતી સ્ત્રી પતિની સાથે સ્નેહ કરે અને પતિ સતીની સાથે સર્વ પ્રકારે સ્નેહ કરે, તો તેઓ આ લોકનું અને પરલોકનું સુખ પામે, એ જ આ ગ્રંથ રચવાનું પ્રયોજન છે. (૨) સારા માણસની રીત એવી છે કે, પારકા પુરુષ સાથે અને પરસ્ત્રી સાથે કદી પ્રીત જોડે નહીં અને સંકટમાં પણ સત્ય ધર્મ તજે નહીં. (૩) દૈવયોગથી ધણીધણિયાણીને વિજોગ થાય અને એ રીતે ઘણાં વર્ષ વહ્યાં જાય, તોપણ પોતાનું સત્યવ્રત એક જણ તજે નહિ અને બીજાને મનમાં ચહાય નહીં. (૪)

**सवैया**–खान रु पान बिधान निधान; निमग्न सदा सुखकी तरनीमें,
जोबन जोर भयो तउ कंत, मिल्यो नाहि चूक परी करनीमें;
रूपाकि राशि प्रकाशित देह, नहीं तिय ता समि निर्जरनीमें,
तौ पुनि धीरज धर्म तजी नाहि, धन्य प्रबीन सती धरनीमें! ॥ ५ ॥

પ્રવીણને ખાવાપીવાના પ્રકાર અને ધનનો ભંડાર હતો; તેમ તે સુખની નદીમાં હમેશાં ગરકાવ હતી; તેને જુવાનીનું જોર થયું, તોપણ પૂર્વ ભવની કરણીમાં ચૂક પડવાથી સ્વામી મળ્યો નહીં. રૂપના સમુદાય જેવું તેનું શરીર પ્રકાશિત હતું અને દેવીઓમાં પણ તેના જેવી (રૂપાળી) સ્ત્રી નહોતી, તોપણ ધીરજ (ધરી રહી) અને ધર્મ તજ્યો નહીં, માટે આ પૃથ્વીમાં પ્રવીણ સતીને ધન્ય છે! (૫)

**दोहा**–चरित सु सती प्रबीनको, विमल विशाल विचित्र;
पढहि सुनहि जन प्रेमसें, होवहि परम पवित्र. ॥ ६ ॥
पति रससागर नाम धरि, पतनी नाम प्रबीन;
कवित लिखे यह परसपर, निपजे प्रेम नवीन. ॥ ७ ॥
विद्या यह वशि करनकी, मन आकर्षन मंत्र;
प्रयोग शुचि मनसें करे, तो फलही यह तंत्र. ॥ ८ ॥
दरशायो हे मित्रको, परम धर्म प्रख्यात;
सुख दुखमें संमिल रहे, धन्य मित्र वह सात. ॥ ९ ॥
मित्र परस्पर जो लिखे, यह ग्रंथके कवित्त;
बढे परस्पर मित्रता, चौगुनि दिन दिन चित्त. ॥ १० ॥
निज मन वृत्ति प्रबीन गनि, रससागर ऋषिकेश;
भक्त भजे यह कवितसें, हिय निज ईष्ट हमेश. ॥ ११ ॥
रस नारायन रूपहे, वेद करत उपदेश;
जाने सोइ प्रबीन हे, रससागर ऋषिकेश. ॥ १२ ॥
क़िस्सा लेली मजनुँका, वार्ता ओर अनेक;
बांची उर इच्छा भई, रचन ग्रंथ अस एक. ॥ १३ ॥
मित्र सात मिलिकें रच्यो, प्रबीनसागर ग्रंथ;
तिनमें दरसायो भलो, प्रेम नेमको पंथ. ॥ १४ ॥

ज्यों सागरमें मिलत है, सरिता आइ अपार;
सार त्योंहि बहु ग्रंथको, है यह ग्रंथ मँझार. ॥ १९ ॥

પ્રવીણસતીનું ચરિત્ર નિર્મળ, મોટું અને વિચિત્ર છે. તે જે માણસ પ્રેમથી ભણશે કે સાંભળશે, તે પરમ પવિત્ર થશે. (૬) કોઈ ધણીધણિયાણી પતિનું નામ રસસાગર અને સ્ત્રીનું નામ પ્રવીણ ઠરાવીને, આ ગ્રંથના કવિત્ત પરસ્પર લખી મોકલશે, તો તેઓને નવી નવી પ્રીતિ ઉપજશે. (૭) આ વશ કરવાની વિદ્યા છે અને મનને ખેંચવાનો મંત્ર છે. તેનો પ્રયોગ જો પવિત્ર મનથી કરશે અર્થાત્ આશક માશુક એક બીજાપર નહિ, પણ પતિ પત્ની પરસ્પર એમાંના કવિત સવૈયા એક બીજાપર લખશે, તો તેને આ તંત્ર ફળીભૂત (એક બીજાપર પ્રેમ) થશે. (૮) વળી આમાં મિત્રનો ઉત્તમ પ્રસિદ્ધ ધર્મ દેખાડ્યો છે અને સાગર સહિત સાતે મિત્રો સુખમાં અને દુઃખમાં સાથે મળીને રહ્યા, માટે તેઓને ધન્ય છે. (૯) જો કોઈ મિત્રો આ ગ્રથનાં કવિત્ત એક બીજાને લખી મોકલે તો તેઓના મનમાં દિવસે દિવસે પરસ્પર ચારગણી મિત્રતા વધે. (૧૦) ભક્તજનો પોતાના મનની વૃત્તિને પ્રવીણ ગણીને અને પરમેશ્વરને રસસાગર ગણીને આ ગ્રંથના કવિત્તથી હમેશાં હૈયામાં પોતાના ઇષ્ટ દેવને ભજશે; (૧૧) કેમકે વેદ એવો ઉપદેશ કરે છે કે રસ છે તે નારાયણરૂપ છે, તે વાત જે જાણે તે પ્રવીણ છે અને પરમેશ્વર રસસાગર છે. (૧૨) લેલી મજનુંનો કિસ્સો તથા બીજી અનેક વાર્તાઓ વાંચીને એવો એક ગ્રંથ રચવાને અમારા મનમાં ઉત્સાહ થયો; (૧૩) તેથી અમે સાતે મિત્રોએ મળીને આ "પ્રવીણસાગર" ગ્રંથ રચ્યો, તેમાં શુદ્ધ પ્રેમના નિયમનો રસ્તો દેખાડ્યો છે. (૧૪) જેમ સમુદ્રમાં અનેક નદીઓ આવીને મળે છે, તેમ જ ઘણા ગ્રંથોનો સાર આ ગ્રથમાં છે. (૧૫)

कवित–भोग सिद्धि एहि ग्रंथ, पंथ पावे भोगीजन,
जोगीजन याते पुनि जोगसिद्धि पावहीं;
चतुराइ चाही चित्त, लाइ हे चतुरजन,
उदासीके अंतरमें आनंद बढावहीं;
रस अलंकार ओर छंद हे अनेक जाति,
कविजन काव्यकला चाहि चित्त लावहीं;
राजसभा रंजन करही जन अछी रीत,
जो प्रवीनसागरके रत्नसें सुहावहीं. ॥ ११ ॥

ભોગી જનો આ ગ્રંથને રસ્તે ભોગની સિદ્ધિ પામશે અને આ ગ્રંથથી જોગી જનો જોગની સિદ્ધિ પામશે અને ચતુર માણસ ચતુરાઈ જાણવાની ચાહનાથી આ ગ્રંથ મનમાં લાવશે તો તે ચતુરાઈ શિખશે, ને ઉદાસીન માણસ ભણશે તો તેના અંતરમાં આનંદ વધશે. આમાં રસ, અલંકાર અને છંદની અનેક જાતો છે, તેથી કવિજનો કાવ્યકળાને ચાહીને ચિત્તમાં લાવશે; અને જો કોઈ માણસ પ્રવીણ-સાગરનાં કવિતરૂપી રત્નથી સુશોભિત થશે, અર્થાત્ શીખશે તો તે સારી રીતે રાજસભાને રંજન કરશે. (૧૬)

**दोहा**–कवित सवैया एक पुनि, कंठ धरहि जन कोइ;
सभाबिषे शोभित बनी, जन मन हरनहि होइ. ॥ १७ ॥
जिय चौरासी लक्ष हे, तिनके प्रेम अनेक;
लहरी चौरासी रची, तत्त्व लक्ष प्रत्येक. ॥ १८ ॥

જો આમાંનું એક કવિત કે સવૈયો કોઈ માણસ કંઠે ધારણ કરશે, તો તે સભામાં શોભિત બનીને માણસોના મનને હરનારો થશે. (૧૭) ચોરાશી લાખ જાતિના પ્રાણીઓ છે, તેઓના અનેક પ્રકારના પ્રેમ છે; તે દરએક લાખનો સાર લઈને આ ચોરાશી લહેરો રચી છે. (૧૮)

**कवित**–रस अलंकार छंद जातिरूपी जलजिय,
जाहीमें मिलेहे, जाकी गति अति गहरी;
मूरखके मनकी म्रजादमें न रहे यह,
बुद्धिमान मनकी म्रजाद रहे ठहरी;
विवेकी विभाकरके करमें अमृत व्हैहे,
अविवेकी अहि मूख जाइ व्हैहे जहरी;
नागर नहीं सो जन मर्मवाको जाने नांहीं,
नागर जाने प्रबीनसागरकी लहरी. ॥ १९ ॥

આ પ્રવીણસાગરરૂપી સાગરમાં રસ, અલંકાર અને છંદની જાતિરૂપી જળ-ચર જીવો મળેલા છે. પણ જે સાગરની ગતિ અતિ ગંભીર છે, તે સાગર મૂરખના મનની મર્યાદામાં રહેશે નહી, પણ બુદ્ધિમાન્ માણસના મનની મર્યાદામાં ઠેરી રહેશે; વિવેકી માણસરૂપી સૂર્યના કરમાં જવાથી તે અમૃત થશે અને અવિવેક-રૂપી સર્પના મુખમાં જઈને જહેર જેવી આ સાગરની લહેર થશે. જે માણસ

નાગર-ચતુર નથી, તે એનો મર્મ જાણશે નહીં, પણ પ્રવીણસાગરની લહેરનો મર્મ તો ચતુર માણસ જ જાણશે. (૧૯)

सवैया—खान रू पान बिमानसे यान, सुजान महान श्रिमान कुमारी,
जोबनमें छनमें छनमें, तनमें मनमें अति मैन प्रजारी;
अंत प्रयंत न कंत मिल्यो, परकंत हुपें नहि द्दष्टि पसारी,
ऐसि प्रतिव्रत अन्य नहीं बहु, धन्य प्रबीन पतिव्रत धारी! ।२०।

પ્રવીણને ખાવાપીવાનું હતું, વિમાન જેવાં વાહનો હતાં અને તે મોટા શ્રીમંતની કુંવરી હતી. તેને જુવાનીમાં ક્ષણે ક્ષણે તનમાં અને મનમાં કામદેવે ઘણી તપાવી અને છેવટ સુધી કંથ મળ્યો નહીં, તોપણ પરપુરુષ સામી દૃષ્ટિ કરી નહીં. એવી પતિવ્રતા સ્ત્રિયો ઝાઝી નથી; માટે પ્રતિવ્રત ધરનારી પ્રવીણને ધન્ય છે. (૨૦)

कवित—ईंद्र चंद्र चंद्रधर नारद द्रुहीन जेसे,
हार पाये मारहुतें, सुनी उर आनियें;
ग्यानीको गुमायो ग्यान, ध्यानीको छुरायो ध्यान,
मान तज्यो मार आगे, महा अभिमानियें;
एक पत्निव्रत ओर, पतिव्रता व्रत धरे,
ऐसे नर नारीनकुं, बिश्वमें बखानियें;
देह धरी देहअंत, परियंत जीते मार,
जगमें सो जन जगदीश जेसे जानियें. ॥ २१ ॥

ઈન્દ્ર, ચંદ્ર, ચંદ્રને લલાટમાં ધરનાર મહાદેવ, નારદ અને બ્રહ્મા જેવા કામદેવથી હાર પામ્યા છે, તે શાસ્ત્રમાંથી સાંભળીને મનમાં વિચાર કરો. કામદેવે જ્ઞાનીઓનું જ્ઞાન ખોવરાવ્યું છે; ધ્યાનીઓનું ધ્યાન છોડાવ્યું છે, અને મોટા અભિમાનીઓએ તેની આગળ પોતાનું માન તજ્યું છે. માટે કોઈ પુરુષ એક પત્નીવ્રત ધરે અને કોઈ સ્ત્રી પતિવ્રતાનું વ્રત ધરે, એવા નર અને સ્ત્રી આ જગતમાં વખાણવા જોગ છે. જેઓ દેહ ધરીને દેહાંત સૂધી કામદેવને જિતે, તેવાં માણસને જગતમાં પરમેશ્વર જેવાં જાણવાં. (૨૧)

कवित—चलत्रो गगन पंथ मिलवो मिहीर लोक,
दलत्रो रिपुको दल, शस्त्रन बिहिनहे;

धरबो धराको भार, तरबो निधिको बार,
हरबो हराको हरि, करबो अधीनहे;
खायबो हलाहलकुं ल्यायबो फनीश मनी,
धायबो खगेश संग, बने कोउ दिनहे;
रहबो अहार बिन, कहबो भविष्य होन,
सबही सहल काम दहबो, कठिन हे! ॥ २२ ॥

આકાશને રસ્તે જવું અને સૂરજના લોકમાં જઇને મળવું અને હથિયાર વગર શત્રુની ફોજને તોડી પાડવી, પૃથ્વીનો ભાર ઉપાડવો, સમુદ્રના પાણીને તરી જવું, પાર્વતીના સિંહને હરી લઇને વશ કરવો, હળાહળ ઝેર ખાવું, શેષનાગનો મણિ લઇ આવવો, ગરૂડની સાથે દોડવું, એટલા વાનાં કદાપિ બની શકે; વળી ખાધા વગર રહેવું, અને ભવિષ્યમાં થવાનું આગળથી કહેવું, એ બધાં વાનાં સહેલાં છે, પણ કામદેવને બાળવો અર્થાત્ જીતવો કઠણ છે. (૨૨)

**दोहा**—जितनो ज्ञान मिले पढे, ओरहि ग्रंथ अनेक;
इतनो ज्ञान मिले पढे, "प्रबीनसागर" एक. ॥ २३ ॥
पति प्रियाकों परस्पर, प्रेम बढावनहार;
वशीकरन विद्या यहे, एकहि छंद उचार. ॥ २४ ॥
जो को रानी जानही, यह सुग्रंथकी बानि;
तो पतिकुं प्रिय होयगी, रानी मिटि पटरानि. ॥ २५ ॥
पुत्रवती भइ तो कहा, जो न पढी चतुराइ;
चतुर नारि चतुराइसें, पिय मन लेत मिलाइ. ॥ २६ ॥
धन जोबन कुल रूपतें, रिझै न पुरुष प्रबीन;
जो जाने कविता कला, स्वामि होत स्वाधीन. ॥ २७ ॥
कामनि लोचन, कबि बचन, मन बेधन दो ठोर;
बेधूको मन बेधबो, वे कामनि कवि ओर. ॥ २८ ॥
परपति अरु परनारि प्रति, जो सजही अस स्नेह;
सो पापी नरकहि परे, तामहिं नहि संदेह. ॥ २९ ॥

બીજા અનેક ગ્રંથ ભણવાથી જેટલું જ્ઞાન મળે, એટલું જ્ઞાન એક **પ્રવીણસાગર** ભણવાથી મળે છે; (૨૩) આનો એક છંદ પણ બોલવો તે સ્ત્રી પુરુષને પરસ્પર પ્રેમ વધારનારો અને વશીકરણની વિદ્યા જેવો છે. (૨૪) જો કોઈ રાણી આ સારા ગ્રંથની વાણી જાણશે-શિખશે, તો તે પોતાના સ્વામીને વહાલી થઇને રાણી મટીને પટરાણી થશે. (૨૫) જે રાણી-ચતુરાઈ ભણી ન હોય તો દીકરાવાળી થવાથી શું થયું? ચતુર સ્ત્રી ચતુરાઇથી સ્વામીનું મન મેળવી લેછે. (૨૬) ડાહ્યાં પુરુષો સ્ત્રીના ધનથી, જોબનથી, કુળથી કે રૂપથી રીઝે નહીં, પણ જો સ્ત્રી કાવ્ય-કળા જાણતી હોય, તો સ્વામી તેને સ્વાધીન થાય છે. (૨૭) કહ્યું છે કે સ્ત્રીનાં નેત્ર અને કવિનાં વચન એ બે મન વિધવાનાં ઠેકાણાં છે; પણ જે વિધાયલો છે, અર્થાત્ સ્ત્રીરસ અને કાવ્યરસ એ બે થકો જ્ઞાતા છે, તેવાના મનને વિધવું તે સ્ત્રીઓ અને તે કવિતા ઓરજ છે. (૨૮) આ ગ્રંથમાં કહ્યો છે, તેવો સ્નેહ પરપુરુષ સાથે કે પરનારી સાથે કરશે, તો તે પાપી નરકમાં પડશે, એમાં સંશય નથી. (૨૯)

कवित–जेही पुरुषकों पर प्रमदासें प्रेम लग्यो,
पर पुरुषसें नेह लग्यो जेही नारीकों;
नरक निवास त्रासदायक तिहिको होत,
जगतमें जश न रहत जारीकारीकों;
धिक अवतार ताको होवत धरनी तळ,
जिनही लजायो कुळ तात महतारीकों;
प्रवीन नहीं सो पुनि नहीं रससागर सो,
चुल्हेमें पर्यो चतुरपनो व्यभिचारीको! ॥ ३० ॥

જે પુરુષનો પ્રેમ પરનારી સાથે લાગ્યો, અને જે સ્ત્રીનો પ્રેમ પરપુરુષ સાથે લાગ્યો હોય, તેઓનો નિવાસ ભયંકર નરકમાં થાય છે, જાર કર્મ કરનાનો જગતમાં જશ રહે નહીં, તેઓનો અવતાર ધિક્કારવા લાયક થાય, કે જેઓએ પોતાના માબાપનું કુળ લજાવ્યું. તે સ્ત્રી પ્રવીણ નથી, અને તે પુરુષ પણ **રસસાગર** નથી, અને એવાં વ્યભિચારીનું ચતુરપણું ચૂલામાં પડ્યું. (૩૦)

दोहा–रवि प्रकाश सबकों करे, सो प्रकाशकुं पाइ;
धर्म कर्म धर्मी करे, करे कुकर्म कसाइ. ॥ ३१ ॥
त्यों गुनमय यह ग्रंथको, करहि भिन्न उपयोग;
सो हमकों कछु दोप नहि, लेखहि पंडित लोग. ॥ ३२ ॥

पढ्यो सोइ पदवी चढ्यो, न पढ्यो चढ्यो न होत;
न चढ्यो गिरत न बौत दुख, चढ्यो गिरत दुख बौत. ॥३३॥
तृतिय लहरि आरंभमें, कह्यो कहुं अब अंत;
राधा सोइ प्रवीन हे, सागर राधाकंत. ॥ ३४ ॥
राधेको बर्नन करत, जब मन शंका आइ;
तब शिवगन अरु अप्सरा, चरित्र बात बनाइ. ॥ ३५ ॥

સૂર્ય તો સૌને પ્રકાશ કરે છે, પછી તે પ્રકાશને પામીને ધર્મિ માણસો ધર્મનાં કરે છે, અને કસાઇ જેવા કુકર્મિ કુકર્મ કરે છે. (૩૧) તેમજ ગુણ ભરેલા આ નો કદી કોઈ જૂદો જૂદો ઉપયોગ કરશે, તેમાં કાંઈ અમારો વાંક પંડિત લોકો ગણશે (૩૨) જે ભણ્યો તે પદ્વિયે ચડયો હોય છે, અને જો ન ભણ્યો હોત તો ો ન હોત, અને ચડયો ન હોય તે પડે તો તેને ઝાંઝું દુઃખ થાય નહીં, પણ ચડીને પડે તેને ઘણું દુઃખ થાય છે. (૩૩) આ ગ્રંથની ત્રીજી લહેરની શરુ-તમાં કહ્યું છે, અને વળી હવે છેલ્લીવારે કહુંછું કે, રાધિકાજી એજ પ્રવીણ છે, ે શ્રીકૃષ્ણ રસસાગર છે. (૩૪) પણ રાધિકાજીનું વર્ણન કરતાં અમારા મનમાં રે શંકા આવી, ત્યારે શિવના ગણ (વિચિત્રાનંદ)ના અને (ચિત્રકળા) સરાના ચરિત્રની કથા બનાવી છે. (૩૫)

वेत–जबलों धरनीधर धरनींकों शिर धरे, जबलों भर्यो हे नीर नीरके निधानमें;
जबलों अचल अष्टकुल अचलामें रहे, जबलों आदित्य इन्दु रहे आसमानमें;
जबलों रखे सनेह रमा रमाऽरमनमें, भवा रखे भाव भलो भव भगवानमें;
तबलों सु ग्रंथ यह सो प्रवीनसागरको, जयकार पाओ सदा सगरी जहानमें. ३६

જ્યાં સુધી શેષનાગ પૃથ્વીને માથા ઉપર રાખે, અને જ્યાં સુધી સમુદ્રમાં ભર્યું છે, જ્યાં સુધી આઠકુળના પર્વતો પૃથ્વીમાં રહે, જ્યાં સુધી સૂર્ય અને આકાશમાં રહે, જ્યાં સુધી લક્ષ્મીજી વિષ્ણુમાં પ્રીતિ રાખે, અને પાર્વતીજી મર્થ શિવજીમાં સારો ભાવ રાખે, ત્યાં સુધી આ **પ્રવીણસાગરનો** સારો ૧ તે આખા જગતમાં હમેશાં જયકારને પામો. (૩૬)

दोहा–रमा रमाकोरमन पुनि, भवा रु भव भगवान;
करुनाकर करुना करी, सबको करहु कल्यान. ॥ ३७ ॥

લક્ષ્મીજી અને વિષ્ણુ, પાર્વતીજી અને સમર્થ મહાદેવ, તે કરુણાની ખાણ વાં છે, તેઓ દયા કરીને સર્વેનું કલ્યાણ કરજો. (૩૭)

ત્રિપુરાસુરના શત્રુ દયા ધરીને, રીઝીને, સંપત્તિ આપે, અને તે મૂરખતાને મટાડે અહો, ત્યારે જ તમને વિદ્વાન કરે, તેથી તમને કોઇનો ડર, રાત કે દહાડો દશે દિશાઓમાં રહે નહીં, અને જેવું તમે ચાહો તેવું સુખ પૃથ્વીમાં ભોગવો. (૪૪)

### उपजाति वृत्त.

श्री राजदुर्गाख्य पुराधिनाथो, मेरामणाख्यो यदुवंश जातः ॥
ग्रंथो यमीशांघ्रि रतेन तेन, कृतोस्ति रत्यै रसवज्जनानाम् ॥ ४५ ॥

શ્રી રાજકોટ નામના શહેરના રાજા, શિવના ચરણમાં પ્રીતિ રાખ મેરામણજી જાદવકુળમાં ઉત્પન્ન થયા, તેમણે રસિકજનોની પ્રીતિને વાસ્તે ગ્રંથ કર્યો છે. (૪૫)

गाहा–ग्रंथ प्रयोजन कथनं, श्रुतिफल पुनि ग्रंथको कथनं;
चतुराशित्यभिधानं, पूर्न प्रविनसागरो लहरं. ॥ ४६ ॥

આ ગ્રંથ રચવાનું પ્રયોજન તથા આ ગ્રંથ સાંભળવાનું ફળ કહેવા સંબ પ્રવીણસાગર ગ્રંથની આ ચોરાશીમી લહેર સંપૂર્ણ થઈ. (૪૬)

इतिश्री प्रवीनसागरे ग्रंथप्रयोजन. तथा श्रुतिफल कथनं नामनी चोराशीमी लहेरनी "रसपूर्णा" टीकानो चतुराशीतितमस्तरंगः ॥ ८४ ॥





સમાપ્ત.

# शुद्धिपत्र.

| पृष्ठ. | लीटी. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| २ | २१ | भर | बर |
| १५ | ११ मीमां "પ્રેમને રાખે છે" એ શબ્દો પછી | | "વિવેકસંપન્ન વિરહીજનોરૂપ કદલી વૃક્ષ પ્રેમરૂપ સ્વાતિબિંદુ કપૂર રૂપે માને છે." એમ વાંચવું. |
| २१ | २५ | टढो | टेढो |
| २२ | १२ | शूंग | शृंग |
| २२ | २४ | म्रडु | म्रदु |
| २३ | २८ | ब्राम | वाम |
| ४५ | २६ | वुषा | वृषा |
| ५७ | १६ | खमंध | समॅध |
| ६१ | २५ | अंरिरस | अंगिरस |
| ६७ | १६ | जैस | जैसे |
| ७१ | ५ | उजरंत | उचरंत |
| ७१ | ८ | लाठो | लागे |
| ७१ | १२ | समजी | समजसी |
| ८५ | २१ | आडंबर | अडंबर |
| ८७ | १५ | "धारा–धर" | धाराधर |
| १२९ | १७ | अरषे | अरचे |
| १३२ | ८ | भर | धर |
| १३२ | २३ | बन | मन |
| १४३ | १६ | लघू | लघु |
| १४८ | १९ | मंदाक्रांता | (આ શબ્દ ઉપલી લીટીમાં જૂદો જોઇએ.) |
| १५१ | १३ | कोकली | कोकळी |
| १७७ | १८ | दक | दळ |
| १८१ | २९ | પઠે છે | પડે છે |
| १८३ | १ | चांडनी | चांदनी |
| २४५ | २४ | लखि | लिख |
| २४७ | १९ | ब्रह्मति | ब्रह्मानि |
| २४९ | २१ | उटि | उठि |
| २८५ | २९ | ढारते | ढोरत |
| २८७ | १७ | दुखदायक | दुखदेयत |
| २८९ | ९ | विस,वास | विसवास |
| ,, | १९ | उरझी | उरझी |
| ,, | ३० | न्यवो | वन्यो |
| २९० | २८ | कठोरे | कटोरे |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૯૨ | ૧૨ | જ્યાં હંસ ખાવાને આતુર બની ડોલતા ફરે છે. | ત્યાં જે હંસ ભૂખથી આતુર થયેલો ભટકે છે. |
| ,, | ૨૧ | મહો | મહોરો—મણિ |
| ૪૫૬ | ૧૨ | पठ्यो | पठयो |
| ,, | ૨૩ | समरि | समीर |
| ૪૫૯ | ૧૦ | मुराल | मराल |
| ૪૬૬ | ૮ | ओ गुनवंत | ओगुनवंत |
| ,, | ૧૯ | तो उन | तोउ न |
| ૪૬૭ | ૨૮ | "પવનથી પણ" એ શબ્દો પછી "બુઝાતી નથી, વેદનાના ભેદોના તો કેટલાએ પ્રકારો છે, પરંતુ" એટલા શબ્દો ઉમેરીને વાંચવું. | |
| ૪૭૭ | ૯ | बानी શબ્દ તેની ઉપલી લીટીને અંતે જોઇએ. | |
| ૬૬૯ | ૩ | नागक | नागके |
| ૬૭૨ | ૧૨ | ध्यानक | ध्यानके |
| ૬૭૩ | ૧૧ | દિવસ | દિવસ—સાગર |
| ,, | ,, | કરશો | કરશે. |
| ,, | ૨૩ | જગ | જગરાન |
| ૬૭૪ | ૨૯ | બંધન | બધન |
| ૬૭૫ | ૨ | નલલન | ન લલન |
| ૬૭૬ | ૨૮ | ૬૨૩ | ૬૭૩ |
| ૬૭૭ | ૫ | ૬૨૦ | ૬૭૨ |
| ૬૭૮ | ૬ | ૬૨૦ | ૬૭૨ |
| ,, | ૯ | ૬૧૪ | ૬૬૯ |
| ૬૭૯ | ૧૬ | પરિચય | પરિતાપ |
| ,, | ૧૯ | મલીત | મલિન |
| ૬૮૨ | ૨૪ | હેરશ | હેરશે |
| ૬૮૩ | ૧ | खरट | रवरट |
| ૬૯૧ | ૧૨ | सयानि | सयाने |
| ૬૮૮ | ૨૧ | "નાશવંત છે" એ શબ્દો પછી "અથવા નીતિ ને અનીતિને" એટલું ઉમેરીને વાંચવું. | |
| ૭૦૦ | ૧૧ | मेद | भेद |
| ૭૦૩ | ૧૧ | दग | द्रग |
| ૭૦૬ | ૨૧ | અકનો | અંકનો |
| ૭૦૭ | ૨૬ | प्रमे | प्रेम |
| ૭૧૫ | ૩૦ | એનું | એનું માલતી |
| ૭૧૯ | લીટી ત્રીજીથી નીચે પ્રમાણે એક દોહરો ઉમેરીને વાંચવું. | | |

दोहा—कथा जोगिकी उत रही, अब कहूं प्रविन व्रतंत;
बिछुरनतें बिरहा बढ्यो, बार बार बिलपंत.